

महर्षि कृष्णद्वैपायन वेदव्यासप्रणीत

# श्रीमहाभारत

સરળ ગુજરાતી ભાષાંતર

## भाग ४ थो–द्रोणपर्व



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨



સાત રૂપિયા

# अनुक्रमणिका

## ७–द्रोणपर्व

અધ્યાય વિષય પૃષ્ઠાંક



## प्रतिज्ञापर्व



## जयद्रथवधपर्व

# ग्रंथसेवननो महिमा

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं । किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રથો વાચવા-વિચારવાનુ સદ્ભાગ્ય મળેલુ હોય, તેને ચપળાના (સ્ત્રીના લક્ષ્મીના) શુષ્ક વિનોદ શી ગણતરીમા છે?

'પુસ્તકોમા હુ ગૂથાયેલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હુ કાયર થાત નહિ એટલુ જ નહિ પણ મારા જ્ઞાનમા ઉપયોગી વધારો કરી શકવાથી હુ ઊલટો વધારે સુખચેનમા રહેત હુ માનુ છુ કે, જેને સારા સારા પુસ્તકો વાચવાનો શોખ છે તે ગમે તે જગ્યાએ એકાતવાસ સહેલાઈથી વેઠી શકે છે × × એક પછી બીજુ, એમ પુસ્તકો વાચતા છેવટે તમે અતર્વિચાર પણ કરી શકશો' મ૦ ગા૦

'મને પુસ્તકો વાચવાથી જેવો આનદ મળે છે તેવો આનદ આ જગતમા બીજા કોઈ પણ કામથી નથી મળતો' × × × 'માતૃભાષામા વિવિધ જ્ઞાન આપનારા ગ્રથોનો પ્રચાર થયા વિના કોઈ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીયભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી' × × × બધી જાતની ઉન્નતિનુ મૂળ જ્ઞાનની ઉન્નતિ છે પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજુ કોઈ પણ એવુ સુખ તમે નહિ બતાવી શકો કે જેનુ મૂળ જ્ઞાનની ઉન્નતિ ન હોય' × × × 'સાહિત્ય-ઉદ્યાનના ચતુર માળી થવાનુ સુભાગ્ય જેને પ્રાપ્ત થયુ હોય અથવા જેનુ મન સદૈવ સાહિત્યસરોવરના કમળોની મધુર સુગધથી મસ્ત બનવા લાગ્યુ હોય, તેને તો સાહિત્ય સિવાયના રગીંય સુખો પણ તુચ્છ જ લાગે છે'—બકિમચદ્ર

'ગરીબોને દરિદ્રતામાથી છોડાવવાની, દુખીઓના દુખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માદાઓનુ દર્દ ભુલાવી દેવાની ગ્રથોમા જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણુ કરીને બીજી કોઈ ચીજમા નથી'

—માર્સ્ડન

'ગ્રથો પ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરી રાજ્યમા પહોચવાનો પરવાનો છે'

'ખરાબ ચોપડીઓનુ વાચન, એ તો ઝેર પીવા સમાન છે'

'મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભડારથી જે સતોષ તમને નહિ મળે તે સતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે'

'ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનુ મન પણ નિર્માલ્ય છે એ જ્ઞાનને મેળવવાનુ સર્વોપરિ સાધન વાચન હોવાથી, જે ઘરમા સારા પુસ્તકો નથી તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળા જીવતા મુડદાઓને રહેવાની ઘોર જ છે'

એક વિદ્વાન ઠીક જ કહે છે કે, 'વાચવાની હોશ છોડી દેવાના બદલામા કોઈ મને આખા હિંદુસ્તાનની સપત્તિ આપે, તોપણ હુ તેને કદી છોડુ નહિ'

'પુસ્તકો તરુણાવસ્થામા સુમાર્ગ દેખાડે છે વૃદ્ધાવસ્થામા મનરજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણુ જીવન આપણને નકામુ લાગવા દેતા નથી વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાત કરી નિરાશાનો નાશ કરે છે

ગ્રથોની ઓરડીમા ગયા પછી તમે એમને હાથ નહિ લગાડો તોપણુ એ ગ્રથો જ માનસવાણીથી તમને કહેશે કે, 'અમારામા પુષ્કળ જ્ઞાન ભર્યુ છે તે લો અને વાપરો એટલે તમારુ કલ્યાણ થશે' શુ આ માનસવાણી ઓછી કિંમતી છે?'

'ઉત્તમ ગ્રથો, તેમનુ સેવન કરનારાઓમા ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકાર વૃત્તિને વિસ્તારે છે અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે'

'સુખ, વિદ્યા અથવા પ્રમાણિકતાના પ્રેમીઓએ તો જરૂર પુસ્તકોનો શોખ રાખવો'

'લીલા વનમા ભૂખે મરનાર પશુમા અને આટલા આટલા વાચવાના સાધન છતા જ્ઞાનહીન રહેનાર મનુષ્યમા શો તફાવત?'



॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## ७–द्रोणपर्व

### अध्याय १ लो–द्रोणाभिषेकपर्व

ધૃતરાષ્ટ્રપ્રશ્ન

मंगलाचरणम्। नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम्।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत्॥

ૐનારાયણને, નરોમાં ઉત્તમ એવા નર ભગવાનને અને દેવી સરસ્વતીને નમસ્કાર કરીને 'જય'નું કીર્તન આદરીએ

जनमेजय उवाच। तमप्रतिमसत्त्वोजो बलवीर्यपराक्रमम्।
हतं देवव्रतं श्रुत्वा पांचाल्येन शिखंडिना॥ १॥

જનમેજય બોલ્યા· હે વિપ્રર્ષિ! પાંચાલપુત્ર શિખંડીએ અજોડ ધૈર્ય, મનોબળ, શરીરબળ, વીર્ય અને પરાક્રમવાળા પોતાના પિતા દેવવ્રત ભીષ્મને હણી નાખ્યા છે, એ સાંભળીને ધૃતરાષ્ટ્રરાજની આંખો શોકથી વ્યાકુળ થઈ ગઈ હતી. તો પોતાના પિતા હણાઈ ગયા, ત્યારે તે વીર્યવાને શું કર્યું? હે ભગવન્! તેનો ઐશ્વર્યવાન પુત્ર દુર્યોધન ભીષ્મ અને દ્રોણ આદિ પ્રમુખ મહારથીઓ દ્વારા મહાન ધનુર્ધારી પાંડવોને હરાવીને રાજ્યને ઇચ્છી રહ્યો હતો, તો સર્વ ધનુર્ધરોના શિરમોર એ ભીષ્મ માર્યા ગયા, ત્યારે એ કુરુવંશીએ શું કર્યું? હે તપોધન! તમે મને આ કહો [१-४]

વૈશંપાયન બોલ્યા : પોતાના પિતાને માર્યા ગયેલા સાંભળીને કુરુવંશી રાજા ધૃતરાષ્ટ્ર ચિંતા તથા શોકથી ઘેરાઈ ગયો અને તેને શાંતિ મળી નહિ.[૫] રાત ને દિવસ તે આ દુઃખનો જ વિચાર કરી રહ્યો હતો, એટલામાં વિશુદ્ધ હૃદયનો સંજય રાત્રે છાવણીમાંથી હસ્તિનાપુરમાં પાછો આવી પહોંચ્યો. હે મહારાજ! આમ આવેલા તે સંજયને અંબિકાના પુત્ર રાજા ધૃતરાષ્ટ્રે પૂછ્યું.[૬,૭] તેના ઉત્તરમાં ભીષ્મનું મરણ સાંભળીને ધૃતરાષ્ટ્ર મનમાં અત્યંત દુઃખી થયો અને પોતાના પુત્રોના વિજયની ઇચ્છાથી તે આતુરની પેઠે અત્યંત વિલાપ કરવા લાગ્યો.[૮]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે તાત સંજય! કાળથી પ્રેરાયેલા કૌરવોએ ભયંકર પરાક્રમવાળા મહાત્મા ભીષ્મનો શોક કરીને શું કર્યું? શૂરવીર અને દુરાધર્ષ એવા મહાત્મા ભીષ્મ હણાયા, ત્યારે શોકસાગરમાં ડૂબી ગયેલા કૌરવોએ શું કર્યું?[૯,૧૦] હે સંજય! મહાત્મા પાંડવોનું તે મહા ઉગ્ર સૈન્ય ત્રણેય લોકોને પણ તીવ્ર ભય ઉત્પન્ન કરે તેવું છે.[૧૧] આ તરફ દુર્યોધનના સૈન્યમાં એવો મહારથી પુરુષ કોણ છે કે, તેનો આશ્રય કરીને યોદ્ધાઓ તે મહાભયંકર રણસંગ્રામમાં ત્રાસ ન પામે?[૧૨] હે સંજય! કુરુસિંહ ભીષ્મપિતામહ રણમાં ઢળી પડ્યા, ત્યારે કુરુપક્ષના રાજાઓએ શું કર્યું, તે તું મને કહે.[૧૩]

સંજય બોલ્યો: હે રાજન્! તે રણમાં જ્યારે દેવવ્રત પડ્યા, ત્યારે તમારા પુત્રોએ જે કર્યું તે તમને કહું છું. તમે તે એકચિત્તે સાંભળો. હે રાજન્! સત્યપરાક્રમી ભીષ્મપિતામહ જ્યારે રણભૂમિ ઉપર શેળાઈ પડ્યા, ત્યારે તમારા પુત્રો અને પાંડવો જુદા જુદા વિચાર કરવા લાગ્યા. ક્ષાત્રધર્મનો વિચાર કરીને તેઓ વિસ્મય પામ્યા હતા તેમ હર્ષ પણ પામ્યા હતા. વળી તેમણે પોતાના ધર્મની નિંદા કરી અને અમાપ કર્મવાળા મહાત્મા ભીષ્મને પ્રણામ કર્યા.[૧૪-૧૬] હે નરસિંહ! તેમણે ભીષ્મને માટે મજબૂત ગાંઠાવાળાં બાણો વડે ઉશીકાંવાળી વીરશય્યા રચી.[૧૭] તેમણે ભીષ્મના રક્ષણ માટે ચારે બાજુ રક્ષકો મૂક્યા, પરસ્પર વાતચીત કરી, ગંગાપુત્ર ભીષ્મની સંમતિ લીધી અને તેમની પ્રદક્ષિણા કરી.[૧૮] પછી ક્રોધથી લાલ લાલ આંખવાળા થયેલા તે ક્ષત્રિયો પરસ્પર મળીને ફરી યુદ્ધને માટે નીકળી પડ્યા; કારણ કે તેઓ કાળ વડે જ પ્રેરાયેલા હતા. હવે તરેહતરેહનાં વાજિંત્રોના નાદ સાથે તથા રણભેરીના રણકાર સાથે તમારા પુત્રોનાં તથા શત્રુઓનાં સૈન્યો પણ નીકળી પડ્યાં.[૧૯,૨૦] હે રાજેંદ્ર! ગંગાનંદન ભીષ્મ સૂર્યનારાયણ નમી ગયા તે વખતે ઢળી પડ્યા હતા. છતાં પણ ક્રોધવશ થયેલા અને કાળથી ભાન ખોઈ બેઠેલા એ ભરતશ્રેષ્ઠ રાજાઓ મહાત્મા ગાંગેયનાં હિતકારક વચનોને અવગણીને હથિયારો લઈ લઈને ઉતાવળા ઉતાવળા યુદ્ધ કરવા બહાર પડ્યા.[૨૧,૨૨] તમારા પોતાના તથા તમારા પુત્રના મોહને લીધે તેમ જ ભીષ્મપિતામહના વધને કારણે કૌરવો તથા બીજા સર્વ રાજાઓ જાણે મરણશરણ થઈ ગયા.[૨૩] હિંસક પશુઓથી ભરેલા વનમાં ગોવાળ વિનાનાં બકરાંઓ જેમ મનમાં અત્યંત ઉદાસ થઈ જાય, તેમ ભીષ્મપિતામહ વિનાના થઈ પડેલા તે સર્વ રાજાઓ ત્યાં મનમાં અત્યંત ઉદાસ થઈ ગયા.[૨૪] ભરતશ્રેષ્ઠ ભીષ્મ શેળાઈ પડ્યા એટલે કૌરવોની સેના જાણે નક્ષત્રવિહોણી રાત્રિ જેવી થઈ ગઈ અને વાયુવિહોણા વાદળ જેવી થઈ ગઈ.[૨૫] ત્યારે તે ધાન્યવિહોણી ભૂમિ જેવી થઈ ગઈ; સંસ્કાર (વ્યાકરણ) વિનાની વાણી જેવી થઈ ગઈ અને બલિના પકડાવાથી ઉદાસ થયેલી રાક્ષસસેના જેવી થઈ ગઈ.[૨૬] વળી તે ત્યારે વસ્ત્રાલંકાર વિનાની વરારોહા વિધવા

જેવી થઈ ગઈ, જળ વિનાની સુકી નદી જેવી થઈ ગઈ અને તે વનમાં વરુઓએ ઘેરી લીધેલી તથા માર્યા ગયેલા પતિવાળી વિખૂટી પડેલી મૃગલી જેવી થઈ ગઈ.[૨૭] શરભે+ મારી નાખેલા સિંહવાળી દોઈ મહાન પર્વતગુફા જેમ નિસ્તેજ થઈ જાય, તે પ્રમાણે ભરતશ્રેષ્ઠ ગંગાનંદનના પડવાથી કૌરવોની તે સેના નિસ્તેજ થઈ ગઈ.[૨૮] ત્યારે વીર અને બળવાન પાંડવોએ તાકીતાકીને અત્યંત કાયર કરી દીધેલી તે સેના મહાસાગરમાં ચોપાસથી પવનથી પછડાઈને ડોલી રહેલી નૌકા જેવી જણાતી હતી.[૨૯] તે સમયે તે સેનામાં ઘોડાઓ, રથો તથા હાથીઓ અત્યંત ગભરાટમાં પડી ગયા હતા, લગભગ ઘણા મનુષ્યો મરણ પામ્યા હતા અને સર્વે નાસીપાસ થઈ ગયા હતા.[૩૦] તે સેનામાં સર્વ રાજાઓ તથા અનેક પ્રકારના સૈનિકો ત્રાસ પામી ગયા હતા અને પિતામહ ભીષ્મ વિનાના થઈ ગયેલા હોવાથી તેઓ જાણે પાતાળમાં ડૂબી જતા હોય તેમ દુઃખી જણાતા હતા.[૩૧] તે વખતે કૌરવોએ કર્ણનું સ્મરણ કર્યું, કારણ કે તે ભીષ્મના જેવો જ પરાક્રમી હતો. આપત્તિમાં આવી પડેલા મનુષ્યનું મન જેમ બંધુ પ્રત્યે જાય, તેમ સઘળા કૌરવોનું મન સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ અને વિદ્યા તથા તપથી અગ્નિસમાન તેજસ્વી એવા તે કર્ણ પ્રત્યે ગયું. હે ભારત! આપણા હિતેચ્છુ અને શરીરનો પણ ત્યાગ કરે એવા રાધાનંદન સૂતપુત્ર કર્ણને સર્વ ભરતવંશી રાજાઓ 'કર્ણ! ઓ કર્ણ!' એમ બૂમ મારવા લાગ્યા; કારણ કે ભીષ્મપિતામહ યુદ્ધે ચડ્યા હતા તે દશ દિવસ સુધી મહાયશસ્વી કર્ણ અને તેના બંધુઓ તથા અમાત્યો યુદ્ધમાં ઊતર્યા નહોતા. 'અરે! એ કર્ણને તુરત બોલાવો, વાર ન કરો' એમ તે સર્વ રાજાઓ ત્યાં બુમરાણ કરી રહ્યા હતા. બળવાન અને પરાક્રમશાળી મહારથીઓની ગણતરીને સમયે ભીષ્મપિતામહે સર્વ ક્ષત્રિયોના દેખતાં તે મહાબાહુ કર્ણને અર્ધરથી તરીકે ગણ્યો હતો. ખરી રીતે તો એ નરસિંહ બમણો મહારથી હતો, શૂરવીરોમાં માન્ય હતો અને રથી તથા અતિરથીઓની સંખ્યામાં પણ અગ્રણી હતો. વળી તે અસુરોને અને દેવસ્વામીઓને પણ યુદ્ધમાં જીતવાની હામ ધરતો હતો.[૩૨-૩૭] આમ હે રાજન્! ભીષ્મે એને અર્ધરથી ગણ્યો, ત્યારે કર્ણે તે જ વખતે ક્રોધથી ગંગાપુત્ર ભીષ્મને કહ્યું હતું કે, 'હે કુરુવંશજ! તમે જ્યાં સુધી જીવતા હશો ત્યાં સુધી હું ક્યારેય લડીશ નહિ.[૩૮] હે કૌરવ! જો તમે કદાચ યુદ્ધમાં પાંડવોને મારી નાખશો, તો હું દુર્યોધનની રજા લઈ વનમાં ચાલ્યો જઈશ; અથવા જો તમે પાંડવોને હાથે મરીને સ્વર્ગે જશો, તો તમે જેમને મહારથી માનો છો, તે બધાને હું કેવળ એક રથની જ મદદથી સંહારી નાખીશ.'[૩૯,૪૦] એમ કહીને મહાબાહુ મહાયશસ્વી કર્ણે તમારા પુત્રની સંમતિ લઈને દશ દિવસ સુધી યુદ્ધ કર્યું ન હતું.[૪૧] હે ભારત! અણગણ પરાક્રમવાળા પિતામહ ભીષ્મે યુદ્ધમાં ભયંકર પરાક્રમ પ્રગટાવીને પાંડુપુત્ર યુધિષ્ઠિરના અનેક યોદ્ધાઓનો ઘાણ કાઢી નાખ્યો હતો.[૪૨] પણ મહાન તેજવાળા તથા સત્યપ્રતિજ્ઞાવાળા તે શૂરવીર ભીષ્મ રણમાં પડ્યા, ત્યારે જેમ તરવાની ઇચ્છાવાળા મનુષ્યો વહાણનું સ્મરણ કરે, તેમ તમારા પુત્રોએ કર્ણનું સ્મરણ કરવા માંડ્યું. સર્વ રાજાઓ સહિત તમારા પુત્રો તથા તમારા સૈનિકો 'ઓ કર્ણ' એમ રાડ નાખવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, 'આ તારે પરાક્રમ કરવાનો સમય છે.'[૪૩,૪૪] એ પ્રમાણે ત્યાં ઠેરઠેર સર્વ

+ શરભ એ પુરાણકથામાં વર્ણવેલું પ્રાણી છે. એને આઠ પગ હોય છે અને એ સિંહથી પણ વધારે બળવાન હોય છે.

મહાબળવાન યોદ્ધાઓ પ્રાણને હથેળીમાં રમાડી રહેલા તે રાધાનંદન સૂતપુત્રને એકસાથે સાદ પાડી રહ્યા.[૪૫] આપત્તિકાળમાં મનુષ્યોનું મન જેમ પોતાના બંધુ પ્રત્યે જાય, તેમ આપણા પક્ષના સૌનું મન પરશુરામે શિક્ષિત કરેલા તથા અસ્ત્રવિદ્યામાં અસહ્ય પરાક્રમવાળા તે કર્ણ પ્રત્યે ગયું.[૪૬] હે રાજન્! ગોવિંદ જેમ નિરંતર દેવોનું ભયથી રક્ષણ કરવામાં સમર્થ છે, તેમ તે કર્ણ આપણ સર્વનું તે મહાભયંકર રણમાં રક્ષણ કરવા સમર્થ છે.[૪૭]

વૈશંપાયન બોલ્યા : આમ કર્ણનાં વારંવાર વખાણ કરી રહેલા એ સંજયને રાજા ધૃતરાષ્ટ્રે સર્પ સમાન નિઃશ્વાસ મૂકીને આમ પૂછ્યું.[૪૮]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : આપણા પક્ષના સર્વનું મન આમ જ્યારે કર્ણ પ્રત્યે ગયું, ત્યારે તમે બધા પોતાના પ્રાણને પણ ઓવારી દેનારા એ શૂરવીર સૂતપુત્ર કર્ણને મળ્યા હતા કે?[૪૯] વળી ત્યારે ગભરાટમાં પડી ગયેલા, ત્રાસી ગયેલા, આતુર બનેલા અને રક્ષણની ઇચ્છા કરી રહેલા એવા તમારા બધાઓના મનોરથને એ સત્યપરાક્રમી કર્ણે નિષ્ફળ તો કર્યા નહોતા ને?[૫૦] ભીષ્મના માર્યા જવાથી કૌરવોની અંદર જે કાંઈ અધૂરપ આવી ગઈ હતી, તેને ધનુર્ધરોમાં શ્રેષ્ઠ એવા કર્ણે યુદ્ધમાં પૂરી હતી કે?[૫૧] શત્રુઓને ભય ઉપજાવનારા તે નરસિંહ કર્ણે ભીષ્મની ખાલી પડેલી જગ્યાને પૂરી હતી કે! કેમ કે હે સંજય! તે કર્ણ લોકમાં પુરુષવ્યાઘ્ર કહેવાય છે. કૌરવોના રક્ષણ માટે એ કર્ણે રણસંગ્રામમાં પોતાના પ્રાણને પાથરીને અને સુખને અળગાં કરીને પીડાયેલા તથા વિશેષે કરી આક્રંદ કરી રહેલા પોતાના બાંધવોની તથા મારા પુત્રોની વિજયની આશાને સફળ કરી હતી કે![૫૨,૫૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણાભિષેકપર્વમાં 'ધૃતરાષ્ટ્રનો પ્રશ્ન' નામનો અધ્યાય ૧ લો સમાપ્ત

## अध्याय २ जो

### કર્ણના વીરોદ્ગારો

॥ संजय उवाच ॥

हतं भीष्ममथाधिरथिर्विदित्वा
भिन्नां नावमिवात्यगाधे कुरूणाम् ॥
सोदर्यवत् व्यसनात्सूतपुत्रः
संतारयिष्यंस्तव पुत्रस्य सेनाम् ॥ १ ॥

સંજય બોલ્યો : ભીષ્મને હણાયેલા જાણીને અધિરથના પુત્ર કર્ણે બંધુની પેઠે, અતિ અગાધ મહાસાગરમાં ભાંગી પડેલી નૌકા જેવી કૌરવોની તે સેનાને દુઃખમાંથી તારવાની ઇચ્છા કરી અને તે તમારા પુત્રની સેના તરફ આવી પહોંચ્યો.[૧] હે રાજા! ત્યાં આવી તેણે પુરુષોમાં ઇંદ્ર સરખા તથા અવિચળ વ્રતવાળા શાંતનુકુમાર મહારથી ભીષ્મને રણમાં પડેલા સાંભળ્યા, એટલે ધનુર્ધરોમાં શ્રેષ્ઠ એવો તે શત્રુનાશન કૌરવસેના પાસે આવ્યો.[૨] મહારથીશ્રેષ્ઠ ભીષ્મપિતામહ જ્યારે શત્રુઓને હાથે માર્યા ગયા, ત્યારે પિતા જેમ પુત્રોને તારવા માટે આવી પહોંચે, તેમ કર્ણ પણ સમુદ્રમાં ડૂબવાની અણી ઉપર આવેલી નૌકા જેવી તમારા પુત્રની સેનાને તથા સર્વ કૌરવોને તારવાની ઇચ્છાથી એકદમ ત્યાં આવી પહોંચ્યો.[૩]

કર્ણ બોલ્યો : હે વીરો! ચંદ્ર વિષે જેમ લાંછન સનાતન કાળનું છે, તેમ સદા કૃતજ્ઞ તથા બ્રાહ્મણોના શત્રુઓનો સંહાર કરનારા પિતામહ ભીષ્મ વિષે ધીરજ, બુદ્ધિ, પરાક્રમ, તેજ, સત્ય, સ્મરણશક્તિ, વીર પુરુષોના ગુણો, દિવ્ય અસ્ત્રો, નમ્રતા, પ્રિય વાણી અને ઈર્ષ્યારહિતપણું વગેરે ગુણો સર્વ કાળ માટે હતા. શત્રુવીરોનો સંહાર કરનારા તે ભીષ્મ પણ જ્યારે આ રણમાં રોળાયા છે, ત્યારે હવે હું સર્વ વીરોને પણ રોળાયેલા જ માનું છું.[૪,૫] હે આર્ય! કર્મના અનિત્ય યોગથી આ જગતમાં કોઈ પણ વસ્તુ સ્થિર જ નથી; છતાં મહાવ્રત-

ધારી ભીષ્મ જ્યારે આજ માર્યા ગયા છે, ત્યારે 'આવતી કાલે સૂર્યનો ઉદય થશે' એમ કયો પુરુષ સંશયરહિત થઈને શ્રદ્ધા કરશે? (અર્થાત્ મૃત્યુનો જય કરનારા પિતામહનું પણ જો મૃત્યુ થયું, તો આપણે બધાને જીવવાની આશા તો શાની જ હોય?)[૬] વસુઓ જેવા પ્રભાવવાળા અને વસુઓના જેવા વીર્યથી ઉત્પન્ન થયેલા એ વસુંધરાસ્વામી ભીષ્મ વસુ નામના દેવોની પાસે ચાલ્યા ગયા છે, ત્યારે હવે તમે બધા તમારાં ધન, પુત્ર, પૃથ્વી અને આ સમગ્ર સેનાનો શા માટે શોક કરો છો?[૭]

સંજય બોલ્યો: મહાન પ્રભાવવાળા, વરદાન આપવાવાળા, સમગ્ર લોકના રાજા અને મહાન શત્રુઓને પણ શિક્ષા કરનારા એ અમાપ પરાક્રમી પિતામહ ભીષ્મ જ્યારે રણમાં પડ્યા તેમ જ જ્યારે સમગ્ર ભરતવંશી રાજાઓનો રણમાં પરાજય થયો, ત્યારે કર્ણ મનમાં અત્યંત દુઃખ પામ્યો અને આંસુ ઢાળી ભારે નિસાસા નાખવા લાગ્યો.[૮] હે રાજન્! રાધાનંદનનાં આ વચનો સાંભળીને તમારા પુત્રો અને સર્વ સૈનિકો પરસ્પર મોટા શબ્દથી પોક મૂકવા માંડ્યા અને નેત્રો દ્વારા દુઃખનાં અશ્રુઓને વારંવાર વહેવડાવવા લાગ્યા.[૯] પછી જ્યારે મહાન રણસંગ્રામ ફરી ચાલુ થઈ ગયો અને સર્વ રાજાઓ સેનાઓની અંદર દાખલ થઈ ગયા, ત્યારે સર્વ મહારથીઓમાં શ્રેષ્ઠ એવા કર્ણે સર્વ મહારથીઓને હર્ષ ઉપજાવનારાં આ વચનો કહ્યાં:[૧૦] 'આ જગત અનિત્ય છે અને હમેશાં મૃત્યુ સામે જ દોડી રહ્યું છે,' આમ વિચારતાં મને કોઈ પણ વસ્તુ સ્થિર જણાતી નથી. જો એમ ન હોય, તો તમારા જેવા વીર પુરુષો પાસે ઊભા છતાં, પર્વત સમાન પ્રકાશવાળા એ કુરુશ્રેષ્ઠ ભીષ્મ આ રણસંગ્રામમાં કેમ રોળાઈ પડ્યા?[૧૧] પૃથ્વી પર ઉદય પામેલા બીજા સૂર્ય જેવા એ મહારથી શાંતનુકુમારને આ રણમાં રોળી પાડવામાં આવ્યા છે એટલે હવે વૃક્ષો જેમ પર્વતને ઉથલાવી પાડનાર પવનને સહન કરવા સમર્થ નથી, તેમ આ સર્વ રાજાઓ અર્જુનને સહન કરવા સમર્થ નથી.[૧૨] છતાં માર્યા ગયેલા આગેવાનવાળાં, દુઃખિત સ્વરૂપવાળાં તથા શત્રુઓએ નાશ પમાડેલા ઉત્સાહવાળાં આ કૌરવોનાં સૈન્યોનું મહાત્મા ભીષ્મની પેઠે મારે સંગ્રામમાં રક્ષણ કરવું જ જોઈએ. આ બધો ભાર આજે મારા પર પડ્યો છે અને આ સર્વ જગતને હું અનિત્ય જોઉં છું. વળી રણકુશળ ભીષ્મપિતામહ રણમાં પડ્યા છે, ત્યારે આવે પ્રસંગે હું શા માટે ભય રાખું?[૧૩,૧૪] આ રણમાં ઘૂમીને હું તે કુરુશ્રેષ્ઠ પાંડવોને સીધી ગતિવાળાં બાણોથી યમરાજને ઘેર દાખલ કરી દઈશ અને આ જગતમાં ઉજ્જ્વળ યશ પ્રકટાવીને સ્થિતિ કરીશ, અથવા તો શત્રુઓથી માર્યો જઈને હું પૃથ્વીની પથારી કરીશ.[૧૫] યુધિષ્ઠિરમાં ધીરજ, બુદ્ધિ, સત્ય અને પરાક્રમ છે અને ભીમસેનમાં સો હાથીના જેટલું પરાક્રમ છે. અર્જુન દેવરાજ ઇંદ્રનો પુત્ર છે અને સાથે જુવાન છે; દેવો પણ તેના બળને સહેલાઈથી જીતી શકે તેમ નથી.[૧૬] વળી આ રણમાં પાંડવસેનાને વિશે સાક્ષાત યમરાજ સરખા નકુલ અને સહદેવ છે, તેમ જ સાત્યકિ અને દેવકીનંદન કૃષ્ણ પણ છે. કોઈ કાયર પુરુષ તો એ સૈન્ય સામે જઈ જ શકે નહિ અને કદાચ જો કોઈ જાય તો તે મૃત્યુના મુખમાંથી જીવતો પાછો ફરે જ નહિ.[૧૭] મનસ્વીઓ જેમ વૃદ્ધિ પામેલા તપનો તપથી જ બાધ કરે છે, તેમ શૂરવીરો સામા બળનો બળથી જ બાધ કરે છે. મારું મન પણ એ શત્રુઓનું નિવારણ કરવામાં તથા મારું પોતાનું રક્ષણ કરવામાં પર્વત સમાન અચળ છે.[૧૮] (હવે કર્ણ પોતાના સારથિ પ્રત્યે કહે છે:) હે સારથિ! આમ મારું

મન અનુકૂળ છે, તેથી હું આજે શત્રુઓ સામે જઈને તેમના પ્રભાવને ખાળી દઈશ અને તેમને પરાજય પમાડીશ. મારે મારા મિત્રોનો દ્રોહ સહન નહિ કરવો જોઈએ. જે સમયે સૈન્યમાં ભંગાણ પડે, તે સમયે જે આવીને ઊભો રહે, તે જ ખરો મિત્ર છે.[૧૯] આજે હું સત્પુરુષોને યોગ્ય શ્રેષ્ઠ કાર્ય કરીશ અને મારા પ્રાણોનો ત્યાગ કરીને ભીષ્મની પાછળ જઈશ. હું યુદ્ધમાં સર્વ શત્રુઓના સમુદાયોને હણી નાખીશ, અથવા તે શત્રુઓને હાથે મરીને હું વીરલોકને પામીશ.[૨૦] જ્યારે કોઈ પણ 'મારું રક્ષણ કરો, રક્ષણ કરો' એવો પોકાર કરે ત્યારે તેને માટે, રડતાં સ્ત્રીબાળકો માટે, નષ્ટ થયેલા પુરુષાર્થવાળા માટે અને દુર્યોધન માટે મારે યુદ્ધ કરવું જ જોઈએ, એમ હું સમજું છું. માટે હે સારથિ! આપણા રાજા દુર્યોધનના શત્રુઓને આજે હું જીતીશ.[૨૧] વળી ભયંકર સ્વરૂપવાળા આ રણમાં હું કૌરવોને રક્ષીશ, પાંડુપુત્રોનો સંહાર કરીશ, સર્વ શત્રુઓના સમુદાયોનો નાશ કરીશ અને છેવટે મારા પ્રાણોને પણ અકારા કરીને હું દુર્યોધનને રાજ્ય આપીશ. તું મને મણિ અને રત્નોથી પ્રકાશતું અને ઝળહળતા સુવર્ણનું ઘડેલું વિચિત્ર કવચ પહેરાવ, તું મને મસ્તકે ધારણ કરવાના સૂર્ય સમાન પ્રભાવાળા ટોપને પણ પહેરાવ; તું મને ધનુષ્ય ધારણ કરાવ અને તું મને અગ્નિ તથા ઝેરી નાગ જેવાં બાણોને સજાવ.[૨૨,૨૩] વળી તું બાણોથી ભરેલા સોળ ભાથાઓને મારી પાછળ બાંધી દે; દિવ્ય ધનુષ્યો લાવ અને તલવાર, શક્તિ, ભારે ગદાઓ તથા સુવર્ણથી મઢેલા વિચિત્ર નાળવાળા શંખને લાવ.[૨૪] આ સોનાની અદ્દભુત સાંકળને, કમળના ચિહ્નવાળા જયસૂચક દિવ્ય ધ્વજને, સારી રીતે ગૂંથેલી તથા ઝાલરવાળી એવી અદ્દભુત માળાને તેમ જ માંગલિક ડાંગરને તું કોમળ વસ્ત્રોથી લૂછી ચકચકિત કરીને લાવ.[૨૫] વળી હે સારથિ! આ જે ઘોડાઓ ઉજ્જવળ વાદળના જેવા વર્ણવાળા છે, જે પુષ્ટ છે, જે મંત્રપૂર્વક પવિત્ર જળથી સ્નાન પામ્યા છે, જે ઉતાવળા જનારા છે અને જે રંગબેરંગી સુવર્ણના અલંકારોથી શણગારેલા છે, તે ઉત્તમ ઘોડાઓને તું જલદી રથમાં જોડી લાવ.[૨૬] વળી સૂર્ય તથા ચંદ્ર જેવા પ્રકાશવાળાં રત્નોથી જડેલા, સુવર્ણની માળાઓથી વીંટાયેલા અને યુદ્ધની અંદર ઉપયોગી થઈ પડે તેવા પદાર્થોથી યુક્ત એવા એ ઉત્તમ રથને તું ઘોડાઓ જોડીને ઝટ લઈ આવ.[૨૭] વળી તું વેગવાળાં અદ્દભુત ધનુષ્યો લાવ, સારી રીતે બાંધેલી ઉત્તમ દોરીઓ લાવ, બાણોથી ભરેલા મોટા મોટા ભાથાઓ લાવ, કવચો લાવ અને યુદ્ધપ્રયાણ માટે યોગ્ય એવું દહીંથી આખું ભરેલું કાંસાનું તથા સોનાનું એ વીરપાત્ર પણ તરત લઈ આવ. અરે ઓ! તું એક વિજયમાળ લાવ, તેને મારા શરીરે પહેરાવ અને તું વિજયને માટે ઝટઝટ રણભેરી વગડાવ. ઓ સારથિ! જે સ્થળે કિરીટધારી અર્જુન, ભીમ, યુધિષ્ઠિર, નકુલ અને સહદેવ ઊભા છે, તે સ્થળે તું મને લઈ ચાલ. સંગ્રામમાં શત્રુઓને ભેટીને હું કાં તો તેમને હણી નાખીશ, અથવા તેમને હાથે માર્યો જઈને ભીષ્મની પાસે પહોંચી જઈશ.[૨૮-૩૦] જે સૈન્યમાં સત્ય અને વૈર્યવાળા રાજા યુધિષ્ઠિર સામે ઊભા છે, જેમાં ભીમસેન, અર્જુન, નકુલ અને સહદેવ ઊભા છે, જેમાં શ્રીકૃષ્ણ છે, સાત્યકિ છે તેમ જ બીજા સંજયયોદ્ધાઓ સામે ઊભા છે, તે સૈન્યને આપણા પક્ષના બીજા રાજાઓ જીતી શકે તેમ નથી, એમ હું માનું છું.[૩૧] સર્વનો સંહાર કરનારા સાક્ષાત્ મૃત્યુદેવ પણ સદા સાવધાન રહીને જો કદાચ અર્જુનનું રક્ષણ કરશે, તોપણ હું આ યુદ્ધમાં અર્જુનનો ભેટો કરીશ અને કાં તો તેનો નાશ કરીશ અથવા ભીષ્મને માર્ગે યમરાજા પાસે

ચાલ્યો જઈશ.[૩૨] હું અવશ્ય તે શૂરવીર પાંડવોના મધ્યમાં જઈશ. આથી હું અત્યારે જ કહી દઉં છું કે, જેઓ મિત્રદ્રોહી હોય, દુર્બળ ભક્તિવાળા હોય, પાપી હોય તેઓ મારા સહાયક ન હો![૩૩]

સંજય બોલ્યો: પછી દેવગણોથી પૂજાતા ઇંદ્રની જેમ જેને કૌરવો પૂજી રહ્યા હતા, એવો તે મહારથીશ્રેષ્ઠ, ઉગ્ર ધનુંધારી અને મહાત્મા કર્ણ સમૃદ્ધિમાન, મજબૂત દાંડીવાળા, સોને મઢેલા, ધજાવાળા અને પવનવેગી ઉત્તમ ઘોડાઓ જોડેલા સુંદર તથા ઉત્તમ રથમાં બેઠો અને ત્યાંથી વિજયને માટે ચાલ્યો. હવે રણભૂમિ ઉપર ભરતશ્રેષ્ઠ ભીષ્મ જ્યાં પડ્યા હતા, ત્યાં તે જઈ પહોંચ્યો.[૩૪] સૂર્ય સમાન અમાપ તેજવાળો એ કર્ણ ત્યારે સુવર્ણ, મોતી, મણિ અને રત્નોની માળાવાળા, વરૂથવાળા,× ધજાવાળા, મેઘ સમાન શબ્દવાળા તથા શ્રેષ્ઠ ઘોડાઓ જોડેલા તે મહાન રથમાં અગ્નિના જેવી કાંતિથી ઝળહળતો હતો. આમ તે અગ્નિ સમાન પ્રભાવવાળા સુંદર રથમાં બેઠેલો એ અધિરથનો પુત્ર મહારથી ધનુર્ધર કર્ણ વિમાનમાં બેઠેલા સાક્ષાત્ ઇંદ્રની જેમ શોભી રહ્યો હતો.[૩૫-૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાન્તર્ગત દ્રોણાભિષેકપર્વમાં 'કર્ણનું નિર્યાણ' નામનો અધ્યાય ૨ જો સમાપ્ત

## अध्याय ३ जो

### ભીષ્મ પ્રત્યે કર્ણનાં વચન

॥ सजय उवाच ॥

**शरतल्पे महात्मानं शयानममितौजसम् ।**
**महावातसमूहेन समुद्रमिवशोषितम् ॥ १ ॥**

સંજય બોલ્યો: આમ હે ધૃતરાષ્ટ્રરાજ! કર્ણ રથમાં બેસીને ભીષ્મપિતામહની બાણશય્યાવાળા સ્થાને પહોંચ્યો. ત્યાં તેણે એ પિતામહને બાણશય્યા પર સૂતેલા જોયા. અમાપ તેજવાળા, પ્રલયકાળના મહાન વાયુએ સૂકવી નાખેલ સમુદ્રના જેવા જણાતા, સર્વ ક્ષત્રિયોના મહાન કાળ સરખા એ મહાન ધનુર્ધારી મહાત્મા ભીષ્મને અર્જુને દિવ્ય અસ્ત્રોથી પાડી નાખ્યા, એ જોઈને અગાધ સમુદ્રનો પાર નહિ પામવાથી કોઈ છાછરા બેટની ઇચ્છા કરનારા મનુષ્યો જેવા તમારા પુત્રોની જયની આશા, સુખ અને કવચો એકીસાથે ભાંગી ગયાં હતાં.[૧-૩] તે પિતામહ યમુનાના પ્રવાહના જેવાં બાણોના સમૂહથી ભરાઈ ગયા હતા. ઇંદ્રદેવે પોતાના વજ્રથી જાણે અસહ્ય મૈનાક પર્વતને પૃથ્વી પર પાડી દીધો હોય, તેમ અર્જુને ભીષ્મને નીચે પાડી દીધા હતા.[૪] એ ભીષ્મ આકાશમાંથી પૃથ્વી ઉપર પડેલા સૂર્ય જેવા જણાતા હતા અને પૂર્વે વૃત્રાસુરે જેમ ઇંદ્રને ઓચિંતો હરાવ્યો હતો, તેમ અર્જુને તેમને ઓચિંતા હરાવ્યા હતા.[૫] પૂર્વે અકસ્માત્ વૃત્રાસુરે જીતેલો જાણે ઇંદ્ર હોય, તેમ યુદ્ધની અંદર ભીષ્મનું આ પતન સર્વ સૈન્યને મોહ ઉપજાવનારું હતું. સર્વ સૈન્યોમાં શ્રેષ્ઠ, સર્વ ધનુર્ધરોમાં ચિહ્નરૂપ, અર્જુનનાં બાણોથી ભરાઈ ગયેલા, વીરશય્યામાં સૂતેલા અને મહાન વ્રતવાળા તમારા એ વીર પિતા પુરુષશ્રેષ્ઠ ભીષ્મને જોઈને અધિરથપુત્ર કર્ણ રથમાંથી ઝટપટ ઊતરી પડ્યો. ભરતવંશીઓમાં મહાકાંતિમાન એવો તે કર્ણ ત્યાં ભારે વેદના પામ્યો અને આંસુથી તેનું ગળું ભરાઈ આવ્યું. બે હાથ જોડી રાખીને વંદન કરતો રહીને તે આ પ્રમાણે તૂટ્યાફૂટ્યા શબ્દોમાં બોલ્યો: 'હે ભરતવંશી પિતામહ! આપનું મંગલ હો. આ હું કર્ણ આપની પાસે આવ્યો છું. પવિત્ર અને કલ્યાણકારી વાણીથી આપ મારી સાથે બોલો. આપ મને કૃપાદૃષ્ટિથી જુઓ. અરેરે! આ જગતમાં કોઈ પણ મનુષ્યને તેનાં

× શત્રુના પ્રહારમાંથી રથનું રક્ષણ કરવા માટે રથને ફરતું કરેલું લોઢા વગેરેનું આવરણ

શુભ કૃત્યોનું ફળ મળતું નથી; કારણ કે આપ જેવા ધર્મપરાયણ વૃદ્ધ વડીલ આજે આ સ્થિતિએ પૃથ્વી પર સૂતા છો. હે કુરુશ્રેષ્ઠ! કોશનો સંગ્રહ કરવામાં, હિતચિંતક વિચારોમાં, સૈન્યોના વ્યૂહ રચવામાં તથા અનેક જાતની યુદ્ધકળાઓમાં હું કુરુઓમાં આપના સરખો બીજો કોઈ પણ પુરુષ જોતો નથી. શુદ્ધ બુદ્ધિથી યુક્ત થયેલા આપ જ કૌરવોને આ આવી પડેલા ભયમાંથી તારનારા હતા. હવે હે ભરતશ્રેષ્ઠ! અનેક યોદ્ધાઓનો સંહાર કરીને આપ જ્યારે પિતૃલોક ભણી સિધાવશો, ત્યારે આજ દિવસ સુધી ક્રોધે ભરપૂર રહેલા એ પાંડવો વાઘો જેમ મૃગલાંનો ઘાણ કાઢી નાખે છે, તેમ બિચારા કૌરવોનો ઘાણ કાઢી નાખશે. વજ્રને ધારણ કરનારા ઇંદ્રથી જેમ અસુરો ત્રાસ પામે છે, તેમ કૌરવો અર્જુનના ગાંડીવના ઘોષના વીર્યને જાણીને ત્રાસ પામશે. હવે ગાંડીવધનુષ્યમાંથી છૂટેલાં વજ્ર જેવાં બાણોનો શબ્દ કૌરવોને તેમ જ બીજા રાજાઓને થથરાવી મૂકશે. હે વીર! પ્રદીપ્ત થયેલી મહાન જ્વાળાઓવાળો અગ્નિ જેમ વૃક્ષોને બાળી મૂકે છે, તેમ કિરીટધારી અર્જુનનાં બાણો હવે ધૃતરાષ્ટ્રના પુત્રોને બાળી મૂકશે. વાયુ અને અગ્નિ બન્ને ભેગા થઈને વનમાં જે જે સ્થળે પ્રગટે છે, તે તે સ્થળે તેઓ લતાઓ, ઘાસો અને વૃક્ષોને બાળી મૂકે છે. નિઃસંશય પૃથાપુત્ર અર્જુન એવો જ ભડભડી ઊઠેલો અગ્નિ છે. તેમ હે નરસિંહ! શ્રીકૃષ્ણ વાયુ સમાન છે, એ નિઃસંદેહ છે. હે ભારત! શ્રીકૃષ્ણના પાંચજન્ય શંખના ઘોષને તથા અર્જુનના ગાંડીવ ધનુષ્યના ટંકારને સાંભળીને સર્વ સૈન્યો ત્રાસ પામી જશે. હે વીર! શત્રુઓનો સંહાર કરનારા કપિધ્વજ અર્જુનના રણભૂમિ પર ઉલ્લસી રહેલા રથના શબ્દને સહન કરવાને હવે આપના વિના બીજો કોઈ પણ રાજા સમર્થ થશે નહિ. જે અર્જુનનાં દિવ્ય કર્મોનું મોટા શૂરવીર પુરુષો પણ કથન કર્યા કરે છે, તે અર્જુન સામે યુદ્ધ કરવા માટે આપના વિના હવે બીજો કોઈ પણ રાજા સમર્થ નથી. એ અર્જુને નિવાત-કવચ આદિ મહાન રાક્ષસોની સાથે અને મહાત્મા શ્રીશંકર સાથે યુદ્ધ કર્યું છે અને તે શંકર પાસેથી જ પાપાત્મા પુરુષોને દુર્લભ એવું વરદાન સુદ્ધાં મેળવ્યું છે. પૂર્વે ક્ષત્રિયોનો સંહાર કરનારા તથા દેવો અને દાનવોના ગર્વને ઉતારનારા મહાભયંકર પરશુરામને પણ આપ વીર્યશાળીએ હરાવ્યા હતા; છતાં પણ આપ એ અર્જુનને જીતી શક્યા નથી. તો તે અર્જુનને આ રણસંગ્રામમાં બીજો કયો પુરુષ જીતી શકશે?[૬-૨૪] એ યુદ્ધકુશળ અર્જુનને હું સહન કરી શકું તેમ તો નથી જ; છતાં જો આપની આજ્ઞા થાય તો આંખોને આંજી નાખનારા ઝેરી સરપના જેવા અત્યંત ભયંકર તે શૂર અર્જુનને હું અસ્ત્રના બળથી હણી શકીશ.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણાભિષેકપર્વમાં 'કર્ણનું વાક્ય' નામનો અધ્યાય ૩ જો સમાપ્ત

## अध्याय ४ थो

### ભીષ્મે કર્ણને યુદ્ધ કરવા આજ્ઞા આપી

॥ संजय उवाच ॥

तस्य लालप्यमानस्य कुरुवृद्धः पितामहः ।
देशकालोचितं वाक्यमब्रवीत्प्रीतमानसः ॥ १ ॥

સંજય બોલ્યો: કર્ણે આ પ્રમાણે વારંવાર કહ્યું, ત્યારે કુરુવૃદ્ધ ભીષ્મપિતામહે પ્રસન્નચિત્ત થઈને દેશ અને કાળને યોગ્ય એવાં આ વચનો કહ્યાં:[૧] 'હે કર્ણ! સરિતાઓને જેમ સમુદ્ર આશ્રયરૂપ છે, નક્ષત્રોને જેમ સૂર્ય આશ્રયરૂપ છે, સત્યને જેમ પુરુષો આશ્રયરૂપ છે, બીજોને જેમ ઉદાર પૃથ્વી આશ્રયરૂપ છે અને સર્વ જનોને જેમ મેઘ આશ્રયરૂપ છે, તેમ તું સર્વ મિત્રોને આશ્રયરૂપ થા. દેવો જેમ ઇંદ્રની

પાછળ જીવે છે, તેમ તારા બાંધવો તારી પાછળ જીવો.[૨,૩] શત્રુઓનો તું માનભંજન થા અને મિત્રોનો તું આનંદવર્ધન થા. વિષ્ણુ જેમ દેવતાઓનો આધાર છે, તેમ તું કૌરવોનો આધાર થા.[૪] હે કર્ણ! પૂર્વે રાજપુર જઈને દુર્યોધનના જયની ઇચ્છાથી તેં તારા બાહુબળના પરાક્રમથી કાંબોજ યોદ્ધાઓને જીત્યા હતા.[૫] વળી ગિરિવ્રજમાં રહેલા નગ્નજિત વગેરે રાજાઓને તથા અંબષ્ઠોને, વિદેહોને અને ગાંધારોને પણ તેં હરાવ્યા હતા.[૬] હે કર્ણ! હિમાલયરૂપ કિલ્લામાં ભરાઈ રહેનારા રણસંગ્રામમાં મહાભયંકર એવા કિરાતોને પણ તેં દુર્યોધનના તાબામાં આણ્યા હતા.[૭] તેં યુદ્ધમાં ઉત્કલ, મેકલ, પૌંડ્ર, કલિંગ, આંધ્ર, નિષાદ, ત્રિગર્ત અને બાહ્લિક આદિ ઘણા યોદ્ધાઓને પણ જીત્યા હતા.[૮] હે કર્ણ! તેં મહાતેજસ્વીએ દુર્યોધનનું હિત ઇચ્છીને તે તે સંગ્રામોમાં અનેક વીરોને પરાજય આપ્યો હતો.[૯] હે તાત! જ્ઞાતિ, કુળ અને બાંધવો સાથેનો દુર્યોધન જેમ સર્વ કૌરવોનો આધાર છે, તેમ તું પણ સર્વ કૌરવોનો આધાર થા.[૧૦] જા, હું તને કહું છું કે, તું તારા શત્રુઓ જોડે સુખેથી યુદ્ધ કર. તું યુદ્ધમાં કૌરવોને પણ યોગ્ય શિક્ષણ આપ અને દુર્યોધનને જય અપાવ.[૧૧] જેમ દુર્યોધન અમારો પાત્ર છે, તેમ તું પણ અમારા પૌત્ર સરખો જ છે. જે પ્રમાણે અમે ધર્મથી તે દુર્યોધનના પૂજ્ય છીએ, તે જ પ્રમાણે અમે ધર્મથી તારા પણ પૂજ્ય છીએ.[૧૨] હે નરશ્રેષ્ઠ! જગતમાં યોનિના સંબંધ કરતાં (એટલે એક જ ઉદરમાં જન્મ આદિના સંબંધ કરતાં) સત્પુરુષોનો સત્પુરુષોની સાથેનો સંબંધ ઉત્તમ છે, એમ વિદ્વાનો કહે છે.[૧૩] માટે સત્યપ્રતિજ્ઞાવાળો થઈને તથા 'આ મારું છે' એમ નિશ્ચય કરીને તું દુર્યોધનની પેઠે કૌરવોના સૈન્યનું પાલન કર.[૧૪]

ભીષ્મપિતામહનાં આ વચન સાંભળી, સૂર્યપુત્ર કર્ણ તેમના ચરણમાં વંદન કરીને સર્વ ધનુર્ધરોની પાસે ગયો.[૧૫] ત્યાં તેણે મનુષ્યોના સમુદાયનું અતુલ મહાસ્થાન જોયું અને વ્યૂહરચનામાં ગોઠવાયેલા તથા અસ્ત્રશસ્ત્રથી સજ્જ થયેલા સૈન્યને ધીરજ આપી.[૧૬] ત્યાં મહાબાહુ કર્ણને સર્વ સૈન્યોના મોખરામાં આવેલો જોઈને દુર્યોધન આદિ સર્વ કૌરવો હર્ષમાં આવી ગયા.[૧૭] આમ યુદ્ધ કરવા માટે આવીને ઊભેલા એ મહાત્મા કર્ણને જોઈને કૌરવોએ સિંહનાદની ગર્જનાઓથી, બાહુઓને ઠોકવાથી તથા અનેક પ્રકારના ધનુષ્યોના શબ્દોથી તેનું સન્માન કર્યું.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણાભિષેકપર્વમાં 'કર્ણનું આશ્વાસન' નામનો અધ્યાય ૪થો સમાપ્ત

## અધ્યાય ૫મો
### નવા સેનાપતિની યોજનાની ભાંજગડ

॥ સંજય ઉવાચ ॥

रथस्थं पुरुषव्याघ्रं दृष्ट्वा कर्णमवस्थितम् ।
हृष्टो दुर्योधनो राजन्निदं वचनमब्रवीत् ॥ १ ॥

સંજય બોલ્યોઃ હે રાજન્! રથમાં બેઠેલા નરસિંહ કર્ણને પોતાની સામે આવેલો જોઈને દુર્યોધન હર્ષમાં આવી ગયો અને આ વચન બોલ્યોઃ[૧] 'હે કર્ણ! હવે તારા રક્ષણ તળે રહેલા મારા સૈન્યને હું સનાથ (અર્થાત્ નેતાવાળું) માનું છું. હવે આપણે આગળ ઉપર શું યોગ્ય અને હિતકારક કરવું જોઈએ તેનો તું વિચાર કર.[૨]

કર્ણ બોલ્યોઃ હે પુરુષસિંહ મહારાજ! તમે જ સૌથી વિશેષ બુદ્ધિમાન્ છો, તમે જ અમને કહો; કેમ કે મુખ્ય સ્વામી કાર્યને જેવું જોઈ શકે છે, તેવું બીજો જોઈ શકતો નથી.[૩] હે નરનાથ! અમે બધા તમારાં વચનને સાંભળવા ઇચ્છીએ છીએ. તમે ન્યાય વિનાનું વચન નહિ જ બોલો એવું મારું માનવું છે.[૪]

દુર્યોધન બોલ્યો : વય, પરાક્રમ અને શાસ્ત્રથી યુક્ત એવા ભીષ્મપિતામહ આપણી સેનાના નાયક હતા. હે કર્ણ ! તે મહાયશસ્વી મહાત્મા-એ સર્વ યોદ્ધાઓને સાથે રાખીને દશ દિવસ સુધી યુદ્ધ કર્યું અને મારા શત્રુઓનો સંહાર કરી અમારું રક્ષણ કર્યું.[૫,૬] અતિ અશક્ય કર્મને કરનારા તે ભીષ્મ સ્વર્ગે જવા નીકળ્યા છે, તો હવે તેમના પછી તું કોને સેનાના નાયક તરીકે માને છે?[૭] હે રણશ્રેષ્ઠ! નાવિક વિનાની નાવ જેમ એક ઘડીભર પણ જળમાં ટકી શકતી નથી, તેમ નાયક વિનાની સેના પણ એક ઘડીભર યુદ્ધમાં ટકી શકતી નથી.[૮] જેમ સુકાની વિનાની હોડી અને સારથિ વિનાનો રથ ગમે તેમ જાય છે, તેમ જ સેનાપતિ વિનાનું સૈન્ય પણ ફાવે તેમ નાસભાગ કરે છે.[૯] જેમ કોઈ આગેવાન વિનાનો સઘળો કાફલો સર્વ કષ્ટો પામે છે, તેમ નાયક વિનાની સેના પણ સર્વ કષ્ટો પામે છે.[૧૦] માટે તું મારા આ સર્વ મહાત્મા પુરુષોમાં શાંતનુ-પુત્ર ભીષ્મ પછી સેનાપતિ થાય તેવા યોગ્ય પુરુષને શોધી કાઢ.[૧૧] આ યુદ્ધમાં તું જે પુરુષને સેનાના નાયક તરીકે કહીશ, તેને અમે બધા એકસાથે નીમીશું એમાં સંશય નથી.

કર્ણ બોલ્યો : આ સર્વ રાજાઓ મહાપુરુષો છે, મહાત્માઓ છે અને સર્વે સેનાપતિપદને યોગ્ય જ છે. એમાં કંઈ જ વિચારવાપણું નથી. આ બધા વીરપુરુષો કુળ, શરીર, જ્ઞાન, બળ, પરાક્રમ અને બુદ્ધિથી યુક્ત છે, શાસ્ત્રોને જાણનારા છે, બુદ્ધિમાન છે તેમ જ યુદ્ધમાં પાછી પાની ન કરનારા છે.[૧૨-૧૪] પરંતુ તે બધાને કંઈ એકી-સાથે સેનાપતિ નીમી શકાય નહિ; એટલે જેનામાં કંઈક અંશે વિશેષ ગુણો હોય તેને જ સેનાપતિ કરવો જોઈએ.[૧૫] તમે જો એકબીજાની સ્પર્ધા કરનારા આ રાજાઓમાંથી કોઈ એકને સેનાપતિ કરશો, તો બાકીના બધા મનમાં ઉદાસ થઈ જશે. પછી તેઓ તમારા હિતસ્વી હોવા છતાં ચિત્ત રાખીને યુદ્ધ કરશે નહિ એ સ્પષ્ટ છે.[૧૬] માટે સર્વ યોદ્ધાઓના ગુરુ, વૃદ્ધ, શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા આ આચાર્ય દ્રોણને સેનાપતિ કરવા યોગ્ય છે, તેમ જ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ અને દુર્ધર્ષ એવા આ દ્રોણાચાર્ય જ્યાં સુધી ઊભા છે, ત્યાં સુધી બીજો કયો પુરુષ સેનાપતિ થઈ શકે? કારણ કે એ આચાર્ય નીતિમાં બૃહસ્પતિ અને શુક્રાચાર્ય જેવા છે. હે ભારત ! આ સર્વ રાજાઓમાં એવો કોઈ પણ યોદ્ધો નથી કે તે યુદ્ધે ચડેલા દ્રોણાચાર્યની પાછળ ન જાય. હે રાજન્! આ દ્રોણાચાર્ય સેનાપતિઓમાં શ્રેષ્ઠ છે, શસ્ત્ર-ધારીઓમાં શ્રેષ્ઠ છે, બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ છે અને તમારા ગુરુ છે.[૧૭-૨૦] માટે હે દુર્યોધન ! પૂર્વે અસુરોને જીતવાની ઇચ્છાવાળા દેવોએ જેમ કાર્તિકસ્વામીને સેનાપતિ કર્યા હતા, તેમ તમે પણ દ્રોણાચાર્યને ઝટ સેનાપતિ કરો.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત દ્રોણાભિષેકપર્વમા 'કર્ણનું વાક્ય' નામનો અધ્યાય ૫ મો સમાપ્ત

## અધ્યાય ૬ ઠ્ઠો

### દુર્યોધને દ્રોણાચાર્યને આપેલું પ્રોત્સાહન

॥ સંજય ઉવાચ ॥

कर्णस्य वचनं श्रुत्वा राजा दुर्योधनस्तदा ।
सेनामध्यगतं द्रोणमिदं वचनमब्रवीत् ॥ १ ॥

સંજય બોલ્યો : ત્યારે કર્ણનાં એ વચન સાંભળીને દુર્યોધનરાજ સેનાની મધ્યમાં રહેલા દ્રોણાચાર્યને આ વચન કહેવા લાગ્યો.[૧]

દુર્યોધન બોલ્યો : ઉત્તમ બ્રાહ્મણવર્ણ, શ્રેષ્ઠ કુળમાં જન્મ, શાસ્ત્રાભ્યાસ, વય, બુદ્ધિ, પરાક્રમ, દક્ષતા, અજેયપણું, અર્થજ્ઞાન, નીતિ, જય, તપ અને કૃતજ્ઞતા એ સર્વ ગુણોથી આપ વૃદ્ધ છો. આપ સમાન બીજો કોઈ પણ પુરુષ આ રાજાઓનો

યોગ્ય રક્ષક નથી.[૨,૩] માટે હે બ્રાહ્મણશ્રેષ્ઠ! ઇંદ્ર જેમ દેવોનું રક્ષણ કરે છે, તેમ આપ અમારું રક્ષણ કરો. આપની આગેવાની હેઠળ અમે શત્રુઓને જીતવા ઇચ્છીએ છીએ.[૪] રુદ્રોમાં જેમ કાપાલી, વસુઓમાં જેમ પાવક, યક્ષોમાં જેમ કુબેર, દેવોમાં જેમ ઇંદ્ર, વિપ્રોમાં જેમ વસિષ્ઠ, તેજોમાં જેમ સૂર્ય, પિતૃઓમાં જેમ ધર્મરાજ, જળચરોમાં જેમ વરુણદેવ, નક્ષત્રોમાં જેમ ચંદ્રમા અને દૈત્યોમાં જેમ શુક્રાચાર્ય શ્રેષ્ઠ છે, તેમ આપ સેનાપતિઓમાં શ્રેષ્ઠ છો, માટે આપ અમારા સેનાપતિ થાઓ.[૫-૭] હે નિષ્પાપ! આ અગિયાર અક્ષૌહિણી સેનાઓ આપને વશ રહેનારી થાઓ. ઇંદ્ર જેમ દાનવોનો સંહાર કરે છે, તેમ આપ આ સેનાઓને વ્યૂહબદ્ધ કરીને શત્રુઓનો સંહાર કરો.[૮] પૂર્વે જેમ કાર્તિકસ્વામી દેવોની આગળ ચાલ્યા હતા, તેમ આપ અમારી આગળ ચાલો. ગાયના નાના નાના વાછરડાઓ જેમ મહાન વૃષભની પાછળ જાય છે, તેમ અમે બધા આ યુદ્ધમાં આપની પાછળ ચાલીશું.[૯] ઉગ્ર ધનુષવાળો મહાચાપધારી અર્જુન પોતાના દિવ્ય ધનુષ્યનો ટંકાર કરશે, તોપણ આપને આગળ રહેલા જોઈને તે પ્રહાર કરશે નહિ.[૧૦] હે પુરુષવ્યાઘ્ર! જો આપ મારા સેનાપતિ થશો, તો હું આ યુદ્ધમાં યુધિષ્ઠિરને તેના પરિવાર તથા બાંધવો સાથે અવશ્ય જીતીશ.[૧૧]

સંજય બોલ્યો : દુર્યોધને જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે સર્વ રાજાઓ મોટા સિંહનાદો કરીને તમારા પુત્રને હર્ષ પમાડવા લાગ્યા અને 'દ્રોણાચાર્યનો જય થાઓ! જય થાઓ!' એમ પોકારવા મંડ્યા.[૧૨] ત્યારે બીજા સૈનિકો પણ હર્ષમાં આવી દુર્યોધનને આગળ કરી તેમ જ મોટા યશની ઇચ્છા રાખી, તે બ્રાહ્મણોત્તમ દ્રોણાચાર્યના માનને વધારવા લાગ્યા. પછી હે રાજન્! દ્રોણાચાર્યે દુર્યોધનને આ પ્રમાણે કહ્યું.[૧૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણાભિષેકપર્વમાં 'દ્રોણને પ્રોત્સાહન' નામનો અધ્યાય ૬ઠ્ઠો સમાપ્ત

## अध्याय ७ मो

## દ્રોણનો સેનાપતિપદે અભિષેક

॥ द्रोण उवाच ॥

वेदं षडंगं वेदाहमर्थविद्यां च मानवीम्।
त्रैयम्बकमथेष्वस्त्रं शस्त्राणि विविधानि च ॥ १ ॥

દ્રોણ બોલ્યા : હું વેદોને, વેદોનાં છ અંગોને, મનુએ કહેલી અર્થવિદ્યાને, શિવે આપેલાં અસ્ત્રને અને એ ઉપરાંત અનેક જાતનાં શસ્ત્રોને જાણું છું.[૧] જયની ઇચ્છાવાળા તમે મારામાં જે જે ગુણો કહ્યા છે, તે બધાને દેખાડવાની ઇચ્છાથી હું પાંડવો સામે યુદ્ધ કરીશ.[૨] પણ રાજન્! દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્નને હું આ રણસંગ્રામમાં કોઈ પણ રીતે મારી શકીશ નહિ; કારણ કે તે પુરુષશ્રેષ્ઠને મારો વધ કરવા માટે જ ઉત્પન્ન કરવામાં આવ્યો છે.[૩] હું સોમક યોદ્ધાઓનો નાશ કરતો રહીશ અને પાંડવોનાં સૈન્યો સામે યુદ્ધ કરીશ, પણ પાંડવો હર્ષયુક્ત થઈને મારી સામા યુદ્ધ કરશે નહિ.[૪]

સંજય બોલ્યો : હે રાજન્! દ્રોણાચાર્યે જ્યારે એ રીતે કહ્યું, ત્યારે તમારા પુત્ર દુર્યોધને દ્રોણાચાર્યને શાસ્ત્રોક્ત વિધિપૂર્વક સેનાપતિ તરીકે નીમ્યા.[૫] પૂર્વે જેમ ઇંદ્ર આદિ દેવોએ કાર્તિકસ્વામીનો સેનાપતિપદે અભિષેક કર્યો હતો, તેમ દુર્યોધન આદિ રાજાઓએ દ્રોણાચાર્યનો સેનાપતિપદે અભિષેક કર્યો.[૬] આમ જ્યારે દ્રોણાચાર્યને સેનાપતિ કરવામાં આવ્યા, ત્યારે કૌરવસેનામાં વાદિત્રોના ઘોષથી તથા શંખોના મહાન શબ્દથી હર્ષ પ્રકટ થઈ રહ્યો.[૭] ત્યાં પુણ્યાહવાચનના ઘોષથી, સ્વસ્તિવાચનના માંગલિક શબ્દોથી, ભાટચારણોના સ્તુતિસૂચક ગીતશબ્દોથી, ઉત્તમ બ્રાહ્મણોના જય જય શબ્દોથી અને સૌભાગ્યવતી સ્ત્રીઓનાં નૃત્ય-

થી દ્રોણાચાર્યનો વિધિપૂર્વક સત્કાર કરવામાં આવ્યો અને કૌરવો પાંડવોને હાર્યા માનવા લાગ્યા.

સંજય બોલ્યો: મહારથી દ્રોણાચાર્યે સેનાપતિપદ પ્રાપ્ત કરી, સૈન્યોને વ્યૂહરચનામાં ગોઠવી દીધાં અને યુદ્ધ કરવાની ઇચ્છાથી તેમણે તમારા પુત્રોની સાથે પ્રયાણ કર્યું.[૮-૧૦] ત્યારે સિંધુરાજ, કલિંગરાજ અને તમારો પુત્ર વિકર્ણ કવચ ધારણ કરી દ્રોણાચાર્યને જમણે પડખે રહ્યા.[૧૧] તેમની પાછળ પાછળ ચકચકિત ભાલાઓથી યુદ્ધ કરનારા ગંધાર દેશના ઉત્તમ ઘોડેસવારો સાથે રાજા શકુનિ જતો હતો.[૧૨] કૃપાચાર્ય, કૃતવર્મા, ચિત્રસેન અને વિવિંશતિ દુઃશાસનને મોખરે રાખીને સાવધાનીપૂર્વક દ્રોણાચાર્યના ડાબા પડખાનું રક્ષણ કરતા હતા.[૧૩] તેમની પાછળ પાછળ સુદક્ષિણ વગેરે કાંબોજ યોદ્ધાઓ તથા યવનો સહિત શક યોદ્ધાઓ મહાન વેગવાળા ઘોડાઓ સાથે જતા હતા.[૧૪] મદ્રો, ત્રિગર્તો, અંબષ્ઠો, પાશ્ચિમાત્યો, ઔદિચ્યો, માલવો, શિબિઓ, શૂરસેનો, મલદ સહિત શૂદ્રો, સૌવીરો, કિતવો, પ્રાચ્યો અને દાક્ષિણાત્ય યોદ્ધાઓ—એ સર્વે તમારા પુત્ર દુર્યોધનને આગળ કરીને સૂતપુત્ર કર્ણની પાછળ જતા હતા.[૧૫,૧૬] એ રીતે પોતપોતાનાં સૈન્યને હર્ષ ઉપજાવતા તેઓ તમારા પુત્રો સાથે યુદ્ધ કરવા માટે નીકળી પડ્યા હતા, ત્યારે સર્વ યોદ્ધાઓમાં મુખ્ય અને સૈન્યોમાં બળનો આવેશ પૂરતો સૂર્યપુત્ર કર્ણ સર્વ ધનુર્ધારીઓના મોખરામાં ચાલતો હતો. તેનો મહાપ્રચંડ અને હાથીની શૃંખલાના ચિહ્નવાળો મહાન ધ્વજ કૌરવોના સૈન્યને હર્ષ ઉપજાવતો હતો તેમ જ સૂર્ય સમાન કાંતિથી ઝળહળ થતો હતો. એ કર્ણને જોઈને કોઈ પણ જણ ભીષ્મના પડવાનો શોક કરતું ન હતું. સર્વ રાજાઓ અને કૌરવો શોકરહિત થયા હતા. ત્યાં આનંદમાં આવી ગયેલા અનેક યોદ્ધાઓ તે રણભૂમિ પર માંહોમાંહે મોટેથી કહેવા લાગ્યા: 'અરે, કર્ણને યુદ્ધ કરવા આવેલો જોઈને પાંડવો રણમાં ઊભા જ રહેશે નહિ; કર્ણ તો યુદ્ધમાં ઇંદ્ર સહિત દેવોને પણ જીતવા સમર્થ છે, તો પછી તે તુચ્છ વીર્યવાળા અને તુચ્છ પરાક્રમવાળા પાંડવોને જીતે એમાં નવાઈ જ શી? મહાબાહુ ભીષ્મે પાંડવોનું રણમાં રક્ષણ કર્યું છે, પણ કર્ણ તો પોતાનાં તીક્ષ્ણ બાણોથી તે પાંડવોનો યુદ્ધમાં નાશ જ કરશે.' હે પૃથ્વીપતિ! એ પ્રમાણે માંહોમાંહે વાતો કરતા તથા હર્ષિત દેખાવવાળા તે યોદ્ધાઓ કર્ણનું સન્માન કરતા હતા અને પ્રશંસા કરતા કરતા યુદ્ધ માટે નીકળી પડ્યા હતા. તે સમયે દ્રોણાચાર્યે આપણા સૈન્યનો શકટવ્યૂહ રચ્યો હતો.[૧૭-૨૩]

તે વખતે હે ભારતરાજ! પ્રસન્ન ચિત્તવાળા મહાત્મા ધર્મરાજે શત્રુપક્ષના સૈન્યનો ક્રૌંચવ્યૂહ રચ્યો હતો. તેમના સૈન્યના મોખરામાં શ્રીકૃષ્ણ અને અર્જુન એ બન્ને પુરુષવરો વાનરના ચિહ્નવાળી ધજા ફરકાવતા ઊભા હતા.[૨૪,૨૫] અમાપ તેજસ્વી અર્જુનનો એ ધ્વજ સર્વ સૈન્યોનાં ચિહ્નરૂપ હતો અને સર્વ ધનુર્ધારીઓના આશ્રયરૂપ હતો.[૨૬,૨૭] તે સૂર્યના માર્ગ સુધી ઊંચો હતો. પ્રલયકાળે પ્રજ્વલિત થયેલો સૂર્ય જેમ પૃથ્વીને પ્રદીપ્ત કરે, તેમ તે ધ્વજ મહાત્મા યુધિષ્ઠિરના સૈન્યને દિપાવી રહ્યો હતો.[૨૮] બુદ્ધિમાન અર્જુનનો તે રથધ્વજ સર્વ સ્થળે પ્રકાશ કરતો દેખાતો હતો. યોદ્ધાઓમાં શ્રેષ્ઠ અર્જુનને, ધનુષ્યોમાં શ્રેષ્ઠ ગાંડીવને, પ્રાણીઓમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણને તથા ચક્રોમાં શ્રેષ્ઠ સુદર્શનને એમ ચારેય તેજેને વહન કરતો શ્વેત અશ્વોવાળો અર્જુનનો રથ ત્યાં ઉદય પામેલા કાલચક્રની પેઠે શત્રુઓની આગળ આવીને ઊભો રહ્યો. આમ શ્રીકૃષ્ણ અને અર્જુન એ બન્ને મહાત્માઓ પોતાના બળવાન સૈન્યના મોખરામાં આવીને ઊભા રહ્યા.[૨૯-૩૧] તમારા સૈન્યોના મોખરામાં

ઊભેલો કર્ણ તથા શત્રુઓના સૈન્યના મોખરામાં ઊભેલો અર્જુન એ બન્ને જણા પરસ્પર જયની ઇચ્છા રાખતા હતા અને અન્યોન્યનો વધ કરવાને તલપી રહ્યા હતા. તે કર્ણ અને અર્જુન તે સમયે એકબીજાની સામે તાકીતાકીને જોતા હતા. તેટલામાં તો મહારથી દ્રોણાચાર્યે શત્રુઓ સામે એકાએક પ્રયાણ કર્યું ને પૃથ્વી ભયંકર આર્તનાદ વડે કંપી ઊઠી. રેશમના ઢગલા જેવી દેખાતી તથા વાયુએ ઉડાડેલી તીવ્ર રજના ગોટેગોટ ઊછળવા લાગ્યા અને તેથી સૂર્ય સહિત આકાશ ઢંકાઈ ગયું. ત્યારે આકાશમાં વાદળાં નહોતાં, છતાં ત્યાં માંસ, હાડકાં અને લોહીનો વરસાદ વરસવા લાગ્યો.[૩૨-૩૫] હે રાજા ! તે સમયે ગીધ, બાજ, બગલાં, કંક, કાગડા વગેરે હજારો માંસાહારી પક્ષીઓ તમારી સેના પર તૂટી પડવા લાગ્યાં.[૩૬] શિયાળવાં ભય આપનારા દારુણ શબ્દોની કિકિયારીઓ કરવા લાગ્યાં અને માંસ ખાવાની તથા લોહી પીવાની ઇચ્છાથી ઘણે ભાગે તમારી જ સેનાની ડાબી બાજુએ જવા લાગ્યાં.[૩૭] ભયંકર ગર્જનાવાળી, પ્રદીપ્ત અને પ્રકાશમાન ઉલ્કા થરથરાટ કરતી રણાંગણમાં પડી અને એના વિશાળ પૂંછડાથી સર્વ પ્રદેશ વ્યાપ્ત થઈ ગયો. હે રાજન્! જે વેળાએ સેનાપતિએ પ્રયાણ કર્યું, તે વેળાએ સૂર્ય પર વીજળીયુક્ત મેઘવાળો મહાન પરિવેશ (મંડલ) થઈ રહ્યો હતો. આવી રીતે યુદ્ધમાં વીરપુરુષોના જીવિતનો ક્ષય સૂચવનારા બીજા અનેક અતિ દારુણ ઉત્પાતો ત્યાં પ્રકટ થઈ રહ્યા હતા. પછી પરસ્પરનો વધ કરવા ઇચ્છતાં કૌરવ અને પાંડવસૈન્યોની વચ્ચે યુદ્ધની શરૂઆત થઈ ગઈ અને એના શબ્દથી આખું જગત ભરાઈ ગયું. એકબીજા ઉપર અત્યંત કોપાયમાન થયેલા તથા જયની લાલસાથી તીવ્ર પ્રહાર કરતા તે કૌરવો અને પાંડવો તીક્ષ્ણ શસ્ત્રોથી એકબીજાને મારવા મચી પડ્યા. હવે મહાધનુર્ધર અને મહાતેજસ્વી દ્રોણાચાર્ય પાંડવોની મોટી સેના તરફ એકદમ વેગથી ધસી આવ્યા અને સેંકડો તીક્ષ્ણ શસ્ત્રો વરસાવવા લાગ્યા. આમ હે રાજન્! દ્રોણાચાર્યને પોતાની સામે ધસી આવેલા જોઈને પાંડવો અને સૃંજયો પણ જુદી જુદી બાણવૃષ્ટિ કરીને તેમની ટક્કર લેવા લાગ્યા. દ્રોણાચાર્યે પાંડવોની મહાન સેનાને એકદમ ખળભળાવી મૂકી અને તેમાં સખત ભંગાણ પાડ્યું. વાયુ જેમ વાદળાંને વીંખી નાખે છે, તેમ તેમણે પાંડવોની પંચાલો સાથેની એ મહાન સેનાને વીંધી નાખી. તે યુદ્ધમાં દ્રોણાચાર્યે અનેક પ્રકારનાં દિવ્ય અસ્રોને પ્રકટ કરીને પાંડવ અને સૃંજય યોદ્ધાઓને એક ક્ષણવારમાં ગભરાવી મૂક્યા. આમ ઇંદ્ર વડે વધ કરાતા દાનવો જેમ કંપી ઊઠે, તેમ દ્રોણાચાર્યથી વધ કરાતા ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંચાલ યોદ્ધાઓ કંપી ઊઠ્યા. તે પછી દિવ્ય અસ્રોને જાણનાર મહારથી દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન બાણોનો વરસાદ વરસાવીને દ્રોણના સૈન્યને અનેક પ્રકારે ભેદવા લાગ્યો. વળી બળવાન ધૃષ્ટદ્યુમ્ને બાણવર્ષા વરસાવીને દ્રોણાચાર્યની બાણવૃષ્ટિને ખાળી દીધી અને સર્વ કૌરવોને સુદ્ધાં મારવા માંડ્યા. તે વેળા મહાધનુર્ધર દ્રોણાચાર્યે પોતાના સૈન્યને વશ કરીને તથા તેને યુદ્ધમાં બરાબર સ્થિર કરીને ધૃષ્ટદ્યુમ્ન સામે ધસારો કર્યો. એકદમ ક્રોધાયમાન થયેલો ઇંદ્ર જેમ દાનવો પર બાણોની વૃષ્ટિ કરે, તેમ તે દ્રોણાચાર્યે ધૃષ્ટદ્યુમ્ન ઉપર બાણોની મહા વૃષ્ટિ છોડવા માંડી. આમ દ્રોણનાં એ બાણોથી પાંડવ અને સૃંજય યોદ્ધાઓ કંપી ઊઠ્યા અને જેમ સિંહથી કંપી ઊઠેલાં મૃગો વારંવાર ભાગાભાગ કરે, તેમ તેઓ વારંવાર ભાગાભાગ કરવા લાગ્યા. હે રાજન્! બળવાન દ્રોણાચાર્ય પાંડવોના સૈન્યમાં ઊંબાડિયાંની પેઠે એવા ઘૂમતા હતા કે, તેથી હે રાજન્! તે બધાને

આશ્ચર્ય જેવું લાગતું હતું.[૩૮-૫૩] આકાશમાં ઘૂમી રહેલા નગર સરખા, શાસ્ત્રોક્ત વિધિએ તૈયાર કરેલા, વાયુમાં ફરકતી પતાકાવાળા, સર્વને હર્ષ ઉપજાવનારા, હણહણાટ કરતા ઘોડાવાળા, સ્ફટિક સમાન ઉજ્જવળ ધજાવાળા અને શત્રુઓને ત્રાસ પમાડનારા, શ્રેષ્ઠ રથમાં બેઠેલા એ દ્રોણાચાર્યે ત્યારે શત્રુઓની સેનાનો સંહાર કરી મૂક્યો.[૫૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણાભિષેકપર્વમાં 'દ્રોણનું પરાક્રમ' નામનો અધ્યાય ૭ મો સમાપ્ત

## અધ્યાય ૮મો

### દ્રોણવધનું સંક્ષિપ્ત કથન

॥ સંજય ઉવાચ ॥

**तथा द्रोणमभिघ्नन्तं साश्वसूतरथद्विपान् ।**
**व्यथिताः पांडवा दृष्ट्वा न चैनं पर्यवारयन् ॥ १ ॥**

સંજય બોલ્યો : આ પ્રમાણે દ્રોણાચાર્ય ઘોડાઓ, સારથિઓ, રથો અને હાથીઓ સાથેના પોતાના સૈન્યને સંહારી રહ્યા હતા એ જોઈને પાંડવો ગભરાઈ ગયા અને એ આચાર્યને અટકાવી શક્યા નહિ.[૧] પછી યુધિષ્ઠિરરાજાએ ધૃષ્ટદ્યુમ્ન તથા અર્જુનને આજ્ઞા કરી કે, 'તમે બરાબર સાવધાન થઈને દ્રોણાચાર્યને ચોતરફથી આગળ વધતા અટકાવો.' એ રીતે આજ્ઞા થતાં અર્જુન તથા ધૃષ્ટદ્યુમ્ને પોતાના અનુયાયીઓ સાથે દ્રોણાચાર્ય સામે ધસારો કર્યો, એટલે બીજા સર્વ મહારથીઓ પણ ત્યાં આવી પહોંચ્યા. ત્યાં હે રાજન્! કેકયકુમારો, ભીમસેન, અભિમન્યુ, ઘટોત્કચ, યુધિષ્ઠિર, નકુલ, સહદેવ, મત્સ્યરાજ, દ્રુપદરાજના પુત્રો, હર્ષમાં આવી ગયેલા દ્રૌપદીના પુત્રો, ધૃષ્ટકેતુ, સાત્યકિ, ક્રોધાયમાન થયેલો ચેકિતાન, મહારથી યુયુત્સુ અને પાંડવોના બીજા અનુયાયી રાજાઓ પોતપોતાનાં કુળ અને વીર્યને અનુસરતાં અનેક પ્રકારનાં પરાક્રમો કરવા લાગ્યા.[૨-૬] આ પ્રમાણે રણમાં પાંડવોએ રક્ષી રાખેલી તે સેનાને જોઈને દ્રોણાચાર્ય ક્રોધથી ડોળા ફાડીને નીરખવા લાગ્યા.[૭] વાયુ જેમ વાદળાંને વિખેરી નાખે, તેમ રણસંગ્રામમાં અતિ દુર્જય એવા તે દ્રોણાચાર્યે તીવ્ર કોપ કરીને પાંડવોના સૈન્યને વિખેરી નાખ્યું.[૮] ત્યાં વૃદ્ધ છતાં પણ યુવાન જેવા એ દ્રોણાચાર્ય રથીઓમાં, ઘોડેસવારોમાં, પાળાઓમાં અને હાથીસવારોમાં આમતેમ ચારેબાજુ ઉન્મત્તની પેઠે ઘૂમવા લાગ્યા.[૯] હે રાજન્! તે દ્રોણાચાર્યના લોહીથી રેબઝેબ શરીરવાળા, લાલ વર્ણના, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા અને વાયુના જેવા વેગવાળા ઘોડાઓ થાક્યા વિના ચાલ્યા જ કરતા હતા.[૧૦] ક્રોધાયમાન થયેલા કાળની પેઠે ધસી આવતા તે નિયમિત વ્રતવાળા દ્રોણાચાર્યને તૂટી આવતા જોઈને પાંડવપક્ષના યોદ્ધાઓ આમતેમ ચારેબાજુ નાસભાગ કરવા લાગ્યા.[૧૧] આમ ભાગાભાગ કરતા, વારંવાર પાછું વાળીને જોતા અને વળી ઊભા રહેતા તે યોદ્ધાઓનો ત્યાં પરમ દારુણ ભયંકર શબ્દ થઈ રહ્યો હતો.[૧૨] તે શબ્દ શૂરાઓને હર્ષ ઉપજાવતો હતો, પણ ભીરુઓને ભય વધારતો હતો. તે શબ્દે આકાશ તથા પૃથ્વીની બખોલને ચારેબાજુથી પૂરી દીધી હતી. વળી પાછા તે દ્રોણાચાર્ય યુદ્ધમાં પોતાનું નામ સંભળાવી સંભળાવીને ભયંકર સ્વરૂપ કરવા લાગ્યા અને શત્રુઓ પર સેંકડો બાણો છોડવા મંડ્યા. આમ હે રાજા! ઘરડા તોયે જુવાન એવા એ બળવાન દ્રોણાચાર્ય પાંડવોનાં સૈન્યોમાં કાળની પેઠે ઘૂમવા લાગ્યા. તેમણે અનેક યોદ્ધાઓનાં મસ્તકો કાપી નાખ્યાં, અનેકના સારાં સારાં આભૂષણોવાળા ઉગ્ર હાથોને છેદી નાખ્યા અને મોટા મોટા રથોની બેઠકોને પણ શૂન્ય કરી નાખીને ગર્જના કરી મૂકી. હે પ્રભુ! તેમના એ હર્ષનાદથી અથવા બાણના વેગથી રણમાં એ યોદ્ધાઓ ટાઢથી પીડાતી ગાયોની જેમ થરથરી ઊઠતા હતા.[૧૩-૧૭] દ્રોણના

રથના ઘોષથી, દોરીના ટંકારથી અને ધનુષ્યના શબ્દથી આકાશમાં મોટા પડઘો પડતા હતા.[૧૮] વળી એમના ધનુષ્યમાંથી નીકળનાં હજારો બાણો સર્વ દિશાઓમાં ફરી વળતાં હતાં અને હાથી, ઘોડા, રથ તથા પાળાઓ પર પડતાં હતાં.[૧૯] એવામાં પાંડવો અને પાંચાલ યોદ્ધાઓ ધનુષ્યના મહાવેગવાળા અને અસ્ત્રોથી બળતા અગ્નિ જેવા તે દ્રોણાચાર્યની પાસે આવી પહોંચ્યા. પણ દ્રોણે તો હાથીઓ, ઘોડાઓ અને પાળાઓ સાથેના તે યોદ્ધાઓને યમરાજને ઘેર મોકલી દેવા માંડ્યા અને જોતજોતામાં તેમણે પૃથ્વીને લોહીના કીચડવાળી કરી મૂકી.[૨૦,૨૧] પરમ દિવ્ય અસ્ત્રોને વિસ્તારતા અને એકધારે બાણોને ફેંકી રહેલા તે દ્રોણાચાર્યે સર્વ દિશાઓમાં જાણે બાણોનો માંડવો રચી દીધો હોય એવું જણાવા લાગ્યું.[૨૨] જેમ વાદળાંમાં વીજળી ચમકી રહે છે, તેમ પાળાઓમાં, રથોમાં, ઘોડાઓમાં, હાથીઓમાં અને સર્વ સ્થળે તેમનો રથધ્વજ ફરતો રહેલો જણાતો હતો.[૨૩] મહાઉગ્ર પરાક્રમવાળા તે આચાર્યે કેકયોના પાંચ વીરોને તથા પાંચાલ રાજાને બાણો વડે હરાવી દીધા અને પછી હાથમાંથી ધનુષ્યબાણ લઈને તે યુધિષ્ઠિરરાજના સૈન્ય તરફ ધસ્યા. તેવામાં ભીમસેન, અર્જુન, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, શૈબ્યનો પુત્ર કાશીરાજ અને શિબિ, એ બધાઓએ તે દ્રોણાચાર્યને ધસી આવતા જોઈને મોટી ગર્જના કરી તથા બાણોની વૃષ્ટિ વરસાવી. ત્યાં તો સામેથી દ્રોણાચાર્યના ધનુષ્યમાંથી સુવર્ણનાં ચકચકિત મોઢિયાંવાળાં બાણો છૂટ્યાં. તેઓએ તે યોદ્ધાઓનાં શરીરો ભેદી નાખ્યાં તેમ જ તેમના હાથી, ઘોડા અને પાળાઓ વગેરેને પણ વીંધી નાખ્યા. આમ તે બાણોનાં પીછાં લોહીથી ખરડાઈ ગયાં અને તેઓ પૃથ્વીમાં પેસી ગયાં. ત્યારે અનેક યોદ્ધાઓના સમૂહોથી, રથોથી અને બાણોથી કપાઈ પડેલા યોદ્ધાઓ તથા હાથીઘોડાથી છવાઈ ગયેલી તે રણભૂમિ પ્રલયકાળના મેઘથી છવાઈ ગયેલા આકાશના જેવી જણાતી હતી.[૨૪–૨૭] તમારા પુત્રોની ઐશ્વર્યવૃદ્ધિને ઇચ્છતા દ્રોણાચાર્યે તે યુદ્ધમાં સાત્યકિને, ભીમસેનને, અર્જુનને, સેનાપતિ ધૃષ્ટદ્યુમ્નને, અભિમન્યુને, દ્રુપદરાજને, કાશીરાજને અને બીજા અનેક વીરોને હંફાવી દીધા હતા. પછી હે કૌરવેંદ્ર મહારાજ ! મહાત્મા દ્રોણાચાર્ય યુદ્ધમાં આવાં આવાં બીજાં કંઈ પરાક્રમો કરીને અને પ્રલયકાળના સૂર્યની પેઠે લોકોને બરાબર તપાવીને અહીંથી સ્વર્ગલોકમાં જ ગયા.[૨૮,૨૯] સુવર્ણના રથવાળા તે શૂર આચાર્યે રણમાં પાંડવોના સેંકડો અને હજારો યોદ્ધાઓને હણી નાખ્યા હતા અને છેવટે પોતે ધૃષ્ટદ્યુમ્નને હાથે પડ્યા હતા.[૩૦] તે ધીર દ્રોણ યુદ્ધમાં પાછા ન હઠે તેવા યોદ્ધાઓની એક અક્ષૌહિણીથી કંઈક વધારે એવી સેનાને સંહાર્યા પછી જ પરમ ગતિને પામ્યા હતા.[૩૧] હે રાજન્ ! ક્રૂર કર્મોવાળા અશુભ પાંચાલો અને પાંડવો અતિ દુષ્કર કર્મ કર્યા પછી જ સુવર્ણના રથવાળા તે દ્રોણાચાર્યને મારી શક્યા હતા.[૩૨] હે રાજન્ ! જ્યારે આચાર્ય યુદ્ધમાં માર્યા ગયા, ત્યારે આકાશમાં સર્વ સૈન્યોનો તથા સર્વ ભૂતોનો મહાન શબ્દ થઈ રહ્યો હતો.[૩૩] ત્યારે આકાશ, પૃથ્વી, દિશા અને વિદિશાઓને ગજાવી મૂકનારો 'અરે ધિક્કાર છે !' એવો સર્વ ભૂતોનો શબ્દ અતિ તીવ્ર થઈ રહ્યો હતો.[૩૪] ત્યારે દેવતાઓ, પિતરો અને એમના પૂર્વકાળના બાંધવો રણભૂમિ પર મરણ પામેલા એ મહારથી દ્રોણાચાર્યને જોઈ રહ્યા હતા.[૩૫] ત્યારે પાંડવો તો જય મેળવીને સિંહનાદો કરતા હતા અને એ મહાન સિંહનાદોથી આખી પૃથ્વી કંપી ઊઠી હતી.[૩૬]

# અધ્યાય ૯મો

## ધૃતરાષ્ટ્રનો શોક

॥ धृतराष्ट्र उवाच ॥

**किं कुर्वाणं रणे द्रोणं जघ्नुः पांडवसृंजयाः ।**
**तथा निपुणमस्त्रेषु सर्वशस्त्रभृतामपि ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : સર્વ શસ્ત્રધારીઓમાં અને સર્વ અસ્ત્રોમાં મહાનિપુણ એવા દ્રોણાચાર્યને પાંડવો અને સૃંજયોએ મારી નાખ્યા, તો તે ત્યારે રણસંગ્રામમાં શું કરતા હતા ? શું તે વેળા આચાર્યનો રથ ભાંગી ગયો હતો ? અથવા બાણો ફેંકતાં ફેંકતાં શું એમનું ધનુષ્ય ભાંગી ગયું હતું ? અથવા શું તે પોતે જ તે સમયે પ્રમાદી બની ગયા હતા ? એથી જ શું તે મૃત્યુ પામ્યા ? હે તાત ! એ મહારથી દ્રોણાચાર્ય શત્રુઓથી ગાંજ્યા જાય તેવા નહોતા. રણમાં તે સોનેરી અગ્રવાળાં અનેકાનેક બાણોને વેરતા હતા. તેમનો હાથ ચપળ હતો. બ્રાહ્મણોમાં તે શ્રેષ્ઠ હતા. તે જાતજાતનાં યુદ્ધો કરતા હતા. દૂર દૂર સુધી તેમનાં બાણો જતાં હતાં. તે ઇંદ્રિયનિગ્રહી હતા અને અસ્ત્રયુદ્ધોમાં પારંગત હતા. તે દિવ્ય અસ્ત્રોને ધારણ કરતા હતા, અવિચલ હતા, સાવધ હતા અને રણમાં દારુણ કર્મ કરતા હતા. એવા એ દ્રોણને દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ને શી રીતે મારી નાખ્યા ! શૂરવીર દ્રોણાચાર્યને મહાત્મા ધૃષ્ટદ્યુમ્ન મારી શક્યો, એથી અવશ્ય દૈવ જ પુરુષાર્થના કરતાં વધુ બળવાન છે એમ મારું માનવું છે. વળી જે વીરની અંદર ચાર પ્રકારનાં અસ્ત્રો આશ્રય કરીને રહ્યાં હતાં, તે મહાન ધનુર્ધરોના આચાર્ય દ્રોણને તું મારી પાસે મરાયેલા કહે છે; માટે જ દૈવ પુરુષાર્થ કરતાં વિશેષ બળવાન છે. અરેરે ! સુવર્ણના રથવાળા, વ્યાઘ્રચર્મને ધારણ કરનારા અને સુવર્ણનાં આભૂષણોવાળા એ આચાર્ય દ્રોણને મરણ પામેલા સાંભળીને આજે હું શોકના વેગને રોકી શકતો નથી.[૧-૮] ઓ સંજય ! ખરેખર કોઈ પણ મનુષ્ય પારકાંના દુઃખથી મરી જતું નથી; કારણ કે મંદબુદ્ધિવાળો હું પોતે જ દ્રોણાચાર્યને મરણ પામેલા સાંભળ્યા છતાં પણ જીવી રહ્યો છું.[૯] અવશ્ય હું તો દૈવને જ શ્રેષ્ઠ માનું છું, પુરુષાર્થને તો હું નકામો જ માનું છું. હાય ! હાય ! મારું કાળજું વજ્જરનું જ ઘડેલું હોવું જોઈએ, કારણ કે આજે દ્રોણાચાર્યને મરણ પામેલા સાંભળીને પણ તે સો ટુકડામાં ચિરાઈ જતું નથી ! ગુણ મેળવવાની ઇચ્છાવાળા બ્રાહ્મણો અને રાજપુત્રો બ્રહ્માસ્ત્ર તથા અનેક જાતના દૈવાસ્ત્રો માટે જે આચાર્યની ઉપાસના કરતા હતા, તે આચાર્યનું મૃત્યુએ કેવી રીતે હરણ કર્યું ? સમુદ્રના શોષણની પેઠે, મેરુપર્વતના ચલનની પેઠે અને સૂર્યના પતનની પેઠે, હું દ્રોણાચાર્યના મરણને સહન કરી શકતો નથી. તે આચાર્ય દુષ્ટોને શિક્ષા કરનારા હતા અને ધાર્મિકોના રક્ષક હતા.[૧૦-૧૩] અરે ! જે શત્રુતાપન આચાર્યે દુર્યોધન જેવા કૃપણને માટે પણ પોતાના પ્રાણોનો ત્યાગ કર્યો છે, જેના પરાક્રમ પર મારા મંદબુદ્ધિ પુત્રોની જીતની આશા રહી હતી અને જે બુદ્ધિમાં બૃહસ્પતિ અને શુક્રાચાર્ય જેવા હતા, તે આચાર્ય દ્રોણ કેવી રીતે માર્યા ગયા ? લાલ રંગના, કદાવર, સોનેરી ઝૂલોથી ઢંકાયેલા, વાયુ સમાન વેગવાળા, રણમાં સર્વ પ્રકારનાં શસ્ત્રોનું ઉલ્લંઘન કરનાર, બળવાન, હણહણાટ કરનારા, દમવાળા, સિંધુદેશમાં ઉત્પન્ન થયેલા, સારી રીતે રથને લઈ જનારા અને મજબૂત એવા તે આચાર્યના રથમાં જોડેલા ઘોડાઓ શું તે સમયે રણસંગ્રામમાં વિહ્‌વલ થઈ ગયા હતા ? તે ઘોડાઓ યુદ્ધમાં હાથીઓની ગર્જનાઓને, શંખ તથા દુંદુભિઓના શબ્દોને, ધનુષ્યની દોરીઓના ટંકારવને અને બાણોની તથા શસ્ત્રોની વૃષ્ટિને સહન કરનારા

હતા. તેઓ શત્રુઓને જીતવા માટે સૂચવી રહ્યા હતા, શ્વાસને રોકનારા હતા અને વ્યથાને વેઠી લેનારા હતા. ભારદ્વાજના રથને વહેતા તે વેગવાન ઘોડાઓ શું રણમાં પાછા હઠ્યા હતા ? હે તાત ! સુવર્ણના રથમાં જોડેલા તથા વીર પુરુષે સજ્જ કરેલા તે ઘોડાઓ પાંડવોની સેનાને કેમ તરી શક્યા નહિ ? સુવર્ણથી મઢેલા ઉત્તમ રથમાં બેસીને સત્ય પરાક્રમવાળા દ્રોણાચાર્યે યુદ્ધમાં શું કર્યું હતું ? સર્વ લોકના ધનુર્ધરો જે આચાર્યની વિદ્યાનો આશ્રય કરે છે, તે સત્યપ્રતિજ્ઞ બળવાન દ્રોણે યુદ્ધમાં શું કર્યું હતું ? સ્વર્ગમાં શ્રેષ્ઠ એવા ઇંદ્રની પાછળ જેમ દેવતાઓ જાય છે, તેમ ધનુર્ધરોમાં મુખ્ય એવા તે રૌદ્રકર્મી દ્રોણાચાર્યની પાછળ કયા કયા મહારથીઓ યુદ્ધમાં સાથે ચાલ્યા હતા ? પણ અરે ! સુવર્ણના રથમાં બેઠેલા અને રણમાં દિવ્ય અસ્ત્રોને છોડી રહેલા એ મહાબળવાન દ્રોણાચાર્યને જોઈને પાંડવો તો હંમેશાં પલાયન જ કરી જતા હતા; અથવા તો પોતાના ભાઈઓ તથા સર્વ સૈન્યને સાથે લઈને ધર્મરાજાએ ધૃષ્ટદ્યુમ્નરૂપ બાંધવાની દોરી રાખીને તે દ્રોણાચાર્યને ચોતરફથી ઘેરી લીધા હશે. ખરેખર, સીધી ગતિવાળાં બાણો મૂકીને અર્જુને દ્રોણાચાર્યની મદદમાં રહેલા બીજા સર્વ મહારથીઓને અટકાવી રાખ્યા હશે અને ત્યાર પછી જ પાપકર્મ કરનારો ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્ય પર ચઢી આવ્યો હશે. અર્જુનના રક્ષણ તળે રહેલા દુષ્ટ ધૃષ્ટદ્યુમ્ન સિવાય બીજો કોઈ પણ પુરુષ તે તેજસ્વી આચાર્યનો વધ કરી શકે, એમ હું જોતો નથી. મને તો લાગે છે કે, એ નીચ શૂરો ધૃષ્ટદ્યુમ્ન અર્જુનાદિ વીરોથી વીંટળાઈ રહ્યો હશે અને જ્યારે દ્રોણાચાર્ય મહાદુષ્કર પરાક્રમ કરવામાં મંડ્યા હશે, ત્યારે તેણે તેમને કેકય, ચેદિ, કારૂષ, મત્સ્ય અને બીજા રાજાઓ દ્વારા ગભરાવી નાખ્યા હશે તથા કીડીઓથી ગભરાયેલા સર્પની પેઠે તેમને મારી નાખ્યા હશે. જેમ સમુદ્ર સરિતાઓનો આશ્રયભૂત છે, તેમ તે આચાર્ય પાંચમો ઇતિહાસ અને અંગ સહિત ચારે વેદોનું અધ્યયન કરીને બ્રાહ્મણોના આશ્રયભૂત હતા. વળી એ શત્રુતાપન દ્રોણ બ્રાહ્મણોના તેમ ક્ષત્રિયોના પણ આધારરૂપ હતા. હાય ! એવા તે વૃદ્ધ બ્રાહ્મણ કેવી રીતે શસ્ત્રથી મરણ પામ્યા ? પ્રથમ હું દ્રૂપ કરી પાંડવોને દુઃખ દેતો હતો, તે વેળા દયા કરવાને અયોગ્ય એવા તે કુંતાના પુત્રો પર એ દ્રોણ દયા કરતા હતા, તે કર્મનું તેમને છેવટે ફળ તો આ જ મળ્યું ને ? જેના કર્મની પાછળ સર્વ ધનુર્ધારીઓ આજીવિકા કરે છે, તે સત્યપ્રતિજ્ઞાવાળા અને પુણ્યશાળી એવા પોતાના એ ગુરુને પાંડવોએ રાજ્યલક્ષ્મીની ઇચ્છાથી કેમ માર્યા ? સ્વર્ગમાં જેમ ઇંદ્ર શ્રેષ્ઠ છે, તેમ પૃથ્વીમાં એ દ્રોણ શ્રેષ્ઠ હતા. એ મહાન ધૈર્યવાળા હતા અને મહાન બળવાન હતા. તો નાનાં માછલાંઓ જેમ મોટા મગરમચ્છને મારી નાખે, તેમ પાંડવો એ આચાર્યને કેવી રીતે મારી શક્યા ? હાથની ચાલાકીવાળો, બળવાન, મજબૂત ધનુષ્યવાળો અને શત્રુઓનો સંહાર કરનારો એવો કોઈ પણ પુરુષ વિજયની ઇચ્છાથી જો દ્રોણાચાર્ય સામે જાય, તો અવશ્ય તે જીવતો જ રહે નહિ. જ્યારે તે જીવતા હતા, ત્યારે વેદપઠનની ઇચ્છાવાળા બ્રાહ્મણોના વેદઘોષ અને ધનુર્ધારીઓની પ્રત્યંચાના ઘોષ એ બે ઘોષોએ તેમને કદી છોડ્યા ન હતા. એવા અદીન, પુરુષોમાં વ્યાઘ્ર જેવા, લજ્જાવાળા, પરાજય નહિ પામનારા અને સિંહ તથા હાથી સમાન પરાક્રમવાળા તે દ્રોણાચાર્યના નાશને હું સાંખી શકતો નથી. હે સંજય ! દુરાધર્ષ, તિરસ્કારી શકાય નહિ એવા, યશ અને બળવાળા તે દ્રોણાચાર્યને મોટા મોટા પુરુષોની આંખ આગળ ધૃષ્ટદ્યુમ્ન યુદ્ધમાં કેવી રીતે મારી ગયો ? દ્રોણનું

સમીપમાં રક્ષણ કરનારા કયા યોદ્ધાઓ તેમની આગળ રહી લડતા હતા ? દુષ્પ્રાપ્ય ગતિને પામનારા કયા યોદ્ધાઓ તેમની પાછળ રહ્યા હતા ? તે મહાત્મા દ્રોણના રથના જમણા પૈડાનું તથા ડાબા પૈડાનું કોણ રક્ષણ કરતા હતા ? વીર દ્રોણાચાર્ય જ્યારે યુદ્ધમાં લડતા હતા, ત્યારે કયા કયા પુરુષો તેમની આગળ રહ્યા હતા અને કયા કયા પુરુષો તેમને માટે પોતાનાં શરીરોનો ત્યાગ કરી સર્વના વિરોધી મૃત્યુને ભેટ્યા હતા ? દ્રોણના યુદ્ધમાં કયા કયા પુરુષોએ ઉત્કૃષ્ટ ધૈર્ય ધર્યું હતું ? તેમનું રક્ષણ કરનારા મંદબુદ્ધિના ક્ષત્રિયોએ રણમાં ભય પામીને તેમનો ત્યાગ તો નહોતો કર્યો ને ? તો પછી એકલા પડેલા એ આચાર્યને શત્રુઓએ મારી નાખ્યા હતા કે શું ? શત્રુના ત્રાસથી અને શૂરતાથી પોતે અત્યંત આપત્તિમાં આવી પડે, તોપણ જે પૂંઠ બતાવે તેમ નહોતા, તે આચાર્યને શત્રુઓએ કેવી રીતે મારી નાખ્યા ? હે સંજય ! આર્ય પુરુષનું કર્તવ્ય એ જ છે કે, મહાકષ્ટકારક આપત્તિમાં પણ તેણે યથાશક્તિ પરાક્રમ કરવું જોઈએ. તે કર્તવ્ય તેમનામાં હતું. ઓ ભાઈ ! મારું મન મૂંઝાય છે. તું આ વાત આટલેથી અટકાવ. હે સંજય ! મને ફરી બરાબર ભાન આવશે, ત્યારે હું તને ફરીથી પૂછીશ.[૫૪–૭૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણાભિષેકપર્વમાં 'ધૃતરાષ્ટ્રનો શોક' નામનો અધ્યાય ૯મો સમાપ્ત

## अध्याय १०मो

### ધૃતરાષ્ટ્રના પ્રશ્નો

॥ वैशंपायन उवाच ॥

एतत्पृष्ट्वा सूतपुत्रं हृच्छोकेनार्दितो भृशम् ।
जये निराशः पुत्राणां धृतराष्ट्रोऽपतत् क्षितौ ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હૃદયના શોકથી અત્યંત પીડાયેલા ધૃતરાષ્ટ્રે આ પ્રમાણે સૂતપુત્ર સંજયને પૂછ્યું અને પોતાના પુત્રોના વિજય વિષે આશા છોડી દઈ, તે પૃથ્વી ઉપર ગબડી પડ્યો.[૧] આમ બેભાન થઈ ને તે પૃથ્વી પર ઢળી પડ્યા, એટલે દાસીઓ તેમને અત્યંત ઠંડું જળ છાંટવા લાગી તથા સુગંધી વાયુથી પંખો નાખવા મંડી.[૨] એ ધૃતરાષ્ટ્રરાજને પડી ગયેલા જોઈ ને સર્વ રાણીઓ પણ ત્યાં આવીને તેમને વીંટાઈ વળી અને તેમને પોતાના હાથ વડે પંપાળવા લાગી.[૩] આંસુભર્યા કંઠવાળી તે સુંદરાંગીઓએ રાજાને હળવેથી પૃથ્વી પરથી ઉઠાડીને આસન પર બેસાડ્યા.[૪] મૂર્છાથી ઘેરાઈ ગયેલા તે ધૃતરાષ્ટ્રરાજા પવન નાખવા છતાં અને આસન પર બેઠા છતાં નિશ્ચેષ્ટ જ બેસી રહ્યા હતા.[૫] પછી ધીમે ધીમે તે રાજા ભાનમાં આવ્યા અને થરથરતા રહી તેમણે ફરીથી સંજયને યથાયોગ્ય પ્રશ્ન કર્યો.[૬]

ધૃતરાષ્ટ્ર બોલ્યા : પોતાના તેજથી અંધકારનો નાશ કરી ઉદય પામતા સૂર્યની પેઠે રણસંગ્રામમાં ધસી આવતા, મદોન્મત્ત હાથીની પેઠે કોપાયમાન થયેલા, બળવાન, પ્રસન્ન મુખવાળા તથા હાથી સમાન ગતિવાળા એ અજાતશત્રુ યુધિષ્ઠિરરાજને ચઢી આવેલા જોઈ ને કયો યોદ્ધો તેમને દ્રોણાચાર્યની પાસેથી દૂર લઈ ગયો હતો ? જેમ કોઈ અજિત હાથીને હાથણી સાથેના સંગમકાળે બીજા હાથીઓ અટકાવી શકતા નથી, તેમ તે વીર પુરુષશ્રેષ્ઠે રણમાં ઘણા વીરોને મારી નાખ્યા છે.[૭–૯] મહાપરાક્રમવાળો, ધૈર્યવાળો અને સત્યપ્રતિજ્ઞાવાળો તે યુધિષ્ઠિર એકલો પણ પોતાની ઘોર દૃષ્ટિથી દુર્યોધનના સમગ્ર સૈન્યને બાળી શકે તેમ છે.[૧૦] આંખોને આંજી નાખનારા, વિજય મેળવવામાં આસક્ત થયેલા, અસ્ખલિત ધૈર્યવાળા, ઇંદ્રિયોને વશ રાખનારા અને લોકોમાં બહુ માન પામેલા તે મહાધનુર્ધર યુધિષ્ઠિરરાજને કયા શૂરવીરોએ અટકાવ્યા હતા ? મોટા ધનુષને ધારણ

કરનારા, અસ્ખલિત પ્રભાવવાળા અને દુરાધર્ષ એવા તે નરસિંહ યુધિષ્ઠિરરાજાની મારા પુત્રોમાંથી કોણે ભેટ લીધી હતી?[૧૧,૧૨] કોણે એકદમ બળપૂર્વક આવીને દ્રોણ સામે ધસારો કર્યો હશે? વળી મહાબળવાન, પ્રચંડ શરીરવાળો, મહાન ઉત્સાહવાળો અને બળમાં દશ હજાર હાથીના જેવો ભીમસેન શત્રુઓમાં મહાન પરાક્રમ કરી શકે તેવો છે. તે ધસી આવતા ભીમસેનને આપણા માંહેના કયા શૂરવીરોએ રોક્યો હતો?[૧૩,૧૪] વળી જે મેઘ સમાન મહારથી છે, જે પરમ વીર્યવાન છે, જે મેઘની જેમ વીજળીના કડાકાઓ જેવાં બાણો છોડે છે, જે ઇંદ્રની જેમ જલવૃષ્ટિ જેવી બાણજાળો વરસાવે છે, જે હાથનાં તળિયાંના તથા રથની નેમિના ઘોષથી સર્વ દિશાઓને ગજાવી મૂકે છે, જે ધનુષ્યરૂપી વીજળીના ઝબકારાવાળો છે, રથના ઘેરાવારૂપ વાદળવાળો છે, નેમિની ગર્જનાવાળો છે, બાણોના શબ્દથી મનોરમ છે, જે રોષથી મેઘને જીતનારો છે, જે મનના અભિપ્રાય સમાન શીઘ્ર વેગવાળો છે, જે મર્મમાં પ્રહાર કરનારો છે, જે બાણોને ધારણ કરનારો છે, જે મનુષ્યોનાં લોહીરૂપ જળથી સર્વ દિશાઓને રેલમછેલ કરે છે, જે આખી પૃથ્વીને લોહીથી છાઈ દે છે, ભયંકર શબ્દવાળો છે, રૌદ્ર છે ને ગાંડીવધનુષ્યને ધારણ કરનારો છે, તે વિજયશાળી અર્જુન જ્યારે આપણી સેનામાં ધસી આવ્યો અને ગીધનાં પીંછાંવાળાં તથા પથ્થર પર ઘસી તીક્ષ્ણ કરેલાં બાણો દુર્યોધન વગેરેના પર વરસાવવા લાગી પડ્યો, ત્યારે તમારા બધાના મનમાં શું થયું હતું?[૧૫–૨૦] શ્રેષ્ઠ વાનરના ચિહ્નની ધજાવાળો તે અર્જુન આકાશને બાણોથી છાઈ દેતો દેતો જ્યારે ધસી આવ્યો, ત્યારે તેને જોનારાઓને કેમ થયું હતું! ભયંકર કર્મને કરતો તે અર્જુન જ્યારે જોસભેર ધસી આવ્યો, ત્યારે તેના ગાંડીવના શબ્દથી આપણું સૈન્ય નાસી તો ગયું નહોતું ને?[૨૧,૨૨] વાયુ જેમ વેગથી મેઘોને છિન્નભિન્ન કરી નાખે છે, તેમ બાણો વડે રાજાઓને છિન્નભિન્ન કરી નાખીને અર્જુને બાણો વડે તમારા પ્રાણોને દૂર કરી દીધા નહોતા ને?[૨૩] ગાંડીવધનુષ્યને ધારણ કરનારા એ અર્જુનને કયો પુરુષ રણમાં જીરવી શકે એમ છે? અરે, એને સેનાને મોખરે આવેલો સાંભળીને સર્વ મનુષ્યનાં કાળજાં ફાટી જાય છે![૨૪] જે વેળાએ અર્જુન ત્યાં આવી પહોંચ્યો હશે, તે વેળાએ આપણી સેના કંપી ગઈ હશે; અને મોટા મોટા વીર પુરુષોને પણ ભડક લાગી હશે! તે સમયે કયા કયા પુરુષોએ દ્રોણનો ત્યાગ કર્યો નહોતો? કયા કયા ક્ષુદ્ર પુરુષો ભયથી નાસી ગયા હતા? વળી તે વખતે કયા કયા વીર પુરુષો પોતાનાં ખોળિયાં ઉતારીને સર્વના વેરી એવા મૃત્યુને પામ્યા હતા? અર્જુન તો યુદ્ધોમાં દેવોને પણ જીતનારો છે.[૨૫,૨૬] શ્વેત અશ્વવાળા તે અર્જુનના વેગને તથા વર્ષાકાળની મેઘગર્જના જેવા ગાંડીવધનુષ્યના ઘોષને મારા પુત્રો સહન કરી શકશે નહિ.[૨૭] શ્રીકૃષ્ણ જેના હાંકનાર છે અને જેમાં અર્જુન યુદ્ધ કરનાર છે, તે રથને દેવો કે અસુરો પણ જીતી શકે નહિ, એમ હું માનું છું. અતિ સુકુમાર, તરણ, શૂરવીર, દેખાવડો, બુદ્ધિમાન, નિપુણ, યુદ્ધમાં સત્ય પરાક્રમવાળો અને મોટા શબ્દ કરીને સર્વ સૈનિકોને વ્યથા ઉપજાવનારો તે પાંડુપુત્ર નકુલ જ્યારે દ્રોણ સામે ધસી આવ્યો હતો, ત્યારે કયા શૂરવીરોએ તેને રોકી રાખ્યો હતો?[૨૮–૩૦] ક્રોધાયમાન સર્પની પેઠે ફૂંફાડા મારતો, શત્રુઓનો વિનાશ કરતો, શ્રેષ્ઠ વ્રતવાળો, અમોઘ બાણવાળો, લજ્જાવાળો અને પરાજય નહિ પામનારો સહદેવ જ્યારે દ્રોણ સામે ધસી આવ્યો હતો, ત્યારે કયા શૂરવીરોએ તેને અટકાવ્યો

હતા ?[૩૧,૩૨] જેણે સૌવીરરાજની મહાન સેનાનો પરાજય કરીને કામના કરવા યોગ્ય અને સર્વાંગે સુંદર એવી ભોજાને પોતાની પટરાણી તરીકે મેળવી છે, તે પુરુષશ્રેષ્ઠ સાત્યકિમાં સત્ય, ધૈર્ય, શૌર્ય અને બ્રહ્મચર્ય હમેશાં સ્થિર થઈને રહ્યાં છે. તે બળવાન, સત્યકર્મી અને અદીન તથા અજિત છે, યુદ્ધમાં શ્રીકૃષ્ણ સમાન છે અને શ્રીકૃષ્ણથી બીજો છે. શસ્ત્રવિદ્યામાં તથા અસ્ત્ર-વિદ્યામાં અર્જુનના ઉપદેશથી તે શ્રેષ્ઠ થયો છે અને સર્વ દિવ્ય અસ્ત્રોમાં તે અર્જુનનો સમાન છે. એવા તે સાત્યકિને કયા પુરુષે દ્રોણાચાર્ય પાસેથી હઠાવ્યો હતો ? વળી તે સાત્યકિ યાદવો-માં શ્રેષ્ઠ છે, સર્વ ધનુર્ધરોમાં એક્કો છે, વીર છે અને અસ્ત્રોમાં, યશમાં તથા પરાક્રમમાં રામના સરખો છે. કેશવમાં જેમ ત્રૈલોક્ય વસી રહેલું છે, તેમ એ સાત્યકિમાં સત્ય, ધૈર્ય, બુદ્ધિ, શૌર્ય અને ઉત્તમ બ્રહ્માસ્ત્ર—એ બધાં વસી રહેલાં છે. આવા પ્રકારના ગુણોથી ભરેલા અને દેવતાઓથી પણ ન ખાળી શકાય તેવા એ મહાધનુર્ધર સાત્યકિની સામે આવીને કયા શૂરવીરોએ તેને અટકાવ્યો હતો ? પાંચાલ યોદ્ધાઓમાં ઉત્તમ, વીર, પોતાના ઉત્તમ કુટુંબીઓમાં પ્રિય થઈ પડેલો, હંમેશાં ઉત્તમ કર્મ કરનારો, યુદ્ધમાં ઉત્તમ તેજવાળો, અર્જુનનું હિત કરવામાં જોડાયેલો, મારું અહિત કરવામાં સજ્જ થયેલો, યમ, કુબેર, સૂર્ય, ઇંદ્ર તથા વરુણ સમાન મહારથી તરીકે પ્રસિદ્ધ થયેલો, દ્રોણ સામે યુદ્ધ કરવા તૈયાર થયેલો અને તુમુલ યુદ્ધમાં પણ પ્રાણોને ઝંપલાવનારો ધૃષ્ટદ્યુમ્ન જ્યારે દ્રોણ ઉપર ચઢી આવ્યો હતો, ત્યારે કયા શૂરાઓએ તેને ખાળી દીધો હતો ! વળી જે પોતે એકલો જ ચેદી યોદ્ધાઓથી નોખો થઈને પાંડવોને આશરે આવ્યો છે, તે ધૃષ્ટકેતુ જ્યારે દ્રોણાચાર્ય સામે ચઢી આવ્યો હતો, ત્યારે તેને કોણે રોક્યો હતો ?[૩૩-૪૩] જે વીર કેતુમાને અપરાંત નામના ગિરિદ્વારમાં દુર્જય એવા રાજપુત્રને મારી નાખ્યો હતો, તે કેતુમાનને કોણે દ્રોણાચાર્ય પાસેથી હઠાવ્યો હતો ?[૪૪] વળી જે નરસિંહ, સ્ત્રી અને પુરુષમાં રહેલા ગુણોને તેમ જ અવગુણોને જાણે છે, જે મહાત્મા ભીષ્મના મૃત્યુનું કારણ થયેલો છે અને જે યુદ્ધમાં ઉત્સાહયુક્ત મનવાળો છે, તે દ્રુપદપુત્ર શિખંડી જ્યારે દ્રોણ સામે ચઢી આવ્યો હતો, ત્યારે તેને કયા શૂરવીરોએ રોકી રાખ્યો હતો ?[૪૫,૪૬] જે વીરને વિશે અર્જુનના કરતાં પણ સર્વ ગુણો અધિક છે, જેને વિશે દિવ્ય અસ્ત્રો, સત્ય તથા બ્રહ્મચર્ય સર્વદા રહ્યાં છે, તેમ જ જે વીર્યમાં શ્રીકૃષ્ણ સમાન છે, બળમાં અર્જુન સમાન છે, તેજમાં સૂર્ય સમાન છે અને બુદ્ધિમાં બૃહસ્પતિ સમાન છે, તે મહાત્મા અભિ-મન્યુ જ્યારે ફાડેલા મુખવાળા કાળની પેઠે દ્રોણ સામે ધસી ગયો હતો, ત્યારે કયા વીરોએ તેને અટકાવી રાખ્યો હતો ? શત્રુવીરોનો સંહાર કરનારો અને તરુણ બુદ્ધિવાળો એ તરુણ સુભદ્રા-નંદન જ્યારે દ્રોણ સામે દોડી આવ્યો હતો, ત્યારે તમારું મન કેવું થઈ ગયું હતું ![૪૭-૫૦] જ્યારે દ્રૌપદીના પાંચેય નરસિંહપુત્રો સમુદ્ર તરફ ધસતા નદીની જેમ દ્રોણ સામે ધસી આવ્યા હતા, ત્યારે કયા વીર પુરુષોએ તેમને યુદ્ધમાં અટકાવ્યા હતા ?[૫૧] ક્ષત્રંજય, ક્ષત્રદેવ, ક્ષત્રવર્મા અને માનદ એ નામના ધૃષ્ટદ્યુમ્નના વીર પુત્રો જ્યારે બાળક હતા, ત્યારે રમતગમત છોડી દઈને તેઓ અસ્રો શીખવા માટે ભીષ્મની પાસે ઉત્તમ વ્રત ધારણ કરીને રહ્યા હતા. તેમને દ્રોણ પર ધસારો કરતાં કોણે અટકાવ્યા હતા ! વળી જે મહાધનુર્ધર ચેકિતાનને યાદવો યુદ્ધમાં એકલો હોય તોપણ સૌથી અધિક માને છે, તેને કોણે દ્રોણ સામેથી પાછો હઠાવ્યો

હતો ?[૫૨-૫૪] જેણે યુદ્ધમાં કલિંગોની કન્યાનું હરણ કર્યું હતું, તે વૃદ્ધક્ષેત્રના પુત્ર અદીનાત્મા અનાધૃષ્ટિને દ્રોણ પર ચડાઈ કરતાં કોણે વાર્યો હતો ?[૫૫] જે પાંચ કેકય રાજકુમારો ધાર્મિક છે, સત્યપરાક્રમી છે, લાલ રંગનાં કવચો, આયુધો તથા ધજાવાળા છે અને તેથી જ જે ઇંદ્રગોપ સરખા દેખાય છે, તે જયની ઇચ્છાવાળા, વીર અને પાંડવોની માસીના છોકરા જ્યારે દ્રોણને મારી નાખવા માટે ચડી આવ્યા, ત્યારે તેમને કોણે અટકાવ્યા હતા ?[૫૬,૫૭] યુદ્ધ કરનારાઓમાં મુખ્ય, ધનુર્ધરોમાં શ્રેષ્ઠ, સત્યપ્રતિજ્ઞાવાળા, મહાબળવાન અને શૂરવીર એવા જે યુયુત્સુને વારણાવત નગરમાં મારી નાખવાની ઇચ્છાથી છ મહિના સુધી ક્રોધાયમાન થઈ યુદ્ધ કરનારા રાજાઓ જીતી શક્યા ન હતા, તે પુરુષવ્યાઘ્રને દ્રોણાચાર્ય સામેથી કોણે ખાળ્યો હતો ?[૫૮,૫૯] જેણે વારાણસી નગરીમાં સ્ત્રીઓમાં લુબ્ધ એવા કાશીરાજના પુત્રને યુદ્ધમાં ભાલાનો પ્રહાર કરીને રથ પરથી ઢોળી પાડ્યો હતો, તે મહાધનુર્ધર, પાંડવોના ગુપ્ત વિચારોનો આશ્રય, દુર્યોધનનો અનર્થ કરવામાં યુક્ત અને દ્રોણનો વધ કરવા જન્મેલો એ ધૃષ્ટદ્યુમ્ન રણમાં ચોતરફથી યોદ્ધાઓને બાળતો ને ચીરતો જ્યારે દ્રોણાચાર્યની સામે ધસી આવ્યો હતો, ત્યારે કયા વીરોએ તેને અટકાવ્યો હતો ?[૬૦-૬૨] હમેશાં દ્રુપદરાજના ખોળામાં જ ઊછરીને મોટા થયેલા અતિશય અસ્ત્રવેત્તા અને શસ્ત્રોથી રક્ષિત રહેલા એ શિખંડીપુત્રને દ્રોણ સામેથી કોણે વાર્યો ?[૬૩] જે મહારથીએ પોતાના રથના મહાઘોષથી આખી પૃથ્વીને ચામડાંની પેઠે વીંટી લીધી હતી, જેણે સારાં અન્નપાનવાળા તથા સંપૂર્ણ દક્ષિણાવાળા દશ અશ્વમેધ યજ્ઞો તેમ જ સર્વ પ્રકારની છૂટવાળા કેટલાક સર્વમેધ યજ્ઞો કર્યા હતા અને જેણે પુત્રની પેઠે પ્રજાઓનું પાલન કર્યું હતું, તે ઉશીનરના પુત્રે યજ્ઞમાં ગંગાપ્રવાહમાં જેટલી રેતી છે, તેટલી સંખ્યાવાળી સમગ્ર ગાયોનું દાન કર્યું હતું. આવું દુષ્કર કર્મ કરવાથી દેવોએ પણ તેને માટે કહ્યું છે કે, 'પૂર્વકાળના કોઈ પણ મનુષ્યોએ આવું કર્મ કર્યું નથી. સ્થાવરજંગમાત્મક ત્રણેય લોકમાં આવો બીજો પુરુષ જન્મ્યો નથી તેમ હવે જન્મશે પણ નહિ. આ ઉશીનરપુત્ર શૈબ્ય સમાન બીજો કોઈ પુરુષ પૃથ્વીની ધુરાને ધારણ કરનારો અમારા જોવામાં આવ્યો નથી. મનુષ્યલોકમાં વસનારાઓ આની ગતિને પામશે નહિ.' એ ઉશીનરપૌત્ર શૈબ્યરાજ જ્યારે ફાડેલા મુખવાળા કાળની પેઠે બરાબર સજ્જ થઈને દ્રોણની સામે ધસી આવ્યો હતો, ત્યારે કોણે વાર્યો હતો ?[૬૪-૭૦] શત્રુઓનો નાશ કરનારા મત્સ્યરાજ વિરાટનું રથસૈન્ય જ્યારે દ્રોણ સામે ચડી આવ્યું હતું, ત્યારે કયા વીરોએ તેને અટકાવ્યું હતું ?[૭૧] તુરત જ ભીમસેનથી ઉત્પન્ન થયેલા, મહાન બળવાળા અને મહાન પરાક્રમવાળા એ માયાવી રાક્ષસવીર ઘટોત્કચનો મને મહાન ભય લાગે છે. તે પાંડવોના જયની ઇચ્છાવાળો છે અને મારા પુત્રોને એક કંટકરૂપ છે, તે મહાત્માને દ્રોણાચાર્ય પાસેથી કોણે વાર્યો હતો ? હે સંજય ! આ પૂર્વે કહેલા પુરુષો અને તે સિવાયના બીજા અનેક પુરુષો જે પાંડવોને માટે યુદ્ધમાં પ્રાણ ઓવારી નાખનારા છે, તેમને રણમાં અજિત શું હોય ?[૭૨-૭૪] વળી જે પાંડવોને પુરુષોમાં સિંહ જેવા શાર્ઙ્ગધનુષ્યધારી શ્રીકૃષ્ણ આશ્રયભૂત છે અને જેમનું હિત કરવાને શ્રીકૃષ્ણ સદૈવ તત્પર રહે છે, તે પૃથાપુત્રનો પરાજય કેમ થાય ?[૭૫] લોકોના ગુરુ, લોકોના નાથ, સનાતન અને દિવ્યરૂપી એવા સાક્ષાત્ નારાયણ પ્રભુ જેમના રણમાં નાથ છે, તે પાંડવોનો પરાજય કેમ હોઈ શકે ?[૭૬]

પણ યુદ્ધમાં જીત્યા છે.[૧૯] પાતાળમાં વસનારા પંચજન નામના દૈત્યનો યુદ્ધમાં નાશ કરીને એ હૃષીકેશે પાંચજન્ય નામનો દિવ્ય શંખ મેળવ્યો છે.[૨૦] તે મહાબળવાન શ્રીકૃષ્ણે અર્જુનને સાથે રાખીને, ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કર્યો છે અને તેની પાસેથી દુરાધર્ષ અગ્ન્યાસ્ત્ર જેવું સુદર્શનચક્ર મેળવ્યું છે. ગરુડ પર આરૂઢ થઈને તથા અમરાવતીમાં ત્રાસ વર્તાવીને તે વીરે ઇંદ્રના જ ઘરમાંથી પારિજાત નામનું દિવ્ય વૃક્ષ આણ્યું છે.[૨૧,૨૨] તેમનાં પરાક્રમને જાણનારા ઇંદ્રે તે બધું મૂંગે મોઢે સહન કર્યું છે. હે સંજય! વધારે શું કહું? પણ હજી સુધી અમે એવું સાંભળ્યું જ નથી કે, રાજાઓમાંના અમુકને શ્રીકૃષ્ણે જીત્યો નથી.[૨૩] હે સંજય! તે કમલાક્ષે મારી સભામાં જે મહાન આશ્ચર્ય કર્યું હતું, તે કરવાને બીજો કયો પુરુષ સમર્થ છે?[૨૪] જે સમયે પ્રસન્ન થઈને મેં ભક્તિપૂર્વક સર્વના ઈશ્વર તે શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં હતાં, તે સમયે જ સર્વ શાસ્ત્ર પ્રત્યક્ષની પેઠે મારા જાણવામાં આવી ગયાં હતાં.[૨૫] હે સંજય! પરાક્રમ અને બુદ્ધિથી યુક્ત એવા તે હૃષીકેશનાં કર્મોનો પાર પામી શકાય તેમ જ નથી.[૨૬] વળી તે ઉપરાંત ગદ, સાંબ, પ્રદ્યુમ્ન, વિદૂરથ, અનગાહ, અનિરુદ્ધ, ચારુદેષ્ણ, સારણ, ઉલ્મુક, નિશઠ, ઝિલ્લી, વીર્યવાન, બભ્રુ, પૃથુ, વિપૃથુ, શમીક અને અરિમેજય—આ અને બીજા યાદવવીરો બળવાન છે અને સચોટ પ્રહાર કરનારા છે. હે સંજય! યાદવવીર મહાત્મા શ્રીકેશવ જો કદાચ તેમને હાકલ પાડે અને તેઓ યુદ્ધમાં ઊભા રહીને જો પાંડવસૈન્યનો આશ્રય કરે, તો આપણું સર્વ સૈન્ય મોટા સંશયમાં આવી પડે, એમ મારું માનવું છે.[૨૭-૩૦] જ્યાં જનાર્દન હોય ત્યાં દશ હજાર હાથીના બળવાળા, કૈલાસપર્વતના શિખર સમાન ઉજ્જ્વળ, વનમાળાને ધારણ કરનારા એ હલધારી વીર બલરામ હોય જ.[૩૧] હે સંજય! જે વાસુદેવને બ્રાહ્મણો સર્વના પિતા કહે છે, તે વાસુદેવ પાંડવો માટે યુદ્ધ કરશે કે?[૩૨] હે તાત! હે સંજય! જો કદાચ તે શ્રીકૃષ્ણ પાંડવો માટે યુદ્ધ કરવા તૈયાર થાય, તો તેમની સામે યુદ્ધ કરે તેવો કોઈ પણ પુરુષ આપણા સૈન્યમાંથી નીકળનાર નથી.[૩૩] જો કદાચ દૈવયોગે કૌરવો પાંડવોને જીતે, તો શ્રીકૃષ્ણ ચોક્કસ તે પાંડવો માટે પોતાનું ઉત્તમ શસ્ત્ર પકડે જ; તો તો પછી તે પુરુષવ્યાઘ્ર મહાબાહુ શ્રીકૃષ્ણ સર્વ રાજાઓને તથા કૌરવોને રણમાં રગદોળી નાખીને કુંતીને પૃથ્વી સોંપે.[૩૪,૩૫] જેના શ્રીકૃષ્ણ સારથિ છે અને જેનો અર્જુન યોદ્ધો છે, તે રથની સામે યુદ્ધમાં શત્રુનો બીજો કયો રથ ઊભો રહે?[૩૬] અરેરે! કોઈ પણ ઉપાયે કૌરવોનો જય થાય એમ મને દેખાતું જ નથી; માટે હવે તો જે પ્રમાણે યુદ્ધ થયું હોય, તે બધું તું મને કહી સંભળાવ.[૩૭] અર્જુન શ્રીકૃષ્ણનો આત્મા છે અને શ્રીકૃષ્ણ અર્જુનનો આત્મા છે. અર્જુનમાં નિત્ય વિજય રહ્યો છે તથા શ્રીકૃષ્ણમાં શાશ્વત કીર્તિ રહી છે.[૩૮] સર્વ લોકમાં અર્જુન પણ સદા અજિત છે અને શ્રીકૃષ્ણમાં મુખ્યત્વે કરીને લગભગ અમાપ ગુણો રહ્યા છે.[૩૯] દૈવયોગથી મોહ પામેલો અને મૃત્યુના પાશમાં સપડાયેલો દુર્યોધન મોહને લીધે જ તે શ્રીકૃષ્ણને આ લોકમાં સાક્ષાત્ શ્રીકેશવ તરીકે ઓળખી શકતો નથી.[૪૦] યદુવંશી શ્રીકૃષ્ણ તથા પાંડુપુત્ર અર્જુન એ બન્ને પૂર્વકાળના મહાત્મા નર—નારાયણ દેવો છે. દુર્યોધન તે જાણતો નથી.[૪૧] તે બન્ને એક જ સ્વરૂપવાળા છે, પણ મનુષ્યો તેમને પૃથ્વીમાં બે સ્વરૂપે થયેલા જુએ છે. દુરાધર્ષ અને યશસ્વી એવા તે બન્ને જણા આપણી સેનાનો નાશ કરવા ઇચ્છે, તો કેવળ મનથી જ તેઓ તેનો સંહાર કરી શકે

તેમ છે, પણ પોતે મનુષ્યાવતારી છે, તેથી તેઓ તેવી ઇચ્છા જ કરતા નથી. હે તાત! મહાત્મા ભીષ્મનો તથા દ્રોણાચાર્યનો નાશ થયો, તે પરથી લોકોને મોહ ઉપજાવનારો યુગનો ફેરફાર જાણે થઈ ગયો તેમ લાગે છે. બ્રહ્મચર્યથી, વેદાધ્યયનથી, અનેક યાજ્ઞિક ક્રિયાઓથી કે અસ્ત્રવિદ્યાથી પણ કોઈ પુરુષ મૃત્યુનું વારણ કરી શકતો નથી. અરે સંજય! લોકમાં માન પામેલા, અસ્ત્રકુશળ અને યુદ્ધદુર્મદ એવા વીર ભીષ્મ તથા દ્રોણને પણ યુદ્ધમાં માર્યા ગયેલા સાંભળ્યા, છતાં હું કેમ જીવી રહ્યો છું? પૂર્વે યુધિષ્ઠિરની જે રાજ્યલક્ષ્મીની અમે ઈર્ષ્યા કરતા હતા, તે જ રાજ્યલક્ષ્મીને આજે અમે ભીષ્મના તથા દ્રોણના વધથી ત્યાં જ રહેવા માટે અનુમતિ આપીએ છીએ. અવશ્ય મારે લીધે જ આ કૌરવોનો નાશ આવી પડ્યો છે.[૪૨-૪૬] હે સૂત! જ્યારે મનુષ્યોનો કાળ પાકી રહ્યો હોય છે, ત્યારે તણખલાં પણ તેમના નાશ માટે વજ્ર જેવાં થઈ જાય છે. જેના કોપથી મહાત્મા ભીષ્મ અને દ્રોણ પણ રણમાં રોળાઈ પડ્યા છે, તે યુધિષ્ઠિર આ લોકમાં અનંત ઐશ્વર્ય પામ્યો છે. સ્વભાવથી જ ધર્મે યુધિષ્ઠિરનો આશ્રય કર્યો છે અને અધર્મ મારા પુત્રોમાં ભરાયો છે. આથી જ આ ક્રૂર કાળ મારો સર્વનાશ કરવા માટે ઊભો થયો છે. હે તાત! હું માનું છું કે, મનસ્વી પુરુષો વિચારે છે કંઈક અને તેનું પરિણામ આવે છે બીજું જ. આથી તો અમારા ઉપર ટાળ્યું ટળે નહિ એવું, પાર પામી શકાય નહિ એવું અને વિચારમાં આવે નહિ એવું આ મહાકષ્ટ આવી પડ્યું છે, તો તે યુદ્ધમાં જે પ્રમાણે બન્યું હોય, તે પ્રમાણે તું મને કહી સંભળાવ.[૪૭-૫૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણાભિષેકપર્વમાં 'શ્રીકૃષ્ણનાં કર્મોનું કીર્તન' નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત.

## અધ્યાય ૧૨ મો

### દ્રોણાચાર્યની પ્રતિજ્ઞા

॥ સંજય ઉવાચ ॥

**હંત તે કથયિષ્યામિ સર્વં પ્રત્યક્ષદર્શિવાન્ ।**
**યથા સ ન્યપતદ્દ્રોણઃ સૂદિતઃ પાંડુસૃંજયૈઃ ॥ ૧ ॥**

સંજય બોલ્યો: હે ધૃતરાષ્ટ્રરાજા! ઠીક, હું તમને તે કથા કહું છું. પાંડવો અને સૃંજયોએ દ્રોણાચાર્યને કેવી રીતે માર્યા અને કેવી રીતે એ આચાર્ય રણમાં ઢળી પડ્યા, તે બધું મેં પ્રત્યક્ષ જોયું છે.[૧] સેનાપતિના પદનો સ્વીકાર કર્યા પછી મહારથી દ્રોણાચાર્યે સર્વ સૈન્યોના મધ્યમાં તમારા પુત્રને આ વચન કહ્યાં:[૨] 'હે રાજન્! કૌરવોમાં શ્રેષ્ઠ એવા ગંગાનંદન ભીષ્મપિતામહ પછી તેં મને આજે સેનાપતિપદે નીમ્યો છે.[૩] માટે હે ભારત! તું તે કર્મનું યોગ્ય ફળ પામ. બોલ, તારી શી કામના હું સંપૂર્ણ કરું? તારી ઇચ્છામાં આવે તે તું માગી લે.'[૪] તે સાંભળીને દુર્યોધનરાજે કર્ણ અને દુઃશાસન વગેરે સાથે મંત્રણા કરી અને પછી તે વિજયીશ્રેષ્ઠ એવા એ દુર્ધર્ષ આચાર્યને આ પ્રમાણે કહેવા લાગ્યો:[૫] 'જો તમે મને વર આપતા હો, તો હું એ જ માગું છું કે, તમે રથીશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજાને જીવતો પકડી અહીં મારી પાસે લાવો.' એટલે કૌરવોના આચાર્યે તમારા પુત્રનું એ વચન સાંભળીને સર્વ સેનાને હર્ષ ઉપજાવતાં આ વચન કહ્યાં:[૬,૭] 'હે રાજન્! કુંતીનો પુત્ર ધન્યવાદને પાત્ર છે; કારણ કે તું તે અતિ દુર્ધર્ષને પકડવાને ઇચ્છે છે; પણ તેને મારી નાખવા માગતો નથી.[૮] હે પુરુષવ્યાઘ્ર! શા માટે તું તેના વધની ઇચ્છા કરતો નથી? હે દુર્યોધન! નક્કી, તું એ કામ મારી પાસે કરાવવા ઇચ્છતો નથી;[૯] અથવા ધર્મરાજનો કોઈ શત્રુ નથી તેથી જ તું તેને જીવતો પકડવા ઇચ્છે છે. અથવા

આવી ઇચ્છાથી તું તારા કુળની રક્ષા કરે છે.[૧૦] અથવા હે ભરતશ્રેષ્ઠ! યુદ્ધમાં પાંડવોને જીતીને તથા તેમને રાજ્ય પાછું સોંપીને, તું અન્યોન્ય ભ્રાતૃસ્નેહ કરવા ઇચ્છે છે?[૧૧] કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરને ધન્ય છે, તેનો જન્મ સાર્થક છે અને તે અજાતશત્રુ કહેવાય છે તે પણ સત્ય છે; કારણ કે તું એના પર આટલો બધો સ્નેહ રાખે છે.'[૧૨] હે ભારત! દ્રોણાચાર્યે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે તમારા પુત્રના હૈયામાં હમેશાં રહેલો ભાવ એકાએક હોઠેથી બહાર નીકળી પડ્યો.[૧૩] હે રાજન્! બૃહસ્પતિ સમા પુરુષો પણ પોતાનો આકાર છુપાવી શકતા નથી, એટલે તમારો પુત્ર આનંદમાં આવી જઈને આ પ્રમાણે બોલી ઊઠ્યો:[૧૪] 'હે આચાર્ય! કુંતીના પુત્ર યુધિષ્ઠિરનો વધ કરવાથી યુદ્ધમાં મારો વિજય થવાનો નથી. જો કદાચ યુધિષ્ઠિરને મારી નાખવામાં આવે, તો પાંડવો અમને બધાયને અવશ્ય મારી નાખે.[૧૫] દેવો પણ તે સર્વ પાંડવોને રણમાં હણી શકે તેમ નથી; એટલે જો કોઈ તેઓમાંથી બાકી રહે, તે અમને બાકી રહેવા દે જ નહિ.[૧૬] પણ સત્યપ્રતિજ્ઞાવાળા યુધિષ્ઠિરને મારી આગળ પકડી આણવામાં આવે, એટલે ફરીથી તેને જુગારમાં જીતીને જંગલમાં કાઢીએ અને એમ તેને અનુસરનારા પાંડવો પણ જંગલમાં ચાલ્યા જશે.[૧૭] આમ કરવાથી સ્પષ્ટ રીતે મારો દીર્ઘકાળ સુધી વિજય રહેશે; આથી હું ધર્મરાજને કોઈ પણ રીતે મારવા ઇચ્છતો નથી.'[૧૮] આવો તેનો કુટિલ અભિપ્રાય જાણીને અર્થતત્ત્વને જાણનારા બુદ્ધિમાન દ્રોણાચાર્યે મનમાં વિચાર કર્યો ને દુર્યોધનને આ પ્રમાણે છળપૂર્વક વર આપ્યો.[૧૯]

દ્રોણ બોલ્યા: જો આ યુદ્ધમાં વીર અર્જુન પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજાનું રક્ષણ નહિ કરે, તો તું માની લેજે કે, યુધિષ્ઠિર તારે વશ થયો જ છે.[૨૦] હે તાત! ઇંદ્ર સહિત દેવાસુરો પણ અર્જુનને રણમાં જીતી શકે તેમ નથી; માટે હું એ અર્જુનની આંખ આગળ યુધિષ્ઠિરને પકડી લાવવાની હામ ધરી શકતો નથી. અવશ્ય એ અર્જુન મારો શિષ્ય છે અને અસ્ત્રકર્મમાં હું પોતે જ તેનો પહેલો ગુરુ છું. તે તરણ છે, પુણ્યશાળી છે અને જય મેળવવો અથવા મરવું એવા નિશ્ચયવાળો છે.[૨૧,૨૨] વળી તેણે ઇંદ્ર તથા રુદ્ર પાસેથી દિવ્ય અસ્ત્રો મેળવ્યાં છે અને તારા પર ક્રોધપૂર્ણ પણ છે. માટે હે રાજન્! તે અર્જુનના દેખતાં હું યુધિષ્ઠિરને કેદ કરવાનો ઉત્સાહ કરી શકતો નથી.[૨૩] જો કોઈ ઉપાયે તે અર્જુનને યુદ્ધમાંથી દૂર કરી શકાય, તો તારે સમજી લેવું કે, તેં ધર્મરાજને જીત્યો જ છે.[૨૪] હે પુરુષશ્રેષ્ઠ! જો યુધિષ્ઠિરને પકડવામાં જ જય છે અને તેને મારી નાખવાથી જય નથી, તો આ ઉપાયથી જ તેને પકડી શકાશે.[૨૫] હે રાજન્! જો અર્જુનને યુદ્ધમાંથી દૂર કરવામાં આવશે, તો આજે જ હું સત્યધર્મમાં પરાયણ રહેલા રાજા યુધિષ્ઠિરને કેદ પકડી તારે સ્વાધીન કરીશ, એમાં સંશય નથી; પરંતુ આ સંગ્રામમાં એક મુહૂર્ત વાર પણ જો કુંતાના પુત્ર પુરુષવ્યાઘ્ર અર્જુનને મારી આગળથી દૂર કરવામાં આવશે, તો જ આ કાર્ય બની શકશે;[૨૬,૨૭] કારણ કે હે રાજન્! અર્જુનની સમીપમાં તો ઇંદ્ર સહિત દેવો અને અસુરો પણ યુદ્ધમાં યુધિષ્ઠિરને કેદ પકડી શકે તેમ નથી.[૨૮]

સંજય બોલ્યો: એ રીતે દ્રોણાચાર્યે રાજા યુધિષ્ઠિરને પકડવા સંબંધમાં છળપૂર્વક પ્રતિજ્ઞા કરી, ત્યારે તમારા સાવ મૂરખ પુત્રો યુધિષ્ઠિરને કેદમાં પકડાયેલો માની જ બેઠા![૨૯] તમારો પુત્ર દુર્યોધન જાણતો હતો કે, દ્રોણાચાર્યને પાંડવો પર પ્રીતિ છે તેથી તેમની એ પ્રતિજ્ઞાને સ્થિર કરવા માટે તેણે યુધિષ્ઠિરને પકડવા સંબંધી એ વિચારને

બધે ફેલાવી દીધો.[૩૦] પછી હે રિપુદમન ! દુર્યોધને પણ યુધિષ્ઠિરને કેદ કરવાની દ્રોણની તે પ્રતિજ્ઞાને સર્વ સૈન્યોમાં જાહેર કરાવી.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત દ્રોણાભિષેકપર્વમા 'દ્રોણાચાર્યની પ્રતિજ્ઞા'નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત

## अध्याय १३ मो

### અર્જુને યુધિષ્ઠિરને આપેલું આશ્વાસન

॥ सजय उवाच ॥

**सांतरे तु प्रतिज्ञाते राज्ञो द्रोणेन निग्रहे ।**
**ततस्ते सैनिकाः श्रुत्वा तं युधिष्ठिरनिग्रहम् ॥ १ ॥**

સંજય બોલ્યો : આમ જ્યારે દ્રોણાચાર્યે યુધિષ્ઠિરને પકડવા માટે છળભરી પ્રતિજ્ઞા કરી, ત્યારે તે સાંભળીને સર્વ સૈનિકો ચોતરફ સિંહનાદો કરવા લાગ્યા અને બાહુઓ ઠોકવા લાગ્યા. હે ભારત ! દ્રોણાચાર્યે કરેલી એ પ્રતિજ્ઞાને ધર્મરાજે પોતાના હિતેચ્છુ ગુપ્તચરો દ્વારા તુરત જાણી લીધી અને પોતાના સર્વ ભાઈઓને તથા બીજા બધાઓને એકઠા કરી તેમણે અર્જુનને આ પ્રમાણે વચન કહ્યું : 'હે પુરુષવ્યાઘ્ર ! દ્રોણાચાર્યે આજે જે કરવા ધાર્યું છે, તે તારા સાંભળવામાં આવ્યું ને ? તમે એવી નીતિ રચો, કે તેથી એ ધારણા સફળ ન થાય. શત્રુસંહારક દ્રોણાચાર્યે છળવાળી પ્રતિજ્ઞા કરી છે. હે મહાન ધનુર્ધર અર્જુન ! તે છળનો ભાર તેમણે તારા પર સ્થાપ્યો છે. આથી હે મહાબાહુ ! આજે તું મારી પાછળ રહીને યુદ્ધ કરજે, એટલે દુર્યોધન દ્રોણાચાર્ય દ્વારા પોતાની ઇચ્છાને સંપૂર્ણ ન કરી શકે.'

અર્જુન બોલ્યો : હે રાજન્ ! જેમ મારે આચાર્યનો વધ કરવાનો ન હોય, તેમ મારે તમારો ત્યાગ પણ ન જ કરવાનો હોય. હે પાંડવ ! કદાચ યુદ્ધમાં હું મારા પ્રાણોનો ત્યાગ કરું, પણ આચાર્ય પ્રત્યે વિરુદ્ધ વર્તનારો ન જ થાઉં. આ દુર્યોધન તમને સંગ્રામમાં કેદ પકડીને રાજ્ય ઇચ્છે છે, પણ આ મનુષ્યલોકમાં તે એ ઇચ્છાને કદી પામવાનો જ નથી. કદાચ નક્ષત્રો સહિત આકાશ નીચે તૂટી પડે, પૃથ્વીના ટુકડા થઈ જાય, તોપણ હું જીવતો હોઉં અને દ્રોણાચાર્ય તમને કદી પકડી શકે એ નહિ જ બને. આ રણમાં જો ઇંદ્ર પોતે પણ કદાચ તેને સહાય કરશે, અથવા દેવો સહિત વિષ્ણુ પણ કદાચ આ યુદ્ધમાં ઊતરી આવશે, તોપણ હું જ્યાં સુધી જીવતો છું, ત્યાં સુધી દ્રોણાચાર્ય તમને કેદ પકડી શકશે નહિ, માટે તમારે ભય રાખવાનો ન હોય.[૧-૧૨] ભલે, દ્રોણાચાર્ય સર્વ અસ્ત્રધારીઓમાં તથા સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ છે, તોપણ હું તમને છાતી ઠોકીને કહું છું કે, તમારે ભય રાખવો નહિ. હે રાજેંદ્ર ! વળી બીજું પણ હું તમને કહું છું. હમેશાં મારી પ્રતિજ્ઞા નિશ્ચળ હોય છે. મને યાદ નથી કે, હું કદી જૂઠું બોલ્યો હોઉં, મને યાદ નથી કે હું કદી પરાજય પામ્યો હોઉં અને મને યાદ નથી કે મેં લીધી પ્રતિજ્ઞા કદી જૂઠી કરી હોય.[૧૩,૧૪]

સંજય બોલ્યો : હે મહારાજ ! તે પછી પાંડવોની છાવણીમાં શંખો, ભેરીઓ, મૃદંગો, અને આનકો વાગવા લાગ્યાં.[૧૫] ત્યાં મહાત્મા પાંડવોનો સિંહનાદ થઈ રહ્યો અને ધનુષ્યની દોરીના ટંકારવો તથા હાથનાં તળિયાંના શબ્દો આકાશને ફાડી નાખે તેવા અતિ ભયંકર થવા લાગ્યા. મહાતેજસ્વી પાંડવોના શંખોનો શબ્દ સાંભળીને તમારાં સૈન્યોમા પણ વાદિત્રો વાગવા લાગ્યાં.[૧૬,૧૭] તે પછી હે ભારત ! તમારાં તથા શત્રુઓનાં સૈન્યો વ્યૂહરચનામાં ગોઠવાયાં અને ધીમે ધીમે અન્યોન્ય સામે યુદ્ધ કરવા ધસવા લાગ્યાં.[૧૮] પછી કૌરવો અને પાંડવોનું તથા દ્રોણ અને ધૃષ્ટદ્યુમ્નનું રૂંવાં ઊભાં થઈ જાય તેવું તુમુલ યુદ્ધ ચાલુ થયું.[૧૯] તે યુદ્ધમાં સૃંજયો દ્રોણના સૈન્યનો નાશ કરવાને મથી રહ્યા હતા; છતાં

પણ તેઓ તેમ કરવા સમર્થ થયા નહોતા; કારણ કે તે સૈન્ય આચાર્ય દ્રોણના રક્ષણ તળે હતું.[૨૦] તે જ પ્રમાણે તમારા પુત્રના સચોટ પ્રહાર કરનારા મહાન રથીઓ પણ અર્જુનના રક્ષણ તળે રહેલી પાંડવોની સેનાને મથી શક્યા નહોતા.[૨૧] પરસ્પર રક્ષણ કરાતી તે બન્ને સેનાઓ રાત્રિના સમયે પાંદડાં સંકોચીને રહેલી બે પુષ્પભરેલી વનરાજિની પેઠે સ્થિર થઈ રહી હતી. પછી હે રાજન્! સુવર્ણના રથવાળા દ્રોણાચાર્ય સૂર્યની પેઠે શોભી રહેલા રથમાં બેસીને સેનાના મોખરામાં આમતેમ ઘૂમવા લાગ્યા.[૨૨,૨૩] રથમાં બેસી યુદ્ધ કરવા સજ્જ થયેલા એ શીઘ્ર પરાક્રમી દ્રોણાચાર્ય એક જ હતા, છતાં પાંડવો અને સૃંજયો ત્રાસથી જાણે તે અનેક હોય તેમ માનવા લાગ્યા.[૨૪] હે મહારાજ! દ્રોણાચાર્યે છોડેલાં ઘોર બાણો સર્વ દિશામાં જતાં હતાં અને પાંડવોની સેનાને ત્રાસ પમાડતાં હતાં. તે સમયે દ્રોણાચાર્ય પણ દિવસના મધ્યભાગમાં આવેલા અને સેંકડો કિરણોથી વીંટાયેલા સૂર્યની જેમ અતિ તીવ્ર દેખાતા હતા.[૨૫,૨૬] હે ભારત! જેમ દાનવ યુદ્ધમાં ક્રોધાયમાન થયેલા મહેંદ્રને ન જોઈ શકે, તેમ પાંડવો માંહેનો કોઈ પણ યોદ્ધો યુદ્ધમાં ક્રોધાયમાન થયેલા તે દ્રોણાચાર્યને જોઈ શકતો ન હતો.[૨૭] એ રીતે પ્રતાપી દ્રોણાચાર્યે પાંડવોના સૈન્યને મોહિત કરી નાખ્યું અને એકદમ તીક્ષ્ણ બાણો મૂકીને ધૃષ્ટદ્યુમ્નના સૈન્યને વીંધવા માંડ્યું.[૨૮] તે દ્રોણાચાર્યે સર્વ દિશાઓને રૂંધી દીધી, સીધી ગતિવાળાં બાણો છોડીને આકાશને ઢાંકી દીધું અને જે સ્થળે ધૃષ્ટદ્યુમ્ન હતો તે જ સ્થળે પાંડવોની સેનાને સંહારવા માંડી.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણાભિષેકપર્વમાં 'અર્જુને કરેલું યુધિષ્ઠિરને આશ્વાસન' નામનો અધ્યાય ૧૩મો સમાપ્ત

# અધ્યાય ૧૪મો

## ઘોર યુદ્ધ અને તેમાં અભિમન્યુનું પરાક્રમ

॥ संजय उवाच ॥

ततः स पांडवानीके जनयन् सुमहद् भयम् ।
व्यचरत् पृतनां द्रोणो दहन् कक्षमिवानलः ॥ १ ॥

સંજય બોલ્યો : પછી પાંડવોના સૈન્યમાં અતિ મહાન ભય ઉત્પન્ન કરી રહેલા એ દ્રોણાચાર્ય ઘાસને બાળી નાખતા અગ્નિની પેઠે સેનામાં ઘૂમવા લાગ્યા.[૧] સાક્ષાત્ અગ્નિની જેમ ભડભડી ઊઠીને સૈન્યોને બાળી રહેલા, ક્રોધાયમાન થયેલા અને સુવર્ણના રથમાં બેઠેલા એ દ્રોણાચાર્યને જોઈને સૃંજયયોદ્ધાઓ કંપી ઊઠ્યા. અતૂટ રીતે યુદ્ધમાં ધનુષ્યને ખેંચી રહેલા એ શીઘ્રપરાક્રમી દ્રોણાચાર્યના ધનુષ્યની દોરીનો ટંકારવ વજ્રના કડાકાના જેવો તીવ્ર સંભળાતો હતો. ચાલાક હાથવાળા તે દ્રોણાચાર્યે છોડેલાં ભયંકર બાણો રથીઓને, ઘોડેસવારોને, હાથીઓને, ઘોડાઓને તથા પાળાઓને વીંધી નાખતાં હતાં.[૨-૪] ગ્રીષ્મઋતુના અંતમાં એકાએક ચડી આવેલો મેઘ જેમ ભયંકર ગર્જના કરીને કરાઓની વૃષ્ટિ કરી મૂકે છે, તેમ તીક્ષ્ણ બાણોને વરસાવી રહેલા તે દ્રોણાચાર્યે શત્રુઓને મહાન ભય ઉપજાવી દીધો.[૫] હે રાજન્! ચારે બાજુ ઘૂમીને સેનાને ગભરાવી રહેલા એ આચાર્યે શત્રુઓમાં સર્વ સ્થળે અલૌકિક ત્રાસ વર્તાવી દીધો હતો.[૬] વાદળાંમાં જેમ વીજળી ઝબકે, તેમ સુવર્ણથી મઢેલું તેમનું ધનુષ્ય રથરૂપ મેઘમાં વારંવાર ભમતું જણાતું હતું.[૭] સત્યવાળા, બુદ્ધિમાન અને સદૈવ ધર્મનિષ્ઠ એવા તે વીર દ્રોણાચાર્યે તે વખતે ત્યાં રણભૂમિ પર પ્રલયકાળના જેવી ઘોર અને રૌદ્ર સ્વરૂપવાળી નદી ચલાવી મૂકી. તે નદી ક્રોધના વેગથી ઉત્પન્ન થઈ હતી, સેંકડો રાક્ષસોનાં ટોળાંઓથી ભરેલી હતી, સૈન્યોના સમૂહો-

થી ચારેબાજુ ભરચક હતી, ધજાઓરૂપ વૃક્ષોને તાણી રહી હતી, લોહીરૂપી પાણીવાળી હતી, રથરૂપ ધૂમરીઓવાળી હતી, હાથીઘોડાઓરૂપ કાંઠાવાળી હતી, કવચોરૂપ નાનાં નાનાં હોડકાંઓથી યુક્ત હતી અને માંસના કાદવથી ખદબદતી હતી.[૮-૧૦] વળી તેમાં મેદ, મજ્જા તથા હાડકાંરૂપ રેતી હતી અને પાઘડીઓના ઢગોરૂપ ફીણ હતાં. સંગ્રામરૂપ મેઘે તે નદીને પરિપૂર્ણ કરી હતી અને તેમાં નાનાં નાનાં ભાલાંઓરૂપ માછલાં હતાં. મનુષ્યો તથા હાથીઓથી તે યુક્ત હતી અને બાણોના વેગવાળા પ્રવાહને તે વહેનારી હતી. તેમાં શરીરોરૂપ લાકડાં ચારે બાજુ અથડાતાં હતાં અને રથોરૂપ કાચબાઓથી તે વ્યાપેલી હતી.[૧૧,૧૨] વળી તે નદી મસ્તકોરૂપી કમળોવાળી હતી, તલવારોરૂપી મત્સ્યોથી ભરેલી હતી, રથો તથા હાથીઓરૂપી મોટા ધરાઓવાળી હતી અને અનેક પ્રકારનાં આભરણોથી સુશોભિત હતી. તેમાં મોટા મોટા રથોરૂપી સેંકડો ધૂમરીઓ હતી અને તેમાં પૃથ્વીની રજરૂપી મોટી તરંગમાળા હતી. તે નદી મહાવીર્યવાનોને તરવી સહેલી હતી, પણ કાયરોને તરવી દોહ્યલી હતી.[૧૩,૧૪] વળી તે નદી સેંકડો શરીરોથી સાંકડી થઈ ગઈ હતી, ગીધડાં તથા કાગડા વગેરે માંસાહારી પક્ષીઓ તેનું સેવન કરતાં હતાં અને હજારો મહારથીઓને તે યમને ઘેર લઈ જતી હતી.[૧૫] તે નદી ત્રિશૂળોરૂપ સર્પોથી ભરેલી હતી, પ્રાણીઓરૂપી ઘોડાઓથી સેવાયેલી હતી, કપાઈ પડેલા ક્ષત્રિયોરૂપ મોટા હંસોવાળી હતી અને મુગટોરૂપ પક્ષીઓને આશ્રયરૂપ હતી. તેમાં ચક્રોરૂપ કાચબા હતા, બાજુબંધોરૂપ મગરમચ્છો હતા અને ઝીણાં ઝીણાં બાણોરૂપ માછલાં હતાં. બગલાં, ગીધડાં અને શિયાળવાંનાં ભયંકર ટોળાંઓ તે નદીનું સેવન કરતાં હતાં.[૧૬,૧૭] હે રાજશ્રેષ્ઠ! તે નદી બળવાન દ્રોણાચાર્યે રણમાં રોળી નાખેલાં સેંકડો પ્રાણીઓને પિતૃલોક ભણી વહી જતી હતી.[૧૮] આમ હે રાજન્! તે દ્રોણાચાર્યે તે રણભૂમિ પર સેંકડો કલેવરોથી ભરેલી, કેશરૂપ શેવાળ તથા લીલાં ઘાસવાળી અને ભીરુઓનો ભય વધારનારી તે ભયંકર નદી વહાવી હતી.[૧૯] એ રીતે પોતાનાં સૈન્યોમાં કેર વર્તાવી રહેલા તે મહારથી દ્રોણાચાર્યની સામે યુધિષ્ઠિર વગેરેએ ચારે બાજુથી ધસારો કર્યો.[૨૦] પણ તે શૂરાઓને ધસી આવતા જોઈને તમારા દૃઢ પરાક્રમી પુત્રોએ તેમને ચોતરફથી રોકવા માંડ્યા. ખરેખર તે સમયનો દેખાવ રૂંવાં ઊભાં કરી નાખે તેવો હતો.[૨૧] ત્યાં સેંકડો જાતની માયા(કપટ)ને કરી જાણનારા શકુનિએ સહદેવ સામે ધસારો કર્યો. તેણે સારથિ, ધજા અને રથ સાથેના તે સહદેવને તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યો.[૨૨] ત્યારે અત્યંત ક્રોધાયમાન થયેલા માદ્રીપુત્ર સહદેવે તે શકુનિના ધ્વજને, ધનુષ્યને, સારથિને અને ઘોડાઓને બાણો વડે છેદી નાખ્યાં તેમ જ બીજાં સાઠ બાણો મૂકીને શકુનિને પણ વીંધી નાખ્યો. એટલે હે રાજન્! શકુનિ પણ હાથમાં ગદા લઈને પોતાના રથ પરથી કૂદી પડ્યો અને તેણે ગદા વડે સહદેવના સારથિને રથ પરથી ગબડાવી પાડ્યો.[૨૩,૨૪] આમ હે રાજન્! તે બન્ને મહાબળવાન શૂરાઓ રથ વિનાના થઈ પડ્યા, ત્યારે તેઓ હાથમાં ગદા લઈને શિખરવાળા બે પર્વતોની પેઠે રણમાં ખેલવા લાગ્યા.[૨૫] દ્રોણાચાર્યે પાંચાલરાજાને દશ બાણોથી વીંધી નાખ્યો, ત્યારે તેણે પણ આચાર્યને ઘણાં બાણોનો પ્રહાર કર્યો; એટલે આચાર્યે પણ ફરીથી તેનાથી અધિક બાણો મૂકીને તેને વીંધી નાખ્યો.[૨૬] વીર ભીમસેને વીસ તીક્ષ્ણ બાણોથી વિવિંશતિને વીંધી નાખ્યો; છતાં પણ તે કંપ્યો નહિ, એ ઘણું

આશ્ચર્ય જેવું થયું હતું.[૨૭] પછી હે મહારાજ! વિવિંશતિએ ભીમસેનને એકદમ ઘોડાં, ધ્વજ અને ધનુષ્ય વિનાનો કરી નાખ્યો, એટલે સર્વ સૈન્યો વિવિંશતિનાં વખાણ કરવા લાગ્યાં.[૨૮] વીર ભીમસેન યુદ્ધભૂમિ પર શત્રુનું આ પરાક્રમ સાંખી શક્યો નહિ, એટલે તેણે ગદાના પ્રહાર કરીને તેના સર્વ સુશિક્ષિત ઘોડાઓને ઢાળી પાડ્યા.[૨૯] હે રાજન્! ત્યારે મહાબળવાન વિવિંશતિ માર્યા ગયેલા ઘોડાવાળા તે રથ પરથી ઊતરી પડ્યો અને એક મદોન્મત્ત હાથી જેમ બીજા મદોન્મત્ત હાથી સામે ધસે, તેમ તે હાથમાં ઢાલ લઈને ભીમસેન સામે ધસી ગયો.[૩૦] વીર શલ્યરાજ પોતાના પ્રિય ભાણેજ નકુલને જાણે લાડ લડાવતો હોય અને જાણે ખીજવતો હોય, તેમ મંદહાસ્ય કરી તેને બાણોથી વીંધવા લાગ્યો.[૩૧] એટલે પ્રતાપી નકુલે પણ તેના ઘોડા, છત્ર, ધજા, સારથિ અને ધનુષ્યને પટકી પાડ્યાં અને યુદ્ધભૂમિ પર શંખનાદ કરી મૂક્યો.[૩૨] કૃપાચાર્યે છોડેલાં અનેક પ્રકારનાં બાણો ધૃષ્ટકેતુએ છેદી નાખ્યાં અને પોતે સિત્તેર બાણો મૂકીને તેને વીંધી નાખ્યો. વળી તેણે બીજાં ત્રણ બાણો વડે તેના રથધ્વજને પણ ઉડાડી પાડ્યો. ત્યારે બ્રાહ્મણ કૃપાચાર્યે પણ મોટી બાણવૃષ્ટિ કરીને રણમાં આગળ વધતા તે રોષભર્યા ધૃષ્ટકેતુને અટકાવી રાખ્યો અને તેને સારી રીતે વીંધી નાખ્યો. સાત્યકિએ કૃતવર્માને છાતીના મધ્યભાગમાં એક નારાચબાણથી માર માર્યો અને પુનઃ જાણે હસતો હોય તેમ મોં મલકાવીને તેણે તેને સિત્તેર બાણોનો પ્રહાર કર્યો.[૩૩-૩૫] કૃતવર્માએ પણ સિત્તોતેર તીક્ષ્ણ બાણોથી તેને એકદમ વીંધી નાખ્યો, છતાં પણ શીઘ્ર ગતિવાળો વાયુ જેમ પર્વતને કંપાવી શકતો નથી, તેમ તે સાત્યકિને કંપાવી શક્યો નહિ.[૩૬] પાંડવસેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને સુશર્માને મર્મસ્થાનોમાં અત્યંત પ્રહાર કર્યો, એટલે સુશર્માએ પણ તેને હાંસડીના ભાગમાં તોમરનો પ્રહાર કર્યો.[૩૭] તે યુદ્ધમાં મહાન વીર્યવાળા મત્સ્યયોદ્ધાઓ સાથેના વિરાટરાજાએ સૂર્યપુત્ર કર્ણને આગળ વધતો અટકાવી રાખ્યો હતો, તે ઘણું આશ્ચર્ય જેવું હતું.[૩૮] પણ તે વેળા સૂતપુત્ર કર્ણનું પરાક્રમ ઘણું દારુણ દેખાતું હતું; કારણ કે તેણે નમેલાં પર્વવાળાં બાણોથી સમગ્ર સૈન્યને ખાળી રાખ્યું હતું.[૩૯] દ્રુપદરાજ પોતે ભગદત્ત સાથે યુદ્ધમાં જોડાયો હતો. હે મહારાજ! તે બન્નેનું યુદ્ધ ઘણું અદ્ભુત સ્વરૂપવાળું હતું.[૪૦] પુરુષશ્રેષ્ઠ ભગદત્ત રાજાએ મજબૂત ગાંઠાવાળાં બાણો મૂકીને સારથિ, ધ્વજ અને રથ સહિત દ્રુપદરાજને વીંધી નાખ્યો.[૪૧] એટલે ક્રોધાયમાન થયેલા દ્રુપદરાજાએ નમેલા પર્વવાળા એક બાણ વડે મહારથી ભગદત્તને તત્કાળ છાતીમાં પ્રહાર કર્યો.[૪૨] બીજી તરફથી અસ્ત્રવિદ્યામાં કુશળ તથા લોકમાં ઉત્તમ યોદ્ધાઓ તરીકે પ્રસિદ્ધ થયેલા ભૂરિશ્રવા અને શિખંડી ભૂતોને ત્રાસ ઉપજાવનારું યુદ્ધ કરી રહ્યા હતા.[૪૩] હે રાજન્! તે રણમાં વીર્યવાન ભૂરિશ્રવાએ દ્રુપદરાજના મહારથી પુત્ર શિખંડીને બાણોના મહાન સમૂહથી છાઈ દીધો હતો.[૪૪] તેથી શિખંડી ક્રોધે ભરાયો. આથી હે ભારત! હે પૃથ્વીપતિ! તેણે નેવું બાણો મૂકીને ભૂરિશ્રવાને કંપાવી દીધો.[૪૫] વળી પેલી તરફ પરસ્પર જયની ઇચ્છાવાળા તથા મહાભયાનક કર્મ કરવાવાળા રાક્ષસ ઘટોત્કચ અને અલંબુષ એ બન્ને જણ અતિ અદ્ભુત યુદ્ધ કરી રહ્યા હતા.[૪૬] ગર્વિષ્ઠ થયેલા તથા જોનારને અતિ વિસ્મય પમાડનાર તે બન્ને જણા સેંકડો માયાઓ રચતા હતા અને એ માયાઓ વડે એકબીજાથી અછતા રહીને ઘૂમ્યા કરતા હતા.[૪૭] પૂર્વે જેમ દેવો અને

થી ચારેબાજુ ભરચક હતી, ધજાઓરૂપ વૃક્ષોને તાણી રહી હતી, લોહીરૂપી પાણીવાળી હતી, રથરૂપ ધૂમરીઓવાળી હતી, હાથીઘોડાઓરૂપ કાંઠાવાળી હતી, કવચોરૂપ નાનાં નાનાં હોડકાંઓથી યુક્ત હતી અને માંસના કાદવથી ખદબદતી હતી.[૮–૧૦] વળી તેમાં મેદ, મજ્જા તથા હાડકાંરૂપ રેતી હતી અને પાઘડીઓના ઢગોરૂપ ફીણ હતાં. સંગ્રામરૂપ મેઘે તે નદીને પરિપૂર્ણ કરી હતી અને તેમાં નાનાં નાનાં ભાલાંઓરૂપ માછલાં હતાં. મનુષ્યો તથા હાથીઓથી તે યુક્ત હતી અને બાણોના વેગવાળા પ્રવાહને તે વહેનારી હતી. તેમાં શરીરોરૂપ લાકડાં ચારે બાજુ અથડાતાં હતાં અને રથોરૂપ કાચબાઓથી તે વ્યાપેલી હતી.[૧૧,૧૨] વળી તે નદી મસ્તકોરૂપી કમળોવાળી હતી, તલવારોરૂપી મત્સ્યોથી ભરેલી હતી, રથો તથા હાથીઓરૂપી મોટા ધરાઓવાળી હતી અને અનેક પ્રકારનાં આભરણોથી સુશોભિત હતી. તેમાં મોટા મોટા રથોરૂપી સેંકડો ધૂમરીઓ હતી અને તેમાં પૃથ્વીની રજરૂપી મોટી તરંગમાળા હતી. તે નદી મહાવીર્યવાનોને તરવી સહેલી હતી, પણ કાયરોને તરવી દોહ્યલી હતી.[૧૩,૧૪] વળી તે નદી સેંકડો શરીરોથી સાંકડી થઈ ગઈ હતી, ગીધડાં તથા કાગડા વગેરે માંસાહારી પક્ષીઓ તેનું સેવન કરતાં હતાં અને હજારો મહારથીઓને તે યમને ઘેર લઈ જતી હતી.[૧૫] તે નદી ત્રિશૂળોરૂપ સર્પોથી ભરેલી હતી, પ્રાણીઓરૂપી ઘોડાઓથી સેવાયેલી હતી, કપાઈ પડેલા ક્ષત્રિયોરૂપ મોટા હંસોવાળી હતી અને મુગટારૂપ પક્ષીઓને આશ્રયરૂપ હતી. તેમાં ચક્રોરૂપ કાચબા હતા, બાજુબંધોરૂપ મગરમચ્છો હતા અને ઝીણાં ઝીણાં બાણોરૂપ માછલાં હતાં. બગલાં, ગીધડાં અને શિયાળવાંનાં ભયંકર ટોળાંઓ તે નદીનું સેવન કરતાં હતાં.[૧૬,૧૭] હે રાજશ્રેષ્ઠ! તે નદી બળવાન દ્રોણાચાર્યે રણમાં રોળી નાખેલાં સેંકડો પ્રાણીઓને પિતૃલોક ભણી વહી જતી હતી.[૧૮] આમ હે રાજન્! તે દ્રોણાચાર્યે તે રણભૂમિ પર સેંકડો કલેવરોથી ભરેલી, કેશરૂપ શેવાળ તથા લીલાં ઘાસવાળી અને ભીરુઓનો ભય વધારનારી તે ભયંકર નદી વહાવી હતી.[૧૯] એ રીતે પોતાનાં સૈન્યોમાં કેર વર્તાવી રહેલા તે મહારથી દ્રોણાચાર્યની સામે યુધિષ્ઠિર વગેરેએ ચારે બાજુથી ધસારો કર્યો.[૨૦] પણ તે શૂરાઓને ધસી આવતા જોઈને તમારા દૃઢ પરાક્રમી પુત્રોએ તેમને ચોતરફથી રોકવા માંડ્યા. ખરેખર તે સમયનો દેખાવ રૂંવાં ઊભાં કરી નાખે તેવો હતો.[૨૧] ત્યાં સેંકડો જાતની માયા( કપટ )ને કરી જાણનારા શકુનિએ સહદેવ સામે ધસારો કર્યો. તેણે સારથિ, ધજા અને રથ સાથેના તે સહદેવને તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યો.[૨૨] ત્યારે અત્યંત ક્રોધાયમાન થયેલા માદ્રીપુત્ર સહદેવે તે શકુનિના ધ્વજને, ધનુષ્યને, સારથિને અને ઘોડાઓને બાણો વડે છેદી નાખ્યાં તેમ જ બીજાં સાઠ બાણો મૂકીને શકુનિને પણ વીંધી નાખ્યો. એટલે હે રાજન્! શકુનિ પણ હાથમાં ગદા લઈને પોતાના રથ પરથી કૂદી પડ્યો અને તેણે ગદા વડે સહદેવના સારથિને રથ પરથી ગબડાવી પાડ્યો.[૨૩,૨૪] આમ હે રાજન્! તે બન્ને મહાબળવાન શૂરાઓ રથ વિનાના થઈ પડ્યા, ત્યારે તેઓ હાથમાં ગદા લઈને શિખરવાળા બે પર્વતોની પેઠે રણમાં ખેલવા લાગ્યા.[૨૫] દ્રોણાચાર્યે પાંચાલરાજને દશ બાણોથી વીંધી નાખ્યો, ત્યારે તેણે પણ આચાર્યને ઘણાં બાણોનો પ્રહાર કર્યો; એટલે આચાર્યે પણ ફરીથી તેનાથી અધિક બાણો મૂકીને તેને વીંધી નાખ્યો.[૨૬] વીર ભીમસેને વીસ તીક્ષ્ણ બાણોથી વિવિંશતિને વીંધી નાખ્યો; છતાં પણ તે કંપ્યો નહિ, એ ઘણું

આશ્ચર્ય જેવું થયું હતું.[૨૭] પછી હે મહારાજ! વિવિંશતિએ ભીમસેનને એકદમ ઘોડા, ધ્વજ અને ધનુષ્ય વિનાનો કરી નાખ્યો, એટલે સર્વ સૈન્યો વિવિંશતિનાં વખાણ કરવા લાગ્યાં.[૨૮] વીર ભીમસેન યુદ્ધભૂમિ પર શત્રુનું આ પરાક્રમ સાંખી શક્યો નહિ, એટલે તેણે ગદાના પ્રહાર કરીને તેના સર્વ સુશિક્ષિત ઘોડાઓને ઢાળી પાડ્યા.[૨૯] હે રાજન્! ત્યારે મહાબળવાન વિવિંશતિ માર્યા ગયેલા ઘોડાવાળા તે રથ પરથી ઊતરી પડ્યો અને એક મદોન્મત્ત હાથી જેમ બીજા મદોન્મત્ત હાથી સામે ધસે, તેમ તે હાથમાં ઢાલ લઈને ભીમસેન સામે ધસી ગયો.[૩૦] વીર શલ્યરાજ પોતાના પ્રિય ભાણેજ નકુલને જાણે લાડ લડાવતો હોય અને જાણે ખીજવતો હોય, તેમ મંદહાસ્ય કરી તેને બાણોથી વીંધવા લાગ્યો.[૩૧] એટલે પ્રતાપી નકુલે પણ તેના ઘોડા, છત્ર, ધજા, સારથિ અને ધનુષ્યને પટકી પાડ્યાં અને યુદ્ધભૂમિ પર શંખનાદ કરી મૂક્યો.[૩૨] કૃપાચાર્યે છોડેલાં અનેક પ્રકારનાં બાણો ધૃષ્ટકેતુએ છેદી નાખ્યાં અને પોતે સિત્તેર બાણો મૂકીને તેને વીંધી નાખ્યો. વળી તેણે બીજાં ત્રણ બાણો વડે તેના રથધ્વજને પણ ઉડાડી પાડ્યો. ત્યારે બ્રાહ્મણ કૃપાચાર્યે પણ મોટી બાણવૃષ્ટિ કરીને રણમાં આગળ વધતા તે રોષભર્યા ધૃષ્ટકેતુને અટકાવી રાખ્યો અને તેને સારી રીતે વીંધી નાખ્યો. સાત્યકિએ કૃતવર્માને છાતીના મધ્યભાગમાં એક નારાચબાણથી માર માર્યો અને પુનઃ જાણે હસતો હોય તેમ મોં મલકાવીને તેણે તેને સિત્તેર બાણોનો પ્રહાર કર્યો.[૩૩-૩૫] કૃતવર્માએ પણ સિત્તોતેર તીક્ષ્ણ બાણોથી તેને એકદમ વીંધી નાખ્યો, છતાં પણ શીઘ્ર ગતિવાળો વાયુ જેમ પર્વતને કંપાવી શકતો નથી, તેમ તે સાત્યકિને કંપાવી શક્યો નહિ.[૩૬] પાંડવસેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને સુશર્માને મર્મસ્થાનોમાં અત્યંત પ્રહાર કર્યો, એટલે સુશર્માએ પણ તેને હાંસડીના ભાગમાં તોમરનો પ્રહાર કર્યો.[૩૭] તે યુદ્ધમાં મહાન વીર્યવાળા મત્સ્યયોદ્ધાઓ સાથેના વિરાટરાજાએ સૂર્યપુત્ર કર્ણને આગળ વધતો અટકાવી રાખ્યો હતો, તે ઘણું આશ્ચર્ય જેવું હતું.[૩૮] પણ તે વેળા સૂતપુત્ર કર્ણનું પરાક્રમ ઘણું દારુણ દેખાતું હતું; કારણ કે તેણે નમેલાં પર્વવાળાં બાણોથી સમગ્ર સૈન્યને ખાળી રાખ્યું હતું.[૩૯] દ્રુપદરાજ પોતે ભગદત્ત સાથે યુદ્ધમાં જોડાયો હતો. હે મહારાજ! તે બન્નેનું યુદ્ધ ઘણું અદ્ભુત સ્વરૂપવાળું હતું.[૪૦] પુરુષશ્રેષ્ઠ ભગદત્ત રાજાએ મજબૂત ગાંઠાવાળાં બાણો મૂકીને સારથિ, ધ્વજ અને રથ સહિત દ્રુપદરાજને વીંધી નાખ્યો.[૪૧] એટલે ક્રોધાયમાન થયેલા દ્રુપદરાજએ નમેલા પર્વવાળા એક બાણ વડે મહારથી ભગદત્તને તત્કાળ છાતીમાં પ્રહાર કર્યો.[૪૨] બીજી તરફથી અસ્ત્રવિદ્યામાં કુશળ તથા લોકમાં ઉત્તમ યોદ્ધાઓ તરીકે પ્રસિદ્ધ થયેલા ભૂરિશ્રવા અને શિખંડી ભૂતોને ત્રાસ ઉપજાવનારું યુદ્ધ કરી રહ્યા હતા.[૪૩] હે રાજન્! તે રણમાં વીર્યવાન ભૂરિશ્રવાએ દ્રુપદરાજાના મહારથી પુત્ર શિખંડીને બાણોના મહાન સમૂહથી છાઈ દીધો હતો.[૪૪] તેથી શિખંડી ક્રોધે ભરાયો. આથી હે ભારત! હે પૃથ્વીપતિ! તેણે નેવું બાણો મૂકીને ભૂરિશ્રવાને કંપાવી દીધો.[૪૫] વળી પેલી તરફ પરસ્પર જયની ઇચ્છાવાળા તથા મહાભયાનક કર્મ કરવાવાળા રાક્ષસ ઘટોત્કચ અને અલંબુષ એ બન્ને જણ અતિ અદ્ભુત યુદ્ધ કરી રહ્યા હતા.[૪૬] ગર્વિષ્ઠ થયેલા તથા જોનારને અતિ વિસ્મય પમાડનાર તે બન્ને જણા સેંકડો માયાઓ રચતા હતા અને એ માયાઓ વડે એકબીજાથી અછતા રહીને ઘૂમ્યા કરતા હતા.[૪૭] પૂર્વે જેમ દેવો અને

અસુરોના યુદ્ધસમયે મહાબળવાન બલ દૈત્યે તથા ઇંદ્રે અતિ ભયંકર યુદ્ધ કર્યું હતું, તેમ ત્યાં ચેકિતાન અને અનુવિંદ પણ અતિ ભયંકર યુદ્ધ કરી રહ્યા હતા.[૪૮] હે રાજન્! પૂર્વે જેમ વિષ્ણુએ હિરણ્યાક્ષ દૈત્ય જોડે અતિ તીવ્ર યુદ્ધ કર્યું હતું, તેમ કુમાર લક્ષ્મણ ત્યાં ક્ષત્રદેવની સાથે યુદ્ધ કરી રહ્યો હતો. તે પછી હે રાજન્! કૂદતા ઘોડાવાળા અને શાસ્ત્રોક્ત વિધિએ તૈયાર કરેલા એવા રથમાં બેસીને પૌરવરાજા ગર્જના કરતો કરતો સુભદ્રાપુત્ર અભિમન્યુ સામે ધસી ગયો.[૪૯,૫૦] એટલે રિપુઓને દમનારો મહા બળવાન અભિમન્યુ પણ યુદ્ધ કરવાની ઇચ્છાથી તેના પર ઉતાવળો ઉતાવળો ચડી ગયો અને તેની સાથે યુદ્ધ કરવા મંડી પડ્યો.[૫૧] પૌરવરાજાએ અભિમન્યુને બાણોના સમૂહથી છાઈ દીધો; એટલે અર્જુનપુત્રે પણ તેના ધ્વજને, છત્રને અને ધનુષ્યને પૃથ્વી પર પાડી દીધાં.[૫૨] એ સુભદ્રાનંદને બીજાં સાત બાણો મૂકીને તે પૌરવરાજને વીંધી નાખ્યો અને પાંચ બાણો વડે તેના ઘોડાઓને તથા સારથિને પણ વીંધી દીધા.[૫૩] હવે સેનાને હર્ષ ઉપજાવતા તથા સિંહની પેઠે વારંવાર ગર્જના કરતા તે અર્જુનપુત્રે પૌરવરાજનો નાશ કરે તેવું બાણ ઝટપટ પકડ્યું.[૫૪] ભયંકર દેખાવવાળા તે બાણને ધનુષ્યમાં સાંધેલું જાણીને પૌરવરાજાએ બે બાણો છોડ્યાં અને અભિમન્યુના તે બાણ સાથેના ધનુષ્યને છેદી નાખ્યું.[૫૫] એટલે શત્રુવીરોનો સંહાર કરનારા સુભદ્રાપુત્રે તે કપાયેલા ધનુષ્યને ફેંકી દીધું અને હાથમાં ઢાલ લઈને ચળકાટ કરતી તલવારને મ્યાનમાંથી બહાર કાઢી.[૫૬] ત્યાં રૂપેરી તારાઓવાળી ઢાલને હાથમાં રાખીને અને ચાલાક હાથવાળાની પેઠે તલવાર ફેરવીને એ અભિમન્યુ અનેક માર્ગોમાં ઘૂમી રહ્યો તથા પોતાનું પરાક્રમ દેખાડવા લાગ્યો.[૫૭] હે રાજન્! ભ્રામિત, ઉદ્‌ભ્રાંત, આધૂત અને પુનરુત્થાન નામની પટા ખેલવાની કળાઓને પ્રદર્શિત કરી રહેલા તે અભિમન્યુની ઢાલમાં અને તલવારમાં કોઈ પણ જાતની વિશેષતા જોવામાં આવતી નહોતી. (અર્થાત્ તે બન્ને તલવાર અને ઢાલ એકાકાર થઈ જતાં હતાં.)[૫૮] ત્યાં એકાએક ગર્જના કરતો તે અભિમન્યુ પૌરવરાજના રથની ઈષા (રથનો એક વિભાગ) પર કૂદ્યો અને તેના પર ચડી બેસીને તેણે પૌરવરાજના કેશને પકડી લીધા.[૫૯] એણે પૌરવરાજના રથને પગની લાત મારી અને તલવારથી તેના રથની ધજાને પૃથ્વી પર પાડી દીધી. પછી ગરુડ જેમ સમુદ્રને ખળભળાવી દઈને સર્પને ફેંકી દે છે, તેમ તેણે પૌરવરાજને ફેંકી દીધો.[૬૦] તે સમયે સિંહે પાડી નાખેલા બેભાન આખલાની પેઠે તૂટી ગયેલી ચોટલીવાળા તે પૌરવરાજને ત્યાં ઊભેલા સર્વ રાજાઓ જોઈ રહ્યા હતા.[૬૧] એ રીતે અભિમન્યુને વશ થયેલા તથા અનાથની પેઠે ઘસડવામાં આવતા તે પૌરવરાજને પૃથ્વી પર પછડાયેલો જોઈને જયદ્રથ રાજા સાંખી રહ્યો નહિ.[૬૨] મોરનાં પીંછાંઓવાળી તથા સેંકડો ઘૂઘરીઓવાળી ઢાલને તથા તલવારને હાથમાં લઈને તે મોટી ગર્જના કરીને રથ પરથી કૂદી પડ્યો.[૬૩] આમ સિંધુરાજ જયદ્રથને આવતો જોઈને અભિમન્યુએ પૌરવરાજને છોડી દીધો અને પોતે બાજપક્ષીની પેઠે ઝટપટ રથ પરથી કૂદી પડ્યો.[૬૪] એ અભિમન્યુ શત્રુઓએ ફેંકેલાં ભાલાં, પટ્ટિશ તથા તલવાર વગેરે શસ્ત્રોને પોતાની તલવારથી છેદવા લાગ્યો અને ઢાલથી રોકવા લાગ્યો.[૬૫] એ પ્રમાણે સર્વ સૈન્યોને પોતાનું બાહુબળ દર્શાવીને અને ઢાલ—તલવારને હાથમાં ઊંચાં કરીને તે બળવાન શૂરો અભિમન્યુ ફરી પોતાના પિતાના મહાન શત્રુ વૃદ્ધક્ષત્રપુત્ર જયદ્રથ સામે સિંહ જેમ હાથી સામે ધસે, તેમ ધસી ગયો.[૬૬,૬૭] આમ

તે બન્ને જણા સામસામા આવી ગયા અને તલવાર, દાંત અને નખના આયુધવાળા થઈ ને તેઓ જાણે વાઘ તથા કેસરી સિંહની પેઠે હર્ષિત થઈ ને અન્યોન્યને પ્રહાર કરવા લાગ્યા.[૬૮] તે બન્ને નરસિંહો એકબીજા ઉપર તલવાર અને ઢાલ પાડતા હતા, ઘા કરતા હતા અને તેમને ઉપરનીચે ફેરવતા હતા, ત્યારે કોઈ પણ મનુષ્ય તેમની વચ્ચેના અંતરને જોઈ શકતો ન હતો.[૬૯] તે બન્નેનું તલવારનું ફેંકવું, તલવારનો શબ્દ, જુદાં જુદાં શસ્ત્રોને વાપરી દેખાડવું અને બહાર તથા અંદરના ભાગમાં હથિયારોના ઘા વગેરે બધું એકસરખું જ દેખાતું હતું.[૭૦] બાહ્ય અને આભ્યંતર પટા ખેલવામાં ઉત્તમ રીતે ઘૂમી રહેલા તે બન્ને મહાત્માઓ જાણે પાંખોવાળા પર્વત જેવા દેખાતા હતા. પછી જ્યાં યશસ્વી અભિમન્યુ તલવારનો ઘા કરવા ગયો, ત્યાં જયદ્રથે તેની ઢાલના છેડાના ભાગમાં તલવારનો પ્રહાર કર્યો.[૭૧,૭૨] સિંધુરાજ જયદ્રથે તે મહાન તલવાર અત્યંત જોશભેર મારી, એટલે અભિમન્યુની સોનેરી પતરાથી મઢેલી ચળકતી ઢાલમાં અથડાઈને તે ભાંગી પડી. આમ પોતાની તલવારને ભાંગી પડેલી જોઈ ને જયદ્રથરાજ એકદમ છ પગલાં પાછળ કૂદ્યો અને આંખના પલકારા જેટલા સમયમાં પોતાના રથ પર બેઠેલો દેખાયો. હવે સંગ્રામથી મુક્ત થયેલા અને ઉત્તમ રથ પર બેઠેલા તે અભિમન્યુને સર્વ રાજાઓ ચોપાસથી એકસાથે ઘેરી રહ્યા. પછી હાથમાં ઢાલ અને તલવાર ઊંચાં કરીને મહાબળવાન અર્જુનપુત્ર અભિમન્યુ જયદ્રથને જોઈ ને ગર્જના કરવા લાગ્યો. હવે સિંધુરાજનો ત્યાગ કરીને શત્રુસંહારક સુભદ્રાનંદન, સૂર્ય જેમ ભુવનને તપાવે, તેમ તેના સૈન્યને તપાવવા લાગ્યો. તે સમયે શલ્યરાજાએ તદ્દન લોઢાની બનાવેલી, સુવર્ણથી સુશોભિત જણાતી અને પ્રદીપ્ત અગ્નિશિખાની પેઠે ભયંકર એવી શક્તિ તે અભિમન્યુની ઉપર ફેંકી.[૭૩-૭૮] ગરુડ જેમ ઊડતા સર્પને ફ્રદીને પકડી પાડે, તેમ અભિમન્યુએ પણ એકદમ કૂદીને તે શક્તિને પકડી પાડી અને પોતાની તલવારને ખુલ્લી કરી. તે અમિતતેજસ્વી અભિમન્યુની એ ચાલાકીને તથા તેના એ પરાક્રમને જોઈ ને સર્વ રાજાઓ સિંહગર્જનાઓ કરવા લાગ્યા.[૭૯,૮૦] પછી શત્રુસંહારક સુભદ્રાપુત્રે વૈડૂર્યમણિથી જડેલી શલ્યની તે જ તીક્ષ્ણ શક્તિને પાછી પોતાના બાહુબળથી એ શલ્ય ઉપર જ છોડી. કાંચળી વિનાના સર્પની પેઠે તે શક્તિએ શલ્યરાજાના રથ પર આવીને તેના સારથિને મારી નાખ્યો, તેમ જ શલ્યરાજને પણ રથ પરથી નીચે ગબડાવી પાડ્યો.[૮૧] તે જોઈ ને વિરાટ, દ્રુપદ, ધૃષ્ટકેતુ, યુધિષ્ઠિર, સાત્યકિ, કેકયકુમારો, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, નકુલ, સહદેવ અને દ્રૌપદીના પાંચ પુત્રો—એ બધા 'ધન્ય, ધન્ય' એમ કહેવા લાગ્યા. વળી ત્યાં યુદ્ધમાંથી પલાયન નહિ કરનારા તે અભિમન્યુને હર્ષ ઉપજાવનારા અનેક પ્રકારનાં બાણોના શબ્દો તથા પુષ્કળ સિંહનાદો સર્વ સૈન્યમાં પ્રકટ થઈ રહ્યા. ત્યારે તમારા પુત્રો શત્રુઓનાં તે વિજયનાં લક્ષણોને સહન કરી શક્યા નહિ.[૮૨-૮૫] એટલે હે મહારાજ! તે તમારા પક્ષના સર્વ યોદ્ધાઓ એકત્ર થઈ ગયા અને મેઘો જેમ પર્વતને છાઈ દે છે, તેમ તેઓ અભિમન્યુને તીક્ષ્ણ બાણોથી ચારે તરફથી એકાએક છાઈ દેવા લાગ્યા.[૮૬] એટલામાં તમારા પુત્રોનું પ્રિય ઇચ્છતો શત્રુસંહારક શલ્યરાજ પોતાના સારથિના પરાભવને જોઈ ને ક્રોધપૂર્વક અભિમન્યુ સામે ધસી ગયો.[૮૭]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત દ્રોણાભિષેકપર્વમા 'અભિમન્યુનું પરાક્રમ' નામનો અધ્યાય ૧૪મો સમાપ્ત

## अध्याय १५ मो

### શલ્યને રણમાંથી દૂર લઈ જવો

॥ धृतराष्ट्र उवाच ॥

**बहूनि सुविचित्राणि द्वन्द्वयुद्धानि संजय ।**
**त्वयोक्तानि निशम्याहं स्पृहयामि सचक्षुषाम् ॥१॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય ! તેં અનેક પ્રકારનાં અદ્ભુત દ્વંદ્વયુદ્ધો મારી આગળ કહ્યાં છે. તે સાંભળીને હું ચક્ષુવાળાં મનુષ્યોનાં દૃષ્ટિસુખને ઇચ્છું છું (અર્થાત્ મને પણ ચક્ષુ દ્વારા જોવાની ઇચ્છા થઈ જાય છે).[૧] લોકમાં આશ્ચર્યરૂપ એવા આ કૌરવપાંડવના દેવ-અસુર સમાન યુદ્ધને મનુષ્યો ગાયા જ કરશે.[૨] આ ઉત્તમ યુદ્ધને સાંભળતાં મને તૃપ્તિ જ થતી નથી, માટે તું મને શલ્ય અને અભિમન્યુના યુદ્ધને વિશે કહી સંભળાવ.[૩]

સંજય બોલ્યો: પોતાના સારથિને માર્યો ગયેલો જોઈને શલ્યરાજાએ કેવળ લોઢાની બનાવેલી ગદાને ઊંચી કરી અને તે ક્રોધપૂર્વક ગર્જના કરીને રથ પરથી ઊતરી પડ્યો.[૪] પ્રજ્વલિત પ્રલયાગ્નિ જેવા તથા દંડધારી કાળ જેવા તે શલ્યરાજાને જોઈને ભીમસેન હાથમાં મોટી ગદા લઈ તેની સામે ચઢી આવ્યો.[૫] ત્યારે અભિમન્યુ પણ વજ્ર સમી મોટી ગદા હાથમાં લઈને 'આવી જા, આવી જા,' એમ કહેવા લાગ્યો; પણ ભીમસેને તેને જેમતેમ રોકી રાખ્યો.[૬] એ પ્રમાણે અભિમન્યુને અટકાવીને, પ્રતાપી ભીમસેન શલ્ય પાસે આવ્યો અને પર્વતની પેઠે સ્થિર થઈને યુદ્ધ કરવા ઊભો રહ્યો.[૭] સિંહ જેમ હાથી સામે ધસી જાય, તેમ મદ્રરાજ શલ્ય પણ મહાબળવાન ભીમસેનને પોતાની આગળ આવેલો જોઈને તેની સામે ધસી ગયો.[૮] પછી સર્વ સૈન્યોની અંદર અનેક પ્રકારનાં રણવાદિત્રોના તથા હજારો શંખોના શબ્દો થઈ રહ્યા અને સાથે સાથે સિંહનાદો તથા ભેરીઓના મહાશબ્દો પણ થવા લાગ્યા. ત્યાં એકબીજા સામે જોઈને એકબીજા સામે દોડી રહેલા એ કૌરવોના તથા પાંડવોના 'વાહ, વાહ,' એવા સેંકડો શબ્દો સંભળાવા લાગ્યા. હે ભારત ! એ યુદ્ધમાં શલ્યરાજા સિવાય બીજો કોઈ પણ રાજા ભીમસેનના વેગને સહન કરવા ઉત્સાહ કરી શકે તેમ ન હતો,[૯-૧૧] તેમ જ ભીમસેન સિવાય બીજો કયો યોદ્ધો મહાત્મા શલ્યની ગદાના વેગને જીરવવાની હામ ધરે ?[૧૨] સોનેરી પટ્ટાઓથી બાંધેલી ભીમસેનની મોટી ગદા જ્યારે ચારે બાજુ ઘૂમતી હતી, ત્યારે તે મનુષ્યોને આનંદ પમાડતી હતી.[૧૩] ત્યાં મંડલાકારે અનેક પ્રકારની યુદ્ધરીતિએ ચોતરફ ઘૂમી રહેલા એ શલ્યરાજની મોટી વીજળીના ઝબકારા સરખી દેખાતી ગદા પણ શોભી રહી હતી.[૧૪] ગદાના અગ્રભાગને ગોળાકારે ફેરવતા તે શલ્ય અને ભીમસેન ત્યાં ગર્જના કરતા બે આખલાઓની પેઠે મંડલાકારે ઘૂમી રહ્યા હતા. મંડલાકારે ગોળ ઘૂમવામાં તથા એકબીજાના ગદાપ્રહારને છટકાવવામાં તે બન્ને પુરુષસિંહોનું યુદ્ધ લગભગ સરખું જ થઈ રહ્યું હતું.[૧૫,૧૬] ભીમસેને જ્યારે શલ્યરાજાની મોટી ગદામાં સખત પ્રહાર કર્યો, ત્યારે અગ્નિની જ્વાળાઓ કાઢતી તે મહારૌદ્ર ગદા ભાંગી પડી.[૧૭] ત્યારે શત્રુએ ભાંગી નાખેલી ભીમસેનની ગદા પણ વર્ષાકાળમાં સાયંકાળે પતંગિયાંથી વીંટાયલા વૃક્ષની પેઠે શોભતી હતી.[૧૮] હે ભારત ! તે યુદ્ધમાં શલ્યરાજાએ ફેંકેલી ગદા વારંવાર અગ્નિ કાઢવા લાગી અને આકાશને પ્રદીપ્ત કરી રહી.[૧૯] તે જ પ્રમાણે ભીમસેને પોતાના શત્રુ પર ફેંકેલી ગદા આકાશમાંથી પડતા મોટા ઊંબાડિયાની પેઠે તે સૈન્યને તપાવવા લાગી.[૨૦] આમ તે બન્ને ગદાધારીઓની શ્રેષ્ઠ ગદાઓ પરસ્પર અથડાઈ રહી અને ફૂંફાડા મારતી નાગકન્યાઓની પેઠે

અગ્નિને બહાર કાઢવા લાગી.[૨૧] જેમ બે મોટા વાઘો નખના પ્રહાર કરે તથા જેમ બે મોટા હાથીઓ દંતૂશળોના પ્રહાર કરે, તેમ તે બન્ને જણા હાથમાં ગદાના અગ્રભાગને ધારણ કરીને સામસામા ઘૂમી રહ્યા હતા.[૨૨] પછી ગદાના અગ્રભાગથી ઘાયલ થયેલા અને તેથી જ એક ક્ષણવારમાં લોહીથી રેબઝેબ થયેલા તે બન્ને મહાત્માઓ પુષ્પોથી ખીલેલા ખાખરાઓની પેઠે દેખાતા હતા.[૨૩] તે બન્ને પુરુષસિંહોનો પરસ્પર ગદાપ્રહારનો શબ્દ ઇંદ્રના વજ્ર સરખો હતો અને તે દિશાઓમાં સંભળાતો હતો.[૨૪] મદ્રરાજ શલ્યે ભીમસેનને ડાબા–જમણા બન્ને પડખામાં ગદા વડે ઘાયલ કર્યો, તોપણ ભેદાતા પર્વતની પેઠે તે લગારે કંપ્યો નહોતો,[૨૫] તેમજ ભીમસેનની ગદાના વેગથી ઝપાટા ખાતો મહાબળવાન શલ્યરાજ પણ વજ્રોથી ભેદાતા પર્વતની પેઠે ધૈર્યથી સ્થિર ઊભો રહ્યો હતો.[૨૬] વળી પાછા મોટા વેગથી ગદાઓ ઊંચી કરીને તે બન્ને જણા સામસામા આવી ગયા અને મધ્યમાર્ગમાં રહી મંડલાકારે ઘૂમવા લાગ્યા.[૨૭] પછી મદગળ હાથીની પેઠે આઠ પગલાં કૂદીને તે બન્ને જણાએ એકાએક ગદાના લોખંડી દાંડાથી એકબીજાને પ્રહાર કર્યો.[૨૮] એ રીતે પરસ્પર વેગથી લગભગ થાકી ગયેલા તથા એકબીજાની ગદા વડે અત્યંત ઘાયલ થયેલા તે બન્ને વીરો ઇંદ્રધ્વજની પેઠે એકીસાથે પૃથ્વી પર પછડાઈ પડ્યા.[૨૯] તે સમયે વિહ્વળ થઈ શ્વાસોચ્છ્વાસ લેતા એ શલ્યરાજાની પાસે મહારથી કૃતવર્મા એકદમ આવી પહોંચ્યો.[૩૦] હે મહારાજ! સર્પની પેઠે તરફડતા તે શલ્યરાજાને ગદાથી પીડાયેલો જોઈને તથા તેને મૂર્છાવશ થયેલો જોઈને મહારથી કૃતવર્માએ તેને એકદમ પોતાના રથમાં બેસાડ્યો ને તુરત તેને રણમાંથી દૂર લઈ ગયો.[૩૧,૩૨] ભીમસેન પણ મદમત્તની પેઠે જરા વિહ્વલ થઈ ગયો હતો, પણ પલકવારમાં તે પુનઃ ઊભો થઈ ગયો. તરત જ તે મહાબાહુ હાથમાં ગદા લઈ ત્યાં દેખાવા લાગ્યો.[૩૩] હે રાજા! ત્યાર પછી મદ્રરાજને યુદ્ધમાંથી નાસી ગયેલો જોઈને તમારા પુત્રો હાથી, ઘોડા, પાળા અને રથો સહિત ધ્રૂજવા લાગ્યા.[૩૪] વિજયી બનેલા પાંડવોથી પીડાતા તમારા પુત્રો ભયભીત થઈને વાયુના સપાટામાં આવેલા મેઘોની પેઠે દિશાઓમાં પલાયન કરી ગયા.[૩૫] આમ હે રાજન્! મહારથી પાંડવો કૌરવોને જીતીને પ્રદીપ્ત થયેલા અગ્નિની પેઠે રણમાં શોભવા લાગ્યા.[૩૬] ત્યાં હર્ષિત થયેલા તે પાંડવો મોટા મોટા સિંહનાદો કરવા લાગ્યા, શંખો ફૂંકવા લાગ્યા અને ભેરીઓ, મૃદંગો તથા આનકોને વગાડવા લાગ્યા.[૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણાભિષેકપર્વમાં 'શલ્યનું અપયાન' નામનો અધ્યાય ૧૫મો સમાપ્ત

## अध्याय १६ मो
### પહેલો દિવસ સમાપ્ત

॥ संजय उवाच ॥

तद्बलं सुमहद्दीर्णं त्वदीयं प्रेक्ष्य वीर्यवान् ।
दधारैको रणे राजन् वृषसेनोऽस्त्रमायया ॥ १ ॥

સંજય બોલ્યો : હે રાજન્! તમારા મહાન સૈન્યને આમ નાસભાગ કરતું જોઈને, પરાક્રમી વૃષસેન (કર્ણનો પુત્ર) એકલો જ અસ્ત્રની કુશળતાથી તે સર્વને રોકી રહ્યો હતો.[૧] વૃષસેને છોડેલાં બાણો પાળા, ઘોડા, રથો અને હાથીઓને ચીરી નાખીને દશે દિશાઓમાં જતાં હતાં.[૨] હે મહારાજ! વૃષસેનનાં તે બળબળતાં હજારો બાણો ઉનાળામાં તાતા થયેલા સૂર્યનાં હજારો કિરણોની પેઠે સર્વ સ્થળે ફરતાં હતાં.[૩] ત્યાં હે મહારાજ! તેણે ઘાયલ કરેલા રથીઓ અને ઘોડેસવારો વાયુએ એકાએક ભાંગી નાખેલાં વૃક્ષોની પેઠે ટપોટપ

પૃથ્વી પર પડતા હતા.[૪] હે રાજન્ ! તે મહારથીએ સેંકડો અને હજારો રથીઓને તથા હાથીઓને રણભૂમિ પર પટકી પાડ્યા હતા.[૫] તે એકલાને નિર્ભય થઈને રણમાં ઘૂમી રહેલો જોઈને સર્વ રાજાઓએ એકત્ર થઈને તેને ચારે બાજુથી ઘેરી લીધો.[૬] વળી નકુલનો પુત્ર શતાનીક વૃષસેન સામે ધસી આવ્યો અને તેણે મર્મને ભેદી નાખે તેવાં દશ નારાચ બાણોથી એને વીંધી નાખ્યો.[૭] ત્યારે કર્ણના પુત્ર વૃષસેને તે શતાનીકનું ધનુષ્ય કાપી નાખ્યું અને તેની ધજાને પણ ઢાળી પાડી. એટલે દ્રૌપદીના પુત્રો પોતાના એ ભાઈનું રક્ષણ કરવા માટે ધસી આવ્યા.[૮] તેમણે બાણોના સમૂહથી કર્ણના પુત્રને એકદમ અદશ્ય કરી દીધો. તેવામાં ગર્જના કરી રહેલા અશ્વત્થામા વગેરે મહારથીઓ તે દ્રૌપદીના પુત્રો સામે દોડી આવ્યા.[૯] હે મહારાજ ! મેઘો જેમ પર્વતોને છાઈ દે, તેમ તેમણે એકદમ અનેક પ્રકારનાં બાણો મૂકીને દ્રૌપદીના તે મહારથી પુત્રોને છાઈ દીધા; એટલે ત્યાં પુત્રોનું રક્ષણ કરવા ઇચ્છતા પાંડવો, પાંચાલો, કેકયો, મત્સ્યો અને સૃંજયો હથિયારો ઉગામીને ત્વરાપૂર્વક તેમની સામે યુદ્ધ કરવા આવી ઊભા.[૧૦,૧૧] તે સમયે તમારા પક્ષના યોદ્ધાઓની સાથે પાંડવોનું દાનવોની સાથે જેવું દેવોનું યુદ્ધ થયું હતું તેવું રૂંવાં ખડાં કરી દે તેવું મહાઘોર યુદ્ધ થયું.[૧૨] પરસ્પરનો અપરાધ કરનારા તથા પરસ્પરની સામે જોઈ રહેલા તે વીર કૌરવો તથા પાંડવો એ રીતે કોપાયમાન થઈને યુદ્ધ કરી રહ્યા હતા.[૧૩] અમાપ તેજવાળા તે કૌરવપાંડવોનાં શરીરો ક્રોધને લીધે આકાશમાં યુદ્ધ કરી રહેલા ગરુડ અને સર્પોનાં શરીરો જેવાં દેખાતાં હતાં.[૧૪] ભીમસેન, કર્ણ, કૃપાચાર્ય, દ્રોણ, અશ્વત્થામા, ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિ વગેરે યોદ્ધાઓથી તે રણપ્રદેશ ઉદય પામેલા કાળસૂર્યના જેવો ભયંકર ભાસતો હતો.[૧૫] પૂર્વે મહાબળવાન દાનવોનું બળવાન દેવો સાથે જે પ્રમાણે યુદ્ધ થયું હતું, તે પ્રમાણે ત્યારે અન્યોન્ય પ્રહાર કરનારા તે કૌરવ-પાંડવોનું તુમુલ યુદ્ધ થઈ રહ્યું હતું.[૧૬] તે પછી ઊછળતા સમુદ્રની જેમ ગર્જના કરતું યુધિષ્ઠિરનું મહાસૈન્ય નાસી ગયેલા મહારથીઓવાળા તમારા સૈન્યને સંહારવા લાગ્યું.[૧૭] આ પ્રમાણે પોતાના સૈન્યમાં ભંગાણ પડેલું જોઈને તથા શત્રુઓએ પોતાના સૈન્યને પીડિત કરી નાખેલું જોઈને દ્રોણાચાર્ય બોલી ઊઠયા : 'હે શૂરા યોદ્ધાઓ ! તમે નાસભાગ ન કરો.' આમ સર્વને હિંમત આપી.[૧૮] પછી લાલ રંગના ઘોડાઓવાળા તે દ્રોણાચાર્ય ચાર દાંતવાળા હાથીની પેઠે ક્રોધાયમાન થઈને પાંડવોના સૈન્યમાં પેઠા અને યુધિષ્ઠિર સામે ધસી ગયા.[૧૯] એટલે યુધિષ્ઠિર તેમને કંકપક્ષીનાં પીછાંવાળાં તીક્ષ્ણ બાણો વડે વીંધવા લાગ્યા; પણ દ્રોણાચાર્યે તે રાજાનું ધનુષ્ય કાપી નાખ્યું અને પોતે આગળ ધસારો કરવો ચાલુ જ રાખ્યો.[૨૦] એ વેળા યુધિષ્ઠિરરાજના ચક્રનું રક્ષણ કરનાર પાંચાલના કુમારે કાંઠો જેમ સમુદ્રને રોકી રાખે, તેમ દ્રોણાચાર્યને આગળ વધતા રોકી રાખ્યા.[૨૧] કુમારે એ પ્રમાણે બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણને રોકી દીધા, એ જોઈને સર્વ સૈન્યોમાં સિંહનાદો થવા લાગ્યા અને સર્વે 'સારું કર્યું, સારું કર્યું' એમ કહેવા લાગ્યા, ત્યાર પછી ક્રોધાયમાન થયેલા કુમારે સિંહની પેઠે વારંવાર ગર્જના કરી અને તે મહારણમાં તેણે દ્રોણાચાર્યને એક બાણથી છાતીમાં વીંધી નાખ્યા.[૨૨,૨૩] વળી મહાબળવાન શ્રમને જીતનારા અને સિદ્ધ હાથવાળા તે કુમારે અનેક હજાર બાણો મૂકીને દ્રોણાચાર્યને અટકાવી જ રાખ્યા.[૨૪] પણ બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણે શ્રેષ્ઠ વ્રતવાળા તથા મંત્રાસ્ત્રોમાં કરેલા પરિશ્રમવાળા તે શૂરવીર ચક્રરક્ષક કુમારને મસળી નાખ્યો.[૨૫] પછી તમારા

સૈન્યનું રક્ષણ કરનારા તે બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણાચાર્ય પાંડવસૈન્યની મધ્યમાં આવીને સર્વ દિશાઓમાં ઘૂમવા લાગ્યા.[૨૬] તેમણે શિખંડીને બાર બાણોથી, ઉત્તમૌજાને વીસ બાણોથી, નકુલને પાંચ બાણોથી, સહદેવને સાત બાણોથી, યુધિષ્ઠિરને બાર બાણોથી, દ્રૌપદીપુત્રોને ત્રણ બાણોથી, સાત્યકિને પાંચ બાણોથી અને વિરાટરાજાને દશ બાણોથી વીંધી નાખ્યા. આમ મુખ્ય મુખ્ય યોદ્ધાઓ સામે જોસભેર ધસારો કરીને તેમ જ તેમને રણમાં ગભરાવી મૂકીને તેમણે કુંતીપુત્ર યુધિષ્ઠિરને પકડી લેવા માટે આગળ ધસવા માંડ્યું.[૨૭-૨૯] તેવામાં હે રાજન્! યુગંધરે ક્રોધાતુર થયેલા મહારથી દ્રોણાચાર્યને વાયુથી ક્ષોભ પામી રહેલા સમુદ્રની પેઠે આગળ વધતા અટકાવ્યા.[૩૦] પણ દ્રોણે તો નમેલાં પર્વવાળાં બાણો મૂકીને યુધિષ્ઠિરને વીંધી નાખ્યા અને એક ભલ્લ નામના બાણથી યુગંધરને રથની બેઠક પરથી નીચે ઢાળી પાડ્યો.[૩૧] તે પછી વિરાટ, દ્રુપદ, કેકયકુમારો, સાત્યકિ, શિબિ, પાંચાલયોદ્ધો વ્યાઘ્રદત્ત અને વીર્યવાન સિંહસેન—આ અને બીજા અનેક યોદ્ધાઓ યુધિષ્ઠિરનું રક્ષણ કરવા માટે ત્યાં અનેક બાણો વરસાવી દ્રોણાચાર્યના માર્ગને ઘેરી વળ્યા. હે રાજન્! પાંચાલના વ્યાઘ્રદત્તે પચાસ તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરીને દ્રોણાચાર્યને વીંધી નાખ્યા, ત્યારે ત્યાં રહેલા સૈનિકોએ હાહાકાર કરી મૂક્યો.[૩૨-૩૪] વળી ત્યાં મહારથીઓને ત્રાસ પમાડતો સિંહસેન પણ મહારથી દ્રોણને એકાએક વીંધી નાખીને ખડખડાટ હસવા લાગ્યો.[૩૫] એટલે આંખોના ડોળા ફાડીને, ધનુષ્યની દોરીનો ટંકાર કરીને અને હાથનાં તળિયાંનો મહાન શબ્દ કરીને દ્રોણાચાર્ય તે સિંહસેન સામા ધપ્યા. ત્યાં તે બળવાન આચાર્યે ભલ્લજાતિનાં બે બાણો મૂકીને સિંહસેનના કુંડળ સહિત મસ્તકને ધડથી જુદું પાડી દીધું અને વ્યાઘ્રદત્તનો પણ શિરચ્છેદ કર્યો. વળી બાણોના વરસાદથી પાંડવોના સર્વ મહારથીઓને હાંકી કાઢીને, અંત લાવનાર સાક્ષાત્ મૃત્યુની પેઠે તે યુધિષ્ઠિરના રથ પાસે આવી ઊભા રહ્યા.[૩૬-૩૮] ત્યારે હે રાજન્! એ યુધિષ્ઠિરના સૈન્યમાં 'રાજા મૂઆ! મૂઆ!' એવો યોદ્ધાઓનો મહાન કોલાહલ મચી રહ્યો.[૩૯] દ્રોણાચાર્યનું એ પરાક્રમ જોઈને આપણા પક્ષના સર્વ સૈનિકો કહેવા લાગ્યા કે, 'આજે રાજા દુર્યોધન કૃતાર્થ થશે.[૪૦] અવશ્ય આ મુહૂર્તમાં દ્રોણાચાર્ય યુધિષ્ઠિરને કેદ પકડીને હર્ષયુક્ત થઈને દુર્યોધનરાજની પાસે આવી પહોંચશે.'[૪૧] તમારા સૈનિકો આ પ્રમાણે વાતચીત કરતા હતા, તેવામાં રથના ગડગડાટથી પૃથ્વીને ગજાવી મૂકતો અર્જુન ત્યાં એકદમ વેગપૂર્વક આવી પહોંચ્યો.[૪૨] લોહીરૂપ જળવાળી, રથોરૂપ ઘૂમરીઓવાળી, શૂરવીરોનાં હાડકાંઓથી ભરાઈ ગયેલી, પ્રેતોરૂપ કાંઠાનું હરણ કરનારી, બાણોના સમૂહરૂપ ફીણવાળી અને ઝીણા ઝીણા ભાલાઓરૂપ માછલાંઓથી ભરેલી તે રણભૂમિ પર વહેતી ઘોર નદીને તરી જઈને, પાંડુનંદન અર્જુને કૌરવોને વેગપૂર્વક ત્યાંથી હાંકી કાઢ્યા.[૪૩,૪૪] પછી બાણોના મહાન સમૂહથી જાણે સર્વને મોહ પમાડતો હોય તેમ તે કિરીટધારી અર્જુન એકદમ સર્વ પ્રદેશને છાઈ દેતો દેતો દ્રોણાચાર્યના સૈન્ય પર ચડી આવ્યો. એકધારી રીતે બાણોનું સંધાન કરીને શીઘ્રતાપૂર્વક છોડતો તે યશસ્વી અર્જુન ક્યારે બાણ સાંધે છે અને ક્યારે ફેંકે છે, તે કોઈ જોઈ શકતું ન હતું.[૪૫,૪૬] હે મહારાજ! તે સમયે દિશાઓ, અંતરિક્ષ, આકાશ અને પૃથ્વી—એમાંનું કંઈ પણ દેખાતું ન હતું. જાણે બધું બાણમય થયું હોય, તેમ લાગતું હતું.[૪૭] આમ હે રાજન્! ગાંડીવધનુર્ધારી અર્જુને સર્વ સ્થળે બાણોનો

મહાન અંધકાર છાઈ દીધો હતો અને તે રણભૂમિ પર કશું પણ દેખાતું ન હતું.[૪૮] એટલામાં સૂર્ય પણ અસ્ત થયો, સર્વ પ્રદેશ અંધકારથી છવાઈ ગયો અને તે રણમાં શત્રુ કે મિત્ર કોઈ ઓળખાતો ન હતો.[૪૯] એટલે દ્રોણ અને દુર્યોધન આદિએ પોતાનાં સૈન્યોને યુદ્ધમાંથી પાછાં વાળી લીધાં. પોતાના શત્રુઓને ત્રાસ પામેલા તથા યુદ્ધ કરવામાં મન વિનાના જાણીને અર્જુને પણ પોતાનાં સૈન્યોને ધીમે ધીમે છાવણી તરફ પાછાં વાળ્યાં. તે સમયે હર્ષમાં આવી ગયેલા પાંડવ તથા સૃંજયયોદ્ધાઓ અર્જુનનાં વખાણ કરવા લાગ્યા.[૫૦,૫૧] ઋષિઓ જેમ સુંદર વાણીથી સૂર્યની સ્તુતિ કરે છે, તેમ પાંચાલયોદ્ધાઓ પણ મનગમતી વાણીથી અર્જુનની સ્તુતિ કરવા લાગ્યાં. આમ શત્રુઓને જીતીને હર્ષિત થયેલો ધનંજય પણ શ્રીકૃષ્ણની સાથે સર્વ સૈન્યોની પાછળ પાછળ પોતાની છાવણી ભણી જવા લાગ્યો. તે વેળા ઇંદ્રનીલમણિ, પદ્મરાગમણિ, સુવર્ણ, રૂપું, હીરા, પ્રવાલમણિ અને સ્ફટિકમણિ આદિથી અદ્ભુત ભાસતા રથમાં બેઠેલો અર્જુન નક્ષત્રોથી અદ્ભુત ભાસતા આકાશમાં આરૂઢ થયેલા ચંદ્રની પેઠે શોભતો હતો.[૫૨–૫૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણાભિષેકપર્વમાં 'પહેલા દિવસ સમાપ્ત' નામનો અધ્યાય ૧૬ મો સમાપ્ત

દ્રોણાભિષેકપર્વ સમાપ્ત

# संशप्तकवधपर्व

## अध्याय १७मो

### ત્રિગર્તોની પ્રતિજ્ઞા અને અર્જુનનું પ્રયાણ*

॥ संजय उवाच ॥

ते सेने शिबिरं गत्वा न्यविशेतां विशांपते।
यथाभागं यथान्यायं यथागुल्मं च सर्वशः ॥१॥

સંજય બોલ્યો : હે પૃથ્વીપતિ! તે બન્ને પક્ષની સેનાઓ પોતપોતાની છાવણીમાં જઈને યથાયોગ્ય વિભાગ પ્રમાણે તથા પોતપોતાનાં પ્રથમથી નિયત કરેલાં સ્થાન પ્રમાણે સર્વ સ્થળે વિશ્રાંતિ લેવા લાગી.[૧] સૈન્યોને પાછાં વાળી પરમ દુઃખી મનવાળા દ્રોણાચાર્યે દુર્યોધનને જોઈને આ પ્રમાણે લજ્જાપૂર્વક કહ્યું :[૨] 'મેં તને પ્રથમ જ કહ્યું હતું કે, જ્યાં સુધી ધનંજય યુદ્ધમાં ઊભો હશે, ત્યાં સુધી દેવો પણ યુધિષ્ઠિરને પકડી શકે તેમ નથી.[૩] તમે અતિશય યત્ન કરી રહ્યા હતા, છતાં અર્જુને યુદ્ધમાં જે પરાક્રમ કરી દેખાડ્યું છે, તે પરથી જ તું આ મારાં વચન પર શંકા કરીશ નહિ. હું તને ખરું જ કહું છું કે, શ્રીકૃષ્ણ અને અર્જુન યુદ્ધમાં અજિત છે.[૪] હે રાજન્! કોઈ પણ ઉપાયે જો શ્વેત ઘોડાવાળા અર્જુનને યુદ્ધમાંથી દૂર કરવામાં આવશે, તો એ યુધિષ્ઠિર તારે સ્વાધીન થશે.[૫] માટે આપણામાંનો કોઈ યોદ્ધો અર્જુનને યુદ્ધ કરવા માટે આહ્વાન કરી અન્ય પ્રદેશમાં ખેંચી જાય તેવી ગોઠવણ કરો. અવશ્ય અર્જુન તે આહ્વાન કરનારને જીત્યા વિના પાછો કદી ફરશે જ નહિ.[૬] હે રાજા! એ સમયનો લાભ લઈને હું અર્જુનની ગેરહાજરીમાં પાંડવસેનામાં ભંગાણ પાડીશ અને ધૃષ્ટદ્યુમ્નના દેખતાં યુધિષ્ઠિર રાજાને પકડી લઈશ.[૭] અર્જુન વિનાના થયેલા તે ધર્મરાજ મને પાસે આવેલો જોઈને જો યુદ્ધ કરવું નહિ છોડે, તો તારે સમજવું કે યુધિષ્ઠિર પકડાયો જ છે.[૮] આમ હે મહારાજ! આજ ધર્મપુત્ર યુધિષ્ઠિરને હું તેના પરિવાર સહિત તારે સ્વાધીન કરીશ, એમાં સંશય નથી.[૯] માટે કોઈ પણ ઉપાયે અર્જુન સંગ્રામમાંથી જો દૂર થાય અને યુધિષ્ઠિરરાજ

* પ્રતિજ્ઞા કરી યુદ્ધમાંથી પાછું ન હઠનારું સૈન્ય સંશપ્તક કહેવાય છે. તેવા ત્રિગર્તોના સંશપ્તકસૈન્યનો વધ આ પર્વમાં દર્શાવાશે; માટે આ પર્વનું નામ 'संशप्तकवधपर्व' એવું છે.

એક મુહૂર્ત પણ જો યુદ્ધમાં ઊભા રહે, તો તેનું પરિણામ પાંડવો ઉપર વિજય મેળવવા કરતાં પણ અધિક ઉત્તમ આવે, એમ હું ધારું છું.[૧૦]

સંજય બોલ્યો : હે રાજન્! દ્રોણાચાર્યનું તે વચન સાંભળીને ત્રિગર્તરાજા પોતાના ભાઈઓ સહિત વચમાં બોલી ઊઠ્યો:[૧૧] 'હે રાજન્! ગાંડીવધનુર્ધારી અર્જુન હમેશાં અમારો પરાભવ કર્યા કરે છે. અમે નિરપરાધી છીએ, છતાં તેણે અમારો અપરાધ કર્યો છે.[૧૨] તેણે કરેલા અમારા પરાભવોનું સ્મરણ જ્યારે અમે કરીએ છીએ, ત્યારે અમે ક્રોધરૂપી અગ્નિથી બળી જઈએ છીએ અને રાત્રિએ સુખેથી ઊંઘી શકતા પણ નથી.[૧૩] માટે તે અર્જુન જો અસ્ત્રસંપન્ન થઈ અમારી નજરે ચડે, તો તો બહુ જ સારું થાય અને અમે અમારા મનમાં જે કરવા ધારીએ છીએ તે પણ કરી શકીએ.[૧૪] અમે જ આજે તેને યુદ્ધમાંથી બહાર કાઢીને મારી નાખશું, એટલે તમારું પ્રિય થશે અને અમારો યશ પણ થશે.[૧૫] આજે આ પૃથ્વી અર્જુન વિનાની થાઓ અથવા ત્રિગર્તો વિનાની થાઓ. આ અમારી પ્રતિજ્ઞા સત્ય છે, તે કદી પણ મિથ્યા થશે નહિ.'[૧૬] હે ભારત! એ પ્રમાણે સત્યરથ, સત્યવર્મા, સત્યવ્રત, સત્યેષુ તથા સત્યકર્મા નામના ત્રિગર્તરાજના પાંચ ભાઈઓએ અર્જુન સામે રણભૂમિમાં જવાની પ્રતિજ્ઞા કરી અને તેઓ દશ હજાર રથીયોદ્ધાઓ સાથે ત્યાંથી નીકળી પડ્યા.[૧૭,૧૮] માલવો તથા તુંડીકેરો પણ ત્રીસ હજાર રથો સાથે યુદ્ધ કરવા તૈયાર થયા અને ત્રિગર્ત દેશમાં આવેલા પ્રસ્થલ નગરનો રાજા પુરુષવ્યાઘ્ર સુશર્મા પણ માવેલ્લક, લલિત્થ અને મદ્રક યોદ્ધાઓની સાથે બીજા દશ હજાર રથો લઈ પોતાના ભાઈઓ સાથે ચાલી નીકળ્યો.[૧૯,૨૦] વળી જુદા જુદા દેશોમાંથી બીજા દશ હજાર ઉત્તમ રથીઓ પણ તે પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે ત્યાં આવી પહોંચ્યા.[૨૧] પછી અગ્નિનું પૂજન કરીને તે સૌએ જુદા જુદા હોમ કરી દર્ભ, તરેહતરેહનાં વસ્ત્રો તથા કવચો ધારણ કર્યાં.[૨૨] શરીરે પ્રથમ ઘીનું લેપન કરી તેમણે સ્નાનાદિ કર્યાં અને તેમણે દર્ભ, વસ્ત્રો તથા કવચો પહેરી કેડે મુંજ ઘાસની મેખલા (કંદોરો) બાંધી પછી તે વીર પુરુષોએ યાચકોને સેંકડો અને હજારોની સંખ્યામાં દક્ષિણા આપી.[૨૩] યજ્ઞ કરનારા, પુત્રોવાળા, પવિત્ર લોકને યોગ્ય, કૃતાર્થ તથા શરીરની દરકાર નહિ કરનારા તે વીર નરો પોતાના આત્માને યશની અને વિજયની સાથે યોજવા માગતા હતા.[૨૪] બ્રહ્મચર્ય અને વેદાધ્યયન જેમાં મુખ્ય છે, તેવાં કર્મો દ્વારા તથા સારી રીતે જેમાં દક્ષિણાદાન અપાય છે તેવા યજ્ઞો દ્વારા જે દિવ્યલોક પ્રાપ્ત કરી શકાય છે, તે દિવ્યલોકમાં તે વીર ક્ષત્રિયો નીતિમય યુદ્ધ કરી શીઘ્ર જવા ઇચ્છતા હતા.[૨૫] તેમણે બ્રાહ્મણોને તૃપ્ત કરી તેમને સોનામહોરોનાં, ગાયોનાં તથા વસ્ત્રોનાં દાન આપ્યાં અને પુનઃ પરસ્પર સંભાષણ કર્યું.[૨૬] અગ્નિને પુનઃ પ્રજ્વલિત કરીને તેમણે તેની સાક્ષીમાં રણવ્રત (મારીએ કે મરીએ) લીધું. આમ દૃઢ નિશ્ચયવાળા તે શૂરવીરોએ પ્રજ્વલિત અગ્નિની આગળ એ પ્રતિજ્ઞા કરી અને સર્વ ભૂતોના સાંભળતાં તેમણે ઊંચે સ્વરે બોલીને અર્જુનનો વધ કરવા સંબંધમાં આ શપથ લીધા:[૨૭,૨૮] 'જો યુદ્ધમાં અમે અર્જુનનો નાશ કર્યા વિના પાછા ફરીએ, અથવા તેનાથી પીડા પામી જો અમે યુદ્ધમાંથી પાછા હઠીએ, તો વ્રતરહિત પુરુષોને, બ્રહ્મહત્યારાઓને, દારૂડિયાને, ગુરુપત્નીની સાથે વ્યભિચાર કરનારાઓને, બ્રાહ્મણધન ચોરનારાઓને, રાજપિંડનું હરણ કરનારાને, શરણે આવેલાનો ત્યાગ કરનારાને, પોતાની પાસે યાચના કરનારને મારી નાખનારાને,

બીજાઓનાં ઘર બાળનારાઓને, ગોહત્યારાઓને, અપકાર કરનારાઓને, બ્રાહ્મણનો દ્વેષ કરનારાઓને, ઋતુકાળે મોહથી પોતાની સ્ત્રી પાસે નહિ જનારાઓને, શ્રાદ્ધદિવસે મૈથુન કરનારાઓને, આપઘાત કરનારાઓને, પારકી થાપણ ઓળવનારાઓને, શાસ્ત્રનો નાશ કરનારાઓને, નપુંસક સાથે યુદ્ધ કરનારાઓને, નીચ પુરુષોને અનુસરનારાઓને, નાસ્તિકોને, અગ્નિ, માતા અને પિતાનો ત્યાગ કરનારાઓને તેમ જ બીજી જાતનાં પાપ કરનારા પુરુષોને જે દુઃખદાયી ઘોર લોકની પ્રાપ્તિ થાય છે, તે લોકની અમને પણ પ્રાપ્તિ થાઓ.[૨૯] પણ જો કદાચ આ યુદ્ધમાં અમે અતિ દુષ્કર કર્મ કરીએ, તો અમને ઇષ્ટલોકની પ્રાપ્તિ થાઓ [૩૦-૩૬] એમ કહીને, હે રાજન્! તે વીર ત્રિગર્તો યુદ્ધ કરવા નીકળી પડ્યા અને દક્ષિણ દિશામાં તેમણે અર્જુનને પણ યુદ્ધ કરવા બોલાવ્યો.[૩૭] જ્યારે તે પુરુષવ્યાઘ્રોએ શત્રુનગરને જીતનાર અર્જુનને આમ યુદ્ધ કરવા બોલાવ્યો, ત્યારે તે અર્જુને ધર્મરાજા પ્રત્યે આવું અસ્ખલિત વાક્ય કહ્યું [૩૮] 'હે રાજન્! આ સંશપ્તકો મને યુદ્ધ કરવા બોલાવે છે અને જો કોઈ યુદ્ધ કરવા બોલાવે છે, તો હું પાછો ફરતો નથી એ મારું વ્રત છે.[૩૯] આ સુશર્મા પોતાના ભાઈઓ સહિત મને યુદ્ધ કરવા આહ્‌વાન કરે છે, માટે પરિવાર સહિત એ સુશર્માનો વધ કરવા માટે મને રજા આપો.[૪૦] હે પુરુષશ્રેષ્ઠ! મને જો તેઓ આહ્‌વાન કરે છે, તો પછી હું હવે અહીં રહી શકતો નથી. હું ખરેખર તમારી પાસે પ્રતિજ્ઞા કરું છું કે હું યુદ્ધમાં શત્રુઓનો સંહાર કરીશ'

યુધિષ્ઠિર બોલ્યા - હે તાત! દ્રોણાચાર્ય શું કરવા ધારે છે, તે તો તે બરાબર સાંભળ્યું છે ગમે તે ઉપાયે તેમનું ધાર્યું સત્ય ન થાય તેમ તું કર.[૪૧,૪૨] હે મહારથી! દ્રોણાચાર્ય બળવાન, શૂરવીર, અસ્ત્રકુશળ અને યુદ્ધના શ્રમને જીતનાર છે. તેમણે મને પકડવા માટેની પ્રતિજ્ઞા કરી છે.[૪૩]

અર્જુન બોલ્યો હે રાજન્! આજના યુદ્ધમાં આ સત્યજિત્ તમારું રક્ષણ કરશે. જ્યાં સુધી આ પાંચાલપુત્ર સત્યજિત્ જીવતો છે, ત્યાં સુધી દ્રોણાચાર્યની ઇચ્છા ફળશે નહિ [૪૪] હે પ્રભુ! જો કદાચ એ પુરુષવ્યાઘ્ર સત્યજિત્ યુદ્ધમાં માર્યો જાય, તો તમે બધા એકત્ર થઈને પણ યુદ્ધમાં કદી ઊભા રહેશો નહિ.[૪૫]

સંજય બોલ્યો - તે સાંભળી યુધિષ્ઠિરરાજાએ અર્જુનને જવા માટે આજ્ઞા આપી. તે સમયે યુધિષ્ઠિરરાજા અર્જુનને ભેટી પડ્યા, પ્રેમદષ્ટિથી જોવા લાગ્યા અને એને આશિષો આપવા લાગ્યા પછી ભૂખ્યો સિંહ જેમ પોતાની ભૂખ શાંત કરવા માટે મૃગોનાં ટોળાં તરફ દોડી જાય, તેમ બળવાન અર્જુન યુધિષ્ઠિરને ત્યજી દઈ ત્રિગર્તો તરફ દોડી ગયો.[૪૬,૪૭] આમ જ્યારે અર્જુન યુદ્ધમાંથી દૂર થયો, ત્યારે દુર્યોધનનું સૈન્ય પરમ હર્ષયુક્ત થઈ ગયું અને અર્જુનની ગેરહાજરીમા ધર્મરાજાને કેદ કરવા અત્યંત ક્રોધાયમાન થયું. એવામાં વર્ષાઋતુમાં જળપ્રવાહથી ભયંકર થયેલી ગંગા અને સરયૂનદી જેમ વેગથી એકઠી મળે, તેમ તે બન્ને સેનાઓ ઘણા જોસથી એકમેકની સામે મળી [૪૮,૪૯]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમા 'ધનંજયનું પ્રયાણ' નામનો અધ્યાય ૧૭ મો સમાપ્ત

## अध्याय १८मो

### ત્રિગર્તોના નાશનું મંગલાચરણ—સુધન્વા માર્યો ગયો

॥ संजय उवाच ॥

ततः संशप्तका राजन् समे देशे व्यवस्थिताः ।
व्यूहानीकं रथैरेव चन्द्राकारं मुदापुताः ॥ १ ॥

સંજય બોલ્યો - હે રાજન્! ત્યાર પછી હર્ષમાં

આવી ગયેલા સંશપ્તક યોદ્ધાઓ પોતાના સૈન્યને રથો વડે ચંદ્રાકારે ગોઠવીને સપાટ પ્રદેશમાં ઊભા રહ્યા.[૧] હે રાજા! અર્જુનને પોતાની સામે આવતો જોઈને તે પુરુષવ્યાઘ્રોએ મોટા શબ્દથી હર્ષનાદો કરી મૂક્યા.[૨] તેમનો તે શબ્દ સર્વ દિશાઓ, વિદિશાઓ અને આકાશમાં ફરી વળ્યો. તે શબ્દ આખા લોકમાં ફેલાઈ ગયો, તેથી ત્યાં તેનો પડઘો પડ્યો નહિ.[૩] એ રીતે તે ત્રિગર્તોને ઘણા હર્ષમાં આવી ગયેલા જાણીને જરા મંદહાસ્ય કરીને અર્જુન શ્રીકૃષ્ણને આ વચન કહેવા લાગ્યો: 'હે દેવકીપુત્ર! યુદ્ધમાં મરવાની ઇચ્છાથી આવેલા આ ત્રિગર્તભાઈઓને તો તમે જુઓ; તેઓ આ રડવાના સમયે પણ હર્ષયુક્ત થયેલા છે![૪,૫] અથવા અવશ્ય ત્રિગર્તોને આ હર્ષનો કાળ જ ઉપસ્થિત થયો છે, કારણ કે પાપી પુરુષોને દુર્લભ એવા ઉત્તમોત્તમ દિવ્ય લોકોને તેઓ પામશે.[૬] શ્રીકૃષ્ણને એ પ્રમાણે કહીને મહાબાહુ અર્જુન વ્યૂહરચનામાં ગોઠવાયેલી ત્રિગર્તસેના નજીક આવી પહોંચ્યો. ત્યાર પછી તેણે સુવર્ણથી મઢેલા પોતાના દેવદત્ત નામના શંખને હાથમાં લીધો અને સર્વ દિશાઓને પૂરી દેનારા મોટા ઘોષવાળા તે શંખને ઘણા જોરથી ફૂંક્યો.[૭,૮] તે શબ્દથી ત્રાસ પામેલી સંશપ્તકોની સેના તો જાણે પથ્થરની બનેલી હોય તેમ કેવળ જડ થઈને ઊભી રહી.[૯] તેમના ઘોડાઓની આંખો ફાટી ગઈ, તેમના કાન તથા ડોક સ્તબ્ધ થઈ ગયાં, તેમના ચરણો પણ જકડાઈ ગયા અને પૂંઠેથી તથા આગળથી તેઓ લોહી તથા મૂત્ર ઝરવા લાગ્યા.[૧૦] ત્યાર પછી ભાનમાં આવીને ત્રિગર્તોએ પોતાની તે સેનાને બરાબર સ્થિર કરી અને બધા એકીસાથે અર્જુન સામે કંકપક્ષીનાં પીછાંવાળાં બાણો ફેંકવા લાગ્યા.[૧૧] પરાક્રમી અર્જુને તો તે હજારો બાણો પોતાની પાસે આવે તે પહેલાં તેમને માત્ર પંદર બાણોથી જ શીઘ્ર છેદી નાખ્યાં.[૧૨] હવે ત્રિગર્તોએ ફરી દશ દશ તીક્ષ્ણ બાણો મૂકી અર્જુનને વીંધી નાખ્યો, તો અર્જુને પણ સામાં ત્રણ ત્રણ બાણોનો તેમને પ્રહાર કર્યો.[૧૩] એટલે હે રાજન્! તેમણે એકેક જણાએ અર્જુનને પાંચ પાંચ બાણોનો પ્રહાર કર્યો, ત્યારે પરાક્રમી અર્જુને પણ તેમને બબ્બે બાણોથી સામો પ્રહાર કર્યો.[૧૪] વળી મેઘો જેમ વૃષ્ટિ વડે તળાવને ભરી દે, તેમ તે ક્રોધાયમાન થયેલા ત્રિગર્તોએ શ્રીકૃષ્ણને તથા અર્જુનને તીક્ષ્ણ બાણોથી ઢાંકી જ દીધા.[૧૫] એ રીતે વનમાં પ્રફુલ્લિત થયેલાં વૃક્ષો પ્રત્યે જેમ ભમરાઓ આવી પડે, તેમ અર્જુન પ્રત્યે હજારો બાણો આવી પડવા લાગ્યાં.[૧૬] તેવામાં વળી સુબાહુએ પર્વત સરખાં ત્રીસ બાણોથી અર્જુનને મુકુટપ્રદેશમાં ગાઢ વીંધી નાખ્યો.[૧૭] સુવર્ણનાં મોઢિયાંવાળાં તથા સીધી ગતિવાળાં મુકુટમાં રહેલાં તે બાણોવાળો અર્જુન સુવર્ણનો મુકુટ ધારણ કરી ઉદય પામેલા સૂર્યની જેમ શોભવા લાગ્યો.[૧૮] તે યુદ્ધમાં અર્જુને ભલ્લજાતિના એક બાણથી સુબાહુના હાથે પહેરવાના મોજાને છેદી નાખ્યું અને બાણોનો વરસાદ વરસાવીને તેને પણ છાઈ દીધો.[૧૯] ત્યારે સુશર્મા, સુરથ, સુધર્મા, સુધનુ અને સુબાહુએ અર્જુનને દશ દશ બાણો માર્યાં; એટલે શ્રેષ્ઠ વાનરની ધજાવાળા અર્જુને જુદાં જુદાં બાણો મૂકીને તે બધાને વીંધી નાખ્યા, તેમ જ ભલ્લબાણોથી તેમના ધ્વજોને અને તેમનાં બાણોને છેદી નાખ્યાં.[૨૦,૨૧] વળી તેણે સુધન્વાનું ધનુષ્ય કાપી નાખ્યું અને તેના ઘોડાઓને પણ બાણોથી મારી નાખ્યા; એટલું જ નહિ, પણ તેણે શિરસ્ત્રાણ (ટોપ) સાથેના તેના મસ્તકને પણ ધડ પરથી ગબડાવી પાડ્યું.[૨૨] આમ જ્યારે તે વીર સુધન્વા રણમાં પડ્યો, ત્યારે તેના અનુયાયી યોદ્ધાઓ ત્રાસ પામીને દુર્યોધનના સૈન્ય

તરફ ભયથી પલાયન કરવા લાગ્યા.[23] તે પછી સૂર્ય જેમ કિરણો દ્વારા અંધકારનો નાશ કરે, તેમ અત્યંત ક્રોધાયમાન થયેલો ઇંદ્રનંદન અર્જુન નાસભાગ કરતી તે સેનાનો અવિચ્છિન્ન બાણોથી નાશ કરવા લાગ્યો.[24] અર્જુન જ્યારે ક્રોધાયમાન થયો, ત્યારે ત્રિગર્તોના સૈન્યમાં ભંગાણ પડ્યું. તે ચારે બાજુ પલાયન કરવા લાગ્યું અને તેમને પોતાને પણ ભય લાગ્યો.[25] જ્યારે અર્જુન નમેલાં પર્વવાળાં બાણો વડે તેમનો સંહાર કરવા લાગ્યો, ત્યારે ત્રાસ પામેલા મૃગોની પેઠે તેઓ ત્યાં ને ત્યાં જ મોહિત થઈ ગયા.[26] એટલે ત્રિગર્ત રાજ સુશર્મા ક્રોધાયમાન થઈને પોતાના તે મહારથીઓને કહેવા લાગ્યો. 'હે શૂરા યોદ્ધાઓ! તમે નાસીને ક્યાં જાઓ છો? તમારે ભય રાખવો યોગ્ય નથી.[27] તમે સર્વ સૈન્યની સમક્ષ ઘોર સોગન લઈ પ્રતિજ્ઞા કરી છે, તો હવે દુર્યોધનના સૈન્યમાં જઈને મુખ્યત્વે કરીને તમે શું કહેશો?[28] યુદ્ધમાં આમ નાસવાથી આપણે લોકમાં હાંસીપાત્ર કેમ નહિ થઈએ? ચાલો, આપણે બધા એકત્ર થઈને પોતપોતાના બળ પ્રમાણે યુદ્ધ કરીશું; તમે પાછા ફરો.'[29] હે રાજન્! સુશર્માએ જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે તે બધા વીરો વારંવાર હર્ષનો કોલાહલ કરવા લાગ્યા અને એકબીજાને હર્ષ ઉપજાવતા તેઓ શંખધ્વનિઓ કરવા મંડ્યા. હવે તે સંશપ્તકો પુનઃ પાછા ફર્યા અને તેઓમાંની નારાયણ તથા ગોપાલ નામની ટુકડીઓ 'મૃત્યુ થતાં પણ હઠવું નહિ' એવો નિશ્ચય કરીને યુદ્ધ માટે સજ્જ થઈ ગઈ.[30,31]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'સુધન્વાવધ' નામનો અધ્યાય ૧૮મો સમાપ્ત

# अध्याय १९मो

## અર્જુનનાં દિવ્યાસ્ત્રો

॥ सजय उवाच ॥

दृष्ट्वा तु संनिवृत्ताँस्तान् संशप्तकगणान् पुनः ।
वासुदेवं महात्मानमर्जुनः समभाषत ॥ १ ॥

સંજય બોલ્યો: આમ તે સંશપ્તકયોદ્ધાઓની ટુકડીઓને ફરી યુદ્ધ કરવા માટે પાછી ફરેલી જોઈને અર્જુને મહાત્મા શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહ્યું:[1] 'હે હૃષીકેશ! આપણા ઘોડાઓને સંશપ્તકોની ટુકડીઓ સામે હંકારો. મને લાગે છે કે, તેઓ જીવતાં સંગ્રામ છોડશે નહિ.[2] આજે તમે મારાં અસ્ત્રોનું, બાહુનું તથા ધનુષ્યનું બળ જુઓ. ક્રોધાયમાન થયેલા રુદ્રદેવ જેમ પશુઓનો સંહાર કરે છે, તેમ હું આજે આ સંશપ્તકોને રણમાં રોળી નાખીશ.[3] તે સાંભળી શ્રીકૃષ્ણે મંદ હાસ્ય કર્યું અને અર્જુનને માંગલિક આશીર્વચનથી પ્રસન્ન કરીને પોતે જ્યાં જ્યાં અર્જુને જવા માટે ઇચ્છા કરી ત્યાં ત્યાં રથને હાંકવા માંડ્યો.[4] ત્યારે શ્વેતવર્ણના ઘોડાઓથી વહી જવાતો તે રથ આકાશમાં વહેતા વિમાનની પેઠે રણભૂમિ પર અત્યંત શોભી રહ્યો હતો.[5] હે રાજન્! પૂર્વે દેવો અને અસુરોના યુદ્ધસમયે ઇંદ્રનો રથ જેમ ગોળાકારે ઘૂમતો હતો, તેમ અર્જુનનો રથ પણ તે રણમાં જવા-આવવાનાં અનેક મંડળો કરી ઘૂમી રહ્યો હતો.[6] પછી ક્રોધાયમાન થયેલી સંશપ્તકોની નારાયણ નામની ટુકડીએ અનેક પ્રકારનાં આયુધોને હાથમાં લઈને અર્જુનને બાણોના સમૂહોથી છાઈ દીધો અને તે તેને ફરતે ઘેરી વળી.[7] હે ભરતશ્રેષ્ઠ! તેમણે એક મુહૂર્તકાળમાં કુંતીપુત્ર અર્જુનને યુદ્ધમાં શ્રીકૃષ્ણ સહિત અદૃશ્ય કરી દીધો.[8] આથી અર્જુન ક્રોધાયમાન થઈ ગયો અને તેણે પણ યુદ્ધમાં બમણું પરાક્રમ કરી દેખાડવા માટે પોતાના ગાંડીવધનુષ્યને એકદમ હાથમાં

ઉઠાવ્યું.[૯] વળી ક્રોધસૂચક ભ્રમર ચઢાવીને તે પાંડુનંદને પોતાનો દેવદત્ત નામનો મહાન શંખ વગાડ્યો.[૧૦] હવે અર્જુને શત્રુસમુદાયોનું નિકંદન કાઢનારું વિશ્વકર્મા દેવનું અસ્ત્ર સાંધ્યું, એટલે ત્યાં જુદાં જુદાં અનેક હજાર રૂપો પ્રકટ થયાં.[૧૧] ત્યાં પોતાના સરખાં અનેક રૂપોથી મોહિત થયેલા તે યોદ્ધાઓ એકબીજાને અર્જુન માનીને પોતાનાઓને જ હણવા મંડી પડ્યા.[૧૨] 'આ અર્જુન છે, આ ગોવિંદ છે, આ બન્ને પાંડવ તથા યાદવો સાથે રહ્યા!' આવી રીતે બોલતા તે યોદ્ધાઓ અત્યંત મૂઢ થઈ જઈ ને તે યુદ્ધમાં એકબીજાનો જ નાશ કરવા લાગી પડ્યા. આ પ્રમાણે તે પરમ દિવ્ય અસ્ત્રથી મોહિત થયેલા તે ત્રિગર્તો પરસ્પર પ્રહાર કરીને નાશ પામ્યા. તે વખતે તે રણમાં યોદ્ધાઓ પુષ્પોથી ભરેલા ખાખરાઓની જેમ શોભતા હતા. તે પછી વિશ્વકર્માનું અસ્ત્ર શત્રુઓએ છોડેલાં હજારો બાણોને ખાખ કરી નાખીને, તે વીરોને યમરાજાને ઘેર પહોંચાડવા લાગ્યું.[૧૩-૧૫] હવે અર્જુન જરા હસ્યો અને તેણે લલિત્થ, માવેલ્લક અને ત્રિગર્તયોદ્ધાઓને પણ બાણો મૂકીને ગભરાવી નાખ્યા. વીર અર્જુન આ પ્રમાણે તે ક્ષત્રિયોનો સંહાર કરતો હતો; છતાં પણ તેઓ કાળથી પ્રેરાઈને અર્જુન પર અનેક પ્રકારની બાણજાળો છોડી જ રહ્યા હતા. એ ઘોર બાણવૃષ્ટિથી તે રણપ્રદેશ એટલો બધો ઢંકાઈ ગયો હતો કે, તેથી તે સ્થળે અર્જુન, તેનો રથ, શ્રીકૃષ્ણ અથવા રથની ધજા એમાંનું કંઈ પણ દેખાતું ન હતું. તેથી તે સર્વ યોદ્ધાઓ અર્જુનને તથા શ્રીકૃષ્ણને ત્યાં નહિ જોવાથી માંહોમાંહે મોટેથી કહેવા લાગ્યા કે, 'અર્જુન તથા શ્રીકૃષ્ણ માર્યા ગયા, માર્યા ગયા.' વળી એમ પ્રસન્ન થઈને તેઓ પોતાનાં વસ્ત્રો ઊંચાં કરવા લાગ્યા.[૧૬-૧૯] હે રાજા! તેઓ ભેરી, મૃદંગ અને શંખ આદિ હજારો વાદિત્રો વગાડવા લાગ્યા અને ત્યાં ઉગ્ર સિંહનાદો કરવા લાગ્યા.[૨૦] શ્રીકૃષ્ણ પણ તે વેળા પરસેવાથી રેબઝેબ થઈ ગયા હતા. તેમણે પણ અતિ ખિન્ન થઈને અર્જુનને કહ્યું: 'હે પાર્થ! હું તને જોઈ શકતો નથી. તું ક્યાં છે? હે શત્રુહંતા વીર! તું જીવે છે ને?'[૨૧] તેમનું તે કહેવું સાંભળી અર્જુને સત્વર વાયવ્યાસ્ત્રનો પ્રયોગ કર્યો અને શત્રુઓએ ફેંકેલી તે બાણવૃષ્ટિને દૂર કરી નાખી.[૨૨] ત્યાં ભગવાન વાયુદેવ વાવા લાગ્યા અને તેમણે સૂકાં પાંદડાંના ઢગોની પેઠે ઘોડા, હાથી તથા રથો સહિત તે સંશપ્તક યોદ્ધાઓને ચારે બાજુ ઉડાડવા માંડ્યા.[૨૩] હે આર્ય રાજન્! જ્યારે તે પ્રચંડ વાયુ તેમને ઉડાડી રહ્યો હતો, ત્યારે તે શત્રુયોદ્ધાઓ પ્રાતઃકાળે વૃક્ષ પરથી ઊડતાં પક્ષીઓની પેઠે અત્યંત શોભતા હતા.[૨૪] એ પ્રમાણે તેમને વ્યાકુળ કરી નાખી અર્જુને ઝપાટાભેર તીક્ષ્ણ બાણો મૂક્યાં અને સેંકડો તથા હજારોનો ઘાણ કાઢી નાખ્યો.[૨૫] વળી અર્જુને ભલ્લજાતનાં બાણો વડે શત્રુઓનાં માથાં છેદી નાખ્યાં અને કેટલાએકના હાથ હથિયારો સહિત કાપી નાખ્યા. તેણે બાણો વડે તેમની હાથીની સૂંઢ સરખી સાથળોને પણ પૃથ્વી પર પાડી દીધી.[૨૬] એ ધનંજયે કેટલાએકની પીઠના ભાગ ચીરી નાખ્યા, કેટલાએકને પગ, હાથ, પડખાં તથા આંખોમાં પણ ખોડવાળા કરી નાખ્યા અને તેમને આકુળવ્યાકુળ કરી મૂક્યા. એ પ્રમાણે તેણે શત્રુઓને શરીરના અનેક પ્રકારના અવયવોથી રહિત કરી મૂક્યા.[૨૭] વળી મોટાં મોટાં ગંધર્વનગરો જેવા આકારવાળા તથા શાસ્ત્રોક્ત વિધિએ તૈયાર કરેલા રથોને પણ તેણે બાણો વડે ટુકડા કરી નાખ્યા અને શત્રુઓને ઘોડા, રથ તથા હાથીઓ વિનાના કરી નાખ્યા.[૨૮] એ રીતે અર્જુને છેદી નાખેલા રથો તથા ધ્વજો તે રણભૂમિ પર જ્યાં ત્યાં ઠૂંઠાં તાલવૃક્ષો-

નાં વનની પેઠે શોભી રહ્યા હતા.[૨૯] ઉપર રહેલા યોદ્ધાઓ સાથેના તેમ જ પતાકાઓ, અંકુશો અને ધજાઓવાળા મોટા મોટા હાથીઓ ત્યાં અર્જુનનાં બાણોથી હણાઈ ગયા અને ઇંદ્રના વજ્રથી ચૂરો થયેલા વૃક્ષોવાળા પર્વતોની પેઠે તે રણભૂમિ પર ધડાધડ પડવા લાગ્યા.[૩૦] ત્યાં અર્જુનનાં બાણોથી માર્યા ગયેલા અને તેથી જ નીકળી પડેલાં આંતરડાં તથા નેત્રોવાળા ઘોડાઓ ચામર, મુકુટ, કવચો તથા ઘોડેસવારો સાથે રણભૂમિ પર પડવા લાગ્યા.[૩૧] વળી કપાયેલી તલવાર, ઢાલ, કવચ, ઋષ્ટિ અને શક્તિઓવાળા પાળાઓ બિચારા મરણ પામીને ત્યાં પૃથ્વી પર શયન કરી રહ્યા હતા.[૩૨] એ પ્રમાણે જ્યાં ત્યાં માર્યા ગયેલા, મરણ પામતા, પડતા, પડેલા, ઘૂમી રહેલા અને નાસભાગ કરતા યોદ્ધાઓથી તે યુદ્ધભૂમિ ક્રૂર ભાસતી હતી.[૩૩] એ વેળા રણભૂમિ ઉપર જે રજ ઊડી રહી હતી, તે લોહીની વૃષ્ટિથી શાંત થઈ ગઈ હતી અને એ સમગ્ર રણભૂમિ સેંકડો મસ્તક વિનાના ધડથી ગીચ થવાથી ભયાનક દીસતી હતી.[૩૪] પ્રલયકાળે પશુઓનો સંહાર કરી રહેલા રુદ્રની રૌદ્ર અને બીભત્સ ક્રીડાની જેમ અર્જુનનું તે યુદ્ધરમખાણ રૌદ્ર અને બીભત્સ દેખાતું હતું.[૩૫] અર્જુનના ઝપાટામાં આવતા તે રથીસવારો તથા હાથીસવારો એટલા બધા ગભરાઈ ગયા હતા કે, તેઓ બેભાન થઈને અર્જુનની જ સામા આવી જતા અને મરણ પામીને ઇંદ્રના અતિથિ થતા.[૩૬] હે ભરતશ્રેષ્ઠ! મરણ પામેલા તે મહારથીઓથી છવાઈ ગયેલી તે આખી રણભૂમિ જાણે ચોતરફથી પ્રેતમય થઈ હોય તેવી દેખાતી હતી.[૩૭] આમ જે સમયે અર્જુન મહોન્મત્ત થઈને ત્રિગર્તોની સેનાનો સંહાર કરી રહ્યો હતો, તે સમયે સૈન્યને વ્યૂહરચનામાં ગોઠવીને દ્રોણાચાર્યે યુધિષ્ઠિર સામે ચઢાઈ કરી હતી: ત્યારે સચોટ પ્રહાર કરનારા પાંડવયોદ્ધાઓ પણ યુધિષ્ઠિરનું રક્ષણ કરવા માટે સૈન્યને વ્યૂહરચનામાં ગોઠવીને ઉતાવળા ઉતાવળા દ્રોણાચાર્ય સામા ધસી ગયા. તે વેળાએ તે બન્ને સૈન્યો વચ્ચે મહાન તુમુલ યુદ્ધ થઈ રહ્યું.[૩૮,૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'અર્જુનનાં દિવ્યાસ્ત્રો' નામનો અધ્યાય ૧૯મો સમાપ્ત

## અધ્યાય ૨૦મો

### સૈન્યોનો કચ્ચરઘાણ

॥ सञ्जय उवाच ॥

**परिणाम्य निशां तां तु भारद्वाजो महारथः ।**
**उक्त्वा सुबहु राजेन्द्र वचनं वै सुयोधनम् ॥ १ ॥**

સંજય બોલ્યો: હે રાજેંદ્ર! તે રાત્રિને બીજે દિવસે મહારથી દ્રોણાચાર્યે દુર્યોધનને ઘણાંએક વચનો કહીને અર્જુન તથા સંશપ્તકોનો સામસામો ભેટો કરાવ્યો, એટલે પછી અર્જુન સંશપ્તકોનો વધ કરવા માટે ચાલી નીકળ્યો હતો.[૧,૨] તે પછી હે ભરતશ્રેષ્ઠ! પોતાના સૈન્યની વ્યૂહરચના કરીને દ્રોણાચાર્ય ધર્મરાજને પકડવાની ઇચ્છાથી પાંડવોની સેના પ્રત્યે ધસી ગયા.[૩] એ વેળા દ્રોણાચાર્યે પોતાની સેનાનો ગરુડવ્યૂહ રચ્યો હતો, તે જોઈને યુધિષ્ઠિરરાજાએ પોતાની સેનાનો મંડલાર્ધ નામનો વ્યૂહ રચ્યો. એ ગરુડવ્યૂહના મોખરે મહારથી ભારદ્વાજ દ્રોણ હતા અને તેના મસ્તકના પ્રદેશમાં પોતાના અનુચર ભાઈઓ સહિત દુર્યોધનરાજ ઊભો રહ્યો હતો. તેના ચક્ષુના સ્થાનમાં કૃતવર્મા અને ધનુર્ધરોમાં શ્રેષ્ઠ એવા ગૌતમકૃપ ઊભા હતા.[૪,૫] ભૂતશર્મા, ક્ષેમશર્મા, વીર્યવાન કરકાક્ષ, કલિંગો, સિંહલો, પ્રાચ્યો, શૂરદેશના યોદ્ધાઓ, આભીરો, દશેરકો, શકો, યવનો, કાંબોજો, હંસપથો, શૂરસેનો, દરદો, મદ્રો અને કેકયો વગેરે યોદ્ધાઓ ત્યાં હાથી, ઘોડા, રથ તથા પાળાઓ સાથે કવચો પહેરીને તે વ્યૂહની ગ્રીવા(ડોક)ના સ્થાનમાં ઊભા હતા. વળી

ભૂરિશ્રવા, શલ્ય, સોમદત્ત અને બાહ્લિક રાજા વગેરે વીરો અક્ષૌહિણી સેના સાથે એ વ્યૂહના જમણા પડખાનો આશ્રય કરી ઊભા હતા. અવંતિના કુમાર વિંદ અને અનુવિંદ તથા કંબોજનો રાજા સુદક્ષિણ, એ વ્યૂહના ડાબા પડખાનો આશ્રય કરી દ્રોણપુત્ર અશ્વત્થામાની આગળ ઊભા હતા. એ વ્યૂહની પીઠના ભાગમાં કલિંગો, અંબષ્ઠો, માગધો, પૌંડ્રો, મદ્રકો, ગાંધારો, શકુનો, પ્રાચ્યો, પર્વતવાસીઓ અને વસાતિઓ ઊભા હતા. વળી અનેક જાતના દેશોમાં ઉત્પન્ન થયેલી મોટી સેનાને સાથે રાખીને સૂર્યપુત્ર કર્ણ પણ પોતાના પુત્ર, જ્ઞાતિ અને બાંધવો સહિત તે વ્યૂહના પૂંછડાના ભાગમાં ઊભો હતો. ત્યાં હે રાજન્! જયદ્રથ, ભીમરથ, સંપાતિરાજા, ઋષભ, જયરાજા, ભૂમિંજય, વૃષરાજા, ક્રાથરાજા અને મહાબળવાન નિષધરાજ વગેરે બ્રહ્મલોકમાં વખણાયેલા યુદ્ધકુશળ યોદ્ધાઓ તે વ્યૂહના વક્ષઃસ્થળ-(છાતી)ના પ્રદેશમાં મોટી સેના સાથે ઊભા હતા. એ રીતે દ્રોણાચાર્યે પાળા, ઘોડા, રથ અને હાથીઓ વડે રચેલો તે ગરુડવ્યૂહ જ્યારે ચાલવા લાગ્યો, ત્યારે તે વાયુથી ઊછળતા મહાસાગર જેવો જણાતો હતો. ગ્રીષ્મઋતુમાં જેમ વીજળી અને ગર્જના સહિત મેઘો સર્વ દિશાઓમાંથી બહાર પડે છે, તેમ તે વ્યૂહની પાંખોના અગ્રભાગમાંથી તથા પાંખોમાંથી યુદ્ધ કરવાની ઇચ્છાવાળા યોદ્ધાઓ બહાર પડતા હતા. ત્યાં હે રાજન્! તે વ્યૂહના મધ્યભાગમાં બરાબર ગોઠવેલા હાથી પર બેઠેલો પ્રાગ્જ્યોતિષનો રાજા ભગદત્ત ઉદયકાળના સૂર્યની પેઠે શોભતો હતો. હે રાજન્! તેણે પુષ્પની માળા પહેરી હતી અને મસ્તક પર શ્વેત છત્ર ધારણ કર્યું હતું. આથી તે પૂનમને દિવસે કૃત્તિકા નક્ષત્ર સાથે યુક્ત થયેલો ચંદ્રમા હોય તેમ શોભતો હતો. કાળા આંજણના ઢગલા સમો તેનો મદાંધ હાથી ત્યાં મહામેઘોએ અતિવૃષ્ટિ કરી સાફ કરેલા મહાન પર્વતની જેમ દીપતો હતો. ઇંદ્ર જેમ દેવગણોથી યુક્ત હોય છે, તેમ તે ભગદત્તરાજા અનેક પ્રકારનાં હથિયારોવાળા તથા આભૂષણોવાળા અનેક દેશના રાજાઓથી અને પર્વતવાસીઓથી યુક્ત હતો. તે પછી શત્રુઓએ જીતવાને અશક્ય તથા મનુષ્યોનું અતિક્રમણ કરનાર તે વ્યૂહને જોઈને યુધિષ્ઠિરરાજે રણભૂમિ પર ધૃષ્ટદ્યુમ્નને આ પ્રમાણે કહ્યું: 'પારેવાના રંગ સરખા ઘોડાવાળા હે સમર્થ ધૃષ્ટદ્યુમ્ન! આજે હું જે રીતે બ્રાહ્મણ દ્રોણાચાર્યને હાથે કેદ ન પકડાઉં, તેવી નીતિ તમે રચો.[૧૯–૨૧]

ધૃષ્ટદ્યુમ્ન બોલ્યો. હે સુંદર વ્રતધારી! દ્રોણ ગમે તેટલો પ્રયાસ કરશે, તોપણ તમે તેને સ્વાધીન થશો નહિ. આજે હું પરિવાર સહિત દ્રોણાચાર્યને અટકાવી રાખીશ. હે કુરુરાજ! જ્યાં સુધી હું જીવતો છું, ત્યાં સુધી તમારે ઉદ્વેગ કરવાનો ન હોય; દ્રોણાચાર્ય મને કોઈ પણ રીતે રણમાં જીતી શકે તેમ નથી.[૨૨,૨૩]

સંજય બોલ્યો: કબૂતરના રંગ જેવા ઘોડાવાળા બળવાન ધૃષ્ટદ્યુમ્ને આ પ્રમાણે કહ્યું અને બાણોનો વરસાદ વરસાવતો વરસાવતો તે પોતે દ્રોણાચાર્ય સામે ધસી ગયો.[૨૪] પોતાના કાળ સમાન દેખાવવાળા તે ધૃષ્ટદ્યુમ્નને ઊભેલો જોઈને દ્રોણાચાર્યનું મન એક ક્ષણવાર અતિ ઉદાસ થઈ ગયું.[૨૫] ત્યાં તો શત્રુઓનો સંહાર કરનારો તમારો પુત્ર દુર્મુખ ધૃષ્ટદ્યુમ્નને જોઈને દ્રોણાચાર્યનું પ્રિય કરવાની ઇચ્છાથી તેને આગળ વધતો રોકવા લાગ્યો.[૨૬] હે ભારત! તે સમયે તમારા શૂરા પુત્ર દુર્મુખ અને ધૃષ્ટદ્યુમ્ન વચ્ચે અતિ ભયંકર તુમુલ ઝપાઝપી થઈ રહી.[૨૭] પણ ધૃષ્ટદ્યુમ્ને અનેક બાણો મૂકીને દુર્મુખને તત્કાળ છાઈ દીધો; એટલું જ નહિ પણ બીજાં મોટાં બાણોના જથ્થાથી તેણે

દ્રોણાચાર્યને પણ રોકી રાખ્યા.[૨૮] આમ તે દ્રોણાચાર્યને ઢંકાઈ ગયેલા જોઈને તમારો અતિ પ્રયત્નવાન પુત્ર અનેક પ્રકારનાં બાણો મૂકીને ધૃષ્ટદ્યુમ્નને અત્યંત મોહ પમાડવા લાગ્યો. આ રીતે જ્યારે ધૃષ્ટદ્યુમ્ન તથા તમારો પુત્ર યુદ્ધ કરવામાં રોકાયા હતા, ત્યારે દ્રોણાચાર્યે યુધિષ્ઠિરરાજના સૈન્યને અનેક પ્રકારે મથી નાખ્યું હતું.[૨૯,૩૦] વાયુ જેમ વાદળાંઓને ચારે બાજુ છિન્નભિન્ન કરી નાખે છે, તેમ દ્રોણાચાર્યે પણ યુધિષ્ઠિરરાજના સૈન્યને ઠેકઠેકાણેથી છિન્નભિન્ન કરી નાખ્યું હતું.[૩૧] હે રાજન્! એક-બે ઘડી સુધી તો તે યુદ્ધનો દેખાવ જોવામાં મધુર લાગે તેવો રહ્યો હતો, પણ તે પછી તો થોડા જ અરસામાં તે યુદ્ધ ઉન્મત્તની પેઠે અમર્યાદ રીતે ચાલવા લાગ્યું હતું.[૩૨] હે રાજન્! તે યુદ્ધમાં પોતાનો અથવા પારકો કોઈ જણાતો ન હતો. કેવળ અનુમાનથી અને સંજ્ઞાથી જ તે યુદ્ધ થઈ રહ્યું હતું.[૩૩] ત્યાં તેમના મુકુટોમાં, કંઠીઓમાં, આભૂષણોમાં અને કવચોમાં સૂર્ય સમાન કાંતિવાળાં કિરણો ઝગઝગી રહ્યાં હતાં.[૩૪] વળી ફરકતી પતાકાઓવાળા રથ, હાથી અને ઘોડાઓનું સ્વરૂપ આકાશમાં બગલાંઓની પંક્તિવાળા વિચિત્ર વાદળની કાંતિ જેવું દેખાતું હતું.[૩૫] ત્યાં પાળાઓ પાળાઓનો સંહાર કરવા લાગ્યા, ઘોડેસવારો ઘોડેસવારોનો સંહાર કરવા લાગ્યા, રથીઓ રથીઓનો સંહાર કરવા લાગ્યા અને હાથીસવારો હાથીસવારોનો સંહાર કરવા લાગ્યા.[૩૬] ક્ષણવારમાં તો ત્યાં ઉપર ફરકતી પતાકાઓવાળા હાથીઓનો બીજા મોટા મોટા હાથીઓ સાથે તુમુલ અને ઘોર સંગ્રામ થઈ રહ્યો.[૩૭] ત્યાં પરસ્પર અથડાયેલાં શરીરોના અવયવોવાળા તથા અન્યોન્યનું આકર્ષણ કરી રહેલા તે હાથીઓના દંતૂશળો પરસ્પર ઘસાવાથી ધુમાડા સહિત અગ્નિ ઉત્પન્ન થતો હતો.[૩૮] ત્યાં ફરકતી પતાકાઓવાળા તથા દાંતોમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિવાળા તે હાથીઓ જાણે આકાશમાં ચઢી આવેલા વીજળીના ઝબકારાવાળા મેઘો હોય તેમ દેખાતા હતા.[૩૯] સામસામા એકબીજાને ઉપાડી ઉપાડીને ફેંકી દેતા, ગર્જના કરતા અને આસપાસ પછડાતા હાથીઓ વડે છવાયેલી તે રણભૂમિ જાણે મેઘોથી છવાયેલું શરદઋતુનું આકાશ હોય તેમ જણાતી હતી.[૪૦] ત્યાં બાણ, તોમર અને ઋષ્ટિઓના પ્રહારથી માર્યા જતા હાથીઓની ગર્જનાઓ પ્રલયકાળના મેઘોની ગર્જનાઓ જેવી સંભળાતી હતી.[૪૧] તોમરોના પ્રહારોથી જખમી થયેલા તથા બાણોથી કપાઈ ગયેલા કેટલાક મહાન હાથીઓ ત્યાં ત્રાસ પામી ગયા હતા, તો કેટલાએક હાથીઓ બીજાઓના શબ્દ સાંભળીને જ નાસભાગ કરતા હતા.[૪૨] ત્યારે બીજા કેટલાએક હાથીઓ સામા શત્રુપક્ષના હાથીઓના દંતૂશળોથી ઘાયલ થઈને ઉત્પાતકાળના મેઘોની જેમ વેદનાની ઘોર ચિચિયારીઓ પાડતા હતા.[૪૩] ત્યાં કેટલાએક મહાન હાથીઓએ પાછા હઠાવી દીધેલા હાથીઓ તીક્ષ્ણ અંકુશોથી પ્રેરાઈને પોતાને હઠાવનારા હાથીઓનો પરાજય કરીને પુનઃ સ્વસ્થાને આવતા હતા.[૪૪] કેટલાએક મહાવતોએ બાણ અને તોમરો વડે મારેલા શત્રુપક્ષના મહાવતો હાથીઓ પરથી પૃથ્વી પર પછડાઈ પડતા હતા અને તેથી તેમના હાથમાંથી હથિયારો અને અંકુશો પણ છૂટી પડતાં હતાં.[૪૫] વળી મહાવત વિનાના થયેલા કેટલાએક હાથીઓ ગર્જના કરીને ચારે બાજુ સામસામા આવી જતા હતા અને વીખરાઈ ગયેલાં વાદળાંની પેઠે પૃથ્વી પર પડતા હતા.[૪૬] પોતાના પર મરણ પામેલા અથવા હાથમાંથી હથિયાર છૂટી પડી પૃથ્વી પર પડેલા કેટલાએક યોદ્ધાઓને ઊંચકી લઈ જતા

હાથીઓ જાણે બીજા હાથીઓને જોવા અસમર્થ હોય તેમ, ફાવે તે દિશાઓમાં જવા લાગ્યા હતા.[૪૭] તે સમયના યુદ્ધમાં તોમર, ઋષ્ટિ અને ફરસીઓથી ઘાયલ થયેલા તથા ઘાયલ થતા કેટલાએક હાથીઓ દુઃખની ચીસો પાડીને રણભૂમિ પર ઢળી પડતા હતા.[૪૮] તે હાથીઓનાં પર્વત સમાન શરીરો ચારે બાજુ પૃથ્વી પર પછડાતાં હતાં, તેથી કરીને રણભૂમિ ધ્રૂજી ઊઠતી હતી તથા ગાજી ઊઠતી હતી.[૪૯] મહાવતો અને પતાકાઓ સહિત મરણ પામેલા તે હાથીઓને લીધે એ રણભૂમિ ચારે બાજુ છવાયેલા પર્વતોની પેઠે શોભતી હતી.[૫૦] એ રણમાં રથીયોદ્ધાઓએ હાથી પર બેઠેલા મહાવતોને ભલ્લજાતનાં બાણોનો પ્રહાર કર્યો હતો અને તેમનાં હૃદય ચીરી નાખી તેમને પૃથ્વી પર પાડી દીધા હતા. આથી તેમના હાથમાંથી અંકુશો અને તોમરો છટી પડ્યાં હતાં.[૫૧] વળી નારાચબાણોથી ઘાયલ થયેલા કેટલાએક હાથીઓ ક્રૌંચપક્ષીની પેઠે ચીસો પાડતા હતા અને પોતાના તથા પારકા યોદ્ધાઓને છૂંદી નાખી દશે દિશાઓમાં નાસભાગ કરતા હતા. ત્યાં હે રાજન્! હાથી, ઘોડા, રથ અને યોદ્ધાઓનાં શરીરના ઢગોથી વ્યાપ્ત થયેલી તે રણભૂમિ માંસ અને લોહીના કાદવવાળી થઈ ગઈ હતી.[૫૨,૫૩] ત્યાં હાથીઓએ દંતૂશળોથી ઊંચકીને ઉછાળેલા મહારથીઓના રથોમાં કેટલાએક પૈડાંવાળા રહ્યા હતા અને કેટલાએક પૈડાં વિનાના થઈ પડ્યા હતા.[૫૪] રથીયોદ્ધા વિનાના રથો, સવાર વિનાના ઘોડાઓ તથા માર્યા ગયેલા મહાવતોવાળા હાથીઓ ભયાતુર થઈને દિશાઓમાં મરજીમાં આવે ત્યાં જતા હતા.[૫૫] તે યુદ્ધ એટલું બધું તુમુલ થઈ પડ્યું હતું કે, તેમાં કંઈ જ જણાતું ન હતું; અને તેથી જ તે યુદ્ધમાં પિતા પુત્રને મારી નાખતો હતો તથા પુત્ર પિતાને મારી નાખતો હતો.[૫૬] સળગતા દાવાનળથી વ્યાપ્ત થયેલા મહાન વૃક્ષોની પેઠે કેવળ લાલ રંગના થયેલા યોદ્ધાઓ તે રણભૂમિ પર લોહીના કાદવમાં ઘૂંટી સુધી ખૂંચી જતા હતા.[૫૭] યોદ્ધાઓનાં વસ્ત્રો, કવચો, છત્રો અને પતાકાઓ કેવળ લોહીથી જ છંટાયેલાં દેખાતાં હતાં, તેથી સર્વ સ્થળે લાલ લાલ જ જોવામાં આવતું હતું.[૫૮] આમતેમ પુનરાવૃત્તિ કરી ઘૂમતા રથોની નેમિઓ (ચક્રધારાઓ) તે રણભૂમિ પર મરણ પામી પડેલા ઘોડાઓ, રથીઓ અને પાળાઓના ઢગોને ચૂરેચૂરા કરી નાખતી હતી.[૫૯] ત્યાં હાથીઓના સમુદાયરૂપ વેગવાળો, મરણ પામેલા યોદ્ધાઓરૂપ શેવાળવાળો અને રથોના સમૂહોરૂપ ભયંકર ઘૂમરીઓવાળો તે સૈન્યરૂપ સાગર અતિશય શોભી રહ્યો હતો.[૬૦] વિજયરૂપ ધનની ઇચ્છા રાખનારા યોદ્ધાઓરૂપ વહાણવટીઓ તે સૈન્યસાગરમાં પોતાનાં વાહનોરૂપ મોટી નૌકાઓથી પ્રવેશ કરી ડૂબી જતા હતા, છતાં પણ તેઓ ગભરાટ પામતા નહોતા.[૬૧] સુંદર નિશાનવાળા તે યોદ્ધાઓ બાણોની વૃષ્ટિથી ઢકાઈ ગયા હતા; છતાં પણ તેમનામાંનો એક પણ પોતાના મૂળ સ્વરૂપથી ભ્રષ્ટ થઈ મોહ પામ્યો ન હતો. (અર્થાત્ કોઈની પણ મુખશોભા ઊતરી ગઈ ન હતી.)[૬૨] એ પ્રમાણે ઘોર સ્વરૂપવાળું તે ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું, ત્યારે દ્રોણાચાર્ય શત્રુઓને મોહ પમાડી યુધિષ્ઠિર તરફ ધસી જતા હતા.[૬૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'સૈન્યોનો કચ્ચરઘાણ' નામનો અધ્યાય ૨૦ મો સમાપ્ત

## અધ્યાય ૨૧ મો

### આ તે દ્રોણ કે સાક્ષાત્ કાળ ?

॥ सजय उवाच ॥

ततो युधिष्ठिरो द्रोणं दृष्ट्वान्तिकमुपागतम् ।
महता शरवर्षेण प्रत्यगृह्णादभीतवत् ॥ १ ॥

સંજય બોલ્યો : તે પછી દ્રોણાચાર્યને

લગભગ પોતાની પાસે આવેલા જોઈને યુધિષ્ઠિર-રાજ મોટી બાણવૃષ્ટિ કરી નિર્ભયની પેઠે તેમની સામા થયા. જેમ મહાન ગજવરને પકડવા આવેલા સિંહને જોઈ બીજા હાથીઓ કોલાહલ કરી મૂકે, તેમ યુધિષ્ઠિરને પકડવા આવેલા દ્રોણાચાર્યને જોઈને યુધિષ્ઠિરના સૈન્યના યોદ્ધાઓએ કોલાહલ કરી મૂક્યો.[૧,૨] દ્રોણને જોઈને સત્યપરાક્રમવાળો શૂરો સત્યજિત્ પણ યુધિષ્ઠિરનું રક્ષણ કરવાની ઇચ્છાથી આચાર્યની સામે ધસી ગયો.[૩] તે સમયે તે દ્રોણાચાર્ય અને સત્યજિત્ એ બન્ને મહાબળિયાઓ ઈંદ્ર અને બલિરાજાની પેઠે તે સૈન્યને ખળભળાવી દઈને યુદ્ધ કરવા લાગ્યા.[૪] ત્યાં પરમ અસ્ત્રવિદ્યાને દર્શાવતા, સત્યપરાક્રમવાળા મહાધનુર્ધર સત્યજિતે તીક્ષ્ણ અગ્રભાગવાળાં બાણો મૂકીને દ્રોણાચાર્યને વીંધી નાખ્યા.[૫] વળી તેણે એમના સારથિને સાક્ષાત્ કાળ જેવાં સર્પ સરખાં ઝેરી પાંચ બાણો માર્યાં, એટલે તે સારથિ મૂર્ચ્છાવશ થયો.[૬] પછી એકદમ બીજાં દશ બાણો મૂકીને એણે તેમના ઘોડાઓને પણ વીંધી નાખ્યા. એટલુ જ નહિ, પણ તેણે ક્રોધપૂર્વક બીજાં દશ દશ બાણો મૂકીને તેમના પૃષ્ઠરક્ષકને તથા સારથિને પણ વીંધી નાખ્યા.[૭] વળી મંડલાકારે ફરીને સેનાના મોખરામાં ઘૂમી રહેલા એ સત્યજિતે ક્રોધ કરીને શત્રુસંહર્તા દ્રોણના ધ્વજને પણ છેદી નાખ્યો.[૮] યુદ્ધમાં તે શત્રુના આ ચરિત્રને જોઈને શત્રુદમન દ્રોણાચાર્યે મનમાં સમયને યોગ્ય વિચાર કર્યો. (કે આને તો મારવો જ પડશે.)[૯] પછી આચાર્યે મર્મને ભેદી નાખનારાં દશ તીક્ષ્ણ બાણોથી સત્યજિત્‌ને વીંધી નાખ્યો અને તુરતજ બાણ સહિત તેના ધનુષ્યના કકડા કરી નાખ્યા.[૧૦] પણ હે રાજન્! તે પ્રતાપી સત્યજિતે તત્કાળ બીજું ધનુષ્ય ઉઠાવ્યું અને કંકપક્ષીનાં પીછાંવાળાં ત્રીસ બાણો મૂકીને દ્રોણને પ્રહાર કર્યો.[૧૧] એ રીતે ત્યારે યુદ્ધમાં સત્યજિત્ જાણે દ્રોણાચાર્યને ગળી જતો હોય તેવો દેખાવ થઈ રહ્યો હતો. એ જોઈને પાંચાલવંશના વૃકે તીક્ષ્ણ સો બાણોનો પ્રહાર કરી દ્રોણને દૂભવી નાખ્યા.[૧૨] હે રાજન્! એ પ્રમાણે મહારથી દ્રોણને યુદ્ધમાં બાણો વડે ઢંકાઈ ગયેલા જોઈને પાંડવો હર્ષની કિકિયારીઓ કરવા લાગ્યા અને પોતાનાં વસ્ત્રોને ઉડાડવા લાગ્યા.[૧૩] વળી હે રાજન્! પરમ ક્રોધાયમાન થયેલા બળવાન વૃકે દ્રોણાચાર્યને છાતીમાં સાઠ બાણોનો પ્રહાર કર્યો, તે ઘણું આશ્ચર્ય જેવું થયું હતું.[૧૪] એ રીતે બાણવૃષ્ટિથી ઢંકાઈ ગયેલા મહારથી અને મહાવેગવાન દ્રોણાચાર્યે ક્રોધથી ડોળા ફાડીને વેગ વધારી મૂક્યો.[૧૫] ત્યારે દ્રોણે સત્યજિત્‌નું તથા વૃકનું ધનુષ્ય કાપી નાખીને બીજાં છ બાણો વડે સારથિ અને ઘોડા સહિત વૃકને હણી નાખ્યો.[૧૬] એટલે પછી સત્યજિતે ઘણા વેગવાળું બીજું ધનુષ્ય લીધું અને બાણો મૂકીને દ્રોણાચાર્યને અને તેમના સારથિ, ઘોડા તેમ જ ધ્વજને વીંધી નાખ્યા.[૧૭] એ પ્રમાણે તે યુદ્ધમાં પાંચાલવંશના તે સત્યજિતે દ્રોણાચાર્યને અત્યંત પીડિત કર્યા, તે આચાર્યથી સહ્યું ગયું નહિ. તેથી સત્યજિત્‌નો નાશ કરવા માટે તેમણે સત્વર બાણો છોડવા માંડ્યાં.[૧૮] આચાર્યે હજારો બાણો વરસાવીને સત્યજિતના ઘોડાઓને, ધ્વજને, ધનુષ્યમુષ્ટિને, પૃષ્ઠરક્ષકને અને સારથિને છાઈ દીધા.[૧૯] વળી તે વારંવાર તેના ધનુષ્યને છેદી નાખવા લાગ્યા. આમ છતાં પરમ અસ્ત્રકુશળ સત્યજિત્ લાલ રંગના ઘોડાવાળા તે આચાર્યની સામે લડી જ રહ્યો હતો. આમ તે મહાસંગ્રામમાં સત્યજિત્‌ને અત્યંત વૃદ્ધિ પામેલો જોઈને આચાર્યે અર્ધચંદ્રાકાર બાણ મૂકી તે મહાત્માનું મસ્તક કાપી નાખ્યું.

પાંચાલોનો શ્રેષ્ઠ મહારથી સત્યજિત્ આમ જ્યારે યુદ્ધમાં માર્યો ગયો, ત્યારે દ્રોણથી ત્રાસ પામેલો યુધિષ્ઠિરરાજા ઘોડા દોડાવીને ત્યાંથી નાસી ગયો.[૨૦-૨૨] તેવામાં યુધિષ્ઠિરનું રક્ષણ કરવા ઇચ્છતા પાંચાલો, કેકયો, મત્સ્યો, ચેદિઓ, કારૂષો અને કોસલો દ્રોણાચાર્યને જોઈને ધસી આવ્યા.[૨૩] પણ અગ્નિ જેમ રૂના ઢગનો નાશ કરે, તેમ શત્રુઓના સમુદાયનો સંહાર કરનારા તે આચાર્ય યુધિષ્ઠિરને પકડવાની ઇચ્છાથી એ સૈન્યોનો સંહાર કરવા લાગ્યા.[૨૪] એ રીતે તેમને વારંવાર સૈન્યોનો ઘાણ કાઢતા જોઈને, વિરાટ રાજાનો નાનો ભાઈ શતાનીક ત્યાં ચડી આવ્યો. ત્યાં આવી, સૂર્યનાં કિરણ જેવાં ચકચકતાં અને સરાણ પર ઘસીને તીક્ષ્ણ કરેલાં છ બાણો વડે તેણે સારથિ તથા ઘોડા સાથેના દ્રોણને વીંધી નાખ્યા અને અત્યંત ગર્જના કરી મૂકી. આમ દુષ્કર કામ કરી બતાવવાની ઇચ્છાથી ભયંકર પરાક્રમ કરી રહેલા તે શતાનીકે સેંકડો બાણો વડે મહારથી દ્રોણને ઢાંકી દીધા.[૨૫-૨૭] ત્યાં તો આચાર્યે અતિશય ગર્જના કરી રહેલા તે શતાનીકના કુંડળસહિત મસ્તકને ક્ષુરજાતિના બાણ વડે ધડથી જુદું પાડી દીધું. આ જોઈને સર્વ મત્સ્યયોદ્ધાઓ ત્યાંથી ભાગી છૂટ્યા.[૨૮] એ રીતે મત્સ્યયોદ્ધાઓ પર વિજય મેળવીને દ્રોણાચાર્યે ચેદી, કરૂષ, કેકય, પાંચાલ, સંજય અને પાંડવયોદ્ધાઓને પણ વારંવાર જીતવા માંડ્યા.[૨૯] વનને બાળી રહેલા અગ્નિને જોઈને જેમ વનચરો કંપી ઊઠે, તેમ કોપાયમાન થઈ સૈન્યોનો સંહાર કરી રહેલા એ વીર દ્રોણને જોઈને સંજયયોદ્ધાઓ કંપી ઊઠ્યા.[૩૦] હાથમાં ઉત્તમ ધનુષ્ય લઈને ઝપાટાભેર બાણો છોડતા અને એમ શત્રુઓનો સંહાર કરી રહેલા તે આચાર્યની પ્રત્યંચાનો ટંકાર સર્વ દિશાઓમાં સંભળાતો હતો.[૩૧] તેમનાં બાણોએ હાથી, ઘોડા, પાળા, રથી અને હાથીસવારોનો દાટ વાળી દીધો હતો; કારણ કે તેઓ ચાલાક હાથવાળા આચાર્ય પાસેથી છૂટીને ઘણાં ભયંકર થઈ જતાં હતાં.[૩૨] ગ્રીષ્મઋતુના અંતમાં અતિશય ગર્જના કરતો મેઘ જેમ વાયુના ઝપાટા સાથે પથ્થર સમાન વૃષ્ટિ કરે છે, તેમ શત્રુઓને ભય ઉપજાવતા તે આચાર્ય બાણોની વૃષ્ટિ કરી રહ્યા હતા.[૩૩] પોતાના મિત્રોને અભય અપાવતા તે મહાધનુર્ધર, બળવાન અને શૂરવીર આચાર્યે પાંડવસૈન્યને ખળભળાવી મૂકીને સર્વ દિશામાં ઘૂમવા માંડ્યું.[૩૪] અમિત તેજવાળા તે દ્રોણાચાર્યનું સુવર્ણથી મઢેલું ધનુષ્ય વાદળમાં ઝમકતી વીજળીની પેઠે સર્વ દિશાઓમાં અમારા જોવામાં આવતું હતું.[૩૫] હે ભારત ! યુદ્ધમાં તે એટલા બધા જોસથી ઘૂમી રહ્યા હતા કે તેથી તેમના ધ્વજ પર હિમાલયના શિખર સમાન આકારવાળી સુંદર વેદિકા અમારા જોવામાં આવતી હતી.[૩૬] દેવદાનવોથી પૂજાયેલા વિષ્ણુએ જેમ પૂર્વકાળમાં દૈત્યોનું નિકંદન કાઢી નાખ્યું હતું, તેમ દ્રોણાચાર્યે ત્યારે પાંડવસૈન્યનું મહાનિકંદન કાઢી નાખ્યું હતું.[૩૭] શૂરવીર, સત્ય વાણીવાળા, બુદ્ધિમાન, બળવાન, સત્યપરાક્રમી અને મહાપ્રતાપી તે દ્રોણાચાર્યે તે રણભૂમિ પર બીકણોને ત્રાસ ઉપજાવે તેવી ભયંકર નદી ચલાવી મૂકી હતી. તે નદી પ્રલયકાળ સમાન રૌદ્ર હતી, કવચોરૂપ તરંગવાળી હતી, ધજાઓરૂપ ઘૂમરીઓવાળી હતી, મનુષ્યોરૂપ કાંઠાઓને તોડી પાડનારી હતી, હાથી અને ઘોડાઓરૂપ મોટા ઝૂંડોવાળી હતી અને તલવારોરૂપ માછલાંવાળી હતી. તે તરવી કઠણ હતી, વીરપુરુષોનાં હાડકાંરૂપ રેતીવાળી હતી, મહાભયંકર હતી અને ભેરી, મુરજ આદિ વાદિત્રોરૂપ કાચબાઓવાળી હતી. તે ઢાલ અને કવચોરૂપ નાનાં હોડકાંવાળી

હતી અને કેશરૂપ શેવાળ તથા લીલા ઘાસના બેટવાળી હતી. તે બાણોરૂપ પ્રવાહવાળી, ધનુષ્યરૂપ ઝરણવાળી અને ભુજાઓરૂપ સર્પોવાળી હતી. તે રણભૂમિ ઉપર વહેતી હતી, તીવ્ર હતી અને કૌરવો તથા સંજયોને તાણી જતી હતી. તે નદીમાં મનુષ્યોનાં મસ્તકોરૂપ પથ્થર હતા, શક્તિઓરૂપ માછલાં હતાં, ગદાઓરૂપ તરાપા હતા, પાઘડીઓ તથા વસ્ત્રોરૂપ ફીણ હતાં અને વીખરાઈ પડેલાં આંતરડાંરૂપ સર્પો હતા. તે નદી વીરપુરુષોને ઘસડી જતી હતી, માંસ અને લોહીના કાદવવાળી હતી અને મહાઉગ્ર હતી. તેમાં હાથીઓરૂપ મોટા ઝૂંડો હતા અને ધજાઓરૂપ મોટાં વૃક્ષો હતાં. ક્ષત્રિયોને ડુબાડનારી, ક્રૂર યોદ્ધાઓનાં શબોથી ભરેલી, ઘોડેસવારોરૂપ મગરમચ્છવાળી, ઊતરી ન શકાય તેવી, કાળ સન્મુખ જનારી અને રાક્ષસોનાં ટોળાંથી સેવાયેલી તે નદી કૂતરાં, શિયાળવાં વગેરે માંસાહારી પ્રાણીઓથી ઊભરાતી હતી. તે ચારે બાજુ મહાભયંકર રાક્ષસોને આશ્રયરૂપ થઈ પડી હતી.[૩૮-૪૫] એ રીતે સાક્ષાત્ કાળની પેઠે સૈન્યોનો નાશ કરી રહેલા તે મહારથી આચાર્ય પર યુધિષ્ઠિર વગેરે યોદ્ધાઓ ચોતરફથી ચડી આવ્યા.[૪૬] તે શૂરવીરોએ એકત્ર થઈને તેમને ચારે બાજુથી ઘેરી લીધા, તેથી ભુવનને તપાવી રહેલો સૂર્ય ચારે બાજુ કિરણોથી ઘેરાયેલો હોય તેમ તે શોભવા લાગ્યા.[૪૭] તે સમયે તમારા પક્ષના રાજાઓ અને રાજપુત્રો પણ આયુધો ઉગામીને તે શૂરા મહાધનુર્ધર આચાર્યનું રક્ષણ કરવા માટે તેમની ચારે બાજુ વીંટળાઈ ગયા.[૪૮] પછી શિખંડીએ દ્રોણાચાર્યને નમેલાં પર્વવાળાં પાંચ બાણોનો, ક્ષત્રવર્માએ વીસ બાણોનો, વસુદાને પાંચ બાણોનો, ઉત્તમૌજાએ ત્રણ બાણોનો, ક્ષત્રદેવે સાત બાણોનો, સાત્યકિએ સો બાણોનો, યુધામન્યુએ સાઠ બાણોનો, યુધિષ્ઠિરે બાર બાણોનો, ધૃષ્ટદ્યુમ્ને દશ બાણોનો અને ચેકિતાને ત્રણ બાણોનો પ્રહાર કર્યો.[૪૯-૫૧] એટલે સત્ય પ્રતિજ્ઞાવાળા દ્રોણાચાર્યે મહોન્મત્ત હાથીની પેઠે રથીઓના સૈન્યનું ઉલ્લંઘન કરીને દૃઢસેનને રણમાં ઢોળી પાડ્યો.[૫૨] પછી નિર્ભયની પેઠે તે એકદમ યુધિષ્ઠિરરાજ પાસે પહોંચી ગયા અને ત્યાં તેમણે યુદ્ધ કરી રહેલા ક્ષેમરાજાને નવ બાણોથી વીંધી નાખ્યો. એથી તે મરણ પામી રથ પરથી પડી ગયો.[૫૩] વળી સર્વ સૈન્યના મધ્યમાં આવીને સર્વ દિશાઓમાં ઘૂમી રહેલા તે આચાર્ય તે સમયે ઊલટા બીજાઓનું રક્ષણ કરતા હતા, પણ તેમને પોતાને બીજાઓના રક્ષણની જરૂર ન હતી[૫૪] પછી તેમણે શિખંડીને બાર બાણોથી તથા ઉત્તમૌજાને વીસ બાણોથી પ્રહાર કર્યો અને એક ભલ્લબાણથી તેમણે વસુદાનને યમલોકમાં મોકલી દીધો.[૫૫] વળી ક્ષત્રવર્માને એંશી બાણોથી તથા સુદક્ષિણને છવ્વીસ બાણોથી વીંધી નાખી તેમણે એક ભલ્લબાણનો પ્રહાર કરી ક્ષત્રદેવને રથની બેઠક પરથી ગબડાવી પાડ્યો.[૫૬] પછી યુધામન્યુને ચોસઠ બાણોથી તથા સાત્યકિને ત્રીસ બાણોથી વીંધી નાખીને દ્રોણાચાર્યે સત્વર યુધિષ્ઠિર સામો ધસારો કર્યો.[૫૭] તે વેળા રાજશ્રેષ્ઠ યુધિષ્ઠિર ઝડપી ઘોડાઓને દોડાવી પોતાના ગુરુ પાસેથી નાસી ગયા, એટલે તુરત જ પાંચાલ્ય નામનો વીર યોદ્ધો દ્રોણ સામે આવી ઊભો રહ્યો.[૫૮] પણ દ્રોણાચાર્યે તેને ધનુષ્ય, ઘોડા અને સારથિ સહિત મારી નાખ્યો. એટલે તે મરણ પામી આકાશમાંથી ખરતા તારાની પેઠે રથ પરથી રણભૂમિ પર ઢળી પડ્યો.[૫૯] આમ પાંચાલોનો તે યશસ્વી રાજપુત્ર જ્યારે માર્યો ગયો, ત્યારે તે સ્થળે 'દ્રોણને મારો, દ્રોણને મારો.' એવો મહાન શબ્દ થઈ રહ્યો.[૬૦] ત્યારે પાંચાલો, મત્સ્યો અને કેકયો અત્યંત કોપાયમાન થઈ ગયા, પણ

બળવાન દ્રોણાચાર્યે તે સર્વ પાંડવ-સૃંજય યોદ્ધાઓને ગભરાવી દીધા.[૬૧] વળી કૌરવોથી વીંટાયેલા દ્રોણાચાર્યે તે યુદ્ધમાં સાત્યકિ, ચેકિતાન, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, વાર્ધક્ષેમિ, ચૈત્રસેનિ, સેનાબિંદુ અને સુવર્ચસ, આ સૌ યોદ્ધાઓને તેમ જ જુદા જુદા દેશના રાજાઓ એવા બીજા અનેક યોદ્ધાઓને જીતી લીધા.[૬૨,૬૩] હે રાજન્! એ પ્રમાણે તે મહારણમાં જય મેળવીને તમારા પક્ષના યોદ્ધાઓ ચારે બાજુ નાસભાગ કરતા પાંડવપક્ષના યોદ્ધાઓનો સંહાર કરવા મંડી પડ્યા.[૬૪] હે ભારત! મહાત્મા દ્રોણ એ રીતે જ્યારે સંહાર કરી રહ્યા હતા, ત્યારે ઇંદ્રથી સંહારાતા દાનવોની પેઠે પાંચાલ, કેકય અને મત્સ્યયોદ્ધાઓ ધ્રૂજી રહ્યા હતા.[૬૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'દ્રોણનું યુદ્ધ' નામનો અધ્યાય ૨૧મો સમાપ્ત

# अध्याय २२मो

## કર્ણ અને દુર્યોધનની વાતચીત

॥ धृतराष्ट्र उवाच ॥

**भारद्वाजेन भग्नेषु पांडवेषु महामृधे ।**
**पांचालेषु च सर्वेषु कश्चिदन्योऽभ्यवर्तत ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! તે મહાન યુદ્ધમાં દ્રોણાચાર્યે પાંડવોના સૈન્યમાં ભંગાણ પાડ્યું, તે વખતે બીજો કયો પુરુષ તેમની સામે યુદ્ધ કરવા આવ્યો હતો?[૧] બધા ભલે નાસી જાય, છતાં પણ જે પુરુષ ક્ષત્રિયોનો યશ કરનારી, કાયર પુરુષોએ નહિ સેવેલી અને મહાન પુરુષોએ સેવેલી આર્યબુદ્ધિનો આશ્રય કરીને યુદ્ધમાંથી પાછો ન હઠે, તે શૂર પુરુષ વીરનરોમાં મુખ્ય છે. અહો! ઘણી આશ્ચર્યની વાત છે કે, એ પાંડવસૈન્યમાં તેવો કોઈ પણ પુરુષ નહોતો કે જે દ્રોણાચાર્યને ઊભેલા જોઈ ત્યાંથી પાછો ન હઠે![૨,૩] હે સંજય! બગાસાં ખાતા વાઘના જેવા, મદગળતા માતંગ જેવા, પ્રાણોને હાથમાં રાખીને પણ યુદ્ધમાં સજ્જ રહેનારા, તરેહતરેહનાં યુદ્ધ કરનારા, મહાન ધનુર્ધારી, પુરુષોમાં વ્યાઘ્ર સમા, શત્રુઓનો ભય વધારનારા, કૃતજ્ઞ, સત્યમાં આસક્ત અને દુર્યોધનનું હિત ઇચ્છનારા એ શૂરવીર દ્રોણાચાર્યને તે સૈન્યમાં ઊભેલા જોઈને કયા કયા શૂરવીર પુરુષો યુદ્ધ કરવા પાછા ફર્યા? આ તું મને કહે.[૪-૬]

સંજય બોલ્યો: સિંધુ નદીના મહાવેગમાં જેમ વહાણો વેગમાં તણાઈ જાય છે, તેમ દ્રોણના ધનુષ્યમાંથી છૂટેલાં અને તત્કાળ પ્રાણોનો નાશ કરનારાં બાણોના વેગથી પાંચાલો, પાંડવો, મત્સ્યો, ચેદિ, સૃંજયો અને કેકયયોદ્ધાઓ યુદ્ધમાં ચલિત થઈ તણાવા લાગ્યા. એ જોઈને કૌરવો સિંહનાદો કરવા લાગ્યા અને અનેક પ્રકારનાં વાદિત્રો વગાડવા લાગ્યા. વળી તેઓ શત્રુઓના રથ, હાથી અને પાળાઓને ચારે બાજુથી સારી રીતે રોકવા લાગ્યા.[૭-૯] એ વેળા, સૈન્યના મધ્યમાં રહેલો તથા પોતાના વિશ્વાસુ માણસોથી વીંટાયેલો રાજા દુર્યોધન તેમને જોઈને હર્ષમાં આવી ગયો અને મંદહાસ્ય કરી કર્ણને આમ કહેવા લાગ્યો.[૧૦]

દુર્યોધન બોલ્યો: હે રાધાપુત્ર! તું જો તો ખરો! આ પાંચાલયોદ્ધાઓને દ્રોણાચાર્યનાં બાણોએ કેવા હાંકી કાઢ્યા છે! સિંહ જેમ વનના મૃગોને ત્રાસ પમાડે, તેમ દૃઢ ધનુષ્યવાળા દ્રોણે તેઓને ત્રાસ પમાડ્યો છે.[૧૧] મહાન વાયુ જેમ વૃક્ષોને ભાંગી નાખે છે, તેમ દ્રોણાચાર્યે તેમને ભાંગી નાખ્યા છે. તેથી તેઓ કદી પણ પુનઃ યુદ્ધ કરવાની ઇચ્છા કરશે નહિ, એમ હું માનું છું.[૧૨] મહાત્મા દ્રોણે સોનેરી મોઢિયાંવાળાં બાણોથી તેમને એટલા બધા પીડી નાખ્યા છે કે, તેથી તેઓ આકુળવ્યાકુળ થઈ અનેક માર્ગે નાસાનાસ કરે છે.[૧૩] વળી કૌરવોએ તથા મહાત્મા દ્રોણાચાર્યે ઘેરી લીધેલા આ પાંચાલયોદ્ધાઓ તથા બીજાઓ પણ આગથી ઘેરાયેલા હાથીઓની પેઠે ટોળાં વળી

ગોળાકારે ઊભા છે.[14] ખરેખર, તેઓ આ સમયે ભ્રમરોની પેઠે આચાર્યનાં તીક્ષ્ણ બાણોથી વ્યાપ્ત થયા છે અને તેથી જ નાસી જવા તત્પર થઈ એકબીજાની બાજુમાં ભરાઈ રહ્યા છે.[15] હે કર્ણ! જો તો ખરો! આ મહાક્રોધી ભીમસેન પોતાના રક્ષક-પાંડવ તથા સૃંજયયોદ્ધાઓ વિનાનો એકલો થઈ ઊભો છે. મારા યોદ્ધાઓ તેને ચારે બાજુથી ઘેરી વળ્યા છે. આ જોઈને મને ઘણો જ આનંદ થાય છે.[16] અવશ્ય આજ આ પાંડુપુત્ર દુર્બુદ્ધિ ભીમસેન, સમગ્ર લોકને દ્રોણમય દેખે છે અને રાજ્ય તથા જીવિતથી નિરાશ થઈ ગયો છે.[17]

કર્ણ બોલ્યો : હે પુરુષવ્યાઘ્ર! આ મહાબાહુ ભીમસેન જ્યાં સુધી જીવતો છે, ત્યાં સુધી તે કદી પણ યુદ્ધનો ત્યાગ કરે તેમ નથી; તેમ જ આ સિંહનાદોને સહી લેશે નહિ.[18] વળી પાંડવો યુદ્ધમાંથી પાછા હઠે, એમ હું તો માનતો જ નથી; કારણ કે તેઓ શૂરા, બળવાન, અસ્ત્રકુશળ અને યુદ્ધ કરવામાં મદોન્મત્ત છે.[19] વળી ઝેર, અગ્નિ, જુગાર અને વનવાસ વગેરે દુઃખોનું સ્મરણ કરી રહેલા એ પાંડવો યુદ્ધનો કદી પણ ત્યાગ કરશે નહિ, એમ હું નિશ્ચય માનું છું.[20] મહાન ભુજાવાળો તથા અમાપ તેજવાળો આ કુંતાપુત્ર ભીમસેન જ્યારે યુદ્ધ કરવા મચી પડશે, ત્યારે આપણા સારા સારા મહારથીઓને મારી નાખશે.[21] વળી તે વેળા એ ભીમસેન તલવાર, ધનુષ્ય, શક્તિ, ઘોડા, હાથી, પાળા, રથ અને છેવટે લોઢાની લાકડીઓથી પણ આપણા સૈન્યમાં અસંખ્ય યોદ્ધાઓનો સંહાર કરશે.[22] સાત્યકિ વગેરે મહારથીઓ તથા પાંચાલ, કેકય, મત્સ્ય તથા વિશેષે કરીને શૂરા, બળવાન અને પરાક્રમી એવા પાંડવમહારથીઓ તે ભીમસેનને અનુસરે છે. કોપાયમાન થયેલો ભીમસેન જ્યારે પ્રેરણા કરશે, ત્યારે તેઓ પણ આપણા સૈન્યનો સંહાર કરી નાખશે.[23,24] જો વાદળાં જેમ સૂર્યની રક્ષા કરે છે, તેમ તેઓ પણ અત્યારે ભીમનું રક્ષણ કરી રહ્યા છે અને ચોતરફથી દ્રોણાચાર્ય સામા ચડી રહ્યા છે.[25] જો આપણા તરફથી રક્ષા કરવામાં નહિ આવે, તો મરણ પામવા ઇચ્છતાં પતંગિયાં જેમ દીવાને અસ્થિર કરી મૂકે છે, તેમ એકત્ર થયેલા તેઓ નિયમિત વ્રતવાળા દ્રોણને ગભરાવી નાખશે.[26] ખરેખર, તેઓ બધા અસ્ત્રકુશળ છે અને દ્રોણ જેવાને પણ અટકાવવાને પૂરા છે. માટે હું માનું છું કે, આ સમયે દ્રોણના પર મોટો બોજો આવી પડ્યો છે.[27] માટે ચાલો, આપણે બંને જ્યાં દ્રોણ ઊભા છે, ત્યાં ઝટ જઈ પહોંચીએ; એટલે વરુઓ જેમ મોટા હાથીને ન મારી જાય, તેમ તેઓ નિયમિત વ્રતવાળા દ્રોણને ન મારી જાય.[28]

સંજય બોલ્યો : હે રાજન્! કર્ણનું એ વચન સાંભળીને રાજા દુર્યોધન પોતાના ભાઈઓ સાથે જ્યાં આગળ દ્રોણાચાર્યનો રથ હતો ત્યાં જઈ પહોંચ્યો.[29] ત્યાં તો દ્રોણાચાર્યને મારી નાખવાની ઇચ્છાથી અનેક પ્રકારના રંગવાળા ઘોડાઓ પર ચડી આવેલા પાંડવોનો મહાન કોલાહલ મચી રહ્યો હતો.[30]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'દ્રોણનું યુદ્ધ' નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત

## अध्याय २३ मो

### ઘોડા, ધ્વજ આદિનું વર્ણન

॥ धृतराष्ट्र उवाच ॥

सर्वेषामेव मे ब्रूहि रथचिह्नानि संजय ।
ये द्रोणमभ्यवर्तन्त क्रुद्धा भीमपुरोगमाः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! ભીમસેન વગેરે જે યોદ્ધાઓ કોપાયમાન થઈ દ્રોણ પર ચડી આવ્યા હતા, તે બધાના રથોનું, ઘોડાઓનું તથા ધજાઓનું તું મારી પાસે વર્ણન કર.[1]

સંજય બોલ્યો : ભીમસેન જ્યારે રીંછના જેવા રંગવાળા ઘોડાઓ દોડાવીને દ્રોણ પર ચડી આવ્યો, ત્યારે તે જોઈને રૂપેરી રંગના ઘોડાઓવાળો શૂરવીર સાત્યકિ પણ ત્યાં ચડી આવ્યો.[૨] ત્યારે દુરાધર્ષ યુધામન્યુ ક્રોધાવિષ્ટ થઈને પોતે જ પોતાના કાબરચીતરા રંગના ઘોડાઓને ઘણી ઝડપથી દોડાવતો દોડાવતો દ્રોણના રથ સામે આવી પહોંચ્યો.[૩] ત્યારે કબૂતરના રંગના તથા સુવર્ણના અલંકારવાળા તેમ જ ઘણી ઉતાવળી ચાલના ઘોડાઓ લઈને પાંચાલરાજનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન પણ ત્યાં ચડી આવ્યો હતો.[૪] ત્યારે પોતાના પિતાનું રક્ષણ કરવા ઇચ્છતો, નિયમિત વ્રતવાળો ક્ષત્રધર્મા પણ પોતાના પિતાને ઉત્કૃષ્ટ સિદ્ધિનો લાભ થાય એમ ઇચ્છીને લાલ કમળ જેવા રંગના ઘોડાઓને લઈ ત્યાં ધાઈ આવ્યો હતો.[૫] ત્યારે શિખંડીનો પુત્ર ક્ષત્રદેવ કમળનાં પાંદડાં સમાન રંગવાળા, નિર્મળ નેત્રવાળા અને સારી રીતે શણગારેલા ઘોડાઓને પોતે જાતે જ દોડાવતો ત્યાં આવી પહોંચ્યો હતો.[૬] ત્યારે કાંબોજદેશમાં ઉત્પન્ન થયેલા તથા પોપટનાં પીછાં સમાન રંગવાળા સુંદર ઘોડાઓ રથમાં બેઠેલા નકુલને વહેતા વહેતા તમારા પક્ષના યોદ્ધાઓ સામે ધસી આવ્યા.[૭] ત્યારે હે ભારત! મેઘ સમાન શ્યામ રંગના ઘોડાઓ ઉત્તમૌજાને વહેતા હતા. એ ઉત્તમૌજા ક્રોધાયમાન થયેલા અસહ્ય દ્રોણાચાર્યનું લક્ષ્ય કરીને યુદ્ધ માટે આવ્યો હતો.[૮] ત્યારે તેતર સમાન કાબરા રંગના વાયુ સમાન વેગવાળા ઘોડાઓ ઉગામેલા આયુધવાળા સહદેવને એ તુમુલ યુદ્ધમાં વહી રહ્યા હતા.[૯] હાથીદાંત જેવા ધોળા રંગના, કાળા વાળવાળા અને વાયુ સમાન વેગવાળા ઘોડાઓએ ત્યારે પુરુષવ્યાઘ્ર યુધિષ્ઠિરરાજને એ યુદ્ધમાં દાખલ કર્યા હતા.[૧૦] ત્યારે તે યુધિષ્ઠિરરાજની પાછળ, સોનેરી ઉત્તમ ઝૂલોથી ઢંકાયેલા તથા વેગમાં વાયુ સમા ઘોડાઓને લઈને સર્વ સૈન્યો પણ યુદ્ધ માટે ચડી આવ્યાં હતાં.[૧૧] વળી રાજા યુધિષ્ઠિર પછી તુરત જ પાંચાલદેશનો રાજા દ્રુપદ હતો. તે સુવર્ણમય છત્રવાળો હતો અને સર્વના રક્ષણ તરફ રહ્યો હતો.[૧૨] લલાટના મધ્યમાં રહેલા ધોળા રંગના ચાંદલાવાળા તથા યુદ્ધમાં સર્વ જાતના શબ્દોને સહન કરનારા ઘોડાઓથી યુક્ત તે મહાધનુર્ધર દ્રુપદરાજ શાંત ભયવાળો થઈને રાજાઓના મધ્યભાગમાં રહ્યો હતો.[૧૩] તેની પાછળ સર્વ મહારથીઓ સાથે વિરાટરાજા સત્વર ચાલતો હતો અને તેની પાછળ કેકયકુમારો, શિખંડી અને ધૃષ્ટકેતુ પોતપોતાનાં સૈન્યોથી વીંટાઈને ચાલતા હતા.[૧૪] શત્રુઓનો સંહાર કરનારા એ વિરાટરાજાના ઘોડાઓ પાટલિલતાના પુષ્પ સમાન (ગુલાબ સમાન) રંગવાળા હતા. તેઓ તેને રણભૂમિ પર લઈ જતા હતા અને ઘણા સુશોભિત દેખાતા હતા. ત્યારે હળદર સમાન રંગવાળા, સુવર્ણની માળાવાળા અને વેગવાન એવા ઘોડાઓ વિરાટરાજના પુત્ર ઉત્તરને સત્વર લઈ જતા હતા. વળી સુવર્ણ સમાન કાંતિવાળા, લાલ ધજાવાળા, સુવર્ણની માળાવાળા અને યુદ્ધમાં કુશળ એવા પાંચેય કેકયભાઈઓ ઇંદ્રગોપ કીડા જેવા લાલ રંગના ઘોડાઓ દોડાવી તથા કવચ ધારણ કરી, ત્યાં વરસતા મેઘોની પેઠે રણભૂમિ પર દેખાતા હતા. ત્યાં તુંબુરુએ આપેલાં માટીનાં કાચાં વાસણ સમાન ભૂખરા રંગના દિવ્ય ઘોડાઓ અમિત તેજવાળા પાંચાલપુત્ર શિખંડીને રણભૂમિ તરફ ઊંચકી જતા હતા. ત્યારે પાંચાલોના બાર હજાર મહારથીઓ પણ તે યુદ્ધમાં આવ્યા હતા. તેમાંથી છ હજાર તો શિખંડીની પાછળ ચાલતા હતા. ત્યાં હે રાજન્! શિશુપાલના પુરુષોમાં સિંહ સમા પુત્રને સારંગ નામના મૃગ જેવા શરીરે નિશાનવાળા

ઘોડાઓ રમતમાં ને રમતમાં યુદ્ધભૂમિ પર લઈ જતા હતા. વળી અતિશય બળથી ઉદય પામેલો, ચેદિમાં શ્રેષ્ઠ અને દુર્જય એવો રાજા ધૃષ્ટકેતુ કાંબોજ દેશમાં ઉત્પન્ન થયેલા કાબરચીતરા રંગના ઘોડાઓ લઈને યુદ્ધ કરવા ચઢી આવ્યો હતો. ત્યાં કેકયદેશના સુકુમાર બૃહત્ક્ષત્ર રાજાને સિંધુદેશના પરાળના ધુમાડા જેવા ભૂરા રંગના ઉત્તમ ઘોડાઓ રણમાં સત્વર ઊંચકી જતા હતા. વળી સુંદર આંખોવાળા, કમળ સમાન રંગવાળા, બાહ્‌લિક દેશમાં ઉત્પન્ન થયેલા અને સારી રીતે શણગારેલા ઘોડાઓ શિખંડીના શૂરા પુત્ર ઋક્ષદેવને રણભૂમિ પર લઈ જતા હતા. ત્યારે સુવર્ણના અલંકારોથી ઢંકાયેલા અને ધોળા તથા પીળા રંગના કેળવાયેલા ઘોડાઓ શત્રુઓનું દમન કરનાર સેનાબિંદુ રાજાને યુદ્ધ માટે લઈ જતા હતા. વળી ધોળી કેશવાળી તથા રૂવાંવાળા તેમ જ ચામડી, ગુહ્યસ્થાન, નેત્ર, હોઠ તથા ખરીના ભાગમાં કાળા રંગના અને તેથી જ ક્રૌંચપક્ષી જેવા વર્ણવાળા ઉત્તમ ઘોડાઓ ત્યાં કાશીરાજ અભિભૂના સુકુમાર, યુવાન અને મહારથી પુત્રને રણભૂમિ પર લાવતા હતા. હે રાજન્! ધોળા રંગના, કાળી ડોકવાળા, મન સમાન વેગવાળા અને હાંકનારની ઇચ્છાને અનુસરનારા ઘોડાઓ રાજપુત્ર પ્રતિવિંધ્યને યુદ્ધભૂમિ પર લઈ જતા હતા.[૧૫-૨૭] અર્જુનને જે સુતસોમ નામનો પુત્ર ઉત્પન્ન થયો હતો, તેને અડદના પુષ્પ સમાન જરા ધોળા તથા પીળા રંગના ઘોડાઓ રણભૂમિ પર લઈ જતા હતા.[૨૮] તે હજારો ચંદ્ર સમાન સૌમ્ય હતો અને પૂર્વે કૌરવોના ઉદયેન્દુ નામના ઇંદ્રપ્રસ્થ નગરમાં જ તે સોમયાગના મધ્યમાં સોમવલ્લીના ફીણથી ઉત્પન્ન થયો હતો તેથી જ તેનું નામ સુતસોમ એવું રાખવામાં આવ્યું હતું.[૨૯] ત્યાં શાલપુષ્પના સરખા લાલ અને પીળા રંગના તેમ જ બાલસૂર્ય સરખા દેખાતા ઘોડાઓ નકુલના પ્રશંસનીય પુત્ર શતાનીકને યુદ્ધભૂમિ પર લઈ જતા હતા.[૩૦] સોનેરી જોતરાવાળા તથા મરકતમણિ (લીલો મણિ) સમાન વર્ણવાળા ઘોડાઓ દ્રૌપદીના નરસિંહપુત્ર શ્રુતકર્માને રણમાં વહી જતા હતા.[૩૧] વળી યુદ્ધમાં અર્જુન સરખા શાસ્ત્રના ભંડાર સમાન તે દ્રૌપદીપુત્ર શ્રુતકીર્તિને બપૈયાનાં પીછાં સમાન રંગવાળા ઘોડાઓ લઈ જતા હતા.[૩૨] ત્યારે યુદ્ધમાં જેને શ્રીકૃષ્ણથી તથા અર્જુનથી પણ અધિક પરાક્રમી કહેવામાં આવે છે, તે કુમાર અભિમન્યુને પિંગળા રંગના ઘોડાઓ રણમાં લઈ જતા હતા.[૩૩] જે એક જ કૌરવોમાંથી જુદો પડીને પાંડવોનો આશ્રિત થયેલો છે, તે યુયુત્સુને પ્રચંડકાય ઘોડાઓ રણમાં આગળ લઈ જતા હતા.[૩૪] એ ઘોડાઓનો રંગ પરાળના જેવો હતો. વળી સારી રીતે શણગારેલા તથા શ્યામ વર્ણના ઘોડાઓ બળવાન વાર્ધક્ષેમિને અતિ તુમુલ યુદ્ધમાં આગળ લઈ જતા હતા. સુવર્ણથી અદ્‌ભુત છાતીનાં બખ્તરોવાળા, કાળા રંગના પગવાળા તથા સારથિની ઇચ્છાને અનુસરનારા ઘોડાઓ કુમાર સૌચિત્તને યુદ્ધમાં લઈ જતા હતા.[૩૫,૩૬] સોનેરી રંગની પીઠવાળા, ગોરા તથા પીળા રંગના, સુવર્ણની માળાવાળા અને ક્ષમાગુણવાળા ઘોડાઓ શ્રેણિમાનને રણમાં લઈ જતા હતા.[૩૭] સુવર્ણની માળાને ધારણ કરનારા, સારી રીતે શણગારેલા અને યુદ્ધમાં પાછા નહિ હઠનારા ગૌર વર્ણના ઘોડાઓ સ્તુતિપાત્ર પુરુષશ્રેષ્ઠ કાશીરાજને યુદ્ધમાં લઈ જતા હતા.[૩૮] અસ્ત્રોમાં, ધનુર્વેદમાં તથા બ્રાહ્મણોના વૈદિક શાસ્ત્રમાં પાર પામેલો સત્યધૃતિ જ્યારે રણમાં આવ્યો, ત્યારે તેને લાલ રંગના ઘોડા વહી રહ્યા હતા.[૩૯] જે પાંચાલોના સેનાપતિએ વધ કરવા માટે દ્રોણાચાર્યને પોતાના ભાગમાં કલ્પ્યા હતા,

તે ધૃષ્ટદ્યુમ્નને કબૂતરના રંગના ઘોડાઓ વહેતા હતા. તે ધૃષ્ટદ્યુમ્નની પાછળ સત્યધૃતિ, સૌચિત્તિ, યુદ્ધદુર્મદ શ્રેણિમાન, વસુદાન અને કાશીરાજનો પુત્ર અભિભૂ જતા હતા.[૪૦,૪૧] યમ અને કુબેર સરખા તેઓ સૌ કાંબોજદેશમાં ઉત્પન્ન થયેલા, વેગવાળા અને સુવર્ણની માળાવાળા ઘોડાઓને રથમાં જોડી શત્રુઓનાં સૈન્યને બિવડાવી રહ્યા હતા.[૪૨] ત્યાં કાંબોજદેશમાં ઉત્પન્ન થયેલા છ હજાર પ્રભદ્રક યોદ્ધાઓ તે મૃત્યુને સમાન ગણીને ધૃષ્ટદ્યુમ્નની પાછળ પાછળ ચાલતા હતા. તેઓ સુવર્ણ સમાન ચળકતા રથો તથા ધજાઓવાળા હતા, તેમણે ધનુષ્યો પહોળાં કર્યાં હતાં, બાણો છોડીને તેઓ શત્રુઓને થરથરાવી મૂકતા હતા અને તેમણે હથિયારો ઉગામ્યાં હતાં. સુવર્ણની ઉત્તમ માળાવાળા, પિંગળા તથા ધોળા રંગના અને ઉત્સાહયુક્ત મનવાળા એવા ઉત્તમ ઘોડાઓ ત્યાં ચેકિતાનને રણમાં વહેતા હતા, ત્યારે શત્રુનગરને જીતનારો અર્જુનનો મામો કુંતિભોજ ઇંદ્રધનુષ્ય સમાન રંગવાળા ઉત્તમ ઘોડાઓ દોડાવી યુદ્ધ કરવા આવી પહોંચ્યો. આકાશ સમાન વાદળી રંગના તારા સરખા અદ્‌ભુત દેખાતા ઘોડાઓ રોચમાન રાજાને રણભૂમિ પર લઈ જતા હતા, તેમજ કાબરા રંગના, પગે કાળા અને સોનેરી સાજવાળા શ્રેષ્ઠ ઘોડાઓ જરાસંધના પુત્ર સહદેવને રણમાં વહી જતા હતા.[૪૩-૪૮] કમળના ડાંડલા સમાન રંગના તથા વેગમાં બાજ જેવા ચિત્રવિચિત્ર ઉત્તમ ઘોડાઓ સુદામા રાજાને યુદ્ધમાં લઈ જતા હતા. ધોળા અને લાલ વર્ણના તથા ધોળી કેશવાળીવાળા ઘોડાઓ પાંચાલવંશી ગોપતિના પુત્ર સિંહસેનને રણમાં વહેતા હતા. પાંચાલોના લોકપ્રસિદ્ધ પુરુષવ્યાઘ્ર જનમેજયના ઉત્તમ ઘોડાઓ સરસવનાં ફૂલ સમાન રંગવાળા હતા. અડદના સરખા વર્ણવાળા, સુવર્ણની માળાવાળા, ધોળી પીઠવાળા, પ્રચંડ શરીરવાળા, રંગબેરંગી મુખવાળા અને ઉતાવળી ચાલવાળા ઘોડાઓ પાંચાલ્યને સત્વર વહેતા હતા.[૪૯-૫૨] શૂરા, સુંદર મસ્તકવાળા, કાસડા સરખા દેખાવવાળા અને કમળના કેસરા સમાન રંગવાળા ઘોડાઓ ત્યાં રાજા દંડધારને રણભૂમિમાં લઈ જતા હતા, ત્યારે વ્યાઘ્રદત્ત રાજા મેલા લાલ રંગની તથા મલિન ધોળા રંગની પીઠવાળા અને જાણે તોફાની હોય તેવા દેખાતા ઘોડાઓને રથમાં જોડી યુદ્ધ કરવા ચડી આવ્યો હતો.[૫૩-૫૪] ત્યાં વિચિત્ર માળાથી શોભતા અને કાળા મસ્તકવાળા સુંદર ઘોડાઓ પાંચાલવંશના પુરુષવ્યાઘ્ર સુધન્વાને યુદ્ધમાં લઈ જતા હતા.[૫૫] ઇંદ્રના વજ્ર સમાન સ્પર્શવાળા, ઇંદ્રગોપક કીડા સમાન વર્ણવાળા, શરીરમાં વિચિત્ર અવકાશવાળા અને અદ્‌ભુત દેખાવવાળા ઘોડાઓ ચિત્રાયુધને યુદ્ધમાં લઈ જતા હતા.[૫૬] વળી સુવર્ણની માળાને ધારણ કરનારા અને ચક્રવાકપક્ષીની પેઠે ધોળાશપડતા રંગયુક્ત પેટવાળા ઘોડાઓ કોસલદેશના રાજપુત્ર સુક્ષત્રને વહી રહ્યા હતા. કાબરચીતરા, ઘણા કેળવાયેલા, સુવર્ણની માળાવાળા, ઊંચા અને સુંદર ઘોડાઓ યુદ્ધમાં સત્ય ધૈર્યવાળા ક્ષેમિરાજને વહી જતા હતા.[૫૭,૫૮] ત્યાં શુક્લ નામનો રાજા ધજા, કવચ, ઘોડા અને ધનુષ્ય એ બધાં ધોળા રંગનાં લઈને યુદ્ધ કરવા આવ્યો હતો.[૫૯] ત્યાં ચંદ્ર સરખા રંગવાળા ઘોડાઓ સમુદ્રસેનના રુદ્ર સમાન તેજવાળા પુત્ર ચંદ્રસેનને રણમાં લઈ જતા હતા.[૬૦] વળી નીલકમળ સમાન વર્ણવાળા, સોનેરી સાજથી શોભતા અને અદ્‌ભુત માળાઓવાળા ઘોડાઓ ચિત્રવિચિત્ર રથવાળા શૈબ્ય રાજાને વહેતા હતા.[૬૧] વટાણાના ફૂલ સરખા રંગવાળા અને ધોળી તથા લાલ કેશવાળીવાળા ઉત્તમ ઘોડાઓ એ યુદ્ધમાં મહોન્મત્ત રથસેન રાજાને રણમાં લઈ જતા હતા. વળી જે

રાજાને લોકો સર્વ મનુષ્યોના કરતાં અધિક શૂરવીર કહે છે, તે પટચ્ચર નામના અસુરોનો નાશ કરનારા સમુદ્રપ્રદેશના રાજાને પોપટિયા રંગના ઘોડાઓ વહી જતા હતા.[૬૨,૬૩] ત્યાં ખાખરાનાં પુષ્પસમાન રંગવાળા ઘોડાઓ તરેહતરેહનાં કવચો, આયુધો અને ધજાવાળા ચિત્રાયુધ રાજાને યુદ્ધભૂમિ પર લઈ જતા હતા. નીલરાજા ધજા, કવચ, ધનુષ્ય રથ અને ઘોડા એ બધું શ્યામ વર્ણનું જ લઈને રણમાં ચઢ્યો હતો.[૬૪,૬૫] વળી ચિત્ર નામનો રાજા અનેક પ્રકારનાં રત્નોનાં ચિહ્નવાળાં રંગબેરંગી કવચો, રથ, ધનુષ્ય, ઘોડા, ધજા અને પતાકાઓ સાથે યુદ્ધમાં ધસી આવ્યો હતો.[૬૬] આકાશી રંગ સમાન વર્ણવાળા ઉત્તમ ઘોડાઓ રોચમાનના પુત્ર હેમવર્ણને રણમાં લઈ જતા હતા. ત્યાં યુદ્ધમાં યોગ્ય, સારું કામ કરી શકે તેવા, ધોળા રંગની પીઠવાળા, ધોળા વૃષણવાળા અને તેથી જ કૂકડાનાં ઈંડાં સરખા દેખાતા ઘોડાઓ દંડકેતુ રાજાને યુદ્ધભૂમિ પર ખેંચી જતા હતા.[૬૭,૬૮] ત્યાં પાંડયવંશનાં પરાક્રમ તથા ધનનો આશ્રયરૂપ એવો બળવાન સાગરધ્વજ રાજા ચંદ્રનાં કિરણો સમાન ઉજ્જ્વળ તથા વૈડૂર્યમણિના સાજવાળા ઘોડાઓને રથમાં જોડીને પોતાના ધનુષ્યનો ટંકાર કરતો દ્રોણ સામે ધસી આવ્યો હતો. પૂર્વે જ્યારે રણમાં શ્રીકૃષ્ણે એ પાંડયરાજના પિતાનો નાશ કર્યો હતો અને તેનું કપાટનગર ભાંગી પડતાં તેના સર્વ બંધુઓ જ્યારે નાસી છૂટ્યા હતા ત્યારે એણે ભીષ્મ, દ્રોણ, પરશુરામ તથા કૃપાચાર્ય પાસેથી અસ્ત્રો મેળવ્યાં હતાં અને તેમાં એણે શ્રીકૃષ્ણ, રુક્મી, કર્ણ તથા અર્જુનની સમાનતા સિદ્ધ કરી હતી. પછી એણે દ્વારકાનો સંહાર કરવાની તેમ જ અખિલ પૃથ્વીને જીતવાની ઇચ્છા કરી હતી, પણ શાણા સ્નેહીઓએ એનું હિત ઇચ્છીને એને એમ કરતાં વાર્યો હતો. આથી તે વેરની પરંપરાને છોડીને પોતાના રાજ્યનું પાલન કરી રહ્યો છે.[૬૯–૭૩] અરડૂસાના પુષ્પ સમાન રંગવાળા ઘોડાઓ, પાંડ્યરાજના અનુયાયી એવા એક લાખ ને ચાળીસ હજાર મુખ્ય યોદ્ધાઓને રણમાં વહી જતા હતા.[૭૪] વળી અનેક પ્રકારનાં સ્વરૂપવાળા તથા જુદી જુદી આકૃતિ અને મુખવાળા ઘોડાઓ ત્યાં રથીયોદ્ધાઓમાં મુખ્ય એવા વીર ઘટોત્કચને વહેતા હતા.[૭૫] જેણે એકત્ર થયેલા સમગ્ર ભારત રાજાઓના મતનો ત્યાગ કરીને તથા પોતાનાં સર્વ ઇચ્છિતને અળગાં કરીને ભક્તિપૂર્વક યુધિષ્ઠિરરાજાનો આશ્રય લીધો હતો, તે મોટી ભુજાવાળા, સુવર્ણના રથમાં બેઠેલા અને લાલચોળ આંખોવાળા બૃહન્તરાજાને અરટ્ટ દેશમાં ઉત્પન્ન થયેલા પ્રચંડકાય અને મહાબળવાન ઘોડાઓ રણમાં લઈ જતા હતા.[૭૬,૭૭] વળી સોનેરી રંગના ઘોડાઓ પર સવાર થયેલા કેટલાક ઉત્તમ ઘોડેસવારો સૈન્યના મધ્યમાં રહેલા ધર્મજ્ઞ અને રાજાઓમાં શ્રેષ્ઠ એવા યુધિષ્ઠિરની પાછળ ચારે બાજુ ચાલતા હતા.[૭૮] તેમ જ દેવ સરખા રૂપવાળા ઘણા પ્રભદ્રક યોદ્ધાઓ જુદા જુદા અનેક રંગવાળા સારા ઘોડાઓ પર સવાર થઈને ત્યાં યુદ્ધ કરવા માટે ચડી આવ્યા હતા.[૭૯] હે રાજેંદ્ર! ભીમસેન સહિત બરાબર સાવધ રહેલા તથા સોનેરી ધજાવાળા તે સર્વ યોદ્ધાઓ ઇંદ્ર સહિત દેવો સરખા દેખાતા હતા.[૮૦] યુદ્ધમાં આવેલા તે સર્વ યોદ્ધાઓ કરતાં ધૃષ્ટદ્યુમ્ન અધિક કાંતિવાળો દેખાતો હતો; પણ દ્રોણાચાર્ય તો સર્વ સૈન્યોમાં સર્વથી અધિક દીપતા હતા.[૮૧] હે મહારાજ! તે દ્રોણાચાર્યનો કાળા મૃગના ચામડાનો બનાવેલો પતાકાવાળો ધ્વજ અને કેવળ સુવર્ણનું બનાવેલું સુંદર કમંડલુ અત્યંત શોભતાં હતાં.[૮૨] ત્યાં ભીમસેનના વૈડૂર્યમણિના નેત્રવાળા, દેદીપ્યમાન અને મોટા સિંહનાં નિશાનવાળા ઝળહળતા ધ્વજને હું જોઈ

રહ્યો હતો.[૮૩] ત્યાં મહાતેજસ્વી કુરુરાજ પાંડુપુત્ર યુધિષ્ઠિરનો ચંદ્ર અને ગ્રહગણોથી યુક્ત સોનેરી ધ્વજ પણ મારા જોવામાં આવ્યો હતો.[૮૪] એ ધર્મરાજાના રથની ધજા પર નંદ અને ઉપનંદ નામનાં બે દિવ્ય મૃદંગો હતાં. તે મૃદંગો આપમેળે યંત્ર દ્વારા વાગ્યા કરતાં હતાં અને સુંદર શબ્દ કરી સર્વનો હર્ષ વધારતાં હતાં.[૮૫] અમે ત્યાં નકુલના રથ પર સોનેરી પીઠવાળા શરભના ચિહ્નવાળો અતિ ઉગ્ર, મહાન ધ્વજ ફરકતો જોયો હતો અને તે સામે ઊભેલાને ભયભીત કરી મૂકતો હતો.[૮૬] વળી ત્યારે રૂપેરી હંસના નિશાનવાળો તથા ઘંટડીઓ અને પતાકાવાળો સહદેવનો રથધ્વજ શોભાયમાન દેખાતો હતો અને તે શત્રુઓને દુર્ધર્ષ હોઈ શોક વધારતો હતો.[૮૭] દ્રૌપદીના પુત્રોના ધ્વજમાં અનુક્રમે ધર્મ, વાયુ, ઇંદ્ર અને બે મહાત્મા અશ્વિનીકુમારોની પ્રતિમાઓ શોભી રહી હતી.[૮૮] હે રાજન્! કુમાર અભિમન્યુના ધ્વજમાં સુવર્ણનું શાર્ઙ્ગપક્ષી ચીતરેલું હતું, તેથી તે શ્રેષ્ઠ ધ્વજ તપાવેલા સુવર્ણ સમાન ઉજ્જ્વળ દીસતો હતો.[૮૯] હે રાજેંદ્ર! ઘટોત્કચના ધ્વજમાં ગીધપક્ષી શોભી રહ્યું હતું અને તેના ઘોડાઓ પણ પૂર્વે રાવણની પેઠે સ્વેચ્છાગમન કરી શકે તેવા હતા. હે રાજા! ધર્મરાજ યુધિષ્ઠિર પાસે મહેંદ્ર નામનું દિવ્ય ધનુષ્ય હતું અને ભીમસેન પાસે વાયવ્ય ધનુષ્ય હતું.[૯૦,૯૧] બ્રહ્મદેવે ત્રૈલોક્યનું રક્ષણ કરવા માટે જે અજર નામનું આયુધ સરજ્યું હતું, તે દિવ્ય ધનુષ્ય અર્જુન માટે જ હતું.[૯૨] નકુલ પાસે વૈષ્ણવ નામનું ધનુષ્ય હતું, સહદેવ પાસે અશ્વિનીકુમાર સંબંધી ધનુષ્ય હતું અને ઘટોત્કચ પાસે દિવ્ય અને ભયંકર પૌલસ્ત્ય હતું.[૯૩] હે ભારત! દ્રૌપદીના પાંચ પુત્રોની પાસે રૌદ્ર, આગ્નેય, કૌબેર, યામ્ય અને ગિરિશ, આ પાંચ ઉત્તમ ધનુષ્યો હતાં.[૯૪] રોહિણીના પુત્ર બળરામે રુદ્રદેવની શક્તિવાળું જે ઉત્તમ ધનુષ્ય મેળવ્યું હતું, તે તેમણે પ્રસન્ન થઈને મહાત્મા અભિમન્યુને આપ્યું હતું.[૯૫] આ મેં વર્ણવ્યા તે અને એ સિવાયના બીજા અનેક શૂરવીરોના સુવર્ણભૂષિત ધ્વજો તે રણભૂમિ પર શત્રુઓના શોકની વૃદ્ધિ કરે તેવા દેખાતા હતા.[૯૬] હે મહારાજ! તે દ્રોણનું સૈન્ય જ્યાં ત્યાં ધજાઓથી વ્યાપ્ત અને કાયર પુરુષોએ સેવવા યોગ્ય ન હતું. વળી તે સૈન્ય તે વેળા ચિત્રમાં ચીતરેલું હોય તેવું લાગતું હતું. ત્યારે રણમાં દ્રોણ પ્રત્યે ધસી જતા યોદ્ધાઓનાં નામો તથા ગોત્રોચ્ચારો સંભળાતા હતા, તેથી જાણે સ્વયંવર થઈ રહ્યો હોય તેવું જણાતું હતું.[૯૭,૯૮]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'ઘોડા, ધ્વજ આદિનું વર્ણન' નામનો અધ્યાય ૨૩ મો સમાપ્ત

# अध्याय २४ मो

## ધૃતરાષ્ટ્રની ચિંતા

॥ धृतराष्ट्र उवाच ॥

व्यथयेयुरिमे सेनां देवानामपि संजय ।
आहवे ये न्यवर्तन्त वृकोदरमुखा नृपाः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! આ જે ભીમસેન વગેરે રાજાઓ યુદ્ધમાં દ્રોણ સામે પાછા ફર્યા હતા, તેઓ દેવોની સેનાને પણ ગભરાવી દે તેવા છે.[૧] આ જગતનો પુરુષવર્ગ દૈવ સાથે સંબંધવાળો થઈ ને જ ઉત્પન્ન થાય છે. અવશ્ય તે દૈવમાં જ જુદાં જુદાં સર્વ પ્રયોજનો દેખાય છે;[૨] કારણ કે જે યુધિષ્ઠિર દીર્ઘ કાળ સુધી વનમાં જટા અને મૃગચર્મ ધારણ કરીને લોકથી છાનો છાનો ભટકતો હતો, તે જ યુધિષ્ઠિર આજે રણમાં મોટી સેનાને આમતેમ ફેરવી રહ્યો છે, તે બધું દૈવયોગે જ થઈ રહ્યું છે. મારા પુત્રને પ્રથમ જે રાજ્ય હતું, તે પણ દૈવયોગે જ હતું, માટે જ પુરુષ ભાગ્ય સાથે જોડાઈ ને ઉત્પન્ન થાય છે અને દૈવની ઇચ્છાએ જ આકર્ષાય છે, નહિ કે પોતાની ઇચ્છાએ.

યુધિષ્ઠિર જુગારના વ્યસનને પામી પ્રથમ દુઃખી થયો હતો, તો તેણે જ આજે દૈવયોગે સહાયકો પણ મેળવ્યા છે.[૩-૬] હે સૂત! મંદ બુદ્ધિનો દુર્યોધન મને પહેલાં કહ્યા કરતો હતો કે, 'આજે કેકયો અને કાશીદેશના રાજાઓ મારે વશ થયા છે. ચેદિઓ અને બીજા વંગોએ પણ મારો આશ્રય કર્યો છે. હે પિતા! આ સમગ્ર પૃથ્વી મારી છે, પણ યુધિષ્ઠિરની નથી.[૭,૮] પણ તે જ દુર્યોધનની સેનાના મધ્યભાગમાં સારી રીતે રક્ષણમાં રહેલા દ્રોણાચાર્યને ધૃષ્ટદ્યુમ્ને યુદ્ધમાં મારી નાખ્યા, તો તેમાં દૈવ વિના બીજું શું કારણ હોય![૯] અરે! સર્વ રાજાઓના મધ્યમાં મોટી ભુજાવાળા, સદા યુદ્ધને પ્રિય કરનારા, સર્વ જાતનાં અસ્ત્રોના પારને પામેલા એ દ્રોણાચાર્યનું મૃત્યુ કેમ થયું![૧૦] મને ઉપરાઉપરી ભારી કષ્ટો આવી પડેલાં છે અને તેથી હું પરમ મોહને પામ્યો છું; તેમાં પણ ભીષ્મ અને દ્રોણને માર્યા ગયેલા સાંભળીને હું જીવવાનો પણ ઉત્સાહ કરતો નથી.[૧૧] હે સૂત! પુત્રના ફંદામાં ફસાયેલો જોઈને વિદુરે મને જે કહ્યું હતું, તે બધું દુર્યોધન સહિત મેં પ્રાપ્ત કર્યું છે.[૧૨] હજી પણ દુર્યોધનનો ત્યાગ કરીને જો હું મારા બાકી રહેલા પુત્રોને બચાવવાની ઇચ્છા કરું, તો કેવળ મારું ઘાતકીપણું જ કહેવાય, પણ તેથી બધાઓનું મરણ તો ન નીપજે![૧૩] જે પુરુષ ધર્મનો ત્યાગ કરીને અર્થપરાયણ જ રહે છે, તે પુરુષ આ લોકથી હીન થાય છે અને મૂઆ પછી નારકી આદિ ક્ષુદ્રભાવને પામે છે.[૧૪] હે સંજય! સર્વશ્રેષ્ઠ દ્રોણાચાર્ય પણ જ્યારે આ યુદ્ધમાં માર્યા ગયા, ત્યારે હવે ભાંગી પડેલા ઉત્સાહવાળા આ સમગ્ર રાષ્ટ્ર(દેશ)નો અશેષે નાશ જ થશે, એમ મને દેખાય છે.[૧૫] જે ક્ષમાશીલ ઉત્તમ પુરુષો પર (ભીષ્મ અને દ્રોણ પર) આપણે બધા હમેશાં જીવી રહ્યા હતા, તે બન્ને ધુરંધરો પણ જ્યારે ગત થઈ ગયા છે, ત્યારે હવે આ રાષ્ટ્ર કેમ બાકી રહેશે![૧૬] માટે હવે તો જે પ્રમાણે યુદ્ધ થયું હોય, તે પ્રમાણે બરાબર મને કહી સંભળાવ. કયા કયા યોદ્ધાઓએ યુદ્ધ કર્યું હતું? કયા કયા યોદ્ધાઓએ સખત પ્રહાર કર્યા હતા! અને કયા કયા ક્ષુદ્ર પુરુષો ભયથી નાસી ગયા હતા![૧૭] મહારથીશ્રેષ્ઠ અર્જુને શું શું કર્યું હતું, તે પણ તું મને કહે. એક એ અર્જુનથી તથા અમારા કટ્ટા શત્રુ ભીમસેનથી અમને ઘણો ભય રહે છે. હે સંજય! પાંડવપક્ષના યોદ્ધાઓ જ્યારે પાછા ફર્યા ત્યારે મારી બાકી રહેલી સેનાનો અતિ દારુણ સંહાર કેવી રીતે થયો હતો![૧૮,૧૯] વળી હે તાત! તેઓ જ્યારે યુદ્ધ કરવા પાછા ફર્યા, ત્યારે તમારું મન કેવું થઈ ગયું હતું અને મારામાંના કયા શૂરાઓએ તેમનામાંના કોને કોને આગળ વધતા અટકાવ્યા હતા![૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'ધૃતરાષ્ટ્રનું વાક્ય' નામનો અધ્યાય ૨૪ મો સમાપ્ત

## अध्याय २५ मो

### દ્વંદ્વયુદ્ધ

॥ सजय उवाच ॥

महद्भैरवमासीन्नः सन्निवृत्तेषु पांडुषु ।
दृष्ट्वा द्रोणं छाद्यमानं तैर्भास्करमिवांबुदैः ॥ १ ॥

સંજય બોલ્યો: જ્યારે પાંડવો યુદ્ધ કરવા પાછા ફર્યા, ત્યારે મેઘો જેમ સૂર્યને ઢાંકી દે છે, તેમ તેમણે દ્રોણને ઢાંકી દીધા. આ જોઈને અમને મહાન ભય થઈ રહ્યો.[૧] તેમણે ઉડાડેલી તીવ્ર રજે તમારી સેનાને ઢાંકી દીધી, તેથી સર્વ પ્રદેશ દેખાતો બંધ પડ્યો અને અમે તો માની જ બેઠા કે, દ્રોણાચાર્ય માર્યા ગયા.[૨] ક્રૂર કર્મ કરવા ઇચ્છતા તે શૂરા મહાધનુર્ધરોને જોઈને દુર્યોધન રાજાએ તત્કાળ પોતાના સૈન્યને આજ્ઞા કરી કે, 'હે રાજાઓ! તમે શક્તિ, ઉત્સાહ, બળ અને

સંયોગો પ્રમાણે આ પાંડવોની સેનાને આગળ વધતી અટકાવો.[૩,૪] એટલે પછી તમારો પુત્ર દુર્મર્ષણ ભીમ સામે ધસી ગયો અને તેને સમીપમાં જોઈને તે તેનો જીવ લેવાની ઇચ્છાથી બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો.[૫] આ ક્રોધે ભરાયેલા કાળ જેવા એ દુર્મર્ષણે યુદ્ધમાં બાણો વડે ભીમસેનને ઢાંકી દીધો, ત્યારે ભીમસેને પણ તેને બાણો વડે વ્યથિત કરી નાખ્યો. તે સમયે બન્ને વચ્ચે મહાતુમુલ યુદ્ધ થઈ રહ્યું હતું.[૬] ત્યાં પોતાના રાજા દુર્યોધનની આજ્ઞા થઈ, ત્યારે ડાહ્યા, શૂરા અને સચોટ પ્રહાર કરનારા ને યોદ્ધાઓ રાજ્ય અને મૃત્યુના ભયનો ત્યાગ કરીને યુદ્ધમાં શત્રુઓ સામે નીકળી પડ્યા.[૭] ત્યારે હે પૃથ્વીપતિ! કૃતવર્માએ દ્રોણાચાર્ય સામે ભેટો કરવા ઇચ્છતા અને રણને શોભાવનારા એ શૂરા સાત્યકિને આગળ આવતો અટકાવી રાખ્યો.[૮] મદોન્મત્ત હાથી જેમ બીજા મદોન્મત્ત હાથીને રોકે, તેમ ક્રોધાયમાન થયેલા સાત્યકિએ ત્યારે ક્રોધાવિષ્ટ થયેલા એ કૃતવર્માને બાણોના સમૂહથી અટકાવી રાખ્યો. એટલે કૃતવર્માએ પણ પુનઃ તેને રોકી રાખ્યો.[૯] વળી સાવધ રહેલા ઉગ્ર ધનુષ્યધારી સિંધુરાજે (જયદ્રથે) તીક્ષ્ણ બાણો મૂકીને મહાધનુર્ધર ક્ષત્રવર્માને દ્રોણ પાસે આવતો અટકાવ્યો.[૧૦] ત્યારે ક્ષત્રવર્માએ પણ સિંધુરાજની ધજા અને ધનુષ્ય કાપી નાખ્યાં અને ક્રોધપૂર્વક બીજાં દશ બાણો મૂકીને તેનાં સર્વ મર્મસ્થાનોમાં પ્રહાર કર્યો.[૧૧] હવે સિંધુરાજે ચાલાક હાથવાળાની પેઠે તત્ક્ષણ બીજું ધનુષ્ય ઉઠાવીને કેવળ લોખંડી બાણો છોડી ક્ષત્રવર્માને વીંધી નાખ્યો.[૧૨] સુબાહુએ બરાબર સજ્જ થઈને પાંડવો માટે પ્રયત્ન કરી રહેલા ભરતવંશના તે શૂરા મહારથી યુયુત્સુને દ્રોણ પાસેથી ખાળી રાખ્યો. ત્યારે યુયુત્સુએ પોતાની સામે બાણો ફેંકી રહેલા એ સુબાહુના ભૂંગળ સમા બન્ને હાથોને તીક્ષ્ણ અને પાણી પાયેલાં ક્ષુર નામનાં બે બાણોથી ધનુષ્યબાણ સાથે છેદી નાખ્યા.[૧૩,૧૪] ખળભળી ઊઠેલા સમુદ્રને જેમ કાંઠો રોકી રાખે, તેમ મદ્રરાજાએ પાંડવશ્રેષ્ઠ ધર્માત્મા યુધિષ્ઠિરરાજાને દ્રોણ સામે જતા ખાળી દીધા.[૧૫] ત્યારે ધર્મરાજે મર્મને ભેદી નાખે તેવાં અનેક બાણોથી તેને છાઈ દીધો, એટલે સામેથી મદ્રરાજે પણ ચોસઠ બાણો મૂકીને તેમને વીંધી નાખી અત્યંત ગર્જના કરી મૂકી.[૧૬] તે જ્યારે અત્યંત ગર્જના કરવા લાગ્યો, ત્યારે પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિરે ક્ષુર જાતનાં બે બાણો મૂકીને તેની ધજા તથા ધનુષ્યને કાપી નાખ્યાં. આ જોઈને માણસો કોલાહલ કરવા લાગ્યા. તે જ પ્રમાણે સૈન્ય સહિત રાજા બાહ્લિકે બાણો મૂકીને સૈન્યને સાથે લઈને ધસી આવતા રાજા દ્રુપદને ખાળી રાખ્યો.[૧૭,૧૮] સેના સહિત આમ સામસામા ચઢી આવેલા તે બન્ને વૃદ્ધ રાજાઓનું એ મદોન્મત્ત યૂથપતિ હાથીઓની પેઠે ઘોર યુદ્ધ થઈ રહ્યું હતું.[૧૯] ઇંદ્ર અને અગ્નિ પૂર્વે જેમ બલિરાજાને રોકી રહ્યા હતા, તેમ અવંતીના કુમાર વિંદ અને અનુવિંદ સૈન્યને સાથે લઈને મત્સ્યદેશના રાજા વિરાટને ત્યાં રોકવા લાગ્યા. મત્સ્ય અને કેકયયોદ્ધા વચ્ચેનું તે યુદ્ધ દેવ તથા અસુરોના યુદ્ધની પેઠે અત્યંત આકુળ થઈ રહ્યું હતું અને તેમાં ઘોડેસવારો, રથીઓ અને હાથીસવારો નિર્ભય જણાતા હતા. નકુલનો પુત્ર શતાનીક જ્યારે બાણોનો વરસાદ વરસાવી દ્રોણ સામે જતો હતો, ત્યારે જેનું બીજું નામ ભૂતકર્મા હતું, એવા સભાપતિ રાજાએ તેને દ્રોણ તરફ જતાં વારી રાખ્યો.[૨૦-૨૨] તે સમયે નકુલના પુત્રે ત્રણ તીક્ષ્ણ ભલ્લ બાણો મૂકીને ભૂતકર્માને બાહુ અને મસ્તક વિનાનો કરી નાખ્યો.[૨૩] જે વેળા અર્જુનનો પરાક્રમી અને વીર પુત્ર સુતસોમ

શોકબંધ બાણો છોડતો છોડતો દ્રોણ સામે ચઢી આવ્યો, તે વેળાએ વિવિંશતિએ તેને અટકાવી દીધો. ત્યારે ક્રોધાયમાન થયેલા સુતસોમે મનમાં દંશ રાખીને પોતાના કાકા વિવિંશતિને બાણોથી ભેદી નાખ્યો અને પોતે લગાર પણ ત્યાંથી દૂર ખસ્યો નહિ.[૨૪,૨૫] એટલામાં ભીમરથે છ તીક્ષ્ણ લોખંડી બાણો વડે શાલ્વને ઘોડા અને સારથિ સહિત યમરાજાને ઘેર મોકલી દીધો.[૨૬] હે મહારાજ! તમારો પૌત્ર શ્રુતકર્મા જ્યારે મયૂર સમાન રંગવાળા ઘોડા દોડાવીને દ્રોણ સામે ધસી આવ્યો, ત્યારે ચિત્રસેનના પુત્રે તેને અટકાવી રાખ્યો.[૨૭] ત્યાં તમારા તે બન્ને દુરાધર્ષ પૌત્રો પરસ્પરનો વધ કરવા ઇચ્છીને પોતાના પિતાઓનું કાર્ય સિદ્ધ કરવા માટે ઉત્તમ યુદ્ધ કરવા લાગ્યા.[૨૮] તે મહાયુદ્ધમાં પ્રતિવિંધ્યને આગળ આવી ઊભેલો જોઈને પોતાના પિતાનું માન જાળવતા અશ્વત્થામાએ તેને બાણો વડે રોકવા માંડ્યો.[૨૯] ત્યારે પ્રતિવિંધ્યે ક્રોધાયમાન થયેલા, સિંહના પૂંછડાના ચિહ્નવાળા અને પોતાના પિતા માટે સામે આવી ઊભેલા તે અશ્વત્થામાને તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યો.[૩૦] હે પુરુષશ્રેષ્ઠ! બીજની વાવણીના સમયે લોકો જેમ બીજ વાવે છે, તેમ દ્રૌપદીના બધા પુત્રોએ અશ્વત્થામાને બાણોની વૃષ્ટિથી ઢાંકી દીધો.[૩૧] અર્જુનથી દ્રૌપદી વિષે ઉત્પન્ન થયેલો મહારથી શ્રુતકીર્તિ જ્યારે દ્રોણ સામે ધસી આવતો હતો, ત્યારે દુઃશાસનના પુત્રે તેને આગળ વધતો અટકાવ્યો હતો.[૩૨] પણ શ્રીકૃષ્ણ સમાન બળિયા એ દ્રૌપદીપુત્ર શ્રુતિકીર્તિએ તો ત્રણ અતિ તીક્ષ્ણ ભલ્લબાણો મૂકીને દુઃશાસનના પુત્રનાં ધનુષ્ય, ધ્વજ અને સારથિનો નાશ કરી નાખ્યો અને પોતે દ્રોણની સામે આગળ ચાલ્યો.[૩૩] બન્ને સૈન્યોના મધ્યમાં જે અતિશય શૂરો મનાયેલો છે, તે પટચ્ચર દૈત્યોનો સંહાર કરનાર સમુદ્ર દેશનો રાજા જ્યારે યુદ્ધ કરવા ચઢી આવ્યો, ત્યારે લક્ષ્મણે તેને અટકાવી રાખ્યો.[૩૪] હે ભારત! તે જોઈ તે રાજાએ લક્ષ્મણનું ધનુષ્ય તથા ધ્વજને ઉડાડી દઈને તેના પર સંખ્યાબંધ બાણો છોડવા માંડ્યાં. એથી તે વેળા પોતે ઘણો શોભતો હતો. મહાબુદ્ધિમાન અને યુવાન વિકર્ણે દ્રુપદરાજાના તરુણ પુત્ર શિખંડીને આગળ આવતો અટકાવી રાખ્યો.[૩૫,૩૬] એટલે શિખંડીએ તેને બાણોના સમૂહથી ઢાંકી દીધો, પણ તમારો પુત્ર ઘણો બળવાન હતો, તેથી તે બાણજાળનો નાશ કરી દઈને રણમાં શોભી રહ્યો.[૩૭] તે મહારણમાં વીર ઉત્તમૌજા દ્રોણ સામે જતો હતો, તેવામાં સામે ઊભેલા અંગદે તેને બાણોના સમૂહથી અટકાવી દીધો.[૩૮] તે બન્ને પુરુષસિંહોનો તે સમયે તુમુલ મારો ચાલુ થયો અને તે સર્વ સૈનિકોને તથા તે બન્ને જણાને પ્રીતિ વધારતો હતો.[૩૯] ત્યાં મહાધનુર્ધર અને બળવાન એવા દુર્મુખે દ્રોણ સામે જતા વીર પુરુજિત્‌ને વાછરડાના દાંત સરખા આકારવાળાં બાણોથી ખાળી રાખ્યો.[૪૦] ત્યારે તેણે દુર્મુખને નારાચ નામના બાણથી ભ્રમરના મધ્યભાગમાં પ્રહાર કર્યો. આથી તેનું મુખ ડાંડલાવાળા કમળની જેમ શોભતું હતું.[૪૧] લાલ ધજાવાળા પાંચ કૈકયભાઈઓ જ્યારે દ્રોણ પર ચઢી આવ્યા, ત્યારે કર્ણે તેમને બાણોની વૃષ્ટિ કરી વારી દીધા.[૪૨] કર્ણની તે બાણવૃષ્ટિથી તેઓ અત્યંત પીડાઈ ગયા અને તેમણે પણ બાણોનો વરસાદ વરસાવીને કર્ણને છાઈ દીધો. આમ છતાં કર્ણે વારંવાર બાણોના ઢગલા છોડીને તેમને ઢાંકી દીધા.[૪૩] સામસામાનાં બાણોથી ભરાઈ ગયેલા તેઓ બધા ઘોડા, સારથિ અને રથ સહિત એટલા બધા ઢંકાઈ ગયા હતા કે, તેથી તે સ્થળે કર્ણ કે પેલા પાંચ ભાઈઓમાંનો એક પણ જોવામાં આવતો ન હતો.[૪૪] ત્યાં દ્રોણ તરફ ધસી આવતા

નીલ, કાશીરાજ અને જયત્સેન એ ત્રણ જણને દુર્જય, જય અને વિજય નામના તમારા ત્રણ પુત્રોએ વારી રાખ્યા.[૪૫] તે સમયે તેમની વચ્ચે સિંહ, વાઘ અને જરખ જનાવરનું રીંછ, પાડા, અને બળદ સાથેના જેવું ઘોર યુદ્ધ થયું હતું અને તે જોનારાઓને પ્રીતિ વધારનારું હતું.[૪૬] ત્યાં ક્ષેમધૂર્તિ અને બૃહંત નામના બન્ને ભાઈઓ તે યુદ્ધમાં દ્રોણ પર ચઢી આવતા સાત્યકિને તીક્ષ્ણ બાણોથી વીંધવા લાગ્યા.[૪૭] જેમ વનમાં બે મદોન્મત્ત હાથીઓનું સિંહની સાથે યુદ્ધ થાય, તેમ તે બન્નેનું એ સાત્યકિ સાથે અતિ અદ્દભુત સરખું યુદ્ધ થઈ રહ્યું હતું.[૪૮] ક્રોધયુક્ત થઈ બાણો ફેંકી રહેલા ચેદિરાજ યુદ્ધને અભિનંદન આપનાર રાજા અંબષ્ઠને દ્રોણ આગળથી અટકાવ્યો.[૪૯] ત્યારે અંબષ્ઠરાજાએ હાડકાં ભાંગી નાખે તેવા શંકુપ્રહાર થી ચેદિરાજને ઘાયલ કર્યો, એટલે તે ધનુષ્યબાણ ત્યજી દઈને ધરણી પર ઢળી પડ્યો. મહાધનુર્ધર કૃપાચાર્યે ક્રોધાવેશી સ્વરૂપવાળા યાદવવંશના વાર્ધક્ષેમિને ઝીણી જાતનાં બાણોથી આગળ વધતાં અટકાવ્યો.[૫૦,૫૧] જેઓ તરેહતરેહની યુદ્ધની રીતિ પ્રમાણે લડી રહેલા એ બન્ને વાર્ધક્ષેમિ તથા કૃપાચાર્યને જોઈ રહ્યા હતા, તેઓ તે બન્નેના યુદ્ધમાં એટલા બધા તલ્લીન મનવાળા થઈ ગયા હતા કે, તેથી તેઓ બીજી કોઈ જાતની ક્રિયાને જાણી શક્યા નહોતા. દ્રોણાચાર્યનો યશ વધારતો સોમદત્તપુત્ર ભૂરિશ્રવા ત્યાં યુદ્ધ કરવા સજ્જ થયેલા રાજા મણિમાનને આવતો અટકાવવા લાગ્યો હતો.[૫૨,૫૩] એટલે તે મણિમાને ભૂરિશ્રવાના અદ્ભુત ધનુષ્યને, ધ્વજને, પતાકાને, સારથિને તથા છત્રને તત્ક્ષણ રથ પરથી નીચે ગબડાવી પાડ્યાં.[૫૪] ત્યારે યજ્ઞસ્તંભના નિશાનવાળી ધજાવાળા શત્રુસંહારક ભૂરિશ્રવાએ એકદમ રથ પરથી કૂદી પડીને તેને ઘોડા, સારથિ, ધ્વજ અને રથ સહિત ઉત્તમ તલવાર વડે કાપી નાખ્યો.[૫૫] પછી હે રાજન્! તત્કાળ પોતાના રથમાં બેસી, હાથમાં બીજું ધનુષ્ય લઈ અને ઘોડાઓને પોતે જ હંકારી, તેણે પાંડવોની સેનાનો સંહાર કરવા માંડ્યો.[૫૬] ત્યાં અસુરો પ્રત્યે ધસી જતા ઇંદ્રની પેઠે દ્રોણ સામે ધસી જતા દુર્જય પાંડ્યરાજાને સમર્થ વૃષસેને બાણોના સમૂહથી નિવાર્યો.[૫૭] એટલામાં તો ગદા, પરિઘ, તલવાર, પટ્ટિશ, લોઢાની લાકડીઓ, પથ્થર, લકીઓ, ભુશુંડીઓ, ભાલાઓ, તોમરો, બાણો, મુસલો, મુદ્ગરો, ચક્રો, ભિંદિપાલો, ફરશીઓ, ધૂળ, વાયુ, અગ્નિ, જળ, ભસ્મ, માટીનાં ઢેફાં, ઘાસ અને ઝાડોથી સર્વને ગભરાવતો, વીંધતો, ઝૂડી નાખતો, મારી નાખતો, નસાડી મૂકતો અને ઉછાળી મૂકતો ઘટોત્કચ દ્રોણાચાર્યને પહોંચી વળવાની ઇચ્છાથી સેનાને ત્રાસ પમાડતો પમાડતો ત્યાં આવી પહોંચ્યો.[૫૮-૬૦] ત્યારે તે રાક્ષસને રાક્ષસ અંલબુષ યુદ્ધ સંબંધી અનેક હથિયારો વડે ક્રોધ કરીને સારી રીતે પ્રહાર કરવા લાગ્યો.[૬૧] પૂર્વે શંબરાસુર અને ઇંદ્રનું જેવું યુદ્ધ થયું હતું, તેવું જ ત્યાં તે બન્ને મહાન રાક્ષસોનું યુદ્ધ થઈ રહ્યું હતું.[૬૨] એ પ્રમાણે તમારા પક્ષના તથા પાંડવપક્ષના યોદ્ધાઓના પરસ્પરના ભેટા વખતે રથ, હાથી અને ઘોડાઓનાં સેંકડો દ્વંદ્વયુદ્ધો ત્યાં થઈ રહ્યાં હતાં. તમારું કલ્યાણ થાઓ. બાકી દ્રોણનું રક્ષણ કરવા માટે તથા મૃત્યુ કરવા માટે મચી પડેલા તે બન્ને પક્ષના યોદ્ધાઓ વચ્ચે આ જે સંગ્રામ થયો હતો, તેવો મેં પૂર્વે કદી જોયો નથી અને સાંભળ્યો પણ નથી.[૬૩,૬૪] હે પ્રભુ! એ યુદ્ધ ઘોર, આશ્ચર્યજનક અને રૌદ્ર હતું. વળી તે સ્થળે બીજાં પણ અનેક યુદ્ધો થયાં હતાં.[૬૫]

ઇતિ શ્રીમહાભારતમા ભીષ્મપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'દ્વંદ્વયુદ્ધ' નામનો અધ્યાય ૨૫મો સમાપ્ત

# अध्याय २६मो

## ભગદત્તનું યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

**तेष्वेवं सन्निवृत्तेषु प्रत्युद्यातेषु भागशः ।**
**कथं युयुधिरे पार्था मामकाश्च तरस्विनः ॥ १ ॥**

"ધૃતરાષ્ટ્ર બોલ્યા: એ પ્રમાણે જ્યારે તે પાંડવો યુદ્ધ કરવાને પાછા ફર્યા અને વિભાગ પ્રમાણે સામા ધસી આવ્યા, ત્યારે મારા બળવાન પુત્રો અને કુંતાના પુત્રો કેવી રીતે લડ્યા?[1] વળી અર્જુને સંશપ્તકોના સૈન્ય સામે કેવું પરાક્રમ કર્યું હતું અને સંશપ્તકોએ પણ અર્જુન સામે કેવું પરાક્રમ કર્યું હતું? હે સંજય! આ તું મને કહે.[2]

સંજય બોલ્યો: આમ જ્યારે તેઓ યુદ્ધ કરવા પાછા ફર્યા અને વિભાગ પ્રમાણે સામા દોડી આવ્યા, ત્યારે તમારો પુત્ર દુર્યોધન પોતે જ હાથીઓનું સૈન્ય લઈને ભીમ પર ચઢી આવ્યો.[3] આ રીતે જ્યારે દુર્યોધનરાજે પોતે જ યુદ્ધનું તેડું કર્યું, ત્યારે ભીમસેન પણ હાથી સામે જેમ હાથી ધસી જાય અને બળદ સામે જેમ બળદ ધસી જાય, તેમ તે હાથીઓના સૈન્ય સામે ધસી ગયો.[4] હે રાજા! ભીમસેન યુદ્ધ કરવામાં કુશળ હતો અને બાહુબળથી યુક્ત હતો, તેથી તેણે થોડા સમયમાં જ હાથીઓની સૈન્યરચનાને વીંખી નાખી.[5] દુર્યોધનના તે હાથીઓ પ્રમાણમાં મોટા પર્વત જેવા હતા અને ચારેબાજુથી મદને ઝરતા હતા; પણ ભીમસેનનાં નારાચબાણોથી તેઓ ત્યાંથી નાસવા લાગ્યા અને મદરહિત થઈ ગયા.[6] જેમ અતિ ઉદ્ધત વાયુ વાદળોને છિન્નભિન્ન કરી નાખે છે, તેમ એ વાયુનંદન ભીમસેને તે સૈન્યોને છિન્નભિન્ન કરી નાખ્યાં.[7] ઉદય પામેલો સૂર્ય જેમ જગતમાં પોતાનાં કિરણોથી શોભે છે, તેમ ભીમસેન પણ તે હાથીઓ પર બાણો છોડતો શોભી રહ્યો હતો.[8] ભીમસેનનાં બાણોથી ઘાયલ થઈ લોહીથી રેબઝેબ થયલા તે હાથીઓ જાણે આકાશમાં સૂર્યનાં કિરણોથી મિશ્ર થયેલાં અનેક પ્રકારનાં વાદળો હોય તેમ શોભતા હતા.[9] એવી રીતે હાથીઓનો સંહાર કરી રહેલા એ વાયુપુત્ર ભીમસેન સામે આવીને ક્રોધાયમાન થયેલા દુર્યોધને તેને તીક્ષ્ણ બાણોથી વીંધવા માંડ્યો.[10] એટલે લોહી સમાન લાલ આંખોવાળો ભીમસેન રાજા દુર્યોધનને તે જ ક્ષણે મારી નાખવાની ઇચ્છાથી તેને સજેલાં બાણોથી વીંધવા માંડ્યો. તે સમયે આખા શરીરમાં બાણોથી વ્યાપ્ત થયેલા દુર્યોધને ક્રોધાયમાન થઈને સૂર્યનાં કિરણ સમાન નારાચ બાણો મૂક્યાં અને મોં મલકાવીને પાંડુપુત્ર ભીમસેનને વીંધી નાખ્યો.[11,12] ત્યારે પાંડુનંદન ભીમે બે ભલ્લબાણો મૂક્યાં અને રત્નોથી અદ્ભુત દેખાતા તેના ધ્વજમાં રહેલા નિશાનરૂપ મણિમય હાથીને તથા તેના ધનુષ્યને એકદમ કાપી નાખ્યાં.[13] હે રાજન્! એ પ્રમાણે ભીમસેન દુર્યોધનને પીડતો હતો, તે જોઈને હાથી પર બેઠેલો અંગરાજ ભીમને ક્ષોભ પમાડવાની ઇચ્છાથી ત્યાં સામે આવી પહોંચ્યો.[14] મેઘ સમાન ગર્જના કરીને પોતાની સામે ધસી આવતા તે હાથીને ભીમે ગંડસ્થળમાં નારાચબાણોનો પ્રહાર કરી અત્યંત વીંધી નાખ્યો.[15] ભીમસેને છોડેલાં એ બાણો તે હાથીનું શરીર ચીરી નાખીને પૃથ્વીમાં ખૂંચી જતાં હતાં. એટલે વજ્રથી ભેદાયેલા પર્વતની પેઠે તે હાથી પૃથ્વી પર પડવા લાગ્યો.[16] આમ તે હાથી જેવો પડવાની તૈયારીમાં હતો, તેવામાં શીઘ્ર પરાક્રમ કરનારા ભીમસેને એક ભલ્લબાણ મૂકીને તે હાથી પર બેઠેલા અને નીચે પડવાની તૈયારીમાં રહેલા મ્લેચ્છરાજનું મસ્તક કાપી નાખ્યું.[17] હવે તે વીર મ્લેચ્છરાજ જ્યારે રણમાં પડ્યો,

ત્યારે ગભરાયેલા ઘોડા, હાથી અને રથવાળી તથા પાળાઓને છૂંદી નાખતી તેની સેના નાસભાગ કરવા લાગી.[૧૮] એ પ્રમાણે જ્યારે તે સૈન્યોમાં ભંગાણ પડ્યું તથા જ્યારે ચારે બાજુ નાસભાગ થઈ રહી, ત્યારે પ્રાગ્જ્યોતિષનો રાજા ભગદત્ત પોતાનો હાથી લઈને ત્યાં ભીમસેન સામે ધસી આવ્યો.[૧૯] જે હાથી પર (ઐરાવત પર) બેસી ઇંદ્રે દૈત્યો અને દાનવોને જીત્યા હતા, તે જ હાથીના વંશજ પર બેસીને ભગદત્તરાજા ભીમ સામે ચડી આવ્યો હતો.[૨૦] ત્યાં તે મહાન હાથી એકાએક ભીમ સામે દોડ્યો. ભીમને જાણે છૂંદી નાખવા ઇચ્છતો હોય, તેમ તેણે પોતાના આગળના બે પગ ઊંચા કર્યા હતા અને સૂંઢને સંકોચી લીધી હતી.[૨૧] ક્રોધપૂર્વક ડોળા ફાડીને તેણે ભીમના રથના તેના ઘોડાઓ સાથે ચુરેચૂરા કરી નાખ્યા.[૨૨] ત્યારે ભીમસેન પણ એકદમ પગપાળો દોડ્યો અને તે હાથીના શરીરના અવયવોના ભાગમાં લપાઈ ગયો. તે ત્યાંથી નાસી ગયો નહિ, કારણ કે તે અંજલિકાવેધ(હાથીને રમાડવાની કળા)ને જાણતો હતો.[૨૩] એ રીતે હાથીનાં ગાત્રોમાં ભરાઈ જઈને તે ભીમસેને તેને વારંવાર હાથ વડે માર્યો અને વળી પોતાને મારી નાખવા ઇચ્છતા તે હાથીને તે ખેલાવવા લાગ્યો ત્યારે વૃકોદરને ગોતી કાઢવા ઇચ્છતો તે દશહજાર હાથીઓ સમાન બળવાળો મહાન હાથી કુંભારના ચાકડાની પેઠે સત્વર ચક્કર ચક્કર ફરવા લાગ્યો. પછી ભીમસેન પણ બહાર નીકળ્યો અને ભગદત્તના સુપ્રતીક નામના હાથી આગળ આવી ઊભો. ત્યાં તો તે હાથી ભીમને સૂંઢમાં લઈને બે ઢીંચણ વતી મારવા લાગ્યો.[૨૪-૨૬] તે હાથીએ પ્રથમ તો ભીમસેનને ડોકમાં પકડીને તથા સૂંઢમાં વીંટીને મારી નાખવાની ઇચ્છા કરી હતી; પરંતુ ભીમસેન તો તેની સૂંઢમાં ગોળાકારે ફરી છટકી ગયો અને ફરી તે હાથીના શરીર તળે ભરાઈ પેઠો. ત્યાં તેની સામે પોતાના સૈન્યનો કોઈ બીજો હાથી લડવા આવે તેની તે રાહ જોવા લાગ્યો.[૨૭,૨૮] પછી લાગ મળતાં ભીમસેન પણ તે હાથીના શરીર તળેથી નીકળી જઈ એકદમ વેગથી નાસી ગયો. એટલે હે રાજા! સર્વ સૈન્યમાં મોટો બુમાટો ઊઠી આવ્યો કે, 'ધિક્કાર હો! હાથીએ ભીમસેનને મારી નાખ્યો!' હે રાજન્! પાંડવોની સેના પણ તે હાથીથી ત્રાસી ગઈ હતી, તેથી જે સ્થળે ભીમસેન ઊભો હતો, તે સ્થળે તે એકદમ નાસી ગઈ. તે પછી ભીમસેનને માર્યો ગયેલો માનીને યુધિષ્ઠિરરાજ ધૃષ્ટદ્યુમ્નને લઈને ભગદત્તને ઘેરી વળ્યા. શત્રુઓને તપાવનારા તે મહારથીઓ ભગદત્તને ઘેરી લઈ સેંકડો અને હજારો તીક્ષ્ણ બાણો વરસાવવા લાગ્યા; પણ પર્વતપ્રદેશના તે રાજાએ અંકુશ વડે બાણોના મારાને દૂર કર્યો અને હાથી દ્વારા પાંડવ અને પાંચાલયોદ્ધાઓને ખૂંદવા લાગ્યો. હે પૃથ્વીનાથ! ભગદત્તરાજા વૃદ્ધ હતો, છતાં પણ તેણે હાથી પર બેસી જે પરાક્રમ કરી દેખાડ્યું હતું, તે અદ્ભુત સરખું જ અમારા જોવામાં આવતું હતું. તેવામાં વક્રગતિ કરી જાણનારા અને ઉતાવળી ચાલવાળા મદઝરતા હાથી પર બેસીને દશાર્ણ દેશનો રાજા ભગદત્ત સામે ચડી આવ્યો. પછી પૂર્વકાળમાં પાંખોવાળા અને ઉપર ઊગેલાં વૃક્ષોવાળા બે પર્વતોનું જેવું યુદ્ધ થયું હતું, તેવું યુદ્ધ એ ભયંકર સ્વરૂપવાળા તે બન્ને હાથીઓ વચ્ચે થવા લાગ્યું. ભગદત્તરાજાના હાથીએ જરા દૂર પાછા ખસી જઈને દશાર્ણરાજાના હાથીનું જમણું પડખું ચીરી નાખ્યું અને તેને પૃથ્વી પર પટકી પાડ્યો. એટલે ભગદત્તરાજાએ સૂર્યનાં કિરણ સરખાં સાત ઉજ્જવળ તોમરબાણો વડે હાથી પર બેઠેલા અને ખસી ગયેલા આસનવાળા પોતાના

તે શત્રુને મારી નાખ્યો. તે જોઈ યુધિષ્ઠિરે ભગદત્તને વીંધી નાખ્યો તથા મોટું રથસૈન્ય લઈ ને ચારે બાજુથી તેને ઘેરી લીધો. તે સમયે હાથી પર બેઠેલો તથા મહારથીઓ વડે ચારે બાજુથી ઘેરાયેલો તે ભગદત્ત પર્વતના વનભાગમાં સળગતા અગ્નિ જેવો શોભતો હતો. આમ ઉગ્ર ધનુષ્યને ધારણ કરનારા તે મહારથીઓનું ચારે બાજુ ગોળ મંડળ જોઈ ને તે હાથી બાણવૃષ્ટિ કરી રહેલા તે મહારથીઓના મધ્યમાં કૂદકી ફરવા લાગ્યો. પછી ભગદત્તરાજાએ પોતાના હાથીને વશ કરીને તેને એકાએક યુયુધાનના રથ સામે દોડાવ્યો. તે મહાન હાથીએ સાત્યકિના ( યુયુધાનના ) રથને ઉચકી વેગપૂર્વક દૂર ફેંકી દીધો; પણ તે પહેલાં યુયુધાન રથ પરથી કૂદી પડ્યો હતો. આમ રથને દૂર ફેંકી દીધેલો જોઈને તેના સારથિએ સિંધુદેશમાં ઉત્પન્ન થયેલા મોટા ઘોડાઓને બરાબર સ્થિર કર્યા અને જે સ્થળે સાત્યકિ ઊભો હતો તે સ્થળે આવી તે ઊભો રહ્યો. એટલે સાત્યકિ પણ પોતાના રથ પર કૂદીને બેઠો. એ અરસામાં તે હાથી પણ સત્વર મહારથીઓના ઘેરામાંથી બહાર નીકળી ગયો અને સર્વ રાજાઓને ત્રાસ પમાડવા લાગ્યો. તે હાથીએ સર્વ રાજાઓને એટલો બધો ત્રાસ વરતાવ્યો કે, તેથી યુદ્ધભૂમિ પર રહેલા તે એક જ હાથીને તેઓ સેંકડો હાથી માનવા લાગ્યા. જેમ પૂર્વે ઇંદ્રે ઐરાવત હાથી પર બેસી દાનવોને હાંકી કાઢ્યા હતા, તેમ ભગદત્તરાજાએ પોતાના એ હાથી પર બેસી પાંડવયોદ્ધાઓને હાંકી જ કાઢ્યા. આમ એ યુદ્ધમાં રાજા ભગદત્ત પાંડવોને હાંકી કાઢતો હતો, ત્યારે હાથી અને ઘોડાઓનો ત્યાં મહાન શબ્દ થઈ રહ્યો હતો. ત્યાં ક્રોધાયમાન થયેલો ભીમસેન ફરીથી ભગદત્ત સામે યુદ્ધ કરવા દોડી આવ્યો; પણ ભગદત્તના હાથીએ તેના ધસી આવતા ઘોડાઓને પોતાની સૂંઢમાંથી પાણી ઉડાડી ભડકાવી દીધા. આથી તે ઘોડાઓ ભીમસેનને રણમાંથી દૂર લઈ ગયા. તે જોઈ ને રથમાં બેઠેલો કૃતિનો પુત્ર રુચિપર્વા બાણોની વૃષ્ટિથી સંહાર કરતો જાણે સાક્ષાત્ કાળ હોય, તેમ ભગદત્ત સામે ધાઈ આવ્યો. એટલે સુંદર અવયવોવાળા પર્વતરાજ ભગદત્તે નમેલા પર્વવાળા એક બાણથી રુચિપર્વાને યમલોકમાં વળાવી દીધો. આમ જ્યારે તે વીર રુચિપર્વા રણમાં પડ્યો, ત્યારે અભિમન્યુ, દ્રૌપદીનો પુત્ર, ચેકિતાન, ધૃષ્ટકેતુ અને યુયુત્સુ આદિ યોદ્ધાઓ જળ વરસાવતા મેઘોની પેઠે બાણોની ધારા વરસાવીને તે હાથીને પીડવા લાગ્યા.[૨૯-૫૪] તે હાથીને મારી નાખવાની ઇચ્છાવાળા તે વીરો ત્યાં ભયંકર ગર્જનાઓ કરવા લાગ્યા, ત્યારે ચાલાક ભગદત્તે પગની પાની, અંકુશ અને અંગૂઠાનો પ્રહાર કરીને હાથીને આગળ હાંક્યો.[૫૫] એટલે સૂંઢ પહોળી કરી અને કાન તથા નેત્રો સ્તબ્ધ કરી તે હાથી એકદમ આગળ વધ્યો અને તેણે ઘોડાઓ પર પગ મૂકીને યુયુત્સુના સારથિને મારી નાખ્યો.[૫૬] ત્યાં હે રાજન્! યુયુત્સુ તો એકદમ રથ છોડી દૂર નાસી ગયો. તે પછી પાંડવયોદ્ધાઓ તે હસ્તિરાજ પર બાણો વડે પ્રહાર કરવા લાગ્યા અને તેને મારી નાખવાની ઇચ્છાથી બાણો છોડી છોડીને ભયંકર ગર્જનાઓ કરવા લાગ્યા. એટલે તમારો પુત્ર દુર્યોધન ગભરાઈ ગયો અને અભિમન્યુના રથ સામે કૂદી આવ્યો.[૫૭,૫૮] તે સમયે ભગદત્તરાજા હાથી પર બેસી શત્રુઓ ઉપર બાણો છોડી રહ્યો હતો, તેથી જગતમાં પોતાનાં કિરણોને ફેલાવતો સૂર્ય હોય તેમ તે શોભતો હતો. તે ભગદત્તને અભિમન્યુએ બાર બાણોથી, યુયુત્સુએ દશ બાણોથી, દ્રૌપદીના પુત્રોએ ત્રણ ત્રણ બાણોથી અને ધૃષ્ટકેતુએ પણ ત્રણ બાણોથી

ચીંધી નાખ્યો.[૫૯,૬૦] એ વેળા શત્રુઓએ જોસપૂર્વક મારેલાં બાણોથી ભરાઈ ગયેલો ભગદત્તનો તે હાથી સૂર્યનાં કિરણોથી વ્યાપ્ત થયેલા મહાન મેઘની જેમ શોભતો હતો.[૬૧] હાંકનાર મહાવતની હોશિયારીથી અને પ્રયત્નથી પ્રેરાયેલો તથા શત્રુઓનાં બાણોથી પીડાયેલો તે ભગદત્તનો હાથી શત્રુઓને સૂંઢ વતી ઉપાડી ઉપાડીને જમણીડાબી તરફ ફેંકવા લાગ્યો.[૬૨] જેમ ગોવાળિયો લાકડી વડે પશુઓને વનમાં હાંકી કાઢે છે, તેમ ત્યાં ભગદત્તરાજા શત્રુઓની સેનાને વારંવાર ઘેરી લઈને હાંકી કાઢવા લાગ્યો.[૬૩] ત્યાં બાજપક્ષીના ઝપાટામાં આવેલા કાગડાઓનો જેવો કાગારોળ થાય, તેવો સર્વ દિશામાં નાસભાગ કરતી પાંડવોની તે સેનાનો અતિ તીવ્ર શબ્દ થઈ રહ્યો હતો.[૬૪] હે રાજા! પૂર્વકાળમાં પાંખોવાળો પર્વત જેમ ભય ઉપજાવતો હતો, તેમ ઝીણા અંકુશથી પ્રહાર કરાતો તે હસ્તિરાજ અહીં શત્રુઓમાં ભય ઉપજાવતો હતો. ખળભળી ઊઠેલો સમુદ્ર જેમ વેપારીઓને જીવિતમાં હતાશ કરે છે, તેમ તે શત્રુઓને પોતાના જીવિતમાં હતાશ કરવા લાગ્યો હતો.[૬૫] પછી ભયથી નાસભાગ કરતા હાથી, રથ, ઘોડા અને રાજાઓએ ત્યાં અતિ ભયંકર કોલાહલ મચાવી મૂક્યો હતો અને તે કોલાહલ પૃથ્વી, આકાશ તથા દશે દિશાઓમાં વ્યાપ્ત થઈ રહ્યો હતો.[૬૬] જેમ પૂર્વે દેવોના શ્રેષ્ઠ રક્ષણ તળે રહેલી દેવસેનામાં બલિરાજાએ પ્રવેશ કર્યો હતો, તેમ ભગદત્તરાજા પણ તે મહાન હાથીને સાથે લઈને શત્રુઓની સેનામાં દાખલ થયો હતો.[૬૭] તે સમયે રણભૂમિમાં સર્વ સ્થળે તીવ્ર વાયુ વાવા લાગ્યો, ધૂળના ગોટાથી આકાશ ભરાઈ ગયું અને સૈનિકો પણ ઢંકાઈ ગયા. તે યુદ્ધમાં સર્વ મનુષ્યો ચારે બાજુ દોડાદોડ કરતા તે એકજ હાથીને સંખ્યાબંધ હાથી સરખો માનવા લાગ્યા.[૬૮]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'ભગદત્તનું યુદ્ધ' નામનો અધ્યાય ૨૬મો સમાપ્ત

## અધ્યાય ૨૭મો
### સંશપ્તકોનો સંહાર

॥ संजय उवाच ॥

यन्मां पार्थस्य संग्रामे कर्माणि परिपृच्छसि ।
तच्छृणुष्व महाबाहो पार्थो यदकरोद्रणे ॥ १ ॥

સંજય બોલ્યો: હે મહાબાહુ! તમે મને યુદ્ધમાંનાં અર્જુનનાં કર્મો વિશે પૂછો છો, તો હવે અર્જુને રણમાં જે કરી દેખાડ્યું હતું, તે તમે સાંભળો. રાજા ભગદત્ત એ પ્રમાણે અનેક ક્રિયાઓ કરી રહ્યો હતો, તેથી આકાશમાં ધૂળના ગોટા ઊડવા લાગ્યા અને તેના હાથીની ગર્જના સંભળાવા લાગી. તે સાંભળી અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું: 'હે મધુસૂદન! પ્રાગ્જ્યોતિપનો રાજા ભગદત્ત જાણે યુદ્ધ કરવા નીકળી પડયો હોય તેમ લાગે છે. અવશ્ય આ જે શબ્દ સંભળાય છે તે તેનો જ છે.[૧-૩] યુદ્ધ કરવામાં એ ભગદત્ત ઇંદ્રથી ઊતરે તેવો નથી. તે હાથી પર બેસી યુદ્ધ કરવામાં કુશળ છે અને સમગ્ર પૃથ્વીમાંના હાથીસવારોમાં તે મુખ્ય છે, એમ હું માનું છું.[૪] વળી તેનો હાથી પણ સર્વ હાથીઓમાં શ્રેષ્ઠ છે અને કોઈ પણ હાથી તેની સામે યુદ્ધમાં ટક્કર ઝીલે તેમ નથી. તેણે સર્વ શસ્ત્રોને ઉલ્લંઘી જઈને યુદ્ધમાં સારાં સારાં કામ કર્યાં છે અને વળી તે પરિશ્રમને જીતનારો છે.[૫] હે નિષ્પાપ! તેનો એ હાથી હથિયારોના મારાને સહન કરનારો છે અને તેને અગ્નિનો સ્પર્શ પણ અસર કરી શકતો નથી. આથી એ ભગદત્તરાજા એકલો જ આજે યુધિષ્ઠિરરાજાના સૈન્યનો ઘાણ કાઢી નાખશે.[૬] આપણા બે સિવાય ત્રીજો કોઈ પણ પુરુષ તેને જીતવાને સમર્થ નથી; માટે આપણે જે સ્થળે

ભગદત્તરાજા હોય તે સ્થળે સત્વર ચાલો. અવશ્ય તે રાજા પોતાના હાથીના બળથી ગર્વિષ્ઠ થઈ ગયો છે અને પાકી ગયેલી ઉમ્મરથી પણ તે દૃઢ અહંકારવાળો થયો છે; માટે હવે તેને હું ઇંદ્રના પ્રિય અતિથિ તરીકે સ્વર્ગમાં મોકલી દઈશ.[૭,૮]

અર્જુનનાં એ વચનથી શ્રીકૃષ્ણે જે સ્થળે ભગદત્તરાજા પાંડવોની સેનામાં ભંગાણ પાડી રહ્યો હતો, તે સ્થળે જવા માટે રથને હાંક્યો.[૯] એ રીતે અર્જુન જેવો તે તરફ પ્રયાણ કરવા તત્પર થયો, તેવામાં પાછળથી યુદ્ધ માટે આહ્‌વાન કરતા ચૌદ હજાર સંશપ્તક મહારથીઓ ત્યાં ચઢી આવ્યા.[૧૦] વળી દશહજાર ત્રિગર્તોના મહારથીઓ તથા ચાર હજાર વાસુદેવ કૃષ્ણના અનુચરો પણ ત્યાં યુદ્ધ કરવા આવી પહોંચ્યા. આમ હે રાજન્! તે સમયે એક તરફ ભગદત્ત સેનાનો સંહાર કરી રહ્યો હતો અને બીજી તરફ સંશપ્તક યોદ્ધાઓ યુદ્ધ કરવા માટે આહ્‌વાન કરી રહ્યા હતા. તે જોઈને અર્જુનનું મન (આ તરફ જાઉં કે પેલી તરફ જાઉં એમ) બે પ્રકારે વિભક્ત થઈ ગયું. 'કયું કામ પ્રથમ કરવાથી આજે મને તે કલ્યાણકારી થઈ પડે!' આવો વિચાર કરતાં અર્જુન આ મૂંઝવણમાં પડી ગયો: 'આ તરફ પાછો ફરું કે યુધિષ્ઠિર તરફ જાઉં? શું કરું?' હે કુરુધુરંધર! આમ બુદ્ધિથી વિચાર કરતાં, છેવટે અર્જુન સંશપ્તકોનો સંહાર કરવામાં જ સ્થિર નિશ્ચયવાળો થયો. પછી વાનરના ચિહ્‌નવાળી ધજાવાળો તે ઇંદ્રપુત્ર અર્જુન પોતે એક જ હતો, છતાં હજારો રથીઓનો સંહાર કરવા ત્યાં એકદમ પાછો ફર્યો. અર્જુનનો નાશ કરવાના ઉપાયમાં દુર્યોધન અને કર્ણનો પણ એવો જ નિશ્ચય હતો કે, એક તરફથી સંશપ્તકોનું અર્જુન સામે યુદ્ધ કરાવવું અને બીજી તરફથી ભગદત્તનું યુધિષ્ઠિરના સૈન્ય સામે યુદ્ધ કરાવવું. અર્જુન પણ તેમની એ બે પ્રકારની ગોઠવણીથી ડોલાયમાન થઈ ગયો હતો, પણ તેણે છેવટે સંશપ્તકોનો નાશ કરવાનો નિશ્ચય કરીને તે ડોલાયમાન બુદ્ધિને ત્યાગ દીધી હતી.[૧૧-૧૭] તેવામાં તો હે રાજન્! સંશપ્તક મહારથીઓ નમેલાં પર્વવાળાં સેંકડો અને હજારો બાણો અર્જુન પર છોડવા લાગ્યા.[૧૮] ત્યારે હે રાજન્! કુંતીપુત્ર અર્જુન, જનાર્દન શ્રીકૃષ્ણ, ઘોડા કે રથ, એમાંનું કંઈ પણ ત્યાં દેખાતું ન હતું. તે બધા બાણોથી છવાઈ ગયા હતા.[૧૯] અરે, શ્રીકૃષ્ણ પણ તે સમયે ગભરાઈ ગયા અને પરસેવાથી તરબોળ થઈ ગયા. તે જોઈ અર્જુને બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો અને લગભગ તે બધાં બાણોનો નાશ કરી નાખ્યો. પછી બીજાં અનેક બાણોના પ્રહારથી તે બાણ, દોરી અને ધનુષ્ય સહિત સેંકડો હાથીઓ તથા ધ્વજો, ઘોડાઓ, સારથિઓ અને સંખ્યાબંધ મહારથીઓને પણ રણભૂમિ પર ટપોટપ પાડવા લાગ્યો.[૨૦,૨૧] આમ અર્જુનનાં બાણોથી માર્યા ગયેલા અને સવાર વિનાના થઈ ગયેલા અનેક હાથીઓ પણ ત્યાં પૃથ્વી પર પછડાવા લાગ્યા. તે હાથીઓનાં શરીર મોટાં વૃક્ષો, પર્વતનાં શિખરો તથા મેઘના જેવાં પ્રચંડ હતાં અને તેઓ પોતે પણ સારી રીતે સજ્જ કરાયેલા હતા. ત્યાં અર્જુનનાં બાણોથી કેટલાએક હાથીઓની સૂંઢો છિન્નભિન્ન થઈ ગઈ હતી, કેટલાએકનાં આભૂષણો કપાઈ પડ્યાં હતાં, ત્યારે કેટલાએક હાથીઓ તો અત્યંત આકુળવ્યાકુળ થઈને સવારો સહિત રણમાં પડ્યા હતા.[૨૨,૨૩] અર્જુને ભલ્લજાતનાં બાણો મૂકીને ઉડાડી નાખેલા મનુષ્યોના હાથો ત્યાં ઋષ્ટિ, ભાલા, તલવાર, હસ્તિનખ, મુદ્‌ગર અને ફરશીઓ સહિત પૃથ્વી પર પડવા લાગ્યા હતા. હે રાજા! ત્યાં બાલસૂર્ય, કમળ અને ચંદ્ર સમાન સ્વરૂપવાળાં મસ્તકો અર્જુનનાં બાણોથી કપાઈ

કપાઈને પૃથ્વી પર રોળાવા લાગ્યાં હતાં.[૨૪,૨૫] જે સમયે અર્જુન ક્રોધાતુર થઈને શત્રુઓનો સંહાર કરવા મચી પડ્યો હતો, તે સમયે અનેક પ્રકારનાં માંસાહારી પક્ષીઓ વડે તે સેના શોભી રહી હતી અને ઝળહળી રહી હતી.[૨૬] હાથી જેમ કમલિની-ને ક્ષોભ પમાડે, તેમ અર્જુન તે સેનાને ક્ષોભ પમાડી રહ્યો હતો અને એ ધનંજયને અંતરિક્ષમાં ઊભેલા ભૂતગણો 'ધન્ય, ધન્ય' કહી વખાણતા હતા.[૨૭] ઇંદ્ર સમા તે અર્જુનનું પરાક્રમ જોઈને પરમ વિસ્મય પામેલા શ્રીકૃષ્ણ પણ તે સમયે હાથ જોડી અર્જુનને કહેવા લાગ્યા:[૨૮] 'હે પાર્થ! આજના રણમાં તેં જે કર્મ કર્યું છે તે ઇંદ્ર, યમ કે કુબેર પણ સહેજે કરવાને શક્તિમાન નથી, એમ મને લાગે છે. આ યુદ્ધમાં તેં એકીસાથે સેંકડો અને હજારો સંશપ્તક યોદ્ધાઓને રગદોળી નાખ્યા છે, તે મેં નજરે જોયું છે.'[૨૯,૩૦] એ પ્રમાણે સામે આવીને ઊભેલા તે સંશપ્તકોમાંના અનેકાનેકનો સંહાર કરી નાખી અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું: 'ચાલો હવે ભગદત્ત તરફ.'[૩૧]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમા 'સંશપ્તકોનો વધ' નામનો અધ્યાય ૨૭મો સમાપ્ત

## अध्याय २८मो

### કાળના મુખમાં ભગદત્ત

॥ संजय उवाच ॥

**यियासतस्ततः कृष्णः पार्थस्याश्वान्मनोजवान् ।**
**संप्रैषीद्धेमसंछन्नान् द्रोणानीकाय सत्वरन् ॥ १ ॥**

સંજય બોલ્યો: એ પ્રમાણે અર્જુને જ્યારે ભગદત્ત તરફ જવાની ઇચ્છા કરી, ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનના મન સમાન વેગવાળા તથા સુવર્ણના સાજથી ઢંકાયેલા ઘોડાઓને ઘણી ઝડપથી દ્રોણના સૈન્ય તરફ હાંક્યા.[૧] દ્રોણાચાર્યે દુઃખી કરેલા પોતાના ભાઈઓને સહાય કરવા માટે જ્યારે કુરુ-શ્રેષ્ઠ અર્જુને એ પ્રમાણે પ્રયાણ કર્યું, ત્યારે સુશર્મા પોતાના ભાઈઓ સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી તેની પાછળ પડ્યો. તે જોઈ અજિત યોદ્ધાઓને પણ જીતનારા ધોળા ઘોડાવાળા અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું: 'હે અચ્યુત! એક તરફ પોતાના ભાઈઓ સહિત આ સુશર્મા મને યુદ્ધ કરવા બોલાવે છે, તો બીજી તરફ યુધિષ્ઠિરના સૈન્યનો સંહાર થઈ રહ્યો છે. ખરેખર, હે મધુસૂદન! આજે મારું મન આ સંશપ્તકોને લીધે બે સ્થળે વહેંચાઈ ગયું છે.[૨] શું હું તે સંશપ્તકોનો નાશ કરું કે શત્રુઓથી પીડાતા પોતાના સ્વજનોનું રક્ષણ કરું? આ સંબંધમાં તમારો શો મત છે? કયા કાર્યમાં મારું કલ્યાણ રહ્યું છે? તે તમે જાણો છો, માટે તમે મને તે કહો.'[૩-૫] અર્જુને જ્યારે એ રીતે શ્રીકૃષ્ણ-ને કહ્યું, ત્યારે તેમણે જે સ્થળે ત્રિગર્તોનો રાજા અર્જુનને બોલાવી રહ્યો હતો તે સ્થળે રથને પાછો વાળ્યો. પછી અર્જુને સાત બાણોનો પ્રહાર કરી ત્યાં સુશર્માને વીંધી નાખ્યો તથા બીજાં બે ક્ષુર બાણથી તેના ધ્વજ અને ધનુષ્યને પણ કાપી નાખ્યાં.[૬,૭] વળી બીજાં છ બાણો મૂકીને ત્રિગર્ત-રાજના ભાઈને તેણે તેના ઘોડા અને સારથિ સાથે યમરાજને ઘેર મોકલી દીધો. ત્યારે સુશર્માએ સરપ જેવી એક લોખંડી શક્તિ અર્જુન તરફ ફેંકી અને એક તોમર તેણે શ્રીકૃષ્ણ તરફ ફેંક્યું. અર્જુને તેની એ શક્તિને ત્રણ બાણોથી છેદી નાખી અને તોમરની પણ એ જ દશા કરી નાખી. વળી તેણે જથાબંધ બાણો છોડીને સુશર્માને મૂંઝવી જ દીધો અને તેને પાછો હાંકી કાઢ્યો. પછી હે રાજન્! સંખ્યાબંધ બાણો વરસાવીને ઇંદ્રની પેઠે તમારી સેના તરફ ધસી આવતા એ ઉગ્ર સ્વરૂપવાળા અર્જુનને તમારા યોદ્ધાઓ-માંનો કોઈ પણ વારી શક્યો નહિ.[૮-૧૧] આમ બાણોથી સર્વ મહારથીઓને મારતો મારતો તે અર્જુન ઘાસને બાળતા અગ્નિની પેઠે કૌરવો

તરફ આવી પહોંચ્યો.[૧૨] પ્રજાઓ જેમ અગ્નિના વેગને સહન કરવા સમર્થ થતી નથી, તેમ તેઓ કોઈ બુદ્ધિમાન કુંતાપુત્ર અર્જુનના તે અસહ્ય વેગને સહન કરવા સમર્થ થઈ શક્યા નહિ.[૧૩] એ પ્રમાણે હે રાજન્! બાણોની વૃષ્ટિથી સર્વ સૈન્યને ઘેરી લેતો તે અર્જુન ગરુડપક્ષીની ચોટ પ્રમાણે ભગદત્ત સામે આવી પહોંચ્યો.[૧૪] ભરતવંશીઓ નિષ્પાપ હતા, ત્યારે યુદ્ધમાં શત્રુઓને અશ્રુપાત કરાવનારું ને કલ્યાણકારક ધનુષ્ય અર્જુને નમાવી દીધું હતું તે જ ધનુષ્યને અર્જુને દુષ્ટ જુગારમાં રમાડનાર તમારા પુત્ર દુર્યોધનનો તથા સર્વ ક્ષત્રિયોનો નાશ કરવા માટે લીધું.[૧૫,૧૬] હે મહારાજ! અર્જુને તે સેનાને એટલી બધી ખળભળાવી દીધી કે, તેથી કોઈ એક નાનું વહાણ જેમ પર્વત સામે અથડાઈને ભાંગી પડે, તેમ તે સેના પણ ભાંગી પડી.[૧૭] આમ અર્જુનને આવ્યો જાણીને દશ હજાર ધનુર્ધરો 'રણમાં મારવું કે મરવું' એવો ક્રૂર નિશ્ચય કરીને જય કે પરાજય તરફ લક્ષ્ય રાખી યુદ્ધ કરવા સજ્જ થઈ ગયા.[૧૮] તે સર્વ મહારથીઓ હૃદયનો ત્રાસ દૂર કરીને અર્જુનને ઘેરી વળ્યા. અર્જુને પણ યુદ્ધનો મોટો ભાર માથે લીધો; કારણ કે યુદ્ધમાં સર્વ જાતનો ભાર સહન કરવા તે સમર્થ જ હતો.[૧૯] જેમ ક્રોધાયમાન થયેલો સાઠ વરસનો મદગળ હાથી કમળના વનને ખૂંદી નાખે, તેમ અર્જુને અત્યંત પ્રયત્ન કરી તમારી સેનાને ખૂંદી નાખી.[૨૦] આમ તે સેનાનો સંહાર થઈ રહ્યો, ત્યારે ભગદત્તરાજા પોતાના હાથી સાથે એકાએક અર્જુન પર ચઢી આવ્યો.[૨૧] પુરુષવ્યાઘ્ર અર્જુન પણ પોતાનો રથ દોડાવીને તત્કાળ તેની સામે થયો અને ત્યાં તે રથસવાર તથા હાથીસવાર વચ્ચેની તુમુલ ઝપાઝપી ચાલુ થઈ.[૨૨] ત્યારે વીર ભગદત્ત અને અર્જુને શાસ્ત્ર પ્રમાણે રચેલા તથા ગોઠવાયેલા રથ અને હાથી વડે તે સંગ્રામમાં ઘૂમવા લાગ્યા.[૨૩] પછી ભગદત્તરાજા મેઘ સરખા હાથી પરથી ઇંદ્રની પેઠે અર્જુન પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. ત્યારે પરાક્રમી ઇંદ્રપુત્ર અર્જુને પણ સામેથી બાણોની વૃષ્ટિ કરી અને ભગદત્તનાં એ સર્વ બાણો પોતાની પાસે આવે તે પહેલાં વચમાંથી જ તેમને કાપી નાખ્યાં.[૨૪,૨૫] હવે હે રાજા! પ્રાગ્જ્યોતિષના રાજા ભગદત્તે અર્જુનની તે બાણવૃષ્ટિનું નિવારણ કર્યું અને બીજાં કેટલાંક બાણો મૂકીને શ્રીકૃષ્ણને તથા મહાબાહુ અર્જુનને પ્રહાર કર્યો.[૨૬] વળી તેણે શ્રીકૃષ્ણને તથા અર્જુનને બીજા મહાન બાણસમૂહથી ઢાંકી દીધા અને તેમનો વધ કરવા માટે તેણે પોતાના હાથીને હાંક્યો.[૨૭] કાળની પેઠે ક્રોધાયમાન થયેલા તે હાથીને પોતાની સામે ધસી આવતો જોઈને શ્રીકૃષ્ણે અર્જુનના રથને સત્વર તેની જમણી બાજુ હાંકી વાળ્યો.[૨૮] એ સમયે તે હસ્તિરાજને તેના સવાર સહિત મૃત્યુને સ્વાધીન કરવાનો બરાબર લાગ હતો; છતાં પણ ક્ષાત્રધર્મનું સ્મરણ કરીને અર્જુને તેમ કરવા ઇચ્છયું નહિ. હે રાજા! તે હાથીએ તો સીધા ધસી જઈને કેટલાએક હાથીઓને, રથોને અને ઘોડાઓને ચગદી નાખી મૃત્યુલોકમાં મોકલી દીધા હતા. તે જોઈ અર્જુન કોપી ઊઠ્યો.[૨૯,૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'ભગદત્તનું યુદ્ધ' નામનો અધ્યાય ૨૮મો સમાપ્ત

## अध्याय २९मो

### ભગદત્તનો વધ

॥ धृतराष्ट्र उवाच ॥

तथा क्रुद्धः किमकरोद् भगदत्तस्य पांडवः ।
प्राग्ज्योतिषो वा पार्थस्य तन्मे शंस यथातथम् ॥१॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : અર્જુન જ્યારે તે પ્રમાણે કોપી ઊઠ્યો, ત્યારે તેણે ભગદત્તને શું કર્યું અને

ભગદત્તે અર્જુનને શું કર્યું ? આ તું મને યથાર્થ રીતે કહે.[૧]

સંજય બોલ્યો: ભગદત્ત સાથે યુદ્ધ કરવા આસક્ત થયેલા શ્રીકૃષ્ણ અને અર્જુનને જોઈને સર્વ ભૂનો માની બેઠા કે, 'આ બન્ને જણા મૃત્યુની દાઢમાં આવ્યા છે.[૨] હે મહારાજ! હે પ્રભુ! રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુન પર ભગદત્તરાજા હાથી પરથી બાણોનો વરસાદ વરસાવી રહ્યો હતો.[૩] વળી તેણે સંપૂર્ણ ધનુષ્ય ખેંચીને છોડેલાં, પથ્થર પર ઘસી તીક્ષ્ણ કરેલાં અને સોનેરી અગ્રભાગવાળાં ગજવેલનાં બનાવેલાં બાણો મૂકીને દેવકીપુત્રને વીંધી નાખ્યા.[૪] ભગદત્તે છોડેલાં તે અગ્નિના સ્પર્શ જેવાં તીક્ષ્ણ બાણો દેવકીપુત્રને વીંધી નાખીને પૃથ્વીમાં ખૂંચી ગયાં.[૫] ત્યારે અર્જુન તેના ધનુષ્યને કાપી નાખીને તથા તેના પરિવારનો નાશ કરીને જાણે ભગદત્તરાજાને રમાડતો હોય તેમ યુદ્ધ કરવા લાગ્યો.[૬] એટલે ભગદત્તે સૂર્યનાં કિરણ સમાન ચકચકિત ચૌદ તોમરો અર્જુન સામે ફેંક્યાં, પણ અર્જુને તેમના બબ્બે કકડા કરી કાપી નાખ્યાં.[૭] પછી ઇંદ્રપુત્ર અર્જુને બાણોનો મોટો ઢગ છોડી તેના હાથીનું કવચ તોડી નાખ્યું અને તે છિન્નભિન્ન થઈને પૃથ્વી પર પડી ગયું.[૮] આમ કપાઈ પડેલા કવચવાળો તે હાથી બાણો વડે અત્યંત ઘાયલ થઈ ગયો અને ધારાઓ પડવાથી ધોવાઈ ગયેલા વાદળ વિનાના મોટા પર્વતની જેમ શોભવા લાગ્યો.[૯] તેવામાં પ્રાગ્જ્યોતિષરાજાએ સુવર્ણના દાંડાવાળી એક લોખંડી શક્તિ શ્રીકૃષ્ણ સામે ફેંકી, પણ અર્જુને તેને બે ભાગમાં છેદી નાખી. વળી અર્જુને તે રાજાના છત્રને તથા ધ્વજને પણ છેદી નાખ્યાં અને બીજાં દશ બાણો મૂકીને તેણે તે પર્વતરાજને એકદમ વીંધી નાખ્યો તથા તેને આશ્ચર્યચકિત કરી નાખ્યો.[૧૦,૧૧] આમ જ્યારે કંકપક્ષીનાં પીછાંવાળાં તથા સુંદર મોઢિયાંવાળાં અર્જુનનાં બાણોથી ભગદત્તરાજ અત્યંત વીંધાઈ ગયો, ત્યારે તે અર્જુન ઉપર અત્યંત ક્રોધે ભરાયો.[૧૨] ત્યાં તેણે અર્જુનના મસ્તક પર તોમરો છોડયાં તથા ગર્જના કરી મૂકી. તે તોમરોએ કરીને અર્જુનનો મુકુટ ફરી ગયો.[૧૩] ત્યારે અર્જુને પોતાના ફરી ગયેલા મુકુટને બરાબર ગોઠવતાં ગોઠવતાં ભગદત્તરાજાને કહ્યું કે, 'તું આ લોકને હવે છેલ્લી વાર બરાબર જોઈ લેજે.' અર્જુને આ પ્રમાણે કહ્યું, એટલે ભગદત્ત અત્યંત ક્રોધાતુર થયો અને પ્રકાશિત ધનુષ્ય હાથમાં લઈ શ્રીકૃષ્ણ સહિત અર્જુન ઉપર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો.[૧૪,૧૫] ત્યાં તો અર્જુને તેનું ધનુષ્ય છેદી નાખ્યું, ભાથાઓને કાપી નાખ્યા અને ઝપાટાભેર બોતેર બાણો છોડીને તેનાં સર્વ મર્મસ્થાનોમાં પ્રહાર કર્યો.[૧૬] તે પ્રહારથી ભગદત્તરાજા વીંધાઈ ગયો અને અત્યંત વ્યથા પામવા લાગ્યો. હવે તેણે વૈષ્ણવાસ્ત્રને પ્રકટ કરવાની ઇચ્છાથી અંકુશને મંત્ર્યું અને ક્રોધ કરી તે અર્જુનની છાતી સામે ફેંક્યું પણ ખરું.[૧૭] ભગદત્તે છોડેલું તે અસ્ત્ર સર્વનો નાશ કરી નાખે તેવું હતું, તેથી કેશવે અર્જુનને ઢાંકી દઈને તે પોતાની છાતી ઉપર ઝીલી લીધું. તે અસ્ત્ર કેશવના વક્ષઃસ્થળ પર આવીને વૈજયંતી માળાના સ્વરૂપે થઈ ગયું. તે માળા કમળની અદ્‌ભુત કળીઓવાળી હતી, સર્વ ઋતુઓમાં ઉત્પન્ન થનારાં પુષ્પોથી ભરપૂર હતી, અગ્નિ, સૂર્ય અને ચંદ્રના વર્ણ સમાન કાંતિવાળી હતી અને અગ્નિ સમાન ઉજ્જ્વળ કૂંપળોથી યુક્ત હતી. કમળની પાંદડીઓવાળી તથા વાયુથી હાલી રહેલાં પત્રોવાળી તે વૈજયંતી માળાને લીધે અળસીનાં ફૂલ જેવા તે શ્યામવર્ણ શ્રીકૃષ્ણ અતીવ શોભી રહ્યા હતા. તે પછી મનમાં ઉદાસ થઈ ગયેલા એ અર્જુને

કેશવને કહ્યું: 'હે નિષ્પાપ! તમે પ્રથમ કહ્યું છે કે, હું યુદ્ધ કરીશ નહિ પણ અર્જુનનો સારથિ માત્ર થઈશ. તો હે પુંડરીકાક્ષ! આમ કહીને તમે તમારી પ્રતિજ્ઞાનું રક્ષણ કરતા નથી. જો કદાચ હું વ્યસનોમાં આસક્ત હોઉં, કોઈ જાતના સંકટમાં આવી પડ્યો હોઉં, અથવા અસ્ત્રોનું નિવારણ કરવાને અસમર્થ હોઉં, તો તમારે મારું રક્ષણ કરવા માટે આમ કરવું તે ઠીક છે. પણ જો હું બરાબર સાવધ થઈને ઊભો છું, તો તમારે આમ ન કરવું જોઈએ. જ્યાં સુધી મારા હાથમાં ધનુષ્યબાણ છે, ત્યાં સુધી હું દેવો, દૈત્યો, મનુષ્યો અથવા આ સમગ્ર લોકોને પણ જીતવા સમર્થ છું, એ પણ તમારા જાણવામાં જ છે. છતાં તમે આમ કેમ કર્યું?'[૧૮-૨૪] ત્યારે વાસુદેવે આ અર્થભર્યો પ્રત્યુત્તર આપ્યો: 'હે નિર્દોષ અર્જુન! આ એક પૂર્વકાળની ગુહ્ય ઐતિહાસિક વાત છે. તે તું સાંભળ.[૨૫] હું હંમેશાં લોકોનું રક્ષણ કરવા માટે ચાર મૂર્તિ ધારણ કરી સજ્જ રહું છું. મારા આત્માનો વિભાગ કરીને હું લોકોનું હિત કરું છું.[૨૬] મારી એક મૂર્તિ પૃથ્વી પર રહી બદરિકાશ્રમમાં નારાયણસ્વરૂપે તપશ્ચર્યા કર્યા કરે છે. પરમાત્માસ્વરૂપ મારી બીજી મૂર્તિ જગત સારું કે નરસું જે કંઈ કર્મ કરે છે, તેને સાક્ષી તરીકે જોયા કરે છે. ક્ષેત્રજ્ઞ(જીવ)સ્વરૂપ મારી ત્રીજી મૂર્તિ લોકનો આશ્રય કરી માનુષી કર્મો કર્યા કરે છે, ત્યારે મારી ચોથી જલશાયિની મૂર્તિ સમુદ્રમાં હજારો વર્ષની નિદ્રામાં શયન કરે છે.[૨૭,૨૮] જે આ છેલ્લી જલશાયિની મૂર્તિ કહી, તે હજારો વર્ષ પછી નિદ્રામાંથી જાગ્રત થાય છે અને તે સમયે વર આપવા યોગ્ય પોતાના ભક્તોને શ્રેષ્ઠ વરો આપે છે.[૨૯] તે મારી ચોથી મૂર્તિને જાગ્રત થવાનો સમય જ્યારે આવી પહોંચ્યો, ત્યારે પૃથ્વીદેવીએ પોતાના પુત્ર નરકાસુર માટે મારી પાસે જે વર માગ્યો હતો, તે તું સાંભળ.[૩૦] 'મારો પુત્ર વૈષ્ણવાસ્ત્રસંપન્ન થાય અને તે અસ્ત્રના પ્રભાવથી દેવો અને દાનવોથી પણ તે અવધ્ય થાય. આ વર આપવા તમે યોગ્ય છો.'[૩૧] પોતાના પુત્ર માટે માગેલો પૃથ્વીદેવીનો તે વર સાંભળી મેં તેને અમોઘ વૈષ્ણવાસ્ત્ર પ્રથમ આપ્યું.[૩૨] પછીથી મેં એને કહ્યું કે, 'હે પૃથ્વી! આ મારું અસ્ત્ર હંમેશાં અમોઘ થાઓ. તે અસ્ત્ર નરકાસુરનું રક્ષણ કરશે અને તેને કોઈ પણ મારી શકશે નહિ.[૩૩] આ અસ્ત્રથી રક્ષાયેલો તારો પુત્ર શત્રુઓના સૈન્યને પીડનારો થશે અને સર્વ લોકમાં સર્વદા દુરાધર્ષ રહેશે.'[૩૪] એ રીતે વર મેળવીને કૃતાર્થ થયેલી તે મનસ્વિની પૃથ્વીદેવી 'ભલે એમ' કહીને સ્વસ્થાને ગઈ અને અસ્ત્રના પ્રભાવથી નરકાસુર પણ શત્રુઓને તપાવનારો તથા દુરાધર્ષ થઈ પડ્યો.[૩૫] હે પાર્થ! કાળે કરી નરકાસુર પાસેથી મારું તે અસ્ત્ર આ ભગદત્તરાજા પાસે આવ્યું છે. હે રાજા! ઇંદ્ર અને રુદ્ર સાથેના આ સર્વ લોકોમાં એવો એક પણ પુરુષ નથી, કે તે આ વૈષ્ણવાસ્ત્રથી મરણ ન પામે.[૩૬] આથી જ મેં તારું રક્ષણ કરવા માટે એ દિવ્ય અસ્ત્રને વચમાંથી ઝીલી લીધું છે. હે અર્જુન! હવે એ ભગદત્ત તે પરમ અસ્ત્રથી રહિત થયો છે, માટે તું તે મહાસુરનો સુખેથી વધ કર.[૩૭] પૂર્વે મેં લોકોના હિતને અર્થે જેમ નરકાસુરને માર્યો હતો, તેમ તું પણ દેવોનો દ્વેષ કરનારા આ તારા કટ્ટા શત્રુ ભગદત્તને મારી નાખ.'[૩૮] મહાત્મા કેશવે અર્જુનને એ પ્રમાણે કહ્યું, ત્યારે તેણે ભગદત્તને તીક્ષ્ણ બાણોથી એકાએક છાઈ દીધો. વળી મોટી ભુજાવાળા તથા મોટા મનવાળા તે અર્જુને જરાય ગભરાયા વિના હાથીના ગંડસ્થળમાં નારાચબાણનો પ્રહાર કર્યો. પર્વત પર જેમ વજ્ર પડે, તેમ તે

બાણ તે હાથીના ગંડસ્થળ પર પડ્યું અને સર્પ જેમ રાફડામાં પેસી જાય, તેમ તે મોઢિયા સાથે તેના ગંડસ્થળમાં પેસી ગયું.[૩૯-૪૧] આથી જેમ દરિદ્રીની સ્ત્રી તેના પતિનું વચન માનતી નથી, તેમ તે હાથી પણ ભગદત્તની વારંવાર પ્રેરણા થયા છતાં તેનું વચન માનતો ન હતો.[૪૨] તે તો પોતાનાં ગાત્રોને સંકોચી દઈને દાંત વડે પૃથ્વીનો ટેકો લઈ ઊભો રહ્યો અને છેવટે દુઃખની મોટી ગર્જના કરીને તે મહાન હાથીએ પ્રાણ મૂકી દીધા.[૪૩] પછી શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું: 'હે પાર્થ! આ ભગદત્તરાજા અતિશય વયોવૃદ્ધ છે. આખા શરીરે તે પળિયાંથી ભરાઈ ગયો છે, એનાં નેત્રો કરચલીઓથી ઢંકાયેલાં રહે છે; છતાં એ ઘણો શૂરો છે અને અતિ દુર્જય છે. એ રાજા પોતાનાં નેત્રો બરાબર ઉઘાડાં રહે માટે હંમેશાં પાટો બાંધી રાખે છે. (માટે તે પાટો પ્રથમ તોડી પાડવો જોઈએ.)'[૪૪,૪૫] એટલે અર્જુને શ્રીકૃષ્ણનાં વાક્ય પ્રમાણે બાણ વડે તે પાટાને તોડી પાડ્યો અને તુરત જ તે રાજાનાં નેત્રો રૂંધાઈ ગયાં.[૪૬] આથી એ પ્રતાપી ભગદત્તરાજા સઘળા જગતને અંધકારમય માનવા લાગ્યો. પછી પાંડુપુત્ર અર્જુને મજબૂત ગાંઠાવાળું અર્ધચંદ્રાકાર બાણ મારી રાજા ભગદત્તનું હૃદય ચીરી નાખ્યું. એ પ્રમાણે જ્યારે અર્જુને હૃદય ચીરી નાખ્યું, ત્યારે ભગદત્તે પ્રાણોનો ત્યાગ કરી પોતાના હાથમાંથી ધનુષ્યબાણને પણ તજ્યાં. ત્યારે તેના મસ્તક પર બાંધેલો સુંદર ફેંટો કમળના નાળમાં પ્રહાર કરવાથી નીચે ખરી પડતાં કમળ પરનાં પાંદડાંની જેમ નીચે પડી ગયો. વાયુના ઝપાટાથી ભાંગી પડેલું પુષ્પપૂર્ણ કરેણનું ઝાડ જેમ મોટા પર્વત પરથી નીચે ગબડી પડે, તેમ ત્યાં સુવર્ણની માળાને ધારણ કરનારો તે રાજા પણ સુવર્ણના અલંકારવાળા તથા પર્વત સમાન ઊંચા એવા તે હાથી પરથી પૃથ્વી પર ગબડી પડ્યો.[૪૭-૫૦] આ પ્રમાણે ઇંદ્રનંદન અર્જુને તે સંગ્રામમાં ઇંદ્ર સમાન પરાક્રમવાળા અને ઇંદ્રના મિત્ર એવા રાજા ભગદત્તને મારી નાખ્યો. પછી બળવાન વાયુ જેમ વૃક્ષોને ભાંગી નાખે, તેમ જયની ઇચ્છાવાળો તે અર્જુન તમારા પક્ષના બીજા રાજાઓને ભાંગી નાખવા લાગ્યો.[૫૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'ભગદત્તનો વધ' નામનો અધ્યાય ૨૯ મો સમાપ્ત

## અધ્યાય ૩૦ મો

### માયાવી શકુનિ નાઠો

॥ संजय उवाच ॥

**प्रियमिन्द्रस्य सततं सखायमतितौजसम् ।**
**हत्वा प्राग्ज्योतिषं पार्थः प्रदक्षिणमवर्तत ॥ १ ॥**

સંજય બોલ્યો: ઇંદ્રના પ્રિય મિત્ર એ અમાપ તેજવાળા ભગદત્તરાજાને માર્યા પછી અર્જુન દક્ષિણ દિશા તરફ ગયો. તેવામાં શત્રનગરને જીતનારા ગાંધારરાજના પુત્ર વૃષક અને અચલ નામના બે ભાઈ઼ઓ યુદ્ધમાં અર્જુનને પીડવા લાગ્યા,[૧,૨] તે બન્ને વીરો અર્જુનની પાસે આગળપાછળ આવી ઊભા અને હાથમાં ધનુષ્ય લઈને તેને મહાવેગવાળાં તીક્ષ્ણ બાણોથી અત્યંત વીંધવા લાગ્યા.[૩] એટલે અર્જુને તીક્ષ્ણ બાણો વડે ગાંધારરાજ સુબલના પુત્ર એ વૃષકના ઘોડા, સારથિ, ધનુષ્ય, છત્ર, રથ અને ધજાના તલ તલ જેવડા ટુકડા કરી નાખ્યા. વળી અર્જુને બાણોના સમૂહોથી તથા અનેક જાતનાં હથિયારોથી સૌબલ વગેરે ગાંધારયોદ્ધાઓને પણ આકુળવ્યાકુળ કરી નાખ્યા.[૪,૫] ત્યાં ક્રોધાયમાન થયેલા અર્જુને આયુધો ઉગામીને યુદ્ધ કરવા ચડી આવેલા પાંચસો વીર ગાંધારોને મૃત્યુલોકમાં વિદાય કરી દીધા. હવે મહાબાહુ વૃષક મરણ પામેલા ઘોડાવાળા પોતાના રથમાંથી એકદમ ઊતરી પડ્યો અને પોતાના ભાઈના

રથ પર ચઢી જઈ પોતે બીજું ધનુષ્ય ધારણ કર્યું. આમ એક રથમાં બેઠેલા તે બન્ને વૃષક અને અચલ ભાઈઓ બાણોનો વરસાદ વરસાવી અર્જુનને વારંવાર વીંધવા લાગ્યા.[૬-૮] એ રીતે હે મહારાજ ! વૃત્ર અને બલદૈત્ય જેમ ઇંદ્રને સખત પ્રહાર કરે, તેમ તમારા એ બન્ને સાળાઓ અર્જુનને સખત પ્રહાર કરવા લાગ્યા.[૯] ગ્રીષ્મ-ઋતુના વચલા બે મહિનાઓ ઉષ્ણ કિરણોથી જેમ્ લોકને તપાવે છે, તેમ બરાબર તાકીને પ્રહાર કરનારા તે બન્ને ગાંધારપુત્રો અર્જુનને પ્રહાર કરતા હતા.[૧૦] હે રાજન્ ! તે બન્ને જણા એક જ રથમાં એકબીજાનાં અંગોનો સ્પર્શ કરીને અડોઅડ બેઠા હતા, તેથી અર્જુને એક જ બાણ મૂકીને તે બન્નેને મારી નાખ્યા.[૧૧] હે રાજન્ ! સિંહ સમાન પરાક્રમી, લાલ નેત્રોવાળા, મોટી ભુજાવાળા અને અન્યોન્ય એક જ લક્ષણવાળા તે બન્ને વીરભાઈઓ ત્યાં રથ પરથી નીચે ઢળી પડ્યા.[૧૨] બંધુજનોને પ્રિય એવાં તે બન્નેનાં શરીરો દશે દિશામાં પવિત્ર યશ પહોંચાડીને રથ પરથી ધરણી પર ઢળી પડ્યાં હતાં.[૧૩] હે પૃથ્વીનાથ ! યુદ્ધમાં પાછી પાની નહિ કરનારા પોતાના એ બન્ને મામાઓને યુદ્ધમાં આમ માર્યા ગયેલા જોઈને તમારા પુત્રો દુઃખનાં ઘણાં ઘણાં આંસુ સારવા લાગ્યા.[૧૪] પોતાના બે ભાઈઓને મરણ પામેલા જોઈને સેંકડો માયા રચવામાં કુશળ એવો શકુનિ ત્યાં શ્રીકૃષ્ણ અને અર્જુનને મોહિત કરવા માટે પોતાની માયા રચવા લાગ્યો. તેની માયાના પ્રભાવથી, ત્યાં લાઠીઓ, લોઢાની લાકડીઓ, પથ્થરો, તોપો, શક્તિઓ, ગદાઓ, પરિઘો, તલવારો, ત્રિશૂળો, મુદ્‌ગરો, પટ્ટિશો, લાકડીઓ, છરાઓ, ક્ષુરપ્રો, બંદૂકની ગોળીઓ, વાછરડાના દાંત સરખા આકારનાં બાણો, હાડકાંનાં ફળાંવાળાં બાણો, બેધારી તલવારો, નખરો, મુસલો, ફરશીઓ, ચક્રો, સાદાં બાણો, ભાલાઓ અને એ ઉપરાંત બીજાં પણ અનેક જાતનાં હથિયારો દશે દિશાઓમાં આવી આવીને અર્જુન ઉપર પડવા લાગ્યાં.[૧૫-૧૮] વળી ત્યાં ગધેડાં, ઊંટ, પાડા, સિંહ, વાઘ, રોઝ, ચિત્રા, રીંછ, કૂતરા, ગીધ, વાંદરાં, સર્પો અનેક જાતના રાક્ષસો અને અનેક પ્રકારનાં પક્ષીઓ ભુખાળવાં થઈને ક્રોધપૂર્વક અર્જુન તરફ ધસવા લાગ્યાં. પછી દિવ્ય અસ્ત્રને જાણનારો કુંતાનો શૂરો પુત્ર અર્જુન ત્યાં અનેક બાણો છોડીને તેમને એકદમ પ્રહાર કરવા મંડી પડ્યો.[૧૯-૨૧] આમ શૂરા અર્જુને સારાં સારાં મજબૂત બાણોથી તેમને મારવા માંડ્યાં, એટલે ચારે તરફથી માર ખાતાં તે પ્રાણીઓ મોટા અવાજે બૂમાબૂમ કરી ત્યાંથી નાસી ગયાં.[૨૨] હવે અર્જુનના રથ સામે એકદમ અંધકાર છવાઈ ગયો અને તે અંધકારમાંથી આવતી ક્રૂર વાણીઓ અર્જુનનો તિરસ્કાર કરવા લાગી.[૨૩] મહારણમાં પ્રકટ થયેલો તે અંધકાર ઘોર અને ભૈરવ હતો, તેથી તે સર્વને ભય કરનાર થઈ પડતો હતો. છતાં અર્જુને તો ઉત્તમ તૈજસ્ અસ્ત્રનો પ્રયોગ કરીને તે અંધકારનો નાશ જ કરી નાખ્યો.[૨૪] જ્યારે તે અંધકારનો નાશ થયો, ત્યારે ત્યાં ભયાનક જળપ્રવાહો પ્રકટ થયા, એટલે અર્જુને તે જળપ્રવાહનો નાશ કરવા માટે સૂર્યાસ્ત્રનો પ્રયોગ કર્યો.[૨૫] આમ તે અસ્ત્રે પોતાના પ્રભાવ-થી તે સર્વ જળ સૂકવી નાંખ્યું. એ રીતે તે સમયે શકુનિએ અનેક જાતની માયાઓ કરી હતી.[૨૬] પણ અર્જુને પોતાના અસ્ત્રના બળથી તે સર્વ માયાનો હસતાં હસતાં નાશ કરી નાખ્યો હતો. જ્યારે આમ પોતાની સર્વ માયાઓ નાશ પામી, ત્યારે અર્જુનનાં બાણોનો માર ખાઈત્રાસ પામેલો એ શકુનિ સામાન્ય મનુષ્યની પેઠે વેગવાળા

ઘોડાઓ દોડાવી ત્યાંથી નાસી ગયો. પછી અસ્ત્રોને જાણનારો અર્જુન શત્રુઓ પર પોતાની ઝડપ દેખાડવા લાગ્યો અને કૌરવોની સેના પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. હે મહારાજ ! અર્જુને તમારા પુત્રની સેના પર એટલો બધો બાણોનો મારો ચલાવ્યો કે તેથી તે સેના પર્વતમાં અથડાયેલી ગંગા નદીની પેઠે બે ભાગમાં વહેંચાઈ ગઈ. હે રાજન્ ! તે સેનામાંના કેટલાએક રાજાઓ દ્રોણાચાર્યને શરણે ગયા અને કેટલાએક રાજાઓ અર્જુનના બાણથી પીડાઈને દુર્યોધનને શરણે ગયા. અમે ધૂળથી ઢંકાઈ ગયેલા તે સૈન્યમાં અર્જુનને જોઈ શકતા ન હતા. માત્ર દક્ષિણ દિશામાં તેના ગાંડીવ ધનુષ્યનો ટંકાર મારા સાંભળવામાં આવતો હતો. ત્યારે શંખ, દુંદુભિ અને બીજાં રણવાદિત્રોના શબ્દને ઢાંકી દઈને કેવળ ગાંડીવનો ટંકારવ આકાશમાં પહોંચતો હતો. તેવામાં વળી પાછો દક્ષિણ દિશામાં તરેહ તરેહનાં યુદ્ધ કરનારા યોદ્ધાઓનો અને અર્જુનનો સંગ્રામ થવા લાગ્યો. હું તો તે સમયે દ્રોણાચાર્યની પાછળ જ હતો. હે ભારત ! એ વેળા યુધિષ્ઠિરનાં સૈન્યો પણ તમારા પુત્રોનાં સૈન્યોને જ્યાં ત્યાં પ્રહાર કરી રહ્યાં હતાં. જેમ વાયુ સમય આવતાં વાદળોને છિન્નભિન્ન કરી નાખે છે, તેમ અર્જુન પણ ત્યાં તમારી સેનાને છિન્નભિન્ન કરી રહ્યો હતો. અનેક બાણોને વરસાવી ધસી આવતા ઇંદ્રને જેમ કોઈ ન વારી શકે, તેમ ઉગ્ર સ્વરૂપને ધારણ કરનારા તે અર્જુનને પણ મહાધનુર્ધર પુરુષવ્યાઘ્રો વારી શકયા નહિ.[૨૭–૩૬] વળી અર્જુનના પ્રહારથી તમારા સૈનિકો એટલા બધા વ્યથિત થઈ ગયા હતા કે, તેઓ આમતેમ નાસભાગ કરી ઘણે ભાગે પોતાના જ યોદ્ધાઓનો નાશ કરી રહ્યા હતા.[૩૭] અર્જુને છોડેલાં તે શરીરને ભેદી નાખનારાં કંકપક્ષીનાં પીછાંવાળાં બાણો પતંગની પેઠે દશે દિશાઓને ઢાંકી દઈને પડતાં હતાં.[૩૮] હે રાજા ! અર્જુનનાં એ બાણો ઘોડાઓને, રથી યોદ્ધાઓને, હાથીઓને તથા પાળાને પણ વીંધી નાખતાં હતાં અને રાફડામાં જેમ સર્પો પેસી જાય, તેમ પૃથ્વીમાં પેસી જતાં હતાં. અર્જુન હાથી, ઘોડા અને પાળાઓ પર એક એક જ બાણ ફેંકતો હતો, છતાં પણ તેઓ એક જ બાણથી ઘાયલ થઈ મરણ પામી પૃથ્વી પર પડતા હતા.[૩૯,૪૦] ત્યાં મનુષ્યો માર્યા ગયા હતા, હાથીઓ મૂઆ પડ્યા હતા અને ઘોડાઓ બાણોથી ચોતરફ ઘાયલ થઈ ઢળી પડ્યા હતા, તેથી તે રણભૂમિમાં વિચિત્ર દેખાવ થઈ રહ્યો હતો. વળી ત્યાં ઠેરઠેર માંસભક્ષણ કરવા માટે આવેલાં કૂતરાં, શિયાળવાં તથા કાગડાઓના ભયંકર શબ્દો સંભળાતા હતા.[૪૧] અર્જુનના બાણથી પીડાયેલો પિતા પુત્રને, મિત્ર મિત્રને તથા પુત્ર પિતાને ત્યાં રણમાં મૂકીને જ નાસી જતો હતો. અરે ! તે યુદ્ધમાં યોદ્ધાઓ એટલા બધા ગભરાઈ ગયા હતા કે તેઓ માત્ર પોતાનું જ રક્ષણ કરવાની બુદ્ધિવાળા થઈ જઈને પોતાનાં વાહનોને પણ ત્યજી જતા હતા.[૪૨]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'શકુનિનું નાસવું' નામનો અધ્યાય ૩૦ મો સમાપ્ત

## અધ્યાય ૩૧ મો
### નીલરાજાનો વધ

॥ धृतराष्ट्र उवाच ॥

तेष्वनीकेषु भग्नेषु पांडुपुत्रेण संजय ।
चलितानां द्रुतानां च कथमासीन्मनो हि वः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! પાંડુપુત્ર અર્જુને જ્યારે તે સૈન્યોમાં ભંગાણ પાડ્યું ત્યારે આમતેમ નાસભાગ કરી ચલિત થયેલા તમારા બધાનું મન કેવું થઈ ગયું હતું ?[૧] કોઈ સ્થળે પણ સ્થિતિને નહિ જોનારાં સૈન્યોમાં જ વેળા

ભંગાણ પડ્યું હશે, તે વેળા તેમને પુનઃ શત્રુઓ સામે ગોઠવવાં અશક્ય થયાં હશે. માટે હે સંજય! તેના સંબંધમાં જે બન્યું હોય તે મને કહે.[૨]

સંજય બોલ્યો : ત્યારે પણ હે પૃથ્વીનાથ! તમારા પુત્રનું પ્રિય કરવા ઇચ્છતા વીરપુરુષો તો પોતાના યશનું લોકમાં રક્ષણ કરી, દ્રોણની પાછળ જ જવા લાગ્યા.[૩] અસ્ત્રો ઉગામાયાં અને યુધિષ્ઠિરરાજ પણ સામા આવી ખડા થયા અને એમ ભયંકર મામલો થઈ પડ્યો, છતાં તે યોદ્ધાઓ નિર્ભયની પેઠે આર્ય પુરુષોને યોગ્ય જ કર્મો કરવા લાગ્યા.[૪] હે વિભુ! તેઓ તો અમિત તેજવાળા ભીમસેન, સાત્યકિ અને વીર ધૃષ્ટદ્યુમ્નની પણ વચમાં પડ્યા. (અર્થાત્ તેઓ યુધિષ્ઠિરને સહાય કરવા જતા હતા, પણ તમારા પક્ષના વીરોએ તેમને રોક્યા.)[૫] શત્રુઓ પર ક્રૂર વર્તન કરનારા પાંચાલો 'દ્રોણને મારો, દ્રોણને મારો' એ પ્રમાણે પોતાના સૈનિકોને પ્રેરણા કરવા લાગ્યા હતા, ત્યારે આ તરફથી તમારા પુત્રો 'દ્રોણનો વધ થવા ન દો' એ પ્રમાણે સર્વ કૌરવોને પ્રેરણા કરવા મંડ્યા હતા.[૬] કેટલાએક યોદ્ધાઓ 'દ્રોણને મારો, દ્રોણને મારો' એ પ્રમાણે તે રણભૂમિ પર કહી રહ્યા હતા, તો વળી બીજાઓ 'દ્રોણનું રક્ષણ કરો, રક્ષણ કરો' એ પ્રમાણે ત્યાં કહી રહ્યા હતા. એ રીતે કૌરવ અને પાંડવ વચ્ચે ત્યાં દ્રોણના નામનો જ જાણે જુગાર ચાલી રહ્યો હતો.[૭] દ્રોણાચાર્ય પાંચાલ યોદ્ધાઓની ટુકડી સામે યુદ્ધ કરતા હતા, તો પાંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્ન તે તે સ્થાને ધસી આવતો હતો.[૮] જ્યારે સંગ્રામ ભયંકર સ્વરૂપવાળો થઈ ગયો, ત્યારે ભયાનક શબ્દ કરતા વીર પુરુષો પોતાની પંક્તિમાંથી જુદા પડી જઈ શત્રુયોદ્ધાઓ સામા આવી જતા હતા.[૯] તે યુદ્ધમાં પાંડવોને શત્રુઓ કંપાવી શક્યા નહિ, પણ પાંડવો તો પૂર્વે પોતાને થયેલાં દુઃખોનું સ્મરણ કરી શત્રુઓનાં સૈન્યોને કંપાવવા લાગ્યા.[૧૦] તેઓ લજ્જાવાળા હતા, તોપણ ક્રોધને અધીન થઈને અને પરાક્રમથી પ્રેરાઈને તેઓ એ મહારણમાં દ્રોણનો વધ કરવા માટે પ્રાણોને પણ અળખામણા કરીને યુદ્ધ માટે ચઢી આવ્યા હતા.[૧૧] તે તુમુલ યુદ્ધમાં પોતાના પ્રાણોનું પણ કરીને યુદ્ધરૂપ રમતને રમી રહેલા એ મહાતેજસ્વી યોદ્ધાઓની એ પરસ્પરની અથડામણ લોઢા અને પથ્થર જેવી થઈ રહી હતી.[૧૨] હે મહારાજ! કોઈ પણ વૃદ્ધ પુરુષોને પૂર્વે તેવા પ્રકારનો સંગ્રામ કદી થયો હોય તેનું સ્મરણ નથી, તેમ જ તે વૃદ્ધોએ તેવો સંગ્રામ કદી જોયો હોય કે સાંભળ્યો હોય તેમ પણ નથી.[૧૩] એ વીરોના સંહારસમયે સૈન્યો આમતેમ ઘૂમી રહ્યાં હતાં, તેથી તેમના અતિશય ભારથી પીડાયેલી પૃથ્વી જાણે કંપવા લાગી હતી.[૧૪] યુધિષ્ઠિર રાજાના આમતેમ ઉછળી રહેલા એ સૈન્યરૂપ સમુદ્રનો અતિભયંકર શબ્દ આકાશને સ્તબ્ધ કરી દેતો હતો અને પુનઃ તે સૈન્યમાં જ પેસી જતો હતો.[૧૫] યુદ્ધમાં ઘૂમી રહેલા દ્રોણાચાર્યે હજારો તીક્ષ્ણ બાણો મૂકીને પાંડવોનાં સૈન્યોમાં ભંગાણ પાડવા માંડ્યું.[૧૬] અદ્‌ભુત પરાક્રમવાળા દ્રોણાચાર્ય આમ તે સૈન્યોને જ્યારે મારી નાખતા હતા, ત્યારે સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન જાતે જ ત્યાં આવીને તેને ખાળતો હતો.[૧૭] તે સમયે દ્રોણનું તથા ધૃષ્ટદ્યુમ્નનું અતિ અદ્‌ભુત યુદ્ધ થઈ રહ્યું હતું અને તે યુદ્ધની કોઈ પણ જાતની ઉપમા જ નથી એમ મારું નિશ્ચય માનવું છે.[૧૮] તેવામાં બાણરૂપ તણખાવાળો તથા ધનુષ્યરૂપ જ્વાળાવાળો નીલરાજરૂપ અગ્નિ ઘાસની પેઠે કૌરવોની સેનાને બાળવા મંડી પડ્યો.[૧૯] એ રીતે સૈન્યોને બાળી રહેલા તે નીલને પ્રતાપી અશ્વત્થામા હસીને મધુર વાણીથી આ પ્રમાણે પ્રથમ જ કહેવા લાગ્યો:[૨૦]

'હે નીલરાજ! બાણોની જ્વાળાથી આ બિચારા અનેક યોદ્ધાઓને બાળવાથી તારા હાથમાં શું આવવાનું છે? આવ, મારી એકની સાથે જ લડ અને ક્રોધ કરી મને જલદી પ્રહાર કર.[૨૧] એટલે ખીલેલાં કમળ સમાન મુખવાળા એ નીલે કમળના સમૂહ સમાન આકારવાળા તથા કમળનાં પત્ર સમાન નેત્રવાળા તે અશ્વત્થામાને બાણોથી વીંધી નાખ્યો.[૨૨] એ રીતે જ્યારે તે નીલરાજાએ અશ્વત્થામાને વીંધી નાખ્યો, ત્યારે તેણે પણ ત્રણ તીક્ષ્ણ ભલ્લબાણોથી પોતાના શત્રુના ધનુષ્યને, ધ્વજને તથા છત્રને કાપી નાખ્યું. હવે તે નીલરાજા હાથમાં ઢાલ તથા તલવાર લઈને પક્ષીની પેઠે એકદમ પોતાના રથ પરથી નીચે કૂદી પડ્યો અને તેણે અશ્વત્થામાના મસ્તકને ધડથી જુદું પાડવા ઇચ્છા કરી.[૨૩,૨૪] પણ હે નિર્દોષ રાજા! અશ્વત્થામાએ જ મંદહાસ્ય કરીને એક ભલ્લબાણ મૂકીને તે નીલરાજાના ઊંચી નાસિકાવાળા તથા કુંડલયુક્ત એવા મસ્તકને ધડથી જુદું પાડી દીધું.[૨૫] આમ સંપૂર્ણ ચંદ્ર સમાન મુખવાળો, કમળનાં પત્ર સમાન નેત્રવાળો અને ઉત્પલપત્ર સમાન કાંતિવાળો અને અત્યંત ઊંચો તે નીલરાજા મરણ પામીને પૃથ્વી પર ગબડી પડ્યો.[૨૬] આચાર્યના પુત્રે જ્યારે અતિ ઉજ્જ્વળ તેજવાળા તે નીલરાજાને મારી નાખ્યો, ત્યારે અત્યંત આકુળ થયેલી પાંડવોની સેના અતિશય વ્યથાતુર થઈ ગઈ.[૨૭] હે રાજા! તે સમયે પાંડવપક્ષના સર્વ મહારથીઓ વિચાર કરવા લાગ્યા કે, આ સમયે જો ઇંદ્રનંદન અર્જુન હોય, તો તે જ આપણા બધાનું રક્ષણ કરે. પણ તે ક્યાંથી રક્ષણ કરે? તે બળવાન અર્જુન તો દક્ષિણ દિશામાં બાકી રહેલા સંશપ્તકોનો તથા નારાયણી ટુકડીનો નાશ કરી રહ્યો છે.[૨૮,૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'ધૃતરાષ્ટ્રના પ્રશ્નો' નામનો અધ્યાય ૩૧ મો સમાપ્ત

# અધ્યાય ૩૨મો

## બીજે દિવસ સમાપ્ત—યુદ્ધનું ભયંકર સ્વરૂપ

॥ संजय उवाच ॥

प्रतिघातं तु सैन्यस्य नामृष्यत वृकोदर।
सोऽभ्याहनद् गुरुं षष्ट्या कर्णं च दशभिः शरैः ॥१॥

સંજય બોલ્યો: દ્રોણાચાર્યથી થતો સૈન્યનો આ નાશ ભીમસેનથી સહન થઈ શક્યો નહિ. તેણે પોતાના ગુરુને સાઠ બાણોનો તથા કર્ણને દશ બાણોનો પ્રહાર કર્યો.[૧] ત્યારે દ્રોણાચાર્યે તેનો જીવ લેવાની ઇચ્છાથી સીધી ગતિવાળાં તથા તીક્ષ્ણ ધારવાળાં સજેલાં બાણોનો તેના મર્મસ્થાનમાં પ્રહાર કર્યો.[૨] વળી આચાર્યે સતત પ્રહાર કરવાની ઇચ્છાથી બીજાં પણ છવ્વીસ બાણોનો પ્રહાર કર્યો. તે ગાળામાં કર્ણે બાર બાણોથી, અશ્વત્થામાએ સાત બાણોથી અને દુર્યોધનરાજાએ છ બાણોથી એ ભીમસેનને છાઈ દીધો. મહાબળવાન ભીમસેને પણ તેમને બધાને સામો પ્રહાર કરી વીંધી નાખ્યા. તેમાં તેણે દ્રોણને પચાસ બાણોથી, કર્ણને દશ બાણોથી, દુર્યોધનને બાર બાણોથી અને અશ્વત્થામાને આઠ બાણોથી પ્રહાર કર્યો. પછી તુમુલ શબ્દ કરીને તેણે રણમાં તેમની સામે ધસારો કર્યો. તે ભીમસેન જ્યારે પ્રાણોનો ત્યાગ કરવાની અણી પર આવી ગયો અને શત્રુઓએ તેને જ્યારે મરણ તુલ્ય અવસ્થાએ પહોંચાડી દીધો, ત્યારે યુધિષ્ઠિરરાજાએ તે પોતાના યોદ્ધાઓને આજ્ઞા કરી કે, 'જાઓ ભીમને બચાવો.' તે આજ્ઞા થતાં જ અમાપ તેજસ્વી સાત્યકિ, નકુલ અને સહદેવ વગેરે મહાન પુરુષો એકઠા થઈ ગયા અને ક્રોધપૂર્વક ભીમસેન પાસે આવી પહોંચ્યા.[૩-૮] પછી મહાધનુર્ધરોના રક્ષણ તળે રહેલા મહાપરાક્રમી ભીમસેન વગેરે એ રથીઓ દ્રોણાચાર્યના સૈન્યમાં ભંગાણ પાડવા માટે એકીસાથે ત્યાં ચઢી આવ્યા.[૯] ત્યારે રથીશ્રેષ્ઠ

દ્રોણાચાર્ય પણ નિર્ભય થઈને રણમાં યુદ્ધ કરવા આવેલા તે વીર અને અતિ બળવાન મહારથીઓ સામા ટક્કર ઝીલવા લાગ્યા.[૧૦] પાંડવો પણ મૃત્યુના બાહ્ય ભયનો ત્યાગ કરી, તમારા પક્ષના યોદ્ધાઓ સામે જઈ પહોંચ્યા. પછી ઘોડેસવારો ઘોડેસવારોનાં તથા રથીઓ રથીઓનો સંહાર કરવા મચી પડ્યા.[૧૧] તે વેળા રણભૂમિ પર શક્તિઓ અને તલવારોનો મારો ચાલુ થયો. કોઈ કોઈ સ્થળે ફરશીઓથી પણ યુદ્ધ થવા લાગ્યું, તો ક્યાંક તીક્ષ્ણ પરિણામવાળું તલવારોનું પણ મહાન યુદ્ધ થતું હતું.[૧૨] જ્યારે હાથીઓનો ઘસારો ચાલુ થયો, ત્યારે તો યુદ્ધ અતિ દારુણ દેખાઈ રહ્યું. કોઈ યોદ્ધો હાથી પરથી ઊંધે માથે પૃથ્વી પર ઢળી પડ્યો, તો બીજો કોઈ ઘોડા પરથી તે જ પ્રમાણે ગબડી પડ્યો.[૧૩] હે રાજા! ત્યાં બાણથી ઘાયલ થયેલો કોઈ રથી યોદ્ધો પોતાના રથ પરથી પૃથ્વી પર પછડાઈ પડતો હતો. તે રણમાં શત્રુ સાથેના યુદ્ધમાં કવચરહિત થઈ કોઈ યોદ્ધો પૃથ્વી પર પડતો હતો અને દોડાદોડ કરતો હાથી તેની છાતી દબાવીને તેનું માથું ભાંગી નાખતો હતો. વળી બીજા હાથીઓ પણ રણભૂમિ પર પડેલા, કેટલાએક યોદ્ધાઓને છૂંદી નાખતા હતા.[૧૪] કેટલાએક હાથીઓ પોતાના દંતૂશળોને પૃથ્વીમાં ભરાવીને અનેક રથીઓને ચીરી નાખતા હતા, ત્યારે બીજા કેટલાક હાથીઓ દાંતોમાં ભરાયેલાં પુરુષોનાં આંતરડાં સાથે રણમાં આમતેમ ભમતા હતા તથા સેંકડો મનુષ્યોનો ઘાણ વાળી નાખતા હતા. ત્યાં લોઢાનાં કવચોને ધારણ કરી ઠામેઠામે પડેલા પાળા, ઘોડા, રથીઓ અને હાથીઓને બીજા કેટલાએક હાથીઓ સૂંઢ વતી ઊંચકી કાઢતા હતા અને જાડા નલજાતના ઘાસની પેઠે તેમને પછાડી મૂકતા હતા. વળી ઘણા રાજાઓ કાળના યોગે ગીધપક્ષીછાડવાળી પથારી ઉપર ઘણા દુઃખથી સૂતા હતા. એ યુદ્ધ અત્યંત મર્યાદાહીન ચાલ્યું હતું. તેમાં પિતા પોતાના રથને દોડાવી પુત્રને મારી નાખતો હતો; તેમ જ મોહને લીધે પુત્ર પિતાને મારી નાખતો હતો. એ યુદ્ધમાં ઘણા રથો ભાંગી ગયા, ધજાઓ ચિરાઈ ગઈ, છત્રો પૃથ્વી પર પડી ગયાં અને ભાગી ગયેલાં રથનાં અર્ધાં ધૂંસરાં લઈને ઘોડાઓ ચારે બાજુ નાસી ગયા. ત્યાં કપાયેલા બાહુઓ તલવાર સહિત પડ્યા હતા. કુંડળો સહિત મસ્તકો ઠેકઠેકાણે કપાઈ પડ્યાં હતાં. કોઈ બળવાન હાથી યોદ્ધાઓના રથોને ફેંકી દઈ પૃથ્વી પર ભુક્કા કરી નાખતો હતો, તો કોઈ રથીયોદ્ધો નારાચબાણથી હાથીને પ્રહાર કરી ભૂમિ પર પટકી પાડતો હતો. વળી હાથીના તીવ્ર પ્રહારથી કેટલાએક ઘોડા પોતાના સવારો સહિત પછડાઈ પડતા હતા. એ પ્રમાણે તે યુદ્ધ મર્યાદા વિનાનું થઈ અતિ દારુણ થઈ રહ્યું હતું.[૧૫-૨૩] ત્યારે 'ઓ પિતા! ઓ પુત્ર! ઓ મિત્ર! તું ક્યાં છે? ઊભો રહે, ક્યાં દોડી જાય છે? માર, પકડ, એને હણી નાખ!' વગેરે અનેક પ્રકારની વાણી સિંહનાદની ગર્જનાઓ સાથે સાથે તે રણભૂમિ પર મોટેથી સંભળાતી હતી. તે સ્થળે મનુષ્યો, ઘોડાઓ અને હાથીઓનું લોહી એકઠું થઈ ઘન થઈ ગયું હતું અને તે લોહીને લીધે પૃથ્વીની ઊડતી ધૂળ શાંત થઈ હતી. આ ભયંકર દેખાવ જોઈને કાયર મનુષ્યોનાં મનમાં ભય પેસી ગયો હતો અને તેથી તેઓ મૂર્છિત થઈ ગયા હતા. એક વીર બીજા વીર સામે આવી જતો અને પોતાના રથનાં પૈડાંથી તે શત્રુના રથનાં પૈડાંને આગળ જતાં થોભાવી દેતો હતો અને બાણ મારવાનો સમય નહિ દેખતાં તે ગદાના પ્રહારથી પોતાના પ્રતિસ્પર્ધીનું મસ્તક ઉડાવી દેતો હતો. કોઈ કોઈ સ્થળે તો કેટલાએક યોદ્ધાઓ સામસામા ચોટલી

પકડીને યુદ્ધ કરતા હતા, તો કોઈ સ્થળે અતિ દારુણ મુષ્ટિયુદ્ધ ચાલતું હતું. યુદ્ધ કરવાનાં સાધન વિનાના થઈ ગયેલા કેટલાએક શૂરવીરો સાધનની ઇચ્છા કરી નખ અને દાંતો વડે પણ ત્યાં મચી પડ્યા હતા. કોઈ વીર પુરુષ પોતાના શત્રુના પ્રહાર કરવા ઊંચા કરેલા હાથને તલવાર, ધનુષ્ય, બાણ તથા અંકુશ સહિત છેદી નાખતો હતો. કોઈ સ્થળે એક યોદ્ધો બીજાને મોટેથી બોલાવી રહ્યો હતો, તો વળી પેલો બીજો યોદ્ધો યુદ્ધમાંથી વિમુખ થઈ નાસી જતો હતો.[૨૪-૨૯] ત્યાં કોઈ શૂરો નર પોતાની સામે આવીને યુદ્ધ કરતા શત્રુના મસ્તકને ધડથી જુદું પાડતો હતો. તે જોઈ કોઈ કાયર પુરુષ બૂમ પાડી પોબારા ભણી જતો હતો અને તેની બૂમ સાંભળી કોઈ બીજો પુરુષ અત્યંત ત્રાસ પામી જતો હતો.[૩૦] કોઈ યોદ્ધો પોતાનાં જ માણસોને તીક્ષ્ણ બાણોથી મારી નાખતો હતો, તો બીજો કોઈ પોતાના શત્રુઓને જ વીણી વીણીને મારતો હતો. નારાચબાણના પ્રહારથી ઘાયલ થયેલો કોઈ હાથી પર્વતના શિખરની પેઠે તથા ઉનાળામાં નદીની ભેખડ ની પેઠે ધબાક કરતો પૃથ્વી પર પડતો હતો. ત્યાં ઝરણ ઝરતા પર્વતની પેઠે કોઈ મદઝરતા હાથીએ પાદપ્રહારથી કોઈ રથીયોદ્ધાઓને ઘોડા તથા સારથિ સાથે મારી નાખ્યો હતો અને પોતે તે સ્થળે હજી ઊભો જ હતો. લોહીથી છંટાયેલા કેટલાએક અસ્ત્રકુશળ શૂરાઓને પ્રહાર કરતા જોઈ ને કેટલાએક દુર્બળ હૃદયના બીકણોને મૂર્છા આવી જતી હતી. ત્યારે સર્વ યુદ્ધપ્રદેશ ખળભળી ઊઠ્યો હતો અને ત્યાં મારફૂટ સિવાય બીજું કંઈ પણ જણાતું ન હતું. ત્યાં સર્વ પ્રદેશ સૈન્યની રજથી ઢંકાઈ ગયો હતો અને મર્યાદાનું લગાર પણ નામ ન હતું. તે વેળા સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન આ સમય જ ખરો છે, માટે ઉતાવળ કરો એમ કહીને હમેશાં સ્વભાવથી જ ત્વરાવાળા તે પાંડવયોદ્ધાઓને યુદ્ધમાં ઉતાવળ કરાવી રહ્યો હતો. બાહુબળશાળી પાંડવો પણ તેની આજ્ઞાને માન્ય રાખી હંસો જેમ સરોવરમાં પડે, તેમ દ્રોણાચાર્યના રથ ઉપર તૂટી જ પડ્યા. ત્યાં દ્રોણના રથ સામે 'પરસ્પર નિર્ભય થઈ ધસારો કરો, પકડો, કાપી નાખો!' એવા તુમુલ શબ્દો સંભળાઈ રહ્યા હતા. તે પછી દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા, જયદ્રથ, અવંતિના કુમાર વિંદ તથા અનુવિંદ અને શલ્ય એ યોદ્ધાઓ જોસભેર ધસી આવીને તે પાંડવસૈન્યોને વારવા લાગ્યા; પણ તેઓ આર્યધર્મ પ્રમાણે યુદ્ધ કરવા સજ્જ થયેલા તે પાંડવ યોદ્ધાઓને અટકાવી શક્યા નહિ; એટલું જ નહિ પણ તેમને પહોંચી વળવું પણ તેમને માટે ભારે થઈ પડ્યું.[૩૧-૩૯] જોકે પાંડવો અને પાંચાલો બાણોથી સખ્ત પીડાતા હતા, છતાં પણ તેમણે દ્રોણને છોડ્યા જ નહિ. એટલે દ્રોણાચાર્ય અત્યંત ક્રોધે ભરાયા. તેમણે સેંકડો બાણો છોડી ચેદિ, પાંચાલ અને પાંડવયોદ્ધાઓનો મોટો સંહાર કરી નાખ્યો. હે રાજા! દ્રોણાચાર્યના ધનુષ્યની દોરીનો ટંકાર સર્વ દિશાઓમાં સંભળાતો હતો.[૪૦,૪૧] તે ટંકાર લગભગ વજ્રપાત સરખો હતો અને ઘણા મનુષ્યોને ત્રાસ પમાડતો હતો. એ જ અરસામાં અર્જુન સંખ્યાબંધ સંશપ્તકોને જીતીને જે સ્થળે દ્રોણાચાર્ય પાંડવોને ખૂંદી રહ્યા હતા, તે સ્થળે આવી પહોંચ્યો. બાણોના ઓઘરૂપ મોટી ધૂમરીઓવાળા તથા લોહીરૂપ જળવાળા મોટા મોટા ધરાઓને તરી જઈને અને સંશપ્તકોનો સંહાર કરીને આખરે અર્જુન ત્યાં દેખાયો. ત્યાં સૂર્ય સમાન તેજસ્વી અને કીર્તિમાન એવા તે અર્જુનનો ચિહ્નભૂત વાનરધ્વજ તે જગ્યાએ તેજથી ઝળહળી રહેલો અમે જોયો. હવે તે અર્જુનરૂપ

પ્રલયકાળનો સૂર્ય પોતાનાં અસ્ત્રરૂપ કિરણો-થી સંશપ્તકોના સૈન્યરૂપ સમુદ્રને સુકાવી દઈને કૌરવોને પણ તપાવવા લાગ્યો. પ્રલયકાળે ઉદય પામેલો ધૂમકેતુ જેમ સર્વ ભૂતોને તપાવે છે, તેમ અર્જુન પણ પોતાનાં શસ્ત્રોના તેજથી તે સર્વ કૌરવોને બાળવા લાગ્યો. તેણે હજારો બાણો-થી હાથી, ઘોડા અને રથી યોદ્ધાઓને મારવા માંડ્યા. એમ બાણથી અત્યંત પીડાઈને તેઓ છૂટા કેશે પૃથ્વી પર ઢળવા લાગ્યા. અર્જુનનાં બાણો-થી ઘાયલ થયેલા કેટલાએક યોદ્ધાઓ ત્યાં બરાડા પાડવા લાગ્યા, કેટલાએક યોદ્ધાઓ નાસી ગયા અને કેટલાએક તો મરણ પામી પડવા લાગ્યા. તેઓમાંના કેટલાએક પડી જઈ ઊભા થતા હતા, કેટલાએક ત્રાસને લીધે પુનઃ પછડાતા હતા અને કેટલાએક તો મુઠીઓ વાળીને નાસી જતા હતા. પણ અર્જુને વીરપુરુષોના વ્રતનું સ્મરણ કરીને તેમાંના કોઈને માર્યા નહિ. ભાંગી પડેલા રથવાળા તથા આશ્ચર્યચકિત થઈ લગભગ નાસ-ભાગ કરતા તે કૌરવો 'ઓ કર્ણ, ઓ કર્ણ, હાય, હાય!' એ પ્રમાણે બૂમો પાડવા લાગ્યા. આમ પોતાનું શરણ ઇચ્છતા તે કૌરવોની બૂમો સાંભળીને અધિરથપુત્ર કર્ણે તેમને સર્વને 'ડરશો નહિ, ડરશો નહિ' એવી અભય પ્રતિજ્ઞા કરી અને પોતે અર્જુન સામે જઈ પહોંચ્યો. પછી હે ભારત! સર્વ ભરતવંશીઓને હર્ષ ઉપજાવ-નારા, રથીઓમાં શ્રેષ્ઠ અને અસ્ત્રવેત્તાઓમાં ઉત્તમ એવા તે કર્ણે અર્જુન પાસે જતાં વેંત જ અગ્ન્યાસ્ત્ર પ્રકટ કર્યું પણ અર્જુને પ્રદીપ્ત ધનુષ્ય ધારણ કરનાર તે કર્ણનાં બળબળતાં બાણોને બાણના જથાથી તોડી પાડ્યાં, એટલે કર્ણ પણ અર્જુન-નાં ઝળહળતાં બાણોને તથા તેનાં અસ્ત્રને સામે થી અસ્ત્ર છોડી વારવા લાગ્યો અને ગર્જના-પૂર્વક બાણો છોડવા મંડ્યો. એવામાં ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન અને મહારથી સાત્યકિ કર્ણ પાસે આવી પહોંચ્યા અને સીધી ગતિવાળાં ત્રણ ત્રણ બાણો મૂકી તેને વીંધવા લાગ્યા. ત્યારે એ રાધા-પુત્રે બાણોની વૃષ્ટિથી અર્જુનના અસ્ત્રનું નિવા-રણ કર્યું અને ત્રણ બાણો વડે તે ત્રણેયનાં ધનુષ્યો કાપી નાખ્યાં. આમ પોતાનાં આયુધો કપાઈ ગયાં, એટલે તેઓ ઝેર વિનાના સર્પોની પેઠે જરા વાર શાંત થઈ ઊભા રહ્યા, પણ પછી તે શૂરાઓએ પોતાના રથમાં રહેલી શક્તિઓ ફેંકીને સિંહની પેઠે ગર્જના કરી. ત્યાં તેમના જોસદાર હાથમાંથી છૂટેલી, સર્પ સમાન ઝેરી અને ભડ-ભડાટ બળતી તે મહાન શક્તિઓ કર્ણના રથ સામે સડસડાટ કરતી જવા લાગી; પણ બળવાન કર્ણે તો સીધી ગતિવાળાં ત્રણ ત્રણ બાણો મૂકીને તે શક્તિઓને કાપી નાખી, ગર્જના કરી મૂકી અને અર્જુન સામે બાણો છોડવા માંડયાં. સામે અર્જુને પણ સાત બાણોથી એ રાધાપુત્રને વીંધી નાખ્યો અને બીજાં તીક્ષ્ણ બાણો મૂકી તેના નાના ભાઈને મારી નાખ્યો. પછી સીધાં જનારાં બીજાં છ બાણોનો પ્રહાર કરીને તેણે કર્ણના શત્રું-જય નામના બીજા ભાઈને પણ મારી નાખ્યો અને વળી એક ભલ્લ બાણથી તેણે તેના ત્રીજા ભાઈ વિપાટનો પણ શિરચ્છેદ કર્યો. આમ અર્જુને એકલે હાથે સર્વ ધૃતરાષ્ટ્રપુત્રોના દેખતાં જ સૂત-પુત્ર કર્ણના ત્રણ ભાઈઓને મારી નાખ્યા. તેવામાં ભીમસેન ગરુડપક્ષીની પેઠે પોતાના રથ પરથી કૂદી પડયો અને હાથમાં તલવાર લઈ તેણે કર્ણ-ના પક્ષના પંદર યોદ્ધાઓને કાપી નાખ્યા. પાછો ઝટપટ પોતાના રથમાં બેસી જઈને તેણે બીજું ધનુષ્ય હાથમાં લીધું અને દશ બાણો વડે કર્ણને તથા પાંચ બાણો વડે તેના સારથિ તથા ઘોડા-ઓને વીંધી નાખ્યા. ધૃષ્ટદ્યુમ્ને પણ હાથમાં ઉત્તમ તલવાર તથા પ્રકાશિત ઢાલ લઈને ચંદ્રવર્મા

તથા નિષધના રાજા બૃહત્ક્ષત્રને મારી નાખ્યો. વળી પાછો તુરત પોતાના રથમાં બેસી જઈને બીજું ધનુષ્ય હાથમાં લઈને તેણે તોતેર બાણો છોડી કર્ણને વીંધી નાખ્યો તથા રણમાં મોટી ગર્જના કરી મૂકી. ચંદ્ર સમાન કાંતિવાળા સાત્યકિએ પણ ત્યાં બીજું ધનુષ્ય લઈ કર્ણને ચોસઠ બાણોનો પ્રહાર કર્યો તથા સિંહ સરખી ગર્જના કરી. વળી સારી રીતે તાકીને છોડેલાં બે ભલ્લબાણોથી તેણે કર્ણનું ધનુષ્ય કાપી નાખ્યું અને પુનઃ ત્રણ બાણો વડે તેના બે હાથમાં તથા છાતીમાં પ્રહાર કર્યો. તે વેળા દુર્યોધન, દ્રોણાચાર્ય અને રાજા જયદ્રથે સાત્યકિરૂપ સમુદ્રમાં ગળકિયાં ખાતા એ કર્ણને ઉગારી લીધો. વળી ત્યારે તમારા પક્ષના સેંકડો પાળા, ઘોડેસવારો, રથીઓ અને હાથીસવારો શત્રુઓ પર બાણો ફેંકી ફેંકીને પ્રહાર કરતા કર્ણ પાસે દોડી આવ્યા. પેલી તરફથી ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન, અર્જુન, નકુલ અને સહદેવ એ સર્વેએ સાત્યકિનું રક્ષણ કર્યું. એ રીતે તમારા પુત્રો અને પાંડવો વચ્ચે પ્રાણોની પણ પરવા કર્યા વિના કેવળ સર્વ ધનુર્ધરોના નાશને માટે મહાભયંકર રણસંગ્રામ થઈ રહ્યો હતો. તે યુદ્ધમાં પાળા, રથ, હાથી અને ઘોડા–હાથી, ઘોડા, રથ અને પાળાઓ સાથે લડી રહ્યા હતા; તેમ જ રથીઓ હાથી, પાળા અને ઘોડાઓ સાથે લડતા હતા તથા રથો અને પાળાઓ, રથો અને હાથીઓ સાથે મચી પડ્યા હતા. કોઈ કોઈ સ્થળે ઘોડા ઘોડાઓની સાથે, હાથીઓ હાથીઓની સાથે, રથીઓ રથીઓની સાથે તથા પાળાઓ પાળાઓની સાથે યુદ્ધમાં જોડાયેલા દેખાતા હતા. એ પ્રમાણે તે મહાન પાંડવો સાથે નિર્ભય થયેલા તમારા પુત્રોનું યમરાજની રાજધાનીને વધારનારું તથા રાક્ષસોને હર્ષ ઉપજાવનારું અતિગહન યુદ્ધ થઈ રહ્યું હતું. એ સંગ્રામમાં પાળા, રથ, ઘોડા અને હાથીઓએ અનેક હાથી, રથ, પાળા અને ઘોડાઓનો દાટ વાળી નાખ્યો હતો. વળી હાથીઓએ હાથીઓનો, રથીઓએ ઊંચાં કરેલાં આયુધોવાળા રથીઓનો, ઘોડાઓએ ઘોડાઓનો અને પાળાઓએ પાળાઓનો સંહાર વાળ્યો હતો.[૪૨–૭૧] ત્યારે રથીઓએ હાથીઓનો, મહાન હાથીઓએ મહાન ઘોડાઓનો, ઘોડેસવારોએ ઉત્તમ રથીઓનો અને શ્રેષ્ઠ રથીઓએ ઘોડેસવારોનો નાશ કર્યો હતો. ત્યાં રણભૂમિ પર મરણ પામેલા અને છિન્નભિન્ન થયેલાં આભૂષણો તથા કવચોવાળા અનેક યોદ્ધાઓમાંથી કોઈની જીભ બહાર નીકળી પડી હતી, કોઈના દાંત બહાર નીકળી પડ્યા હતા, તો કોઈની આંખો બહાર નીકળી પડી હતી.[૭૭] તે રણમાં અનેક પ્રકારનાં સાધનોવાળા શત્રુયોદ્ધાઓએ સારાં સારાં હથિયારોથી મારી નાખેલા ઘણા યોદ્ધાઓ ભયંકર દેખાવે પૃથ્વી પર પડ્યા હતા. કેટલાએક તો ઘોડા અને હાથીના પગની ઠોકરોમાં આવી આમતેમ પછડાતા હતા, તો બીજા કેટલાએક મોટા મોટા રથોનાં પૈડાં તળે છુંદાઈ જઈ અત્યંત આકુળવ્યાકુળ થતા હતા. ત્યાં માંસાહારી પશુપક્ષીઓને તથા રાક્ષસોને આનંદ ઉપજાવનારો દારુણ માનવસંહાર વર્તી રહ્યો હતો. તેમાં કોપાયમાન થયેલા તે બળવાન યોદ્ધાઓ પોતાના બાહુબળથી એકબીજાનો સંહાર કરતા ઘૂમી રહ્યા હતા.[૭૮,૭૯] આમ હે ભારત ! જ્યારે લગભગ બન્ને સૈન્યોનો અત્યંત સંહાર થઈ ગયો અને સૂર્ય જ્યારે અસ્તાચલ પર્વત પ્રત્યે આરૂઢ થયો, ત્યારે તે બન્ને સૈન્યો લોહીથી રેબઝેબ થયેલા એકબીજાના અવયવોને જોતાં જોતાં ધીમે ધીમે છાવણી તરફ વળ્યાં.[૮૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત સંશપ્તકવધપર્વમાં 'બીજા દિવસની સમાપ્તિ' નામનો અધ્યાય ૩૨ મો સમાપ્ત

## સંશપ્તકવધપર્વ સમાપ્ત

# अभिमन्युवधपर्व

## अध्याय ३३ मो

### અભિમન્યુના વધનો સંક્ષેપ

॥ सजय उवाच ॥

**पूर्वमस्मासु भग्नेषु फाल्गुनेनामितौजसा ।**
**द्रोणे च मोघसंकल्पे रक्षिते च युधिष्ठिरे ॥ १ ॥**

સંજય બોલ્યો: અતુલ તેજવાળા અર્જુને આપણી સેનાઓમાં પ્રથમ જ ભંગાણ પાડ્યું અને દ્રોણનો સંકલ્પ વ્યર્થ કરી રાજા યુધિષ્ઠિરનું રક્ષણ કર્યું.[1] વળી તમારા પુત્રોનો યુદ્ધમાં પરાજય થયો, તેથી તેમનાં કવચો તૂટી ગયાં, તેઓ બધા ધૂળથી ભરાઈ ગયા અને અતિ ઉદ્વેગ પામીને તેઓ દશે દિશાઓને જોઈ રહ્યા. પછી દ્રોણાચાર્યની સંમતિ પ્રમાણે તેઓ સૈન્યોને પાછાં વાળી છાવણી તરફ જવા લાગ્યા. અવશ્ય તે દિવસના રણમાં તેઓ તાકી તાકીને મારનારા શૂરા પાંડવોનાં બાણોથી ભેદાઈ ગયા હતા અને અત્યંત તિરસ્કારપાત્ર બન્યા હતા.[2,3] બીજાં સર્વ મનુષ્યો જ્યારે અર્જુનના અતુલ ગુણોનાં વખાણ કરતા હતા તથા શ્રીકૃષ્ણની અર્જુન પ્રત્યેની મિત્રતાનું કીર્તન કરતા હતા, ત્યારે તે સર્વ જાણે જૂઠાં તદ્દન મતવાળા થયા હોય, તેમ કેવળ વિચારપરંપરાને લીધે મૂંગા જ થઈ ગયા હતા. તે પછી બીજા દિવસનું સવાર થયું, ત્યારે દુર્યોધન વિનય અને અભિમાન સાથે દ્રોણાચાર્યને કહેવા લાગ્યો. તે સમયે દુર્યોધન શત્રુઓની વૃદ્ધિથી અત્યંત દુઃખી મનવાળો અને ક્રોધપૂર્ણ થઈ ગયો હતો. બોલવામાં ચતુર એવા તેણે સર્વ યોદ્ધાઓના સાંભળતાં આચાર્યને કહ્યું કે,[4-5] 'હે દ્વિજશ્રેષ્ઠ! અવશ્ય અમે તો આપના શત્રુપક્ષમાં જ છીએ, ખરું ને ? કારણ કે યુધિષ્ઠિર આજે આપની લગભગ પાસે આવી ચડ્યો હતો, છતાં આપે તેને પકડ્યો નહિ.[7] જો કદાચ તમે ધારો અને શત્રુને પકડવાની ઇચ્છા કરો, તો તમારી આંખે ચઢેલો તે શત્રુ કદી પણ છૂટી શકે જ નહિ. ભલે પછી દેવો સહિત પાંડવો પણ તેનું રક્ષણ કર્યા કરતા હોય![8] મારા પર પ્રસન્ન થઈને આપ યુધિષ્ઠિરને પકડી લાવવાનો મને વર આપી બેઠા હતા; છતાં પણ આપ પાછળથી ફરી ગયા છો. આપ જેવા આર્યપુરુષો તો ભક્તોની આશાનો કોઈ પણ રીતે ભંગ કરતા નથી.'[9] દુર્યોધને આ પ્રમાણે કહ્યું, ત્યારે દ્રોણાચાર્ય અપ્રસન્ન થયા અને પોતાના તે રાજાને આ પ્રમાણે બોલ્યા: 'હું સદા તારું પ્રિય કરવામાં જ આસક્ત રહું છું, છતાં તારે મને અપ્રિયકર ગણવો ઉચિત નથી.[10] અર્જુનના રક્ષણ તળે રહેલા શત્રુને દેવો, અસુરો, ગંધર્વો, યક્ષો, સર્પો, રાક્ષસો કે અરે! સમગ્ર ભુવનના લોકો પણ જીતવાને સમર્થ નથી.[11] અરે, જ્યાં જગતના સ્રષ્ટા ગોવિંદ છે અને જ્યાં અર્જુન સેનાપતિ છે, ત્યાં સાક્ષાત્ શંકર પ્રભુ સિવાય કોનું બળ ચાલી શકે એમ છે?[12] હે તાત! આજે હું આ એક સત્ય વાત કહું છું અને તેમાં લગાર પણ અન્યથા થવાનું નથી. આજે હું કોઈ એક મહારથીને અવશ્ય પાડીશ.[13] આજે હું એવી વ્યૂહરચના કરીશ, કે તેને દેવો પણ ભેદી શકશે નહિ. માટે કે રાજન્! કોઈ પણ ઉપાયે તમે અર્જુનને રણમાંથી દૂર કરો.[14] કારણ કે તે અર્જુનને યુદ્ધના સંબંધમાં કંઈ પણ અજાણ્યું કે ન બની શકે તેવું નથી. તેણે આમતેમ સર્વ સ્થળેથી સમગ્ર જ્ઞાન મેળવ્યું છે.'[15] જ્યારે દ્રોણાચાર્યે એ પ્રમાણે કહ્યું, ત્યારે સંશપ્તકોની ટુકડીઓએ ફરીથી યુદ્ધ કરવા માટે અર્જુનને દક્ષિણ દિશામાં આવવાનું કહેણ મોકલ્યું.[16] તે પછી અર્જુનનો તેમના શત્રુઓ સાથે એવો રણસંગ્રામ મચ્યો હતો કે તેને કોઈએ ક્યાંય જોયો નહિ હોય અને સાંભળ્યો

પણ નહિ હોય.[૧૭] આ તરફ હે રાજન્! દ્રોણાચાર્યે રચેલો વ્યૂહ પ્રકાશમાન દેખાતો હતો અને મધ્ય દિવસે ચડેલા બળતા સૂર્યની જેમ કોઈનાથી તેની સામે જોઈ પણ શકાતું ન હતું.[૧૮] હે ભારત! પોતાના વડીલ પિતા યુધિષ્ઠિરની આજ્ઞાથી અભિમન્યુએ તે અભેદ્ય ચક્રવ્યૂહને (ચકાવાને) અનેક સ્થળેથી છિન્નભિન્ન કરી નાખ્યો હતો.[૧૯] તે અભિમન્યુએ દુષ્કર પરાક્રમ કરી હજારો વીરોનો સંહાર કરી નાખ્યો હતો; પણ આખરે દ્રોણ, અશ્વત્થામા, કૃપાચાર્ય, કર્ણ, ભોજ અને શલ્ય—એ ૭ યોદ્ધાઓએ તેને એ વ્યૂહમાં ઘેરી લીધો હતો અને પરિણામે અનાયાસે તે દુઃશાસનના પુત્રના હાથમાં આવી પડ્યો હતો.[૨૦] હે પૃથ્વીપાલ! તે સ્થળે શત્રુઓને તપાવનારા અભિમન્યુએ પોતાના પ્રાણોને ત્યજ્યા હતા, એટલે આપણે હર્ષમાં આવી ગયા હતા અને પાંડવો શોકાતુર થયા હતા. હે રાજન્! તે દિવસે જ્યારે અભિમન્યુ માર્યો ગયો, ત્યારે આપણે યુદ્ધમાંથી પાછા ફર્યા હતા.

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! પુરુષોમાં સિંહ સમાન અર્જુનના તે બાલવયના પુત્રને રણમાં માર્યો ગયેલો સાંભળી મારું હૃદય અત્યંત ફાટી જાય છે. હાય! ધર્માચાર્યોએ ક્ષાત્રધર્મની દારુણ રચના કરી છે. તેમાં રાજ્ય મેળવવાની ઇચ્છાવાળા શૂરવીરોએ પોતાના બાળક પર પણ શસ્ત્રો ચલાવ્યાં છે! હે સંજય! અત્યંત સુખમાં રહેનારો તે બાળક અભિમન્યુ નિર્ભય થઈને જ્યારે રણમાં ઘૂમી રહ્યો હતો, ત્યારે અસ્ત્રમાં કુશળ એવા ઘણા વીર પુરુષોએ એકત્ર થઈને તેને કેવી રીતે મારી નાખ્યો? આ તું મને કહે. હે સંજય! રથીઓની સૈન્યરચનાને તોડી પાડનારો એ બળવાન અભિમન્યુ યુદ્ધમાં જે રીતે ખેલ્યો હોય, તે તું મને કહે.[૨૧–૨૫]

સંજય બોલ્યો: હે રાજેંદ્ર! સુભદ્રાનંદનને રણમાં કેવી રીતે પાડવામાં આવ્યો, રથસૈન્યને તોડી પાડનાર એ અભિમન્યુ યુદ્ધમાં કેવી રીતે ખેલ્યો તેમ જ તે મહાન સંહારમાં દુઃસાધ્ય એવા કેટલા વીરોને તેણે મારી નાખ્યા, ઇત્યાદિ જે પ્રશ્નો તમે મને પૂછ્યા છે, તેના પ્રત્યુત્તરમાં હું આ સંપૂર્ણ રીતે કહું છું, તે તમે સાવધાન થઈને સાંભળો.[૨૬,૨૭] અભિમન્યુ સાથેના તે યુદ્ધમાં તમારા પક્ષના યોદ્ધાઓને ગુલ્મ (ઝાડી), ઘાસ અને વૃક્ષવાળા વનમાં સળગી ઊઠેલા દાવાનળથી ત્રાસ પામી ગયેલાં વનચર પ્રાણીઓની પેઠે ભય ઉત્પન્ન થયો હતો.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'અભિમન્યુવધનું સંક્ષેપકથન' નામનો અધ્યાય ૩૩ મો સમાપ્ત

## अध्याय ३४ मो

### ચક્રવ્યૂહરચના (ચકાવો)

॥ सजय उवाच ॥

**समरेऽत्युग्रकर्माणः कर्मभिर्व्यंजितश्रमाः ।**
**सकृष्णाः पांडवाः पंच देवैरपि दुरासदाः ॥ १ ॥**

સંજય બોલ્યો: યુદ્ધમાં અતિ ઉગ્ર પરાક્રમ કરનારા અને પરાક્રમથી જ સ્પષ્ટ દેખાતા પરિશ્રમવાળા શ્રીકૃષ્ણ સહિત પાંચ પાંડવો દેવોથી પણ ગાંજ્યા જાય તેવા નહોતા.[૧] ધૈર્ય, પરાક્રમ, વંશ, બુદ્ધિ, કીર્તિ (બીજાઓ સત્પુરુષો તરીકે જે વખાણ કરે તે), યશ (પારકાના ચિત્તને ચમત્કાર પમાડનાર ગુણસમુદાય) અને શોભા—આ બધા ગુણોની સમાનતાવાળો યુધિષ્ઠિર સિવાયનો બીજો કોઈ પણ પુરુષ થયો નથી અને થશે પણ નહિ.[૨] વળી રાજા યુધિષ્ઠિર સત્યધર્મમાં આસક્ત છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરનારો છે અને બ્રાહ્મણોની પૂજા આદિ ગુણોથી સદા સ્વર્ગમાં જ પ્રાપ્ત થયેલો કહેવાય છે.[૩] હે રાજન્! પ્રલયકાળનો યમ, વીર્યવાન પરશુરામ અને રથમાં બેઠેલો

ભીમસેન, એ ત્રણેય લોકમાં સરખા જ કહેવાય છે.[૪] પ્રતિજ્ઞાપાલન અને પરાક્રમ કરવામાં ચતુર એવા ગાંડીવધનુર્ધારી અર્જુનની તો આખી પૃથ્વીમાં મને ઉપમા જ મળતી નથી.[૫] વડીલો પર પૂજ્યભાવ, કરેલાં કર્મોનું ગોપન, વિનય, ઇંદ્રિયોનો સંયમ, સૌંદર્ય અને શૌર્ય, આ છ ગુણો નકુલમાં નિયત રહેલા છે. વીર સહદેવ શાસ્ત્ર, ગંભીરતા, મીઠાશ, સત્ય, રૂપ અને પરાક્રમમાં અશ્વિનીકુમાર દેવ સરખો છે.[૬,૭] શ્રીકૃષ્ણમાં જે વિશાળ ગુણો રહેલા છે તથા પાંડવોમાં જે ગુણો છે, તે બધા ગુણો એકલા અભિમન્યુમાં દેખાય છે.[૮] તે પરાક્રમમાં યુધિષ્ઠિર સરખો છે, ચારિત્રમાં શ્રીકૃષ્ણ સરખો છે અને કર્મોમાં ભયંકર કર્મ કરનાર ભીમસેન સરખો છે. તે રૂપમાં, પરાક્રમમાં તથા શાસ્ત્રમાં અર્જુન સરખો છે અને વિનયમાં તે સહદેવ અને નકુલ સરખો છે.[૯,૧૦]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સૂત! સુભદ્રાનંદન અભિમન્યુ કદી પણ પરાજય પામે તેવો નથી, છતાં તે યુદ્ધમાં કેમ માર્યો ગયો? હું આનું સંપૂર્ણ વર્ણન સાંભળવા ઇચ્છું છું.[૧૧]

સંજય બોલ્યો: હે મહારાજ! જરા સ્થિર થાઓ અને દુર્ધર એવા પણ શોકને ધારી રાખો. હું તમને તમારા સંબંધીઓનો મહાન નાશ કહું છું, તે તમે સાંભળો.[૧૨]

હે મહારાજ! આચાર્યે ચક્રવ્યૂહ રચ્યો અને તેમાં ઇંદ્ર સરખા સર્વ રાજાઓને ગોઠવ્યા. તે વ્યૂહના આરાઓને સ્થળે સૂર્ય સરખા તેજસ્વી રાજકુમારોને ગોઠવ્યા હતા. તે સમયે ત્યાં સર્વ રાજપુત્રોનો સમૂહ એકઠો થયો હતો.[૧૩,૧૪] તે બધાએ એકત્ર રહેવાનો સંકેત કર્યો હતો. તે સૌની ધજાઓ સુવર્ણજડિત હતી. તેમણે બધાએ લાલ વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને લાલ આભૂષણો પહેર્યાં હતાં.[૧૫] તેમની સૌની પતાકા લાલ રંગની હતી અને તે સૌએ સોનાની માળાઓ ધારણ કરી હતી, ચંદન તથા અગરુનું શરીરે લેપન કર્યું હતું, પુષ્પોની માળાઓ પહેરી હતી અને વસ્ત્રો પણ અત્યંત બારીક પહેર્યાં હતાં.[૧૬] તે બધા રાજપુત્રો એકત્ર થઈને અભિમન્યુ સામે યુદ્ધ કરવા દોડી ગયા હતા. તેમની કુલ સંખ્યા દશહજારની હતી અને બધાના હાથમાં મજબૂત ધનુષ્યો હતાં.[૧૭] તેઓ બધા પ્રિય દેખાવવાળા તમારા પૌત્ર લક્ષ્મણકુમારને આગળ કરી ચાલતા હતા. તેઓ એકબીજાના દુઃખમાં સમાન હતા, તેમ સાહસમાં પણ તેઓ અન્યોન્ય સરખા જ હતા.[૧૮] તેઓ અન્યોન્યની સ્પર્ધા કરતા હતા અને અન્યોન્યના હિતમાં આસક્ત હતા. હે રાજેંદ્ર! દુર્યોધનરાજા તો એ વ્યૂહના મધ્યભાગમાં ઊભો હતો.[૧૯] તે સમયે કર્ણ, દુઃશાસન અને કૃપાચાર્ય એ ત્રણ મહારથીઓ એ દુર્યોધનરાજાને વીંટાઈ વળ્યા હતા. તેના મસ્તક પર શ્વેત છત્ર ધરવામાં આવ્યું હતું અને તે સાક્ષાત્ શ્રીમાન ઇંદ્ર સરખો દેખાતો હતો.[૨૦] વળી તેની આસપાસ ચામરો અને પંખાઓ ઢોળાતા હતા, તેથી તે ઉદય પામતા સૂર્ય જેવો શોભતો હતો. તે સૈન્યના મોખરામાં સેનાનાયક દ્રોણાચાર્ય તથા સિંધુરાજ શ્રીમાન જયદ્રથ મેરુપર્વતની પેઠે અડગ ઊભા હતા. હે મહારાજ! સિંધુરાજની પાસે દેવ સમાન કાંતિવાળા તમારા ત્રીસ પુત્રો અશ્વત્થામાને આગળ કરી શોભતા હતા. વળી કપટી શકુનિ, શલ્ય અને ભૂરિશ્રવા વગેરે મહારથીઓ ત્યાં સિંધુરાજને પડખે શોભી રહ્યા હતા. પછી તમારા અને શત્રુપક્ષના યોદ્ધાઓ વચ્ચે મરણ થાય તોપણ પાછા ન હઠવું એવા નિશ્ચયવાળું અને જોતાં રૂંવાં ખડાં થઈ જાય તેવું તુમુલ યુદ્ધ ચાલુ થયું હતું.[૨૧-૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'ચક્રવ્યૂહરચના' નામનો અધ્યાય ૩૪મો સમાપ્ત

# અધ્યાય ૩૫મો
## અભિમન્યુની પ્રતિજ્ઞા

॥ सजय उवाच ॥

**तदनीकमनाधृष्यं भारद्वाजेन रक्षितम् ।**
**पार्थाः समभ्यवर्तन्त भीमसेनपुरोगमाः ॥ १ ॥**

સંજય બોલ્યો : હવે ભીમસેન આદિ પાંડવોએ દ્રોણાચાર્યના રક્ષણ તળે રહેલા તે અજિત કૌરવસૈન્ય પર ચઢાઈ કરી.[1] સાત્યકિ, ચેકિતાન, દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન, પરાક્રમી કુંતિભોજ, મહારથી દ્રુપદ, અર્જુનનંદન અભિમન્યુ, ક્ષત્રધર્મા, વીર્યવાન બૃહત્ક્ષત્ર, ચેદિરાજ ધૃષ્ટકેતુ, નકુલ, સહદેવ, ઘટોત્કચ, પરાક્રમી યુધામન્યુ, અજિત શિખંડી, દુરાધર્ષ ઉત્તમૌજા, મહારથી વિરાટ, કોપાયમાન થયેલા દ્રૌપદીના પુત્રો, વીર્યવાન શિશુપાલપુત્ર અને મહાવીર્યવાળા કેકયકુમારો એ અને બીજા હજારો અસ્ત્રકુશળ તથા રણઘેલા યોદ્ધાઓ પોતપોતાની ટુકડીઓ સાથે દ્રોણ સામે યુદ્ધ કરવાની ઇચ્છાથી એકદમ દોડ્યા.[2–6] તે યોદ્ધાઓને સમીપમાં આવી રહેલા જોઈને અતિ વીર્યવાન દ્રોણાચાર્ય લગારે ગભરાયા નહિ અને તેમને બાણોના મોટા જથ્થાથી આગળ વધતા અટકાવવા લાગ્યા.[7] પાણીનો મોટો પ્રવાહ જેમ દુર્ભેદ્ય પર્વત પાસે આવીને આગળ વધી શકતો નથી, તેમ તે પાંડવયોદ્ધાઓ પણ દ્રોણ પાસે આવી આગળ વધી શક્યા નહિ. તેઓ તો જેમ જળાશયો કાંઠા આગળ અટકી જાય છે, તેમ દ્રોણ આગળ આવી અટકી ગયા.[8] હે રાજન્! દ્રોણના ધનુષ્યમાંથી છૂટેલાં બાણોએ પાંડવોને એટલા બધા પીડી નાખ્યા કે, તેઓ ભારદ્વાજની સામા ઊભા જ રહી શક્યા નહિ.[9] તે સમયે અમને દ્રોણાચાર્યના બાહુઓનું બળ અતિ અદ્ભુત લાગ્યું હતું; કારણ કે પાંચાલો અને સૃંજયો એમની સામે ઝીક ઝીલી શક્યા નહોતા.[10] ક્રોધપૂર્વક ધસી આવતા એ દ્રોણાચાર્યને જોઈને યુધિષ્ઠિરરાજ તેમને અટકાવવા માટે ઘણા વિચારો કરવા લાગ્યા.[11] આ દ્રોણને અમારામાંનો કોઈ પણ વારી શકે નહિ, એમ માની યુધિષ્ઠિરે તે અસહ્ય મોટો બોજો સુભદ્રાનંદન અભિમન્યુ પર મૂકવાનો નિશ્ચય કર્યો;[12] કારણ કે અભિમન્યુ શ્રીકૃષ્ણથી કે અર્જુનથી ઊતરે તેવો ન હતો અને અતુલ તેજવાળો હતો. પછી યુધિષ્ઠિરે તે અરિનાશન અભિમન્યુને આ વચન કહ્યું:[13] 'હે તાત! તું આ સમે એવું કર કે તારો પિતા અર્જુન પાછો આવીને આપણને ઠપકો આપે નહિ. અમે બધા તો આ ચક્રવ્યૂહને ભેદવાનું જાણતા નથી.[14] હે મહાબાહુ! આ ચક્રવ્યૂહને એક તું ભેદી શકે, બીજો અર્જુન ભેદી શકે, ત્રીજા શ્રીકૃષ્ણ ભેદી શકે અને ચોથો પ્રદ્યુમ્ન ભેદી શકે. કોઈ પાંચમો એને ભેદી શકે એમ નથી.[15] હે તાત અભિમન્યુ! તારા કાકાઓ, મામાઓ અને આ સઘળાં સૈન્યો આ સમયે તારી પાસે ચક્રવ્યૂહનું ભેદન કરાવવા માગે છે; માટે તું એ બધાની તે ઇચ્છા પૂર્ણ કર. તું એકદમ અસ્ત્ર હાથમાં લઈને દ્રોણની સૈન્યરચનાને તોડી નાખ. હે તાત! જો આ વખતે તું આ કાર્ય નહિ કરે, તો રણમાંથી આવીને અર્જુન આપણા બધાની નિંદા કરશે.'

અભિમન્યુ બોલ્યો : મારા પિતાનો યુદ્ધમાં જય ઇચ્છી, હું આ ઘડીએ જ આ અતિ ઉગ્ર અને દૃઢ એવા દ્રોણના સૈન્યમાં પ્રવેશ કરું છું.[16–18] મને મારા પિતાએ ચક્રવ્યૂહને તોડી નાખવાનો ઉપાય શીખવ્યો છે, પણ આપત્તિનો કોઈ પ્રસંગ આવી પડતાં હું તેમાંથી નીકળી આવવાની હામ રાખતો નથી.[19]

યુધિષ્ઠિર બોલ્યા : હે યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ! તું પ્રથમ આ સૈન્યની વ્યૂહરચનાને તોડી નાખ અને અમને તેમાં દાખલ થવાનું દ્વાર કરી આપ.

હે તાત! તું જે માર્ગે તેમાં ચાલીશ, તે માર્ગે અમે બધા તારી પાછળ પાછળ ચાલીશું. હે તાત! યુદ્ધમાં અર્જુન જેવા તારી પાછળ અમે આ યુદ્ધમાં દાખલ થઈશું અને ચારે બાજુથી તારું રક્ષણ કરતા રહીને અમે તને અનુસરશું.[૨૦,૨૧]

ભીમસેન બોલ્યો: હું, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, પાંચાલો, કેકયો, મત્સ્યો તથા પ્રભદ્રક યોદ્ધાઓ તારી પાછળ જ આવીશું.[૨૨] એક વખત તું જેવો વ્યૂહ તોડીશ કે તુરત તે તે સ્થળે ઊભેલા સારા સારા યોદ્ધાઓને અમે સંહારી નાખીશું.[૨૩]

અભિમન્યુ બોલ્યો: જેમ પતંગિયું ભડભડતી આગમાં ઝંપલાવે છે, તેમ હું પણ ક્રોધપૂર્વક દ્રોણના આ દુર્ગમ સૈન્યમાં ઝંપલાવી મૂકીશ.[૨૪] હું આજે એવું કર્મ કરી દેખાડીશ કે, તે મારા બન્ને વંશને, મામાને (શ્રીકૃષ્ણને) તથા પિતાને પ્રીતિ કરનાર થઈ પડશે.[૨૫] આજના સંગ્રામમાં હું એક બાળક આ શત્રુઓના ટોળાબંધ સૈન્યને હાંકી કાઢીશ, તે સર્વ પ્રાણીઓ એક વખત તો જોઈ રહેશે.[૨૬] આજના યુદ્ધમાં કોઈ પણ શત્રુ જો મારે હાથે જીવતો જાય, તો હું અર્જુનથી સુભદ્રાને પેટે પાકેલો પુત્ર નહિ. જો હું એક રથની જ સહાય લઈ આ યુદ્ધમાં સમગ્ર ક્ષત્રિયોનાં મંડળને આઠ વિભાગમાં ન કરું તો હું અર્જુનનો પુત્ર જ નહિ.[૨૭,૨૮]

યુધિષ્ઠિર બોલ્યા: હે સુભદ્રાનંદન! સાધ્ય, રુદ્ર તથા વાયુ સરખા તેમ જ પરાક્રમમાં વસુ, અગ્નિ તથા સૂર્ય સરખા અને પુરુષોમાં વ્યાઘ્ર સમાન એવા મહાબળવાન ધનુર્ધરોના રક્ષણ તળે રહેલા દુર્ભેદ્ય દ્રોણસૈન્યને તું ભેદી નાખવાનો ઉત્સાહ કરે છે અને આ પ્રમાણે પ્રતિજ્ઞાવચન બોલે છે, માટે હું તને આશીર્વાદ આપું છું કે, તારું બળ વૃદ્ધિ પામો.[૨૯,૩૦]

સંજય બોલ્યો: પોતાના વડીલ કાકા યુધિષ્ઠિરનું આ વચન સાંભળીને અભિમન્યુએ પોતાના સારથિને આજ્ઞા કરી કે, 'હે સુમિત્ર! આપણા ઘોડાઓને રણમાં દ્રોણના સૈન્ય તરફ જલદી હાંક.'[૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'અભિમન્યુની પ્રતિજ્ઞા' નામનો અધ્યાય ૩૫મો સમાપ્ત

## अध्याय ३६ मो
### અભિમન્યુની ચઢાઈ

॥ संजय उवाच ॥

**सौभद्रस्तद्वचः श्रुत्वा धर्मराजस्य धीमतः ।**
**अचोदयत यंतारं द्रोणानीकाय भारत ॥ १ ॥**

સંજય બોલ્યો: હે ભારત! બુદ્ધિમાન ધર્મરાજનું તે વચન સાંભળીને અભિમન્યુએ પોતાના રથને દ્રોણાચાર્યના સૈન્ય તરફ હાંકવા આજ્ઞા કરી.[૧] હે રાજન્! 'ચાલ, હવે રથને ઝટ ચલાવ.' એ પ્રમાણે જ્યારે અભિમન્યુએ આજ્ઞા આપી, ત્યારે તેના સારથિએ તેને આ વચન કહ્યું:[૨] 'હે આયુષ્યમાન! પાંડવોએ આપના પર મોટો ભાર મૂક્યો છે; માટે એક ક્ષણ વાર બુદ્ધિ સાથે વિચાર કર્યા પછી તમે યુદ્ધ કરો તો ઠીક. આચાર્ય દ્રોણ અતિકુશળ છે અને તેમણે ઉત્તમ ઉત્તમ અસ્ત્રોમાં ઘણો જ પરિશ્રમ કર્યો છે, ત્યારે તમે અત્યંત સુખમાં જ ઊછરી મોટા થયા છો અને યુદ્ધકુશળ નથી.'[૩,૪] ત્યારે અભિમન્યુ હસ્યો અને સારથિને આ વચન કહેવા લાગ્યો: 'ઓ સારથિ! આ દ્રોણ અથવા સમગ્ર ક્ષત્રિયો તે કોણ માત્ર છે![૫] અરે! ઐરાવત હાથી પર બેઠેલા સર્વ દેવગણો સાથેના ઇંદ્ર સામે અથવા સર્વ ભૂતગણોથી પૂજાયેલા સાક્ષાત્ રુદ્ર કે શંકર સામે પણ હું રણના મોખરામાં રહી યુદ્ધ કરું, તો પછી આ ક્ષત્રિયો સામે યુદ્ધ કરવું, તેમાં મને કંઈ આશ્ચર્ય નથી.[૬] આ શત્રુઓનું સૈન્ય મારી સોળમી કળાને પણ યોગ્ય નથી. અલ્યા ઓ

સારથિ! જગન્જેતા મારા મામા શ્રીકૃષ્ણ અથવા મારા પિતા અર્જુન પણ જો કદાચ યુદ્ધમાં મારી સામા આવે, તોપણ મને ભય થશે નહિ.' એ રીતે અભિમન્યુએ સારથિના વચનનું ખંડન કરી નાખ્યું અને કહ્યું કે, 'તું સત્વર દ્રોણના સૈન્ય તરફ ચાલ, વાર ન લગાડ.' એ સાંભળી સારથિ મનમાં પ્રસન્ન તો થયો નહિ, પણ તેણે ત્રણ વર્ષની અવસ્થાવાળા અને સુવર્ણનાં આભૂષણવાળા ઘોડાઓને રણમાં હાંક્યા. આમ હે રાજન્! અભિમન્યુના સારથિ સુમિત્રે જ્યારે પોતાના એ ઘોડાઓને દ્રોણના સૈન્ય સામે હાંક્યા, ત્યારે તે ઘોડાઓ મહાવેગવાન અને પરાક્રમવાળા એ દ્રોણના સામે ધસી ગયા. એ રીતે અભિમન્યુને ધસી આવતો જોઈને દ્રોણ આદિ સર્વ કૌરવ યોદ્ધાઓ તેની સામા થયા અને પાંડવયોદ્ધાઓ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. કરેણના વૃક્ષના ચિહ્નવાળી સુંદર ધજાવાળો, સુવર્ણના કવચવાળો અને અર્જુન કરતાં પણ ચડિયાતો એવો એ અર્જુનપુત્ર યુદ્ધ કરવાની ઇચ્છાથી દ્રોણ આદિ મહારથીઓ પર ચડી આવ્યો. માનો સિંહનો બાળક હાથીઓ ઉપર ચડી આવ્યો. વ્યૂહનું રક્ષણ કરવામાં સજ્જ રહેલા તે મહારથીઓ પણ અભિમન્યુ પર બાણોનો મારો ચલાવવા લાગ્યા, તેથી સમુદ્રમાં ગંગાના સંગમસ્થાને જેવી મોટી ધૂમરી પડે છે, તેવી તે સ્થળે થોડીવારમાં બાણોની ગોળાકાર ધૂમરી થઈ રહી. પછી હે રાજન્! અન્યોન્ય પ્રહાર કરી લડી રહેલા તે શૂરાઓનો ત્યાં અતિ દારુણ સંગ્રામ ચાલુ થયો. તે અતિ ભયંકર સંગ્રામ ચાલુ થયો, ત્યારે અભિમન્યુએ દ્રોણાચાર્યની સમક્ષ તે વ્યૂહને ભેદી નાખી અંદર પ્રવેશ કર્યો.[૭-૧૫] આમ સંખ્યાબંધ શત્રુઓનો સંહાર કરતા એ મહાબળવાન અભિમન્યુને વ્યૂહમાં પેઠેલો જોઈને અનેક હાથીઓ, ઘોડાઓ, રથો અને પાળાઓ આયુધો ઉગામી ઉગામીને તેને ઘેરી વળ્યા.[૧૬] તે કૌરવયોદ્ધાઓ અનેક પ્રકારનાં વાદિત્રોના શબ્દોથી, સિંહનાદોથી, એકબીજાને મારેલી હાંકોથી, 'મારો, મારો' એવી ગર્જનાઓથી, હુંકારોથી, સિંહ સરખી ઘોષણાઓથી 'ઊભો રહે, ઊભો રહે' એ પ્રમાણેની ત્રાડોથી, ઘોર કોલાહલથી, 'ભાગ નહિ, ઊભો રહે, મારી સામે આવી જ, ઓ મારા શત્રુ! હું આ રહ્યો.' ઇત્યાદિ વારંવારના પ્રલાપથી, હાથીઓના ગર્જારવથી, ધનુષ્યની દોરીઓના ટંકારોથી, સમયે સમયે યોદ્ધાઓના ખડખડાટ હાસ્યથી, તાળીઓના અવાજથી અને રથનાં પૈડાંઓના ઘડઘડાટથી પૃથ્વીને ગજાવી રહ્યા અને અર્જુનના પુત્રની સામે ધસી આવ્યા.[૧૭-૧૯] હે રાજન્! પોતાની સામા ધાઈ આવતા તે વીરોને જોઈને ત્વરાપૂર્વક યુદ્ધ કરનારા, મહાબળવાન, સત્વર અસ્ત્રો ફેંકનારા અને મર્મવેત્તા એ અભિમન્યુએ મર્મને ભેદી નાખે તેવાં બાણો મૂકવા માંડ્યાં અને તે સર્વને તે હણવા જ લાગ્યો.[૨૦] આમ અનેક જાતનાં તીક્ષ્ણ બાણો વડે તેમનો જેમ જેમ સંહાર થતો હતો, તેમ તેમ તેઓ ઊલટા બેભાન થઈને પતંગિયાં જેમ અગ્નિમાં પડે, તેમ ટોળેટોળાં અભિમન્યુ સામે આવવા લાગ્યાં.[૨૧] ઋત્વિજો જેમ યજ્ઞમાં દર્ભ વડે વેદિકાને ઢાંકી દે છે, તેમ અભિમન્યુએ તેમનાં શરીર અને શરીરના અવયવો વડે રણભૂમિને ઢાંકી દીધી.[૨૨] ઘોના ચામડાનાં મોજાવાળા, ધનુષ્યબાણને ધારણ કરનારા; ઢાલ, તલવાર, અંકુશ અને બાણોવાળા, તોમર તથા ફરશીઓવાળા; ગદા, લોઢાની ગોળીઓ, ભાલાં, બન્ને તરફ ધારવાળી તલવારો, તોમરો, પટ્ટિશો, ભિંદિપાલો, પરિઘો, શક્તિઓ તથા સારાં સારાં કંપન નામનાં હથિયારોવાળા; ચાબુકો, મોટા

મોટા શંખો, ઝીણા ઝીણા છરાઓ તેમ જ અંકુશોને ધારણ કરનારા; મુદ્ગર, ગોફણો, પાશ, પરિઘ તથા પથ્થરોવાળા; કેયૂર અને બાજુબંધ આદિ આભૂષણોવાળા અને સુંદર ચંદનના લેપનવાળા તમારા યોદ્ધાઓના હાથોને ત્યાં અર્જુનપુત્રે એકદમ કાપી નાખ્યા.[૨૩–૨૬] હે આર્ય મહારાજ! લોહીથી ખરડાયેલા તે સુશોભિત હાથો વડે રણભૂમિ જાણે ગરુડે મારી નાખેલા પાંચ મોઢાવાળા સર્પોથી છવાયેલી હોય તેમ શોભતી હતી.[૨૭] તેમ જ વળી સારી નાસિકા, મુખ અને ચોટલીઓવાળાં, લગારે ઘાયલ નહિ થયેલાં, સુંદર કુંડળોવાળાં, ક્રોધથી દંશેલા હોઠવાળાં, પુષ્કળ લોહીને ઝરતાં, સુંદર મુકુટો તથા પાઘડીઓવાળાં મણિ તથા રત્નોથી શોભતાં, દાંડલા વિનાના કમળ સરખાં, સૂર્ય તથા ચંદ્ર સમાન કાંતિવાળાં તે તે સમયે હિતકારી તથા પ્રિયવચન બોલનારાં અને પવિત્ર ગંધવાળાં અનેક શત્રુઓનાં તે મસ્તકોથી અર્જુનપુત્રે એ રણભૂમિને છાઈ દીધી.[૨૮–૩૦] ગંધર્વના નગર સમાન આકારવાળા અને શાસ્ત્રોક્ત વિધિથી તૈયાર કરેલા અનેક રથોને તેણે ઇષરૂપ મુખ વિનાના, ત્રણ વેણુરહિત, ઝૉટડાં, દાંડા, જંઘા અને કૂબર આદિ અવયવો વિનાના કરી નાખ્યા હતા. વળી તે અભિમન્યુ બાણો વરસાવીને સર્વ દિશાઓમાં નેમિ અને દાંતા વિનાના, પૈડાં, ઉપસ્કર અને મધ્યભાગથી હીન થયેલા, ભાંગી પડેલા ઉપકરણોવાળાં, પાડી નાખેલા પાથરણવાળા તથા માર્યા ગયેલા યોદ્ધાઓવાળા હજારો રથોના ટુકડા કરતો દેખાતો હતો.[૩૧–૩૩] તેણે શત્રુઓના હાથીઓને, હાથીસવારોને, પતાકાઓને, અંકુશોને, ધજાઓને, ભાથાઓને, કવચોને, કેડે બાંધવાના દોરાઓને, ડોકે બાંધવાના કંઠાઓને, ઝૂલોને, ઘંટડીઓને, સૂંઢોને, દંતૂશળોના અગ્રભાગોને, છત્રોને, માળાઓને અને હાથીઓને પગલે ચાલનારા યોદ્ધાઓને તીક્ષ્ણ ધારવાળાં બાણો વડે કાપી નાખ્યા હતા.[૩૪,૩૫] વળી વનાયુ દેશના, પર્વત પ્રદેશના, કંબોજ દેશના, બાહ્લિક દેશના, સ્થિર કેશવાળી, કાન અને નેત્રવાળા, વેગવાળા, સારી રીતે વહેનારા તથા શક્તિ, ઋષ્ટિ અને ભાલાઓથી યુદ્ધ કરનારા સુશિક્ષિત યોદ્ધાઓની સવારીવાળા ઘણા ઘોડાઓને તેણે કાપી નાખ્યા. તે ઘોડાઓનાં ચામર વગેરે નાશ પામ્યાં હતાં, તેમનાં ઉપસ્કરો છિન્નભિન્ન થઈ ગયાં હતાં, તેમની જીભ અને નેત્રો નીકળી પડ્યાં હતાં, તેમનાં આંતરડાં બહાર આવ્યાં હતાં, તેમની બરોળો બહાર નીકળી પડી હતી, તેમના સવારો માર્યા ગયા હતા, તેમની ઘંટડીઓ તૂટી ગઈ હતી અને રાક્ષસોને તેઓ આનંદ ઉપજાવી રહ્યા હતા. તેમનાં ઉપરનાં જીનો તથા કવચો પણ કપાઈ ગયાં હતાં અને વિષ્ઠા, મૂત્ર તથા લોહીથી તેઓ ખરડાઈ ગયા હતા. એ રીતે ઉત્તમ ઉત્તમ ઘોડાઓનો સંહાર કરતો તે અભિમન્યુ ત્યાં રણમાં દીપી રહ્યો હતો.[૩૬–૩૯] આમ એ એક એકલાએ વિષ્ણુની પેઠે અચિંત્ય અને અતિ દુષ્કર પરાક્રમ કર્યું. પૂર્વકાળમાં મહાતેજસ્વી શંકરે જેમ ઘોર અસુરોના સૈન્યને નાશ પમાડ્યું હતું, તેમ તેણે તમારા મહાન ચતુરંગી સૈન્યને નાશ પમાડી દીધું. એ મહારણમાં શત્રુઓથી સહન ન થઈ શકે તેવું પરાક્રમ કરીને એ અર્જુનપુત્ર અભિમન્યુએ તમારા પક્ષના અનેક પાળાઓનો સંહાર જ કરી નાખ્યો. કાર્તિકસ્વામીએ જેમ પૂર્વે રાક્ષસી સેનાનો ઘોર નાશ કરી નાખ્યો હતો. તેમ એકલા અભિમન્યુએ તીક્ષ્ણ બાણોના પ્રહારથી તે સેનાને અસંત છેદી નાખી. આ જોઈને તમારા પુત્રો તો દશે દિશાઓને જોવા લાગ્યા. તેમનાં મોઢાં સુકાઈ ગયાં હતાં, તેમનાં નેત્રો ચોતરફ ચકરવકર ફરતાં હતાં, તેમને શરીરે પર-

સેનાના રેલા ચાલી રહ્યા હતા, તેમને રણમાંથી નાસી જવાનો જ ઉત્સાહ ચડ્યો હતો અને તેઓ શત્રુઓનો જય કરવામાં તદ્દન ઉત્સાહરહિત થયા હતા.[૪૦-૪૪] અન્યોન્યનાં ગોત્ર અને નામનો ઉચ્ચાર કરી બૂમાબૂમ કરતા અને કેવળ જીવવાની જ ઇચ્છાવાળા તે કૌરવયોદ્ધાઓ માર્યા ગયેલા પુત્રો, પિતાઓ, ભાઈઓ, બંધુઓ તથા સંબંધીઓનો ત્યાગ કરીને ઘોડાઓ અને હાથીઓને દોડાવીને ત્યાં સત્વર પ્રયાણ જ કરી ગયા.[૪૫,૪૬]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમા 'અભિમન્યુની ચઢાઈ' નામનો અધ્યાય ૩૬મો સમાપ્ત

# अध्याय ३७मो

## અભિમન્યુનું પરાક્રમ

॥ सजय उवाच ॥

तां प्रभग्नां चमूं दृष्ट्वा सौभद्रेणामितौजसा ।
दुर्योधनो भृशं क्रुद्धः स्वयं सौभद्रमभ्ययात् ॥१॥

સંજય બોલ્યો : અમાપ તેજવાળા અભિમન્યુએ તે સેનાને હરોળમાંથી તોડી નાખી એ જોઈને, દુર્યોધન અત્યંત કોપાયમાન થઈ ગયો અને તે જાતે જ અભિમન્યુ સામે ધસી આવ્યો.[૧] આમ રાજા દુર્યોધનને યુદ્ધ કરવા માટે અભિમન્યુ પ્રત્યે ધસી ગયેલો જોઈ, દ્રોણાચાર્ય સર્વ યોદ્ધાઓને કહેવા લાગ્યા કે, 'આપણા રાજાનું રક્ષણ કરો.[૨] કારણ કે પરાક્રમી અભિમન્યુ આપણા બધાના દેખતાં સારા સારા યોદ્ધાઓને પ્રથમ જ મારે છે. આથી તેની સામા સત્વર ધસો, ડરશો નહિ, કુરુરાજનું રક્ષણ કરો.' એ પ્રમાણે આચાર્યની આજ્ઞા થતાં જ કૃતજ્ઞ, બળવાન અને વિજયી મિત્રો તમારા વીરપુત્ર દુર્યોધનનું રક્ષણ કરવા માટે તેની આસપાસ વીંટાઈ વળ્યા.[૩,૪] દ્રોણાચાર્ય, અશ્વત્થામા, કૃપાચાર્ય, કર્ણ, કૃતવર્મા, શકુનિ, બૃહદ્બલ, મદ્રરાજ, ભૂરિશ્રવા, શલ, પૌરવ અને વૃષસેન વગેરે યોદ્ધાઓ તીક્ષ્ણ બાણોનો મોટો વરસાદ વરસાવી અભિમન્યુને છાઈ દેવા લાગ્યા.[૫,૬] અભિમન્યુના મોંમાં કોળિયાની જેમ ઝપટાયેલા એ દુર્યોધનને તેમણે અભિમન્યુને મોહ પમાડીને છોડાવ્યો, પણ અર્જુનનો પુત્ર તે સહન કરી શક્યો નહિ.[૭] એ સુભદ્રાપુત્રે બાણોનો મોટો જથ્થો છોડ્યો અને ઘોડા તથા સારથિઓ સાથેના તે મહારથીઓને વિમુખ કરી નાખીને તે સિંહના જેવી ગર્જના કરવા લાગ્યો.[૮] માંસમાં લુબ્ધ થયેલા સિંહના જેવા અભિમન્યુના એ સિંહનાદને સાંભળીને અત્યંત ક્રોધાતુર થયેલા દ્રોણ આદિ મહારથીઓ પણ તેના પરાક્રમને સહન કરી શક્યા નહિ.[૯] હે રાજા! તે બધાએ એને મોટા રથસમુદાયથી ઘેરી લીધો અને તેઓ તેના ઉપર અનેક પ્રકારનાં ચિહ્નોવાળાં સંખ્યાબંધ બાણો છોડવા મંડ્યા; પણ તમારા પૌત્ર અભિમન્યુએ તીક્ષ્ણ બાણો મૂકીને તેમનાં બાણોના વચમાંથી જ ટુકડા કરી નાખ્યા. વળી તેણે તે બધાને સામેથી ઘાયલ પણ કર્યા એ ઘણું આશ્ચર્યજનક હતું.[૧૦,૧૧] જ્યારે અભિમન્યુએ તેમને સર્પ સમાન ઝેરી બાણોથી કોપાવ્યા, ત્યારે તેઓ બધા અજિત અભિમન્યુને મારી નાખવાની ઇચ્છાથી તેને ચોતરફ ઘેરી વળ્યા.[૧૨] હે ભરતશ્રેષ્ઠ! એકલો અભિમન્યુ સમુદ્રની પેઠે ફેલાયેલા તમારા એ સૈન્યસમુદ્રને કાંઠાની પેઠે બાણો વડે ખાળી રહ્યો હતો.[૧૩] એ રણમાં અન્યોન્યનો સંહાર કરી રહેલા તે શૂરા યોદ્ધાઓમાંથી અભિમન્યુએ કે તેના શત્રુપક્ષમાંના કોઈએ પણ પીઠ બતાવી નહોતી[૧૪] એ રીતે ઘોર અને ભયંકર એ સંગ્રામ ચાલી રહ્યો હતો, ત્યારે દુઃસહે નવ બાણોથી, દુઃશાસને બાર બાણોથી, કૃપાચાર્યે ત્રણ બાણોથી, દ્રોણાચાર્યે સર્પ સમાન ઝેરી સત્તર બાણોથી, વિવિંશતિએ સિત્તેર બાણોથી, કૃતવર્માએ સાત બાણોથી, બૃહદ્બલે

આઠ બાણોથી, અશ્વત્થામાએ સાત બાણોથી, ભૂરિશ્રવાએ ત્રણ બાણોથી, મદ્રરાજ ૭ બાણોથી, શકુનિએ બે બાણોથી અને દુર્યોધનરાજાએ ત્રણ બાણોથી અભિમન્યુને વીંધી નાખ્યો.[૧૫-૧૮] ત્યારે હે મહારાજ! પ્રતાપી અભિમન્યુએ પણ હાથમાં ધનુષ્ય લઈ જાણે નૃત્ય કરતો હોય, તેમ સીધાં જનારાં ત્રણ ત્રણ બાણો છોડી તે બધાને વીંધી નાખ્યા.[૧૯] આમ છતાં તમારા પુત્રો જ્યારે તેને ત્રાસ પમાડવા લાગ્યા, ત્યારે અભિમન્યુ કોપ્યો અને તેણે પોતે કરેલા મોટા અસ્ત્રાભ્યાસનું બળ તથા પોતાનું સ્વાભાવિક બળ દર્શાવવાનો આરંભ કર્યો.[૨૦] તેવામાં ત્યાં રાજા અશ્મકનો પુત્ર ગરુડ અને વાયુ સમાન વેગવાળા તથા હાંકનારના કહ્યા પ્રમાણે કરનારા-કેળવાયેલા ઘોડાઓ સાથે અભિમન્યુને સત્વર અટકાવવા લાગ્યો.[૨૧] તેણે દશ બાણના પ્રહારથી અભિમન્યુને વીંધી નાખ્યો અને 'ઊભો રહે, ઊભો રહે' એમ તે કહેવા લાગ્યો. ત્યારે અભિમન્યુએ મંદ હાસ્ય કરી દશ બાણો વડે તેના ઘોડા, સારથિ, ધ્વજ, બાહુ, ધનુષ્ય અને મસ્તકને પૃથ્વી પર પાડી દીધાં. એ રીતે અભિમન્યુએ જ્યારે વીર અશ્મકેશ્વરને મારી નાખ્યો, ત્યારે સર્વ સૈન્ય ખળભળી ઊઠ્યું અને પલાયન કરવા તત્પર થયું. તે સમયે કર્ણ, કૃપાચાર્ય, દ્રોણ, અશ્વત્થામા, શકુનિ, શલ, શલ્ય, ભૂરિશ્રવા, ક્રાથ, સોમદત્ત, વિવિંશતિ, વૃષસેન, સુષેણ, કુંડભેદી, પ્રતર્દન, વૃંદારક, લલિત્થ, પ્રબાહુ, દીર્ઘલોચન અને ક્રોધાયમાન થયેલો દુર્યોધન એ સર્વ યોદ્ધાઓ બાણોનો વરસાદ વરસાવી અભિમન્યુને છાઈ દેવા લાગ્યા.[૨૨-૨૬] તે મહાધનુર્ધર યોદ્ધાઓએ જ્યારે અભિમન્યુને સીધી ગતિવાળાં બાણોથી અત્યંત વીંધી નાખ્યો, ત્યારે તેણે કવચ અને કાયાને ભેદી નાખનારું એક બાણ કર્ણ માટે ઉડાવ્યું. તેણે એ બાણ ફેંક્યું કે તુરત જ તે બાણ કર્ણના કવચ અને શરીરને ભેદી નાખીને સર્પ જેમ રાફડામાં પેસી જાય, તેમ પૃથ્વીમાં પેસી ગયું.[૨૭,૨૮] આવા અત્યંત પ્રહારથી કર્ણ વ્યથા પામ્યો અને ભૂકંપસમયે જેમ પર્વત ડગી જાય તેમ તે રણમાં વિહ્વળ થઈ ડગી ગયો.[૨૯] વળી બળવાન અભિમન્યુએ ક્રોધપૂર્વક બીજાં પણ તીક્ષ્ણ બાણો મૂકીને દીર્ઘલોચન, સુષેણ તથા કુંડભેદી નામના ત્રણ રાજાઓને મારી નાખ્યા.[૩૦] પછી કર્ણે તેને પચીસ નારાચબાણો માર્યાં અને અશ્વત્થામાએ વીસ બાણોનો તેમ જ કૃતવર્માએ સાત બાણોનો તેને પ્રહાર કર્યો.[૩૧] ત્યારે આખે શરીરે બાણોથી ભરાઈ ગયેલા તે ઇંદ્રના પુત્રનો પુત્ર ક્રોધાવિષ્ટ થયો અને પાશધારી કાળની પેઠે સૈન્યમાં ઘૂમી રહેલો દેખાયો.[૩૨] ઘૂમતાં ઘૂમતાં તે મહાબાહુએ બાણોની વૃષ્ટિ કરીને પાસે રહેલા શલ્યને ઢાંકી દીધો અને તમારા સૈન્યને ત્રાસ પમાડીને ગાજી ઊઠ્યો.[૩૩] આમ હે રાજન્! તે અસ્ત્રવેત્તાના મર્મને ભેદનારાં તેમ જ સીધાં જનારાં બાણોના પ્રહારથી શલ્યરાજ વીંધાઈ ગયો અને રથની બેઠક પર બેસી મૂર્છિત થયો. યશસ્વી અભિમન્યુએ એ પ્રમાણે તે શલ્યરાજને વીંધી નાખ્યો, તે જોઈને સઘળું સૈન્ય દ્રોણાચાર્યના દેખતાં નાસવા લાગ્યું.[૩૪,૩૫] મહાબાહુ શલ્યને અભિમન્યુનાં સોનેરી મોઢિયાંવાળાં બાણોથી વ્યાપ્ત થયેલો જોઈને, સિંહથી ત્રાસ પામેલા મૃગોની પેઠે તમારા પુત્રો નાસવા લાગ્યા.[૩૬] એ વેળા રણમાં મળેલા યશના કારણથી અંતરિક્ષમાં રહેલા પિતરો, દેવો, ચારણો, સિદ્ધો અને યક્ષો તથા પૃથ્વી પર રહેલાં સઘળાં ભૂતો અભિમન્યુનાં વખાણ કરવા લાગ્યાં અને ઘી નાખવાથી અગ્નિ જેમ વધારે દીપે છે, તેમ તે ઘણો ઘણો દીપવા લાગ્યો.[૩૭]

અધ્યાય ૩૭ મો સમાપ્ત

# अध्याय ३८ मो

## અભિમન્યુની વીરતા

॥ धृतराष्ट्र उवाच ॥

तथा प्रमथमानं तं महेष्वासानजिह्मगैः ।
आर्जुनिं मामकाः संख्ये के त्वेनं समवारयन् ॥१॥

ધૃતરાષ્ટ્ર બોલ્યા : આમ સીધાં જનારાં બાણોથી મોટા મોટા ધનુર્ધરોને ત્રાસ પમાડી રહેલા એ અભિમન્યુને મારા કયા કયા યોદ્ધાઓએ યુદ્ધમાં આગળ વધતાં અટકાવ્યો ?[૧]

સંજય બોલ્યો : હે રાજન્ ! કુમાર અભિમન્યુ જે રીતે રણમાં ખેલ્યો હતો અને દ્રોણના રક્ષણ તળે રહેલા રથસૈન્યને તેણે જે રીતે તોડી નાખ્યું હતું, તે તમે સાંભળો.[૨] એ રણમાં શલ્યરાજાને અભિમન્યુનાં બાણોથી માર પડેલો જોઈને તેનો નાનો ભાઈ ક્રોધે ભરાયો અને બાણો ફેંકતો ફેંકતો તે તેની સામે ચઢી આવ્યો. તેણે દશ બાણોથી અભિમન્યુને તેના ઘોડા અને સારથિ સાથે વીંધી નાખ્યો અને વળી મોટા શબ્દથી 'ઊભો રહે, ઊભો રહે' એમ ગર્જના કરી.[૩,૪] ત્યારે ચાલાક હાથવાળા અર્જુનપુત્રે જથ્થાબંધ બાણો છોડીને તેના મસ્તકને, ડોકને, હાથને, પગને, ધનુષ્યને, ઘોડાઓને, છત્રને, ધ્વજાને, સારથિને, રથના દાંડાને, રથમાં બિછાવેલી શય્યાને, પૈડાંને, ધૂંસરીને, ભાથાને, અનુકર્ષને (રથના નીચેના ભાગમાં રહેલા લાકડાને), પતાકાને, આસપાસ રથનાં પૈડાંનું રક્ષણ કરનારા બે યોદ્ધાઓને તેમ જ એ ઉપરાંતનાં બીજાં સર્વ સાધનોને કાપી નાખ્યાં. પણ એ બધું ક્યારે બન્યું તે કોઈ જોઈ શક્યું નહિ અને શલ્યરાજાનો નાનો ભાઈ જોતજોતામાં તો છિન્નભિન્ન થયેલાં આભરણો અને વસ્ત્રોવાળો થઈને મરણ પામી પૃથ્વી પર પડ્યો. વાયુ જેમ મોટા પર્વતના ભુક્કા કાઢી નાખે, તેમ અમાપ તેજવાળા અભિમન્યુએ તેના ભુક્કા કાઢી નાખ્યા હતા. તે જોઈને તેના અનુચરો ત્રાસી ગયા અને સર્વ દિશાઓમાં નાસવા લાગ્યા.[૫-૮] હે ભારત ! અર્જુનના પુત્રનું તે અદ્ભુત પરાક્રમ જોઈ ચારે બાજુ સર્વ ભૂતો 'ધન્ય, ધન્ય' એવા શબ્દ કહીને સર્વ પ્રદેશને ગજાવી મૂકવા લાગ્યા. એ પ્રમાણે શલ્યનો નાનો ભાઈ રણમાં રોળાયો, ત્યારે પોતાનાં કુળ, રહેઠાણો અને નામોને સંભળાવતા તેના મદોન્મત્ત સૈનિકો હાથમાં અનેક જાતનાં હથિયારો લઈને તેમ જ રથ, ઘોડા, હાથી અને પાળાઓની સાથે ક્રોધપૂર્વક અભિમન્યુ સામા દોડી ગયા.[૯-૧૧] તેઓ બધા બાણના મહાન શબ્દથી, રથની નેમિઓના ધડધડાટથી, હુંકારથી, કિકિયારીઓથી, 'મારો મારો' એવા કોલાહલથી, ગર્જનાવાળા સિંહનાદોથી, ધનુષ્યની દોરીના ટંકારથી અને હથેળીનું રક્ષણ કરનાર ચામડાનાં મોજાંના શબ્દથી બધું ગજાવી મૂકતા હતા. વળી તેઓ 'આજે તું અમારી પાસેથી જીવતો છૂટવાનો નથી' એમ બોલતા હતા.[૧૨,૧૩] તે પ્રમાણે બોલતા એ સૈનિકોને જોઈને અભિમન્યુએ મોં મલકાવીને તેઓમાંથી જે જે પ્રથમ પ્રહાર કરતા હતા, તેને તેને બાણો વડે સતાવવા માંડ્યા.[૧૪] તરેહતરેહનાં નાનાં નાનાં અસ્ત્રોને પ્રથમ વાપરી દેખાડનો તે શૂરો અભિમન્યુ પ્રથમ તો ધીમે ધીમે યુદ્ધ કરતો હતો.[૧૫] વળી શ્રીકૃષ્ણ અને અર્જુન પાસેથી તેણે જે જે અસ્ત્ર મેળવ્યાં હતાં, તે તે અસ્ત્રોને પણ તે શ્રીકૃષ્ણ અને અર્જુનની પેઠે વાપરતો હતો.[૧૬] પોતા પર આવી પડેલા મોટા ભારને તથા ભયને દૂર ફેંકી દઈને તે અભિમન્યુ વારંવાર બાણોનું સંધાન કરતો હતો અને એક જ સ્થિતિએ દેખાતો હતો.[૧૭] જેમ શરદઋતુના સમયે અતિ પ્રદીપ્ત થયેલું સૂર્યમંડળ સર્વ દિશાઓમાં દેખાય છે, તેમ ચળકાટ કરતું

એનું ધનુષ્યમંડળ પણ ત્યારે સર્વ દિશાઓમાં દેખાતું હતું. વર્ષાકાળમાં મોટા કડકડાટ શબ્દવાળા મેઘનો જેમ દારુણ શબ્દ સંભળાય છે, તેમ ત્યારે એના ધનુષ્યની દોરીનો શબ્દ તથા હથેળીનો શબ્દ પણ ઘણો દારુણ સંભળાતો હતો.[૧૮,૧૯] લજ્જાવાન, રોષભર્યો, સન્માન કરનાર અને સુંદર દેખાવનો તે સુભદ્રાનંદન વીર પુરુષોનું માન જાળવીને બાણરૂપ અસ્ત્રોથી પણ લડતો હતો.[૨૦] હે મહારાજ! વર્ષાઋતુ વીત્યા પછી ભગવાન સૂર્ય જેમ શરદઋતુમાં અતિ તીવ્ર થઈ પડે છે, તેમ અભિમન્યુ પણ પ્રથમ મૃદુ થઈ પાછળથી દારુણ થઈ પડ્યો હતો.[૨૧] તે સમયે અભિમન્યુ ક્રોધાયમાન થઈને કિરણ છોડતા સૂર્યની જેમ સુવર્ણનાં મોઢિયાંવાળાં તથા પથ્થર પર ઘસી તીક્ષ્ણ કરેલાં ઘણી જાતનાં સેંકડો બાણો છોડી રહ્યો હતો.[૨૨] તે મહાયશસ્વીએ દ્રોણાચાર્યના દેખતાં ક્ષુરપ (અસ્રા જેવાં બાણો), વત્સદંત (વાછરડાના દાંત સરખા આકારનાં બાણો), વિપાઠ (મધ્યમાં જાડાં બાણો), નારાચ, અર્ધચંદ્રાકાર, ભલ્લ અને અંજલિક બાણો વડે રથીઓના સૈન્યને ઢાંકી દીધું હતું. એટલે કૌરવોનું સૈન્ય એ બાણોથી અત્યંત પીડાઈને ત્યાંથી નાઠું.[૨૩,૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'અભિમન્યુના પરાક્રમ' નામનો અધ્યાય ૩૮મો સમાપ્ત

## अध्याय ३९ मो

### દુઃશાસનની ચઢાઈ

॥ धृतराष्ट्र उवाच ॥

द्वैधी भवति मे चित्तं भिया तुष्ट्या च संजय ।
मम पुत्रस्य यत्सैन्यं सौभद्रः समवारयत् ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! ભય અને સંતાપથી મારું ચિત્ત બે પ્રકારે વહેંચાઈ જાય છે, કારણ કે સુભદ્રાના પુત્રે મારા પુત્રના સૈન્યને અટકાવ્યું છે.[૧] હે સંજય! પૂર્વે જેમ કાર્તિકસ્વામીએ અસુરોની સાથે યુદ્ધક્રીડા કરી હતી, તેમ કુમાર અભિમન્યુએ મારા સૈન્ય સાથે જે રીતે યુદ્ધક્રીડા કરી હોય, તે બધું તું મને કહે.[૨]

સંજય બોલ્યો: તમારા પક્ષના અનેક યોદ્ધાઓનો એકલા અભિમન્યુ સાથે જે તુમુલ રણસંગ્રામ થયો હતો અને તેમાં જે અતિ દારુણ સંહાર થયો હતો, તેનું હું તમારી આગળ વર્ણન કરું છું.[૩] રથમાં બેઠેલો ઉત્સાહી અભિમન્યુ શત્રુઓનું દમન કરનારા અને ઉત્સાહવાળા તમારા પક્ષના સર્વ રથીયોદ્ધાઓ પર બાણવૃષ્ટિ કરી રહ્યો હતો. તેણે બળતાં ઊંબાડિયાંની પેઠે ઘૂમીને દ્રોણ, કર્ણ, કૃપાચાર્ય, શલ્ય, અશ્વત્થામા, ભોજ, બૃહદ્બલ, દુર્યોધન, ભૂરિશ્રવા, મહાબળવાન શકુનિ અને તે ઉપરાંત અનેક રાજાઓ, રાજપુત્રો તથા સર્વ સૈન્યોને બાણોથી ઝાટકવા માંડ્યા હતા.[૪-૬] હે ભરત! હે રાજન્! તે પ્રતાપી અને તેજસ્વી અભિમન્યુ ઉત્તમ અસ્ત્રો વડે શત્રુઓને પ્રહાર કરતો હતો અને સર્વ દિશાઓમાં ઘૂમતો દેખાતો હતો.[૭] અતુલ તેજવાળા એ અભિમન્યુનું તે ચરિત્ર જોઈને તમારાં હજારો સૈન્યો કંપી ઊઠ્યાં.[૮] તે સમયે હે ભારત! એ રણકુશળ અભિમન્યુને રણમાં જોઈને મહાબુદ્ધિમાન અને પ્રતાપી એવા દ્રોણાચાર્ય હર્ષથી પ્રફુલ્લિત નેત્રવાળા થઈ ગયા અને તમારા પુત્રના મર્મોની ઘટના કરતા હોય તેમ તે કૃપાચાર્યને સંબોધીને આ વચન બોલ્યા: 'પાંડવોનો આ પ્રસિદ્ધ યુવાન સુભદ્રાપુત્ર પોતાના સર્વ મિત્રોને તથા રાજા યુધિષ્ઠિર, નકુલ, સહદેવ, ભીમસેન અને મધ્યમાં રહેલા બીજા સંબંધીઓને આનંદ પમાડતો પમાડતો આપણા સૈન્યમાં ઘૂમી રહ્યો છે.[૯-૧૨] આ યુદ્ધમાં હું બીજા કોઈ પણ ધનુર્ધરને આના તોલનો માનતો નથી. તે ઇચ્છે તો આ સઘળી સેનાનો સંહાર કરી નાખે; પણ શા માટે તે તેવી ઇચ્છા નહિ કરતો હોય![૧૩]

દ્રોણાચાર્યનું એ રીતનું પ્રીતિવચન સાંભળીને તમારો પુત્ર દુર્યોધન અભિમન્યુ પ્રત્યે ક્રોધાયમાન થઈ ગયો. દ્રોણ સામે જોઈ જાણે હાસ્ય કરતો હોય તેમ તે દુર્યોધન કર્ણ, બાહ્‌લિકરાજ, દુઃશાસન, મદ્રરાજ તથા બીજા મહારથીઓને ઉદ્દેશીને આમ કહેવા લાગ્યો: 'સર્વ રાજાઓના આચાર્ય અને શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા આ દ્રોણ અહીં આ મૂઢ અર્જુનપુત્રને મારવા ઇચ્છતા નથી. આ આપણા આચાર્ય હાથમાં શસ્ત્ર લઈને જો યુદ્ધ કરવા બરાબર સજ્જ થાય, તો સાક્ષાત્ કાળ પણ તેમની સામે યુદ્ધ કરી શકે એમ નથી, તો પછી બીજો સામાન્ય મનુષ્ય તે કોણ માત્ર છે? આ હું તમને સાચું જ કહું છું.[૧૪-૧૭] છતાં અર્જુન પોતાનો શિષ્ય છે અને આ અભિમન્યુ એ શિષ્યનો પુત્ર છે, તેથી ગુરુમહારાજ તેના પર પણ શિષ્યબુદ્ધિ રાખીને તેનું રક્ષણ કરે છે. કારણ કે ધર્માત્મા પુરુષોને શિષ્યો, પુત્રો અને તેમના પુત્રો (શિષ્ય અને પુત્રના પુત્રો) ઘણા પ્રિય હોય છે.[૧૮] આ મૂર્ખ અભિમન્યુ પણ દ્રોણાચાર્ય પોતાનું રક્ષણ કરે છે, એ વાતને નહિ સમજી પોતાનું પરાક્રમ માની બેઠો છે અને પોતે આપોઆપ મોટો થઈ પડ્યો છે; માટે તમે તેને હવે મારી નાખો, વખત ન લગાડો.' રાજા દુર્યોધને જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે તે સર્વ યોદ્ધાઓ એકદમ ક્રોપાયમાન થઈ ગયા અને અભિમન્યુને મારી નાખવાની ઇચ્છાથી દ્રોણના દેખતાં જ તેના પર ચઢી ગયા.[૧૯,૨૦] પણ હે કુરુસિંહ! તે સમયે દુર્યોધનનું એ વચન સાંભળીને દુઃશાસન દુર્યોધનને આ વચનો કહેવા લાગ્યો: 'હે મહારાજ! હું કહું છું કે, હું જ તે અભિમન્યુનો વધ કરીશ. રાહુ જેમ સૂર્યને ગળી જાય છે, તેમ હું એ સુભદ્રાપુત્રને પાંડવો અને પાંચાલોના દેખતાં ગળી જઈશ.' વળી પાછો પણ દુઃશાસન મોટી બૂમ પાડીને કુરુરાજ દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'અતિ અભિમાની એવા કૃષ્ણ અને અર્જુન અભિમન્યુને મરણ પામેલો સાંભળીને અવશ્ય આ જીવલોકમાંથી પ્રેતલોકમાં ચાલ્યા જશે. આમ જ્યારે તેઓ બન્ને મરણ પામશે, ત્યારે તે સાંભળી બાકી રહેલા પાંડવો પણ પોતાના મિત્રવર્ગ સહિત એક જ દિવસે જીવિતનો ત્યાગ કરશે; કારણ કે તે બધા પાંડુના ક્ષેત્રજ પુત્રો નપુંસક છે. માટે તમારો આ શત્રુ જ્યારે માર્યો જશે, ત્યારે તેની પાછળ તમારા બીજા શત્રુઓ પણ એની મેળે મરણ પામશે. તેથી હે રાજા! મારું કલ્યાણ થાય તેવું તમે ચિંતન કરો. હું હમણાં તમારા શત્રુઓનો નાશ કરું છું.[૨૧-૨૬]

હે રાજન્! આમ કહી તમારો પુત્ર દુઃશાસન ગર્જી ઊઠ્યો અને ક્રોપાયમાન થઈને અભિમન્યુ સામે ધસીને બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. ત્યાં શત્રુદમન અભિમન્યુએ અતિ ક્રોધ કરી પોતાની સામે ધસી આવેલા તમારા એ પુત્રને છવ્વીસ તીક્ષ્ણ બાણોનો પ્રહાર કર્યો. દુઃશાસન પણ ક્રોધાયમાન થયેલા મદઝરતા હાથીની પેઠે અભિમન્યુ સામે લડવા લાગ્યો અને અભિમન્યુ પણ તેની સામે ઝૂઝી રહ્યો. તે બન્ને જણા રથશિક્ષામાં કુશળ હોવાથી તરેહતરેહનાં ગોળાકાર મંડળો કરીને રથ વડે રણમાં ઘૂમવા લાગ્યા અને યુદ્ધ કરવા લાગ્યા.[૨૭-૩૦] તે સમયે બીજા મનુષ્યો પણવ, મૃદંગ, કકચ, મોટા આનક, ભેરી અને ઝાલરોના અતિ તીવ્ર શબ્દો કરવા લાગ્યા, તેમ જ સાથે સાથે તેઓ શંખ વગાડી સિંહનાદો કરવા મંડ્યા.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'દુઃશાસનનું યુદ્ધ' નામનો અધ્યાય ૩૯ મો સમાપ્ત

## અધ્યાય ૪૦ મો

### દુઃશાસન મૂર્છામાં

॥ સંજય ઉવાચ ॥

शरविक्षतगात्रस्तु प्रत्यमित्रमवस्थितम् ।
अभिमन्युः स्मयन्श्रीमान् दुःशासनमथाब्रवीत् ॥१॥

સંજય બોલ્યો : બાણોથી ઘવાયેલાં અંગો-વાળા અભિમન્યુએ પોતાની સામે આવી ઊભેલા શત્રુ દુઃશાસનને હસતાં હસતાં આ વાક્યો કહ્યાં:[1] 'આજના યુદ્ધમાં અભિમાની, શૂરવીર, ક્રૂર, ધર્મનો ત્યાગ કરનાર તથા હંમેશાં નિંદા કરવામાં તત્પર એવા તને હું મારી સામે આવેલો જોઉં છું, તે બહુ સારું થયું.[2] તેં પૂર્વે સભામાં રાજા ધૃતરાષ્ટ્રના સાંભળતાં કઠોર વાક્યોથી ધર્મરાજ યુધિષ્ઠિરને કોપાવ્યા છે, તેમ જ વિજયથી ઉન્મત્ત બની જઈને તેં ભીમસેનને પણ નહિ કહેવાનાં ઘણાં વચનો કહ્યાં છે. વળી તેં શકુનિના કપટદ્યૂત-(ખોટા પાસા)ના બળરૂપી પોતાના બળનો આશ્રય કરીને મારા સર્વ પિતાઓને કોપાવ્યા છે, પણ તે મહાત્મા યુધિષ્ઠિરના કોપે કરીને તને મારા હાથે મરવાનું આ યોગ્ય ફળ આજે આવી મળ્યું છે. પારકાના દ્રવ્યનું હરણ કરી લેવાનું, ક્રોધનું, અશાંતિનું, લોભનું, અજ્ઞાનનું, દ્રોહનું, અત્યાચારનું તથા ઉગ્ર ધનુષ્યને ધારણ કરનારા મારા પિતાઓના રાજ્યને છીનવી લેવાનું આ યોગ્ય ફળ તને આમ મારી સામે યુદ્ધ કરી કાળ-ધર્મને પામવાને સ્વરૂપે આજે પ્રાપ્ત થયું છે. તો હે દુર્મતિ! તે મહાત્માઓના કોપને પરિણામે તું આજે પૂર્વે કરેલાં તે અધર્મકૃત્યોનું ઉગ્ર ફળ પામજે.[3-7] આજે હું તને સર્વ સૈન્યના દેખતાં મારાં બાણોથી શિક્ષા કરીશ અને તે રીતે મારા પિતાઓના કોપના ઋણમાંથી આજે હું મુક્ત થઈશ.[8] હે કુરુવંશજ! આજે તારા પર ક્રોધાયમાન થયેલી કૃષ્ણાના, મારા પિતાની ઇચ્છાના અને ભીમસેનના ઋણમાંથી હું આ યુદ્ધમાં મુક્ત થઈશ.[9] તું ધૂંટી રાખજે કે, જો તું યુદ્ધ નહિ છોડી જાય, તો આજે હું તને જીવતો છોડીશ નહિ.' આમ કહીને શત્રુવીરોનો સંહાર કરનાર એ મહાબાહુ અભિમન્યુએ કાળ, અગ્નિ અને વાયુ સમાન તેજસ્વી તથા દુઃશાસનનો નાશ કરે તેવું બાણ પોતાના ધનુષ્યમાં સાંધ્યું. તે બાણે છૂટતાંની સાથે જ દુઃશાસનને હાંસડીના ભાગમાં ઘાયલ કર્યો અને સર્પ જેમ રાફડામાં પેસી જાય તેમ તે મૂળ સહિત પૃથ્વીમાં પેસી ગયું. વળી તુરત તેણે દુઃશાસનને પચીસ બાણોનો પ્રહાર કર્યો.[10-12] ફરીથી ધનુષ્યને કાન સુધી જોસપૂર્વક ખેંચીને તેણે અગ્નિ સમાન તીવ્ર સ્પર્શવાળાં બાણો મૂક્યાં અને તેથી તે દુઃશાસન અત્યંત વીંધાઈ ગયો. આમ વ્યથિત થવાથી તે રથની બેસણી પર બેસી ગયો. હે મહારાજ! ત્યાં દુઃશાસનને જોતજોતામાં મોટી મૂર્છા આવી ગઈ. એટલે બેભાન થયેલા તથા અભિમન્યુનાં બાણોથી પીડાયેલા એ દુઃશાસનને તેના સારથિએ સત્વર રણમાંથી દૂર કર્યો. તેને એ સ્થિતિએ પહોંચેલો જોઈને પાંડવો, દ્રૌપદીના પુત્રો, રાજા વિરાટ, પાંચાલો અને કેકયો સિંહનાદો કરવા લાગ્યા. તેમ જ પાંડવપક્ષના સૈનિકો પણ હર્ષમાં આવી જઈ અનેક જાતનાં વાદિત્રો વગાડવા લાગ્યા અને અભિમન્યુનું તે પરાક્રમ જોઈ સર્વે વિસ્મય પામ્યા. ગર્વિષ્ઠ અને પોતાના કટ્ટા શત્રુ એવા એ દુઃશાસનને આમ પરાજય પામેલો જોઈ ધર્મ, વાયુ, ઇંદ્ર અને બે અશ્વિનીકુમારોની પ્રતિમાવાળી ધજાઓને ફરકાવતા દ્રૌપદીના મહારથી પુત્રો સાત્યકિ, ચેકિતાન, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, કેકયો, ધૃષ્ટકેતુ, મત્સ્યો, પાંચાલો, સૃંજયો અને યુધિષ્ઠિર આદિ પાંડવયોદ્ધાઓ આનંદમાં આવી ગયા અને દ્રોણના સૈન્યનો નાશ કરવા માટે ત્વરાથી ધસી ગયા. તે પછી તમારા પક્ષના

યોદ્ધાઓનું શત્રુઓ સાથે મહાન યુદ્ધ થવા લાગ્યું. હે મહારાજ! એ પ્રમાણે વિજયની ઇચ્છા રાખનારા તથા યુદ્ધમાં કદી પાછા નહિ હઠનારા તે રાજાઓનો અનિષ્ટકર સંગ્રામ ચાલી રહ્યો હતો, ત્યારે દુર્યોધન રાધાપુત્ર કર્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'હે કર્ણ તું એ તો ખરો! રણમાં સૂર્યની પેઠે તપીને શત્રુઓને સંહારનારો નરવીર દુઃશાસન અભિમન્યુના સપાટામાં સપડાયો છે!' તેવામાં બલોત્કટ સિંહની પેઠે અત્યંત કોપાયમાન થયેલા તે પાંડવો યુદ્ધ કરવા સજ્જ થઈને અભિમન્યુનું રક્ષણ કરવા દોડ્યા. તે સમયે તમારા પુત્રનું હિત કરનારો કર્ણ ક્રોધયુક્ત થયો અને દુરાસદ અભિમન્યુ પર તીક્ષ્ણ બાણો વરસાવવા લાગ્યો. વળી તે શૂરવીર અવજ્ઞાપૂર્વક અભિમન્યુના અનુચરોને પણ તે રણસંગ્રામમાં પરમ તીક્ષ્ણ બાણોથી વીંધવા લાગ્યો. ત્યારે અભિમન્યુએ પણ તોંતેર બાણોથી રાધાપુત્રને ઝટપટ વીંધી નાખ્યો. હે રાજન્! ઉદાર મનવાળા તે અભિમન્યુને દ્રોણ સામે જવાની તાલાવેલી લાગી હતી. તે સમયે તમારો કોઈ પણ રથી એ અર્જુનપુત્રને દ્રોણ સામે જતો અટકાવી શક્યો નહિ; કારણ કે તે સંખ્યાબંધ રથીઓને ઘાયલ જ કરી દેતો હતો. હવે વિજયની ઇચ્છાવાળો તથા સર્વ ધનુર્ધરોમાં મુખ્યતાનું અભિમાન ધરાવનારો કર્ણ પોતાનાં ઉત્તમ અસ્ત્રોનો પ્રયોગ કરી બતાવી, અભિમન્યુને સેંકડો બાણોથી વીંધવા લાગ્યો. એ રીતે અસ્ત્રો જાણનારાઓમાં શ્રેષ્ઠ અને પરશુરામનો પ્રતાપી શિષ્ય એ કર્ણ રણમાં શત્રુઓથી પરાભવ નહિ પામનારા એ અભિમન્યુને જુદાં જુદાં અસ્ત્રોથી પીડવા લાગ્યો. રાધાપુત્ર એ પ્રમાણે અસ્ત્રોની વૃષ્ટિ કરીને અભિમન્યુને પીડતો હતો, છતાં તે દેવ સરખો અભિમન્યુ તો યુદ્ધમાં લગારે વ્યાકુળ થયો નહોતો. તેણે તો પથ્થર પર ઘસી તીક્ષ્ણ કરેલાં અને નમેલાં પર્વવાળાં જાતજાતિનાં અણીદાર બાણોથી અનેક યોદ્ધાઓનાં ધનુષ્યો કાપી નાખ્યાં. એ અર્જુનપુત્રે ત્યાં જરા હસીને ધનુષ્યના મંડળમાંથી સર્પ સમાન ઝેરી બાણો છોડ્યાં અને તે વડે તેણે કર્ણનાં છત્ર, ધ્વજ અને સારથિને વીંધી નાખ્યાં, તેમ જ તેને એકદમ ગભરાવી મૂક્યો. આમ છતાં કર્ણ તદ્દન ગભરાઈ જાય તેવો ન હતો. તેણે પણ અભિમન્યુ સામે મજબૂત ગાંઠાવાળાં બાણો ફેંકવા માંડ્યાં. ત્યારે અર્જુનના પુત્રે સ્વસ્થ થઈને તેનાં બધાં બાણો ઝીલી લીધાં. પછી પરાક્રમી વીર અભિમન્યુએ એક જ બાણથી એક મુહૂર્તકાળમાં કર્ણના ધ્વજને અને ધનુષ્યને કાપી નાખીને ધરણી પર ઢાળી પાડ્યાં. એ રીતે કર્ણને સંકટમાં આવી પડેલો જોઈને તેનો નાનો ભાઈ પોતાનું મજબૂત ધનુષ્ય ઊંચું કરી ઝડપથી અભિમન્યુ પર ચઢી આવ્યો. તે સમયે પાંડવો અને તેમના અનુચરો હર્ષનાદો કરી વાદિત્રો વગાડવા લાગ્યા અને અભિમન્યુનાં વખાણ કરવા લાગ્યા.[૧૩-૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'કર્ણ અને દુઃશાસનના પરાભવનો સંબંધ' નામનો અધ્યાય ૪૦મો સમાપ્ત

## અધ્યાય ૪૧મો

### કર્ણનું રથમાંથી પલાયન

॥ સંજય ઉવાચ ॥

सोऽतिगर्जन् धनुष्पाणिर्ज्यां विकर्षन्पुनः पुनः ।
तयोर्महात्मनोस्तूर्णं रथांतरमवापतत् ॥ १ ॥

સંજય બોલ્યો : આમ ધનુષ્યની દોરી ખેંચી વારંવાર મોટી ગર્જના કરતો કર્ણનો નાનો ભાઈ હાથમાં ધનુષ્ય લઈ તુરત તે બન્ને મહાત્માઓ (કર્ણ અને અભિમન્યુ)ના રથોની વચ્ચે આવી ઊભો રહ્યો.[૧] આવતાંવેંત જ દશ બાણો છોડીને તેણે હસતાં હસતાં અજિત એવા અભિ-

મન્યુને, છત્ર, ધજા અને સારથિ સહિત વીંધી નાખ્યો.[૨] પોતાના પિતા અને પિતામહની પરંપરાએ ચાલ્યું આવતું અને મનુષ્યોને અશક્ય એવું અદ્ભુત પરાક્રમ કરી રહેલા એ અભિમન્યુને કર્ણના નાના ભાઈએ આ પ્રમાણે બાણોનો પ્રહાર કરી વીંધી નાખ્યો તે જોઈને તમારા પક્ષના યોદ્ધાઓ આનંદમાં આવી ગયા. પછી મંદ મંદ હસતા અભિમન્યુએ ધનુષ્ય ખેંચ્યું અને એક જ બાણ છોડીને તેના મસ્તકને છેદી નાખ્યું. એટલે પવનના ઝપાટાથી પર્વત પરથી પડેલાં કરેણના વૃક્ષની પેઠે તે રથ પરથી નીચે ગબડી પડ્યું. હે રાજન્! એ પ્રમાણે પોતાના ભાઈને મરણ પામેલો જોઈને કર્ણ ઘણો દુઃખી થયો. અભિમન્યુએ કંકપક્ષીનાં પીંછાંવાળાં બાણો મૂકીને કર્ણને પણ યુદ્ધમાંથી હઠાવી દીધો અને પછી પોતે સત્વર બીજા ધનુર્ધરો સામે ધસ્યો. ત્યાં હાથી, ઘોડા, રથ અને પાળાવાળાં કૌરવોનાં એ વિશાળ સૈન્યને તીવ્ર તેજવાળા મહારથી અભિમન્યુએ ક્રોધ કરી ભેદી નાખ્યું.[૩-૭] તે સમયે અભિમન્યુ જ્યારે કર્ણને અનેક બાણોથી કનડવા લાગ્યો, ત્યારે તે પોતાના વેગવાળા ઘોડાઓ દોડાવીને રણમાંથી નાસી ગયો. આથી સૈન્યમાં તરત જ મોટું ભંગાણ પડ્યું.[૮] હે રાજન્! આકાશમાં જાણે તીડ ઊડી રહ્યાં હોય તથા મેઘધારા ચડતી હોય, તેમ ત્યાં અભિમન્યુનાં બાણો ઊડી રહ્યાં હતાં અને તેથી સર્વ પ્રદેશ ઢંકાઈ ગયો હતો તથા ત્યાં કંઈ પણ દેખાતું ન હતું.[૯] હે રાજન્! તેણે તીક્ષ્ણ બાણોથી તમારા યોદ્ધાઓને એવા તો માર્યા કે, એક સિંધુરાજ સિવાય બીજો કોઈ પણ યોદ્ધો ત્યાં ઊભો રહ્યો ન હતો.[૧૦] પછી પુરુષશ્રેષ્ઠ સુભદ્રાનંદને પોતાનો શંખ વગાડ્યો અને ભરતવંશીઓની સેનામાં ઝપાટાભેર પ્રવેશ કર્યો.[૧૧] ઘાસમાં પ્રકટ થયેલા અગ્નિની પેઠે પોતાના બળથી શત્રુઓનો સંહાર કરતો તે અર્જુનપુત્ર ભારતોનાં સૈન્યોના મધ્યમાં ઘૂમી રહ્યો હતો.[૧૨] ત્યાં દાખલ થઈને તેણે સજ્જેલાં બાણો વડે રથો, હાથીઓ અને મનુષ્યોનો ઘાણ કાઢી નાખ્યો હતો અને તે રણભૂમિને સંખ્યાબંધ મસ્તક વિનાનાં ધડોથી ભરી દીધી હતી.[૧૩] તે સમયે અભિમન્યુના ધનુષ્યમાંથી છૂટેલાં તીક્ષ્ણ બાણોથી કપાઈ ગયેલા યોદ્ધાઓ જીવિતની ઇચ્છાથી સામે આવેલા પોતાના માણસોનો જ સંહાર કરતા કરતા નાસી જતા હતા. અભિમન્યુના ઘોર અને રૌદ્ર કર્મ કરવાવાળાં વિપાઠ નામનાં અનેક તીક્ષ્ણ બાણો, રથો, હાથીઓ અને ઘોડાઓનો પ્રાણ લઈને સણસણાટ કરતાં પૃથ્વીમાં પેસી જતાં હતાં.[૧૪,૧૫] ત્યાં આયુધોવાળા, હાથનાં મોજાંવાળા, ગદાઓવાળા તથા બાજુબંધોવાળા અને સુવર્ણના અલંકારથી શોભતા અનેક બાહુઓ કપાઈને રણભૂમિ પર ઠેકઠેકાણે પડેલા દેખાતા હતા.[૧૬] બાણો, ધનુષ્યો, તલવારો, મરેલાં કલેવરો અને કુંડળ તથા પુષ્પમાળા ધારણ કરનારાં હજારો મસ્તકો જ્યાં ત્યાં પૃથ્વી પર પડ્યાં હતાં.[૧૭] સામાનવાળા રથના આધારરૂપ કાષ્ઠો, સારી સારી ઇષો, ભાંગીતૂટી ગયેલી ધરીઓ, છિન્નભિન્ન થયેલાં પૈડાંઓ અને અનેક પ્રકારનાં ધૂંસરાંઓ ત્યાં મોટી સંખ્યામાં પડ્યાં હતાં.[૧૮] આમતેમ પડેલી શક્તિઓ, ધનુષ્યો, તલવારો, મોટી મોટી ધજાઓ, ઢાલો અને બાણો ત્યાં ઠેરઠેર વેરવિખેર થઈ પડ્યાં હતાં.[૧૯] હે પૃથ્વીપતિ! આથી અનેક માર્યા ગયેલા ક્ષત્રિયો, ઘોડાઓ અને હાથીઓથી એક ક્ષણવારમાં તે રણભૂમિનું સ્વરૂપ જોતું ન ગમે તેવું અતિ દારુણ થઈ ગયું હતું.[૨૦] સંહાર કરતા રાજપુત્રોનો તથા અન્યોન્ય આક્રંદ કરતા યોદ્ધાઓનો બીકણોના ભયમાં વધારો કરે તેવો મહાન શબ્દ પ્રકટ

થઈ રહ્યો હતો.[૨૧] હે ભરતશ્રેષ્ઠ ! તે શબ્દે સર્વ દિશાઓને ગજાવી મૂકી હતી. એ વેળા પણ અભિમન્યુ તો સારા સારા ઘોડેસવારો, રથીઓ અને હાથીસવારોનો સંહાર કરતો કરતો તમારી સેનામાં આગળ ને આગળ ધસ્યો જતો હતો. ઘાસમાં પ્રકટ થયેલા અગ્નિની પેઠે તેણે બળથી શત્રુઓનો નાશ કરી નાખ્યો હતો અને પોતે ભારતી સેનાના મધ્યભાગમાં ઘૂમતો દેખાતો હતો. હે ભારત ! તે સમયે, સર્વ દિશા અને વિદિશામાં ફરતા તે અભિમન્યુને અમે ઊડતી ધૂળથી ઢંકાઈ ગયેલા તે સૈન્યમાં જોઈ શકતા ન હતા.[૨૨-૨૪] વળી હે ભારત ! ક્ષણવારમાં હાથીસવારો, ઘોડેસવારો અને પાળાઓના આયુષ્યનું હરણ કરતો તે અભિમન્યુ મધ્યાહ્નકાળના સૂર્યની પેઠે શત્રુઓની ટુકડીઓને તપાવી રહેલો અમે જોતા હતા. હે મહારાજ ! યુદ્ધ કરવામાં ઇંદ્ર સરખો તે ઇંદ્રનંદન અર્જુનનો પુત્ર સૈન્યના મધ્યભાગમાં ઘણો જ દીપતો હતો.[૨૫,૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'કર્ણનું પલાયન' નામનો અધ્યાય ૪૧ મો સમાપ્ત

## અધ્યાય ૪૨ મો
### જયદ્રથને શંકરનું વરદાન

॥ धृतराष्ट्र उवाच ॥

बालमत्यंतसुखिनं स्वबाहुबलदर्पितम् ।
युद्धेषु कुशलं वीरं कुलपुत्रं तनुत्यजम् ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો: બાળક, અત્યંત સુખી, પોતાના બાહુબળથી ગર્વિષ્ઠ, યુદ્ધમાં કુશળ, વીર, કુળવાનનો પુત્ર અને શરીરની પણ દરકાર નહિ કરનારો એ અભિમન્યુ ત્રણ વર્ષના ઘોડાઓને લઈને જ્યારે કૌરવસૈન્યોમાં દાખલ થયો, ત્યારે યુધિષ્ઠિરના સૈન્યમાંથી કયો બળવાન યોદ્ધો તેની પાછળ પાછળ ચાલતો હતો ?[૧,૨]

સંજય બોલ્યો: ત્યારે યુધિષ્ઠિર, ભીમસેન, શિખંડી, સાત્યકિ, નકુલ, સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, દ્રુપદ, કેકયો, કોપાયમાન થયેલો ધૃષ્ટકેતુ, બીજા મત્સ્ય યોદ્ધાઓ, તેમ જ અભિમન્યુના મામાઓ અને તેઓ બધાને માર્ગે ચાલનારા તેના પિતાપક્ષના યોદ્ધાઓ એ બધા અભિમન્યુનું રક્ષણ કરવાની ઇચ્છાથી પોતપોતાનાં સૈન્યોને બરાબર ગોઠવી દઈને પ્રહાર કરતા કરતા રણમાં ધસી આવ્યા હતા. એ પ્રમાણે તે શૂરાઓને ચઢી આવેલા જોઈ તમારા પક્ષના લડવૈયાઓ રણમાંથી હઠી જઈ પીઠ દેખાડવા લાગ્યા.[૩-૫] એ રીતે તમારા પુત્રના મહાન સૈન્યને નાસભાગ કરતું જોઈ, તમારો તેજસ્વી જમાઈ જયદ્રથ સૈન્યને સ્થિર કરવાની ઇચ્છાથી પાંડવો સામે ધસી આવ્યો.[૬] હે મહારાજ ! સિંધુરાજાના પુત્ર તે જયદ્રથરાજે પોતાના પુત્ર અભિમન્યુનું રક્ષણ કરવા આવેલા તે પાંડવોને સૈન્ય સહિત અટકાવી રાખ્યા.[૭] ઉગ્ર ધનુષ્યવાળા અને મહાધનુર્ધર એવા તે વૃદ્ધક્ષત્રના પુત્ર જયદ્રથે એ વેળા દિવ્ય અસ્ત્રો પ્રકટ કર્યાં હતાં, તેથી નીચાણના પ્રદેશમાં આવી જેમ હાથી પોતાના શત્રુઓને ખાળી રાખે, તેમ તેણે પાંડવોને ખાળી રાખ્યા હતા.[૮]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! સિંધુરાજ જયદ્રથ પર ઘણો મોટો ભાર આવી પડેલો હું માનું છું; કારણ કે તેણે એકલાએ ક્રોધાયમાન થઈ પોતાના પુત્રનું રક્ષણ કરવા આવેલા પાંડવોને વારી રાખ્યા.[૯] જો કે સિંધુરાજમાં બળ અને શૌર્ય અતિ અદ્ભુત છે, એમ હું માનું છું; તોપણ તે મહાત્માનું મુખ્ય પરાક્રમ અને વીર્ય તું મને કહે.[૧૦] સિંધુરાજે તેવું કયું દાન આપ્યું હતું, તેવો કયો યજ્ઞ કર્યો હતો અથવા તેવું કયું તપ તપ્યું હતું કે, તેથી તેણે એકલાએ પાંડવોને વારી રાખ્યા ?[૧૧]

સંજય બોલ્યો : જે સમયે જયદ્રથે દ્રૌપદીનું

મન્યુને, છત્ર, ધજા અને સારથિ સહિત વીંધી નાખ્યો.[૨] પોતાના પિતા અને પિતામહની પરંપરાએ ચાલ્યું આવતું અને મનુષ્યોને અશક્ય એવું અદ્‌ભુત પરાક્રમ કરી રહેલા એ અભિમન્યુને કર્ણના નાના ભાઈએ આ પ્રમાણે બાણોનો પ્રહાર કરી વીંધી નાખ્યો તે જોઈને તમારા પક્ષના યોદ્ધાઓ આનંદમાં આવી ગયા. પછી મંદ મંદ હસતા અભિમન્યુએ ધનુષ્ય ખેંચ્યું અને એક જ બાણ છોડીને તેના મસ્તકને છેદી નાખ્યું. એટલે પવનના ઝપાટાથી પર્વત પરથી પડેલાં કરેણના વૃક્ષની પેઠે તે રથ પરથી નીચે ગબડી પડ્યું. હે રાજન્! એ પ્રમાણે પોતાના ભાઈને મરણ પામેલો જોઈને કર્ણ ઘણો દુઃખી થયો. અભિમન્યુએ કંકપક્ષીનાં પીંછાંવાળાં બાણો મૂકીને કર્ણને પણ યુદ્ધમાંથી હઠાવી દીધો અને પછી પોતે સત્વર બીજા ધનુર્ધરો સામે ધસ્યો. ત્યાં હાથી, ઘોડા, રથ અને પાળાવાળાં કૌરવોનાં એ વિશાળ સૈન્યને તીવ્ર તેજવાળા મહારથી અભિમન્યુએ ક્રોધ કરી ભેદી નાખ્યું.[૩-૭] તે સમયે અભિમન્યુ જ્યારે કર્ણને અનેક બાણોથી કનડવા લાગ્યો, ત્યારે તે પોતાના વેગવાળા ઘોડાઓ દોડાવીને રણમાંથી નાસી ગયો. આથી સૈન્યમાં તરત જ મોટું ભંગાણ પડ્યું.[૮] હે રાજન્! આકાશમાં જાણે તીડ ઊડી રહ્યાં હોય તથા મેઘધારા ચડતી હોય, તેમ ત્યાં અભિમન્યુનાં બાણો ઊડી રહ્યાં હતાં અને તેથી સર્વ પ્રદેશ ઢંકાઈ ગયો હતો તથા ત્યાં કંઈ પણ દેખાતું ન હતું.[૯] હે રાજન્! તેણે તીક્ષ્ણ બાણોથી તમારા યોદ્ધાઓને એવા તો માર્યા કે, એક સિંધુરાજ સિવાય બીજો કોઈ પણ યોદ્ધો ત્યાં ઊભો રહ્યો ન હતો.[૧૦] પછી પુરુષશ્રેષ્ઠ સુભદ્રાનંદને પોતાનો શંખ વગાડ્યો અને ભરતવંશીઓની સેનામાં ઝપાટાભેર પ્રવેશ કર્યો.[૧૧] ઘાસમાં પ્રકટ થયેલા અગ્નિની પેઠે પોતાના બળથી શત્રુઓનો સંહાર કરતો તે અર્જુનપુત્ર ભારતોનાં સૈન્યોના મધ્યમાં ઘૂમી રહ્યો હતો.[૧૨] ત્યાં દાખલ થઈને તેણે સજેલાં બાણો વડે રથો, હાથીઓ અને મનુષ્યોનો ઘાણ કાઢી નાખ્યો હતો અને તે રણભૂમિને સંખ્યાબંધ મસ્તક વિનાનાં ધડોથી ભરી દીધી હતી.[૧૩] તે સમયે અભિમન્યુના ધનુષ્યમાંથી છૂટેલાં તીક્ષ્ણ બાણોથી કપાઈ ગયેલા યોદ્ધાઓ જીવિતની ઇચ્છાથી સામે આવેલા પોતાના માણસોનો જ સંહાર કરતા કરતા નાસી જતા હતા. અભિમન્યુના ઘોર અને રૌદ્ર કર્મ કરવાવાળાં વિપાઠ નામનાં અનેક તીક્ષ્ણ બાણો, રથો, હાથીઓ અને ઘોડાઓનો પ્રાણ લઈને સણસણાટ કરતાં પૃથ્વીમાં પેસી જતાં હતાં.[૧૪,૧૫] ત્યાં આયુધોવાળા, હાથનાં મોજાંવાળા, ગદાઓવાળા તથા બાજુબંધોવાળા અને સુવર્ણના અલંકારથી શોભતા અનેક બાહુઓ કપાઈને રણભૂમિ પર ઠેકઠેકાણે પડેલા દેખાતા હતા.[૧૬] બાણો, ધનુષ્યો, તલવારો, મરેલાં કલેવરો અને કુંડળ તથા પુષ્પમાળા ધારણ કરનારાં હજારો મસ્તકો જ્યાં ત્યાં પૃથ્વી પર પડ્યાં હતાં.[૧૭] સામાનવાળા રથના આધારરૂપ કાષ્ઠો, સારી સારી ઇષો, ભાંગીતૂટી ગયેલી ધરીઓ, છિન્નભિન્ન થયેલાં પૈડાંઓ અને અનેક પ્રકારનાં ધૂંસરાંઓ ત્યાં મોટી સંખ્યામાં પડયાં હતાં.[૧૮] આમતેમ પડેલી શક્તિઓ, ધનુષ્યો, તલવારો, મોટી મોટી ધજાઓ, ઢાલો અને બાણો ત્યાં ઠેરઠેર વેરવિખેર થઈ પડયાં હતાં.[૧૯] હે પૃથ્વીપતિ! આથી અનેક માર્યા ગયેલા ક્ષત્રિયો, ઘોડાઓ અને હાથીઓથી એક ક્ષણવારમાં તે રણભૂમિનું સ્વરૂપ જોતું ન ગમે તેવું અતિ દારુણ થઈ ગયું હતું.[૨૦] સંહાર કરતા રાજપુત્રોનો તથા અન્યોન્ય આક્રંદ કરતા યોદ્ધાઓનો બીકણોના ભયમાં વધારો કરે તેવો મહાન શબ્દ પ્રકટ

થઈ રહ્યો હતો.[૨૧] હે ભરતશ્રેષ્ઠ ! તે શબ્દે સર્વ દિશાઓને ગજાવી મૂકી હતી. એ વેળા પણ અભિમન્યુ તો સારા સારા ઘોડેસવારો, રથીઓ અને હાથીસવારોનો સંહાર કરતો કરતો તમારી સેનામાં આગળ ને આગળ ધસ્યો જતો હતો. ઘાસમાં પ્રકટ થયેલા અગ્નિની પેઠે તેણે બળથી શત્રુઓનો નાશ કરી નાખ્યો હતો અને પોતે ભારતી સેનાના મધ્યભાગમાં ઘૂમતો દેખાતો હતો. હે ભારત ! તે સમયે, સર્વ દિશા અને વિદિશામાં ફરતા તે અભિમન્યુને અમે ઊડતી ધૂળથી ઢંકાઈ ગયેલા તે સૈન્યમાં જોઈ શકતા ન હતા.[૨૨-૨૪] વળી હે ભારત ! ક્ષણવારમાં હાથીસવારો, ઘોડેસવારો અને પાળાઓના આયુષ્યનું હરણ કરતો તે અભિમન્યુ મધ્યાહ્નકાળના સૂર્યની પેઠે શત્રુઓની ટુકડીઓને તપાવી રહેલો અમે જોતા હતા. હે મહારાજ ! યુદ્ધ કરવામાં ઇંદ્ર સરખો તે ઇંદ્રનંદન અર્જુનનો પુત્ર સૈન્યના મધ્યભાગમાં ઘણો જ દીપતો હતો.[૨૫,૨૬]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમા 'કર્ણનું પલાયન' નામનો અધ્યાય ૪૧ મો સમાપ્ત

## अध्याय ४२ मो
### જયદ્રથને શંકરનું વરદાન

॥ धृतराष्ट्र उवाच ॥

बालमत्यंतसुखिनं स्ववाहुबलदर्पितम् ।
युद्धेषु कुशलं वीरं कुलपुत्रं तनुत्यजम् ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો: બાળક, અત્યંત સુખી, પોતાના બાહુબળથી ગર્વિષ્ઠ, યુદ્ધમાં કુશળ, વીર, કુળવાનનો પુત્ર અને શરીરની પણ દરકાર નહિ કરનારો એ અભિમન્યુ ત્રણ વર્ષના ઘોડાઓને લઈને જ્યારે કૌરવસૈન્યોમાં દાખલ થયો, ત્યારે યુધિષ્ઠિરના સૈન્યમાંથી કયો બળવાન યોદ્ધો તેની પાછળ પાછળ ચાલતો હતો ?[૧,૨]

સંજય બોલ્યો: ત્યારે યુધિષ્ઠિર, ભીમસેન, શિખંડી, સાત્યકિ, નકુલ, સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, દ્રુપદ, કેકયો, કોપાયમાન થયેલો ધૃષ્ટકેતુ, બીજા મત્સ્ય યોદ્ધાઓ, તેમ જ અભિમન્યુના મામાઓ અને તેઓ બધાને માર્ગે ચાલનારા તેના પિતાપક્ષના યોદ્ધાઓ એ બધા અભિમન્યુનું રક્ષણ કરવાની ઇચ્છાથી પોતપોતાનાં સૈન્યોને બરાબર ગોઠવી દઈને પ્રહાર કરતા કરતા રણમાં ધસી આવ્યા હતા. એ પ્રમાણે તે શૂરાઓને ચઢી આવેલા જોઈ તમારા પક્ષના લડવૈયાઓ રણમાંથી હઠી જઈ પીઠ દેખાડવા લાગ્યા.[૩-૫] એ રીતે તમારા પુત્રના મહાન સૈન્યને નાસભાગ કરતું જોઈ, તમારો તેજસ્વી જમાઈ જયદ્રથ સૈન્યને સ્થિર કરવાની ઇચ્છાથી પાંડવો સામે ધસી આવ્યો.[૬] હે મહારાજ ! સિંધુરાજના પુત્ર તે જયદ્રથરાજે પોતાના પુત્ર અભિમન્યુનું રક્ષણ કરવા આવેલા તે પાંડવોને સૈન્ય સહિત અટકાવી રાખ્યા.[૭] ઉગ્ર ધનુષ્યવાળા અને મહાધનુર્ધર એવા તે વૃદ્ધક્ષત્રના પુત્ર જયદ્રથે એ વેળા દિવ્ય અસ્ત્રો પ્રકટ કર્યાં હતાં, તેથી નીચાણના પ્રદેશમાં આવી જેમ હાથી પોતાના શત્રુઓને ખાળી રાખે, તેમ તેણે પાંડવોને ખાળી રાખ્યા હતા.[૮]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય ! સિંધુરાજ જયદ્રથ પર ઘણો મોટો ભાર આવી પડેલો હું માનું છું; કારણ કે તેણે એકલાએ ક્રોધાયમાન થઈ પોતાના પુત્રનું રક્ષણ કરવા આવેલા પાંડવોને વારી રાખ્યા.[૯] જો કે સિંધુરાજમાં બળ અને શૌર્ય અતિ અદ્‌ભુત છે, એમ હું માનું છું; તોપણ તે મહાત્માનું મુખ્ય પરાક્રમ અને વીર્ય તું મને કહે.[૧૦] સિંધુરાજે તેવું કયું દાન આપ્યું હતું, તેવો કયો યજ્ઞ કર્યો હતો અથવા તેવું કયું તપ તપ્યું હતું કે, તેથી તેણે એકલાએ પાંડવોને વારી રાખ્યા ?[૧૧]

સંજય બોલ્યો: જે સમયે જયદ્રથે દ્રૌપદીનું

હરણ કર્યું હતું, તે સમયે ભીમસેને તેનો પરાજય કર્યો હતો. એ અપમાનનો બદલો લેવા માટે તેણે અભિમાનથી વરની ઇચ્છા કરી ઘણું મોટું તપ કરવા માંડ્યું હતું.[૧૨] પ્રિય એવા ઇંદ્રિયોના વિષય તરફથી ઇંદ્રિયોને પાછી વાળી લઈ, તેણે ભૂખ, તરસ, તાપ વગેરે સહન કર્યાં હતાં અને તે એટલો બધો શરીરે કૃશ થઈ ગયો હતો કે, તેની બધી નાડીઓ કેવળ ખુલ્લી થઈ ગઈ હતી. તેણે સનાતન બ્રહ્મ-ૐકારનું ઉચ્ચારણ કરી શંકરદેવનું આરાધન કરવા માંડ્યું, તેથી ભક્તો ઉપર અનુકંપાવાળા ભગવાન શંકરે છેવટે તેના પર કૃપા કરી હતી [૧૩,૧૪] ભગવાન શંકરે સ્વપ્નમાં આવી જયદ્રથને કહ્યું હતું કે, 'હે જયદ્રથ! હું તારા પર પ્રસન્ન થયો છું; માટે બોલ, તારી શી ઇચ્છા છે? તું વર માગ.'[૧૫] હે ભારત! દેવેશ શંકરે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે નિયમનિષ્ઠ એ જયદ્રથરાજે હાથ જોડી નમસ્કાર કરી શંકરને કહ્યું કે,[૧૬] 'હું ઇચ્છું છું કે, યુદ્ધમાં હું એકલો જ કેવળ એક રથની જ મદદ લઈ ભયંકર વીર્યવાળા અને ભયંકર પરાક્રમવાળા સઘળા પાંડવોને વારી શકું.'[૧૭] જ્યારે જયદ્રથે ભગવાન શંકરને આ પ્રમાણે કહ્યું, ત્યારે તે દેવેશ બોલ્યા : 'હે સૌમ્ય! હું તને વર આપું છું કે, તું કુંતીના પુત્ર અર્જુન સિવાયના ચાર પાંડુપુત્રોને યુદ્ધમાં વારી શકશે.' શંકરનાં એ વચન સાંભળી રાજા જયદ્રથે મહાદેવને 'બહુ સારું' એમ કહ્યું અને તરત તે જાગી ગયો.[૧૮,૧૯] તે વરદાનના પ્રભાવથી અને દિવ્ય અસ્ત્રના બળથી જયદ્રથે એકલે હાથે પાંડવોની સેનાને આગળ વધતી અટકાવી. તેના ધનુષ્યની પણછના ટંકારથી શત્રુપક્ષના ક્ષત્રિયોને ભય થઈ રહ્યો અને તમારા સૈન્યને પરમ હર્ષ થયો.[૨૦,૨૧] હે રાજન્! યુદ્ધનો સઘળો ભાર રાજા જયદ્રથ પર આવી પડેલો જોઈને સર્વ ક્ષત્રિયો મોટા કોલાહલ કરીને ધર્મરાજ યુધિષ્ઠિરના સૈન્ય તરફ ધસી ગયા.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'જયદ્રથનું યુદ્ધ' નામનો અધ્યાય ૪૨ મો સમાપ્ત

# અધ્યાય ૪૩ મો

## જયદ્રથની અદ્ભુત શક્તિ

॥ સંજય ઉવાચ ॥

**यन्मां पृच्छसि राजेन्द्र सिंधुराजस्य विक्रमम् ।**
**शृणु तत्सर्वमाख्यास्ये यथा पांडूनयोधयत् ॥ १ ॥**

સંજય બોલ્યો : હે રાજેંદ્ર! તમે મને સિંધુરાજના પરાક્રમ વિશે પૂછો છો, તો તમે હવે સાંભળો. તેણે પાંડવો સામે જે યુદ્ધ કર્યું હતું, તે બધું હું તમને યથાવત્ કહું છું.[૧] વશ રહેનારા, સારી ચાલના, મત્ત, પ્રચંડ શરીરવાળા તથા વાયુ સમાન વેગવાળા સિંધુદેશના ઘોડાઓ તે રાજાને રણમાં વહી જતા હતા.[૨] તે રાજાનો શાસ્ત્રોક્ત વિધિએ તૈયાર કરેલો રથ ગંધર્વના નગર સરખો લાગતો હતો. તે રથ પર વરાહના ચિહ્નવાળો મહાન રૂપેરી ધ્વજ શોભી રહ્યો હતો.[૩] શ્વેત છત્ર, પતાકા, ચામર અને પંખા વગેરે રાજચિહ્નોએ કરીને તે આકાશમાં ઉદય પામેલા ચંદ્રની પેઠે શોભતો હતો.[૪] મોતી, હીરા, મણિ અને સુવર્ણથી સુશોભિત એવું તેનું *લોખંડી રથવેષ્ટન (રથની રક્ષા માટે કરેલું લોઢાનું આસપાસ ફરતું પતરું)* નક્ષત્રોથી ઢંકાયેલા આકાશની પેઠે શોભતું હતું.[૫] તે જયદ્રથે પોતાનું મોટું ધનુષ્ય પહોળું કરી અનેક બાણો ફેંકવા માંડ્યાં અને અર્જુનના પુત્રે વ્યૂહના જે જે ભાગો તોડી નાખ્યા હતા, તેને તેણે પાછા પૂરી દીધા.[૬] તેણે સાત્યકિને ત્રણ બાણોથી, ભીમસેનને આઠ બાણોથી, ધૃષ્ટદ્યુમ્નને સાઠ બાણોથી, વિરાટને દશ બાણોથી, દ્રુપદરાજને પાંચ તીક્ષ્ણ બાણોથી, શિખંડીને સાત બાણોથી, કેકયકુમારોને પચીસ બાણોથી, દ્રૌપદીના પુત્રોને ત્રણ ત્રણ બાણોથી

અને યુધિષ્ઠિરને સિત્તેર બાણોથી વીંધી નાખ્યા. તેણે બાકીના બીજા યોદ્ધાઓને મોટા બાણના જથ્થાથી પાછા હઠાવ્યા, એ ઘણું અદ્ભુત સરખું હતું.[૭-૯] પછી પ્રતાપી રાજા ધર્મપુત્રે 'ઊભો રહેજે, હમણાં જ તારું ધનુષ્ય કાપી નાખું છું' એમ કહી તીક્ષ્ણ તથા પાણીદાર ભલ્લબાણ મૂક્યું અને હસતાં હસતાં તેનું ધનુષ્ય કાપી નાખ્યું.[૧૦] પણ જયદ્રથે તો પલકવારમાં બીજું ધનુષ્ય લઈને યુધિષ્ઠિરને દશ બાણો વડે વીંધી નાખ્યા તેમ જ તેણે બીજાઓને પણ ત્રણ ત્રણ બાણોનો પ્રહાર કર્યો.[૧૧] તેની તે ચપળતા જાણીને ભીમસેને ત્રણ ત્રણ ભલ્લબાણો વડે તેનાં ધનુષ્ય, ધજા અને છત્રને પૃથ્વી પર એકદમ પટકી પાડ્યાં.[૧૨] છતાં હે રાજા! બળવાન જયદ્રથે વળી બીજું ધનુષ્ય લઈ સજ્જ કર્યું અને ભીમના ધ્વજને, ધનુષ્યને તથા ઘોડાઓને પાડી નાખ્યા.[૧૩] આમ પોતાના રથના ઘોડાઓ માર્યા ગયા અને પોતાનું ધનુષ્ય કપાઈ ગયું, ત્યારે કેસરીસિંહ જેમ પર્વતના શિખર પર ચઢી જાય, તેમ તે ભીમસેન રથમાંથી કૂદી પડીને સાત્યકિના રથમાં ચઢી ગયો.[૧૪] તે સમયે સિંધુરાજ જયદ્રથનું માનવામાં પણ ન આવે તેવું અદ્ભુત પરાક્રમ જોઈને તમારા સર્વ યોદ્ધાઓ હરખમાં આવી ગયા અને 'વાહ! વાહ!' કહેવા લાગ્યા.[૧૫] આમ પોતાના અસ્ત્રતેજથી જયદ્રથરાજ એકલે હાથે ક્રોધાયમાન થયેલા તે પાંડવોને અટકાવી રહ્યો હતો; તેથી સર્વ ભૂતો તેના તે પરાક્રમનાં વખાણ કરતા હતા. પ્રથમ ઉત્તર દિશા તરફ લડનારા હાથીઓને હણી નાખીને અભિમન્યુએ પાંડવોને વ્યૂહમાં દાખલ થવાનો જે માર્ગ બતાવ્યો હતો, તે માર્ગને પણ રાજા જયદ્રથે અટકાવી દીધો.[૧૬,૧૭] મત્સ્ય, પાંચાલ, કેકય અને પાંડવ આદિ વીર યોદ્ધાઓ વ્યૂહમાં દાખલ થવાનો ઘણો પ્રયત્ન કરતા હતા, છતાં તેઓ સિંધુરાજની સામા થઈ શક્યા નહિ.[૧૮] જે જે યોદ્ધો દ્રોણના સૈન્યને તોડી નાખવા પ્રયત્ન કરતો હતો, તે તે યોદ્ધાની પાસે જઈને એ વરદાન મેળવનાર જયદ્રથરાજા તેને અટકાવી દેતો હતો.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'જયદ્રથનું યુદ્ધ' નામનો અધ્યાય ૪૩મો સમાપ્ત

## અધ્યાય ૪૪મો
### રાજા વસાતીય રણમાં પડયો

॥ सञ्जय उवाच ॥

सैंधवेन निरुद्धेषु जयगृद्धिषु पांडुषु ।
सुघोरमभवद् युद्धं त्वदीयानां परैः सह ॥ १ ॥

સંજય બોલ્યો · એ પ્રમાણે સિંધુરાજ જયદ્રથે જયની ઇચ્છાવાળા પાંડવોને અટકાવી રાખ્યા હતા, ત્યારે તમારા યોદ્ધાઓને શત્રુઓ સાથે અતિ ઘોર યુદ્ધ થઈ રહ્યું હતું.[૧] મગરમચ્છ જેમ સાગરને ખળભળાવી દે, તેમ સત્ય પ્રતિજ્ઞાવાળો અને ગાંજ્યો ન જાય તેવો તેજસ્વી અભિમન્યુ સેનામાં પ્રવેશ કરીને તેને ખળભળાવી દેતો હતો.[૨] આમ અરિદમન અભિમન્યુ બાણની વર્ષા કરીને સૈન્યને ખળભળાવી રહ્યો, ત્યારે મુખ્ય મુખ્ય મહારથીઓ તેની સામે ધસી આવ્યા.[૩] તે વેળા અભિમન્યુ અને તે મહારથીઓ વચ્ચે દારુણ રસાકસી થઈ રહી. ત્યાં અમાપ તેજવાળાં તે સઘળાં બાણોની વૃષ્ટિ કરી રહ્યા હતા.[૪] શત્રુપક્ષના મહારથીઓની ટુકડીએ અભિમન્યુને તે પ્રમાણે ઘેરી લીધો હતો, છતાં તેણે વૃષસેનના સારથિને મારી નાખી તેનું ધનુષ્ય પણ કાપી નાખ્યું. વળી બળવાન અભિમન્યુએ સડસડાટ જતાં બીજાં કેટલાંએક બાણો મારીને એ વૃષસેનના ઘોડાઓને પણ વીંધી નાખ્યા. આથી વાયુ સમાન વેગવાળા તે ઘોડાઓ વૃષસેનને એકદમ રણમાંથી દૂર લઈ ગયા. આ સંધિનો લાભ લઈને અભિમન્યુના સારથિએ તેના રથને

મહારથીઓના ઘેરામાંથી તારવી લીધો. તે જોઈ સર્વ મહારથીઓ 'શાબાશ! શાબાશ!' એમ કિકિયારીઓ કરવા લાગ્યા.[૫-૭] આમ અભિમન્યુ મહારથીઓના ઘેરામાંથી બહાર નીકળ્યો અને સિંહની પેઠે કોપાયમાન થઈને બાણો વડે શત્રુઓનો સંહાર કરતો કરતો તે વસાતીય રાજાની સમીપમાં જઈ પહોંચ્યો. ત્યાં તો તે રાજાએ તરત જ તેની સામે ધસારો કર્યો.[૮] તેણે એકદમ સોનેરી મૂળવાળાં સાઠ બાણો મૂકીને અભિમન્યુને ઢાંકી દીધો અને વધારામાં કહ્યું કે, 'મારા જીવતાં તું યુદ્ધમાંથી આજે જીવતો છૂટવાનો નથી.' એટલે તે અભિમન્યુએ લોખંડી કવચવાળા તે રાજાને એકદમ ઊંડું પેસી જાય તેવું તીક્ષ્ણ બાણ મારી હૃદયમાં વીંધી નાખ્યો અને તે પ્રાણરહિત થઈ પૃથ્વી ઉપર ઢળી પડ્યો.[૯,૧૦] હે રાજન્! વસાતીયને એ પ્રમાણે મરણ પામેલો જોઈને મોટા મોટા ક્ષત્રિયો તમારા પૌત્રને (અભિમન્યુને) મારી નાખવા માટે તેની ચારે બાજુ ઘેરાઈ વળ્યા.[૧૧] તે સમયે પોતાનાં અનેક જાતનાં ધનુષ્યોનો ટંકાર કરતા તે શત્રુઓ સાથે અભિમન્યુને અતિ ભયંકર યુદ્ધ થઈ રહ્યું. ક્રોધાયમાન થયેલા અર્જુનપુત્રે તેમના ધનુષ્ય સહિત બાણોને તથા પુષ્પમાળા અને કુંડળોને ધારણ કરનારાં તેમનાં મસ્તકોને કચાકચ કાપી નાખ્યાં. ત્યારે આખી રણભૂમિમાં ઠેકઠેકાણે તલવારોવાળા, હાથમાં પહેરવાનાં મોજાંવાળા, પટ્ટિશોવાળા, ફરશીઓવાળા અને સોનાના અલંકારોથી સુશોભિત એવા અનેક હાથો કપાઈને પડેલા જણાતા હતા.[૧૨-૧૪] વળી પુષ્પની માળાઓથી, અલંકારોથી, વસ્ત્રોથી, પાડી નાખેલી મોટી ભુજાઓથી, કવચોથી, ઢાલોથી, હારોથી, મુકુટોથી, છત્રોથી, ચામરોથી, ઉપસ્કરોથી, રથનાં મુખ્ય મુખ્ય કાષ્ઠોથી, ઇષોથી, દાંડાઓથી, ધરીઓથી, ભાંગી ગયેલાં પૈડાંઓથી, છિન્નભિન્ન થયેલી ધૂંસરીઓથી, રથના નીચેના ભાગનાં લાકડાંઓથી, પતાકાઓથી, સારથિઓથી, ઘોડાઓથી, ભાંગી પડેલા રથોથી અને માર્યા ગયેલા હાથીઓથી તે રણભૂમિ છવાઈ ગઈ હતી.[૧૫-૧૭] તેમ જ જયની લાલસાવાળા અને મરણ પામેલા દેશદેશના રાજાઓ એવા શૂરા ક્ષત્રિયો વડે ઢંકાઈ ગયેલી તે રણભૂમિ ઘણી દારુણ થઈ પડી હતી.[૧૮] ક્રોધ કરી રણમાં સર્વ દિશા અને વિદિશામાં ઘૂમી રહેલા એ અભિમન્યુનું સ્વરૂપ તે સમયે દેખાતું ન હતું.[૧૯] ત્યારે અમે તો માત્ર એના સુવર્ણના કવચને, એણે ધારણ કરેલા અલંકારોને અને ધનુષ્યમાંથી છૂટતાં બાણોને જ જોવા પામતા હતા.[૨૦] સૂર્યની પેઠે સૈન્યના મધ્યમાં રહીને બાણો વડે યોદ્ધાઓના પ્રાણોનું હરણ કરતા તે અભિમન્યુને કોઈ પણ યોદ્ધો તે વેળા પોતાનાં નેત્રો વડે જોઈ શકતો ન હતો.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'અભિમન્યુના પરાક્રમ' નામનો અધ્યાય ૪૪ મો સમાપ્ત

## अध्याय ४५ मो

### રણમાંથી દુર્યોધન નાઠો!

॥ संजय उवाच ॥

आददानस्तु शूराणामायुष्यमवदार्जुनिः ।
अंतकः सर्वभूतानां प्राणान् काल इवागते ॥ १ ॥

સંજય બોલ્યો: શૂરાઓનાં આયુષ્યને લઈ લેતો એ અર્જુનપુત્ર અંતસમયે પ્રાણોનું હરણ કરતો જાણે સાક્ષાત્ યમરાજ હોય તેમ સર્વ ભૂતોનો કાળજ થઈ પડ્યો હતો.[૧] ઇંદ્રનંદન અર્જુનનો એ બળવાન અને ઇંદ્ર સમ પરાક્રમી પુત્ર અભિમન્યુ તે સમયે શત્રુઓની સેનાને ડોલાયમાન કરતો દેખાતો હતો.[૨] હે રાજેંદ્ર! ક્ષત્રિયોના કાળરૂપ પરશુરામ સરખા તે અભિમન્યુએ વ્યૂહમાં પ્રવેશ કરીને સત્યશ્રવાને ઝપટી લીધો. માનો,

કોઈ ભયંકર વાઘે મૃગલાને ઝપટમાં લીધો.[3] આમ જ્યારે સત્યશ્રવા પકડાયો, ત્યારે તેને છોડાવવા માટે ઉતાવળ કરતા અનેક મહારથીઓ મોટાં મોટાં શસ્ત્રો હાથમાં લઈને અભિમન્યુ પર ચઢી ગયા.[4] 'હું પહેલો, હું પહેલો' એ પ્રમાણે અન્યોન્યની સ્પર્ધા કરી રહેલા એ મોટા મોટા ક્ષત્રિયો ત્યાં અર્જુનના પુત્રને મારી નાખવાની ઇચ્છાથી રણમાં આવી પહોંચ્યા.[5] પણ મગરમચ્છ જેમ સમુદ્રમાં નાનાં નાનાં માછલાંઓને પકડી પાડે, તેમ તે અભિમન્યુએ ત્યાં આમતેમ દોડતાં એ ક્ષત્રિયોનાં સૈન્યોને પકડી પાડ્યાં.[6] કોઈ કોઈ યોદ્ધાઓ યુદ્ધમાંથી પાછા ન હઠતાં તેની પાસે જતા હતા. પણ સમુદ્રની પાસેથી જેમ નદીઓ પાછી ફરતી નથી, તેમ તેઓ ત્યાંથી પાછા ફરતા ન હતા (યમલોકમાં સિધાવી જતા હતા).[7] વાયુના વેગના ભયમાં આવી પડેલી તથા મોટા ગ્રૂડના હાથમાં સપડાયેલી નૌકા જેમ સમુદ્રમાં રડવડે, તેમ અભિમન્યુના સપાટામાં સપડાયેલી કૌરવોની તે સેના થરથરતી હતી.[8] ત્યારે રુક્મરથ નામનો મદ્રરાજનો બળવાન પુત્ર ભયભીત થયેલી તે સેનાને નિર્ભય થઈને આશ્વાસન આપતાં બોલ્યો: 'હે શૂરાઓ! તમે ડરો નહિ. હું ઊભો છું, તો આ અભિમન્યુ તે વળી કોણ માત્ર છે! હું એને જીવતો પકડીશ, એમાં લગારે સંશય નથી.[9,10] એમ કહીને તે પરાક્રમી રુક્મરથ સારી રીતે સજ્જ કરેલા શોભાયમાન રથમાં બેસી અભિમન્યુ સામે ધસ્યો.[11] તેણે ત્રણ બાણો મારી અભિમન્યુને છાતીમાં વીંધી નાખ્યો અને બીજાં ત્રણ ત્રણ બાણો વડે તેના ડાબા-જમણા હાથમાં પ્રહાર કરી તે ગાજી ઊઠ્યો.[12] ત્યાં તો અર્જુનપુત્રે તેનું ધનુષ્ય, જમણી-ડાબી ભુજા અને સુંદર નેત્રવાળું તથા સુંદર ભ્રમરવાળું તેનું મસ્તક એ બધું એકદમ પૃથ્વી પર પાડી દીધું.[13] આમ હે રાજન્! અભિમન્યુને જીવતો પકડવા ઇચ્છતા શલ્યરાજના તે અભિમાની પુત્ર રુક્મરથને યશસ્વી સુભદ્રાનંદને મારી નાખ્યો, તે જોઈ યુદ્ધ કરવા મદોન્મત્ત થયેલા, યુદ્ધમાં સચોટ પ્રહાર કરનારા, સોનેરી ધજાવાળા અને મહાબળવાન એવા રુક્મરથના મિત્રરાજપુત્રો મોટા તાડવૃક્ષ જેવડાં ધનુષ્યો ખેંચી ખેંચીને બાણોનો વરસાદ વરસાવી અભિમન્યુને ચારે બાજુથી ઘેરી વળ્યા![14-16] એ પ્રમાણે યુદ્ધશિક્ષાના બળવાળા તથા અત્યંત ક્રોધાયમાન થયેલા તે તરણ રાજપુત્રોએ રણશૂરા અજિત અભિમન્યુને બાણોના ઢગોથી ઢાંકી દીધો. તે જોઈને દુર્યોધન હર્ષમાં આવી ગયો અને એ અભિમન્યુને યમરાજના ભુવનમાં પહોંચી ગયેલો જ માની બેઠો.[17,18] એક પલકારામાં તો તે રાજપુત્રોએ સુવર્ણના મૂળવાળાં અનેક જાતનાં સજેલાં બાણો મૂકીને અર્જુનપુત્રને અદશ્ય કરી દીધો. ત્યાં હે રાજન્! શાહુડી જેમ તેનાં પીછાંથી ઢંકાઈ જાય છે, તેમ અમે તેને અને તેના રથને તેના સારથિ, ઘોડા અને ધ્વજ સાથે બાણોથી ઢંકાઈ ગયેલા જોયા હતા.[19,20] હે ભારત! બાણોના પ્રહારોથી અત્યંત વીંધાયલો તે અભિમન્યુ અંકુશોથી વીંધાયલા હાથીની પેઠે, એકદમ. ક્રોધવશ થઈ ગયો અને તેણે ગાંધર્વાસ્ત્ર તથા અકળ રથશિક્ષા પ્રકટ કરી.[21] પૂર્વે અર્જુને તપ તપીને તુંબરુ આદિ ગંધર્વો પાસેથી જે અસ્ત્ર મેળવ્યું હતું, તે અસ્ત્ર વડે અભિમન્યુએ શત્રુઓને મોહિત કર્યા. હે રાજન્! એ પ્રમાણે ઘણાં અસ્ત્રોનો પ્રયોગ કરી અભિમન્યુ ઉંબાડિયાંની પેઠે યુદ્ધમાં એક સ્વરૂપે, સેંકડો સ્વરૂપે અને હજારો સ્વરૂપે દેખાતો હતો. આમ હે રાજન્! શત્રુતાપન અભિમન્યુએ રથશિક્ષાથી તથા અસ્ત્રોની માયાથી શત્રુઓને મોહ પમાડ્યો અને રાજાઓનાં શરીરોના સેંકડો ટુકડા કરી નાખ્યા.[22-24] હે રાજન્!

એ યુદ્ધમાં તીક્ષ્ણ બાણોએ હરણ કરેલા પ્રાણીઓના પ્રાણો પરલોક ભણી વિદાય થતા હતા અને તેમનાં શરીરો રણભૂમિમાં રોળાતાં હતાં.[૨૫] અર્જુનના પુત્રે તે બધા રાજકુમારોનાં ધનુષ્યોને, સારથિઓને, ધજાઓને, બાજુબંધ સાથેના બાહુઓને તેમ જ મસ્તકોને પાણીદાર બાણોથી કચાકચ કાપી નાખ્યાં હતાં.[૨૬] જેમ મહાન વાયુ ફળ આપવાની તૈયારીમાં રહેલી પાંચ વર્ષની આંબાવાડીને મૂળમાંથી ઉખેડી ભાંગી નાખે, તેમ અભિમન્યુએ સેંકડો રાજપુત્રોને રણમાં રોળી નાખ્યા.[૨૭] આ પ્રમાણે સર્પ સરખા, ક્રોધાયમાન અતિશય કોમળ અને સુખ ભોગવવાને યોગ્ય એવા રાજકુમારોને અભિમન્યુએ એકલે હાથે હણી નાખ્યા, તે જોઈ દુર્યોધન ભયભીત થઈ ગયો.[૨૮] હવે રથીઓ, હાથીઓ, ઘોડાઓ અને પાળાઓને પણ રણમાં ટપોટપ ગરકતા જોઈને ક્રોધવશ થયેલો દુર્યોધન તત્કાળ અભિમન્યુ પર ચઢી આવ્યો.[૨૯] ત્યાં તે બન્ને વચ્ચે સંગ્રામ થવા લાગ્યો, પણ તે અપૂર્ણ જ રહ્યો; કારણ કે અભિમન્યુનાં સેંકડો બાણોનો માર ખાઈને તમારો પુત્ર ત્યાંથી નાસી ગયો.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'દુર્યોધન રણમાંથી પલાયન' નામનો અધ્યાય ૪૫ મો સમાપ્ત

## अध्याय ४६ मो

### રાજકુમાર લક્ષ્મણ અને ક્રાથરાજ-પુત્ર માર્યા ગયા

॥ धृतराष्ट्र उवाच ॥

**यथा वदसि मे सूत एकस्य बहुभिः सह ।**
**संग्रामं तुमुलं घोरं जयं चैव महात्मनः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યા : હે સૂત ! તું મને કહે છે કે, એકલા અભિમન્યુનો અનેક યોદ્ધાઓની સાથે તુમુલ અને ઘોર સંગ્રામ થઈ રહ્યો અને તેમાં તે મહાત્માનો વિજય થયો હતો.[૧] અભિમન્યુનું આવું પરાક્રમ જોઈ ન મનાય તેવું આશ્ચર્યજનક છે; તોપણ જેમને હમેશાં ધર્મનો જ આશ્રય છે, તેમને માટે એ અતિ અદ્ભુત નથી જ.[૨] હવે જ્યારે દુર્યોધન નાસી ગયો અને સેંકડો રાજપુત્રો રણમાં રોળાઈ ગયા, ત્યારે મારા પક્ષના યોદ્ધાઓએ સુભદ્રાનંદન સામે શો ઉપાય કર્યો હતો ?[૩]

સંજય બોલ્યો : ત્યારે દુર્યોધનના અનુયાયી યોદ્ધાઓનાં મુખ સુકાઈ ગયાં અને તેમનાં નેત્રો ચકરવકર થઈ ગયાં. તેમને શરીરે પરસેવાના રેલા ઊતરવા લાગ્યા, તેમનાં રૂંવાં ઊભાં થઈ ગયાં અને પલાયન કરવાને તેઓ તત્પર થઈ ગયા. તેમને શત્રુઓ ઉપર જય મેળવવાનો ઉત્સાહ રહ્યો નહિ.[૪] તેઓ તો મરણ પામેલા ભાઈઓને, પિતાઓને, પુત્રોને, મિત્રોને, સંબંધીઓને અને બાંધવોને ત્યજી દઈને પોતાના હાથી–ઘોડાઓને દોડાવી દોડાવી ત્યાંથી નાસી જવા લાગ્યા.[૫] આમ સૈનિકોમાં ભંગાણ પડેલું જોઈને દ્રોણાચાર્ય, અશ્વત્થામા, બૃહદ્બલ, કૃપાચાર્ય, દુર્યોધન, કર્ણ, કૃતવર્મા તથા શકુનિ અત્યંત ક્રોધાતુર થઈ ગયા અને તેઓ અજિત અભિમન્યુની સામે દોડ્યા. પણ હે રાજન ! તમારા પૌત્રે (અભિમન્યુએ) તે બધાને લગભગ પાછા હઠાવી દીધા.[૬,૭] તે સમયે માત્ર એક લક્ષ્મણકુમાર જ અભિમન્યુ સામે ધસી ગયો હતો. તે કુમાર નાનપણથી જ સુખચેનમાં મોટો થયો હતો, ગર્વને લીધે નિર્ભય હતો, અસ્ત્રશસ્ત્રને જાણનારો હતો અને મહાતેજસ્વી હતો.[૮] તેની પાછળ જ તેનો પિતા દુર્યોધન પુત્રપ્રેમને લીધે યુદ્ધ કરવા પાછો ફર્યો હતો અને તે દુર્યોધનની પાછળ બીજા મહારથીઓ પણ પાછા વળ્યા હતા.[૯] તે સઘળા યોદ્ધાઓ મેઘો જેમ પર્વત પર જળધારાનો અભિષેક કરે, તેમ તે અભિમન્યુ પર બાણોનો અભિષેક કરવા

લાગ્યા; પણ વાયુ જેમ મેઘોને છિન્નભિન્ન કરી વિખેરી નાખે છે, તેમ તે એકલા અભિમન્યુએ તે બધાને વિખેરી નાખ્યા. ત્યાં અભિમન્યુ સુંદર દેખાવના, પિતાની સમીપમાં ઊભેલા, શૂરવીર, ઊંચા કરેલા ધનુષ્યવાળા, અત્યંત સુખમાં ઊછરેલા અને કુબેરના પુત્ર જેવા તમારા એ પૌત્ર લક્ષ્મણ સામે ધસી આવ્યો. માનો એક મદોન્મત્ત હાથી બીજા મદોન્મત્ત હાથી સામે ધસી ગયો.[૧૦-૧૨] એ રીતે લક્ષ્મણ સાથે ભેટો કરીને શત્રુસંહારક અભિમન્યુએ સજેલાં તીક્ષ્ણ બાણો છોડ્યાં અને તેના બે બાહુઓમાં તથા છાતીમાં પ્રહાર કર્યો.[૧૩] વળી હે મહારાજ! દંડથી માર ખાધેલા ને સર્પની પેઠે કોપાયમાન થયેલા તમારા પૌત્રે (અભિમન્યુએ) તમારા પૌત્રને (લક્ષ્મણને) કહ્યું કે,[૧૪] 'તું આ લોકને સારી રીતે નિહાળી લે, હવે તું પરલોક પ્રત્યે પ્રયાણ કરવાનો છે. આ સમયે જ તારા બાંધવોની સમક્ષ હું તને યમરાજને ઘેર મોકલી દઉં છું'.[૧૫] એ પ્રમાણે કહી શત્રુ-વીરોનો સંહાર કરનાર મહાબાહુ અભિમન્યુએ તેની તરફ કાંચળી વિનાના સર્પ સરખું સુસવાટ કરતું એક ભલ્લજાતિનું બાણ ફેંક્યું.[૧૬] અભિમન્યુ-ના હાથમાંથી છૂટતાંની સાથે જ તે બાણે લક્ષ્મણ-ના સુંદર દેખાવવાળા તથા સુંદર નાસિકા, ભ્રમર અને કેશવાળા કુંડળ સાથેના મસ્તકને ઉડાડી નાખ્યું.[૧૭] આમ કુમાર લક્ષ્મણ હણાઈ ગયો, તે જોઈને યોદ્ધાઓ હાહાકાર કરવા લાગ્યા. દુર્યો-ધન પણ પોતાનો પ્રિય પુત્ર માર્યો જવાથી કોપી ઊઠ્યો. તે ક્ષત્રિયવર મોટી બૂમો પાડી ક્ષત્રિયોને કહેવા લાગ્યો કે, 'આને હવે મારી નાખો, મારી નાખો.' એટલે તુરત જ દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા, બૃહદ્બલ, કૃતવર્મા અને હાર્દિક્ય એ છ મહારથીઓએ અભિમન્યુને ચારે બાજુથી ઘેરી લીધો; પણ એ અર્જુનપુત્રે તેજ-દાર બાણો મૂકીને તેમને પાછા હઠાવી દીધા અને પોતે પણ ક્રોધે ભરાઈને અત્યંત ઝડપભેર સિંધુરાજના મહાન સૈન્ય સામે ધસી ગયો. હે પૃથ્વીનાથ! તેવામાં કલિંગો, નિષાદો અને પરા-ક્રમી ક્રાથરાજનો પુત્ર એ બધા મનમાં દંશ રાખીને મોટા હાથીસવારોના સૈન્ય સાથે આવ્યા અને અભિમન્યુના માર્ગને ચોતરફથી ઘેરી વળ્યા. એટલે ત્યાં અત્યંત ઝપાઝપીવાળું યુદ્ધ થવા લાગ્યું.[૧૮-૨૨] તે પછી સદા ગતિમાન વાયુ જેમ મેઘમંડળોને આકાશમાં સેંકડો સ્થળેથી છિન્નભિન્ન કરી નાખે છે, તેમ અર્જુનપુત્રે તે પ્રગલ્ભ હાથીસૈન્યને છિન્નભિન્ન કરી નાખ્યું.[૨૩] તે વેળા ક્રાથરાજે બાણોના ઢગો છોડીને અભિ-મન્યુને ઢાંકી દીધો. એવામાં દ્રોણ આદિ બીજા મહારથીઓ પણ ત્યાં યુદ્ધ કરવા પાછા ચઢી આવ્યા. પરમ અસ્ત્રોને ફેંકી રહેલા તે યોદ્ધા-ઓએ ત્યાં અભિમન્યુ સામે ધસારો કર્યો; પણ અભિમન્યુએ બાણો મૂકીને તેમને સત્વર અટ-કાવ્યા અને પુષ્કળ બાણોના જથાથી ક્રાથપુત્રને પણ ગભરાવ્યો. વળી તેને મારી નાખવાની ઇચ્છાથી તેણે કેટલાએક બીજાં બાણો મૂકીને તેનાં ધનુષ્ય, બાણ, બાજુબંધ, બે હાથ, મુકુટ સહિત મસ્તક, છત્ર, ધજા, સારથિ, રથ અને ઘોડાઓને પણ પૃથ્વી પર પાડી દીધા. કુળ, શીલ, શાસ્ત્ર, બળ, કીર્તિ અને અસ્ત્રોથી યુક્ત એવો તે ક્રાથપુત્ર જ્યારે રણમાં પડ્યો, ત્યારે બધા વીરો પણ રણમાંથી લગભગ ભાગવા મંડ્યા.[૨૪-૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'રાજકુમાર લક્ષ્મણ અને ક્રાથરાજપુત્ર માર્યા ગયા' નામનો અધ્યાય ૪૬ મો સમાપ્ત

એ યુદ્ધમાં તીક્ષ્ણ બાણોએ હરણ કરેલા પ્રાણીઓના પ્રાણો પરલોક ભણી વિદાય થતા હતા અને તેમનાં શરીરો રણભૂમિમાં રોળાતાં હતાં.[૨૫] અર્જુનના પુત્રે તે બધા રાજકુમારોનાં ધનુષ્યોને, સારથિઓને, ધજાઓને, બાજુબંધ સાથેના બાહુઓને તેમ જ મસ્તકોને પાણીદાર બાણોથી કચાકચ કાપી નાખ્યાં હતાં.[૨૬] જેમ મહાન વાયુ ફળ આપવાની તૈયારીમાં રહેલી પાંચ વર્ષની આંબાવાડીને મૂળમાંથી ઉખેડી ભાંગી નાખે, તેમ અભિમન્યુએ સેંકડો રાજપુત્રોને રણમાં રોળી નાખ્યા.[૨૭] આ પ્રમાણે સર્પ સરખા, ક્રોધાયમાન અતિશય કોમળ અને સુખ ભોગવવાને યોગ્ય એવા રાજકુમારોને અભિમન્યુએ એકલે હાથે હણી નાખ્યા, તે જોઈ દુર્યોધન ભયભીત થઈ ગયો.[૨૮] હવે રથીઓ, હાથીઓ, ઘોડાઓ અને પાળાઓને પણ રણમાં ટપોટપ ગરકતા જોઈને ક્રોધવશ થયેલો દુર્યોધન તત્કાળ અભિમન્યુ પર ચઢી આવ્યો.[૨૯] ત્યાં તે બન્ને વચ્ચે સંગ્રામ થવા લાગ્યો, પણ તે અપૂર્ણ જ રહ્યો; કારણ કે અભિમન્યુનાં સેંકડો બાણોનો માર ખાઈને તમારો પુત્ર ત્યાંથી નાસી ગયો.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'દુર્યોધન રણમાથી પલાયન' નામનો અધ્યાય ૪૫ મો સમાપ્ત

## अध्याय ४६ मो

### રાજકુમાર લક્ષ્મણ અને ક્રાથરાજ-પુત્ર માર્યા ગયા

॥ धृतराष्ट्र उवाच ॥

**यथा वदसि मे सूत एकस्य बहुभिः सह ।**
**संग्रामं तुमुलं घोरं जयं चैव महात्मनः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યા : હે સૂત ! તું મને કહે છે કે, એકલા અભિમન્યુનો અનેક યોદ્ધાઓની સાથે તુમુલ અને ઘોર સંગ્રામ થઈ રહ્યો અને તેમાં તે મહાત્માનો વિજય થયો હતો.[૧] અભિમન્યુનું આવું પરાક્રમ જોઈ ન મનાય તેવું આશ્ચર્યજનક છે; તોપણ જેમને હમેશાં ધર્મનો જ આશ્રય છે, તેમને માટે એ અતિ અદ્ભુત નથી જ.[૨] હવે જ્યારે દુર્યોધન નાસી ગયો અને સેંકડો રાજપુત્રો રણમાં રોળાઈ ગયા, ત્યારે મારા પક્ષના યોદ્ધાઓએ સુભદ્રાનંદન સામે શો ઉપાય કર્યો હતો ?[૩]

સંજય બોલ્યો : ત્યારે દુર્યોધનના અનુયાયી યોદ્ધાઓનાં મુખ સુકાઈ ગયાં અને તેમનાં નેત્રો ચકરવકર થઈ ગયાં. તેમને શરીરે પરસેવાના રેલા ઊતરવા લાગ્યા, તેમનાં રૂંવાં ઊભાં થઈ ગયાં અને પલાયન કરવાને તેઓ તત્પર થઈ ગયા. તેમને શત્રુઓ ઉપર જય મેળવવાનો ઉત્સાહ રહ્યો નહિ.[૪] તેઓ તો મરણ પામેલા ભાઈઓને, પિતાઓને, પુત્રોને, મિત્રોને, સંબંધીઓને અને બાંધવોને ત્યજી દઈને પોતાના હાથી–ઘોડાઓને દોડાવી દોડાવી ત્યાંથી નાસી જવા લાગ્યા.[૫] આમ સૈનિકોમાં ભંગાણ પડેલું જોઈને દ્રોણાચાર્ય, અશ્વત્થામા, બૃહદ્બલ, કૃપાચાર્ય, દુર્યોધન, કર્ણ, કૃતવર્મા તથા શકુનિ અત્યંત ક્રોધાતુર થઈ ગયા અને તેઓ અજિત અભિમન્યુની સામે દોડ્યા. પણ હે રાજન ! તમારા પૌત્રે (અભિમન્યુએ) તે બધાને લગભગ પાછા હઠાવી દીધા.[૬,૭] તે સમયે માત્ર એક લક્ષ્મણકુમાર જ અભિમન્યુ સામે ધસી ગયો હતો. તે કુમાર નાનપણથી જ સુખચેનમાં મોટો થયો હતો, ગર્વને લીધે નિર્ભય હતો, અસ્ત્રશસ્ત્રને જાણનારો હતો અને મહાતેજસ્વી હતો.[૮] તેની પાછળ જ તેનો પિતા દુર્યોધન પુત્રપ્રેમને લીધે યુદ્ધ કરવા પાછો ફર્યો હતો અને તે દુર્યોધનની પાછળ બીજા મહારથીઓ પણ પાછા વળ્યા હતા.[૯] તે સઘળા યોદ્ધાઓ મેઘો જેમ પર્વત પર જળધારાનો અભિષેક કરે, તેમ તે અભિમન્યુ પર બાણોનો અભિષેક કરવા

સારથિને પૃથ્વી પર પટકી પાડ્યા.[૨૦] આમ જ્યારે કોસલરાજ રથ વિનાનો થઈ ગયો, ત્યારે તેણે હાથમાં ઢાલ–તલવાર લઈ ને અર્જુનપુત્રના કુંડળ સહિત મસ્તકને ધડથી જુદું પાડવાની ઇચ્છા કરી.[૨૧] ત્યાં તો અભિમન્યુએ જ કોસલદેશના રાજા રાજપુત્ર બૃહદ્બલને એક બાણનો પ્રહાર કરી હૃદયમાં વીંધી નાખ્યો અને તે હૃદય ચિરાઈ જતાં રણમાં ઢળી પડ્યો.[૨૨] વળી હાથમાં તલવાર–ધનુષ્ય વગેરે ધારણ કરીને અમંગળ વાણી બોલી રહેલા દશ હજાર મહાન રાજાઓને તેણે કાપી નાખ્યા.[૨૩] એ પ્રમાણે બૃહદ્બલને મારી નાખીને અભિમન્યુ રણમાં ઘૂમવા લાગ્યો અને મહાન ધનુષ્ય ધારણ કરીને બાણરૂપી જળની વૃષ્ટિ કરી તમારા યોદ્ધાઓને આગળ વધતા અટકાવી રહ્યો.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'બૃહદ્બલનો વધ' નામનો અધ્યાય ૪૭ મો સમાપ્ત

## અધ્યાય ૪૮મો

### છ જણાએ મળીને અભિમન્યુને રથ વિનાનો કર્યો

॥ સંજય ઉવાચ ॥

स कर्णं कर्णिना कर्णे पुनर्विव्याध फाल्गुनिः ।
शरैः पंचाशता चैनमविध्यत् कोपयन् भृशम् ॥ १ ॥

સંજય બોલ્યો : ફરીથી અર્જુનના પુત્રે કર્ણિ નામના એક બાણથી કર્ણના કાનને વીંધી નાખ્યો તથા તેને અત્યંત કોપાયમાન કરવા બીજાં પચાસ બાણોનો તેને પ્રહાર કર્યો.[૧] ત્યારે હે ભારત! કર્ણે પણ તેને સામેથી પચાસ બાણો માર્યાં. તેથી બાણોથી ભરાઈ ગયેલા શરીરવાળો તે અભિમન્યુ ઘણો શોભાયમાન લાગતો હતો.[૨] ત્યાં અભિમન્યુએ કર્ણને પણ લોહીની ધારા વહેતો કરી મૂક્યો. ત્યારે કર્ણ પણ બાણોથી ઢંકાઈ ને લોહી નિગળતો થતાં ઘણો શોભી રહ્યો. આમ તે બન્ને મહાત્માઓ બાણોથી વિચિત્ર અંગવાળા થઈ ગયા હતા અને શરીરે લોહીથી ખરડાયેલા હતા, તેથી તેઓ પુષ્પોથી ભરેલા બે ખાખરાનાં વૃક્ષો સરખા શોભતા હતા.[૩,૪] પછી અભિમન્યુએ તરેહતરેહનું યુદ્ધ કરનારા કર્ણના છ શૂરા પ્રધાનોને ઘોડા, સારથિ, ધ્વજ અને રથ સહિત હણી નાખ્યા.[૫] વળી તેણે લગારે ગભરાયા વિના બીજા મોટા મોટા ધનુર્ધરોને દશ દશ બાણોથી વીંધી નાખ્યા. આ ઘણું આશ્ચર્યકારક જણાતું હતું.[૬] ત્યાં તેણે મગધરાજના તરુણ પુત્ર અશ્વકેતુને સીધાં જનારાં છ બાણો મારીને ઘોડા તથા સારથિ સાથે હણી નાખી ધરણી પર ઢાળી પાડ્યો. એટલું જ નહિ, તેણે હાથીના ચિહ્નવાળી ધજાવાળા માર્તિકાવત દેશના રાજા ભોજને એક ક્ષુરપ્ર બાણથી કાપી નાખીને ગર્જના કરવા માંડી અને બાણો છોડવા માંડ્યાં.[૭,૮] એવામાં દુઃશાસનના પુત્રે ચાર બાણો વડે ચાર ઘોડાઓને, એક બાણ વડે સારથિને તથા દશ બાણો વડે અર્જુનના પુત્રને વીંધી નાખ્યો.[૯] તે જોઈ અભિમન્યુએ સાત બાણોથી દુઃશાસનના પુત્રને વીંધી નાખ્યો અને ક્રોધથી લાલચોળ નેત્ર કરી મોટે સાદે તેને આ વાક્ય કહ્યું :[૧૦] 'ઓ દુઃશાસનના પુત્ર! તારો પિતા તો કાયર પુરુષની પેઠે રણસંગ્રામ છોડીને નાસી ગયો છે, સારી વાત છે કે તું વળી યુદ્ધ કરી જાણે છે! પરંતુ તું આજે જીવતો છૂટવાનો જ નથી.'[૧૧] એ પ્રમાણે વચન કહીને તેણે સરાણ પર ઘસી સાફ કરેલું નારાચ બાણ તેના તરફ ફેંક્યું; પણ અશ્વત્થામાએ ત્રણ બાણો મૂકીને તેને વચમાંથી જ કાપી નાખ્યું.[૧૨] ત્યારે અભિમન્યુએ તેના ધ્વજને કાપી નાખ્યો અને શલ્યરાજાને ત્રણ બાણોનો પ્રહાર કર્યો. એટલે હે રાજન્! શલ્યે પણ ગભરાયા વિના ગીધપક્ષીનાં પીછાંવાળાં નવ બાણોનો

# અધ્યાય ૪૭મો

## બૃહદ્‌બલ પડયો

॥ धृतराष्ट्र उवाच ॥

**तथा प्रविष्टं तरुणं सौभद्रमपराजितम् ।**
**कुलानुरूपं कुर्वाणं संग्रामेष्वपराजितम् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : યુવાન, અજિત અને યુદ્ધમાં પોતાના કુળને છાજે તેવું પરાક્રમ કરનાર એ સુભદ્રાનો પુત્ર જ્યારે અતિબળવાન અને ત્રણ વર્ષની અવસ્થાના ઉત્તમ ઘોડાઓ વડે જાણે આકાશમાં ઊછળતો હોય તેમ વ્યૂહમાં દાખલ થયો, ત્યારે આપણા પક્ષના કયા કયા શૂરવીરોએ તેને વાર્યો હતો ?[૧,૨]

સંજય બોલ્યો : અર્જુનના પુત્ર અભિમન્યુએ વ્યૂહમાં દાખલ થઈને તીક્ષ્ણ બાણો મારી તમારા પક્ષના લગભગ સર્વ રાજાઓને નસાડી મૂક્યા હતા.[૩] તેવામાં દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા, બૃહદ્‌બલ, કૃતવર્મા અને હાર્દિક્ય એ છ મહારથીઓએ તેને ઘેરી લીધો હતો.[૪] ત્યાં હે મહારાજ ! સિંધુરાજ પર યુદ્ધનો ઘણો ભાર આવી પડ્યો હતો, તે જોઈને તમારું સૈન્ય યુધિષ્ઠિર તરફથી ધસી ગયું હતું. ત્યારે બીજા મહાબળવાન વીરો તો તાડ વૃક્ષના જેવડાં પોતાનાં મોટાં મોટાં ધનુષ્યોને ખેંચીને વીર અભિમન્યુ પર બાણરૂપી જળધારા વરસાવી રહ્યા હતા.[૫,૬] પણ શત્રુવીરોનો સંહાર કરનાર સુભદ્રાપુત્ર તો સર્વ વિદ્યામાં નિષ્ણાત થયેલા તે સર્વ મોટા ધનુર્ધરોને બાણો મૂકીને રણમાં આગળ વધતા અટકાવી રહ્યો હતો. એ અર્જુનનંદને દ્રોણાચાર્યને પચાસ બાણોથી, બૃહદ્‌બલને વીસ બાણોથી, કૃતવર્માને એંશી બાણોથી, કૃપાચાર્યને સાઠ બાણોથી અને અશ્વત્થામાને સુવર્ણના મૂળવાળાં, મોટા વેગવાળાં તથા કાન સુધી જોસભેર ખેંચીને છોડેલાં દશ બાણોથી વીંધી નાખ્યા.[૭,૮] વળી એ અર્જુનપુત્રે કર્ણને સર્વ શત્રુઓના મધ્યમાં કાન જેવા આકારવાળાં પાણીદાર તીક્ષ્ણ બાણ મૂકીને કાનમાં વીંધી નાખ્યો. પછી તેણે કૃપાચાર્યના રથના ઘોડાઓ, બે પૃષ્ઠરક્ષકો તથા સારથિને મારી નાખ્યા અને બીજાં દશ બાણો છોડી એમને છાતીમાં વીંધી નાખ્યા.[૯-૧૧] તે પછી બળવાન અભિમન્યુએ કૌરવોની કીર્તિને વધારનારા વીર વૃંદારકને તમારા વીરપુત્રોની સમક્ષ મારી નાખ્યો.[૧૨] એ રીતે નિર્ભય થઈને પોતાના સારા સારા શત્રુયોદ્ધાઓનો નાશ કરનાર તે અભિમન્યુને અશ્વત્થામાએ પચીસ ક્ષુદ્રક બાણોનો પ્રહાર કર્યો.[૧૩] એટલે હે રાજા ! અભિમન્યુએ પણ સર્વ કૌરવોના દેખતાં અશ્વત્થામાને તીક્ષ્ણ બાણોનો સામો પ્રહાર કર્યો.[૧૪] ત્યારે અશ્વત્થામાએ વળી પાછો ઘણાં તેજદાર અને તીક્ષ્ણ ધારવાળાં સાઠ ઉગ્ર બાણોનો તેને પ્રહાર કર્યો; પણ મૈનાકપર્વતને જેમ કંપાવી ન શકાય, તેમ તે તેને કંપાવી શક્યો નહિ.[૧૫] તે પછી મહાતેજસ્વી અને બળવાન એવા અભિમન્યુએ સુવર્ણના મૂળવાળાં અને સીધી ગતિનાં તોંતેર બાણો વડે પોતાના શત્રુ અશ્વત્થામાને વીંધી નાખ્યો.[૧૬] ત્યારે પોતાના પુત્રનું હિત ઇચ્છીને દ્રોણાચાર્યે અભિમન્યુને સો બાણો માર્યાં તેમ જ અશ્વત્થામાએ પણ પોતાના પિતાનું રક્ષણ કરવાની ઇચ્છાથી તેને આઠ બાણોનો પ્રહાર કર્યો.[૧૭] કર્ણે બાવીસ ભલ્લબાણોનો પ્રહાર કર્યો. ત્યારે કૃતવર્માએ વીસ, બૃહદ્‌બલે પચાસ અને કૃપાચાર્યે દશ બાણોનો તેને માર માર્યો.[૧૮] આમ અભિમન્યુ સર્વ તરફથી તીક્ષ્ણ બાણોથી પીડાતો હતો, છતાં પણ તેણે દશ દશ બાણોથી તે દરેકને સામા વીંધી નાખ્યા.[૧૯] હવે કોસલદેશના રાજાએ તેને કાન જેવા આકારના બાણથી હૃદયમાં પ્રહાર કર્યો, ત્યારે તેણે તેના ઘોડા, ધ્વજ, ધનુષ્ય અને

સારથિને પૃથ્વી પર પટકી પાડ્યા.[૨૦] આમ જ્યારે કોસલરાજ રથ વિનાનો થઈ ગયો, ત્યારે તેણે હાથમાં ઢાલ–તલવાર લઈ ને અર્જુનપુત્રના કુંડળ સહિત મસ્તકને ધડથી જુદું પાડવાની ઇચ્છા કરી.[૨૧] ત્યાં તો અભિમન્યુએ જ કોસલદેશના રાજા રાજપુત્ર બૃહદ્બલને એક બાણનો પ્રહાર કરી હૃદયમાં વીંધી નાખ્યો અને તે હૃદય ચિરાઈ જતાં રણમાં ઢળી પડ્યો.[૨૨] વળી હાથમાં તલવાર–ધનુષ્ય વગેરે ધારણ કરીને અમંગળ વાણી બોલી રહેલા દશ હજાર મહાન રાજાઓને તેણે કાપી નાખ્યા.[૨૩] એ પ્રમાણે બૃહદ્બલને મારી નાખીને અભિમન્યુ રણમાં ઘૂમવા લાગ્યો અને મહાન ધનુષ્ય ધારણ કરીને બાણરૂપી જળની વૃષ્ટિ કરી તમારા યોદ્ધાઓને આગળ વધતા અટકાવી રહ્યો.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'બૃહદ્બલનો વધ' નામનો અધ્યાય ૪૭ મો સમાપ્ત

## અધ્યાય ૪૮મો

### છ જણાએ મળીને અભિમન્યુને રથ વિનાનો કર્યો

॥ સંજય ઉવાચ ॥

स कर्णं कर्णिना कर्णे पुनर्विव्याध फाल्गुनिः ।
शरैः पंचाशता चैनमविध्यत् कोपयन् भृशम् ॥ १ ॥

સંજય બોલ્યો : ફરીથી અર્જુનના પુત્રે કર્ણિ નામના એક બાણથી કર્ણના કાનને વીંધી નાખ્યો તથા તેને અત્યંત કોપાયમાન કરવા બીજાં પચાસ બાણોનો તેને પ્રહાર કર્યો.[૧] ત્યારે હે ભારત ! કર્ણે પણ તેને સામેથી પચાસ બાણો માર્યાં. તેથી બાણોથી ભરાઈ ગયેલા શરીરવાળો તે અભિમન્યુ ઘણો શોભાયમાન લાગતો હતો.[૨] ત્યાં અભિમન્યુએ કર્ણને પણ લોહીની ધારા વહેતો કરી મૂક્યો. ત્યારે કર્ણ પણ બાણોથી ઢંકાઈ ને લોહી નિગળતો થતાં ઘણો શોભી રહ્યો. આમ તે બન્ને મહાત્માઓ બાણોથી વિચિત્ર અંગવાળા થઈ ગયા હતા અને શરીરે લોહીથી ખરડાયેલા હતા, તેથી તેઓ પુષ્પોથી ભરેલા બે ખાખરાનાં વૃક્ષો સરખા શોભતા હતા.[૩,૪] પછી અભિમન્યુએ તરેહતરેહનું યુદ્ધ કરનારા કર્ણના છ શૂરા પ્રધાનોને ઘોડા, સારથિ, ધ્વજ અને રથ સહિત હણી નાખ્યા.[૫] વળી તેણે લગારે ગભરાયા વિના બીજા મોટા મોટા ધનુર્ધરોને દશ દશ બાણોથી વીંધી નાખ્યા. આ ઘણું આશ્ચર્યકારક જણાતું હતું.[૬] ત્યાં તેણે મગધરાજના તરુણ પુત્ર અશ્વકેતુને સીધાં જનારાં છ બાણો મારીને ઘોડા તથા સારથિ સાથે હણી નાખી ધરણી પર ઢાળી પાડ્યો. એટલું જ નહિ, તેણે હાથીના ચિહ્નવાળી ધજાવાળા માર્તિકાવત દેશના રાજા ભોજને એક ક્ષુરપ્ર બાણથી કાપી નાખીને ગર્જના કરવા માંડી અને બાણો છોડવા માંડ્યાં.[૭,૮] એવામાં દુઃશાસનના પુત્રે ચાર બાણો વડે ચાર ઘોડાઓને, એક બાણ વડે સારથિને તથા દશ બાણો વડે અર્જુનના પુત્રને વીંધી નાખ્યો.[૯] તે જોઈ અભિમન્યુએ સાત બાણોથી દુઃશાસનના પુત્રને વીંધી નાખ્યો અને ક્રોધથી લાલચોળ નેત્ર કરી મોટે સાદે તેને આ વાક્ય કહ્યું :[૧૦] 'એ દુઃશાસનના પુત્ર ! તારો પિતા તો કાયર પુરુષની પેઠે રણસંગ્રામ છોડીને નાસી ગયો છે, સારી વાત છે કે તું વળી યુદ્ધ કરી જાણે છે ! પરંતુ તું આજે જીવતો છૂટવાનો જ નથી.'[૧૧] એ પ્રમાણે વચન કહીને તેણે સરાણ પર ઘસી સાફ કરેલું નારાચ બાણ તેના તરફ ફેંક્યું; પણ અશ્વત્થામાએ ત્રણ બાણો મૂકીને તેને વચમાંથી જ કાપી નાખ્યું.[૧૨] ત્યારે અભિમન્યુએ તેના ધ્વજને કાપી નાખ્યો અને શલ્યરાજને ત્રણ બાણોનો પ્રહાર કર્યો. એટલે હે રાજન્ ! શલ્યે પણ ગભરાયા વિના ગીધપક્ષીનાં પીછાંવાળાં નવ બાણોનો

તેના હૃદયમાં પ્રહાર કર્યો, તે ઘણું નવાઈ જેવું લાગતું હતું. એટલે અર્જુનના પુત્રે તેની ધજાને ઉડાડી નાખી અને તેના બન્ને પૃષ્ઠરક્ષકોને તથા તેના સારથિને મારી નાખ્યા.[૧૩,૧૪] વળી તેણે તેને પણ લોખંડી છ બાણોથી વીંધી નાખ્યો, એટલે તે એકદમ બીજા રથ પર ચઢી ગયો. પછી અભિમન્યુએ શત્રુંજય, ચંદ્રકેતુ, મેઘવેગ, સુવર્ચસ્ અને સૂર્યભાસ નામના પાંચ રાજાઓને મારી નાખીને શકુનિને વીંધી નાખ્યો. શકુનિએ પણ તેને ત્રણ બાણોથી વીંધી નાખ્યો અને દુર્યોધનને આ પ્રમાણે કહ્યું:[૧૫,૧૬] 'આપણે બધા સાથે મળીને હવે આને મારી નાખીએ; કારણ કે આ તો આપણામાંના એકેકને વીણી વીણીને મારી નાખે છે.' તેવામાં સૂર્યપુત્ર કર્ણે પણ દ્રોણને પૂછ્યું કે, 'આ અભિમન્યુ પહેલે સપાટે જ સારા સારા સઘળા યોદ્ધાઓને મારી નાખે છે, માટે અમને એના નાશનો ઉપાય કહો.' ત્યારે મહાધનુર્ધર દ્રોણાચાર્યે તેમને કહ્યું:[૧૭,૧૮] 'આ કુમાર સર્વ દિશામાં ઘૂમી રહ્યો છે, તોપણ તેને મારવાનો લગીરે અવકાશ તમારા જોવામાં આવે છે?[૧૯] પુરુષોમાં સિંહ સરખા આ પાંડુવંશના કુમારની ઝડપ તો તમે જુઓ! એના રથના માર્ગમાં કેવળ ધનુષ્યનું મંડળ જ દેખાય છે.[૨૦] તે ઝટપટ બાણો સાંધે છે અને ઝટપટ તે પાછો છોડે છે. તે બાણોથી મારા પ્રાણોને પણ પીડે છે અને મને પોતાને પણ મૂંઝવે છે.[૨૧] તોપણ શત્રુવીરોને સંહારનારો તે સુભદ્રાનંદન મને અતિ હર્ષ ઉપજાવે છે. રણમાં ઘૂમી રહેલો આ કુમાર મને અત્યંત પ્રસન્ન કરે છે.[૨૨] કોપાયમાન થયેલા સર્વ મહારથીઓ એને મારવાનો લાગ જોઈ શકતા નથી. સર્વ દિશાઓમાં બાણો છોડી રહેલા ચાલાક હાથવાળા આ કુમારમાં અને ગાંડીવધનુર્ધારી અર્જુનમાં મને કોઈ જાતનું ઓછાવત્તાપણું દેખાતું જ નથી.' એ પછી અભિમન્યુના બાણપ્રહારથી ખખડી ગયેલા કર્ણે દ્રોણને ફરીથી કહ્યું: 'મારા સરખાએ રણમાં ઊભા રહેવું જ જોઈએ, એ કારણથી અભિમન્યુનાં બાણોથી પીડાઈને પણ હું અહીં ઊભો રહ્યો છું. આ તેજસ્વી કુમારનાં બાણો પરમ દારુણ છે, અગ્નિ સરખાં ચળકતાં છે અને અતિ ઘોર છે. આ બાણો તો આજે મારા હૃદયને ચીરી નાખે છે.' ત્યારે આચાર્ય મંદ હાસ્ય કરી કર્ણને ધીમે રહીને બોલ્યા કે,[૨૩-૨૬] 'આનું કવચ તો તોડ્યું તૂટે તેમ નથી. વળી એ પોતે યુવાન અને પરાક્રમી છે. આના પિતાને મેં કવચ ધારણ કરવાનો જે ઉપદેશ કર્યો છે, તેને શત્રુઓના નગરને જીતનારો આ અભિમન્યુ અવશ્ય સંપૂર્ણ રીતે જાણે છે. પણ જો બાણો બરાબર સાંધીને મૂકવામાં આવે, તો કદાચ તે વડે એનું ધનુષ્ય, દોરી, રથની રાશ, ઘોડા, બન્ને પૃષ્ઠરક્ષક અને સારથિ એ બધું કાપી શકાય તેમ છે. માટે હે મહાધનુર્ધર રાધાપુત્ર! તારામાં જો શક્તિ હોય તો તું એ કામ કર.[૨૭-૨૯] એ કામ કર્યા પછી એને રણમાંથી વિમુખ કર અને એને પાછળથી પ્રહાર કર. બાકી તો જ્યાં સુધી એના હાથમાં ધનુષ્ય છે, ત્યાં સુધી દેવો કે દાનવો પણ એને જીતી શકે તેમ નથી.[૩૦] આથી જો તારી ઇચ્છા હોય, તો તું એને રથ અને ધનુષ્ય વિનાનો કરી નાખ.' આચાર્યનું એ વચન સાંભળી સૂર્યપુત્ર કર્ણે ઝટપટ બાણો છોડ્યાં અને ચાલાક હાથે બાણો ફેંકી રહેલા તે અભિમન્યુના ધનુષ્યને કાપી નાખ્યું. તે વખતે ભોજે તેના ઘોડાઓને મારી નાખ્યા અને કૃપાચાર્યે તેના બન્ને પૃષ્ઠરક્ષકોને તથા સારથિને મારી નાખ્યા.[૩૧,૩૨] બાકીના બીજા યોદ્ધાઓ કપાયેલા ધનુષ્યવાળા એ અભિમન્યુ પર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. એ રીતે નિર્દય હૃદયના છ મહા-

રથીઓએ એકઠા મળીને એ એકલ બાળક અભિમન્યુને રથ વિનાનો કરી નાખ્યો અને તે સમય ઉતાવળ કરવાનો છે, એમ સમજીને તેઓ સત્વર બાણોનો વરસાદ વરસાવી તેને છાઈ દેવા લાગ્યા. પોતાનું ધનુષ કપાઈ ગયું હતું અને રથ પણ વ્યર્થ થઈ પડ્યો હતો, છતાં શ્રીમાન અભિમન્યુ પોતાના વીરધર્મનું પાલન કરીને અને હાથમાં ઢાલ–તલવાર લઈને આકાશમાં કૂદ્યો. ત્યાં તે પોતાની લઘુતા તથા બળપૂર્વક સર્વતોભદ્ર આદિ મંડળથી ગરુડની પેઠે અદ્ધરનો અદ્ધર જ અત્યંત ઘૂમવા લાગ્યો. 'આ તલવાર લઈને મારા ઉપર જ પડે છે,' આમ ધારી ઊંચે જોઈ રહેલા તથા યુદ્ધમાં બરાબર લાગ તાકી રહેલા યોદ્ધાઓ ત્યાં તે મહાધનુર્ધર અભિમન્યુને વીંધવા લાગ્યા. એવામાં શત્રુઓને જીતનારા મહાતેજસ્વી દ્રોણાચાર્યે ઘણી ઝડપથી એક ક્ષુરપ્ર બાણ મૂકી અભિમન્યુની મુઠ્ઠીમાં રહેલી મણિમય મૂઠવાળી તલવારને કાપી નાખી અને કર્ણે તીક્ષ્ણ બાણો મૂકીને તેની ઉત્તમ ઢાલને તોડી પાડી.[૩૩–૩૮] એ રીતે તલવાર અને ઢાલ વિનાનો થયેલો તથા બાણોથી વ્યાપ્ત શરીરવાળો તે અભિમન્યુ આકાશમાંથી પુનઃ પૃથ્વી પર આવી ઊભો રહ્યો અને હાથમાં ચક્ર ઊંચું કરી ક્રોધપૂર્વક દ્રોણ સામે દોડ્યો.[૩૯] ચક્રની કાંતિના રજકણોએ કરીને ઉજ્જ્વળ અંગવાળો એ અભિમન્યુ તે સમયે હાથમાં ઉજ્જ્વળ ચક્ર ધારણ કરી અત્યંત શોભતો હતો. ત્યારે રણમાં તે રૌદ્ર જણાતો હતો અને જાણે તેણે એક ક્ષણવાર સાક્ષાત્ શ્રીકૃષ્ણનું અનુકરણ કર્યું હતું.[૪૦] મોટા મોટા રાજાઓના મધ્યમાં રહેલો તે અમાપ બળવાળો સમર્થ અભિમન્યુ રણમાં ઘણો જ શોભતો હતો. તેનાં વસ્ત્રો ઝરતા લોહીથી તદ્દન એકરંગનાં થઈ ગયાં હતાં. ચઢાવેલી ભ્રમરથી તે આકુળ થયેલો જણાતો હતો અને તે મોટા મોટા સિંહનાદો કરી રહ્યો હતો.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'અભિમન્યુને રથ વિનાનો કર્યો' નામનો અધ્યાય ૪૮ મો સમાપ્ત

## અધ્યાય ૪૯ મો

### અભિમન્યુનો નાશ

॥ સંજય ઉવાચ ॥

त्रिष्णोः स्वसुर्नंदकरः स विष्वायुधभूषणः ।
रराजातिरथः संख्ये जनार्दन इवापरः ॥ १ ॥

સંજય બોલ્યોઃ શ્રીકૃષ્ણની બહેનનો પુત્ર અને શ્રીકૃષ્ણના ચક્રાયુધથી શોભતો એ અતિરથી અભિમન્યુ રણમાં જાણે બીજો શ્રીકૃષ્ણ હોય તેવો શોભતો હતો.[૧] વાયુએ ઉડાડેલા વાળના છેડાવાળા અને ઉગામેલા ઉત્તમ આયુધવાળા અભિમન્યુનું દેવોને પણ જોવાને અશક્ય એવું એ શરીર જોઈને રાજાઓ અત્યંત ભયભીત થઈ ગયા અને તેમણે તે ચક્રના અનેક ટુકડા કરી નાખ્યા. આમ પોતાનું ચક્ર પણ કપાઈ ગયું, ત્યારે અભિમન્યુએ હાથમાં મહાન ગદા ઉઠાવી. શત્રુઓએ અભિમન્યુને ધનુષ્ય, રથ, તલવાર અને ચક્ર વિનાનો કરી નાખ્યો હતો; છતાં હાથમાં ગદા લઈને તેણે અશ્વત્થામા પર ઘા કર્યો. વજ્ર સમાન બળબળતી ગદાને પોતાની સામે ઉગામેલી જોઈને પુરુષશ્રેષ્ઠ અશ્વત્થામા રથની બેઠક પરથી ત્રણ પગલાં દૂર ખસી ગયો. સુભદ્રાનંદને તે ગદાના પ્રહારથી અશ્વત્થામાના ઘોડાઓનો, એ પૃષ્ઠરક્ષકોનો તથા સારથિનો નાશ કરી નાખ્યો. તે સમયે બાણોથી ભરાઈ ગયેલો એ અભિમન્યુ શાહુડી જેવો દેખાતો હતો. તે પછી તેણે સુબલના પુત્ર કાલિકેયના ચૂરા કરી નાખ્યા તથા એના અનુયાયી એવા સિત્તોતેર ગાંધાર યોદ્ધાઓને પણ મારી નાખ્યા.[૨–૭] વળી તેણે દશ વસાતીય યોદ્ધાઓનો સંહાર કરી નાખ્યો તથા કેકયોના

સાત રથીઓનો અને દશ હાથીઓનો પણ ઘાણ કાઢી નાખ્યો.[૮] ત્યાં હે રાજા! તેણે દુઃશાસનના પુત્રના રથના તેના ઘોડાઓ સાથે ભુક્કા કરી નાખ્યા, એટલે તે દુઃશાસનપુત્ર એકદમ ક્રોધાયમાન થયો અને હાથમાં ગદા ઊંચી કરી અભિમન્યુ સામે ધસ્યો અને 'ઊભો રહેજે, ઊભો રહેજે' એમ કહેવા લાગ્યો. પછી તે બન્ને વીર પિત્રાઈ ભાઈઓ એકબીજાનો નાશ કરવાની ઇચ્છાથી હાથમાં ગદા ઊંચી કરી, પૂર્વે જેમ શંકર અને અંધકાસુર પ્રહાર કરતા હતા, તેમ પ્રહાર કરવા લાગ્યા. પછી ગદાના અગ્રભાગથી એકબીજાને પ્રહાર કરીને શત્રુઓને તપાવનારા તે બન્ને જણા ઇંદ્રની ધજાની પેઠે રણના મધ્યમાં પડી ગયા. કૌરવની કીર્તિને વધારનારો દુઃશાસનનો પુત્ર પ્રથમ ઊઠ્યો અને તેણે તુરત જ ઊભા થતા અભિમન્યુના મસ્તક પર ગદાનો પ્રહાર કર્યો. આમ ગદાના મહાન પ્રહારથી તથા યુદ્ધના અત્યંત પરિશ્રમથી બેભાન થયેલો શત્રુસંહારક સુભદ્રાપુત્ર મૂર્છિત થઈને ધરણી પર ઢળી પડ્યો. એ પ્રમાણે હે રાજા! ઘણાએ ભેગા થઈને એકલા અભિમન્યુને યુદ્ધમાં મારી નાખ્યો.[૯-૧૪] કમલિનીને ખૂંદી નાખનાર વનના હાથીને જેમ પારધીઓ મારી નાખે, તેમ કૌરવસેનાને ક્ષોભ પમાડનાર વીર અભિમન્યુને પારધી જેવા એ કૌરવયોદ્ધાઓએ મારી નાખ્યો અને તેથી જ તે રણમાં ઘણો શોભતો હતો.[૧૫] હવે શિશિરઋતુના અંતમાં વનને બાળી મૂકીને શાંત થયેલા અગ્નિની પેઠે રણમાં પડેલા તે અભિમન્યુની ચારે બાજુ તમારા પક્ષના યોદ્ધાઓ વીંટાઈ વળ્યા.[૧૬] પર્વતનાં શિખરોને તોડી પાડી શાંત પડેલા વાયુ સરખા, ભારતીય સેનાને તપાવી અસ્ત પામેલા સૂર્ય સરખા, રાહુએ ગ્રસ્ત કરેલા ચંદ્ર સરખા, સુકાયેલા સાગર સરખા, પૂર્ણચંદ્ર સમાન મુખવાળા અને કાનટોપીથી ઢંકાયેલાં નેત્રોવાળા તે અભિમન્યુને પૃથ્વી પર પડેલો જોઈ તમારા પક્ષના મહારથીઓ પરમ હર્ષયુક્ત થયા અને સિંહની પેઠે વારંવાર ગર્જનાઓ કરવા લાગ્યા.[૧૭-૧૯] હે પૃથ્વીપતિ! તે સમયે તમારા યોદ્ધાઓને પરમ હર્ષ થયો હતો, પણ બીજા વીરોનાં નેત્રમાંથી અશ્રુજળ ટપક્યાં હતાં.[૨૦] હે ધરણીનાથ! આકાશમાંથી ચંદ્રના બિંબની પેઠે પૃથ્વી ઉપર તૂટી પડેલા એ વીર અભિમન્યુને રણમાં પડેલો જોઈને અંતરિક્ષમાં રહેલાં દેવી પ્રાણીઓ ઊંચેથી નિંદાસૂચક શબ્દો કહેવા લાગ્યાં કે,[૨૧] 'દ્રોણ, કર્ણ આદિ કૌરવોના છ મહારથીઓને હાથે માર્યો જઈ આ એકલવીર અભિમન્યુ આ સમયે રણમાં સૂતો છે. આને અમે ધર્મ તરીકે માનતા નથી.'[૨૨] એ વીર મરણ પામી પડ્યો હતો; છતાં પણ નક્ષત્રગણોની માળાવાળું આકાશ જેમ પૂર્ણ ચંદ્રથી શોભે, તેમ તે રણભૂમિ તેનાથી ઘણી શોભી રહી હતી[૨૩] એ વેળા રણભૂમિ સુવર્ણનાં પૂંખવાળાં બાણોથી ભરપૂર હતી અને સર્વ સ્થળે લોહીલોહાણ દીસતી હતી. કુંડળ સહિત શોભતાં શૂરાઓનાં મસ્તકોથી, વિચિત્ર ભાલાંઓથી, પતાકાઓથી, ચામરોથી, હાથીની ઝૂલોથી, ફાટીતૂટી ગયેલાં કિંમતી વસ્ત્રોથી, ઝળહળતી કાંતિવાળા હાથી, ઘોડા અને મનુષ્યોના અલંકારોથી, કાંચળી વિનાના સર્પો જેવી પાણીદાર તથા અતિ તીક્ષ્ણ ધારવાળી તલવારોથી અને છિન્નભિન્ન થયેલાં અનેક પ્રકારનાં ધનુષ્યોથી, શક્તિ, ઋષ્ટિ, પ્રાસ, કંપન આદિ અનેક જાતનાં જુદાં જુદાં આયુધોથી તે રણભૂમિ ત્યારે છવાઈ ગઈ હતી.[૨૪-૨૭] સુભદ્રાનંદને ઢાળી નાખેલા, કોઈ સ્થળે મરણ પામેલા, કોઈ સ્થળે શ્વાસોચ્છ્વાસ લેતા અને કોઈ સ્થળે લોહીલોહાણ થઈ પડેલા સવારો સાથેના ઘોડાઓથી તે ભૂમિ વિષમ દેખાતી હતી.[૨૮] વળી તેણે પર્વતોની પેઠે તોડી પાડેલા

અને બાણોથી કાપી નાખેલા અંકુશ, મહાવત, આયુધ અને ધજાવાળા હાથીઓથી, જ્યાં ત્યાં પડેલા ઘોડા વિનાના થયેલા સારથિઓ તથા યોદ્ધાઓથી, હાથીઓનો સંહાર કરનારા અને ક્ષોભ પામેલા મોટા ધરાઓ સરખા ઉત્તમ રથીયોદ્ધાઓથી, અનેક જાતનાં આયુધો તથા અલંકારોવાળા માર્યા ગયેલા પાળાઓના ઢગોથી તે રણભૂમિ બીકણોને ત્રાસ ઉપજાવનારી તથા ઘોર સ્વરૂપવાળી થઈ ગઈ હતી. ચંદ્ર અને સૂર્ય સમાન પ્રભાવવાળા તે અભિમન્યુને પૃથ્વી પર પડેલો જોઈ તમારા પક્ષના યોદ્ધાઓને પરમ પ્રીતિ થતી હતી અને પાંડવયોદ્ધાઓને પરમ વ્યથા થતી હતી.[૨૯-૩૨] આમ હે રાજન્! યુવાવસ્થાને નહિ પામેલો એ બાળક અભિમન્યુ જ્યારે મરાયો, ત્યારે સર્વ સેના ધર્મરાજના દેખતાં જ નાસભાગ કરવા લાગી.[૩૩] આ પ્રમાણે સુભદ્રાપુત્રના પડવાથી પોતાના સૈન્યને નાસભાગ કરતું જોઈને યુધિષ્ઠિરરાજ સૈનિકોને આ વચન કહેવા લાગ્યા:[૩૪] 'હે વીરો! આ શૂરો અભિમન્યુ તો સ્વર્ગમાં ગયો છે. તેણે પ્રાણ ખોયા છે, પણ તે રણમાંથી પાછો હઠ્યો નથી. માટે તમે પણ ઊભા રહો, નાસો નહિ, ડરો મા. આપણે રણમાં શત્રુઓને જીતીશું.' એમ કહીને મહાતેજસ્વી ધર્મરાજ યુધિષ્ઠિરે પોતાના દુઃખી સૈનિકોનું દુઃખ દૂર કર્યું.[૩૫,૩૬] અર્જુનના પુત્રે યુદ્ધમાં સર્પ સમાન આકારવાળા પોતાના શત્રુ રાજપુત્રોનો પ્રથમ સંહાર કર્યો હતો અને શ્રીકૃષ્ણ તથા અર્જુન સમાન ગુણવાળા તેણે કુલ દશહજાર સૈનિકોનો તથા મહારથી કોસલરાજનો નાશ કરીને સ્વર્ગલોકમાં પ્રયાણ કર્યું હતું.[૩૭,૩૮] અરે! હજારો રથો, ઘોડાઓ, પાળાઓ અને હાથીઓનો સંહાર કરીને પણ તે સંગ્રામથી તૃપ્ત થયો ન હતો. પુણ્યકર્મને કરનારો તે અભિમન્યુ શોક કરવા યોગ્ય નથી; કારણ કે તે પોતાના પુણ્યથી જિતાયેલા પુણ્યશાળીઓના અવિનાશી એવા દિવ્ય લોકમાં સિધાવ્યો છે.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'અભિમન્યુનો નાશ' નામનો અધ્યાય ૪૯ મો સમાપ્ત

# અધ્યાય ૫૦ મો

## રણભૂમિનો દેખાવ

॥ संजय उवाच ॥

वयं तु प्रवरं हत्वा तेषां तैः शरपीडिताः ।
निवेशायाभ्युपायामः सायाह्ने रुधिरोक्षिताः ॥१॥

સંજય બોલ્યો : હે રાજા! શત્રુઓના ઉત્તમ પુરુષ એ અભિમન્યુનો નાશ કરી અમે બાણથી પીડાઈ ને લોહીથી રેબઝેબ થઈ ગયા અને સાયંકાળ થતાં આરામ લેવા માટે છાવણી તરફ જવા લાગ્યા.[૧] તે સમયે હે મહારાજ! જતાં જતાં અમે જોયું કે, શત્રુઓ ઘણા ઉદાસ થઈ ગયા છે, બેભાન થઈ ગયા છે અને ધીમે ધીમે રણભૂમિમાંથી છાવણી તરફ ગમન કરે છે.[૨] તેવામાં લાલ કમળના મુકુટ સરખા સૂર્યનારાયણ અસ્તાચળ પર્વત પાસે જઈને નીચા નમી ગયા છે અને શિયાળના શબ્દથી અશુભ જણાતો અદ્ભુત સાયંકાળ થઈ ગયો છે.[૩] ત્યારે સારી સારી તલવારો, શક્તિ, ઋષ્ટિ, કવચો, ઢાલો અને તરેહતરેહના અલંકારોની પ્રભાઓને હરણ કરતા સૂર્યદેવ જાણે આકાશ અને પૃથ્વીને એક જ સ્વરૂપમાં લાવતા હોય, તેમ પોતાની પ્રિયમૂર્તિ અગ્નિમાં પ્રવેશ કરે છે.[૪] વજ્રથી પાડી નાખેલાં મોટાં વાદળો અથવા પર્વતોનાં શિખરો સમાન દેખાતા અનેક હાથીઓ, ધજા, અંકુશ, કવચ અને મહાવતો સાથે પૃથ્વી પર પડ્યા છે અને તેથી વ્યાપ્ત થયેલી એ રણભૂમિ અગમ્ય સ્વરૂપવાળી થઈ ગઈ છે. ત્યાં હે નરપતિ! માર્યા ગયેલા ધણીઓવાળા, ભાંગીને ભુક્કો થયેલા પાદરક્ષક અને ઉપકરણોવાળા, નાશ પામેલા ઘોડા તથા સારથિવાળા અને ધ્વજ—પતાકા વિનાના

થયેલા મોટા મોટા રથો, ઠેરઠેર ચૂર્ણ થઈને પડ્યા હતા અને તેથી એ રણભૂમિ જાણે શત્રુઓએ ઉજ્જડ કરેલાં નગરોવાળી હોય તેમ લાગતી હતી.[૫,૬] વળી ત્યાં તૂટીને છિન્નભિન્ન થયેલાં આભૂષણોવાળા, બહાર નીકળી પડેલી જીભ, દાંત, આંતરડાં અને નેત્રોવાળા અનેક ઘોડાઓ પોતાના સવારો સહિત મરણ પામીને પડ્યા હતા અને ઠેકઠેકાણે રથોના ઢગો પણ દેખાતા હતા. આથી પૃથ્વીનું સ્વરૂપ વિપરીત અને ઘોર દેખાતું હતું. અનેક પુરુષોનાં કવચો, અલંકારો અને વસ્ત્રો છિન્નભિન્ન થઈ ગયાં હતાં તેમ જ તેમનાં હથિયારો, હાથીઓ, ઘોડાઓ, રથો અને અનુચરોનો નાશ થયો હતો. એ પુરુષો મહામૂલી શય્યાના પાથરણને યોગ્ય હતા, છતાં તે સમયે તેઓ અનાથની પેઠે પૃથ્વી પર મરણ પામી સૂતા હતા.[૭,૮] એ વખતે કૂતરાં, શિયાળવાં, કાગડા, બગલા, ગરુડ, વરુઓ, વાઘો, લોહીનું પાન કરનારાં પક્ષીઓ, રાક્ષસો અને અતિ દારુણ પિશાચોનાં ટોળેટોળાં ઘણાં હર્ષિત થઈ થઈને રણમાં ધસી આવતાં હતાં. તેઓ આવતાંવેંત જ અનેક શબોની ચામડી તોડીતોડીને લોહી અને વસાનું પાન કરવા લાગ્યાં હતાં તથા ચરબી અને માંસનું ભક્ષણ કરવા લાગ્યાં હતાં. વળી તેઓ શબોની સામસામે ખેંચાખેંચ કરતાં હતાં, તેમના હૃદયમાં રહેલી ચરબીને બહાર કાઢી ખાઈ જતાં હતાં અને આનંદને લીધે ખડખડાટ હસતાં તથા ગાતાં હતાં.[૯,૧૦] તે સમયે મહાન યોદ્ધાઓએ રણભૂમિ પર ભયંકર અને ઉતારી ન ઉતરાય તેવી ઘોર વૈતરણી નદી ચાલુ કરી દીધી હતી. તે નદી શરીરોના સમૂહને ખેંચતી હતી, લોહીરૂપ જળવાળી હતી, રથોરૂપ ત્રાપાવાળી હતી, હાથીઓરૂપ મોટા પર્વતોની ભીડવાળી હતી, મનુષ્યોનાં મસ્તકોરૂપ પથ્થરવાળી હતી, માંસરૂપ કાદવવાળી હતી અને ભાંગી-તૂટી ગયેલાં અનેક પ્રકારનાં શસ્ત્રોરૂપ માળાવાળી હતી. વળી તે નદી રણના આંગણામાં જ વહેતી હતી તથા જીવતાં અને મરેલાં બન્નેને ખેંચી જતી હતી. આથી તે સર્વને અત્યંત ભયકારક દેખાતી હતી.[૧૧,૧૨] તે નદીમાં દુષ્ટ દૃષ્ટિવાળાં પિશાચોનાં ટોળાં લોહીનું પાન કરતાં હતાં તથા માંસનું ભક્ષણ કરતાં હતાં. વળી અતિશય આનંદમાં આવી જઈને તેઓ ભયંકર કિકિયારીઓ કરતાં હતાં. ત્યાં પ્રાણીઓનો ક્ષય કરનારાં કૂતરાં, શિયાળવાં અને બીજાં માંસાહારી પક્ષીઓ એ નદીની સમીપમાં આવીને માંસનું ભક્ષણ કરી રહ્યાં હતાં.[૧૩] એ પ્રમાણે ઉગ્ર દેખાવવાળા તથા યમરાજની રાજધાનીને વધારનારા અને નાચી રહેલાં ધડોથી ઊભરાયેલા એ સમરાંગણને જોતાં જોતાં મનુષ્યો સાયંકાળે ધીમે ધીમે છાવણી તરફ વળ્યા.[૧૪] તે સમયે એ ઇંદ્ર સરખો મહાબળવાન અભિમન્યુ તે રણમાં સૂતો હતો. તેના મહામૂલ્યવાન અલંકારો છિન્નભિન્ન થઈ ગયા હતા. તે જાણે સદોગૃહની વેદિકામાં રહેલો હવ્યપદાર્થ વિનાનો અગ્નિ હોય તેમ મનુષ્યો તેને જોઈ રહ્યા હતા.[૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'ત્રીજા દિવસની યુદ્ધભૂમિનું વર્ણન' નામનો અધ્યાય ૫૦ મો સમાપ્ત

## अध्याय ५१मो

### યુધિષ્ઠિરનો વિલાપ

॥ संजय उवाच ॥

हते तस्मिन् महावीर्ये सौभद्रे रथयूथपे ।
विमुक्तरथसन्नाहाः सर्वे निक्षिप्तकार्मुकाः ॥ १ ॥

સંજય બોલ્યો : મહાન વીર્યવાળો અને રથીયોદ્ધાઓની ટુકડીઓનો નાયક તે અભિમન્યુ જ્યારે રણમાં રોળાઈ ગયો, ત્યારે સર્વ યોદ્ધાઓ પોતપોતાના રથમાંથી ઊતરી પડી કવચ અને ધનુષ્યોને કોરે મૂકી રાજા યુધિષ્ઠિરની આસપાસ વીંટળાઈને બેઠા. તેઓ બધા તે દિવસના યુદ્ધનો

જ વિચાર કરતા હતા અને તેમનાં મન પણ અભિમન્યુમાં જ લાગેલાં હતાં.[૧,૨] પોતાનો વીર ભત્રીજો મહારથી અભિમન્યુ મરણ પામ્યો, તેથી યુધિષ્ઠિરરાજ અત્યંત દુઃખી થઈ ગયા અને વિલાપ કરવા લાગ્યા :[૩] 'અરે, હાય ! કેસરીસિંહ જેમ ગાયોના ટોળામાં પેસે, તેમ મારું પ્રિય કરવાની ઇચ્છાથી એ અભિમન્યુ દ્રોણાચાર્યના દુર્ભેદ્ય વ્યૂહને તોડી નાખીને શત્રુઓના સૈન્યમાં પેઠો હતો.[૪] તેની સામે યુદ્ધ કરવા આવેલા મોટા મોટા શૂરા અસ્ત્રકુશળ અને યુદ્ધદુર્મદ ધનુર્ધરો પણ પરાજય પામીને પાછા હઠ્યા હતા.[૫] એ કુમારે આપણા કટ્ટા શત્રુ દુઃશાસનને પણ સંગ્રામમાં સામે આવતાં જ બાણો વડે મૂર્છિત કરી નાખી નસાડી મૂક્યો હતો.[૬] અરે હાય ! તે જ વીર અભિમન્યુ દ્રોણના સૈન્યરૂપ દુસ્તર મહાસાગરને તરી જઈ ને આખરે દુઃશાસનના પુત્ર આગળ આવી યમરાજને ઘેર પહોંચી ગયો.[૭] હાય ! તેનું મરણ થયું છે અને હવે હું કુંતાપુત્ર અર્જુનને કેમ કરીને જોઈ શકીશ ? અથવા પોતાના પ્રિય પુત્રને નહિ જોતી તે મહાભાગ્યવતી સુભદ્રાને હું કેમ મળી શકીશ ?[૮] અહા ! શ્રીકૃષ્ણ અને અર્જુનને આપણે અભિમન્યુનું આવું અર્થ વિનાનું ક્લેશકારક અને અયુક્ત સ્વરૂપવાળું મરણ કેમ કરી કહી શકીશું ?[૯] અરે ! પ્રિય ઇચ્છનારા અને જય ઇચ્છનારા મેં જ સદૈવ સુભદ્રા, કેશવ અને અર્જુનનું આ અપ્રિય કર્યું છે ![૧૦] અથવા ખરું છે કે, લોભી માણસ દોષોને સમજતો જ નથી. તે તો લોભ અને મોહને લીધે પ્રવૃત્તિ કર્યા જ કરે છે. જેમ મધ મેળવવાની ઇચ્છાવાળો મનુષ્ય વૃક્ષ આદિ સ્થળ પરથી પોતાના પડવાને જોતો જ નથી, તેમ મેં પણ રાજ્ય મેળવવાની લાલસાથી મારા આ પતનને જોયું જ નહિ.[૧૧] અરેરે ! જેને સારાં સારાં ભોજનમાં, યાનોમાં, શયનોમાં તથા ભૂષણોમાં આગળ કરવો જોઈએ, તે જ બાળક અભિમન્યુને આપણે યુદ્ધમાં આગળ ધર્યો.[૧૨] તેના જેવો તરુણ બાળક તો યુદ્ધરીતિમાં તદ્દન અકુશળ હોય. આવા વિષમ સંકટભરેલાં દ્રોણનાં સૈન્યમાં તે સારા ઘોડાની પેઠે ક્ષેમકુશળ ક્યાંથી જ રહે ?[૧૩] હવે જો આપણે બધા એની પાછળ મરણ પામી આ રણભૂમિ પર શયન નહિ કરીએ, તો આપણે અવશ્ય કોપથી પ્રદીપ્ત થયેલા અર્જુનની ક્રૂર દૃષ્ટિથી બળી મરીશું. અર્જુન તો લોભરહિત છે, બુદ્ધિમાન છે, લજ્જાવાન છે, ક્ષમાવાન છે, રૂપવાન છે, બળવાન છે, તેજસ્વી છે, માનદાતા છે, વીર છે, પ્રિય છે અને સત્યપરાક્રમી છે.[૧૪,૧૫] દેવતાઓ પણ ઉગ્ર પરાક્રમવાળા એ અર્જુનનાં પરાક્રમોનાં વખાણ કર્યા કરે છે. વળી તે પરાક્રમીએ નિવાતકવચ અને કાલકેય નામના અસુરોનો સંહાર કર્યો છે.[૧૬] હિરણ્યપુરમાં પૌલોમ જાતના જે ઇંદ્રના શત્રુઓ વસતા હતા, તેમનો એણે પલકારામાત્રમાં તેમની ટુકડીઓ સહિત નાશ કર્યો છે. શત્રુઓ પણ જો અભયની ઇચ્છા રાખે, તો તે તેમને અભય આપનારો છે. અરે ! અમે આવા સમર્થ અર્જુનના બળવાન પુત્રનું રક્ષણ કરી શક્યા નથી.[૧૭,૧૮] અરેરે ! ધૃતરાષ્ટ્રના મહાબળવાન પુત્રો પર તો હવે મોટામાં મોટો ભય આવી પડ્યો છે. પુત્રના વધથી કોપાયમાન થયેલો અર્જુન હવે જરૂર કૌરવોને ભસ્મ કરી નાખશે.[૧૯] ક્ષુદ્ર સહાયવાળો તથા પોતાના જ પક્ષનો ક્ષય કરનારો પેલો ક્ષુદ્ર દુર્યોધન, અવશ્ય એ ( કૌરવોનો નાશ ) જોઈને શોક કરતો કરતો જીવિતનો ત્યાગ કરશે.[૨૦] હાય ! અતુલ વીર્ય અને પુરુષાર્થવાળા આ અર્જુનપુત્રને રણમાં માર્યો ગયેલો જોઈ ને મને વિજય મેળવવો પ્રીતિકર નથી, રાજ્યની રુચિ નથી, અમરતા પર પણ પ્રીતિ નથી અને દેવોની સાથે જ એક સ્થળે રહેવાનું પણ મને રુચતું નથી.[૨૧]

થયેલા મોટા મોટા રથો, ઠેરઠેર ચૂર્ણ થઈ ને પડ્યા હતા અને તેથી એ રણભૂમિ જાણે શત્રુઓએ ઉજ્જડ કરેલાં નગરોવાળી હોય તેમ લાગતી હતી.[૫,૬] વળી ત્યાં તૂટીને છિન્નભિન્ન થયેલાં આભૂષણોવાળા, બહાર નીકળી પડેલી જીભ, દાંત, આંતરડાં અને નેત્રોવાળા અનેક ઘોડાઓ પોતાના સવારો સહિત મરણ પામીને પડ્યા હતા અને ઠેકઠેકાણે રથોના ઢગો પણ દેખાતા હતા. આથી પૃથ્વીનું સ્વરૂપ વિપરીત અને ઘોર દેખાતું હતું. અનેક પુરુષોનાં કવચો, અલંકારો અને વસ્ત્રો છિન્નભિન્ન થઈ ગયાં હતાં તેમ જ તેમનાં હથિયારો, હાથીઓ, ઘોડાઓ, રથો અને અનુચરોનો નાશ થયો હતો. એ પુરુષો મહામૂલી શય્યાના પાથરણને યોગ્ય હતા, છતાં તે સમયે તેઓ અનાથની પેઠે પૃથ્વી પર મરણ પામી સૂતા હતા.[૭,૮] એ વખતે કૂતરાં, શિયાળવાં, કાગડા, બગલા, ગરુડ, વરુઓ, વાઘો, લોહીનું પાન કરનારાં પક્ષીઓ, રાક્ષસો અને અતિ દારુણ પિશાચોનાં ટોળેટોળાં ઘણાં હર્ષિત થઈ થઈ ને રણમાં ધસી આવતાં હતાં. તેઓ આવતાંવેંત જ અનેક શબોની ચામડી તોડીતોડીને લોહી અને વસાનું પાન કરવા લાગ્યાં હતાં તથા ચરબી અને માંસનું ભક્ષણ કરવા લાગ્યાં હતાં. વળી તેઓ શબોની સામસામે ખેંચાખેંચ કરતાં હતાં, તેમના હૃદયમાં રહેલી ચરબીને બહાર કાઢી ખાઈ જતાં હતાં અને આનંદને લીધે ખડખડાટ હસતાં તથા ગાતાં હતાં.[૯,૧૦] તે સમયે મહાન યોદ્ધાઓએ રણભૂમિ પર ભયંકર અને ઊતારી ન ઉતરાય તેવી ઘોર વૈતરણી નદી ચાલુ કરી દીધી હતી. તે નદી શરીરોના સમૂહને ખેંચતી હતી, લોહીરૂપ જળવાળી હતી, રથોરૂપ ત્રાપાવાળી હતી, હાથીઓરૂપ મોટા પર્વતોની ભીડવાળી હતી, મનુષ્યોનાં મસ્તકોરૂપ પથ્થરવાળી હતી, માંસરૂપ કાદવવાળી હતી અને ભાંગી-તૂટી ગયેલાં અનેક પ્રકારનાં શસ્ત્રોરૂપ માળાવાળી હતી. વળી તે નદી રણના આંગણામાં જ વહેતી હતી તથા જીવતાં અને મરેલાં બન્નેને ખેંચી જતી હતી. આથી તે સર્વને અત્યંત ભયકારક દેખાતી હતી.[૧૧,૧૨] તે નદીમાં દુષ્ટ દૃષ્ટિવાળાં પિશાચોનાં ટોળાં લોહીનું પાન કરતાં હતાં તથા માંસનું ભક્ષણ કરતાં હતાં. વળી અતિશય આનંદમાં આવી જઈ ને તેઓ ભયંકર કિકિયારીઓ કરતાં હતાં. ત્યાં પ્રાણીઓનો ક્ષય કરનારાં કૂતરાં, શિયાળવાં અને બીજાં માંસાહારી પક્ષીઓ એ નદીની સમીપમાં આવીને માંસનું ભક્ષણ કરી રહ્યાં હતાં.[૧૩] એ પ્રમાણે ઉગ્ર દેખાવવાળા તથા યમરાજની રાજધાનીને વધારનારા અને નાચી રહેલાં ધડોથી ઊભરાયેલા એ સમરાંગણને જોતાં જોતાં મનુષ્યો સાયંકાળે ધીમે ધીમે છાવણી તરફ વળ્યા.[૧૪] તે સમયે એ ઇંદ્ર સરખો મહાબળવાન અભિમન્યુ તે રણમાં સૂતો હતો. તેના મહામૂલ્યવાન અલંકારો છિન્નભિન્ન થઈ ગયા હતા. તે જાણે સદોગૃહની વેદિકામાં રહેલો હવ્યપદાર્થ વિનાનો અગ્નિ હોય તેમ મનુષ્યો તેને જોઈ રહ્યા હતા.[૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'ત્રીજા દિવસની યુદ્ધભૂમિનું વર્ણન' નામનો અધ્યાય ૫૦ મો સમાપ્ત

## અધ્યાય ૫૧ મો
### યુધિષ્ઠિરનો વિલાપ

॥ સંજય ઉવાચ ॥

हते तस्मिन् महावीर्ये सौभद्रे रथयूथपे ।
विमुक्तरथसन्नाहाः सर्वे निक्षिप्तकार्मुकाः ॥ १ ॥

સંજય બોલ્યો : મહાન વીર્યવાળો અને રથીયોદ્ધાઓની ટુકડીઓનો નાયક તે અભિમન્યુ જ્યારે રણમાં રોળાઈ ગયો, ત્યારે સર્વ યોદ્ધાઓ પોતપોતાના રથમાંથી ઊતરી પડી કવચ અને ધનુષ્યોને કોરે મૂકી રાજા યુધિષ્ઠિરની આસપાસ વીંટળાઈ ને બેઠા. તેઓ બધા તે દિવસના યુદ્ધનો

મૃત્યુ ઉત્પન્ન થયું ક્યાંથી? તથા તે પ્રજાઓનો સંહાર કેમ કરે છે? હે દેવ સમાન પિતામહ! આપ આ મને કહો.[૧૮]

સંજય બોલ્યો : કુંતીપુત્ર યુધિષ્ઠિરરાજે જ્યારે એ પ્રમાણે પૂછ્યું, ત્યારે ભગવાન વ્યાસમુનિએ તેને આશ્વાસનનાં આ વચનો કહ્યાં.[૧૯]

વ્યાસ બોલ્યા : હે રાજા! આ સંબંધમાં એક પ્રાચીન ઇતિહાસ ઉદાહરણરૂપે કહેવામાં આવે છે. પૂર્વે નારદે તે અકંપનરાજાને કહ્યો હતો.[૨૦] હે રાજેન્દ્ર! મને નિશ્ચય ખાતરી છે કે, તે અકંપનરાજા પણ આ લોકમાં જ અતિ અસહ્ય એવા મહાન પુત્રદુઃખને પામ્યો હતો.[૨૧] હું તને તે અકંપનરાજાનું આખ્યાન કહીશ અને મૃત્યુની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે કહી સંભળાવીશ. તે સાંભળવાથી તું સ્નેહબંધનરૂપ આશ્રયવાળા દુઃખથી મુક્ત થઈશ.[૨૨] સમગ્ર પાપોના ઢગોનો નાશ કરનાર, આયુષ્યની વૃદ્ધિ કરનાર, શોકનો નાશ કરનાર તથા પુષ્ટિદાયક એવું તે ધન્ય આખ્યાન હું તને કહું છું તે તું સાંભળ.[૨૩] વેદાધ્યયનની પેઠે એ આખ્યાન પવિત્ર છે, શત્રુઓના સમૂહોનો નાશ કરનારું છે અને મંગળોનું પણ મંગળ છે.[૨૪] હે મહારાજ! આયુષ્માન પુત્રોની, રાજ્યની તથા લક્ષ્મીની ઇચ્છા રાખનારા મહાન રાજાઓએ તે આખ્યાનને પ્રાતઃકાળમાં નિત્ય સાંભળવું જોઈએ.[૨૫] હે તાત! પૂર્વે સત્યયુગમાં અકંપન નામનો એક રાજા હતો. તે એક વખત લડાઈના મોખરામાં શત્રુઓથી ઘેરાઈ ગયો અને તેમને વશ થઈ પડ્યો.[૨૬] તે રાજાને બળમાં નારાયણ સરખો હરિ નામનો પુત્ર હતો. તે શ્રીમાન, અસ્ત્રકુશળ, બુદ્ધિમાન અને યુદ્ધમાં ઇંદ્ર સરખો બળિયો હતો.[૨૭] તે પણ યુદ્ધમાં અનેક શત્રુઓથી ઘેરાઈ ગયો. હે યુધિષ્ઠિર! તે હરિકુમારે યોદ્ધાઓ તથા હાથીઓ પર હજારો બાણો છોડીને દુષ્કર પરાક્રમ કર્યું હતું; પણ છેવટે તે શત્રુનાશનને શત્રુઓએ સેનાના મધ્યમાં મારી નાખ્યો હતો.[૨૮,૨૯] શોકથી ઘેરાઈ ગયેલા રાજા અકંપને તેની મરણક્રિયા કરી, પણ રાત્રિદિવસ શોક કરતાં તેને પોતાને જરાયે સુખચેન મળ્યું નહિ.[૩૦] આમ રાજા અકંપનને પુત્રના દુઃખથી ઘણો શોક થઈ રહ્યો છે, એ વાત જાણીને દેવર્ષિ નારદ એની પાસે આવ્યા.[૩૧] મહાભાગ્યશાળી રાજાએ તે દેવર્ષિશ્રેષ્ઠને આવેલા જોઈ તેમની વિધિપૂર્વક પૂજા કરી અને તેમને પ્રાસંગિક વાતચીત કરી.[૩૨] વળી એ નરપતિએ એ દેવર્ષિને સર્વ વૃત્તાંત યથાર્થ રીતે કહ્યો. તેમાં શત્રુઓએ પોતાનો પરાજય કર્યો હતો અને પોતાના પ્રિય પુત્રનું મરણ થયું હતું, તે બધું તેણે કહી સંભળાવ્યું :[૩૩] 'મારો પુત્ર મહાન વીર્યવાળો હતો અને ઇંદ્ર તથા વિષ્ણુ સમાન કાંતિવાળો હતો; છતાં શત્રુઓએ એકઠા થઈને અને યુદ્ધમાં પરાક્રમ કરીને મારા એ બળવાન પુત્રને મારી નાખ્યો છે.[૩૪] માટે હે શ્રેષ્ઠ બુદ્ધિમાન! એ મૃત્યુ કોણ છે? તેનું વીર્ય કેવું છે? બળ કેવું છે? અને તેનો પુરુષાર્થ કેવા પ્રકારનો છે? હે ભગવન્! આ સંબંધમાં હું તત્ત્વપૂર્વક સાંભળવા ઇચ્છું છું.'[૩૫] તે રાજાનું એ વચન સાંભળીને વર આપનારા સમર્થ ઋષિ નારદે પુત્રશોકનો નાશ કરનારું આ મહાન આખ્યાન તેને કહેવા માંડ્યું.[૩૬]

નારદ બોલ્યા : હે મહાબાહુ! એ આખ્યાન મોટા વિસ્તારવાળું છે. હે રાજન્! મેં પણ એને પૂર્વે બનેલું સાંભળ્યું છે. હે વસુધાપતિ! તું એ સાંભળ.[૩૭] મહાતેજસ્વી પિતામહ બ્રહ્માએ પ્રથમ સૃષ્ટિના આરંભકાળે પ્રજાઓને સરજી. દિનપ્રતિદિન તે પ્રજાઓથી આ જગત ભરપૂર થઈ ગયું; પણ તેમાં કોઈનો સંહાર થતો ન હતો. આમ હે રાજા! કેવળ વૃદ્ધિને જ પામતા આ જગતને

# અધ્યાય ૫૨ મો

## યુધિષ્ઠિર પાસે વ્યાસ અને રાજા અકંપનનું દૃષ્ટાંત

॥ संजय उवाच ॥

अथैनं विलपंतं तं कुंतीपुत्रं युधिष्ठिरम् ।
कृष्णद्वैपायनस्तत्र आजगाम महानृषिः ॥ १ ॥

સંજય બોલ્યો : કુંતીપુત્ર યુધિષ્ઠિર એ પ્રમાણે વિલાપ કરતા હતા, તેવામાં મહર્ષિ કૃષ્ણદ્વૈપાયન ત્યાં આવી પહોંચ્યા.[1] તેમને આવેલા જોઈ યુધિષ્ઠિરે તેમનું ન્યાયપૂર્વક પૂજન કર્યું. પછી મહર્ષિ સુખાસને બેઠા, એટલે સુખાસને બેઠેલા મહર્ષિને પોતાના ભત્રીજાના નાશના શોકથી સંતાપ પામેલા એ રાજાએ તેમને આ પ્રમાણે કહ્યું :[2] 'આ રણમાં સુભદ્રાનંદન યુદ્ધ ખેલી રહ્યો હતો અને અધર્મથી ભરેલા અનેક મોટા ધનુર્ધારી મહારથીઓએ એને ઘેરી લઈ મારી નાખ્યો છે.[3] અભિમન્યુ બાળક હતો અને બાળકબુદ્ધિનો હતો. તે શત્રુવીરોનો સંહારક હતો અને યુદ્ધમાં વિશેષે કરી ઉપાયો પર આધાર રાખ્યા વિના જ લડતો હતો.[4] મેં તેને કહ્યું હતું કે, આ યુદ્ધમાં તું અમને દ્વાર ઉત્પન્ન કરી આપ. એવું કહેતાંની સાથે જ તે અંદર પેઠો. અમને બધાને તો સિંધુરાજ જયદ્રથે ત્યારે અટકાવી રાખ્યા હતા.[5] ખરેખર, યુદ્ધ પર આજીવિકા કરનારા ક્ષત્રિયોએ સરખેસરખા જોડે જ યુદ્ધ કરવું જોઈએ. પણ આ શત્રુઓએ આ જે યુદ્ધ કર્યું છે, તે તો અસમાન છે. (કારણ કે તેઓ એક બાળક અભિમન્યુ સામે એકઠા મળી લડ્યા છે.)[6] આથી મને ઘણો સંતાપ થાય છે અને હું શોકનાં આંસુઓથી નાહી રહ્યો છું. વારંવાર વિચાર કરતાં પણ મને શાંતિ મળતી નથી.[7]

સંજય બોલ્યો : એ શોકને લીધે વ્યાકુળ ચિત્તવાળા થયેલા યુધિષ્ઠિર આ પ્રમાણે વિલાપ કરતા હતા, ત્યારે કૃષ્ણદ્વૈપાયન ભગવાન વ્યાસે તેમને આ વચન કહ્યાં.[8]

વ્યાસ બોલ્યા : હે મહાબુદ્ધિમાન! હે સર્વશાસ્ત્રકુશળ! હે ભરતશ્રેષ્ઠ! તારા જેવાઓ તો સંકટોમાં કદી મોહ પામે નહિ.[9] એ શૂરો અભિમન્યુ તો રણમાં અનેક શત્રુઓનો સંહાર કરીને સ્વર્ગમાં ગયો છે. એ પુરુષોત્તમે તો મહાન પુરુષને છાજે તેવું કર્મ કર્યું છે.[10] હે યુધિષ્ઠિર! વિધિનું અર્થાત્ ભાવિનું કોઈ પણ ઉલ્લંઘન કરી શકતો નથી. હે ભારત! મૃત્યુ તો દેવ, દાનવ અને ગંધર્વોનો પણ નાશ કરે જ છે.[11]

યુધિષ્ઠિર બોલ્યા : આ જે મહાબળવાન રાજાઓ સેનાના મધ્યમાં હણાઈને પૃથ્વી પર સૂતા છે, તેઓ બધા 'મૃત' એવી સંજ્ઞાને પામ્યા છે.[12] વળી જેઓ દશ હજાર હાથી સમાન બળવાળા હતા તથા વાયુ સમાન વેગવાળા હતા, તે આ સમાન રૂપવાળા પુરુષોને બીજા તેમના જેવા જ પુરુષોએ રણમાં રોળી નાખ્યા છે.[13] પ્રાણીઓના સંગ્રામમાં ક્યારેય પણ તેમને કોઈ હણી શકે એવો હું જોતો નથી. તેઓ આવા પરાક્રમી, તપસ્વી અને બલિષ્ઠ હતા.[14] બસ, સામાને જીતવો જ એટલું જ તેમના દિલમાં સદૈવ ઘૂંટાયા કરતું હતું. પણ તે પ્રાજ્ઞ પુરુષો પણ અત્યારે હણાઈને આયુષ્યરહિત થઈ પૃથ્વી પર સૂતા છે.[15] માટે 'મરણ પામ્યા' એ શબ્દ જ આ રાજાઓના વિષયમાં પણ સાર્થક થયો છે; કારણ કે અમે હવે કહીએ જ છીએ કે, ભયંકર પરાક્રમવાળા આ રાજાઓ લગભગ મરણ પામ્યા છે.[16] કોપાયમાન થયેલા શૂરા રાજપુત્રો શત્રુઓના ઝપાટામાં આવી જઈ નિશ્ચેષ્ટ અને નિરભિમાની થઈ કાળના મુખમાં સપડાયા છે.[17] માટે આ બાબતમાં મને સંશય થયો છે કે, 'મરણ પામ્યા' એ સંજ્ઞા ક્યાંથી આવી! કોનું મૃત્યુ થયું! અને વળી તે

પ્રજાઓ ક્ષીણ સંતાનવાળી થઈને અભાવને ન પામે. હે અગ્નિદેવ! આપે મને આ લોકમાં લોકના સ્રષ્ટા તરીકે નીમ્યો છે. માટે હે જગન્નાથ! આ સ્થાવર-જંગમ જગતનો નાશ ન થાય એ હેતુથી હું આપને પ્રસન્ન કરવા માટે આ પ્રમાણે કહી રહ્યો છું.[૧૨-૧૪]

નારદ બોલ્યા: રુદ્રદેવનું એ વચન સાંભળીને બ્રહ્મદેવે પ્રજાનું હિત કરવા માટે તે તેજનો ફરી પોતાનામાં લય કર્યો.[૧૫] એ રીતે અગ્નિનો ઉપસંહાર કરીને, લોકમાં પૂજાયેલા તે ભગવાને રુદ્રદેવને સંસારમાં કર્મોની સૃષ્ટિનું કારણ તથા કર્મોથી મુક્ત થવાનું કારણ કહી સંભળાવ્યું.[૧૬] તે બ્રહ્મદેવ ક્રોધથી ઉત્પન્ન થયેલા એ અગ્નિનો જ્યારે ઉપસંહાર કરતા હતા, ત્યારે તે મહાત્માની સમગ્ર ઇંદ્રિયોનાં છિદ્રોમાંથી એક સ્ત્રી પ્રકટ થઈ.[૧૭] હે રાજેન્દ્ર! તે સ્ત્રી રંગે કાળી અને કંઈક રતાશ પર હતી. તેની જીભ, મુખ અને નેત્રો પિંગળાં અને લાલ રંગનાં હતાં અને તેણે બે ઝળહળતાં કુંડળોનાં આભૂષણો પહેર્યાં હતાં.[૧૮] બ્રહ્મદેવની ઇંદ્રિયોનાં છિદ્રોમાંથી નીકળીને તે સ્ત્રી દક્ષિણ દિશામાં જઈને ઊભી રહી અને જગતના નિયંતા એ બન્ને દેવને જોઈને મંદ મંદ હસવા લાગી.[૧૯] હે મહીપાલ! લોકોના સંહર્તા દેવ બ્રહ્માએ તે સ્ત્રીને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, 'હે મૃત્યુદેવી! તું આ પ્રજાનો નાશ કરજે. સંહારબુદ્ધિથી જ તું મારા ક્રોધમાંથી પ્રકટ થઈ છે. માટે તું આ સર્વ સ્થાવર-જંગમ પ્રજાનો સંહાર કર; તું જો મારી આજ્ઞા પ્રમાણે વર્તીશ, તો પરમ કલ્યાણને પામીશ.' બ્રહ્મદેવે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે કમળ સરખાં નેત્રવાળી તે મૃત્યુ નામની સ્ત્રી અત્યંત વિચારમાં પડી ગઈ અને તે અબળા મધુર સ્વરે રડવા લાગી. પિતામહે તેનાં આંસુઓ પોતાના બે હાથમાં ઝીલી લીધાં તથા પ્રજાઓનું હિત કરવા માટે તે દેવ તેને વીનવવા લાગ્યા.[૨૦-૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'મૃત્યુનું કથન' નામનો અધ્યાય ૫૩ મો સમાપ્ત

# અધ્યાય ૫૪ મો

## મૃત્યુ અને પ્રજાપતિનો સંવાદ

॥ नारद उवाच ॥

**विनीय दुःखमबला आत्मन्येव प्रजापतिम् ।**
**उवाच प्रांजलिर्भूत्वा लतेवावर्जिता पुनः ॥ १ ॥**

નારદ બોલ્યા: મૃત્યુ નામની તે અબલા દુઃખને પોતાના અંતરમાં દબાવી દઈને હાથ જોડી, લતાની પેઠે નમ્ર થઈ બ્રહ્મદેવને પુનઃ કહેવા લાગી.[૧]

મૃત્યુદેવી બોલી: હે વક્તાઓમાં શ્રેષ્ઠ દેવ! આપે મને આવી સ્ત્રી કેમ ઉત્પન્ન કરી? જાણવા છતાં આપે કહેલું તે અહિત ક્રૂર કર્મ હું કેમ કરું?[૨] હે ભગવન્! હું અધર્મથી ડરું છું. હે પ્રભુ! આપ મારા પર પ્રસન્ન થાઓ. હું લોકોના પ્રિય પુત્રો, મિત્રો, ભાઈઓ, માતાઓ, પિતાઓ અને પતિઓનો સંહાર કરીશ, તેથી તેઓ મારું અનિષ્ટ ચિંતવશે. હે દેવ! હું જ્યારે લોકોને મારી નાખીશ, ત્યારે તેમનાં દીન સંબંધીઓ રડી રડીને આંસુ ઢાળશે. ખરેખર, હું તેમનાથી ડરું છું.[૩,૪] હે ભગવન્! હું તેમનાથી ભય પામીને આપને શરણે આવી છું. માટે હે દેવાધિદેવ! હું યમરાજને ઘેર કદી નહિ જાઉં.[૫] હે લોકના પિતામહ! વિનયપૂર્વક દંડવત્ પ્રણામ કરી તથા કાંતિથી ઉગ્ર બે હાથ જોડી હું પ્રાર્થનાપૂર્વક આપની પાસેથી એ જ કામનાની ઇચ્છા રાખુ છું.[૬] હે પ્રજાના નિયંતા! હે ભગવન્! જો આપની કૃપા હોય, તો મને તપ તપવાની જ ઇચ્છા છે. માટે હે પ્રભુ! મને આપ એ જ વર આપો.[૭] આપની આજ્ઞા મેળવી હું પવિત્ર

જોઈને પ્રભુ બ્રહ્મદેવને તેનો સંહાર કરવા સંબંધમાં ચિંતા થવા લાગી. હે નરેન્દ્ર ! તેમણે ખૂબ વિચાર કર્યો, છતાં પણ તે આ જગતનો સંહાર કરવાનો કોઈ પણ ઉપાય શોધી શક્યા નહિ. આથી તો હે મહારાજ ! તે ક્રોધાયમાન થઈ ગયા અને તે ક્રોધને લીધે જ તેમનાં શ્રોત્ર આદિ છિદ્રોમાંથી અગ્નિ પ્રકટ થયો. ત્યાં બાળવા ઇચ્છતા તે અગ્નિથી અંતરપ્રદેશ સહિત સર્વ દિશાઓ ભરાઈ ગઈ.[૩૮-૪૦] આમ સ્વર્ગ અને પૃથ્વી કેવળ તે અગ્નિની જ્વાળાઓથી વ્યાપી ગયાં અને એ રીતે ભગવાન પ્રભુ બ્રહ્મદેવે સર્વ ચરાચર જગતને બાળી મૂક્યું.[૪૧] ત્યાં ક્રોધના મોટા વેગથી ત્રાસ પમાડતાં હોય તેમ એ વીર્યવાન બ્રહ્મદેવે સ્થાવર-જંગમ સર્વ ભૂતોને ખાખ કરી નાખ્યાં. ત્યારે નિશાચરોના પતિ જટાધારી રુદ્રદેવ પરમેષ્ઠી બ્રહ્મદેવને શરણે ગયા.[૪૨,૪૩] પ્રજાઓની હિતેચ્છાથી આવેલા તે રુદ્રદેવને જોઈને મહાવિચારશીલ પરમ દેવ બોલી ઊઠ્યા :[૪૪] 'હે પુત્ર રુદ્ર ! તું સ્વેચ્છાથી ઉત્પન્ન થયો છે અને વર મેળવવાને પાત્ર છે. માટે તારી જે ઇચ્છા હોય તે કહે. હું તારું સર્વ પ્રિય કરીશ.[૪૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'યુધિષ્ઠિર પાસે વ્યાસ અને રાજા અકંપનનું દૃષ્ટાંત' નામનો અધ્યાય પરમો સમાપ્ત

## અધ્યાય ૫૨મો
### મૃત્યુની કથા

॥ स्थाणुरुवाच ॥

**प्रजासर्गनिमित्तं हि कृतो यत्नस्त्वया विभो ।**
**त्वया सृष्टाश्च वृद्धाश्च भूतग्रामाः पृथग्विधाः ॥१॥**

રુદ્રદેવ બોલ્યા : હે વિભુ ! તમે પ્રજાઓ ઉત્પન્ન કરવા માટે ભારે પ્રયત્ન કર્યો છે. તમે અનેક પ્રકારના ભૂતસમૂહોને સરજ્યા અને તે વૃદ્ધિ પણ પામ્યા છે.[૧] હે પ્રભુ ! તે બધી પ્રજા આ સમયે આપના ક્રોધથી જ ચોતરફથી બળી જાય છે. તે જોઈ મને કરુણા ઊપજી છે. માટે હે ભગવન્ ! તમે મારા પર પ્રસન્ન થાઓ.[૨]

બ્રહ્મા બોલ્યા : આ સર્વ જગત આ પ્રમાણે બળી જાય તેવી મારી ઇચ્છા ન હતી. પૃથ્વીદેવીનું હિત કરવાની ઇચ્છાથી જ મને ક્રોધ ચડ્યો હતો.[૩] હે મહાદેવ ! આ પૃથ્વીદેવી જ્યારે ઘણા ભારથી પીડાઈ ગઈ, ત્યારે તેણે મને સંહાર કરવા માટે પ્રેરણા કરી.[૪] મેં ઘણા ઘણા વિચારો કર્યા, પણ મને આ અનંત જગતનો સંહાર કરવાનો ઉપાય લાધ્યો જ નહિ; તેથી આખરે મને ક્રોધ ચડ્યો.[૫]

રુદ્રદેવ બોલ્યા : હે પૃથ્વીપતિ ! તમે જગતનો સંહાર કરવા માટે ક્રોધ કરો નહિ. તમે આ સ્થાવર-જંગમ પ્રજાઓનો નાશ ન કરો.[૬] હે ભગવન્ ! તમારી કૃપાથી ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં આ જગત સર્વ કાળે જેવું છે, તેવું ને તેવું રહે તે પ્રમાણે તમે કરો. પણ તમારે એનો સમૂળગો નાશ કરવો ન જોઈએ.[૭] હે ભગવન્ ! તમે ક્રોધથી પ્રદીપ્ત થયા અને તે ક્રોધથી અગ્નિ પ્રકટ થયો. એ અગ્નિ પથ્થરો, શિખરો, વૃક્ષો, નદીઓ, તળાવો અને ઘાસ તથા લતાઓ આદિ સર્વ સ્થાવર-જંગમ જગતનો સંહાર કરી રહ્યો છે.[૮,૯] તેથી જ આ સર્વ સ્થાવર-જંગમ જગત ભસ્મ થઈ ગયું છે. માટે હે ભગવન્ ! તમે પ્રસન્ન થાઓ અને હવે પછી તમને આવો ક્રોધ થાઓ નહિ, એ મને વર આપો.[૧૦] હે દેવ ! તમે સરજેલાં આ સર્વ ભૂતો નાશ પામી જાય છે, માટે તમે આ કાર્યથી નિવૃત્ત થાઓ અને આ તેજનો તમારામાં જ લય થાઓ.[૧૧] હે દેવ ! તમે પ્રજાઓનું હિત ઇચ્છીને અતિશય વિચાર કરો. જે રીતે આ સર્વ પ્રાણીઓનો સમસ્ત સંહાર ન થઈ જાય તેવું તમે કંઈ કરો. એટલે પછી આ બધી

પ્રજાઓ ક્ષીણ સંતાનવાળી થઈને અભાવને ન પામે. હે અગ્નિદેવ! આપે મને આ લોકમાં લોકના સ્રષ્ટા તરીકે નીમ્યો છે. માટે હે જગન્નાથ! આ સ્થાવર-જંગમ જગતનો નાશ ન થાય એ હેતુથી હું આપને પ્રસન્ન કરવા માટે આ પ્રમાણે કહી રહ્યો છું.[૧૨-૧૪]

નારદ બોલ્યા : રુદ્રદેવનું એ વચન સાંભળીને બ્રહ્મદેવે પ્રજાનું હિત કરવા માટે તે તેજનો ફરી પોતાનામાં લય કર્યો.[૧૫] એ રીતે અગ્નિનો ઉપસંહાર કરીને, લોકમાં પૂજાયેલા તે ભગવાને રુદ્રદેવને સંસારમાં કર્મોની સૃષ્ટિનું કારણ તથા કર્મોથી મુક્ત થવાનું કારણ કહી સંભળાવ્યું.[૧૬] તે બ્રહ્મદેવ ક્રોધથી ઉત્પન્ન થયેલા એ અગ્નિનો જ્યારે ઉપસંહાર કરતા હતા, ત્યારે તે મહાત્માની સમગ્ર ઇંદ્રિયોનાં છિદ્રોમાંથી એક સ્ત્રી પ્રકટ થઈ.[૧૭] હે રાજેન્દ્ર! તે સ્ત્રી રંગે કાળી અને કંઈક રતાશ પર હતી. તેની જીભ, મુખ અને નેત્રો પિંગળાં અને લાલ રગનાં હતાં અને તેણે બે ઝળહળતાં કુંડળોનાં આભૂષણો પહેર્યાં હતાં.[૧૮] બ્રહ્મદેવની ઇંદ્રિયોનાં છિદ્રોમાંથી નીકળીને તે સ્ત્રી દક્ષિણ દિશામાં જઈને ઊભી રહી અને જગતના નિયંતા એ બન્ને દેવને જોઈને મંદ મંદ હસવા લાગી.[૧૯] હે મહીપાલ! લોકોના સંહર્તા દેવ બ્રહ્માએ તે સ્ત્રીને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, 'હે મૃત્યુદેવી! તું આ પ્રજાનો નાશ કરજે. સંહારબુદ્ધિથી જ તું મારા ક્રોધમાંથી પ્રકટ થઈ છે. માટે તું આ સર્વ સ્થાવર-જંગમ પ્રજાનો સંહાર કર; તું જો મારી આજ્ઞા પ્રમાણે વર્તીશ, તો પરમ કલ્યાણને પામીશ.' બ્રહ્મદેવે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે કમળ સરખાં નેત્રવાળી તે મૃત્યુ નામની સ્ત્રી અત્યંત વિચારમાં પડી ગઈ અને તે અબળા મધુર સ્વરે રડવા લાગી. પિતામહે તેનાં આંસુઓ પોતાના બે હાથમાં ઝીલી લીધાં તથા પ્રજાઓનું હિત કરવા માટે તે દેવ તેને વીનવવા લાગ્યા.[૨૦-૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધ-પર્વમાં 'મૃત્યુનું કથન' નામનો અધ્યાય ૫૩ મો સમાપ્ત

## अध्याय ५४ मो

### મૃત્યુ અને પ્રજાપતિનો સંવાદ

॥ नारद उवाच ॥

**विनीय दुःखमबला आत्मन्येव प्रजापतिम् ।**
**उवाच प्रांजलिर्भूत्वा लतेवावर्जिता पुनः ॥ १ ॥**

નારદ બોલ્યા: મૃત્યુ નામની તે અબલા દુઃખને પોતાના અંતરમાં દબાવી દઈને હાથ જોડી, લતાની પેઠે નમ્ર થઈ બ્રહ્મદેવને પુનઃ કહેવા લાગી.[૧]

મૃત્યુદેવી બોલી: હે વક્તાઓમાં શ્રેષ્ઠ દેવ! આપે મને આવી સ્ત્રી કેમ ઉત્પન્ન કરી? જાણવા છતાં આપે કહેલું તે અહિત ક્રૂર કર્મ હું કેમ કરું?[૨] હે ભગવન્! હું અધર્મથી ડરું છું. હે પ્રભુ! આપ મારા પર પ્રસન્ન થાઓ. હું લોકોના પ્રિય પુત્રો, મિત્રો, ભાઈઓ, માતાઓ, પિતાઓ અને પતિઓનો સંહાર કરીશ, તેથી તેઓ મારું અનિષ્ટ ચિંતવશે. હે દેવ! હું જ્યારે લોકોને મારી નાખીશ, ત્યારે તેમનાં દીન સંબંધીઓ રડી રડીને આંસુ ઢાળશે. ખરેખર, હું તેમનાથી ડરું છું.[૩,૪] હે ભગવન્! હું તેમનાથી ભય પામીને આપને શરણે આવી છું. માટે હે દેવાધિદેવ! હું યમરાજને ઘેર કદી નહિ જાઉં.[૫] હે લોકના પિતામહ! વિનયપૂર્વક દંડવત્ પ્રણામ કરી તથા કાંતિથી ઉગ્ર બે હાથ જોડી હું પ્રાર્થનાપૂર્વક આપની પાસેથી એજ કામનાની ઇચ્છા રાખું છું.[૬] હે પ્રજાના નિયંતા! હે ભગવન્! જો આપની કૃપા હોય, તો મને તપ તપવાની જ ઇચ્છા છે. માટે હે પ્રભુ! મને આપ એજ વર આપો.[૭] આપની આજ્ઞા મેળવી હું પવિત્ર

ધેનુકાશ્રમમાં જઈશ અને ત્યાં તમારું જ આરાધન કરવામાં આસક્ત રહીને હું તીવ્ર તપ તપીશ.[૮] પણ હે દેવના દેવ! હું વિલાપ કરતાં પ્રાણીઓના પ્રિય પ્રાણોનું હરણ કરવા સમર્થ નહિ થાઉં. માટે આપ મને તે અધર્મથી બચાવી લો.[૯]

બ્રહ્મા બોલ્યા: હે મૃત્યુદેવી! પ્રજાના સંહારના કારણ તરીકે જ મેં તારો પ્રથમથી જ સંકલ્પ કર્યો છે; માટે જા, તું પ્રજાઓનો સંહાર જ કર્યા કર. એમાં તારે વિચાર કરવાનો હોય જ નહિ.[૧૦] મારા એ સંકલ્પ પ્રમાણે જ થશે, એમાં જરા પણ ફેરફાર થશે નહિ. એમ કરવાથી પણ તું લોકમાં નિંદાને પામીશ નહિ. માટે જા, મારા કહેવા પ્રમાણે કર.[૧૧]

નારદ બોલ્યા: પ્રજાપતિએ જ્યારે આ પ્રમાણે કહ્યું, ત્યારે તે મૃત્યુદેવી પ્રસન્ન થઈ અને હાથ જોડી ભગવાન સામે ઊભી રહી. આમ છતાં તેણે પ્રજાઓનું હિત ઇચ્છી સંહાર કરવાની બુદ્ધિ કરી નહિ.[૧૨] તે જ સમયે પ્રજાના ઈશ્વરેશ્વર બ્રહ્મદેવ થોડીવાર શાંત રહ્યા અને પછી આપોઆપ એકદમ પ્રસન્ન થયા.[૧૩] મંદ હાસ્ય કરીને અને ક્રોધનો ત્યાગ કરીને તેમણે સર્વ લોકો તરફ જોયું, એટલે તુરત સર્વ જગત પ્રથમ હતું તેવું દેખાયું.[૧૪] એ પ્રમાણે જ્યારે અજિત ભગવાન બ્રહ્મદેવનો ક્રોધ ઊતરી ગયો, ત્યારે તે કન્યા પણ તે બુદ્ધિમાનની પાસેથી ચાલી ગઈ.[૧૫] હે રાજેંદ્ર! તે સમયે મૃત્યુદેવીએ પ્રજાઓનો સંહાર કરવાની પ્રતિજ્ઞા કરી ન હતી; પણ તે ઝટપટ ત્યાંથી ધેનુકાશ્રમ ભણી ચાલી ગઈ હતી.[૧૬] ત્યાં જઈ તે પરમ તીવ્ર ઉત્તમ વ્રતનું આચરણ કરવા લાગી અને દયાને લીધે પ્રજાઓનું હિત ઇચ્છી એકવીસ પદ્મ× વર્ષ સુધી તે એક પગે ઊભી રહી. તે વેળા તેણે પોતાને પ્રિય એવા સર્વ વિષયો તરફથી ઇંદ્રિયોને આકર્ષી લીધી હતી. હે રાજા! તે પછી વળી બીજાં એકવીસ પદ્મ વર્ષ સુધી એક પગે ઊભી રહી તેણે પરમ તીવ્ર વ્રત આચર્યું.[૧૭-૧૯] હે તાત! દશ હજાર પદ્મ વર્ષ સુધી તે મૃત્યુદેવી મૃગોની સાથે જ ફરી અને પછી પવિત્ર, શીતળ અને નિર્મળ જળવાળી નંદા નદી ઉપર પાછી ગઈ. પછી ત્યાં તે નિયમ ધારણ કરીને તથા પાપરહિત થઈને આઠ હજાર વર્ષ સુધી તે નંદા નદીના જળમાં ઊભી રહી. તે પછી દિનપ્રતિદિન નિયમોમાં આગળ વધતી તે મૃત્યુદેવી પવિત્ર કૌશિકી નદી પર ગઈ અને ત્યાં તેણે માત્ર વાયુ તથા જળનો જ આહાર લઈ પાછી તપશ્ચર્યા કરવા માંડી.[૨૦-૨૨] વળી પવિત્ર હૃદયની તે કન્યા પંચગંગા, વેતસક આદિ ક્ષેત્રોમાં અનેક પ્રકારનાં તપો કરીને પોતાના દેહને કૃશ કરવા લાગી.[૨૩] ત્યાંથી પાછી ગંગાતીરે તથા મહામેરુ આદિ સ્થળે જઈ તે પથ્થરની પેઠે અડગ રહી પ્રાણાયામ કરવામાં તત્પર રહી હતી.[૨૪] પછી તે પરમ કલ્યાણી હિમાલયના શિખર પર જ્યાં પ્રથમ દેવોએ યજ્ઞ કર્યા હતા, ત્યાં પોતાના પગના અંગૂઠા પર એક નિખર્વ (દસહજાર કરોડ વર્ષ) પર્યંત ઊભી રહી હતી.[૨૫] એ ઉપરાંત તે પુષ્કર, ગોકર્ણ, નૈમિષ તથા મલય વગેરે પરમ પવિત્ર ક્ષેત્રોમાં રહી પોતાને પ્રિય એવા માનસિક નિયમો ધારણ કરી દેહને ક્ષીણ કરવા લાગી.[૨૬] તે બીજા કોઈ દેવનું આરાધન કરતી ન હતી, કેવળ પિતામહ બ્રહ્મદેવમાં જ તે દૃઢ ભક્તિવાળી હતી. ધર્માનુષ્ઠાનથી તે તેમને જ પ્રસન્ન કરતી હતી. હે રાજન્! તેના આ તપશ્ચરણથી લોકોના ઉત્પત્તિકારણ અને અવિનાશી એવા ભગવાન બ્રહ્મા પ્રસન્ન થયા અને સૌમ્ય મનથી તે દેવીને કહેવા લાગ્યા: 'હે મૃત્યુદેવી! તું શા માટે આટલાં

× સો કરોડ વર્ષનું એક પદ્મ અથવા એક અબજ થાય છે.

બધાં તપ કરે છે?' એટલે એ સાંભળી મૃત્યુદેવી ભગવાન પિતામહ પ્રત્યે બોલી :[૨૭-૨૯] 'હે સર્વેશ! હું આ શાંતિમાં રહેલી પ્રજાને શોકકળ કરતી કરી હણી નાખીશ નહિ. હે પ્રભુ! આપની પાસેથી હું આ વર ઇચ્છું છું.[૩૦] હે મહાભાગ! અધર્મથી ભયભીત થઈને હું આ તપ આદરી બેઠી છું. માટે હે અવિનાશી! મને ભય પામેલીને અભય આપો.[૩૧] હું દુઃખી અને નિરપરાધિની સ્ત્રી છું. હું આપની પાસે યાચના કરું છું. આપ મારો આધાર થાઓ.' ત્યારે ભૂત, ભવિષ્ય અને વર્તમાનને જાણનારા બ્રહ્મદેવે તેને કહ્યું : 'હે મૃત્યુદેવી! આ પ્રજાઓનો સંહાર કરતાં તને જરા અધર્મ થશે નહિ. હે ભદ્રા! મારું કહેલું કદી મિથ્યા થશે નહિ.[૩૨,૩૩] માટે હે કલ્યાણી! તું આ ચારેય પ્રકારની સર્વ પ્રજાનો સંહાર કર. સનાતન ધર્મ તને સર્વથા પવિત્ર કરશે. લોકપાળ, યમ તથા વ્યાધિઓ તારા સહાયક થશે અને તે ઉપરાંત હું તથા બીજા દેવો તને વરદાન આપીશું આથી કરીને તું પાપથી મુક્ત થઈશ અને ખ્યાતિ પામીશ.' હે મહારાજ! બ્રહ્મદેવે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે મૃત્યુદેવીએ હાથ જોડીને મસ્તકથી પ્રણામ કરી એ વ્યાપક દેવને આ વચન કહ્યાં : 'હે પ્રભુ! જો એમ જ છે અને વળી જો આ કામ મારા વિના બીજા કોઈથી થઈ શકે તેમ નથી, તો હું આપની આજ્ઞાને મસ્તકે ચડાવું છું, પણ હું આ જે કહું છું, તે આપ સાંભળો. લોભ, ક્રોધ, અસૂયા, ઈર્ષ્યા, દ્રોહ, નિર્લજ્જપણું, મોહ અને પરસ્પરમાં તીક્ષ્ણ વાણીનો પ્રયોગ– આ બધી વસ્તુઓ પ્રાણીઓના દેહનો નાશ કરે એવો હું વર માગું છું.'[૩૪-૩૮]

બ્રહ્મા બોલ્યા: હે મૃત્યુદેવી! તારી ઇચ્છા પ્રમાણે બધું તેમ જ થશે, પણ હવે તું સારી રીતે પ્રજાઓનો સંહાર કરજે. હે શુભા! એમ કરવાથી તને અધર્મ લાગશે નહિ અને હું પણ તારું અનિષ્ટ ચિંતવીશ નહિ. મારા હાથમાં તારાં નેત્રોનાં જે અશ્રુબિંદુઓ પડ્યાં છે, તે પ્રાણીઓને પોતાનામાંથી જ જન્મેલા રોગો થશે. તે રોગો જ મનુષ્યોને નિર્જીવ કરી નાખી મારી નાખશે તેથી તને અધર્મ થશે નહિ; તું બીશ નહિ.[૩૯,૪૦] તને અધર્મ થશે નહિ એટલું જ નહિ, પણ તું પ્રાણીઓના ધર્મરૂપ થઈશ અને ધર્મની ઈશ્વરી થઈશ. તું ધર્મવાળી છે તથા નિત્ય ધર્મને ધારણ કરનારી છે. માટે હવે તું સુખેથી આ સર્વ પ્રાણીઓનો સંહાર કર.[૪૧] તું કામ તથા ક્રોધનો ત્યાગ કરી સર્વ પ્રાણીઓના પ્રાણોનો નાશ કર. એમ કરવાથી તને અનંત ધર્મ થશે અને અધર્મથી જ તું મિથ્યાચારી મનુષ્યોને મારી નાખશે.[૪૨] માટે તું તારા આત્માને આત્માથી જ પવિત્ર કર. પ્રાણીઓ અસત્યને લીધે પોતાના આત્માને પાપમાં ડુબાડશે; માટે તારે તો સમીપમાં આવેલા કામ અને ક્રોધનો ત્યાગ કરીને જીવોનો સંહાર જ કર્યા કરવો.[૪૩]

નારદ બોલ્યા : બ્રહ્મદેવના એ ઉપદેશથી તથા શાપથી ભયભીત થયેલી મૃત્યુ નામની તે સ્ત્રીએ તેમને 'બહુ સારુ' એમ કહ્યું. પછીથી કામ તથા ક્રોધનો ત્યાગ કરીને અને હંમેશાં કોઈના પર આસક્તિ રાખ્યા વિના તે અંતકાળે પ્રાણીઓના પ્રાણને હર્યા કરે છે.[૪૪] મૃત્યુદેવી આ સ્વરૂપની છે. સર્વ વ્યાધિઓ તેનાથી જ ઉત્પન્ન થયેલા છે. પ્રાણી જેનાથી પીડાય છે, તે વ્યાધિને જ રોગ જાણવો. આયુષ્ય તથા કર્મભોગ પૂરા થતાં સર્વ પ્રાણીઓનું મૃત્યુ થાય જ છે. માટે હે અકંપનરાજા! તું વ્યર્થ શોક ન કર.[૪૫] હે રાજસિંહ! આયુષ્યને અંતે સર્વ પ્રાણીઓ (જીવો) પોતાની ઇંદ્રિયો સાથે પરલોકમાં જઈ જેમ વૃત્તિમાન થાય છે અને પાછા ફળોનો ઉપ-

ભોગ કરી ત્યાંથી પ્રત્યાગમન કરે છે, તેમ જ આણવાળા ઇંદ્રાદિ દેવો પણ મનુષ્યોની પેઠે જ પરલોકમાં ગમન કરે છે. (અહીં કહેવાનો ભાવ એ છે કે, આયુષ્યકર્મનો ક્ષય થતાં જેઓ કર્મ-દેવો છે, તેઓ પરલોકમાં પ્રયાણ કરી પુનઃ પાછા ફરે છે; પરંતુ જેઓ આજાન દેવો છે, તેઓ ઉપર ઉપરના પરલોકમાં પ્રયાણ કરે છે, પણ ત્યાંથી પુનઃ પાછા ફરતા નથી; કારણ કે તેઓ ક્રમમુક્તિને યોગ્ય છે. ખરી રીતે જોતાં પ્રાણવાયુ જ ગમનાગમન કર્યા કરે છે અને તે ગમનાગમનનો પ્રાણવાયુની ઉપાધિવાળા જીવમાં તો કેવળ ઉપચાર જ—સ્થૂળ વ્યવહાર પ્રમાણે આરોપ જ—કરવામાં આવે છે; કારણ કે પ્રાણથી ભિન્ન રહેલા જીવને તે ગમનાગમન કદી સંભવે જ નહિ. આવા આશયથી હવે પછીના ૪૭મા શ્લોકમાં કહે છે:)[૪૬] અતિ ભયાનક, ભયંકર શબ્દવાળો તથા મહાતેજસ્વી એવો પ્રાણવાયુ ચેતન(જીવ)ના દેહોનું જ ભેદન કરી શકે છે—મરણ લાવી શકે છે; પણ તે ચેતનનું પોતાનું મૃત્યુ લાવી શકતો જ નથી; કારણ કે એ ચેતન, સર્વવ્યાપક છે અને તેથી જ ગમનાગમનથી રહિત છે. અનંત તેજવાળા તથા ઉગ્ર એવા એ ચેતનને કદી પણ જવુંઆવવું પડતું જ નથી.[૪૭] હે રાજસિંહ! સર્વ દેવો પણ મર્ત્ય એવી સંજ્ઞાથી યુક્ત છે. (અર્થાત્ બ્રહ્મા આદિ દેવોને પણ મરણધર્મ તો સ્વાભાવિક જ છે) માટે તું પુત્રનો શોક મા કર. તારો પુત્ર સ્વર્ગમાં જઈ મહાલી રહ્યો છે અને સુંદર વીરલોકોને પામીને તે નિત્ય આનંદમાં જ છે.[૪૮] વળી તે દુઃખનો ત્યાગ કરી પુણ્યવાન પુરુષોની સંગતિવાળો થયો છે. બ્રહ્મદેવે પોતે જાતે જ પ્રજાઓનો અંતકાળ પ્રાપ્ત થતાં સંહાર કરનારી આ મૃત્યુદેવીનું નિર્માણ કર્યું છે. (કહેવાનો આશય એ છે કે, પોતે જ પોતાનો જાણે મૃત્યુ હોય તેવી માત્ર ભ્રાંતિ છે; તોપણ 'મનુષ્યોના પ્રાણનું હરણ કરનાર મૃત્યુ મનુષ્યથી ભિન્ન છે' આવા પ્રકારની કલ્પના કેવળ મૂર્ખાઓએ જ કરેલી છે.)[૪૯] સર્વ પ્રાણીઓ પોતે જ પોતાનો નાશ કરે છે, પણ મૃત્યુ કંઈ હાથમાં લાકડી લઈ કોઈને મારતું નથી. આમ બ્રહ્મદેવથી નિર્માણ થયેલા એ મૃત્યુનો નિશ્ચય જાણીને ધીર પુરુષો મરેલાઓનો શોક કરતા નથી. હે રાજા! દેવે સરજેલી સૃષ્ટિનું સ્વરૂપ આ પ્રકારનું છે. એમ જાણીને તું નાશ પામેલા તારા પુત્રને નિમિત્તે થયેલા શોકનો સત્વર ત્યાગ કર.[૫૦]

વ્યાસ બોલ્યા : નારદે કહેલાં એ અર્થવાળાં વાક્યને સાંભળી અકંપન રાજા પોતાના મિત્ર નારદને કહેવા લાગ્યો:[૫૧] 'હે ભગવન્ ઋષિરાજ! મારો શોક દૂર થયો છે અને હું પ્રસન્ન પણ થયો છું. તમારી પાસેથી આ ઇતિહાસનું શ્રવણ કરીને હું કૃતાર્થ થયો છું અને આપને હું પ્રણામ કરું છું.'[૫૨] રાજાનાં એ વચન સાંભળી આત્મસંયમી એવા એ ઋષિશ્રેષ્ઠ દેવર્ષિ નારદ તત્કાળ નંદનવન તરફ ચાલ્યા ગયા.[૫૩] આ ઇતિહાસનું શ્રવણ કરવાથી તથા બીજાને શ્રવણ કરાવવાથી પુણ્ય, યશ, સ્વર્ગ, ધન અને આયુષ્યની વૃદ્ધિ થાય છે.[૫૪]

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્ર રાજા! વ્યાસ ભગવાને કહેલો એ ઇતિહાસ સાંભળીને રાજા યુધિષ્ઠિરને પણ ક્ષાત્રધર્મનું બરાબર જ્ઞાન થયું અને તેમને શૂરવીરોની પરમ ગતિ પણ જાણવામાં આવી.[૫૫] વળી વ્યાસ ભગવાને યુધિષ્ઠિરને કહ્યું : 'મહાન વીર્યવાળો મહારથી અભિમન્યુ સર્વ ધનુર્ધરોની આગળ રહી શત્રુઓનો સંહાર કરી સ્વર્ગલોકમાં ગયો છે;[૫૬] કારણ કે એ મહાધનુર્ધર મહારથી, રણમાં સામો રહીને લડતો હતો અને છેવટે તલવાર, ગદા, શક્તિ અને ધનુ-

ધ્યથી માર્યો ગયો છે.[૫૭] તે નિષ્પાપ ચંદ્રવંશી રાજપુત્ર પુનઃ તે ચંદ્રમાં લીન થયો છે; માટે હે પાંડવ! પરમ ધૈર્ય ધારણ કરી અને પ્રમાદનો ત્યાગ કરી તું સત્વર તારા ભાઈઓ સાથે યુદ્ધ કરવા સજ્જ થા.[૫૮]

ઇતિ શ્રીમદ્‌ભારતમાં દ્રોણુપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'મૃત્યુ અને પ્રજાપતિનો સંવાદ' નામનો અધ્યાય ૫૪મો સમાપ્ત

# अध्याय ५५मो

## સૃંજયરાજાની કથા

॥ संजय उवाच ॥

**श्रुत्वा मृत्युमुत्पत्तिं कर्माण्यनुपमानि च ।**
**धर्मराजः पुनर्वाक्यं प्रसाद्यैनमथाब्रवीत् ॥ १ ॥**

સંજય બોલ્યો : મૃત્યુની ઉત્પત્તિનું તથા તેનાં અનુપમ કર્મોનું શ્રવણ કરીને ધર્મરાજ વ્યાસ ભગવાનને પ્રસન્ન કરી પુન: આ વચન બોલ્યા:[૧]

યુધિષ્ઠિર બોલ્યા : હે બ્રહ્મન્! પવિત્ર કર્મ કરનારા, ઇંદ્ર સમાન પરાક્રમવાળા, નિર્દોષ, મૌન-વ્રતને ધારણ કરનારા એવા મહાન રાજર્ષિઓ સત્યલોક આદિ પવિત્ર–શ્રેષ્ઠ સ્થાનમાં વસે છે.[૨] માટે તેવા પ્રાચીન રાજર્ષિઓનાં કર્મોને સત્ય વચનમાં કહી આપ ફરી મારું આશ્વાસન કરો અને મારા ધૈર્યમાં વૃદ્ધિ કરો.[૩] પુણ્યકર્મ કરનારા તે પ્રાચીન મહાત્મા રાજર્ષિઓમાંના કોણે કોણે કેટલી કેટલી દક્ષિણાઓ આપી હતી, તે પણ આપ મને કહો.[૪]

વ્યાસ બોલ્યા : પૂર્વે શૈબ્યરાજને સૃંજય નામનો એક પુત્ર હતો. તેને પર્વત અને નારદ નામના બે ઋષિઓ મિત્ર હતા.[૫] તે બન્ને જણા એક દિવસ તે રાજાને મળવા માટે તેને ઘેર આવ્યા. રાજાએ વિધિ પ્રમાણે તેમનું પૂજન કર્યું અને તે બન્ને જણા ત્યાં સુખપૂર્વક રહ્યા.[૬] એક સમયે તે સૃંજયરાજ પોતાના એ બન્ને મિત્રો સાથે સુખેથી બેઠો હતો, તેવામાં તેની પવિત્ર હાસ્યવાળી તથા સુંદર વર્ણવાળી કન્યા ત્યાં આવી ચડી.[૭] આવીને તે કન્યાએ યથાવિધિ પ્રણામ કર્યા; એટલે રાજાએ પણ યોગ્ય એવા આઠ પ્રકારના આશીર્વાદો આપી તેને અભિનંદન આપ્યું. પછી તે કન્યા એક બાજુ ઊભી રહી.[૮] એ વેળા તે કન્યાને જોઈને પર્વતઋષિ હસતા હસતા બોલ્યા : 'ચંચળ કટાક્ષવાળી અને સર્વ લક્ષણોથી યુક્ત એવી આ કોની કન્યા છે?[૯] અહો! આ તે શું સૂર્યની કાંતિ છે કે અગ્નિની શિખા છે? અથવા શું એ લક્ષ્મી, લજ્જા, કીર્તિ, ધૃતિ, પુષ્ટિ કે સાક્ષાત્ સિદ્ધિ છે? કે પછી શું એ ચંદ્રની પ્રભા છે?'[૧૦] દેવર્ષિ પર્વતે એ પ્રમાણે કહ્યું, ત્યારે સૃંજયરાજ બોલ્યો: 'હે ભગવન્! આ મારી કન્યા છે અને તે મારી પાસેથી કોઈ યોગ્ય વરને ઇચ્છે છે.'[૧૧] ત્યાં નારદઋષિ વચમાં જ એને કહેવા લાગ્યા : 'હે રાજા! તારે જો અતિ મહાન કલ્યાણ પામવાની ઇચ્છા હોય તો તું આ કન્યાને મને મારી સ્ત્રી કરવા માટે આપ.'[૧૨] એટલે સૃંજયે હર્ષમાં આવી જઈ નારદને કહ્યું કે, 'હું આપને આ કન્યા આપીશ.' ત્યારે પર્વતે અત્યંત ક્રોધાયમાન થઈને નારદને આ વચન કહ્યું :[૧૩] 'હે વિપ્ર! હું પ્રથમથી જ આને મારા હૃદયથી વરી ચૂક્યો છું; છતાં તેં એની માગણી કરી છે, માટે તું સ્વેચ્છા પ્રમાણે સ્વર્ગમાં જઈ શકીશ નહિ.'[૧૪] તેણે આ પ્રમાણે કહ્યું, એટલે નારદે પણ તેને આ વળતાં વચન કહ્યાં : 'મન, વાણી, બુદ્ધિ, જળપૂર્વક પ્રદાન અને વૈદિક મંત્રપુરઃસર આ છ પ્રકારે હસ્તમેળાપ થાય છે–વરવધૂ તરીકે સ્ત્રીપુરુષ જોડાય છે. પરંતુ આ છયે લક્ષણોથી પર પણ કોઈ જાતનો દૃઢ નિશ્ચય માનવામાં આવતો નથી. પણ સ્ત્રીપુરુષનું ભાર્યાત્વ અને પતિત્વ સંપાદન કરવામાં તો નિશ્ચિત ખરો આધાર સપ્તપદી પર રહેલો છે.

વિવાહસિદ્ધિનાં આ રીતનાં સાત લક્ષણોનું તો હજી કંઈ ઠેકાણું નથી; છતાં તેં મને શાપ આપી સ્વર્ગગતિથી ભ્રષ્ટ કર્યો છે. માટે હું પણ તને સામો શાપ આપું છું કે, તું પણ મારા વિના સ્વર્ગે જઈ શકશે નહિ.[૧૫,૧૬] આમ તે બન્ને જણા અન્યોન્યને શાપ આપી ત્યાં બેસી રહ્યા. સંજયરાજા પણ ખાન, પાન, આચ્છાદન આદિથી પવિત્રતાપૂર્વક અને યત્નપૂર્વક યથાશક્તિ બ્રાહ્મણોની સેવા કરવા લાગી ગયો; કારણ કે તે રાજાને પુત્ર મેળવવાની કામના હતી. હવે સમય જતાં વેદવેદાંગના પારને પામેલા તથા તપ અને સ્વાધ્યાયમાં પરાયણ રહેલા સારા સારા બ્રાહ્મણો તે રાજા પર પ્રસન્ન થયા. તેઓ એક દિવસ રાજાને પુત્ર આપવાની ઇચ્છાથી એકઠા મળી દેવર્ષિ નારદને કહેવા લાગ્યા કે, 'આ રાજાને ઇચ્છિત પુત્ર આપો.' બ્રાહ્મણોએ આમ કહ્યું એટલે નારદે તેમને 'તથાસ્તુ' કહ્યું. પછી તેમણે સંજયરાજાને કહ્યું: 'હે રાજર્ષિ! બ્રાહ્મણો તારા પર પ્રસન્ન થયા છે, તેથી તને પુત્ર આપવા ઇચ્છે છે. માટે તને જેવા પુત્રની ઇચ્છા હોય તેવા પુત્રનો વર માગ. તારું કલ્યાણ થાઓ.' 'જેવી આજ્ઞા' એમ કહી, હાથ જોડી, રાજાએ ગુણવાન, યશસ્વી, કીર્તિમાન, તેજસ્વી અને શત્રુઓનું દમન કરે તેવો પુત્ર માગ્યો અને વધારામાં માગ્યું કે, મને જે પુત્ર થાય તેનું મૂત્ર, વિષ્ટ, ગળફા તથા પરસેવો પણ કેવળ સુવર્ણ જ હોવું જોઈએ.[૧૭-૨૩] રાજાની ઇચ્છાને અનુસરી નારદે તેને તેવો જ પુત્ર આપ્યો અને તેનું નામ રાજાએ સુવર્ણષ્ઠીવિ એ પ્રમાણેનું રાખ્યું. વરદાનને લીધે તે રાજકુમાર રાજાને ઘેર અખૂટ ધનની વૃદ્ધિ કરવા લાગ્યો, તેથી રાજાએ પોતાની સર્વ ઇષ્ટ વસ્તુઓને સુવર્ણની જ બનાવડાવી. ઘર, કિલ્લાઓ દુર્ગો અને બ્રાહ્મણોનાં મકાનોને પણ રાજાએ સુવર્ણનાં જ કરાવ્યાં.[૨૪,૨૫] તેની શય્યા, આસનો, વાહનો, થાળીઓ, તપેલાંઓ, બીજાં વાસણો, રાજમહેલો અને જે કંઈ બાહ્ય ઉપસ્કરો હતાં તે બધાં કાળે કરીને કેવળ સુવર્ણમય થઈ વૃદ્ધિ પામવા લાગ્યાં. હવે આ વાત ચોર લોકોના સાંભળવામાં આવી, પણ તે મનાય તેવી નહિ હોવાથી તેમણે ત્યાં આવીને તે જ પ્રમાણે પ્રત્યક્ષ જોયું. પછી તેઓ એકઠા મળીને રાજાને મારી નાખવાનો ઘાટ ઘડવા લાગ્યા. ત્યાં કેટલાએક ચોરોએ કહ્યું કે, 'આ બધા સુવર્ણની મૂળ ખાણ રાજાનો પુત્ર જ છે, માટે આપણે એ રાજકુમારને જ પકડી લાવીએ. આથી આપણે એ બાબતનો જ પ્રયત્ન કરીએ.' હવે તે લોભી લૂંટારાઓ રાજમહેલમાં પેઠા અને રાજપુત્ર કુમાર સુવર્ણષ્ઠીવિને જોરજુલમથી લઈ ગયા. ઉપાય અને બુદ્ધિ વિનાના તે ચોરો આમ એ રાજકુમારને વનમાં લઈ ગયા અને તેને કાપી નાખી તેનું શરીર તપાસવા લાગ્યા. પણ તેમને તેમાં કંઈ ધન મળ્યું નહિ. ઊલટું રાજકુમારનું મરણ થતાં વરદાનથી પ્રાપ્ત થતું ધન પણ નાશ પામ્યું.[૨૬-૩૧] હવે તે ચમત્કારી રાજપુત્રને પૃથ્વી પર મરણ પામેલો જોઈ ને એ મૂર્ખ અને દુષ્ટકર્મી ચોરો પણ સામસામા લડી મૂઆ અને અસંભાવ્ય ઘોર નરકમાં ગયા. વરદાનથી મળેલા તે પુત્રને આમ હણાઈ ગયેલો જાણીને મહાતપસ્વી સંજયરાજ અત્યંત દુઃખાતુર થયો અને અનેક રીતે કરુણ વિલાપ કરવા લાગ્યો. પુત્રના શોકથી બેભાન થયેલા રાજાને વિલાપ કરતો સાંભળીને દેવર્ષિ નારદ તેની પાસે આવ્યા. હે યુધિષ્ઠિર! દુઃખથી વિવેક વિનાના થયેલા તે સંજયને નારદે આવીને મરુત્તરાજાની જે કથા કહી તે તું સાંભળ.

હે સંજયરાજા! તું પોતે પણ આ લોકમાં કામનાઓથી અતૃપ્ત રહીને જ મરી જશે.[૩૨-૩૧]

હે સંજય! જેને ઘેર અમે તથા બીજા અનેક બ્રહ્મવાદીઓ રહેતા હતા તે અવિક્ષિતપુત્ર મરુત્તરાજા પણ મરણ પામ્યો છે, એમ સાંભળ્યું છે. બૃહસ્પતિની સ્પર્ધા કરી સંવર્ત નામના મુનિએ તેને યજ્ઞો કરાવ્યા હતા. તેણે જ્યારે અનેક યજ્ઞો કરવાની ઇચ્છા કરી, ત્યારે તે રાજર્ષિને સમર્થ ભગવાન શ્રીશંકરે સુવર્ણમય હિમાલયનું એક શિખર તથા કેટલુંએક ધન આપ્યું હતું. તેના યજ્ઞની સમાપ્તિ સમયે બૃહસ્પતિ આદિ ઇંદ્ર સહિત દેવગણો તથા સર્વ પ્રજાપતિઓ ત્યાં આવી બેસતા હતા. તેમના યજ્ઞમંડપમાં સર્વ સામાન કેવળ સુવર્ણનો જ હતો. સર્વ બ્રાહ્મણો તથા અન્ય ત્રૈવર્ણિક વર્ણો તે રાજાના યજ્ઞમાં પોતાના મનના અભિપ્રાયને અનુસરનારાં પવિત્ર ભોજનો સ્વેચ્છા પ્રમાણે જમતા હતા.[૩૭-૪૧] તે રાજાના સર્વ યજ્ઞોમાં દૂધ, દહીં, ઘી, મધ, ભક્ષ્ય, ભોજ્ય અને ભાતભાતનાં સુંદર વસ્ત્રો તથા આભૂષણો, વેદપારંગત બ્રાહ્મણોને ઇચ્છામાં આવે તેમ મળતાં હતાં. એટલું જ નહિ, પણ એ મરુત્તરાજાને ઘેર વાયુદેવો ભોજન પીરસનારા હતા. વિશ્વદેવ એ અવિક્ષિતપુત્ર મરુત્તરાજર્ષિના સભાસદો હતા. તે વીર્યવાન રાજાના રાજ્યમાં યોગ્ય વૃષ્ટિ થવાથી ધાન્યસંપત્તિ પણ પુષ્કળ થતી હતી. વળી તેણે દેવોને વિધિપૂર્વક આપેલાં હવ્યોથી તૃપ્ત કર્યા હતા. તેમ જ ઋષિઓ, પિતૃઓ અને દેવોને પણ સુખેથી જીવન ગાળનારા કર્યા હતા. તેણે બ્રહ્મચર્ય પાળ્યું હતું, વેદાધ્યયન કર્યું હતું તથા સર્વદા સર્વ પ્રકારના દાનો આપ્યાં હતાં. તેણે બ્રાહ્મણોને તેમની ઇચ્છાનુસાર શયન, આસન, ખાન, પાન તથા કોઈનાથી આપ્યા ન અપાય તેવા સુવર્ણના ઢગલા અને બીજું અમિત દાન આપ્યું હતું. અરે! ઇંદ્ર પણ હમેશાં રાજાનું શુભ ચિંતવતો હતો. એવો મરુત્તરાજા પણ પોતાની પ્રજાને સુખી કરી અંતે શ્રદ્ધાયુક્ત થઈ જીતેલા પુણ્યશાળી પુરુષોના અક્ષયલોકમાં ચાલ્યો ગયો. તે રાજાએ પ્રજાઓ, ખંડિયા રાજાઓ, અમાત્યો, સ્ત્રીઓ, પુત્રો અને બાંધવો સહિત યુવાવસ્થામાં એક હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. હે સંજય! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં ઘણો જ આગળ ગયેલો તે મરુત્તરાજા પણ જો મરી ગયો, તો પછી તારે શોક કરવો યોગ્ય નથી; કારણ કે તે મરુત્તરાજાના કરતાં તું ઘણો જ નિર્ગુણ છે તથા તારો પુત્ર તો વળી તારા કરતાં પણ અધિક નિર્ગુણ, યજ્ઞાદિ નહિ કરનારો અને અકુશળ હતો. માટે હે શ્વિત્યના પુત્ર સંજયરાજ! તું શોક મા કર.[૪૨-૫૦]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમા 'સોળ રાજાઓના વૃત્તાંતો' નામનો અધ્યાય ૫૫ મો સમાપ્ત

## अध्याय ५६ मो
### સુહોત્રરાજાની કથા

॥ सजय उवाच ॥

सुहोत्रं नाम राजानं मृत सृंजय शुश्रुम ।
एकवीरमशक्यं तममरैरभिवीक्षितुम् ॥ १ ॥

નારદ બોલ્યા: હે સંજય! સુહોત્ર નામનો રાજા પણ મરણ પામ્યો છે, એમ અમે સાંભળીએ છીએ. તે રાજા જગતમાં એકલ વીર હતો અને દેવો પણ તેની સામે જોઈ શકતા નહોતા.[૧] તે રાજાએ ધર્મથી રાજ્ય મેળવીને યાજ્ઞિક બ્રાહ્મણોને તથા પુરોહિતોને પોતાના કલ્યાણ વિષે પ્રશ્ન કર્યો હતો અને પછીથી તેમણે દર્શાવેલા મતમાં જ તે રહેતો હતો.[૨] પ્રજાઓનું પાલન, ધર્મ, દાન, યજ્ઞ અને શત્રુઓનો જય આ રાજકીય આચારોનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરીને સુહોત્રરાજા પોતાના રાજ્યમાં ધર્મથી જ ધનની આવક

ઇચ્છતો હતો.[3] તે રાજા ધર્મથી દેવોનું આરાધન કરતો હતો, બાણોથી શત્રુઓને જીતતો હતો અને પોતાના ગુણોથી સર્વનું રંજન કરતો હતો.[4] તે મ્લેચ્છ અને જંગલી લોકો વિનાની આખી પૃથ્વી પર રાજ્ય ભોગવતો હતો. એના રાજ્યકાળમાં મેઘ દરેક વર્ષે સુવર્ણની વૃષ્ટિ કરતો હતો. નદીઓ પણ સુવર્ણનાં મત્સ્ય, ગ્રાહ (ઝૂડ) આદિને વહેતી હતી અને સર્વ મનુષ્યો તે નદીઓનો ઉપયોગ કરતા હતા. મેઘ પણ પાણીની ધારાઓમાં સુવર્ણનાં ઝૂડ, કરચલા, માછલાં ઇત્યાદિ અનેક પ્રકારના સુવર્ણમય પદાર્થોને જ વરસતો હતો. એટલું જ નહિ પણ તેની વિવિધ કામનાઓને તે વરસતો હતો. આમ થવાથી તેના રાજ્યમાં અઢળક સુવર્ણ થઈ પડ્યું હતું. અરે! એક કોસ સુધીની લબાઈની વાવો પણ તેના સમયમાં સુવર્ણની જ હતી. તે વાવોમાં હજારો નાનાં નાનાં અને કૂબડાં માછલાં, મગરો તથા કાચબાઓને કેવળ સુવર્ણનાં જ બનેલાં જોઈ તે રાજાને આશ્ચર્ય થતું હતું.[5-8] એ રાજર્ષિએ કુરુજાંગલ દેશમાં યજ્ઞ કર્યો હતો અને તે અપરિમિત સુવર્ણનું બ્રાહ્મણોને દાન કરી દીધું હતું.[9] વળી તેણે સો અશ્વમેધ યજ્ઞો, સો રાજસૂય યજ્ઞો, પુષ્કળ દક્ષિણાવાળા પવિત્ર ક્ષત્રિય યજ્ઞો અને તે ઉપરાંત કેટલાએક નિત્ય, નૈમિત્તિક અને કામ્ય યજ્ઞો પણ કર્યા હતા. તેથી તે ઇષ્ટ ગતિને પામ્યો હતો. હે શ્વિત્યના પુત્ર સંજયરાજા! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં અતિશય ચડિયાતો તે સુહોત્રરાજા પણ જો મરી ગયો છે, તો તેનાથી ઊતરતા, યજ્ઞયાગાદિ નહિ કરનારા તથા અકુશળ એવા તારા પુત્રનો તું શા માટે શોક કરે છે?[10-12]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમા 'સોળ રાજાઓના વૃત્તાંતો' નામનો અધ્યાય ૫૬ મો સમાપ્ત

## અધ્યાય ૫૭મો

### પારવરાજાનું ચરિત્ર

॥ नारद उवाच ॥

**राजानं पौरवं वीरं मृतं सृंजय शुश्रुम ।**
**सहस्रं यः सहस्राणां श्वेतानश्वानवासृजत् ॥ १ ॥**

નારદ બોલ્યા: હે સંજય! વીર પૌરવરાજાને પણ અમે મરણ પામેલો સાંભળીએ છીએ. તેણે એક હજાર વાર એકેક હજાર ધોળા ઘોડાઓનું દાન કર્યું હતું.[1] હે રાજર્ષિ! તેના અશ્વમેધ યજ્ઞમાં દેશેદેશમાંથી આવેલા, વેદનાં છ અંગોને જાણનારા અને કર્મકાંડવિધિને જાણનારા વિદ્વાનોની સંખ્યા અગણિત હતી.[2] તે બધા બ્રાહ્મણો વેદસ્નાત, વિદ્યાસ્નાત તથા વ્રતસ્નાત હતા; દાન દેવાવાળા હતા અને સુંદર દેખાવના હતા. તેમને ભોજનમાં ઉત્તમ શિક્ષા આપવામાં આવતી હતી. તેમ જ તેમને રાજા તરફથી પાથરવાને સારાં બિછાનાં, રહેવાને સારાં ઘરો તથા સુંદર શય્યાઓ, આસન અને ભોજનો અપાતાં હતાં. વળી તે બ્રાહ્મણોને નટો, નર્તકો, ગવૈયાઓ તથા સુવર્ણના અગ્રભાગવાળાં આરાર્તિક પાત્રો હાથમાં લઈ નિત્ય રમતગમત કરવામાં તત્પર રહેનારા મશ્કરાઓ હર્ષ ઉપજાવતા હતા.[3,4] તે રાજા દરેક યજ્ઞમાં સમયને યોગ્ય દક્ષિણાઓ આપતો હતો. તેણે એક હજાર સુવર્ણ સમાન કાંતિવાળા મદઝરતા હાથીઓ, ધ્વજાઓ અને પતાકાઓ સહિત સુવર્ણરથો દાનમાં આપ્યા હતા. વળી સુવર્ણાલંકારોથી શોભતી તથા રથ, ઘોડા અને હાથીઓ પર બેસાડેલી એક લાખ કન્યાઓને ઘર, ખેતર અને ગાયો સહિત તેણે બ્રાહ્મણોને આપી હતી. એ રાજાએ કેટલાએક મહાત્મા બ્રાહ્મણોને સુવર્ણની માળાવાળી, સુવર્ણની શિંગડીઓવાળી, રૂપાથી જડેલી ખરીઓવાળી તથા કાંસાનાં દોહવાનાં પાત્રો સાથેની સેંકડો ગાયો તેનાં વાછરડાંઓ

સાથે દાનમાં આપી હતી. એટલું જ નહિ પણ તેણે તેમને તે ગાયોનું રક્ષણ કરનારા હજારો અનુચરો પણ સાથે સાથે આપ્યા હતા. વળી તે રાજાએ તે વિસ્તારવાળા યજ્ઞમાં દાસીઓ, દાસો, ગધેડાં, ઊંટો, બકરાં, ઘેટાં, અનેક જાતનાં રત્નો તથા જુદા જુદા અન્નના પર્વતો પણ બ્રાહ્મણોને દક્ષિણા તરીકે આપ્યા હતા. આધુનિક સમયમાં પણ જેઓ પુરાણોને જાણનારા છે, તેઓ એ રાજાના સંબંધમાં આ એક ગાથાનું ગાન કરે છે.:[૫-૧૦]

अंगस्य यजमानस्य स्वधर्माधिगताः शुभाः।
गुणोत्तरास्तु क्रतवस्तस्यासन् सार्वकामिकाः॥

અર્થાત્ 'યજ્ઞ કરનારા અંગરાજ પૌરવના સઘળા યજ્ઞો, સ્વધર્મપૂર્વક સિદ્ધ થઈ શુભ ફળ આપનારા, અધિક ગુણવાળા તથા સર્વ મનોરથોને પૂર્ણ કરનારા હતા.' હે સૃંજયરાજા! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં અને તારા પુત્રના કરતાં ઘણો ચડિયાતો તથા અધિક પુણ્યશાળી તે પૌરવરાજા પણ જો મરી ગયો છે, તો તું તારા પુત્રનો શોક ન કર; કારણ કે હે શ્વિત્યના પુત્ર! તારો પુત્ર તે પૌરવરાજાના સરખો યજ્ઞ-યાગ કરનારો કે કુશળ ન હતો.[૧૧,૧૨]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'સોળ રાજાઓનાં વૃત્તાંતો' નામનો અધ્યાય ૫૭ મો સમાપ્ત

## अध्याय ५८मो

### શિબિરાજાનું ચરિત્ર

॥ नारद उवाच ॥

शिबिमौशीनरं चापि मृतं सृंजय शुश्रुम।
य इमां पृथिवीं सर्वां चर्मवत् पर्यवेष्टयत्॥ १॥

નારદ બોલ્યા: હે સૃંજયરાજ! ઉશીનરના પુત્ર શિબિરાજાને પણ અમે મરણ પામેલો સાંભળીએ છીએ. તેણે આખી પૃથ્વીને ચામડાની પેઠે પોતાની સત્તાથી આસપાસ વ્યાપ્ત કરી ઘેરી લીધી હતી.[૧] એટલું જ નહિ, તેણે પર્વત, બેટ, સમુદ્ર અને વન સાથેની આખી પૃથ્વીને પોતાના રથના ઘોષથી ગજાવી મૂકી હતી. તે શિબિરાજા પોતાના મુખ્ય મુખ્ય શત્રુઓનો સંહાર કરીને સંપૂર્ણ રીતે શત્રુજિત થયો હતો.[૨] તેણે સંપૂર્ણ દક્ષિણાવાળા અનેક જાતના યજ્ઞો કર્યા હતા. તે વીર્યવાન તથા બુદ્ધિમાન હતો અને તેણે પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હતું.[૩] યુદ્ધમાં તે રાજા, રાજ્યાભિષેક પામેલા સર્વ રાજાઓના મધ્યમાં ઘણો માનીતો થઈ પડ્યો હતો. વળી તેણે આ આખી પૃથ્વીનો વિજય કરી ઘણા અશ્વમેધ યજ્ઞો કર્યા હતા.[૪] એ યજ્ઞોમાં સર્વ મનુષ્યોને ખાવાપીવાની છૂટ આપવામાં આવી હતી, તેથી તે યજ્ઞો અધિક ફળવાળા થયા હતા. જ્યારે તે દાન આપવા બેસતો, ત્યારે હજારો ને કરોડો સોનામહોરો આપી દેતો. હાથી, ઘોડા, પશુઓ, ધાન્ય, મૃગો, ગાયો, બકરાં અને ઘેટાંઓ સહિત અનેક પ્રદેશની પવિત્ર પૃથ્વીનું પણ તે બ્રાહ્મણોને દાન કરતો. અરે! વરસાદની જેટલી ધારાઓ છે, આકાશમાં જેટલા તારાઓ છે, ગંગા નદીમાં જેટલી રેતી છે, મેરુ પર્વતના જેટલા મોટા મોટા પથ્થરો છે અને મહાસાગરમાં જેટલાં રત્નો તથા પ્રાણીઓ છે, તેટલી ગાયોનું દાન તે ઉશીનરપુત્ર શિબિએ પોતાના યજ્ઞમાં કર્યું હતું.[૫-૭] તે રાજાની સમાનતાની ધૂંસરીને વહી શકે તેવો કોઈ પણ ઉત્તમ નર ભૂત, ભવિષ્ય કે વર્તમાન કાળમાં પ્રજાપતિને હજુ સુધી સૃષ્ટિમાં મળ્યો નથી.[૮] તે રાજાના વિવિધ યજ્ઞો ઇચ્છિત વસ્તુઓથી પરિપૂર્ણ હતા, એના યજ્ઞમંડપમાં પશુબંધનના સ્તંભો, આસનો, મંદિરો, આસપાસના કિલ્લાઓ અને તોરણો સુદ્ધાં કેવળ સુવર્ણમય હતાં. ઠેકઠેકાણે પવિત્ર અને સ્વાદિષ્ટ અન્નપાન રાખવામાં આવતાં હતાં. માત્ર દશ દશ હજારો જ

નહિ, પણ દશ દશ લાખ સુધીની સંખ્યાવાળા બ્રાહ્મણો તેના યજ્ઞમંડપમાં બિરાજતા હતા અને પ્રિય કથાઓ કહેતા હતા. અનેક જાતના ભક્ષ્ય પદાર્થો સાથે દૂધ તથા દહીંના તો મોટા ધરા ત્યાં ભરપૂર રહેતા હતા. અરે ! તે ધરાઓ છલકાઈ જઈને ત્યાં મોટી મોટી નદીઓ વહેતી હતી, વળી તેના યજ્ઞસ્થળમાં ધોળા અન્નના મોટા પર્વતો ખડકવામાં આવતા હતા. ત્યાં સર્વ મનુષ્યોને ઉચ્ચ સ્વરથી કહેવામાં આવતું હતું કે, 'હે મનુષ્યો ! જેને જે ભાવે તે ખાઓ અને પીઓ.' એ રાજાનાં પુણ્યકર્મથી ભગવાન શંકર તેના પર પ્રસન્ન થયા હતા અને તેનાં દ્રવ્ય, શ્રદ્ધા, કીર્તિ તથા ક્રિયાઓ સદા અક્ષય રહે તેવો તેમણે તે રાજાને વર આપ્યો હતો. ઉપરાંત સર્વ ભૂતોને પ્રિય થઈ પડવાનો તથા આખરે સ્વર્ગપ્રાપ્તિનો વર પણ શંકરે તેને આપ્યો હતો.[૯-૧૩] આટલા બધા ઇષ્ટ વર મેળવ્યા છતાં શિબિરાજા સમય થતાં સ્વર્ગે સિધાવ્યો હતો. તો હે શ્વિત્યના પુત્ર સૃંજયરાજ ! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં તથા તારા પુત્ર કરતાં ઘણે દરજ્જે ચડિયાતો તે શિબિરાજા પણ જ્યારે મરણ પામ્યો છે, ત્યારે તું તારા પુત્રનો શોક મા કર; કારણ કે તારો પુત્ર તેના જેવો યજ્ઞ-યાગ કરનાર અથવા અતિકુશળ ન હતો.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'સોળ રાજાઓના વૃત્તાંતો' નામનો અધ્યાય ૫૮ મો સમાપ્ત

## अध्याय ५९ मो

### દશરથપુત્ર શ્રીરામચંદ્રજીનું ચરિત્ર

॥ नारद उवाच ॥

रामं दाशरथिं चैव मृतं सृंजय शुश्रुम ।
यं प्रजा अन्वमोदंत पिता पुत्रानिवौरसान् ॥ १ ॥

નારદ બોલ્યા : હે સૃંજયરાજ ! દશરથનંદન રામચંદ્રને પણ અમે મરણ પામેલા સાંભળીએ છીએ. પિતા જેમ પોતાના ઔરસ (સગા) પુત્રોને ચાહે, તેમ પ્રજા તેમને ચાહતી હતી.[૧] અમિત તેજવાળા તે રામચંદ્રમાં અસંખ્ય ગુણો હતા. પોતાના પિતાની આજ્ઞા થતાં તે ચૌદ વર્ષ સુધી પોતાની સ્ત્રી સીતા સાથે અસ્ખલિત રીતે વનમાં વસ્યા હતા. મનુષ્યોમાં શ્રેષ્ઠ અને લક્ષ્મણના મોટાભાઈ તે રામચંદ્રે તપસ્વીઓનું રક્ષણ કરવા માટે ચૌદ હજાર રાક્ષસોનો જનસ્થાન નામના વનમાં સંહાર કર્યો હતો.[૨,૩] તે જ્યારે વનમાં વસતા હતા, ત્યારે રાવણ નામના એક રાક્ષસે લક્ષ્મણ સાથેના એ રામને મોહિત કરી નાખી તેની સ્ત્રી વૈદેહી સીતાનું હરણ કર્યું હતું. પૂર્વે શંકરે જેમ અંધકાસુરનો નાશ કર્યો હતો, તેમ ક્રોધાયમાન થઈ રણમાં તેમણે પોતાનો અપરાધ કરનાર તથા શત્રુઓથી નહિ જિતાયેલ એ રાવણનો નાશ કર્યો હતો. દેવો તથા અસુરો પણ એ રાવણનો વધ કરી શક્યા ન હતા. બ્રાહ્મણોને તો તે બરાબર કંટકરૂપ જ હતો; છતાં પણ મહાબાહુ રામચંદ્રે એ રાવણનો રણમાં પરિવાર સહિત નાશ કર્યો હતો. પ્રજાઓ પર અનુગ્રહ કરવાથી દેવો પણ રામનું સારું સન્માન કરતા હતા; એટલું જ નહિ, પણ તેમણે આખા જગતને કીર્તિથી વ્યાપ્ત કરી દીધું હતુ, તેથી મોટા મોટા દેવર્ષિઓ પણ તેમની સેવા કરતા હતા. સર્વ ભૂતો પર દયા રાખનારા તે રામચંદ્રે અનેક પ્રકારનું રાજ્ય સંપાદન કરી, ધર્મપૂર્વક પ્રજાઓનું પાલન કરી, છેવટે અશ્વમેધ નામનો મહાન યજ્ઞ કર્યો હતો. તેમાં સર્વ લોકોને ખાવાપીવાની પૂરી છૂટ આપવામાં આવી હતી તથા દક્ષિણાયનના સૂર્ય થતી વેળા સૂર્યને પ્રસન્ન કરવા માટે જે ત્રણ વખત અર્ચન થાય છે, તે અર્ચન મધ્યેના જારૂથ્ય નામનો યજ્ઞ પણ સાથે સાથે કરવામાં આવ્યો હતો. વળી તેમણે યજ્ઞમાં અનેક પ્રકારનાં હવ્યોનું

દાન કરી ઇંદ્રને પ્રસન્ન કર્યો હતો. તેમણે બીજા અનેક જાતના યજ્ઞો પણ કર્યા હતા. તે રામ-રાજાએ ક્ષુધા અને તૃષાનો જય કર્યો હતો અને પ્રજાઓના સર્વ રોગોનો નાશ કર્યો હતો. તે પોતે સર્વગુણસંપન્ન હતા અને પોતાના તેજથી સદા દેદીપ્યમાન દીસતા હતા. તે દશરથપુત્ર રામચંદ્ર ઋષિઓ, દેવો તથા મનુષ્યોમાં અથવા જગતનાં સર્વ ભૂતોમાં ગુણ આદિથી અધિક હોઈને શોભતા હતા. રાજા રામચંદ્ર જ્યારે રાજ્યનું પાલન કરતા હતા, ત્યારે ઋષિઓ, દેવો તથા મનુષ્યોનો પૃથ્વી પર સાથે જ વાસ હતો. તે સમયે પ્રાણીઓના પ્રાણ કોઈ રોગ આદિના કારણથી જતા ન હતા. રાજ્યમાં કોઈ સ્થળે પણ અતિશ્વાસ અને નિઃશ્વાસ આદિ રોગો હતા જ નહિ. ત્યારે અગ્નિ આદિ તેજસ્વી પદાર્થો સદાકાળ પ્રજ્વલિત રહેતા હતા અને કોઈ સ્થળે પણ અનર્થો થતા ન હતા.[૪-૧૪] ત્યારે સર્વ પ્રજાઓનાં આયુષ્યો લાંબાં હતાં અને યુવાન મનુષ્યનું મરણ થતું જ નહોતું. ચારેય વેદોના નિત્ય અધ્યયનથી દેવતાઓ ત્યારે પૃથ્વી પર આવ-જા કર્યા કરતા હતા. સ્થળે સ્થળે દેવાન્ન તથા પિતૃ અન્નનો પાક થતો હતો. તળાવ, કૂવા, બગીચા વગેરે પુણ્યકર્મનો તો પાર જ ન હતો; અને યજ્ઞ-યાગ પણ થતા હતા. વળી એ રામના રાજ્યમાં કોઈ પ્રદેશમાં ડાંસ કે મચ્છરો બિલકુલ હતા જ નહિ, ત્યારે શિકારીઓનો તથા સર્પોનો પણ અભાવ જ હતો.[૧૫,૧૬] ત્યારે કોઈ પ્રાણી જળમાં ડૂબી મરતું ન હતું, કોઈનું અકાળ મૃત્યુ થતું ન હતું અને અગ્નિ કોઈને બાળતો ન હતો. તે સમયના બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો કે શૂદ્રો અધર્મ તરફ રુચિવાળા ન હતા, લોભી ન હતા અથવા મૂર્ખ પણ ન હતા. તેઓ તો સદાચારી, યજ્ઞાદિ કર્મો કરનારા તથા બુદ્ધિમાન હતા. વળી જનસ્થાનમાં રાક્ષસોએ જ્યારે પિતૃપૂજન તથા દેવપૂજનનો નાશ કર્યો હતો, ત્યારે સમર્થ રામચંદ્રે તે રાક્ષસોનો સંહાર કર્યો હતો અને પુનઃ પિતૃ-ઓને તથા દેવોને તેમની પૂજા અપાવી હતી. એમના રાજ્યકાળમાં પુરુષોને હજાર હજાર પુત્રો હતા. દરેકનું આયુષ્ય પણ એક એક હજાર વર્ષનું હતું.[૧૭-૧૯] મોટાભાઈઓ નાનાભાઈઓનાં શ્રાદ્ધ કરતા ન હતા. (અર્થાત્ મોટાભાઈઓની પહેલાં નાનાભાઈઓનું મરણ થતું ન હતું.) રાજા રામચંદ્ર રંગે શ્યામ હતા, યુવાન હતા, લાલાશ પડતી આંખોવાળા હતા અને મહોન્મત્ત હાથી સરખા પરાક્રમી હતા.[૨૦] તેમના બાહુઓ ઢીંચણ સુધી લાંબા તથા સુંદર હતા. તેમની કાંધ સિંહ સમાન હતી અને પોતે મહાબળવાન હતા. તેમણે સર્વ ભૂતોનાં મનને પ્રિય થઈ પડી અગિયાર હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. ત્યારે પ્રજાઓમાં 'રામ, રામ અને રામ' એ જ પ્રમાણે વાતો થઈ રહી હતી.[૨૧,૨૨] રામ જ્યારે રાજ્યગાદી પર હતા, ત્યારે આખું જગત સુંદર થઈ રહ્યું હતુ. આઠ પ્રકારે પોતાનો રાજવંશ સ્થાપી રામચંદ્ર આખરે ચારેય પ્રકારની પ્રજાઓને સાથે લઈને સ્વર્ગે સિધાવ્યા હતા. હે શ્વૈત્યના પુત્ર સંજયરાજા! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્યમાં તારા કરતાં તથા તારા પુત્રના કરતાં ઘણે દરજ્જે અધિક અને અતિશય પુણ્યશાળી તે રામરાજા પણ જ્યારે મરી ગયા છે, ત્યારે તું તારા પુત્રનો શોક ન કર; કારણ કે તારો પુત્ર તેમના સમાન યજ્ઞયાગાદિ કરનારો અથવા અતિ કુશળ ન હતો.[૨૩-૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'સોળ રાજાઓના વૃત્તાંતો' નામનો અધ્યાય ૫૯મો સમાપ્ત

## अध्याय ६०मो
### રાજા ભગીરથનું ચરિત્ર

॥ नारद उवाच ॥

भगीरथं च राजानं मृतं सृंजय शुश्रुम।
येन भागीरथी गंगा चयनैः कांचनैश्चिता॥१॥

નારદ બોલ્યા : હે સંજયરાજા ! રાજા ભગીરથને પણ અમે મરણ પામેલો સાંભળ્યો છે. તેણે ભાગીરથી ગંગાનાં બન્ને તીરોને યાજ્ઞિક સ્થંડિલોથી વ્યાપ્ત કરી દીધાં હતાં.[1] વળી તેણે સર્વ રાજાઓ તથા રાજપુત્રોનું અતિક્રમણ કરીને સુવર્ણના અલંકારોથી સુશોભિત એવી એકેક હજાર કન્યાઓનું બ્રાહ્મણોને એક હજાર વાર દાન કર્યું હતું.[2] તે કન્યાદાન કરતી વેળા સર્વ કન્યાઓને રથમાં બેસાડવામાં આવી હતી અને તે બધા રથોને ચાર ચાર ઘોડાઓ જોડ્યા હતા. એક એક રથની પાછળ સો સો હાથીઓ હતા અને તે બધા વળી સુવર્ણની માળાઓવાળા હતા.[3] એ હાથીઓની પાછળ એકેક હજાર ઘોડાઓ જતા હતા અને એકેક ઘોડાની પાછળ સો સો ગાયો જતી હતી. તે ગાયોની પાછળ ઘણાં ઘેટાં તથા બકરાં ચાલતાં હતાં.[4] એ રાજા ગંગાતટે યજ્ઞોમાં જ્યારે બ્રાહ્મણોને પુષ્કળ દક્ષિણા આપવા બેસતો હતો, ત્યારે તે સ્થળે એટલાં બધાં માણસો જીમ રાતાં કે ગંગાનો કિનારો જાણે તેમના ભારથી નેતરની છડીની પેઠે નમી જતો અને ગંગાનદી વળી પોતાના મૂળ સ્થળ પરથી ચાલી નીકળી તે રાજાના ખોળામાં આવી બેસતી. (અર્થાત્ દક્ષિણાના ભારથી જ્યારે કિનારો નમી જતો, ત્યારે પ્રવાહનું પાણી છેક રાજાના ખોળા સુધી આવી વહેતું).[5] એ રીતે ગંગા જ્યારે રાજાના ખોળામાં આવી બેઠી, ત્યારે તે 'ઉર્વશી'ની સંજ્ઞાને પ્રથમ પામી અને તે જ કારણથી તે એ રાજાની પુત્રી તરીકે થઈ. પછી તે રાજાના પૂર્વજોનો નરકમાંથી ઉદ્ધાર કરનારી તે પુત્રી તેના પુત્રપણાને પામી અને જગતમાં તે જ દિવસથી તે ભાગીરથી નામે ઓળખાવા લાગી.[6] વળી તે દિવસથી માંડીને સૂર્ય સમાન તેજવાળા ગંધર્વો પ્રસન્ન થઈ પિતૃ, દેવ તથા મનુષ્યોના સાંભળતાં સુંદર વાણીથી આ પ્રમાણેની ગાથાઓ ગાવા લાગ્યા.[7]

भगीरथं यजमानं ऐक्ष्वाकुं भूरिदक्षिणम्।
गंगा समुद्रगा देवी वव्रे पितरमीश्वरम्॥८॥

પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો કરનારા ઇક્ષ્વાકુવંશના રાજા ભગીરથનો સમુદ્ર તરફ વહેતી ગંગાદેવીએ પોતાના પિતા તરીકે સ્વીકાર કર્યો.[8]

तस्य सेन्द्रैः सुरगणैर्देवैर्यज्ञः स्वलंकृतः।
सम्यक् परिगृहीतश्च शांतविघ्नो निरामयः॥९॥

તે રાજાના સારી રીતે શણગારેલા, વિઘ્નોની શાંતિવાળા તથા નિર્દોષ એવા યજ્ઞને ઇંદ્ર આદિ દેવગણોએ રૂડી રીતે સ્વીકાર્યો હતો.[9]

यो य इच्छेत विप्रो वै यत्र यत्रात्मनः प्रियम्।
भगीरथस्तदा प्रीतस्तत्र तत्राददद्वशी॥१०॥

જે કોઈ બ્રાહ્મણ પોતાના મનને પ્રિય એવી જે વસ્તુની ઇચ્છા જે પ્રદેશમાં કરતો હતો, તે વસ્તુનું તે જિતેન્દ્રિય રાજા ભગીરથ પ્રસન્ન થઈ તે બ્રાહ્મણને તે જ પ્રદેશમાં દાન કરી દેતો હતો. જે કોઈ બ્રાહ્મણને જે કંઈ ધન આદિ પ્રિય હોય, તે તે રાજા તેને ન આપી શકે એવું હતું જ નહિ. આવો ભગીરથરાજા પણ બ્રાહ્મણોના પ્રસાદથી બ્રહ્મલોકમાં સિધાવી ગયો. કર્મયજ્ઞ તથા યોગયજ્ઞ જેમની પ્રાપ્તિના દ્વારરૂપ છે અને જે કિરણો દ્વારા દિશાઓને વ્યાપ્ત કરી પ્રતિદિન પ્રાતઃકાળમાં ઉદય પામે છે, તે સૂર્યની તથા તેના અંતર્યામી દેવની જે કારણથી મરીચિપ આદિ ઋષિઓ ઉપાસના કરવા ઇચ્છે છે, તે જ કારણથી આ લોકમાં ઉદય પામેલા ભગીરથરાજાની પણ તે જ ઋષિઓ ઉપાસના કરવા ઇચ્છતા હતા; કારણ કે સૂર્ય તથા

ભગીરથરાજા બન્ને ત્રણેય જગતમાં એકસરખા જ પ્રકાશમાન છે, તેમ જ સૂર્યમંડળના અંતર્યામી દેવ તથા ભગીરથરાજા બન્ને ત્રણેય જગતના એકસરખા જ ઈશ્વર–નિયંતા છે. ( કહેવાનો ભાવ એ છે કે, સૂર્યના દર્શનથી પાપનો નાશ આદિ જે ફળ પ્રાપ્ત થાય છે, તે જ ફળ આ ભગીરથરાજાના દર્શનથી પણ થાય છે, તેમ જ સૂર્યમંડળના અંતર્યામી દેવનું ઉપાસન કરવાથી સત્ય સંકલ્પ આદિ જે ફળ પ્રાપ્ત થાય છે, તે જ ફળ આ ભગીરથરાજાનું ઉપાસન કરવાથી પણ પ્રાપ્ત થાય છે—આવી માન્યતાથી મરીચિપ આદિ ઋષિઓને પણ આ ભગીરથરાજા દર્શન કરવા યોગ્ય તથા ઉપાસના કરવા યોગ્ય થયો હતો. )[૧૦–૧૨]

હે શ્વિત્યના પુત્ર સૃંજયરાજા! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં તથા તારા પુત્ર કરતાં ઘણો ચઢિયાતો અને ઘણો જ પુણ્યશાળી તે ભગીરથરાજા પણ જ્યારે મરી ગયો છે, ત્યારે તું તારા પુત્રનો શોક ન કર; કારણ કે તારો પુત્ર તેના જેવો યજ્ઞયાગાદિ કરનારો અથવા અતિ કુશળ ન હતો.[૧૩,૧૪]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમા 'સોળ રાજાઓના વૃત્તાંત' નામનો અધ્યાય ૬૦ મો સમાપ્ત

## अध्याय ६१ मो
### દિલીપરાજાનું ચરિત્ર

॥ नारद उवाच ॥

**दिलीपं चेदैलविलं मृतं सृंजय शुश्रुम ।**
**यस्य यज्ञशतेष्वासन् प्रयुतायुतसो द्विजाः ॥ १ ॥**

નારદ બોલ્યા : હે સૃંજયરાજા! ઈલવિલાનો પુત્ર દિલીપરાજા પણ મરણ પામ્યો છે, એમ આપણે સાંભળીએ છીએ. કર્મકાંડમાં તથા જ્ઞાનકાંડમાં પરિપૂર્ણ થયેલા અને યજ્ઞયાગાદિ કરનારા દશ દશ લાખ જેટલા બ્રાહ્મણો તેના સેંકડો યજ્ઞોમાં પોતાના પુત્ર–પૌત્રો સહિત આવતા હતા. આરંભેલા એ યજ્ઞમાં તે રાજાએ આખી ધનપૂર્ણ પૃથ્વી બ્રાહ્મણોને દાનમાં આપી દીધી હતી.[૧,૨] દિલીપરાજના યજ્ઞમાં શાસ્ત્રોક્ત સર્વ વિધિમાર્ગ કેવળ સુવર્ણનો જ હતો અને તેને ધર્મનું નિમિત્ત સમજી ઇંદ્ર સહિત દેવો પણ ત્યાં આવ્યા હતા.[૩] તેના યજ્ઞમાં પર્વત સમાન ઊંચા એવા એક હજાર હાથીઓ આસપાસ ચાલતા હતા અને આખો યજ્ઞમંડપ તદ્દન સુવર્ણનો જ બાંધેલો હોવાથી પરમ દેદીપ્યમાન દેખાતો હતો.[૪] વળી તે સ્થળે છયે જાતના રસોની મોટી મોટી નીકો વહેતી હતી અને ખાવાના પદાર્થોના મોટા ગંજો ગોઠવ્યા હતા. હે રાજા! તેના યજ્ઞમંડપમાં એક હજાર વામના તથા કેવળ સુવર્ણના બનાવેલા પશુબંધનના સ્થંભો પણ ઘણા સ્થાપવામાં આવ્યા હતા. એ સ્થંભો પરની માંકડી તથા પરમાંકડી પણ સુવર્ણની જ હતી. છ હજાર અપ્સરાઓ તેની પાસે સાત પ્રકારે નૃત્ય કર્યા કરતી હતી.[૫,૬] ત્યાં વિશ્વાવસુ ગંધર્વ પોતે જ પ્રીતિપૂર્વક વીણા વગાડતો હતો. સર્વ ભૂતો એ રાજાને સત્યશીલ માનતાં હતાં.[૭] વળી તેના યજ્ઞમાં સર્વ પ્રાણીઓ ગોળ, ભાત, પાપડ આદિ પદાર્થોનું ભક્ષણ કરીને મદોન્મત્ત થઈ જતાં હતાં અને રસ્તાઓમાં સૂઈ રહેતાં હતાં. વળી તે રાજાના સંબંધમાં એક કહેવત તો એવી છે કે, બીજા રાજાઓ તેની સરસાઈ જ કરી શકે નહિ. એ રાજા જ્યારે પાણીમાં યુદ્ધ કરતો હતો, ત્યારે તેના રથનાં પૈડાં પાણીમાં ડૂબી જતાં નહોતાં; એટલું જ નહિ પણ જે મનુષ્ય દૃઢ ધનુષ્યવાળા તથા યજ્ઞોમાં પુષ્કળ દક્ષિણા દેનારા એ સત્યવાદી દિલીપરાજનાં દર્શન કરતા હતા, તેઓ પણ સ્વર્ગલોકને જીતી લેતા હતા. દિલીપરાજનું બીજું નામ ખટ્વાંગ હતું. તેની રાજધાનીમાં આ પાંચ શબ્દો કદી નાશ પામતા જ નહોતા—વેદાધ્યયનનો ઘોષ, ધનુષ્ય-

ની દોરીનો ઘોષ અને પીણાં પીઓ, ભોજન કરો તથા ખાઓનો ઘોષ.

હે શ્વિત્યના પુત્ર રાજા સંજય! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં તથા તારા પુત્ર કરતાં ઘણો જ અધિક અને અતિશય પુણ્યવાન એવો તે દિલીપરાજા પણ જો મરણવશ થયો છે, તો તું તારા પુત્રનો શોક મા કર; કારણ કે તારો પુત્ર તેના જેવો યજ્ઞયાગાદિ કરનારો અથવા અતિ કુશળ ન હતો.[૮-૧૨]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમા 'સોળ રાજાઓના વૃત્તાંતો' નામનો અધ્યાય ૬૧મો સમાપ્ત

## અધ્યાય ૬૨મો

### રાજા માંધાતાનું ચરિત્ર

॥ नारद उवाच ॥

**मांधाता चेद्यौवनाश्वो मृतः सृंजय शुश्रुम ।**
**देवासुरमनुष्याणां त्रैलोक्यविजयी नृपः ॥ १ ॥**

નારદ બોલ્યા: હે સંજયરાજા! યુવનાશ્વનો પુત્ર માંધાતા પણ મરી ગયો છે, એમ આપણે સાંભળીએ છીએ. તે રાજાએ દેવો, અસુરો અને મનુષ્યોનો જય કરી ત્રણે લોક પર વિજય મેળવ્યો હતો.[૧] અશ્વિનીકુમાર દેવોએ તે રાજાને એના પિતાના પેટમાંથી બહાર કાઢ્યો હતો. એમ બન્યું કે, એક દિવસ રાજા યુવનાશ્વ મૃગયા રમવા ગયો. ફરતાં ફરતાં તે તરસ્યો થયો. એ સમયે એના ઘોડાઓ પણ થાકી ગયા હતા, રાજાએ આસપાસ દૃષ્ટિ કરી પણ કોઈ સ્થળે પાણી જોવામાં આવ્યું નહિ. ત્યાં તેણે એક દિશામાં ધુમાડો નીકળતો જોયો. એટલે રાજા તેને અનુસરી તુરત તે સ્થળે જઈ પહોંચ્યો. જઈને જોયું તો ત્યાં યજ્ઞ થઈ રહ્યો હતો. પછી તૃષાતુર રાજાએ પાણી માટે શોધ કરી. એટલામાં દહીં છાંટેલા ઘીનું પાત્ર એના હાથમાં આવી ગયું અને તેને પોતે પી ગયો. મંત્રના પ્રભાવવાળા તે દહીં મિશ્રિત ઘીથી યુવનાશ્વરાજાના પેટમાં ગર્ભ રહ્યો. આ વાતની વૈદ્યશ્રેષ્ઠ દેવ અશ્વિનીકુમારને જાણ થઈ, એટલે તેમણે રાજાનું પેટ ચીરી એક બાળકને બહાર કાઢ્યો. ત્યારે પિતાના ખોળામાં સૂતેલા અને દેવ સરખા તેજસ્વી તે બાળકને જોઈ ત્યાં આવેલા દેવો માંહોમાંહે કહેવા લાગ્યા કે, 'આ બાળક કોને ધાવશે?'[૨-૫] હવે ઇંદ્રની તે આંગળીમાંથી તરત જ દૂધ અને ઘી ઉત્પન્ન થયાં. ઇંદ્રે આ બાળક 'मा धास्यति-મને ધાવશે' એમ કહી તેના પર દયા કરી હતી, તેથી તે બાળકનું 'માંધાતા' એવું અદ્ભુત નામ પાડવામાં આવ્યું. તે પછી એ મહાત્મા યુવનાશ્વ પુત્રના મુખમાં ઇંદ્રનો હાથ, દૂધ તથા ઘીની ધારા ઝરવા લાગ્યો, તેથી તે બાળક ઇંદ્રનો હાથ ધાવતાં એક દિવસમાં જ મોટો થઈ ગયો.[૬,૭] બાર દિવસમાં તો તે બાર વરસ જેવડો થઈ ગયો. પછી વીર્યવાન માંધાતાએ એક જ દિવસમાં આખી પૃથ્વીને જીતી લીધી.[૮] તે પોતે ધર્માત્મા, ધૃતિમાન, વીર, સત્ય પ્રતિજ્ઞાવાળો અને જિતેંદ્રિય થયો. એક મનુષ્ય તરીકે અવતરેલા માંધાતાએ જનમેજયને, સુધન્વાને, ગયને, પુરને, બૃહદ્રથને, અસિતને તથા નૃગને જીતી લીધા હતા. જે સ્થળેથી સૂર્ય ઉદય પામે છે તથા જે સ્થળે તે અસ્ત પામે છે, તે સ્થળ સુધીની બધી ભૂમિ યુવનાશ્વના પુત્ર રાજા માંધાતાની કહેવાતી. તેણે સો અશ્વમેધ તથા સો રાજસૂય યજ્ઞો કર્યા હતા.[૯-૧૨] હે પૃથ્વીપતિ! તેની દક્ષિણામાં તેણે બ્રાહ્મણોને પદ્મરાગમણિની તથા સુવર્ણની ખાણોથી ભરેલા મત્સ્યદેશનું દાન કરી દીધું હતું. તે દેશનો સો યોજન સુધી તો વિસ્તાર હતો અને તેમાં એક યોજન ઊંચા પર્વતો હતા.[૧૩] વળી તેણે બ્રાહ્મણોને અનેક પ્રકારના સ્વાદિષ્ટ ભક્ષ્ય તથા ભોજ્ય અન્નના પર્વતો પણ દાનમાં આપ્યા હતા. તે બ્રાહ્મણોને

આપતાં બાકી રહેલા એ અન્નકૂટો ખાનારાં માણસો ખૂટતાં પણ પોતે જરાય ખૂટતા નહોતા. એ રાજાના યજ્ઞોમાં ભક્ષ્ય, અન્ન તથા પાનના મોટા મોટા ઢગો અને ભોજ્ય આદિ અન્નના પર્વતો શોભી રહ્યા હતા. તેમાં ઘીના મોટા ધરાઓ ભર્યા હતા. દાળનો આસપાસ ગારો થઈ જતો હતો. વળી દહીંરૂપી ફીણવાળી, ગોળરૂપી જળવાળી અને મધ–દૂધને વહેનારી સુંદર નદીઓ તે પર્વતોને વીંટાઈ વળી હતી. એ રાજાના યજ્ઞોમાં દેવો, અસુરો, મનુષ્યો, યક્ષો, ગંધર્વો, સર્પો, પક્ષીઓ અને વેદવેદાંગના પારને પામેલા બ્રાહ્મણો તથા ઋષિઓ આવ્યા હતા. તેઓમાંથી કોઈ પણ અવિદ્વાન તો હતા જ નહિ. રાજા માંધાતા સમુદ્ર સુધીની ધનપૂર્ણ પૃથ્વી બ્રાહ્મણોને અર્પણ કરી દઈને મરણ પામ્યો હતો. રાજા માંધાતા પોતાના યશથી દશે દિશાઓને વ્યાપ્ત કરી દઈને આખરે પુણ્યવાનોના દિવ્ય લોકોમાં ગયો હતો. હે શ્વિત્યના પુત્ર સંજયરાજા! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારાથી તથા તારા પુત્રથી ઘણો જ આગળ વધેલો તે રાજા પણ જ્યારે કાલધર્મને પામ્યો છે, ત્યારે તું તારા પુત્રનો શોક મા કર; કારણ કે તારો પુત્ર તેના જેવો યજ્ઞયાગ કરનાર અથવા અતિ કુશળ ન હતો.[૧૪–૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'સોળ રાજાઓનાં વૃત્તાંતો' નામનો અધ્યાય ૬૨ મો સમાપ્ત

## अध्याय ६३ मो

### યયાતિરાજાનું ચરિત્ર

॥ नारद उवाच ॥

**ययातिं नाहुषं चैव मृतं सृंजय शुश्रुम ।**
**राजसूयशतैरिष्ट्वा सोऽश्वमेधशतेन च ॥ १ ॥**

નારદ બોલ્યા : હે સંજયરાજા! નહુષના પુત્ર યયાતિરાજાને પણ આપણે મરણ પામેલો સાંભળીએ છીએ. તે રાજાએ સો રાજસૂય યજ્ઞો, સો અશ્વમેધ યજ્ઞો, એક હજાર પુંડરીક યજ્ઞો, સો વાજપેય યજ્ઞો, એક હજાર અતિરાત્ર યજ્ઞો તથા ચાતુર્માસ્ય અને અગ્નિષ્ટોમ આદિ અનેક યજ્ઞો કર્યા હતા. તેમાં તેણે પુષ્કળ દક્ષિણા આપી હતી.[૧,૨] તેણે પૃથ્વીમાં બ્રાહ્મણોનો દ્વેષ કરનારા મ્લેચ્છોનું જે કંઈ ધન હતું તે બધું લૂંટી લઈ બ્રાહ્મણોને સ્વાધીન કર્યું હતું.[૩] એ યયાતિરાજા જ્યારે યજ્ઞોનો આરંભ કરતો, ત્યારે નદીઓમાં પવિત્ર સરસ્વતી નદી, સમુદ્રો તથા પર્વતો સહિત બીજી નદીઓ તે નહુષના પુત્રને માટે ઘી તથા દૂધ દૂઝી આપતી હતી. જ્યારે દેવો અને અસુરો વચ્ચે યુદ્ધ થવાનો પ્રસંગ આવ્યો હતો, ત્યારે તેણે દેવોને સહાય કરી હતી. તે યુદ્ધમાં જીત મેળવીને તેણે પૃથ્વીના ચાર વિભાગ કરી તે હોતા, અધ્વર્યુ આદિ ચાર ઋત્વિજોને વહેંચી આપી હતી. એ રીતે તેણે અનેક યજ્ઞો કરી, શુક્રાચાર્યની પુત્રી દેવયાનીમાં તથા શર્મિષ્ઠામાં ધર્મપૂર્વક ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરી હતી અને પોતાની ઇચ્છામાં આવે તેમ સર્વ દેવોના વનમાં બીજા ઇંદ્રની પેઠે વિહાર કર્યો હતો.[૪–૭] સર્વ વેદોને જાણનારો તે રાજા જ્યારે વિષયોનો ઉપભોગ કરવા છતાં પણ શાંતિ ન પામ્યો, ત્યારે તે આ ગાથા ગાઈને પત્ની સાથે વનમાં ચાલ્યો ગયો હતો.

**यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः ।**
**नालमेकस्य तत्सर्वमिति मत्वा शमं व्रजेत् ॥**

આખી પૃથ્વીમાં જે કંઈ ડાંગર, જવ, સુવર્ણ, પશુઓ અને સ્ત્રીઓ છે, તે બધાંનો એક જ પુરુષ જો કદાચ ઉપભોગ કરે, તોપણ તે વસ્તુઓથી તેને સંતોષ વળતો નથી. આમ વિચારીને દરેક વિષયોનો ત્યાગ કરી શાંતિ મેળવવી જોઈએ. એ પ્રમાણે વિષયોનો ત્યાગ કરી, શાંતિનો સ્વીકાર કરી અને પોતાના પુરુને રાજ્યગાદી પર બેસાડી એ યયાતિરાજા વનમાં ચાલ્યો ગયો

હતો.[૮-૧૦] શ્વિત્યના પુત્ર સૃંજયરાજા ! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં તથા તારા પુત્રના કરતાં ઘણો જ વૃદ્ધિ પામેલો એ યયાતિરાજા પણ જો મરણ પામ્યો છે, તો તું તારા પુત્રનો શોક મા કર; કારણ કે તારો પુત્ર તેના જેવો યજ્ઞયાગાદિ કરનારો અથવા અતિ નિપુણ ન હતો.[૧૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'સોળ રાજાઓનાં વૃત્તાંતો' નામનો અધ્યાય ૬૩મો સમાપ્ત

## અધ્યાય ૬૪મો

### રાજા અંબરિષનું ચરિત્ર

॥ नारद उवाच ॥

**नाभागमंबरीषं च मृतं सृंजय शुश्रुम ।**
**यः सहस्रं सहस्राणां राज्ञां चैकस्त्वयोधयत् ॥ १ ॥**

નારદ બોલ્યા : હે સૃંજયરાજા ! નાભાગનો પુત્ર અંબરીષરાજા પણ મરણ પામ્યો છે એમ આપણે સાંભળીએ છીએ. તે રાજા પોતે એકલો જ એક લાખ રાજાઓ જોડે યુદ્ધ કરતો હતો.[૧] યુદ્ધમાં એ રાજાને પરાજય આપવા માટે ચોબાજુથી શત્રુઓ તેની ઉપર ચઢી આવ્યા હતા. તે બધા શત્રુઓ અસ્ત્રોને જાણનારા, મહાભયંકર તથા અનેક બાણો છોડીને અમંગળ વાણી બોલતા હતા.[૨] પણ અંબરીષરાજાએ શારીરિક બળ, ચતુરાઈ તથા યુદ્ધશિક્ષણ સાથેના અસ્ત્રબળથી તેમનાં અસ્ત્રોના, છત્રોના, આયુધોના, રથોના તથા ભાલાઓના ટુકડા કરી નાખ્યા અને પોતે જરા પણ ન ઘવાતાં તેમની સામે યુદ્ધ કરતો રહ્યો.[૩] ત્યારે તે શત્રુઓ કવચો ઉતારી જીવવાની ઇચ્છાથી એ રાજાની પ્રાર્થના કરવા લાગ્યા અને 'અમે તમારે શરણે છીએ' એમ બોલીને તે રાજાને શરણે આવ્યા હતા.[૪] હે નિર્દોષ રાજા ! પોતાને શરણે આવેલા તે શત્રુઓને વશ કરી તથા આખી પૃથ્વીને જીતી લઈને તેણે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સેંકડો યજ્ઞો કર્યા હતા.[૫] તેના યજ્ઞમાં બ્રાહ્મણવર્ગને સારું સન્માન આપવામાં આવ્યું હતું. તેઓ અને બીજા માણસો ત્યાં સદૈવ સર્વ જાતના રસથી ભરેલાં ભોજનો કરતા હતા તથા પરમ તૃપ્તિ પામતા હતા.[૬] તે યજ્ઞોમાં બ્રાહ્મણો લાડુ, પૂરીઓ, માલપૂડા, સ્વાદિષ્ટ પૂરણભરેલી પૂરણપુરીઓ, દહીંની મલાઈ, મોટી મોટી દ્રાક્ષો, ઉત્તમ પકવાન્નો, જાતજાતની દાળો, તરેહતરેહનાં પીણાંઓ, પુડલાઓ, ગોળમિશ્ર ભાત, પીવાના પદાર્થો, કોમળ અને સુગંધીદાર મિષ્ટાન્ન, ઘી, મધ, દૂધ, પાણી, રસભર્યું દહીં તથા સ્વાદિષ્ટ ફળ અને મૂળ વગેરેનું ભોજન કરતા હતા.[૭-૯] વળી બીજા હજારો મનુષ્યો યજ્ઞમાં પોતાને સુખ થાય એવા હેતુથી ઇચ્છાનુસાર માદક પદાર્થોને પીતા હતા અને ગીત-વાદિત્ર આદિથી અંબરીષરાજાની સ્તુતિયુક્ત એવી ગાથાઓ ગાતા હતા. તેઓ વળી મદોન્મત્ત થઈને હર્ષપૂર્વક નૃત્ય કરતા હતા.[૧૦,૧૧] તે યજ્ઞોમાં અંબરીષરાજાએ દશ લાખ યજ્ઞો કરનારા એક લાખ ખંડિયા રાજાઓને પણ દક્ષિણામાં આપી દીધા હતા. તે બધા રાજાઓ સુવર્ણનાં કવચોને ધારણ કરનારા, શ્વેતછત્રથી શોભાયમાન, સુવર્ણના રથમાં બેઠેલા તથા પાછળ ચાલનારા પરિવારોવાળા હતા. એ રાજાએ જ્યારે મોટો વિશાળ યજ્ઞ કર્યો, ત્યારે તેણે દંડ તથા કોશ(ખજાના)ના સમુદાયવાળા રાજ્યાભિષેક પામેલા સેંકડો રાજાઓ તથા રાજપુત્રોને બ્રાહ્મણોને દક્ષિણામાં આપી દીધા હતા. તે વેળા પ્રસન્ન થયેલા મહર્ષિઓએ આ પ્રમાણે અનુમોદન આપતાં કહ્યું હતું કે :—

**नैवं पूर्वे जनाश्चक्रुर्न करिष्यंति चापरे ।**
**यदंबरीषो नृपतिः करोत्यमितदक्षिणः ॥**

અમાપ દક્ષિણા આપનાર અંબરીષરાજા જે

આ કર્મ કરી રહ્યો છે, તેવું પૂર્વકાળમાં થઈ ગયેલા કોઈ મનુષ્યોએ કર્યું નથી, તેમ હવે ભવિષ્યકાળમાં બીજા કોઈ કરશે પણ નહિ.[૧૨-૧૬] હે શ્વિત્યપુત્ર સંજયરાજા ! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં તથા તારા પુત્ર કરતાં અતિશ્રેષ્ઠ અને ઘણો પુણ્યશાળી તે અંબરીષરાજા પણ જ્યારે મરણ પામ્યો છે, ત્યારે તું તારા પુત્રનો શોક મા કર, કારણ કે તારો પુત્ર તેના જેવો યજ્ઞયાગાદિ કરનાર અથવા અતિ ચતુર ન હતો.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાન્તર્ગત અભિમન્યુ વધપર્વમાં 'સોળ રાજાએ ના વૃત્તાંતો' નામનો અધ્યાય ૬૪મો સમાપ્ત

## अध्याय ६५मो
### શશબિંદુરાજાનું ચરિત્ર

॥ नारद उवाच ॥

**शशबिंदुं च राजानं मृतं सृंजय शुश्रुम ।**
**ईजे स विविधैर्यज्ञैः श्रीमान्सत्यपराक्रमः ॥ १ ॥**

નારદ બોલ્યા : હે સંજયરાજા ! આપણે સાંભળીએ છીએ કે, શશબિંદુરાજા પણ મરણ પામ્યો છે. એ સત્યપરાક્રમી શ્રીમાન શશબિંદુ રાજાએ અનેક જાતના યજ્ઞો કર્યા હતા[૧] એ મહાત્માને એક લાખ સ્ત્રીઓ હતી અને એ એકેક સ્ત્રીને એકેક હજાર પુત્રો થયા હતા.[૨] તે બધા કુમારો પરાક્રમી, એક લાખ લાખ યજ્ઞો કરનારા અને વેદના પારને પામેલા હતા.[૩] વળી તેઓ સુવર્ણનાં કવચને ધારણ કરનારા હતા, મોટાં મોટાં ધનુષ્યવાળા હતા અને બધા અશ્વમેધ યજ્ઞને કરી ચૂક્યા હતા[૪] તેમના પિતા રાજેંદ્ર શશબિંદુએ તેમને બધાને બ્રાહ્મણોને દાનમાં આપી દીધા હતા. એ એક એક કુમારની પાછળ દાનમાં દીધેલા સો સો રથો અને હાથીઓ ચાલતા હતા.[૫] વળી એ એકેક રાજપુત્રની પાછળ સુવર્ણના અલંકારોથી શણગારેલી સો સો કન્યાઓ ચાલતી હતી અને તે કન્યાઓની પાછળ સો સો હાથીઓ ચાલતા હતા.[૬] વળી તે એકેક હાથીની પાછળ સો સો રથો જતા હતા. એકેક રથની પાછળ સુવર્ણની માળાવાળા બળવાન ઘોડાઓ હતા અને એકેક ઘોડાની પાછળ એકેક હજાર ગાયો જતી હતી. એ એકેક ગાયની પાછળ પચાસ પચાસ ઘેટાંઓ ચાલતાં હતાં.[૭] આમ મહાભાગ રાજા શશબિંદુએ અશ્વમેધ મહાયજ્ઞમાં બ્રાહ્મણોને આટલું બધું ધન આપી દીધું હતું, છતાં તેને મન તે અપૂર્ણ જ હતું.[૮] એ મહાન અશ્વમેધ યજ્ઞમાં જેટલા વૃક્ષના બનાવેલા યજ્ઞસ્તંભો હતા, તેટલા જ વળી સુવર્ણના યજ્ઞસ્તંભો પણ હતા.[૯] એના અશ્વમેધ યજ્ઞમાં એક કોશ સુધીની ઊંચાઈવાળા ભક્ષ્ય અન્નપાનના મોટા પર્વતો જેવડા ઘણા ઢગો હતા, પણ છેવટે યજ્ઞની સમાપ્તિમાં તેઓમાંના માત્ર તેર ઢગો જ બાકી રહ્યા હતા.[૧૦] સંતુષ્ટ અને પુષ્ટ મનુષ્યોથી ભરેલી, શાંત થયેલાં વિઘ્નોવાળી તથા રોગચાળા વિનાની આ સઘળી પૃથ્વીનો લાંબા કાળ સુધી ઉપભોગ કરીને એ શશબિંદુરાજા આખરે સ્વર્ગે ગયો.[૧૧] હે શ્વિત્યપુત્ર સંજયરાજા ! ધર્મ જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં તથા તારા પુત્ર કરતાં ઘણો જ અધિક અને અતિશય પુણ્યવાન તે રાજા પણ જ્યારે મરણ પામી ગયો છે, ત્યારે તું તારા પુત્રનો શોક મા કર; કેમ કે તારો પુત્ર તેના જેવો યજ્ઞયાગાદિ કરનારો કે અતિ ચતુર નહોતો.[૧૨]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાન્તર્ગત અભિમન્યુ વધપર્વમાં 'સોળ રાજાઓના વૃત્તાંતો' નામનો અધ્યાય ૬૫મો સમાપ્ત

## अध्याय ६६ मो

### ગયરાજાનું ચરિત્ર

॥ नारद उवाच ॥

**गयं चामूर्तरयसं मृतं सृंजय शुश्रुम ।**
**यो वै वर्षशतं राजा हुतशिष्टाशनोऽभवत् ॥ १ ॥**

નારદ બોલ્યા: હે સંજયરાજા! અમૂર્તરયસનો પુત્ર ગયરાજા પણ મરી ગયો છે એમ આપણે સાંભળીએ છીએ. તે રાજા એક સો વર્ષ સુધી હોમ કરતાં બાકી રહેલા અન્નનું જ ભોજન કરતો હતો.[1] અગ્નિદેવે તેને વરદાન આપ્યું, એટલે એ ગયે માગ્યું કે તપથી, બ્રહ્મચર્યથી, વ્રતથી, નિયમથી તથા ગુરુકૃપાથી હું વેદો જાણવાની ઇચ્છા કરું છું. બીજાઓની હિંસા કર્યા વિના કેવળ સ્વધર્મથીજ હું અક્ષય ધન ઇચ્છું છું.[2,3] બ્રાહ્મણોને દાન આપવાની મને નિત્ય શ્રદ્ધા રહે અને પરપુરુષનો સંગ નહિ કરનારી મારી સજાતીય સ્ત્રીઓમાં મારે ત્યાં પુત્રજન્મ થાય.[4] મને અન્નદાન કરવામાં અક્ષય શ્રદ્ધા રહો, મારું મન હમેશાં ધર્મમાં જ રમો. વળી હે અગ્નિદેવ! હું ધર્મકાર્યોમાં નિત્ય નિર્વિઘ્ન રહું.' 'બહુ સારું, એ પ્રમાણે બધું થશે' એમ કહીને અગ્નિ ત્યાંજ અંતર્ધાન થઈ ગયો. ગયરાજાએ વરદાનના પ્રભાવથી તે બધું પ્રાપ્ત કર્યું હતું અને તેણે ન્યાયપૂર્વક શત્રુઓને પણ જીત્યા હતા.[5,6] તે ગયરાજાએ તે તે સમયને અનુસરતા દર્શયજ્ઞો, પૌર્ણમાસ યજ્ઞો, આગ્રયણ યજ્ઞો, ચાતુર્માસ્ય યજ્ઞો તથા બીજા પણ અનેક જાતના સંપૂર્ણ દાન-દક્ષિણાવાળા યજ્ઞો શ્રદ્ધાપૂર્વક સો વર્ષ સુધી કર્યા હતા. વળી સો વર્ષ સુધી તેણે નિત્ય પ્રાતઃકાળમાં ઊઠીને એક લાખ સાઠ હજાર ગાયોનું, દશ હજાર ઘોડાનું તથા એક લાખ સોનામહોરોનું દાન કર્યું હતું.[7-9] તેણે દરેક નક્ષત્રમાં તે નક્ષત્રોમાં અપાતી દક્ષિણાઓ પણ આપી હતી અને ચંદ્ર તથા અંગિરાની પેઠે જાતજાતના યજ્ઞો કર્યા હતા.[10] તે રાજાએ અશ્વમેધ મહાયજ્ઞમાં મણિમય રેતવાળી સુવર્ણની પૃથ્વી બનાવીને બ્રાહ્મણોને દાનમાં આપી દીધી હતી.[11] તેના યજ્ઞમંડપમાં પશુઓને બાંધવાના સ્તંભો સંપૂર્ણ સુવર્ણના હતા. તે બધા રત્નથી જડેલા હોઈને સર્વ ભૂતોનાં મનને હરણ કરનારા હતા. યજ્ઞસમયે ગયરાજાએ પ્રસન્ન થયેલા બ્રાહ્મણોને તથા સર્વ ભૂતોને સર્વ મનોરથોની સમૃદ્ધિ કરનારું અન્ન આપ્યું હતું.[12,13] એટલું જ નહિ, પણ તે રાજાએ પોતાની યજ્ઞસંપત્તિથી સમુદ્ર, વન, બેટો, નદીઓ, નદો, જંગલો, નગરો, જુદાં જુદાં રાજ્યો, સ્વર્ગ તથા આકાશમાં જે જે અનેક જાતના પ્રાણીસમુદાયો વસતા હતા, તે બધાને તૃપ્ત કર્યા હતા. તેથી તેઓ કહી રહ્યાં હતાં કે, 'ગયરાજાના યજ્ઞ સરખો બીજો એક યજ્ઞ થયો નથી.[14,15] એ રાજાના યજ્ઞમંડપની વેદિકા છત્રીસ યોજન લાંબી હતી અને ત્રીસ યોજન પહોળી હતી. તે વેદિકા પૂર્વમાં તથા પશ્ચિમમાં ચોવીસ યોજન લાંબી હતી. અને કેવળ સુવર્ણની જ બનાવેલી હતી.[16] યજમાન ગયરાજાની એ વેદિકા મોતી, હીરા તથા મણિઓથી જડેલી હતી. તે રાજાએ બ્રાહ્મણોને વસ્ત્રો, અલંકારો તથા બીજી કેટલીક મોંમાગી દક્ષિણાઓ આપી હતી. આવો તે સમર્થ દાતા હતો. યજ્ઞમાં એણે મોટા મોટા અન્નના પર્વતો જમાડી દીધા હતા. આમ છતાં ભોજનની સમાપ્તિ થતાં ત્યાં અન્નના પચીસ પર્વતો બાકી રહ્યા હતા.[17,18] એનો અશ્વમેધ યજ્ઞ થયો, ત્યારે ત્યાં ઘૃત આદિ પદાર્થોને વહેતી અનેક રસોની નદીઓ ચાલી રહી હતી અને વસ્ત્રો, અલંકારો તથા ચંદનના જુદા જુદા પ્રકારના મોટા ઢગો કરવામાં આવ્યા હતા. જેના પ્રભાવથી ગયરાજા ત્રણેય લોકમાં પ્રસિદ્ધ થયો, ને અક્ષય સુખ આપનાર વટવૃક્ષ અને પવિત્ર બ્રહ્મ-

સરોવર છે. હે શ્વિત્યપુત્ર સંજયરાજા ! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં તથા તારા પુત્રના કરતાં અતિશય ઉત્તમ અને અતિશય પુણ્યશાળી તે ગયરાજ પણ જ્યારે મરણ પામ્યો છે, ત્યારે તું તારા પુત્રનો શોક મા કર; કેમ કે તારો પુત્ર તેના જેવો યજ્ઞયાગાદિ કરનાર અથવા અતિ કુશળ નહોતો.[૧૯-૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'સોળ રાજાઓનાં વૃત્તાંતો' નામનો અધ્યાય ૬૬ મો સમાપ્ત

## अध्याय ६७मो
### રંતિદેવનું ચરિત્ર

॥ नारद उवाच ॥

**सांकृतिं रंतिदेवं च मृतं सृंजय शुश्रुम ।**
**यस्य द्विशतसाहस्रा आसन्सूदा महात्मनः ॥ १ ॥**

નારદ બોલ્યા: સંકૃતિપુત્ર રંતિદેવને પણ આપણે મરણ પામેલા સાંભળીએ છીએ. તે મહાત્માને ત્યાં બે લાખ જેટલા તો રસોઇયાજ હતા.[૧] તે રસોઇયાઓ રાજાને ઘેર પરોણા તરીકે આવેલા બ્રાહ્મણ અતિથિઓને રાત્રિદિવસ પક્વ–અપક્વ અમૃત સરખું ઉત્તમ ભોજન પીરસતા હતા.[૨] એ રાજા ન્યાયપૂર્વક ધનોપાર્જન કરી બ્રાહ્મણોને દાન કરી દેતો હતો અને પોતે વેદાધ્યયન કરી શત્રુઓને વશ કરતો હતો.[૩] પ્રશંસાપાત્ર વ્રતવાળા તથા વિધિપુરઃસર યજ્ઞો કરનારા તે રાજાની પાસે પશુઓ યજ્ઞમાં બલિદાન માટે તત્પર થઈ સ્વર્ગ મેળવવા માટે પોતાની મેળે આવી પ્રાર્થના કરતાં હતાં.[૪] એ રાજાના રસોડામાં તથા અગ્નિહોત્રશાળામાં પશુઓનાં એટલાં બધાં બલિદાન અપાતાં હતાં કે, તેમનાં ચામડાંના મોટા ઢગમાંથી લોહીની નદી વહેતી હતી અને તે જ કારણથી એ નદીનું ચર્મણ્વતી નામ રાખવામાં આવ્યું હતું.[૫] તે રાજા બ્રાહ્મણોને હમેશાં ચળકતી સોનામહોરો આપતો હતો અને તેમને કહેતો હતો કે, 'હે બ્રાહ્મણો ! આવો, આવો, હું તમને સોનામહોરો આપું.'[૬] આમ 'આ તમને, આ તમને' એમ કહીને તે હજારો સોનામહોરો આપ્યા જ કરતો અને વળી થોડી વાર વિશ્રાંતિ લઈ પુનઃ સોનામહોરોનું જ દાન કર્યા કરતો.[૭] હજારો ને કરોડો સોનામહોરો આપીને પણ તે રાજા કહેતો કે, 'આજે તો મેં ઘણું ઓછું દાન કર્યું છે.' તે રાજા એક દિવસમાં જ જેટલું દાન કરતો તેટલું દાન બીજો કયો પુરુષ આખી જિંદગીમાં પણ કરી શકશે?[૮] દાન આપતાં આપતાં એ રાજા કહેતો કે, 'બ્રાહ્મણના હાથ સાથે વિયોગ થતાં મને નિત્યકાળનું મહાન દુઃખ થશે, એમાં સંદેહ નથી.[૯] એ રાજા પખવાડિયે પખવાડિયે સો ગાયોની પાછળ ચાલનારા એક હજાર સુવર્ણભૂષિત બળદોને તથા સાડાઆઠસો તોલા સુવર્ણ જેટલા ધનને એ બ્રાહ્મણોને દાનમાં આપી દેતો હતો. આવું દાન તેણે સો વર્ષ સુધી કર્યું હતું. ઉપરાંત ઋષિઓને તેણે અગ્નિહોત્રનાં સાધનો, યજ્ઞોનાં સાધનો, કમંડલો, ઘડાઓ, થાળીઓ, તપેલીઓ, શય્યાઓ, આસનો, રથ આદિ વાહનો, મોટી મોટી હવેલીઓ, ઘરો, જાતજાતનાં વૃક્ષો, અન્ન અને એવાં બીજાં અનેક જાતનાં ધન દાનમાં આપ્યાં હતાં. બુદ્ધિમાન રંતિદેવના રાજ્યમાં સર્વ પદાર્થો લગભગ સુવર્ણના જ હતા. મનુષ્યોનું ઉલ્લંઘન કરનારી રંતિદેવની આવી અઢળક સમૃદ્ધિ જોઈને પુરાણ જાણનારા મનુષ્યો આ એક ગાથા ગાતા હતા:

**नैतादृशं दृष्टपूर्वं कुबेरसदनेष्वपि ।**
**धनं च पूर्यमाणं नः किंपुनर्मनुजेष्वपि ॥**

અર્થાત્ઃ કુબેરના ઘરમાં પણ અમે આવું ભરચક ધન પૂર્વે કદી જોયું નથી, તો બિચારા મનુષ્યોની તો વાત જ શી ?[૧૦-૧૫] 'ખરેખર, આ રાજાના રાજ્યકાળમાં આખી પૃથ્વી સુવર્ણનાં ઘરેરૂપ

સારવાળી થઈ ગઈ છે.' એમ કહીને લોકો તે સમયે આશ્ચર્ય પામતા હતા. સંકૃતિપુત્ર રંતિદેવને ત્યાં જે રાત્રે અતિથિ આવી વસતો, તે રાત્રે એકવીસ હજાર બળદોનું બલિદાન અપાતું હતું. ઝળહળતાં મણિજડિત કુંડળોને ધારણ કરનારા રસોઇયા એ રાજાના મહેલમાં સાદ પાડી કહેતા હતા કે, 'હે અતિથિઓ! ભોજન પુષ્કળ છે, માટે ખૂબ ખાઓ. બાકી આજકાલ પ્રથમના જેવું માંસ તો નથી.' રાજા રંતિદેવ પાસે જે સુવર્ણના પદાર્થો હતા, તે બધા તેણે તે સમયે પોતે આરંભેલા યજ્ઞમાં બ્રાહ્મણોને દાન તરીકે આપી દીધા હતા. તે રાજાએ આપેલાં હવ્યોને દેવતાઓ પ્રત્યક્ષ આવીને લઈ જતા હતા.[૧૬-૧૯] વળી પિતૃઓ પણ પોતાનાં હવ્યાન્નોને પ્રત્યક્ષ આવી લઈ જતા હતા અને યોગ્ય સમયે આવેલા સારા બ્રાહ્મણો પણ એ રાજા પાસેથી પોતાના સર્વ અભિલાષોને પામતા હતા. હે શ્વિત્યપુત્ર સંજયરાજા! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં તથા તારા પુત્ર કરતાં ઘણો જ ચડિયાતો અને અતિશય પુણ્યશાળી એવો તે રાજા રંતિદેવ પણ જો મૃત્યુવશ થયો છે, તો તું તારા પુત્રનો શોક મા કર; કેમ કે તારો પુત્ર તેના જેવા યજ્ઞયાગાદિ કરનાર અથવા અતિશય ચતુર નહોતો.[૨૦,૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'સોળ રાજાઓના વૃત્તાંતો' નામનો અધ્યાય ૬૭મો સમાપ્ત

## અધ્યાય ૬૮મો

### ભરતરાજાનું ચરિત્ર

॥ नारद उवाच ॥

**दौष्यंतिं भरतं चापि मृतं सृंजय शुश्रुम।**
**कर्माण्यसुकराण्यन्यैः कृतवान् यः शिशुर्वने ॥१॥**

નારદ બોલ્યા: હે સંજયરાજ! આપણે સાંભળીએ છીએ કે, દુષ્યંતનંદન ભરતરાજ પણ મરણ પામી ગયો છે. તેણે બાલ્યાવસ્થામાં પણ વનમાં રહીને બીજાઓથી ન બને તેવાં પરાક્રમો કર્યાં હતાં. બળવાન ભરતરાજ પોતાની બાલ્યાવસ્થામાં બરફ જેવા ધોળા તથા નખ અને દાઢોરૂપ આયુધવાળા સિંહોને બળથી વીર્યહીન કરી નાખી ઘસડતો હતો તથા બાંધતો હતો.[૧,૨] વળી તે ક્રૂર, અતિ ઉગ્ર અને લાખના ઢગોવાળા મનશિલના પથ્થરો જેવા રાતા–પીળા રંગના વાઘોને દમન કરી પોતાને વશ કરતો હતો.[૩] પોતે અતિ બળવાન હોવાથી તે ક્રૂર સ્વભાવનાં સર્પાદિક પ્રાણીઓને તથા પ્રચંડ શરીરવાળા મોટા મોટા હાથીઓને પણ દાંતોમાં પકડીને પાછા હઠાવી દેતો હતો અને મોઢાં સૂકવી દઈ પોતાને તાબે કરતો હતો.[૪] વળી તે મહાબળિયો બળવાન પાડાઓને પણ ઘણા જોશથી ઘસડતો હતો; તેમ જ અતિ ગર્વિષ્ઠ સેંકડો સિંહોને પણ બળાત્કારે તાણી લાવતો હતો.[૫] કોઈ સમયે તો તે કેટલાએક બળવાન મૃગોને, ગેંડાઓને તેમ જ બીજાં કેટલાંએક શિકારી જનાવરોને પણ પોતાના પ્રાણોને સંકટમાં નાખીને બાંધતો હતો અને પછી તેમને સારી રીતે હેરાન કરી છોડી મૂકતો હતો.[૬] એ ભરતરાજનાં એવાં કામો જોઈને બ્રાહ્મણોએ એનું બીજું નામ 'સર્વદમન' પાડ્યું હતું અને બનતા સુધી તેઓ એને એ નામે જ બોલાવતા હતા. એની માતા શકુંતલા તો તેને વારંવાર અટકાવતી હતી તથા કહેતી પણ હતી કે, 'હે પુત્ર! તું જંગલી પ્રાણીઓને ન મારીશ.'[૭] એ પરાક્રમી ભરતરાજાએ યમુનાનદીને તીરે સો અશ્વમેધ યજ્ઞો કર્યા હતા, સરસ્વતીતટે તેણે ત્રણસો યજ્ઞો કર્યા હતા અને ગંગાકિનારે તેણે ચારસો અશ્વમેધ યજ્ઞો કર્યા હતા.[૮] વળી તેણે સંપૂર્ણ તથા ઉત્તમ દક્ષિણા આપી એક હજાર અશ્વમેધ યજ્ઞો. સો રાજસૂય યજ્ઞો તેમ જ બીજા

કેટલાક મહાયજ્ઞો કર્યા હતા.[૯] તેણે અગ્નિષ્ટોમ યજ્ઞ, અતિરાત્ર યજ્ઞ, વિશ્વજિત્ યજ્ઞ તથા હજારો મંત્રોથી સારી રીતે વીંટાયેલા હજારો વાજપેય નામના યજ્ઞો પણ કર્યા હતા. શકુંતલાના પુત્ર રાજા ભરતે બ્રાહ્મણોને ધનથી તૃપ્ત કરી, પોતાની માતાના પાલક પિતા કણ્વઋષિને એક હજાર પદ્મની સંખ્યા જેટલું સુવર્ણ દાનમાં આપ્યું હતું. આથી તે મહાન યશસ્વી થયો હતો. તે રાજાના યજ્ઞમાં પશુઓને બાંધવાનો સ્તંભ સંપૂર્ણ સુવર્ણનો હતો, તેમ જ તેની ઊંચાઈ સો વામની હતી. ઇન્દ્ર સહિત દેવો સાથ સાથ બ્રાહ્મણોને સાથે લાવીને એના યજ્ઞમાં આવ્યા હતા અને તેમણે તે સ્તંભને ઊંચો કરી સ્થાપ્યો હતો. તેણે સુવર્ણના સાજવાળા ઘોડા, હાથીઓ, રથો, ઊંટો, ઘેટાં, બકરાં, દાસીઓ, દાસો, પુષ્કળ ધાન્ય, વાછરડાંવાળી દૂઝણી ગાયો, ગામો, ઘરો, ખેતરો અને બીજા અનેક જાતના સરસામાનો કરોડો, સેંકડો અને દશ દશ હજારોની સંખ્યામાં બ્રાહ્મણોને દાન તરીકે આપ્યા હતા.[૧૦-૧૫] હે શ્વૈત્યપુત્ર સૃંજયરાજા! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં તથા તારા પુત્રના કરતાં ઘણો જ અધિક અને અતિશય પુણ્યશાળી, ચક્રવર્તી, અદીન મનવાળો, શત્રુઓને જીતનારો અને બીજાઓથી અજિત એવો તે ભરતરાજા પણ જ્યારે મરી ગયો છે, ત્યારે તું તારા પુત્રનો શોક ન કર; કેમ કે તારો પુત્ર તેના જેવો યજ્ઞયાગ કરનાર કે અતિકુશળ ન હતો.[૧૬,૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વના અંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'સોળ રાજાઓના વૃત્તાંતો' નામનો અધ્યાય ૬૮મો સમાપ્ત

# अध्याय ६९मो

## પૃથુરાજાનું ચરિત્ર

॥ नारद उवाच ॥

पृथुं वैन्यं च राजानं मृतं सृंजय शुश्रुम ।
यमभ्यषिञ्चन् साम्राज्ये राजसूये महर्षयः ॥ १ ॥

નારદ બોલ્યા: હે સૃંજયરાજા! વેનનો પુત્ર પૃથુરાજા પણ મરી ગયો છે, એમ અમે સાંભળીએ છીએ. મહર્ષિઓએ રાજસૂયયજ્ઞમાં તેનો સામ્રાજ્યપદે અભિષેક કર્યો હતો.[૧] સર્વનો પરાભવ કરનારા એ પૃથુરાજાએ યત્ન કરીને પણ આખી પૃથ્વીને પ્રસિદ્ધ કરી હતી, માટે તેનું 'પૃથુ' એવું નામ પડ્યું હતું. પ્રજાઓએ તે સમયે ધાર્યું હતું કે, 'આ આપણું બાણથી રક્ષણ કરશે' માટે જ એ પૃથુરાજાને ક્ષત્રિય એવી સંજ્ઞા પ્રાપ્ત થઈ હતી.[૨] વેનપુત્ર પૃથુને જોઈને સર્વ પ્રજા 'અમે આ પૃથુ ઉપર રાજી થયા છીએ' એમ કહેવા લાગી; તેથી જ પ્રજાઓના અનુરાગ પરથી એનું 'રાજા' એવું નામ પાડ્યું હતું.[૩] વેનપુત્ર પૃથુના રાજ્યકાળમાં પૃથ્વીમાં વિના ખેડયે પાક થતો હતો. પૃથ્વી જ તે સર્વની કામનાઓને પરિપૂર્ણ કરતી હતી. સર્વ ગાયો પણ ઇચ્છિત વસ્તુઓને આપતી હતી અને પ્રત્યેકનાં પાત્રમાં મધ દૂઝતી હતી.[૪] ત્યારે તદ્દન સુવર્ણના જ દર્ભો ઊગતા હતા અને તેમનો સ્પર્શ સુખકારક તથા સુખાવહ હતો. પ્રજાઓ તે દર્ભોનાં જ વસ્ત્રો પહેરતી હતી અને શયન પણ તે દર્ભો પર જ કરતી હતી.[૫] ફળો પણ ત્યારે અમૃત સરખાં સ્વાદિષ્ટ અને મીઠાં થતાં હતાં. તે સમયે આહારમાં પણ તે ફળો જ લેવાતાં હતાં. ત્યારે કોઈ નિરાહાર રહેતું નહોતું.[૬] મનુષ્યો નીરોગી હતા, સર્વ પ્રયોજનો સિદ્ધ કરનારા હતા અને સર્વના તરફથી નિર્ભય હતા. તેઓ પોતાની ઇચ્છામાં આવે તેમ વૃક્ષોની ઘટાઓમાં

અથવા પહાડોની ગુફાઓમાં રહેતા.[૭] ત્યારે જુદા જુદા દેશોનો કે નગરોનો વિભાગ ન હતો, તેથી જેમને જેમ સુખ પડે, તેમ પોતપોતાની ઇચ્છાનુસાર પ્રજા આનંદમાં રહેતી હતી. એ પૃથુરાજા જ્યારે સમુદ્રમાં પ્રયાણ કરતો હતો, ત્યારે પાણી થંભી જતું હતું. અરે! પર્વતો પણ તેને માર્ગ આપતા હતા અને કોઈ સ્થળે પણ તેની ધજાનો ભંગ થતો ન હતો.[૮,૯] એ રાજા એક સમયે જ્યારે સુખથી બેઠો હતો, ત્યારે સર્વે વનસ્પતિઓ, પર્વતો, દેવો, અસુરો, મનુષ્યો, સર્પો, સપ્તઋષિઓ, યક્ષો, ગંધર્વો, અપ્સરાઓ અને પિતરો તેની પાસે આવ્યાં અને તેને આ પ્રમાણે કહેવા લાગ્યાં: 'તમે અમારા સમ્રાટ છો, ક્ષત્રિય છો, રાજા છો, રક્ષક છો અને પિતા છો.[૧૦,૧૧] હે મહારાજ! તમે અમારા પ્રભુ છો. તમે અમને ઇચ્છિત વરો આપો, એટલે અમે ચિરકાળની તૃપ્તિને પામીએ અને સુખથી રહીએ.'[૧૨] 'ભલે' એમ કહીને વેનપુત્ર પૃથુરાજાએ પોતાના હાથમાં પિનાક નામનું ધનુષ્ય લીધું. પછી અતુલ ઘોર બાણો લઈને તથા જરા વિચાર કરીને તેણે પૃથ્વીને કહ્યું: 'હે પૃથ્વી! આવ, ઝટ આવ. આ સર્વ પ્રજાઓને માટે તેમની ઇચ્છામાં આવે તે વસ્તુરૂપ દૂધ દૂઝી આપ. પછીથી હું તેમને ઇચ્છિત અન્ન આપીશ. તારું કલ્યાણ હો.'[૧૩,૧૪]

પૃથ્વી બોલી: 'હે વીર! તારે મને દુહિતા તરીકે કલ્પવી યોગ્ય છે.' 'બહુ સારું' એમ કહી જિતેન્દ્રિય પૃથુરાજાએ પણ તેને દોહવા માટે સર્વ સામગ્રી તૈયાર કરી.[૧૫] તે સમયે સર્વ ભૂતસમૂહો પૃથ્વીને દોહવા લાગ્યા. પ્રથમ વનસ્પતિઓ દોહવાની ઇચ્છાથી આવીને ઊભી રહી.[૧૬] સર્વ પર વહાલ રાખનારી પૃથ્વી પણ ગાયના સ્વરૂપે દૂઝવા સજ્જ થઈ, પણ તે વાછરડાની, દોહનારની તથા દોહવાના પાત્રની ઇચ્છા કરવા લાગી, એટલે વનસ્પતિઓએ પુષ્પ ભરેલા શાલ (સાગ) વૃક્ષને વાછરડો બનાવ્યો. પીપળાના વૃક્ષને દોહનાર બનાવ્યો અને ઉંબરાના વૃક્ષરૂપ સુંદર પાત્રમાં કાપેલા ભાગમાં અંકુરો ફૂટવારૂપ દૂધ દોહ્યું. પર્વતોએ ઉદયાચળ પર્વતને વાછરડો બનાવ્યો, મહાગિરિ મેરુને દોહનાર બનાવ્યો અને પથ્થરરૂપ પાત્રમાં રત્નો અને ઔષધિઓરૂપ દૂધ દોહ્યું. દેવોએ ઇંદ્રને વાછરડો બનાવ્યો, વિષ્ણુને દોહનાર બનાવ્યા અને મનરૂપ પાત્રમાં બલકર અને પ્રિય એવું અમૃતરૂપ દૂધ દોહ્યું.[૧૭-૧૯] અસુરોએ વિરોચનને વાછરડો બનાવ્યો, દ્વિમૂર્ધાને દોહનાર બનાવ્યો અને કાચા પાત્રમાં માયારૂપ દૂધને દોહી લીધું.[૨૦] મનુષ્યોએ સ્વાયંભુવ મનુને વાછરડો બનાવ્યો, પૃથુરાજાને દોહનાર બનાવ્યો અને પૃથ્વીના તળિયારૂપ પાત્રમાં ખેતી અને ધાન્યરૂપ દૂધને દોહી લીધું.[૨૧] સર્પોએ તક્ષકનાગને વાછરડો બનાવ્યો, ધૃતરાષ્ટ્ર નામના નાગને દોહનાર બનાવ્યો અને તૂંબડારૂપ પાત્રમાં ઝેરરૂપ દૂધ દોહ્યું.[૨૨] સપ્તઋષિઓએ સોમરાજાને વાછરડો બનાવ્યો, બૃહસ્પતિને દોહનાર બનાવ્યો અને વેદરૂપ પાત્રમાં પરબ્રહ્મરૂપ દૂધ દોહ્યું.[૨૩] યક્ષોએ શંકરને વાછરડો બનાવ્યો, કુબેરને દોહનાર બનાવ્યો અને કાચા પાત્રમાં અંતર્ધાનરૂપ દૂધ દોહ્યું.[૨૪] ગંધર્વો અને અપ્સરાઓએ ચિત્રરથને વાછરડો બનાવ્યો, ભગવાન વિશ્વરુચિને દોહનાર બનાવ્યા ને કમળરૂપ પાત્રમાં પવિત્ર ગંધરૂપ દૂધને દોહ્યું.[૨૫] પિતરોએ વૈવસ્વતને વાછરડો બનાવ્યો, સર્વના કાળ યમરાજને દોહનાર બનાવ્યો અને રૂપાના પાત્રમાં સ્વધારૂપ દૂધને દોહ્યું.[૨૬] એ પ્રમાણે સર્વ ભૂતોએ પૃથ્વીમાંથી પોતાની ઇચ્છામાં આવે તે પદાર્થોને દૂધરૂપે દોહી લીધા. આથી હજુ સુધી પણ તેઓ તે તે વાછરડા અને તે તે દોહવાનાં પાત્રોથી નિત્ય તે જ રીતે વર્તી રહ્યા છે.[૨૭] વેનપુત્ર પ્રતાપી પૃથુરાજાએ

અનેક પ્રકારના યજ્ઞો કરી સર્વ જનોને મનમાન્યાં સર્વ કામોથી તૃપ્ત કર્યા હતા.[૨૮] એ રાજાએ પૃથ્વીના સર્વ પદાર્થોને સુવર્ણના જ કર્યા હતા અને તેમનું અશ્વમેધ મહાયજ્ઞમાં બ્રાહ્મણોને દાન કરી દીધું હતું.[૨૯] વળી એણે છાસઠ હજાર સુવર્ણના હાથીઓ બનાવડાવી બ્રાહ્મણોને દાનમાં આપી દીધા હતા.[૩૦] વધુમાં તેણે આ આખી પૃથ્વીને મણિ અને રત્નોથી વિભૂષિત કરીને તદ્દન સુવર્ણથી પરિપૂર્ણ કરી હતી અને તે બ્રાહ્મણોને દાનમાં આપી દીધી હતી.[૩૧] હે શ્વિત્ય-પુત્ર સૃંજયરાજા! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ઐશ્વર્યમાં તારા કરતાં તથા તારા પુત્ર કરતાં ઘણો જ શ્રેષ્ઠ અને અતિશય પુણ્યવાન તે પૃથુરાજા પણ જ્યારે મરી ગયો છે, ત્યારે તું તારા પુત્રનો શા માટે શોક કરે છે! કારણ કે તારો પુત્ર તેના જેવો યજ્ઞયાગાદિ કરનાર અથવા અતિશય ચતુર ન હતો.[૩૨,૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમાં 'સોળ રાજાઓનાં વર્ણનો' નામનો અધ્યાય ૬૯મો સમાપ્ત

## अध्याय ७०मो

### પરશુરામનું ચરિત્ર

॥ नारद उवाच ॥

रामो महातपाः शूरो वीरलोकनमस्कृतः।
जामदग्न्योऽप्यतियशा अवितृप्तो मरिष्यति॥१॥

નારદ બોલ્યા : મહાતપસ્વી, શૂરવીર વીરલોકોથી નમસ્કાર કરાયેલા અને અતિ યશસ્વી જમદગ્નિપુત્ર પરશુરામ પણ આ જગતમાં અતૃપ્ત રહીને જ મરણ પામશે.[૧] તેમણે આ સમગ્ર પૃથ્વીને સુખી કરીને પુનઃ સત્યયુગનો ધર્મ પ્રવર્તાવ્યો છે. તેમને અઢળક લક્ષ્મી મળી હતી; છતાં તેમના મનમાં જરા પણ વિકાર થયો ન હતો.[૨] જ્યારે કાર્તવીર્યના પુત્ર એવા ક્ષત્રિયોએ પોતાના પિતાનો તથા વત્સનો નાશ કર્યો, ત્યારે રણમાં પોતાની પ્રશંસા નહિ કરનારા એ પરશુરામે યુદ્ધમાં શત્રુઓથી નહિ જિતાયેલા તે કાર્તવીર્યનો વધ કર્યો હતો.[૩] તે સમયે તેમણે મૃત્યુને જ અવધિ કરીને ચડી આવેલા ચોસઠ કરોડ ક્ષત્રિયોનો માત્ર એક ધનુષથી જ પરાજય કર્યો હતો. વળી તેમના મધ્યમાં બ્રાહ્મણોનો દ્વેષ કરનારા ચૌદ હજાર ક્ષત્રિયોને તથા બીજા કેટલાએક ક્ષત્રિયોને તો તેમણે કેદ કર્યા હતા અને દંતકૂર દેશના રાજાનો નાશ કર્યો હતો.[૪,૫] તેમણે એક હજાર ક્ષત્રિયોને મુસળથી મારી નાખ્યા હતા, એક હજારને તલવારથી કાપી નાખ્યા હતા, એક હજારને બાંધી બાંધીને માર્યા હતા અને એક હજારને પાણીમાં ઊંધે માથે લટકાવીને મારી નાખ્યા હતા.[૬] વળી તેમણે એક હજાર ક્ષત્રિયોના દાંત પાડી નાખ્યા હતા, એક હજારનાં કાનનાક કાપી લીધાં હતાં અને સાત હજાર ક્ષત્રિયોને કડવો ધુમાડો પાઈ મારી નાખ્યા હતા.[૭] બાકીના જે વધ્યા હતા તેમને તેમણે બાંધી બાંધીને માથાં ફોડી નાખીને યમલોકમાં મોકલી દીધા હતા. તેમણે ગુણાવતીનગરીની ઉત્તરે તથા ખાંડવવનની દક્ષિણે પર્વતની પાસે લાખો હૈહયોને રણમાં રોળી નાખ્યા છે.[૮] પિતાના વધથી ક્રોધાયમાન થયેલા એ બુદ્ધિમાન પરશુરામે પોતાની ફરશીથી દશ હજાર ક્ષત્રિયોને મારી નાખ્યા છે. તેઓ હજી સુધી પણ રથ, હાથી અને ઘોડાઓ સહિત મરણ પામેલા થઈ રહ્યા છે. તે બધા ક્ષત્રિયોએ પરશુરામને અતિ કઠોર વાણીના ઉચ્ચારો સંભળાવ્યા હતા, તેથી તેમણે તે સહન કર્યા નહોતા.[૯,૧૦] જ્યારે સારા સારા બ્રાહ્મણો 'હે ભાર્ગવ પરશુરામ! અમારું રક્ષણ કરવા ધાઓ!' આવી બૂમો પાડી બોલાવતા હતા, ત્યારે બ્રાહ્મણોનો દ્વેષ કરનારા કાશ્મીર, દરદ, કુંતી, ક્ષુદ્રક, માલવ, અંગ, વંગ, કલિંગ, વિદેહ, તામ્રલિપ્ત, રક્ષોવાહ, વીતિહોત્ર,

ત્રિગર્ત, માર્તિકાવત, શિબિ અને બીજા અનેક દેશોના હજારો ક્ષત્રિયોને પ્રતાપી પરશુરામે પોતાનાં તીક્ષ્ણ બાણોથી મારી નાખ્યા હતા.[૧૧-૧૩] અરે! એ ભાર્ગવે બીજા હજારો, લાખો અને કરોડો ક્ષત્રિયોને સંહારી નાખ્યા હતા. આમ તેમના ઇંદ્રગોપ કીડાના જેવા રંગના અથવા બપોરિયાના વૃક્ષસમાન લાલ રંગના લોહીના પ્રવાહોથી પરશુરામે મોટાં તળાવો ભરી દીધાં અને અઢારે દ્વીપોને પોતાને સ્વાધીન કર્યા.[૧૪,૧૫] પછીથી તેમણે સંપૂર્ણ ઉત્તમ દક્ષિણાદાનવાળા સેંકડો પવિત્ર યજ્ઞો કર્યા હતા. એ યજ્ઞોમાં બત્રીસ હાથ ઊંચી, શાસ્ત્રોક્ત વિધિએ બનાવેલી, સેંકડો જાતના રત્નોથી જડેલી સેંકડો પતાકાઓની પંક્તિવાળી તથા ગામડાનાં અને જંગલનાં પશુઓના સમુદાયોથી ભરપૂર એવી તદ્દન સુવર્ણની વેદિકા તૈયાર કરાવી હતી. તેમણે આરંભેલા એ અશ્વમેધ મહાયજ્ઞમાં કશ્યપઋષિએ આ સઘળી પૃથ્વીનો પ્રતિગ્રહ કર્યો હતો. વળી સુવર્ણના અલંકારોવાળા એક લાખ હાથીઓનો પણ તે ઋષિએ દાન તરીકે પ્રતિગ્રહ કર્યો હતો. પરશુરામે જ્યારે પૃથ્વીનું દાન કરી દીધું, ત્યારે તે પૃથ્વીમાં ચોર-લૂંટારાઓનું તો નામ જ ન હતું, પણ સત્પુરુષો અને ઇષ્ટજનોથી તે પૃથ્વી વ્યાપ્ત હતી.[૧૬-૧૯] સમર્થ પરશુરામે પૃથ્વીને એકવીસ વાર તદ્દન નક્ષત્રી કરી હતી અને પછીથી સેંકડો યજ્ઞો કરીને તે પૃથ્વીનું બ્રાહ્મણોને દાન કરી દીધું હતું.[૨૦] કશ્યપ નામના બ્રાહ્મણે સાત દ્વીપવાળી આખી પૃથ્વીને પરશુરામ પાસેથી દાનમાં લીધી હતી અને પછીથી તે બ્રાહ્મણે પરશુરામને કહ્યું હતું કે, મારી આજ્ઞાથી તમે હવે આ પૃથ્વીમાંથી નીકળી ચાલ્યા જાઓ.[૨૧] તેમણે બ્રાહ્મણની એ આજ્ઞા માથે ચઢાવી અને કશ્યપનાં વચનથી પૃથ્વી પરથી નીકળી ગયા. યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા તે પરશુરામ પછી સમુદ્રને એક બાણપાત જેટલા પ્રદેશમાં હઠાવી દઈને તે માર્ગે મહાન પર્વત મહેંદ્ર પર જઈ વસ્યા છે. આવી રીતે સેંકડો ગુણોથી યુક્ત, ભૃગુઓની કીર્તિને વધારનારા અને અતિ યશસ્વી તે જમદગ્નિપુત્ર પરશુરામ મહાતેજસ્વી છે; છતાં કાળે કરી તે મરી જશે. હે શ્વિત્યપુત્ર સૃંજયરાજા! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં અતિશય ચઢિયાતા તથા અતિશય પુણ્યશાળી તે પરશુરામ પણ જો મરી જશે, તો તું તારા પુત્રનો શોક ન કર; કારણ કે તારો પુત્ર તેના જેવો યજ્ઞયાગ કરનાર કે અતિશય નિપુણ ન હતો. હે પુરુષશ્રેષ્ઠ સૃંજયરાજા! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય, એ ચાર ભદ્રોમાં તારા કરતાં તથા તારા પુત્ર કરતાં ઘણા જ અધિક અને વળી સેંકડો કલ્યાણોમાં પણ તારા કરતાં તથા તારા પુત્ર કરતાં ઘણા ચઢિયાતા એ પૂર્વોક્ત રાજાઓ પણ મરી ગયા છે અને એના જેવા જે બીજાઓ આજકાલ જીવે છે, તેઓ પણ મરી જશે જ.[૨૨-૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાન્તર્ગત અભિમન્યુવધપર્વમાં 'સોળ રાજાઓના વૃત્તાંતો' નામનો અધ્યાય ૭૦ મો સમાપ્ત

## અધ્યાય ૭૧ મો

### સૃંજયરાજાના પુત્રને નારદે સજીવન કર્યો

॥ વ્યાસ ઉવાચ ॥

पुण्यमाख्यानमायुष्यं श्रुत्वा षोडशराजकम्।
अव्याहरन्नरपतिस्तूष्णीमासीत्स सृंजयः ॥ १ ॥

વ્યાસ બોલ્યા: હે યુધિષ્ઠિરરાજ! પૂર્વોક્ત સોળ રાજાઓનું આયુષ્યની વૃદ્ધિ કરનારું પવિત્ર આખ્યાન સાંભળ્યા પછી શાંત થયેલો રાજા સૃંજય કંઈ બોલ્યા વિના બેસી રહ્યો હતો.[૧] એ રીતે શાંત બેઠેલા રાજાને જોઈને ભગવાન નારદઋષિ તેને કહેવા લાગ્યા: 'હે મહાતેજસ્વી રાજા! તારી આગળ મેં જે આ સોળ રાજાઓનાં આખ્યા-

નો હતાં, તે તેં સાંભળ્યાં કે નહિ? અથવા તે મારો યત્ન શૂદ્ર પ્રજાતિની સ્ત્રી સાથે વિવાહ કરનાર બ્રાહ્મણના શ્રાદ્ધની પેઠે વ્યર્થ ગયો છે કે?' નારદે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે સૃંજયરાજા હાથ જોડી બોલી ઊઠ્યો: 'હે મહાબાહો નારદ! યજ્ઞોમાં દક્ષિણાદાન કરનારા પ્રાચીન રાજર્ષિઓનાં ધન્યવાદને પાત્ર અને ઉત્તમ એવાં એ આખ્યાનો સાંભળતાં જ સૂર્યના તેજથી જેમ અંધકારનો નાશ થાય તેમ વિસ્મયપૂર્વક મારો શોક દૂર થયો છે. હવે હું પાપ વિનાનો તથા શોક–વ્યથા વિનાનો થઈ ગયો છું. બોલો, હવે હું શું કરું?[૨-૫]

નારદ બોલ્યા: તારો શોક દૂર થયો છે, તે બહુ સારું થયું. બોલ હવે તારી શી ઇચ્છા છે? તને રુચે તે વર તું માગ. તું જે જે માગીશ તે તે તને આવી મળશે; કારણ કે અમે અસત્ય બોલનાર નથી.[૬]

સૃંજય બોલ્યો: આપ મારા પર પ્રસન્ન થયા છો, તેથી જ હું પ્રસન્ન થઈ ગયો છું. આપ જેના પર પ્રસન્ન થાઓ છો, તેને આ લોકમાં કંઈ જ દુર્લભ નથી.[૭]

નારદ બોલ્યા: હું તને તારો પુત્ર જ સજીવન કરી આપું છું. પ્રેક્ષિત પશુની પેઠે લૂંટારાઓએ તેને નકામો મારી નાખ્યો છે; માટે હું તેનો કષ્ટદાયક નરકમાંથી ઉદ્ધાર કરીશ.[૮]

વ્યાસ બોલ્યા: આમ કહેતાંની સાથે જ પ્રસન્ન થયેલા ઋષિએ આપેલો અને કુબેરના પુત્ર સમાન અદ્ભુત કાંતિવાળો સૃંજય રાજાનો તે પુત્ર ત્યાં પ્રકટ થયો.[૯] રાજા પોતાના એ પુત્રને મળીને ઘણો પ્રસન્ન થયો અને પછી તેણે સંપૂર્ણ ઉત્તમ દક્ષિણાવાળા કેટલાએક પવિત્ર યજ્ઞો કર્યા. હે યુધિષ્ઠિરરાજ! સૃંજય રાજાનો પુત્ર કૃતાર્થ થયો ન હતો, યુદ્ધ કરવા સજ્જ થયો ન હતો, તેણે એકે યજ્ઞ કર્યો ન હતો તેમ જ તેને કંઈ સંતતિ ન હતી. વળી તે લૂંટારાઓથી ભયભીત થઈ મરણ પામ્યો હતો. આથી નારદે તેને પુન. સજીવન કર્યો હતો.[૧૦,૧૧] પણ અભિમન્યુ તો શૂર હતો, વીર હતો અને કૃતાર્થ હતો. તે તો હજારો શત્રુઓને સંતાપીને સૈન્યને મોખરે મર્યો છે.[૧૨] માટે તારો એ પુત્ર બ્રહ્મચર્યથી, બુદ્ધિથી, શાસ્ત્રથી અને યજ્ઞોથી મનુષ્યો જે અક્ષય લોકમાં જાય છે, તે લોકમાં ગયો છે.[૧૩] વિદ્વાનો પવિત્ર કર્મ કરીને હમેશાં સ્વર્ગલોકની ઇચ્છા કરે છે, પણ સ્વર્ગમાં વસનારા જીવો સ્વર્ગલોકમાંથી આ લોકમાં આવવાની કદી ઇચ્છા કરતા નથી. અર્જુનનો પુત્ર પણ રણમાં પ્રાણ આપીને સ્વર્ગલોકમાં ગયો છે, માટે હવે તેને અહીં ફરી લાવી શકાય તેમ નથી; કારણ કે ન મળે તેવી ઇષ્ટ વસ્તુને કદી લાવી શકાતી નથી.[૧૪,૧૫] ધ્યાનથી પવિત્ર દર્શન પામેલા યોગીઓ જે ગતિને પામે છે, ઉત્તમ યજ્ઞ કરનારા મનુષ્યો જે ગતિને પામે છે અને મહાઉગ્ર તપ કરીને તપસ્વીઓ જે ગતિને પામે છે, તે અક્ષય ગતિને તમારો પુત્ર પામ્યો છે.[૧૬] અભિમન્યુ અહીં મરણ પામીને દિવ્ય સંપત્તિને પામ્યો છે. અમૃતમય કિરણોથી એ વીર સુધાંશુ ચંદ્રની પેઠે શોભી રહ્યો છે. બ્રાહ્મણોએ માન્ય કરેલા ચંદ્રના શરીરને તે પામ્યો છે. માટે તેનો જરા પણ શોક કરવો યોગ્ય નથી.[૧૭] હે નિર્દોષ રાજા! આ પ્રમાણે સમજીને તું આત્માને સ્થિર કરી શત્રુઓનો નાશ કર અને ધીરજ ધર. શોક તો આપણે બધા જે જીવતા છીએ તેમનો જ કરવાનો છે. સ્વર્ગે ગયેલાઓનો શોક ન હોય.[૧૮] હે મહારાજ! શોક કરનાર મનુષ્યને તો ઊલટો દુઃખમાં વધારો જ થાય છે, માટે સમજુ માણસે તો શોકનો ત્યાગ કરી કલ્યાણ મેળવવાનો જ પ્રયત્ન કરવો જોઈએ.

અતિશય માન, આનંદ તથા સુખની પ્રાપ્તિની અભિલાષા રાખનારા સમજુ પુરુષો કદી શોક કરતા નથી, કારણ કે તેઓ સમજે છે કે, શોક એ કોઈ વાસ્તવિક પદાર્થ નથી, પણ એક માનસિક વૃત્તિ છે.[૧૯,૨૦] હે સમજુ રાજા ! ઊઠ, ઊભો થા, શત્રુઓને જીતવાનો પ્રયત્ન કર, પણ શોક મા કર. હમણા જ તેં મૃત્યુની ઉત્પત્તિ સાંભળી છે અને અનુપમ તપ તપ્યાં છે. તુ સર્વ ભૂતો પર સમભાવ રાખવાનું પણ જાણે છે અને વિભૂતિઓના ચંચળ સ્વરૂપને પણ સમજે છે. હવે સૃંજય રાજાનો મરણ પામેલો પુત્ર શા કારણથી સજીવન થયો અને આ અભિમન્યુ કયા કારણથી પુન સજીવન થઈ શકે તેમ નથી, એ પણ તારા જાણવામા આવ્યુ છે.[૨૧,૨૨] માટે હે મહારાજ! આમ સમજીને પણ તું શોક ન કર. હું હવે જાઉ છુ.' આમ કહીને ભગવાન વ્યાસ મુનિ ત્યા જ અંતર્ધાન થઈ ગયા.[૨૩] આમ વાદળ વિનાના આકાશસમાન કાંતિવાળા, બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ અને વાણીના સ્વામી એ ભગવાન વેદવ્યાસ યુધિષ્ઠિરનુ આશ્વાસન કરીને ત્યા જ અંતર્ધાન થઈ ગયા. ત્યારે વિદ્વાન યુધિષ્ઠિરરાજ ઇદ્ર સરખા તેજસ્વી અને ન્યાયપૂર્વક ધનોપાર્જન કરનારા પૂર્વકાળના તે મહાન રાજાઓની યજ્ઞસંપત્તિ સભારીને મનમા જ તેનું પૂજન કરવા લાગ્યા તેમ જ શોક રહિત થયા. આમ છતા દીન થઈ ને તે મનમા વિચાર કરવા લાગ્યા કે, 'હું અર્જુનને શો ઉત્તર આપીશ ?'[૨૪-૨૬]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત અભિમન્યુવધપર્વમા 'સોળ રાજાઓના વૃત્તાંતની સમાપ્તિ' નામનો અધ્યાય ૭૧ મો સમાપ્ત

## અભિમન્યુવધપર્વ સમાપ્ત

# प्रतिज्ञापर्व

## अध्याय ७२ मो

### અર્જુનનો શોક અને કોપ

॥ संजय उवाच ॥

तस्मिन्नहनि निर्वृत्ते घोरे प्राणभृतां क्षये ।
आदित्येऽस्तं गते श्रीमान्संध्याकाल उपस्थिते ॥ १

સંજય બોલ્યો તે દિવસે જ્યારે પ્રાણીઓનો ઘોર સંહાર બંધ પડ્યો, સૂર્યનો અસ્ત થયો અને સધ્યાકાળ આવી પહોંચ્યો, ત્યારે સર્વ સૈનિકો પોતપોતાના આશ્રમ તરફ ચાલ્યા ગયા હતા. પેલી તરફ હે ભરતશ્રેષ્ઠ ! વાનરના ચિહ્નવાળી ધજાવાળો શ્રીમાન અર્જુન પણ પોતાનાં દિવ્ય અસ્ત્રો વડે સખ્યાબંધ સશપ્તકોનો સંહાર કરીને પોતાના જયશીલ રથમા બેસી છાવણી તરફ પાછો વળ્યો હતો જતા જતાં એકાએક એ વિજયી અર્જુનના કંઠમા આસુ ભરાઈ આવ્યાં અને તેણે શ્રીગોવિંદ પ્રત્યે આ પ્રમાણે કહ્યુ[૧-૩] 'હે કેશવ ! આજે મારુ હૃદય કેમ ધડકે છે ? કેમ મારી વાણી સ્ખલિત થાય છે ? આસપાસ અનિષ્ટ સૂચક અપશુકનો થઈ રહ્યા છે અને મારું અંગ પણ જાણે થરથરે છે[૪] મારા હૃદયમા કઈ અનિષ્ટ ઘૂસી ગયુ છે અને તે નીકળતુ જ નથી. પૃથ્વી પર તથા સર્વ દિશાઓમા થઈ રહેલા આ ઉત્પાતો મને ત્રાસ પમાડે છે[૫] તે ઉત્પાતો અનેક પ્રકારના છે અને તે બના અવશ્ય કઈક અશુભ સૂચવે છે મારા મોટા ભાઈ યુધિષ્ઠિરરાજ પોતાના અમાત્યો સહિત કુશળ તો હશે ને ?'[૬]

વાસુદેવ બોલ્યા અવશ્ય તારા મોટા ભાઈ તેમના અમાત્યો સહિત ક્ષેમકુશળ હશે, માટે તુ શોક મા કર, પણ મને લાગે છે કે, ત્યાં કંઈ બીજું અનિષ્ટ હોવુ જોઈએ[૭]

સંજય બોલ્યો પછી વીરોનો સહાર કરીને

તે બન્ને વીરોએ સાયંસંધ્યાની ઉપાસના કરી અને પુનઃ રથમાં બેસી રણસંગ્રામની વાતો કરતા કરતા પોતાની છાવણી તરફ આવવા લાગ્યા.[૯] અર્જુન અને શ્રીકૃષ્ણ સંશપ્તકોના વધરૂપ અતિ દુષ્કર કર્મ કરીને પોતાની છાવણીમાં આવી પહોંચ્યા, ત્યાં તો તે સ્થળે સર્વ નિસ્તેજ અને આનંદરહિત દેખાઈ રહ્યું હતું.[૯] ત્યાં આખી છાવણીનો આકાર નષ્ટ થઈ ગયો હતો. તે જોઈ શત્રુવીરોનો સંહાર કરનારો અર્જુન ગભરાયેલા હૃદયે શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો :[૧૦] 'હે જનાર્દન! આજે આપણી છાવણીમાં માંગલિક વાદિત્રો વાગતાં નથી, દુંદુભિઓના ઘોષો સંભળાતા નથી, તેમ જ આડંબર સાથે શંખનાદો પણ કોઈ સ્થળે સાંભળવામાં આવતા નથી.[૧૧] વળી શમ્યા નામના તાલના શબ્દની સાથે વીણાઓ વાગતી નથી અને મારા સૈન્યમાં ભાટચારણો સુદ્ધાં સ્તુતિયુક્ત એવાં સુંદર મંગલ ગીતો ગાતા નથી કે ભણતા પણ નથી. આ યોદ્ધાઓ પણ મને જોઈને નીચે મોઢે પાછા ચાલ્યા જાય છે અને પ્રથમની પેઠે યુદ્ધમાં કરેલાં પરાક્રમોનું મારી પાસે કથન પણ કરતા નથી. તો હે માધવ! મારા ભાઈઓ આજે ક્ષેમકુશળ તો હશે ને? આ મારા સ્વજનોને ગભરાયેલા જોઈને મારા મનનો અભિપ્રાય શુદ્ધ રહેતો નથી તેથી હે માનદ અચ્યુત! પાંચાલરાજ, વિરાટરાજા અને બીજા સર્વ યોદ્ધાઓનું ક્ષેમકુશળ હશે કે? સુભદ્રાપુત્ર અભિમન્યુ પોતાના ભાઈઓ સહિત હસતો હસતો આજે રણમાંથી આવેલા મારી સામે હર્ષપૂર્વક દોડી આવતો નથી!'[૧૨-૧૬]

સંજય બોલ્યો : એ પ્રમાણે વાતચીત કરતા તે બન્ને જણા પોતાની છાવણીની અંદર પેઠા અને ત્યાં તેમણે અત્યંત ગભરાયેલા તથા બેભાન જેવા થયેલા પાંડવોને જોયા.[૧૭] આવી સ્થિતિમાં રહેલા પોતાના ભાઈઓને તથા પુત્રોને જોઈને અર્જુનનું મન ઉદાસ થઈ ગયું અને વિશેષમાં અભિમન્યુને નહિ જોતાં તે આ વચન કહેવા લાગ્યો :[૧૮] 'આજે તમારાં બધાનાં મુખની કાંતિ ઊડી ગયેલી દેખાય છે. આસપાસ જોતાં છતાં હું અભિમન્યુને જોતો નથી; તેમ જ તમે બધા આજે મારી સામે આનંદ પણ કરતા નથી.[૧૯] મેં સાંભળ્યું હતું કે, આજે દ્રોણાચાર્યે ચક્રવ્યૂહ રચ્યો છે. તેને ભેદી શકે તેવો એક બાળક અભિમન્યુ સિવાય તમારામાં કોઈ પણ નથી. મેં તેને ચક્રવ્યૂહમાં દાખલ થવાનો ઉપદેશ આપ્યો હતો, પણ બહાર નીકળવાનો ઉપાય કહ્યો નથી. તમે આજે તે બાળકને શત્રુઓના સૈન્યમાં દાખલ તો નહોતો કર્યો ને? મહાધનુર્ધર શત્રુવીરસંહારક એ સુભદ્રાનંદન અભિમન્યુ શત્રુઓના સૈન્યને ભેદી નાખીને શું આજના યુદ્ધમાં માર્યો તો ગયો નથી ને?[૨૦-૨૨] કહો, લાલ આંખોવાળો, મોટી ભુજાવાળો, પર્વતમાં જન્મેલા સિંહ સરખો અને પરાક્રમમાં સાક્ષાત્ ભગવાન ઉપેંદ્ર સરખો તે અભિમન્યુ શું યુદ્ધમાં મરણ પામ્યો છે?[૨૩] અતિ સુકુમાર, મહાન ધનુર્ધર અને ઇંદ્રના પુત્રનો પુત્ર તે મને હમેશાં પ્રિય હતો. કહો, તે શું યુદ્ધમાં માર્યો ગયો છે?[૨૪] કહો, દ્રૌપદીનો, કેશવનો અને માતા કુંતીને નિત્ય પ્રિય તે સુભદ્રાના લાડકાને કાળથી મોહિત થયેલા કયા પુરુષે મારી નાખ્યો છે?[૨૫] પરાક્રમ, શાસ્ત્ર અને માહાત્મ્યમાં યાદવવીર મહાત્મા શ્રીકૃષ્ણ સરખો તે અભિમન્યુ રણમાં કેમ માર્યો ગયો?[૨૬] અરે! મેં સતત લાડ લડાવેલા તે સુભદ્રાના દુલારા, શૂરા, અભિમન્યુને જો હું નહિ દેખું, તો ખરેખર, હું પણ મૃત્યુગૃહે ચાલ્યો જઈશ.[૨૭] આહ! કોમળ અને સુંદર વાંકડિયા કેશવાળા, બાળક, બાલમૃગ સમાન નેત્રવાળા, મદોન્મત્ત હાથી સમાન પરાક્રમી, તાજા

જન્મેલા સિંહના બાળક સમાન, સુખ મલકાવીને ભાષણ કરનાર, ઇંદ્રિયોનો નિગ્રહ કરનાર, સદા ગુરુઓના વચનને અનુસરનાર, બાલ્યાવસ્થામાં પણ અતુલ કર્મ કરનાર, મીઠું મીઠું બોલનાર, મત્સરરહિત, મહાન ઉત્સાહવાળા, મોટી ભુજાવાળા, કમળ સમાન દીર્ઘ નેત્રવાળા, ભક્તો પર દયા કરનાર, દાંત, નીચને નહિ અનુસરનાર, કૃતજ્ઞ, જ્ઞાનસંપન્ન, અસ્ત્રકુશળ, યુદ્ધમાં પાછી પાની નહિ કરનાર, યુદ્ધને અભિનંદન આપનાર, હમેશાં શત્રુઓનો ભય વધારનાર, પોતાનાં સ્વજનોનું પ્રિય અને હિત કરવામાં તત્પર રહેનાર, પિતાઓના જયને ઇચ્છનાર, યુદ્ધમાં પ્રથમ પ્રહાર નહિ કરનાર અને યુદ્ધમાં નાશ પામેલા ગભરાટવાળા એ મારા પુત્ર અભિમન્યુને જો હું નહિ દેખું તો અવશ્ય હું આ યમલોકમાં ચાલ્યો જઈશ. જે વેળા રથીઓની ગણના કરવામાં આવી હતી, તે વેળા તેને મહારથી તરીકે ગણ્યો હતો. યુદ્ધમાં તે મારાથી અધિક ગુણવાળો હતો, તરુણ હતો, બહુ બળશાળી હતો તથા પ્રદ્યુમ્નને, કેશવને અને મને નિત્ય પ્રિય હતો. એ મારા અભિમન્યુ પુત્રને જો હું નહિ જોઉં, તો હું પણ મૃત્યુગૃહે વિદાય થઈશ. અરેરે! સુંદર નાસિકાવાળું, સુંદર લલાટવાળું અને સુંદર નેત્ર, ભ્રમર તથા હોઠવાળું અભિમન્યુનું તે મુખ જો મારા જોવામાં નહિ આવે, તો મારા હૃદયમાં કેમ શાંતિ રહે? અહો! તેનો શબ્દ વીણાના શબ્દની પેઠે સુખકારક હતો, રમ્ય હતો અને નરકોકિલના ધ્વનિ સમાન હતો. તે શબ્દ નહિ સાંભળતાં મારા હૃદયમાં હવે શી રીતે શાંતિ રહેશે? તે વીરનું રૂપ દેવતાઓમાં પણ દુર્લભ હતું. હવે એ વીરને ન જોતાં મારા હૃદયમાં કેમ શાંતિ રહેશે? વડીલોને વંદન કરવામાં ચતુર અને પિતાઓના આજ્ઞાપાલનમાં આસક્ત એવા તે મારા પ્રિય પુત્રને જો હું નહિ જોઉં, તો મારા હૃદયમાં કેમ શાંતિ રહે? અહો! એ અતિકોમળ વીર અભિમન્યુ સદૈવ મહામૂલા શયનને યોગ્ય હતો, તે જ નાથવાળાઓમાં શ્રેષ્ઠ આજે રણભૂમિમાં અનાથની પેઠે સૂતો છે! જ્યારે તે શયન કરતો હતો, ત્યારે ઉત્તમ સ્ત્રીઓ તેની સેવા કરતી હતી, પણ આજે બાણોથી વીંધાયેલા અંગવાળા એ જ અભિમન્યુને અમંગળ શિયાળવીઓ ઉપાસે છે! જે અભિમન્યુને પહેલાં સૂતો હોય, ત્યારે ભાટચારણો માંગલિક ગાનતાનથી તેને જગાડતા હતા, તે જ અભિમન્યુને આજે શિકારી જનાવરો વિકરાળ શબ્દોથી જાગ્રત કરે છે! અરેરે, છત્રની છાયાને યોગ્ય એવા તેના સુંદર વદનને આજે રણસંગ્રામની રજ ભૂખરું કરી નાખશે! હાય, ઓ પુત્ર! હું હીનભાગી પુત્રનું નિરંતર દર્શન કરવા છતાં હજી અતૃપ્ત જ રહ્યો છું, તેટલામાં તો કાળ તને બળાત્કારે લઈ જાય છે! ખરેખર, યમરાજની નગરી હવે પુણ્યશાળી પુરુષોની જ ગતિરૂપ થઈ પડી હશે; કારણ કે પોતાની પ્રભાથી જ મૂળથી મોહક અને સુંદર એવી તે નગરી આજે તારાથી અત્યંત શોભી રહી હશે! સાચે જ યમ, વરુણ, ઇંદ્ર અને કુબેર પોતાને ત્યાં આવેલા તારા સરખા નિર્ભય અને પ્રિય અતિથિનું બરાબર પૂજન કરશે.' આમ, ભાંગી પડેલા વહાણવાળા વેપારીની પેઠે અનેક પ્રકારે વિલાપ કરીને મહાન દુઃખાવેશવાળો તે અર્જુન યુધિષ્ઠિરને આ પ્રમાણે પૂછવા લાગ્યો: 'હે કુરુનંદન! તે અભિમન્યુ યુદ્ધમાં શત્રુઓનો બરાબર સંહાર કરીને રણના મોખરામાં મહાન યોદ્ધાઓ સામે લડતાં લડતાં સ્વર્ગે ગયો છે ને? અવશ્ય અનેક સાવધ મહાન પુરુષો સાથે યુદ્ધ કરતો તે અભિમન્યુ જ્યારે સહાય વિનાનો થયો હશે, ત્યારે તેણે સહાયને માટે મારું સ્મરણ કર્યું હશે. કર્ણ, દ્રોણ, કૃપાચાર્ય આદિ શત્રુ યોદ્ધાઓનાં અનેક

જનનાં પાણીદાર અગ્રભાગવાળાં તીક્ષ્ણ બાણોથી પીડાઈને મારો પુત્ર અલ્પ ચેતનવાળો થયો હશે. તે સમયે 'મારા પિતા જો અહીં હોત તો મારું રક્ષણ કરત,' એમ વારંવાર તે વિલાપ કરતો હશે! એવામાં મને લાગે છે કે તે ઘાતકી યોદ્ધાઓએ તેને પૃથ્વી પર પાડી દીધો હશે. અથવા એમ ન જ બને; કારણ કે તે અભિમન્યુ મારાથી ઉત્પન્ન થયો હતો, શ્રીકૃષ્ણનો ભાણેજ હતો અને સુભદ્રા જેવી વીરાંગનામાં પેદા થયો હતો. તેને વિશે આમ ન જ કહેવાય. અહોહો! મારું હૃદય ખરેખર વજ્રના સત્ત્વમય જ હોવું જોઈએ; કારણ કે આ સમયે મોટી ભુજવાળા તથા લાલ નેત્રવાળા એ મારા પુત્રને નહિ જોતા છતાં તે ચિરાઈ જતું નથી. અરે! તે ઘાતકી કૌરવ ધનુર્ધરોએ એક બાળકના પર મર્મને ભેદી નાખે તેવાં બાણો કેમ ફેંક્યાં હશે? શું તેમણે વિચાર પણ નહિ કર્યો હોય કે, આ શ્રીકૃષ્ણનો ભાણેજ છે અને અર્જુનનો પુત્ર છે! હું શત્રુઓનો સંહાર કરી છાવણીમાં આવતો હતો, ત્યારે અદીન મનવાળો જે અભિમન્યુ મારી સામે આવી મને અભિનંદન આપતો હતો, તે આજ કેમ જોવામાં આવતો નથી? અરે! પણ હા, તેને તો શત્રુઓએ રણમાં મારી નાખ્યો છે અને લોહીલોહાણ થઈ તે તો ધરણી પર સૂતો છે! છતાં પણ પતન પામેલા સૂર્યની પેઠે તે પોતાનાં અંગોથી રણભૂમિને શોભાવી રહ્યો છે. હાય હાય! મને સુભદ્રાનો જ ઘણો શોક થાય છે; કારણ કે રણમાં પલાયન નહિ કરનારા પોતાના એ પુત્રને મરણ પામેલો સાંભળીને તે શોકાર્ત થઈ જશે અને અવશ્ય મરી જશે. અભિમન્યુને નહિ જોતી સુભદ્રા અને દ્રૌપદી દુઃખાર્ત થઈને જ્યારે મને પૂછશે, ત્યારે તે બન્નેને હું શો ઉત્તર આપીશ? અરે! એ તો ઠીક, પણ શોકથી કૃશ થયેલી વહુને (અભિમન્યુની સ્ત્રીને) રોકકળ કરતી જોઈને પણ મારા હૃદયના હજારો ટુકડા જો નહિ થઈ જાય તો મારે સમજવું જ જોઈશે કે, મારું હૃદય કેવળ વજ્રસારમય છે. જ્યારે હું સંશપ્તકો સામે યુદ્ધ કરી રહ્યો હતો, ત્યારે મેં ગર્વમાં આવી ગયેલા કૌરવોનો સિંહનાદ સાંભળ્યો હતો. શ્રીકૃષ્ણે પણ યુયુત્સુને ત્યાં વીરોને આ ઠપકો આપતાં સાંભળ્યો હતો: 'હે મહારથીઓ! તમે બધા અર્જુનને પહોંચવા તો અસમર્થ છો, તો પછી આ એક બાળકને મારી નાખીને મગન શું થાઓ છો? અરે, ઓ અધર્મી યોદ્ધાઓ! હવે તમે બધા એ અર્જુનનું બળ જોઈ લેજો. સાચે જ, શ્રીકૃષ્ણ અને અર્જુનનું આમ અપ્રિય કરીને તમારે શોક કરવાનો જ સમય આવી પહોંચ્યો છે. આમ છતાં તમે પ્રસન્ન થઈ સિંહની પેઠે શું ગર્જનાઓ કરી રહ્યા છો? આ તમારાં પાપી કર્મનું ફળ હવે તમને તુરતમાં આવી મળશે. શું ઘણા કાળ સુધી તીવ્ર અધર્મ કર્યા કરશો, છતાં તમને તેનું કંઈ પણ ફળ નહિ મળે!' આમ કહી રૂડાબુદ્ધિમાન વૈશ્યા (નામની દાસીનો) પુત્ર યુયુત્સુ કોપ અને દુઃખથી યુક્ત થઈ, શસ્ત્રનો ત્યાગ કરી, રણમાંથી ખસી ગયો હતો. (શ્રીકૃષ્ણ સામે જોઈને) હે કૃષ્ણ! તમે પણ આ વાત હાલ રસ્તામાં જ કહી છે.[૨૮-૫૪] જો તે સમયે આ પ્રમાણે તમે મને કહ્યું હોત, તો તે જ ક્ષણે હું તે ક્રૂર સર્વ મહારથીઓને બાળી નાખત.'

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજા! એ રીતે પોતાના પુત્રના શોકથી પીડાતો અર્જુન આંસુભર્યાં નેત્રે થોડીવાર વિચારમાં પડી જતો હતો.[૫૫] વળી પાછો તે તીવ્ર શોકથી ગ્રસ્ત થઈને પોતાના પુત્રની જ પીડાથી દુઃખી થઈ રહ્યો હતો, ત્યારે શ્રીકૃષ્ણે તેને કહ્યું: 'હે અર્જુન! આમ શોક ન કર.[૫૬] યુદ્ધમાં પાછા નહિ હઠનારા દરેક શૂરવીરનો આ જ માર્ગ છે. તેમાં વળી જેમની યુદ્ધથી જ

આજીવિકા છે, તે ક્ષત્રિયોનો તો ખાસ કરી આ જ માર્ગ છે.[૧૭] હે શ્રેષ્ઠ બુદ્ધિમાન! યુદ્ધમાંથી પાછા નહિ ફરનારા શૂરાઓને માટે સર્વ શાસ્ત્રોને જાણનારા ધર્માચાર્યોએ આ ગતિનું જ નિર્માણ કર્યું છે.[૧૮] મોખરામાં રહી લડનારા શૂરા યોદ્ધાઓનું મરણ અવશ્ય યુદ્ધમાં જ થાય છે. આપણો અભિમન્યુ પુણ્યવાનોના અક્ષયલોકમાં ગયો છે, એમાં સંશય નથી.[૧૯] હે ભરતશ્રેષ્ઠ! હે માનદ! 'સંગ્રામમાં શત્રુઓની સન્મુખ રહી મૃત્યુ પામવું જોઈએ' એવી ઇચ્છા સર્વ વીરોને હોય છે.[૭૦] ત્યારે તે અભિમન્યુએ તો મહાબળવાન વીર રાજપુત્રોને રણમાં રોળી નાખ્યા છે અને સૈન્યના મોખરામાં વીરપુરુષો જેવા મૃત્યુની ઇચ્છા કરે છે, તેવા મૃત્યુને તે પામ્યો છે.[૭૧] માટે હે પુરુષવ્યાઘ્ર! તું શોક ન કર; કારણ કે પ્રાચીન ધર્માચાર્યોએ ક્ષત્રિયોને માટે સનાતન કાળનો આવો જ ધર્મ બાંધ્યો છે કે, ક્ષત્રિયોનો રણમાં જ નાશ થવો જોઈએ.[૭૨] હે ભરતશ્રેષ્ઠ! તું આમ શોકથી આકુળ થઈ ગયો છે, તેથી આ તારા ભાઈઓ, રાજાઓ અને સર્વ સુહૃદો પણ દીન થઈ ગયા છે.[૭૩] માટે હે માન આપનારા! તું આ બધાને સામયુક્ત વચનથી ધીરજ આપ. તેં જાણવાનું બધું જાણ્યું છે, તેથી તને આમ શોક કરવો છાજતો નથી.[૭૪]

અદ્ભુત કર્મવાળા શ્રીકૃષ્ણે એ પ્રમાણે જ્યારે અર્જુનને આશ્વાસન આપ્યું, ત્યારે તે પૃથાનંદન પોતાના ગળગળા થઈ ગયેલા ભાઈઓને આ પ્રમાણે કહેવા લાગ્યો કે,[૭૫] 'લાંબી ભુજાવાળો, વિશાળ ખભાવાળો તથા દીર્ઘ કમળ સમાન નેત્રવાળો તે અભિમન્યુ જે રીતે રણમાં માર્યો ગયો હોય તે બધું હું સાંભળવા ઇચ્છું છું.[૭૬] મારા પુત્રનો જે વેરી છે, તે બધાને હાથી, રથ, ઘોડા અને પરિવાર સહિત હું મારી નાખીશ તે તમે જોશો.[૭૭] અહો! તમે બધા અસ્ત્રકુશળ અને શસ્ત્રધારી યોદ્ધાઓ હોય અને તમારી વચ્ચે અભિમન્યુ, વજ્રધર સાક્ષાત્ ઇંદ્ર સામે પણ યુદ્ધમાં ભેટ્યો હોય, તોપણ તે કેમ મરણ પામે![૭૮] અરે હાય! પણ આ પ્રમાણે મેં જો પ્રથમથી જ જાણ્યું હોત કે, પાંડવો તથા પાંચાલો મારા પુત્રનું રક્ષણ કરવા અસમર્થ છે, તો હું પોતે જ તેનું રક્ષણ કરત.[૭૯] અરે! તમે બધા રથોમાં બેઠેલા હશો અને બાણોની વૃષ્ટિ કરી રહ્યા હશો, છતાં શત્રુઓએ કેવી રીતે તમને ગભરાવી દઈ અભિમન્યુને મારી નાખ્યો?[૮૦] હાય! હાય! તમારામાં પુરુષાર્થ જ નથી અથવા પરાક્રમ પણ નથી; કારણ કે ત્યાં તમારા બધાના દેખતાં અભિમન્યુ રણમાં રોળાયો![૮૧] અથવા મારે તો મારા આત્માને જ નિંદવો જોઈએ; કારણ કે હું તમને બધાને અતિશય દુર્બળ, ભીરુ અને શિથિલ નિશ્ચયવાળા જાણતો હતો, છતાં અહીંથી યુદ્ધ કરવા નીકળી પડ્યો.[૮૨] તમે બધા મારા પુત્રનું રક્ષણ કરી ન શક્યા તે પરથી હવે મને સ્પષ્ટ દેખાય છે કે, આ તમારાં કવચો, શસ્ત્રો અને આયુધો કેવળ શોભાનાં જ છે; તેમ જ તમારી વાણી પણ સભામાં જ મોટા ઘાંટે બોલવા માટે છે.[૮૩]

આમ કહી અર્જુન બોલતો બંધ થયો. તે વખતે તે હાથમાં ધનુષ્ય લઈને તથા કેડે ઉત્તમ તલવાર લટકાવીને ઊભો હતો. એનું સ્વરૂપ એવું તો ભયંકર દેખાતું હતું કે, તેથી તે સમયે કોઈ પણ તેની સામે જોઈ શકતું ન હતું.[૮૪] અર્જુન પુત્રના શોકથી એટલો બધો તપી ગયો હતો કે, તે ક્રોધાયમાન કાળ સરખો જણાતો હતો. તે વારંવાર નિઃશ્વાસ મૂકતો હતો અને તેનું મુખ પણ અશ્રુઓથી ભરાઈ ગયું હતું.[૮૫] શ્રીકૃષ્ણ અને પાંડુના જ્યેષ્ઠપુત્ર યુધિષ્ઠિર સિવાય બીજા કોઈ પણ સુહૃદો અર્જુન સામે ભાષણ કરવાને

વ્યાઘ્ર સ્વર્ગલોકને પામી ગયો અને એથી જ અમારો શોક વધી પડ્યો છે. ધર્મરાજાએ કહેલું એ વચન સાંભળી અર્જુન 'હા પુત્ર!' એમ નિઃશ્વાસ નાખી બેભાન થઈ ધરણી પર ઢળી પડ્યો. તે જોઈ સર્વનાં મોં ઊતરી ગયાં અને તેઓ અર્જુનને વીંટાઈ વળી સ્થિર નેત્રે દીનતાપૂર્વક એકબીજાની સામે જોઈ રહ્યા. તે પછી ભાનમાં આવી, ક્રોધપૂર્ણ થયેલો અર્જુન જાણે જ્વર આવ્યો હોય, તેમ થરથર ધ્રૂજવા લાગ્યો, વારંવાર નિઃશ્વાસ નાખવા લાગ્યો અને હાથેહાથ ઘસી ધ્રુસકે ધ્રુસકે રુદન કરવા લાગ્યો.[૧૩-૧૯] પછી ઉન્મત્તની પેઠે સર્વના તરફ જોઈને તે આ પ્રમાણે બોલ્યો.

અર્જુન બોલ્યો : હું તમારા બધાની પાસે સત્ય પ્રતિજ્ઞા કરું છું કે, આવતી કાલે હું જયદ્રથનો વધ કરીશ. જો મરણના ભયથી ત્રાસ પામી તે કૌરવોને ત્યજી જાય નહિ, આપણે શરણે આવે નહિ, પુરુષોત્તમ શ્રીકૃષ્ણને શરણે જાય નહિ, અથવા હે મહારાજ! તમારે શરણે જો તે આવે નહિ, તો જરૂર આવતી કાલે હું જયદ્રથનો વધ કરીશ.[૨૦,૨૧] તેણે કૌરવોનું પ્રિય કરવા ધાર્યું છે, તે મારો સ્નેહ ભૂલી ગયો છે અને આ બાળકનો વધ કરવામાં તે કારણભૂત બન્યો છે, માટે હું એ પાપી જયદ્રથનો આવતી કાલે અવશ્ય વધ કરીશ.[૨૨] હે રાજન્! તેનું રક્ષણ કરવાની ઇચ્છાથી જે કોઈ કાલે મારી સામે યુદ્ધ કરશે, તે પછી દ્રોણાચાર્ય કે કૃપાચાર્ય હશે, તોપણ હું તેમને બાણો મૂકી ઢાંકી દઈશ.[૨૩] હે પુરુષશ્રેષ્ઠો! આવતી કાલના યુદ્ધમાં જો હું જયદ્રથનો વધ ન કરું, તો શૂરવીર પુરુષોને પ્રિય એવા પુણ્યશાળીઓને મળતા દિવ્યલોકને હું નહિ જ પામું.[૨૪] જો હું આવતી કાલે જયદ્રથનો વધ ન કરું, તો માતાપિતાનો ઘાત કરનારા, ગુરુની સ્ત્રી સાથે વ્યભિચાર કરનારા, ચાડિયા, સત્પુરુષોની અસૂયા કરનારા, નિંદા કરનારા, થાપણ ઓળવનારા, વિશ્વાસઘાત કરનારા, બીજાએ ભોગવેલી સ્ત્રીનો સ્વીકાર કરનારા, પાપની પ્રશંસા કરનારા, બ્રહ્મહત્યારા, ગોહત્યારા તથા યજ્ઞયાગાદિ માટે નહિ પણ કેવળ પોતાને માટે જ રાંધેલા દૂધપાક, જવનું અન્ન, શાક, 'કૃસર' (દૂધ, તલ અને ચોખાની ખીચડી), શીરો, પૂડા તથા માંસનું ભક્ષણ કરનારા પુરુષોને નરક આદિ જે લોકની પ્રાપ્તિ થાય છે, તેને હું પામું. વળી આવતી કાલે જો હું જયદ્રથને ન મારું, તો વેદનું અધ્યયન કરનાર અને અત્યંત વ્રતધારી એવા ઉત્તમ બ્રાહ્મણનું અપમાન કરનાર, વૃદ્ધ સત્પુરુષો અને વડીલોનું અપમાન કરનાર, ગાય અથવા બ્રાહ્મણને પગથી સ્પર્શ કરનાર તેમ જ પાણીમાં બળખા, વિષ્ઠા અને મૂત્ર નાખનાર મનુષ્યોની જે કષ્ટકારક ગતિ થાય છે, તે ગતિ મારી પણ થાય.[૨૫-૩૧] જો હું આવતી કાલે જયદ્રથનો નાશ ન કરું, તો નગ્નસ્નાન કરનારાની તથા અતિથિને નિરાશ કરનારાની જે ગતિ થાય અને લાંચિયાઓની, મિથ્યાભાષીઓની, ઠગારાઓની પોતાનાં નામ તથા જાતને છુપાવનારાઓની, બીજા પર ખોટો દોષારોપ કરનારાઓની, સેવક, પુત્ર, સ્ત્રી તથા આશ્રિતની આજ્ઞા પ્રમાણે વર્તનારા તેમ જ બાળક, અતિથિ આદિનો ભાગ નહિ કાઢીને મિષ્ટાન્ન ખાનારા મનુષ્યોની જે ઘોર ગતિ થાય, તે ગતિ મારી પણ થાઓ.[૩૨-૩૪] વળી જો હું આવતી કાલે જયદ્રથનો વધ ન કરું, તો જે કોઈ દુરાત્મા પુરુષ પોતાના વચન પરના વિશ્વાસે રહેલા આશ્રિત સત્પુરુષનો ત્યાગ કરી તેનું પોષણ ન કરે, ઉપકારી પુરુષની નિંદા કરે, યોગ્ય પાડોશીને શ્રાદ્ધભોજન ન આપે, પણ શૂદ્રજાતની સ્ત્રી અથવા રજસ્વલા થયેલી કન્યા સાથે વિવાદ કરનારા

અપાત્રને શ્રાદ્ધભોજન આપે, દારૂ પીએ, મર્યાદા તોડે, કૃતઘ્ની થાય અને પોતાના સ્વામીની નિંદા કરે, તેવા નીચ પુરુષો જે ગતિમાં જાય, તે ગતિમાં હું પણ જઉં.[૩૫-૩૭] આવતી કાલે જો હું જયદ્રથને ન મારું તો ડાબે હાથે ભોજન કરનારા, ખોળામાં અન્ન મૂકી ખાનારા, ખાખરાના આસન પર બેસનારા, તિંદુવૃક્ષનું દાતણ કરનારા, બીજાઓનો પ્રાણ લેનારા, પ્રાતઃકાળમાં શયન કરનારા, બ્રાહ્મણ હોઈને ટાઢથી ભય પામનારા અને ક્ષત્રિય હોઈને રણસંગ્રામથી ભાગનારા એ બધાની જે ગતિ થાય, તે ગતિ મારી પણ થાઓ. વળી જે ગામમાં એક જ કૂવો હોય અને જેમાં વેદનો ઘોષ જરા પણ ન હોય તેવા ગામમાં છ મહિના વસનારા, શાસ્ત્રની નિંદા કરનારા, દિવસે મૈથુન કરનારા, દિવસે શયન કરનારા, ઘરને આગ લગાડનારા, ઝેર આપનારા, અગ્નિહોત્ર અને અતિથિસત્કાર વિનાના, ગાયોને પાણી પાવાના સ્થળે વિઘ્ન કરનારા, રજસ્વલા સ્ત્રી સાથે સંભોગ કરનારા, પૈસા લઈ કન્યાદાન કરનારા, અનેક પ્રકારના યજ્ઞો કરાવનારા તથા કૂતરાં જેવી વૃત્તિ કરનારા બ્રાહ્મણો, મુખમાં મૈથુન કરનારા, તથા 'બ્રાહ્મણને આપીશ' એમ કહીને લોભથી નહિ આપનારા એ પુરુષોની જે ગતિ થાય, તે ગતિ મારી પણ થાઓ. જો હું આવતી કાલે જયદ્રથનો વધ ન કરું, તો જે કોઈ ધર્મ વિરુદ્ધ વર્તનારાઓને મેં અહીં નથી ગણાવ્યા અને જેમને ગણાવ્યા છે, તેમની ગતિને હું સત્વર પામું. આ રાત્રિ વીત્યા પછી આવતી કાલ સુધીમાં જો હું જયદ્રથનો વધ ન કરું, તો આ મારી એક બીજી પ્રતિજ્ઞા પણ તમે સાંભળો. જો હું આવતી કાલે સૂર્યાસ્ત સુધીમાં એ પાપીને ન મારી શકું, તો અહીં જ હું બળબળતા અગ્નિમાં પ્રવેશ કરીશ.[૩૮-૪૭] અરે! અસુરો, દેવો, મનુષ્યો, પક્ષીઓ, સર્પો, પિતરો, રાક્ષસો, બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ અથવા આ જગતમાં જે કોઈ ચરાચર પ્રાણી છે, તેમનામાંના કોઈ પણ મારા એ શત્રુનું રક્ષણ કરવા સમર્થ નથી.[૪૮] જો કદાચ તે રસાતળમાં પેસી જશે, ક્યાંય આકાશમાં પ્રવેશ કરી જશે, દેવનગરમાં જઈ દાખલ થશે અથવા દૈત્યોના નગરમાં ભરાઈ પેસશે, તોપણ હું અભિમન્યુના એ શત્રુનું મસ્તક આવતી કાલે સો બાણોથી છેદી પાડીશ.[૪૯] એમ કહીને તેણે ગાંડીવધનુષ્યને ડાબી-જમણી બાજુ ફેરવી ટંકાર કર્યો અને તેનો એ શબ્દ બીજા શબ્દોને દબાવી દઈ છેક આકાશ સુધી પહોંચ્યો.[૫૦] અર્જુને જ્યારે એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી, ત્યારે જનાર્દને પોતાનો પાંચજન્ય નામનો શંખ વગાડ્યો અને ક્રોધાયમાન થયેલા અર્જુને દેવદત્ત નામનો શંખ વગાડ્યો.[૫૧] ત્યારે શ્રીકૃષ્ણના મુખવાયુથી અત્યંત પરિપૂર્ણ થયેલા એ પાંચજન્ય શંખના મહાન ઘોષે પ્રલયકાળની પેઠે આકાશપાતાળ સહિત આખા જગતને તથા સર્વ દિક્પાલોને કંપાવી દીધા. મહાત્મા અર્જુને એ પ્રતિજ્ઞા કરી એટલે તુરત જ તે સ્થળે હજારો વાદિત્રોના ઘોષો પ્રગટ થયા અને પાંડવોનો સિંહનાદ પણ થઈ રહ્યો.[૫૨,૫૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત પ્રતિજ્ઞાપર્વમાં 'અર્જુનની પ્રતિજ્ઞા' નામનો અધ્યાય ૭૩ મો સમાપ્ત

## अध्याय ७४ मो

### જયદ્રથની વ્યાકુળતા અને સ્વાર્થી દુર્યોધન

॥ संजय उवाच ॥

श्रुत्वा तु तं महाशब्दं पांडूनां जयगृद्धिनाम् ।
चारैः प्रवेदिते तत्र समुत्थाय जयद्रथः ॥ १ ॥

સંજય બોલ્યો : વિજયની લાલસાવાળા એ પાંડવોના મહાન શબ્દને સાંભળીને તથા ગુપ્તચરોએ જણાવેલી અર્જુનની પ્રતિજ્ઞાની વાત જાણીને

જયદ્રથરાજનું હૃદય શોકથી મૂઢ થઈ ગયું. અગાધ અને વિશાળ શોકસાગરમાં ગળકિયાં ખાતો હોય તેમ તે દુઃખથી વ્યાપ્ત થઈ ગયો અને એકદમ ઊભો થઈ ગયો. ઘણો વિચાર કર્યા પછી એ સિંધુરાજ રાજાઓની સભામાં ગયો અને ત્યાં જઈ સર્વ રાજાઓની આગળ વિલાપ કરવા લાગ્યો. અભિમન્યુના પિતાના ભયથી બેબાકળો થઈ તે લજ્જાભેર સર્વને કહેવા લાગ્યો : 'પાંડુરાજાની સ્ત્રી કુંતા વિષે કામી થયેલા ઇંદ્રે જે દુર્બુદ્ધિ અર્જુન ઉત્પન્ન કર્યો છે, તે મને એકલાને યમરાજને ઘેર મોકલી દેવા ધારે છે. માટે તમારું કલ્યાણ થાઓ. હું તો જીવવાની ઇચ્છાથી મારે ઘેર ચાલ્યો જઈશ.[૧-૫] અથવા હે ક્ષત્રિયવરો! તમે તમારા અસ્ત્રના બળથી મારું રક્ષણ કરો. પૃથાપુત્ર અર્જુને મારો વધ કરવાની પ્રતિજ્ઞા કરી છે, તો તમે બધા મને અભય આપો. દ્રોણાચાર્ય, દુર્યોધન, કૃપાચાર્ય, કર્ણ, મદ્રરાજ, બાહ્‌લિકરાજ અને દુઃશાસન આદિ બીજા વીરો તો હું કાળના મુખમાં સપડાયો હોઉં તોપણ મારું રક્ષણ કરવાને સમર્થ છે, તો પછી એકલો અર્જુન મને મારવાની ઇચ્છા કરે છે, ત્યારે તમે બધા રાજાઓ એકત્ર થઈને મારું કેમ રક્ષણ ન કરી શકો ?[૬-૮] હે રાજાઓ! પાંડવોના હર્ષનાદ સાંભળી મને ઘણો જ ભય લાગે છે અને મરણવશ થયેલાની પેઠે મારા સર્વ અવયવો ગળાઈ ગયા છે.[૯] ચોક્કસ ગાંડીવધનુર્ધારી અર્જુને મારો વધ કરવાની પ્રતિજ્ઞા કરી છે અને તેથી જ પાંડવો અત્યારના શોકને સમયે હર્ષના કોલાહલો કરી રહ્યા છે![૧૦] હે નરપતિઓ! દેવો, ગંધર્વો, અસુરો, સર્પો કે રાક્ષસો પણ એ અર્જુનનું ધાર્યું અન્યથા કરવા ઉત્સાહ કરતા નથી, તો પછી બીજાઓની તો શી વાત ?[૧૧] માટે હે પુરુષશ્રેષ્ઠો! મને રજા આપો. તમારું બધાનું કલ્યાણ થાઓ. અહીંથી જઈને હું કોઈ સ્થળે ગુપ્ત ભરાઈ રહીશ, એટલે પાંડવો મને જોઈ શકશે નહિ.[૧૨] આ રીતે વિલાપ કરતા તથા ભયથી વ્યાકુળ ચિત્તવાળા એ જયદ્રથરાજાને પોતાના કાર્યની મહત્તા તરફ ધ્યાન આપી રાજા દુર્યોધન કહેવા લાગ્યો : 'હે પુરુષવ્યાઘ્ર! તમારે ભય કરવાનું કંઈ કારણ નથી. હે પુરુષશ્રેષ્ઠ! વીર ક્ષત્રિયોના મધ્યમાં ઊભેલા તમારી સામે યુદ્ધ કરવાની કોણ ઇચ્છા કરે તેમ છે?[૧૩,૧૪] હું, સૂર્યપુત્ર કર્ણ, ચિત્રસેન, વિવિંશતિ, ભૂરિશ્રવા, શલ, શલ્ય, અજિત વૃષસેન, પુરુમિત્ર, જય, ભોજ, કાંબોજરાજ, સુદક્ષિણ, મહાબાહુ સત્યવ્રત, વિકર્ણ, દુર્મુખ, દુઃશાસન, સુબાહુ, ઊંચા આયુધવાળો કલિંગરાજ, અવંતીકુમાર વિંદ અને અનુવિંદ, દ્રોણાચાર્ય, અશ્વત્થામા અને શકુનિ આ બધા યોદ્ધાઓ અને એ ઉપરાંત બીજા અનેક રાજાઓ પોતપોતાનાં સૈન્યો સહિત તમારું રક્ષણ કરશે; માટે તમારા મનના સંતાપને દૂર કરો. વળી હે અમાપ કાંતિવાળા સિંધુરાજ! તમે પોતે પણ રથીઓમાં શ્રેષ્ઠ છો અને શૂરવીર છો, તો પછી તમને પાંડવો તરફથી ભય કેમ દેખાય છે! વળી મારી અગિયાર અક્ષૌહિણી સેનાઓ તમારું રક્ષણ કરવા માટે બરાબર સાવધાન થઈને યુદ્ધ કરશે. આથી હે સિંધુરાજ! તમે ભયને દૂર કરો.'

સંજય બોલ્યો: એ પ્રમાણે હે રાજન્! તમારા પુત્રે સિંધુરાજ જયદ્રથને આશ્વાસન આપ્યું અને પછી તે રાત્રે દુર્યોધન તથા જયદ્રથ એ બન્ને જણા દ્રોણાચાર્ય પાસે ગયા.[૧૫-૨૧] હે પૃથ્વીપતિ! ત્યાં જઈ બન્ને જણા આચાર્યના પગમાં પડ્યા. ત્યાં નમ્રતાપૂર્વક પાસે બેસીને જયદ્રથે આચાર્યને આમ પૂછ્યું:[૨૨] 'હે આચાર્ય! લક્ષ્ય ભેદવામાં, દૂર રહેલા નિશાનને પાડી નાખવામાં, ઝડપથી બાણ ફેંકવામાં તથા દૃઢ લક્ષ્યને વીંધવામાં મારામાં તથા અર્જુનમાં કોઈ જાતની

વિશેષતા છે કે પછી અમે બન્ને સરખા છીએ? તે આપ કહો.[૨૩] અર્જુનમાં તેવી શી વિશેષ વિદ્યા રહેલી છે? હું તે યથાર્થ રીતે જાણવા ઇચ્છું છું. માટે હે આચાર્ય! મારું અને અર્જુનનું સમાનપણું અથવા કોઈનામાં કંઈ વિશેષપણું જે હોય તે આપ મને કહો.'[૨૪]

દ્રોણ બોલ્યા: હે તાત! તારો અને અર્જુનનો વિદ્યાગુરુ તો હું એક જ છું, પણ પુષ્કળ અભ્યાસને લીધે તથા દુઃખ વેઠીને પણ ગુરુકુળમાં વસવાને લીધે અર્જુન તારા કરતાં અધિક છે.[૨૫] છતાં હે તાત! આ યુદ્ધમાં તારે અર્જુનથી ભય રાખવા જેવું નથી. હું તારું તે ભયથી રક્ષણ કરીશ, એમાં સંશય નથી.[૨૬] મારા હાથના રક્ષણ તળે રહેલા પુરુષને દેવો પણ દુઃખ દઈ શકે એમ નથી. આવતીકાલે હું એવી વ્યૂહરચના કરીશ કે અર્જુન તેને ઉલ્લંઘી શકશે નહિ.[૨૭] માટે હે મહારથ! તું યુદ્ધ કર, ભય ન રાખ. તું સ્વધર્મનું પાલન કર અને તારા બાપદાદાઓને માર્ગે ચાલ.[૨૮] તે વિધિ પ્રમાણે વેદાધ્યયન કર્યું છે, સારી રીતે અગ્નિમાં હોમ હોમ્યા છે અને યજ્ઞો પણ ઘણા કર્યા છે, તો તને મૃત્યુ ભયંકર થવું જોઈએ નહિ. ભાગ્યહીન મનુષ્યોને દુર્લભ એવું યુદ્ધમાં મરણરૂપી મહાભાગ્ય પામીને તું પોતાના બાહુના વીર્યથી જીતેલા ઉત્તમ દિવ્ય લોકને પામી શકીશ.[૨૯,૩૦] કૌરવો, પાંડવો, યાદવો અને બીજા મનુષ્યો, અરે! મારા પુત્ર સહિત હું સુધ્ધાં સૌ આપણે નાશવંત છીએ, તેનો પણ તું વિચાર કર.[૩૧] બળવાન કાળ અનુક્રમે આપણ બધાને હણી નાખશે અને આપણે બધા પોતપોતાનાં કર્મો સાથે પરલોકમાં જઈશું.[૩૨] તપ તપીને તપસ્વીઓ જે દિવ્ય લોકોને પામે છે, તે જ દિવ્ય લોકોને ક્ષાત્રધર્મનો આશ્રય કરનારા વીર ક્ષત્રિયો પણ પામે છે.'[૩૩] આ પ્રમાણે દ્રોણાચાર્યે જયદ્રથરાજાને સમજાવીને ધીરજ આપી, એટલે તેણે પણ અર્જુન તરફના ભયનો ત્યાગ કર્યો અને યુદ્ધ કરવાનું મન કર્યું.[૩૪] તે પછી હે પૃથ્વીનાથ! તમારાં સૈન્યોમાં પણ સિંહનાદોના શબ્દો સાથે વાદિત્રોનો ઉગ્ર ધ્વનિ થઈ રહ્યો.[૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત પ્રતિજ્ઞાપર્વમાં 'જયદ્રથનું આશ્વાસન' નામનો અધ્યાય ૭૪મો સમાપ્ત

## अध्याय ७५मो

### શ્રીકૃષ્ણવચન

॥ संजय उवाच ॥

प्रतिज्ञाते तु पार्थेन सिंधुराजवधे तदा।
वासुदेवो महाबाहुर्धनंजयमभाषत ॥ १ ॥

સંજય બોલ્યો: જે સમયે અર્જુને સિંધુરાજ જયદ્રથનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી, તે સમયે મહાબાહુ વાસુદેવ અર્જુન પ્રત્યે બોલ્યા: 'હે અર્જુન! તેં તારા ભાઈઓની સંમતિ લીધા વિના એકદમ વાણીથી પ્રતિજ્ઞા જ કરી નાખી છે કે, 'હું સિંધુરાજનો વધ કરીશ' પણ તેં આ એક મોટું સાહસ કર્યું છે.[૧,૨] તેં મારી સાથે પણ વિચાર કર્યો નથી અને આ મોટામાં મોટો ભાર ઉપાડી લીધો છે, તો આપણે લોકોના હાંસીપાત્ર કેમ નહિ થઈએ?[૩] મેં દુર્યોધનની છાવણીમાં આપણા દૂતોને મોકલ્યા હતા. તેમણે સત્વર આવીને આપણને આ પ્રમાણે ખબર આપી છે.[૪] હે સમર્થ અર્જુન! તેં જ્યારે સિંધુરાજનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી, ત્યારે અહીં આપણી છાવણીમાં વાદિત્રોના શબ્દો સાથે મહાન સિંહનાદો થઈ રહ્યા હતા અને તે કૌરવોએ સાંભળ્યા હતા. તે શબ્દ સાંભળીને કૌરવો અને જયદ્રથરાજા ઘણા ભયભીત થઈ ગયા અને 'આ અકસ્માત સિંહનાદો કોઈ કારણ વિના ન હોય,' આવો વિચાર કરી તેઓ બરાબર સાવધ થઈ ગયા.[૫,૬] હે મોટી ભુજાવાળા અર્જુન! તે સમયે કૌરવોમાં

પણ અતિ મહાન કોલાહલ થઈ રહ્યો હતો અને હાથી, ઘોડા, પાળા તથા રથોનો પણ અતિ ભયંકર શબ્દ મચી રહ્યો.[૭] 'અભિમન્યુનો વધ સાંભળીને અર્જુન ઘણો અકળાયો હશે, એટલે રાત્રે જ તે ક્રોધપૂર્વક યુદ્ધ કરવા નીકળી પડશે' આમ વિચારી સર્વ કૌરવસૈનિકો યુદ્ધ કરવા સજ્જ થઈ ગયા હતા.[૮] પછીથી હે કમળલોચન અર્જુન! તેમણે યત્નપૂર્વક બરાબર તપાસ કરી અને સિંધુરાજનો વધ કરવાની તારી સત્યવચનીની સત્યપ્રતિજ્ઞા, તેમના સાંભળવામાં આવી.[૯] એ સાંભળતાં જ સર્વનાં મન ઉદાસ થઈ ગયાં અને ક્ષુદ્ર મૃગોની પેઠે તેઓ બધા ત્રાસ પામી ગયા; તેમાં પણ દુર્યોધનના મંત્રીઓ તથા રાજા જયદ્રથનો તો ગભરાટ વધી જ પડ્યો.[૧૦] સૌવીર અને સિંધુદેશનો રાજા જયદ્રથ અત્યંત દીન અને દુઃખી થઈ ગયો તથા પોતાના મંત્રીઓ સાથે ઊઠીને પોતાના અલગ તંબૂમાં ગયો. ત્યાં જઈને સર્વ કલ્યાણકારક ક્રિયાનો વિચાર કર્યો અને પછી રાજાઓની સભામાં જઈ તે દુર્યોધનને આ વચન કહેવા લાગ્યો: 'આ અર્જુન મને પોતાના પુત્રને હણનારો સમજી આવતી કાલે મારી સામે ચઢી આવશે. તેણે સેનાની મધ્યમાં મારો વધ કરવાની પ્રતિજ્ઞા કરી છે.[૧૧-૧૩] દેવો, ગંધર્વો, અસુરો, સર્પો અને રાક્ષસો પણ અર્જુનની પ્રતિજ્ઞાને અન્યથા કરવાને ઉત્સાહ ધરાવતા નથી.[૧૪] માટે તમે બધા મારું રક્ષણ કરો. આ સંબંધમાં તમે એવો ઉપાય કરો કે, એ અર્જુન યુદ્ધમાં તમારા બધાનાં મસ્તકો પર પગ મૂકી શકે નહિ અને પોતાના લક્ષ્યરૂપ એવા મને પકડી પાડે નહિ.[૧૫] હે કુરુનંદન! તમારા કોઈનાથી જો કદાચ યુદ્ધમાં મારું રક્ષણ કરી શકાય તેમ ન હોય, તો હે રાજન! મને રજા આપો, એટલે હું મારે ઘેર ચાલ્યો જઈશ.'[૧૬] જયદ્રથરાજાએ જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે દુર્યોધનનું મન એકદમ ઉદાસ થઈ ગયું. તેણે પોતાના મસ્તકને નીચું નમાવી દીધું અને જયદ્રથરાજા પર આવી પડેલા દુઃખદ પ્રસંગનો તે વિચાર કરવા લાગ્યો.[૧૭] દુર્યોધનને એ પ્રમાણે દુઃખી થયેલો જોઈને સિંધુરાજ પોતાનું હિત વિચારી આ પ્રમાણે કોમળ વચન બોલ્યો:[૧૮] 'મારું રક્ષણ કરી શકે એવો તમારામાં મને એક પણ વીર્યવાળો ધનુર્ધર દેખાતો નથી કે, તે આ મહાન યુદ્ધમાં અર્જુનનાં અસ્ત્રોનો સામેથી અસ્ત્રો મૂકી નાશ કરી શકે.[૧૯] શ્રીકૃષ્ણની સહાયવાળા તથા ગાંડીવ-ધનુષ્યને ધુણાવતા એ અર્જુનની આગળ સાક્ષાત્ ઇંદ્ર પણ જો ન ઊભો રહે, તો તમારામાંથી તો કોણ ઊભો રહી શકે તેમ છે?[૨૦] સાંભળવામાં આવે છે કે, અર્જુને પૂર્વે મહાન વીર્યવાળા પ્રભુ શ્રીશંકર જોડે પણ હિમાલયની તળેટીમાં પગપાળા યુદ્ધ કર્યું છે.[૨૧] વળી દેવરાજ ઇંદ્રની પ્રેરણા થતાં તેણે એક રથની સહાય લઈને જ હિરણ્યપુરમાં વસનારા હજારો દાનવોનો સંહાર કરી નાખ્યો છે.[૨૨] હું તો નિશ્ચય માનું છું કે, બુદ્ધિમાન શ્રીકૃષ્ણ સાથે રહેલો એ અર્જુન દેવો સહિત ત્રણેય લોકોનો સંહાર કરી શકે તેમ છે.[૨૩] માટે હે દુર્યોધનરાજ! જો તમે મારું માનતા હો, તો મને અહીંથી જવાની રજા આપો, અથવા પોતાના પુત્રને સાથે રાખી વીર મહાત્મા દ્રોણાચાર્ય મારું રક્ષણ કરે તેવી કબૂલાત આપો.'[૨૪] હે અર્જુન! તે સાંભળીને રાજા દુર્યોધને જાતે જ જયદ્રથનું રક્ષણ કરવા માટે આચાર્યની ઘણી ઘણી પ્રાર્થનાઓ કરી અને આખરે દ્રોણાચાર્યે જ તેને માટે યોગ્ય ઉપાય કર્યો છે તથા બધા રથો સજ્જ કરવામાં આવ્યા છે.[૨૫] કર્ણ, ભૂરિશ્રવા, અશ્વત્થામા, દુર્જય વૃષસેન, કૃપાચાર્ય અને મદ્રરાજ—આ છ મહારથી-

ઓને એ જયદ્રથરાજાની આગળ ચાલતા કરવામાં આવ્યા છે.[૨૧] દ્રોણાચાર્યે અર્ધશકટાકાર તથા અર્ધપદ્માકાર વ્યૂહ રચ્યો છે અને પદ્મ(કમળ)-ની કળીના મધ્યભાગમાં એક સૂચીમુખ નામનો વ્યૂહ રચ્યો છે. તે વ્યૂહની પાસે પેલા છ મહારથી વીરોના રક્ષણ તળે રહેલો અતિ દુર્મદ સિંધુરાજ ઊભો રહેશે. હે પાર્થ ! એ છ મહારથીઓ ધનુષ્યમાં, અસ્ત્રમાં, વીર્યમાં, માનસિક બળમાં તથા શારીરિક બળમાં ઘણા અસહ્ય થઈ પડે તેવા છે અને તેઓ દૃઢ નિશ્ચયવાળા છે. એ છ મહારથીઓને જીત્યા વિના જયદ્રથ કદી હાથમાં આવે તેમ નથી.[૨૭-૨૯] હે પુરુષવ્યાઘ્ર અર્જુન ! એ છ મહારથીઓમાંના એકેકના વીર્યનો તો તું વિચાર કર ! તો પછી તે બધા જ્યારે એકત્ર થઈને આવશે, ત્યારે તે બધાને જીતવા સહેલ નથી.[૩૦] આથી આપણું હિત કરવા માટે તથા ધારેલું કાર્ય સિદ્ધ કરવા માટે હું મંત્રને જાણનારા મંત્રીઓ સાથે તથા આપણા સુહૃદો સાથે આ સંબંધમાં ફરી વિચાર કરીશ.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત પ્રતિજ્ઞાપર્વમાં 'શ્રીકૃષ્ણનું વાક્ય' નામનો અધ્યાય ૭૫ મો સમાપ્ત

## अध्याय ७६ मो

### શ્રીકૃષ્ણ પ્રત્યે અર્જુનનાં વચનો

॥ अर्जुन उवाच ॥

षड्रथान्धार्तराष्ट्रस्य मन्यसे यान्बलाधिकान् ।
तेषां वीर्यं ममार्धेन न तुल्यमिति मे मतिः ॥ १ ॥

અર્જુન બોલ્યો : હે શ્રીકૃષ્ણ ! તમે દુર્યોધનના એ છ મહારથીઓને અધિક બળવાન માનો છો, પણ તે બધાનું પરાક્રમ મારા અર્ધા પરાક્રમ જેટલું છે, એમ હું નિશ્ચય માનું છું.[૧] હે મધુસૂદન ! જયદ્રથનો વધ કરવા ઇચ્છીને હું આવતી કાલે સર્વનાં અસ્ત્રોને મારાં અસ્ત્રોથી કેવો નાશ કરું છું, તે તમે જોશો.[૨] અરે ! દ્રોણાચાર્ય જોતા રહેશે અને હું પરિવાર સહિત વિલાપ કરતા એ સિંધુરાજના મસ્તકને પૃથ્વી પર પાડી દઈશ.[૩] હે મધુસૂદન ! કદાચ પ્યારો કે સાધ્યો, રુદ્રો, વસુઓ, અશ્વિનીકુમારો, ઇંદ્ર સહિત દેવો, ઈશ્વર સહિત વિશ્વેદેવાઓ, પિતરો, ગંધર્વો, ગરુડો, સાગરો, સ્વર્ગ, આકાશ, પૃથ્વી, આ બધી દિશાઓ અથવા બધા દિક્પાલો તથા ગામમાં વસનારાં કે જંગલમાં વસનારાં હરકોઈ સ્થાવરજંગમ પ્રાણીઓ સિંધુરાજનું રક્ષણ કરશે, તોપણ હે કેશવ ! હું બાણો વડે તેમનો રણમાં નાશ કરીશ, એ તમે આવતી કાલે જોશો. હે કૃષ્ણ ! હું સત્યના તથા આ મારા આયુધના સોગંદ ખાઈને કહું છું કે, જો કદાચ મહાધનુર્ધર દ્રોણાચાર્ય દુષ્ટ બુદ્ધિવાળા એ પાપી જયદ્રથનું રક્ષણ કરશે, તો હું પ્રથમ જ તે દ્રોણાચાર્ય સામે પણ યુદ્ધ કરવા ચઢી જઈશ.[૪-૮] પેલો દુર્યોધન આ યુદ્ધરૂપ દ્યૂતના વિજયનો આધાર અવશ્ય તે દ્રોણાચાર્ય પર રાખી રહ્યો છે, માટે તે દ્રોણાચાર્યની જ સેનાના આગળના ભાગને તોડી નાખી હું જયદ્રથ સામે ધસી જઈશ.[૯] વજ્રોથી જેમ પર્વતોનાં શિખરોને તોડી પાડવામાં આવે છે, તેમ આવતી કાલના યુદ્ધમાં મોટા મોટા ધનુર્ધરોને હું પાણીદાર તીક્ષ્ણ બાણોથી ચીરી-તોડી પાડીશ, તે તમે જોશો.[૧૦] ત્યાં મારાં તીક્ષ્ણ બાણોથી છિન્નભિન્ન થઈને પડતા તથા પડેલા પાળાઓ, હાથીઓ અને ઘોડાઓનાં શરીરોમાંથી લોહીનાં ઝરણો વહેશે.[૧૧] મારાં ગાંડીવધનુષ્યમાંથી સડસડાટ છૂટેલાં તથા મન અને વાયુ સરખાં વેગવાળાં એ બાણો હજારો મનુષ્યોને, હાથીઓને તથા ઘોડાઓને શરીર અને પ્રાણ વિનાના કરી નાખશે.[૧૨] યમ, કુબેર, વરુણ, ઇંદ્ર અને રુદ્ર પાસેથી મેં જે દિવ્ય અસ્ત્રો મેળવ્યાં છે, તેમને આવતી કાલના યુદ્ધમાં સર્વ મનુષ્યો

જોશે[૧૩] વળી સિંધુરાજનું રક્ષણ કરનારા યોદ્ધાઓનાં અસ્ત્રોનો મારું બ્રહ્માસ્ત્ર એ રણમાં કેવી રીતે નાશ કરી નાખશે, તે પણ તમે જોઈ રહેશો[૧૪] એટલું જ નહિ, હે કેશવ ! આવતી કાલના યુદ્ધમાં મારાં બાણોનો વેગ રાજાઓનાં મસ્તકોને કચાકચ કાપી નાખશે અને તેથી હું આખી રણભૂમિને છાઈ દઈશ, તે પણ તમે જોશો[૧૫] તે યુદ્ધમાં હું રાક્ષસોને તૃપ્ત કરીશ, શત્રુઓને હાંકી કાઢીશ, સુહૃદોને આનંદિત કરીશ અને સિંધુરાજનો નાશ કરીશ[૧૬] અમારા અનેક અપરાધો કરનાર, અમારો જ નીચ સંબંધી તથા પાપાચરણી દેશમાં ઉત્પન્ન થયેલો એ રાજા જયદ્રથ આવતી કાલે મારે હાથે મરણ પામશે અને પોતાના સંબંધીઓને રડાવશે[૧૭] હરકોઈ પ્રાણીનું દ્રવ પીનારા અને હરકોઈ જાતનું અન્ન જમનારા એ પાપાચારી રાજા જયદ્રથને હું તેના સહાયક રાજાઓની સાથે બાણોથી ભેદી નાખીશ, તે તમે જોશો. હે કૃષ્ણ ! આવતી કાલના પ્રભાતમાં હું એવું કર્મ કરી દેખાડીશ, કે તેથી દુર્યોધન એક વખત એમ જ માની બેસશે કે, આ અર્જુન સરખો લોકમાં બીજો એક પણ ધનુર્ધર નથી[૧૮ ૧૯] હે પુરુષોત્તમ ! હે હૃષીકેશ ! મારા હાથમાં આ દિવ્ય ગાંડીવ ધનુષ્ય છે, હું પોતે જ યુદ્ધ કરનારો છું અને તમે મારા સારથિ છો, તો પછી હું કેમ વિજયી ન થાઉં ?[૨૦] હે ભગવન્ ! તમારી કૃપાથી રણમાં મને શું ન મળે તેવું છે ? હે હૃષીકેશ ! તમે મને શત્રુઓથી અસહ્ય જાણો છો, છતાં કેમ મને ઠપકો આપો છો ?[૨૧] હે જનાર્દન ! ચંદ્રમાં જેમ લાંછન સ્થિર છે અને સમુદ્રમાં જેમ જળ સ્થિર છે, તેમ આ મારી પ્રતિજ્ઞાને પણ તમે સત્ય જ જાણજો[૨૨] તમે મારા અસ્ત્રોનું અપમાન ન કરો, મારા દૃઢ ધનુષ્યનું અપમાન ન કરો, મારા બે બાહુઓના બળનું અપમાન ન કરો અને મારું પોતાનું પણ અપમાન ન કરો.[૨૩] હું જે જે સંગ્રામમાં યુદ્ધ કરવા જાઉં છું, તેમાં મને કોઈએ જીત્યો નથી, પણ મેં જ બધાને જીત્યા છે તે સત્ય પરથી તમારે સમજી લેવું કે, આ યુદ્ધમાં પણ જયદ્રથ માર્યો જ ગયો છે[૨૪] બ્રાહ્મણોમાં સત્ય સ્થિર હોય છે, સત્પુરુષોમાં ઉત્તમ નમ્રતા સ્થિર હોય છે, યજ્ઞોમાં લક્ષ્મી સ્થિર હોય છે અને નારાયણમાં જય સ્થિર હોય છે[૨૫]

સંજય બોલ્યો: અર્જુને એ પ્રમાણે આત્મસ્વરૂપ શ્રીકૃષ્ણને પોતાના મનમાં હતું તે બધું કહી નાખ્યું. એ ઇન્દ્રનંદને ફરીથી ગર્જના કરતા કેશવ પ્રભુને કહ્યું[૨૬] 'હે શ્રીકૃષ્ણ ! રાત્રિ વીત્યા પછી પ્રભાત થાય, એટલે મારો રથ તૈયાર રહે તેમ તમે કરજો, કારણ કે આપણે મહાન કાર્ય ઉઠાવ્યું છે'[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત પ્રતિજ્ઞાપર્વમાં શ્રીકૃષ્ણ પ્રત્યે અર્જુનનાં વચનો નામનો અધ્યાય ૭૬ મો સમાપ્ત

## અધ્યાય ૭૭મો

### શ્રીકૃષ્ણે કરેલું સુભદ્રાનું આશ્વાસન

॥ સંજય ઉવાચ ॥

*તા નિશા દુઃખશોકાર્તૌ નિઃશ્વસંતાવિવોરગૌ ।*
*નિદ્રાં નૈવોપલેભાતે વાસુદેવધનંજયૌ ॥ ૧ ॥*

સંજય બોલ્યો: દુઃખ અને શોકથી પીડાતા તથા સર્પની પેઠે મોટા નિશ્વાસ મૂકતા શ્રીકૃષ્ણ તથા અર્જુનને તે રાત્રે નિદ્રા આવી જ નહિ[૧] નરનારાયણને એ પ્રમાણે ક્રોધાયમાન થયેલા જાણીને ઇંદ્ર સહિત દેવો પણ ગભરાઈ ગયા અને વિચારમાં પડી ગયા કે, 'હવે શું થશે ?' તે સમયે અતિ દારુણ, કર્કશ અને ઘોર ઉત્પાતને સૂચવનારા વાયરા વાવા લાગ્યા તેમ જ સૂર્યમંડળમાં વડ સહિત મંડળ દેખાવા લાગ્યું.[૨ ૩] ત્યાં કડાકાઓની સાથે અને વીજળીઓના ઝબકારા સાથે શુષ્ક વજ્રપાતો

થવા લાગ્યા, તેમ જ પર્વતો, વનો અને જંગલો સાથે પૃથ્વી કંપવા લાગી.[૪] ત્યારે હે મહારાજ ! મગરમચ્છોના નિવાસભૂત સમુદ્રો ખળભળવા લાગ્યા તથા સમુદ્ર તરફ જનારી નદીઓ અવળે વહેણે વહેવા લાગી. ત્યાં રાક્ષસોના હર્ષ માટે તથા યમરાજની રાજધાનીમાં વધારો કરવા માટે રથો, ઘોડાઓ, મનુષ્યો અને હાથીઓ ઉપરનીચે થઈ રહ્યા. હાથીઓ અને ઘોડાઓ વગેરે વાહનોનાં મળમૂત્ર છૂટી ગયાં અને તેઓ રડવા લાગ્યાં. ત્યાં હે ભરતશ્રેષ્ઠ ! એતાં રૂંવાં ઊભાં થઈ જાય તેવા તે દારુણ ઉત્પાતોને જોઈને તેમ જ મહાબળવાન અર્જુનની એ ઉગ્ર પ્રતિજ્ઞા સાંભળીને તમારા સર્વ સૈનિકો બેબાકળા થઈ ગયા.[૫-૮]

તે પછી મહાબાહુ ઇંદ્રપુત્રે શ્રીકૃષ્ણને કહ્યું કે, 'હે માધવ ! પુત્રના શોકથી પીડાતી તમારી દુઃખી બહેન સુભદ્રાનું, પુત્રવધૂ ઉત્તરાનું તથા તેની સખીઓનું તમે આશ્વાસન કરો. તમે તે સર્વને શોકરહિત કરો. ઓ પ્રભુ ! સામ તથા સત્યથી યુક્ત વચનો કહીને તમે તે સર્વને ધૈર્ય આપો.[૯,૧૦] એટલે મનમાં ઉદાસ થઈ ગયેલા વાસુદેવ અર્જુનને મુકામે ગયા અને ઘેર જઈ પુત્રના શોકથી પીડાતી પોતાની દુઃખી બહેન સુભદ્રાનું આશ્વાસન કરવા લાગ્યા.[૧૧]

વાસુદેવ બોલ્યા: હે યાદવકુળમાં જન્મેલી બહેન સુભદ્રા ! તું અને વહુ હવે કુમાર અભિમન્યુનો શોક મા કરો. હે ભીરુ ! કાળે સર્વ પ્રાણીઓની આ જ સમાપ્તિ નિર્મી છે.[૧૨] ધીર ક્ષત્રિયના કુળમાં જન્મેલા તારા પુત્રનું આ મરણ વિશેષે કરીને યોગ્ય જ છે, માટે તું શોક મા કર.[૧૩] સુદૈવની વાત છે કે, પોતાના પિતા સમાન પરાક્રમવાળો તારો ધીર અને મહારથી પુત્ર ક્ષાત્રધર્માનુસાર વીર પુરુષોની ઇષ્ટ ગતિને પામ્યો છે.[૧૪] તેણે રણમાં અનેકાનેક શત્રુઓને જીત્યા છે, અનેકાનેકને મૃત્યુ પાસે વિદાય કરી દીધા છે અને પછીથી જ તે સર્વ કામનાઓને દુઝનારા પુણ્યવંતોના અક્ષયલોકોમાં સિધાવ્યો છે.[૧૫] સત્પુરુષો તપથી, બ્રહ્મચર્યથી, શાસ્ત્રથી અને બુદ્ધિથી જે ગતિને ઇચ્છે છે, તે ગતિને તારો પુત્ર પામ્યો છે.[૧૬] હે ભદ્રા ! તું વીરની જનેતા છે, વીરની પત્ની છે, વીરની કન્યા છે અને વીરની બહેન છે, માટે તું પુત્રનો શોક મા કર. તારો પુત્ર તો પરમ ગતિને પામ્યો છે.[૧૭] એ બાળકનો ઘાત કરાવનાર પેલો પાપી સિંધુરાજ તેના સુહૃદ્‌ગણો તથા બાંધવો સાથે આ અપરાધનું ફળ પામશે.[૧૮] હે વરારોહે ! આ રાત્રિ વીતશે અને પરોઢ થશે, એટલે પાપકર્મ કરનારો એ સિંધુરાજ દેવનગરી અમરાવતીમાં ભરાઈ પેસશે તોપણ અર્જુનથી બચશે નહિ. આવતી કાલે જ તું સાંભળશે કે, સિંધુરાજાનું મસ્તક રણમાં કપાઈ ગયું છે અને તે સમંતપંચક(કુરુક્ષેત્રમાં આવેલું તે નામનું એક તીર્થ)થી બહાર પડ્યું છે. તું શોક મા કર અને રડ નહિ.[૧૯,૨૦] જે ગતિને અમે પોતે પણ પામવાના છીએ તથા શસ્ત્ર પર આજીવિકા કરનારા બીજા ક્ષત્રિયો પણ પામે છે, તે સત્પુરુષોની ગતિને તારો શૂરવીર પુત્ર ક્ષાત્રધર્મને માન આપી પામ્યો છે.[૨૧] હે વરાંગના ! વિશાળ વક્ષઃસ્થળવાળો, મોટી ભુજાવાળો, રણમાં પાછો નહિ હઠનારો અને રથોના ભુક્કા કાઢી નાખનારો તારો પુત્ર સ્વર્ગે ગયો છે, માટે તું સંતાપ કરવો છોડી દે.[૨૨] તારો વીર્યવાન પુત્ર પિતૃપક્ષ તથા માતૃપક્ષ બન્નેને બરાબર અનુસર્યો છે. હજારો શત્રુઓનો સંહાર કર્યા પછી તે શૂરો મહારથી રણમાં હણાયો છે.[૨૩] હે રાજરાણી ! તારી વહુને તું ધીરજ આપ. હે ક્ષત્રિયાણી તું બહુ શોક મા કર. હે નંદિની ! આવતી કાલે જ અતિમહાન પ્રિય સાંભળીને તું શોકરહિત થઈશ.[૨૪] અર્જુને જે

પ્રતિજ્ઞા કરી છે, તે કદી અન્યથા થશે નહિ. તારો સ્વામી જે કંઈ કરવા ધારે છે, તે કદી નિષ્ફળ થતું નથી.[૨૫] અરે! મનુષ્યો, પિશાચો, સર્પો, રાક્ષસો, પક્ષીઓ, દેવો કે અસુરો પણ રણમાં રહેલા સિંધુરાજનું કદાચ રક્ષણ કરશે; તોપણ આવતી કાલે પ્રભાતે તે જયદ્રથ તેનું રક્ષણ કરનારાઓની સાથે આ જગતમાં રહેશે નહિ.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત પ્રતિજ્ઞાપર્વમાં 'સુભદ્રાનું આશ્વાસન' નામનો અધ્યાય ૭૭મો સમાપ્ત

## અધ્યાય ૭૮મો

### સુભદ્રાનો વિલાપ

॥ सञ्जय उवाच ॥

**एतच्छ्रुत्वा वचस्तस्य केशवस्य महात्मनः।**

**सुभद्रा पुत्रशोकार्ता विललाप सुदुःखिता ॥ १ ॥**

સંજય બોલ્યો : અતિ દુઃખી થયેલી તથા પુત્રના શોકથી વિહ્વળ બનેલી સુભદ્રા મહાત્મા કેશવનું એ વચન સાંભળીને વિલાપ કરવા લાગી: 'હા પુત્ર! હા તાત! મારા મંદ ભાગ્યે તારા પિતા સરખો પરાક્રમી છતાં તું રણમાં જઈને કેવી રીતે મરણ પામ્યો?[૧,૨] હે વત્સ! કાળા કમળ સરખું શ્યામ, સુંદર દાઢોવાળું તથા નેત્રવાળું તારું રણની રજથી ભરેલું એ મુખ હવે મને ક્યાંથી દેખાશે?[૩] ખરેખર, રણમાંથી પાછી પાની નહિ કરનાર, સુંદર મસ્તક, ડોક અને બાહુઓવાળા, વિશાળ વક્ષઃસ્થળવાળા અને પાતળા પેટવાળા તને શૂરવીરને આજ રણમાં પડેલો બધાં જુએ છે![૪] સુંદર અને પુષ્ટ અવયવોવાળા, સુંદર નેત્રોવાળા તથા શસ્ત્રોના ઘાથી વ્યાપ્ત થયેલા તને સર્વ ભૂતો ઉદય પામેલા ચંદ્રની પેઠે જોઈ રહ્યા છે![૫] તારું પૂર્વકાળનું શયન સુંદર આદરોથી ઓછાડવામાં આવતું હતું. તું તે સુખને યોગ્ય છે, છતાં આજ તું બાણોથી વીંધાઈને કેમ રણભૂમિ પર સૂતો છે?[૬] જે મહાન ભુજાવાળા વીરની પૂર્વે સુંદર સ્ત્રીઓ સેવા કરતી હતી, તે જ તું આજ રણમાં પડીને શિયાળવીઓથી કેમ સેવાય છે?[૭] અરેરે! જેની પ્રથમ હર્ષમાં આવેલા ભાટચારણો સ્તુતિ કરતા હતા, તેને જ આજે ગર્જના કરતા ઘોર રાક્ષસગણો ઉપાસી રહ્યા છે![૮] હે સમર્થ પુત્ર! પાંડવો, વીર યાદવો તથા વીર પાંચાલો જેવા તારા પર નાથ હતા, છતાં અનાથની પેઠે તને આજ કોણે મારી નાખ્યો?[૯] ઓ નિર્દોષ પુત્ર! હું ફૂટ્યા ભાગ્યની હજી પુત્રનું દર્શન કરવામાં અતૃપ્ત જ રહી છું, ત્યાં તો આજે તારા વિયોગથી ત્યાં અવશ્ય હું યમમંદિરે ચાલી જઈશ.[૧૦] હા પુત્ર! વિશાળ નેત્રોવાળું, સુંદર કેશવાળું, સુંદર વાક્ય બોલતું, સુગંધદાર અને કોઈ જાતના ઘા વિનાનું તારું એ મુખ ફરી હું ક્યારે જોઈશ?[૧૧] ભીમસેનના બળને ધિક્કાર હજો! ધિક્કાર પડજો અર્જુનના ધનુર્ધરપણાને! વીર યાદવોના વીર્યને ધિક્કાર હજો! ધિક્કાર હજો પાંચાલોના બળને![૧૨] કેકયો, ચેદિઓ, મત્સ્યો અને સૃંજયોને પણ ધિક્કાર છે. અરે! રણમાં રહેલા તારા જેવા વીરનું તેઓ રક્ષણ કરવા સમર્થ થયા નહિ![૧૩] હાય! આજ હું અભિમન્યુને જોતી નથી, તેથી આ સઘળી પૃથ્વી જાણે શૂન્ય થઈ ગઈ હોય, તેમ મને નિસ્તેજ દેખાય છે અને મારાં નેત્રો શોકથી વ્યાકુળ થઈ જાય છે.[૧૪] અરે, ઓ દીકરા! વાસુદેવનો ભાણેજ અને ગાંડીવધનુર્ધારીનો પુત્ર એવા તને વીર અતિરથીને આજે રણમાં પાડી નંખાયેલો હું કેમ જોઈ શકું! હે વત્સ! આવ, આવ, તું તરસ્યો થયો હશે. આવ, મારા ખોળામાં બેસીને મારા દૂધભર્યા સ્તનનું તું સત્વર પાન કર. હું અભાગણી તારાં દર્શન કરવામાં અતૃપ્ત છું.[૧૫,૧૬] હા વીર! સ્વપ્નમાં દેખાયેલા ધનની પેઠે તું મને દેખાવ દઈને જ નાશ પામ્યો છે. અરે! મનુષ્યજન્મ પાણીના પરપોટાની પેઠે ચંચળ અને અનિત્ય છે.[૧૭]

અરે બીજું તો ઠીક, પણ આ તારી તરુણ પત્ની તારા વિરહની વેદનાથી વ્યાપ્ત થઈ ગઈ છે. વાછરડા વિનાની ગાયની પેઠે હું તેનું કેવી રીતે રક્ષણ કરી શકીશ ! અહો ! હે પુત્ર ! તું અકાળે ચાલી નીકળ્યો છે; કારણ કે તારા દર્શનની લોભિયણ એવી મને તું કુળકાળે ત્યજી ગયો છે. સાચે જ કાળની ગતિ જાણવી વિદ્વાનોને પણ અતિગહન છે; કારણ કે શ્રીકૃષ્ણ સરખા તારા પર નાથ હતા; છતાં તું અનાથની પેઠે યુદ્ધમાં માર્યો ગયો છે. યજ્ઞ કરનારા, દાનશીલ, પુણ્યાત્મા, બ્રહ્મચર્ય પાળનારા, પવિત્ર તીર્થોમાં સ્નાન કરનારા, કૃતજ્ઞ, દાતા, ગુરુસેવા કરનારા અને હજારો દક્ષિણા દેનારા બ્રાહ્મણો જે ગતિને પામે, તે ગતિને તું પામજે. પૂંઠ બતાવ્યા વિના યુદ્ધ કરનારા તથા શત્રુઓને મારીને મરણ પામેલા શૂરા પુરુષો જે ગતિએ જાય, તે ગતિએ તું જજે.[૧૮-૨૩] હજારો ગાયોનું દાન કરનારા, યજ્ઞયાગ કરનારા અને ઉપયોગી સામાનથી ભરેલા ઘરનું દાન કરનારા પુરુષોની જે શુભ ગતિ થાય છે, તે ગતિ તારી પણ થાઓ.[૨૪] હે લાડકવાયા ! શરણે આવેલા બ્રાહ્મણોને ધનભંડારનું દાન કરી દેનારા તથા અભિમાનનો ત્યાગ કરનારા પુરુષો જે ગતિએ જાય છે, તે ગતિએ તું જજે.[૨૫] હે પુત્ર મારા ! તીક્ષ્ણ વ્રતવાળા મુનિઓ બ્રહ્મચર્યથી જે ગતિને પામે છે તથા પતિવ્રતા સ્ત્રીઓ જે ગતિને પામે છે, તે ગતિને તું પામજે.[૨૬] શુભ ચરિત્રોથી તથા ચાર વર્ણાશ્રમોનાં સુરક્ષિત પુણ્યથી પવિત્ર થયેલા રાજાઓની જે શાશ્વત ગતિ થાય છે, તે ગતિ તારી પણ થજો.[૨૭] હે પ્રિય પુત્ર ! દીન પર દયા રાખનારા, અતિથિ આદિનો નિરંતર સંવિભાગ કરનારા અને ચાડીચૂગલી નહિ કરનારા પુરુષો જે ગતિને પામે છે, તે ગતિને તું પામજે.[૨૮] હે દુલારા ! ધર્મશીલ સંન્યાસીઓની, ગુરુની સેવા કરનારાઓની તથા અતિથિઓને નિરાશ નહિ કરનારાઓની જે ગતિ થાય છે, તે ગતિ તારી પણ થજો.[૨૯] કષ્ટદાયક સંકટોમાં શોકરૂપ અગ્નિથી જેઓ બળી ગયા હોય છે, છતાં જે આત્મહત્યા કરતા નથી, તે પુરુષોને જે ગતિ મળે, તે ગતિ ઓ મારા લાડકા ! તને મળજો.[૩૦] જેઓ હમેશાં માતાપિતાની સેવા કર્યા કરે છે તથા જેઓ પોતાની જ સ્ત્રીમાં આસક્ત રહે છે, તેમની ગતિને તું પામજે. હે પુત્ર ! જે બુદ્ધિમાનો ઋતુકાળે પોતાની સ્ત્રી સાથે ગમન કરે છે અને પરસ્ત્રીથી વિમુખ રહે છે, તે પુરુષોની ગતિને તું પામજે.[૩૧] જેઓ મત્સરનો ત્યાગ કરી સર્વ ભૂતોને સમદૃષ્ટિથી જુએ છે, જેઓ બીજાઓના મર્મને ભેદી નાખતા નથી અને જેઓ ક્ષમાવાળા છે, તેમને મળનારી ગતિ તને મળો.[૩૨,૩૩] વળી હે પ્રિય પુત્ર ! માંસમદિરાનો ત્યાગ કરનારા, મદ, દંભ તથા અસત્યથી નિવૃત્ત રહેનારા અને બીજાઓને સંતાપ નહિ કરનારા પુરુષો જે ગતિએ જાય, તે ગતિએ તું જજે.[૩૪] હે પુત્ર ! લજ્જાવાળા, સર્વ શાસ્ત્રને જાણનારા, જ્ઞાનમાં તૃપ્ત રહેનાર અને જિતેંદ્રિય સત્પુરુષો જે ગતિને પામે છે, તે ગતિને તું પણ પામજે.[૩૫]

આ પ્રમાણે શોકથી કૃશ થયેલી સુભદ્રા વિલાપ કરી રહી હતી, તેવામાં વિરાટરાજની પુત્રી ઉત્તરા સાથે દ્રૌપદી ત્યાં આવી પહોંચી. ત્યાં હે રાજન્ ! તે ત્રણેય સ્ત્રીઓ અત્યંત રોકકળ કરીને વિલાપ કરવા લાગી અને ઘણી જ દુઃખી થઈ ગઈ તેમ જ ઉન્મત્તની પેઠે બેભાન થઈ પૃથ્વી પર પછડાઈ પડી.[૩૬,૩૭] દુઃખને દૂર કરનારા ઉપચારોને જાણનારા પણ અત્યંત દુઃખી થઈ ગયેલા શ્રીકૃષ્ણે જુદી જુદી જાતનાં હિતકારક વચનો કહીને તથા પાણી છાંટીને તેમનું સાંત્વન કર્યું.[૩૮] પણ સુભદ્રા તો તદ્દન નિર્જીવ જેવી થઈ ગઈ હતી અને મર્મને વીંધી નાખે તેવા વિલાપ કરતી

હતી. પોતાની બહેનને આ સ્થિતિમાં જોઈ કમલનયન શ્રીકૃષ્ણ તેને ફરી આ વચનો કહેવા લાગ્યા :[૩૯] 'ઓ સુભદ્રા ! તું પુત્રનો શોક કર મા. હે પાંચાલી ! તમે આ ઉત્તરાને ધીરજ આપો. ક્ષત્રિયશ્રેષ્ઠ અભિમન્યુ તો વિશ્વપ્રસિદ્ધ ગતિને પામ્યો છે.[૪૦] હે સુંદરમુખી ! આપણા કુળમાં બીજા જે જે વીરપુરુષો છે, તે બધા યશસ્વી અભિમન્યુની ગતિને પામો.[૪૧] તારા મહારથી પુત્રે એકલાએ આજે એવું પરાક્રમ કર્યું છે, તેવું જ પરાક્રમ અમે બધા પણ કરીએ અને આપણા સુહૃદો પણ કરો.'[૪૨] એ પ્રમાણે પોતાની બહેન સુભદ્રાને, દ્રૌપદીને તથા ઉત્તરાને કહીને તથા તેમને શાંત પાડીને, શત્રુદમન મહાબાહુ શ્રીકૃષ્ણ અર્જુનની જ પાસે આવ્યા.[૪૩] તે પછી હે રાજન્ ! તેમણે સર્વ રાજાઓને, બંધુઓને તથા અર્જુનને પોતપોતાના તંબૂઓમાં જવાની આજ્ઞા આપી; એટલે તેઓ સૌ સૌના નિવાસમાં ગયા અને પોતે પણ અંતઃપુરમાં દાખલ થયા.[૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત પ્રતિજ્ઞાપર્વમાં 'સુભદ્રાનો વિલાપ' નામનો અધ્યાય ૭૮ મો સમાપ્ત

## અધ્યાય ૭૯ મો
### શ્રીકૃષ્ણ અને દારુક

॥ સંજય ઉવાચ ॥

ततोऽर्जुनस्य भवनं प्रविश्याप्रतिमं विभुः ।
स्पृष्ट्वांभः पुंडरीकाक्षः स्थंडिले शुभलक्षणे ॥ १ ॥

સંજય બોલ્યો: તે પછી કમળ સરખાં નેત્રવાળા વિશ્વવ્યાપક શ્રીકૃષ્ણ અર્જુનના અપ્રતિમ ભવનમાં દાખલ થયા. ત્યાં જઈ તેમણે જળસ્પર્શ કર્યો અને શુભ ચિહ્નોવાળી વેદિકા પર વૈડૂર્યમણિ સરખા દર્ભોની સુંદર શય્યા બિછાવી. પછી તેમણે તે શય્યાને માંગલિક પુષ્પમાળાથી તથા ડાંગરથી વિધિપુરઃસર શણગારી અને તેની આસપાસ મંડળાકારે ઉત્તમ આયુધો મૂકી દીધાં. પછી અર્જુને સ્નાન કર્યું, એટલે નમ્ર સ્વભાવના સેવકોએ તેને બતાવીને તેની પાસે મહાદેવને અર્પણ કરવાનો રાત્રિ સંબંધી બલિ તૈયાર કર્યો. આ પછી અર્જુને પ્રસન્ન મનથી ચંદન તથા પુષ્પમાળાઓ હાથમાં લઈને શ્રીકૃષ્ણનું પૂજન કર્યું અને તૈયાર કરેલો તે રાત્રિ સંબંધી બલિ મહાદેવને અર્પણ કર્યો. ત્યાં ગોવિંદે હસતાં હસતાં અર્જુનને કહ્યું :[૧-૫] 'હે પાર્થ ! હવે તું સૂઈ જા, તારું કલ્યાણ થાઓ. હું તારા કલ્યાણ માટે જાઉં છું.' આમ કહી, દ્વારપાળોને તંબૂના દરવાજા પર ગોઠવી દઈને અને હથિયારબંધ રક્ષકપુરુષોની ત્યાં ગોઠવણ કરીને શ્રીમાન કેશવે પોતાના સારથિ દારુકની સાથે પોતાની છાવણીમાં પ્રવેશ કર્યો. ત્યાં જઈ તે અનેક કાર્યોનો વિચાર કરતા કરતા ઉજ્જવળ શયનમાં સૂતા. સૂતાં સૂતાં એ કમલલોચન ભગવાન અર્જુનને માટે શોક તથા દુઃખનો નાશ કરનાર અને તેજ તથા કાંતિને વધારનાર સર્વ વિચારો તથા યોજનાઓ મનમાં ગોઠવવા લાગ્યા. ત્યાં દેવાધિદેવ, સર્વનું કલ્યાણ ઇચ્છનારા, વિશાળ યશવાળા અને અર્જુનનું પ્રિય કરનારા તે સાક્ષાત્ વિષ્ણુએ મનને બરાબર સ્થિર કરી તે સંબંધી યોગ્ય યોજના ઘડી કાઢી.[૬-૯]

હે રાજન્ ! તે રાત્રે પાંડવોની છાવણીમાં કોઈને ઊંઘ આવી ન હતી. સર્વ મનુષ્યોને ઉજાગરો જ થયો હતો.[૧૦] તેઓ માંહોમાંહે વાતો કરતા હતા કે, 'મહાત્મા ગાંડીવધનુર્ધારી અર્જુને પુત્રના શોકથી તપી જઈને સિંધુરાજનો વધ કરવાની આ જે પ્રતિજ્ઞા કરી છે, તે સાહસ કર્યું છે. શત્રુવીરોનો નાશ કરનાર મહાબાહુ અર્જુન એ પ્રતિજ્ઞા કેવી રીતે સફળ કરશે ! ખરેખર, મહાત્મા અર્જુને એક કષ્ટદાયક કર્મ કરવાનો નિશ્ચય કર્યો છે; કારણ કે જયદ્રથરાજા પણ મહાપરાક્રમી છે, છતાં અર્જુન પોતાની

પ્રતિજ્ઞા પાર કરો, એમ આપણે ઇચ્છીએ છીએ. પુત્રના શોકના સંતાપમાં તેણે બહુ ભારે પ્રતિજ્ઞા કરી છે. ઈશ્વરકૃપાથી તે પરિપૂર્ણ થાય તો સારું; કારણ કે તે સિંધુરાજના ભાઈઓ પણ ઘણા પરાક્રમી છે, તેમ તેની પાસે સૈન્ય પણ ઘણાં છે.[૧૧-૧૪] વળી ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને આ બધી વાત તે જયદ્રથને જણાવી પણ દીધી છે. આવતીકાલના યુદ્ધમાં અર્જુન જયદ્રથનો વધ કરીને તથા શત્રુઓનો સંહાર કરીને પોતાની પ્રતિજ્ઞાને પાર કરે તેમ જ પુનઃ નિર્વિઘ્ને પાછા આવે, તો ઘણું જ સારું થાય. જો આવતી કાલે અર્જુન જયદ્રથનો વધ નહિ કરી શકે, તો તે અગ્નિમાં પ્રવેશ કરશે. પૃથાપુત્ર અર્જુને જે પ્રમાણે પ્રતિજ્ઞા કરી છે, તેને અસત્ય કરવાને પોતે જરા પણ સમર્થ નથી. આમ હોવાથી જો કદાચ અર્જુનનું મરણ થાય, તો રાજા ધર્મપુત્ર કેમ રહેશે?[૧૫-૧૭] યુધિષ્ઠિરરાજે આ યુદ્ધમાં વિજય મેળવવા માટે અર્જુન પર સર્વ આધાર રાખ્યો છે. આપણે આજ દિવસ સુધીમાં જે પુણ્ય કર્યું હોય, જે દાન આપ્યું હોય તથા જે હવન-હોમ કર્યા હોય, તે બધાંનાં ફળથી અર્જુન યુદ્ધમાં શત્રુઓને જીતો.[૧૮]

હે રાજન્! આમ કહી તેઓ બધાએ અર્જુનના વિજયની ઇચ્છા રાખી માંહોમાંહે વાતો કરી અને મહાદુઃખે એ રાત્રિ ગાળી હતી. હે રાજન્! તે જ રાત્રિમાં શ્રીકૃષ્ણ મધરાત્રે જાગી ગયા હતા અને અર્જુનની પ્રતિજ્ઞાનું સ્મરણ કરી દારુક પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યા: 'હે દારુક! પોતાના પુત્રના વધથી વિહ્વળ થયેલા અર્જુને એકાએક પ્રતિજ્ઞા કરી છે કે, 'આવતી કાલ થતાં હું જયદ્રથનો વધ કરીશ.' આ વાત સાંભળતાં જ દુર્યોધન પોતાના મંત્રીઓ સાથે 'યુદ્ધમાં જયદ્રથનો કેમ કરવાથી વધ ન થાય?' એ બાબત વિચાર ચલાવશે અને તેની સર્વ અક્ષૌહિણી સેનાઓ જયદ્રથનું રક્ષણ કરશે.[૧૯-૨૩] વળી સર્વ અસ્ત્રવિદ્યાના પારને પામેલા દ્રોણાચાર્ય પણ પોતાના પુત્રને સાથે રાખી સિંધુરાજનું રક્ષણ કરશે. એ દ્રોણાચાર્ય કંઈ જેવાતેવા નથી; કારણ કે દૈત્યો અને દાનવોના ગર્વને ગાળનારો અતુલ વીર ઇંદ્ર પણ દ્રોણાચાર્યના રક્ષણ તળે રહેલાનો યુદ્ધમાં વધ કરવાને હિંમત ધરી શકતો નથી. તેથી મારે પોતે જ આવતી કાલે એવું કરવું પડશે કે, તેથી કુંતાપુત્ર અર્જુન સૂર્યાસ્તની પહેલાં જ જયદ્રથનો વધ કરી શકે. હે દારુક! મને મારી સ્ત્રીઓ, મિત્રો, જ્ઞાતિભાઈઓ, બાંધવો કે બીજો હરકોઈ સંબંધી પણ કુંતીપુત્ર અર્જુનથી વધારે પ્રિય નથી. હું બે ઘડી પણ અર્જુન વિનાનો આ લોક જોઈ શકું નહિ, માટે આવતી કાલે જયદ્રથનો વધ ન થાય અને અર્જુન અગ્નિમાં બળી મરે, તેમ કદી બનશે નહિ. હું જાતે જ અર્જુનને માટે આવતી કાલે કર્ણ તેમ જ દુર્યોધન આદિ સર્વ રાજાઓને જીતી લઈશ અને તેમનો તેમના હાથીઘોડા સહિત નાશ કરી નાખીશ ભલે આવતી કાલના મહાન રણમાં ત્રણેય લોકો મારું પરાક્રમ જોઈ રહે.[૨૪-૨૯] હે દારુક! આવતી કાલના યુદ્ધમાં અર્જુનને માટે પરાક્રમ કરીને હું હજારો રાજાઓને તથા સેંકડો રાજપુત્રોને તેમના ઘોડા, હાથી અને રથ સહિત રણમાંથી હાંકી કાઢીશ. હે દારુક! આવતી કાલે મારું ચક્ર રાજાઓની સેનાનો કેવો સંહાર કરે છે, તે તું જોજે.[૩૦,૩૧] એકદમ ક્રોધાયમાન થઈને હું અર્જુન માટે સર્વ સેનાને રણમાં રગદોળી નાખીશ. દેવો, ગંધર્વો, પિશાચો, સર્પો, રાક્ષસો અને સર્વ લોકો મને અર્જુનના મિત્ર તરીકે આવતી કાલે બરાબર જાણશે. જે અર્જુનનો દ્વેષ કરે છે, તે મારો પણ દ્વેષ કરે છે. જે અર્જુનને

અનુસરે છે, તે મને પણ અનુસરે છે. તું તારી બુદ્ધિથી સંકલ્પ કરજે કે, અર્જુન મારું અર્ધું અંગ છે. માટે આ રાત્રિ વીત્યા પછી તું પ્રભાત થતાં જ આપણા ઉત્તમ રથને શાસ્ત્રોક્ત વિધિએ સાવધાનીપૂર્વક બરાબર તૈયાર કરી સત્વર લાવજે. હે સૂત! તે રથમાં કૌમોદકી ગદા, દિવ્ય શક્તિ, ચક્ર, ધનુષ્ય, બાણો અને બીજાં લડાયક સાધનો મૂકજે. વળી રથની બેઠક પર તું ઉપરના ભાગમાં યુદ્ધમાં રથને શોભાવનારા મારા વીર ગરુડધ્વજની યોજના કરજે. ત્યાં તું સૂર્ય અને અગ્નિ સમાન પ્રભાવવાળી અને વિશ્વકર્માએ બનાવેલી દિવ્ય સુવર્ણની સેરોવાળું છત્ર પણ ઉપર ધરાવજે. બલાહક, મેઘપુષ્પ, શૈબ્ય અને સુગ્રીવ નામના ચારે ઘોડાઓને તું બરાબર શણગારીને રથમાં જોડજે. તું પોતે પણ કવચ ધારણ કરી બરાબર સજ્જ થઈને ઊભો રહેજે. પછી હે દારુક! જ્યારે તું ઋષભ નામના સ્વરથી પૂર્ણ તથા ભયંકર નાદવાળા મારા પાંચજન્ય શંખનો ઘોષ સાંભળે કે તુરત તું મારી પાસે આવજે. હે દારુક! મારા ફોઈયાત ભાઈ અર્જુનના ક્રોધને તથા સર્વ દુઃખોને હું એક જ દિવસમાં દૂર કરી દઈશ. હું સર્વ ઉપાયે પ્રયત્ન કરીશ; એટલે અર્જુન યુદ્ધમાં કૌરવોના દેખતાં જ જયદ્રથરાજનો વધ કરશે. હે સારથિ! અર્જુન જેનો જેનો વધ કરવા પ્રયત્ન કરશે, તેના તેના ઉપર અવશ્ય વિજય મેળવશે, એમ હું ઇચ્છું છું.[૩૨–૪૨]

દારુક બોલ્યો : હે પુરુષવ્યાઘ્ર! તેનો અવશ્ય જય જ થવાનો છે. તેનો પરાજય તો ક્યાંથી જ થાય? કારણ કે તમે તેનું સારથિપણું સ્વીકાર્યું છે.[૪૩] તમે મને જે પ્રમાણે આજ્ઞા આપી છે, તે પ્રમાણે હું બધું કરીશ. અર્જુનના વિજય માટે આ રાત્રિ સુપ્રભાતવાળી થાઓ.[૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત પ્રતિજ્ઞાપર્વમાં 'શ્રીકૃષ્ણ અને દારુકનું સંભાષણ' નામનો અધ્યાય ૭૯ મો સમાપ્ત

# અધ્યાય ૮૦ મો

## અર્જુનસ્વપ્ન

॥ संजय उवाच ॥

**कुंतिपुत्रस्तु तं मंत्रं स्मरन्नेव धनंजयः ।**
**प्रतिज्ञामात्मनो रक्षन् मुमोहाचिंत्यविक्रमः ॥१॥**

સંજય બોલ્યો : અચિંત્ય પરાક્રમવાળો તથા પોતાની પ્રતિજ્ઞાનું રક્ષણ કરનારો અર્જુન 'જયદ્રથનો વધ કેવી રીતે કરવો?' એ વિચારનું સ્મરણ કરતાં કરતાં જ મોહમાં પડી ગયો–નિદ્રાવશ થઈ ગયો.[૧] શોકથી સંતાપ પામેલા તથા એ બાબતનો જ વિચાર કરી રહેલા એ મહાતેજસ્વી કપિધ્વજ અર્જુનને એક સ્વપ્ન દેખાયું અને તેમાં તેણે ગરુડધ્વજ શ્રીકૃષ્ણને પોતાની પાસે આવેલા જોયા.[૨] ધર્માત્મા અર્જુન સર્વ અવસ્થામાં શ્રીકૃષ્ણને જોતાં તેમની સામે ભક્તિ અને પ્રેમપૂર્વક ઊભો થઈ જતો; તેથી તે સમયે તે તુરત ઊભો થયો અને ગોવિંદને આસન આપી, પોતે આસન પર નહિ બેસતાં સામે ઊભો રહ્યો. તે પછી મહાતેજસ્વી શ્રીકૃષ્ણ આસન પર બિરાજ્યા અને પોતે કુંતીનંદન અર્જુનનો નિશ્ચય જાણી લઈને તેને આ પ્રમાણે બોલ્યા : 'હે પાર્થ! તું મનમાં ખેદ ન કર; કારણ કે કાળ દુર્જય છે. તે કાળ જ સર્વ ભૂતોને અવશ્ય ભાવિ કર્તવ્યમાં પ્રવર્તાવે છે.[૩–૬] હે મનુષ્યશ્રેષ્ઠ! કહે, તને શા માટે શોક થાય છે? હે વિદ્વાનોમાં શ્રેષ્ઠ અર્જુન! તારે શોક કરવો જોઈએ નહિ; કારણ કે શોક કાર્યનો નાશ કરે છે.[૭] આથી તારે જે કાર્ય કરવાનું હોય તેને તું કર્મ દ્વારા કર્યા જ કર. હે ધનંજય! કોઈ પણ જાતનું કર્મ નહિ કરનાર નિરુદ્યમી પુરુષનો શોક તેના શત્રુરૂપે થઈ પડે છે.[૮] શોક કરનારો માણસ શત્રુઓને આનંદિત કરે છે, બાંધવોને કૃશ કરે છે અને તે પોતે પણ પ્રતિદિન ક્ષીણ થતો જાય છે. માટે તારે

શોક કરવો યોગ્ય નથી.' એ પ્રમાણે જ્યારે ભગવાન વાસુદેવે કહ્યું, ત્યારે વિદ્વાન અર્જુને આ અર્થભર્યું વચન કહ્યું :[૯,૧૦] 'હે કેશવ! મેં જયદ્રથનો વધ કરવા માટે મહાન પ્રતિજ્ઞા કરી છે. મારા પુત્રનો નાશ કરનારા તે દુરાત્માને હું આવતી કાલે મારી નાખીશ.[૧૧] પણ હે અચ્યુત! કૌરવો મારી પ્રતિજ્ઞાનો ભંગ કરવા માટે સિંધુરાજ જયદ્રથને સર્વ મહારથીઓના રક્ષણ તળે સર્વ સૈન્યની પાછળ રાખશે.[૧૨] હે કૃષ્ણ! તેમની પાસે અતિ દુર્જય એવી અગિયાર અક્ષૌહિણી સેનાઓ છે. હે માધવ! તેમાંની કેટલીક સેનાઓ તો હજુ મરતાં બાકી રહી છે.[૧૩] તો હે કૃષ્ણ! તે અક્ષૌહિણી સેનાથી તથા સર્વ મહારથીઓથી વીંટાયેલા દુષ્ટાત્મા સિંધુરાજને જોઈ પણ કેમ શકાશે?[૧૪] તો પછી મારી પ્રતિજ્ઞા કેવી રીતે પાર ઊતરશે? જ્યારે મારા જેવા પુરુષની પ્રતિજ્ઞાનો ભંગ થાય, ત્યારે જીવી પણ કેમ શકાય?[૧૫] હે વીર! દુઃખના દ્વારરૂપ આ મારી પ્રતિજ્ઞાના સંબંધમાં મારા મનમાં સંશય ઘોળાયા કરે છે. વળી આજકાલ સૂર્યની ગતિ પણ ઉતાવળી છે, માટે જ હું તમને આ પૂછું છું.'[૧૬]

એ રીતે અર્જુનના શોકનું કારણ જાણીને ગરુડના ચિહ્નવાળી ધ્વજાવાળા શ્રીકૃષ્ણ જલસ્પર્શ કરી પૂર્વાભિમુખે બેઠા.[૧૭] પછી મહાતેજસ્વી તથા કમળ સરખાં નેત્રવાળા એ કૃતકૃત્ય શ્રીકૃષ્ણ અર્જુનના હિતાર્થે તથા જયદ્રથના વધાર્થે આ પ્રમાણે બોલ્યા:[૧૮] 'હે પાર્થ! પાશુપત નામનું એક સનાતન પરમ અસ્ત્ર છે. તે અસ્ત્રથી પૂર્વે દેવ મહેશ્વરે યુદ્ધમાં સર્વ દૈત્યોનો સંહાર કર્યો હતો.[૧૯] એ અસ્ત્રનું જો તને હમણાં જ્ઞાન હોય, તો તું કાલે જયદ્રથનો વધ કરી શકીશ. જો તને તે અસ્ત્રનું જ્ઞાન ન હોય તો તું મનથી મહાદેવને શરણે જા.[૨૦] હે ધનંજય! તું તે દેવનું મનમાં ધ્યાન ધરી શાંત થઈને બેસી રહે; એટલે તારા પર તેની કૃપા થશે અને તેથી તું શિવભક્ત તે મહાન અસ્ત્રને પામશે.'[૨૧] શ્રીકૃષ્ણનાં એ વચન સાંભળીને અર્જુન ઉદકસ્પર્શ કરી પૃથ્વી પર એકાગ્ર થઈને બેઠો અને મનથી મહેશ્વરને શરણે ગયો.[૨૨] આમ ધ્યાન કરતાં કરતાં શુભ લક્ષણવાળો બ્રાહ્મમુહૂર્તકાળ (પરોઢિયું) થઈ ગયો; એટલે અર્જુન પોતાને શ્રીકૃષ્ણ સાથે આકાશમાં જતો જોવા લાગ્યો.[૨૩] જોતજોતામાં તો તે હિમાલયના પવિત્ર શિખરને–મણિમાન પર્વતને નિહાળવા લાગ્યો. એ પર્વત અનેક જ્યોતિર્ગણોથી વ્યાપેલો હતો અને સિદ્ધચારણોના આશ્રયરૂપ હતો.[૨૪] આમ અર્જુન વાયુ સમાન વેગવાળી ગતિએ શ્રીકૃષ્ણની સાથે છેક આકાશમાં પહોંચી ગયો. તે વખતે, શ્રીકેશવવિભુએ તેનો જમણો હાથ પકડ્યો હતો.[૨૫] હવે ધર્માત્મા અર્જુન અદ્ભુત દેખાવના અનેક પદાર્થોને જોતો જોતો આગળ જતો હતો. ત્યાં થોડા સમયમાં ઉત્તર દિશામાં શ્વેતગિરિ જોયો. વળી તેણે કુબેરના ઉપવનમાં કમળોથી શોભતું સરોવર જોયું અને પુષ્કળ જળભરેલી ઉત્તમ ગંગા નદી જોઈ.[૨૬,૨૭] એ નદી સદાકાળ પુષ્પફળવાળાં વૃક્ષોથી શોભતી હતી અને તેમાં સ્ફટિકમણિના જ પથ્થરો જોવામાં આવતા હતા. તેનો કિનારો સિંહ તથા વાઘોથી વ્યાપ્ત હતો અને તેની આસપાસના પ્રદેશો અનેક જાતનાં મૃગોથી ભરપૂર હતા.[૨૮] તે નદીને તીરે તીરે પવિત્ર આશ્રમો હતા અને તે પક્ષીઓથી સેવાયેલી હતી. આમ તે ઘણી સુંદર અને મનમોહક હતી. ત્યાંથી આગળ તેણે કિન્નરોનાં ગાનતાનથી ગાજી રહેલા મંદરાચળ પર્વતના પ્રદેશો જોયા.[૨૯] એ પ્રદેશો સુવર્ણ તથા રૂપાનાં શિખરોથી પ્રકાશી રહ્યા હતા, તેમાં જાતજાતની ઔષધિઓ ઝળહળી રહી હતી અને ત્યાં પુષ્પભરેલાં મંદાર વૃક્ષો

શોભી રહ્યાં હતાં.[૩૦] તેવામાં તો સ્નિગ્ધ કાજળના ઢગ જેવી આકૃતિવાળો કાલ પર્વત તેની આંખે ચડ્યો. તે પછી તેણે બ્રહ્મતુંગ પર્વત, બીજી કેટલીક નદીઓ, બીજા કેટલાએક દેશો, ઊંચા શિખરવાળો શતશૃંગ પર્વત, શર્યાતિરાજાનું વન, પવિત્ર અશ્વશિરામુનિનું સ્થાન અને આથર્વણમુનિનું સ્થાન એ બધું જોયું.[૩૧,૩૨] ત્યાંથી આગળ તેણે પ્રથમ વૃષદંશ નામના મહાન પર્વતને અને પછી મહામંદર નામના પર્વતને પણ જોયો. તે પર્વત અપ્સરાઓથી ઊભરાતો હતો અને કિન્નરોથી શોભી રહ્યો હતો. શ્રીકૃષ્ણની સાથે રહેલો એ અર્જુન ત્યાં તે પર્વત ઉપર જતાં સુંદર ઝરણાંઓવાળી, સુવર્ણ તથા બીજી કેટલીક ધાતુઓથી સુશોભિત, ચંદ્રનાં કિરણોથી પ્રકાશમાન સ્વરૂપવાળી અને નગરરૂપ માળાવાળી પૃથ્વીને જોઈ રહ્યા. વળી ત્યાં અનેક પ્રકારની ખાણોવાળા તથા અદ્ભુત આકારવાળા સમુદ્રોને, આકાશ, સ્વર્ગ અને બીજી કેટલીક પૃથ્વીને જોતો જોતો તથા વિસ્મય પામતો એ અર્જુન છોડેલા તીરની પેઠે શ્રીકૃષ્ણની સાથે આકાશમાર્ગે જતો હતો.[૩૩-૩૬] તેવામાં અર્જુને ગ્રહો, નક્ષત્રો, ચંદ્ર, સૂર્ય અને અગ્નિ સમાન કાંતિવાળા એક ઝળહળતા પર્વતને જોયો. તે પર્વત પાસે આવીને તેણે છેક શિખરની ટોચ પર બેઠેલા અને નિત્ય તપ કરનારા એ મહાત્મા શ્રીમહેશ્વરનાં દર્શન કર્યાં.[૩૭,૩૮] પોતાના તેજથી તે દેવ હજારો સૂર્યોની પેઠે ઝળહળી રહ્યા હતા. તે ત્રિશૂળધારી હતા, જટાધારી હતા અને રંગે ગૌર હતા. તેમણે વલ્કલ–વસ્ત્રોને ધારણ કર્યાં હતાં. તે હજારો નેત્રોથી વિચિત્ર શરીરવાળા હતા અને મહાઓજસ્વી હતા. પાર્વતી અને કાંતિમાન ભૂતગણો તેમની સાથે હતા.[૩૯,૪૦] તેમની આસપાસ ગીત અને વાદિત્રોના મધુર શબ્દો થઈ રહ્યા હતા. કેટલાએક ભૂતગણો તેમને પ્રસન્ન કરવા માટે નૃત્ય, ગોળ કૂદડી અને હાથની તાળીઓ તથા હાસ્ય વગેરે કરી રહ્યા હતા.[૪૧] વળી તેઓ પવિત્ર ચંદનથી તેમની સેવા કરતા હતા. બ્રહ્મવાદી મહર્ષિઓ દિવ્ય સ્તોત્રોથી તેમની સ્તુતિ કરતા હતા. સર્વ ભૂતોના રક્ષક તે દેવે અસ્ખલિત ધનુષ્ય હાથમાં ધારણ કર્યું હતું.[૪૨]

ધર્માત્મા વાસુદેવે તેમનાં દર્શન કરી અર્જુનની સાથે ૐકારરૂપ સનાતન બ્રહ્મનું ઉચ્ચારણ કરતાં કરતાં પોતાના મસ્તકને છેક પૃથ્વી સુધી નમાવ્યું.[૪૩] લોકોના ઉપાદાનકારણભૂત, જગતના સ્રષ્ટા, અજન્મા, અવિકારી, અસ્ખલિત ઇચ્છાવાળા, મનની પ્રવૃત્તિ અને નિવૃત્તિના કારણભૂત, સર્વના ઉત્પત્તિસ્થાન, આકાશ અને વાયુના મૂળસ્વરૂપ, તેજોના અધિષ્ઠાન, જળધારાઓના તથા આખી પૃથ્વીના ઉત્પાદક, સર્વના મૂળભૂત, પ્રધાન(પ્રકૃતિ)સ્વરૂપ, દેવ, દાનવ, યક્ષો અને મનુષ્યોની સિદ્ધિનું નિધાન, યોગદર્શી પુરુષોના પરમ આશ્રયભૂત, પ્રત્યક્ષ બ્રહ્મતત્ત્વ, બ્રહ્મવેત્તાઓના રહસ્યભૂત, ચરાચર જગતના સ્રષ્ટા અને સંહર્તા, કાળ સમાન ક્રોપવાળા, ઐશ્વર્યાદિક ઇંદ્રના ગુણોનું તથા પ્રતાપાદિક સૂર્યના ગુણોનું ઉદયસ્થાન એવા તે મહાત્મા શંકરને શ્રીકૃષ્ણે તે સમયે વાણી, મન, બુદ્ધિ અને કર્મથી વંદન કર્યું.[૪૪-૪૭] સૂક્ષ્મ અધ્યાત્મપદની ઇચ્છાવાળા પુરુષો જેમનું શરણ લે છે, તે કેવળ કારણસ્વરૂપ અજન્મા મહાદેવનું શ્રીકૃષ્ણે તથા અર્જુને શરણ લીધું.[૪૮] અર્જુન પણ તે દેવને સર્વ ભૂતોના આદિ તરીકે તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાનના ઉત્પાદક તરીકે જાણીને વારંવાર વંદન કરવા લાગ્યો.[૪૯]

તે પછી એ બન્ને નરનારાયણને ત્યાં આવેલા જોઈને મનમાં પ્રસન્ન થયેલા શ્રીશંકરે હસતા હોય તેમ તેમના પ્રત્યે કહ્યું :[૫૦] 'હે નરશ્રેષ્ઠો!

તમે ભલે આવ્યા. હવે તમારો થાક એ ઊતરી ગયો હોય તો ઊઠો. હે વીરો! તમારા મનનું જે ઇષ્ટ હોય તે જલદી કહો. તમે જે કાર્ય માટે અહીં આવ્યા હો, તે કાર્ય હું સાધી આપીશ. તમારું શું કાર્ય છે? તમારું કલ્યાણ થાય તેવો વર તમે માગી લો, હું તે બધું તમને આપીશ.[૫૧-૫૩]

તે વચન સાંભળી મહાબુદ્ધિમાન અને અનિંદ્ય એવા મહાત્મા શ્રીવાસુદેવ અને અર્જુન ઊભા થયા અને હાથ જોડી ભક્તિપૂર્વક દિવ્ય સ્તોત્રથી આ પ્રમાણે શ્રીમહેશ્વરની સ્તુતિ કરવા લાગ્યા.[૫૪]

नमो भवाय शर्वाय रुद्राय वरदाय च।
पशूनां पतये नित्यमुग्राय च कपर्दिने ॥

સર્વના પ્રભુ, સર્વના સંહર્તા, રુદ્ર, વરદાતા, પશુઓના પતિ, ઉગ્ર અને જટાધારી શ્રીમહેશ્વરને અમારા નમસ્કાર હો.[૫૫]

महादेवाय भीमाय त्र्यंबकाय च शांतये।
ईशानाय मखघ्नाय नमोऽस्त्वन्धकघातिने ॥

મહાન દેવ, ભીમ, ત્રિનેત્ર, શમપ્રધાન, અસ્ખલિત ઇચ્છાવાળા, પ્રજાપતિ દક્ષના યજ્ઞનો નાશ કરનારા અને અંધકાસુરનો સંહાર કરનારા શ્રીશંકરને અમારા નમસ્કાર હો.[૫૬]

कुमारगुरवे तुभ्यं नीलग्रीवाय वेधसे।
पिनाकिने हविष्याय सत्याय विभवे सदा ॥

કાર્તિકસ્વામીના પિતા, નીલકંઠ, પ્રજાઓના વિધાતા, પિનાક ધનુષ્યને ધારણ કરનારા, હવિષ્ય યોગ્ય હોવાથી હવિષ્ય, સત્યસ્વરૂપ અને સર્વવ્યાપક શ્રીશંકરને અમારા નમસ્કાર હો.[૫૭]

विलोहिताय धूम्राय व्याधायानपराजिते।
नित्यं नीलशिखंडाय शूलिने दिव्यचक्षुषे ॥
होत्रे पोत्रे त्रिनेत्राय व्याधाय वसुरेतसे।
अचिन्त्यायांबिकाभर्त्रे सर्वदेवस्तुताय च ॥
वृषध्वजाय मुंडाय जटिने ब्रह्मचारिणे।
तप्यमानाय सलिले ब्रह्मण्यायजिताय च ॥
विश्वात्मने विश्वसृजे विश्वमावृत्य तिष्ठते।
नमो नमस्ते सेव्याय भूतानां प्रभवे सदा ॥

વિલોહિત, ધૂમ્ર, મૃગસ્વરૂપી બ્રહ્મદેવની પાછળ પારધીના સ્વરૂપને ધારણ કરનાર, અપરાજિત, નિત્ય, નીલકેશ, ત્રિશૂળધારી, દિવ્ય દૃષ્ટિવાળા, હોતાસ્વરૂપ, યજ્ઞિય ઋત્વિજસ્વરૂપ, ત્રિનેત્ર, વ્યાધસ્વરૂપ, અગ્નિમાં વીર્યક્ષેપ કરવાથી વસુરેતા, અચિંત્ય, પાર્વતીપતિ, સર્વના પોષક, સર્વ દેવો વડે સ્તુતિ કરાયેલા, વૃષભધ્વજ, દીક્ષિત હોવાથી મુંડ, જટાધારી, વીર્યનું ધારણ કરનાર હોવાથી બ્રહ્મચારી, જળમાં તપશ્ચર્યા કરનાર, બ્રહ્મવેત્તા, અજિત, વિશ્વસ્વરૂપ, વિશ્વના સ્રષ્ટા, આખા વિશ્વમાં વ્યાપ્ત થઈને રહેલા, સેવવા યોગ્ય અને સર્વ ભૂતોના પ્રભુ એવા આપને સદા અમારા નમસ્કાર હો, નમસ્કાર હો.[૫૮-૬૧]

ब्रह्मवक्त्राय सर्वाय शंकराय शिवाय च।
नमोऽस्तु वाचस्पतये प्रजानां पतये नमः ॥

વેદપૂર્ણ મુખવાળા, સર્વવ્યાપક, સુખકારક, મંગલસ્વરૂપ, વાણીના પતિ તથા પ્રજાઓના સ્વામી શ્રીશંકરને અમારા નમસ્કાર હો.[૬૨]

नमो विश्वस्य पतये महतां पतये नमः।
नमः सहस्रशिरसे सहस्रभुजमृत्यवे ॥

વિશ્વના પતિ, મહત્તત્ત્વાદિકના પતિ, હજાર મસ્તકવાળા, હજાર ભુજાઓવાળા તથા મૃત્યુસ્વરૂપ એવા શ્રીમહેશ્વરને અમારા નમસ્કાર હો.[૬૩]

सहस्रनेत्रपादाय नमोऽसंख्येयकर्मणे।
नमो हिरण्यवर्णाय हिरण्यकवचाय च।
भक्तानुकंपिने नित्यं सिध्यतां नो वरः प्रभो ॥

હજાર નેત્રો અને પગોવાળા, અસંખ્ય પરાક્રમો કરનારા, સુવર્ણ સમાન વર્ણવાળા, સુવર્ણના કવચને ધારણ કરનારા, ભક્તો પર અનુકંપા રાખનારા શ્રીમહેશ્વરને અમારા નમસ્કાર હો. હે પ્રભુ! અમારો વર નિત્ય સિદ્ધ થાઓ.[૬૪]

સંજય બોલ્યો : એ પ્રમાણે અર્જુન અને શ્રીકૃષ્ણે મહાદેવની સ્તુતિ કરીને તેમને અસ્ત્રપ્રાપ્તિ માટે પ્રસન્ન કર્યા.[૬૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત પ્રતિજ્ઞાપર્વમાં 'અર્જુનનું સ્વપ્ન' નામનો અધ્યાય ૮૦ મો સમાપ્ત

## अध्याय ८१ मो

### અર્જુનને પુનઃ પાશુપતાસ્ત્રની પ્રાપ્તિ

॥ सजय उवाच ॥

**ततः पार्थः प्रसन्नात्मा प्रांजलिर्वृषभध्वजम् ।**
**ददर्शोत्फुल्लनयनः समस्तं तेजसां निधिम् ॥ १ ॥**

સંજય બોલ્યો : તે પછી પ્રસન્ન ચિત્તવાળો અર્જુન હાથ જોડીને પ્રફુલ્લિત નેત્રે સમગ્ર તેજના ભંડાર એવા વૃષભધ્વજ શંકરનાં દર્શન કરવા લાગ્યો.[૧] પોતાના નિત્ય નિયમ પ્રમાણે તેણે વાસુદેવને જે બલિ રાત્રિએ અર્પણ કર્યો હતો, તે બલિને તેણે ત્યાં મહાદેવની પાસે રહેલો જોયો.[૨] પછી અર્જુને મનથી શ્રીકૃષ્ણનું તથા શંકરનું પૂજન કર્યું અને 'હું દિવ્ય અસ્ત્રની ઇચ્છા રાખું છું' એમ શ્રીશંકરને કહ્યું. અર્જુનનું એ પ્રમાણેનું વર મેળવવા માટેનું વચન સાંભળીને શ્રીમહેશ્વર હસ્યા અને એ કૃષ્ણ તથા અર્જુનને આ પ્રમાણે કહેવા લાગ્યા : 'હે નરશ્રેષ્ઠો ! તમે ભલે આવ્યા. તમારા મનનું ઇષ્ટ મેં જાણી લીધું છે. જે ઇચ્છાથી તમે અહીં આવ્યા છો, તે હું તમને આપું છું.[૩-૫] હે શત્રુઓનો નાશ કરનારા વીરો ! અહીં પાસે એક દિવ્ય અમૃતમય સરોવર છે. તેમાં પૂર્વે મેં મારાં દિવ્ય ધનુષ્યબાણ મૂક્યાં છે.[૬] એ ધનુષ્યબાણથી મેં યુદ્ધમાં સર્વ દૈત્યોનો સંહાર કર્યો હતો, તો હે કૃષ્ણ તથા અર્જુન ! તમે એ સરોવરમાંથી એ ઉત્તમ ધનુષ્યબાણને લઈ આવો.' 'બહુ સારું' એમ કહીને તે બન્ને વીરો મહાદેવના ગણોને લઈને સેંકડો દિવ્ય ઐશ્વર્યોથી યુક્ત એવા તે દિવ્ય સરોવર તરફ ચાલી નીકળ્યા.[૭,૮] એ બન્ને નરનારાયણ ઋષિ, મનમાં લેશ પણ ગભરાયા વિના મહાદેવે બતાવેલા એ પવિત્ર સરોવરે ગયા. તે સરોવર સર્વ અર્થોને સાધનારું હતું.[૯] આમ અર્જુન અને શ્રીકૃષ્ણ સૂર્યમંડળ સમાન પ્રકાશી રહેલા એ સરોવરે ગયા, તો તેમણે જળની અંદર એક ભયંકર સર્પ જોયો.[૧૦] વળી તે જ સ્થળે એક હજાર ફેણવાળો બીજો સર્પ પણ તેમના જોવામાં આવ્યો. તે સર્પ મુખમાંથી મોટી મોટી જ્વાળાઓ બહાર કાઢતો હતો અને અગ્નિ સમાન તેજસ્વી હતો.[૧૧] પછી શ્રીકૃષ્ણે તથા અર્જુને તે સરોવરના જળનું આચમન કર્યું અને મનથી શિવને નમસ્કાર કરી હાથ જોડી તે સર્પોની પાસે ઊભા રહ્યા.[૧૨] એ સમયે તે બન્ને વેદવિદો વેદના શતરુદ્રીય ભાગને મુખથી ભણતા હતા અને સર્વ પ્રકારે અપ્રમેય એવા શ્રીશંકરનું મનથી ધ્યાન ધરી પ્રણામ કરતા હતા.[૧૩] પછી શ્રીરુદ્રદેવના માહાત્મ્યથી એ બન્ને સર્પોએ પોતાનું સર્પાકાર સ્વરૂપ છોડી દીધું. આમ તે જોડું શત્રુઓનો નાશ કરે તેવાં ધનુષ્ય અને બાણના સ્વરૂપમાં ફેરવાઈ ગયું. તે જોઈને તે બન્ને પ્રસન્ન થયા અને તેમણે ઉત્તમ કાંતિવાળા એ ધનુષ્યબાણને હાથમાં લીધાં. પછી તેમણે તે ધનુષ્યબાણ ઉપાડીને તેમને મહાત્મા શ્રીશંકરને અર્પણ કર્યાં.[૧૪,૧૫] તે વેળા વૃષભધ્વજ શ્રીશંકરના એક પડખામાંથી પિંગળા નેત્રવાળો, તપના ક્ષેત્રરૂપ અને બળવાન એવો એક નીલલોહિત બ્રહ્મચારી બહાર નીકળ્યો.[૧૬] તેણે એ ધનુષ્ય હાથમાં લીધું અને વીરાસનને બેસી તથા ટટાર ઊભા રહીને તેણે મંત્રવિધિપૂર્વક તે ઉત્તમ ધનુષ્યને બાણના સંધાનપૂર્વક ખેંચ્યું.[૧૭]

આ વખતે અચિંત્ય પરાક્રમવાળા અર્જુને જે પ્રકારે એ ધનુષ્યની પ્રત્યંચાનું આકર્ષણ કરવામાં આવ્યું હતું, જે પ્રકારે ધનુષ્યને મૂઠીમાં ધારણ કરવામાં આવ્યું હતું અને જે પ્રકારે

પગને રાખીને ઊભા રહેવું પડ્યું હતું, તે બધું સંપૂર્ણ રીતે જોઈ લીધું. પછી મહાદેવે ભણેલા મંત્રનું શ્રવણ કરીને એણે એ અસ્ત્રને ગ્રહણ કર્યું.

પછી અતિ બળવાન તે નીલલોહિત પ્રભુએ ધનુષ્યમાં સાંધેલા બાણને પુનઃ તે સરોવરમાં જ છોડી મૂક્યું તથા તે ધનુષ્યને પણ ત્યાં જ પુનઃ ફેંકી દીધું.[૧૮,૧૯] એ સમયે શ્રીશંકરને પ્રસન્ન થયેલા જાણીને અર્જુનને પૂર્વે હિમાલયના વનમાં શંકરે જે વર આપ્યો હતો તથા જે દર્શન દીધાં હતાં, તે બધું સ્મરણમાં આવ્યું.[૨૦] તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'તે વર મને ફલિતાર્થ થાઓ.' શ્રીશંકર ભગવાન અર્જુનના માનસિક અભિપ્રાયને જાણી ગયા અને પ્રસન્ન થઈ તેમણે અર્જુનને એ વર આપ્યો. એટલે પોતાની પ્રતિજ્ઞાને સંપૂર્ણ કરવામાં સમર્થ તથા દિવ્ય એવા એ ઘોર પાશુપતાસ્ત્રને શ્રીશંકર પાસેથી મેળવી દુરાધર્ષ થયેલો તે અર્જુન હર્ષનાં રોમાંચવાળો થઈ ગયો અને પોતાના કાર્યને પરિપૂર્ણ થયેલું માનવા લાગ્યો. પછી તે બન્ને જણાએ હર્ષપૂર્વક મહેશ્વરને પોતાનાં મસ્તક નમાવી વંદન કર્યું અને શ્રીશંકરની આજ્ઞા થતાં તે જ ક્ષણે પરમ આનંદયુક્ત થઈને વીર અર્જુન તથા કેશવ પોતાની છાવણીમાં આવી પહોંચ્યા. આમ મોટા મોટા અસુરોનો સંહાર કરનારા શ્રીશંકરે પોતાનું દિવ્ય અસ્ત્ર આપીને જ્યારે અનુમતિ આપી, ત્યારે જયદ્રથનો વધ કરવા ઇચ્છતા અર્જુન અને શ્રીકૃષ્ણ જંભાસુરનો વધ કરવા ઇચ્છતા ઇંદ્ર અને વિષ્ણુની પેઠે પ્રસન્ન થઈ ગયા.[૨૧-૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત પ્રતિજ્ઞાપર્વમાં 'અર્જુનને પુનઃ પાશુપતાસ્ત્રની પ્રાપ્તિ' નામનો અધ્યાય ૮૧મો સમાપ્ત

# अध्याय ८२ मो

## યુધિષ્ઠિરની તૈયારી

॥ संजय उवाच ॥

तयोः संवदतोरेवं कृष्णदारुकयोस्तथा ।
साऽत्यगाद्रजनी राजन्नथ राजान्वबुध्यत ॥ १ ॥

સંજય બોલ્યો : હે રાજન્! શ્રીકૃષ્ણ અને દારુક તે પ્રમાણે વાચીત કરી રહ્યા હતા એટલામાં રાત્રિ વીતી ગઈ અને યુધિષ્ઠિરરાજા પણ જાગ્યા.[૧] એ સમયે હાથના તાલપૂર્વક ગાનારા ગવૈયાઓ, સ્તુતિપાઠકો, મધુપર્ક વેળાએ ગુણગાન કરનારા મધુપર્કિકો, પ્રભાતમાં જાગ્રત કરનારા બંદીજનો અને ભાટચારણો પુરુષશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજાની સ્તુતિ કરવા લાગ્યા.[૨] ત્યારે નર્તકો નૃત્ય કરવા લાગ્યા તથા મધુર સ્વરવાળા ગવૈયાઓ કુરુવંશની સ્તુતિનાં અર્થવાળાં મંગળ ગીતો ગાવા લાગ્યા.[૩] સારી રીતે શિક્ષિત થયેલા કેટલાએક કુશળ પુરુષો અત્યંત હર્ષમાં આવી જઈ ઝાલરો, ભેરીઓ, પણવો, આનકો, શિંગડીઓ, નાની નાની ઢોલકીઓ, શંખો તથા મોટા શબ્દ કરનારાં દુંદુભિઓ વગેરે વાજિંત્રો વગાડવા લાગ્યા.[૪,૫] મેઘ સમાન ઘોષ કરતો એ મહાન શબ્દ છેક આકાશમાં અથડાયો અને તેણે મહાન રાજા યુધિષ્ઠિરને જાગ્રત કર્યા.[૬] હવે મહામૂલા શયનમાં સુખે સૂતેલા રાજા યુધિષ્ઠિર જાગ્યા અને ઊઠીને પોતાનાં નિત્યકર્મ કરવા માટે સ્નાનગૃહમાં ગયા.[૭] ત્યાં શ્વેતવસ્ત્રને ધારણ કરનારા, પોતે સ્નાન કરી સજ્જ થયેલા, તરુણ વયના એકસો આઠ સ્નાન કરાવનારાઓ હાથમાં જળભર્યા સુવર્ણના કળશો લઈ લઈને તૈયાર ઊભા હતા.[૮] એક સાદું વસ્ત્ર પહેરી રાજા ભદ્રાસન પર બેઠા અને મંત્રેલા ચંદનયુક્ત જળથી સ્નાન કરવા લાગ્યા.[૯] બળવાન અને સુશિક્ષિત પુરુષોએ સર્વ ઔષધિ આદિના ઘૂંટેલા વિલે-

પનથી રાજાના શરીરને સારી રીતે મસળ્યું. તે પછી ઉત્તમ પદાર્થોથી સુવાસિત કરેલા સુગંધીદાર જળથી રાજાને નવડાવ્યા.[૧૦] નાહી રહ્યા પછી માથાનું જળ સુકાઈ જાય માટે યુધિષ્ઠિરરાજાએ રાજહંસ સમાન શ્વેત તથા સુંવાળો પટકો લઈ મસ્તક પર વીંટ્યો.[૧૧] પછી તે મહાબાહુ શરીરે ચંદનનો લેપ કરી, પુષ્પની માળા તથા ઉત્તમ વસ્ત્રો પહેરી, પૂર્વાભિમુખે હાથ જોડી ઊભા રહ્યા.[૧૨] હવે તે કુંતીનંદન સત્પુરુષોના માર્ગને અનુસરી જાપ જપવા લાગ્યા. તે પછી તે પ્રદીપ્ત અગ્નિવાળી અગ્નિશાળામાં નમ્રતાપૂર્વક દાખલ થયા.[૧૩] ત્યાં જઈ તેમણે દર્ભ સહિત સમિધોથી, મંત્રથી તથા પવિત્ર આહુતિઓથી અગ્નિદેવનું પૂજન કર્યું અને પછી તે હોમગૃહમાંથી બહાર નીકળ્યા. હવે પુરુષવ્યાઘ્ર યુધિષ્ઠિરરાજ પોતાના તંબૂના બીજા ખંડમાં આવ્યા અને ત્યાં તેમણે વેદવેત્તા વૃદ્ધ બ્રાહ્મણોનાં દર્શન કર્યાં. વળી તેમણે ત્યાં જિતેંદ્રિય, વેદવ્રતનિષ્ઠ, અવભૃથસ્નાન કરનારા એક એક હજાર અનુચરોવાળા અને સૂર્યની ઉપાસના કરનારા બીજા એક હજાર ને આઠ બ્રાહ્મણોનાં પણ દર્શન કર્યાં.[૧૪-૧૬] પછી યુધિષ્ઠિરે અક્ષત, પુષ્પ, મધ, ઘી અને સારાં સારાં માંગલિક ફળોથી તે બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું અને તે દરેક બ્રાહ્મણને એકેક સોનામહોર, શણગારેલા સો સો ઘોડાઓ, વસ્ત્રો તથા બીજી કેટલીક ઇષ્ટ દક્ષિણાઓ આપી.[૧૭,૧૮] વળી રાજાએ તે બ્રાહ્મણોને પિંગળા રંગની, સુવર્ણનાં શિંગડાંવાળી, રૂપાની ખરીઓવાળી તથા વાછરડાંવાળી કેટલીક દૂઝણી ગાયોનું પણ દાન કર્યું, તેમ જ તે બધાની પ્રદક્ષિણા કરી.[૧૯] તે પછી સાથિયા, કોડિયાં, સુવર્ણના સંપુટ, અર્ઘ્યપાત્રો, માળા, જળભર્યા કળશો, પ્રજ્વલિત અગ્નિપૂર્ણ અક્ષતપાત્રો, બિજોરું, ગોરોચન, સારી રીતે શણગારેલી સુંદર કન્યાઓ, દહીં, ઘી, મધ, જળ, માંગલિક પક્ષીઓ તથા એ ઉપરાંત બીજા કેટલાએક મંગલ પદાર્થોનું પણ કુંતીપુત્ર યુધિષ્ઠિરે પૂજન, દર્શન અને સ્પર્શન કર્યું. એ પછી તે આગળના બહારના ખંડમાં ગયા.[૨૦-૨૨] મહાબાહુ રાજા યુધિષ્ઠિર ત્યાં જઈને ઊભા રહ્યા એટલે પરિચારકો તુરત સુવર્ણનું સર્વતોભદ્ર દિવ્ય આસન લાવ્યા. તે આસનમાં વૈડૂર્યમણિ જડ્યા હતા, તે મહામૂલ્યવાન બિછાનાથી બિછાવ્યું હતું, તેના ઉપર ઓછાડ પાથર્યો હતો અને તે વિશ્વકર્માનું બનાવેલું હોઈને દિવ્ય સમૃદ્ધિવાળું હતું.[૨૩,૨૪] મહાત્મા યુધિષ્ઠિરરાજ એ આસન પર બેઠા, એટલે અનુચરો મહાકિંમતી અને ઝળહળતાં આભૂષણો ત્યાં લાવ્યા અને તે તેમણે રાજાને પહેરાવ્યાં.[૨૫] હે મહારાજ! મોતીનાં આભૂષણોને ધારણ કરનારા મહાત્મા કુંતાપુત્રનું તે સમયનું સ્વરૂપ શત્રુઓને શોક વધારનારું હતું. વળી તે સમયે ચંદ્રનાં કિરણો જેવા ઉજ્જ્વળ અને સુવર્ણના દાંડાવાળાં સુંદર ચામરો ઢોળવામાં આવતાં હતાં, તેથી તે વીજળીઓથી શોભતા મેઘની જેમ શોભી રહ્યા હતા.[૨૬,૨૭] ભાટચારણો તેમની સ્તુતિ કરતા હતા, બંદીજનો તેમને ઉપરાઉપરી વંદન કરતા હતા અને ગંધર્વો ગાનતાન કરી રહ્યા હતા. એ પ્રમાણે કુરુનંદન યુધિષ્ઠિર ત્યાં બેઠા હતા.[૨૮] તેવામાં એક મુહૂર્ત જેટલો સમય ગયા પછી રથોનો મહાન ઘોષ સંભળાવા લાગ્યો. રથચક્રોના ધડધડાટની સાથે રથીઓના ઘોડાઓની ખરીઓના ખડખડાટ પણ કાને પડવા લાગ્યા. ત્યાં હાથીના કંઠે બાંધેલી ઘંટાઓના રણકારોથી, શંખોના નાદથી તથા પાળાઓના પગરવથી પૃથ્વી કંપવા લાગી.[૨૯,૩૦] પછી કેડે ગોળાકાર લટકાવેલી તલવારને ધારણ કરનારો તથા કવચ પહેરી સજ્જ થયેલો તરુણ દ્વારપાળ રાજાના અંતઃપુર-

માં દાખલ થયો અને પૃથ્વી પર બે ઘૂટણ મૂકી વંદનીય યુધિષ્ઠિરરાજાને મસ્તકથી પ્રણામ કરવા લાગ્યો તેણે મહાત્મા યુધિષ્ઠિરને નિવેદન કર્યું 'મહારાજ શ્રીકૃષ્ણ પધાર્યા છે' એ સાંભળતાંજ પુણ્યવાન યુધિષ્ઠિર બોલ્યા કે, 'ભલે પધાર્યા માનદ! એમને અંદર લાવો તથા અર્ઘ્ય અને આસન આપો' પછી દ્વારપાળે પરમપૂજ્ય શ્રીકૃષ્ણને અંદર પ્રવેશ કરાવ્યો, એટલે ધર્મરાજાએ તેમને ઉત્તમ આસન પર બેસાડીને તેમનુ વિધિપૂરઃસર પૂજન કર્યું [૩૧–૩૫]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાન્તર્ગત પ્રતિજ્ઞાપર્વમા 'યુધિષ્ઠિરની તૈયારી' નામનો અધ્યાય ૮૨ મો સમાપ્ત

## અધ્યાય ૮૩ મો

### શ્રીકૃષ્ણને પ્રાર્થના

॥ સંજય ઉવાચ ॥

ततो युधिष्ठिरो राजा प्रतिनंद्य जनार्दनम्।
उवाच परमप्रीतः कौन्तेयो देवकीसुतम् ॥ १ ॥

સંજય બોલ્યો તે પછી પરમ પ્રસન્ન થયેલા કુંતાપુત્ર રાજા યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને પ્રસન્ન કરી કહ્યુ કે, 'હે મધુસૂદન! આપે રાત્રિ સુખેથી વિતાવી છે ને? હે અચ્યુત! તમારી સર્વ જ્ઞાનેન્દ્રિયો તો પ્રસન્ન છે ને?' [૧,૨] શ્રીકૃષ્ણે પણ તેનો યોગ્ય પ્રત્યુત્તર આપી સામેથી પોતે પણ તેવોજ પ્રશ્ન કર્યો તેવામા દ્વારપાળે અંદર આવી જણાવ્યુ કે, સર્વ પ્રધાનમંડળ તથા રાજવર્ગ આપને મળવા આવ્યા છે' પછી રાજાની આજ્ઞા મળતા દ્વારપાળે વિરાટ, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, ચેદિરાજ, ધૃષ્ટકેતુ, મહારથી દ્રુપદ, શિખંડી, નકુલ, સહદેવ, ચેકિતાન, કેકયરાજકુમારો, કુરુપુત્ર યુયુત્સુ, પંચાલવંશનો ઉત્તમૌજા, યુધામન્યુ, સુબાહુ અને દ્રૌપદીના બધા પુત્રો એ સૌને અંદર પ્રવેશ કરાવ્યા આમ એ બધા રાજાઓ તથા બીજા ક્ષત્રિયો ક્ષત્રિયશ્રેષ્ઠ મહાત્મા યુધિષ્ઠિરરાજા પાસે આવી રહ્યા અને સુંદર આસનો પર બેઠા [૪–૭] મહાબળવાન તથા મહાતેજસ્વી વીર મહાત્મા શ્રીકૃષ્ણ અને સાત્યકિ એકજ આસન પર બેઠા [૮] તે સમયે રાજા યુધિષ્ઠિરે સર્વના સાંભળતાં કમળનયન શ્રીમધુસૂદનને સંબોધીને આ પ્રમાણે મધુર વચન કહ્યાં 'હે શ્રીકૃષ્ણ! દેવો જેમ ઇન્દ્રનો આશ્રય કરીને યુદ્ધમાં વિજયની આશા રાખે છે, તેમ અમે તમારો આશ્રય કરીને યુદ્ધમાં વિજય મેળવવાની તથા ચિરકાળ ટકે તેવા સુખોની આશા રાખીએ છીએ' [૧૦] તમે બધુ જાણોજ છો કે, અમારા રાજ્યનો વિનાશ થયો છે, શત્રુઓએ અમારો તિરસ્કાર કર્યો છે અને અમે અનેક જાતના દુઃખો સહ્યા છે [૧૧] હે સર્વના ઈશ! હે ભક્તવત્સલ મધુસૂદન! અમારા બધાના સુખનો તથા જીવનનો મૂળ આધાર તમારા પરજ રહેલો છે માટે હે યાદવનરાજ શ્રીકૃષ્ણ! તમે અમારા પર એવી કોઈ કૃપા કરો એટલે મારુ મન સદા તમારામાજ સ્થિર થાય અને આજે અર્જુને લીધેલી પ્રતિજ્ઞા સત્ય થાય [૧૨,૧૩] હે માનદ! આ દુઃખ અને માંહોમાંહેની ઈર્ષારૂપ સમુદ્રમાથી અમને તમે તારો અમારે એ સમુદ્રને તરી જઈ પાર જવાની ઇચ્છા છે, તો તેમા તમે અમને વહાણરૂપ થાઓ [૧૪] હે કૃષ્ણ! શત્રુનો વધ કરવા સજ્જ થયેલો એક રથી યોદ્ધો પોતે જે કામ ન કરી શકે, તે કામ પ્રયત્ન કરનારો તેનો સારથિ કરી શકે છે [૧૫] હે જનાર્દન! જેમ તમે સર્વ આપત્તિઓમા યાદવોનુ રક્ષણ કરો છો, તેમ હે મહાબાહો! તમે અમારુ પણ આ સંકટમાથી રક્ષણ કરો [૧૬] હે શંખચક્ર ગદાધારી શ્રીકૃષ્ણ! આ સમયે પાંડવો કૌરવોરૂપ અગાધ સમુદ્રમા ડૂબી રહ્યા છે અને તેમની પાસે તરવાનુ સાધન–વહાણ પણ નથી, તો તમે તેમને વહાણરૂપ થઈ એ સમુદ્રમાથી તારો [૧૭] હે દેવના દેવ! હે ઈશ! હે આદિઅંતરહિત સના

તન! હે સૃષ્ટિસંહર્તા! હે વિષ્ણુ! હે જિષ્ણુ (જેતા)! હે હરિ! હે કૃષ્ણ! હે વૈકુંઠ! હે પુરુષોત્તમ! હું તમને નમસ્કાર કરું છું.[૧૮] નારદે તમને પુરાણ ઋષિશ્રેષ્ઠ (નારાયણ) કહ્યા છે. વર આપનાર કહ્યા છે, શાર્ઙ્ગધર શ્રીવિષ્ણુસ્વરૂપ કહ્યા છે અને સર્વ ભૂતોના કરતાં શ્રેષ્ઠ કહ્યા છે, તો હે માધવ! હવે તે સત્ય કરો.[૧૯]

ધર્મરાજએ સભામાં જ્યારે કમલનયન શ્રીકૃષ્ણને એ પ્રમાણે કહ્યું, ત્યારે વાક્યચતુર શ્રીકૃષ્ણે મેઘ સમાન ગંભીર સ્વરે યુધિષ્ઠિરને કહ્યું:[૨૦] 'દેવો સહિત આ સર્વ લોકોમાં પૃથાપુત્ર અર્જુન જેવો કોઈ પણ ધનુર્ધર નથી.[૨૧] પરાક્રમી, અસ્ત્રસંપન્ન, વીર્યવાન, મહાબળવાન, યુદ્ધકુશળ અને સદા રોષવાન એ અર્જુન તેજને લીધે મનુષ્યોમાં શ્રેષ્ઠ છે. યુવાન, વૃષભ (સાંઢ) સમાન કાંધવાળો, લાંબી ભુજાઓવાળો, મહાબળવાન અને સિંહ સમાન શ્રેષ્ઠ ગતિવાળો તે શ્રીમાન અર્જુન તમારા શત્રુઓનો સંહાર કરશે, છતાં હું એવું કરીશ કે તેથી અગ્નિ જેમ લાકડાંને બાળી નાખે, તેમ કુંતીપુત્ર અર્જુન દુર્યોધનનાં સૈન્યોને બાળી નાખશે.[૨૨-૨૪] આજે પાપકર્મ કરનારા તથા અભિમન્યુનો ઘાત કરાવનારા એ ક્ષુદ્ર જયદ્રથને અર્જુન પોતાનાં બાણો વડે એવા માર્ગમાં ફેંકી દેશે, કે જ્યાં ગયા પછી તેનું પુનઃ દર્શન થવું અશક્ય થશે.[૨૫] ગીધો, બાજપક્ષીઓ, અતિ ભયંકર શિયાળો તથા રાક્ષસો આજે તે જયદ્રથના માંસનું ભક્ષણ કરશે.[૨૬] કદાચ દૈવયોગે ઇંદ્ર સહિત સર્વ દેવો આવીને એ રાજાનું રક્ષણ કરશે, તોપણ આજના યુદ્ધમાં માર્યો જઈ તે યમરાજની રાજધાનીમાં પહોંચીજ જશે.[૨૭] હે રાજન! અર્જુન આજે એ સિંધુરાજનો વધ કરીને તમારી પાસે આવશે, માટે તમે શોક તથા સંતાપથી રહિત થાઓ. વળી હું તમને આશી-[illegible] સમૃદ્ધિઓથી પૂજાતા થાઓ.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત પ્રતિજ્ઞાપર્વમાં 'શ્રીકૃષ્ણનાં વચનો' નામનો અધ્યાય ૮૩મો સમાપ્ત

## અધ્યાય ૮૪મો

### અર્જુનની યુદ્ધ માટે તૈયારી

॥ संजय उवाच ॥

तथा तु वदतां तेषां प्रादुरासीद्धनंजयः ।
दिदृक्षुर्भरतश्रेष्ठं राजानं ससुहृद्गणम् ॥ १ ॥

સંજય બોલ્યો: તેઓ બધા એ પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા, એટલામાં અર્જુન પોતાના મિત્રગણ સાથે એ ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજનાં દર્શન કરવા માટે ત્યાં આવી પહોંચ્યો.[૧] ત્યાં તંબૂના એક સુંદર ખંડમાં બેઠેલા યુધિષ્ઠિરરાજને વંદન કરીને અર્જુન તેમની આગળ ઊભો રહ્યો, એટલે પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજ ઊભા થઈને તેને પ્રેમપૂર્વક ભેટી પડ્યા.[૨] મસ્તક સૂંઘી અને બે હાથે આલિંગન દઈ રાજાએ અર્જુનને ઉત્તમ આશિષો આપી તથા હસીને આ પ્રમાણે કહ્યું:[૩] 'હે અર્જુન! આજે તારા મુખની કાંતિ નિહાળીને તથા શ્રીકૃષ્ણની પ્રસન્નતા જોઈને જણાય છે કે, આજના યુદ્ધમાં તારો અવશ્ય મહાન વિજય થશે.[૪] ત્યારે જયશીલ અર્જુન બોલ્યો: 'હે રાજા! તમારું કલ્યાણ હો.[૫] આજની રાત્રિમાં આવેલા એક સ્વપ્નમાં શ્રી કેશવના પ્રસાદથી મેં એક ઉત્તમ અને મહાન આશ્ચર્ય જોયું છે.' એ પ્રમાણે અર્જુને પોતાના સુહૃદોને ધીરજ આપવા માટે 'મહેશ્વર સાથે સમાગમ' આદિ સર્વ વૃત્તાંત પોતે જેવું જોયું હતું, તેવું સર્વને કહી સંભળાવ્યું.[૬] સાંભળતાંની સાથે જ સર્વે વિસ્મય પામ્યા અને પૃથ્વી સુધી મસ્તક ઢાળીને શ્રીમહેશ્વરને પ્રણામ કરવા લાગ્યા. તેઓ બધા એકસાથે બોલી ઊઠ્યા કે, 'બહુ સારું થયું, બહુ સારું થયું!'[૭] તે પછી ધર્મપુત્ર યુધિષ્ઠિરે પોતાના સર્વ સુહૃદોને યુદ્ધને માટે સજ્જ થવાની

આજ્ઞા આપી, એટલે તુરત જ બધા તૈયાર થઈ ઉતાવળા ઉતાવળા હર્ષભેર યુદ્ધ કરવા નીકળી પડ્યા.[૮,૯] સાત્યકિ, શ્રીકૃષ્ણ અને અર્જુન પણ યુધિષ્ઠિરરાજને વંદન કરીને આનંદભેર તેમના તંબૂમાંથી બહાર નીકળ્યા.[૧૦] દુરાધર્ષ સાત્યકિ અને શ્રીકૃષ્ણ એક જ રથમાં સાથે બેસીને અર્જુનના તંબૂ તરફ જવા લાગ્યા. ત્યાં જઈને શ્રીકૃષ્ણે એક સારથિની પેઠે રથીશ્રેષ્ઠ અર્જુનના વાનરધ્વજવાળા રથને તૈયાર કર્યો.[૧૧] એ સમયે અર્જુનનો મેઘ સમાન ગર્જનાવાળો અને તપેલા સુવર્ણ સમાન કાંતિવાળો તે શ્રેષ્ઠ રથ બાલસૂર્ય સરખો શોભી રહ્યો હતો.[૧૨] પછી પુરુષસિંહ શ્રીકૃષ્ણે સમગ્ર સામગ્રી તૈયાર કરી અને તેમણે નિત્યકર્મ કરીને સજ્જ થયેલા અર્જુન પાસે તે રથને લાવીને ખડો કર્યો.[૧૩] એટલે સર્વ લોકના પુરુષોમાં શ્રેષ્ઠ એવા અર્જુને મુકુટ, સુવર્ણ સમાન પ્રકાશિત કવચ, ધનુષ્ય અને બાણ ધારણ કરી તે રથની પ્રદક્ષિણા કરી.[૧૪] એ વેળા તપોવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ, વયોવૃદ્ધ, કર્મનિષ્ઠ અને જિતેંદ્રિય બ્રાહ્મણો વિજયસૂચક આશીર્વાદો આપી અર્જુનની સ્તુતિ કરતા હતા. સૂર્ય જેમ ઉદયાચલ પર્વત પર ચઢે તેમ મહારથી અર્જુન પણ યુદ્ધ સંબંધી વિજયપ્રદ મંત્રોથી પ્રથમ જ મંત્રેલા પોતાના ઉત્તમ રથ પર ચઢી બેઠો.[૧૫,૧૬] એ સમયે સુવર્ણ સમાન ઝળહળતું કવચ ધારણ કરીને સુવર્ણનાં પતરાંથી મઢેલા રથમાં બેઠેલો એ રથીશ્રેષ્ઠ અર્જુન મેરુ પર્વત પર આરૂઢ થયેલા કાંતિમાન ને નિર્મળ એવા સૂર્યની જેમ શોભતો હતો. શર્યાતિરાજાના યજ્ઞમાં આવતા ઇંદ્રદેવની પાછળ જેમ અશ્વિનીકુમારો રથ પર ચઢ્યા હતા, તેમ અર્જુન રથ પર ચઢ્યો કે તુરત જ શ્રીકૃષ્ણ અને સાત્યકિ અર્જુનના રથ પર ચઢી બેઠા.[૧૭,૧૮] ત્યાં વૃત્રાસુરનો વધ કરવા પ્રયાણ કરતા ઇંદ્રના ઘોડાઓની લગામ જેમ માતલિ સારથિએ પકડી હતી, તેમ જયદ્રથનો વધ કરવા પ્રયાણ કરતા અર્જુનના ઘોડાઓની લગામ સારથિશ્રેષ્ઠ શ્રીકૃષ્ણે પકડી હતી.[૧૯] શ્રીકૃષ્ણ અને સાત્યકિની સાથે પોતાના ઉત્તમ રથમાં બેઠેલો એ અર્જુન બુધ અને શુક્ર સાથે રહેલા અંધકારનાશન ચંદ્રની પેઠે શોભતો હતો. પૂર્વે તારકાસુરનો વધ કરવા માટે ઇંદ્રે જેમ મિત્રાવરુણ દેવો સાથે પ્રયાણ કર્યું હતું, તેમ શત્રુસમુદાયોનો નાશ કરનારા અર્જુને શ્રીકૃષ્ણ અને સાત્યકિની સાથે સિંધુરાજ જયદ્રથનો વધ કરવા પ્રયાણ કર્યું.[૨૦,૨૧] આમ અર્જુને પ્રયાણ કર્યું, ત્યારે વાદિત્રોના ઘોષો થવા લાગ્યા અને સ્તુતિપાઠકો માંગલિક સુંદર સ્તોત્રોથી વીર અર્જુનની સ્તુતિ કરવા લાગ્યા.[૨૨] બંદીજનોના વિજયસૂચક આશીર્વાદોવાળો, બ્રાહ્મણોનાં પુણ્યાહવાચનથી મિશ્ર અને વાદિત્રોના ઘોષથી યુક્ત એવો તે સ્તુતિપાઠકોનો શબ્દ તેમને પ્રીતિ કરનાર થઈ પડ્યો હતો.[૨૩] એ સમયે પવિત્ર ગંધને લાવતો વાયુ મધુર રીતે વાવા લાગ્યો અને તે અર્જુનને હર્ષ ઉપજાવી શત્રુઓને સુકાવી નાખતો હતો. વળી હે રાજન્! તે ક્ષણે અર્જુનનો વિજય સૂચવનારાં અનેક પ્રકારનાં શુભ શકુનો પ્રગટ થઈ રહ્યાં હતાં. હે રાજા! તે શકુનો પાંડવોને અનુકૂળ હોઈને તમારા પુત્રોને પ્રતિકૂળ થઈ પડ્યાં હતાં.[૨૪,૨૫] પોતાના વિજયને સૂચવનારાં એ શુભ શકુનો જોઈને અર્જુને પોતાને અનુકૂળ રહેનારા મહાધનુર્ધર સાત્યકિને આ વચન કહ્યાં:[૨૬] 'હે શિનિશ્રેષ્ઠ સાત્યકિ! આજના યુદ્ધમાં મારો અવશ્ય વિજય થશે, એમ મને દેખાય છે; કારણ કે પ્રથમથી જ આ શુભ ચિહ્નો આપણા જોવામાં આવે છે.[૨૭] આથી જે સ્થળે સિંધુરાજ હોય તે સ્થળે હું જવા ધારું છું; કારણ કે યમલોકમાં પ્રયાણ કરવા માટે તે મારા પરાક્રમની વાટ જોઈ રહ્યો હશે.[૨૮]

જેમ જયદ્રથરાજાનો વધ કરવો તે આજે મારું એક મહાન કાર્ય છે, તેમ ધર્મરાજાનું રક્ષણ કરવું તે આજે તમારું એક મહાન કાર્ય છે.[२९] માટે હે મહાબાહુ! આજે તમે યુધિષ્ઠિરરાજાનું રક્ષણ કરજો. આજ દિવસ સુધી જે રીતે મેં તેમનું રક્ષણ કર્યું છે, તે રીતે આજે તમારે તેમનું રક્ષણ કરવું પડશે.[૩૦] લોકમાં તેવો કોઈ પણ પુરુષ હું દેખતો નથી, જે યુદ્ધમાં તમારો પરાજય કરી શકે. અરે! સાક્ષાત્ ઇંદ્ર પોતે પણ તમને જીતી શકે તેમ નથી, તમે તો યુદ્ધમાં શ્રીકૃષ્ણ સમાન છો.[૩૧] મને તમારામાં તથા મહારથી પ્રદ્યુમ્નમાં ઘણો વિશ્વાસ છે. હે પુરુષશ્રેષ્ઠ! હું આ કાર્ય તમને સોંપ્યા પછી જ તદ્દન નિરપેક્ષ થઈ સિંધુરાજનો વધ કરવા શક્તિમાન થઈશ.[૩૨] હે યદુવંશી સાત્યકિ! તમારે મારી કોઈ પણ રીતે દરકાર કરવી નહિ. તમારે તો સર્વ પ્રકારે રાજા યુધિષ્ઠિરનું જ રક્ષણ કરવા તત્પર રહેવું.[૩૩] કારણ કે જ્યાં મહાબાહુ શ્રીકૃષ્ણ રહેલા છે અને હું રહેલો છું, ત્યાં અવશ્ય કોઈ જાતનું સંકટ આવે એમ નથી.' અર્જુને જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે શત્રુવીરોનો સંહાર કરનારો સાત્યકિ 'બહુ સારું' એમ કહીને જે સ્થળે રાજા યુધિષ્ઠિર હતા, તે સ્થળે ચાલ્યો ગયો.[૩૪,૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત પ્રતિજ્ઞાપર્વમાં 'અર્જુનનું વાક્ય' નામનો અધ્યાય ૮૪મો સમાપ્ત

**પ્રતિજ્ઞાપર્વ સમાપ્ત**

# जयद्रथवधपर्व

## अध्याय ८५ मो

### ધૃતરાષ્ટ્રના ઉદ્‌ગારો

॥ धृतराष्ट्र उवाच ॥

श्वोभूते किमकार्षुस्ते दुःखशोकसमन्विताः।
अभिमन्यौ हते तत्र के वाऽयुद्ध्यंत मामकाः॥१॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! અભિમન્યુનો વધ થયા પછી બીજે દિવસે દુઃખ અને શોકથી યુક્ત થયેલા પાંડવોએ શું કર્યું? અને મારા પક્ષના કયા કયા યોદ્ધાઓ તેમની સાથે લડ્યા?[૧] અર્જુનનાં પરાક્રમો પ્રથમથી જ જાણનારા કૌરવો તેનો અપરાધ કરીને કેમ નિર્ભય રહ્યા હતા? તે તું કહે.[૨] મારા પુત્રો પુત્રના શોકથી તપી ગયેલા અને ક્રોધાયમાન કાળ સરખા એ નરસિંહ અર્જુનને, કેવી રીતે યુદ્ધ કરવા આવતો જોઈ શક્યા?[૩] વાનરના ચિહ્નવાળી ધજાને ફરકાવતા તથા પુત્રશોકથી દુઃખી થયેલા એ અર્જુનને યુદ્ધમાં મહાન ધનુષ્ય ધુણાવતો જોઈને મારા પુત્રોએ શું કર્યું?[૪] હે સંજય! આજના સંગ્રામમાં દુર્યોધનના સંબંધમાં શું નવીન બન્યું છે? આજે જ્યાં ત્યાં મહાન વિલાપના શબ્દો કાને પડે છે, પણ આનંદની વાર્તા તો જરા પણ સંભળાતી નથી.[૫] ત્યાં સિંધુરાજના મંદિરમાં પ્રથમ મનનું આકર્ષણ કરનારા તથા કાનને સુખ આપનાર પ્રિય શબ્દો સંભળાતા હતા; પણ અરે! આજે તે કંઈજ સંભળાતું નથી.[૬] મારા પુત્રોની છાવણીમાં સર્વ તરફ સ્તુતિ કરતા ભાટચારણોના, સ્તુતિપાઠકોના અને નૃત્ય કરનારાઓના શબ્દો પ્રથમ સંભળાતા હતા તથા તે મહાન શબ્દથી મારા કાન ગાજી ઊઠતા હતા. પણ આજે તે શબ્દો મારે કાને અથડાતા નથી અને જાણે તેઓ બધા દીન થઈ ગયા હોય, તેમ

લાગે છે.[૭,૮] હે તાત સંજય! સત્યધૃતિ અને સોમદત્તના ઘરમાં હું જ્યારે પ્રથમ બેઠો હોઉં, ત્યારે ઉત્તમ શબ્દ સાંભળતો હતો. અરેરે! તે જ હું પુણ્યહીન આજે મારા પુત્રોના ઘરને વિલાપના શબ્દોથી ગાજી રહેલું તથા ઉત્સાહ વિનાનું જોઉં છું.[૯,૧૦] વળી વિવિંશતિ, દુર્મુખ, ચિત્રસેન, વિકર્ણ અને એ ઉપરાંત બીજા મારા પુત્રોના નિવાસસ્થાનમાં પણ આજે કોઈ જાતનો શબ્દ સંભળાતો નથી.[૧૧] હે સુત! બ્રાહ્મણો, ક્ષત્રિયો તેમ જ વૈશ્યો શિષ્યવૃત્તિ ધારણ કરીને જેનું હંમેશાં સેવન કરે છે, જે મારા પુત્રોને કાર્યમાં નિરંતર તત્પર રહે છે, જે વિતંડાવાદ કરી, અનેક જાતનાં ભાષણો કરી તથા પરસ્પર વાર્તાલાપ કરીને મનગમતાં અનેક જાતનાં ગાયનોથી રાત્રિદિવસ રમણ કર્યા કરે છે અને અનેક કૌરવો, પાંડવો તથા યાદવો જેની ઉપાસના કરે છે, તે મહાન ધનુર્ધર દ્રોણપુત્ર અશ્વત્થામાને ઘેર પણ પૂર્વની પેઠે કોઈ જાતનો શબ્દ આજે સંભળાતો નથી.[૧૨-૧૪] વળી પ્રથમ ગવૈયાઓ તથા નૃત્ય કરનારાઓ મોટા ધનુષ્યવાળા એ દ્રોણપુત્રની પાસે ઘણો વખત બેસી રહેતા હતા, પણ તેમનો સુદ્ધાં આજે શબ્દ સંભળાતો નથી. પ્રથમ અવંતીકુમાર વિંદ અને અનુવિંદની છાવણીમાં તથા કેકયોની છાવણીમાં સાયંકાળે જે મહાન શબ્દ સાંભળવામાં આવતો હતો, તે પણ આજે સંભળાતો નથી. હે તાત! તેમને ત્યાં તો પ્રથમ સંખ્યાબંધ નર્તકો નૃત્ય કરતા હતા અને તાલપૂર્વક ગાયનો ગાઈને ગવૈયાઓ આનંદ કરતા હતા; પણ તેમનોય આજે જરાયે શબ્દ સંભળાતો નથી. યજ્ઞ કરનારા અનેક યાજકો સોમદત્તના પુત્ર શ્રુતનિધિની ઉપાસના કર્યા કરતા હતા, પણ તેમનોય આજે શબ્દ સંભળાતો નથી. અરે, દ્રોણાચાર્યને ઘેર તો પ્રથમ ધનુષ્યની પ્રત્યંચાનો ટંકારવ, વેદાધ્યયનનો ઘોષ અને તોમરો, તલવારો તથા રથોનો ઘોષ સતત થયા કરતો. અરે! ત્યાં તો અનેક દેશમાં બનેલાં ગીતોનો તથા જાતજાતનાં વાદિત્રોનો મહાન શબ્દ પણ નિરંતર થયા કરતો હતો; પણ તેમાંનું આજે હું કંઈ જ સાંભળતો નથી. હે સૂત! આ ઘોર સંહારની શાંતિ કરવાની ઇચ્છાથી સર્વ ભૂતો પરની અનુકંપાને લીધે જનાર્દન શ્રીઅચ્યુત અહીં મારી સભામાં આવ્યા હતા. એ શ્રીકૃષ્ણની સમક્ષ અને તેમના ગયા પછી પણ તે દિવસથી માંડીને હું મૂર્ખ દુર્યોધનને હંમેશાં કહ્યા કરતો કે, 'ઓ પુત્ર! આ શ્રીકૃષ્ણ જે ઉપાય બતાવે છે, તે પ્રમાણે તું પાંડવો સાથે સલાહસંપ કર. તેમની સાથે સલાહ કરવી તે બરાબર સમયોચિત છે, એમ હું માનું છું. માટે હે દુર્યોધન! તું મારું વચન ન ઉથાપીશ.[૧૫-૨૩] શ્રીકૃષ્ણ બન્ને પક્ષમાં શાંતિ ઇચ્છે છે અને તારા હિત માટે જ કહે છે; છતાં તું એ તેમનું અપમાન કરીશ, તો રણમાં તારો વિજય થશે જ નહિ.'[૨૪] આમ મેં ઘણુંયે કહ્યું, છતાં દુર્યોધને તે ન જ માન્યું. સર્વ ધનુર્ધરોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણે પણ તેને સમજાવવા માટે ઘણાં અનુકૂળ વચનો કહ્યાં હતાં, છતાં મારા પુત્રે ઉદ્ધતાઈથી તે ન જ માન્યાં.[૨૫] પછી તો તે દુષ્ટ બુદ્ધિના દુર્યોધને મને પણ વહેતો જ મૂક્યો અને કાળને વશ થઈ, તે દુઃશાસન તથા કર્ણના મત પ્રમાણે વર્તવા લાગ્યો.[૨૬] હે સંજય! પાંડવો તથા કૌરવો જુગાર રમે એવી મારી ઇચ્છા હતી જ નહિ. વિદુર પણ જુગારને વખાણતો ન હતો. અરે! સિંધુરાજને, ભીષ્મને, શલ્યને, ભૂરિશ્રવાને, પુરુમિત્રને, જયને, અશ્વત્થામાને, કૃપાચાર્યને કે દ્રોણાચાર્યને-કોઈને પણ તેઓ જુગાર રમે એવી ઇચ્છા હતી જ નહિ.[૨૭,૨૮] અરેરે! મારો પુત્ર જો આ બધા પુરુષોનો મત

લઈને વર્તે, તો હજી પણ પોતાના જ્ઞાતિજનો, મિત્રો અને સુહૃદો સહિત તે ચિરકાળ સુધી નિર્ભય થઈને જીવી શકે.[૨૯] સરળ સ્વભાવના, મધુર બોલનારા, જ્ઞાતિ અને બંધુઓ સાથે પ્રિય ભાષણ કરનારા કુળવાન અને બુદ્ધિમાનોને માન્ય એ પાંડવો સુખ પામશે.[૩૦] ધર્મની કાળજી રાખનારો પુરુષ તો સર્વ સ્થળે નિત્ય સુખ પામે છે અને મરણ પછી તે પુરુષ કલ્યાણને તથા ઈશ્વરકૃપાને મેળવે છે.[૩૧] ખરેખર, તે પાંડવો પૃથ્વીને ભોગવવા યોગ્ય છે, તેમ તેઓ પૃથ્વીને મેળવવામાં સામર્થ્યવાળા છે. સમુદ્ર સુધીની આખી પૃથ્વી તેમના બાપદાદાઓની જ છે.[૩૨] વળી મેં દુર્યોધનને કહ્યું હતું કે, 'હે તાત! પાંડવો આપણાથી છૂટા થઈને પણ હમેશાં ધર્મ-માર્ગમાં જ રહેશે. મારા એવા જ્ઞાતિભાઈઓ પણ છે કે જેમનું પાંડવો સાંભળશે.[૩૩] વળી શલ્ય, સોમદત્ત, મહાત્મા ભીષ્મ, દ્રોણ, વિકર્ણ, બાહ્-લિક, કૃપાચાર્ય અને ભરતવંશના બીજા મહાત્માઓ તારે માટે પાંડવોને જે કહેશે, તે બધું તેઓ તેમના કહ્યા પ્રમાણે જ કરશે.[૩૪,૩૫] મેં ગણાવેલા શલ્ય આદિ મહાત્માઓમાં તું કોને તેવો માને છે, કે જે પાંડવોને અધર્મી કહે? વળી શ્રીકૃષ્ણ પણ ધર્મનો ત્યાગ કરે તેવા નથી અને સર્વ પાંડવો તો હમેશાં શ્રીકૃષ્ણને જ અનુસરનારા છે.[૩૬] હું પણ કદાચ એ વીરોને જો ધર્મયુક્ત વચન કહીશ, તો તેઓ કદી પણ અન્યથા કરશે નહિ; કારણ કે સર્વ પાંડવો ધર્માત્મા છે.'[૩૭]

એ રીતે હે સંજય! હું તે દુર્યોધન આગળ ઘણીવાર પ્રલાપ કર્યા કરતો અને યોગ્ય વચન કહ્યા કરતો, પણ મારા મૂઢ પુત્રે મારું કાંઈ સાંભળ્યું નહિ. માટે મારે માનવું પડે છે કે, સમય પલટાયો છે.[૩૮] જે સ્થળે ભીમસેન, અર્જુન, યાદવવીર સાત્યકિ, પાંચાલવંશનો ઉત્તમૌજા, દુર્જય યુધામન્યુ, દુરાધર્ષ ધૃષ્ટદ્યુમ્ન, અજિત શિખંડી, અશ્મકો, કેકયો, ક્ષાત્રધર્મને અનુસરનારો સૌમિક, ચેદ્ય, ચેકિતાન, કાશીરાજનો પુત્ર અભિભૂ, દ્રૌપદીના પાંચ પુત્રો, વિરાટ, મહારથી દ્રુપદ, પુરુષવ્યાઘ્ર નકુલ-સહદેવ અને સર્વને યોગ્ય સલાહ આપનાર શ્રીકૃષ્ણ-આ સર્વ યોદ્ધાઓ છે, તે સ્થળે આ લોકમાં જીવવાની ઇચ્છાવાળો કયો પુરુષ કદી યુદ્ધ કરે?[૩૯-૪૨] આ શત્રુપક્ષના યોદ્ધાઓ જે વેળા દિવ્ય અસ્ત્રોને પ્રકટ કરવા માંડે છે, ત્યારે મારા પક્ષમાં દુર્યોધન, કર્ણ, સુબલપુત્ર શકુનિ અને ચોથા દુઃશાસન સિવાય પાંચમો કયો પુરુષ તેને સહન કરી શકે તેમ છે? ખરેખર! એવો પાંચમો મને તો કોઈ જોવામાં આવતો નથી. જે પાંડવોના મધ્યમાં, હાથમાં ઘોડાઓની લગામ પકડીને શ્રીકૃષ્ણ રથમાં બિરાજ્યા છે અને બરાબર સજ્જ થયેલો અર્જુન જેમના તરફથી યુદ્ધ કરનારો છે, તે પાંડવોનો કદી પરાજય જ નથી. આવા પ્રકારના મારા તે તે પ્રલાપોને એ દુર્યોધને ધ્યાનમાં લીધા જ નહિ.[૪૩-૪૫] હાય, હાય! પુરુષોમાં સિંહ સરખા ભીષ્મ અને દ્રોણને પણ તું યુદ્ધમાં માર્યા ગયેલા કહે છે. આથી હું માનું છું કે, મારા પુત્રો હવે ભાવિ ભાવનું અનુસંધાન કરીને કહેવાયેલાં વિદુરનાં તે વાક્યોની આ પ્રત્યક્ષ ફળપ્રાપ્તિ જોઈને શોક કરે છે. વળી શિનિપુત્ર સાત્યકિએ તથા અર્જુને પરાભવ પમાડેલી પોતાની સેનાને જોઈને તથા રથીઓની બેઠકોને માર્યા ગયેલા રથીઓથી ખાલી થયેલી જોઈને મારા પુત્રો હવે શોક કરે છે, એમ હું માનું છું. જેમ ઉનાળામાં પવનથી ફૂંકાયેલો મહાન અગ્નિ સૂકા ઘાસને બાળી ભસ્મ કરે છે, તેમ અર્જુન મારી સેનાને બાળીને ભસ્મ કરશે. હે સંજય! તું ઘણો કુશળ

છે, માટે તું તે સર્વ વૃત્તાંત યથાર્થ રીતે મને કહે.[૧-૯] હે તાત! જ્યારે અભિમન્યુ હણાયો અને એમ તમે બધા અર્જુનનો તે અપરાધ કરીને જ્યારે છાવણી તરફ જવા લાગ્યા, ત્યારે તમારા મનમાં શું શું થતું હતું?[૧૦] હે તાત! નક્કી ગાંડીવધનુર્ધારીનો આવો મહાન અપકાર કરીને મારા પુત્રો હવેના યુદ્ધમાં તેનાં પરાક્રમોને સહન કરવા સમર્થ થશે નહિ.[૧૧] આવા સંકટના સમયમાં પણ દુર્યોધન, કર્ણ, દુઃશાસન અને શકુનિએ શત્રુઓ સામે યોગ્ય કૃત્ય કરવાની શી ઘટના ઘડી હતી?[૧૨] હે સંજય! મારા મંદબુદ્ધિના પુત્ર દુર્યોધનના ઘણા અન્યાયોથી મારા સઘળા પુત્રોનું યુદ્ધમાં શું થયું હતું, તે તું મને કહે.[૧૩] હે સંજય! લોભને અનુસરનારો, દુષ્ટબુદ્ધિ, ક્રોધથી વિકૃત સ્વરૂપવાળો, રાજ્યની લાલસાવાળો તથા રાગથી વિવેકરહિત થયેલો દુર્યોધન એ યુદ્ધમાં અનીતિથી વર્ત્યો હતો કે નીતિથી વર્ત્યો હતો, તે પણ તું મને કહે.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'ધૃતરાષ્ટ્રના વાક્યો' નામનો અધ્યાય ૮૫મો સમાપ્ત

## अध्याय ८६ मो

### ધૃતરાષ્ટ્ર પ્રત્યે સંજયનાં વચનો

॥ सजय उवाच ॥

हंत ते संप्रवक्ष्यामि सर्वं प्रत्यक्षदर्शिवान् ।
शुश्रूषस्व स्थिरो भूत्वा तव ह्यपनयो महान् ॥१॥

સંજય બોલ્યો: મેં બધું પ્રત્યક્ષ જોયું છે, માટે હું તમને જે કહું છું, તે તમે સ્થિર થઈને સાંભળો. ખરું જોતાં આ પાંડવોના સંબંધમાં તમે જ મોટી અનીતિ કરી છે.[૧] હે ભરતશ્રેષ્ઠ! આ તમારો વિલાપ તો પાણી વહી ગયા પછી પાળ બાંધવા જેવો વ્યર્થ છે. માટે હે રાજન્! શોક ન કરો.[૨] હે ભરતશ્રેષ્ઠ! કાળે નિર્માણ કરેલી અદ્ભુત યોજના ઓળંગી શકાય તેમ નથી, માટે હવે શોક ના કરો. આ પ્રમાણેનું ભાવિ પ્રથમથી જ નિર્માણ થયેલું હોવું જોઈએ.[૩] જો તમે પ્રથમથી જ કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરને તથા તમારા પુત્રોને જુગાર ખેલતા અટકાવ્યા હોત, તો આ સમયે તમને આ સંકટ આવત નહિ.[૪] અરે, જ્યારે યુદ્ધ કરવાનો સમય આવી પહોંચ્યો હતો, ત્યારે પણ તમે જો ક્રોધાયમાન થયેલા પાંડવકૌરવો-ને અટકાવ્યા હોત, તો આ સમયે આ સંકટ ન આવત. અરે! તમે જો પ્રથમ જ કૌરવોને આજ્ઞા કરી હોત કે આ આજ્ઞામાં નહિ રહે-નારા દુર્યોધનને કેદમાં પૂરો, તો તો આ વખતે આ સંકટ ન આવત. એમ થાત, તો પાંડવો, પાંચાલો, યાદવો અને બીજા રાજાઓને પણ તમારી બુદ્ધિની વિષમતાનો અનુભવ ન થાત.[૫-૭] તમે એક પિતાને છાજે તેવું કર્તવ્ય કરીને જો તમારા પુત્રને સન્માર્ગે દોર્યો હોત અને તમે જો ધર્મ-પૂર્વક વર્ત્યા હોત, તો આ સંકટ ન જ આવત.[૮] તમે લોકમાં અતિશય બુદ્ધિમાન છો, પણ તમે સનાતન ધર્મનો ત્યાગ કર્યો અને દુર્યોધન, કર્ણ તથા શકુનિને અનુસર્યા.[૯] હે રાજન્! તે તમારા પાંડવો પ્રત્યેના પ્રલાપો મેં બધા સાંભળ્યા છે. તમે આંતરિક દૃષ્ટિએ તો ધનલોભી જ હતા, તેથી તમારાં તે વચનો વિખ ઘોળેલા મધ જેવાં હતાં.[૧૦] તે સમયે શ્રીકૃષ્ણ રાજા યુધિષ્ઠિરને, ભીષ્મને કે દ્રોણાચાર્યને બહુ માનતા ન હતા. તે તો તમને જ બહુ માનતા હતા.[૧૧] પરંતુ તેમને જ્યારે ખબર પડી કે, તમે રાજધર્મથી ભ્રષ્ટ થયા છો, ત્યારથી શ્રીકૃષ્ણ તમને પ્રથમની પેઠે બહુ માનતા નથી.[૧૨] પુત્રોને રાજ્ય પ્રાપ્ત થાય એવી કામના-વાળા હે રાજા! જે સમયે તમારા પુત્રો પાંડવોને ન કહેવાનાં વચનો કહેતા હતા, તે સમયે તમે તેની ઉપેક્ષા કરતા હતા અને તમારા પુત્રોને એ પ્રમાણે બોલવા જ દેતા હતા. આ તો હાથ-

નાં કર્યાં જ હૈયે વાગ્યાં છે. હે નિર્દોષ! આ યુદ્ધના પરિણામે તમારા બાપદાદાઓનું રાજ્ય સંશયમાં આવી પડ્યું છે, પણ પ્રથમ જ જો તમે એ પ્રમાણે અનીતિ ન કરી હોત, તો પાંડવોએ જીતેલી સમગ્ર પૃથ્વી તમારે સ્વાધીન થાત. પાંડુરાજાએ એ રાજ્ય જીત્યું હતું અને તેથી જ કૌરવોની તે પ્રમાણે કીર્તિ થઈ હતી. પાછળથી ધર્માચારી પાંડવોએ ફરી તે કીર્તિમાં ઘણો વધારો કર્યો હતો.[૧૩-૧૫] પણ હાય! તે બિચારા પાંડવોનું તેવું કર્મ પણ તમારી આગળ નિષ્ફળ થયું છે. કારણ કે આખું રાજ્ય પચાવી પાડવાની ઇચ્છાથી તમે તેમને તેમના પિતાના રાજ્યથી ભ્રષ્ટ કર્યા છે.[૧૬] હે રાજા! હવે જ્યારે ખરો કટોકટીનો સમય આવી પહોંચ્યો છે, ત્યારે તમે તમારા પુત્રોની નિંદા કરો છો અને તેમના દોષો કહો છો, પણ આજે તે બધું નકામું છે.[૧૭] આ રણમાં રાજાઓ પોતાના પ્રાણને હથેળીમાં રાખીને યુદ્ધ કરી રહ્યા છે. મોટા મોટા ક્ષત્રિયો પાંડવોની સેનામાં પ્રવેશ કરીને તમારે માટે યુદ્ધ કરે છે. જે સેનાનું શ્રીકૃષ્ણ, અર્જુન, સાત્યકિ અને ભીમસેન રક્ષણ કરી રહ્યા છે, તે સેના સામે કૌરવો સિવાય બીજો કોણ લડી શકે તેમ છે?[૧૮,૧૯] જેમનામાં અર્જુન જેવો યોદ્ધો છે, શ્રીકૃષ્ણ જેવો મંત્રી છે, વળી જેમનામાં સાત્યકિ અને ભીમસેન જેવા યોદ્ધાઓ છે, તે પાંડવસૈન્યોને યુદ્ધમાં સહન કરવાને કૌરવો તથા તેને પગલે ચાલનારા રાજાઓ સિવાય બીજો કયો ધનુર્ધારી મનુષ્ય સમર્થ છે?[૨૦,૨૧] અવસરને ઓળખનાર રાજાઓ જેટલું કરી શકે છે, તેટલું ક્ષાત્રધર્મમાં લીન થયેલા શૂરા કૌરવો પણ કરી રહ્યા છે.[૨૨] પુરુષવ્યાઘ્ર પાંડવોની સેના સાથે કૌરવોનું અતિ સંકટભર્યું યુદ્ધ જે પ્રમાણે થઈ રહ્યું છે, તે સર્વ હું તમને યથાર્થ રીતે કહું છું, તમે તે સાંભળો.[૨૩]

## अध्याय ८७मो
### કૌરવોની વ્યૂહરચના

॥ संजय उवाच ॥

तस्यां निशायां व्युष्टायां द्रोणः शस्त्रभृतां वरः ।
स्वान्यनीकानि सर्वाणि प्राक्रामद्व्यूहितुं ततः ॥१॥

સંજય બોલ્યો: રાત્રિ વીતી અને પ્રભાત થયું, એટલે શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્યે પોતાનાં સર્વ સૈન્યોને વ્યૂહમાં ગોઠવવાનો આરંભ કર્યો.[૧] હે રાજન્! તે સમયે પરસ્પરનો વધ કરવા ઇચ્છતા અને ક્રોધાયમાન થયેલા શૂરાઓ ક્રોધમાં આવી ગયા હતા અને ગર્જનાઓ કરતા હતા. ત્યાં તેમની વિચિત્ર વાણીઓ સંભળાતી હતી.[૨] કેટલાએક વીરો પોતાનું ધનુષ્ય પહોળું કરી પ્રત્યંચાનો ટંકારવ કરતા હતા અને નિઃશ્વાસ મૂકીને ઊંચેથી બોલતા હતા કે, 'હમણાં ક્યાં છે તે અર્જુન?[૩] બીજા કેટલાએક યોદ્ધાઓ સુંદર મૂઠોવાળી, તીક્ષ્ણ ધારવાળી, હાથમાં બરાબર પકડેલી અને આકાશ જેવી નિર્મળ પાણીદાર ખુલ્લી તલવારોને ઉછાળી રહ્યા હતા. આમ યુદ્ધ કરવાનાં મનવાળા હજારો યોદ્ધાઓ ત્યાં યુદ્ધશિક્ષા પ્રમાણે તલવારો તથા ધનુષ્યના માર્ગોમાં તરેહતરેહની યુદ્ધરીતિઓમાં ઘૂમી રહ્યા હતા. ત્યારે વળી બીજા કેટલાએક યોદ્ધાઓ ઘંટડીઓવાળી, ચંદનચર્ચિત તથા સુવર્ણ અને હીરાઓથી સુશોભિત એવી ગદાઓ ઊંચી કરીને પાંડુનંદન અર્જુન વિષે પ્રશ્ન પૂછતા હતા. બળથી મદોન્મત્ત બનેલા કેટલાએક બાહુશાળી વીરો ઊંચા કરેલા ઇંદ્રધ્વજ જેવાં પરિઘોથી આકાશને વ્યાપ્ત કરી દેતા હતા.[૪-૭] વળી તરેહતરેહની પુષ્પમાળાઓથી શોભતા બીજા કેટલાએક શૂરા લડવૈયાઓ યુદ્ધ કરવાના મનથી ઠામેઠામ ઊભા હતા.[૮] ત્યારે 'અરે! તે અર્જુન ક્યાં છે? ગોવિંદ ક્યાં છે? ક્યાં છે પેલો અભિ-

માની ભીમસેન? અને ક્યાં છે તેમના સુહૃદો!' એવી તિરસ્કારસૂચક વાણીથી તેઓ રણમાં શત્રુઓને તેડું કરી રહ્યા હતા.[૯] પછી પોતાનો શંખ ફૂંકી ઘોડાઓને દોડાવતા દ્રોણાચાર્ય પોતે ઘણી ઝડપથી તે યોદ્ધાઓને આમતેમ વ્યૂહમાં ગોઠવતા ઘૂમી રહ્યા હતા.[૧૦] હવે હે મહારાજ! યુદ્ધને શોભાવનારાં તે સૈન્યો બરાબર ગોઠવાઈ ગયાં એટલે દ્રોણાચાર્યે જયદ્રથને કહ્યું:[૧૧] 'તું ભૂરિશ્રવા, મહારથી કર્ણ, અશ્વત્થામા, શલ્ય તથા વૃષસેન, એ પાંચ યોદ્ધાઓ સાથે એક લાખ ઘોડેસવારો, સાઠ હજાર રથીઓ, ચૌદ હજાર મદઝરતા હાથીઓ અને એકવીસ હજાર કવચધારી પાળાઓને લઈને મને છોડી છ કોશ દૂર પાછળ ઊભો રહેજે.[૧૨-૧૪] ત્યાં તું ઊભો રહીશ, એટલે ઇંદ્ર સહિત દેવો પણ તારો પરાભવ કરવા શક્તિમાન નથી, તો પછી પાંડવોના તે શા ભાર છે? માટે હે સિંધુરાજ! તું ધૈર્ય રાખજે.'[૧૫] જ્યારે દ્રોણાચાર્યે એ પ્રમાણે કહ્યું, ત્યારે સિંધુરાજાને પણ ધીરજ આવી અને ગાંધારયોદ્ધાઓ તથા તે મહારથીઓની સાથે તે દ્રોણાચાર્યે દર્શાવેલા સ્થાને જઈ ઊભો રહ્યો.[૧૬] હે રાજેંદ્ર! કવચધારી તથા હાથમાં ભાલાને ધારણ કરનારા સુસજ્જિત સવારોવાળા સિંધુરાજાના ઘોડાઓ તેની પાછળ પાછળ સુંદર ગતિએ ચાલતા હતા. તેઓની કુલ સંખ્યા ચૂવોતેર હજારની હતી અને તે બધા સુવર્ણના આભૂષણોથી સુશોભિત હતા. તે ઘોડાઓના મસ્તકો પર ચામરાકારની કલંગીઓ હતી અને તેઓ બધા સિંધુદેશમાં જન્મેલા હતા.[૧૭,૧૮] ત્યારે ભયંકર સ્વરૂપવાળા, કવચને ધારણ કરનારા તથા કુશળ સવારોથી આરૂઢ થયેલા પંદરસો મદોન્મત્ત હાથીઓને સાથે લઈને તમારો પુત્ર દુર્મર્ષણ જયદ્રથનું રક્ષણ કરવા માટે સર્વ સૈન્યોને મોખરે યુદ્ધ કરવાને ઊભો રહ્યો હતો.[૧૯,૨૦] વળી તમારા પુત્ર દુઃશાસન તથા વિકર્ણ પણ ત્યારે સિંધુરાજનું રક્ષણ કરવા માટે સૈન્યના મોખરામાં ગોઠવાયા હતા.[૨૧] તે દિવસે દ્રોણાચાર્યે 'ચક્રશકટ' નામનો વ્યૂહ રચ્યો હતો. તેની લંબાઈ ચોવીસ કોશની હતી તથા પાછળના ભાગમાં તેનો વિસ્તાર દશ કોશનો હતો.[૨૨] એની રચના દ્રોણાચાર્યે જાતે જ કરી હતી. તેમાં અનેક વીર રાજાઓને રથ, ઘોડા અને પાળાઓના સમુદાયો સાથે ગોઠવ્યા હતા.[૨૩] વળી તેમણે તે વ્યૂહના પાછળના ભાગમાં એક પદ્માકાર વ્યૂહ રચ્યો હતો અને તેની અંદર અતિ દુર્ભેદ્ય એવો એક બીજો 'સૂચીવ્યૂહ' પણ રચવામાં આવ્યો હતો. તે વ્યૂહ પદ્મવ્યૂહના મધ્યમાં હતો અને ઘણો ગૂઢ હતો.[૨૪] એ પ્રમાણે વ્યૂહરચના કરીને દ્રોણાચાર્ય આગળ ઊભા રહ્યા હતા. ત્યાં મહાધનુર્ધર કૃતવર્મા, સૂચીવ્યૂહના મોખરામાં ઊભો રહ્યો હતો.[૨૫] તે પછી હે રાજા! અનુક્રમે કાંબોજરાજ સુદક્ષિણ, જલસંધ, દુર્યોધન અને કર્ણ ઊભા રહ્યા હતા. તેમના પછી યુદ્ધમાંથી પાછા ન હઠે તેવા એક લાખ યોદ્ધાઓ શકટવ્યૂહના મુખનું રક્ષણ કરતા ઊભા રહ્યા હતા. તે બધાની પાછળ મહાન સૈન્યથી વીંટાયેલો રાજા જયદ્રથ સૂચી વ્યૂહની બાજુમાં ઊભો રહ્યો હતો.[૨૬-૨૮] હે રાજેંદ્ર! એ શકટવ્યૂહના મુખમાં જ દ્રોણાચાર્ય જાતે ઊભા રહ્યા હતા અને તેમની પાછળ રાજા ભોજ દ્રોણાચાર્યનું રક્ષણ કરતો ઊભો હતો.[૨૯] સૌની આગળ ક્રોધાયમાન કાળના જેવા દ્રોણાચાર્ય પોતાના ધનુષ્યનો ટંકાર કરતા ઊભા હતા. તેમનું કવચ શ્વેત વર્ણનું હતું, તેમનાં વસ્ત્રો તથા પાઘડી પણ શ્વેત હતાં, તેમનું વક્ષસ્થળ વિશાળ હતું અને તેમની ભુજાઓ છેક ઢીંચણ સુધી મોટી હતી.[૩૦] એ સમયે ફરકતી પતાકાવાળા, લાલ રંગના ઘોડાઓવાળા, વેદિકા અને કાળા મૃગચર્મના નિશાનવાળી ધજાવાળા દ્રોણાચાર્યના એ

રથને જોઈને કૌરવો ઘણા હર્ષમાં આવી ગયા. ખળભળી ઊઠેલા સમુદ્ર જેવા દેખાતા દ્રોણાચાર્યે રચેલા એ વ્યૂહને જોઈને સિદ્ધચારણોના સંઘોને અતિમહાન વિસ્મય થઈ રહ્યો હતો, ત્યારે બીજાં સર્વ ભૂતો પણ એમ જ માનવા લાગ્યાં કે, આ વ્યૂહ પર્વતો, સમુદ્રો, વનો તથા અનેક જાતના પ્રદેશોથી વ્યાપ્ત એવી સઘળી પૃથ્વીનો અવશ્ય કોળિયો કરી જશે.[૩૧-૩૩] અનેક રથો, મનુષ્યો, ઘોડાઓ, પાળાઓ તથા હાથીઓના શત્રુઓને ભય ઉપજાવનારા શબ્દોથી ગાજી રહેલા, અદ્ભુત સ્વરૂપવાળા અને શત્રુઓના હૃદયને ચીરી નાખે તેવા એ શકટવ્યૂહને દ્રોણાચાર્યે તૈયાર કરેલો જોઈને રાજા દુર્યોધન ઘણો આનંદ પામ્યો.[૩૪]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાન્તર્ગત જયદ્રથવધપર્વમા 'કૌરવોની વ્યૂહરચના' નામનો અધ્યાય ૮૭ મો સમાપ્ત

## અધ્યાય ૮૮ મો

### અર્જુન રણમાં દેખાયો

॥ સંજય ઉવાચ ॥

**ततो व्यूढेष्वनीकेषु समुत्क्रुष्टेषु मारिष ।**
**ताड्यमानासु मेरीषु मृदंगेषु नदत्सु च ॥ १ ॥**

સંજય બોલ્યો: તે પછી હે રાજા! જ્યારે સૈન્યો બરાબર ગોઠવાઈ ગયાં, ત્યારે ત્યાં ચોતરફ બૂમાબૂમ થઈ રહી હતી, ભેરીઓ વાગી રહી હતી, મૃદંગો ગાજી રહ્યાં હતાં, શંખો ચારેબાજુ ફૂંકાઈ રહ્યા હતા, સાંભળતાં રૂંવાં ખડાં થઈ જાય તેવો કોલાહલ સર્વ સ્થળે મચી રહ્યો હતો અને યુદ્ધ કરવાની ઇચ્છાવાળા ભરતયોદ્ધાઓ ધીમે ધીમે સજ્જ થતા હતા. ત્યાં રૌદ્ર મુહૂર્ત થયું અને અર્જુન રણમાં દેખાયો.[૧-૩] હે ભારત! તે રણમાં હજારો બગલા તથા કાગડાઓ અર્જુનના આગળના ભાગમાં આવી ક્રીડા કરવા લાગ્યા હતા; પણ આપણે જ્યારે યુદ્ધ માટે પ્રયાણ કર્યું, ત્યારે આપણી જમણી બાજુએ મૃગો અને ઘોર શબ્દવાળી તથા અમંગળ દેખાવની શિયાળવીઓ શબ્દ કરવા લાગી હતી.[૪,૫] ત્યાં કડકડાટ શબ્દ કરતી બળબળતી હજારો ઉલ્કાઓ પડવા લાગી હતી. એ ઘોર ભય ઉપસ્થિત થતાં સઘળી પૃથ્વી કંપવા લાગી હતી.[૬] વળી પૃથ્વીની રેતને ઉડાડતા કર્કશ વાયરા ત્યાં સુસવાટ કરતા ચારે બાજુ વાવા લાગ્યા હતા. આમ કુંતાપુત્ર અર્જુન રણમાં આવ્યો કે તુરત ત્યાં ભયંકર ઉત્પાતો દેખાવા લાગ્યા હતા.[૭]

તે સમયે નકુલના પુત્ર શતાનીકે તથા પૃષત્પુત્ર ધૃષ્ટદ્યુમ્ને પાંડવોનાં સૈન્યોની વ્યૂહરચના કરી હતી; કારણ કે તે બન્ને વ્યૂહરચના કરવામાં ઘણા કુશળ હતા.[૮] તે પછી તમારો પુત્ર દુર્મર્ષણ ત્રણ હજાર ઘોડાઓ તથા દશ હજાર પાળાઓને સાથે લઈને સર્વ સૈન્યોના અગ્રભાગમાં પંદરસો ધનુષ્ય જેટલી જગ્યામાં ઊભો રહ્યો અને આમ બોલ્યો: કિનારો જેમ સમુદ્રને અટકાવી રાખે છે, તેમ સર્વને તપાવી રહેલા તથા યુદ્ધમાં મદોન્મત્ત બનેલા એ ગાંડીવધનુર્ધર અર્જુનને હું આજે આગળ વધતો અટકાવી રાખીશ.[૯-૧૧] એક મોટો પથ્થર જેમ બીજા પથ્થર સાથે ભટકાય, તેમ આજતા રણમાં ક્રોધાયમાન થયેલો અર્જુન મારી સાથે ભટકાશે; તે તમે જોજો.[૧૨] હે રથીઓ! તમે મહાસંગ્રામની આકાંક્ષા રાખી ત્યાં ઊભા રહો. હું એકલો જ આજે મારી કીર્તિ તથા માનમાં વધારો કરી આ એકત્ર થયેલા પાંડવો સામે યુદ્ધ કરીશ.[૧૩]

એમ કહીને હે મહારાજ! તે મહાબુદ્ધિમાન વીરે હાથમાં મોટું ધનુષ્ય લીધું. હે રાજન્! બીજા કેટલાએક ધનુર્ધરો સાથે તે ત્યાં મોખરામાં ઊભો રહ્યો.[૧૪] તેવામાં ક્રોધાયમાન થયેલા કાળ સરખો, વજ્રધારી ઇંદ્ર સરખો, દંડધારી, અસહ્ય અને કાળપ્રેરિત મૃત્યુના જેવો, અક્ષોભ્ય, ત્રિશૂળધારી મહાદેવ સરખો, પાશધારી વરુણ જેવો,

પ્રજાઓને બાળી નાખનારી જ્વાળાયુક્ત પ્રલયાગ્નિ સરખો, ક્રોધ, અમર્ષ તથા બળથી ક્ષુબ્ધ થયેલો, નિવાત-કવચ દૈત્યોનો નાશ કરનારો, વિજય નામધારી, સર્વ સ્થળે જય કરનારો, સત્યમાં રહેલો, પોતાની મહાન પ્રતિજ્ઞાને પાળવા ઇચ્છતો, કવચધારી, તલવારધારી, સુવર્ણમય મુકુટધારી, ઉજ્જ્વળ પુષ્પમાળા તથા ઉજ્જ્વળ વસ્ત્રને ધારણ કરનારો, સુંદર બાજુબંધધારી, સુંદર કુંડલધારી, નારાયણને અનુસરનારો અને પોતાના ગાંડીવધનુષ્યને ધુણાવતો તે નરસ્વરૂપ અર્જુન ત્યાં યુદ્ધમાં ઉદય પામેલા સૂર્યની પેઠે દેખાયો.[૧૫-૧૯] હવે હે રાજન્! પોતાના રથને સૈન્યના અગ્રભાગમાં લગભગ બાણપાત જેટલા પ્રદેશમાં ઊભો રાખીને પ્રતાપી ધનંજયે પોતાનો શંખ વગાડ્યો.[૨૦] હે રાજા! અર્જુનની સાથે રહેલા ધીર શ્રીકૃષ્ણે પણ પોતાના પાંચજન્ય નામના શંખને જોરથી વગાડ્યો.[૨૧] હે રાજા! તે બન્નેના શંખનાદથી તમારા સૈન્યમાં કેટલાએકનાં રૂવાં ખડાં થઈ ગયાં અને કેટલાએક તો મૂર્ચ્છાવશ પણ થઈ ગયા.[૨૨] વજ્રના કડાકાથી જેમ સર્વ ભૂતો ત્રાસ પામે છે, તેમ તેમના શંખનાદથી તમારા સૈનિકો ત્રાસ પામ્યા. ત્યારે સર્વ વાહનોનાં મળમૂત્ર છૂટી ગયાં. આમ વાહનો સહિત આખું સૈન્ય વિહ્વળ થઈ ગયું.[૨૩,૨૪] હે રાજન્! અર્જુનના તથા શ્રીકૃષ્ણના શંખધ્વનિથી કેટલાએક યોદ્ધાઓ બેબાકળા થઈ ગયા. ઓ રાજા! તેથી કંઈક તો બેભાન થઈ ગયા. વળી હે મહારાજ! કેટલાએક ત્રાસ પામી ગયા.[૨૫] એટલામાં વળી અર્જુનની ધજામાં રહેલા વાનરે ધજાનો આશ્રય કરનારાં બીજાં પ્રાણીઓ સાથે મોં ફાડીને મોટી હુંકાર ગર્જના કરી મૂકી અને તમારા સૈનિકોને ભયભીત કરી મૂક્યા.[૨૬] તે પછી શંખો, ભેરીઓ, મૃદંગો તથા આનકો ફરી વગાડવામાં આવ્યાં અને તેથી તમારાં સર્વ સૈન્યો હર્ષમાં આવી ગયાં.[૨૭] ત્યાં અનેક જાતનાં વાદિત્રોના શબ્દોથી, યુદ્ધગર્જનાઓથી, બાહુસ્ફોટના શબ્દોથી, ઊંચેથી કરેલા સિંહનાદોથી અને આમતેમ દોડાદોડ કરતા મોટા રથોના ગડગડાટથી કાયરોને ભયભીત કરનારો તુમુલ શબ્દ થઈ રહ્યો હતો. તે વખતે અત્યંત ખુશ થયેલા અર્જુને શ્રીકૃષ્ણ પ્રત્યે આ પ્રમાણે કહ્યું.[૨૮,૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'અર્જુનનો રણમાં પ્રવેશ' નામનો અધ્યાય ૮૮મો સમાપ્ત.

# अध्याय ८९मो

## અર્જુનનું યુદ્ધ

॥ अर्जुन उवाच ॥

चोदयाश्वान् हृषीकेश यत्र दुर्मर्षणः स्थितः।
एतद्भित्त्वा गजानीकं प्रवेक्ष्याम्यरिवाहिनीम्॥ १

અર્જુન બોલ્યો : હે હૃષીકેશ! જ્યાં દુર્મર્ષણ ઊભો છે, ત્યાં આપણા ઘોડાઓને હાંકો. આ હાથીઓના સૈન્યને તોડી નાખી હું શત્રુઓની સેનામાં દાખલ થઈશ.[૧]

અર્જુને એ પ્રમાણે કહ્યું, એટલે મહાબાહુ કેશવે જ્યાં દુર્મર્ષણ ઊભો હતો, ત્યાં પોતાના ઘોડાઓને હાંક્યા.[૨] ત્યાં એકલા અર્જુનનો તથા અનેક શત્રુઓનો અતિ દારુણ તુમુલ પ્રહાર ચાલુ થયો. તેમાં રથીઓ, હાથીઓ તથા પાળાઓનો સંહાર થઈ રહ્યો હતો.[૩] પછી મેઘ જેમ જળધારાની વૃષ્ટિ કરી મૂકે છે, તેમ અર્જુને ત્યાં બાણોનો વરસાદ વરસાવવા માંડ્યો. વળી મેઘ જેમ પર્વતોને ઢાંકી દે છે, તેમ તેણે શત્રુઓને ઢાંકી દીધા.[૪] ત્યારે તેમના શત્રુપક્ષના રથીઓ પણ ચાલાક હાથવાળાની પેઠે અનેક બાણો છોડીને શ્રીકૃષ્ણ અને અર્જુનને એકદમ છાઈ દેવા માંડ્યા. આમ શત્રુઓએ પોતાને યુદ્ધમાં આગળ વધતો અટકાવ્યો, તેથી મહાબાહુ અર્જુન કોપ્યો અને

તેણે બાણો મૂકીમૂકીને રથીઓનાં મસ્તકોને ધડ પરથી પાડવા જ માંડ્યાં.[૫,૬] જોતજોતામાં ચકર વકર નેત્રોવાળાં, દંશેલા હોઠવાળાં તથા કુંડળો અને માથે પહેરવાનાં ટોપવાળાં મસ્તકોથી એ રણભૂમિ ઢંકાઈ ગઈ.[૭] ચારે બાજુ ખેદાનમેદાન થયેલાં ધોળા કમળોના વનની પેઠે ત્યાં રણભૂમિ પર વીખરાઈ પડેલા યોદ્ધાઓનાં મસ્તકો શોભતાં હતાં.[૮] સુવર્ણ સમાન ચળકતાં કવચોવાળા તથા લોહીથી રેબઝેબ થયેલા યોદ્ધાઓ જાણે એક-બીજા સામે ભરાયેલા વીજળીવાળા મેઘો હોય તેમ દેખાતા હતા.[૯] હે રાજન્! તે સમયે પૃથ્વી પર કપાઈને પડતાં એ મસ્તકોનો શબ્દ ઋતુમાં પરિપક્વ થઈને પૃથ્વી પર પડતાં તાલવૃક્ષનાં ફળોના જેવા થઈ રહ્યો હતો.[૧૦] એ રણમાં મસ્તક વિનાનું કોઈ ધડ ધનુષ્યને પૃથ્વી પર ટેકવીને ઊભુ હતું, તો વળી બીજુ કોઈ ધડ તલવાર ખેંચીને તથા એક હાથ ઊંચો કરીને ઊભું હતું. રણમા ઘૂમતા મહાન પુરુષોને પૃથ્વી પર પડેલાં એ મસ્તકોની ભાળ રહેતી ન હતી. તેઓ તો કેવળ અર્જુનના પરાક્રમને સહન નહિ કરી યુદ્ધમાં વિજય મેળવવાની જ લાલસા રાખી રહ્યા હતા. આખી રણભૂમિ ઘોડાઓના મસ્તકોથી, હાથીની સૂંઢોથી અને યોદ્ધાઓના બાહુઓ તથા મસ્તકો-થી છવાઈ ગઈ હતી.[૧૧-૧૩] ત્યારે હે પ્રભુ! તમારા સૈન્યોમા રહેલા યોદ્ધાઓને મન તો આ સઘળુ જગત અર્જુનમય થઈ રહ્યુ હતું. તેથી તેઓ બકતા હતા કે, 'આ અર્જુન ક્યાંથી આવ્યો? અરે આ રહ્યો વળી બીજો અર્જુન! અને આ રહ્યો વળી ત્રીજો અર્જુન!'[૧૪] આમ બેભાન થઈ તેઓ પોતાના યોદ્ધાઓને પણ અર્જુન-રૂપે દેખતા હતા અને અન્યોન્યનો સહાર કરવા મડ્યા હતા. ખરેખર! કાળથી મોહિત થયેલા તે યોદ્ધાઓ જગતને અર્જુનમય જ માનવા લાગ્યા હતા.[૧૫] રણભૂમિ પર શયન કરી પડેલા કેટલા એક વીરો લોહીલોહાણ થઈને તરફડતા હતા, કેટલાએક ગાઢ વેદનાથી બેભાન થઈ જતા હતા, તો વળી કેટલાએક બીજા યોદ્ધાઓ પોતાના બાંધવોને બોલાવી રહ્યા હતા.[૧૬] ભિંદિપાલ, ભાલા, શક્તિ, ઋષ્ટિ, ફરસી, નિર્વ્યૂહ, તલવાર, ધનુષ્ય, તોમર, બાણ, કવચ, અલંકારો, ગદાઓ તથા બાજુ-બંધોને ધારણ કરનારા, મોટા પરિઘ સરખા અને મોટા સર્પ સમાન દેખાતા બાહુઓ એ રણમાં તીક્ષ્ણ બાણોથી કપાઈ પડીને ચોમેર તરફડતા હતા, ઊડાઊડ કરતા હતા અને આમતેમ અથડાતા હતા. વળી તેઓ થોડી વાર શાંત પડી રહી એકદમ વેગ કરતા હતા.[૧૭-૧૯] જે જે યોદ્ધો અર્જુન સામે યુદ્ધ કરવા જતો હતો, તેના તેના શરીરમાં કાળ સરખું બાણ પેસી જ જતું હતું.[૨૦] રથોના માર્ગમાં ઘૂમી રહેલો અર્જુન ધનુષ્ય ક્યારે ખેંચે છે, તેમાં બાણસંધાન ક્યારે કરે છે અને પાછું તે બાણ ક્યારે છોડે છે, એનું જરાયે અંતર કોઈના જોવામાં આવતું ન હતુ.[૨૧] પાંડુપુત્ર અર્જુન એટલી બધી ઝડપથી બાણોનું સંધાન કરતો હતો અને એટલી બધી ઉતાવળ થી બાણો ફેંકતો હતો કે તેથી શત્રુપક્ષના યોદ્ધાઓ વિસ્મય પામતા હતા[૨૨] ત્યાં અર્જુન હાથીને, હાથીસવારને, ઘોડાને, ઘોડેસવારને, રથીને અને રથીયોદ્ધાને બાણો વડે વીંધી નાખતો હતો અરે! યુદ્ધ કરનારા, યુદ્ધમાંથી ખસી જતા, ખસી ગયેલા અથવા આગળના ભાગમાં આવી ઊભેલા એક પણ યોદ્ધાને તે જીવતો છોડતો નહતો.[૨૩,૨૪] આકાશના મધ્યભાગમાં ઊભેલો સૂર્ય જેમ મહાન અંધકારનો નાશ કરે છે, તેમ અર્જુન કંકપક્ષી-નાં પીછાંવાળાં બાણો વડે હાથીઓના સૈન્યનો સંહાર કરી રહ્યો હતો. જ્યાં ત્યાં છિન્નભિન્ન થઈ પડેલા હાથીઓથી તમારું તે સૈન્ય પ્રલયકાળે

આસપાસ પડેલા પર્વતોથી છવાઈ ગયેલી પૃથ્વી જેવું દેખાતું હતું.[૨૫,૨૬] મધ્યાહ્નકાળના સૂર્યને જેમ પ્રાણીઓ સદા જોઈ શકતાં નથી, તેમ ક્રોધાયમાન થયેલા એ અર્જુનને યુદ્ધમાં શત્રુઓ જોઈ શકતા ન હતા.[૨૭] એ રીતે હે શત્રુતાપન! જ્યારે અર્જુનના બાણપ્રહારથી તમારું સૈન્ય અત્યંત પીડાયું, ત્યારે તેમાં ભંગાણ પડ્યું અને તે ગભરાઈ જઈને નાસભાગ કરવા લાગ્યું. જેમ મહાન વાયુ મેઘમંડળને વિખેરી નાખે છે, તેમ અર્જુને તે સૈન્યને હાંકી કાઢયું. હાંકી કઢાયેલું તે સૈન્ય સામે જોવાને હામ ધરી શક્યું નહિ.[૨૮,૨૯] અર્જુનનાં બાણોથી પીડાયેલા તમારા ઘોડેસવારો અને રથીઓ ચાબુકોથી, ધનુષ્યની અણીઓથી, હુંકારોથી, સારી રીતે વાપરેલી સોટીઓથી, પાનીના પ્રહારથી અને ઉગ્ર વાણીથી ઘોડાઓને એકદમ હાંકીને પલાયન કરતા હતા. ત્યારે પાળાઓ પણ નાસભાગ કરતા હતા. વળી કેટલાએક હાથીસવારો પણ પાની, અંગૂઠા તથા અંકુશના પ્રહારથી હાથીને સત્વર હાંકીને રણમાંથી વિદાય થયા હતા. કેટલાએક યોદ્ધાઓ તો અર્જુનનાં બાણોથી એટલા બધા ગાંડા બની ગયા હતા કે ઊલટા તે અર્જુન સામે જ ધસી જતા હતા. એ રીતે હે રાજા! તમારા સૈનિકો ઉત્સાહ વિનાના તથા ભ્રમિત મનવાળા થઈ ગયા હતા.[૩૦-૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'અર્જુનનું યુદ્ધ' નામનો અધ્યાય ૮૯મો સમાપ્ત

## अध्याय ९० मो

### દુઃશાસનના સૈન્યનો પરાભવ

॥ धृतराष्ट्र उवाच ॥

तस्मिन्प्रमथ्ने सैन्याग्रे वध्यमाने किरीटिना।
के नु तत्र रणे वीराः प्रत्युदीयुर्धनंजयम् ॥ १॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : જ્યારે અર્જુને બાણોનો મારો ચલાવી તે સૈન્યના મોખરામાં ભંગાણ પાડ્યું, ત્યારે કયા કયા યોદ્ધાઓ અર્જુન સામે ધસી ગયા હતા?[૧] અથવા શું તેઓ બધા વ્યર્થ નિશ્ચયવાળા થઈને દ્રોણના આશ્રયમાં રહેલા નિર્ભય કિલ્લારૂપ એવા શકટવ્યૂહમાં પેસી ગયા હતા?[૨]

સંજય બોલ્યો : હે નિર્દોષ રાજા! અર્જુને જ્યારે આમ તમારા સૈન્યમાં ભંગાણ પાડ્યું, સર્વ વીરોનો જ્યારે સંહાર કરવા માંડ્યો અને જ્યારે ઉત્તમ બાણો મૂકીને સર્વને મારવા માંડ્યા ત્યારે સર્વનો ઉત્સાહ ભાંગી પડ્યો હતો અને સર્વે પલાયન કરવાનો જ અવસર ખોળતા હતા. ખરેખર! એ સંગ્રામમાં અર્જુનને જોવાને કોઈ પણ સમર્થ ન હતો.[૩,૪] ત્યારે હે રાજન્! તમારો પુત્ર દુઃશાસન પોતાના સૈન્યને આવી સ્થિતિમાં આવી પડેલું જોઈને અત્યંત ક્રોધાયમાન થઈ ગયો અને અર્જુન સામે યુદ્ધ કરવા ચઢી આવ્યો. તે વેળા તેણે સુવર્ણ સમાન ઝળહળતું કવચ પહેર્યું હતું અને મસ્તક પર તદ્દન સુવર્ણનો ટોપ ધારણ કર્યો હતો. હે મહારાજ! શૂરો અને તીવ્ર પરાક્રમોવાળો તે દુઃશાસન હાથીઓના મોટા સૈન્યને લઈને જાણે પૃથ્વીને ગળી જતો હોય તેમ ત્યાં અર્જુનને ઘેરી વળ્યો. હાથીઓને કંઠે બાંધેલા ઘંટોના શબ્દથી, શંખોના નાદથી, ધનુષ્યની પ્રત્યંચાના શબ્દથી અને હાથીઓની ગર્જનાઓથી ત્યારે પૃથ્વી, દિશાઓ અને આકાશ ભરાઈ ગયાં હતાં. એક મુહૂર્તકાળ સુધી તો તે શબ્દ ક્રૂર અને ભયંકર થઈ રહ્યો.[૫-૯] એ રીતે અંકુશોના પ્રહારથી પ્રેરાયેલા તથા લાંબી લાંબી સૂંઢોવાળા તે હાથીઓને પાંખોવાળા પર્વતોની પેઠે એકદમ ઝડપથી પોતાની સામા ધસી આવતા જોઈ પુરુષસિંહ અર્જુને નિર્ભય થઈને મહાન સિંહનાદ કર્યો અને બાણો વડે શત્રુઓના તે હાથીસૈન્ય-

નો નાશ કરવા માંડ્યો. વળી પવને ઉછાળેલા મોટા મોટા તરંગવાળા મહાસાગર સરખા તે હાથી-સૈન્યમાં અર્જુને એક મગરમચ્છની પેઠે પ્રવેશ કર્યો. પ્રલયકાળે દિશાઓમાં નિયમવિરુદ્ધ ચાલનારા પ્રચંડ સૂર્યની પેઠે શત્રુનગરોને જીતનારો તે અર્જુન ત્યારે તે હાથીસૈન્યમાં સર્વ દિશાઓમાં દેખાતો હતો. ઘોડાઓની ખરીઓના શબ્દથી, રથની નેમિના ઘોષથી, અર્જુનના સિંહનાદના શબ્દથી, ધનુષ્યની પણછના ટંકારવથી, તરેહતરેહનાં વાદિત્રોના શબ્દથી, પાંચજન્યના નાદથી, દેવદત્ત(શંખ)ના નાદથી અને ગાંડીવના ટંકારથી ત્યાં હાથીસવારોના તથા હાથીઓના વેગ નરમ પડી ગયા અને અર્જુનનાં સર્પ સમાન ઝેરી બાણોથી છિન્નભિન્ન થઈ ને તેઓ બેભાન થઈ ગયા.[૧૦-૧૬] એ યુદ્ધમાં ગાંડીવધનુષ્યમાંથી છૂટેલાં અનેક લાખ તીક્ષ્ણ બાણો હાથીઓનાં સર્વ અંગોમાં પેસી ગયાં હતાં.[૧૭] તેથી અર્જુનથી પ્રહાર કરાતા તે હાથીઓ ચીસો પાડી કપાઈ ગયેલી પાંખોવાળા પર્વતોની પેઠે ધડાધડ પૃથ્વી પર પછડાવા લાગ્યા. વળી દાંતનાં મૂળોમાં, ગંડસ્થળોમાં તથા કેડોમાં બાણોથી વીંધાઈ ગયેલા તે હાથીઓ ક્રૌંચપક્ષીની પેઠે વારંવાર કિકિયારીઓ કરતા હતા. ત્યાં અર્જુન મજબૂત ગાંઠવાળાં ભલ્લજાતનાં બાણો મૂકીને તે હાથીઓની કાંધ પર બેઠેલા હાથીસવારોનાં મસ્તકોને પણ ક્યાકચ કાપી નાખતો હતો.[૧૮-૨૦] કપાયેલાં કુંડળ સાથેનાં તે મસ્તકો જ્યારે પૃથ્વી પર પડતાં હતાં, ત્યારે અર્જુન જાણે રણદેવીને કમળોનો ઉપહાર કરતો હોય તેવો દેખાવ થઈ રહ્યો હતો.[૨૧] એ વેળા કવચરહિત થયેલા, ઘવાઈને વ્યાકુળ થયેલા તથા લોહીથી નાહી રહેલા હાથીસવારો જાણે યંત્ર વડે જકડાયેલા હોય તેમ ભમતા હાથીઓ પર એ રણભૂમિમાં લટકી રહ્યા હતા.[૨૨] વળી ત્યાં બરાબર તાકીને મૂકેલા એક જ બાણથી બે-ત્રણ જણા કપાઈ જઈને ધરણી પર ઢળી પડતા હતા.[૨૩] તો કેટલાએક હાથીઓ નારાચબાણોથી અત્યંત વીંધાઈ જઈને મુખમાંથી લોહી ઓકતા હતા અને વૃક્ષવાળા પર્વતોની પેઠે પોતાના સવાર સાથે પૃથ્વી પર પટકાતા પડતા હતા.[૨૪] એ સમયે અર્જુને ભલ્લજાતનાં બાણો મૂકીને રથીયોદ્ધાઓનાં ધનુષ્યોની પણછોને, ધજાઓને, ધનુષ્યોને, ધૂંસરાંઓને અને ઈષોને તદ્દન કૂટી જ નાખ્યાં હતાં.[૨૫] અર્જુન ગોળાકાર ધનુષ્ય પકડીને જાણે રણમાં નૃત્ય કરી રહ્યો હતો. તે બાણ ક્યારે સાંધે છે, ધનુષ્ય ક્યારે ખેંચે છે, બાણ ક્યારે છોડે છે તથા ભાથામાંથી બાણ બહાર ક્યારે કાઢે છે, તે કંઈ જ દેખાતું ન હતું.[૨૬] ત્યાં એક મુહૂર્તકાળમાં તો નારાચ બાણોથી અત્યંત વીંધાઈ ગયેલા હાથીઓ મુખેથી લોહી ઓકતા પૃથ્વી પર પડવા લાગ્યા હતા. હે મહારાજ ! તે ભયંકર ઝપાઝપીમાં ચારે બાજુ અસંખ્ય ધડો ઊભાં રહેલાં નજરે પડતાં હતાં. એ રણમાં સ્થળે સ્થળે ધનુષ્યવાળા, હાથનાં મોજાંવાળા, તલવારોવાળા, બાજુબંધોવાળા અને અનેક સુવર્ણના અલંકારોથી શોભતા હાથો કપાઈ પડેલા દેખાતા હતા. સામાનવાળી રથની બેઠકો, ઈષો, દાંડાઓ, ઊંટડાઓ, છિન્નભિન્ન થયેલાં પૈડાંઓ, ધરીઓ, ભાંગી પડેલાં ધૂંસરાંઓ, ઢાલો તથા ધનુષ્યોને ધારણ કરનારા લડવૈયાઓ, આમતેમ વીખરાઈ પડેલી માળાઓ, અલંકારો, વસ્ત્રો, પડી ગયેલા મોટા ધ્વજો, માર્યા ગયેલા હાથીઓ, ઘોડાઓ અને ઠેકઠેકાણે પડેલા ક્ષત્રિયોથી તે રણભૂમિ ક્રૂર દેખાવવાળી જણાતી હતી.[૨૭-૩૨]

હે મહારાજ ! એ પ્રમાણે જ્યારે અર્જુને દુઃશાસનના સૈન્યનો લગભગ નાશ કર્યો, ત્યારે બાકી રહેલું બીજું સૈન્ય પોતાના સેનાપતિ સહિત ગભરાઈને નાઠું.[૩૩] ત્યારે દુઃશાસન પણ

અર્જુનનાં બાણોથી અત્યંત પીડાઈને સૈન્ય સહિત ભયભીત થઈ ગયો અને દ્રોણાચાર્ય પોતાનું રક્ષણ કરશે એવી ઇચ્છાથી તે શકટવ્યૂહ તરફ ચાલ્યો ગયો.[૩૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દુઃશાસનના સૈન્યનો પરાભવ' નામનો અધ્યાય ૯૦મો સમાપ્ત

# अध्याय ९१ मो

## દ્રોણાચાર્યની સામે અર્જુન

॥ संजय उवाच ॥

दुःशासनबलं हत्वा सव्यसाची महारथः ।
सिंधुराजं परीप्सन्वै द्रोणानीकमुपाद्रवत् ॥ १ ॥

સંજય બોલ્યો : આમ દુઃશાસનના સૈન્યનો સંહાર કરીને મહારથી અર્જુન સિંધુરાજને પહોંચવાની ઇચ્છાથી દ્રોણના સૈન્ય સામે ધસ્યો.[૧] ત્યાં વ્યૂહના મોખરામાં ઊભેલા દ્રોણાચાર્ય પાસે અર્જુન આવી પહોંચ્યો અને શ્રીકૃષ્ણની સંમતિથી બે હાથ જોડીને આ વચન બોલ્યો:[૨] 'હે બ્રહ્મન્! મારું કલ્યાણ થાય એમ આપ ચિંતવો અને મને 'સ્વસ્તિ' કહી આશીર્વાદ આપો. આપની કૃપાથી હું આ દુર્ભેદ્ય સેનામાં પ્રવેશ કરવા ઇચ્છું છું.[૩] આપ મારા પિતા સમાન છો. આપ મને ધર્મરાજ અને આ શ્રીકૃષ્ણ સમાન પૂજ્ય છો! આ હું સત્ય કહું છું.[૪] હે નિર્દોષ તાત! હે દ્વિજશ્રેષ્ઠ! આપે જેમ અશ્વત્થામાનું રક્ષણ કરવું જોઈએ, તેમજ મારું પણ સદા રક્ષણ કરવું જોઈએ.[૫] હે માનવશ્રેષ્ઠ! હે પ્રભુ! આજના રણમાં હું આપની કૃપાથી સિંધુરાજનો વધ કરવા ઇચ્છું છું, આપ મારી એ પ્રતિજ્ઞાનું રક્ષણ કરો.'

સંજય બોલ્યો: અર્જુને જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે આચાર્ય હસતા હસતા બોલ્યા: 'હે અર્જુન! મને જીત્યા વિના તું જયદ્રથને જીતી શકીશ નહિ.[૬,૭] એટલું કહીને આચાર્યે મંદ હાસ્ય કરી અર્જુનને રથ, ઘોડા, ધ્વજ અને સારથિ સાથે તીક્ષ્ણ બાણો વડે છાઈ દીધો.[૮] ત્યારે અર્જુને દ્રોણાચાર્યનાં બાણોનું વારણ કરી ઘોર સ્વરૂપવાળાં અતિશય મહાન બાણો મૂકી દ્રોણ સામે ધસારો કર્યો.[૯] ત્યાં હે પૃથ્વીપતિ! દ્રોણાચાર્યનું રણમાં માન જાળવીને તથા ક્ષાત્રધર્મને અનુસરીને તેણે ફરી નવ બાણો વડે આચાર્યને ચરણમાં વીંધી નાખ્યા; એટલે દ્રોણાચાર્યે પણ બાણો મૂકીને તે અર્જુનનાં બાણો કાપી નાખ્યાં અને શ્રીકૃષ્ણ તથા અર્જુન એ બન્ને જણાને ઝેર તથા અગ્નિની જ્વાળા સરખાં બાણોથી વીંધી નાખ્યા.[૧૦,૧૧] તે જોઈ અર્જુને બાણો વડે તેમના ધનુષ્યને કાપી નાખવાની ઇચ્છા કરી. આમ મહાત્મા અર્જુન એ બાબતનો વિચાર કરવા લાગ્યો.[૧૨] એવામાં તો વીર્યવાન દ્રોણાચાર્યે મનમાં જરાયે ગભરાયા વિના બાણો મૂકીને અર્જુનના ધનુષ્યની દોરી તોડી નાખી. વળી તેમણે તેના ઘોડા, ધ્વજ તથા સારથિને વીંધી નાખ્યા અને અર્જુનને પણ હસતાં હસતાં બાણો વડે ઢાંકી દીધો. એ જ ક્ષણે અર્જુને તત્કાળ ધનુષ્યમાં દોરી ચઢાવી લીધી. પોતે સર્વ જાતનાં અસ્ત્રો જાણનારામાં શ્રેષ્ઠ હતો, છતાં જાણે આચાર્યને વિશેષ ગણી તેણે એક જ બાણ લીધું હોય, તેમ એકદમ છસો બાણો લીધાં. વળી તેણે બીજાં એક હજાર સાતસો અમોઘ બાણો લીધાં અને દ્રોણાચાર્યના સૈન્ય સામે ફેંક્યાં. પછી તેણે બીજાં દશ દશ હજારની સંખ્યાવાળાં બાણો પણ છોડ્યાં, એટલે દ્રોણાચાર્યની સેનાનો સંહાર થઈ ગયો.[૧૩-૧૬] બળવાન અને તરેહ તરેહનાં યુદ્ધ કરવામાં કુશળ તે અર્જુને સારી રીતે છોડેલાં તે બાણોથી ઘણા મનુષ્યો, ઘોડાઓ તથા હાથીઓ વીંધાઈ ગયા અને મરણ પામીને પૃથ્વી પર પડ્યા.[૧૭] ઘણા રથીયોદ્ધાઓ તે બાણોથી સારથિ, ઘોડા અને ધ્વજ વિનાના

થઈ ગયા; એટલું જ નહિ પણ નાશ પામેલાં હથિયારોવાળા તથા કપાઈ ગયેલાં જીવિતવાળા થઈને તેઓ પોતાના મોટા મોટા રથો પરથી એકાએક બાણપીડિત થઈ ધરણી પર ઢળી પડ્યા.[૧૮] વળી ત્યાં વજ્રથી ચૂર્ણ થયેલા પર્વતો જેવા, આકાશમાંથી વીખરાઈ પડેલા મેઘો જેવા અને અગ્નિથી બળી ગયેલાં ઘરો જેવા મોટા મોટા હાથીઓ રણમાં પડવા લાગ્યા.[૧૯] હિમાલયના પૃષ્ઠભાગમાં પાણીના ધસારાથી ધસડાઈ પડેલા હંસોની પેઠે ત્યાં અર્જુનનાં બાણોથી હજારો ઘોડાઓ મરણ પામીને ઢળવા લાગ્યા.[૨૦] પ્રલયકાળના સૂર્યનાં પ્રચંડ કિરણો જેમ મોટા મોટા અદ્ભુત જળપ્રવાહોનો નાશ કરે, તેમ અર્જુનનાં બાણોએ સંખ્યાબંધ રથો, ઘોડા, હાથી અને પાળાઓનો નાશ કરી નાખ્યો.[૨૧] એ પ્રમાણે અર્જુનરૂપી સૂર્યનાં બાણોરૂપી કિરણો જ્યારે કૌરવોના યોદ્ધાઓને યુદ્ધમાં તપાવી રહ્યાં હતાં, ત્યારે મેઘ જેમ સૂર્યનાં કિરણોને ઢાંકી દે છે, તેમ દ્રોણાચાર્યરૂપી મેઘે બાણોની વૃષ્ટિના વેગથી તે પાંડવોને ઢાંકી દીધા.[૨૨] તે પછી દ્રોણાચાર્યે શત્રુઓના પ્રાણોનું ભોજન કરનારા તથા જોસભેર ખેંચીને છોડેલા એક નારાચબાણ વડે અર્જુનને છાતીમાં પ્રહાર કર્યો.[૨૩] આથી પૃથ્વીકંપસમયે જેમ પર્વત ધ્રૂજી ઊઠે, તેમ અર્જુનનાં સર્વ અંગો વિહ્વળતાથી ધ્રૂજી ઊઠયાં. પણ પુનઃ ધૈર્ય ધારણ કરીને અર્જુને દ્રોણાચાર્યને બાણો મૂકી વીંધી નાખ્યા.[૨૪] એટલે વળી દ્રોણાચાર્યે પાંચ બાણોથી વાસુદેવને પ્રહાર કર્યો અને ફરી તોંતેર બાણો મૂકીને તેમણે અર્જુનને તથા બીજાં ત્રણ બાણો મૂકીને તેના ધ્વજને વીંધી નાખ્યા.[૨૫] વળી હે રાજન્! પોતાના શિષ્યને વિશેષ ગણતા પરાક્રમી દ્રોણાચાર્યે એક પલકવારમાં બાણોની વૃષ્ટિ કરીને અર્જુનને અદૃશ્ય કરી દીધો.[૨૬] એ સમયે અમે અવિચ્છિન્ન રીતે પડતાં દ્રોણાચાર્યનાં બાણોને તથા મંડળાકાર થયેલા એમના અદ્ભુત ધનુષ્યને જ જોઈ શકતા હતા, બીજું કંઈ જ અમને દેખાતું ન હતું.[૨૭] હે રાજન્! એ યુદ્ધમાં દ્રોણાચાર્યે છોડેલાં કંકપક્ષીનાં પીછાંવાળાં અનેક બાણો અર્જુન અને શ્રીકૃષ્ણ સામે જતાં હતાં.[૨૮] ત્યારે દ્રોણાચાર્ય તથા અર્જુનનું એ રીતનું યુદ્ધ જોઈને મહાબુદ્ધિમાન શ્રીવાસુદેવ જયદ્રથનો વધ કરવારૂપ મહાન કાર્યનો વિચાર કરવા લાગ્યા.[૨૯] પછી એ વાસુદેવ અર્જુનને આ વચન કહેવા લાગ્યા: 'હે પાર્થ! હે પાર્થ! હે મહાબાહુ! આપણે સમય ગાળવો જોઈએ નહિ.[૩૦] દ્રોણાચાર્યને છોડી દઈને આપણે આગળ ચાલીએ; કારણ કે આજે આપણે કરવા ધારેલું એ કાર્ય જ (જયદ્રથવધ) ઘણું મોટું છે.' એટલે અર્જુને પણ શ્રીકૃષ્ણ પ્રત્યે કહ્યું: 'જેવી તમારી ઇચ્છા.' પછી અર્જુન મહાબાહુ દ્રોણાચાર્યની પ્રદક્ષિણા કરીને આગળ ચાલ્યો અને બાણો છોડતો છોડતો જવા લાગ્યો.[૩૧,૩૨] તે જોઈ દ્રોણાચાર્યે પોતે અર્જુનને કહ્યું: 'હે અર્જુન! ક્યાં ચાલ્યો? તું તો રણમાં શત્રુને જીત્યા વિના કદી અટકતો જ નથી!'

અર્જુન બોલ્યો: આપ તો મારા ગુરુ છો, મારા શત્રુ નથી. હું આપનો શિષ્ય છું અને પુત્ર સમાન છું. આ લોકમાં એવો કોઈ પુરુષ નથી, જે યુદ્ધમાં આપનો પરાજય કરે.[૩૩,૩૪]

સંજય બોલ્યો: જયદ્રથનો વધ કરવામાં ઉત્સુક બનેલો મહાબાહુ અર્જુન એમ કહેતો કહેતો તમારા સૈન્ય સામે સત્વર ધસી ગયો.[૩૫] તેના રથચક્રની રક્ષા કરનારા મહાત્મા યુધામન્યુ અને ઉત્તમૌજા પણ તમારા સૈન્યમાં પ્રવેશ કરતા તે અર્જુનની પાછળ પાછળ જવા લાગ્યા.[૩૬] તે વેળા, હે મહારાજ! જય, યદુવંશી કૃતવર્મા,

કાંબોજરાજ તથા શ્રુતાયુધે અર્જુનને અટકાવ્યો. વળી તેમના અનુયાયી દશ હજાર રથીયોદ્ધાઓ, અભીષાહો, શૂરસેનો, શિબિઓ, વસાતિઓ, માવેલ્લકો, લલિત્થો, કેકયો, મદ્રકો, નારાયણો, ગોપાલો અને પૂર્વે સંગ્રામમાં કર્ણે જીતેલા તથા શૂરવીરોમાં માન્ય થયેલા એવા કાંબોજયોદ્ધાઓ દ્રોણાચાર્યને આગળ કરીને હર્ષભેર મહાધનુર્ધર અર્જુનને આગળ વધતો અટકાવવા લાગ્યા. સૈન્યમાં દાખલ થતાં યૂથપતિ હાથી સમો એ અર્જુન પુત્રના શોકથી તપી જઈને ક્રોધાયમાન કાળ સરખો દેખાતો હતો. યુદ્ધમાં પ્રાણોની પરવા મૂકીને તે તરેહતરેહનાં યુદ્ધ કરવા સજ્જ થયો હતો અને તે પુરુષોમાં વ્યાઘ્ર સમાન પરાક્રમી હતો.[૩૭-૪૨] તે પછી અન્યોન્યનો પરાજય કરવાની ઇચ્છાવાળા તે યોદ્ધાઓ તથા અર્જુન વચ્ચે રોમાંચ થાય તેવું તુમુલ યુદ્ધ ચાલુ થયું. જેમ ઔષધક્રિયાઓ ઉત્પન્ન થયેલા રોગને નિવારે છે, તેમ એકત્ર થયેલા સર્વ કૌરવયોદ્ધાઓ જયદ્રથનો વધ કરવાની ઇચ્છાથી ધસી આવેલા એ પુરુષશ્રેષ્ઠ અર્જુનને નિવારવા લાગ્યા.[૪૩,૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દ્રોણાચાર્યની સામે અર્જુન' નામનો અધ્યાય ૯૧મો સમાપ્ત

## અધ્યાય ૯૨ મો
### શ્રુતાયુધ અને સુદક્ષિણનું સ્વર્ગગમન

॥ संजय उवाच ॥

**सनिरुद्धस्तु तैः पार्थो महाबलपराक्रमः ।**
**द्रुतं समनुयातश्च द्रोणेन रथिनां वरः ॥ १ ॥**

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજ ! મહાબળવાન અને મહાપરાક્રમી રથીશ્રેષ્ઠ અર્જુનને સર્વ યોદ્ધાઓએ આમ અટકાવી રાખ્યો હતો, ત્યાં દ્રોણાચાર્ય પણ તત્કાળ ધસી આવ્યા.[૧] રોગોનો સમુદાય જેમ દેહને તપાવે, તેમ કિરણોને ફેંકી રહેલા સૂર્યની પેઠે તીક્ષ્ણ બાણોને ફેંકતા અર્જુને તે સૈન્યને તપાવવા માંડ્યું.[૨] એ યુદ્ધમાં ઘોડાઓ વીંધાઈ ગયા, રથો ભાંગી પડ્યા, સવારો સહિત હાથીઓ પડવા લાગ્યા, છત્રો છિન્નભિન્ન થઈ ગયાં અને કેટલાએક રથો પૈડાં વિનાના થઈ પડ્યા.[૩] ત્યાં બાણોથી પીડાયેલાં સૈન્યો ચોતરફ નાસાનાસ કરવા લાગ્યાં. એ રીતે ત્યાં તુમુલ યુદ્ધ થઈ રહ્યું હતું અને તેમાં કંઈ પણ વર્તાતું ન હતું.[૪] હવે હે રાજન્ ! અર્જુને યુદ્ધમાં પોતાને અટકાવી રહેલા તે શત્રુઓની સેનાને સીધાં જનારાં બાણો મૂકીને વારંવાર કંપાવી દીધી.[૫] પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવાના સ્વભાવવાળો તે શ્વેત ઘોડાવાળો અર્જુન પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવાની ઇચ્છાથી લાલ રંગના ઘોડાવાળા મહારથી દ્રોણ સામે ધસી ગયો.[૬] આચાર્ય દ્રોણે પણ મર્મને ભેદી નાખે તેવાં સીધી ગતિવાળાં પચીસ બાણો મૂકીને પોતાના એ મહાધનુર્ધર શિષ્યને પ્રહાર કર્યો.[૭] સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ અર્જુન પણ તેમનાં બાણોના વેગને નાશ કરનારાં બાણો છોડતો છોડતો સત્વર તેમની સામે દોડી ગયો.[૮] તે સમયે અર્જુને આચાર્ય સામે શીઘ્ર ગતિવાળાં ભલ્લ જાતિનાં બાણો છોડ્યાં હતાં, એટલે મોટા મનવાળા આચાર્યે પણ સામેથી ભલ્લજાતિનાં બાણો છોડીને બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું અને અર્જુનને વીંધી નાખ્યો.[૯] એ યુદ્ધમાં અમને દ્રોણાચાર્યનું શસ્ત્રાચાર્યપણું આશ્ચર્ય સરખું દેખાતું હતું; કારણ કે અર્જુન તરુણ હતો અને ઘણો પ્રયત્ન કરતો હતો, છતાં તે આચાર્યને સામા વીંધી શક્યો નહોતો. હજારો જળધારાને ઝરતા મહાન મેઘ જેવા તે દ્રોણાચાર્યરૂપી મેઘે અર્જુનરૂપી પર્વત પર બાણોનો વરસાદ વરસાવવા માંડ્યો હતો.[૧૦,૧૧] હે રાજન્ ! તેજસ્વી અર્જુને આચાર્યની તે બાણવૃષ્ટિને બ્રહ્માસ્ત્રથી જ સ્વીકારી લીધી હતી અને પોતે બીજાં કેટલાંએક બાણો મૂકીને તેમનાં બાણોનો નાશ

કર્યો.[૧૨] એ વેળા દ્રોણાચાર્યે તો પચીસ બાણો મૂકીને અર્જુનને પ્રહાર કર્યો તથા બીજાં સિત્તેર બાણો છોડીને શ્રીકૃષ્ણને છાતીમાં તથા બે બાહુઓમાં માર માર્યો.[૧૩] ત્યારે બુદ્ધિમાન અર્જુન તો સંખ્યાબંધ તીક્ષ્ણ બાણો છોડી રહેલા દ્રોણાચાર્યનો તે યુદ્ધમાં હસતાં હસતાં માત્ર અટકાવ જ કરતો હતો.[૧૪] જ્યારે દ્રોણાચાર્યે શ્રીકૃષ્ણ તથા અર્જુન પર બાણોનો આવો સખ્ત મારો ચલાવ્યો, ત્યારે તેઓ પ્રલયકાળે ઉદય પામેલા દુરાધર્ષ અગ્નિ સમાન તે આચાર્યને છોડીને ત્યાંથી ચાલ્યા.[૧૫] આમ દ્રોણાચાર્યનાં ધનુષ્યમાંથી છૂટેલાં તીક્ષ્ણ બાણોનો ત્યાગ કરીને મુકુટધારી અર્જુન કૃતવર્માના સૈન્યનો નાશ કરવા લાગ્યો. હવે મૈનાકપર્વત સમા દ્રોણાચાર્યનો ત્યાગ કરીને તે વચમાં જ ઊભેલા કૃતવર્મા તથા કાંબોજરાજ સુદક્ષિણ પર ચઢી ગયો. તે વેળા પુરુષવ્યાઘ્ર કૃતવર્માએ પણ મનમાં લેશમાત્ર ગભરાયા વિના કંકપક્ષીનાં પીછાંવાળાં દશ બાણો છોડ્યાં અને દુર્ધર્ષ અર્જુનને તત્કાળ વીંધી નાખ્યો.[૧૬-૧૮] એ સમયે હે રાજન્! અર્જુને સો બાણો મૂકી તેને વીંધી નાખ્યો અને બીજાં ત્રણ બાણો મૂકી જાણે તેને મોહિત કરતો હોય તેમ તેને પ્રહાર કર્યો.[૧૯] ત્યારે મંદ મંદ હસતાં કૃતવર્માએ પણ અર્જુન તથા વાસુદેવને પચીસ પચીસ બાણોનો પ્રહાર કર્યો. એટલે અર્જુને અગ્નિની જ્વાળા સરખાં તથા ક્રોધાયમાન થયેલા સર્પ સરખાં તોંતેર બાણો મૂકીને કૃતવર્માને વીંધી નાખ્યો અને તેનું ધનુષ્ય પણ કાપી નાખ્યું.[૨૦,૨૧] ત્યાં તો હે ભારત! મહારથી કૃતવર્માએ એકદમ બીજું ધનુષ્ય હાથમાં લીધું અને સત્વર પાંચ બાણોનું સંધાન કરી અર્જુનને છાતીમાં વીંધી નાખ્યો.[૨૨] વળી પણ તેણે અર્જુનને બીજાં પાંચ તીક્ષ્ણ બાણો માર્યાં. આથી અર્જુને પણ તેની છાતીમાં નવ બાણોનો પ્રહાર કર્યો.[૨૩] એ પ્રમાણે અર્જુનને કૃતવર્માના રથ સામે જ મચેલો જોઈને શ્રીકૃષ્ણે મનમાં વિચાર કર્યો કે, 'આમ સમય વેડફી દેવો તે ઠીક નથી.' એટલે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું: 'અરે ઓ અર્જુન! તું કૃતવર્મા પર દયા ન રાખ; આ સમયે તું તેની સાથેના સંબંધનો ત્યાગ કરી દે અને એને જલદી હંફાવી દે, ઘાયલ કર.'[૨૪,૨૫] આથી અર્જુને અનેકાએક બાણો છોડીને કૃતવર્માને મૂર્ચ્છિત કરી નાખ્યો અને પોતે વેગવાળા ઘોડાઓથી કાંબોજયોદ્ધાઓની સેના સામે ચાલ્યો ગયો. આમ અર્જુને જ્યારે તે સેનામાં પ્રવેશ કર્યો, ત્યારે હાર્દિક્ય કોપ્યો અને હાથમાં બાણ સહિત ધનુષ્ય ધુણાવતો ધુણાવતો તે અર્જુનના ચક્રરક્ષક બે પાંચાલકુમારો સામે આવી ગયો. વળી કૃતવર્મા પણ અર્જુનને પગલે પગલે ચાલતા પાંચાલવંશના તે બે ચક્રરક્ષકોને નજીકમાં પડનારાં બાણો મૂકીને આગળ વધતો અટકાવવા લાગ્યો. ભોજ નામધારી એ કૃતવર્માએ તો ત્રણ તીક્ષ્ણ બાણો મૂકીને યુધામન્યુને વીંધી નાખ્યો તથા ચાર તીક્ષ્ણ બાણોથી ઉત્તમૌજાને વીંધી નાખ્યો. ત્યારે તે બન્ને જણાએ પણ દશ દશ બાણો મૂકીને એને વીંધી નાખ્યો. વળી યુધામન્યુ અને ઉત્તમૌજાએ બીજાં ત્રણ ત્રણ બાણો મૂકીને એની ધજાને તથા ધનુષ્યને કાપી નાખ્યાં, એટલે ક્રોધપૂર્ણ થયેલા કૃતવર્માએ એકદમ બીજું ધનુષ્ય લઈ તે બન્ને વીરોને ધનુષ્ય વિનાના કરી નાખ્યા અને તેમને બાણોની વૃષ્ટિ કરી છાઈ દીધા. ત્યારે તેમણે પણ બીજાં ધનુષ્યો સજ્જ કરીને કૃતવર્મા પર પ્રહાર કરવા માંડ્યો.[૨૬-૩૨] એ સમયનો લાભ લઈ અર્જુન શત્રુઓની સેનામાં દાખલ થઈ ગયો, પરંતુ તેના બે ચક્રરક્ષકોને તે સેનામાં દાખલ થવાનું દ્વાર મળ્યું નહિ. તે બન્ને પુરુષશ્રેષ્ઠો કૌરવોનાં સૈન્યોમાં ઘણો પ્રયત્ન કરી રહ્યા હતા, તો-

પણ કૃતવર્માએ તેમને અટકાવી જ રાખ્યા. તે પછી ધોળા ઘોડાવાળો શત્રુસૂદન અર્જુન એ યુદ્ધમાં કૌરવોનાં સૈન્યોને પીડવા લાગ્યો અને કૃતવર્મા પોતાના સપાટામાં આવ્યો હતો, છતાં તેણે તેને માર્યો નહિ. એ રીતે અર્જુનને સેનામાં ધસી આવતો જોઈને શૂરો રાજા શ્રુતાયુધ અત્યંત ક્રોધાયમાન થઈ હાથમાં મોટું ધનુષ્ય ધુણાવતો ધુણાવતો તેની સામે ધસી ગયો. તુરત તેણે ત્રણ બાણોથી અર્જુનને તથા સિત્તેર બાણોથી શ્રીકૃષ્ણને પ્રહાર કર્યો અને એક ક્ષુરપ્રબાણ મૂકીને તેણે અર્જુનના રથની ધજામાં પણ પ્રહાર કર્યો. ત્યારે અર્જુને ક્રોધપૂર્વક તેને મજબૂત ગાંઠાવાળાં નેવું બાણો માર્યાં. હે રાજન્! હાથી જેમ અંકુશોના પ્રહારને સહન કરતો નથી, તેમ તે શ્રુતાયુધ પણ અર્જુનના એ પરાક્રમને સહન કરી શક્યો નહિ.[૩૩-૩૮] આથી સિત્તોતેર બાણો મૂકી તેણે અર્જુનને પ્રહાર કર્યો; એટલે ક્રોધવશ થયેલા અર્જુને તેના ધનુષ્યના તથા ભાથાના ટુકડા કરી નાખ્યા અને નમેલાં પર્વવાળાં સાત બાણો મૂકીને તેને છાતીમાં પ્રહાર કર્યો. હવે ક્રોધપૂર્ણ થયેલા તે રાજાએ બીજું ધનુષ્ય લઈ અર્જુનને બે બાહુઓમાં તથા છાતીમાં નવ બાણોનો પ્રહાર કર્યો. પછી હે ભારત! મંદ મંદ હસતા શત્રુદમન અર્જુને અનેક હજાર બાણોથી શ્રુતાયુધને ગભરાવી મૂક્યો. વળી તે મહારથીએ તેના ઘોડાઓનો તથા સારથિનો સત્વર વધ કર્યો. હવે તે મહાબળવાન અર્જુને એ રાજાને સિત્તેર નારાચબાણોથી વીંધી નાખ્યો. એ સમયે વીર્યવાન રાજા શ્રુતાયુધે માર્યા ગયેલા ઘોડાઓવાળા પોતાના રથનો ત્યાગ કર્યો અને તે હાથમાં ગદા ઊંચી કરીને અર્જુન સામે રણમાં ધસ્યો. રાજા શ્રુતાયુધ વરુણદેવનો વીર પુત્ર હતો. શીતળ જળથી ભરેલી મહાનદી પર્ણાશા એની જનેતા (ઉત્પત્તિક્ષેત્ર) હતી. એક સમયે હે રાજન્! તેની માતા પર્ણાશાએ પોતાના પુત્રના કારણથી વરુણદેવને કહ્યું: 'આ મારો પુત્ર લોકમાં શત્રુઓથી અવધ્ય થાય તેમ કરો.' ત્યારે વરુણદેવે કહ્યું: 'હું તારા પર પ્રસન્ન થયો છું અને તારા પુત્રનું હિત કરનારું આ દિવ્ય અસ્ત્ર હું તેને વરમાં આપું છું. તે અસ્ત્રથી તારો પુત્ર અવધ્ય થશે. હે સરિતામાં શ્રેષ્ઠ પર્ણાશા! મનુષ્યને માટે અમરપણું કદી છે જ નહિ. જન્મેલા દરેક પ્રાણીએ મરવાનું તો અવશ્ય છે જ; પરંતુ આ તારો પુત્ર રણમાં શત્રુઓથી સદા દુરાધર્ષ થશે; કારણ કે આ અસ્ત્રમાં તેવો દિવ્ય પ્રભાવ રહેલો છે. આથી તું મનમાંથી સંતાપ દૂર કર.' આમ કહીને વરુણદેવે મંત્રપૂર્વક તેને ગદા આપી હતી. તે ગદાને મેળવીને શ્રુતાયુધ સર્વ લોકમાં અસહ્ય થઈ પડ્યો હતો; પણ ભગવાન વરુણદેવે ગદા આપતાં આપતાં તેને વળી કહ્યું હતું કે, 'હે સમર્થ શ્રુતાયુધ! જે પુરુષ તારી સામે યુદ્ધ ન કરતો હોય, તેના પર તું આ ગદા કદી છોડીશ નહિ. છતાં તું જો તે પ્રમાણે કરીશ, તો ઊલટી તે ગદા તારા પર જ આવી પડશે અને તારો પોતાનો જ નાશ કરશે.[૩૯-૫૧] કાળ નજીક આવવાથી શ્રુતાયુધ વરુણના એ વાક્ય પ્રમાણે વર્ત્યો નહિ અને તેણે પોતાની સામે યુદ્ધ નહિ કરનારા શ્રીકૃષ્ણને વીરોનો નાશ કરનારી તે ગદાનો પ્રહાર કર્યો.[૫૨] વીર્યવાન શ્રીકૃષ્ણે તે ગદાને પોતાના પુષ્ટ ખભા પર ઝીલી લીધી. વાયુ જેમ વિંધ્યાચળ પર્વતને ડગાવી શકતો નથી, તેમ તે ગદા શ્રીકૃષ્ણને ડગમગાવી શકી પણ નહિ.[૫૩] પછી પોતાને માટે અયોગ્ય સ્થાનમાં જઈ પડેલી તે ગદા આભિચારિકી દેવતાની પેઠે શ્રીકૃષ્ણથી પાછી વળી અને તેણે ક્રોધાતુર થઈને સામા ઊભેલા વીર શ્રુતાયુધનો જ નાશ કર્યો.[૫૪] આમ

વીર શ્રુતાયુધનો નાશ કરી તે ગદા પૃથ્વી પર જઈ પડી. આ પ્રમાણે ગદા શ્રીકૃષ્ણ પાસેથી પાછી વળી અને તેથી શ્રુતાયુધ માર્યો ગયો, તે બધું જોઈને કૌરવનાં સૈન્યોમાં મોટો હાહાકાર થઈ રહ્યો; કારણ કે સર્વ સૈનિકોએ શત્રુદમન શ્રુતાયુધને પોતાના જ અસ્ત્રથી મરણ પામેલો જોયો હતો. હે ધૃતરાષ્ટ્રરાજ! શ્રીકૃષ્ણ પોતાની સામા યુદ્ધ કરતા ન હતા, છતાં શ્રુતાયુધે તેમના પર ગદા ફેંકી હતી; આથી તે ગદાએ જ તેનો વધ કર્યો હતો.[૫૫-૫૭] વરુણદેવે એ બાબતમાં તેને પ્રથમથી જ કહ્યું હતું, તોપણ તેણે તેમના કહેવા પ્રમાણે વર્તન ન કર્યું. આથી એ શ્રુતાયુધ સર્વ ધનુર્ધરોના દેખતાં મરણ પામીને પૃથ્વી પર પડ્યો.[૫૮] પર્ણાશાનો પ્રિય પુત્ર શ્રુતાયુધ એ પ્રમાણે જ્યારે રણમાં પડ્યો, ત્યારે વાયુએ ભાંગી નાખેલા અનેક શાખાઓવાળા મોટા વૃક્ષ સરખો તે શોભતો હતો.[૫૯] હવે રિપુદમન શ્રુતાયુધને મરણ પામેલો જોઈને સેનાપતિઓ તથા સર્વ સૈન્યો ચારે બાજુ નાસવા લાગ્યાં.[૬૦]

તે પછી કાંબોજરાજનો શૂરો પુત્ર સુદક્ષિણ પોતાના વેગવાળા ઘોડા દોડાવતો દોડાવતો શત્રુસૂદન અર્જુન સામે ચઢી આવ્યો.[૬૧] હે ભારત! અર્જુને તેને સાત બાણો માર્યાં. તે બાણો એ શૂરવીરને ભેદી નાખીને પૃથ્વીમાં પેસી ગયાં.[૬૨] જ્યારે તે ગાંડીવમાંથી છૂટેલાં તીક્ષ્ણ બાણોથી અત્યંત વીંધાઈ ગયો, ત્યારે તેણે કંકપક્ષીનાં પીછાંવાળાં દશ બાણો મૂકીને અર્જુનને સામો વીંધી નાખ્યો.[૬૩] વળી તેણે ત્રણ બાણોથી વાસુદેવને વીંધી નાખ્યા તથા પાંચ બાણોથી અર્જુનને વીંધી નાખ્યો. એટલે હે રાજા! અર્જુને તેનાં ધનુષ્ય તથા ધ્વજને ઉડાવી દીધાં. વળી અર્જુને અતિ તીક્ષ્ણ ભલ્લજાતનાં બે બાણો મૂકીને સુદક્ષિણને પ્રહાર કર્યો, એટલે તેણે અર્જુનને ત્રણ બાણોથી વીંધી નાખી સિંહનાદ કર્યો. હવે શૂરવીર સુદક્ષિણે ક્રોધે ભરાઈને સર્વપારસવી નામની ઘોર અને ઘંટડીઓવાળી એક શક્તિ તે ગાંડીવધારી પર ફેંકી.[૬૪-૬૬] બળબળતી મોટી ઉલ્કા સરખી તથા અગ્નિના તણખાઓવાળી તે શક્તિ મહારથી અર્જુન પાસે આવીને તેને ઘાયલ કરી પૃથ્વી પર પડી.[૬૭] એ શક્તિના સખ્ત પ્રહારથી મહાતેજસ્વી અર્જુનને મૂર્છા આવી ગઈ, પણ થોડા જ સમયમાં પાછો સાવધ થઈને તેણે ક્રોધપૂર્વક ગલોફાં ચાટતાં ચાટતાં કંકપક્ષીનાં પીછાંવાળાં ચૌદ નારાચબાણો છોડ્યાં. ત્યાં અચિંત્ય પરાક્રમવાળા એ અર્જુને સુદક્ષિણને ઘોડા, ધ્વજ, ધનુષ્ય અને સારથિ સહિત વીંધી નાખ્યો.[૬૮,૬૯] વળી બીજાં અનેક બાણો મૂકીને તેણે તેના રથના ટુકડેટુકડા કરી નાખ્યા. હવે, એ પાંડુનંદને નિષ્ફળ સંકલ્પ તથા પરાક્રમવાળા એ કાંબોજરાજ સુદક્ષિણને વિશાળ ધારાવાળા એક બાણથી હૃદયમાં વીંધી નાખ્યો, તેથી તેનું કવચ તૂટી ગયું, તેનાં અંગો છિન્નભિન્ન થઈ ગયાં અને મુકુટ તથા બાજુબંધ પણ ઊડી પડ્યા.[૭૦] વળી યંત્રથી છૂટી પડેલા ઇંદ્રધ્વજની પેઠે તેમ જ પર્વતના શિખર પર ઊગેલા મોટી મોટી શાખાઓવાળા અને ઉનાળામાં વાયુના ઝપાટાથી ભાંગી પડેલા કરેણવૃક્ષની પેઠે તે સુંદર શયનને યોગ્ય એવો શૂરો રાજા સુદક્ષિણ અર્જુનની સન્મુખ રણ ઉપર પડ્યો.[૭૧-૭૩] મહાકિંમતી આભૂષણોને ધારણ કરનારો તથા લાલ નેત્રવાળો તે સુદક્ષિણ જ્યારે અર્જુનના કર્ણાકાર બાણથી રણમાં પડ્યો, ત્યારે તે શિખરવાળા મહાન પર્વત જેવો શોભતો હતો.[૭૪] આમ અર્જુને અગ્નિ સમાન ઝળહળતી સુવર્ણમાળાને મસ્તકે ધારણ કરી રહેલા કાંબોજરાજના એ પુત્ર સુદક્ષિણને રણમાં ઢાળી દીધો અને તે મહાબાહુ મરણવશ થઈને

પૃથ્વી ઉપર શોભી રહ્યા.[૭૫] ત્યાં કાંબોજકુમાર સુદક્ષિણને તથા શ્રુતાયુધને હણાયેલા જોઈને તમારા પુત્રનાં સર્વ સૈન્યો નાસભાગ કરવા મંડી પડ્યાં.[૭૬]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'શ્રુતાયુધ અને સુદક્ષિણનો વધ' નામનો અધ્યાય ૯૨ મો સમાપ્ત

## अध्याय ९३ मो

### અંબષ્ઠ પડ્યો!

॥ संजय उवाच ॥

हते सुदक्षिणे राजन्वीरे चैव श्रुतायुधे ।
जवेनाभ्यद्रवन्पार्थं कुपिताः सैनिकास्तव ॥ १ ॥

સંજય બોલ્યો: હે રાજન્! એ પ્રમાણે વીર સુદક્ષિણ તથા શ્રુતાયુધ રણમાં માર્યા ગયા, ત્યારે કોપાયમાન થયેલા તમારા સૈનિકો વેગ પૂર્વક અર્જુન સામા ધસ્યા.[૧] હે રાજન્! તેઓમાંના અભીષાહો, શૂરસેનો, શિબિઓ તથા વસાતિઓ અર્જુન પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા.[૨] પણ અર્જુને અનેક બાણો મૂકીને તેમની લગભગ છ હજાર જેટલી સંખ્યાનો નાશ કરી નાખ્યો; તેથી તેઓ ભયભીત થઈને વાઘ પાસેથી જેમ ક્ષુદ્ર મૃગો નાસી જાય, તેમ નાસી ગયા.[૩] રણમાં શત્રુઓનો સંહાર કરી રહેલા તથા તેમને જીતવા ઇચ્છતા અર્જુનને તે નાસી ગયેલા યોદ્ધાઓ પાછા વળીને ચારેબાજુથી ઘેરી વળ્યા. અર્જુને પણ પોતાની સામે ધસી આવતા તે શત્રુઓનાં મસ્તકોને તથા બાહુઓને ગાંડીવધનુષ્યમાંથી છૂટેલાં બાણો વડે કચોકચ કાપવા માંડ્યાં.[૪,૫] ત્યાં ઢળી પડેલાં અનેક મસ્તકોથી રણભૂમિ અવકાશ (જગ્યા) વિનાની થઈ ગઈ તથા આકાશમાં ઊડતાં કાગડાઓ, ગીધો અને બગલાઓથી તે સ્થળે વાદળાંના જેવી છાયા થઈ રહી.[૬] તે યોદ્ધાઓનો આમ જ્યારે સંહાર થઈ રહ્યો હતો, ત્યારે શ્રુતાયુ અને અચ્યુતાયુ નામના બે વીરનરો અર્જુન સામા આવી યુદ્ધ કરવા લાગ્યા.[૭] તે બન્ને યોદ્ધાઓ બળવાન હતા, શત્રુઓ સામા સ્પર્ધા કરે તેવા વીર હતા, સારા કુળમાં જન્મેલા હતા અને બાહુશાળી હતા. અર્જુન સામે આવતાં જ તે બન્ને બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા.[૮] હે મહારાજ! એ બન્ને ધનુર્ધરો ચોંપમેર બાણો છોડનારા હતા, મહાન યશની ઇચ્છા રાખનારા હતા અને તમારા પુત્રને માટે અર્જુનનો વધ કરવા તાકતા હતા.[૯] જેમ બે મહામેઘો તળાવને જળથી પૂર્ણ કરી દે, તેમ તે બન્નેએ નમેલાં પર્વવાળાં એક હજાર બાણોથી અર્જુનને સર્વાંગે ઢાંકી દીધો.[૧૦] વળી ક્રોધાયમાન થયેલા મહારથી શ્રુતાયુએ એક પાણીદાર અને તીક્ષ્ણ તોમરનો અર્જુનને પ્રહાર કર્યો.[૧૧] બળવાન શત્રુના એ તોમરથી શત્રુસંહારક અર્જુન અત્યંત વીંધાઈ ગયો અને રણમાં કેશવને ગભરાટમાં નાખતો એ પરમ મૂર્છાવશ થઈ ગયો.[૧૨] એ જ સમયે મહારથી અચ્યુતાયુએ અર્જુનને અતિતીક્ષ્ણ ત્રિશૂળનો પ્રહાર કર્યો. ખરેખર તે પ્રહાર મહાત્મા અર્જુનને ઘા પર લૂણ પડ્યા જેવો કષ્ટદાયી થઈ પડ્યો. આમ અત્યંત વીંધાઈ જઈને અર્જુન ધ્વજના દાંડાને વળગી પડ્યો. હે રાજા! એ સમયે અર્જુનને મરણ પામેલો માની તમારાં સૈન્યોમાં મહાન સિંહનાદો થઈ રહ્યા હતા.[૧૩-૧૫] ત્યાં અર્જુનને બેભાન થયેલો જોઈને શ્રીકૃષ્ણને પણ ઘણો સંતાપ થવા લાગ્યો અને સુંદર વાણીથી તે અર્જુનને ધીરજ આપવા લાગ્યા.[૧૬] એ સમયે પણ તાકીતાકીને મારનારા તે બન્ને મહારથીઓએ બાણોનો વરસાદ વરસાવી મૂક્યો. ત્યાં તેમણે વાસુદેવને તથા અર્જુનને રથ, ઊંટડો, પૈડાં, ઘોડા, ધ્વજ અને પતાકા સહિત અદૃશ્ય કરી દીધા, તે ઘણું આશ્ચર્યકારી હતું.[૧૭,૧૮] પછી હે ભારત! અર્જુનને ધીમે ધીમે શાંતિ વળી. એ વખતે તેને એમ જ લાગતું હતું

કે, જાણે પોતે યમરાજના નગરમાં જઈને અહીં પાછો આવ્યો હતો.[૧૯] હવે તેણે જોયું, તો પોતાનો રથ કેશવ સહિત બાણોના જથ્થાથી ઢંકાઈ ગયો હતો તથા બળતા અગ્નિ સરખા પોતાના બન્ને શત્રુઓ પણ પોતાની સામા ઊભા હતા.[૨૦] તુરત જ મહારથી અર્જુને ઇંદ્રનું અસ્ત્ર પ્રકટ કર્યું એટલે તેમાંથી નમેલાં પર્વવાળાં હજારો બાણો પ્રકટ થયાં. તે બાણો તે બન્ને ધનુર્ધરોને પ્રહાર કરવા લાગ્યાં તથા તેમણે છોડેલાં બાણોનો પણ નાશ કરવા લાગ્યાં. આમ અર્જુનનાં બાણોથી કપાઈ ગયેલાં તેમનાં બાણો છેક આકાશમાં ઊછળવા લાગ્યાં.[૨૧,૨૨] આમ અર્જુને પોતાનાં બાણોના વેગથી શત્રુઓનાં બાણોનો ઝટ નાશ કરી નાખ્યો અને ત્યાં ઊભેલા બીજા મહારથીઓ સામે પણ યુદ્ધ કરતો કરતો પોતે આગળ વધવા લાગ્યો.[૨૩] જોતજોતામાં તો અર્જુનનાં બાણોના સમુદાયોએ તે બન્ને નરવીરોને બાહુ અને મસ્તક વિનાના કરી નાખ્યા અને વાયુએ ભાંગી નાખેલાં બે વૃક્ષોની પેઠે તે બન્ને ધરણી પર ઢળી પડ્યા.[૨૪] સમુદ્રનું સુકાઈ જવું જેમ લોકોને આશ્ચર્યજનક થઈ પડે છે, તેમ શ્રુતાયુ અને અચ્યુતાયુનું મરણ લોકોને આશ્ચર્યજનક થઈ પડ્યું.[૨૫] પછી અર્જુને તે બન્નેની પાછળ ચાલનારા બીજા પચાસ યોદ્ધાઓને પણ મારી નાખ્યા અને કૌરવોની સેનામાં સારા સારા યોદ્ધાઓને મારતો મારતો તે આગળ ચાલ્યો.[૨૬] હે ભારત! પોતાના પિતા શ્રુતાયુને તથા અચ્યુતાયુને મરણ પામેલા સાંભળીને તેમના બન્ને પુત્રો નિયતાયુ તથા દીર્ઘાયુ અત્યંત ક્રોધાયમાન થઈને અર્જુન સામા ચઢી આવ્યા અને પોતાના પિતાના મરણથી ખિન્ન થઈ અનેક જાતનાં બાણો છોડવા લાગ્યા. ત્યારે પરમ ક્રોધાયમાન થયેલા અર્જુને દૃઢ ગાંઠવાળાં બાણો મૂકી મૂકીને એક મુહૂર્તકાળમાં તો તે બન્નેને યમરાજને ઘેર વળાવી દીધા.[૨૭-૨૯] આ પ્રમાણે હાથી જેમ પદ્મસરોવરને ડહોળી નાખે, તેમ અર્જુન શત્રુઓના સૈન્યને ડહોળી નાખતો હતો; છતાં મોટા મોટા ક્ષત્રિયો પણ તેને વારી શક્યા નહોતા. હે રાજન્! તેવામાં ક્રોધવશ થયેલા અંગદેશના હજારો યોદ્ધાઓ મોટું હાથીસૈન્ય લઈને અર્જુનને ઘેરી વળ્યા. તે બધા યોદ્ધાઓ સારી રીતે કેળવાયેલા હતા અને હાથીઓ પર સવાર થયા હતા.[૩૦,૩૧] વળી ત્યારે દુર્યોધનની આજ્ઞા પ્રમાણે પૂર્વદેશના તથા દક્ષિણદેશના કલિંગ વગેરે બીજા રાજાઓ પણ મોટા પર્વત સરખા હાથીઓ લઈ લઈને અર્જુન પર ચઢી આવ્યા.[૩૨] તેમને પોતાની સામે ધસી આવતા જોઈને, અર્જુને ગાંડીવ-ધનુષ્યમાંથી અનેક બાણો છોડવા માંડ્યાં અને અતિ ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને તેણે તેમનાં મસ્તકોને તથા બાહુઓને કાપવા માંડ્યાં.[૩૩] તે ક્ષણે તેમનાં મસ્તકોથી તથા બાજુબંધવાળા બાહુઓથી છવાઈ ગયેલી એ રણભૂમિ જાણે તે સુવર્ણના પથ્થરવાળી હોય તથા પુષ્કળ રત્નોથી વીંટાયેલી હોય તેમ શોભતી હતી.[૩૪] ત્યાં બાણોથી કપાતા બાહુઓ અને કચાકચ કપાઈ પડતાં મસ્તકો, વૃક્ષો પરથી પડતાં પક્ષીઓની પેઠે રણભૂમિ પર પડતાં દેખાતાં હતાં.[૩૫] ત્યારે હજારો હાથીઓ બાણોથી વીંધાઈ ગયા હતા અને તેમનાં શરીરમાંથી લોહી ઝરતું હતું, તેથી વર્ષાકાળમાં જાણે ગેરુવાળા જળમાં ઝરણોને ઝરતા મોટા પર્વતો હોય, તેમ તેઓ દેખાતા હતા.[૩૬] અર્જુનનાં તીક્ષ્ણ બાણોથી મરણ પામેલા ઘણા મ્લેચ્છ યોદ્ધાઓ હાથીઓની પીઠ પર જ સૂઈ રહ્યા હતા અને તેમનો દેખાવ ઘણો વિકૃત લાગતો હતો.[૩૭] હે રાજન્! તેમણે જુદા જુદા વેષ ધારણ કર્યા હતા, અનેક શસ્ત્રોથી તેઓ સજ્જ થયા હતા અને તેમનાં શરીરો લોહીથી

ખરડાઈ ગયાં હતાં. એ રીતે તરેહ તરેહનાં બાણોથી મરણ પામેલા તે યોદ્ધાઓ રણમાં શોભતા હતા.[૩૮] અર્જુનનાં બાણોથી માર્યા ગયેલા હજારો હાથીઓ લોહી ઓકતા પડ્યા હતા, હજારોનાં અંગો છિન્નભિન્ન થઈ ગયાં હતાં અને હજારો હાથીઓ પોતાના સવારો સહિત તથા પાછળ ચાલનારાં પાયદળો સહિત ચીસો પાડતા હતા. કેટલાએક પૃથ્વી પર પછડાતા હતા, કેટલાએક દિશાઓમાં ઘૂમતા હતા અને બીજા કેટલાએક તો અત્યંત ત્રાસ પામીને પોતાના સૈનિકોને ખૂંદી નાખતા હતા.[૩૯,૪૦] અરે! તે હાથીઓ તો વચમાં યુદ્ધ કરતા બીજા હાથીઓને પણ કચડી પાડતા હતા. વળી તીક્ષ્ણ ઝેર સરખા, આસુરી માયાને જાણનારા અને ઘોર દૃષ્ટિવાળા યવનો, પારદો, બાહ્લિકો તથા મદોન્મત્ત હાથી સમાન પરાક્રમવાળા દ્રાવિડો ત્યાં અર્જુન સામા યુદ્ધ કરી રહ્યા હતા. તેઓ બધા રંગે કાગડા જેવા હતા, દુરાચારી હતા, સ્ત્રીલુબ્ધ હતા અને કલહપ્રિય હતા. ઉપરાંત વિશ્વામિત્રના યુદ્ધપ્રસંગે વસિષ્ઠઋષિની નંદિની નામની ગાયમાંથી ઉત્પન્ન થયેલા અને કાળ સમાન પ્રહાર કરનારા મ્લેચ્છો, દાર્વાતિસારો, દરદો અને હજારો પુંડ્રો અર્જુન સામા યુદ્ધ કરતા હતા. તે બધાઓનાં એટલાં બધાં લાખો ટોળાં હતાં કે તેમની ગણના કરવી અશક્ય હતી.[૪૧–૪૪] અનેક જાતનાં યુદ્ધ કરવામાં કુશળ એવા તે સર્વ મ્લેચ્છો અર્જુન પર તીક્ષ્ણ બાણો વરસાવીને તેને ઢાંકી દેતા હતા.[૪૫] અર્જુને પણ તેમના પર એટલી બધી બાણવૃષ્ટિ કરી મૂકી હતી કે, તે આકાશમાંથી ઊડી આવતાં તીડોના સમૂહ સરખી થઈ રહી હતી.[૪૬] આમ અર્જુને વાદળની છાયાની પેઠે રણમાં પોતાના અસ્ત્રના તેજથી બાણોની છાયા કરી દીધી અને મસ્તક મૂંડેલા, અર્ધા બોડા, જટાધારી, અપવિત્ર તથા મુખ પર લાંબી લાંબી દાઢીઓવાળા સેંકડો મ્લેચ્છોનો સંહાર કરી નાખ્યો. વળી તેણે પર્વતોમાં વસનારા ભીલોનાં સેંકડો ટોળાંને વીંધી નાખ્યાં અને કેટલાએક પર્વતોની ગુફાઓમાં વસનારા ભીલો તો ભયભીત થઈને રણમાંથી નાસી ગયા.[૪૭,૪૮] એ સમયે બગલાંઓ, કંકપક્ષીઓ તથા વરુ વગેરે પ્રાણીઓ તીક્ષ્ણ બાણોથી રણભૂમિ પર પડેલા હાથીઓ, ઘોડાઓ, ઘોડેસવારો તથા મ્લેચ્છોનાં લોહીનું હર્ષભેર પાન કરતાં હતાં. અર્જુને જોતજોતામાં તો એ રણભૂમિ પર લોહીની ઘોર અને ઉગ્ર નદી ચલાવી મૂકી. એ નદી પાળા, ઘોડા, રથો તથા હાથીઓથી એટલી બધી ઢંકાઈ ગઈ હતી કે, તેથી મનુષ્યો પુલની પેઠે તે પરથી ચાલ્યા જતા હતા. એ નદીમાં બાણોના જથ્થારૂપ વહાણ હતાં, કેશરૂપ શેવાળ તથા લીલું ઘાસ હતું, લોહીના ઓઘરૂપ મોટા તરંગો હતા અને કપાયેલી આંગળીઓરૂપ નાનાં નાનાં માછલાંઓ હતાં. પ્રલયકાળ સમાન તે નદી ઘોર દેખાતી હતી અને હાથીઓથી સાંકડી થઈ ગઈ હતી. રાજપુત્રોનાં તથા હાથી, ઘોડા, રથીઓ અને સવારોનાં શરીરોમાંથી નીકળતા લોહીથી રણભૂમિ એટલી બધી ભરપૂર થઈ ગઈ હતી કે, વર્ષાકાળમાં મેઘની વૃષ્ટિ થતાં જેમ કોઈ નીચુંઊંચું સ્થળ નજરે પડતું નથી અને સર્વ જળમય થઈને સપાટ પ્રદેશ જ દેખાય છે, તેમ ત્યાં પણ કોઈ ઉચ્ચનીચ પ્રદેશ દેખાતો ન હતો. સર્વ પ્રદેશ ત્યાં લોહીથી છવાઈ ગયો હતો. ક્ષત્રિયશ્રેષ્ઠ અર્જુને એ રણમાં સાત હજાર ઘોડેસવાર એવા ઉત્તમ વીર ક્ષત્રિયોને મૃત્યુલોક તરફ વિદાય કર્યા હતા. વળી શાસ્ત્રોક્ત વિધિએ સજ્જ કરેલા અનેક હજાર હાથીઓ અર્જુનનાં બાણોથી વીંધાઈ જઈને વજ્રથી છિન્નભિન્ન થયેલા પર્વતોની પેઠે રણભૂમિ પર શયન

કરી રહ્યા હતા. જેમ કોઈ મદોન્મત્ત હાથી નળ નામના ઘાસના વનને ખૂંદી નાખે, તેમ અર્જુન ઘોડાઓ, રથો અને હાથીઓનો સંહાર વાળતો રણમાં ઘૂમતો હતો. વાયુથી ફૂંકાયેલો અગ્નિ જેમ પુષ્કળ વૃક્ષો, લતા અને ઝાડીઓવાળાં તથા સુકાયેલાં લાકડાં, ઘાસ અને ખડવાળાં જંગલોને બાળી ભસ્મ કરે છે, તેમ શ્રીકૃષ્ણરૂપ વાયુથી ફૂંકાયેલો તથા બાણોરૂપ જ્વાળાવાળો અર્જુનરૂપ અગ્નિ ક્રોધાયમાન થઈને તમારી સેનારૂપ જંગલને બાળીને ભસ્મ કરતો હતો. રથોની બેઠકોને ખાલી કરતો અને મનુષ્યોથી પૃથ્વીને છાઈ દેતો તે અર્જુન એ યુદ્ધમાં હાથમાં ધનુષ્ય લઈ જાણે નૃત્ય કરતો હોય તેવો દેખાતો હતો. વજ્ર સરખાં બાણો છોડીને રણભૂમિને પુષ્કળ લોહીથી વ્યાપ્ત કરી દેતો એ અર્જુન ક્રોધવશ થઈ કૌરવોની સેનામાં દાખલ થયો; તેવામાં શ્રુતાયુ નામના અંબષ્ઠે તેને આગળ જતો અટકાવ્યો.[૪૯–૬૦] હે રાજન્! અંબષ્ઠ એ રીતે પ્રયત્ન કરતો હતો, એ અરસામાં અર્જુને કંકપક્ષીનાં પીછાંવાળાં તીક્ષ્ણ બાણો મૂકીને તેના ઘોડાઓને તત્કાળ પાડી નાખ્યા.[૬૧] વળી તેણે બીજાં કેટલાંએક બાણોથી તેના ધનુષ્યના પણ ટુકડા કરી નાખ્યા. આમ અર્જુને તેની આગળ પોતાનું પરાક્રમ કરી દેખાડ્યું, એટલે ક્રોધથી ચકરવકર નેત્રવાળા અંબષ્ઠે હાથમાં ગદા લઈને મહારથી અર્જુન તથા શ્રીકૃષ્ણ સામે ધસારો કર્યો. હે ભારત! તેણે પ્રહાર કરવા માટે ગદાને હાથમાં ઊંચી કરી અને અર્જુનના રથને આગળ વધતો અટકાવ્યો. વળી તેણે શ્રી કેશવને પણ ગદાનો પ્રહાર કર્યો. પોતાના મિત્ર શ્રીકેશવને એ પ્રમાણે ગદાથી પ્રહાર થયેલો જોઈને શત્રુવીરોનો સંહાર કરનાર અર્જુન અત્યંત ક્રોધાયમાન થઈ ગયો. પછી હે ભારત! તેણે સુવર્ણનાં પૂંછવાળાં સંખ્યાબંધ બાણો છોડ્યાં અને મેઘ જેમ ઉદય પામેલા સૂર્યને ઢાંકી દે, તેમ મહારથી અંબષ્ઠને ગદા સહિત રણમાં ઢાંકી દીધો. પછી તેણે બીજાં કેટલાંએક બાણો મૂકીને તે મહાત્માની ગદાના પણ ટુકડા કરી નાખ્યા, તે ઘણું અદ્ભુત લાગતું હતું. પોતાની ગદા આ પ્રમાણે ટુકડા થઈ ગઈ, એ જોઈ અંબષ્ઠે એક બીજી ગદા ઉઠાવી અને તેણે અર્જુનને તથા વાસુદેવને વારંવાર પ્રહાર કરવા માંડ્યા. હવે અર્જુને અસ્ત્રાની ધાર જેવા આકારનાં બે ક્ષુરપ્રબાણો મૂક્યાં અને તેના ઇંદ્રધ્વજ સમાન આકારવાળા તથા ઊંચી કરેલી ગદાવાળા બન્ને બાહુઓને ભચભચ કાપી નાખ્યા. અરે! બીજા એક બાણથી તેણે તેનું મસ્તક પણ ઉડાડી દીધું. હે રાજન્! યંત્રમાંથી છૂટી ગયેલાં બંધનવાળો ઇંદ્રધ્વજ જેમ કડકડાટ કરતો પૃથ્વી પર પડે, તેમ તે અંબષ્ઠ પણ માર્યો જઈ પૃથ્વીને ગજવતો નીચે પડ્યો. તે સમયે રથીઓના સૈન્યથી ઘેરાયેલો તથા સેંકડો હાથીઓ અને ઘોડાઓથી વીંટાયેલો અર્જુન મેઘોથી ઢંકાયેલા સૂર્યના જેવો દેખાતો હતો.[૬૨–૭૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'અંબષ્ઠનો વધ' નામનો અધ્યાય ૯૩ મો સમાપ્ત

## अध्याय ९४मो
### દુર્યોધનને કવચબંધન

॥ संजय उवाच ॥

ततः प्रविष्टे कौन्तेये सिंधुराजजिघांसया ।
द्रोणानीकं विनिर्भिद्य भोजानीकं च दुस्तरम् ॥१॥

સંજય બોલ્યો : પછી કુંતાપુત્ર અર્જુન સિંધુરાજનો વધ કરવાની ઇચ્છાથી દ્રોણાચાર્યના દુસ્તર સૈન્યને તથા કૃતવર્માની સેનાને તોડી નાખી સૈન્યમાં દાખલ થયો. વળી હે રાજન્! અર્જુને કાંબોજરાજના પુત્ર સુદક્ષિણને તથા પરાક્રમી શ્રુતાયુને રણમાં રોળી નાખ્યા; ઉપરાંત છિન્નભિન્ન થયેલાં સૈન્યો ચારે બાજુ નાસભાગ કરવા લાગ્યાં. તે વખતે તમારો પુત્ર દુર્યોધન પોતાના સૈન્યમાં

ભંગાણ પડેલું જોઈ ને, પોતે એકલો રથમાં બેસી ઉતાવળો ઉતાવળો દ્રોણાચાર્ય પાસે ગયો અને ત્યાં જઈ તે આ પ્રમાણે કહેવા લાગ્યો: 'હે આચાર્ય ! તે પુરુષવ્યાઘ્ર અર્જુન આ મહાસેનાનો નાશ કરી અંદર આવી પહોંચ્યો છે.[૧-૪] મનુષ્યોના આ દારુણ સંહારમાં અર્જુનનો નાશ કરવા માટે હવે પછી આપણે શું કરવું જોઈએ, તેનો તમે બુદ્ધિપૂર્વક વિચાર કરો. એવો કોઈ ઘાટ ઘડો કે તેથી પુરુષવ્યાઘ્ર જયદ્રથ આ યુદ્ધમાં માર્યો ન જાય. તમારું કલ્યાણ હો! તમે જ અમારા મુખ્ય આધાર છો. સળગી ઉઠેલો અગ્નિ જેમ ઘાસને બાળી નાખે છે, તેમ ક્રોધરૂપી વાયુથી ફૂંકાયેલો આ અર્જુનરૂપ અગ્નિ મારી સેનારૂપ ઘાસને બાળી રહ્યો છે.[૫-૭] હે શત્રુતાપન આચાર્ય ! કુંતાપુત્ર અર્જુન સૈન્યને તોડી નાખીને અંદર દાખલ થયો છે, એટલે જયદ્રથના રક્ષક યોદ્ધાઓ પરમ સંશયમાં આવી પડ્યા છે.[૮] હે શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞ ! દરેક રાજાની બુદ્ધિ ખરેખર આવા જ નિશ્ચયવાળી હતી કે, અર્જુન જીવતો રહી કદી પણ દ્રોણાચાર્યનું ઉલ્લંઘન કરી આગળ વધી શકશે નહિ.[૯] પણ હે મહાતેજસ્વી આચાર્ય ! તમારા દેખતાં જ એ અર્જુન તમારું ઉલ્લંઘન કરી આગળ વધી ગયો છે. ખરેખર, હવે મને લાગે છે કે, અવ્યવસ્થિત થયેલું આ મારું સૈન્ય બચવાનું નથી. હે મહાભાગ ! હું પ્રથમથી જ જાણું છું કે, તમે પાંડવોનું હિત કરવામાં સદા તત્પર રહો છો; છતાં હે બ્રહ્મન્ ! કાર્યની મહત્તાનો વિચાર કરતાં હું પાછો મોહવશ થઈ જાઉં છું.[૧૦,૧૧] ઓ બ્રહ્મન્ ! હું મારી શક્તિ પ્રમાણે તમારી ઉત્તમ આજીવિકા ચલાવી આપું છું તથા યથાશક્તિ હું તમને પ્રસન્ન પણ કરું છું, તોપણ તમે કંઈ ધ્યાનમાં જ લેતા નથી ![૧૨] હે અતુલ પરાક્રમવાળા આચાર્ય ! અમે સદાના તમારા ભક્ત છીએ; છતાં તમે અમને અનુસરતા નથી અને અમારું અપ્રિય કરવા તત્પર થયેલા પાંડવોને તમે પ્રસન્ન કરો છો. અહો ! અમારા આધારે આજીવિકા ચલાવનારા તમે અમારું જ અપ્રિય કરવા તત્પર થયા છો. ખરેખર, મધ ચોપડેલા અસ્ત્રાની પેઠે હું તમને સાચા સ્વરૂપે જાણી શકતો નથી. અરે ! પણ તમે મને પ્રથમથી જ અર્જુનને અટકાવી રાખવા બાબતનો વર ન આપ્યો હોત, તો મેં બિચારા સિંધુરાજને પોતાને ઘેર જતાં પણ ન અટકાવ્યો હોત. મેં મૂર્ખાએ તમારા તરફથી જ સિંધુરાજના રક્ષણની આશા રાખી હતી અને તેથી જ સિંધુરાજને ધીરજ આપી હતી; પણ હવે મને સ્પષ્ટ દેખાય છે કે, મેં પોતે જ અજ્ઞાનથી તેને બિચારાને મૃત્યુને સુપરત કરી દીધો છે.[૧૩-૧૬] અરે, મૃત્યુની દાઢમાં સપડાયેલો મનુષ્ય કદાચ મુક્ત થાય, પણ આ રણમાં અર્જુનને વશ થયેલો રાજા કદી જ મુક્ત ન થાય.[૧૭] માટે હે લાલ ઘોડાવાળા આચાર્ય ! તમે એવો કોઈ ઉપાય કરો કે, તેથી સિંધુરાજા અર્જુનના સપાટામાંથી ઊગરી જાય. મારા દુખિયારાના બકવાદો પરથી તમે ક્રોધ કરશો નહિ. તમે ગમે તે પ્રકારે સિંધુરાજનું રક્ષણ કરો.'[૧૮]

દ્રોણ બોલ્યા: હે પૃથ્વીપતિ ! મને તારા પર ક્રોધ આવતો નથી; કારણ કે તું મને અશ્વત્થામા સરખો જ પ્રિય છે. હું તને સત્ય જ કહું છું, તે તું માન.[૧૯] અર્જુનના સારથિ શ્રીકૃષ્ણ ઘણો ઉત્તમ છે. એના ઉત્તમ ઘોડાઓ પણ ઝડપથી ચાલનારા છે, તેથી થોડો પણ માર્ગ કરીને અર્જુન સત્વર આગળ ધસતો જાય છે.[૨૦] અરે ! શું તું દેખતો નથી કે, અર્જુનનાં બાણોના સમુદાયો એકદમ ઝડપથી છૂટીને રથની પાછળ એક કોશ જેટલા દૂર પ્રદેશમાં જઈ પડે છે?[૨૧] હું તો હવે વૃદ્ધ થયો છું, ચપચપ પ્રયાણ કરવા-

માં લગભગ અશક્ત થયો છું અને મારો બીજો એવો વિચાર પણ છે કે, મારે સર્વ ધનુર્ધરોના દેખતાં યુધિષ્ઠિરરાજને પકડવો. હે મહાભુજ દુર્યોધન ! ક્ષત્રિયોના મધ્યમાં મેં એવી પ્રતિજ્ઞા પણ કરી છે. એટલે હે રાજા ! આ સમયે હું બ્યૂહનો મોખરો છોડીને અર્જુન સામે યુદ્ધ કરીશ નહિ; કારણ કે આ પાંડવોનું સૈન્ય સેનાના મોખરા સુધી આવી પહોંચ્યું છે અને યુધિષ્ઠિરરાજા પણ આ વખતે અર્જુનથી છૂટો થઈ બરાબર મોખરામાં ઊભો છે.[૨૨-૨૪] આથી તું જ સહાયકો રાખીને આ વખતે તારા શત્રુ અર્જુન જોડે યુદ્ધ કર. તારો તે શત્રુ, સમાન કુળનો અને સમાન પરાક્રમવાળો છે; તું પણ આ જગતનો રાજા છે, માટે ડરીશ મા. અરે ! તું રાજા છે, શૂરો છે, યુદ્ધકુશળ છે, સેનાઓનો નાયક છે, શત્રુઓનાં નગરોને જીતનારો છે અને વીર છે; માટે તું પોતે જ જે સ્થળે પૃથાપુત્ર અર્જુન છે, તે સ્થળે જા.[૨૫,૨૬]

દુર્યોધન બોલ્યો : હે આચાર્ય ! જે અર્જુન તમારું ઉલ્લંઘન કરીને પણ આગળ વધી આવ્યો છે અને વળી જે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ છે, તે અર્જુન સામે હું કેવી રીતે યુદ્ધ કરી શકું ?[૨૭] વજ્રધારી ઇંદ્રને પણ કદાચ રણમાં જીતી શકાય, પણ શત્રુઓનાં નગરોને જીતનાર એ અર્જુનને તો યુદ્ધમાં જીતી શકાય નહિ જ.[૨૮] જેણે ભોજ—કૃતવર્માને તથા દેવ સરખા તમને પણ પોતાનાં અસ્ત્રોના પ્રતાપથી જીતી લીધા છે અને જેણે શ્રુતાયુને, સુદક્ષિણને, રાજા શ્રુતાયુધને, અંબષ્ઠને, અચ્યુતાયુને તથા હજારો મ્લેચ્છોને રણમાં મારી નાખ્યા છે, તે શસ્ત્રકુશળ દુરાધર્ષ અર્જુન સામે હું કેવી રીતે યુદ્ધ કરી શકું ! અરે ! એ અર્જુન આ સમયે યુદ્ધમાં અગ્નિની જેમ બળી રહ્યો છે.[૨૯-૩૧] શું તમે અર્જુનનું તથા મારું યુદ્ધ યોગ્ય માનો છો ? બોલો, બોલો, હું દાસની પેઠે તમને વશ રહેનારો છું. મારા યશની તમે રક્ષા કરો.[૩૨]

દ્રોણ બોલ્યા : હે કુરુરાજ ! તું સત્ય કહે છે. ખરેખર, અર્જુન અજિત છે; પણ આજે હું એવો એક ઉપાય ઘડીશ કે તેથી તું એ અર્જુનને યુદ્ધમાં સહી શકીશ.[૩૩] અરે ! આજે વાસુદેવના દેખતાં તારી સામે યુદ્ધ કરવામાં તલ્લીન થયેલા અર્જુનને આ લોકના સર્વ ધનુર્ધરો ભલે આશ્ચર્ય પામીને જોયા કરે ![૩૪] હે રાજન્ ! તને આ સુવર્ણ સમાન પ્રકાશતું કવચ પહેરાવું છું, તેથી રણમાં બાણો કે અસ્ત્રો તારા પર પ્રહાર કરી શકશે નહિ. અરે ! દેવો, અસુરો, યક્ષો, સર્પો, રાક્ષસો કે ત્રણેય લોકો પણ કદાચ તારી સામા યુદ્ધ કરશે, તોપણ તું આજે નિર્ભય છે.[૩૫,૩૬] આ તારા કવચ પર શ્રીકૃષ્ણ, અર્જુન કે બીજો કોઈ શસ્ત્રધારી બાણોનો પ્રહાર કરવા શક્તિમાન થશે નહિ.[૩૭] માટે તું આ કવચ પહેરીને સત્વર આજે રણમાં ક્રોધાયમાન થયેલા અર્જુન સામે જા. એ તને આજે સહી શકશે નહિ.[૩૮]

સંજય બોલ્યો : એમ કહીને દ્રોણાચાર્યે ઉદકસ્પર્શ કર્યો અને વિધિ પ્રમાણે મુખથી મંત્રનો જાપ કરતાં કરતાં પ્રકાશમાન તથા અતિ અદ્ભુત એવું તે કવચ દુર્યોધનને પહેરાવ્યું.[૩૯] આમ તે મહાન રણમાં તમારા પુત્રનો વિજય થાય એટલા માટે તથા સર્વ લોકોને વિદ્યા વડે વિસ્મય પમાડવા માટે, શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા આચાર્ય દ્રોણે તમારા પુત્રને કવચબંધન કર્યું હતું.[૪૦]

દ્રોણ બોલ્યા : હે ભારત ! પરબ્રહ્મ તારું કલ્યાણ કરો. બ્રહ્મા, બ્રાહ્મણો તથા શ્રેષ્ઠ સર્પો પણ તારું કલ્યાણ કરો.[૪૧] યયાતિ, નહુષ, ધુંધુમાર, ભગીરથ આદિ સર્વ રાજર્ષિઓ હમેશાં તારું કલ્યાણ કરો.[૪૨] આ મહારણમાં એક પગવાળાં, બે પગવાળાં, એથી વધારે પગવાળાં તથા

પગ વિનાનાં પ્રાણીઓથી નિત્ય તારું કલ્યાણ થાઓ.[૪૩] હે નિષ્પાપ! સ્વાહા, સ્વધા, ઇંદ્રાણી, લક્ષ્મી અને અરુંધતી તારું કલ્યાણ કરો.[૪૪] હે રાજા! અસિત, દેવલ, વિશ્વામિત્ર, અંગિરા વસિષ્ઠ અને કશ્યપ તારું કલ્યાણ કરો. ધાતા, વિધાતા, લોકપાલ, દિશાઓ, દિક્પાલો અને છ મુખવાળા કાર્તિકસ્વામી તને કલ્યાણ આપો.[૪૫,૪૬] ભગવાન સૂર્ય તારું કલ્યાણ કરો અને ઐરાવત, વામન, અંજન અને સાર્વભૌમ નામના ચાર દિશાઓના હાથીઓ, પૃથ્વી, આકાશ અને સર્વ ગ્રહો તારું કલ્યાણ કરો.[૪૭] હે રાજન્! પૃથ્વીની નીચે રહીને જે હમેશાં પૃથ્વીને ધારણ કરે છે, તે સર્પશ્રેષ્ઠ શેષનાગ તને કલ્યાણ આપો.[૪૮] હે ગાંધારીપુત્ર! પૂર્વે વૃત્રાસુર નામના દૈત્યે યુદ્ધમાં પરાક્રમ કરીને મોટા મોટા દેવોનાં શરીરોને હજારો સ્થળે ઘાયલ કર્યાં હતાં.[૪૯] તે સમયે તે મહાન દૈત્યથી ભય પામેલા તથા નષ્ટ થયેલા તેજ અને બળવાળા ઇંદ્ર સહિત દેવતાઓ બ્રહ્માને શરણે ગયા.[૫૦]

દેવો બોલ્યા : હે દેવશ્રેષ્ઠ પિતામહ! અમે બધા દેવો વૃત્રાસુરથી દુઃખી દુઃખી થઈ ગયા છીએ; માટે હે સુરશ્રેષ્ઠ! તમે અમારા આધારરૂપ થાઓ. તમે એ મહાન ભયથી અમારું રક્ષણ કરો.[૫૧] દેવોએ જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે વિષ્ણુભગવાન બ્રહ્મદેવની પાસે બેઠા હતા. એ વિષ્ણુની સમક્ષ બ્રહ્મદેવે ખિન્ન થયેલા દેવોને આવું સત્ય વાક્ય કહ્યું : 'મારે ઇંદ્ર સહિત દેવોનું તથા બ્રાહ્મણોનું સદૈવ રક્ષણ કરવું જોઈએ; પણ એ વૃત્રાસુર વિશ્વકર્માના અતિદુર્ધર તેજમાંથી ઉત્પન્ન થયો છે.[૫૨,૫૩] હે દેવો! પૂર્વે વિશ્વકર્માએ દશ લાખ વર્ષ સુધી ઉગ્ર તપ તપ્યું હતું અને પછી શ્રીમહેશ્વર પાસેથી વર મેળવીને વૃત્રાસુરને ઉત્પન્ન કર્યો હતો.[૫૪] તમારો એ બળવાન શત્રુ તે મહેશ્વરની કૃપાથી જ હણવાને યોગ્ય થશે; પણ શંકર ભગવાનને સ્થાને ગયા વિના તેને હણી શકાશે નહિ. શંકર ભગવાનનાં દર્શન કરીને તમે તે વૃત્રાસુરને જીતી શકશો; માટે તમે શીઘ્ર મંદરાચળ પર્વત પર જાઓ. ત્યાં તપનું ઉત્પત્તિક્ષેત્ર, દક્ષપ્રજાપતિના યજ્ઞોનો નાશ કરનાર, સર્વ ભૂતોના નિયંતા અને ભગદેવનાં નેત્રોનો નાશ કરનારા પિનાકધારી શ્રીશંકર રહે છે.' એટલે તે બધા દેવો બ્રહ્મદેવને સાથે લઈને મંદરાચળ પર ગયા.[૫૫-૫૭] ત્યાં જઈ તેમણે તેજના સમુદાય અને કરોડો સૂર્ય સમાન કાંતિવાળા શ્રીમહેશ્વરનાં દર્શન કર્યાં. ત્યાં સર્વે દેવોને પોતાના દર્શનાર્થે આવેલા જોઈને મહેશ્વર બોલ્યા : 'હે દેવો! તમે ભલે આવ્યા. બોલો તમારું હું શું પ્રિય કરું?[૫૮] સર્વ પ્રાણીને મારું દર્શન હમેશાં સફળ જ થાય છે, તમારા અભિલાષો પણ પૂર્ણ થાઓ.' શ્રીશંકરે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે દેવોએ તેમને કહ્યું કે, 'હે મહેશ્વર! વૃત્રાસુરે અમારા તેજનું હરણ કર્યું છે, માટે તમે અમારું શરણ થાઓ. હે દેવ! અમારા શરીર તરફ તો જરા દૃષ્ટિ કરો! જુઓ તો ખરા, વૃત્રાસુરના પ્રહારોથી તે કેવાં છિન્નભિન્ન થઈ ગયાં છે! માટે અમે તમારે શરણે આવ્યા છીએ. તમે અમારી ગતિ થાઓ.[૫૯,૬૦]

શ્રીમહાદેવ બોલ્યા : હે દેવો! તમારા કહેવા પ્રમાણે મેં પ્રથમથી જ જાણી લીધું છે. તે વૃત્રાસુર અતિ મહા બળવાન એક કૃત્યા(મરકી)રૂપ જ છે. તે વિશ્વકર્માના તેજથી ઉત્પન્ન થયેલી છે અને એટલી બધી ઘોર છે કે, અકુશળ સામાન્ય પુરુષો તો તેનું અતિ દુઃખે વારણ કરી શકે તેમ છે.[૬૧] હવે મારે અવશ્ય સર્વ દેવોને સહાય કરવી પડશે. હે ઇંદ્ર! તું મારા શરીરમાંથી ઉત્પન્ન થયેલા આ તેજસ્વી કવચને ગ્રહણ કર અને મનમાં જ ઉચ્ચારણ કરવા યોગ્ય આ મંત્રથી તું એને તારા શરીર પર પહેર. હે દેવોના રાજા! દેવોનો ઘાત

માં લગભગ અશક્ત થયો છું અને મારો બીજો એવો વિચાર પણ છે કે, મારે સર્વ ધનુર્ધરોના દેખતાં યુધિષ્ઠિરરાજને પકડવો. હે મહાભુજ દુર્યોધન! ક્ષત્રિયોના મધ્યમાં મેં એવી પ્રતિજ્ઞા પણ કરી છે. એટલે હે રાજા! આ સમયે હું વ્યૂહનો મોખરો છોડીને અર્જુન સામે યુદ્ધ કરીશ નહિ; કારણ કે આ પાંડવોનું સૈન્ય સેનાના મોખરા સુધી આવી પહોંચ્યું છે અને યુધિષ્ઠિરરાજ પણ આ વખતે અર્જુનથી છૂટા થઈ બરાબર મોખરામાં ઊભો છે.[૨૨-૨૪] આથી તું જ સહાયકો રાખીને આ વખતે તારા શત્રુ અર્જુન જોડે યુદ્ધ કર. તારો તે શત્રુ, સમાન કુળનો અને સમાન પરાક્રમવાળો છે; તું પણ આ જગતનો રાજા છે, માટે ડરીશ મા. અરે! તું રાજા છે, શૂરો છે, યુદ્ધકુશળ છે, સેનાઓનો નાયક છે, શત્રુઓનાં નગરોને જીતનારો છે અને વીર છે; માટે તું પોતે જ જે સ્થળે પૃથાપુત્ર અર્જુન છે, તે સ્થળે જા.[૨૫,૨૬]

દુર્યોધન બોલ્યો : હે આચાર્ય! જે અર્જુન તમારું ઉલ્લંઘન કરીને પણ આગળ વધી આવ્યો છે અને વળી જે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ છે, તે અર્જુન સામે હું કેવી રીતે યુદ્ધ કરી શકું ![૨૭] વજ્રધારી ઇંદ્રને પણ કદાચ રણમાં જીતી શકાય, પણ શત્રુઓનાં નગરોને જીતનાર એ અર્જુનને તો યુદ્ધમાં જીતી શકાય નહિ જ.[૨૮] જેણે ભોજ—કૃતવર્માને તથા દેવ સરખા તમને પણ પોતાનાં અસ્ત્રોના પ્રતાપથી જીતી લીધા છે અને જેણે શ્રુતાયુને, સુદક્ષિણને, રાજા શ્રુતાયુધને, અંબષ્ઠને, અચ્યુતાયુને તથા હજારો મ્લેચ્છોને રણમાં મારી નાખ્યા છે, તે શસ્ત્રકુશળ દુરાધર્ષ અર્જુન સામે હું કેવી રીતે યુદ્ધ કરી શકું ! અરે! એ અર્જુન આ સમયે યુદ્ધમાં અગ્નિની જેમ બળી રહ્યો છે.[૨૯-૩૧] શું તમે અર્જુનનું તથા મારું યુદ્ધ યોગ્ય માનો છો ? બોલો, બોલો, હું દાસની પેઠે તમને વશ રહેનારો છું. મારા યશની તમે રક્ષા કરો.[૩૨]

દ્રોણ બોલ્યા : હે કુરુરાજ! તું સત્ય કહે છે. ખરેખર, અર્જુન અજિત છે; પણ આજે હું એવો એક ઉપાય ઘડીશ કે તેથી તું એ અર્જુનને યુદ્ધમાં સહી શકીશ.[૩૩] અરે! આજે વાસુદેવના દેખતાં તારી સામે યુદ્ધ કરવામાં તલ્લીન થયેલા અર્જુનને આ લોકના સર્વ ધનુર્ધરો ભલે આશ્ચર્ય પામીને જોયા કરે![૩૪] હે રાજન્! તને આ સુવર્ણ સમાન પ્રકાશતું કવચ પહેરાવું છું, તેથી રણમાં બાણો કે અસ્ત્રો તારા પર પ્રહાર કરી શકશે નહિ. અરે! દેવો, અસુરો, યક્ષો, સર્પો, રાક્ષસો કે ત્રણેય લોકો પણ કદાચ તારી સામા યુદ્ધ કરશે, તોપણ તું આજે નિર્ભય છે.[૩૫,૩૬] આ તારા કવચ પર શ્રીકૃષ્ણ, અર્જુન કે બીજો કોઈ શસ્ત્રધારી બાણોનો પ્રહાર કરવા શક્તિમાન થશે નહિ.[૩૭] માટે તું આ કવચ પહેરીને સત્વર આજે રણમાં ક્રોધાયમાન થયેલા અર્જુન સામે જા. એ તને આજે સહી શકશે નહિ.[૩૮]

સંજય બોલ્યો : એમ કહીને દ્રોણાચાર્યે ઉદકસ્પર્શ કર્યો અને વિધિ પ્રમાણે મુખથી મંત્રનો જાપ કરતાં કરતાં પ્રકાશમાન તથા અતિ અદ્ભુત એવું તે કવચ દુર્યોધનને પહેરાવ્યું.[૩૯] આમ તે મહાન રણમાં તમારા પુત્રનો વિજય થાય એટલા માટે તથા સર્વ લોકોને વિદ્યા વડે વિસ્મય પમાડવા માટે, શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા આચાર્ય દ્રોણે તમારા પુત્રને કવચબંધન કર્યું હતું.[૪૦]

દ્રોણ બોલ્યા : હે ભારત! પરબ્રહ્મ તારું કલ્યાણ કરો. બ્રહ્મા, બ્રાહ્મણો તથા શ્રેષ્ઠ સર્પો પણ તારું કલ્યાણ કરો.[૪૧] યયાતિ, નહુષ, ધુંધુમાર, ભગીરથ આદિ સર્વ રાજર્ષિઓ હમેશાં તારું કલ્યાણ કરો.[૪૨] આ મહારણમાં એક પગવાળાં, બે પગવાળાં, ઘણા ચાર પગવાળાં તથા

પગ વિનાનાં પ્રાણીઓથી નિત્ય તારું કલ્યાણ થાઓ.[૪૩] હે નિષ્પાપ! સ્વાહા, સ્વધા, ઇંદ્રાણી, લક્ષ્મી અને અરુંધતી તારું કલ્યાણ કરો.[૪૪] હે રાજા! અસિત, દેવલ, વિશ્વામિત્ર, અંગિરા વસિષ્ઠ અને કશ્યપ તારું કલ્યાણ કરો. ધાતા, વિધાતા, લોકપાલ, દિશાઓ, દિક્પાલો અને છ મુખવાળા કાર્તિકસ્વામી તને કલ્યાણ આપો.[૪૫,૪૬] ભગવાન સૂર્ય તારું કલ્યાણ કરો અને ઐરાવત, વામન, અંજન અને સાર્વભૌમ નામના ચાર દિશાઓના હાથીઓ, પૃથ્વી, આકાશ અને સર્વ ગ્રહો તારું કલ્યાણ કરો.[૪૭] હે રાજન્! પૃથ્વીની નીચે રહીને જે હમેશાં પૃથ્વીને ધારણ કરે છે, તે સર્પશ્રેષ્ઠ શેષનાગ તને કલ્યાણ આપો.[૪૮] હે ગાંધારીપુત્ર! પૂર્વે વૃત્રાસુર નામના દૈત્યે યુદ્ધમાં પરાક્રમ કરીને મોટા મોટા દેવોનાં શરીરોને હજારો સ્થળે ઘાયલ કર્યાં હતાં.[૪૯] તે સમયે તે મહાન દૈત્યથી ભય પામેલા તથા નષ્ટ થયેલા તેજ અને બળવાળા ઇંદ્ર સહિત દેવતાઓ બ્રહ્માને શરણે ગયા.[૫૦]

દેવો બોલ્યા : હે દેવશ્રેષ્ઠ પિતામહ! અમે બધા દેવો વૃત્રાસુરથી દુઃખી દુ:ખી થઈ ગયા છીએ, માટે હે સુરશ્રેષ્ઠ! તમે અમારા આધારરૂપ થાઓ. તમે એ મહાન ભયથી અમારું રક્ષણ કરો.[૫૧] દેવોએ જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે વિષ્ણુભગવાન બ્રહ્મદેવની પાસે બેઠા હતા. એ વિષ્ણુની સમક્ષ બ્રહ્મદેવે ખિન્ન થયેલા દેવોને આવું સત્ય વાક્ય કહ્યું : 'મારે ઇંદ્ર સહિત દેવોનું તથા બ્રાહ્મણોનું સદૈવ રક્ષણ કરવું જોઈએ, પણ એ વૃત્રાસુર વિશ્વકર્માના અતિદુર્ધર તેજમાંથી ઉત્પન્ન થયો છે.[૫૨,૫૩] હે દેવો! પૂર્વે વિશ્વકર્માએ દશ લાખ વર્ષ સુધી ઉગ્ર તપ તપ્યું હતું અને પછી શ્રીમહેશ્વર પાસેથી વર મેળવીને વૃત્રાસુરને ઉત્પન્ન કર્યો હતો.[૫૪] તમારો એ બળવાન શત્રુ તે મહેશ્વરની કૃપાથી જ હણવાને યોગ્ય થશે, પણ શંકર ભગવાનને સ્થાને ગયા વિના તેને હણી શકાશે નહિ. શંકર ભગવાનનાં દર્શન કરીને તમે તે વૃત્રાસુરને જીતી શકશો; માટે તમે શીઘ્ર મંદરાચળ પર્વત પર જાઓ. ત્યાં તપનું ઉત્પત્તિક્ષેત્ર, દક્ષપ્રજાપતિના યજ્ઞોનો નાશ કરનાર, સર્વ ભૂતોના નિયંતા અને ભગદેવનાં નેત્રોનો નાશ કરનારા પિનાકધારી શ્રીશંકર રહે છે.' એટલે તે બધા દેવો બ્રહ્મદેવને સાથે લઈને મંદરાચળ પર ગયા.[૫૫-૫૭] ત્યાં જઈ તેમણે તેજના સમુદાય અને કરોડો સૂર્ય સમાન કાંતિવાળા શ્રીમહેશ્વરનાં દર્શન કર્યાં. ત્યાં સર્વે દેવોને પોતાના દર્શનાર્થે આવેલા જોઈને મહેશ્વર બોલ્યા : 'હે દેવો! તમે ભલે આવ્યા. બોલો તમારું હું શું પ્રિય કરું ?[૫૮] સર્વ પ્રાણીને મારું દર્શન હમેશાં સફળ જ થાય છે, તમારા અભિલાષો પણ પૂર્ણ થાઓ.' શ્રીશંકરે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે દેવોએ તેમને કહ્યું કે, 'હે મહેશ્વર! વૃત્રાસુરે અમારા તેજનું હરણ કર્યું છે, માટે તમે અમારું શરણ થાઓ. હે દેવ! અમારા શરીર તરફ તો જરા દૃષ્ટિ કરો! જુઓ તો ખરા, વૃત્રાસુરના પ્રહારોથી તે કેવાં છિન્નભિન્ન થઈ ગયાં છે! માટે અમે તમારે શરણે આવ્યા છીએ. તમે અમારી ગતિ થાઓ.'[૫૯,૬૦]

શ્રીમહાદેવ બોલ્યા : હે દેવો! તમારા કહેવા પ્રમાણે મે પ્રથમથી જ જાણી લીધું છે. તે વૃત્રાસુર અતિ મહા બળવાન એક કૃત્યા(મરકી)રૂપ જ છે. તે વિશ્વકર્માના તેજથી ઉત્પન્ન થયેલી છે અને એટલી બધી ઘોર છે કે, અકુશળ સામાન્ય પુરુષો તો તેનું અતિ દુઃખે વારણ કરી શકે તેમ છે.[૬૧] હવે મારે અવશ્ય સર્વ દેવોને સહાય કરવી પડશે. હે ઇંદ્ર! તું મારા શરીરમાંથી ઉત્પન્ન થયેલા આ તેજસ્વી કવચને ગ્રહણ કર અને મનમાં જ ઉચ્ચારણ કરવા યોગ્ય આ મંત્રથી તું એને તારા શરીર પર પહેર. હે દેવોના રાજા! દેવોનો ઘાત

કરનાર તે મહાન દૈત્યનો નાશ કરવા માટે આ કવચ ઘણું સમર્થ છે.[૬૨,૬૩]

એમ કહીને વર આપનાર શ્રીશંકરે તે કવચ અને તે મંત્ર ઇંદ્રને આપ્યાં. પછી તે કવચથી રક્ષિત થયેલો ઇંદ્ર વૃત્રની સેના તરફ ગયો.[૬૪] તે સમયના મહાન રણમાં ઇંદ્ર ઉપર અનેક જાતનાં જુદાં જુદાં શસ્ત્રો પડતાં હતાં, છતાં તેણે ધારણ કરેલા કવચના બંધારણનો એક પણ સાંધો કોઈનાથી ભેદી શકાયો નહોતો.[૬૫] પછી દેવોના પતિ ઇંદ્રે એ રણમાં વૃત્રાસુરનો વધ કર્યો હતો. સમય જતાં ઇંદ્રે એ મંત્ર તથા કવચ અંગિરાને આપ્યાં હતાં.[૬૬] અંગિરાએ મંત્રોને જાણનારા પોતાના પુત્ર બૃહસ્પતિને તે મંત્ર તથા કવચબંધન કહ્યું હતું અને બૃહસ્પતિએ બુદ્ધિમાન અગ્નિવેશ્યને તે મંત્રકવચ આપ્યાં હતાં.[૬૭] પછી અગ્નિવેશ્યે તે મને આપ્યાં હતાં. હે શ્રેષ્ઠ રાજા! તે જ મંત્ર સહિત કવચને આજે હું તારા શરીરનું રક્ષણ કરવા માટે તને પહેરાવી આપું છું.[૬૮]

સંજય બોલ્યો: દ્રોણાચાર્યે તમારા મહાતેજસ્વી પુત્ર દુર્યોધનને એ પ્રમાણે કહીને પુનઃ ધીમેથી આ વચન કહ્યાં: 'હે ભારત! જેમ પૂર્વકાળના રણસંગ્રામ સમયે બ્રહ્મદેવે વિષ્ણુને કવચબંધન કર્યું હતું તથા બ્રહ્મદેવે તારકાસુર સાથેના સંગ્રામ સમયે જેમ ઇંદ્રને દિવ્ય કવચબંધન કર્યું હતું તેમ જ હું પણ આ સમયે તે બ્રહ્મદેવે સૂચવેલા ઉપદેશ પ્રમાણે જ તને કવચબંધન કરું છું.[૬૯-૭૧] આમ કહીને મંત્રના વિધિપૂર્વક આચાર્યે દુર્યોધનને કવચબંધન કર્યું અને તે મહાન યુદ્ધમાં પોતાના રાજાને મોકલ્યો.[૭૨] મહાત્મા દ્રોણાચાર્યે એ પ્રમાણે સજ્જ કરેલો એ મહાબાહુ દુર્યોધન યુદ્ધમાં સચોટ પ્રહાર કરનારા એક હજાર ત્રિગર્ત રથીયોદ્ધાઓને, વીર્યશાળી તથા મદઝરતા એક હજાર હાથીઓને, એક લાખ ઘોડેસવારોને અને બીજા કેટલાએક મહારથીઓને સાથે લઈને અનેક વાદિત્રોના ઘોષની સાથે, અર્જુનના રથ તરફ પ્રયાણ કરી ગયો. માનો, પૂર્વનો બલિરાજા ઇંદ્રના રથ તરફ પ્રયાણ કરી ગયો. આમ હે ભારત! અગાધ સમુદ્રની પેઠે દુર્યોધનને અર્જુન સામે પ્રયાણ કરતો જોઈને તમારા સૈન્યમાં મોટા મોટા સિંહનાદો થઈ રહ્યા.[૭૩-૭૬]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દુર્યોધનકવચબંધન' નામનો અધ્યાય ૯૪મો સમાપ્ત

## अध्याय ९५ मो

### તીવ્ર ઘમસાણ!

॥ संजय उवाच ॥

प्रविष्टयोर्महाराज पार्थवार्ष्णेययो रणे ।
दुर्योधने प्रयाते च पृष्ठतः पुरुषर्षभे ॥ १ ॥

સંજય બોલ્યો: હે મહારાજ! પેલી તરફથી જ્યારે અર્જુન તથા શ્રીકૃષ્ણ રણમાં પેઠા અને તેમની પાછળ પુરુષશ્રેષ્ઠ દુર્યોધન જ્યારે પ્રયાણ કરી ગયો, ત્યારે પાંડવો સોમક યોદ્ધાઓની સાથે મોટા મોટા શબ્દો કરીને દ્રોણાચાર્ય સામે વેગપૂર્વક ધસી ગયા અને ત્યાં તેમનું યુદ્ધ ચાલુ થયું.[૧,૨] કૌરવોના તથા પાંડવોના વ્યૂહના મોખરામાં જ તે તીવ્ર યુદ્ધ થઈ રહ્યું હતું. તે તુમુલ હતું, જોનારને રોમાંચ કરે તેવું હતું અને આશ્ચર્યકારક લાગતું હતું.[૩] હે પૃથ્વીનાથ! તેવું યુદ્ધ અમે કદી જોયું નથી કે સાંભળ્યું પણ નથી. બરાબર મધ્યાહ્નકાળે તે યુદ્ધ થયું હતું.[૪] ત્યાં ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંડવો પોતાનાં સૈન્યોને વ્યૂહમાં ગોઠવી દઈને પ્રહાર કરવા લાગી પડ્યા હતા અને તેઓ બધા દ્રોણાચાર્યના સૈન્યને બાણોની વૃષ્ટિ કરી ઢાંકી દેવા મંડ્યા હતા.[૫] ત્યારે અમે બધા પણ સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્યને આગળ કરીને ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંડવો પર બાણોનો વરસાદ વરસાવતા હતા.[૬] તે સમયે

બન્ને સૈન્યના રથોની હરોળથી સુશોભિત દેખાતા તે મોખરાઓ, હેમંત પછી શિશિર ઋતુમાં એકદમ વાયુ સાથે ચઢી આવેલા બે મોટા મેઘો સરખા શોભતા હતા.[૭] વર્ષાઋતુમાં જળપ્રવાહથી ઉદ્ધત બનેલી ગંગા અને યમુના નદી સામસામે મળીને જેમ મહાન વેગ કરે છે, તેમ તે બન્ને સેનાઓ સામસામે ભેટીને ત્યાં મહાન વેગ કરવા લાગી હતી.[૮] એ મહારૌદ્ર સંગ્રામરૂપી મહાન મેઘ અનેક જાતનાં શસ્ત્રોરૂપી પૂર્વના વાયુવાળો હતો. તે હાથીઓ, ઘોડાઓ અને રથોથી ચારેબાજુ વીંટાયેલો હતો અને ગદાઓરૂપ વીજળીઓવાળો હતો.[૯] ત્યાં દ્રોણાચાર્યરૂપ પવનના ઝપાટાથી ઉદ્ધત બનેલો તથા બાણોરૂપ હજારો ધારાઓવાળો કૌરવસૈન્યરૂપ તે મહામેઘ પાંડવોની સેનારૂપ ઊછળતા અગ્નિ પર વરસવા લાગ્યો.[૧૦] ઉનાળાની આખરમાં અંદર દાખલ થયેલો મહાન વાયુ જેમ સમુદ્રને ખળભળાવી દે છે, તેમ બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણાચાર્ય પાંડવોનાં સૈન્યોને ખળભળાવતા હતા.[૧૧] જેમ કોઈ એક પુલને તોડી પાડવા ઇચ્છતા જળના પ્રબળ પ્રવાહો મોટા પુલ સામે ધસી જાય, તેમ તેઓ બધા પણ સર્વ પ્રયત્ન કરીને દ્રોણાચાર્ય સામા જ ધસી ગયા હતા.[૧૨] પણ કોઈ એક પર્વત જેમ જળના ઓઘને રોકી રાખે, તેમ દ્રોણાચાર્યે ક્રોધાયમાન થયેલા પાંડવોને, પાંચાલોને તેમ જ કેકયોને રણમાં આગળ વધતા રોકી રાખ્યા હતા.[૧૩] તે પછી આપણા પક્ષના બીજા મહાબળવાન અને રણશૂરા રાજાઓ પણ ચોમેરથી ઘેરી લઈ ને પાંચાલોને અટકાવી રહ્યા હતા. તે પછી પુરુષવ્યાઘ્ર ધૃષ્ટદ્યુમ્ન પાંડવયોદ્ધાઓને સાથે રાખી શત્રુઓની સેનામાં ભંગાણ પાડવા માટે વારંવાર દ્રોણાચાર્યને પ્રહાર કરવા લાગ્યો. જે પ્રમાણે દ્રોણાચાર્ય ધૃષ્ટદ્યુમ્ન પર બાણોનો વરસાદ વરસાવતા હતા, તે જ પ્રમાણે ધૃષ્ટદ્યુમ્ન પણ દ્રોણાચાર્ય પર બાણોનો વરસાદ વરસાવતો હતો.[૧૪-૧૬] તલવારરૂપ પૂર્વના વાયરાવાળો, શક્તિ, ભાલા તથા બે તરફ ધારવાળી તલવારોથી યુક્ત ધનુષ્યની દોરીરૂપ વીજળીઓવાળો અને ધનુષ્યના ટંકારરૂપ ગર્જનાવાળો ધૃષ્ટદ્યુમ્નરૂપ મેઘ ત્યાં સર્વ દિશાઓમાં બાણોની ધારાઓરૂપ કરાનો વરસાદ છોડી રહ્યો હતો અને સંખ્યાબંધ સારા સારા રથીઓનો તથા ઘોડેસવારોનો સંહાર કરી સેનાને રણમાંથી હાંકી કાઢતો હતો.[૧૭,૧૮] દ્રોણાચાર્ય જ્યાં જ્યાં પાંડવોના રથસમૂહોને બાણોથી છાઈ દેતા હતા, ત્યાં ત્યાં ધૃષ્ટદ્યુમ્ન બાણોનો મારો ચલાવી દ્રોણાચાર્યને હઠાવતો હતો. આમ હે ભારત ! ધૃષ્ટદ્યુમ્નનો ભેટો થતાં યુદ્ધમાં આ પ્રમાણે પ્રયત્ન કરતા દ્રોણાચાર્યના સૈન્યમાં ત્રણ પ્રકારે ભંગાણ પડ્યું. કેટલાએક સૈનિકો કૃતવર્મા તરફ ચાલ્યા ગયા, કેટલાએક જલસંધ તરફ ચાલ્યા ગયા અને કેટલાએક યોદ્ધાઓ પાંડવોના હાથનો માર ખાતા ખાતા દ્રોણની પોતાની પાસે જ ચાલ્યા આવ્યા. રથીશ્રેષ્ઠ દ્રોણાચાર્ય સૈન્યોને જેમ જેમ એકઠાં કરતા હતા, તેમ તેમ મહારથી ધૃષ્ટદ્યુમ્ન એ સૈન્યોને ફૂટી જ નાખતો હતો.[૧૯-૨૨] જેમ શિકારી પ્રાણીઓ ગોવાળ વિનાનાં પશુઓને જંગલમાં મારી નાખે છે, તેમ પાંડવો અને સૃંજયો કૌરવ સૈનિકોને માર મારતા હતા.[૨૩] તે તુમુલ સંગ્રામમાં મનુષ્યો એમ જ માનવા લાગ્યા હતા કે, ધૃષ્ટદ્યુમ્ને મોહિત કરેલા યોદ્ધાઓને કાળ જ ગળી જાય છે.[૨૪] જેમ કોઈ દુષ્ટ રાજાનું રાજ્ય દુષ્કાળ, રોગ અને લૂંટારાઓથી ઉપદ્રવ પામે છે, તેમ તમારી સેના પાંડવોથી મહાસંકટ પામી હતી.*[૨૫] એ સમયે

* રાજાઓની અનીતિના કારણથી જ રાજ્યમાં રોગો, લૂંટારાઓ અને દુષ્કાળોના ઉપદ્રવો વધી પડે છે– આ સમજ અતિ પ્રાચીનકાળની છે.

સૂર્યનાં કિરણોથી, મિશ્ર થયેલાં શસ્ત્રોથી, કવચોના ઝગઝગાટથી અને સૈન્યમાં ઊડતી ધૂળથી સર્વની દૃષ્ટિ બંધ થઈ ગઈ હતી.[૨૬] આમ જ્યારે પાંડવોનો માર ખાતાં પોતાનાં સૈન્યોમાં ત્રણ પ્રકારે ભંગાણ પડ્યું, ત્યારે દ્રોણાચાર્ય કોપ્યા અને તેમણે બાણો મૂઠી મૂઠીને પાંચાલોનો સંહાર કરવા માંડ્યો. સૈન્યોને ખૂંદીછૂંદી નાખતા તથા બાણોથી ઘોર સંહાર કરતા એ દ્રોણાચાર્યનું એ વેળાનું સ્વરૂપ પ્રલયકાળના બળબળતા અગ્નિ સરખું થઈ રહ્યું હતું. હે પૃથ્વીનાથ ! એ મહારથી, ત્યારે યુદ્ધમાં માત્ર એકેક બાણથી જ રથ, હાથી, ઘોડા અને પાળાઓને ચીરી નાખતા હતા.[૨૭-૨૯] હે ભારત ! હે પ્રભુ ! પાંડવોનાં સૈન્યોમાં ત્યારે તેવો કોઈ પણ યોદ્ધો ન હતો, કે જે એ રણમાં દ્રોણના ધનુષ્યમાંથી છૂટેલાં બાણોને સહન કરે.[૩૦] હે ભારત ! જાણે સૂર્યના તાપથી તપી ગયું હોય, તેમ દ્રોણાચાર્યનાં બાણોથી તપી ગયેલું ધૃષ્ટદ્યુમ્નનું સૈન્ય જ્યાં ત્યાં નાસભાગ કરી ભમવા લાગ્યું.[૩૧] વળી ધૃષ્ટદ્યુમ્ને હાંકી કાઢેલું તમારું સૈન્ય પણ અગ્નિએ ચોતરફથી બાળીને સૂકવી નાખેલા વન સરખું થઈ ગયું હતું.[૩૨] આ પ્રમાણે તે બન્ને સૈન્યો દ્રોણાચાર્યનાં તથા ધૃષ્ટદ્યુમ્નનાં બાણોથી અત્યંત પીડાયાં હતાં, છતાં પ્રાણોની પરવા કર્યા વિના તેઓ ઊલટાં આગળ વધી વધીને શક્તિ પ્રમાણે યુદ્ધ કરતાં હતાં.[૩૩] હે ભરતશ્રેષ્ઠ રાજા ! એ રણમાં યુદ્ધ કરતા તમારા તથા શત્રુપક્ષના સૈનિકોમાં તેવો એક પણ યોદ્ધો ન હતો કે જેણે ભયથી રણનો ત્યાગ કર્યો હોય. એ સમયે વિવિંશતિ, ચિત્રસેન અને મહારથી વિકર્ણ એ ત્રણ ભાઈઓએ કુંતાપુત્ર ભીમસેનને આગળ વધતાં અટકાવ્યો હતો.[૩૪,૩૫] તમારા એ ત્રણેય પુત્રોની પાછળ અવંતિકુમાર વિંદ અને અનુવિંદ તથા વીર્યવાન ક્ષેમધૂર્તિ ચાલતા હતા.[૩૬] કુલપુત્ર અને તેજસ્વી એવા મહારથી બાહ્‌લિકરાજાએ પોતાની સેનાને તથા અમાત્યોને સાથે રાખીને દ્રૌપદીના પુત્રોને આગળ જતા અટકાવ્યા હતા.[૩૭] ત્યાં શિબિદેશના ગોવાસન નામના રાજાએ લગભગ એક હજાર યોદ્ધાઓને સાથે લઈને કાશીરાજ અભિભૂના પરાક્રમી પુત્રને આગળ જતાં અટકાવ્યો હતો.[૩૮] બળબળતા અગ્નિ સરખા કુંતાપુત્ર યુધિષ્ઠિરરાજને મદ્રાધિપતિ શલ્યરાજે ઘેરી લીધા હતા.[૩૯] ત્યાં શૂરવીર દુઃશાસન પોતાના સૈન્યને બરાબર ગોઠવી દઈને ક્રોધપૂર્વક મહારથી સાત્યકિ સામે યુદ્ધ કરવા દોડી ગયો.[૪૦] હું પણ મારા પોતાના સૈન્ય સાથે સજ્જ થઈને તથા કવચ ધારણ કરીને ચારસો ધનુર્ધરો સાથે ચેકિતાનનો અટકાવ કરતો હતો.*[૪૧] ધનુષ્ય, શક્તિ અને તલવારોને ધારણ કરનારા સાતસો ગાંધાર યોદ્ધાઓ સાથે શકુનિ માદ્રીના પુત્ર(નકુલ અથવા સહદેવ)ને આગળ વધતા અટકાવી રહ્યો હતો.[૪૨] પોતાના મિત્રને માટે હથિયારો ઊંચકનારા મહાધનુર્ધર અવંતિકુમાર વિંદ અને અનુવિંદ પોતાના પ્રાણોને પણ અળખામણા કરીને મત્સ્યરાજ વિરાટ સામા ચઢી ગયા હતા.[૪૩] સેનાને રૂંધી રાખનાર, પરાક્રમી અને અજિત એવા દ્રુપદપુત્ર શિખંડીને બરાબર સજ્જ થયેલો બાહ્‌લિકરાજા વારી રહ્યો હતો.[૪૪] ક્રોધાયમાન સ્વરૂપવાળા પાંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્નને અવંતિરાજ ક્રૂર એવા પ્રભદ્રક યોદ્ધાઓ સાથે તથા સૌવીર યોદ્ધાઓ સાથે અટકાવી રહ્યો હતો.[૪૫] ત્યાં ક્રોધાયમાન થઈ ક્રૂર કર્મો કરવામાં શૂર રાક્ષસ ઘટોત્કચને યુદ્ધ કરવા ધસી આવતો જોઈને અલાયુધ સત્વર તેની સામો ધસી ગયો.[૪૬] મહાન સૈન્યને સાથે રાખીને મહારથી કુંતિભોજ

---

* આ શ્લોક પરથી જણાય છે કે, સંજય કેવળ કથાકાર જ ન હતો; પણ તે એક યોદ્ધો હોઈને તેણે ભારતયુદ્ધમાં ભાગ પણ લીધો હતો.

ક્રોધાયમાન થયેલા રાક્ષસ અલંબુષને અટકાવી રહ્યો હતો. ત્યારે હે ભારત ! સિંધુરાજ જયદ્રથ તો સર્વ સૈન્યની પાછળજ ઊભો હતો. કૃપાચાર્ય વગેરે મહાધનુર્ધર રથીઓ તેનું રક્ષણ કરતા હતા.[૪૭,૪૮] હે રાજન્ ! દ્રોણપુત્ર અશ્વત્થામા તથા સૂતપુત્ર કર્ણ એ બન્ને મહાન યોદ્ધાઓ સિંધુરાજના રથનાં જમણાં–ડાબાં પૈડાંનું રક્ષણ કરતા હતા.[૪૯] ત્યારે ભૂરિશ્રવા આદિ મહારથીઓ જયદ્રથના પાછળના ભાગમાં રક્ષણ કરતા હતા. એ રીતે કૃપાચાર્ય, વૃષસેન, શલ અને અજિત શલ્ય આદિ મહાન ધનુર્ધરો તથા યુદ્ધ કરવામાં કુશળ અને નીતિમાન એવા સર્વ યોદ્ધાઓ જયદ્રથનું રક્ષણ કરીને યુદ્ધ કરતા હતા.[૫૦,૫૧]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમા 'સંકુલયુદ્ધ' નામનો અધ્યાય ૯૫મો સમાપ્ત

## अध्याय ९६ मो

### દ્વંદ્વયુદ્ધ

॥ संजय उवाच ॥

**राजन् संग्राममाश्चर्यं शृणु कीर्तयतो मम ।**
**कुरूणां पांडवानां च यथा युद्धमवर्तत ॥ १ ॥**

સંજય બોલ્યો: હે રાજન્ ! કૌરવો તથા પાંડવોનું જે આશ્ચર્યભર્યું યુદ્ધ થયું હતું, તે હું તમને યથાવત્ કહું છું, તમે તે સાંભળો.[૧] એ રણમાં દ્રોણાચાર્યના સૈન્યમાં ભંગાણ પાડવા ઇચ્છતા પાંડવો વ્યૂહના મોખરામાં ઊભેલા દ્રોણાચાર્ય સામા આવીને યુદ્ધ કરવા મચી પડ્યા હતા.[૨] પોતાના વ્યૂહનું રક્ષણ કરતા દ્રોણાચાર્ય પણ મહા યશની ઇચ્છા રાખીને પોતાના સૈનિકો સાથે પાંડવો સામા યુદ્ધ કરતા હતા.[૩] એ સમયે અવંતિકુમાર વિંદ અને અનુવિંદે તમારા પુત્રનું હિત ઇચ્છી ક્રોધપૂર્વક દશ બાણો મૂક્યાં અને વિરાટરાજાને પ્રહાર કર્યો.[૪] ત્યારે હે મહારાજ ! પોતાના અનુયાયીઓ સાથે રણમાં આવી ઊભેલા એ બન્ને પરાક્રમી યોદ્ધાઓ સામે વિરાટરાજ પણ પરાક્રમ કરીને યુદ્ધ કરવા લાગ્યો.[૫] વનમાં જેમ બે મદોન્મત્ત મહાન હાથીઓ સામે એક સિંહનું યુદ્ધ થાય, તેમ ત્યાં તે બન્ને અવંતિકુમારો સામે તે વિરાટરાજાનું લોહીની છોળોવાળું દારુણ યુદ્ધ થઈ રહ્યું હતું.[૬] યજ્ઞસેનના મહાબળવાન પુત્રે યુદ્ધમાં વેગથી ધસી આવતા બાહ્લિક રાજાને મર્મસ્થાનોનાં હાડકાં તોડી નાખે તેવાં ઘોર તીક્ષ્ણ બાણોનો પ્રહાર કર્યો[૭] ત્યારે બાહ્લિક પણ અત્યંત ક્રોધાતુર થઈ ગયો અને તેણે પણ પથ્થર પર ઘસેલાં મજબૂત ગાંઠવાળાં તથા સુવર્ણનાં મૂળવાળાં નવ બાણોનો તેને પ્રહાર કર્યો.[૮] તે બન્ને વચ્ચે ઘોર યુદ્ધ ચાલ્યું હતું, ત્યારે તે રણભૂમિ બાણો અને શક્તિથી ભરાઈ ગઈ હતી. તે યુદ્ધ ત્યારે ભીરુઓને ત્રાસ આપનારું હતું અને શૂરાઓને હર્ષ વધારનારું હતું.[૯] આમ તે બન્નેએ એ સમયે છોડેલાં બાણોને લીધે આકાશ તથા સર્વ દિશાઓ ઢંકાઈ ગઈ હતી અને ત્યાં કંઈ પણ ઓળખાતું ન હતું. જેમ એક હાથી બીજા હાથી સામે યુદ્ધ કરે, તેમ એ યુદ્ધમાં પોતાના સૈન્ય સાથે શિબિરાજ ગોવાસન કાશીરાજના મહારથી પુત્ર જોડે યુદ્ધ કરતો હતો. ત્યાં દ્રૌપદીના પાંચ મહારથી પુત્રો સાથે ક્રોધાતુર થઈને યુદ્ધ કરતો બાહ્લિકરાજ, પાંચ ઇંદ્રિયો સાથે યુદ્ધ કરતા મન જેવો રણમાં શોભતો હતો.[૧૦–૧૨] હે માનવશ્રેષ્ઠ ! જેમ પાંચ ઇંદ્રિયોના વિષયો દેહ સાથે યુદ્ધ કરે છે, તેમ દ્રૌપદીના પાંચ પુત્રો ચારેબાજુથી બાણોનો મારો ચલાવીને બાહ્લિકરાજ સાથે તીક્ષ્ણ યુદ્ધ કરવા લાગ્યા હતા,[૧૩] તેવામાં તમારા પુત્ર દુઃશાસને યાદવવંશી સાત્યકિને દૃઢ ગાંઠવાળાં નવ તીક્ષ્ણ બાણોનો પ્રહાર કર્યો.[૧૪] મહાધનુર્ધર અને બળવાન એવા એ દુઃશાસનના બાણપ્રહારથી સત્યપરાક્રમવાળો સાત્યકિ ગાઢ વીંધાઈ ગયો અને

સત્વર જરા મૂર્છા પામી ગયો; પરંતુ થોડા જ સમયમાં પુનઃ ટટાર થઈ જઈને સાત્યકિએ તમારા મહારથી પુત્રને કંકપક્ષીનાં પીછાંવાળાં દશ બાણોથી તત્કાળ વીંધી નાખ્યો.[૧૫,૧૬] હે રાજન્! તે બન્ને જણા એકબીજાનાં બાણોથી પીડાઈને ઘણા ઘવાઈ ગયા હતા, તેથી તેઓ રણભૂમિ પર પુષ્પથી ભરેલા બે ખાખરા હોય તેમ શોભતા હતા.[૧૭] એ વેળા ક્રોધવશ થયેલો રાક્ષસ અલંબુષ પણ કુંતિભોજનાં બાણોથી ઘવાઈ ગયો હતો અને પુષ્પયુક્ત પલાશવૃક્ષની જેમ અત્યંત શોભી રહ્યો હતો.[૧૮] તે પછી એ રાક્ષસે રાજા કુંતિભોજને અનેક લોખંડી બાણોથી વીંધી નાખ્યો અને તમારા સૈન્યના મોખરામાં તેણે ભયંકર ગર્જના કરી મૂકી હતી.[૧૯] એ પ્રમાણે તે બન્ને શૂરાઓ પરસ્પર યુદ્ધ કરતા હતા અને સર્વ સૈન્યો તેમને પૂર્વના ઇંદ્ર અને જંભાસુરની પેઠે જોઈ રહ્યાં હતાં.[૨૦] ત્યાં હે ભારત! માદ્રીના બન્ને પુત્રો યુદ્ધમાં ઉતાવળથી ચઢી આવેલા તથા પ્રથમથી જ વેર વધારનારા તે શકુનિને ક્રોધાયમાન થઈને બાણોથી અત્યંત ગભરાવવા લાગ્યા હતા.[૨૧] હે રાજન્! તે સમયે મહાન જનસંહાર થઈ રહ્યો હતો. ખરી રીતે તો આ સંહાર તમે પોતે જ ઉત્પન્ન કર્યો છે અને કર્ણે તેને વૃદ્ધિ પમાડ્યો છે.[૨૨] હે રાજન્! તમારા પુત્રોએ આજ દિવસ સુધી ક્રોધમૂલક અગ્નિને રાખી મૂક્યો હતો અને તે આજે આ સઘળી પૃથ્વીને બાળી નાખવા ભભૂકી ઊઠ્યો છે.[૨૩] પાંડુના એ બન્ને પુત્રોએ શકુનિને બાણો વડે ગભરાવી નાખ્યો, એટલે તે યુદ્ધમાં શું પરાક્રમ કરવું તે પણ તે કશું જાણી શક્યો નહિ.[૨૪] એ રીતે તે રણથી વિમુખ થઈ ગયો તે જોઈને, બે મહામેઘો જેમ પર્વત પર વૃષ્ટિ કરે, તેમ તે મહારથી માદ્રીનંદનો તેના ઉપર વારંવાર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૨૫] આમ જ્યારે પોતાના પર અનેક નમેલાં પર્વવાળાં બાણોનો સખત મારો થવા લાગ્યો, ત્યારે શકુનિ પોતાના વેગવાળા ઘોડાઓને દોડાવતો દોડાવતો દ્રોણાચાર્યના સૈન્ય તરફ નાસી ગયો.[૨૬] પેલી તરફથી ઘટોત્કચ વેગપૂર્વક ધસી આવેલા શૂરા રાક્ષસ અલાયુધ સામે મધ્યમ વેગ ધારણ કરી યુદ્ધ કરવા ચઢી ગયો.[૨૭] હે મહારાજ! પૂર્વે રામ અને રાવણનું જેવું યુદ્ધ થયું હતું, તેવું જ તે બન્નેનું વિચિત્ર સ્વરૂપવાળું યુદ્ધ થઈ રહ્યું હતું. તે પછી રાજા યુધિષ્ઠિરે મદ્રરાજને પચાસ બાણોથી વીંધી નાખ્યો અને વળી તેને બીજાં સાત બાણોનો પ્રહાર કર્યો. આમ હે રાજા! તે બન્ને વચ્ચે જે અતિ અદ્ભુત યુદ્ધ થવા લાગ્યું, તે જાણે પૂર્વે શંબરાસુર અને દેવરાજ ઇંદ્રની વચ્ચે થયેલા યુદ્ધ જેવું અદ્ભુત હતું. ત્યાં વિવિંશતિ, ચિત્રસેન અને તમારો પુત્ર વિકર્ણ મોટી સેનાને સાથે રાખીને ભીમસેન સામે યુદ્ધ કરતા હતા.[૨૮-૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દ્વંદ્વયુદ્ધ' નામનો અધ્યાય ૯૬ મો સમાપ્ત

## अध्याय ९७मो

### દ્રોણ અને ધૃષ્ટદ્યુમ્ન

॥ संजय उवाच ॥

तथा तस्मिन् प्रवृत्ते तु संग्रामे लोमहर्षणे ।
कौरवेयाँस्त्रिधाभूतान् पांडवाः समुपाद्रवन् ॥ १ ॥

સંજય બોલ્યો : આમ રૂવાં ઊભાં થઈ જાય તેવો સંગ્રામ મચી રહ્યો હતો, ત્યારે પાંડવોએ ત્રણ ભાગમાં વહેંચાઈ ગયેલા કૌરવસૈનિકો સામે ધસારો કર્યો. એ યુદ્ધમાં ભીમસેન મહાબાહુ જલસંધ સામે ચઢી ગયો હતો અને યુધિષ્ઠિરરાજા સૈન્યને સાથે લઈને કૃતવર્મા સામે ચઢી ગયા હતા.[૧,૨] ત્યાં હે મહારાજ! અનેક બાણોની વૃષ્ટિને છોડી રહેલો તથા સાક્ષાત્ સૂર્ય સરખો શોભતો ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્ય સામે ધસી ગયો હતો.[૩] તે

પછી તો પરસ્પર ક્રોધાયમાન થયેલા એ કૌરવ અને પાંડવપક્ષના સર્વ યોદ્ધાઓનું જોસભેર યુદ્ધ ચાલુ થયું.[૪] આમ મહાભયંકર સંહાર શરૂ થયો તથા સર્વ સૈન્યો મિશ્ર થઈને નિર્ભયતાથી સામસામાં યુદ્ધ કરવા લાગ્યાં.[૫] એ સમયે બળવાન દ્રોણાચાર્ય બળવાન પાંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્ન સાથે ભેટો કરીને બાણોના ઢગલેઢગલા ફેંકવા લાગ્યા હતા, તે ઘણું આશ્ચર્ય સરખું થઈ રહ્યું હતું.[૬] ચારેબાજુ છિન્નભિન્ન થયેલાં કમળોના વનની પેઠે, દ્રોણાચાર્ય અને ધૃષ્ટદ્યુમ્ને રણભૂમિને મનુષ્યોનાં અનેક મસ્તકોથી ભરચક કરી દીધી.[૭] જ્યાંત્યાં સૈન્યોમાં યોદ્ધાઓનાં વસ્ત્રો, અલંકારો, શસ્ત્રો, કવચો અને આયુધો વીખરાઈ પડ્યાં હતાં.[૮] સુવર્ણ સમાન ઝળહળતાં કવચોવાળા તથા લોહીથી રેબઝેબ થયેલા યોદ્ધાઓ ચારેબાજુથી ચઢી આવેલા વીજળીઓવાળા મેઘો સમાન દેખાતા હતા.[૯] ત્યાં કેટલાએક મહારથીઓ પોતાનાં તાલ વૃક્ષ જેવાં મોટાં ધનુષ્યોને ખેંચ્યા કરતા હતા અને હાથી, ઘોડા તથા પાળાઓને રણમાં ટપોટપ પાડી રહ્યા હતા.[૧૦] એ કાપાકાપીમાં અનેક મહાત્મા શૂરવીરોની તલવારો, ઢાલો, ધનુષ્યો, મસ્તકો અને કવચો ઠેકઠેકાણે રઝળતાં હતાં.[૧૧] હે મહારાજ! એ ભયંકર કસાકસીમાં સંખ્યાબંધ માથા વિનાનાં ધડો ચારેબાજુ ઊભાં થયેલાં દેખાતાં હતાં.[૧૨] ત્યાં હે રાજા! ગીધડાં, કાગડા, બગલા, બાજ, કંકપક્ષીઓ તેમ જ શિયાળવાં વગેરે અનેક માંસભક્ષક પ્રાણીઓ દેખાતાં હતાં. હે રાજા! તેઓ માંસભક્ષણ કરતાં હતાં, લોહી પીતાં હતાં, કેશો ખેંચતાં હતાં અને મોટે ભાગે તેઓ મરણ પામેલાં પ્રાણીઓની મજ્જા (ચરબી) કાઢતાં હતાં.[૧૩,૧૪] વળી તેઓ ઠેરઠેર મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓના સમૂહોનાં મસ્તકોને, શરીરોને તથા શરીરોના બીજા અવયવોને સામાસામી ખેંચતાં હતાં.[૧૫] તે સમયે રણદીક્ષાથી દીક્ષિત થયેલા અનેક રણશાળી યોદ્ધાઓ રણમાં વિજયની ઇચ્છા રાખીને તીવ્ર યુદ્ધ કરતા હતા.[૧૬] વળી કેટલાકએક સૈનિકો એ રણમાં અનેક પ્રકારનાં તલવારોનાં યુદ્ધ પણ કરતા હતા, ત્યારે કેટલાએક તો ક્રોધથી યુદ્ધના રંગમાં આવી ગયા હતા અને ઋષ્ટિઓથી, શક્તિઓથી, ભાલાઓથી, ત્રિશૂળોથી, તોમરોથી, પટ્ટિશોથી, ગદાઓથી, પરિઘોથી તથા બીજાં અનેક જાતનાં આયુધોથી તેમ જ છેવટે હાથના મુક્કાઓથી પણ તેઓ અન્યોન્યને પ્રહાર કરતા હતા. ત્યાં રથીઓ રથીઓ જોડે, ઘોડેસવારો ઘોડેસવારો જોડે, હાથીઓ મોટા મોટા હાથીઓ જોડે અને પાળાઓ પાળાઓ જોડે યુદ્ધ કરવા મચી પડ્યા હતા. ત્યારે મદઝરતા હાથીઓની પેઠે મદોન્મત્ત બનેલા કેટલાએક યોદ્ધાઓ સામસામા પડકાર કરીને એકબીજાને પ્રહાર કરતા હતા.[૧૭–૨૦] આમ હે પૃથ્વીનાથ! નિર્મર્યાદ યુદ્ધ ચાલી રહ્યું હતું, ત્યારે ધૃષ્ટદ્યુમ્ને પોતાના ઘોડાઓને દ્રોણાચાર્યના ઘોડાઓ સામે અથડાવી દીધા.[૨૧] ત્યારે વાયુ સમાન વેગવાળા તથા એકબીજા સાથે મિશ્ર થયેલા તે લાલ રંગના (દ્રોણના) ઘોડાઓ તથા કબૂતરી રંગના (ધૃષ્ટદ્યુમ્નના) ઘોડાઓ રણમાં રૂડી રીતે શોભતા હતા.[૨૨] ત્યાં હે રાજન્! લાલ રંગના ઘોડાઓ સાથે મળેલા તે કબૂતરી રંગના ઘોડાઓ વીજળીવાળા મેઘોની જેમ શોભતા હતા.[૨૩] પછી હે ભારત! દ્રોણાચાર્યને સમીપમાં આવેલા જોઈને વીર ધૃષ્ટદ્યુમ્ને ધનુષ્યનો ત્યાગ કર્યો અને ઢાલ–તલવાર હાથમાં લીધી.[૨૪] દુષ્કર કામ કરી દેખાડવા ઇચ્છતો એ શત્રુવીરોનો સંહારક ધૃષ્ટદ્યુમ્ન પોતાના રથની ઇષ પર થઈને દ્રોણાચાર્યના રથમાં દાખલ થયો.[૨૫] ત્યાં તે ધૂંસરીના મધ્યભાગમાં તેના બંધનના સ્થળ

પર ઊભો રહ્યો અને તેણે ઘોડાઓના અર્ધા ભાગમાં પ્રહાર કર્યો, ત્યારે સર્વ સૈન્યો ધૃષ્ટદ્યુમ્નનાં એ પરાક્રમનાં વખાણ કરવા લાગ્યાં.[૨૬] આમ લાલ ઘોડાઓ પર ચઢી આવીને તલવારના પટા ખેલી રહેલા એ ધૃષ્ટદ્યુમ્નને મારવા માટે દ્રોણાચાર્યને લગારે લાગ સૂઝ્યો નહિ, તે ઘણું અદ્ભુત હતું.[૨૭] માંસની લાલસાવાળો બાજપક્ષી જેમ વનમાં ઝડપ મારે, તેમ ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યને મારી નાખવાની ઇચ્છાથી આ એકદમ ઝડપ મારી હતી.[૨૮] પછી આચાર્યે એક સો બાણો મારીને તેની ઢાલને ઝૂંટવી લીધી અને બીજાં દશ બાણો મારીને તેની તલવારને પણ ભાંગી નાખી. વળી બીજાં ચોસઠ બાણો મૂકીને બળવાન આચાર્યે એ દ્રુપદપુત્રના ઘોડાઓને પણ મારી નાખ્યા. હવે, તેમણે બીજાં બે ભલ્લજાતનાં બાણો મૂકીને તેના બે પૃષ્ઠરક્ષકોને પણ મારી નાખ્યા અને તેના છત્રને તથા ધ્વજને પણ ઉડાડી પાડ્યાં. વળી આચાર્યે એકદમ ઝડપથી ધનુષ્યને કાન સુધી ખેંચ્યું અને ઇંદ્ર જેમ વજ્ર ફેંકે, તેમ તેના જીવિતનો નાશ કરનારું એક બીજું બાણ પણ ફેંક્યું. એ જ અરસામાં સાત્યકિએ ચૌદ તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરીને આચાર્યના તે બાણને વચમાંથી જ કાપી નાખ્યું અને આચાર્યશ્રેષ્ઠના સપાટામાં આવેલા એ ધૃષ્ટદ્યુમ્નને છોડાવ્યો.[૨૯-૩૨] આમ હે રાજા! સિંહના પંજામાં સપડાયેલા મૃગને જેમ કોઈ છોડાવે, તેમ પુરુષસિંહ દ્રોણાચાર્યની ઝપટમાં આવેલા એ ધૃષ્ટદ્યુમ્નને શિનિશ્રેષ્ઠ સાત્યકિએ છોડાવ્યો. એ રીતે મહાયુદ્ધમાં વચમાંથી બચાવી લેનાર સાત્યકિને તથા ધૃષ્ટદ્યુમ્નને જોઈને દ્રોણાચાર્યે એકદમ તેમના પર છવ્વીસ બાણોનો પ્રહાર કર્યો.[૩૩,૩૪] તે સમયે, સૃંજયયોદ્ધાઓને ગળી જતા એ દ્રોણાચાર્યને સાત્યકિએ તીક્ષ્ણ બાણો મૂકીને છાતીમાં વીંધી નાખ્યા. આ પ્રમાણે સાત્યકિએ જ્યારે દ્રોણાચાર્ય સામે ધસારો કર્યો, ત્યારે વિજયની ઇચ્છાવાળા સર્વ પાંચાલરથીઓ ધૃષ્ટદ્યુમ્નને ઝટઝટ રણમાંથી બહાર લઈ ગયા.[૩૫,૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દ્રોણ અને ધૃષ્ટદ્યુમ્નનું યુદ્ધ' નામનો અધ્યાય ૯૭મો સમાપ્ત

## અધ્યાય ૯૮મો

### સાત્યકિનો સપાટો

॥ धृतराष्ट्र उवाच ॥

बाणे तस्मिन्निकृत्ते तु धृष्टद्युम्ने च मोक्षिते ।
तेन वृष्णिप्रवीरेण युयुधानेन संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! જ્યારે યાદવવીર સાત્યકિએ દ્રોણાચાર્યના બાણને વચમાંથી જ કાપી નાખીને ધૃષ્ટદ્યુમ્નને છોડાવ્યો, ત્યારે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ તથા મહાધનુર્ધર અને નરસિંહ એવા દ્રોણાચાર્યે કોપાયમાન થઈને યુદ્ધમાં સાત્યકિ પર શું કર્યું હતું?[૧,૨]

સંજય બોલ્યો : જ્યારે સાત્યકિએ વચમાં પડી ધૃષ્ટદ્યુમ્નને છોડાવ્યો, ત્યારે ક્રોધરૂપ ઝેરવાળો, પહોળાં કરેલાં ધનુષ્યરૂપ વિકાસેલા મુખવાળો, તીક્ષ્ણ ધારવાળાં બાણોરૂપ દાંતવાળો, ઉજ્જ્વળ વર્ણનાં નારાચોરૂપ દાઢોવાળો અને ક્રોધ તથા અમર્ષથી લાલચોળ નેત્રોવાળો નરવીર દ્રોણાચાર્યરૂપ મહાન સર્પ હર્ષભેર ફૂંફાડા મારતો મારતો સાત્યકિ પર ચઢી આવ્યો. ત્યારે તે આચાર્ય જાણે આકાશમાં ઊડતા હોય અને પર્વતને કૂદી જતા હોય તેમ મહાવેગવાળા લાલ ઘોડાઓ દોડાવીને સુવર્ણનાં મુખવાળાં બાણો ફેંકી રહ્યા હતા.[૩-૫] આમ અવિચ્છિન્ન બાણોરૂપ મહાન વૃષ્ટિવાળો, રથના ઘોષરૂપ ગર્જનાવાળો, ધનુષ્યના આકર્ષણરૂપ ધારાવાળો, નારાચોરૂપ વીજળીના ઝબકારાવાળો, શક્તિ તથા તલવારરૂપ વજ્ર ધારણ કરનારો, ક્રોધના વેગથી ઉદય પામેલો અને ઘોડા-

ઓરૂપ વાયુના વેગથી પ્રેરાયેલો દ્રોણાચાર્યરૂપ વાર્યો ન વરે તેવો મહાન મેઘ ચઢી આવ્યો.[૬,૭] ત્યારે તેને જોઈને શત્રુનગરોને જીતનારો યુદ્ધદુર્મદ શૂરો સાત્યકિ હસતાં હસતાં પોતાના સારથિને કહેવા લાગ્યો : 'હે સારથિ! આ બ્રાહ્મણ શૂરવીર છે, પણ પોતાના કર્મથી ભ્રષ્ટ થયો છે. રાજા દુર્યોધનને એક આશ્રયરૂપ થઈને તે તેનાં દુઃખનો તથા ભયનો નાશ કરવા સજ્જ થયો છે.[૮,૯] એ સર્વ રાજપુત્રોના આચાર્ય છે, તેથી નિરંતર પોતાને શૂરવીર માને છે; માટે આપણા વેગવાળા ઘોડાઓને સત્વર હર્ષભેર તેના તરફ ચલાવ.[૧૦] એટલે સાત્યકિના વાયુ સમાન વેગવાળા તથા રૂપેરી રંગના ઉત્તમ ઘોડાઓ વેગપૂર્વક દ્રોણાચાર્ય સામે દોડી ગયા.[૧૧] તે પછી શત્રુઓને તપાવનારા તે દ્રોણ અને સાત્યકિ યુદ્ધ કરવા મંડી પડ્યા અને અનેક હજાર બાણો વડે પરસ્પરને પ્રહાર કરવા લાગ્યા.[૧૨] એ બન્ને પુરુષશ્રેષ્ઠોએ આકાશને બાણોના સમુદાયોથી ઢાંકી દીધું અને દશે દિશાઓને બાણોથી પૂરી દીધી.[૧૩] ગ્રીષ્મઋતુની આખરે મેઘો જેમ જળધારા વરસાવે, તેમ તે બન્ને વીરો એકબીજા પર બાણધારા વરસાવવા લાગ્યા. ત્યાં જોતજોતામાં સૂર્ય દેખાતો બંધ થઈ ગયો અને પવન પણ પડી ગયો.[૧૪] ત્યાં ચારે બાજુ બાણોની જાળ પથરાઈ ગઈ, ઘોર અંધકાર થઈ રહ્યો અને બીજા શૂરાઓનો પણ ત્યાં કોઈ ઉપાય ચાલ્યો નહિ.[૧૫] દ્રોણ અને સાત્યકિનાં બાણોથી ત્યાં સઘળો લોક અંધકારમય થઈ ગયો હતો. શીઘ્ર અસ્ત્રોને છોડી જાણતા એ બન્ને પુરુષસિંહ દ્રોણ અને સાત્યકિની બાણવૃષ્ટિમાં કોઈ જાતનું અંતર દેખાતું નહોતું. ત્યાં બાણોની ધારાઓની સામસામેની અથડામણથી ઉત્પન્ન થયેલો શબ્દ ઇંદ્રે છોડેલાં વજ્રોના જેવો તીવ્ર થતો હતો. હે ભારત! નારાચબાણોથી કપાઈ પડતાં બાણોનું સ્વરૂપ ઝેરી દાઢોવાળા સર્પોથી દંશાયેલા સામાન્ય સર્પો સરખું શોભતું હતું. યુદ્ધ કરવામાં કુશળ તે બન્નેની હથેળીઓમાં અથડાયેલી ધનુષ્યોની પ્રત્યંચાઓનો ઘોષ વજ્રના પ્રહારથી ભાંગી ભૂકો થતાં પર્વતોનાં શિખરો જેવો પ્રચંડ સંભળાતો હતો. હે રાજન્! તે સમયે તે બન્નેના રથો, ઘોડા અને સારથિઓ સુવર્ણનાં પૂંખવાળાં બાણોથી છિન્નભિન્ન થઈ ગયા હતા અને વિચિત્ર સ્વરૂપના દેખાતા હતા. ત્યાં હે રાજા! કાંચળી વિનાના સર્પની જેમ ચળકાટ મારતાં સીધી ગતિનાં નારાચબાણોની અતિ દારુણ વૃષ્ટિ થઈ રહી હતી. એ રીતે યુદ્ધ કરતાં કરતાં બન્નેનાં છત્રો પડી ગયાં, બન્નેની ધ્વજાઓ પડી ગઈ અને બન્ને જણા લોહીથી નાહી રહ્યા. છતાં તે બન્ને જણા વિજયની ઇચ્છા રાખી રહ્યા હતા અને જીવિતનો નાશ કરી નાખે તેવાં બાણો મૂકીને અન્યોઅન્ય વીંધી રહ્યા હતા. તે બન્નેનાં ગાત્રોમાંથી લોહી ઝરતું હતું અને તેઓ બે મદ ઝરતા હાથી સરખા દીસતા હતા. હે મહારાજ! તે સમયે સૈન્યમાં ક્યાંય પણ ગર્જનાઓ, સિંહનાદો, શંખનાદો કે દુંદુભિઓના ગડગડાટો થતા ન હતા, સર્વ શાંત હતું અને કોઈ પણ કાંઈ બોલતું ન હતું, સૈન્યો બધાં થંભી ગયાં હતાં ને યોદ્ધાઓ યુદ્ધ કરતા બંધ પડ્યા હતા.[૧૬-૨૫] સર્વ મનુષ્યો આશ્ચર્યમાં ગરક થઈ ગયા હતા અને તે બન્નેનાં દ્વંદ્વયુદ્ધને જોઈ રહ્યા હતા. રથીઓ, હાથીસવારો, ઘોડેસવારો અને પાયદળો તે બન્ને પુરુષશ્રેષ્ઠોને વીંટાઈ વળી સ્થિર નેત્રે જોઈ રહ્યા હતા. હાથીઓનાં સૈન્યો તથા ઘોડેસવારોનાં સૈન્યો સ્થિર થઈ ગયાં હતાં અને રથોની સેનાઓ સુદ્ધાં વ્યૂહાકારમાં ગોઠવાઈને એમ ને એમ જ ઊભી રહી હતી. હે ભારત! મોતી તથા પરવાળાંથી વિચિત્ર અને મણિ તથા સુવર્ણથી શોભતા

ધ્વજાઓથી, અલંકારોથી, તરેહ તરેહનાં સુવર્ણનાં કવચોથી, વૈજયંતીના કરતાં જુદા જ આકારની પતાકાઓથી, રંગબેરંગી કામળીઓથી, શરીર પર ધારણ કરેલી ઝીણી શાલોથી, નિર્મળ તથા તીક્ષ્ણ શસ્ત્રોથી, ઘોડાઓના સામાનોથી, હાથીઓનાં મસ્તકો પર ધારણ કરાવેલી સુવર્ણની તથા રૂપાની ગંડસ્થળ પર લટકતી માળાઓથી, તેમ જ દંતભૂષણોથી તે હસ્તીસેના, અશ્વસેના અને રથસેના ગ્રીષ્મઋતુની આખરે (વર્ષાકાળમાં) બગલાં, પતંગિયાં, ઇંદ્રધનુષ્ય તથા વીજળીઓવાળા મેઘોના સમુદાયોની પેઠે દેખાતી હતી. મહાત્મા સાત્યકિના તથા દ્રોણાચાર્યના તે યુદ્ધને આપણા પક્ષના તથા યુધિષ્ઠિરપક્ષના સર્વ યોદ્ધાઓ સ્થિર થઈને જોઈ રહ્યા હતા. અરે! વિમાનોમાં બેસીને આવેલા બ્રહ્મા અને સોમ આદિ દેવો પણ તે નિહાળી રહ્યા હતા. ત્યાં સિદ્ધો, ચારણો, વિદ્યાધરો અને મહાસર્પોનાં ટોળેટોળાં એ યુદ્ધને નીરખી રહ્યાં હતાં. તે બન્ને પુરુષસિંહો યુદ્ધમાં આગળ વધવું, પાછા હઠવું તથા તરેહતરેહનાં અસ્ત્રોથી પ્રહાર કરવો વગેરે એટલી બધી ચાલાકીથી કરતા હતા કે, તેથી તેઓ બધા વિસ્મય પામી ગયા હતા. ત્યાં મહાબળવાન એવા તે દ્રોણ અને સાત્યકિ અસ્ત્રોમાં એકબીજાના હાથની ચતુરાઈ દેખાડતા દેખાડતા અન્યોન્યને બાણો વડે વીંધી રહ્યા હતા.[૨૬–૩૫] પછી સાત્યકિએ રણમાં મહાતેજસ્વી દ્રોણાચાર્યનાં બાણોને અતિ દૃઢ બાણો મૂકીને કાપી નાખ્યાં અને તેમના ધનુષ્યને પણ તત્કાળ છેદી નાખ્યું. એક પલકવારમાં તો દ્રોણાચાર્યે એક બીજું ધનુષ્ય લીધું અને તેને સજ્જ કરી દીધું. સાત્યકિએ તેને પણ કાપી નાખ્યું. વળી પાછા દ્રોણાચાર્ય ઝટઝટ હાથમાં બીજું ધનુષ્ય લઈને ઊભા રહ્યા; એટલે સાત્યકિએ તે ધનુષ્યના પણ ટુકડા કરી નાખ્યા. આમ દ્રોણાચાર્ય જેમ જેમ ધનુષ્યને સજ્જ કરતા ગયા, તેમ તેમ સાત્યકિ તીક્ષ્ણ બાણો છોડીને તેમને કાપતો જ ગયો. દૃઢ ધનુર્ધારી સાત્યકિએ આમ કરતાં કરતાં બરાબર એક સો ધનુષ્યના ટુકડા કરી નાખ્યા હતા. દ્રોણાચાર્ય ક્યારે ધનુષ્ય લઈને સજ્જ કરતા હતા તથા સાત્યકિ ક્યારે તે કાપી નાખતો હતો, તે અંતર કોઈના જોવામાં આવતું ન હતું. એ પ્રમાણે હે રાજેંદ્ર! તે યુદ્ધમાં સાત્યકિનું મનુષ્યોથી ન બને તેવું અદ્ભુત પરાક્રમ જોઈને દ્રોણાચાર્ય પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા: 'આ સમયે યાદવશ્રેષ્ઠ સાત્યકિમાં આ જે અસ્ત્રબળ જોવામાં આવે છે, તે જ અસ્ત્રબળ પરશુરામમાં, કાર્તવીર્યમાં, અર્જુનમાં તથા પુરુષવ્યાઘ્ર ભીષ્મમાં છે.' આમ મનમાં વિચાર કરી, દ્રોણાચાર્ય સાત્યકિના પરાક્રમને મનમાં જ ધન્યવાદ આપવા લાગ્યા. વળી તેની ઇંદ્રના સરખી ઝડપ જોઈને અસ્ત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા તે ઉત્તમ બ્રાહ્મણ સંતોષ પામ્યા. હે પૃથ્વીનાથ! યુદ્ધમાં શીઘ્ર ગતિથી ઘૂમનાર તે સાત્યકિની બાણ મૂકવાની છૂટને ઇંદ્ર સહિત દેવો, ગંધર્વો, સિદ્ધો કે ચારણો પણ જાણી શક્યા ન હતા. તેઓ બધા તો એ દ્રોણાચાર્યનું કર્મ છે, એમ સમજતા હતા. પછી હે ભારત! ક્ષત્રિયોનો સંહાર કરનારા તથા અસ્ત્રજ્ઞોમાં શ્રેષ્ઠ એવા તે દ્રોણાચાર્યે એક બીજું ધનુષ્ય લીધું અને સાત્યકિ સામે લડવા માંડ્યું. પણ સાત્યકિ પોતાની અસ્ત્રમાયાથી તેમનાં સર્વ અસ્ત્રોનો નાશ કરતો હતો. વળી તે તીક્ષ્ણ પ્રહાર પણ કરતો હતો, એ ઘણું આશ્ચર્ય સરખું હતું. તે રણમાં સાત્યકિનું મનુષ્યોથી ન બને તેવું તથા યુક્તિથી યુક્ત એવું અસાધારણ પરાક્રમ જોઈને, યુક્તિને જાણનારા તમારા પક્ષના યોદ્ધાઓ પણ તેને વખાણ્યા વિના રહ્યા નહિ;

કારણ કે દ્રોણાચાર્ય જે જાતનું અસ્ત્ર ફેંકતા હતા, તે જ જાતનું અસ્ત્ર સાત્યકિ પણ ફેંકતો હતો. ત્યાં શત્રુઓને તપાવનારા આચાર્ય પણ નિર્ભય થઈ ને તેની સામા યુદ્ધ કરી રહ્યા હતા. હવે હે મહારાજ! ધનુર્વેદના પારને પહોંચેલા આચાર્યને ઘણો જ ક્રોધ ચઢ્યો અને તેમણે સાત્યકિનો નાશ કરવા માટે શત્રુઓનો નાશ કરી નાખે તેવું મહાઘોર તથા દિવ્ય આગ્નેયાસ્ત્ર પ્રકટ કર્યું. તે વખતે મહાધનુર્ધર સાત્યકિએ પણ સામે વારુણાસ્ત્રનો પ્રયોગ કર્યો. એ રીતે દિવ્ય અસ્ત્રોને ધારણ કરનારા તે બન્નેને જોઈ ને સૈન્યમાં મોટો હાહાકાર થઈ રહ્યો અને આકાશચારી પ્રાણીઓ પણ આકાશમાં જતાં–આવતાં બંધ થયાં. તે બન્નેએ બાણોમાં સ્થાપિત કરેલાં તે વારુણાસ્ત્ર અને આગ્નેયાસ્ત્રનો હજુ નાશ થયો ન હતો, તેવામાં સૂર્ય મધ્યાહ્નથી નમી ગયો. તે પછી રાજા યુધિષ્ઠિર, વીર ભીમસેન, નકુલ, સહદેવ, વિરાટ, કેકય, મત્સ્યયોદ્ધાઓ તથા શાલ્વની સેનાઓ એ સૌ ધૃષ્ટદ્યુમ્નને આગળ કરીને એકદમ ત્યાં આવી પહોંચ્યા અને ચારે બાજુથી સાત્યકિનું રક્ષણ કરવા લાગ્યા. આપણા તરફથી પણ હજારો રાજપુત્રો દુઃશાસનને આગળ કરીને શત્રુઓથી ઘેરાયેલા દ્રોણાચાર્યનું રક્ષણ કરવા લાગ્યા. હે રાજન્! તે વેળા તમારા તથા શત્રુઓના ધનુર્ધરોનું યુદ્ધ થવા લાગ્યું. ત્યારે સઘળી યુદ્ધભૂમિ ધૂળથી ઢંકાઈ ગઈ, સર્વ પ્રદેશમાં બાણોની જાળ પથરાઈ ગઈ અને સર્વ આકુળ-વ્યાકુળ થઈ ગયા. સૈન્યની ઊડેલી રજથી એટલો બધો અંધકાર છવાઈ ગયો કે, તેથી કંઈ જાણવામાં આવતું ન હતું. એ રીતે મર્યાદા વિનાનું તે યુદ્ધ ચાલી રહ્યું હતું.[૩૬–૫૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દ્રોણ અને સાત્યકિનું યુદ્ધ' નામનો અધ્યાય ૯૮ મો સમાપ્ત

# अध्याय ९९ मो

## અવંતિકુમાર વિંદ અને અનુવિંદ પડયા

॥ संजय उवाच ॥

विवर्तमाने त्वादित्ये तत्रास्तशिखरं प्रति ।
रजसा कीर्यमाणे च मंदीभूते दिवाकरे ॥ १ ॥

સંજય બોલ્યો : તે સમયે સૂર્યનારાયણ અસ્તાચળના શિખર પ્રત્યે જવા માટે ધીમે ધીમે ઊતરતા હતા અને ધૂળથી વ્યાપ્ત થઈ ને તે જાણે નિસ્તેજ થયા હોય તેમ લાગતું હતું.[૧] બન્ને સૈન્યમાંના કેટલાએક યોદ્ધાઓ ઊભા હતા, કેટલાએક યુદ્ધ કરતા હતા, કેટલાએક પાછા હઠતા હતા, કેટલાએક નાસભાગ કરતા હતા અને કેટલાએક શત્રુઓને જીતતા હતા. એ પ્રમાણે કરતાં કરતાં તેમનો તે દિવસ ધીમે ધીમે વહી રહ્યો હતો.[૨] વિજયની ઇચ્છાવાળાં સૈન્યો જ્યારે આમ યુદ્ધ કરવામાં તલ્લીન થયાં હતાં, ત્યારે વાસુદેવ અને અર્જુન જયદ્રથરાજા તરફ જઈ રહ્યા હતા.[૩] જનાર્દન જે માર્ગે રથને લઈ જતા હતા, તે માર્ગે અર્જુન તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને રથ ચાલ્યો જાય તે પ્રમાણેનો રસ્તો કરી આપતો હતો. હે પૃથ્વીપતિ! જ્યાં જ્યાં મહાત્મા અર્જુનનો રથ જતો હતો, ત્યાં ત્યાં તમારી સેનામાં તુરત ભંગાણ પડતું હતું. વીર્યવાન શ્રીકૃષ્ણ રથને ઉત્તમ, મધ્યમ અને અધમ મંડળોમાં ઘુમાવીને પોતાની રથશિક્ષાને દર્શાવતા હતા.[૪–૬] એ વેગા પોતાના નામના ચિહ્નવાળાં, પાણી પાયેલાં, કાળાગ્નિ સરખાં, ઝીણા ચામડાના અગ્રભાગથી ગૂંથેલાં, મજબૂત ગાંઠાવાળાં, આગળના ભાગમાં પહોળાં અને દૂર પ્રદેશ સુધી પહોંચનારાં અર્જુનનાં વાંસનાં તથા લોખંડનાં ઉગ્ર બાણો અનેક શત્રુઓને ગળી જતાં હતાં, તેમ જ માંસાહારી પક્ષીઓની સાથે પ્રાણીઓના રુધિરનું પાન કરતાં હતાં.[૭,૮] રથમાં બેઠેલો અર્જુન પોતાના રથના

આગળના ભાગમાં એક કોશ જેટલા પ્રદેશ સુધી બાણો ફેંકતો હતો. રથ જ્યારે એક કોશ આગળ નીકળી જતો હતો, ત્યારે તેનાં તે બાણો શત્રુઓનો નાશ કરતાં હતાં;[૯] કારણ કે શ્રીકૃષ્ણ ગરુડ તથા વાયુ સમાન વેગવાળા સુંદર ગતિના ઘોડાઓથી આગળ વધ્યે જતા હતા અને આખા જગતને વિસ્મય પમાડતા હતા.[૧૦] હે રાજા! સૂર્યનો, ઇંદ્રનો, રુદ્રનો કે કુબેરનો રથ પણ તે પ્રમાણેની શીઘ્ર ગતિએ જતો નથી.[૧૧] હે રાજન્! મનના અભિપ્રાય સમાન શીઘ્ર ગતિવાળો અર્જુનનો એ રથ જે પ્રમાણે રણમાં જતો હતો, તે પ્રમાણે પૂર્વકાળમાં બીજા કોઈનો રથ ગતિ કરી શકતો નહોતો.[૧૨] હે ભારતરાજ! શત્રુવીરોનો સંહાર કરનારા શ્રીકેશવે રણના મધ્યપ્રદેશમાં આવીને પોતાના ઘોડાઓને સત્વર સેનાની મધ્યમાં હાંક્યા.[૧૩] આમ બરાબર રથીઓના મધ્યમાં આવીને અર્જુનના ઘોડાઓ મહાકષ્ટે રથને આગળ લઈ જતા હતા; કારણ કે તેઓ ભૂખ્યા અને તરસ્યા થયા હતા.[૧૪] વળી અનેક યુદ્ધકુશળ યોદ્ધાઓએ તેમને ઘણા ઘાયલ પણ કરી નાખ્યા હતા. આમ છતાં તે ઘોડાઓ વારંવાર તરેહ તરેહના મડળોમાં ઘૂમતા હતા અને મોટા પર્વતો સરખા મરણ પામી પડેલા હજારો હાથીઓ, ઘોડાઓ, રથો અને યોદ્ધાઓની ઉપર થઈ થઈને પસાર થતા હતા.[૧૫,૧૬] હે રાજન્! એ અરસામાં વાકી ગયેલા ઘોડાઓવાળા અર્જુન પર અવંતિકુમાર વિંદ અને અનુવિંદ એ બન્ને વીર ભાઈઓ પોતાની સેના સાથે ચઢી આવ્યા. હર્ષભેર આવીને તુરત જ તેમણે ચોસઠ બાણોથી અર્જુનને, સિત્તેર બાણોથી શ્રીકૃષ્ણને અને સો બાણોથી તેમના ઘોડાઓને વીંધી નાખ્યા.[૧૭,૧૮] એટલે હે મહારાજ! ક્રોધાયમાન થયેલા અર્જુને મર્મભાગોને લક્ષીને મજબૂત ગાંઠવાળાં તથા મર્મને ભેદી નાખે તેવાં નવ બાણો મૂક્યાં અને તેમના પર પ્રહાર કર્યો. ત્યારે તે બન્ને એકીસાથે બાણસમૂહો છોડીને શ્રીકૃષ્ણ સહિત અર્જુનને રણમાં છાઈ દેવા લાગ્યા તેમ જ સિંહનાદ કરવા લાગ્યા.[૧૯,૨૦] પણ ધોળા ઘોડાવાળા અર્જુને બે ભલ્લજાતનાં બાણો મારીને તેમનાં અદ્ભુત ધનુષ્યોને કાપી નાખ્યાં અને સુવર્ણથી ઉજ્જવળ એવા તેમના ધ્વજોને પણ સત્વર રણમાં પાડી નાખ્યા.[૨૧] પછી હે રાજન્! તે બન્નેએ બીજાં ધનુષ્યો લીધાં અને અતિશય ક્રોધપૂર્વક તેઓ બાણો મૂકીને અર્જુનને પીડવા માંડ્યા.[૨૨] એટલે પાંડુપુત્ર અર્જુન તેમના પર અત્યંત ગુસ્સે થઈ ગયો અને તેણે ફરી પણ તેમનાં ધનુષ્યોને છેદી નાખ્યાં.[૨૩] વળી સરાણ પર ઘસી તીક્ષ્ણ કરેલાં તથા સુવર્ણની પૂંખવાળાં બીજાં કેટલાએક બાણો છોડીને તેણે તત્કાળ તેમના ઘોડાઓ, સારથિઓ અને પૃષ્ઠરક્ષકોને મારી નાખ્યા.[૨૪] પછી એક ક્ષુરપ્રબાણથી તેણે મોટાભાઈ વિંદના મસ્તકને ધડથી જુદું પાડ્યું; એટલે તે વાયુએ ભાંગી નાખેલા વૃક્ષની પેઠે મરણ પામીને પૃથ્વી પર પડ્યો.[૨૫] આમ પોતાના મોટાભાઈ વિંદને મરણ પામેલો જોઈને મહાબળવાન અને પ્રતાપી અનુવિંદે માર્યા ગયેલા ઘોડાઓવાળા રથને છોડી દીધો અને હાથમાં ગદા લઈને તે યુદ્ધ કરવા ધસી આવ્યો. પોતાના ભાઈના વધનું સ્મરણ કરતો તે મહારથી હાથમાં ગદા લઈને રણમાં નૃત્ય કરતો હોય તેવી રીતે ઘૂમવા લાગ્યો.[૨૬,૨૭] તે પછી ક્રોધવશ થઈને અનુવિંદે શ્રીકૃષ્ણના લલાટમાં ગદાનો પ્રહાર કર્યો; પણ તે પ્રહારે મૈનાકપર્વતની પેઠે શ્રીકૃષ્ણને લગારે કંપાવ્યા નહિ.[૨૮] હવે અર્જુને છ બાણોનો પ્રહાર કરી અનુવિંદની ડોક, પગ, હાથ અને મસ્તકને કચાકચ કાપી નાખ્યાં, એટલે તે પણ મોટા પર્વતની પેઠે પૃથ્વી પર પડ્યો.[૨૯]

હે રાજન્! એ પ્રમાણે તે બન્નેને માર્યા ગયેલા જોઈને તેના પાળાઓ એકદમ ક્રોધાયમાન થઈ ગયા અને સેંકડો બાણો વરસાવવા લાગ્યા.[૩૦] પણ હે ભરતશ્રેષ્ઠ! અર્જુને બાણો મૂકીમૂકીને તે બધાનો સંહાર કરી નાખ્યો, ત્યારે તે ઉનાળામાં વનને બાળીને શાંત થયેલા અગ્નિની જેમ શોભી રહ્યો હતો.[૩૧] આમ મહાસંકટે વિંદ અને અનુવિંદની તે સેનાનું ઉલ્લંઘન કરીને અર્જુન મેઘમંડળથી મુક્ત થઈ ઉદય પામેલા સૂર્ય સમાન રણમાં શોભતો હતો.[૩૨] તે સમયે હે ભરતોત્તમ! તેને જોઈને કૌરવસૈનિકો પ્રથમ તો ત્રાસ પામી ગયા, પણ પછી હર્ષમાં આવી જઈને ચોતરફથી અર્જુન સામા ધસી ગયા.[૩૩] ત્યાં સિંધુરાજને દૂર જોઈને તથા અર્જુનને થાકી ગયેલો જોઈને, તેઓ મોટો સિંહનાદ કરી ચોતરફથી તેને ઘેરી વળ્યા.[૩૪] એ પ્રમાણે તે કૌરવોને એકીસાથે ધસી આવેલા જોઈને પુરુષશ્રેષ્ઠ અર્જુન મંદ મંદ હસીને શ્રીકૃષ્ણ પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યો: 'આપણા ઘોડાઓ બાણોથી ઘવાઈ ગયા છે અને થાકી ગયા છે. વળી સિંધુરાજ હજી દૂર છે. માટે અહીં આપણે કયું મોટું કામ પ્રથમ કરવું જોઈએ? અને આપને કયું કામ ગમે છે? તે મને કહો. હે કૃષ્ણ! તમે અતિશય બુદ્ધિમાન છો, માટે તમે જે સત્ય હોય તે કહો. ખરેખર, આ રણમાં તમારી આગેવાની હેઠળ પાંડવો શત્રુઓને જીતશે.[૩૫–૩૭] હે માધવ! મને તો જે એક મહત્ત્વનું કાર્ય પ્રથમ દેખાય છે, તે તમે સાંભળો. ઘોડાઓને છોડી નાખી, સુખેથી તમે તેમનાં શરીરોમાં ખૂંચી ગયેલાં બાણોને ધીમે ધીમે ખેંચી કાઢો.'[૩૮] અર્જુને જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે કેશવ બોલ્યા: 'હે પાર્થ! આ તેં જે કહ્યું છે, તે જ મારો મત છે.'[૩૯]

અર્જુન બોલ્યો: હે કેશવ! હું સર્વ સૈન્યોને અહીં અટકાવી રાખીશ, માટે તમે હવે પછીનું આપણું કર્તવ્યકર્મ તમને જેમ યોગ્ય લાગે તેમ કરો.[૪૦]

સંજય બોલ્યો: એમ કહી અર્જુન જરાયે ગભરાયા વિના રથની બેઠક પરથી ઊતરી પડ્યો અને હાથમાં ગાંડીવધનુષ્ય લઈને પર્વતની પેઠે અડગ ઊભો રહ્યો.[૪૧] તે સમયે 'આ અર્જુનને મારી નાખવાનો લાગ છે!' એમ સમજીને વિજયની ઇચ્છાવાળા ક્ષત્રિયોએ મોટો કોલાહલ કરી મૂક્યો અને તેઓ ધરણી ઉપર ઊભેલા એ અર્જુનની સામા દોડી આવ્યા.[૪૨] તેઓ મોટા રથસૈન્યથી તે એકલા અર્જુનને ઘેરી વળ્યા અને ધનુષ્યો ખેંચીખેંચીને બાણો છોડવા લાગ્યા.[૪૩] મેઘો જેમ સૂર્યને છાઈ દે, તેમ તેઓ અર્જુનને બાણોથી છાઈ દેવા લાગ્યા અને ક્રોધાયમાન થઈને તેઓ તરેહતરેહનાં શસ્ત્રોનો ઉપયોગ કરી દેખાડવા મંડ્યા.[૪૪] મદોન્મત્ત હાથીઓ જેમ સિંહ સામા ધસી જાય, તેમ તે મોટા મોટા ક્ષત્રિયશ્રેષ્ઠ મહારથીઓ પુરુષસિંહ અર્જુન સામા વેગપૂર્વક ધસી આવ્યા.[૪૫] એ વેળા અર્જુનના બાહુઓનું મહાન બળ જોવામાં આવ્યું હતું; કારણ કે પોતે એકલો જ ક્રોધાતુર થઈને ચોતરફથી સર્વ સેનાઓને વારી રહ્યો હતો.[૪૬] સમર્થ અર્જુન સર્વ તરફથી શત્રુઓનાં અસ્ત્રોને અસ્ત્રોથી વારતો હતો અને ચપોચપ અનેક બાણો મૂકીને તેમને સર્વને ઢાંકી દેતો હતો.[૪૭] હે પૃથ્વીનાથ! એ વખતે આકાશમાં સામસામાં અથડાતાં ગાઢ બાણો એકબીજાં સાથે ઘસાતાં હતાં, તેથી ત્યાં મોટા મોટા ભડકાઓવાળો અગ્નિ પ્રજ્વલિત થયો હતો.[૪૮] શ્વાસોચ્છ્વાસ લેતા અને લોહીથી છંટાયેલા મોટા મોટા ધનુર્ધરો, ઘોડાઓ, મદોન્મત્ત હાથીઓ અને યુદ્ધમાં વિજયની ઇચ્છા રાખનારા શત્રુસંહારક વીર યોદ્ધાઓ ત્યાં ક્રોધાયમાન

થઈને બધા એક જ સ્થળે આવી ભરાયા હતા, તેથી તે ભાગમાં જાણે ઉકળાટ થઈ રહ્યો હતો. તે સમયે અક્ષુબ્ધ એવા તે રણરૂપ મહાસાગરને અર્જુન કિનારારૂપ થઈને બાણો વડે આગળ વધતો અટકાવી રહ્યો હતો. તે મહાસાગરમાં બાણોરૂપી તરંગો હતા, ધજાઓરૂપ ચકરીઓ હતી અને હાથીઓરૂપ મગરમચ્છો હતા. વળી તે રણસાગર ઊતર્યો ઉતરાય તેવો નહોતો. તે પાળાઓરૂપ માછલાંથી વ્યાપ્ત હતો અને શંખ તેમ જ દુંદુભિઓના શબ્દોથી ગાજી રહ્યો હતો. વળી તે અસંખ્ય તથા અપાર હતો. તે રથોરૂપ છોળોવાળો હતો, પાઘડીઓરૂપ કાચબાવાળો હતો અને છત્રો તથા પતાકાઓરૂપ ફીણની તેમાં હારો બંધાઈ રહી હતી.[૪૯-૫૩]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: અર્જુન જ્યારે પૃથ્વી પર ઊભો હતો અને શ્રીકૃષ્ણ હાથમાં ઘોડાઓ પકડીને ઊભા હતા, તે તકનો લાભ લઈ મારા પક્ષના યોદ્ધાઓએ અર્જુનને કેમ મારી નાખ્યો નહિ?[૫૪]

સંજય બોલ્યો: હે રાજા! પૃથ્વી પર ઊભા રહેલા અર્જુને રથમાં બેઠેલા સર્વ રાજાઓને વેદ વિરુદ્ધ વાક્યની પેઠે એકદમ રોકી રાખ્યા હતા.[૫૫] અર્જુન પૃથ્વી પર ઊભો હતો અને બીજા સર્વ રાજાઓ રથ પર બેઠા હતા, છતાં લોભ જેમ સર્વ ગુણોને અટકાવી દે, તેમ તેણે એકલાએ તે સૌને અટકાવી દીધા હતા.[૫૬] તે પછી મહાબાહુ અને ધીર જનાર્દન શ્રીકૃષ્ણ પુરુષોમાં શ્રેષ્ઠ એવા પોતાના પ્રિય મિત્ર અર્જુનને આ વાક્ય કહેવા લાગ્યા: 'હે અર્જુન! ઘોડાઓને પાણી પીવાની ઇચ્છા થઈ છે, પણ આ રણમાં તેવું કોઈ જળાશય નથી. આ સમયે ઘોડાઓને પાણી પાવાની જરૂર છે, પણ તેમને પખાળવાની જરૂર નથી.'[૫૭,૫૮] તે સાંભળી, 'આ રહ્યું જળાશય' એમ કહીને અર્જુને અસ્ત્રથી પૃથ્વીમાં પ્રહાર કર્યો અને એમ તુરત જ તેણે ઘોડાઓને જળપાન કરવા માટે સુંદર સરોવર બનાવી આપ્યું.[૫૯] ક્ષણવારમાં તૈયાર કરેલું એ સરોવર હંસો અને બતકોથી વ્યાપ્ત હતું, ચક્રવાક પક્ષીઓથી સુશોભિત હતું, અતિ વિસ્તીર્ણ હતું અને નિર્મળ જળથી ભરપૂર હતું. તેમાં સુંદર કમળો ખીલ્યાં હતાં અને કાચબા તથા માછલાં આદિ જળચરોથી ભરેલું હતું. તે અગાધ હતું, ઋષિજનોથી સેવાતું હતું અને તેના દર્શનાર્થે નારદમુનિ પણ ત્યાં આવી પહોંચ્યા હતા.[૬૦,૬૧] પછી વિશ્વકર્માની પેઠે અદ્ભુત કર્મ કરનારા એ અર્જુને ઘોડાઓને આરામ લેવા માટે બાણોના જ આડસરવાળું, બાણોના જ થાંભલાવાળું અને બાણોના જ છાપરાવાળું એક અદ્ભુત બાણગૃહ કરી આપ્યું. મહાત્મા અર્જુને તે બાણગૃહ તૈયાર કર્યું, ત્યારે શ્રીગોવિંદે હસીને કહ્યું: 'ધન્ય! ધન્ય!'[૬૨,૬૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'વિંદ અને અનુવિંદનો વધ' નામનો અધ્યાય ૯૯મો સમાપ્ત

## અધ્યાય ૧૦૦મો

### આશ્ચર્યચકિત સૈન્યો

॥ संजय उवाच ॥

सलिले जनिते तस्मिन् कौंतेयेन महात्मना ।
निरस्तारिते द्विषत्सैन्ये कृते च शरवेश्मनि ॥ १ ॥

સંજય બોલ્યો: મહાત્મા અર્જુને જ્યારે તે જળ ઉત્પન્ન કર્યું, શત્રુઓના સૈન્યને ખાળી રાખ્યું અને બાણગૃહ તૈયાર કર્યું, ત્યારે મહાતેજસ્વી વાસુદેવ રથ પરથી તત્કાળ ઊતરીને ઘોડાઓને છોડવા લાગ્યા તથા તેમનાં શરીરમાંથી કંકપક્ષીનાં પીછાંવાળાં બાણો ખેંચી કાઢવા મંડ્યા.[૧,૨] પૂર્વે કદી નહિ જોયેલું તે અદ્ભુત કર્મ જોઈને સર્વ સિદ્ધોનાં તથા ચારણોનાં ટોળાંમાં અને સૈનિકોમાં સર્વ સ્થળે 'ધન્ય! ધન્ય!'ના મહાન શબ્દો થઈ રહ્યા.[૩] ત્યારે અર્જુન પગપાળો રહીને સર્વની

સાથે યુદ્ધ કરતો હતો, છતાં મહારથીઓ તેને વારી શક્યા નહોતા, એ ઘણું નવાઈ જેવું હતું.[૪] તે સમયે સંખ્યાબંધ રથો, હાથીઓ અને ઘોડાઓ તેની સામે ધસી આવતા હતા, તોપણ અર્જુન લગારે ગભરાયો ન હતો. સર્વ પુરુષોના કરતાં તેનામાં તેજ અતિશય હતું.[૫] શત્રુપક્ષના રાજાઓ અર્જુન પ્રત્યે બાણોના ઢગેઢગ છોડી રહ્યા હતા, છતાં શત્રુવીરોનો સંહાર કરનાર એ ધર્માત્મા ઇંદ્ર-પુત્ર વ્યથા પામ્યો ન હતો.[૬] ત્યારે તેના ઉપર સેંકડો બાણોના જથાઓ, ગદાઓ અને ભાલાઓ આવી પડતા હતાં, તોપણ સમુદ્ર જેમ નદીઓને ગળી જાય, તેમ તે વીર્યવાન અર્જુન તેમને ગળી જતો હતો.[૭] અર્જુન પોતાના મહાન બાહુબળથી તથા અસ્ત્રવેગથી મોટા મોટા સર્વ રાજાઓનાં ઉત્તમ ઉત્તમ બાણોનો નાશ કરતો હતો.[૮] હે મહારાજ! અર્જુન તથા વાસુદેવ એ બન્નેના તે મહાઅદ્દ્ભુત પરાક્રમના કૌરવો પણ વખાણ કર્યા વિના રહ્યા નહોતા.[૯] તેઓ માહોમાંહે કહેતા હતા કે, 'આનાથી અધિક આશ્ચર્ય લોકમાં બીજું કયું થશે કે થયું છે, કારણ કે રણમાં આપણા બધાના દેખતાં શ્રીકૃષ્ણ અને અર્જુને પોતાના ઘોડાઓને છોડ્યા છે![૧૦] અરે! એ બન્ને નર વરોએ આપણામા ઘણો ભય ફેલાવી દીધો છે અને રણની મધ્યમાં નીડર થઈને પોતાનું તેજ દેખાડ્યું છે.'[૧૧] તેનામાં હે ભરત! હે પૃથ્વીનાથ! પોતે જાણે સ્ત્રીઓની મધ્યમાં હોય તેમ સમજીને મંદ મંદ હસતા કમલનયન શ્રીકૃષ્ણ નિર્ભય થઈને અને તમારાં સર્વ સૈન્યોના દેખતા જ તે ઘોડાઓને રણમાં અર્જુને તૈયાર કરેલા બાણગૃહમાં લઈ ગયા.[૧૨,૧૩] ત્યાં લઈ જઈને તેમણે તેમના થાકને, નિર્મળતાને, ફીણને, કંપને અને વ્રણોને દૂર કર્યા, કારણ કે શ્રીકૃષ્ણ ઘોડાઓને નનડાવવાના કાર્યમા કુશળ હતા.[૧૪] હવે તેમણે પોતાના બે હાથ વડે ઘોડાઓનાં શરીરમાં ખૂંચેલાં બાણોને દૂર કર્યાં અને તેમને યથાયોગ્ય પખાળ્યા તથા પંપાળ્યા. પછી સારી રીતે સાફસૂફ કરીને શ્રીકૃષ્ણે તેમને પાણી પાયું.[૧૫] એ રીતે પાણી પીને, નાહી તથા ચારો ખાઈને થાકરહિત થયેલા તે ઘોડાઓને શ્રીકૃષ્ણે પુનઃ હર્ષભેર પોતાના ઉત્તમ રથમાં જોડ્યા.[૧૬] પછી સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એ મહાતેજસ્વી વાસુદેવ પોતે પણ તે રથ પર બેઠા અને અર્જુન સાથે સત્વર આગળ વધ્યા.[૧૭] આમ અર્જુનના રથને પાણી પાયેલા ઘોડાઓથી પુનઃ સજ્જ કરાયેલો જોઈને કુરુસૈન્યના સારા સારા યોદ્ધાઓ પણ પાછા ઉદાસ મનના થઈ ગયા. હે રાજન્! ભાંગી ગયેલી દાઢોવાળા સર્પોની પેઠે તેઓ નિસાસા નાખવા લાગ્યા અને જુદા જુદા બોલી ઊઠ્યા કે, 'અહો! ધિક્કાર છે આપણને! અરે! અર્જુન અને શ્રીકૃષ્ણ આપણા બધાની વચ્ચેથી પસાર થઈ ગયા!' અરે! સર્વ રીતે રોમાં-ચિત થયેલા તે અદ્દ્ભુત સૈન્યને જોઈને કેટલા-એક બૂમાબૂમ કરતા હતા કે, 'હવે ઉતાવળ કરો. ઉતાવળ કરો! અહીં ઊભા રહેવામાં હવે કંઈ સાર નથી અરે! બાળક જેમ રમકડાનો તિરસ્કાર કરે છે, તેમ તે બન્ને કવચધારીઓએ આપણા બળનો તિરસ્કાર કર્યો છે અને સર્વ ક્ષત્રિયોના દેખતાં તેઓ એક રથની સહાયથી જ અહીંથી ચાલ્યા ગયા છે આપણે બધા પ્રયત્ન કરતા રહ્યા અને બરાડા પાડતા રહ્યા, પણ તેઓ તો કોઈની પરવા કર્યા વિના સર્વ રાજાઓની આગળ પોતાનું વીર્ય દર્શાવીને આગળ વધી ગયા છે!'[૧૮-૨૨] એ રીતે શ્રીકૃષ્ણ તથા અર્જુન આગળ ચાલ્યા ગયા, એટલે તે જોઈને કેટલાએક બીજા સૈનિકો બોલી ઊઠ્યા કે, 'હે કૌરવો! ઝટ કરો, બધા એકત્ર થઈને શ્રીકૃષ્ણ તથા અર્જુનનો વધ કરવા માટે ઉતાવળ રાખો.[૨૩] એ પેલો કૃષ્ણ રણમા આપણા

બધાનો તિરસ્કાર કરીને સર્વ ધનુર્ધરોની આંખ આગળ જ પોતાનો રથ જોડીને જયદ્રથનો વધ કરવા ચાલ્યો જાય છે![૨૪] હે રાજન્! તેમાં કેટલાએક રાજાઓ પૂર્વે કદી નહિ જોયેલું તે મહા આશ્ચર્ય જોઈને રણમાં માંહોમાંહે આ પ્રમાણે વાતો કરતા હતા:[૨૫] 'નિઃશંક, દુર્યોધનના અપરાધથી સર્વ સૈન્યોનો, રાજા ધૃતરાષ્ટ્રનો, સમગ્ર ક્ષત્રિયોનો, અરે! આખી પૃથ્વીનો નાશ થવા બેઠો છે![૨૬] હાય! એમાંના ઘણાખરા તો નાશ પામી ગયા છે, છતાં હજી તે રાજા સમજતો નથી!' હે ભરત! એ રીતે સર્વ ક્ષત્રિયો તથા બીજા કેટલાએક યોદ્ધાઓ અંદર અંદર કહી રહ્યા હતા.[૨૭] વળી તેઓ બોલતા હતા કે, 'ઉપાયને નહિ સમજનારો પેલો મૂર્ખ દુર્યોધન સિંધુરાજના મરણ પછી જે કાર્ય કરવાનું હોય તે આ સમયે જ કરે.'[૨૮] ત્યાં તો અર્જુન સત્વર પાણી પીને તાજા થયેલા ઘોડાઓથી જયદ્રથ સામે ચાલ્યો ગયો હતો. આ સમયે સૂર્ય પણ નમ્યો હતો.[૨૯] સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ મહાબાહુ અર્જુન ક્રોધાયમાન થયેલા કાળની પેઠે જયદ્રથ તરફ ધસી જતો હતો, પણ યોદ્ધાઓ તેને અટકાવી શક્યા નહોતા. સિંહ જેમ મૃગોનાં ટોળાંને છિન્નભિન્ન કરી નાખે, તેમ શત્રુતાપન અર્જુન જયદ્રથને પહોંચી વળવા માટે સૈન્યને હાંકી કાઢતો હતો અને સર્વ સૈનિકોને છિન્નભિન્ન કરતો હતો.[૩૦,૩૧] શ્રીકૃષ્ણ પણ સૈન્યમાં દાખલ થઈને ઘોડાઓને ઝડપથી હાંકતા હતા અને પોતાના બગલા જેવા શ્વેત પાંચજન્ય શંખને વગાડતા હતા.[૩૨] અર્જુનના વાયુ સમાન વેગવાળા ઘોડાઓ એટલા બધા વેગથી દોડી જતા હતા કે, અર્જુને શત્રુઓ પર આગળથી છોડેલાં બાણો રથના ચાલ્યા ગયા પછી પાછળથી તેમના પર પડતાં હતાં![૩૩] હવે એકદમ કોપાયમાન થયેલા રાજાઓ તથા બીજા અનેક ક્ષત્રિયો જયદ્રથનો વધ કરવા ઇચ્છતા તે અર્જુનની આસપાસ વીંટાઈ વળ્યા.[૩૪] રીતે સૈન્યો જ્યારે યુદ્ધમાં ઊભેલા પુરુષશ્રે અર્જુન તરફ ધસી ગયાં હતાં, ત્યારે દુર્યોધન પણ ઉતાવળો ઉતાવળો રણમાં અર્જુનની પાછળ પડ્યો.[૩૫] એ વેળા વાયુથી ફરકતી ધજાવાળા તથા મેઘ સમાન ઘોષવાળા અર્જુનના એ રથને જોઈને તથા તેમાં બેઠેલા ભયંકર સ્વરૂપવાળા અર્જુનને જોઈને રથીયોદ્ધાઓ ખિન્ન થઈ ગયા હતા.[૩૬] ત્યારે ચોતરફથી ઊડતી ધૂળથી સૂર્ય અત્યંત ઢંકાઈ ગયો હતો અને બાણોથી પીડાયેલા યોદ્ધાઓ એ રણમાં શ્રીકૃષ્ણ તથા અર્જુનને જોવા સમર્થ થતા ન હતા.[૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'સૈન્યનું વિસ્મય થવું' નામનો અધ્યાય ૧૦૦ મો સમાપ્ત

## અધ્યાય ૧૦૧ મો

### દુર્યોધન યુદ્ધ કરવા આવી પહોંચ્યો

॥ संजय उवाच ॥

संसंत इव मज्ञानस्तावकानां भयान्नृप।
तौ दृष्ट्वा समतिक्रान्तौ वासुदेवधनंजयौ ॥ १ ॥

સંજય બોલ્યો: હે રાજા! શ્રીકૃષ્ણ અને અર્જુનને સૈન્યનું ઉલ્લંઘન કરી આવેલા જોઈને, તમારા પુત્રોની મજ્જાઓ જાણે ભયને લીધે નરમ પડી ગઈ.[૧] આમ છતાં તે બધા મહાત્માઓ લજ્જા અને ધૈર્યને લીધે સ્થિર થઈ ઊભા રહ્યા અને કોપાયમાન થઈને અર્જુન સામા જવા લાગ્યા.[૨] આમ ક્રોધ અને અમર્ષથી યુક્ત થઈને જેઓ અર્જુન સામા યુદ્ધ કરવા ગયા હતા તેઓ નદીઓ જેમ સાગર પાસેથી પાછી ફરતી નથી, તેમ હજી સુધી પણ પાછા ફર્યા નથી.[૩] જેઓ દુષ્ટ હોઈને અર્જુન સામેના રણમાંથી પાછા હઠ્યા હતા, તેઓ વેદોથી નિવૃત્ત થયેલા નાસ્તિકોની પેઠે નરકને પામ્યા છે અને

પાપી થયા છે.[૪] પુરુષશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ અને અર્જુન તો રથીઓનાં સૈન્યોને ઉલ્લંઘી જઈને રાહુથી મુક્ત થયેલા બે સૂર્યોની પેઠે રણમાં દેખાતા હતા.[૫] જેમ મોટી જાળ ફાડીને બહાર નીકળી આવેલાં બે મત્સ્યો શ્રમરહિત જણાય, તેમ તે સેનારૂપ જાળને ફાડીને બહાર નીકળી આવેલા તે અર્જુન અને શ્રીકૃષ્ણ શ્રમમુક્ત દેખાતા હતા.[૬] શસ્ત્રોથી કષ્ટદાયક એવા અજિત દ્રોણાચાર્યના સૈન્યમાંથી મુક્ત થયેલા તે બન્ને મહાત્માઓ પ્રલયકાળે ઉદય પામેલા બે સૂર્ય સરખા રણમાં દેખાતા હતા.[૭] અસ્ત્રોના તથા શસ્ત્રોના સંકટમાંથી મુક્ત થયેલા તે બન્ને મહાત્માઓ ઊલટા શત્રુઓને સંકટ કરનારા દેખાતા હતા. અગ્નિ સમાન તીક્ષ્ણ મગરના મુખમાંથી મુક્ત થયેલાં બે મત્સ્યોની પેઠે તે બન્ને જણા દ્રોણાચાર્યરૂપ મગરમચ્છના મુખમાંથી મુક્ત થયા હતા. બે મગરમચ્છો જેમ સમુદ્રને ખળભળાવી નાખે, તેમ તે બન્ને જણા કૌરવોની સેનાને ખળભળાવી નાખતા હતા. જે સમયે તે બન્ને જણા દ્રોણાચાર્યના સૈન્યમાં હતા, તે વખતે તમારા પક્ષના યોદ્ધાઓ અને તમારા પુત્રો નિશ્ચય માની બેઠા હતા કે, 'આ બન્ને જણા કદી પણ દ્રોણનું ઉલ્લંઘન કરી આવશે નહિ.[૮–૧૦] હવે જ્યારે મહાતેજસ્વી એવા તે અર્જુન તથા શ્રીકૃષ્ણ દ્રોણના સૈન્યને ઉલ્લંઘી આગળ આવ્યા, ત્યારે હે મહારાજ! તેમણે સિંધુરાજના જીવિતની આશા રાખી નહિ.[૧૧] છતાં હે રાજન્! આ બન્ને જણા દ્રોણ તથા કૃતવર્માના હાથમાંથી મુક્ત થશે જ નહિ, આવી માન્યતાને લીધે કૌરવોનાં સર્વ સૈન્યોને સિંધુરાજના જીવિત વિષે મહાબળવાન આશા રહી હતી.[૧૨] પણ હે મહારાજ! શત્રુઓને તપાવનારા તે બન્ને જણા તેમની સર્વ આશા નિષ્ફળ કરીને દ્રોણના તથા કૃતવર્માના દુસ્તર સૈન્યને તરી ગયા હતા.[૧૩] આમ પ્રજ્વલિત અગ્નિની પેઠે તે બન્નેને સૈન્યનું ઉલ્લંઘન કરી આવેલા જોઈ ને, તમારા પુત્રો નિરાશ થઈ ને સિંધુરાજના જીવિતની આશા રાખતા ન હતા.[૧૪] એ વેળા નિર્ભય થયેલા અને શત્રુઓનો ભય વધારતા તે શ્રીકૃષ્ણ તથા અર્જુન જયદ્રથનો વધ કરવાના સંબંધમાં પરસ્પર આ પ્રમાણે વાતો કરતા હતા.[૧૫]

અર્જુન બોલ્યો : કૌરવોના છ મહારથીઓની મધ્યમાં રહેલો પેલો જયદ્રથ પણ હવે મારી નજરે આવી ચઢ્યો છે, તેથી તે કદી પણ છૂટવાનો નથી.[૧૬] અરે! દેવગણોને સાથે લઈ સાક્ષાત્ ઇંદ્રદેવ પણ જો કદાચ યુદ્ધમાં એનું રક્ષણ કરશે, તોપણ આપણે બે એને મારી નાખીશું. આ પ્રમાણે તેઓ બન્ને જણા પરસ્પર વાતો કરી રહ્યા હતા.[૧૭] સિંધુરાજ સામે દૃષ્ટિ કરીને તેઓ બન્ને જણા એ રીતે વાર્તાલાપ કરતા હતા, ત્યારે તમારા પુત્રો મોટો કોલાહલ કરવા લાગ્યા હતા.[૧૮] જેમ કોઈ તરસ્યા થયેલા બે હાથીઓ નિર્જળ પ્રદેશોનું ઉલ્લંઘન કરીને સજળ પ્રદેશમા આવીને તથા જળપાન કરીને શાંત થાય, તેમ શત્રુઓનું દમન કરનારા તે બન્ને વીરો શાંત થયા હતા.[૧૯] વ્યાઘ્રો તથા સિંહોથી વ્યાપ્ત થયેલા પર્વતોનુ ઉલ્લંઘન કરીને, તેઓ મૃત્યુ અને વૃદ્ધાવસ્થાથી રહિત થયેલા બે વૈશ્યો સરખા નિર્ભય દેખાતા હતા.[૨૦] એ સમયે તેમના મુખનો વર્ણ એવો હતો કે, કૌરવો પણ તેમને નિર્ભય માનવા લાગ્યા. એટલું જ નહિ પણ તેમને સૈન્યમાંથી છૂટા થયેલા જોઈ ને તમારા યોદ્ધાઓ બૂમાબૂમ કરવા લાગ્યા.[૨૧] સર્પ સમાન આકારવાળા, પ્રજ્વલિત અગ્નિ સમાન તથા સાગર તુલ્ય એવા દ્રોણાચાર્યના સૈન્યમાંથી તથા બીજા રાજાઓના હાથમાંથી મુક્ત થયેલા તે બન્ને શત્રુદમન વીરો પ્રકાશમાન સૂર્ય સરખા દેખાતા હતા

અને હર્ષયુક્ત થઈને જાણે સમુદ્રને તરી ગયા હોય તેવા જણાતા હતા.[૨૨,૨૩] વળી મહાન અસ્ત્રોના સમૂહવાળા તથા દ્રોણ અને કૃતવર્માના રક્ષણ તળે રહેલા સૈન્યમાંથી છૂટા થયેલા તે બન્ને જણા રણમાં ઇંદ્ર અને અગ્નિની જેમ પ્રકાશમાન લાગતા હતા.[૨૪] દ્રોણાચાર્યનાં તીક્ષ્ણ બાણોથી વ્યાપ્ત થયેલા અને તેથી જ બહાર પ્રકટ દેખાતા લોહીવાળા એ અર્જુન તથા શ્રીકૃષ્ણ ગુલાબી કરેણનાં વૃક્ષોથી વ્યાપ્ત થયેલા બે પર્વતો જેવા પ્રકાશતા હતા.[૨૫] તે બન્ને વીરો શક્તિઓરૂપ સર્પોથી સંકટકારક, લોખંડી બાણોરૂપ મગરમચ્છવાળા, મોટા મોટા ક્ષત્રિયોરૂપ જળથી ભરેલા તથા દ્રોણાચાર્યરૂપ ગૂડવાળા મોટા ધરારૂપ સૈન્યમાંથી બહાર નીકળીને દીપતા હતા.[૨૬] ધનુષ્યની પણછના ઘોષરૂપ ગર્જનાવાળા, ગદાઓ તથા તલવારોરૂપ વીજળીના ચમકારાવાળા અને દ્રોણાચાર્યનાં અસ્ત્રોરૂપ મહામેઘથી છૂટા થયેલા તે બન્ને વીરો અંધકારથી મુક્ત થયેલા સૂર્ય ને ચંદ્રની પેઠે રણમાં પ્રકાશતા હતા.[૨૭] વળી મોટા મોટા યોદ્ધાઓરૂપ ગૂડોવાળી અને જળથી સંપૂર્ણ ભરેલી સિંધુ, શતદ્રુ, વિપાશા, ઇરાવતી, ચંદ્રભાગા તથા વિતસ્તા નામની સમુદ્રગામિની મહાનદીઓ જેવી કૌરવોની તે સેનાઓને તે મહાધનુર્ધર, લોકવિખ્યાત અને પ્રસિદ્ધ એવા શ્રીકૃષ્ણ તથા અર્જુન પોતાના બે બાહુઓથી તરી ગયા હતા, એમ સર્વ ભૂતો માનવા લાગ્યાં; કારણ કે દ્રોણાચાર્યનાં અસ્ત્રબળનું તેમણે અતિશય બાહુબળથી જ વારણ કર્યું હતું.[૨૮,૨૯] એ રીતે તે બન્ને જણા લગભગ પાસે રહેલા જયદ્રથને મારી નાખવાની ઇચ્છાથી જોઈ રહ્યા હતા. જેમ જલાશયે આવી ઊભેલા રુરુ જાતિના મૃગને મારી નાખવા ઇચ્છતા બે વાઘો હોય, તેમ તે બન્ને ત્યાં ઊભા રહ્યા હતા.[૩૦] હે મહારાજ! તે સમયની તે બન્નેના મુખની કાંતિ એટલી બધી ઉગ્ર દેખાતી હતી કે, તમારા પક્ષના યોદ્ધાઓ જયદ્રથને મરી ગયેલો જ માનવા લાગ્યા.[૩૧] લાલચોળ નેત્રોવાળા તથા મોટી મોટી ભુજાવાળા એ શ્રીકૃષ્ણ અને અર્જુન સિંધુરાજને પોતાની સામે જોઈને હર્ષમાં આવી ગયા હતા અને વારંવાર એકીસાથે ગર્જનાઓ કરવા મંડ્યા હતા.[૩૨] હે રાજન્! હાથમાં ઘોડાઓની લગામ પકડીને ઊભેલા એ શ્રીકૃષ્ણની તથા હાથમાં ધનુષ્યને ધારણ કરી રહેલા એ અર્જુનની તે સમયની કાંતિ સૂર્ય અને અગ્નિ સરખી થઈ રહી હતી. માંસને જોતાં જેમ બાજપક્ષીને હર્ષ ઊપજે, તેમ સિંધુરાજને સમીપમાં જ જોઈને, દ્રોણાચાર્યના સૈન્યથી મુક્ત થયેલા તે બન્નેને હર્ષ ઊપજ્યો હતો.[૩૩,૩૪] પોતાની તદ્દન સમીપમાંજ રહેલા સિંધુરાજને જોઈને તેઓ અત્યંત ક્રોધાયમાન થઈ ગયા અને માંસને જોઈને બે બાજપક્ષીઓ જેમ એકાએક ઝડપ મારે, તેમ તેઓ બન્ને જણા એકાએક તેના ઉપર ધસી ગયા.[૩૫] એ રીતે શ્રીકૃષ્ણ તથા અર્જુનને જયદ્રથ તરફ ધસી ગયેલા જોઈને, તમારો પુત્ર દુર્યોધન સિંધુરાજનું રક્ષણ કરવા માટે ચઢી આવ્યો.[૩૬] હે રાજન્! દ્રોણાચાર્યે કવચ ધારણ કરાવેલો દુર્યોધનરાજ પોતે એકલો જ યુદ્ધ કરવા ચઢી આવ્યો હતો; કારણ કે હે પ્રભુ! તે પોતેજ ઘોડાઓને ચલાવવાની ક્રિયાને સંસ્કારપુરઃસર જાણતો હતો.[૩૭] હે રાજા! તમારો પુત્ર મહાધનુર્ધર એવા તે શ્રીકૃષ્ણ અને અર્જુનને ઉલ્લંઘી જઈને લગભગ શ્રીકૃષ્ણના મુખ સામે જ આવી પહોંચ્યો હતો.[૩૮] આમ જ્યારે તમારો પુત્ર દુર્યોધન અર્જુન સામે યુદ્ધ કરવા ચઢી ગયો, ત્યારે તમારાં સર્વ સૈન્યોમાં હર્ષનાં વાદિત્રો વાગવા લાગ્યાં.[૩૯] વળી દુર્યોધનને શ્રીકૃષ્ણ તથા અર્જુનની આગળ આવી ઊભેલો જોઈને ત્યાં શંખનાદો ભેગા સિંહનાદો થવા લાગ્યા.[૪૦] હે

પ્રભુ ! એ વેળા સિંધુરાજના અગ્નિ સમાન તેજસ્વી રાજરક્ષકો તમારા પુત્રને રણમાં આવેલો જોઈને અત્યંત હર્ષમાં આવી ગયા હતા.[૪૧] આમ પોતાના અનુચરો સાથે યુદ્ધ કરવા ચઢી આવેલા એ દુર્યોધનને જોઈને શ્રીકૃષ્ણે અર્જુનને આ સમયોચિત વચન કહ્યાં.[૪૨]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દુર્યોધનનું આગમન' નામનો અધ્યાય ૧૦૧ મો સમાપ્ત

## અધ્યાય ૧૦૨મો

### શ્રીકૃષ્ણ અને અર્જુનની વાતચીત

॥ વાસુદેવ ઉવાચ ॥

दुर्योधनमतिक्रांतमेनं पश्य धनंजय ।
अत्यद्भुतमिमं मन्ये नास्त्यस्य सदृशो रथः ॥१॥

વાસુદેવ બોલ્યા : હે અર્જુન ! જો તો ખરો, આ દુર્યોધન સર્વને ઉલ્લંઘીને અહીં આવી પહોંચ્યો છે. હું આને અદ્ભુત માનું છું. મને લાગે છે કે, આના સરખો બીજો કોઈ મહારથી નથી.[૧] ધૃતરાષ્ટ્રનો આ મહાબળવાન પુત્ર દૂર સુધી બાણો ફેંકનારો છે, મહાધનુર્ધર છે, અસ્ત્રકુશળ છે, યુદ્ધમાં મહોન્મત્ત છે, દૃઢ અસ્ત્રવાળો છે અને તરેહતરેહનાં યુદ્ધ કરી જાણે છે.[૨] હે પાર્થ ! આ મહારથી પ્રથમથી જ અત્યંત સુખમાં ઊછરી મોટો થયો છે, સર્વ વાતે કુશળ છે અને નિત્ય પોતાના બાંધવોનો દ્વેષ કરે છે.[૩] માટે હે નિર્દોષ ! મને લાગે છે કે, તારું તથા એનું આ યુદ્ધ સમયને યોગ્ય છે. આ સમયનું તમારું આ યુદ્ધરૂપી દ્યૂત તમારા બન્નેના વિજયને માટે અથવા પરાજયને માટે આગળ આવી ખડું થયું છે.[૪] હે પાર્થ ! આ વેળા તું ચિરકાળથી એકઠા કરેલા ક્રોધરૂપ ઝેરને વરસાવ. આ મહારથી જ પાંડવોના સર્વ અનર્થોનું મૂળ છે.[૫] તું આજે તારા આત્માની સફળતા જ માનજે; કારણ કે આ દુર્યોધન આજે તારાં બાણોનો વિષય થયો છે. બાકી આ રાજ્યલોભી રાજા તારી સાથે યુદ્ધ કરવા આવે શાનો ![૬] આજે આ દુર્યોધન તારાં બાણોના લક્ષ્યમાં આવી ઊભો છે, તે બહુ સારું થયું છે. હે ધનંજય ! એ દુર્યોધન આજે જીવનનો ત્યાગ કરે તેવું તું કરજે.[૭] હે પુરુષશ્રેષ્ઠ ! ઐશ્વર્યના મદમાં મૂઢ થયેલો આ રાજા જરા પણ દુઃખ પામ્યો નથી અને યુદ્ધમાં તારા વીર્યને પણ જાણતો નથી. હે પાર્થ ! દેવો, અસુરો ને મનુષ્યો સહિત આ ત્રણેય લોકો તને રણમાં જીતવાનો ઉત્સાહ કરી શકે તેમ નથી, તો આ એક દુર્યોધન વળી કોણ માત્ર છે ? હે પાર્થ ! આજે ઘણું રૂડું થયું છે કે, આ દુર્યોધન તારા રથ પાસે આવી પહોંચ્યો છે. હે મહાબાહુ ! પૂર્વે જેમ ઇંદ્રે વૃત્રાસુરનો નાશ કર્યો હતો, તેમ તું આને હણી નાખ.[૮-૧૦] હે નિર્દોષ અર્જુન ! આ દુર્યોધન હમેશાં તારો અનર્થ કરવામાંજ તત્પર રહ્યો છે અને કંઈ ખટપટ કરીને એણે ધર્મરાજને જુગારમાં છેતર્યા છે.[૧૧] હે માન આપનારા અર્જુન ! પાપબુદ્ધિના આ દુર્યોધને સદા નિષ્પાપ એવા તમારા પર ઘણાં ઘાતકી કૃત્યો કર્યાં છે.[૧૨] માટે હે પાર્થ ! તું યુદ્ધમાં આર્યબુદ્ધિ ધારણ કર અને સદા ક્રોધાયમાન રહી સ્વેચ્છાએ વર્તનારા આ અનાર્ય પુરુષનો તું કંઈ પણ વિચાર કર્યા વિના વધ કરી નાખ. હે પાંડવ ! આ દુર્યોધને કપટ કરીને તમારું રાજ્ય છીનવી લીધું છે, તમને વનવાસ આપ્યો છે અને કૃષ્ણાને સંતાપ કર્યો છે. એ બધાનો મનમાં વિચાર કરીને તું આ સમયે પરાક્રમ કર.[૧૩,૧૪] આજે એ તારાં બાણોની નજીકમાં આવી ઊભો છે, તે બહુજ સારું થયું છે. જયદ્રથનો વધ કરવારૂપ આપણા કાર્યનો નાશ કરવા માટે તે આગળ આવીને જે પ્રયત્ન કરે છે, તે પણ તારું એક સુદૈવ જ છે.[૧૫] વળી એ દુર્યોધન પોતાના મનમાં સમજે છે કે, 'મારે અર્જુન સામે યુદ્ધ કરવાનું છે.' આ પણ એક ભાગ્યની જ

વાત છે. હે પાર્થ ! બહુ જ ઠીક થયું છે કે, તારા સર્વ અભિલાષો આજે આપોઆપ સફળ થશે.[૧૬] હે અર્જુન ! જેમ પૂર્વે દેવાસુરયુદ્ધમાં ઇંદ્રે જંભાસુરનો વધ કર્યો હતો, તેમ આજે તું પણ આ કુલાધમ દુર્યોધનનો રણમાં વધ કર.[૧૭] તું જ્યારે આનો વધ કરીશ, ત્યારે અનાથ થયેલું આ સૈન્ય આપોઆપ છિન્નભિન્ન થઈ જશે; માટે તારા પૂર્વના વેરનું આજે અવભૃથસ્નાન (છેલ્લી ક્રિયા) કરી નાખ અને દુરાત્માઓના મૂળરૂપ એવા આ દુર્યોધનને છેદી નાખ.[૧૮]

સંજય બોલ્યો : શ્રીકૃષ્ણનાં એ વચન સાંભળી અર્જુન બોલી ઊઠ્યો કે, 'તથાસ્તુ, એ મારે એ અવશ્ય કરવા યોગ્ય છે, તો આ સમયે બધાં કાર્ય પડતાં મૂકીને તમે જ્યાં દુર્યોધન ઊભો છે ત્યાં ચાલો.[૧૯] એણે આજે ઘણા દિવસ સુધી અમારું નિષ્કંટક રાજ્ય ભોગવ્યું છે, માટે આજના યુદ્ધમાં પરાક્રમ કરીને હું તેના મસ્તકને વાઢી નાખીશ. હે માધવ ! જેણે દુઃખ ભોગવવાને માટે તદ્દન અયોગ્ય એવી કૃષ્ણાના કેશનું ભરીસભામાં અપમાન કર્યું છે, તેની સામે યોગ્ય પગલાં લેવાને હું શક્તિમાન થઈશ ને ?[૨૦,૨૧] આમ પરસ્પર વાતો કરતા તે બન્ને કૃષ્ણોએ હર્ષપૂર્વક પોતાના શ્વેત ઘોડાઓને તે રાજાને પહોંચી વળવા માટે યુદ્ધમાં આગળ હાંક્યા.[૨૨] હે ભરતશ્રેષ્ઠ ! તે સમયે તમારો પુત્ર દુર્યોધન લગભગ તે બન્નેની સમીપમાં પહોંચી ગયો હતો. હે રાજા ! પોતાને મહાન ભય પ્રાપ્ત થયો છે, એ જાણ્યા છતાં પણ તે નિર્ભય જ રહ્યો હતો.[૨૩] તેના એ પરાક્રમને જોઈ સર્વ ક્ષત્રિયો તેનાં વખાણ કરવા લાગ્યા; કારણ કે તેણે પોતાની સામે ધસી આવેલા અર્જુનને તથા શ્રીકૃષ્ણને અટકાવી રાખ્યા હતા.[૨૪] હે રાજન્ ! રણમાં આવી ઊભેલા દુર્યોધનરાજને જોઈને તમારાં સર્વ સૈન્યોમાં હર્ષના મોટા મોટા શબ્દો થવા લાગ્યા.[૨૫] એ રીતે જ્યારે મનુષ્યોના ભયંકર શબ્દો થવા લાગ્યા, ત્યારે તમારા પુત્રે શત્રુઓને નહિ જેવા તુચ્છ ગણીને અટકાવી રાખ્યા હતા.[૨૬] આમ જ્યારે તમારા ધનુર્ધર પુત્રે અર્જુનને અટકાવી રાખ્યો, ત્યારે શત્રુતાપન અર્જુન તેના પર અત્યંત ક્રોધાયમાન થઈ ગયો.[૨૭] સામસામા કોપેલા તે દુર્યોધનને તથા અર્જુનને જોઈને સર્વ રાજાઓ પણ ભયંકર સ્વરૂપ કરીને ચારે બાજુ જોઈ રહ્યા. હવે હે રાજા ! અર્જુન તથા વાસુદેવને કોપેલા જોઈને યુદ્ધની ઇચ્છાવાળો દુર્યોધન મંદ મંદ હસીને તેમનું આહ્વાન કરવા લાગ્યો.[૨૮,૨૯] ત્યારે હર્ષમાં આવી ગયેલા શ્રીકૃષ્ણ અને અર્જુન મોટા શબ્દથી સિંહનાદો કરવા લાગ્યા અને પોતપોતાના શંખો વગાડવા લાગ્યા.[૩૦] તે બન્નેને આમ આનંદમાં આવેલા જોઈને કૌરવપક્ષના સર્વ યોદ્ધાઓ તમારા પુત્રના જીવનના સંબંધમાં નિરાશ થઈ ગયા.[૩૧] અરે ! બીજા સર્વ કૌરવો તો એ બાબતનો શોક કરવા લાગ્યા અને તમારા પુત્રને અગ્નિમાં હોમાયેલો માનવા લાગ્યા.[૩૨] વળી અર્જુનને તથા શ્રીકૃષ્ણને હર્ષ પામેલા જોઈને કેટલાએક યોદ્ધાઓ તો ભયભીત થઈ ગયા અને બોલી ઊઠયા કે, 'રાજા મૂઓ ! રાજા મૂઓ !'[૩૩] યોદ્ધાઓનો એ કોલાહલ સાંભળીને દુર્યોધન બોલ્યો : 'તમારો ભય દૂર થાઓ. હું હમણાં જ અર્જુનને તથા કૃષ્ણને મૃત્યુ પાસે વિદાય કરી દઉં છું.'[૩૪] સર્વ સૈનિકોને એ પ્રમાણે કહીને જયની ઇચ્છાવાળા રાજા દુર્યોધને ક્રોધપૂર્વક અર્જુનને સબોધીને આ વચન કહ્યું :[૩૫] 'હે પાર્થ ! તું જો પાંડુથી જન્મ્યો હોય, તો તું જે કોઈ દિવ્ય અથવા પાર્થિવ અસ્ત્ર શીખ્યો હોય, તેનો મારા પર સત્વર પ્રયોગ કરી દેખાડ.[૩૬] તારામાં તથા કેશવમાં જેટલું બળ તથા વીર્ય રહેલું હોય, તેનો તું એકસામટો મારા પર ઝટ ઉપયોગ કર; એટલે'

અમે તારા પરાક્રમને જોઈએ તો ખરા![37] લોકો કહે છે કે, તેં સ્વામીના સત્કારને યોગ્ય એવાં કર્મો કર્યાં છે, પણ તે તો તેં અમારી આંખ આગળ કર્યાં નથી, તો હવે તું એ પરાક્રમો અમારી આગળ કરી બતાવ.'[38]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'શ્રીકૃષ્ણ અને અર્જુનની વાતચીત' નામનો અધ્યાય ૧૦૨મો સમાપ્ત

## अध्याय १०३ मो

### દુર્યોધનની હાર

॥ सजय उवाच ॥

एवमुक्त्वार्जुनं राजा त्रिभिर्मर्मातिगैः शरैः ।
अभ्यविध्यन्महावेगैश्चतुर्भिश्चतुरो हयान् ॥ १ ॥

સંજય બોલ્યો : એમ કહીને રાજા દુર્યોધને મર્મને ભેદી નાખે તેવાં ત્રણ બાણોથી અર્જુનને વીંધી નાખ્યો. મહાવેગવાળાં બીજાં ચાર બાણો મૂકીને તેણે તેના ચાર ઘોડાઓને વીંધી નાખ્યા તથા દશ બાણો મૂકીને તેણે વાસુદેવને છાતીમાં વીંધી નાખ્યા. વળી એક ભલ્લબાણથી તેણે શ્રીકૃષ્ણના હાથમાં રહેલી ચાબુકને કાપી નાખી અને તેને પથ્થર પર પાડી દીધી.[1,2] ત્યારે અર્જુને પણ અવ્યગ્ર થઈને તેને અદ્ભુત પૂંખવાળાં તથા શિલા પર ઘસી તીક્ષ્ણ કરેલાં ચૌદ બાણોનો સત્વર પ્રહાર કર્યો, પણ તે બાણો દુર્યોધનના કવચમાં નિષ્ફળ થયાં.[3] એ પ્રમાણે તે બાણોને નિષ્ફળ થયેલાં જોઈને અર્જુને પુનઃ ચૌદ તીક્ષ્ણ બાણોનો પ્રહાર કર્યો; પરંતુ તે બાણો પણ કવચમાં નિષ્ફળ થઈ પડ્યાં.[4] આમ અર્જુનનાં અઠયાવીસ બાણોને નિષ્ફળ થયેલાં જોઈને શત્રુવીરોનો સંહાર કરનાર શ્રીકૃષ્ણે તેને આ વચન કહ્યું:[5] 'હે પાર્થ! પૂર્વે કદી નહિ જોયેલું એવું આજે હું જોઉં છું. ફેંકેલા પથ્થરો જેમ અથડાઈને પાછા પડે છે, તેમ તેં છોડેલાં બાણો પણ આજે વ્યર્થ પડે છે.[6] તો હે ભરતશ્રેષ્ઠ! તારા ગાંડીવમાં, તારી મુઠમાં તથા તારા બાહુઓમાં પ્રથમના જેવું સામર્થ્ય તો છે ને? અથવા તારો તથા આ તારા શત્રુનો આ છેલ્લો સમય આજે તો નથી આવી પહોંચ્યો ને! આ હું તને પૂછું છું, તું ઉત્તર આપ.[7,8] હે પાર્થ! આ યુદ્ધમાં તારાં બાણોને દુર્યોધનના રથ સામે પાછાં પડેલાં જોઈને મને મહાન વિસ્મય થાય છે.[9] અરે, ઓ અર્જુન! વજ્ર અને વીજળીના અગ્નિ જેવાં ઘોર તથા શત્રુઓનાં શરીરને ચીરી નાખનારાં તારાં એ અચૂક બાણો આજે વ્યર્થ જાય છે! આ તે તારી શી ફજેતી?[10]

અર્જુન બોલ્યો : દ્રોણાચાર્યે જ આજે આવો વિચાર દુર્યોધનના હિત માટે કર્યો છે. હે કૃષ્ણ! તે આચાર્યે કરાવેલું આ કવચધારણ જ મારાં અસ્ત્રોને અભેદ્ય થઈ પડ્યું છે.[11] હે કૃષ્ણ! આ કવચમાં ત્રણેય લોકની શક્તિ સમાયેલી છે. એક દ્રોણાચાર્ય જ એ કવચને જાણે છે અને એ સર્વશ્રેષ્ઠ પાસેથી હું પણ તે જાણું છું.[12] આ કવચને બાણો વડે કેમે પણ ભેદી શકાય એમ નથી. હે ગોવિંદ! ઇંદ્ર જાતે પણ પોતાના વજ્રપ્રહારથી આ કવચને યુદ્ધમાં ભેદી શકે તેમ નથી. હે કૃષ્ણ! આ વાતને તમે પણ જાણો છો, છતાં તમે મને મોહિત કેમ કરો છો? હે કેશવ! ત્રણેય લોકની અંદર જે કંઈ બનેલું છે, બને છે અથવા બનશે, તે બધું તમારા જાણવામાં જ છે. હે મધુસૂદન! તમે આ જગતમાં જે કંઈ જાણો છો, તે બીજું કોઈ પણ જાણતું નથી.[13–15] હે કૃષ્ણ! દ્રોણાચાર્યે સજાવેલા એ કવચને ધારણ કરીને આ દુર્યોધન યુદ્ધમાં નિર્ભયની પેઠે ઊભો છે.[16] પણ હે માધવ! આ યુદ્ધમાં પોતાનાં કર્તવ્યકર્મને એ દુર્યોધન જરા પણ જાણતો નથી અને બીજાએ મંત્રીને સજાવેલા કવચને કેવળ એક

સ્ત્રીની પેઠે જ એ પહેરીને ઊભો રહ્યો છે.[17] હે જનાર્દન ! હવે તમે મારા બાહુઓના તથા ધનુષ્યના વીર્યને જોજો. આ દુર્યોધન કવચથી રક્ષિત છે, છતાં હું તેનો પરાજય કરીશ.[18] દેવોના ઈશ્વર બ્રહ્મદેવે આ ઝળહળતા કવચને પ્રથમ અંગિરાઋષિને આપ્યું હતું, અંગિરા પાસેથી તે બૃહસ્પતિને મળ્યું હતું અને બૃહસ્પતિ પાસેથી તે ઇંદ્રને મળ્યું હતું.[19] પછીથી ઇંદ્રે તે કવચ મને ઉપદેશ સહિત આપ્યું છે. એણે ધારણ કરેલું આ કવચ ભલે દેવોએ બનાવ્યું હશે, અરે, ભલેને બ્રહ્માએ પોતે તે બનાવેલું હશે, તોપણ મારાં બાણોથી હણાયેલા આ દુર્બુદ્ધિ દુર્યોધનનું આજે કોઈ રક્ષણ કરી શકશે નહિ.[20,21]

સંજય બોલ્યો : પછી માનપાત્ર અર્જુને માનવાસ્ત્રથી તીક્ષ્ણ કવચને પણ તોડી નાખે એવાં બાણોને મંત્રીને ખેંચવા માંડ્યાં; પણ એ અર્જુન જેમ જેમ ધનુષ્યના મધ્યમાં રહેલાં બાણોને ખેંચવા લાગ્યો, તેમ તેમ અશ્વત્થામા સર્વ અસ્ત્રોનો ઘાત કરનારાં અસ્ત્રોથી તે બાણોને કાપવા મંડ્યો. આમ વેદવાદી અશ્વત્થામાએ દૂરથી તે બાણોને કાપી નાખ્યાં એ જોઈ ને, શ્વેતવાહન અર્જુન વિસ્મય પામ્યો અને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો : 'હે જનાર્દન ! આ માનવાસ્ત્રનો મારાથી બે વાર પ્રયોગ કરી શકાશે નાહ, છતાં પણ જો હું એનો બીજી વખત પ્રયોગ કરું, તો તે અસ્ત્ર મારો પોતાનો જ અને મારા બળનો પણ નાશ કરે.' એટલામાં હે રાજન્ ! દુર્યોધને સર્પ સમાન ઝેરી એવાં નવ નવ બાણોથી તે બંનેને વીંધી નાખ્યા અને સંગ્રામમાં ફરી પણ તે શ્રીકૃષ્ણ તથા અર્જુન પર મોટી બાણવૃષ્ટિ કરવા લાગ્યો. આથી તમારા પક્ષના સર્વ યોદ્ધાઓ ખુશ ખુશ થઈ ગયા અને વાદિત્રોના તથા સિંહનાદોના શબ્દો કરવા લાગ્યા.[22-27] હવે અર્જુન અત્યંત ક્રોધાયમાન થઈ ગયો અને ગલોફાં ચાટતો ચાટતો દુર્યોધનના શરીર તરફ જોવા લાગ્યો; પણ તેણે તેના એક પણ અંગને કવચથી રક્ષિત ન હોય તેવું જોયું નહિ;[28] એટલે અર્જુને સાક્ષાત્ કાળ સરખાં તીક્ષ્ણ બાણો છોડીને તેના ઘોડાઓને તથા બન્ને પૃષ્ઠરક્ષકોને મારી નાખ્યા.[29] તે ઉપરાંત વીર્યવાન અર્જુને તેના ધનુષ્યના તથા હાથે પહેરવાનાં મોજાંઓના ટુકડેટુકડા કરી નાખ્યા અને છેવટે તેના રથના પણ ટુકડા કરવાનો અર્જુને આરંભ કર્યો.[30] જોતજોતામાં અર્જુને બે તીક્ષ્ણ બાણો મૂકીને રથ વિનાના થયેલા એ દુર્યોધનની બે હથેળીઓને વીંધી નાખી. વળી પ્રયત્નને જાણનારા તે કુંતાપુત્રે તેના આંગળીઓના નખ અને માંસની વચ્ચેના ભાગમાં પણ બાણો મારીને તેને વીંધી નાખ્યો; એટલે વેદનાથી વિહ્વળ થયેલો તે દુર્યોધન ત્યાંથી પલાયન થવા તત્પર થયો.[31,32] આમ દુર્યોધનને અર્જુનનાં બાણોથી પીડાઈ ને અતિ કષ્ટકારક આપત્તિમાં આવી પડેલો જોઈ ને, મોટા મોટા ધનુર્ધરો તેનું રક્ષણ કરવા માટે દોડી આવ્યા.[33] તેઓ ઘોડાઓ જોડીને સજ્જ કરેલા અનેક હજાર રથો, હાથીઓ અને કોપાયમાન થયેલાં સંખ્યાબંધ પાયદળોને સાથે લઈ ને અર્જુનને ઘેરી વળ્યા. એ સમયે અર્જુન, ગોવિંદ કે તેમનો રથ એમાંનું ત્યાં કંઈ પણ દેખાતું ન હતું. મહાન અસ્ત્રવૃષ્ટિથી તથા સંખ્યાબંધ યોદ્ધાઓથી તે બન્ને જણા તદ્દન ઢંકાઈ ગયા હતા.[34,35] પછી અર્જુન પોતાના અસ્ત્રવીર્યથી તે સેનાનો સંહાર કરવા લાગ્યો, એટલે સેંકડો રથો અને હાથીઓ ત્યાં રણભૂમિ પર છિન્નભિન્ન થઈ પડવા લાગ્યા.[36] કૌરવોના સૈનિકોમાં કેટલાએક માર્યા ગયા હતા અને કેટલાએક મરણ પામતા હતા; છતાં મરણિયા થઈ ને અર્જુનના ઉત્તમ રથને અટકાવી રહ્યા હતા. એ સમયે અર્જુનનો રથ સિંધુ-

રજથી એક કોશ જેટલો દૂર, ગોતરફથી થંભી ઊભો રહ્યો હતો. પછી યાદવવીર શ્રીકૃષ્ણ અર્જુનને ઝટઝટ આ વચનો કહેવા લાગ્યા: 'હે અર્જુન! તું તારા ધનુષ્યનો ટંકાર કર અને હું પણ મારા શંખને અત્યંત જોસથી વગાડું છું.' એટલે અર્જુને પોતાના બળવાન ગાંડીવધનુષ્યનો ટંકારવ કર્યો અને હથેળીના શબ્દપૂર્વક મોટી બાણવૃષ્ટિ કરીને શત્રુઓને પીડવા માંડ્યા.[૨૭-૩૯] ત્યારે બળવાન શ્રીકેશવ પણ મોટેથી પાંચજન્યનો શંખનાદ કરવા લાગ્યા. એ વેળા શ્રીકૃષ્ણનાં નેત્રની પાંપણો રજથી તદ્દન ઢંકાઈ ગઈ હતી અને તેમનું મુખ પણ પરસેવાનાં બિંદુઓથી અત્યંત ભરાઈ ગયું હતું. ત્યાં શ્રીકૃષ્ણના શંખનાદથી તથા અર્જુનના ધનુષ્યના ટંકારથી યોદ્ધાઓ નિઃસત્ત્વ થઈને રણભૂમિ પર પડવા લાગ્યા.[૪૦,૪૧] આમ તેમના ઘેરાથી મુક્ત થયેલો અર્જુનનો રથ વાયુથી પ્રેરાયેલા મેઘ સરખો શોભવા લાગ્યો. હવે તેને આ પ્રમાણે સ્પષ્ટ થયેલો જોઈને જયદ્રથના રક્ષક યોદ્ધાઓ પોતાના અનુયાયીઓ સાથે એકદમ ખળભળી ઊઠ્યા. પણ પાછા એકાએક અર્જુનને જોઈને, જયદ્રથના એ મહાધનુર્ધર રક્ષકો સિંહનાદો કરવા લાગ્યા અને પૃથ્વીને કંપાવવા લાગ્યા. અરે! શંખનાદોથી મિશ્ર એવા ઉગ્ર બાણોના શબ્દો કરીને તે શૂરવીરો ત્યાં સિંહધ્વનિઓ પ્રકટ કરવા લાગ્યા. તમારા સૈનિકોમાં ઉત્પન્ન થયેલા તે ઘોર શબ્દને સાંભળીને શ્રીકૃષ્ણ અને અર્જુન પણ પોતપોતાના ઉત્તમ શંખોને વગાડવા લાગ્યા.[૪૨-૪૫] હે પૃથ્વીનાથ! તેમના એ મહાન શંખધ્વનિથી આખી પૃથ્વી વ્યાપ્ત થઈ ગઈ અને પર્વતો, સમુદ્રો, દ્વીપો તથા પાતાળ પણ ગાજી ઊઠ્યાં.[૪૬] હે ભરતશ્રેષ્ઠ! તે શબ્દ દશે દિશાઓમાં ચોમેર ફરી વળ્યો અને કૌરવપાંડવના સૈન્યમાં જ પડઘારૂપે ફરીથી પાછો પછડાયો.[૪૭] તમારા પક્ષના રથીયોદ્ધાઓ શ્રીકૃષ્ણ અને અર્જુનને ત્યાં જોઈને અતિ ગભરાટમાં પડી ગયા અને તે મહારથીઓ હાવરાબાવરા થઈ ગયા. વળી મહાભાગ્યશાળી અને કવચધારી એવા તે બન્ને કૃષ્ણોને જોઈને ક્રોધાયમાન થયેલા તે સર્વ યોદ્ધાઓ એકદમ ધસી ગયા હતા, તે ઘણું આશ્ચર્યકારી હતું.[૪૮,૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દુર્યોધનનો પરાજય' નામનો અધ્યાય ૧૦૩મો સમાપ્ત

## अध्याय १०४ मो

### કૌરવોનો ઘેરો

॥ संजय उवाच ॥

तारका हि समीक्ष्यैव वृष्ण्यन्धककुरूत्तमौ।
प्रागत्वरञ्जिघांसंतस्तथैव विजयः परान् ॥ १ ॥

સંજય બોલ્યો: તમારા પક્ષના યોદ્ધાઓ એ પ્રમાણે શ્રીકૃષ્ણ તથા અર્જુનને ત્યાં આગળ જોઈને તેમને મારી નાખવાની ઇચ્છાથી એકદમ ત્વરા કરવા લાગ્યા અને અર્જુન પણ પોતાના શત્રુઓને મારી નાખવા ઇચ્છીને ઉતાવળ કરવા લાગ્યો.[૧] સુવર્ણથી શણગારેલા તથા વાઘના ચામડાએ મઢેલા મોટા મોટા રથો ત્યાં ગડગડાટ કરતા ચાલતા હતા અને પ્રજ્વલિત થયેલા અગ્નિની પેઠે સર્વ દિશાઓને પ્રકાશિત કરતા હતા.[૨] હે પૃથ્વીપતિ! તેમણે સુવર્ણનાં મુખવાળાં તથા જોયાં ન જોવાય તેવાં પ્રચંડ ધનુષ્યો ધારણ કર્યાં હતાં અને કોપાયમાન થયેલા સર્પોની પેઠે તેઓ અતુલ નાદો કરતા હતા.[૩] ભૂરિશ્રવા, શલ, કર્ણ, વૃષસેન, જયદ્રથ, કૃપાચાર્ય, મદ્રરાજ અને રથીશ્રેષ્ઠ દ્રોણપુત્ર અશ્વત્થામા—એ આઠ મહારથીઓ આકાશને જાણે પી જતા હોય, તેમ જોસભેર અર્જુન પર ચઢી આવ્યા હતા. તેઓ સુવર્ણનાં ટપકાંવાળાં વ્યાઘ્રચર્મોને ધારણ કરનારા પોતાના ઘોડાઓ-

થી દશેય દિશાઓને શોભાવી રહ્યા હતા.[૪,૫] મેઘમંડળના જેવી ગર્જનાવાળા રથો પર બેસીને ધસી આવેલા તથા અત્યંત કોપાયમાન થયેલા તે દંશીલા મહારથીઓએ તીક્ષ્ણ બાણો મૂકીને અર્જુનની દશેય દિશાઓને ઢાંકી દીધી હતી.[૬] એ મહારથીઓને રણમાં લાવનારા એ શીઘ્ર ગતિવાળા રંગબેરંગી ઉત્કૃષ્ટ ઘોડાઓએ દશે દિશાઓને દિપાવી દીધી હતી અને તે પોતે પણ ઘણા સરસ શોભતા હતા.[૭] આમ હે રાજન્! કૌરવપક્ષના મહાન યોદ્ધાઓ સર્વ ઘોડાઓમાં શ્રેષ્ઠ, મહાન વેગવાળા, અનેક દેશમાં ઉત્પન્ન થયેલા, પર્વતપ્રદેશમાં જન્મેલા, નદીપ્રદેશમાં જન્મેલા અને સિંધુદેશમાં જન્મેલા ઉત્તમ ઘોડાઓને સાથે લઈને તમારા પુત્રનું રક્ષણ કરવા માટે શીઘ્ર અર્જુનના રથની ચારેબાજુ ધસી આવ્યા.[૮,૯] પછી હે રાજન્! તે મહાપુરુષો પોતપોતાના શંખો લઈને વગાડવા લાગ્યા અને આકાશ તથા સમુદ્ર સહિત પૃથ્વીને ગજાવી મૂકવા મંડ્યા.[૧૦] એટલે સર્વ દેવોમાં શ્રેષ્ઠ એવા વાસુદેવ તથા અર્જુન પણ પૃથ્વીમાં સર્વ શંખોમાં શ્રેષ્ઠ એવા પોતાના શંખો વગાડવા લાગ્યા.[૧૧] ત્યાં અર્જુન પોતાના દેવદત્ત નામના શંખને વગાડતો હતો અને શ્રીકૃષ્ણ પાંચજન્ય નામના શંખને વગાડતા હતા. તેમાં અર્જુને વગાડેલા દેવદત્તના શબ્દે આકાશ, પૃથ્વી અને સર્વ દિશાઓને ભરી દીધી હતી; તે જ પ્રમાણે વાસુદેવે વગાડેલા પાંચજન્ય શંખે પણ સર્વ શબ્દોને દબાવી દઈ દ્યાવાપૃથ્વીને ભરી દીધી હતી. આમ જ્યારે ભીરુઓને ત્રાસ ઉપજાવનાર તથા શૂરાઓને હર્ષ વધારનાર તે દારુણ શંખનાદો થઈ રહ્યા હતા ત્યારે ભેરીઓ, ઝાલરો, નગારાં, નરઘાં વગેરે અનેક વાદિત્રો પણ વાગી રહ્યાં હતાં. હે રાજન! તે વેળા એ યુદ્ધપ્રસંગે બોલાવવામાં આવેલા દુર્યોધનના હિતેચ્છુ એવા તે પરમ ધનુર્ધર મહારથીઓ એ શબ્દને સહન કરી શક્યા નહિ; એટલે અત્યંત ક્રોધાયમાન થઈને પોતપોતાના સૈન્યનું રક્ષણ કરતા તે અનેક દેશના મહારથી વીરરાજાઓ અમર્ષપૂર્વક પોતાના મહાન શંખોને વગાડવા લાગ્યા અને કેશવ તથા અર્જુનને કરેલા વેરનો બદલો લેવા સજ્જ થયા. હે વિભુ! શંખોના એ ધ્વનિથી ગાજી ઊઠેલાં તમારાં સૈન્યોમાં રથીઓ, ઘોડાઓ અને હાથીઓ ઉદ્વિગ્ન થઈ ગયા અને સર્વ અસ્વસ્થ થઈ રહ્યું.[૧૨-૧૯] ત્યારે શૂરાઓના શંખધ્વનિથી ગાજી ઊઠેલું આકાશ જાણે તૂટી પડ્યું હોય અને મોટા કડાકાઓથી ચારે બાજુ ઘોષિત થઈ અત્યંત ઉદ્વેગ પામ્યું હોય, તેમ જણાતું હતું.[૨૦] હે રાજન્! તે અતિ મહાન શબ્દે સર્વ દિશાઓને ગજાવી મૂકી હતી અને જાણે પ્રલયકાળ આવી પહોંચ્યો હોય તેમ તેણે તે સૈન્યને ભયભીત કરી મૂક્યું હતું.[૨૧] તે પછી રાજા દુર્યોધન તથા બીજા આઠ મહારથીઓએ જયદ્રથનું રક્ષણ કરવા માટે અર્જુનને ઘેરી લીધો.[૨૨] તેમાંથી અશ્વત્થામાએ વાસુદેવને તોંતેર બાણોથી, અર્જુનને ત્રણ બાણોથી અને તેના ઘોડા તથા ધ્વજને પાંચ બાણોથી પ્રહાર કર્યો.[૨૩] જનાર્દનને વીંધાયેલા જોઈને અર્જુન અત્યંત ક્રોધાયમાન થયો અને તેણે અશ્વત્થામાને છસો બાણોનો પ્રહાર કર્યો.[૨૪] વળી કર્ણને દશ બાણોથી તથા વૃષસેનને ત્રણ બાણોથી વીંધી નાખી. વીર્યવાન અર્જુને શલ્યના બાણ સહિત ધનુષ્યના મૂઠમાંથી ટુકડા કરી નાખ્યા.[૨૫] ત્યારે શલ્યે બીજું ધનુષ્ય લીધું અને અર્જુનને વીંધી નાખ્યો. હવે ભૂરિશ્રવાએ શિલા ઉપર ઘસીને તીક્ષ્ણ કરેલાં તથા સુવર્ણના મુખવાળાં ત્રણ બાણોથી, કર્ણે બત્રીસ બાણોથી, વૃષસેને સાત બાણોથી, જયદ્રથે તોંતેર બાણોથી, કૃપાચાર્યે

દશ બાણોથી અને મદ્રરાજાએ દશ બાણોથી અર્જુનને રણમાં વીંધી નાખ્યો. વળી અશ્વત્થામાએ સાઠ બાણોથી અર્જુનને તથા વીસ બાણોથી વાસુદેવને પ્રહાર કર્યો. ફરી તેણે અર્જુનને પાંચ બાણો માર્યાં, એટલે પુરુષોમાં વ્યાઘ્ર સરખો તથા શ્વેત ઘોડાવાળો એ કૃષ્ણસારથિ (અર્જુન) મંદ મંદ હસ્યો અને પોતાના હાથની ચાલાકી દર્શાવીને તે સર્વને સામા વીંધી નાખવા લાગ્યો. તેણે કર્ણને બાર બાણો માર્યાં અને વૃષસેનને ત્રણ બાણોથી વીંધી નાખી, શલ્યના બાણ સહિત ધનુષ્યને મૂઠમાંથી કાપી નાખ્યું. વળી તેણે ભૂરિશ્રવાને ત્રણ બાણોથી વીંધી નાખી શલ્યને દશ બાણોનો પ્રહાર કર્યો. તેણે અગ્નિની શિખા જેવા આકારનાં આઠ બાણોથી અશ્વત્થામાને, પચીસ બાણોથી કૃપાચાર્યને અને સો બાણોથી જયદ્રથ રાજાને વીંધી નાખ્યા. વળી તેણે અશ્વત્થામાને સિત્તેર બાણોનો પ્રહાર કર્યો. પછી ભૂરિશ્રવા એકદમ ક્રોધાયમાન થઈ ગયો અને તેણે શ્રીહરિના હાથમાં રહેલી ચાબુકને કાપી નાખી તથા અર્જુનને તોંતેર બાણોનો પ્રહાર કર્યો. ત્યારે શ્વેતવાહન અર્જુન સેંકડો તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને ક્રોધપૂર્વક તે શત્રુઓને આગળ વધતા અટકાવવા લાગ્યો; તે જાણે મહાન વાયુ મેઘોને અટકાવી રહ્યો હોય, તેવું ભાસતું હતું.[૨૬-૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૦૪મો સમાપ્ત

## अध्याय १०५मो

### મહારથીઓની ધજાઓનું વર્ણન

॥ धृतराष्ट्र उवाच ॥

ध्वजान् बहुविधाकारान् भ्राजमानानतिश्रिया।
पार्थानां मामकानां च तान्ममाचक्ष्व संजय ॥१॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! પાંડવોની તથા મારા યોદ્ધાઓની અનેક પ્રકારના આકારવાળી તથા અતિશય શોભાથી ઝળહળતી ધજાઓ વિષે તું મને કહે.[૧]

સંજય બોલ્યો : તે મહાત્માઓની ધજાઓ અનેક જાતના આકારની હતી. તેમના આકાર, રંગ અને નામ વિશે હું તમને કહું છું, તો તમે તે સાંભળો.[૨] હે રાજેંદ્ર! તે મહારથીઓના રથો પર જુદી જુદી જાતની ધજાઓ પ્રજ્વલિત અગ્નિ સરખી હતી.[૩] તે બધી લગભગ સુવર્ણની જ હતી, સુવર્ણના તોરાવાળી હતી અને સુવર્ણની માળાઓથી શણગારેલી હતી તેથી તેઓ મેરુપર્વતનાં સુવર્ણમય શિખરો હોય તેવી દેખાતી હતી.[૪] વળી અનેક જાતના રંગોવાળી તે પરમ સુંદર ધજાઓ રંગબેરંગી પતાકાઓથી વ્યાપ્ત હોય તેવી શોભતી હતી. વાયુથી જ્યારે તે પતાકાઓ ફરકતી હતી, ત્યારે તેઓ રંગમંડપમાં નૃત્ય કરતી વિલાસિની સ્ત્રીઓ સમાન દેખાતી હતી. હે ભરતશ્રેષ્ઠ! તે પતાકાઓનો રંગ ઇંદ્રધનુષ્યના રંગ સરખો હતો. તેઓ જ્યારે વાયુને લીધે ફરકતી હતી, ત્યારે રથીઓના મહારથોને શોભા આપતી હતી. એ સંગ્રામમાં અર્જુનની ધજા સિંહ સમાન પૂંછડાવાળા તથા ઉગ્ર મુખવાળા વાનરના ચિહ્નવાળી હતી અને તે ભયંકર દેખાતી હતી. હે રાજન્! શ્રેષ્ઠ વાનરના ચિહ્નવાળો તથા પતાકાઓથી શોભતો તે ગાંડીવધનુર્ધારીનો ધ્વજ કૌરવોના સૈન્યને ત્રાસ પમાડતો હતો. ત્યાં હે ભારત! અમે દ્રોણપુત્ર અશ્વત્થામાનો ઉત્તમ ધ્વજ સિંહના પૂંછડાના ચિહ્નવાળો, બાલસૂર્ય સમાન પ્રભાવાળો અને તદ્દન સુવર્ણનો જોયો હતો. અશ્વત્થામાનો ઇંદ્રના ધ્વજ સમાન કાંતિવાળો અને ઉત્તમ ચિહ્નવાળો તે ધ્વજ જ્યારે પવનમાં ફરફરતો હતો, ત્યારે કૌરવોને આનંદ ઉપજાવતો હતો... હે મહારાજ! કર્ણના રથ પર રહેલા ધ્વજમાં હાથીની કેડે બાંધવાના સોનેરી પટ્ટાનું ચિહ્ન હતું અને તે

રણમાં આકાશને પૂર્ણ કરી દેતા હોય તેવો એ દેખાતો હતો. એ કર્ણના ધ્વજમાં માળાએ બાંધેલી સુવર્ણની પતાકા વાયુમાં ઊડી રહી હતી. તે જાણે રથની બેઠક પર નૃત્ય કરતી હોય તેમ જણાતી હતી. પાંડવોના આચાર્ય, બ્રાહ્મણજાતિના અને ગૌતમગોત્રના તપસ્વી કૃપાચાર્યના રથ પર બળદના ચિહ્નવાળી સુશોભિત ધ્વજા ઊડતી હતી. હે રાજન્! ઉપર રહેલા બળદના ચિહ્નથી કૃપાચાર્યનો એ મહાન રથ વૃષભથી વિરાજમાન ત્રિપુરારિ શંકરના રથ સરખો શોભતો હતો. વૃષસેનના રથ પર મણિ તથા રત્નથી જડેલો મયૂરના ચિહ્નવાળો ધ્વજ ફરકતો હતો અને તે સેનાના અગ્રભાગને શોભાવતો હતો. તેની અંદર રહેલો મયૂર જાણે હમણાં જ કંઈ બોલશે, તેવો પ્રત્યક્ષ જેવો દેખાતો હતો. હે રાજેંદ્ર! મયૂરના ચિહ્નને લીધે તે મહાત્માનો રથ મયૂરથી વિરાજતા કાર્તિકસ્વામીના રથ સરખો ભાસતો હતો. મદ્રરાજ શલ્યના ધ્વજમાં અગ્નિની શિખા સમાન સુંદર અને અપ્રતિમ તદ્દન સુવર્ણની ક્ષેત્રરેખા અમારા જોવામાં આવતી હતી. હે રાજા! તેના રથ પર રહેલી તે ક્ષેત્રરેખા, સર્વ બીજો જેમાં ઊગી નીકળેલાં છે, એવી પ્રત્યક્ષ શોભાયમાન ક્ષેત્રરેખા હોય તેમ ઝળકતી હતી. સિંધુરાજના ધ્વજ પર રૂપેરી રંગનો વરાહ વિરાજતો હતો. તેની કાંતિ સ્વચ્છ સ્ફટિકમણિ સમાન હતી અને સુવર્ણનાં આભૂષણોથી તેને શણગારવામાં આવ્યો હતો. તે ધ્વજથી જયદ્રથરાજા પૂર્વે દેવાસુરયુદ્ધમાં જેવો ઇંદ્રદેવ શોભતો હતો, તેવો જ શોભાયમાન દેખાતો હતો. યજ્ઞ કરવાનો જ જેનો સ્વભાવ હતો, તે બુદ્ધિમાન ભૂરિશ્રવાના ધ્વજમાં, યજ્ઞીય પશુબંધનના સ્તંભનું ચિહ્ન હતું. તે ધ્વજ સાક્ષાત્ સૂર્ય સરખો શોભતો હતો અને એમાં એક બાજુ ચંદ્ર પણ દેખાતો હતો. હે રાજન્! ભૂરિશ્રવાના ધ્વજમાં રહેલો સુવર્ણમય યજ્ઞસ્તંભ, રાજસૂય મહાયજ્ઞમાં ઊંચા કરેલા મોટા યજ્ઞસ્તંભ જેવો દેખાતો હતો. હે મહારાજ! રાજા શલના મહાધ્વજમાં રૂપાનો મહાન હાથી શોભતો હતો. તે હાથીની આસપાસ સુવર્ણથી વિચિત્ર અંગવાળા મયૂરો શોભતા હતા. હે ભરતશ્રેષ્ઠ રાજા! જેમ ઉજ્જ્વળ વર્ણનો મહાન ઐરાવત હાથી દેવરાજ ઇંદ્રની સેનાને શોભાવે, તેમ તે હાથીના ચિહ્નવાળો શલરાજનો ધ્વજ તમારા સૈન્યને શોભાવી રહ્યો હતો. હે પૃથ્વીનાથ! રાજા દુર્યોધનના ધ્વજમાં મણિજડિત અને સુવર્ણમય એવો હાથી પ્રકાશતો હતો. તેના રથમાં આસપાસ લટકાવેલી સેંકડો ઘૂઘરીઓનો શબ્દ સંભળાતો હતો. હે રાજન્! તમારો પુત્ર એ કૌરવરાજ! રથ પર રહેલા એ મહાન ધ્વજથી તે સમયે અત્યંત શોભતો હતો. હે રાજા! તમારી સેનામાં એ નવ મહાધ્વજો ઘણા ઊંચા હોઈને પ્રલયકાળના સૂર્યની પેઠે તમારી સેનાને દિપાવી રહ્યા હતા. તેમાં દશમો એક અર્જુનનો જ વાનરચિહ્નવાળો ધ્વજ ફરકતો હતો.[૫-૨૯] પરાશરે સ્થાપિત કરેલા અગ્નિથી જેમ હિમાલય પર્વત શોભે, તેમ તે ધ્વજથી અર્જુન શોભતો હતો. તે પછી શત્રુઓને તપાવનારા તે મહારથીઓએ અર્જુનનો વધ કરવા માટે અત્યંત મોટાં અને તરેહતરેહનાં પ્રકાશમાન ધનુષ્યો ઉઠાવ્યાં. હે રાજન્! તેજ પ્રમાણે રણમાં દિવ્ય કર્મ કરનારા શત્રુવિનાશન અર્જુને પણ પોતાનું ગાંડીવ નામનું ધનુષ્ય હાથમાં લીધું. હે ધૃતરાષ્ટ્રરાજ! તમારા દુષ્ટ વિચારોના પરિણામે જ આ ધાંધલ ઊભું થયું છે. તમારા અપરાધથી જ આ યુદ્ધમાં બિચારા અનેક નિર્દોષ રાજાઓ માર્યા ગયા છે. એ રાજાઓને ઘોડા, રથ અને હાથીઓ સહિત આ યુદ્ધપ્રસંગમાં જુદી જુદી દિશાઓમાંથી બોલાવ્યા હતા. એ વેળા સામસામા ગર્જના કરતા દુર્યોધન

આદિ આઠ મહારથીઓનો તથા પાંડવશ્રેષ્ઠ અર્જુનનો સામસામેનો મારો શરૂ થયો. શ્રીકૃષ્ણ જેના સારથિ છે, એવા કુંતાપુત્ર અર્જુને તે વખતે પરમ અદ્ભુત કર્મ કરવા માંડ્યું;[30–34] કારણ કે પોતે એકલો જ નિર્ભયની પેઠે અનેક મહારથો સાથે ભેટ્યો હતો. પોતાના ગાંડીવધનુષ્યને ખેંચતો તથા તે સર્વના પર વિજય મેળવી જયદ્રથને મારી નાખવા ઇચ્છતો એ મહાબાહુ અર્જુન તે વખતે ઘણો શોભતો હતો. પુરુષોમાં વ્યાઘ્ર સરખા શત્રુતાપન અર્જુને હજારો બાણો મૂકીને તમારા પક્ષના યોદ્ધાઓને અદશ્ય કરી દીધા હતા, તેમ જ તે સર્વ મહારથીઓએ પણ ચારે બાજુથી અસંખ્ય બાણો મૂકીને અર્જુનને રણમાં અદશ્ય કરી દીધો હતો.[35–37] જ્યારે તે પુરુષસિંહોએ કુરુશ્રેષ્ઠ અર્જુનને આ પ્રમાણે રણમાં ઢાંકી દીધો, ત્યારે તમારા સૈન્યમાં સર્વને આનંદ ઉપજાવનારો મહાન હર્ષનાદ થઈ રહ્યો હતો.[38]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાન્તર્ગત જયદ્રથવધપર્વમાં 'મહારથીઓની ધજાઓનું વર્ણન' નામનો અધ્યાય ૧૦૫ મો સમાપ્ત

## अध्याय १०६मो

### દ્રોણનો પાંડવો પર ધસારો અને યુધિષ્ઠિરનું પાછા હઠવું

॥ धृतराष्ट्र उवाच ॥

अर्जुने सैंधवं प्राप्ते भारद्वाजेन संवृताः ।
पांचालाः कुरुभिः सार्धं किमकुर्वत संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! જે સમયે અર્જુન સિંધુરાજની લગભગ આવી પહોંચ્યો, ત્યારે દ્રોણાચાર્યથી ઘેરાયેલા પાંચાલોએ કૌરવો સાથે કેવું યુદ્ધ કર્યું ?[1]

સંજય બોલ્યો : હે મહારાજ! તે દિવસના પાછલા ભાગમાં રૂંવાં ઊભાં થઈ જાય તેવા કૌરવ-પાંચાલના એ સંગ્રામમાં દ્રોણાચાર્ય માટેનો યુદ્ધ-જુગાર આરંભાયો.[2] હે રાજા! દ્રોણાચાર્યનો વ[illegible] કરવા માટે પાંચાલો મનમાં હર્ષિત થઈને ગર્જના કરી કરીને બાણોની વૃષ્ટિ કરતા હતા.[3] તે વેળા કૌરવો અને પાંચાલો વચ્ચે દેવો અને અસુરો વચ્ચેના જેવો ઘોર અને તુમુલ સંગ્રામ શરૂ થયો. પાંડવો સહિત સર્વે પાંચાલરાજાઓ દ્રોણના રથ પાસે ગયા અને તેની સેનાની હરોળને તોડી નાખવા માટે મોટાં મોટાં અસ્ત્રોનો પ્રયોગ કરવા લાગ્યા.[4,5] હવે રથ પર બેઠેલા પાંચાલના રથીઓ પૃથ્વીને કંપાવતા કંપાવતા સાધારણ વેગથી દ્રોણના રથ સુધી આવી પહોંચ્યા. ત્યાં કેકયોના મહારથી બૃહત્ક્ષત્ર ઇંદ્રના વજ્ર જેવાં તીક્ષ્ણ બાણો છોડતો છોડતો દ્રોણાચાર્ય પર ચઢી ગયો હતો.[6,7] ત્યારે તેની સામે મહાન યશવાળો ક્ષેમધૂર્તિ સેંકડો અને હજારો તીક્ષ્ણ બાણો મૂકતો મૂકતો શીઘ્ર ધસી આવ્યો હતો.[8] વળી ઇંદ્ર જેમ શંબરાસુર સામે ધસી જાય, તેમ અત્યંત બળથી ઉદય પામેલો ચેદિરાજ ધૃષ્ટકેતુ દ્રોણ સામે સત્વર ધસી ગયો હતો.[9] આમ મોં પહોળું કરી આવતા કાળની પેઠે તેને એકાએક ધસી આવતો જોઈને મહાધનુર્ધર વીરધન્વા વેગથી તેની સામે ચઢી ગયો.[10] પછી વીર્યવાન દ્રોણાચાર્ય વિજયની ઇચ્છાથી આવી ઊભેલા મહારાજ યુધિષ્ઠિરને સૈન્ય સહિત અટકાવવા લાગ્યા. ત્યાં હે પ્રભુ! યુદ્ધકુશળ પરાક્રમી નકુલને ચઢી આવેલો જોઈને તમારો પરાક્રમી પુત્ર વિકર્ણ તેની સામે ચઢી ગયો.[11,12] ત્યારે યુદ્ધ કરવા માટે ધસી આવતા સહદેવને શત્રુસંહારક દુર્મુખે અનેક હજારો બાણોથી છાઈ દીધો હતો. વ્યાઘ્રદત્તે વારંવાર અતિ તીક્ષ્ણ બાણો મૂકીને પુરુષવ્યાઘ્ર સાત્યકિને કંપાવી દઈ અટકાવી રાખ્યો. વળી સૌમદત્તિએ ઉત્તમ બાણોને છોડી રહેલા, પુરુષોમાં વ્યાઘ્ર સરખા અને અત્યંત કોપાયમાન થયેલા દ્રૌપદીના મહારથી પુત્રોને [illegible] સમયે ક્રોધ કરીને ધસી આવતા

ભીમસેનને ભયંકર સ્વરૂપવાળો અને તેથી જ બિહામણો એવો મહારથી અલંબુષ રોકવા લાગ્યો. હે રાજા! એ મનુષ્ય (ભીમસેન) અને રાક્ષસ-(અલંબુષ)નું તે સમયનું યુદ્ધ પૂર્વે જ રામરાવણનું યુદ્ધ થયું હતું, તેના જેવું જ થઈ રહ્યું હતું. હે ભારત! તે પછી ભરતશ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિરે નમેલાં પૂંખવાળાં નેવું બાણો મૂકીને દ્રોણાચાર્યને સર્વ મર્મસ્થાનોમાં પ્રહાર કર્યો.[૧૩-૧૮] એટલે હે ભરતશ્રેષ્ઠ! યશસ્વી યુધિષ્ઠિરે કોપાવેલા તે આચાર્યે પણ તેને પચીસ બાણોનો છાતીમાં પ્રહાર કર્યો.[૧૯] વળી દ્રોણાચાર્યે સર્વ ધનુર્ધરોના દેખતાં બીજાં વીસ બાણો મૂકીને યુધિષ્ઠિરરાજને ઘોડા, સારથિ અને ધ્વજ સહિત પ્રહાર કર્યો.[૨૦] પણ દ્રોણાચાર્યે મૂકેલાં તે બધાં બાણોનો ધર્માત્મા યુધિષ્ઠિરે પોતાના હાથની ચાલાકી બતાવતા રહી બાણવૃષ્ટિ વડે નાશ કર્યો.[૨૧] આથી આચાર્ય અત્યંત કોપ્યા અને તે મહાધનુર્ધારીએ મહાત્મા ધર્મરાજ યુધિષ્ઠિરના ધનુષ્યના રણમાં ટુકડા કરી નાખ્યા.[૨૨] પછી કપાઈ ગયેલા ધનુષ્યવાળા તે રાજાને મહારથી આચાર્યે ચારે બાજુથી અનેક હજાર બાણો મૂકીને સત્વર છાઈ દીધા.[૨૩] તે સમયે દ્રોણાચાર્યનાં બાણોથી યુધિષ્ઠિરરાજને અદૃશ્ય થયેલા જોઈ ને સર્વ લોકો તેમને મરણ પામેલા જ માનવા લાગ્યા.[૨૪] વળી હે રાજેંદ્ર! કેટલાએક માનવા લાગ્યા કે, 'મહાત્મા બ્રાહ્મણે રાજા યુધિષ્ઠિરને વિમુખ કરી નાખીને મારી નાખ્યા છે.'[૨૫] એ રીતે પરમ સંકટમાં આવી પડેલા ધર્મરાજ યુધિષ્ઠિરે દ્રોણાચાર્યે કાપી નાખેલું તે ધનુષ્ય છોડી દીધું.[૨૬] તે વીરે બીજું અતિશય વેગવાળું તથા ઝગઝગતું દિવ્ય ધનુષ્ય લીધું અને દ્રોણાચાર્યે છોડેલાં હજારો બાણોને સંગ્રામમાં તત્કાળ છેદી નાખ્યાં. હે રાજન્! આ ઘણું આશ્ચર્યકારક જણાતું હતું.

આમ તે બાણનો નાશ કરીને તે ક્રોધથી લાલચોળ નેત્રવાળા થઈ ગયા. તેમણે મોટા મોટા પર્વતોનો પણ નાશ કરી નાખે તેવી મહાઘોર અને ભયંકર શક્તિ હાથમાં લીધી. એ શક્તિનો દાંડો સુવર્ણનો હતો અને તેને આઠ ઘંટડીઓ લટકતી બાંધેલી હતી.[૨૭-૨૯] હે ભારત! બળવાન યુધિષ્ઠિરે તે શક્તિને જોસથી ફેંકી અને પોતે હર્ષમાં આવી જઈ ને, સર્વ ભૂતોને ત્રાસ પમાડતા હોય તેમ મોટા શબ્દથી ગર્જના કરવા લાગ્યા.[૩૦] ધર્મરાજાએ ફેંકેલી તે શક્તિને જોઈ ને યુદ્ધમાં રહેલાં સર્વ ભૂતો એકાએક બોલી ઊઠ્યાં કે, 'દ્રોણનું કલ્યાણ થજો, કલ્યાણ થજો!'[૩૧] આમ રાજાના હાથમાંથી છૂટેલી કાંચળી વિનાના સર્પની જેમ પ્રકાશતી અને આકાશ, દિશા તથા વિદિશાને પ્રજ્વલિત કરતી તે શક્તિ બળબળતા મુખવાળી નાગણની પેઠે દ્રોણની પાસે આવી, ત્યારે હે પૃથ્વીપતિ! તે શક્તિને આવતી જોઈ ને અસ્ત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્યે તત્કાળ બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું અને તે અસ્ત્ર ઘોર દેખાવની તે શક્તિને ભસ્મ કરી નાખીને સત્વર યશસ્વી યુધિષ્ઠિરરાજના રથ તરફ ગયું. પછી હે રાજા! મહાબુદ્ધિમાન રાજા યુધિષ્ઠિરે પણ પોતાની સામે ધસી આવતા તે બ્રહ્માસ્ત્રને બ્રહ્માસ્ત્રથી જ શાંત કર્યું. એટલું જ નહિ, તેમણે દૃઢ ગાંઠાવાળાં પાંચ બાણો મૂકીને તે દ્રોણને રણમાં વીંધી નાખ્યા, વળી એક અતિ તીક્ષ્ણ ક્ષુરપ્રબાણથી તેમણે એમના મહાન ધનુષ્યના પણ ટુકડા કરી નાખ્યા. ત્યારે હે રાજા! ક્ષત્રિયોનો સંહાર કરનારા દ્રોણાચાર્યે તે કપાયેલા ધનુષ્યને ફેંકી દીધું અને ધર્મપુત્ર યુધિષ્ઠિર સામે એકદમ ગદા ફેંકી. હે શત્રુતાપન! પોતાની સામે એકદમ જોસથી આવતી તે ગદાને જોઈ ને, યુધિષ્ઠિરરાજાએ પણ હાથમાં ગદા લીધી અને ક્રોધપૂર્વક તેને દ્રોણ સામે ફેંકી. એકાએક

છૂટેલી તે બન્ને ગદાઓ પરસ્પર અથડાવાથી તેના સંઘર્ષણમાંથી અગ્નિ ઝરવા લાગ્યો અને છેવટે તે બન્ને નિષ્ફળ થઈને પૃથ્વી પર આવી પડી. હે રાજા ! તે પછી દ્રોણાચાર્યને ઘણો જ ક્રોધ ચડ્યો, તેથી તેમણે ચાર તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરી ધર્મરાજાના ઘોડાઓને મારી નાખ્યા. વળી તેમણે એક ભલ્લજાતના બાણથી તેમના ઇંદ્રધ્વજ જેવા ધનુષ્યને પણ કાપી નાખ્યું.[૩૨-૪૧] ઉપરાંત એક બીજું બાણ મારીને તેમના ધ્વજને પણ કાપી નાખ્યો તથા બીજાં ત્રણ બાણોથી યુધિષ્ઠિરને પણ પીડી નાખ્યા. એટલે હે ભરતશ્રેષ્ઠ ! માર્યા ગયેલા ઘોડાવાળા રથ પરથી યુધિષ્ઠિર નીચે કૂદી પડ્યા અને હથિયાર વિના હાથ ઊંચા કરીને ત્યાં ઊભા રહ્યા. હે વિભુ ! એ રીતે રથ વિનાના તથા વિશેષે કરીને હથિયાર વિનાના થયેલા યુધિષ્ઠિરરાજાને જોઈ ને દ્રોણાચાર્ય શત્રુઓનાં સર્વ સૈન્યોને ગભરાવવા લાગ્યા. જેમ કોઈ એક ભયંકર સિંહ મૃગ સામે દોડી જાય, તેમ દૃઢ વ્રતવાળા તે આચાર્ય પોતાના ચાલાક હાથે સંખ્યાબંધ તીક્ષ્ણ બાણો છોડતા છોડતા રાજા યુધિષ્ઠિર સામે દોડી ગયા. હે રાજન્ ! શત્રુઓનો સંહાર કરનારા દ્રોણાચાર્યને આમ રાજા સામે ધસેલા જોઈ ને પાંડવોનાં સર્વ સૈન્યોમાં 'હાય ! હાય ! દ્રોણે રાજાને મારી નાખ્યા ! મારી નાખ્યા !' એવો કોલાહલ થઈ રહ્યો. તે વેળા કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિર સત્વર સહદેવના રથ પર ચઢી ગયા અને ઘોડાઓ દોડાવતા યુદ્ધમાંથી પાછા હઠી ગયા.[૪૨-૪૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'યુધિષ્ઠિરનું પાછા હઠવું' નામનો અધ્યાય ૧૦૬ મો સમાપ્ત

## અધ્યાય ૧૦૭ મો

### ક્ષેમધૂર્તિ, વીરધન્વા, નિરમિત્ર અને વ્યાઘ્રદત્તનું પતન

॥ સંજય ઉવાચ ॥

बृहत्क्षत्रमथायांतं कैकयं दृढविक्रमम् ।
क्षेमधूर्तिर्महाराज विव्याधोरसि मार्गणैः ॥ १ ॥

સંજય બોલ્યો : હે મહારાજ ! દૃઢ પરાક્રમવાળા કેકયવંશના બૃહત્ક્ષત્રને રણમાં ધસી આવતો જોઈને, ક્ષેમધૂર્તિએ તેને બાણો વડે છાતીમાં વીંધી નાખ્યો.[૧] હે રાજન્ ! તે સમયે રાજા બૃહત્ક્ષત્રે દ્રોણાચાર્યના સૈન્યને તોડી નાખવાની ઇચ્છાથી નમેલાં પૂંખવાળાં નેવું બાણોનો તેને સત્વર પ્રહાર કર્યો.[૨] ત્યારે ક્ષેમધૂર્તિએ અત્યંત ક્રોધ કરીને મહાત્મા બૃહત્ક્ષત્રના ધનુષ્યને પાણીદાર અને તીક્ષ્ણ એવા એક ભલ્લબાણથી કાપી નાખ્યું.[૩] વળી તેણે સર્વ ધનુર્ધરોમાં શ્રેષ્ઠ એવા તે બૃહત્ક્ષત્રને, તેનું ધનુષ્ય કપાઈ ગયું હતું; છતાં મજબૂત ગાંઠાવાળા એક બાણથી તત્કાળ વીંધી નાખ્યો.[૪] પછી બૃહત્ક્ષત્રે જાણે હસતો હોય તેમ બીજું એક ધનુષ્ય હાથમાં લીધું અને એક ક્ષણવારમાં જ મહારથી ક્ષેમધૂર્તિને ઘોડા, સારથિ અને રથ વિનાનો કરી નાખ્યો.[૫] પછી એક બીજું પાણીદાર તીક્ષ્ણ બાણ મૂકીને તેણે રાજા ક્ષેમધૂર્તિના દેદીપ્યમાન કુંડળવાળા મસ્તકને ધડથી જુદું કરી દીધું.[૬] આમ એકાએક કપાઈ પડેલું તથા વાંકડિયા કેશવાળું ક્ષેમધૂર્તિનું તે મસ્તક મુકુટ સહિત પૃથ્વી પર આવી પડ્યું; અને તે આકાશમાંથી ખરી પડેલા જ્યોતિ સમાન શોભતું હતું.[૭] એ પ્રમાણે ક્ષેમધૂર્તિનો રણમાં નાશ કરીને મહારથી બૃહત્ક્ષત્ર હર્ષમાં આવી ગયો અને એકદમ પાંડવોને માટે તમારા સૈન્ય સામે ચઢી ગયો.[૮] હે ભારત ! દ્રોણાચાર્યને માટે આ પ્રમાણે

ધસી આવતા તે ધૃષ્ટકેતુ(બૃહત્ક્ષત્ર)ને જોઈને મહાધનુર્ધર પરાક્રમી વીરધન્વાએ તેને અટકાવ્યો.[૯] આમ બાણરૂપી દાઢવાળા તથા અતિબળવાન એવા તે બન્ને પુરુષવ્યાઘ્રો સામસામા ભેટીને અનેક હજારો બાણોથી એકબીજાને પ્રહાર કરવા લાગ્યા.[૧૦] કોઈ મહાવનમાં જેમ તીવ્ર મદવાળા બે યૂથપતિ હાથીઓ લડે, તેમ તે બન્ને પરસ્પર લડતા હતા.[૧૧] જેમ કોઈ પર્વતની ગુફામાં આવીને ક્રોધાયમાન થયેલા બે વાઘો યુદ્ધ કરે, તેમ મહાન વીર્યવાળા તે બન્ને વીરો એકબીજાનો નાશ કરવાની ઇચ્છાથી યુદ્ધ કરતા હતા.[૧૨] હે રાજા! તે તુમુલ યુદ્ધ ઘણું જોવાલાયક હતું. સિદ્ધો અને ચારણોના સમુદાયોને પણ તે અદ્ભુત દેખાવનું લાગતું હતું.[૧૩] પછી હે ભારત! વીરધન્વા કોપ્યો અને તેણે હસતાં હસતાં એક ભલ્લબાણનો પ્રહાર કરીને, ધૃષ્ટકેતુના ધનુષ્યના બે ટુકડા કરી નાખ્યા.[૧૪] હવે મહારથી ચેદિરાજાએ (ધૃષ્ટકેતુએ) કપાઈ ગયેલા તે ધનુષ્યને ફેંકી દીધું અને તદ્દન લોખંડની તથા સુવર્ણના દાંડાવાળી મહાન શક્તિ ગ્રહણ કરી.[૧૫] હે ભારત! મહાન વીર્યવાળી તે શક્તિને પોતાના બે હાથ વડે ઉઠાવીને તેણે બરાબર સાવધાનીપૂર્વક વીરધન્વાના રથ સામે એકાએક ફેંકી.[૧૬] વીરોનો નાશ કરનારી તે શક્તિના અત્યંત જોસપૂર્ણ પ્રહારથી વીરધન્વાનું હૃદય ચિરાઈ ગયું અને સત્વર તે પોતાના રથ પરથી ધરણી પર ઢળી પડ્યો.[૧૭] હે વિભુ! ત્રિગર્તોનો મહારથી એ વીરધન્વા જ્યારે આમ રણમાં માર્યો ગયો, ત્યારે પાંડવપક્ષના યોદ્ધાઓ ચારે બાજુથી તમારા સૈન્યમાં ભંગાણ પાડવા લાગ્યા.[૧૮] એ સમયે દુર્મુખે સહદેવના પર સાઠ બાણો ફેંક્યાં અને એ પાંડુપુત્રને બીક બતાવવા માટે તે મોટી ગર્જના કરવા લાગ્યો.[૧૯] આથી એ માદ્રીપુત્ર કોપાયમાન થઈ ગયો અને હસતો હોય તેમ તેણે યુદ્ધ કરવા આવેલા પોતાના ભાઈ દુર્મુખને તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યો.[૨૦] હે ભારત! મહાબળવાન સહદેવને રણમાં એ રીતે ઝપાટો મારતો જોઈને, દુર્મુખે તેને નવ બાણોનો પ્રહાર કર્યો.[૨૧] એટલે મહાબળવાન સહદેવે એક ભલ્લબાણનો પ્રહાર કરી દુર્મુખની ધજાને તોડી પાડી તથા બીજાં ચાર તીક્ષ્ણ બાણો મારીને તેના ઘોડાઓને પણ મારી નાખ્યા.[૨૨] વળી બીજું એક પાણીદાર તીક્ષ્ણ ભલ્લબાણ મારીને તેણે તેના સારથિના દેદીપ્યમાન કુંડળોવાળા મસ્તકને ધડથી જુદું કર્યું.[૨૩] એટલું જ નહિ, પણ સહદેવે એક તીક્ષ્ણ ક્ષુરપ્રબાણ મૂકીને કુરુપુત્ર દુર્મુખના મહાન ધનુષ્યને કાપી નાખ્યું અને બીજાં પાંચ બાણો વડે તેને પણ વીંધી નાખ્યો. તે સમયે હે રાજન્! દુર્મુખ મનમા ઉદાસ થઈ ગયો અને મરણ પામેલા ઘોડાઓવાળા પોતાના રથનો ત્યાગ કરીને તે નિરમિત્રના રથમાં ચઢી ગયો.[૨૪,૨૫] એટલે શત્રુવીરોનો સંહાર કરનારા સહદેવે કોપાયમાન થઈને સેનાના મધ્યમાં રહેલા એ નિરમિત્રને પણ એક ભલ્લબાણ મારીને મારી નાખ્યો.[૨૬] આથી હે જનનાથ! ત્રિગર્તરાજનો પુત્ર નિરમિત્ર તમારી સેનાને વ્યથા પમાડતો પમાડતો રથની બેઠક પરથી પૃથ્વી પર ગબડી પડ્યો.[૨૭] પૂર્વે મહાબળવાન ખરદૈત્યનો નાશ કરી દશરથપુત્ર રામચંદ્ર જેમ શોભતા હતા, તેમ તેનો વધ કરી મહાબાહુ સહદેવ શોભવા લાગ્યો. હે જનેશ્વર! મહારથી રાજપુત્ર નિરમિત્રને આમ મરણ પામેલો જોઈને ત્રિગર્તયોદ્ધાઓમાં મહાન હાહાકાર થઈ રહ્યો. હે રાજન્! એ અરસામાં નકુલે તમારા વિશાળ નેત્રવાળા પુત્ર વિકર્ણને એક મુહૂર્ત જેટલા કાળમાં જીતી લીધો, તે લોકમાં અતિ આશ્ચર્ય જેવું બન્યું હતું. ત્યાં વળી વ્યાઘ્રદત્તે નમેલાં પર્વવાળાં બાણો મૂકી મૂકીને સાત્યકિ-

ને ઘોડા, સારથિ અને ધજા સાથે સેનાના મધ્યમાં અદશ્ય કરી દીધો હતો.[૨૮–૩૧] છતાં શરવીર સાત્યકિએ ચાલાક હાથવાળાની પેઠે તે બાણોનું વારણ કરીને વ્યાઘ્રદત્તને ઘોડા, સારથિ અને ધ્વજ સાથે રણમાં ઢાળી પાડ્યો.[૩૨] આમ હે પ્રભુ! મગધરાજનો કુમાર તે વ્યાઘ્રદત્ત જ્યારે રણમાં માર્યો ગયો, ત્યારે યુદ્ધ કરવા સજ્જ થયેલા માગધ યોદ્ધાઓ ચોમેરથી સાત્યકિ સામે ધસી આવ્યા.[૩૩] તેઓ હજારો બાણો, તોમરો, ભિંદિપાલો, ભાલાઓ, મુદ્‌ગરો અને મુસલોને પણ ફેંકવા લાગ્યા.[૩૪] તે રણશૂરા માગધ યોદ્ધાઓ યુદ્ધદુર્મદ સાત્યકિ સામા એકીસાથે લડવા લાગ્યા; પણ બળવાન પુરુષશ્રેષ્ઠ સાત્યકિએ તે બધાને હસતાં હસતાં સહેજમાં જીતી લીધા. તે વેળા મરતાં મરતાં બાકી રહેલા માગધ યોદ્ધાઓ ચારેબાજુ નાસભાગ કરવા લાગ્યા હતા. હે વિભુ! તે જોઈને સાત્યકિનાં બાણોથી વિહ્‌વળ થયેલા તમારા સૈન્યમાં એકદમ ભંગાણ પડ્યું. એ રીતે મહાયશસ્વી યાદવોત્તમ સાત્યકિ રણમાં તમારા સૈન્યનો નાશ કરીને પોતાના ધનુષ્યને ધુણાવતો ત્યાં ઊભો રહ્યો. હે રાજન્! મહાત્મા સાત્યકિએ સૈન્યમાં એટલું બધું ભંગાણ પાડ્યું હતું કે, જેથી તે સૈન્ય યુદ્ધ કરવા માટે સામું થતું ન હતું; કારણ કે મહાબાહુ સાત્યકિએ તેમાં અત્યંત ત્રાસ વર્તાવ્યો હતો. આથી દ્રોણાચાર્ય અત્યંત કોપાયમાન થઈ ગયા અને પોતે જાતે જ સત્યકર્મી સાત્યકિ સામે ડોળા ફાડીને એકદમ ધસી આવ્યા.[૩૫–૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૦૭મો સમાપ્ત

# अध्याय १०८मो

## રાક્ષસ અલંબુષની હાર!

॥ संजय उवाच ॥

द्रौपदेयान् महेष्वासान् सौमदत्तिर्महायशाः।
एकैकं पंचभिर्विद्ध्वा पुनर्विव्याध सप्तभिः ॥ १ ॥

સંજય બોલ્યો: મહાયશસ્વી સૌમદત્તિએ મહાધનુર્ધર એવા દ્રૌપદીના દરેક પુત્રને પાંચ પાંચ બાણોથી વીંધી નાખીને ફરી તેમને સાત બાણોથી વીંધી નાખ્યા.[૧] હે રાજા! રૌદ્ર સ્વરૂપવાળા તે સૌમદત્તિએ તેમને એટલા બધા પીડી નાખ્યા કે, તેઓ મૂઢ જેવા થઈ ગયા અને યુદ્ધમાં કર્તવ્યને પણ કંઈ જાણી શક્યા નહિ.[૨] પરંતુ નકુલના પુત્ર શતાનીકે પુરુષશ્રેષ્ઠ સૌમદત્તિને બે બાણોથી વીંધી નાખ્યો અને હર્ષપૂર્વક ગર્જના કરી મૂકી.[૩] તેટલામાં બીજા ભાઈઓએ પણ રણમાં સાવધ થઈને સીધાં જનારાં ત્રણ ત્રણ બાણો મૂકીને, ક્રોધી સૌમદત્તિને સત્વર વીંધી નાખ્યો.[૪] ત્યારે હે મહારાજ! મહાયશસ્વી સૌમદત્તિએ પણ તે પાંચે ભાઈઓ સામે પાંચ બાણો ફેંક્યાં અને દરેકને એકેક બાણથી છાતીમાં પ્રહાર કર્યો.[૫] આમ જ્યારે એ પાંચે ભાઈઓ તે વીરનાં બાણોથી વીંધાઈ ગયા, ત્યારે તેમણે વીર સૌમદત્તિને ચોતરફથી ઘેરી લીધો અને બાણોથી અત્યંત વીંધવા માંડ્યો.[૬] હવે ક્રોધાયમાન થયેલા અર્જુનના પુત્રે ચાર તીક્ષ્ણ બાણો મારીને તેના ઘોડાઓને યમરાજને ઘેર મોકલી દીધા.[૭] ત્યાં ભીમસેનના પુત્રે મહાત્મા સૌમદત્તિના ધનુષ્યને કાપી નાખ્યું અને તેને કેટલાંક તીક્ષ્ણ બાણોથી વીંધી નાખીને મોટી ગર્જના કરી મૂકી.[૮] વળી યુધિષ્ઠિરના પુત્રે તેના ધ્વજને કાપી નાખી પૃથ્વી પર પાડી દીધો અને નકુલના પુત્રે તેના સારથિને રથ પરથી ગબડાવી પાડ્યો. આમ પોતાના ભાઈઓએ સૌમદત્તિને હરાવેલો જાણીને, સહદેવના પુત્રે એક ક્ષુરપ્રબાણ મૂકીને તે

મહાત્માના મસ્તકને કાપી નાખ્યું.[૯,૧૦] એટલે સુવર્ણનાં આભૂષણોથી શોભતું તથા બાલસૂર્ય સમાન પ્રભાવાળું સૌમદત્તિનું તે મસ્તક ત્યારે રણપ્રદેશને પ્રકાશમાન કરતું પૃથ્વી પર પડ્યું.[૧૧] આ પ્રમાણે હે રાજન્! મહાત્મા સૌમદત્તિના મસ્તકને કપાયેલું જોઈને તમારા પક્ષના યોદ્ધાઓ ત્રાસી ગયા અને સર્વ દિશાઓમાં નાસભાગ કરવા મંડ્યા.[૧૨] એ વેળા રાક્ષસ અલંબુષ ક્રોધાયમાન થઈ ને મહાબળવાન ભીમસેન સામે યુદ્ધ કરતો હતો. તે બન્નેનું એ યુદ્ધ લક્ષ્મણ અને રાવણપુત્ર ઇંદ્રજિત વચ્ચેના યુદ્ધ જેવું જણાતું હતું. રણમાં યુદ્ધ કરતા એ નર અને એ રાક્ષસને જોઈને સર્વ ભૂતોને વિસ્મય તથા આનંદ થતો હતો.[૧૩,૧૪] તે સમયે ભીમસેને નવ તીક્ષ્ણ બાણો છોડીને ક્રોધવશ થયેલા રાક્ષસશ્રેષ્ઠ અલંબુષને હસતાં હસતાં વીંધી નાખ્યો.[૧૫] જ્યારે તે રાક્ષસ આમ રણમાં વીંધાઈ ગયો, ત્યારે તે ભયંકર ગર્જના કરીને ભીમસેન તથા તેના પાયદળના યોદ્ધાઓ સામે એકદમ ધસી ગયો.[૧૬] તુરત તેણે નમેલાં પર્વવાળાં પાંચ બાણો મૂકીને ભીમસેનને વીંધી નાખ્યો અને ભીમસેનના રક્ષક ત્રણસો યોદ્ધાઓનો ત્યાં નાશ કરી નાખ્યો.[૧૭] વળી તેણે બીજા ચારસોને મારી નાખ્યા અને ભીમસેનને એક બાણથી અત્યંત વીંધી નાખ્યો. આ પ્રમાણે તે રાક્ષસથી અતિ વીંધાયલો મહા બળવાન ભીમસેન મૂર્છાવશ થઈ ગયો અને રથની બેઠક પર પડી ગયો. પછી ફરી ભાનમાં આવીને ક્રોધપૂર્ણ થયેલા વાયુનંદન ભીમસેને રણમાં ઉત્તમ સાધનભૂત એવું પોતાનું ઘોર ધનુષ્ય ખેંચ્યું અને સડસડાટ છોડેલાં તીક્ષ્ણ બાણોથી રાક્ષસ અલંબુષને ચોતરફથી તેણે સારી રીતે પીડી નાખ્યો.[૧૮-૨૦] તે વખતે હે રાજન્! અનેક બાણોથી વીંધાયેલો તથા કાંજળના ઢગ સમાન કાંતિવાળો તે રાક્ષસ ખીલેલાં રાતાં પુષ્પવાળા ખાખરાના વૃક્ષ સમાન શોભતો હતો.[૨૧] ભીમસેનના ધનુષ્યમાંથી છૂટેલાં બાણો વડે તે જ્યારે એ રીતે ઘણો ઘાયલ થયો, ત્યારે તેને મહાત્મા ભીમસેને મારી નાખેલા પોતાના ભાઈ બકાસુરનું સ્મરણ થયું.[૨૨] એટલે તે ભયંકર સ્વરૂપ ધારણ કરીને ભીમસેન પ્રત્યે કહેવા લાગ્યો કે, 'અલ્યા પૃથાપુત્ર! ઊભો રહે, હવે આ યુદ્ધમાં આજે તું મારું પરાક્રમ જોજે.[૨૩] ઓ દુર્મતિયા! તેં રાક્ષસોમાં ઉત્તમ ને બળવાન એવા મારા ભાઈ બકાસુરને મારી નાખ્યો છે, પણ તે કામ તો તેં મારી ગેરહાજરીમાં કર્યું છે.'[૨૪] આમ કહીને તે રાક્ષસ ત્યાંથી અંતર્ધાન થઈ ગયો અને મોટી બાણવૃષ્ટિ કરીને ભીમસેનને અત્યંત છાઈ દેવા લાગ્યો.[૨૫] પછી હે રાજન્! રાક્ષસને અદૃશ્ય થયેલો જોઈને ભીમસેને પણ નમેલાં પર્વવાળાં બાણો મૂકીને આકાશને ભરી દીધું;[૨૬] એટલે એક પલકવારમાં તો તે રાક્ષસ પુનઃ પોતાના રથમાં આવી બેઠો; કારણ કે આકાશમાં પણ તેને ભીમનાં બાણો સારી પેઠે લાગ્યાં હતાં; પણ પાછો તે રાક્ષસ પૃથ્વી પર આવી સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરીને એકાએક આકાશમાં ચાલ્યો ગયો.[૨૭] હવે તેણે નાનાંમોટાં અનેક રૂપો ધારણ કરવા માંડ્યાં તે થોડીવારમાં નાનો, થોડીવારમાં મોટો અને થોડીવારમાં સ્થૂળ દેખાવા લાગ્યો; તેમ જ મેઘની પેઠે ગર્જનાઓ કરવા લાગ્યો.[૨૮] વળી તે ચોતરફથી અનેક જાતની કટુ વાણીઓ બોલવા લાગ્યો. ત્યાં જોતજોતામાં આકાશમાંથી હજારો બાણોની ધારાઓ, શક્તિઓ, બંદૂકો, ભાલાઓ, ત્રિશૂળો, પટ્ટિશો, તોમરો, તોપો, પરિઘો, ભિંદિપાલો, ફરસીઓ, પથરાઓ, તલવારો, ગોળીઓ, બે ધારી તલવારો અને વજ્રો વગેરે અસ્ત્રશસ્ત્રો પડવા લાગ્યાં. ત્યાં તે રાક્ષસે અતિ દારુણ શસ્ત્રવૃષ્ટિ કરી મૂકી,

એટલે પાંડુપુત્રના ઘણા સૈનિકો રણમાં માર્યા ગયા. તેણે એ યુદ્ધમાં પાંડવસૈન્યોના ઘણા હાથીઓ, ઘોડાઓ તથા પાળાઓનો ઘાણ કાઢી નાખ્યો. હે રાજન્! તેનાં બાણોના પ્રહારથી રથીયોદ્ધાઓ રથો પરથી ગબડવા લાગ્યા.[૨૯–૩૩] આમ તે રાક્ષસે અનેક રાક્ષસોના ગણોથી ભરેલી ઘોર નદી તે રણભૂમિ પર ચાલુ કરી દીધી. હે રાજન્! તે નદીમાં લોહીરૂપ જળ હતું અને રથોરૂપી ધૂમરીઓ હતી. તે નદી હાથીઓરૂપ ગ્રૂંટોથી ભરપૂર હતી અને તેમાં છત્રોરૂપ હંસો હતા. તેમાં પ્રાણીઓની ધાતુઓરૂપ કાદવ હતો અને બાહુઓરૂપ સર્પોથી તે વ્યાપ્ત હતી. તે નદી ચેદિ, પાંચાલ તથા સૃંજયયોદ્ધાઓને ખેંચી જતી હતી.[૩૪,૩૫] હે રાજન્! તે રાક્ષસને એ રીતે નિર્ભય થઈને સંગ્રામમાં ઘૂમી રહેલો જોઈને પાંડવયોદ્ધાઓ અત્યંત ખિન્ન થઈ ગયા અને ફાટી આંખે તેનું પરાક્રમ જોઈ રહ્યા.[૩૬] ત્યારે તમારા સૈન્યમાં તો મોટો હર્ષ થઈ રહ્યો હતો અને ત્યાં સાંભળતાં રૂંવાં ખડાં થઈ જાય એવો વાદિત્રોનો અતિ મહાન ઉગ્ર નાદ થઈ રહ્યો હતો.[૩૭] હાથી જેમ હથેળીના શબ્દને સહન કરે નહિ, તેમ તે સમયે તમારા સૈન્યમાં થઈ રહેલા એ ઘોર શબ્દને પાંડુપુત્ર ભીમસેન પણ સાંખી રહ્યો નહિ.[૩૮] ક્રોધથી લાલચોળ નેત્રવાળા થઈને, પ્રજ્વલિત અગ્નિની પેઠે એ વાયુસુતે ત્યાં સાક્ષાત્ વિશ્વકર્માની પેઠે વિશ્વકર્માનું અસ્ત્ર સાંધ્યું.[૩૯] તરત જ ત્યાં ચારે બાજુ હજારો બાણો પ્રકટ થયાં અને તેથી તમારા સૈન્યમાં મોટી નાસભાગ થઈ રહી.[૪૦] ભીમસેને એ યુદ્ધમાં પ્રકટ કરેલા તે અસ્ત્રે રાક્ષસની મહાન માયાનો નાશ કરી નાખ્યો અને રાક્ષસને ઘણો ગભરાવી નાખ્યો.[૪૧] ભીમસેને તે રાક્ષસને આ પ્રમાણે ઘણો જ પીડવા માંડ્યો, ત્યારે તે ભીમનો ત્યાગ કરીને દ્રોણાચાર્યના સૈન્ય તરફ નાસી ગયો.[૪૨] આમ હે રાજન્! મહાત્મા ભીમસેને જ્યારે રાક્ષસરાજનો પરાજય કર્યો, ત્યારે પાંડવોએ સિંહનાદો કરીને સર્વ દિશાઓને ગજાવી મૂકી.[૪૩] ત્યાં પૂર્વકાળના દેવદાનવના યુદ્ધમાં પ્રહ્‌લાદને જીતીને દેવોએ જેમ ઇંદ્રનું સન્માન કર્યું હતું, તેમ પાંડવોએ હર્ષમાં આવી જઈને મહાબળવાન ભીમસેનનું સન્માન કર્યું.[૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'અલંબુષનો પરાજય' નામનો અધ્યાય ૧૦૮મો સમાપ્ત

## अध्याय १०९मो

### રાક્ષસ અલંબુષનો વધ

॥ संजय उवाच ॥

अलंबुषं तथा युद्धे विचरंतममीतवत् ।
हैडिम्बिः प्रययौ तूर्णं विव्याध निशितैः शरैः ॥१

સંજય બોલ્યો : ફરી પાછો આવીને રાક્ષસ અલંબુષ તે રીતે જ નિર્ભયની પેઠે યુદ્ધમાં ઘૂમવા લાગ્યો, ત્યારે હિડિમ્બાપુત્ર ઘટોત્કચ તેની સામે ધસી ગયો અને તેને તીક્ષ્ણ બાણોથી વીંધવા લાગ્યો.[૧] તે સમયે તે બન્ને રાક્ષસસિંહો વચ્ચે ઇંદ્ર અને શંબરાસુરના જેવું ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું. તે બન્ને જણા એ યુદ્ધમાં જાતજાતની માયાઓ કરતા હતા.[૨] પછી અલંબુષે અત્યંત ક્રોધાયમાન થઈને ઘટોત્કચને પ્રહાર કર્યો; એટલે હે રાજા! તે બન્ને રાક્ષસપતિઓ વચ્ચે, પૂર્વના રામ અને રાવણ વચ્ચેના જેવું યુદ્ધ થવા લાગ્યું. ઘટોત્કચે અલંબુષને વીસ નારાચબાણોથી વીંધી નાખ્યો અને સિંહની પેઠે વારંવાર ગર્જનાઓ કરવા માંડી. તે જ પ્રમાણે હે રાજન્! ધૃષ્ટ અલંબુષ પણ યુદ્ધભૂમિમાં ઘટોત્કચને વીંધી વીંધીને હર્ષપૂર્વક ગાજવા લાગ્યો અને ચોતરફથી આકાશને ભરી દેવા મંડ્યો. એ રીતે અત્યંત ક્રોધવશ થયેલા તે બન્ને મહાબળવાન રાક્ષસો એક-

બીજાની સામે માયા રચીને લગભગ સરખી રીતે જ યુદ્ધ કરતા હતા. સેંકડો માયાઓ સર્જીને એકબીજાને તેઓ નિત્ય મોહ ઉપજાવતા હતા. તે બન્ને જણા માયાયુદ્ધમાં ઘણા કુશળ હતા અને માયાયુદ્ધ જ કરતા હતા. હે રાજા! ઘટોત્કચ જે જે માયા ઉત્પન્ન કરતો હતો, તે તે માયાને અલંબુષ પોતાની માયાથી જ નાશ પમાડતો હતો. હે રાજન્! માયાઓનાં યુદ્ધ કરવામાં કુશળ એવા રાક્ષસરાજ અલંબુષને આ પ્રમાણે યુદ્ધ કરતો જોઈને ભીમસેન આદિ સારા સારા પાંડવ-યોદ્ધાઓ અત્યંત કોપાયમાન થઈ ગયા. ત્યાં હે મહારાજ! તેઓ બધા રથો લઈ લઈને એ રાક્ષસને ગોળાકારે ઘેરી વળ્યા. પછી હે રાજન્! હાથી પર જેમ અંગારાઓની વૃષ્ટિ થાય, તેમ તેના પર ચોતરફથી બાણોની વૃષ્ટિ થવા લાગી; પણ અલંબુષે તેમના તે અસ્ત્રવેગનો પોતાની અસ્ત્રમાયાથી નાશ કરી દીધો.[૩–૧૨] આમ વનના દાહમાંથી જેમ હાથી મુક્ત થઈ જાય, તેમ તે રથોના ઘેરામાંથી મુક્ત થઈ ગયો અને ઇંદ્રના વજ્ર સમાન ઘોર શબ્દવાળા પોતાના ધનુષ્યનો ટંકાર કરવા લાગ્યો.[૧૩] ત્યાં તેણે ભીમસેનને પચીસ બાણોથી, ઘટોત્કચને પાંચ બાણોથી; યુધિષ્ઠિરને ત્રણ બાણોથી, સહદેવને સાત બાણોથી, નકુલને તોંતેર બાણોથી તથા દ્રૌપદીના પુત્રોને પાંચ પાંચ બાણોથી વીંધી નાખીને ઘોર ગર્જના કરી.[૧૪,૧૫] ત્યારે ભીમસેને નવ બાણોથી, સહદેવે પાંચ બાણોથી, યુધિષ્ઠિરે સો બાણોથી, નકુલે ચોસઠ બાણોથી અને દ્રૌપદીના પુત્રોએ ત્રણ ત્રણ બાણોથી એ રાક્ષસને સામો વીંધી નાખ્યો. પછી મહાબળવાન હિડિમ્બાપુત્ર ઘટોત્કચે યુદ્ધમાં પચાસ બાણોનો પ્રહાર કરીને એ રાક્ષસને વીંધી નાખ્યો.[૧૬,૧૭] વળી તે મહાબળવાને બીજાં સિત્તેર બાણોનો પ્રહાર કર્યો અને પોતે ગાજવા લાગ્યો. હે રાજન્! તેના મહાન શબ્દથી પર્વતો, વૃક્ષો, વનો અને જળાશયો સાથેની આ સઘળી પૃથ્વી કંપી ઊઠી હતી. તે સર્વ મહાધનુર્ધર મહારથીઓએ એ રાક્ષસને જ્યારે આમ અત્યંત વીંધી નાખ્યો, ત્યારે તેણે પણ પાંચ પાંચ બાણોથી તે સર્વને વીંધી નાખ્યા; એટલે ક્રોધાયમાન થયેલા રાક્ષસ અલંબુષ સામે રાક્ષસ ઘટોત્કચ પણ યુદ્ધમાં ક્રોધે ભરાયો.[૧૮–૨૦] ત્યારે હે ભરતશ્રેષ્ઠ! એ હિડિમ્બાનંદને સાત બાણો મૂકીને અલંબુષને વીંધી નાખ્યો. આમ બળવાન રાક્ષસ ઘટોત્કચના બાણપ્રહારથી અત્યંત વીંધાયેલા એ મહાબળિયા રાક્ષસે ત્યાં સુવર્ણનાં પૂંખવાળાં, પથ્થર પર ઘસી તીક્ષ્ણ કરેલાં તેમજ નમેલાં પર્વવાળાં બાણો છોડવા માંડ્યાં. ક્રોધવશ થયેલા મહાબળવાન સર્પો જેમ પર્વતના શિખરમાં પેસી જાય, તેમ તે બાણો રાક્ષસ ઘટોત્કચના શરીરમાં પેસી ગયાં હતાં. પછી હે રાજન્! હિડિમ્બાપુત્ર ઘટોત્કચ અને અત્યંત ઉદ્વિગ્ન થયેલા પાંડવો એકીસાથે ચોતરફથી તીક્ષ્ણ બાણો છોડવા મંડ્યા. વિજયની ઇચ્છાવાળા પાંડવોએ જ્યારે એ પ્રમાણે તે રાક્ષસ પર ઓસભેર મારો ચલાવી મૂક્યો, ત્યારે તે મરણતોલ થઈ ગયો અને તેને હવે શું કરવું તેની ગમ પડી નહિ. તેને આ દશામાં આવી પડેલો જોઈને યુદ્ધકુશળ મહાબળવાન ઘટોત્કચે એનો વધ કરવાનો મનમાં વિચાર કર્યો. તરત જ પોતે તે રાક્ષસરાજના રથ સામે મહાવેગથી ધસી ગયો.[૨૧–૨૬] અને તેણે બળી ગયેલા પર્વતના શિખર સમાન તથા વીખરાઈ પડેલા કાજળના ઢગલા સમાન એ રાક્ષસને બરાબર પોતાના હાથમાં પકડ્યો. પછી ગરુડ જેમ સર્પને બહાર ખેંચી કાઢે, તેમ તેણે તેને રથમાંથી બહાર ખેંચી કાઢ્યો. તેણે તેને પોતાના બે હાથ વડે ઊંચો ઉછાળ્યો અને વારંવાર ગોળ ચક્કર ફેરવ્યો. પછી તેણે તેને ભરેલા ઘડાની પેઠે પૃથ્વી પર પથ્થરમાં

પછાડ્યો અને તેના ટુકડેટુકડા કરી નાખ્યા. બળ અને શીઘ્રતાવાળા તથા પરાક્રમથી ભરેલા તે ઘટોત્કચે રણમાં ક્રુદ્ધ થઈને સર્વ સૈન્યોને ભયભીત કરી મુક્યાં. વીર ઘટોત્કચે રાક્ષસ અલંબુષને કાંટાવાળા સાલવૃક્ષની પેઠે ભાંગી ભુક્કો કરી નાખ્યો હતો. આથી તેનાં સર્વ અંગો જુદાં જુદાં છિન્નભિન્ન થઈ ગયાં હતાં, તેનાં હાડકાંઓનો તદ્દન ચૂરો થઈ ગયો હતો અને તે ભયંકર દેખાતો હતો. આમ તે રાક્ષસ મરણ પામ્યો, ત્યારે પાંડવોનાં મન પ્રફુલ્લિત થઈ ગયાં અને તેઓ સિંહનાદો કરવા લાગ્યા અને ઊંચે હવામાં વસ્ત્રો ઉડાડવા લાગ્યા. ત્યારે હે ભરતશ્રેષ્ઠ! તમારા પક્ષના શૂરવીર યોદ્ધાઓ અને સૈન્યો તો પર્વતની પેઠે વીખરાઈ પડેલા એ મહાબળવાન રાક્ષસરાજ અલંબુષને મરણ પામેલો જોઈને હાહાકાર કરવા લાગ્યા. જેમ દૈવેચ્છાએ પૃથ્વી પર ખરી પડેલા મંગળના તારાને સર્વ લોકો કુતૂહલથી જુએ છે, તેમ સૈન્યનાં સર્વ મનુષ્યો એકાએક ગબડી પડેલા તે રાક્ષસને કુતૂહલથી જોવા લાગ્યાં.[૨૭-૩૪] બલ નામના દૈત્યનો નાશ કરીને ઇંદ્રે જેમ મોટી ગર્જના કરી હતી, તેમ બળવાનોમાં શ્રેષ્ઠ એવા તે રાક્ષસને મારી નાખીને ઘટોત્કચ પણ હર્ષનાદ કરવા લાગ્યો.[૩૫] ઘટોત્કચે જ્યારે તે દુષ્કર કર્મ કર્યું, ત્યારે બાંધવો સહિત તેના પિતાઓ તેની પ્રશંસા કરવા લાગ્યા. આમ પાકેલા (દૂધીના) ફળની પેઠે રાક્ષસ અલંબુષના ભુક્કા કરી નાખીને, તે ઘટોત્કચ આનંદમાં આવી ગયો.[૩૬] પછી ત્યાં શંખ અને અનેક પ્રકારનાં બાણોના ઘોષવાળો અતિ મહાન શબ્દ થઈ રહ્યો. તે સાંભળી પાંડવપક્ષના સર્વ યોદ્ધાઓ પણ જોસભેર સામા સિંહનાદો કરવા લાગ્યા અને તેનો ધ્વનિ છેક સ્વર્ગમાં અથડાયો.[૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'રાક્ષસ અલંબુષનો વધ' નામનો અધ્યાય ૧૦૯ મો સમાપ્ત

## અધ્યાય ૧૧૦ મો
### યુધિષ્ઠિરનો ગભરાટ

॥ ધૃતરાષ્ટ્ર ઉવાચ ॥

भारद्वाजं कथं युद्धे युयुधानो न्यवारयत् ।
संजयाचक्ष्व तत्त्वेन परं कौतूहलं हि मे ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! એ યુદ્ધમાં સાત્યકિએ દ્રોણાચાર્યને કેવી રીતે અટકાવ્યા હતા, તે તું મને યથાર્થ કહે. મને એ સાંભળવાનું ઘણું કુતૂહલ છે.[૧]

સંજય બોલ્યો : હે મહાબુદ્ધિમાન ધૃતરાષ્ટ્રરાજ! સાંભળો. સાત્યકિ આદિ પાંડવયોદ્ધાઓ સાથે દ્રોણાચાર્યનો રૂંવાં ખડાં થઈ જાય તેવો મહાન સંગ્રામ થયો હતો.[૨] હે રાજા! સાત્યકિ પોતાના સૈન્યનો સંહાર કરી રહ્યો હતો એ જોઈને, દ્રોણાચાર્ય પોતે જ સત્યપરાક્રમવાળા એ સાત્યકિ સામા ધસી ગયા હતા.[૩] મહારથી દ્રોણાચાર્યને આમ એકાએક ધસી આવતા જોઈને સાત્યકિએ તેમને નાનાં નાનાં પચીસ બાણોનો પ્રહાર કર્યો.[૪] ત્યારે પરાક્રમી દ્રોણાચાર્યે પણ બરાબર સાવધ થઈને સુવર્ણનાં પૂંખવાળાં પાંચ તીક્ષ્ણ બાણો મૂકીને સાત્યકિને ઝટ વીંધી નાખ્યો. હે રાજન્! શત્રુઓના માંસનું ભોજન કરનારાં તે બાણોએ સાત્યકિના કવચને ભેદી નાખ્યું અને તે ફૂંફાડા મારતા સર્પોની પેઠે પૃથ્વીમાં પેસી ગયાં. પછી અંકુશથી મારેલા હાથીની પેઠે તે મહાબાહુ સાત્યકિ ઘણો કોપાયમાન થઈ ગયો અને તેણે દ્રોણને અગ્નિ સમાન ઝગમગતાં પચાસ નારાચબાણોનો પ્રહાર કર્યો.[૫-૭] આમ જ્યારે સાત્યકિએ દ્રોણાચાર્યને સપાટાબંધ વીંધી નાખ્યા, ત્યારે તેમણે પોતાની સામે પ્રયત્ન કરી રહેલા એ સાત્યકિને અનેક બાણોથી વીંધવા માંડ્યો.[૮] ફરીથી પણ મહાબળવાન તથા મહાધનુર્ધર દ્રોણાચાર્યે ક્રોધપૂર્વક નમેલાં પર્વવાળું એક બાણ મૂકીને

સાત્યકિને વીંધી નાખ્યો.[૯] હે પૃથ્વીનાથ! એ યુદ્ધમાં દ્રોણાચાર્ય સાત્યકિ પર એટલા બધા પ્રહાર કરતા હતા કે, સાત્યકિને 'હવે શું કરવું?' તેની કશી સૂઝ રહી નહોતી.[૧૦] હે રાજા! તે સમયે રણમાં તીક્ષ્ણ બાણોને છોડી રહેલા દ્રોણાચાર્યને જોઈને એ સાત્યકિનું મોં ઊતરી ગયું હતું.[૧૧] હે મહારાજ! સાત્યકિને એ સ્થિતિમાં આવી પડેલો જોઈને તમારા પુત્રોનાં તથા સૈનિકોનાં મનમાં ઘણો હર્ષ થયો અને તેઓ વારંવાર સિંહની પેઠે ગર્જનાઓ કરવા લાગ્યા.[૧૨] હે ભારત! તે ઘોર કોલાહલ સાંભળીને તથા સાત્યકિને સંકટમાં આવી પડેલો જોઈને રાજા યુધિષ્ઠિર સર્વ સૈન્યો પ્રત્યે કહેવા લાગ્યા: 'અરે, હે યોદ્ધાઓ! રાહુ જેમ સૂર્યને ગળી જાય છે, તેમ આ વીર દ્રોણાચાર્ય સત્યપરાક્રમી યાદવવીર સાત્યકિને ગળી રહ્યા છે.[૧૩,૧૪] માટે તમે બધા જ સ્થળે સાત્યકિ લડી રહ્યો છે, તે સ્થળે ધસી જાઓ.' વળી રાજા યુધિષ્ઠિર પાંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્નને કહેવા લાગ્યા:[૧૫] 'અરે! ઓ ધૃષ્ટદ્યુમ્ન! તું શું જોઈને ઊભો રહ્યો છે? તું ઝટઝટ દ્રોણાચાર્ય સામે ધસી જા. શું તું નથી જોતો કે, દ્રોણાચાર્યને લીધે આપણા પર ભયંકર સંકટ આવી પડ્યું છે?[૧૬] જો તો ખરો! કોઈ બાળક જેમ દોરીમાં બાંધેલા પક્ષી જોડે ખેલ ખેલે તેમ આ મહાન ધનુર્ધર દ્રોણાચાર્ય સાત્યકિ જોડે યુદ્ધખેલ ખેલી રહ્યા છે.[૧૭] માટે તું અને ભીમસેન આદિ સર્વ યોદ્ધાઓ જ્યાં સાત્યકિનો રથ ઊભો છે, ત્યાં જ દોડી જાઓ.[૧૮] હું પણ કેટલાએક સૈનિકોને સાથે લઈને તમારી પાછળ જ આવું છું; જા, તુરત જા, યમરાજની દાઢમાં સપડાયેલા એ સાત્યકિને તું શીઘ્ર છોડાવ.'[૧૯] હે ભારત! એમ કહીને યુધિષ્ઠિરરાજા સર્વ સૈન્યોને સાથે લઈને સાત્યકિનું રક્ષણ કરવા માટે એકદમ દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરવા ધસી ગયા.[૨૦] તમારું કલ્યાણ હો! તે સમયે એકલા દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરી રહેલા એ પાંડવોનો તથા સૃંજયોનો ત્યાં મહાન કોલાહલ મચી રહ્યો હતો. તે સઘળા પુરુષવ્યાઘ્રો મહારથી દ્રોણાચાર્યની સામા જઈને કંકપક્ષીનાં તથા મયૂરપક્ષીનાં પીછાંવાળાં તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરી રહ્યા હતા.[૨૧,૨૨] પણ દ્રોણાચાર્યે તો હસતાં હસતાં તે સર્વ વીરોનો સારી રીતે સ્વીકાર કર્યો હતો. જેમ કોઈ ગૃહસ્થ પોતાને ત્યાં આવેલા અતિથિઓનો જળ અને આસન આપીને યોગ્ય સત્કાર કરે, તેમ દ્રોણાચાર્ય બાણો મૂકી મૂકીને તે યોદ્ધાઓને સત્કારતા હતા. હે રાજા! જેમ કોઈ ગૃહસ્થને ઘેર આવીને અતિથિઓ સારી રીતે તૃપ્ત થાય, તેમ તે યોદ્ધાઓ ધનુર્ધર દ્રોણાચાર્ય પાસે આવીને તેમનાં બાણોથી તૃપ્ત થતા હતા.[૨૩,૨૪] હે પ્રભુ! બરાબર મધ્યપોરે ચડેલા તાતા સૂર્યને જોવાને લોકો જેમ સમર્થ થતા નથી, તેમ તે સર્વ યોદ્ધાઓ દ્રોણાચાર્યને જોવાને શક્તિમાન થયા નહોતા.[૨૫] સૂર્ય જેમ કિરણો વડે જગતને તપાવી મૂકે છે, તેમ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્ય સંખ્યાબંધ બાણો મૂકીને તે સર્વ ધનુર્ધરોને તપાવી રહ્યા હતા. હે મહારાજ! પાંડવો અને સૃંજય-યોદ્ધાઓને દ્રોણાચાર્યે એવા તો પીડવા માંડ્યા કે કાદવમાં ખૂંચી ગયેલા હાથીઓની પેઠે તેમને કોઈ રક્ષક મળ્યો નહિ.[૨૬,૨૭] તે રણપ્રદેશમાં ચોમેર ફેલાયેલાં દ્રોણાચાર્યનાં મોટાં મોટાં બાણો ત્યાં ચોમેરથી તપી રહેલા સૂર્યનાં કિરણો જેવાં દેખાતાં હતાં. તે રણમાં દ્રોણાચાર્યે ધૃષ્ટદ્યુમ્નના પચીસ માનીતા પાંચાલ મહારથીઓને મારી નાખ્યા હતા.[૨૮,૨૯] સૌ કોઈ પાંડવોનાં તથા પાંચાલોનાં સર્વ સૈન્યોમાં સારા સારા યોદ્ધાઓનો સંહાર કરી રહેલા એ શૂરવીર દ્રોણાચાર્યને જ જોઈ રહ્યા હતા.[૩૦] હે મહારાજ! એકસો કેકયયોદ્ધાઓ

નો સંહાર કરીને અને બીજાઓને હાંકી કાઢીને તે દ્રોણાચાર્ય મોં ખોલીને ઊભેલા કાળની જેમ રણમાં ઊભા રહ્યા હતા.[31] હે રાજા ! મહાબાહુ દ્રોણાચાર્યે સેંકડો તથા હજારો પાંચાલોનો, સૃંજયોનો, મત્સ્યનો અને કેકયયોદ્ધાઓનો પરાજય કર્યો હતો.[32] ત્યારે દ્રોણાચાર્યનાં બાણોથી વીંધાયેલા યોદ્ધાઓનો કરુણ શબ્દ જંગલમાં અગ્નિથી વીંટાયેલા વનવાસીઓના જેવો થઈ રહ્યો હતો.[33] ત્યાં દેવો, ગંધર્વો અને પિતરો પણ માંહોમાંહે કહી રહ્યા હતા કે, 'જુઓ, આ પાંચાલો અને પાંડવો સૈનિકો સહિત નાસભાગ કરે છે.'[34] એ રીતે તે યુદ્ધમાં દ્રોણાચાર્ય સોમકયોદ્ધાઓનો સંહાર કરી રહ્યા હતા, છતાં કોઈ પણ બીજા યોદ્ધાઓ તેમની સામા જતા ન હતા. આમ મોટા મોટા વીરોનો સંહાર કરનારો તે રૌદ્ર સંગ્રામ ચાલી રહ્યો હતો, તેવામાં યુધિષ્ઠિરરાજે ત્યાં એકાએક પાંચજન્ય શંખ સાંભળ્યો. જે સ્થળે જયદ્રથરાજાના રક્ષક યોદ્ધાઓ યુદ્ધ કરી રહ્યા હતા, તે સ્થળે શ્રીકૃષ્ણે અત્યંત જોરથી તે શંખ વગાડ્યો હતો. ત્યાં જોતજોતામાં અર્જુનના રથ આગળ કૌરવોના નાદો સંભળાવા લાગ્યા અને ગાંડીવનો ઘોષ સંભળાતો સાવ બંધ થયો. ત્યારે યુધિષ્ઠિરરાજ શોકગ્રસ્ત થઈને વિચારવા લાગ્યા કે, 'અવશ્ય આ સમયે અર્જુન ક્ષેમકુશળ નથી; કારણ કે શંખશ્રેષ્ઠ પાંચજન્યનો ઘોષ સંભળાય છે અને હર્ષમાં આવી ગયેલા કૌરવો વારંવાર ગર્જનાઓ કરે છે.' એ પ્રમાણે વિચાર કરીને અજાતશત્રુ યુધિષ્ઠિર વ્યાકુળચિત્તે સાત્યકિને કહેવા લાગ્યા. તે સમયે અંદરની વારંવારની મૂંઝવણથી તેમની છાતીમાં ડૂમો ભરાઈ આવ્યો હતો અને તેમની વાણી અસ્પષ્ટ સંભળાતી હતી. જયદ્રથના વધરૂપ કાર્યમાં નિર્વિઘ્નતાની ઇચ્છા રાખીને તેમણે શિનિશ્રેષ્ઠ સાત્યકિને આ પ્રમાણે કહ્યું.[35-41]

યુધિષ્ઠિર બોલ્યા : હે સાત્યકિ ! પ્રાચીન સત્પુરુષોએ આપત્તિકાળે મિત્રને સહાય કરવા સંબંધનો જે મૈત્રીધર્મ દર્શાવ્યો છે, તેનો આ સમય આવી પહોંચ્યો છે.[42] હે શિનિશ્રેષ્ઠ સાત્યકિ ! આ સર્વ યોદ્ધાઓને જોઈને જ્યારે હું વિચાર કરું છું, ત્યારે તારાથી ઉત્તમ ને નિકટનો સુહૃદ મને કોઈ પણ જણાતો નથી.[43] મારો ખાસ એવો જ નિશ્ચય છે કે, જે આપણા તરફ હમેશાં પ્રસન્ન મનવાળો હોય અને નિત્ય આપણને અનુસરનારો હોય, તેને જ આપત્તિકાળે આવી પડેલાં કાર્યમાં યોજવો.[44] હે યાદવવંશના સાત્યકિ ! જેમ શ્રીકૃષ્ણ પાંડવોનું હિત કરવામાં નિત્ય તત્પર રહે છે, તેમ શ્રીકૃષ્ણ તુલ્ય પરાક્રમવાળો તું પણ પાંડવોનું હિત કરવામાં નિત્ય તત્પર રહે છે, માટે આ સમયે હું તારા પર જે ભાર મૂકવા ધારું છું, તેને ઉઠાવી લેવાને તું યોગ્ય છે. મારા અભિપ્રાયને વૃથા કરવો તે તને જરાયે યોગ્ય નથી.[45,46] હે પુરુષશ્રેષ્ઠ ! તારા મિત્ર, ભાઈ અથવા ગુરુ એવા અર્જુનને આ સંકટ સમયે તું રણમાં સહાય કર.[47] હે વીર ! તું સત્યવ્રતવાળો છે, શૂરવીર છે અને મિત્રોને અભય આપનારો છે, તેથી જગતમાં તારી સત્યવચની તરીકે પ્રસિદ્ધિ થયેલી છે.[48] હે શિનિપુત્ર ! જે પુરુષ પોતાના મિત્રને માટે યુદ્ધ કરીને પોતાના શરીરનો ત્યાગ કરે છે, તે પુરુષને બ્રાહ્મણોને પૃથ્વીનું દાન કરનાર પુરુષ જેટલું જ ફળ પ્રાપ્ત થાય છે.[49] વળી આપણે સાંભળીએ છીએ કે, ઘણા રાજાઓ બ્રાહ્મણોને વિધિપુરઃસર સઘળી પૃથ્વીનું દાન કરીને સ્વર્ગે સિધાવ્યા છે.[50] આથી હે ધર્માત્મા ! હું પણ તારી પાસે આ સમયે હાથ જોડીને યાચના કરું છું કે, તું તારા મિત્રને સહાય કર. હે સમર્થ સાત્યકિ ! એમ કરવાથી

તને પૃથ્વીનું દાન કર્યા જેટલું અથવા તેથી પણ અધિક ફળ પ્રાપ્ત થશે.[૫૧] હે સાત્યકિ ! એકલા શ્રીકૃષ્ણ જ પોતાના મિત્રોને અભય આપનારા છે અને પોતાના મિત્રોને માટે પ્રાણોને પણ રણમાં ઓવારે છે, તેમના જેવો બીજો તું છે.[૫૨] વળી યુદ્ધમાં યશની ઇચ્છા રાખનાર પરાક્રમી વીર પુરુષને તારા જેવો શૂરો મિત્ર જ સહાય કરનાર થઈ પડે છે, પણ કોઈ સાધારણ મનુષ્ય સહાય કરી શકે નહિ.[૫૩] તેથી હે મધુવંશી સાત્યકિ ! આવી ભયંકર ધમાધમીમાં ઘૂમી રહેલા એ અર્જુનનું રક્ષણ કરનાર તારા સિવાય બીજો કોઈ પણ આપણા સૈન્યમાં નથી.[૫૪] અર્જુન પણ તારાં સેંકડો કર્મોનાં વખાણ કરીને મને હર્ષ ઉપજાવતો રહ્યો છે. તે વારંવાર તારાં પરાક્રમોનું કીર્તન કર્યા કરે છે.[૫૫] વળી તે ઘણી વખત કહ્યા કરે છે કે, 'સાત્યકિ ફેરા હાથવાળો છે, તરેહતરેહનાં યુદ્ધ કરનારો છે અને મોટો પરાક્રમી છે. તે બુદ્ધિમાન સર્વ અસ્ત્રોને જાણનારો છે, શૂરવીર છે અને રણમાં ન મૂંઝાય તેવો છે. મોટી ખાંધવાળો, વિશાળ છાતીવાળો, મોટી ભુજાઓવાળો, મોટી હડપચીવાળો, મહાન બળવાળો અને મહાન વીર્યવાળો એ મહારથી મહાત્મા સાત્યકિ મારો શિષ્ય છે, તેમ જ મિત્ર છે. હું એને પ્રિય છું, તેમ તે મને પ્રિય છે. આ રણમાં મને સહાય થઈને તે કૌરવો નો નાશ કરશે[૫૬-૫૮] હે રાજેંદ્ર ! જોકે આપણે માટે કેશવ, બલરામ, અનિરુદ્ધ, મહારથી પ્રદ્યુમ્ન, ગદ, સારણ અને સાંબ પણ સર્વ યાદવો સાથે આ મહાન સંગ્રામમાં સહાય કરવા માટે સજ્જ થાય તેમ છે, તોપણ હું સત્યપરાક્રમી પુરુષવ્યાઘ્ર સાત્યકિને સહાય કરવા માટે યોજીશ; કારણ કે તેના સરખો બીજો કોઈ પણ વીર મને દેખાતો નથી.[૫૯] એ રીતે હે તાત ! દ્વૈતવનમાં અર્જુન મને કહ્યા કરતો અને હજી પણ પરોક્ષમાં તારા સત્ય ગુણોને સારા સારા માણસોના સમુદાયમાં કહ્યા કરે છે.[૬૦-૬૨] માટે હે યાદવવંશી ! તે અર્જુનના, મારા, ભીમસેનના, નકુલના તથા સહદેવનાં એ રીતના સંકલ્પને તું વૃથા કરવા યોગ્ય નથી.[૬૩] હું જ્યારે તીર્થમાં ફરતો ફરતો દ્વારકામાં આવ્યો હતો, ત્યારે પણ મેં તારી અર્જુન પ્રત્યેની ભક્તિ જોઈ છે.[૬૪] હે શિનિપુત્ર ! સંકટમાં રહેલા અમને તું જે પ્રમાણે સહાય કરે છે, તે પ્રમાણે સહૃદયતાથી સહાય કરનાર બીજા કોઈને મેં જોયો નથી.[૬૫] માટે હે મહાબાહુ માધવ ! હે મહાધનુર્ધર સાત્યકિ ! તું તારાં કુળ, ભક્તિ, મિત્રતા, ગુરુભાવ, સહૃદ્‌ભાવ, વીર્ય, કુલીનપણું, સત્ય અને દયા—એ બધાંને યોગ્ય એવું કર્મ કરવા આ સમયે યોગ્ય છે.[૬૬] જો તો ખરો ! આ વખતે દુર્યોધન દ્રોણાચાર્યે બાંધેલું કવચ ધારણ કરીને એકાએક અર્જુન સામે ચઢી ગયો છે અને એ ઉપરાંત કૌરવોના બીજા કેટલાએક મહારથીઓ પણ એની પાછળ પાછળ ચઢી ગયા છે.[૬૭,૬૮] વળી અર્જુનના રથ આગળ અતિમહાન નાદ સંભળાય છે. માટે હે માન આપનાર શિનિપુત્ર ! તું શીઘ્ર અર્જુન પાસે જવાને યોગ્ય છે. સૈન્યમાં દાખલ થતાં જો કદાચ દ્રોણાચાર્ય તારી સામે ધસી આવશે, તો ભીમસેન તથા અમે બધા સૈનિકો સાથે સજ્જ થઈને તેમને અટકાવીશું.[૬૯,૭૦] હે શિનિકુમાર ! અર્જુન જ્યાં યુદ્ધ કરી રહ્યો છે, ત્યાં સૈન્યો કેવાં આમતેમ નાસભાગ કરે છે ! વળી સાંભળ તો ખરો, પૃથ્વીને ફાડી નાખે તેવો મહાન શબ્દ એ રણમાં સંભળાય છે.[૭૧] હે તાત ! જો, જો, પૂર્ણિમા આદિ પર્વોને દિવસે વાયુના મહાન વેગથી જેમ સમુદ્ર ખળભળી ઊઠે છે, તેમ અર્જુને કૌરવોના સૈન્યને એકદમ ખળભળાવી દીધું છે.[૭૨] ત્યાં રથો, મનુષ્યો અને ઘોડાઓ આમતેમ દોડી રહ્યા છે. સેનામાંથી રજના ગોટ-

ગોટ ઊછળે છે અને તે સર્વ પ્રદેશને ભરી દે છે.[૭૩] ખરે! અત્યંત વૃદ્ધિને પામેલા તથા નખરો તેમજ ભાલાઓથી યુદ્ધ કરનારા સૂરા સિંધુયોદ્ધાઓ અને સૌવીરયોદ્ધાઓ શત્રુવીરોનો સંહાર કરનારા અર્જુનને ઘેરી વળ્યા છે.[૭૪] અવશ્ય આ સૈન્યનું કદી વારણ થઈ શકે એમ નથી અને તેથી જ જયદ્રથને પણ જીતી શકાય તેમ નથી; કારણ કે આ સર્વ યોદ્ધાઓ જયદ્રથને માટે પોતાના પ્રાણ પાથરી રહ્યા છે.[૭૫] અરે તું જો, બાણો, શક્તિઓ, ધજાઓ, ઘોડા અને હાથીઓથી ભરપૂર એવું કૌરવોનું આ સૈન્ય કેવું અતિ દુર્જય છે! સાંભળ ત્યાં દુંદુભિઓ ગગડી રહ્યાં છે, શંખોના ધ્વનિઓ થઈ રહ્યા છે, પુષ્કળ સિંહનાદો સંભળાય છે અને રથોની નેમિઓના ગડગડાટો કાન ફાડી નાખે છે. અરે! સાંભળ, સાંભળ! હજારો હાથીઓ, પાળાઓ અને ઘોડેસવારો આમતેમ દોડાદોડ કરી રહ્યા છે. તેઓ પૃથ્વીને કંપાવી રહ્યા છે, તેમનો શબ્દ પણ તું સાભળ. હે પુરુષવ્યાઘ્ર! આ આગળ રહેલું સિંધુરાજનું તથા પાછળ રહેલું દ્રોણાચાર્યનું સૈન્ય એટલું બધું છે કે, તેથી દેવોનો રાજા ઇંદ્ર પણ એકવાર તો પીડા પામી જાય! એ અપાર સૈન્યમાં અર્જુન દાખલ થયો છે. કદાચ ત્યાં તે પોતાના જીવિતનો પણ ત્યાગ કરે! હાય! જો કદાચ તે આ રણમાં માર્યો જાય, તો મારા જેવો જીવી જ કેમ શકે?[૭૬–૮૦] અરેરે! તું જીવે છે, છતાં હું આ મહાન સંકટમાં આવી પડ્યો છું. હે તાત! શ્યામ, સુંદર, યુવાન, દેખાવડો, ઝડપથી અસ્ત્રો મૂકનારો અને જાતજાતનાં યુદ્ધ કરનારો મહાબાહુ અર્જુન સૂર્યોદય થતાં જ ભારતીસેનામાં પેઠો છે. અત્યારે તો આ દિવસ પણ નમવાની તૈયારીમાં છે.[૮૧,૮૨] આથી હે યાદવવંશી સાત્યકિ! હવે મને ખબર પડતી નથી કે, અર્જુન જીવે છે કે મરણ પામ્યો છે. હે તાત! આ કૌરવોનું સૈન્ય પણ સમુદ્ર સમાન મહાન છે અને વળી અર્જુન એકલો જ દેવોને પણ અસહ્ય એવી આ ભારતી સેનામાં યુદ્ધ કરવા પેઠો છે. આથી આજે મને યુદ્ધ કરવાની જરા પણ વૃત્તિ થતી નથી. આ તરફ યુદ્ધમાં દ્રોણાચાર્ય પણ ઉતાવળા ઉતાવળા મારા સૈન્યને પીડી રહ્યા છે. હે મહાબાહો! એ બ્રાહ્મણ (દ્રોણ) જે રીતે યુદ્ધમાં ઘૂમી રહ્યા છે, તે પણ તું નજરોનજર જુએ છે. આમ એકીસાથે આવી પડેલાં અનેક કાર્યોમાં પહેલું કયું કરવું અને પછીથી કયું કરવું, તેનો વિચાર કરવામાં તું ઘણો કુશળ છે.[૮૩–૮૬] તેથી હે માનદ! મોટા અર્થવાળું જે કાર્ય તત્કાળ કરવા યોગ્ય હોય, તે કરવાને તું યોગ્ય છે. હું તો તે સર્વ કાર્યોમાં અર્જુનના રક્ષણરૂપ કાર્યને જ મોટું માનું છું. મને શ્રીકૃષ્ણનો શોક થતો નથી; કારણ તે તો સર્વના રક્ષક છે અને જગતના પતિ છે. હે તાત! તે પુરુષવ્યાઘ્ર તો એકીસાથે આવેલા ત્રણેય લોકોને પણ જીતવાને સમર્થ છે. આ હું તને સાચું કહું છું.[૮૭–૮૯] તો પછી તે અતિ દુર્બળ એવા આ કૌરવસૈન્યનો પરાજય કરે, તેમાં આશ્ચર્ય શું? પણ હે યદુવંશી! અનેક યોદ્ધાઓ એકત્ર થઈને જો એ અર્જુનને પીડી નાખે, તો કદાચ તે પ્રાણોનો ત્યાગ કરે. આથી જ હું તેનો શોક કરું છું. તારા જેવા મિત્રો જેમ પોતાના મિત્રની સહાય કરવા માટે જાય, તેમ તું પણ આ સમયે મારી પ્રેરણાથી એ અર્જુન જેવા મિત્રની સહાય કરવા માટે જા. યાદવવીરોમાં યુદ્ધની અંદર અતિરથીઓ તરીકે ગણાયેલા બે પુરુષો છે: એક તો મહાબાહુ પ્રદ્યુમ્ન છે અને બીજો યાદવોમાં પ્રખ્યાત એવો તું છે. ખરેખર! હે નરસિંહ! તું અસ્ત્રો મૂકવામાં શ્રીકૃષ્ણ સમાન છે, બળમાં તું બળરામ સરખો છે અને વીરતામાં તું અર્જુન સરખો છે. વળી સત્પુરુષો ભીષ્મ અને

દ્રોણને છોડીને તને પુરુષવ્યાઘ્રને જ લોકની અંદર સર્વ યુદ્ધોમાં કુશળ કહે છે. હે માધવ! તેઓ કહે છે કે, સાત્યકિને આ લોકમાં કંઈ પણ અશક્ય નથી.[૯૦-૯૫] માટે હે બળવાન સાત્યકિ! હું તને આ જે કહું છું, તે પ્રમાણે તું કર. આ સર્વ લોકોને તથા અર્જુનને અને મને બન્નેને તારાં જ્ઞાન, કુળ, શીલ અને શાસ્ત્રવિષયમાં આસ્તિક્ય બુદ્ધિ રહેલી છે.[૯૬] માટે હે મહાબાહો! તે બુદ્ધિને આ સમયે તું અન્યથા કરવાને યોગ્ય નથી. તેથી પોતાના પ્રિય પ્રાણોનો ત્યાગ કરીને તું નિર્ભયની પેઠે રણમાં ઘૂમ.[૯૭] હે શિનિપુત્ર! યાદવો રણમાં કદી પણ પોતાના જીવિતની રક્ષા કરતા નથી, યુદ્ધ ન કરવું, રણમાં ઊભા ન રહેવું તથા રણમાંથી પલાયન કરવું—આ ભીરુ પુરુષોના દુષ્ટ માર્ગને યાદવો કદી સેવતા નથી. હે તાત! ધર્માત્મા અર્જુન તારો ગુરુ છે; તેમ જ શ્રીકૃષ્ણ તારા તથા બુદ્ધિમાન અર્જુનના પણ ગુરુ છે. હે શિનિશ્રેષ્ઠ! આ બન્ને કારણો તરફ લક્ષ્ય કરીને જ હું તને આ બાબતમાં કહી રહ્યો છું. તારે મારાં આ વચનોની અવગણના ન કરવી જોઈએ; કારણ કે હું તારા ગુરુનો પણ ગુરુ છું. વળી જે હું કહી રહ્યો છું, તે વાસુદેવ તથા અર્જુનને પણ માન્ય છે.[૯૮-૧૦૧] એ બધું મેં તને સત્ય જ કહ્યું છે, માટે જ્યાં અર્જુન છે, ત્યાં તું જા. હે સત્યપરાક્રમી સાત્યકિ! આ મારાં વચનોને લક્ષમાં લઈને, તું આ દુષ્ટબુદ્ધિ દુર્યોધનના સૈન્યમાં પ્રવેશ કર. હે તાત! તેમાં દાખલ થઈને અને મોટા મહારથીઓ સામે ધસી જઈને તું ન્યાય તથા યોગ્યતાપૂર્વક રણમાં પોતાનું પરાક્રમ કરી દેખાડ.[૧૦૨,૧૦૩]

ઇતિ 'શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'યુધિષ્ઠિરનું વાક્ય' નામનો અધ્યાય ૧૧૦મો સમાપ્ત

# અધ્યાય ૧૧૧ મો

## સાત્યકિનાં વચનો

॥ संजय उवाच ॥

प्रीतियुक्तं च हृद्यं च मधुराक्षरमेव च।
कालयुक्तं च चित्रं च न्याय्यं यच्चापि भाषितम्॥ १

સંજય બોલ્યોઃ હે ભરતશ્રેષ્ઠ! એ રીતે પ્રેમયુક્ત, સુંદર, મધુર અક્ષરોવાળું, સમયને યોગ્ય, અદ્‌ભુત અને કહેવાને માટે તદ્દન ન્યાયયુક્ત એવું ધર્મરાજાનું વાક્ય સાંભળીને શિનિશ્રેષ્ઠ સાત્યકિએ યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું:[૧,૨] 'હે અસ્ખલિત બુદ્ધિવાળા મહારાજ! અર્જુનને માટે તમે જે ન્યાયયુક્ત, અદ્‌ભુત અને યશસ્કર વાક્ય કહ્યું છે, તે સર્વ મેં બરાબર સાંભળ્યું છે.[૩] હે રાજેંદ્ર! આવા કટોકટીના સમયમાં મારા જેવાને પોતાના અનુરાગી સુહૃદ તરીકે જોઈને, તમે જે રીતે અર્જુનને કહો, તે રીતે જ મને કહેવાને પણ યોગ્ય છો.[૪] મારે અર્જુનને માટે કદી પણ પ્રાણોને વહાલા કરવાના હોય નહિ. વળી જ્યારે તમારી પ્રેરણા થઈ છે, ત્યારે તો હું આ મહારણમાં શું ન કરું?[૫] હે નરેંદ્ર! તમારી પ્રેરણા થતાં હું દેવો, અસુરો અને મનુષ્યો સહિત એવાં ત્રિભુવન સાથે યુદ્ધ કરું, તો પછી અતિ દુર્બળ એવા આ દુર્યોધનના સૈન્ય સામે હું યુદ્ધ કરું એમાં શું આશ્ચર્ય?[૬] હે રાજન્! હું યુદ્ધ કરીશ એટલું જ નહિ, પણ હું તમારી પાસે આ સત્ય કહું છું કે, હું આ રણમાં વિજય પણ મેળવીશ.[૭] હે રાજન્! જયદ્રથરાજાનું મરણ થતાં તુરત ક્ષેમકુશળ રહેલો હું ક્ષેમકુશળ રહેલા અર્જુનને સાથે લઈને તમારી પાસે પુનઃ આવી પહોંચીશ.[૮] પણ હે નરપતિ! વાસુદેવે અને બુદ્ધિમાન અર્જુને મને જે કંઈ કહ્યું છે, તે બધું મારે તમને અવશ્ય જણાવવું જોઈએ.[૯] સર્વ સૈન્યોના મધ્યમાં અને વાસુદેવના સાંભળતાં અર્જુને મને

વારંવાર આ ઘણી જ ભલામણ કરી છે કે,[૧૦] 'હે મધુવંશી સાત્યકિ! યુદ્ધમાં આર્યબુદ્ધિ કરીને જ્યાં સુધી હું જયદ્રથનો વધ કરું નહિ, ત્યાં સુધી તું બરાબર સાવધ રહીને રાજા યુધિષ્ઠિરનું રક્ષણ કરજે. હે મહાબાહો! રાજાને તારા અથવા મહારથી પ્રદ્યુમ્નના રક્ષણ નીચે મૂકીને હું નિશ્ચિંત થઈને જયદ્રથ સામે જઈ શકું તેમ છું.[૧૧,૧૨] આ રણમાં કૌરવોમાં અતિશય શ્રેષ્ઠ મનાયેલા દ્રોણાચાર્યને તો તું જાણે જ છે. તેમણે આ બધો મામલો જોઈને યુધિષ્ઠિરને પકડવાની પ્રતિજ્ઞા કરી છે.[૧૩] દ્રોણાચાર્ય ધર્મરાજને પકડવા માટે તલપી રહ્યા છે અને વળી તેઓ યુધિષ્ઠિર રાજાને પકડવા સમર્થ પણ છે.[૧૪] આથી નરોત્તમ ધર્મરાજને તારા રક્ષણ નીચે મૂકીને આજે હું જયદ્રથનો વધ કરવા જાઉં છું.[૧૫] હે સાત્યકિ! જયદ્રથનો વધ કરીને હું ઝટ ઝટ આવીશ, પણ ત્યાં સુધીમાં દ્રોણાચાર્ય બળપૂર્વક પણ યુધિષ્ઠિર રાજાને કોઈ પણ ઉપાયે પકડે નહિ તેમ તું કરજે.[૧૬] હે સાત્યકિ! જો દ્રોણાચાર્ય રાજાને પકડી જશે, તો જયદ્રથનો વધ પણ નહિ થાય અને મારી તારા પર અપ્રીતિ થશે.[૧૭] આમ સત્યવાદી પાંડવ યુધિષ્ઠિરરાજ જો પકડાશે તો અવશ્ય અમારે પાછું વનમાં જ જવું પડશે.[૧૮] વળી રણમાં ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્ય જો યુધિષ્ઠિર રાજાને કેદ કરશે, તો નિઃશંક મેં કરેલો આ વિજય પણ વ્યર્થ થઈ પડશે.[૧૯] માટે હે મહાબાહુ સાત્યકિ! તું આજે મારું પ્રિય કરવા માટે, મને વિજય અપાવવા માટે અને અને યશ અપાવવા માટે રાજા યુધિષ્ઠિરનું રણમાં રક્ષણ કરજે.'[૨૦] આમ હે પ્રભુ! દ્રોણાચાર્યથી હમેશાં તમારા સંબંધે ડરીને ચાલતા અર્જુને મને એક થાપણ તરીકે તમને સોંપ્યા છે.[૨૧] હે મહાબાહુ! તે દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરી શકે તેવો એક પણ યોદ્ધો મને અહીં જોવામાં આવતો નથી. હે પ્રભુ! એક માત્ર રુક્મિણીપુત્ર પ્રદ્યુમ્ન તેની સામે લડી શકે તેવો છે, પણ તે અહીં હાજર નથી.[૨૨] અર્જુન મને બુદ્ધિમાન આચાર્ય સામે યુદ્ધમાં ઊભો રહી શકે તેવો માને છે, તો એ પ્રમાણેની મારા તરફની અર્જુનની આસ્તિક્ય બુદ્ધિને તથા તે મારા ગુરુનાં વચનને પૂંઠ પાછળ કરવાનો હું ઉત્સાહ કરતો નથી. વળી હે રાજા! હું તમારો ત્યાગ પણ કરી શકું તેમ નથી. વિશેષમાં તમે વિચાર કરો કે, આચાર્યનો હાથ ઝડપદાર છે અને તે પોતે પણ અભેદ્ય કવચથી ઢંકાયેલા છે.[૨૩,૨૪] હવે હું જો અહીંથી ચાલ્યો જઈશ, તો તે આચાર્ય તમને રણમાં ભેટશે અને બાળક જેમ રમકડાંના પક્ષી જોડે ક્રીડા કરે, તેમ તેઓ તમારી સાથે ક્રીડા કરશે. જો શ્રીકૃષ્ણપુત્ર પ્રદ્યુમ્ન હાથમાં ધનુષ્ય લઈને અહીં રણમાં હાજર હોત, તો હું તેને તમારી સોંપણી કરત; કારણ કે અર્જુનની પેઠે જ તે તમારું રક્ષણ કરી શકે તેવો છે. આમ જો હું અહીંથી અર્જુન તરફ જાઉં તો તમારે પોતે જ તમારું રક્ષણ કરવાનું રહેશે. બાકી એવો કયો યોદ્ધો છે કે, જે હું અર્જુન પાસે જાઉં ત્યારે દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરવા જાય? હે રાજન્! આજે તમે અર્જુન વિષે ભય ન રાખો.[૨૫-૨૭] કારણ કે તે મહાબાહુ ગમે તેટલો ભાર ઉપાડવા છતાં કદી થાકે તેમ નથી. આજે જે સૌવીરકો, સૈંધવો, પૌરવો, ઉત્તર તરફના યોદ્ધાઓ, દક્ષિણ તરફના યોદ્ધાઓ ને બીજા રથીયોદ્ધાઓ અને કર્ણ આદિ મહારથીઓ છે, તેઓ બધા પણ કોપાયમાન થયેલા અર્જુનની સોળમી કળાને સુદ્ધાં પહોંચી શકે તેમ નથી. અરે, હે રાજન્! દેવો, અસુરો, મનુષ્યો, રાક્ષસો, કિન્નરો અને મોટા મોટા સર્પો સાથેની આખી પૃથ્વી તેમ જ સ્થાવર કે જંગમ સર્વ પ્રાણીઓ પણ જો કદાચ અર્જુન

સામે યુદ્ધ કરવાને સજ્જ થાય, તોપણ તેઓ તેને પહોંચી શકે તેમ નથી. હે મહારાજ ! આમ સમજીને પણ તમે અર્જુન વિશેના ભયને દૂર કરો. જ્યાં સત્ય પરાક્રમવાળા અને મહાધનુર્ધર એવા અર્જુન તથા શ્રીકૃષ્ણ છે, ત્યાં કાર્યમાં કોઈ રીતે પણ વિપત્તિ આવતી નથી. વળી તમે તમારા ભાઈના દૈવીપણાનો, અસ્ત્રકુશળપણાનો, અમર્ષનો, કૃતજ્ઞતાનો અને દયાનો જરા વિચાર તો કરો ! હે રાજા ! હું અહીંથી જેવો ખસીશ અને અર્જુન તરફ જઈશ કે તુરતજ દ્રોણાચાર્ય તરેહતરેહનાં અસ્ત્રોનો યુદ્ધમાં ઉપયોગ કરશે. તેનો પણ તમે વિચાર કરો. હે રાજન્ ! આચાર્ય તમને પકડવા માટે અત્યંત તલસી રહ્યા છે. હે ભારત ! પોતાની પ્રતિજ્ઞાની રક્ષા કરવા માટે તથા તે સત્ય કરવા માટે તે ઘણા જ આતુર છે. તેથી આજે તમે પોતે જ તમારું રક્ષણ કરો તો બની શકે તેમ છે, બાકી તો મારા ગયા પછી તમારું રક્ષણ કરે તેવો કયો યોદ્ધો છે? કોને વિષે વિશ્વાસ રાખીને હું અર્જુનના પ્રત્યે જઈ શકું ? માટે હે મહારાજ ! આ મહાસંગ્રામમાં હું તમને કોઈને સોંપ્યા વિના કદી પણ જઈશ નહિ. આ હું તમને સત્ય કહું છું. હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ રાજા ! આ મારા કથનનો બુદ્ધિ સાથે ખૂબ વિચાર કરીને તથા પોતાનું પરમ શ્રેય જોઈને જ મને તમે આજ્ઞા કરો.[૧૨૮-૩૯]

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાબાહો સાત્યકિ ! તું કહે છે તે તેમજ છે; પણ મારું મન અર્જુનની ચિંતામાંથી મુક્ત થતું નથી.[૪૦] હું મારું રક્ષણ કરવાનો પરમ પ્રયત્ન કરીશ, માટે મારી આજ્ઞા પ્રમાણે તું તો જે સ્થળે અર્જુન ગયો છે, ત્યાં જ જા.[૪૧] મારું પોતાનું સંરક્ષણ અને અર્જુન પ્રત્યે તારું ગમન, આ બન્ને કાર્યોનો બુદ્ધિ સાથે વિચાર કરીને મેં પોતે અર્જુન પ્રત્યે તારું ગમનજ પસંદ કર્યું છે.[૪૨] માટે તું જે સ્થળે અર્જુન ગયો છે, તે સ્થળે પ્રયાણ કરવા માટે તૈયાર થા. અહીં મહાબળવાન ભીમસેન મારું રક્ષણ કરશે.[૪૩] વળી હે તાત ! પોતાના ભાઈઓ સહિત પૃષતપુત્ર વીર ધૃષ્ટદ્યુમ્ન, બીજા કેટલાએક મહાબળવાન રાજાઓ અને દ્રૌપદીના પુત્રો મારું રક્ષણ કરશે, એમાં જરા પણ સંશય નથી.[૪૪] તેમજ હે તાત ! પાંચ કેકયભાઈઓ, રાક્ષસ ઘટોત્કચ, વિરાટ, દ્રુપદ, મહારથી શિખંડી, બળવાન ધૃષ્ટકેતુ, મામા કુંતિભોજ, નકુલ, સહદેવ, પાંચાલો તથા સૃંજયો—એ બધા યોદ્ધાઓ એકત્ર થઈને મારું રક્ષણ કરશે, એમાં સંશય નથી. આ રણમાં સૈન્ય સહિત દ્રોણાચાર્ય તથા કૃતવર્મા મારી સામે ધસારો કરી શકશે નહિ, તેમ મને પકડી શકશે પણ નહિ; કારણ કે કિનારો જેમ સમુદ્રને ખાળી રાખે છે, તેમ આ શત્રુતાપન ધૃષ્ટદ્યુમ્ન ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્યને યુદ્ધમાં આગળ વધતા અટકાવી રાખશે. શત્રુવીરોનો સંહાર કરનાર ધૃષ્ટદ્યુમ્ન જે સ્થળે ઊભો રહેશે, તે સ્થળે દ્રોણાચાર્ય કે તેનું બળવાન સૈન્ય કોઈ રીતે પણ આગળ વધી શકશે નહિ. આ ધૃષ્ટદ્યુમ્ન ખાસ દ્રોણનો નાશ કરવા માટે જ કવચ, બાણ, તલવાર, ધનુષ્ય અને ઉત્તમ આભૂષણો સાથે અગ્નિમાંથી ઉત્પન્ન થયો છે; માટે હે શિનિકુમાર ! તું મારી ચિંતા ન કર અને નિરાંતે અર્જુન તરફ જા. આ ધૃષ્ટદ્યુમ્ન કોપેલા દ્રોણને આગળ વધતા અટકાવી રાખશે.[૪૫-૫૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાન્તર્ગત જયદ્રથવધપર્વમાં 'યુધિષ્ઠિર અને સાત્યકિનું વાક્ય' નામનો અધ્યાય ૧૧૧ મો સમાપ્ત

# અધ્યાય ૧૧૨ મો

## સાત્યકિનો કૌરવસેનામાં પ્રવેશ

॥ संजय उवाच ॥

**धर्मराजस्य तद्वाक्यं निशम्य शिनिपुंगवः ।
स पार्थाद्भयमाशंसन् परित्यागान्महीपतेः ॥ १ ॥**

સંજય બોલ્યો: ધર્મરાજાનું તે વાક્ય સાંભળ્યા પછી શિનિશ્રેષ્ઠ સાત્યકિને, યુધિષ્ઠિર-રાજાનો ત્યાગ કરવાથી અર્જુન તરફના ભયની તથા વિશેષે કરીને લોકો તરફના 'સાત્યકિ ડરી ગયો' એ રીતના અપવાદની વિચારણા થવા લાગી. તેથી તે મનમાં ને મનમાં બોલ્યો કે, 'મને લોકો કહેશે કે, તું અર્જુન તરફ આવે છે, કેમ કે તું કૌરવસેનાથી ભયભીત થઈ ગયો છે.' આ પ્રમાણે અનેક રીતે વિચાર કર્યા પછી યુદ્ધ-દુર્મદ અને પુરુષશ્રેષ્ઠ તે સાત્યકિએ મનમાં દૃઢ નિશ્ચય કરીને ધર્મરાજને આ વચન કહ્યાં.[૧-૩] 'હે પૃથ્વીનાથ! તમે તમારું રક્ષણ કરાયેલું માનતા હો, તો હવે તમારું કલ્યાણ થાઓ. હું અર્જુન તરફ જઈશ અને તમારું વચન સંપૂર્ણ પાળીશ. હે રાજન્! આ ત્રણેય લોકમાં અર્જુનના કરતાં મને કોઈ અધિક પ્રિય નથી, એ હું તમને સત્ય કહું છું. હે માન આપનારા રાજા! તમારી આજ્ઞા પ્રમાણે હું અર્જુનને માર્ગે જઈશ. તમારે માટે મારે કંઈજ અકર્તવ્ય નથી.[૪-૬] હે માનવ શ્રેષ્ઠ રાજા! જે પ્રમાણે મારા ગુરુનું વાક્ય મને માન્ય છે, તે પ્રમાણેજ મને તમારું વચન પણ અતિ માન્ય છે.[૭] હે રાજવર! તમારા ભાઈ શ્રીકૃષ્ણ અને અર્જુન હંમેશાં તમારું પ્રિય કરવા-માં જ પ્રવર્તે છે અને હું પણ સદા તેમનું પ્રિય કરવાનો જ યત્ન કરી રહેલો છું, એમ તમારે જાણવું.[૮] હે પ્રભુ! હું તમારી આજ્ઞાને મસ્તક પર ચઢાવું છું. હે નરસિંહ! હું અર્જુન પ્રત્યે જાઉં છું અને આ દુર્ભેદ્ય સૈન્યને હરોળમાંથી તોડી નાખું છું.[૯] હે રાજન્! જેમ કોપેલો મહા-મત્સ્ય સમુદ્રમાં પ્રવેશ કરે, તેમ હું દ્રોણાચાર્યના સૈન્યમાં આ પગલે પ્રવેશ કરું છું અને જે સ્થળે રાજા જયદ્રથ છે, તે સ્થળે ચાલ્યો જાઉં છું.[૧૦] અશ્વત્થામા, કર્ણ અને કૃપાચાર્ય આદિ મહા-રથીઓના રક્ષણ તળે રહેલો જયદ્રથરાજા પાંડવોથી ભયભીત થઈને મોટી સેના સાથે જે સ્થળે ઊભો છે, તે સ્થળ અહીંથી લગભગ ત્રણ યોજન દૂર છે, એમ હું માનું છું. હે રાજન્! જયદ્રથનો વધ કરવા સજ્જ થયેલો અર્જુન જે સ્થળે ઊભો છે તે સ્થળ પણ અહીંથી ત્રણ યોજન જેટલું જ દૂર છે. ત્યાં હું મારા અંતરાત્માને દૃઢ કરીને સિંધુ-રાજનો વધ થયા પહેલાં જ જઈ પહોંચીશ.[૧૧-૧૩] હે રાજન્! કયો મનુષ્ય ગુરુની આજ્ઞા વિના યુદ્ધ કરે? અને ગુરુની આજ્ઞા થતાં મારા જેવો કયો પુરુષ યુદ્ધ ન કરે?[૧૪] હે રાજા! જે પ્રદેશમાં હું જવા ધારું છું, તે પ્રદેશ મારી બરાબર જાણમાં છે. હળ, શક્તિ, ગદા, ભાલા, ઢાલ, તલવાર, ઋષ્ટિ, તોમરો અને ઉત્તમોત્તમ ધનુષ્યોથી ભરપૂર એવો સૈન્યસાગર ત્યાં ઊછળી રહ્યો છે; પણ જરૂર હું તેને ખળભળાવી દઈશ. વળી જે આ હજારો હાથીઓનું સૈન્ય તમારા જોવામાં આવે છે, તે અંજનક કુળ તરીકે પ્રસિદ્ધ છે. હે રાજન્! તે સર્વ હાથીઓ પર યુદ્ધ કરવામાં કુશળ અને સચોટ પ્રહાર કરવામાં પ્રવીણ એવા ઘણા મ્લેચ્છયોદ્ધાઓ બેઠા છે. હે રાજન્! તે હાથીઓ નિરંતર મદને ઝરતા હોવાથી કાળા મેઘો સમાન દેખાય છે. તેમના મહાવતોની જ્યારે પ્રેરણા થાય છે, ત્યારે તેઓ કદી પાછા ફરતા નથી. હે રાજન્! તેમના હાથીઓનો નાશ કર્યા વિના જય કરવો મુશ્કેલ છે. હે રાજન્! વળી જે આ એક હજાર રથી-યોદ્ધાઓને તમે જુઓ છો, તેઓ બધા સુવર્ણના રથવાળા મહારથી રાજપુત્રો છે. હે પૃથ્વીપતિ!

તેઓ બધા અસ્ત્રવિદ્યામાં કુશળ છે અને હાથીઓ તથા રથો પર સારી રીતે સવારી કરી જાણે છે. વળી તેઓ ધનુર્વેદમાં પારંગત છે, મુષ્ટિયુદ્ધમાં નિપુણ છે, જાતજાતનાં ગદાયુદ્ધોને જાણનારા છે અને દ્વંદ્વયુદ્ધમાં કુશળ છે.[૧૫-૨૧] તેઓ તલવારોના પ્રહાર કરવામાં તથા હાથમાં ઢાલતલવાર લઈ ને પટ્ટા ખેલવામાં ઘણા પ્રવીણ છે. એ શૂરવીર અને વિદ્યાસંપન્ન કુમારો અન્યોન્યની સ્પર્ધા કરે છે.[૨૨] હે રાજન્! તેઓ યુદ્ધમાં નિત્ય મનુષ્યો પર વિજય મેળવવાની ઇચ્છા રાખે છે. હે રાજન્! કર્ણે તેમને સારી રીતે તૈયાર કરેલા છે અને તેઓ હંમેશાં દુઃશાસનને અનુસરનારા છે.[૨૩] વાસુદેવ પણ આ રાજપુત્રોની મહારથીઓ તરીકે પ્રશંસા કરે છે. તેઓ કર્ણનું નિરંતર પ્રિય ઇચ્છે છે અને તેના તાબામાં રહે છે.[૨૪] હે રાજા! કર્ણનાં વચનથી જ તેઓ અર્જુન પાસે ન જતાં પાછા ફર્યા છે. માટે તેઓ યુદ્ધ કરતાં લગારે ગ્લાનિ પામ્યા નથી, તેમ થાક્યા પણ નથી. તેઓનાં કવચો તથા ધનુષ્યો ઘણાં દૃઢ છે.[૨૫] અવશ્ય દુર્યોધનની આજ્ઞા પ્રમાણે તેઓ મારે માટે જ સામા ઊભા છે. હે કુરુવંશી રાજા! તમારું પ્રિય કરવા માટે હું સંગ્રામમાં તેમનો સંહાર કરીશ.[૨૬] એ પછી હું અર્જુનના માર્ગ તરફ પ્રયાણ કરીશ. વળી હે રાજન્! બીજા આ સાતસોની સંખ્યા જેટલા જે હાથીઓ તમારા જોવામાં આવે છે, તેઓ બધા પણ કવચને ધારણ કરનારા છે અને તેમના પર ભીલો સવાર થઈ ને બેઠેલા છે. પૂર્વે ભીલરાજા જ્યારે અર્જુનના સપાટામાં આવ્યો હતો, ત્યારે તેણે પોતાના જીવિતની ઇચ્છા કરીને અર્જુનને સારી રીતે શણગારેલા કેટલાએક હાથીઓ તથા અનુચરો આપ્યા હતા. હે રાજન્! આ બધા પ્રથમ તમારું જ દૃઢ કાર્ય કરનારા દાસ હતા, પણ આજ તે જ તમારી સામા યુદ્ધ કરવા ઇચ્છે છે. જુઓ આ સમયનો પલટો! આ હાથીઓના મહાવતો બધા ભીલજાતિના છે. તેઓ યુદ્ધમાં ઘણા મદોન્મત્ત છે, હસ્તિશિક્ષાને જાણનારા છે અને સર્વે અગ્નિમાં ઉત્પન્ન થયા છે. આ બધાને અર્જુને સંગ્રામમાં જીતી લીધા હતા, પણ આ સમયે તેઓ દુર્યોધનની આજ્ઞાને વશ થઈ ને તમારી સામે યુદ્ધ કરવા સજ્જ થયા છે. હે રાજન્! આ બધા યુદ્ધદુર્મદ ભીલોને બાણોથી મારી નાખીને, હું જયદ્રથનો વધ કરવા સજ્જ થયેલા અર્જુન તરફ ચાલ્યો જઈશ. વળી આ જે મોટા મોટા હાથીઓ છે, તેઓ બધા અંજનવંશમાં[×] ઉત્પન્ન થયા છે.[૨૭-૩૩] તેઓ કર્કશ છે, સારી રીતે શિક્ષિત થયેલા છે અને તેમનાં મુખ પર ગંડસ્થળમાંથી ઝરતી મદધારાઓ વહી રહી છે. તે સર્વને તદ્દન સુવર્ણનાં કવચો પહેરાવીને સારી રીતે શણગારવામાં આવ્યા છે.[૩૪] હે રાજન્! તેઓ રણમાં લક્ષ્ય તરફ બરાબર ધસનારા છે અને યુદ્ધમાં ઇંદ્રના ઐરાવત સરખું કામ કરી દેખાડનારા છે. તેમના પર ઉત્તર તરફના હિમાચલ પર્વતમાંથી આવેલા, લૂંટારા અને યુદ્ધમાં અતિ તીક્ષ્ણ એવા યોદ્ધાઓ બેઠા છે. તે યોદ્ધાઓ શરીરે કઠોર છે, લોખંડી કવચો ધારણ કરનારા છે અને યુદ્ધમાં અતિકુશળ છે. તેઓમાં કેટલાએક વસિષ્ઠઋષિની કામધેનુમાંથી ઉત્પન્ન થયા છે, કેટલાએક વાનરજાતિમાંથી ઉત્પન્ન થયા છે, કેટલાએક મનુષ્યોમાંથી ઉત્પન્ન થયા છે અને બીજા કેટલાએક તો જુદી જુદી

---

× અંજનવંશમાં જન્મેલા હાથીઓના સંબંધમાં નીલકંઠ લખે છે:-

*स्निग्धनीलसुदृश्यत्वा बलिनो विपुलैः करैः ।*
*सुविभक्तमहाशीर्षा. करिणोऽञ्जनवंशजा. ॥*

અંજનવંશમાં જન્મેલા હાથીઓનાં શરીરો લીસાં હોય છે અને તેઓ રંગે શ્યામ મેઘ સરખા હોય છે. તેઓ શરીરે બળવાન, મોટી સૂંઢોવાળા અને સ્પષ્ટ રીતે જુદાં દેખાતાં મોટાં ગોટાં મસ્તકોવાળા હોય છે.

અનેક જાતોમાંથી ઉત્પન્ન થયા છે હિમાલયના દુર્ગપ્રદેશમાં વસનારા આ પાપકર્મી મ્લેચ્છોનું ભેગુ થયેલું સૈન્ય દૂરથી ધુમાડા સમાન રંગનુ દેખાય છે આ સમગ્ર રાજમંડળને મેળવી લઈને કૃપાચાર્ય, ભૂરિશ્રવા, રથીશ્રેષ્ઠ દ્રોણાચાર્ય, સિંધુરાજ જયદ્રથ તથા કર્ણનો આશ્રય કરીને દુર્યોધન પાંડવોનુ અપમાન કરી રહ્યો છે [૩૫–૩૯] હે કુંતીનંદન ! કાળથી પ્રેરાઈને તે પોતાને અત્યારે કૃતાર્થ માની રહ્યો છે, પણ તેઓ બધા આજે મારા બાણોના ઝપાટામા આવીને બચનાના નથી પછી ભલેને તેઓ મન સમાન વેગવાળા હોય ! બીજાઓના પરાક્રમ પર જીવી રહેલા દુર્યોધને આ બધાને માનનતા કર્યા છે, પરંતુ તેઓ આજે મારા અનેક બાણોથી પીડાઈને વિનાશ પામશે હે રાજન્ ! આ તરફ સુવર્ણના ધ્વજવાળા જે રથીઓ જોવામા આવે છે, તેઓ બધા જે તમારા સાભળવામા આવ્યા હોય, તો દુર્વારણ નામના કામ્બોજયોદ્ધાઓ છે તેઓ શૂરા છે, વિદ્યાસંપન્ન છે અને ધનુર્વેદમા પણ નિષ્ણાત છે [૪૦–૪૩] તેઓ સર્વ એકત્ર થઈને અન્યોન્યનુ અત્યંત હિત ઇચ્છનારા છે હે ભારત ! કૌરવોના વીર યોદ્ધાઓના રક્ષણ નીચે રહેલી દુર્યોધનની અક્ષૌહિણી સેનાઓ ક્રોધ કરીને મારે માટે સજ્જ થઈ ઊભી છે હે મહારાજ ! તેઓ પ્રમાદ રાખ્યા વિના મારી સામે જ આવી ચઢી છે [૪૪ ૪૫] છતા અગ્નિ જેમ ઘાસને બાળી ભસ્મ કરી નાખે છે, તેમ હુ તે સર્વનો નાશ કરી નાખીશ માટે હે રાજન્ ! શાસ્ત્રોક્ત વિધિએ રથને સજ્જ કરનારા અનુચરો મારા રથમા સર્વ ભાથાઓ અને સર્વ લડાયક સાધનોને બરોબર મૂકે આ લડાઈમા તો દરેકેદરેક જાતના અસ્ત્રશસ્ત્રો અવશ્ય સાથે લેવા જોઈએ, કારણ કે યુદ્ધકુશળ આચાર્યોએ ઉપદેશ કર્યો છે કે, રથને પાંચગણી સામગ્રીવાળો કરવો જોઈએ હુ અહીંથી નીકળીને પ્રથમ સર્પ સમાન તીક્ષ્ણ ઝેરવાળા કામ્બોજયોદ્ધાઓ સાથે ભેટો કરીશ તેઓ બધા અનેક જાતનાં શસ્ત્રોના સમુદાયવાળા છે અને વિવિધ આયુધોથી યુદ્ધ કરનારા છે પછી હું વિષ સમાન સચોટ પ્રહાર કરનારા અને દુર્યોધનનુ હિત ઇચ્છનારા ભીલોની સામે ભેટો કરીશ રાજા દુર્યોધને તે બધાને સતત લાડ લડાવ્યા છે તે પછી મારે ઇંદ્ર તુલ્ય પરાક્રમવાળા શક યોદ્ધાઓને મળવુ પડશે [૪૬–૫૦] તેઓ બધા અગ્નિ સમાન પ્રદીપ્ત અને દુરાધર્ષ છે વળી હે રાજન્ ! હુ બીજા કાળ સમાન અજિત એવા અનેક યુદ્ધદુર્મદ યોદ્ધાઓ સામે રણમાં જોડાઈશ માટે પ્રસિદ્ધ અને શુભ લક્ષણવાળા ઉત્તમ ઘોડાઓને પૃથ્વી પર વારવાર આળોટાવીને તથા પાણી પાઈને મારા રથમા જોડાવો [૫૧,૫૨]

સંજય બોલ્યો એટલે રાજા યુધિષ્ઠિરે એ સાત્યકિના રથમાં સર્વ ભાથાઓને, લડાયક સાધનોને તથા અનેક જાતના શસ્ત્રોને મુકાવ્યા તે પછી સેવકોએ સર્વ પ્રકારે યોગ્ય એવા ચાર સુંદર ઘોડાઓને પૃથ્વી પર આળોટાવ્યા, તેમને મદની વૃદ્ધિ કરનારુ સ્વાદિષ્ટ પીણુ પાયુ, નવડાવ્યા, ચંદી ખવડાવી અને તેમને સારી રીતે શણગાર્યા વળી તેમણે તેમના શરીરમાથી બાણો ખેંચી કાઢીને તેમને સુવર્ણની માળાઓ પહેરાવી હવે સુવર્ણ સમાન કાંતિવાળા, સારી રીતે કેળવાયેલા, શીઘ્ર ગતિથી ચાલનારા, હર્ષિત મનવાળા અને અવ્યગ્ર એવા તે ઘોડાઓને વિધિપૂર્વક રથમા જોડવામા આવ્યા સાત્યકિનો એ રથ સુવર્ણમય કેશવાળીવાળા સિંહના ચિહ્નવાળા મહાધ્વજથી શોભતો હતો [૫૩–૫૭] તેની આસપાસ મણિ અને પરવાળાઓથી અદ્ભુત એવા સુવર્ણના સળિયાઓ જડેલા હતા તે રથ વાદળ સમાન શ્વેત રંગની પતાકાઓથી દીપતો

હતો.[૫૮] તેની અંદર સુવર્ણના દાંડાવાળું શ્રેષ્ઠ છત્ર ધરવામાં આવ્યું હતું અને અનેક શસ્ત્રોનો સમૂહ ગોઠવ્યો હતો. દારુકના નાના ભાઈ તથા સાત્યકિના પ્રિય મિત્ર એવા સારથિએ સુવર્ણના અલંકારોથી શોભતા તે ઘોડાઓને વિધિ પ્રમાણે રથમાં જોડ્યા અને પછી માતલિ જેમ ઇંદ્ર આગળ રથ રજૂ કરે, તેમ તેણે તે જોડેલા રથને સાત્યકિ આગળ રજૂ કર્યો.[૫૯,૬૦] તે વેળા સાત્યકિએ સ્નાન કર્યું અને પવિત્ર થઈને કૌતુક-મંગલ ધારણ કર્યાં. પછી તેણે એક હજાર સ્નાતક બ્રાહ્મણોને સોનામહોરોનું દાન દીધું.[૬૧] એટલે શ્રીમાનોમાં શ્રેષ્ઠ એવા તે સાત્યકિને તે બ્રાહ્મણોએ કેટલાએક આશીર્વાદો આપ્યા. પછી મધુપર્કને યોગ્ય એવા તે સાત્યકિએ કૈલાતક જાતની મદિરાનું પાન કર્યું.[૬૨] આથી મદથી વિહ્વળ નેત્રોવાળો તથા લાલચોળ દૃષ્ટિવાળો તે સાત્યકિ રણભૂમિ પર દેદીપ્યમાન દેખાવા લાગ્યો. તે પછી રથીઓમાં શ્રેષ્ઠ એવો તે સાત્યકિ મોટા હર્ષમાં આવી ગયો અને તેણે વીર કાંસાના પાત્રનો સ્પર્શ કરી બાણ સહિત ધનુષ્યને ખોળા-માં લીધું. એ વેળા એના તેજમાં બમણો વધારો થયો હતો અને તે અગ્નિ જેવો પ્રજ્વલિત દેખાતો હતો. પછી તેણે બ્રાહ્મણો દ્વારા સ્વસ્તિવાચન કરાવ્યું, કવચ પહેર્યું અને અલંકારો ધારણ કર્યા. કન્યાઓએ ડાંગર, ચંદન તથા પુષ્પોની માળાઓ હાથમાં લઈને તેને અભિનંદન આપ્યું. પછી સાત્યકિએ હાથ જોડીને યુધિષ્ઠિરના ચરણો-માં વંદન કર્યું, એટલે યુધિષ્ઠિરરાજે પણ તેનું મસ્તક સૂંધ્યું. આમ તે પોતાના મોટા રથ પર બેઠો.[૬૩-૬૬] તુરત જ વાયુ સમાન વેગવાળા અને હૃષ્ટપુષ્ટ એવા અજિત ઘોડાઓ એ જયશીલ સાત્યકિને રણમાં વહી જવા લાગ્યા. તે સમયે ભીમસેન પણ ધર્મરાજ યુધિષ્ઠિરને વંદન કરીને સાત્યકિ સાથે જવા લાગ્યો.[૬૭,૬૮] આ પ્રમાણે શત્રુઓનું દમન કરનારા તે બન્ને વીરોને પોતાની સેનામાં પ્રવેશ કરવાની ઇચ્છાથી આવતા જોઈને દ્રોણાચાર્ય આદિ તમારા પક્ષના સર્વ યોદ્ધાઓ બરાબર સજ્જ થઈને ઊભા રહ્યા.[૬૯] આ બાજુથી યુદ્ધ કરવા તૈયાર થઈને પાછળ આવતા ભીમસેન-ને જોઈને વીર સાત્યકિ તેને અભિનંદન આપીને આ હર્ષકારી વચન કહેવા લાગ્યો:[૭૦] 'હે ભીમ-સેન! તમે ધર્મરાજનું રક્ષણ કરો. આજને માટે તમારું એ મહાન કાર્ય છે. કાળને કાંઠે આવી પહોંચેલા આ કૌરવસૈન્યને તોડી નાખીને હું સહેજે અંદર દાખલ થઈ જઈશ.[૭૧] ધર્મરાજનું રક્ષણ કરવું તે જ આ ઘડીએ અને લાંબે ગાળે શ્રેયસ્કર છે. હે શત્રુદમન વીર! તમે મારું પરાક્રમ જાણો છો, તેમ હું તમારું પરાક્રમ જાણું છું.[૭૨] માટે હે ભીમસેન! તમે જો મારું પ્રિય ઇચ્છતા હો, તો અહીંથી પાછા વળો.' આમ કહેવામાં આવ્યું, ત્યારે ભીમસેને સાત્યકિને કહ્યું કે, 'બહુ સારું, તમે તમારું કાર્ય સિદ્ધ કરવા જાઓ. હે પુરુષ-શ્રેષ્ઠ! હું રાજાનું રક્ષણ કરીશ.' ભીમસેનનું કહેવું સાંભળીને સાત્યકિએ વળી તેને કહ્યું:[૭૩,૭૪] 'હે પાર્થ! તમે જાઓ, જલદી જાઓ. અવશ્ય આજે મારો ચોક્કસ વિજય થશે; કારણ કે ગુણોમાં અનુરક્ત એવા તમે આજે મારા કથનને અનુ-સર્યા છો.[૭૫] હે ભીમ! તમે મને આજ્ઞા કરો છો, તે નિમિત્તો મને વિજયસૂચક લાગે છે. મહાત્મા અર્જુન સિંધુરાજાનો વધ કરશે કે તુરત અહીં આવીને હું ધર્માત્મા રાજા યુધિષ્ઠિરને ભેટીશ.' એટલું કહીને મહાયશસ્વી સાત્યકિ ભીમસેનથી છૂટા પડ્યો અને વાઘ જેમ મૃગોનાં ટોળાંઓ સામે જુએ, તેમ તે તમારા સૈન્યને જોવા લાગ્યો.[૭૬-૭૮] હે રાજન્! એ રીતે અંદર પ્રવેશ કરવા ઇચ્છતા તે સાત્યકિને જોઈને તમારું સૈન્ય

મૂઢ થઈને અત્યંત કંપવા લાગ્યું. એટલામાં હે રાજન્! તે સાત્યકિ તો ધર્મરાજાની આજ્ઞા પ્રમાણે અર્જુનને મળવા માટે એકદમ તમારા સૈન્ય સામે પ્રયાણ કરી ગયો.[૭૯,૮૦]

ઇતિ શ્રીમદ્દાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'સાત્યકિનો કૌરવસેનામાં પ્રવેશ' નામનો અધ્યાય ૧૧૨ મો સમાપ્ત

## अध्याय ११३ मो

### સાત્યકિને કૃતવર્માનો ભેટો

॥ सञ्जय उवाच ॥

प्रयाते तत्र सैन्यं तु युयुधाने युयुत्सया ।
धर्मराजो महाराज सेनानीकेन संवृतः ॥ १ ॥

સંજય બોલ્યો : હે મહારાજ! યુદ્ધ કરવાની ઇચ્છાથી સાત્યકિ જ્યારે તમારા સૈન્ય સામે પ્રયાણ કરી ગયો, ત્યારે સાત્યકિની પાછળ પડેલા દ્રોણાચાર્યના રથને પહોંચી વળવા ધર્મરાજ પોતાના સૈન્યથી વીંટાઈને ચાલી નીકળ્યા હતા. તે વેળા યુદ્ધમાં મહોન્મત્ત એવો પાંચાલરાજનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન તથા રાજા વસુદાન પાંડવોના સૈન્યમાં મોટા ઘાંટા પાડીને કહેવા લાગ્યા: 'હે વીર યોદ્ધાઓ! આવો, જલદી દોડી આવો અને શત્રુઓ પર પ્રહાર કરો; એટલે યુદ્ધદુર્મદ સાત્યકિ સુખેથી શત્રુસેનામાં દાખલ થઈ જાય. જુઓ પેલા શત્રુપક્ષના મહારથીઓ આ સાત્યકિનો પરાજય કરવા મથી રહ્યા છે.' આમ બોલી રહેલા તે સર્વ મહારથીઓ વેગપૂર્વક શત્રુઓ સામે ધસી ગયા. ત્યાં અમે બધા પણ વિજય મેળવવાની ઇચ્છાએ તેમની સામે ધસી ગયા.[૧–૫] તે સમયે સાત્યકિના રથ સામે મહાન શબ્દ થઈ રહ્યો હતો. હે મહારાજ! સાત્યકિએ તમારા પુત્રની સેનાને સેંકડો સ્થળેથી તોડી નાખી હતી, એટલે તે વીખરાઈ જઈને આમતેમ દોડવા લાગી હતી. આમ જ્યારે તે સેનામાં ભંગાણ પડ્યું, ત્યારે મહારથી સાત્યકિએ સૈન્યના મોખરામાં જ સાત મહાધનુર્ધર વીરોને પટકી પાડ્યા. વળી હે રાજેંદ્ર! તેણે બીજા કેટલાએક વીર રાજાઓને પણ અગ્નિ સમાન પ્રજ્વલિત બાણો મારી મારીને યમલોકમાં મોકલી દીધા. ત્યાં સાત્યકિ એક બાણથી સોને, તેમ સો બાણથી એકને વીંધી જ નાખતો હતો.[૬–૯] રુદ્રદેવ જેમ પશુઓને મારે તેમ તેણે હાથીસવારોને, હાથીઓને, ઘોડેસવારોને, ઘોડાઓને તેમ જ ઘોડાઓ અને સારથિઓ સાથેના રથીઓને મારવા જ માંડ્યા.[૧૦] આમ સાત્યકિ અદ્દભુત કર્મ કરીને બાણોની ધારા વરસાવી રહ્યો હતો, પણ તમારા સૈનિકોમાંથી કોઈ પણ તેની સામે યુદ્ધ કરવા દોડતો ન હતો.[૧૧] મહાબાહુ સાત્યકિએ તેમને એટલા બધા કૂંદી નાખ્યા હતા, એટલા બધા છિન્નભિન્ન કરી નાખ્યા હતા અને એટલા બધા ભયભીત કરી મૂક્યા હતા કે, તેઓ તે અતિ અભિમાની સાત્યકિને જોઈને જ રણમાંથી પલાયન કરી ગયા.[૧૨] સાત્યકિના તેજથી મોહિત થયેલા તે યોદ્ધાઓ તેને એકને પણ અનેક જેવો જોતા હતા. હે રાજન્! જોતજોતામાં ત્યાં ભાંગી પડેલા માળાવાળા રથો છિન્નભિન્ન થઈ ગયા, પૈડાંઓ વીખરાઈ પડ્યાં અને છત્રો તથા ધ્વજો ઢળી ગયા. વળી હે પૃથ્વીપતિ! ત્યાં રથના નીચેના ભાગનાં સર્વ લાકડાંઓ, પતાકાઓ, સુવર્ણથી મઢેલા, માથે પહેરવાના ટોપો અને ચંદનથી ખરડાયેલા બાજુબંધવાળા બાહુઓ ઢગલાબંધ પડ્યા તેમ જ હાથીની સૂંઢ સમાન આકારના તથા સર્પનાં શરીર સમાન દેખાવના મનુષ્યોના ઉરુઓ વેરવિખેર થઈ ઢગલે પડ્યા. આ બધાંથી હે નરપતિ! તે રણભૂમિ છવાઈ ગઈ હતી. બળદ સમાન વિશાળ નેત્રવાળા યોદ્ધાઓનાં, ચંદ્ર સમાન કાંતિવાળાં તથા સુંદર કુંડળોને ધારણ કરનારાં કપાઈ પડેલાં મુખોથી તે ભૂમિ

ઘણી શોભતી હતી. કપાઈ ગયેલા અનેક હાથીઓ ત્યાં મોટા પર્વતોની પેઠે પડ્યા હતા, તેથી રણભૂમિ વીખરાઈ પડેલાં મોટા પર્વતોવાળી હોય તેવી દેખાતી હતી. ત્યાં મહાબાહુ સાત્યકિએ મારી નાખેલા સત્ત્વહીન ઘોડાઓ પૃથ્વી ઉપર ઢળી પડ્યા હતા અને સુવર્ણમય ચોકડાંઓથી તથા છાતી પરનાં મોતીઓથી સુશોભિત જણાતાં જાતજાતનાં કવચોથી અત્યંત શોભી રહ્યા હતા.[૧૩-૧૯] એ રીતે અનેક પ્રકારનાં સૈન્યોનો સંહાર કરીને તથા તમારી મુખ્ય સેનાને અત્યંત ગભરાવી મૂકીને સાત્યકિ સૈન્યમાં દાખલ થઈ ગયો.[૨૦] પછી જે માર્ગે અર્જુન અંદર દાખલ થયો હતો, તે માર્ગે જ સાત્યકિએ અંદર જવાની ઇચ્છા કરી; પણ ત્યાં દ્રોણાચાર્યે તેને અટકાવ્યો.[૨૧] આમ યુયુધાન સાત્યકિ ક્રોધપૂર્વક દ્રોણાચાર્ય સામે આવી ગયો, છતાં તે પાછો હઠ્યો નહિ. ઊલટું જેમ જળાશયનું પાણી કિનારે અથડાય, તેમ તે દ્રોણની સામે અથડાવા લાગ્યો.[૨૨] આમ દ્રોણાચાર્યે મહારથી યુયુધાનને રણમાં આગળ વધતો અટકાવ્યો અને તેને મર્મને ભેદી નાખનારાં પાંચ તીક્ષ્ણ બાણો મૂકીને વીંધી નાખ્યો.[૨૩] ત્યાં હે રાજન્! સાત્યકિએ પણ સુવર્ણની પૂંખવાળાં, પથ્થર પર ઘસેલાં અને કંકપક્ષીનાં તથા મયૂરનાં પીછાંવાળાં સાત બાણો મૂકીને દ્રોણાચાર્ય ઉપર પ્રહાર કર્યો.[૨૪] એટલે દ્રોણાચાર્યે છ બાણો મૂકીને તે સાત્યકિને ઘોડા અને સારથિ સાથે પીડી નાખ્યો. મહારથી સાત્યકિથી આ સહ્યું ગયું નહિ.[૨૫] એટલે તેણે મોટો સિંહનાદ કરીને, આચાર્યને દશ બાણો વડે વીંધી નાખ્યા અને બીજાં ચૌદ બાણોનો તેમને પ્રહાર કર્યો.[૨૬] વળી સાત્યકિએ બીજાં દશ બાણો મારી દ્રોણને વીંધી નાખ્યા. હે રાજા! પછી તેણે એક બાણથી તેમના સારથિને વીંધી નાખ્યો, ચાર બાણોથી તેમના ચારેય ઘોડાઓને વીંધી નાખ્યા અને એક બાણથી તેમની ધજાને છેદી નાખી. એ વેળા દ્રોણાચાર્યે પણ સખત ઝપાટો માર્યો હતો. તીડોનાં ટોળાંની પેઠે અનેક બાણો છોડીને તેમણે સાત્યકિને ઘોડા, રથ, સારથિ અને ધજા સાથે રણમાં છાઈ દીધો. તે જ પ્રમાણે સાત્યકિએ પણ જરાય ગભરાયા વિના ઘણાં બાણો મૂકીને દ્રોણાચાર્યને ઢાંકી દીધા. તે જોઈ દ્રોણાચાર્યે તેને કહ્યું: 'અલ્યા ઓ સાત્યકિ! તારો આચાર્ય અર્જુન તો કાયર પુરુષની પેઠે રણનો ત્યાગ કરી ગયો છે અને યુદ્ધ કરી રહેલા મને છોડીને તે મારી જમણી બાજુએથી ગયો છે; માટે તું પણ મારી સામે યુદ્ધ કરતાં આજે જીવતો જઈશ નહિ. તારા ગુરુની પેઠે તું પણ મારો ત્યાગ કરીને સત્વર ચાલ્યો જઈશ તો જ બચીશ.[૨૭-૩૫]

સાત્યકિ બોલ્યો : ધર્મરાજની આજ્ઞાથી હું અર્જુનને પગલે જાઉં છું. હે બ્રહ્મન્! તમારું કલ્યાણ થાઓ. મારે સમય ગાળવાની જરૂર નથી. વળી શિષ્યો સદૈવ આચાર્યોએ અનુસરેલા માર્ગનું સેવન કરે છે. આથી જે માર્ગે મારો ગુરુ ગયો છે, તે માર્ગે હું પણ સત્વર જાઉં છું.[૩૬,૩૭]

સંજય બોલ્યો : આટલું કહીને સાત્યકિ આચાર્યનો ત્યાગ કરીને એકદમ આગળ ચાલ્યો. હે રાજન્! જતાં જતાં તે પોતાના સારથિને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'હે સૂત! દ્રોણાચાર્ય સર્વથા મારું વારણ કરવા માટે પ્રયત્ન કરશે; માટે તું બરાબર સાવધ થઈને રથને આગળ ચલાવ. વળી આ એક મારું બીજું વચન પણ સાંભળ. આ જે મહાતેજસ્વી સૈન્ય દેખાય છે, તે અવંતિના યોદ્ધાઓનું છે. એના પછી જે મહાન સૈન્ય દેખાય છે, તે દક્ષિણદેશના યોદ્ધાઓનું છે; પણ એ પછી બાહ્લિક યોદ્ધાઓનું મહાન દળ

રચ્યું છે. તે જ પ્રમાણે બાહ્‌લિકોની પાસે કર્ણનું મોટું સૈન્ય ગોઠવાઈને ઊભું છે. હે સારથિ! આ બધાં સૈન્યો એકબીજાંથી જુદાં પડીને પણ પરસ્પર એકબીજાનો આશ્રય કરી ઊભાં છે. તે સૈન્યો સમરાંગણને કદી પણ છોડશે નહિ. તો તું હર્ષપૂર્વક ઘોડાઓને તેમની મધ્યમાંથી આગળ હાંક. હે સારથિ! જ્યાં બાહ્‌લિક યોદ્ધાઓ અનેક હથિયારો ઊંચાં કરીને ઊભેલા દેખાય છે, જ્યાં કર્ણની આગેવાની હેઠળ દક્ષિણદેશના અનેક યોદ્ધાઓ ઊભા છે, તેમ જ જ્યાં હાથી, ઘોડા તથા રથોથી વ્યાપ્ત એવું અને અનેક દેશમાં ઉત્પન્ન થયેલા પાળાઓથી ભરપૂર એવું કૌરવોનું સૈન્ય દેખાય છે, ત્યાં તું મધ્યમ વેગથી રથને હાંકીને મને લઈ જા. વળી કર્ણનું મહાન સૈન્ય જ્યાં ઊભું છે, ત્યાં મધ્યમાં થઈને તું ચાલ.' આ પ્રમાણે સારથિને કહીને તેણે બ્રાહ્મણ દ્રોણાચાર્યના રથનો ત્યાગ કર્યો. તે જોઈ ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્ય અનેક બાણો ફેંકવા મંડ્યા અને તે જરા પણ પાછળ હઠ્યા વિના આગળ વધ્યે જતા મહાભાગ સાત્યકિની પાછળ પડ્યા. હવે સાત્યકિએ કર્ણના અતિમહાન સૈન્યને તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યું અને તે અપાર ભારતીસેનામાં પેસી ગયો. આમ જ્યારે સાત્યકિ ભારતીસેનામાં દાખલ થયો અને સૈનિકો આમતેમ નાસભાગ કરવા લાગ્યા, ત્યારે ક્રોધાયમાન થયેલા કૃતવર્માએ સાત્યકિને ઘેરી લીધો. ધસી આવેલા એ કૃતવર્માને વીર્યવાન સાત્યકિએ તુરતજ છ બાણોનો પ્રહાર કર્યો. વળી તેણે બીજાં ચાર બાણો મૂકીને તેના ચારેય ઘોડાઓને વીંધી નાખ્યા. પછી સાત્યકિએ નમેલી પૂંખવાળાં બીજાં સોળ બાણો મૂકીને કૃતવર્માને છાતીમાં વીંધી નાખ્યો. આમ હે મહારાજ! તીક્ષ્ણ અને તેજદાર એવાં ઘણાં બાણોથી પ્રહાર પામી રહેલો કૃતવર્મા તેને સહન કરી શક્યો નહિ. હે રાજન્! તેણે વાછરડાના દાંત સરખું તથા બળબળતા અગ્નિ સરખું એક સીધું જનારું બાણ સાંધ્યું અને ધનુષ્યને કાન સુધી ખેંચીને જોરથી તે સાત્યકિની છાતીમાં માર્યું. તે બાણે તેના કવચને તથા શરીરને ભેદી નાખ્યાં અને પૂંખ તથા પીછાં સાથે તે લોહીલોહાણ થઈને પૃથ્વીમાં પેસી ગયું. વળી ફરી પણ પરમ અસ્રને જાણનારા એ કૃતવર્માએ સંખ્યાબંધ બાણો છોડીને સાત્યકિનાં બાણો કાપી નાખ્યાં અને તેનું ધનુષ્ય પણ ભાંગી નાખ્યું; એટલું જ નહિ, તેણે પુનઃ ક્રોધ કરીને દશ તીક્ષ્ણ બાણો મૂક્યાં અને સત્યપરાક્રમવાળા તે સાત્યકિને છાતીમાં વીંધી નાખ્યો. ત્યારે શક્તિમાનોમાં શ્રેષ્ઠ એવા સાત્યકિએ પોતાના કપાયેલા ધનુષ્યને ફેંકી દીધું અને હાથમાં શક્તિ લઈને તેણે કૃતવર્માના જમણા બાહુમાં પ્રહાર કર્યો. પછી ઘણું મજબૂત એવું બીજું ધનુષ્ય હાથમાં લઈને તથા તેને કાન સુધી સંપૂર્ણ ખેંચીને સાત્યકિએ સેંકડો અને હજારો બાણો ઝટપટ છોડવા માંડ્યાં અને કૃતવર્માને ચારે બાજુથી રથ સહિત ઢાંકી દીધો.[૩૮-૫૫] હે રાજન્! એ પ્રમાણે કૃતવર્માને રણમાં છાઈ દઈ, સાત્યકિએ ભલ્લજાતિનું એક બીજું બાણ મૂક્યું અને તેના સારથિનું મસ્તક પણ કાપી નાખ્યું.[૫૬] એટલે મરણ પામેલો તે સારથિ કૃતવર્માના મહાન રથ પરથી નીચે ગબડી પડ્યો, એટલે ત્યાં તુરત સારથિ વિનાના થઈ પડેલા કૃતવર્માના ઘોડાઓ અત્યંત વેગથી નાસભાગ કરવા લાગ્યા. એ સમયે વીર કૃતવર્મા પણ લગાર ગભરાઈ ગયો, પણ પોતેજ ઘોડાઓને વશમાં રાખી હાથમાં ધનુષ્ય લઈ રણમાં ઊભો રહ્યો. તેનું એ પ્રમાણેનું પરાક્રમ જોઈને સર્વ સૈન્યો તેનાં વખાણ કરવા લાગ્યાં.[૫૭,૫૮] એક મુહૂર્તકાળમાં તેણે પોતાના

ઉત્તમ ઘોડાઓને શાંત કર્યા અને પોતે જ તેમને હાંકવા લાગ્યો. આમ નિર્ભય થઈને તે ઊલટો શત્રુઓને ભારે ભયકર્તા થઈ પડ્યો.[૫૯] પરંતુ એ ગાળામાં સાત્યકિ તો આગળ વધી ગયો હતો, એટલે તે કૃતવર્મા ભીમ સામે ધસી ગયો. હે રાજેંદ્ર! એ રીતે સાત્યકિ કૃતવર્માના સૈન્યમાંથી બહાર નીકળી ગયો.[૬૦] હવે તે એકદમ ઉતાવળો ઉતાવળો કાંબોજયોદ્ધાઓની મહાસેના તરફ પ્રયાણ કરી ગયો. ત્યાં અનેક શૂરા મહારથીઓએ તેને ઘેરી લીધો. તેથી હે રાજન્! સત્યપરાક્રમવાળો સાત્યકિ ત્યાંથી લગારે આગળ વધી શક્યો નહિ. આ તરફ દ્રોણાચાર્યે પોતાની ભાંગી પડેલી સેનાની હરોળને સાંધી દીધી અને તેના રક્ષણનો ભાર કૃતવર્મા પર મૂક્યો. પછી સાત્યકિ સામે યુદ્ધ કરવાની ઇચ્છાથી તે સજ્જ થઈને રણમાં દોડી આવ્યા. આમ દ્રોણાચાર્યને સાત્યકિની પાછળ દોડી ગયેલા જોઈને પાંડવસૈન્યના મોટા મોટા વીર યોદ્ધાઓ તેમને અટકાવવાને માટે હર્ષભેર દોડી ગયા. પણ હે રાજન્! ભીમ આદિ તે બધા યોદ્ધાઓ રથીશ્રેષ્ઠ કૃતવર્માની આગળ આવીને ઉત્સાહરહિત થઈ ગયા; કારણ કે વીર કૃતવર્માએ પરાક્રમ કરીને તે બધાને અટકાવી રાખ્યા હતા. સૈન્યમાં દાખલ થવાનો પ્રયત્ન કરતા તે સર્વ યોદ્ધાઓને કૃતવર્માએ અસંખ્ય બાણો છોડીને લગાર બેભાન જેવા કરી નાખ્યા અને તેમનાં વાહનો પણ શ્રમિત થઈ ગયાં.[૬૧-૬૬] એ રીતે રાજા ભોજે તેમને રણમાં આગળ વધતા અટકાવી દીધા, છતાં તેઓ કુલિનની જેમ મહાન યશની ઇચ્છા રાખીને, કૃતવર્માના સૈન્યમાં દાખલ થવાની આશાએ રણમાં ઊભા રહ્યા હતા.[૬૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'સાત્યકિનો રણપ્રવેશ' નામનો અધ્યાય ૧૧૩મો સમાપ્ત

# અધ્યાય ૧૧૪મો

## ધૃતરાષ્ટ્રના શોકોદ્ગારો અને કૃતવર્માનું પરાક્રમ

॥ धृतराष्ट्र उवाच ॥

**एवं बहुगुणं सैन्यं एवं प्रविचितं बलम् ।**
**व्यूढमेवं यथान्यायं एवं बहु च संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! આપણું સૈન્ય એ પ્રમાણે ઘણા ગુણોવાળું, યોદ્ધાઓની ઘણી ભરતીવાળું, ન્યાય પ્રમાણે વ્યૂહાકારે ગોઠવેલું અને સંખ્યામાં મોટું હતું.[૧] આપણે તેનું નિત્ય સારી રીતે સન્માન પણ કરતા હતા, તેથી તે સદા આપણી ઇચ્છાને અનુસરનારું રહેતું હતું. તે પ્રૌઢ હતું, અતિ અદ્ભુત આકારવાળું હતું અને પ્રથમથી જ તેનું પરાક્રમ દેખાઈ આવતું હતું.[૨] આપણા સૈન્યમાં કોઈ વૃદ્ધ ન હતો, તેમ કોઈ બાળક પણ ન હતો. તેમાં કોઈ અત્યંત કૃશ ન હતો, તેમ કોઈ અતિ પુષ્ટ પણ ન હતો. તેમાં તો સૌ અતિ ચપળ, સદાચારી અને લગભગ સરખી ઊંચાઈના હતા. તેમના અવયવો અતિ ગાઢ હતા અને બળવાન હતા તેમ જ તેઓ સર્વે નીરોગી હતા.[૩] એ સર્વ સૈનિકોનાં શરીરો કવચોથી ઢંકાયેલાં હતાં તથા સર્વની પાસે અનેક શસ્ત્રોની સજાવટ હતી. તેઓ બધા શસ્ત્રો ધારણ કરવાની અનેક વિદ્યામાં પ્રવીણ હતા.[૪] વાહનો પર ચઢવામાં, ઊતરવામાં, દોડાવવામાં, વચમાં વચમાં કૂદી કૂદીને પડવામાં, સારી રીતે પ્રહાર કરવામાં તથા અકસ્માત્ કોઈ સમયે ખસી જવામાં તેઓ અતિકુશળ હતા.[૫] હાથીઓ પરની સવારીમાં, અનેક જાતનાં અસ્ત્રોમાં તેમ જ રથોમાં તે સર્વની સારી રીતે પરીક્ષા કરી હતી અને પરીક્ષા કર્યા પછી જ બધાને યોગ્ય વેતન આપવામાં આવતાં હતાં.[૬] તે મારા સૈન્યમાં કોઈ યોદ્ધાને માત્ર તેની સાથેની વાતચીત ઉપરથી જ દાખલ કરવામાં

નહોતો આવતો; તેમ પ્રથમ કરેલા ઉપકાર તરફ લક્ષ્ય રાખીને લેવામાં આવ્યો ન હતો. તેમાં કોઈને માત્ર સંબંધને કારણે લેવામાં આવ્યો ન હતો. વળી બોલાવ્યા વિના કેવળ દૈવેચ્છાથી આવી મળેલા અથવા પગાર વિનાના કોઈ યોદ્ધાને સૈન્યમાં રાખવામાં આવ્યો ન હતો.[૭] અરે! મારા સૈન્યમાં તો સારા સારા કુળવાન માણસો હતા. તેઓ નિત્યપ્રસન્ન, તુષ્ટ અને ઉદ્ધતાઈ વિનાના હતા. તેઓ યશસ્વી, મનસ્વી તથા માન-સત્કાર પામેલા હતા.[૮] હે તાત! પુણ્યકર્મો કરવાવાળા તથા લોકપાલો જેવા અનેક મુખ્ય પ્રધાનોથી તથા બીજા કેટલાએક મહાન પુરુષોથી તે સૈન્ય રક્ષાયેલું હતું.[૯] વળી એ સિવાય આપણું નિત્ય પ્રિય કરવા ઇચ્છતા બીજા કેટલાએક રાજાઓ સ્વેચ્છાએજ આપણને આવી મળ્યા હતા. તેઓ પોતાનાં પાયદળ, અનુચરો અને મોટાં મોટાં સૈન્યોને સાથે લાવ્યા હતા. મારું સૈન્ય તે રાજાઓના રક્ષણ હેઠળ રહ્યું હતું. તે મહાસૈન્ય ચોતરફથી આવી મળેલી નદીઓ વડે પૂર્ણ થયેલા મહાસાગર જેવું હતું અને પાંખો વિનાના છતાં પક્ષી સમાન ગતિ કરી શકનારા રથો તથા ઘોડાઓથી વ્યાપેલું હતું.[૧૦,૧૧] વળી તે મહાસૈન્ય ગંડસ્થળમાંથી મદઝરતા મહોન્મત્ત હાથીઓથી ચારે બાજુ વીંટાયેલું હતું. આવું મારું સૈન્ય પણ જો માર્યું ગયું, તો તેમાં ભાગ્ય વિના બીજું શું સમજવું? અરે! મારો સૈન્યરૂપ મહાસાગર યોદ્ધાઓરૂપી અક્ષય જળથી ભરપૂર હતો અને તેમાં વાહનોરૂપી ભયંકર તરંગમાળાઓ હતી. યંત્રો, તલવારો, ગદાઓ, શક્તિઓ, બાણો તથા ભાલાંઓરૂપ માછલાંઓથી તે ભરચક હતો.[૧૨,૧૩] ધજાઓ અને અલંકારોથી વ્યાપ્ત હોઈને તે રત્નોરૂપી પથ્થરોથી છવાયેલો હતો. આમતેમ દોડાદોડ કરતાં વાહનોને લીધે તે જાણે વાયુના વેગથી હાલી રહ્યો હતો.[૧૪] હે સંજય! દ્રોણાચાર્યરૂપ ગંભીર પાતાળવાળો, કૃતવર્મારૂપ મોટા ધરાવાળો, જલસંધરૂપ મોટા ગ્રૂડવાળો અને કર્ણરૂપ ચંદ્રના ઉદયથી ઊછળી રહેલો તે સૈન્યસાગર પણ પાંડવશ્રેષ્ઠ અર્જુનના બળથી ડહોળાઈ ભાંગી ગયો અને સાત્યકિ એક રથની મદદ લઈને જ તેમાંથી પસાર થઈ ગયો. આથી હે સંજય! મને લાગે છે કે, મારા સૈન્યનો એક પણ યોદ્ધો હવે બાકી રહેશે નહિ; કારણ કે અર્જુન જેવો અતિરથી તથા સાત્યકિ જેવો મહારથી તેમાં દાખલ થયેલ છે.[૧૫-૧૭] અતિ બળવાન એવા તેઓ બન્નેને, સૈન્યને ઉલ્લંઘીને આવેલા જોઈને તથા સિંધુરાજાને ગાંડીવધનુષ્યના બાણનું લક્ષ્ય થયેલો જોઈને, કાળથી પ્રેરાયેલા કૌરવોએ તે સમયને યોગ્ય એવું કયું કૃત્ય કર્યું હતું? અતિ ભયંકર એવા તે અકાળ સમયે તેમણે કયો ઉપાય સ્વીકાર્યો હતો?[૧૮,૧૯] હે તાત! હું માનું છું કે કૌરવો બધા મોતના પંજામાં જ પડ્યા હશે; કારણ કે તેઓમાંના કોઈ પણ તેવું પરાક્રમ દેખાતું નથી.[૨૦] હે સંજય! શ્રીકૃષ્ણ અને અર્જુન પોતે તદ્દન અક્ષત રહીને આપણા એ સૈન્યમાં પેસી ગયા, તેથી જણાય જ છે કે, તેમને અટકાવનારો એક પણ વીર તે સૈન્યમાં ન હતો.[૨૧] વળી મારા સૈન્યમાં અનેક યોદ્ધાઓને પરીક્ષા કરીને જ દાખલ કરેલા હતા. યથાયોગ્ય પગાર આપીને તથા પ્રિય વચનો કહી કહીને તેમનો સારી રીતે સત્કાર કર્યો હતો.[૨૨] હે તાત! મારા સૈન્યમાં જેનો સત્કાર કરવામાં ન આવ્યો હોય તથા જેને કર્મ પ્રમાણે યોગ્ય પગાર આપવામાં ન આવતો હોય, તેવો એક પણ યોદ્ધો ન હતો.[૨૩] વળી હે તાત! તેમાં એક પણ એવો યોદ્ધો ન હતો કે, જેને અલ્પ દાન આપવામાં આવ્યું હોય, અલ્પ પગાર આપવામાં આવ્યો હોય અથવા તદ્દન

પગાર જ ન આપ્યો હોય![24] હે તાત! મેં પોતે જ સર્વ યોદ્ધાઓનો દાન, માન તથા આસન આદિ વડે યથાશક્તિ સત્કાર કર્યો છે. અરે! મારા પુત્રોએ, જ્ઞાતિજનોએ તથા બાંધવોએ પણ તેમનો યોગ્ય સત્કાર કર્યો છે.[25] આવા મારા યોદ્ધાઓને પણ અર્જુને રણમાં આવતાંવેંત જ હરાવ્યા છે, તેમ જ સાત્યકિએ પણ તેમને વિખેરી નાખ્યા છે, તો તેમાં ભાગ્ય વિના બીજું કયું કારણ હોઈ શકે?[26] હે સંજય! જેનું સંગ્રામમાં રક્ષણ કરવાનું હોય છે તથા જેઓ તેના રક્ષણ કરનારા હોય છે, તે રક્ષ્ય અને રક્ષક બન્નેની ગતિ એક જ હોય છે.[27] એ યુદ્ધમાં અર્જુનને સિંધુરાજની આગળ આવીને ઊભેલો જોઈને, મારા મૂઢ પુત્રે ત્યારે કયું કર્તવ્યકર્મ કર્યું હતું?[28] સાત્યકિને નિર્ભયની પેઠે રણમાં પ્રવેશ કરતો જોઈને દુર્યોધને કયું કૃત્ય સમયોચિત માન્યું હતું?[29] સર્વ શસ્ત્રોનું ઉલ્લંઘન કરનારા રથીશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ તથા અર્જુનને સૈન્યમાં દાખલ થયેલા જોઈને મારા પુત્રોએ કઈ ધારણા ધારણ કરી હતી?[30] હું તો માનું છું કે, અર્જુનના કાર્ય માટે રણમાં આવી ઊભેલા યાદવવંશી શ્રીકૃષ્ણને તથા શિનિશ્રેષ્ઠ સાત્યકિને જોઈને મારા પુત્રો શોક કરતાં હશે.[31] મને તો લાગે છે કે, સાત્યકિ તથા અર્જુન સેનાને વહી ગયા, તે જોઈને તથા કૌરવોને નાસી જવામાં તત્પર થયેલા જોઈને મારા પુત્રો શોક કરતા હશે.[32] હું માનું છું કે, શત્રુઓને જીતવામાં નિરુત્સાહ બનેલા અને પલાયન કરવામાં ઉત્સાહવાળા પોતાના રથીયોદ્ધાઓને નાસભાગ કરતા જોઈને મારા પુત્રો શોક કરતા હશે.[33] મને તો લાગે છે કે, સાત્યકિ તથા અર્જુને શૂન્ય કરી નાખેલી રથોની બેઠકોને જોઈને તથા ઘણા યોદ્ધાઓને હણાયેલા જોઈને મારા પુત્રો શોક જ કરતા હશે.[34] હું માનું છું કે, તે રણમાં ઘોડા, હાથી અને રથ વિનાના થઈ રહેલા હજારો યોદ્ધાઓને આમતેમ દોડાદોડ કરતા જોઈને મારા પુત્રો શોક કરતા હશે![35] અર્જુનનાં બાણોથી ઘવાઈને નાસભાગ કરતા હાથીઓને ત્યાં પડતા તથા પડેલા જોઈને મારા પુત્રો શોક કરતા હશે, એમ મને લાગે છે.[36] તે રણમાં સાત્યકિ અને અર્જુને ઘોડાઓને સવાર વિનાના કરી નાખ્યા અને રથીઓને રથ વિનાના કરી નાખ્યા. એ જોઈને મારા પુત્રો શોક કરતા હશે, એમ હું માનું છું.[37] હું માનું છું કે, આમતેમ નાસભાગ કરતા સંખ્યાબંધ ઘોડાઓને સાત્યકિ તથા અર્જુને રણમાં મારી નાખ્યા, તે જોઈને મારા પુત્રો શોક કરતા હશે![38] એ રણમાં સર્વ તરફ નાસભાગ કરતાં પાયદળોનાં ટોળાંઓને જોઈને વિજયમાં નિરાશ થયેલા મારા પુત્રો શોક કરતા હશે, એમ હું માનું છું.[39] કોઈનાથી જીત્યા જિતાય નહિ તેવા વીર અર્જુન તથા સાત્યકિને એક ક્ષણવારમાં દ્રોણાચાર્યના સૈન્યને ઓળંગીને આવેલા જોઈને મારા પુત્રો શોક કરતા હશે, એમ મને લાગે છે.[40] હે તાત! શ્રીકૃષ્ણ અને અર્જુન સાત્યકિની સાથે મારા સૈન્યમાં પેઠા છે, એ સાંભળતાં જ હું મૂઢ બની ગયો છું.[41] શિનિશ્રેષ્ઠ મહારથી સાત્યકિ જ્યારે કૃતવર્માના સૈન્યને ઉલ્લંઘીને સૈન્યમાં દાખલ થયો, ત્યારે કૌરવોએ શું કર્યું?[42] હે સંજય! પેલી તરફથી દ્રોણાચાર્યે પાંડવોને આગળ વધતા અટકાવ્યા હતા ત્યારે ત્યાં કેવું યુદ્ધ થયું હતું, તે તું મને કહે.[43] દ્રોણાચાર્ય સર્વ ધનુર્ધરોમાં શ્રેષ્ઠ છે, બળવાન છે, અસ્ત્રકુશળ છે અને યુદ્ધદુર્મદ છે; છતાં પાંચાલોએ એ મહાધનુર્ધરને રણમાં કેવી રીતે વીંધી નાખ્યા હતા! અર્જુનના વિજયની ઇચ્છા રાખીને દ્રોણાચાર્ય પર વેર બાંધનારા એ પાંચાલોએ તેમ જ તેમના ઉપર દૃઢ વેરવાળા મહારથી દ્રોણાચાર્યે

તે સમયે શું કર્યું હતું ? હે સંજય ! અર્જુને પણ સિંધુરાજનો વધ કરવા માટે જે કંઈ પરાક્રમ કર્યું હોય, તે બધું તું મને કહે. તું કથા કહેવામાં ઘણો કુશળ છે.[૪૪–૪૬]

સંજય બોલ્યો : હે ભરતશ્રેષ્ઠ! તમારા પોતાના જ અપરાધથી આ સંકટ આવ્યું છે; તો પછી એ સંકટને પામીને તમારે એક સામાન્ય મનુષ્યની પેઠે આમ શોક કરવો યોગ્ય નથી.[૪૭] વિદુર આદિ મહાબુદ્ધિમાન સુહૃદોએ તમને પહેલાં જ કહ્યું હતું કે, 'હે રાજન્! તમે પાંડવોનો ત્યાગ ન ન કરો.' છતાં તમે તે કાને ધર્યું જ નહિ.[૪૮] જે પુરુષ પોતાના હિતેચ્છુ સુહૃદોનાં વચનને સાંભળતો નથી, તે મહાન દુઃખ પામીને તમારી જેમ જ શોક કરે છે.[૪૯] હે રાજન્! પૂર્વે શ્રીકૃષ્ણે પાંડવ–કૌરવો વચ્ચે સલાહ કરવા માટે તમારી આગળ ઘણી ઘણી માગણી કરી હતી; પણ અંતે તો એ મહાયશસ્વી કૃષ્ણની મનઃકામના પૂર્ણ થઈ જ નહિ.[૫૦] પછી તમારી ગુણહીનતા, તમારા પુત્રો પરનો પક્ષપાત, ધર્મ સંબંધી દ્વિધાભાવ, પાંડવો પરનો તમારો મત્સર તથા તમારો પોતાનો પાંડવ પ્રતિનો કુટિલ અભિપ્રાય, એ બધું જાણી જઈને અને બિચારા પાંડવોના દુઃખના પ્રલાપો સાંભળીને સર્વ લોકનાં તત્ત્વને જાણનાર અને સર્વ લોકના ઈશ્વર એ ભગવાન વાસુદેવે કૌરવોનું આ મહાન યુદ્ધ ઊભું કર્યું છે.[૫૧–૫૩] હે માનદ ! તમે તમારા પોતાના અપરાધથી જ આ મહાન નાશને વહોરી લીધો છે.એટલે હવે દુર્યોધનનો દોષ કાઢવો તે તમને યોગ્ય નથી.[૫૪] હે ભારત! આદિ, મધ્ય કે અંતમાં તમારું કંઈ પણ પુણ્ય દેખાતું નથી; તમે જ આપણા પરાજયનું મૂળ છો.[૫૫] માટે હવે તો સ્વસ્થ થઈને તથા લોકના નિયત સ્વભાવને જાણીને, તમે દેવો તથા અસુરોના સરખું આ ઘોર યુદ્ધ કેવી રીતે ચાલ્યું તે સાંભળો. સત્ય પરાક્રમી સાત્યકિ જ્યારે તમારા સૈન્યમાં દાખલ થયો, ત્યારે ભીમસેન આદિ પાંડવો તમારી સેના પ્રત્યે ધસી ગયા.[૫૬,૫૭] ક્રોધાયમાન થઈને અનુચરો સહિત એકાએક ધસી આવતા તે પાંડવોને મહારથી કૃતવર્માએ એકલાએ જ રણમાં આગળ જતા અટકાવ્યા હતા.[૫૮] જેમ કિનારો ઊછળી રહેલા સમુદ્રને અટકાવી રાખે છે, તેમ કૃતવર્માએ પાંડવોના સૈન્યને યુદ્ધમાં અટકાવી રાખ્યું હતું.[૫૯] તે વેળા કૃતવર્માનું પરાક્રમ અમને આશ્ચર્યકારક જણાતું હતું; કારણ કે એકત્ર થયેલા પાંડવો પણ તેને એકલાને ઓળંગી શક્યા નહોતા.[૬૦] પછી મહાબાહુ ભીમસેને કૃતવર્માને ત્રણ બાણોથી વીંધી નાખ્યો અને પોતાનો શંખ વગાડી સર્વ પાંડવોને હર્ષ ઉપજાવ્યો.[૬૧] ત્યારે સહદેવે વીસ બાણોથી, ધર્મરાજાએ પાંચ બાણોથી અને નકુલે સો બાણોથી કૃતવર્માને વીંધી નાખ્યો.[૬૨] વળી દ્રૌપદીના પુત્રોએ તોંતેર બાણોથી, ઘટોત્કચે સાત બાણોથી અને ધૃષ્ટદ્યુમ્ને ત્રણ બાણોથી કૃતવર્મા પર પ્રહાર કર્યો.[૬૩] ત્યારે વિરાટ, દ્રુપદ અને શિખંડીએ પાંચ પાંચ બાણોનો કૃતવર્માને પ્રહાર કર્યો હતો. તેમાં શિખંડીએ તો જાણે હસતો હોય, તેમ બીજાં વીસ બાણોનો કૃતવર્માને પ્રહાર કર્યો. એટલે હે રાજન્! કૃતવર્માએ તે સર્વ મહારથીઓને પાંચ પાંચ બાણોથી વીંધી નાખ્યા અને ભીમસેનને સાત બાણોનો પ્રહાર કર્યો. વળી તેણે તેના ધનુષ્યને તથા ધ્વજને રથ પરથી નીચે તોડી પાડ્યાં.[૬૪–૬૬] હવે મહારથી કૃતવર્માએ કપાયેલા ધનુષ્યવાળા તે ભીમસેનને સપાટાબંધ તીક્ષ્ણ સિત્તેર બાણો મૂકીને ક્રોધપૂર્વક છાતીમાં વીંધી નાખ્યો.[૬૭] આમ કૃતવર્માનાં તીક્ષ્ણ બાણોથી ગાઢ વીંધાયેલો બળવાન ભીમસેન પૃથ્વીકંપ સમયે જેમ પર્વત ડગમગી જાય,

તેમ રથના મધ્યમાં ડગમગી ગયો.[૬૮] હે રાજન્! ભીમસેનને એ સ્થિતિમાં આવી પડેલો જોઈને ધર્મરાજ આદિ યોદ્ધાઓ પુષ્કળ બાણો છોડીને કૃતવર્માને પ્રહાર કરવા લાગ્યા.[૬૯] હે રાજા! યુદ્ધમાં ભીમસેનનું રક્ષણ કરવા માટે, તે બધાએ કૃતવર્માને મોટા રથસમુદાયથી કોઠાને આકારે ઘેરી લીધો અને હર્ષભેર બાણો મૂકી મૂકીને તેને વીંધવા જ માંડ્યો.[૭૦] હવે મહાબળવાન ભીમસેન સાવધ થયો અને તેણે સુવર્ણના દાંડાવાળી તદ્દન લોખંડની એવી એક શક્તિને હાથમાં લઈને તુરત કૃતવર્માના રથ સામે ફેંકી.[૭૧] ભીમસેનના હાથમાંથી સડસડાટ કરતી છૂટેલી અને કાંચળી વિનાના સર્પ જેવી દેખાતી તે અતિ દારુણ શક્તિ કૃતવર્માની સામે જતી પ્રકાશવા લાગી. પ્રલયકાળના અગ્નિની જેમ એકાએક ધસી આવતી એ શક્તિને કૃતવર્માએ બે બાણોના પ્રહારથી બે વિભાગમાં તોડી નાખી, એટલે હે રાજન્! છિન્નભિન્ન થયેલી સુવર્ણના ભૂષણવાળી તે શક્તિ આકાશમાંથી પડેલી બળબળતી ઉલ્કાની પેઠે દિશાઓને પ્રકાશિત કરતી પૃથ્વી પર આવી પડી. આ પ્રમાણે પોતાની શક્તિને તોડી પાડેલી જોઈને, ભીમસેનને ઘણો જ ક્રોધ ચઢ્યો. પછી ભીમસેને મહાન શબ્દ કરનારું તથા તીવ્ર વેગવાળું એક બીજું ધનુષ્ય ઉઠાવ્યું અને ક્રોધ કરીને કૃતવર્માને રણમાં ઘેરી લીધો. હે રાજન્! તમારા દુષ્ટ વિચારોના પરિણામે ભયંકર બળવાળા ભીમસેને ત્યાં કૃતવર્માની છાતીમાં પાંચ બાણોનો સખત પ્રહાર કર્યો.[૭૨-૭૭] હે રાજા! ભીમસેનના તે પ્રહારથી ભોજરાજનાં સર્વ અંગો ઘવાઈ ગયાં અને તે રણભૂમિના આંગણામાં પ્રફુલ્લિત થયેલું લાલ અશોકવૃક્ષ હોય, તેમ શોભવા લાગ્યો.[૭૮] પછી ક્રોધવશ થયેલા મહાન ધનુર્ધર કૃતવર્માએ હસતાં હસતાં ભીમસેનને ત્રણ બાણોનો પ્રહાર કર્યો અને સર્વ પાંડવ મહારથીઓને પણ યુદ્ધમાં ત્રણ ત્રણ બાણો મારીને વીંધી નાખ્યા. એથી તેમણે પણ સાત સાત બાણો મારીને કૃતવર્માને વીંધી નાખ્યો.[૭૯,૮૦] પછી યાદવવંશના મહારથી કૃતવર્માએ ક્રોધપૂર્વક એક ક્ષુરપ્રબાણ માર્યું અને હસતાં હસતાં શિખંડીના ધનુષ્યના ટુકડા કરી નાખ્યા.[૮૧] આમ ધનુષ્ય કપાઈ ગયું, એટલે શિખંડી કોપ્યો અને તેણે સત્વર સો ટપકાંવાળી પ્રકાશમાન ઢાલ તથા તલવાર હાથમાં લીધી.[૮૨] તેણે સુવર્ણથી શોભતી તે ઢાલને ચક્કર ચક્કર ઘુમાવી અને કૃતવર્માના રથ સામે તલવારનો ઝટકો માર્યો.[૮૩] હે રાજન્! તે મહાન તલવારે તરત જ કૃતવર્માના ધનુષ્યના બાણ સહિત ટુકડા કરી નાખ્યા. આમ હે રાજન્! તે આકાશમાંથી ખરેલા તારાની પેઠે પૃથ્વી ઉપર આવી પડી.[૮૪] એ જ અરસામાં સર્વ મહારથીઓ બીજું ધનુષ્ય લેવા ઉતાવળ કરતા કૃતવર્માને બાણો મૂકી મૂકીને અત્યંત વીંધવા લાગ્યા.[૮૫] હવે હે ભરતશ્રેષ્ઠ! શત્રુવીરોનો સંહાર કરનાર તે કૃતવર્માએ ભાંગેલા ધનુષ્યને ફેંકી દીધું અને બીજું મહાન ધનુષ્ય હાથમાં લીધું.[૮૬] તેણે સીધાં જનારાં ત્રણ ત્રણ બાણો વડે પાંડવોને યુદ્ધમાં વીંધી નાખ્યા અને શિખંડીને આઠ બાણો મારીને વીંધી નાખ્યો.[૮૭] ત્યાં મહાયશસ્વી શિખંડીએ પણ બીજું ધનુષ્ય લીધું અને કાચબાના નખ સમાન આકારવાળાં બાણો છોડી કૃતવર્માને ખાળી દીધો. ત્યારે હે રાજન્! ક્રોધાયમાન થયેલો હૃદિકપુત્ર કૃતવર્મા વેગપૂર્વક મહારથી શિખંડી સામે દોડ્યો.[૮૮,૮૯] હે રાજન્! એ શિખંડી યુદ્ધમાં મહાત્મા ભીષ્મના મૃત્યુનું કારણ બન્યો હતો. આમ વાઘ જેમ હાથી સામે ધસે, તેમ તે શિખંડી સામે ધસી જઈને શૂરવીર કૃતવર્માએ પોતાનું બળ દેખાડવા માંડ્યું.[૯૦]

પછી શત્રુઓનું દમન કરનારા તે બન્ને જણા દિશાઓના બે હાથીઓની પેઠે તથા બળબળતા બે અગ્નિની જેમ એકબીજાની સામે ચઢી ગયા.[૯૧] તેઓ પોતાનાં ઉત્તમ ધનુષ્યોને ધુણાવતા હતા, તેમાં બાણો સાંધતા હતા અને કિરણો છોડતા સૂર્યની જેમ તેઓ સેંકડો બાણો છોડતા હતા. તીક્ષ્ણ બાણોથી અન્યોન્યને તપાવી રહેલા તે બન્ને વીર મહારથીઓ રણમાં પ્રલયકાળના સૂર્ય સમાન શોભતા હતા.[૯૨,૯૩] એ સમયે કૃતવર્માએ મહારથી શિખંડીને પ્રથમ તોંતેર બાણોથી વીંધી નાખીને ફરી સાત બાણોથી ઘાયલ કર્યો હતો. એ બાણપ્રહારથી ગાઢ વીંધાયેલો શિખંડી વિહ્વળ થઈ ગયો અને રથની બેઠક પર બેસી ગયો. તેના હાથમાંથી ધનુષ્યબાણ છૂટી ગયાં અને તે મૂર્ચ્છાવશ થઈ ગયો.[૯૪,૯૫] હે પુરુષશ્રેષ્ઠ! એ રીતે શિખંડીને રણમાં બેભાન થયેલો જોઈને, તમારા પક્ષના યોદ્ધાઓ કૃતવર્માની પ્રશંસા કરવા લાગ્યા અને ઊંચે હવામાં વસ્ત્રો ઉડાડવા લાગ્યા.[૯૬] હવે શિખંડીને કૃતવર્માનાં બાણોથી પીડાયેલો જાણીને તેનો સારથિ ઉતાવળો ઉતાવળો એ મહારથીને રણમાંથી દૂર લઈ ગયો.[૯૭] આમ શિખંડીને રથની બેઠક પર વિહ્વળ થયેલો જોઈને પાંડવયોદ્ધાઓ સત્વર રથો લઈને કૃતવર્માને રણમાં ઘેરી વળ્યા.[૯૮] મહારથી કૃતવર્માએ તે સમયે અતિ અદ્ભુત પરાક્રમ કર્યું હતું; કારણ કે તેણે એકલાએ પાંડવોને સૈન્ય સહિત આગળ વધતા અટકાવી રાખ્યા હતા.[૯૯] વળી મહારથી કૃતવર્માએ પાંડવોને જીતી લઈને ચેદિઓ, પાંચાલો, સૃંજયો અને મહાવીર્યવાન કેકયોને પણ એ રણમાં હરાવ્યા હતા.[૧૦૦] કૃતવર્માએ એ યુદ્ધમાં પાંડવયોદ્ધાઓને એવા તો મારવા માંડ્યા કે, તેઓ આમતેમ દોડી રહ્યા અને તેમની જરાય ધીરજ રહી નહિ. આમ ભીમસેન આદિ પાંડવોને યુદ્ધમાં જીતી લઈને કૃતવર્મા ધુમાડા વિનાના અગ્નિની પેઠે રણમાં ઊભો રહ્યો.[૧૦૧,૧૦૨] કૃતવર્માએ પાંડવપક્ષના મહારથીઓને બાણોની વૃષ્ટિથી ગભરાવી મૂકીને હાંકી કાઢ્યા, એટલે તેઓ રણમાંથી તદ્દન વિમુખ જ થઈ ગયા.[૧૦૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'સાત્યકિનો પ્રવેશ અને કૃતવર્માનું પરાક્રમ' નામનો અધ્યાય ૧૧૪ મો સમાપ્ત

# अध्याय ११५ मो

## જલસંધનો વધ

॥ संजय उवाच ॥

शृण्वेकमना राजन् यन्मां त्वं परिपृच्छसि ।
द्राव्यमाणे बले तस्मिन् हार्दिक्येन महात्मना ॥१

સંજય બોલ્યો: હે રાજન્! તમે મને જે સંબંધમાં પ્રશ્ન કર્યો છે, તે તમે એકચિત્ત થઈને સાંભળો. મહાત્મા કૃતવર્માએ તે સૈન્યને જ્યારે હાંકી કાઢ્યું, ત્યારે તેનું મોં લજ્જાથી નીચું પડી ગયું અને તમારા પક્ષના યોદ્ધાઓ હર્ષમાં આવી ગયા. તે સમયે પાંડવયોદ્ધાઓ અગાધ સંકટમાં પડી ગયા હતા અને તેમાંથી પોતાનો ઉદ્ધાર કરવાની ઇચ્છા રાખતા હતા. હે રાજન્! કૃતવર્મારૂપ સમુદ્રમાં ડૂબી ગયેલા એ યોદ્ધાઓનો, બેટ સમાન થઈ ઉદ્ધાર કરનારો તે સાત્યકિ તમારા પક્ષના યોદ્ધાઓની ભયંકર કીકિયારીઓ સાંભળીને કૃતવર્મા સામે ચઢી ગયો.[૧-૩] ક્રોધ તથા અમર્ષથી યુક્ત થઈને તે પોતાના સારથિ પ્રત્યે કહેવા લાગ્યો: 'હે સારથિ! મારા ઉત્તમ રથને તું કૃતવર્માની સામે લઈ ચાલ. જો તો ખરો! ક્રોધાયમાન થઈને તે પાંડવોના સૈન્યમાં કેવો સંહાર કરી રહ્યો છે! હે સારથિ! એનો પરાજય કર્યા પછી હું અર્જુન પ્રત્યે જઈશ.[૪,૫] હે મહાબુદ્ધિમાન! સાત્યકિનું એ વચન સાંભળી તેનો સારથિ આંખના એક પલકારા જેટલા સમયમાં રથને કૃતવર્માની સામે લઈ ગયો.[૬] આમ સાત્યકિ-

ને પોતાની સામે આવેલો જોઈને અત્યંત ક્રોધાયમાન થયેલા કૃતવર્માએ તેને તીક્ષ્ણ બાણોથી વધાવ્યો, એટલે સાત્યકિ પણ કોપ્યો.[૭] એ શિનિપુત્રે એકદમ ભલ્લજાતિનું બાણ તથા બીજાં ચાર બાણો કૃતવર્મા સામે છોડ્યાં. તેમાંથી ભલ્લબાણે તેનું ધનુષ્ય કાપી નાખ્યું અને બીજાં ચાર બાણોએ તેના ચારેય ઘોડાઓને મારી નાખ્યા. વળી સાત્યકિએ કેટલાંએક તીક્ષ્ણ બાણો મૂકીને કૃતવર્માના પૃષ્ઠરક્ષકને તથા સારથિને પણ વીંધી નાખ્યા.[૮,૯] તે પછી કૃતવર્માને રથરહિત કરી નાખીને સત્યપરાક્રમી સાત્યકિએ નમેલાં પર્વવાળાં બાણો મૂકીને એની સેનાને પણ પીડિત કરી નાખી.[૧૦] પછી સાત્યકિનાં બાણોથી પીડાયેલી તે સેનામાં ભંગાણ પડ્યું અને સત્યપરાક્રમી સાત્યકિ સત્વર આગળ વધ્યો.[૧૧] હે મહારાજ! તે દ્રોણાચાર્યના સૈન્યરૂપ મહાસાગરને એ રીતે ઉલ્લંઘી ગયો. હે રાજન્! પછી વીર્યવાન સાત્યકિએ તમારાં સૈન્યોમાં જે પરાક્રમ કર્યું હતું, તે તમે સાંભળો.[૧૨] તે યુદ્ધમાં કૃતવર્માનો પરાજય કરીને હર્ષમાં આવી ગયેલા શૂરા સાત્યકિએ ધીમે રહીને પોતાના સારથિને કહ્યુ: 'હવે તું નિર્ભય થઈને આગળ ચાલ.'[૧૩] વળી તમારા સૈન્યને રથ, ઘોડા અને હાથીઓથી વ્યાપ્ત જોઈને તથા પાયદળોથી ભરપૂર જોઈને તે પુનઃ સારથિ પ્રત્યે કહેવા લાગ્યો:[૧૪] 'હે સૂત! દ્રોણાચાર્યની જમણી બાજુએ મેઘ સમાન શ્યામવર્ણનું આ જે હાથીસૈન્ય દેખાય છે અને જેના મોખરામાં રુક્મરથ ઊભો છે, એના સર્વે યોદ્ધાઓ રણમાં દુર્જય છે. દુર્યોધનની આજ્ઞાથી તેઓ મારી સામે યુદ્ધ કરવા માટે જ પોતાના પ્રાણોને ભોગે પણ ઊભા છે.[૧૫,૧૬] તેઓ સર્વે ત્રિગર્તોના મહાધનુર્ધર મહારથી રાજપુત્રો છે, પરાક્રમી યુદ્ધ કરનારા છે અને સુવર્ણની બનાવેલી ધજાઓવાળા છે એ વીરો મારી સામે યુદ્ધ કરવાની ઇચ્છાથી જ ગોઠવાઈને ઊભા છે. માટે હે સારથિ! તું આપણા ઘોડાઓને હાંક અને મને જલદી ત્યાં પહોંચાડી દે. હું આજે દ્રોણાચાર્યના દેખતાં ત્રિગર્તયોદ્ધાઓ સાથે યુદ્ધ કરીશ.' એટલે સારથિએ સાત્યકિના વિચારને અનુસરીને સૂર્ય સમાન પ્રભાવવાળો તથા ફરકતી પતાકાવાળો પોતાનો રથ ધીમે ધીમે આગળ હાંક્યો. હવે સારથિને તાબે રહેનારા વાયુ સમાન વેગવાળા તેમજ મોગરાનું પુષ્પ, ચંદ્ર તથા રૂપા સમાન પ્રભાવાળા તે સુંદર રવાલવાળા ઉત્તમ ઘોડાઓ તેના રથને રણમાં લઈ જવા લાગ્યા. એ રીતે યુદ્ધ કરવા ધસી આવતા એ સાત્યકિને જોઈને, કેટલાક શૂરા યોદ્ધાઓ શંખ સમાન વર્ણવાળા ઉત્તમ ઘોડાઓ પર બેસીને તેને ઘેરી વળ્યા. વળી ત્યાં ઝડપથી વીંધી નાખનારા કેટલાએક યોદ્ધાઓ અનેક જાતનાં તીક્ષ્ણ બાણો છોડી રહ્યા અને હાથીઓનું સૈન્ય લઈને તેને ચારેબાજુથી ઘેરી વળ્યા. પછી વર્ષાઋતુનો મહામેઘ જેમ પર્વતો પર વૃષ્ટિ કરે, તેમ સાત્યકિ તીક્ષ્ણ બાણો વડે હાથીઓનાં સૈન્ય સામે યુદ્ધ કરવા લાગ્યો.[૧૭-૨૩] જોતજોતામાં તો વીર સાત્યકિએ છોડેલાં વજ્ર સમાન તીક્ષ્ણ સ્પર્શવાળાં બાણોથી પીડા પામતા એ હાથીઓ રણનો ત્યાગ કરીને નાસભાગ કરવા લાગ્યા.[૨૪] હે રાજન્! ભાંગી ગયેલા દંતૂશળવાળા, લોહીલોહાણ થયેલા, છિન્નભિન્ન થયેલાં મસ્તકો તથા ગંડસ્થલોવાળા, તૂટી ગયેલા કાનવાળા, ફાટી ગયેલાં મુખવાળા, કપાઈ ગયેલી સૂંઢોવાળા, મહાવત અને પતાકાઓથી રહિત થયેલા, મર્મસ્થાનોમાં વીંધાયેલા, ભાંગી ગયેલા ઘંટાવાળા, કપાઈ ગયેલા ધ્વજવાળા, માર્યા ગયેલા સવારોવાળા અને પડી ગયેલી ઝૂલોવાળા, તે હાથીઓ સર્વ દિશાઓમાં નાસાનાસ કરવા લાગ્યા.[૨૫,૨૬]

નારાચ, વત્સદંત, ભલ્લ, અંજલિક, ક્ષુરપ્ર તથા અર્ધચંદ્રાકાર બાણોથી સાત્યકિએ ચીરી નાખેલા એ હાથીઓ મહામેઘ સમાન મોટી ગર્જનાઓ કરી કરીને અનેક જાતના શબ્દોની કિકિયારીઓ કરવા લાગ્યા અને લોહી, વિષ્ટા તથા મૂત્રને ઝરતા ઝરતા તેઓ નાસભાગ કરવા લાગ્યા.[૨૭,૨૮] ત્યાં કેટલાએક હાથીઓ ભમતા હતા અને કેટલાએક ઠેસો ખાતા હતા. ત્યારે વળી બીજા કેટલાએક પૃથ્વી પર પછડાતા હતા અને કેટલાએક મ્લાન થઈ ગયા હતા. એ પ્રમાણે સાત્યકિએ અગ્નિ અને સૂર્ય સમાન ચળકતાં બાણો મૂકીને તે હાથીસૈન્યને પીટી નાખ્યું, એટલે તે ચારે બાજુ પલાયન કરી ગયું. આમ જ્યારે હાથીઓના સૈન્યનો સંહાર થયો, ત્યારે મહાબળવાન શૂરો રાજા જલસંધ પોતાના હાથીને સાત્યકિના રથની સામે લઈ ગયો. તે જલસંધે સુવર્ણ સમાન પ્રકાશતું કવચ પહેર્યું હતું અને સુવર્ણના બાજુબંધોથી તે ઉજ્જ્વળ દેખાતો હતો. તેણે કુંડળ, મુકુટ તથા તલવાર ધારણ કર્યાં હતાં. તેને આખે શરીરે રક્ત ચંદન ચર્ચેલું હતું અને મસ્તક પર તેણે ઝળહળતી સુવર્ણમય માળા પહેરી હતી. વક્ષઃસ્થળ પર તેણે સુવર્ણમય પદક ધારણ કર્યું હતું અને ગળામાં તેણે ઝગમગતો હાર પહેર્યો હતો. હાથી પર રહીને તે સોને મઢેલું પોતાનું ધનુષ્ય ધુણાવતો હતો. હે મહારાજ! એ વેળા તે રાજા વીજળીવાળા મેઘની જેમ શોભતો હતો. આમ કિનારો જેમ સમુદ્રને અટકાવી રાખે, તેમ સાત્યકિએ એકાએક ધસી આવતા મગધરાજના તે ઉત્તમ હાથીને એકદમ અટકાવી રાખ્યો. આમ હે રાજન્! પોતાના હાથીને સાત્યકિનાં બાણોથી અટકીને ઊભો રહેલો જોઈને મહાબળવાન જલસંધ ક્રોધે ભરાયો. ત્યાં હે મહારાજ! ક્રોધાયમાન થયેલા તે રાજાએ રણના ભારને સહી શકે તેવાં બાણો છોડીને શિનિપુત્ર સાત્યકિના વક્ષઃસ્થળને વીંધી નાખ્યું. વળી બીજા એક પાણીદાર અને તીક્ષ્ણ ભલ્લબાણથી તેણે બાણો ફેંકી રહેલા તે સાત્યકિના ધનુષ્યને કાપી નાખ્યું; એટલું જ નહિ, પરંતુ હે ભારત! કપાયેલા ધનુષ્યવાળા એ સાત્યકિને વીર માગધરાજાએ હસતો હોય તેમ મુખ મલકાવીને બીજાં પાંચ તીક્ષ્ણ બાણો માર્યાં. મહાબાહુ વીર્યવાન સાત્યકિને એ રીતે જલસંધે ઘણાં બાણોથી વીંધી નાખ્યો હતો, છતાં તે લગારે ડગ્યો નહોતો, તે એક આશ્ચર્ય સરખું હતું. બળવાન સાત્યકિએ તો તેનાં આ બધાં બાણોને જરા પણ લેખામાં લીધાં નહિ અને તેણે લગારે ગભરાયા વિના બીજું ધનુષ્ય ઉઠાવ્યું તથા 'ઊભો રહેજે, ઊભો રહેજે' એમ કહેવા માંડ્યું. પછી મંદમંદ હસીને તેણે સાઠ બાણો મૂક્યાં અને જલસંધની વિશાળ છાતીને અત્યંત વીંધી નાખી. વળી એક તીક્ષ્ણ ક્ષુરપ્રબાણ વડે તેણે જલસંધના મહાન ધનુષ્યને મુષ્ટિપ્રદેશમાંથી કાપી નાખ્યું. પછી બીજાં ત્રણ બાણોથી તેણે તેને પોતાને પણ વીંધી નાખ્યો. હવે જલસંધે ભાંગી ગયેલા તે ધનુષ્યને બાણ સાથે ફેંકી દીધું અને સત્વર સાત્યકિ પ્રત્યે એક તોમર ફેંક્યું. હે રાજન્! તે તોમર સાત્યકિના જમણા હાથને ઘાયલ કરીને ફૂંફાડા મારતા ઘોર મહાસર્પની પેઠે પૃથ્વીમાં પેસી ગયું. આમ જ્યારે પોતાનો જમણો હાથ ઘાયલ થયો, ત્યારે સત્યપરાક્રમી સાત્યકિએ જલસંધને ત્રીસ તીક્ષ્ણ બાણોનો પ્રહાર કર્યો, એટલે મહાબળવાન જલસંધે સુવર્ણનાં સો ટપકાંવાળી અને બળદના ચામડાથી મઢેલી મોટી ઢાલ લીધી અને અત્યંત જોસભેર ઘુમાવીને એક તલવાર સાત્યકિ સામે ફેંકી. તે તલવાર સાત્યકિના ધનુષ્યને કાપી નાખીને પૃથ્વી પર આવી પડી અને પ્રત્યક્ષ ઊંબાડિયાંની

પેઠે ત્યાં શોભી રહી.[૨૯-૪૮] પછી સાત્યકિએ સર્વ શરીરને ચીરી નાખે તેવું, શાલવૃક્ષની મોટી શાખા જેવું અને ઇંદ્રના ધનુષ્ય સમાન શબ્દવાળું એક બીજું મોટું ધનુષ્ય હાથમાં લીધું. ક્રોધપૂર્વક તેનો ટંકાર કરીને તેણે એક બાણનો જલસંધને પ્રહાર કર્યો. ત્યાં તો બીજાં બે ક્ષુર (અસ્ત્રાના જેવાં) બાણો છોડીને સાત્યકિએ જાણે હસતાં હસતાં જલસંધના અલંકારોવાળા બન્ને બાહુઓને એકદમ કાપી નાખ્યા; એટલે ભૂંગળ જેવા તે બન્ને હાથો પાંચ મસ્તકોવાળા બે સર્પોની પેઠે તે મહાન હાથી પરથી પૃથ્વી પર પડી ગયા. પછી સાત્યકિએ એક ત્રીજું ક્ષુરજાતિનું બાણ મૂક્યું અને જલસંધના સુંદર દાઢોવાળા તથા સુંદર કુંડળોથી શણગારેલા મસ્તકને કાપી નાખ્યું. કપાઈ ગયેલા મસ્તક તથા બાહુઓવાળું જલસંધનું તે ભયંકર દેખાવવાળું ધડ જલસંધના હાથીઓને પણ લોહીથી નવડાવી રહ્યું હતું. હે પૃથ્વીનાથ! એ રીતે જલસંધનો રણમાં નાશ કરીને સાત્યકિએ સત્વર તેના હાથીની પીઠ પરથી અંબાડીને પણ ખસેડી પાડી. એટલે લોહીથી ખરડાયેલા શરીરવાળો, શરીર પર લટકી રહેલી અંબાડીને ખેંચી જતો અને સાત્યકિનાં બાણોથી પીડાયેલો જલસંધનો તે મહાન હાથી પોતાની સેનાને ખૂંદતો ખૂંદતો ઘોર ચીસ પાડીને રણમાંથી નાઠો. હે રાજન્! એ સમયે તમારા સૈન્યમાં મહાન હાહાકાર થઈ રહ્યો હતો.[૪૯-૫૭] યાદવશ્રેષ્ઠ સાત્યકિએ જલસંધને મારી નાખ્યો, તે જોઈને તમારા પક્ષના યોદ્ધાઓ રણમાંથી વિમુખ થઈને ચારે બાજુ નાસભાગ કરવા લાગ્યા.[૫૮] ત્યારે તેઓ સઘળા પલાયન કરવામાં જ ઉત્સાહવાળા થયા હતા અને શત્રુઓનો પરાજય કરવામાં તદ્દન ઉદાસ થઈ ગયા હતા. હે રાજન્! એ પછી સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્ય પોતાના વેગવાન ઘોડાઓને દોડાવીને મહારથી સાત્યકિ સામે ચડી આવ્યા. ત્યારે શિનિપુત્ર સાત્યકિને રણમાં આમ ઉદય પામી રહેલો જોઈને, બીજા કેટલાએક મહારથીઓ પણ ક્રોધપૂર્વક તે દ્રોણાચાર્ય સાથે જ સાત્યકિ સામા ચડી આવ્યા.[૫૯-૬૧] તે પછી હે રાજન્! કૌરવો તથા દ્રોણાચાર્ય અને સાત્યકિ વચ્ચે ત્યાં દેવો અને અસુરો વચ્ચેના જેવું ઘોર યુદ્ધ ચાલુ થયું.[૬૨]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'જલસંધનો વધ' નામનો અધ્યાય ૧૧૫મો સમાપ્ત

## अध्याय ११६ मो

### દુર્યોધનનો તથા કૃતવર્માનો પરાજય

॥ संजय उवाच ॥

ते किरंतः शरव्रातान् सर्वे यत्ताः प्रहारिणः ।
त्वरमाणा महाराज युयुधानमयोधयन् ॥ १ ॥

*સંજય બોલ્યો :* ત્યાં હે મહારાજ! અનેક બાણોને છોડી રહેલા તે સર્વ યોદ્ધાઓ બરાબર સજ્જ થઈને ઉતાવળા ઉતાવળા સાત્યકિની સામે યુદ્ધ કરવા લાગ્યા.[૧] તે સાત્યકિને દ્રોણાચાર્યે સિત્તોતેર તીક્ષ્ણ બાણોથી, દુર્મર્ષણે બાર બાણોથી, દુઃસહે દશ બાણોથી તથા વિકર્ણે કંકપક્ષીનાં પીછાંવાળાં તીક્ષ્ણ ત્રીસ બાણોથી જમણા પડખામાં તથા છાતીમાં વીંધી નાખ્યો. વળી હે રાજા! દુર્મુખે તેને દસ બાણોથી, દુઃશાસને તેને આઠ બાણોથી અને ચિત્રસેને તેને બે બાણોથી વીંધી નાખ્યો.[૨-૪] ત્યાં હે રાજન્! રાજા દુર્યોધને પણ મોટી બાણવૃષ્ટિ કરીને સાત્યકિને રણમાં મારી મારીને પીડ્યો હતો અને બીજા મહારથીઓ પણ તેના પર પ્રહાર કરવા લાગી પડ્યા હતા.[૫] એ રીતે જ્યારે તમારા મહારથી પુત્રો ચારે બાજુથી તેને પીડવા મંડી પડ્યા, ત્યારે સાત્યકિએ પણ સીધાં જનારાં બાણો મૂકીને તે બધાને જુદા જુદા

વીંધી નાખ્યા.[૬] તેણે દ્રોણાચાર્યને ત્રણ બાણોથી, દુઃસહને નવ બાણોથી, વિકર્ણને પચીસ બાણોથી, ચિત્રસેનને સાત બાણોથી, દુર્મર્ષણને બાર બાણોથી, વિવિંશતિને આઠ બાણોથી, સત્યવ્રતને નવ બાણોથી અને વિજયને દસ બાણોથી વીંધી નાખ્યા. તે પછી મહારથી સાત્યકિ સોનાની જડેલી કુંડલીઓવાળા ધનુષ્યને ધુણાવતો ધુણાવતો સત્વર તમારા મહારથી પુત્ર દુર્યોધન સામે ચઢી ગયો. તુરત જ તેણે સર્વ લોકના રાજા તથા સર્વ લોકના મહારથી એ દુર્યોધનને બાણો વડે તીવ્ર પ્રહાર કર્યો અને એમ તે બન્નેનું યુદ્ધ શરૂ થયું. ત્યાં તીક્ષ્ણ બાણોનું સંધાન કરીને અન્યોન્ય સામે બાણો છોડી રહેલા તે બન્ને મહારથીઓએ એકબીજાને રણમાં અદશ્ય કરી દીધા.[૭-૧૧] કુરુરાજ દુર્યોધનથી અત્યંત વીંધાઈ ગયેલો સાત્યકિ ત્યાં અત્યંત શોભી રહ્યો હતો અને ચંદનવૃક્ષ જેમ પોતાનામાંથી રસને ઝરે છે, તેમ તે પોતાના શરીરમાંથી લોહીને ઝરતો હતો.[૧૨] ત્યારે સાત્યકિનાં સંખ્યાબંધ બાણોથી વીંધાઈ ગયેલો તમારો પુત્ર પણ સુવર્ણમય મુકુટવાળો હોઈને ઊંચા કરેલા મોટા સ્તંભની જેમ શોભતો હતો.[૧૩] હે રાજન્! સાત્યકિએ ક્ષુરપ્રબાણ મૂકીને તે ધનુર્ધર કુરુરાજના ધનુષ્યને હસતાં હસતાં રણમાં કાપી નાખ્યું.[૧૪] પછી તેણે કપાયેલા ધનુષ્યવાળા એ દુર્યોધનરાજને અનેક બાણો વડે રણમાં ઢાંકી દીધો. એ રીતે શીઘ્ર કર્મ કરનારા પોતાના શત્રુનાં બાણોથી ઘવાયેલો રાજા દુર્યોધન શત્રુના એ વિજયને સહન કરી શક્યો નહિ. તુરત જ તેણે સોનાની પીઠવાળું બીજું અસહ્ય ધનુષ્ય હાથમાં લીધું અને સત્વર સો બાણોનું સંધાન કરીને સાત્યકિને વીંધી નાખ્યો. જ્યારે તમારા મહાન ધનુર્ધર અને બળવાન પુત્રે સાત્યકિને અત્યંત વીંધી નાખ્યો, ત્યારે તે ક્રોધવશ થઈ ગયો અને તમારા પુત્રને ખૂબ પીડવા લાગ્યો. એ રીતે રાજાને પીડાયેલો જોઈને તમારા મહારથી પુત્રો ત્યાં દોડી આવ્યા અને બળપૂર્વક બાણવૃષ્ટિ કરીને સાત્યકિને છાઈ દેવા લાગ્યા. આમ તમારા મહારથી પુત્રોની બાણવૃષ્ટિથી ઢંકાયેલા સાત્યકિએ પણ તે દરેકને પાંચ પાંચ બાણોથી વીંધી નાખ્યા અને તેમને બીજાં સાત સાત બાણોનો પ્રહાર કર્યો. વળી તેણે દુર્યોધનને એકદમ આઠ બાણો મારીને વીંધી નાખ્યો.[૧૫-૨૦] પછી હસતાં હસતાં તેણે શત્રુઓને ભય ઉપજાવનારા એના ધનુષ્યના પણ ટુકડા કરી નાખ્યા. અને મણિમય હાથીના ચિહ્નવાળી તેની ધજાને પણ બાણો વડે કાપી નાખી.[૨૧] એટલું જ નહિ, તેણે ચાર તીક્ષ્ણ બાણો મૂકીને તેના ચારેય ઘોડાઓને મારી નાખ્યા. વળી મહાયશસ્વી સાત્યકિએ એક ક્ષુરપ્રબાણથી તેના સારથિને પણ ગબડાવી પાડ્યો.[૨૨] એ જ ગાળામાં હર્ષમાં આવેલા તે સાત્યકિએ મહારથી કુરુરાજને મર્મને ભેદી નાખનારાં અનેક બાણો મૂકીને સારી પેઠે વધાવી લીધો.[૨૩] હે રાજન્! એ રીતે રણમાં તમારો પુત્ર દુર્યોધન સાત્યકિનાં ઉત્તમ બાણોનો માર ખાઈ રહ્યો, એટલે તે એકાએક ત્યાંથી નાઠો અને તરત ધનુર્ધર ચિત્રસેનના રથ પર કૂદીને બેસી ગયો. ત્યારે રાહુ જેમ આકાશમાં ચંદ્રનો ગ્રાસ કરે છે, તેમ સાત્યકિ સંગ્રામમાં રાજા દુર્યોધનનો ગ્રાસ કરી રહ્યો હતો, એ જોઈને લોકમાં હાહાકાર થઈ રહ્યો. તે હાહાકારના શબ્દને સાંભળીને, જે સ્થળે સમર્થ સાત્યકિ ઊભો હતો, તે સ્થળે મહારથી કૃતવર્મા એકાએક ધસી આવ્યો. આમ પોતાના ઉત્તમ ધનુષ્યને ધુણાવતો, ઘોડાઓને હાંક મારતો અને 'આગળ ચાલ, આગળ ચાલ,' એમ પોતાના સારથિને ટોકતો તે કૃતવર્મા સત્વર ત્યાં આવી પહોંચ્યો.[૨૪-૨૮] હે મહારાજ! વિકાસેલા

મુખવાળા કાળની જેમ ધસી આવતા એ કૃતવર્માને જોઈને સાત્યકિએ પોતાના સારથિને આ પ્રમાણે કહ્યું કે, 'બાણાવળી એવો આ કૃતવર્મા પોતાના રથને લઈને ત્વરાથી આ તરફ ધસી આવે છે, તો તું પણ આપણા રથને લઈને સર્વ ધનુર્ધરોમાં શ્રેષ્ઠ એ કૃતવર્માની સામે ચાલ.' હવે વેગવાળા ઘોડાઓ જોડેલા તથા શાસ્ત્રોક્ત વિધિએ તૈયાર કરેલા એ રથથી સાત્યકિ તત્કાળ ધનુર્ધરોના પ્રતિબિંબરૂપ ભોજરાજ કૃતવર્માની સામે રણમાં આવી પહોંચ્યો. તે પછી બળબળતા અગ્નિની પેઠે પરમ ક્રોધાયમાન થયેલા એ બન્ને નરવ્યાઘ્રો અતિ બળવાન બે વ્યાઘ્રોની જેમ એકબીજાની સામા ધસ્યા. તુરત કૃતવર્માએ છવ્વીસ બાણો મૂકીને સાત્યકિને પ્રહાર કર્યો અને બીજાં તીક્ષ્ણ બાણો વડે તેના સારથિને પણ માર માર્યો. વળી તેણે સાત્યકિના સારી રીતે કેળવાયેલા તથા સિંધુદેશમાં જન્મેલા ઘોડાઓને પણ ચાર પરમ તીક્ષ્ણ બાણોનો પ્રહાર કર્યો. ત્યાં સુવર્ણના ધ્વજદંડવાળા, સુવર્ણના બાજુબંધવાળા તથા સુવર્ણ સમાન પ્રકાશિત કવચવાળા તે કૃતવર્માએ સુવર્ણથી મઢેલી પીઠવાળા પોતાના મહાન ધનુષ્યનો ટંકાર કર્યો અને સુવર્ણની પૂંખવાળાં ઘણાં બાણો છોડીને તે સાત્યકિને અટકાવી રાખ્યો. પછી અર્જુનને મળવા ઇચ્છતા એ સાત્યકિએ પણ કૃતવર્મા સામે એકદમ એંશી બાણો છોડ્યાં. એ બાણોના પ્રહારથી શત્રુતાપન કૃતવર્મા અત્યંત વીંધાઈ ગયો અને પૃથ્વીકંપ સમયે જેમ પર્વત કંપી જાય, તેમ તે કંપી ગયો. વળી સત્યપરાક્રમી સાત્યકિએ ત્રેસઠ તીક્ષ્ણ બાણોથી તેના ચારેય ઘોડાઓને વીંધી નાખ્યા, તેમ જ સાત બાણોથી તેના સારથિને પણ વીંધી નાખ્યો. ઉપરાંત સાત્યકિએ સુવર્ણની પૂંખવાળા એક બાણને ધનુષ્યમાં સાંધ્યું અને તેણે ક્રોધની મોટી જ્વાળાઓને છોડતા સર્પ જેવા તે બાણને કૃતવર્માની સામે ફેંક્યું. સાક્ષાત્ કાળદંડના જેવા તમતમતા બાણે કૃતવર્માના સુવર્ણ સમાન ઝળહળતા કવચને તોડી નાખીને તેને પણ ઘણો ઘાયલ કર્યો. પછી લોહીલોહાણ થઈને તે ઉગ્ર બાણ પૃથ્વીમાં પેસી ગયું.[૨૯-૪૦] એ રીતે સાત્યકિનાં બાણોથી વ્યાકુળ થયેલો તથા લોહીની ધારાઓને વહેતો તે કૃતવર્મા હાથમાંથી ધનુષ્યબાણ છોડી દઈને, પોતાના ઉત્તમ રથમાં મૂર્છાની સ્થિતિમાં આવી પડ્યો. સિંહ+ સમાન દાઢોવાળો તે પુરુષશ્રેષ્ઠ અમાપ પરાક્રમવાળો હતો, છતાં સાત્યકિનાં બાણોથી વિહ્વળ થઈને તે બે ઢીંચણભર પૃથ્વી પર પડ્યો હતો.[૪૧,૪૨] આમ અક્ષુબ્ધ સાગર જેવા તથા સાક્ષાત્ સહસ્રાર્જુન સમા તે કૃતવર્માને રણમાં હઠાવી દઈને સાત્યકિ આગળ વધ્યો.[૪૩] પૂર્વે ઇંદ્ર જેમ આસુરી સેનાને ઉલ્લંઘી ગયો હતો, તેમ સાત્યકિ પણ સર્વ સૈન્યોના દેખતાં કૌરવોની સેનાના મધ્યમાંથી પસાર થઈ ગયો હતો. તે સેના તો તલવારો, શક્તિઓ અને ધનુષ્યોથી વ્યાપ્ત હતી; હાથીઓ, રથો તથા ઘોડાઓથી ભરચક હતી; તેમ જ સેંકડો મોટા મોટા ક્ષત્રિયોએ તેમાં ઉગ્ર લોહીધારા ચલાવી દીધી હતી.[૪૪,૪૫] તે પછી બળવાન કૃતવર્મા મૂર્છામાંથી સાવધ થયો અને હાથમાં બીજું મોટું ધનુષ્ય લઈને રણસંગ્રામમાં પાંડવોને અટકાવતો ઊભો રહ્યો.[૪૬]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાતર્ગત જયદ્રથવધપર્વમા 'દુર્યોધન અને કૃતવર્માનો પરાજય' નામનો અધ્યાય ૧૧૬ મો સમાપ્ત

+ સિંહ સમાન દાઢોવાળા—સિંહદંષ્ટ્ર પુરુષનું લક્ષણ નીલકંઠે લખ્યું છે કે, –

दंष्ट्राश्चतस्रो यस्य सुदर्शनेभ्य समुच्छ्रिताः ।
सिंहदंष्ट्रः स गदितश्चतुर्दंष्ट्रश्च सूरिभिः ॥

જે પુરુષની આગળની ચાર દાઢો બીજા સર્વ દાંતોના કરતા ઊંચી હોય, તેને વિદ્વાનો સિંહદંષ્ટ્ર અથવા ચતુર્દંષ્ટ્ર કહે છે.

# अध्याय ११७मो
## સાત્યકિનું પરાક્રમ

॥ सञ्जय उवाच ॥

काल्पमानेषु सैन्येषु शैनेयेन ततस्ततः ।
भारद्वाजः शरव्रातैर्महद्भिः समवाकिरत् ॥ १ ॥

સંજય બોલ્યો : એ પ્રમાણે સાત્યકિએ કૌરવોનાં સૈન્યોને ચારેબાજુ નસાડવા માંડ્યાં, ત્યારે દ્રોણાચાર્ય મોટાં મોટાં અનેક બાણો મૂકીને તેને ઢાંકી દેવા લાગ્યા.[૧] તે વેળા સર્વ સૈન્યોના દેખતાં દ્રોણાચાર્ય તથા સાત્યકિ વચ્ચે બલિ તથા ઇંદ્રના જેવું તુમુલ યુદ્ધ થઈ રહ્યું હતું.[૨] એવામાં દ્રોણાચાર્યે સર્પ સમાન આકારનાં ત્રણ અદ્ભુત લોખંડી બાણોનો સાત્યકિના ભાલમાં પ્રહાર કર્યો.[૩] હે મહારાજ ! સીધી ગતિનાં તે બાણો સાત્યકિના લલાટમાં આવીને ખૂંચી ગયાં, તેથી તે જાણે ત્રણ શિખરવાળો એક પર્વત હોય તેમ શોભવા લાગ્યો.[૪] વળી લાગ દેખુ દ્રોણાચાર્યે ત્યાં સાત્યકિની સામે ઇંદ્રના વજ્રની જેમ શબ્દવાળાં બીજાં કેટલાંએક બાણો છોડવા માંડ્યાં.[૫] પરમ અસ્ત્રવેત્તા સાત્યકિએ પણ દ્રોણના ધનુષ્યમાંથી છૂટતાં તે સર્વ બાણોને સુંદર પૂંખવાળાં માત્ર બબ્બે બાણો મૂકીને કાપી નાખ્યાં.[૬] હે રાજા ! સાત્યકિની એ ચાલાકી જોઈને દ્રોણાચાર્ય હસ્યા અને તેમણે એકાએક ત્રીસ બાણોથી સાત્યકિને વીંધી નાખ્યો. વળી સાત્યકિની ચાલાકી કરતાં પણ પોતાની વિશેષ ચાલાકી દર્શાવતા તે આચાર્યે સાત્યકિને સત્વર બીજાં પચાસ તીક્ષ્ણ બાણોનો પ્રહાર કર્યો.[૭,૮] ત્યારે હે રાજા ! રાફડામાંથી જેમ ક્રોધાયમાન થયેલા સર્પો બહાર નીકળી આવે, તેમ દ્રોણાચાર્યના રથમાંથી શરીરને વીંધી નાખે તેવાં બાણો સડસડાટ કરતાં બહાર નીકળતાં હતાં.[૯] ત્યાં સાત્યકિએ પણ સેંકડો અને હજારો બાણો છોડવા માંડ્યાં હતાં. રુધિરનું ભોજન કરનારાં તે બાણો પણ દ્રોણના રથને ઢાંકી દેતાં હતાં.[૧૦] હે રાજા ! બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણાચાર્ય તથા સાત્યકિ એ બેમાંથી કોઈની ચપળતામાં તે સમયે કંઈ પણ વિશેષતા જણાતી ન હતી. તે બન્ને પુરુષશ્રેષ્ઠો લગભગ સમાન જ દેખાતા હતા. તે પછી અત્યંત ક્રોધાયમાન થયેલા સાત્યકિએ નમેલાં પર્વવાળાં નવ તીક્ષ્ણ બાણો મૂકીને દ્રોણાચાર્યને પ્રહાર કર્યો.[૧૧,૧૨] વળી બીજાં સો બાણો મૂકીને તેણે દ્રોણાચાર્યના દેખતાં તેના સારથિને વીંધી નાખ્યો. સાત્યકિની એ ઝડપ જોઈને મહારથી દ્રોણાચાર્યે સિત્તેર બાણો મૂકીને તેના સારથિને તથા ત્રણ ત્રણ બાણો મૂકીને તેના ઘોડાઓને વીંધી નાખ્યા. વળી એક બાણથી તેણે સાત્યકિના રથ પર રહેલી ધ્વજાને કાપી નાખી.[૧૩,૧૪] પછી તેણે સુવર્ણની પૂંખવાળા એક ભલ્લબાણથી મહાત્મા સાત્યકિના ધનુષ્યને પણ કાપી નાખ્યું.[૧૫] હવે ક્રોધાયમાન થયેલા મહારથી સાત્યકિએ પોતાના કપાયેલા ધનુષ્યને ફેંકી દીધું અને એક મોટી ગદા હાથમાં લઈને તે દ્રોણ સામે ફેંકી.[૧૬] પટ્ટા બાંધેલી તે લોખંડી ગદાને એકાએક પોતાની તરફ ધસી આવતી જોઈને દ્રોણાચાર્યે અનેક જાતનાં અનેક બાણો છોડી મૂક્યાં અને તે ગદાને વચમાંથી જ અટકાવી પાડી.[૧૭] એટલે સત્યપરાક્રમી સાત્યકિએ તત્કાળ બીજું ધનુષ્ય ઉઠાવ્યું અને પથ્થર પર ઘસીને તીક્ષ્ણ કરેલાં ઘણાં બાણો મૂકીને દ્રોણાચાર્યને વીંધી નાખ્યા.[૧૮] એ પ્રમાણે આચાર્યને યુદ્ધમાં વીંધીને સાત્યકિ સિંહનાદો કરવા લાગ્યો; પણ સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્ય તે સહન કરી શક્યા નહિ.[૧૯] તેમણે તદ્દન લોખંડની બનાવેલી અને સુવર્ણમય દાંડાવાળી એક મહાન શક્તિ ઉઠાવી અને તે એકસામટ સાત્યકિના રથ સામે ફેંકી.[૨૦] કાળ સમી તે શક્તિ

સાત્યકિ સુધી પહોંચી જ નહિ, પણ તેના રથમાં અથડાઈને દારુણ શબ્દ કરતી તે પૃથ્વી પર આવી પડી.[૨૧] પછી હે ભરતશ્રેષ્ઠ રાજન્! આચાર્યના જમણા હાથમાં પીડા કરવાના ઉદ્દેશથી શિનિપુત્ર સાત્યકિએ તેમને એક બાણનો પ્રહાર કર્યો.[૨૨] ત્યારે દ્રોણાચાર્યે પણ એક અર્ધચંદ્રાકાર બાણ મૂકીને સાત્યકિના મહાન ધનુષ્યના ટુકડા કરી નાખ્યા અને એક રથશક્તિથી તેના સારથિને પણ ઘાયલ કર્યો.[૨૩] આમ રથશક્તિનો પ્રહાર થતાં જ સારથિ મૂર્છાવશ થઈ ગયો અને રથના ઉપસ્થભાગનો ટેકો લઈને તે થોડી વાર બેસી રહ્યો.[૨૪] છતાં હે રાજન્! સાત્યકિએ તો મનુષ્યોથી ન બને તેવું કર્મ કરવા માંડ્યું. તે પોતે સારથિનું કામ કરતો ગયો, દ્રોણ સામે યુદ્ધ કરતો ગયો અને ઘોડાઓની લગામ પણ હાથમાં ઝાલી રહ્યો.[૨૫] તે પછી હે પૃથ્વીપતિ! મહારથી સાત્યકિએ હર્ષસૂચક ભયંકર સ્વરૂપ ધારણ કર્યું અને બ્રાહ્મણ દ્રોણાચાર્યને સો બાણો વડે યુદ્ધમાં વીંધી નાખ્યા.[૨૬] હે ભારત! દ્રોણાચાર્યે પણ તેને પાંચ ઘોર બાણોનો પ્રહાર કર્યો, તેથી તેનું કવચ તૂટી ગયું અને તે બાણો પણ લોહીમાં ભીંજાઈ ગયાં.[૨૭] આમ જ્યારે તે ઘોર બાણોથી સાત્યકિ વીંધાઈ ગયો, ત્યારે તેને ઘણો ક્રોધ ચઢ્યો. તે વીરે એકદમ દ્રોણાચાર્યના રથ સામે ઘણાં બાણો છોડી મૂક્યાં.[૨૮] તેમાંના એક બાણથી તેણે તે આચાર્યના સારથિને પૃથ્વી પર પટકી નાખ્યો. એટલે મરણ પામેલા સારથિવાળા તેમના ઘોડાઓને તેણે આમતેમ ચારે બાજુ હાંકી કાઢ્યા.[૨૯] હે રાજન્! આમ ઘોડાઓ ભડક્યા, તેથી દ્રોણાચાર્યનો રૂપેરી રથ રણમાં હજારો મંડળોને રચવા લાગ્યો અને સૂર્યની પેઠે પ્રકાશવા લાગ્યો.[૩૦] એ સમયે તમારા સૈન્યમાં 'ધસી જાઓ, દ્રોણાચાર્યના ઘોડાઓને પકડો, દોડો, દોડો!' એ પ્રમાણે સર્વ રાજાઓ તથા રાજપુત્રો બૂમાબૂમ કરી રહ્યા હતા.[૩૧] ત્યારે હે રાજન્! તે સર્વ મહારથીઓ સાત્યકિ સામેનું યુદ્ધ પડતું મૂકીને જે તરફ દ્રોણાચાર્ય ઘસડાઈ જતા હતા, તે તરફ એકાએક ધસી ગયા હતા.[૩૨] એ યુદ્ધમાં તે સર્વ મહારથીઓ સાત્યકિનાં બાણોથી પીડાઈને નાસભાગ કરતા હતા, તે જોઈને તમારું સૈન્ય ખળભળી ઊઠ્યું અને પુનઃ તેમાં ભંગાણ પડ્યું.[૩૩] દ્રોણાચાર્યના વાયુ સમાન વેગવાળા તથા સાત્યકિનાં બાણોથી પીડાયેલા ઘોડાઓ આચાર્યને લગભગ વ્યૂહના મુખ સુધી ઘસડી ગયા હતા, તેથી તે પણ વ્યૂહના દ્વારમાં જઈને જ ઊભા રહ્યા હતા.[૩૪] એ સમયે પાંડવો તથા પાંચાલોએ વ્યૂહને તોડી નાખ્યો હતો. એ જોઈને વીર્યવાન દ્રોણાચાર્ય વ્યૂહનું જ રક્ષણ કરવા લાગ્યા અને સાત્યકિ માટે તેમણે યત્ન કર્યો નહિ.[૩૫] પછી પાંડવો અને પાંચાલોને યુદ્ધમાં આગળ વધતા અટકાવી દઈને, ક્રોધરૂપ કાષ્ઠથી પ્રદીપ્ત થયેલો દ્રોણાચાર્યરૂપ અગ્નિ જાણે પ્રલયકાળે ઉદય પામેલા સૂર્યની પેઠે જગતને બાળી નાખતો હોય, તેમ રણમાં ઊભો રહ્યો હતો.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'સાત્યકિનું પરાક્રમ' નામનો અધ્યાય ૧૧૭મો સમાપ્ત

## अध्याय ११८मो

### સુદર્શનનો વધ

॥ सजय उवाच ॥

द्रोणं स जित्वा पुरुषप्रवीरस्तथैव हार्दिक्यमुखाँस्त्वदीयान् । प्रहस्य सूतं वचनं बभाषे शिनिप्रवीरः कुरुपुंगवाग्र्य ॥ १ ॥

સંજય બોલ્યો : હે કુરુશ્રેષ્ઠ રાજા! પુરુષોમાં વીર એવા તે સાત્યકિએ દ્રોણાચાર્યનો તથા કૃતવર્મા આદિ તમારા યોદ્ધાઓનો પરાજય કરીને

હસતાં હસતાં સારથિને આ વચન કહ્યું કે, 'હે સારથિ! કેશવ તથા અર્જુને શત્રુઓનો નાશ કરી નાખ્યો છે. આપણે જે આ નાશ કરી રહ્યા છીએ, તે તો કેવળ નિમિત્ત જ છે. આપણે તો પુરુષશ્રેષ્ઠ ઇંદ્રપુત્રે મારી નાખેલાઓને જ મારીએ છીએ.' એ પ્રમાણે પોતાના સારથિને કહીને, ધનુર્ધરોનો અગ્રેસર, શત્રુઓનો સંહાર કરનાર અને અતિ બળવાન એવો તે સાત્યકિ બાજપક્ષી જેમ માંસ પર તરાપ મારે, તેમ બાણોને છોડતો છોડતો રણમાં આગળ વધ્યો. ચંદ્ર અને શંખ સમાન ઉજ્જ્વળ વર્ણના ઘોડાઓ દ્વારા સૈન્યમાં પ્રવેશ કરીને આગળ જતા તે પુરુષવીરને અટકાવવા માટે કોઈ યોદ્ધો સમર્થ થયો નહિ. અરે! સૂર્યનાં કિરણો સમાન પ્રકાશતા તેના રથને પણ કોઈ અટકાવી શક્યો નહિ.[૧-૪] હે ભારત! વર્ષાકાળ પછી આકાશમાં ઝળકાટ કરતા સૂર્યને જેમ જોઈ શકાય નહિ, તેમ અસહ્ય પરાક્રમવાળા, અદીન વૈર્યવાળા અને ઇંદ્ર સમાન પ્રભાવાળા તે સાત્યકિને તમારા પક્ષની સર્વ ટુકડીઓ જોઈ શકી નહિ.[૫] એવામાં ક્રોધપૂર્ણ થયેલા, અતિ વિચિત્ર જાતનાં યુદ્ધ કરનારા અને સુવર્ણના કવચને ધારણ કરનારા ધનુર્ધર રાજા સુદર્શને રણમાં ધસી આવતા સાત્યકિને બળાત્કારે અટકાવ્યો.[૬] હે ભારત! બન્નેની વચ્ચે અતિદારુણ સંગ્રામ મચ્યો. પૂર્વે જેમ વૃત્રાસુર તથા ઇંદ્રના યુદ્ધની દેવગણોએ પ્રશંસા કરી હતી, તેમ તમારા પક્ષના સોમકયોદ્ધાઓ પણ તે યુદ્ધની પ્રશંસા કર્યા વિના રહ્યા નહિ.[૭] એ રણમાં સુદર્શને સેંકડો તીક્ષ્ણ બાણો મારીને યાદવશ્રેષ્ઠ સાત્યકિને વીંધી નાખ્યો. ત્યારે હે રાજન! સાત્યકિ પણ તેનાં બાણોને પોતાની પાસે આવ્યા પહેલાં જ વચમાંથી કાપી નાખતો હતો.[૮] તે જ પ્રમાણે ઇંદ્ર સમાન પરાક્રમવાળા સાત્યકિએ પણ સુદર્શન પર જે જે બાણો મૂક્યાં હતાં, તે બાણોના, શ્રેષ્ઠ રથ પર બેઠેલા તે સુદર્શને પણ બબ્બે ત્રણ ત્રણ ટુકડા કરી નાખ્યા.[૯] આમ સાત્યકિનાં બાણોના વેગથી પોતાનાં સર્વ બાણોને કપાઈ પડેલાં જોઈને સુદર્શન ક્રોધને લીધે જાણે બાળી નાખતો હોય તેમ, તીક્ષ્ણ તેજવાળો થઈ ગયો અને સુવર્ણથી અદ્ભુત એવાં બીજાં કેટલાંએક બાણોને છોડવા લાગ્યો.[૧૦] વળી સુદર્શને ધનુષ્યને કાન સુધી ખેંચીને છોડેલાં અગ્નિ સમાન વર્ણનાં સુંદર પૂંખવાળાં ત્રણ બાણો માર્યાં. તે બાણો સાત્યકિના કવચને તોડી નાખીને તેના શરીરમાં પેસી ગયાં.[૧૧] વળી રાજપુત્ર સુદર્શને ચાર બીજાં બળબળતાં અગ્નિ સરખાં બાણો સાંધ્યાં અને તે સાત્યકિના રૂપેરી રંગના ચાર ઘોડાઓને ઘણા જોસથી માર્યાં.[૧૨] એ રીતે સુદર્શને જ્યારે ઉપરાઉપરી બાણોનો મારો ચલાવ્યો, ત્યારે ઇંદ્ર સમાન પરાક્રમવાળા બળવાન સાત્યકિએ પણ અતિ તીક્ષ્ણ એવાં સંખ્યાબંધ બાણો છોડીને સુદર્શનના ઘોડાઓને મારી નાખ્યા અને એકદમ ગર્જના કરી મૂકી.[૧૩] વળી ઇંદ્રના વજ્ર જેવા ભલ્લજાતિના એક બાણથી સાત્યકિએ સુદર્શનના સારથિનું મસ્તક કાપી નાખ્યું. ત્યાં એ શિનિશ્રેષ્ઠે પ્રલયકાળના અગ્નિ સમાન ઝળહળતું અસ્રાના આકારનું બીજું બાણ મૂક્યું અને તેથી સુદર્શનના પૂર્ણચંદ્રની જેમ પ્રકાશી રહેલા તથા કુંડળવાળા ઝળહળતા મસ્તકને પણ તેણે તેના શરીરથી જુદું પાડી નાખ્યું. હે રાજન્! પૂર્વે દેવાસુર યુદ્ધપ્રસંગે વજ્રધર ઇંદ્રે અતિ બળવાન એવા બળદૈત્યનો જેમ નાશ કર્યો હતો, તેમ યાદવશ્રેષ્ઠ બળવાન સાત્યકિએ પણ રાજપુત્ર અને રાજપૌત્ર એવા તે સુદર્શનનો નાશ કર્યો હતો. આથી તે મહાત્મા પરમ હર્ષયુક્ત થઈને સાક્ષાત્ ઇંદ્ર હોય એમ

જ્યાં આપણા શત્રુઓની સેના ઊભી રહી છે, ત્યાં ચાલ. જે સ્થળે હાથમાં પહેરવાનાં મોજાંઓ ધારણ કરીને દુર્યોધન આદિ કવચધારીઓ અને ક્રૂર કર્મ કરવાવાળા તથા યુદ્ધદુર્મદ એવા આ કાંબોજ-યોદ્ધાઓ ઊભા છે, તે સ્થળે તું રથને હાંક. વળી જે સ્થળે ધનુષ્યબાણને ધારણ કરનારા અને તાકી-તાકીને પ્રહાર કરનારા આ મ્લેચ્છો, શકો, કિરાતો, દરદો, બર્બરો, તામ્રલિપ્તકો અને બીજા કેટલાએક મ્લેચ્છયોદ્ધાઓ અનેક જાતનાં આયુધો હાથમાં લઈને તથા હથેળીમાં પહેરવાનાં કવચો ધારણ કરીને તેમ જ દુર્યોધનને આગળ કરીને, મારી સામા યુદ્ધ કરવાની ઇચ્છાથી ઊભા છે, તે સ્થળે તું આપણા રથને હાંક.[૧૩–૧૬] રથ, હાથી, ઘોડા અને પાળાઓ સાથેના આ યોદ્ધાઓનો નાશ કરી નાખીને આપણે બીજા મહાઘોર એવા આ સૈન્યને તરી જ ગયા છીએ, એમ તું નિશ્ચય સમજજે.[૧૭]

સારથિ બોલ્યો : હે સત્યપરાક્રમી યદુવીર! જો કદાચ પરશુરામ જાતે તમારી આગળ આવીને ઊભા રહે, તોપણ મને લગારે ગભરાટ થાય નહિ.[૧૮] એટલું જ નહિ, હે મહાબાહુ! રથીઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને મદ્રરાજ શલ્ય પણ અહીં સામા આવી ઊભા રહે, તોપણ તમારા આશ્રયને લીધે મને ગભરાટ નહિ જ થાય.[૧૯] હે શત્રુનાશન! તમે પૂર્વે પણ યુદ્ધમાં અનેક ક્રૂર કર્મો કરવાવાળા, કવચધારી અને યુદ્ધ દુર્મદ એવા કાંબોજયોદ્ધાઓનો, ધનુષ્યબાણને ધારણ કરનારા તથા તીક્ષ્ણ પ્રહાર કરનારા યવનોનો, શકોનો, કિરાતોનો, દરદોનો, બર્બરોનો, તામ્ર-લિપ્તકોનો તેમ જ બીજા કેટલાએક અનેક જાતનાં હથિયારોને ધારણ કરનારા મ્લેચ્છોનો પરાજય કર્યો છે. તે સમયે પણ મને કોઈ જાતનો ગભરાટ થયો નથી.[૨૦–૨૨] તો પછી હે ધીર! ગાયના પગલા જેટલા ક્ષુદ્ર એવા આ યુદ્ધમાં આવીને મને શાનો ગભરાટ થાય? હે આયુષ્મન્! બોલો, હવે કયા માર્ગે હું તમને અર્જુન પાસે પહોંચાડું?[૨૩] હે યાદવવંશી! તમે આજે કોના પર ક્રોધાયમાન થયા છો? અરે! આજે કોનું મૃત્યુ આવી ઊભું છે? કોનું મન યમરાજની રાજધાની પ્રત્યે જવાને ઉત્કંઠિત બન્યું છે?[૨૪] હવે પછીના આજના યુદ્ધમાં પ્રલયકાળના યમરાજ જેવા, યુદ્ધમાં પરા-ક્રમ કરી રહેલા અને પરાક્રમસંપન્ન એવા તમને જોઈને કયા યોદ્ધાઓ નાસભાગ કરી મૂકશે? હે મહાબાહો! આજે યમરાજ કોનું સ્મરણ કરી રહ્યો છે?[૨૫]

સાત્યકિ બોલ્યો : ઇંદ્ર જેમ દાનવોનો સંહાર કરે, તેમ આજે હું આ મ્લેચ્છોનો સંહાર કરીશ. હું પ્રથમ કાંબોજયોદ્ધાઓનો સંહાર કરીને, મારી પ્રતિજ્ઞાને પૂરી કરીશ; માટે તું મને ત્યાં લઈ જા. આજે આ સર્વનો યુદ્ધમાં સંહાર કરીને હું મારા પ્રિય અર્જુન પાસે જઈશ.[૨૬,૨૭] હે સારથિ! આ મ્લેચ્છોનાં સૈન્યો-નો સંહાર થતાં, આજે દુર્યોધન સહિત બધા કૌરવો મારું પરાક્રમ જોશે. અરે! આજે હું સર્વ સૈન્યો-માં વારંવાર ઘૂમીને ત્રાસ વર્તાવી દઈશ.[૨૮] આજના યુદ્ધમાં મારે હાથે છિન્નભિન્ન થતાં કૌરવોનાં સૈન્યોની બૂમો સાંભળીને દુર્યોધન ઘણો સંતાપ કરશે.[૨૯] વળી આજે મારા ગુરુ શ્વેત-વાહન એવા મહાત્મા અર્જુનની પાસે અભ્યાસ કરેલી અસ્ત્રશિક્ષાને હું આચાર્ય દ્રોણ આગળ વ્યક્ત કરીશ.[૩૦] અવશ્ય આજે મારાં બાણોથી નાશ પામેલા હજારો મુખ્ય મુખ્ય યોદ્ધાઓને જોઈને રાજા દુર્યોધન પશ્ચાત્તાપ પામશે.[૩૧] હું આજે મારા ચપળ હાથે જ્યારે ઉત્તમોત્તમ બાણો ને છોડવા માંડીશ, ત્યારે કૌરવો ઉંબાડિયાં ની પેઠે ગોળાકાર ફરતા મારા ધનુષ્યને જોઈ રહેશે.[૩૨] ખરેખર આજે મારાં બાણોથી ભરાઈ

ગયેલાં શરીરોવાળા અને વારંવાર લોહીને ઝરતા પોતાના સૈનિકોનો નાશ જોઈને દુર્યોધન પશ્ચાત્તાપ કરશે.[33] હું જ્યારે ક્રોધાયમાન થઈને આજે સારા સારા યોદ્ધાઓને મારવા માંડીશ, ત્યારે દુર્યોધન આ જગતને બે અર્જુનોવાળું જ માની બેસશે.[34] આજે આ મહાન રણમાં મેં મારી નાખેલા હજારો રાજાઓને જોઈને રાજા દુર્યોધન સંતાપ કરશે.[35] હું આજે હજારો રાજાઓને મારી નાખીને આ સર્વ રાજાઓને બતાવી દઈશ કે, મહાત્મા પાંડવો પર મારી ભક્તિ અને સ્નેહ કેવાં છે.[36] ખરેખર આજે આ બધા કૌરવો મારા બળને, મારા પરાક્રમને અને મારી કૃતજ્ઞતાને જાણશે.'

સંજય બોલ્યો : સાત્યકિએ એ પ્રમાણે કહ્યું, એટલે તેના સારથિએ સારી રીતે કેળવાયેલા, સુંદર રવાલે ચાલનારા અને ચંદ્ર સમાન વર્ણવાળા તેના ઘોડાઓને શીઘ્ર આગળ હાંક્યા. જાણે આકાશને પી જતા હોય, તેમ તે પવન સમાન વેગવાળા ઉત્તમ ઘોડાઓ સાત્યકિને તત્કાળ યવનયોદ્ધાઓ પાસે લઈ ગયા. એટલે સેનાઓમાંથી કદી પાછા નહિ હઠનારા તે સાત્યકિને પોતાની સામે આવેલો જોઈને ઝડપદાર હાથવાળા તે અનેક યવનયોદ્ધાઓ બાણોની વૃષ્ટિ કરીને સાત્યકિને વીંધવા લાગ્યા. પણ હે રાજન્! વેગવાન સાત્યકિએ નમેલાં પર્વવાળાં અનેક બાણો મૂકીને તેમનાં બાણોને તથા અસ્ત્રોને વચમાંથી જ કાપી નાખ્યાં. આથી તે બાણો સાત્યકિ પાસે આવી જ શક્યાં નહિ. વળી સાત્યકિએ ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને, સોનાની પૂંખવાળાં, અત્યંત ધારવાળાં, ગીધપક્ષીનાં પીછાંવાળાં અને સડસડાટ જતાં બાણો મૂકીને યવનયોદ્ધાઓનાં મસ્તકો તથા ભુજાઓને કચાકચ કાપવા માંડ્યાં. તે સમયે તેનાં બાણો એટલાં બધાં જોસથી છૂટતાં હતાં કે, તેઓ શત્રુઓનાં લાલ લોખંડનાં બનાવેલાં તથા કાંસાનાં બનાવેલાં કવચોને તોડી નાખીને શરીરમાં સોંસરાં જઈને પૃથ્વીમાં ખૂંચી જતાં હતાં. એ રણમાં સાત્યકિએ મ્લેચ્છોને એવા તો મારવા માંડ્યા કે તેઓ સેંકડોની સંખ્યામાં પ્રાણરહિત થઈને રણભૂમિ પર પડવા લાગ્યા. ધનુષ્યને છેક કાન સુધી ખેંચીને અવિચ્છિન્ન રીતે સાંધેલાં સંખ્યાબંધ બાણોથી તે પાંચ, છ, સાત કે આઠ યવનોને એકસાથે વીંધી નાખતો હતો. હે પૃથ્વીપતિ! મરણ પામીને પડેલા હજારો કાંબોજો, શકો, શબરો, કિરાતો, ભીલો, તથા બર્બરોથી તે રણભૂમિ માંસ અને લોહીના કાદવથી ભરાઈ ગઈ હતી અને તેનું સ્વરૂપ મનને ગમે નહિ તેવું થઈ ગયું હતું. આમ તમારા સૈન્યનો સંહાર કરી નાખીને સાત્યકિએ રણભૂમિને તદ્દન અગમ્ય કરી નાખી. મસ્તક ટોપને ધારણ કરનારાં, કપાયેલા કેશવાળાં તથા લાંબી લાંબી દાઢીઓવાળાં યવનોનાં મસ્તકો જ્યાં ત્યાં પીંછાં વિનાનાં પક્ષીઓની પેઠે રઝળતાં હતાં. તેઓ બધાં સર્વાંગે લોહીથી ભરેલાં હતાં, તેથી તે રણભૂમિ શોભી રહી હતી.[37-48] લાલ રંગનાં વાદળાંથી વ્યાપ્ત થયેલા આકાશની પેઠે સમરાંગણનો સર્વ પ્રદેશ લોહીથી ખરડાયેલાં ધડોથી વ્યાપ્ત થઈ ગયો હતો. જ્યાં ત્યાં વજ્ર સમાન તીક્ષ્ણ સ્પર્શવાળાં તથા મજબૂત ગાંઠાવાળાં સીધી ગતિનાં બાણો જ દૃષ્ટિગોચર થતાં હતાં.[49] ખરેખર, સાત્યકિના હાથે મરણ પામેલા તે યવનોએ ભૂમિને તદ્દન ઢાંકી જ દીધી હતી. જે કોઈ થોડાઘણા બાકી રહ્યા હતા, તેઓ પણ લગભગ બેભાન જેવા થઈ જઈ પ્રાણસંકટમાં જ આવી પડ્યા હતા અને તેમનો યુદ્ધ કરવાનો ઉત્સાહ ભાંગી જ ગયો હતો.[50] હે મહારાજ! એ પ્રમાણે જ્યારે તે સર્વ કવચધારી મ્લેચ્છોને

સાત્યકિએ રણમાં જીતી લીધા, ત્યારે બાકીના બીજા બધા તો પગની પાનીઓથી તથા ચાબુકો-થી ઘોડાઓને દોડાવીને ભયને લીધે ચારેબાજુ વેગપૂર્વક નાસી ગયા. હે ભારત ! યુદ્ધમાં દુર્જય એવા તે કાંબોજસૈન્યને, યવનોના સૈન્યને અને શક લોકોના મહાન સૈન્યને આમ નસાડી પુરુષો-માં વ્યાઘ્ર સરખા અને સત્યપરાક્રમી તે સાત્યકિએ તમારા યોદ્ધાઓના સૈન્યના મધ્યભાગમાં પ્રવેશ કર્યો. ત્યાં કંઈ યોદ્ધાઓનો પરાજય કરીને 'હવે આગળ ચાલ' એમ તે પોતાના સારથિને કહેવા લાગ્યો. આ પ્રમાણે સાત્યકિના પૂર્વે કોઈએ નહિ કરેલા એવા તે અદ્દભુત પરાક્રમને રણમાં જોઈને ચારણો તથા ગંધર્વો તેની ઘણી પ્રશંસા કરતા હતા. હે પૃથ્વીનાથ ! અર્જુનના પૃષ્ઠરક્ષક તરીકે આગળ વધતા તે સાત્યકિને જોઈને, તે સમયે હર્ષિત થયેલા ચારણો તથા તમારા પક્ષ-ના યોદ્ધાઓ પણ તેની પ્રશંસા કરતા હતા.[૫૧–૫૫]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'યવનોનો પરાજય' નામનો અધ્યાય ૧૧૯મો સમાપ્ત

## अध्याय १२०मो
### દુર્યોધન નાઠો !

॥ संजय उवाच ॥

जित्वा यवनकांबोजान् युयुधानस्ततोऽर्जुनम् ।
जगाम तव सैन्यस्य मध्येन रथिनां वरः ॥ १ ॥

સંજય બોલ્યો : યવનોનો તથા કાંબોજો-નો એ રીતે પરાજય કરીને રથીશ્રેષ્ઠ સાત્યકિ તમારા સૈન્યની મધ્યમાં થઈને અર્જુન પાસે જવા લાગ્યો. જેમ કોઈ એક વાઘ મૃગને ત્રાસ પમાડે, તેમ સુંદર દાઢોવાળો તથા અદ્દભુત કવચ અને ધજાવાળો તે પુરુષવ્યાઘ્ર સાત્યકિ તમારા સૈન્યને ત્રાસ પમાડતો હતો.[૧,૨] રથ વડે અનેક માર્ગોમાં ઘૂમતો તે સાત્યકિ સુવર્ણની પીઠ-વાળું તથા સુવર્ણની ટીપકીઓથી ભરેલું પોતાનું મહાવેગવાન ધનુષ્ય ઘણા જોસથી ફેરવતો હતો. સુવર્ણના બાજુબંધવાળો, સુવર્ણના ટોપને ધારણ કરનારો, સુવર્ણના કવચથી ઢંકાયેલો અને સુવર્ણ-નાં ધનુષ્ય–ધ્વજવાળો તે શૂરો સાત્યકિ ત્યાં મેરુપર્વતના શિખર સમાન શોભતો હતો.[૩,૪] ધનુષ્યનાં મંડલવાળો તથા તેજરૂપ સૂર્યકિરણ-વાળો તે પુરુષસૂર્ય સાત્યકિ ત્યાં શરદઋતુમાં ઉદય પામેલા સૂર્યની પેઠે શોભતો હતો.[૫] વળી સાંઢ સમાન ખાંધ તથા પરાક્રમવાળો અને તેના જ જેવી આંખોવાળો તે પુરુષશ્રેષ્ઠ સાત્યકિ ગાયોના ટોળામાં શોભતા આખલાની જેમ, તમારા સૈનિકો-ની મધ્યમાં શોભતો હતો.[૬] એ સાત્યકિ જ્યારે તમારા સૈન્યમાં ઊભો હતો, ત્યારે તે હાથીઓ-ના ટોળામાં ઊભેલા મદઝરતા એક મહાન યૂથ-પતિ સરખો દેખાતો હતો. તેની ચાલ પણ એક મદમત્ત હાથી સરખી હતી.[૭] દ્રોણના સૈન્યને તે ઓળંગી આવ્યો હતો, કૃતવર્માના દુસ્તર સૈન્ય-ને તે તરી ગયો હતો, જલસંધરૂપ સમુદ્રમાંથી તે સોંસરવો પસાર થયો હતો, કાંબોજયોદ્ધાઓ-ની સેનાને તે પાર કરી આવ્યો હતો, કૃતવર્મા-રૂપ મગરમચ્છથી તે છૂટી આવ્યો હતો અને છેવટે કૌરવોના સૈન્યસાગરના મધ્યભાગમાં તે આવી પહોંચ્યો હતો. એ સમયે વાઘો જેમ કોઈ હાથી-ને મારવા ઇચ્છે, તેમ તમારા પુત્રો તે સાત્યકિને મારી નાખવાની ઇચ્છાથી આગળ ધસી આવ્યા અને ક્રોધાયમાન થઈને સાત્યકિના રથની આસ-પાસ વીંટાઈ ગયા. આમ દુર્યોધન, ચિત્રસેન, દુઃશાસન, વિવિંશતિ, શકુનિ, દુઃસહ, યુવાન દુર્ધર્ષણ, ક્રથ અને બીજા અનેક શસ્ત્રધારી અજિત શૂરાઓ અર્જુનની પાછળ જતા એ સાત્યકિ સામે ક્રોધપૂર્વક દોડી આવ્યા હતા. હે રાજા ! તે સમયે, પર્વને દિવસે વાયુના ઝપાટાથી ઊછળી રહેલા મહાસાગરની પેઠે તમારા સૈન્યમાં મહાન

શબ્દ થઈ રહ્યો હતો. એ પ્રમાણે પોતાની સામા ધસી આવતા તે સર્વ યોદ્ધાઓને જોઈને, શિનિપુંગવ વીર સાત્યકિએ પોતાના સારથિને હસતાં હસતાં કહ્યું : 'તું રથને ધીમેથી ચલાવ. આ દુર્યોધનનું સૈન્ય હાથી, ઘોડા, રથ અને પાળાઓવાળું હોઈને મારી સામે જ સત્વર ચડી આવે છે. હે સારથિ! જો તો ખરો! તે સૈન્યના સર્વ મહારથીઓ પોતાના રથોની ગર્જનાઓથી દિશાઓને ગજાવી મૂકે છે. તે પૃથ્વી, આકાશ અને સમુદ્રોને પણ કંપાવી મૂકે છે. છતાં હે સારથિ! આ સૈન્યરૂપ મહાસાગરને હું રણમાં આગળ વધતો અટકાવીશ.[૮–૧૬] કિનારો જેમ પૂર્ણિમાને દિવસે ઊછળી રહેલા મહાસાગરને ખાળી રાખે છે, તેમ હું આ સૈન્યને ખાળી રાખીશ. હે સારથિ! તું આ મહારણમાં મારું ઇંદ્રના સરખું પરાક્રમ જોજે. જોજે, આ સમયે હમણાં જ હું તીક્ષ્ણ બાણો મારીને સર્વને વીંધી નાખું છું તથા પાળા, ઘોડા, રથ અને હાથીઓને પ્રાણરહિત કરું છું. મારાં અગ્નિ સમાન પ્રદીપ્ત બાણોથી આજ હજારોનાં શરીરો વીંધાઈ જશે.' એ પ્રમાણે સાત્યકિ પોતાના સારથિને કહેતો હતો, તેવામાં તે બધા કૌરવસૈનિકો યુદ્ધ કરવાની ઇચ્છાથી સત્વર ત્યાં આવી પહોંચ્યા. 'મારો, મારો, દોડો દોડો, અલ્યા ઊભો રહેજે, જો આ રહ્યો તે!' આમ બૂમાબૂમ કરતા તે વીરોને સાત્યકિએ તીક્ષ્ણ બાણોથી પીડવા માંડ્યા. જોતજોતામાં તો તેણે ત્રણસો ઘોડાઓને તથા ચારસો હાથીઓને મારી નાખ્યા. આમ સાત્યકિ તથા તે સર્વ ધનુર્ધરો વચ્ચે દેવો તથા અસુરો વચ્ચેના રણ સરખો તુમુલ પ્રહાર ચાલુ થયો અને તેમાં મનુષ્યોનો ઘોર સંહાર થઈ રહ્યો હતો.[૧૭–૨૨] હે રાજા! મેઘોની ઘટા જેવા તમારા પુત્રના સૈન્ય સામે સાત્યકિ સર્પ સમાન તીક્ષ્ણ બાણો મૂકીને બરાબર ટક્કર ઝીલી રહ્યો હતો.[૨૩] હે મહારાજ! તે વીર્યવાન સાત્યકિ શત્રુઓનાં અનેક બાણોથી યુદ્ધમાં તદ્દન ઢંકાઈ ગયો હતો; છતાં જરા પણ ગભરાયા વિના તમારા ઘણા યોદ્ધાઓનો તે સંહાર કરી રહ્યો હતો.[૨૪] હે સમર્થ રાજેંદ્ર! તે સમયે હું અતિ મહાન આશ્ચર્ય તો એ જ જોઈ રહ્યો હતો કે સાત્યકિનું એક પણ બાણ નિષ્ફળ જતું ન હતું.[૨૫] રથ, હાથી અને ઘોડાઓથી ભરપૂર તથા પાળાઓરૂપ તરંગમાળાથી વ્યાપેલો તે સૈન્યમહાસાગર સાત્યકિરૂપ કિનારા પાસે આવીને થંભી ગયો હતો.[૨૬] સાત્યકિએ તે સૈન્યમાં ચોતરફથી બાણોનો એવો મારો ચલાવ્યો હતો કે, તેથી તેમાંના યોદ્ધાઓ, ઘોડાઓ અને હાથીઓ આકુળવ્યાકુળ થઈ ગયા હતા.[૨૭] સર્વ સૈનિકો ટાઢથી પીડાયેલી ગાયોની પેઠે જ્યાં ત્યાં ભમવા લાગ્યા. ત્યાં કોઈ પાળો, રથ, હાથી, ઘોડેસવાર કે ઘોડો સાત્યકિનાં બાણોથી ન વીંધાયો હોય તેવો મારા જોવામાં આવતો ન હતો. હે રાજા! ખરેખર, અર્જુને પણ તે સૈન્યમાં એવો સંહાર કર્યો ન હતો કે જેવો ત્યાં સાત્યકિએ કર્યો હતો! પુરુષશ્રેષ્ઠ સાત્યકિ અર્જુન કરતાં પણ વિશેષતાથી યુદ્ધ કરતો હતો. કેવળ નિર્ભય થઈને તે ઘણી ચાલાકીપૂર્વક પોતાની યુદ્ધકુશળતાને દર્શાવતો હતો. તેવામાં રાજા દુર્યોધને સાત્યકિને તથા તેના સારથિને ત્રણ બાણોનો પ્રહાર કર્યો અને બીજાં ચાર તીક્ષ્ણ બાણોથી તેના ચારેય ઘોડાઓને વીંધી નાખ્યા. વળી તેણે સાત્યકિને ત્રણ બાણો મારીને પુનઃ તેને આઠ બાણો માર્યાં.[૨૮–૩૨] પછી દુઃશાસને સાત્યકિને સોળ બાણોથી વીંધી નાખ્યો. હવે શકુનિએ પચીસ બાણોથી, ચિત્રસેને પાંચ બાણોથી તથા દુઃસહે પંદર બાણોથી સાત્યકિને છાતીમાં પ્રહાર કર્યો. હે મહારાજ! આટલાં બધાં બાણોનો પ્રહાર થયો હતો, છતાં સાત્યકિએ

મંદ મંદ હાસ્ય કરીને તે સર્વ શત્રુઓને ત્રણ ત્રણ અતિ તીક્ષ્ણ બાણોથી અત્યંત વીંધી નાખ્યા અને પોતે બાજપક્ષીની પેઠે રણમાં ઘૂમવા લાગ્યો વળી ઝડપદાર પગદમવાળા તે સાત્યકિએ શકુનિના ધનુષ્યને તથા હાથે પહેરેલાનાં મોજાને કાપી નાખ્યાં. પછી તેણે દુર્યોધનને ત્રણ બાણોથી છાતીમાં વીંધી નાખ્યો ત્યાં શિનિશ્રેષ્ઠ સાત્યકિએ ચિત્રસેનને સો બાણોથી, દુસ્સહને દસ બાણોથી અને દુઃશાસનને વીસ બાણોથી વીંધી નાખ્યા ત્યાં હે રાજા! તમારા સાળા શકુનિએ બીજું એક ધનુષ્ય લઈને સાત્યકિને આઠ બાણોનો પ્રથમ પ્રહાર કર્યો અને પાછાં બીજા પાંચ બાણોથી તેને વીંધી નાખ્યો. હે રાજન્! તેનામાં વળી દુઃશાસને દશ બાણોનો, દુસ્સહે ત્રણ બાણોનો અને દુર્મુખે બાર બાણોનો સાત્યકિને પ્રહાર કર્યો હે ભારત! દુર્યોધને સાત્યકિને તેતેર બાણોનો માર મારીને બીજા તીક્ષ્ણ ત્રણ બાણોથી તેના સારથિને પણ વીંધી નાખ્યો, છતાં સાત્યકિએ એકઠા થઈને પ્રયત્ન કરતા તે સર્વ શૂરા મહારથીઓને પાંચ પાંચ બાણોથી વીંધી નાખ્યા, એટલું જ નહિ, પણ તે રથીશ્રેષ્ઠ સાત્યકિએ એક ભલ્લ નામનું બાણ મૂકીને તમારા પુત્રના સારથિને રથ પરથી નીચે ઢાળી પાડ્યો હે રાજન્! એ રીતે જ્યારે સારથિ મરાયો, એટલે તુરત જ વાયુ સમાન વેગવાળા ઘોડાઓએ તમારા પુત્રના રથને રણમાંથી દૂર કર્યો ત્યાં તો હે પૃથ્વીપતિ! તમારા બીજા પુત્રો તથા બીજા સૈનિકો રાજા દુર્યોધનના રથને રણમાંથી નાસી જતો જોઈને સેંકડોની સંખ્યામાં ત્યાંથી પલાયન કરી ગયા આમ હે ભારત! તે સૈન્યને નાસતું જોઈને સાત્યકિ પથ્થર પર ઘસેલા તથા તીક્ષ્ણ એવા સુવર્ણની પૂંખવાળા બાણો છોડવા લાગ્યો આ પ્રમાણે હે રાજન્! તમારા હજારો સૈન્યોને નસાડી મૂકીને સાત્યકિ પોતે અર્જુનના રથ તરફ ચાલ્યો ગયો. બાણોને ગ્રહણ કરતા અને પોતાના સારથિનું તથા પોતાનું રક્ષણ કરતા તે શિનિશ્રેષ્ઠ વીર સાત્યકિનાં તમારા પક્ષના યોદ્ધાઓ પણ તે સમયે મુક્તકંઠે વખાણ કરતા હતા [૩૩-૪૮]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં દુર્યોધનનું પલાયન' નામનો અધ્યાય ૧૨૦મો સમાપ્ત

## अध्याय १२१मो
### સૈન્યની મધ્યમાં સાત્યકિ

॥ धृतराष्ट्र उवाच ॥

संप्रमृद्य महत्सैन्यं यांतं शैनेयमर्जुनम् ।
निर्ह्रीका मम ते पुत्राः किमकुर्वत संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો હે સંજય! મહાસૈન્યનો સંહાર કરીને અર્જુન પાસે જતા એ શિનિકુમાર સાત્યકિ સામે મારા બેશરમ પુત્રોએ પછીથી શું કર્યું હતું? [૧] આ સાત્યકિનું અર્જુન સરખું ચરિત્ર જોઈને, મરણ પામવાની ઇચ્છાવાળા મારા એ પુત્રોનું તે સમયે યુદ્ધમાં કેવી રીતે ધૈર્ય રહ્યું હતું? [૨] ત્યાં સૈન્યમાં ઊભેલા ક્ષત્રિયોએ તે વખતે શું કર્યું હતું? અને સૈન્યના મધ્યમાં પરાજય પામેલા તેઓ બધાએ પણ શું કર્યું હતું? મહાયશસ્વી સાત્યકિ યુદ્ધમાં એટલો બધો આગળ કેમ વધી આવ્યો હતો? [૩] ઓ સંજય! મારા પુત્રો જીવતા હતા, તે છતાં શિનિકુમાર સાત્યકિ કેવી રીતે યુદ્ધમાં આગળ ચાલી ગયો? આ તું મને કહે [૪] હે તાત! એકલો સાત્યકિ તે અનેક મહારથીઓ જોડે લડ્યો, તે અતિ આશ્ચર્યકારક વાત હું તારી પાસેથી સાંભળું છું [૫] અથવા મારા મંદભાગી પુત્રનું તો હવે અવળું જ થવા બેઠું છે, એમ હું માનું છું, કારણ કે એકલા સાત્યકિએ એ યુદ્ધમાં ઘણા મહારથીઓને મારી નાખ્યા હતા. [૬] હે સંજય! જો સૈન્ય ક્રોધાયમાન થયેલા એકલા સાત્યકિને પણ પહોંચી શક્યું નહિ, તે સૈન્ય સર્વ પાંડવોને તો ક્યાંથી જ પહોંચી વળવાનું છે? [૭]

જાતજાતનાં યુદ્ધો કરનાર યુદ્ધકુશળ દ્રોણાચાર્યને પણ રણમાં જીતીને, સિંહ જેમ પશુઓનો સંહાર કરે છે, તેમ તે મારા પુત્રોનો સંહાર કરશે.[૮] રણમાં સાવચ રહેલા કૃતવર્મા આદિ અનેક શૂરા યોદ્ધાઓ પણ જ્યારે પુરુષશ્રેષ્ઠ સાત્યકિને મારી શક્યા નહિ, ત્યારે તેમાં દુર્દૈવ સિવાય બીજું શું સમજવું? ખરેખર, આ રણભૂમિ પર મહાયશસ્વી શિનિકુમાર સાત્યકિએ જેવું યુદ્ધ કર્યું છે, તેવું યુદ્ધ તો અર્જુને પણ કર્યું નથી.[૯,૧૦]

સંજય બોલ્યોઃ હે રાજન્! તમારા દુષ્ટ વિચારોના પરિણામે તથા દુર્યોધને કરેલાં કર્મોનાં ફળ તરીકે આ જે યુદ્ધ ઊભું થયું છે, તે હવે તમે સાવધાન થઈને સાંભળો. હે ભારત! હું તમને તે બધું કહીશ.[૧૧] તે બધા સંશપ્તકયોદ્ધાઓ પણ તમારા પુત્રની આજ્ઞા થતાં યુદ્ધ કરવા માટે માંહોમાંહે પરમ ક્રૂર નિશ્ચય કરીને ત્યાં પુનઃ પાછા ફર્યા હતા.[૧૨] હે રાજેંદ્ર! જેમ પતંગિયાં અગ્નિ સામે ધસી જાય, તેમ દુર્યોધનની આગેવાની હેઠળ ત્રણ હજાર ઘોડેસવારો, શક, કાંબોજ, બાહ્લિક, યવન, પારદ, કુલિંદ, તંગણ, અંબષ્ઠ, પૈશાચ, બર્બર તથા પર્વતપ્રદેશમાં રહેનારા ભીલજાતિના યોદ્ધાઓ પથ્થરો હાથમાં લઈ લઈને ક્રોધપૂર્વક સાત્યકિ સામે ધસી ગયા. ત્યાં હે રાજન્! હાથમાં પથ્થરો લઈ લઈને યુદ્ધ કરનારા પર્વતવાસી પચાસ પચાસ યોદ્ધાઓ સાત્યકિ સામા જૂથબંધ દોડી ગયા. વળી એક હજાર રથો, સો મહારથીઓ, એક હજાર હાથીઓ અને બે હજાર ઘોડાઓને સાથે લઈને ઘણા મહારથીઓ તથા અસંખ્ય પાળાઓ અનેક પ્રકારની બાણવૃષ્ટિ છોડતા છોડતા સાત્યકિ સામા ધસી ગયા. ત્યાં હે ભારત! તમારો પુત્ર દુઃશાસન પણ 'આ સાત્યકિને મારી નાખો, મારી નાખો!' એમ તે સર્વને પ્રેરણા કરતો હતો અને સાત્યકિને ઘેરી વળ્યો હતો. તે સમયે અમે 'સાત્યકિનું' મહાઅદ્ભુત ચરિત્ર જોયું હતું.[૧૩-૧૯] કારણ કે તે એકલો જ શત્રુપક્ષના ઘણા યોદ્ધાઓ જોડે નિર્ભય થઈને યુદ્ધ કરતો હતો. તેણે રથીઓનાં સૈન્યોને, હાથીઓનાં સૈન્યોને, સવારોનાં સૈન્યોને તથા સર્વ લૂંટારુ જૂથોને ચારે બાજુથી મારવા માંડ્યાં હતાં. જોતજોતામાં ત્યાં પૈડાંઓ ભાંગી ગયાં, ઉત્તમ આયુધો છિન્નભિન્ન થઈ ગયાં, ધુંસરાંઓ તૂટી ગયાં, મોટીમોટી ઇષો તથા દાંડાઓ વેરવિખેર થઈ ગયા, હાથીઓ મરી ગયા. ધ્વજો ઢળી પડ્યા અને કવચો કચ્ચરઘાણ થઈ ગયા. હે રાજા! આથી તથા માળાઓથી, આભૂષણોથી, વસ્ત્રોથી તથા રથના નીચેના ભાગનાં લાકડાંઓથી તે રણભૂમિ છવાઈ ગઈ હતી. તેથી હે ભારત! તે રણભૂમિ ગ્રહોથી વ્યાપ્ત થયેલા આકાશની પેઠે ઢંકાઈ ગઈ હતી. ત્યાં હે ભારત! ઠેરઠેર મોટા પર્વતો સમાન સ્વરૂપવાળા મહાન હાથીઓ પડ્યા હતા.[૨૦-૨૪] હે ભારત! તેઓ અંજન, વામન, સુપ્રતીક, મહાપદ્મ તથા ઐરાવતના કુળમાં તેમજ બીજાં કેટલાંએક સારાં કુળમાં જન્મેલા હતા. હે રાજન્! તેઓ બધા મરણ પામીને રણભૂમિ પર શયન કરી ગયા હતા.[૨૫,૨૬] હે રાજન્! તે યુદ્ધમાં સાત્યકિએ વનાયુ, કાંબોજ તેમજ બાહ્લિક આદિ પ્રદેશોમાં જન્મેલા સારા સારા ઘોડાઓને મારી નાખ્યા હતા.[૨૭] વળી તે શિનિપુત્રે ત્યાં અનેક દેશોમાં જન્મેલા તથા અનેક જાતિના સેંકડો અને હજારો હાથીઓને પણ મારી નાખ્યા હતા. સાત્યકિએ જ્યારે એ રીતે તે સર્વ લૂંટારુ યોદ્ધાઓને હાંકી કાઢવા માંડ્યા, ત્યારે દુઃશાસન તેમને કહેવા લાગ્યોઃ 'હે અધર્મને જ સમજનારા યોદ્ધાઓ! પાછા ફરો, પાછા ફરો અને યુદ્ધ કરો. આમ નાસભાગ કરીને તમે શું કરવાના છો?' આમ છતાં તેમને અતિશય નાસાનાસી

કરતા જોઈને તમારા પુત્ર દુઃશાસને પથ્થરોથી યુદ્ધ કરનારા પર્વતવાસી શૂરવીરોને આ પ્રમાણે આજ્ઞા કરીઃ[૨૮-૩૦] 'તમે બધા પાષાણયુદ્ધમાં ઘણા કુશળ છો અને સાત્યકિ તે યુદ્ધને જાણતો નથી; તો યુદ્ધ કરવાની ઇચ્છાવાળા અને પાષાણયુદ્ધને નહિ જાણનારા એ સાત્યકિને તમે મારી નાખો.[૩૧] વળી સર્વ કૌરવો પણ પાષાણયુદ્ધમાં કુશળ નથી; માટે તમે ધસી જાઓ, ડરશો નહિ. સાત્યકિ તમને પહોંચી શકશે નહિ.'[૩૨] એટલે પાષાણોથી યુદ્ધ કરનારા તે સર્વ પર્વતવાસી રાજાઓ, મંત્રીઓ જેમ રાજા સામે ચઢી જાય, તેમ સાત્યકિ સામા ચઢી ગયા. હવે હાથીનાં મસ્તકો જેવા મોટા મોટા પથ્થરોને હાથમાં ઊંચા કરીને, તે પર્વતવાસીઓ સાત્યકિની આગળ યુદ્ધ કરવા આવી ઊભા. વળી તમારા પુત્રની પ્રેરણા થતાં બીજા કેટલાએક ભીલો પણ સાત્યકિનો વધ કરવાની ઇચ્છાથી હાથમાં ગોફણો લઈ લઈને સર્વ દિશાઓને રૂંધી વળ્યા.[૩૩-૩૫] આમ શિલાયુદ્ધ કરવાની ઇચ્છાથી જ્યાં તેઓ ધસી આવતા હતા, ત્યાં તો સાત્યકિએ તાકી તાકીને તીક્ષ્ણ બાણો છોડવા માંડ્યાં.[૩૬] વળી ત્યાં શિનિશ્રેષ્ઠ સાત્યકિએ સર્પ જેવાં ઝેરીલાં બીજાં નારાચબાણો મૂકી મૂકીને પર્વતવાસીઓએ કરેલી તે તુમુલ શિલાવૃષ્ટિને કાપવા લાગ્યો.[૩૭] હે રાજા! પતંગિયાંનાં ટોળાંની પેઠે પ્રકાશતા પથ્થરોના ટુકડાઓથી ત્યાં ઘણાં સૈન્યોમાં હાહાકાર થઈ રહ્યો.[૩૮] તે પછી હે રાજન્! સાત્યકિએ, ઊંચી કરેલી મોટી શિલાઓવાળા પાંચસો શૂરાઓના બાહુઓને કાપી નાખ્યા, તેથી તેઓ પૃથ્વી પર ઢળી પડ્યા. વળી બીજા એક લાખ અને એક હજાર પર્વતવાસી યોદ્ધાઓ સાત્યકિ પાસે પહોંચ્યા પહેલાં જ પથ્થર સહિત કપાયેલા હાથ સાથે રણમાં ઢળી પડ્યા. એ ઉપરાંત જે અનેક હજાર પાષાણયુદ્ધ કરનારા શૂરાઓ ઘણો પ્રયત્ન કરીને રણને મોખરે ઊભા રહ્યા હતા, તે બધાને પણ તેણે મારી નાખ્યા, તે ઘણું આશ્ચર્ય જેવું હતું.[૩૯-૪૧] વળી ત્યાં વકાસેલા મોંવાળા અનેક જાતના મ્લેચ્છો, તેમ જ લોઢાના ગોળાઓને તથા ત્રિશૂળોને હાથમાં ધારણ કરનારા દરદો, તંગણો, ખસો, લંપાકો અને કુલિંદો, વારંવાર ચારેબાજુથી પાષાણવૃષ્ટિ કરી રહ્યા હતા; પણ સામેથી ઉપાય કરવામાં કુશળ એવા સાત્યકિએ નારાચ બાણો મૂકી મૂકીને તે સૌને કાપી નાખ્યા હતા. એ સમયે તીક્ષ્ણ બાણોથી આકાશમાં ફાટી પડતા મોટા મોટા પથ્થરોના શબ્દોથી રથ, ઘોડાઓ, હાથીઓ તથા પાળાઓ રણમાં નાસાનાસ કરતા હતા.[૪૨-૪૪] મનુષ્યો, હાથીઓ તથા ઘોડાઓ પર તે સમયે પથરાઓની ઝડી વરસી રહી હતી. આથી ભમરાઓ જાણે ડંખ મારતા હોય તેમ તેઓ વેદનાથી વિહ્વળ થઈ ત્યાં ઊભા જ રહી શકતા ન હતા. હવે મરતાં મરતાં બચેલા, લોહીથી ખરડાયેલા ને તૂટી ગયેલાં ગંડસ્થળોવાળા હાથીઓએ સાત્યકિના રથનો ત્યાગ કર્યો.[૪૫,૪૬] તે પછી હે રાજા! ત્યાં સાત્યકિથી પીડા પામતાં તમારાં સૈન્યોનો તીવ્ર શબ્દ થવા લાગ્યો. તે જાણે પર્વને દિવસે ઘૂઘવી રહેલા મહાસાગરના ઘોષ જેવો હતો. તે તુમુલ શબ્દને સાંભળીને દ્રોણાચાર્યે પોતાના સારથિને કહ્યુંઃ 'હે સારથિ! રણમાં ક્રોધે ભરાયેલો યાદવોનો મહારથી આ સાત્યકિ આપણાં સૈન્યોનો બહુધા નાશ કરીને કાળની જેમ રણમાં ઘૂમી રહ્યો છે; માટે હે સારથિ! જે સ્થળે આ તુમુલ શબ્દ સંભળાય છે, તે સ્થળે તું મારા રથને લઈ જા.[૪૭-૪૯] અવશ્ય આ સમયે સાત્યકિ પાષાણોથી યુદ્ધ કરનારા યોદ્ધાઓની સાથે ભેટ્યો છે; કારણ કે નાસભાગ કરતા ઘોડાઓ આ બધા રથીયોદ્ધાઓને રણમાંથી દૂર ખેંચી જાય છે. વળી શસ્ત્રો તથા

કવચો વિનાના થયેલા ને ઘવાયેલા યોદ્ધાઓ જ્યાં ત્યાં ટપોટપ પડે છે. ભયંકર ઝપાઝપીમાં ઘોડેસવારો પોતાના ઘોડાઓને વશમાં રાખી શકતા નથી.' આચાર્યનું એ વચન સાંભળીને તે સારથિએ સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા એ દ્રોણને કહ્યું:[૫૦-૫૨] 'હે આયુષ્મન્! કૌરવોનું આ સૈન્ય ચારેબાજુ નાસાનાસ કરી રહ્યું છે. જુઓ તો ખરા! યુદ્ધમાં ભાંગી ગયેલા આ યોદ્ધાઓ ફાવે તેમ દોડી રહ્યા છે.[૫૩] વળી આ તરફથી એકઠા મળેલા આ સર્વ પાંચાલયોદ્ધાઓ પાંડવોને સાથે લઈને તમને જ મારી નાખવાની ઇચ્છાથી ચોતરફથી ચડી આવે છે.[૫૪] હે શત્રુ-દમન આચાર્ય! આ સમયે કયું કર્તવ્ય સમયોચિત ગણાય તેનું તમે સમાધાન કરો. શું અહીં ઊભા રહેવું કે અહીંથી આગળ ચાલવું? બાકી સાત્યકિ તો અહીંથી ઘણે દૂર ચાલ્યો ગયો છે.' દ્રોણાચાર્યનો સારથિ એ પ્રમાણે હજી કહેતો હતો, એટલામાં તો રથીયોદ્ધાઓનો સંહાર કરતો તે સાત્યકિ ત્યાં જોવામાં આવ્યો.[૫૫,૫૬] એ યુદ્ધમાં સાત્યકિ તમારા પક્ષના યોદ્ધાઓને એવો મારી રહ્યો હતો કે, તેઓ સાત્યકિના રથને છોડીને દ્રોણાચાર્યના સૈન્ય તરફ નાસી ગયા હતા.[૫૭] અરે! દુઃશાસન જેમને સાથે લઈને પ્રથમ યુદ્ધ કરવા ચડી આવ્યો હતો, તે પણ બધા ભયભીત થઈને દ્રોણાચાર્યના રથ તરફ દોડી ગયા હતા.[૫૮]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'સાત્યકિનો યુદ્ધપ્રવેશ' નામનો અધ્યાય ૧૨૧ મો સમાપ્ત

## अध्याय १२२ मो

### દ્રોણાચાર્યનું પરાક્રમ

॥ संजय उवाच ॥

दुःशासनरथं दृष्ट्वा समीपे पर्यवस्थितम् ।
भारद्वाजस्ततो वाक्यं दुःशासनमथाब्रवीत् ॥ १ ॥

સંજય બોલ્યો: પછી દ્રોણાચાર્ય દુઃશાસનના રથને પોતાની પાસે ઊભેલો જોઈને, તેને આ વચન કહેવા લાગ્યા:[૧] 'અરે ઓ દુઃશાસન! આ બધા રથો આવી રીતે કેમ નાસભાગ કરે છે? રાજા દુર્યોધન તો ક્ષેમકુશળ છે ને? સિંધુરાજ તો જીવે છે ને?[૨] વળી તું રાજપુત્ર છે, રાજભ્રાતા છે અને મહારથી પણ છે અને તું યુવરાજપદ પામ્યો છે, છતાં તું કેમ આમ યુદ્ધમાં નાસભાગ કરે છે?[૩] હે દુઃશાસન! પૂર્વે તેં પાંચાલીને કહ્યું હતું કે, 'તને અમે જુગારમાં જીતી છે, માટે તું હવે અમારી દાસી થઈ છે. આથી તું હવે સ્વેચ્છાએ વર્તનારી થા અને મારા મોટાભાઈ દુર્યોધનરાજનાં વસ્ત્રોને વહેનારી થા; કારણ કે હવે તારા પતિઓ છે જ નહિ. તેઓ બધા તો હવે નપુંસક સરખા જ છે.' હે દુઃશાસન! આવું એક વાર કહ્યા પછી તું અત્યારે કેમ પલાયન કરે છે?[૪,૫] તેં પોતે જ પ્રથમ પાંડવો અને પાંચાલો સાથે મહાન વેર બાંધ્યું છે, તો હવે આ સમયે એકલા સાત્યકિ સામે આવીને તું કેમ ભયભીત થઈ ગયો છે?[૬] અલ્યા ઓ! તું શું જાણતો ન હતો કે, આ જુગારમાં હું જે પાસા ઉઠાવું છું, તે ભવિષ્યમાં દારુણ સર્પ સરખા બાણરૂપ થઈ પડશે?[૭] પાંડવોને કહેવામાં આવેલાં અપ્રિય વચનોનું મૂળ કારણ તું જ વિશેષે કરીને થયો હતો. વળી દ્રૌપદીને જે કંઈ ક્લેશ આપવામાં આવ્યો છે, તેનું મૂળ પણ તું જ થયો હતો.[૮] તો આજે તારું તે અભિમાન, તે ગર્વ, તે પરાક્રમ અને તે ગર્જનાઓ ક્યાં સુકાઈ ગયાં છે? ઝેરી સરપ જેવા પાંડવોને કોપાવીને તું હવે ક્યાં જઈશ?[૯] ખરેખર, આ કૌરવસેના, રાજ્ય તથા રાજા દુર્યોધન પણ શોચનીય સ્થિતિમાં આવી પડ્યાં છે; કારણ કે તું તેનો કઠોર ભાઈ આ સમયે પલાયન કરવા તત્પર થયો છે! ઊલટું હે વીર! ભયભીત થઈને નાસાનાસ કરતી

આ સેનાનું તારે તો પોતાના બાહુબળનો આશ્રય કરીને રક્ષણ કરવું જોઈએ.[૧૦,૧૧] આજે તું તો આમ ભયભીત થઈ, રણનો ત્યાગ કરી, શત્રુઓને હર્ષ ઉપજાવે છે! હે શત્રુનાશન! તારા જેવો સૈન્યનો નાયક જ્યારે આમ નાસભાગ કરશે, ત્યારે બીજો કયો ભયભીત થયેલો યોદ્ધો રણમાં ઊભો રહેશે? કેમ કે આશ્રયને ભય લાગતાં આશ્રિતને પણ ભય લાગે જ. અરે! હજી તો આજે એકલા સાત્યકિ સામે જ યુદ્ધ કરતાં તને સંગ્રામમાંથી નાસી છૂટવાની બુદ્ધિ સૂઝે છે, તો પછી તું જ્યારે અર્જુનને, ભીમસેનને, નકુલને અને સહદેવને યુદ્ધમાં જોઈશ, ત્યારે શું કરીશ? યુદ્ધમાં આ સાત્યકિનાં બાણો કંઈ અર્જુનનાં સૂર્ય તથા અગ્નિ સમાન તેજવાળાં બાણો જેવાં નથી જ; છતાં તે બાણોથી ડરીને તું આ સમયે પલાયન કરે છે! માટે હે વીર! તું અહીંથી ઝટઝટ ચાલ્યો જા અને ગાંધારીના ઉદરમાં ભરાઈ જા.[૧૨-૧૬] બાકી તો તું આખી પૃથ્વી પર દોડી જઈશ, તોપણ તું જીવતો રહેશે એમ હું જોતો નથી. જો તારી બુદ્ધિ રણમાંથી પલાયન કરવામાં જ તત્પર થયેલી હોય, તો પ્રથમથી જ શાંતિપૂર્વક ધર્મરાજાને પૃથ્વી આપી દે. અર્જુનનાં કાંચળી વિનાના સરપ જેવાં બાણો તારા શરીરમાં પેઠાં નથી, ત્યાં સુધીમાં તું પાંડવોની સાથે સલાહસંપ કરી લે. મહાત્મા પૃથાનંદનોએ તમને સોયે ભાઈઓને રણમાં રગદોળી નાખીને તમારી પૃથ્વીને હાથ કરી નથી, ત્યાં સુધીમાં તું પાંડવોની સાથે સલાહ કરી લે. અરે! ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજ તથા યુદ્ધમાં વખણાયેલા શ્રીકૃષ્ણ તમારા પર કોપાયમાન થયા નથી, ત્યાં સુધીમાં તું પાંડવોની સાથે સુલેહ કરી લે. મહાબાહુ ભીમસેને આપણી સેનામાં પ્રવેશ કરીને તારા ભાઈઓને પકડી લીધા નથી, ત્યાં સુધીમાં તું પાંડવો સાથે સુલેહશાંતિ કરી લે. અરે! ભીષ્મપિતામહે પ્રથમ જ તારા ભાઈ દુર્યોધનને કહ્યું હતું કે, 'હે સૌમ્ય! પાંડવો યુદ્ધમાં જિતાય તેવા નથી, માટે તું તેમની સાથે સલાહ કર.' પણ તારા મંદ બુદ્ધિના ભાઈ દુર્યોધને તેમનું કહ્યું કર્યું જ નહિ.[૧૭-૨૩] માટે હવે તો ધીરજ ધારણ કરીને યુદ્ધ કરવા સજ્જ થા અને પાંડવો સાથે યુદ્ધ કર. મેં સાંભળ્યું છે કે, ભીમસેન તારા રુધિરનું પણ પાન કરશે.[૨૪] ખરેખર! તેના ધાર્યા પ્રમાણે જ એ થશે. એ જૂઠું નહિ જ પડે. અલ્યા આ મૂરખા! તું ભીમસેનનાં પરાક્રમને જાણતો નહોતો?[૨૫] ત્યારે તો રણમાં પલાયન કરનારા તેં તેની સાથે વેર આરંભ્યું! માટે જા, જલદી જા. જે સ્થળે સાત્યકિ ઊભો છે, તે સ્થળે તું એકદમ રથમાં પહોંચી જા.[૨૬] હે ભારત! તારા વિના આ બધું સૈન્ય રણમાંથી નાસી જશે. તું તારે પોતાને માટે પણ સત્યપરાક્રમી સાત્યકિ સામે યુદ્ધ કર.'

દ્રોણાચાર્યે એ પ્રમાણે કહ્યું, છતાં તમારો પુત્ર દુઃશાસન કંઈ બોલ્યો નહિ. સાંભળ્યું ન સાંભળ્યું કરીને, તે તો જ્યાં સાત્યકિ હતો ત્યાં ચાલ્યો ગયો.[૨૭,૨૮] ત્યારે તેની સાથે યુદ્ધમાંથી કદી પાછા ન હઠનારા મ્લેચ્છોનું મહાન સૈન્ય હતું. હવે બરાબર સજ્જ થઈને તે સાત્યકિ સામે યુદ્ધ કરવા મંડી પડ્યો.[૨૯] આ તરફ રથીશ્રેષ્ઠ દ્રોણાચાર્ય પણ ક્રોધપૂર્વક મધ્યમ વેગે પાંડવો તથા પાંચાલો સામા ધસી ગયા.[૩૦] આમ દ્રોણાચાર્યે પાંડવોની સેનામાં પ્રવેશ કર્યો અને સેંકડો તથા હજારો યોદ્ધાઓને હાંકી કાઢ્યા.[૩૧] ત્યારે હે મહારાજ! દ્રોણાચાર્યે વારંવાર પોતાનું નામ સંભળાવીને, પાંડવો, પાંચાલો અને મત્સ્યયોદ્ધાઓનો મહાન સંહાર કરવા માંડ્યો.[૩૨] એ રીતે દ્રોણાચાર્ય ચોતરફથી સૈન્યોને જીતી લેતા હતા, ત્યારે પાંચાલનો તેજસ્વી પુત્ર વીરકેતુ તેમની

સામે ચઢી આવ્યો.[૩૩] તેણે નમેલાં પર્વવાળાં પાંચ બાણો મૂકીને દ્રોણને વીંધી નાખ્યા અને એક બાણથી ધ્વજને તથા બીજાં સાત બાણોથી તેમના સારથિને પણ તેણે વીંધી નાખ્યો.[૩૪] હે મહારાજ! એ યુદ્ધમાં મે આશ્ચર્ય એ જોયું કે, યુદ્ધમાં વેગપૂર્વક ધસી આવેલા તે પાંચાલપુત્ર સામે દ્રોણાચાર્ય જરા પણ આગળ વધી શક્યા નહિ.[૩૫] હે આર્ય રાજા! દ્રોણાચાર્યને આમ રણમાં અટકી પડેલા જોઈને, ધર્મપુત્રના વિજય ની ઇચ્છાવાળા પાચાલોએ તેમને ચારેબાજુથી ઘેરી લીના[૩૬] ત્યાં હે રાજન્! તેઓ અગ્નિ સમાન ચળકતાં અને મહામૂલ્યવાળાં તોમરોને તથા બીજા અનેક જાતનાં શસ્ત્રોને દ્રોણાચાર્ય એકલા પર જ છોડવા લાગ્યા.[૩૭] પણ હે રાજન્! દ્રોણાચાર્યે સંખ્યાબધ બાણો છોડીને તેમનાં સર્વ શસ્ત્રોનો નાશ કરી નાખ્યો અને વાયુ જેમ મોટા મોટા મેઘોને આકાશમાં છિન્નભિન્ન કરી નાખીને શોભે, તેમ તે પોતે રણમાં શોભવા લાગ્યા.[૩૮] પછી શત્રુવીરોનો સહાર કરનારા દ્રોણાચાર્યે સૂર્ય અને અગ્નિ સરખું ઝળહળતુ એક મહાઘોર બાણ સાધ્યુ અને તે વીરકેતુના રથ સામે ફેંક્યુ.[૩૯] હે રાજન્! તે બાણ પાંચાલ કુળના તે રાજપુત્રને ચીરી નાખીને તથા લોહી લોહાણ થઈને જાણે બળબળતુ હોય તેમ સુસવાટ કરતુ સત્વર પૃથ્વીમાં પેસી ગયુ.[૪૦] એટલે પછી વાયુના ઝપાટાથી ભાંગી પડેલુ ચપાતુ વૃક્ષ જેમ પર્વતના શિખર પરથી કડકડીને પડે, તેમ તે પાચાલકુમાર એકદમ રથ પરથી પૃથ્વી પર પછડાઈ પડ્યો તે મહાધનુર્ધર અને મહાબળવાન રાજપુત્ર જ્યારે આમ માર્યો ગયો, ત્યારે સર્વ પાચાલયોદ્ધાઓ એકદમ દ્રોણાચાર્યને ચારે બાજુથી ઘેરી વળ્યા[૪૧,૪૨] હે ભારત! ચિત્રકેતુ, સુધન્વા, ચિત્રવર્મા તથા ચિત્રરથ એ ચાર ભાઈ

એ પણ પોતાના મરણ પામેલા ભાઈના દુઃખથી કૃશ થઈ ગયા અને એકસાથે મળીને દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરવા માટે ધસી આવ્યા. ગ્રીષ્મઋતુના અંતમાં મેઘમડળ જેમ જળવૃષ્ટિ કરી મૂકે છે, તેમ તેઓ બના એકીસાથે બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા[૪૩,૪૪] એ પ્રમાણે તે મહારથી રાજપુત્રો જ્યારે બહુધા પ્રહાર કરી રહ્યા હતા, ત્યારે બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણાચાર્યે તેમનો નાશ કરવા માટે ક્રોધ કર્યો.[૪૫] હવે દ્રોણે તેમના પર એક દમ બાણમય જાળ રચી. હે મહારાજ! ધનુષ્યને કાન સુધી ખેંચીને છોડેલા દ્રોણનાં બાણોએ તે કુમારોને મારવા માંડ્યા, એટલે તેઓ કર્તવ્ય કર્મને પણ સમજી શક્યા નહિ. હે રાજશ્રેષ્ઠ! તેમને એ રીતે રણમાં મૂઢ થયેલા જોઈ ને કોપાયમાન થયેલા દ્રોણાચાર્યે હસતાં હસતાં તેમને ઘોડા, સારથિ અને રથ વિનાના કરી નાખ્યા. વળી હે ભારત! ભલ્લજાતિનાં બીજા અતિ તીક્ષ્ણ બાણો વડે જાણે પુષ્પો વીણતા હોય, તેમ મહાયશસ્વી દ્રોણાચાર્યે તેમનાં મસ્તકોને પાડી નાખ્યા એટલે હે રાજન! તે સુદર કાંતિવાન રાજકુમારો મરણ પામીને રથ પરથી ધરણી પર ઢળી પડ્યા. પૂર્વે દેવો અને અસુરોના યુદ્ધમાં જેમ દૈત્યો અને દાનવો મરણ પામીને પડ્યા હતા, તેમ એ રાજકુમારો રણમાં મરણ પામીને પડ્યા હતા. હે રાજન! પ્રતાપી દ્રોણાચાર્ય રણમાં તે કુમારોનો નાશ કરીને સુવર્ણની પીઠવાળા પોતાના અતિદુર્ધર્ષ ધનુષ્યને ભમાવી રહ્યા હતા. સાક્ષાત્ દેવ સરખા તે પાંચાલ મહારથીઓને યુદ્ધમા મરણ પામેલા જોઈ ને ધૃષ્ટદ્યુમ્ન અત્યત ઉદ્વેગ પામ્યો અને તેનાં નેત્રોમાથી અશ્રુજળ વહેવા લાગ્યાં તે ક્રુદ્ધ થઈને સગ્રામમાં દ્રોણાચાર્યના રથ સામે ધસી ગયો[૪૬-૫૨] હે રાજા! તે સમયે દ્રોણાચાર્યને ધૃષ્ટદ્યુમ્નનાં

બાણોથી રણમાં ઢંકાઈ ગયેલા જોઈને સર્વ સૈન્યોમાં એકાએક હાહાકારનો શબ્દ થઈ રહ્યો. મહાત્મા ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યને રણમાં છાઈ દીધા હતા, છતાં તે જરા પણ વ્યથિત થયા ન હતા; તે તો હસતા હસતા યુદ્ધ જ કરી રહ્યા હતા.[૫૩,૫૪] હે મહારાજ! તે પછી ક્રોધપૂર્ણ થયેલા ધૃષ્ટદ્યુમ્ને ક્રોધપૂર્વક નમેલાં પર્વવાળાં નેવું બાણો મૂક્યાં અને દ્રોણાચાર્યની છાતીમાં સખ્ત માર માર્યો. બળવાન ધૃષ્ટદ્યુમ્નના એ પ્રહારથી મહાયશસ્વી દ્રોણાચાર્ય ગાઢ વીંધાઈ ગયા અને રથની બેઠક પર મૂર્ચ્છાવશ થઈ બેસી ગયા. દ્રોણાચાર્યને આવી અવસ્થામાં જોઈને પરાક્રમી અને વીર્યવાન ધૃષ્ટદ્યુમ્ને ધનુષ્યનો ત્યાગ કર્યો અને શીઘ્ર તલવાર હાથમાં લીધી.[૫૫-૫૭] હે રાજા! તે મહારથી એકદમ રથ પરથી નીચે કૂદી પડ્યો અને દ્રોણાચાર્યના રથ પર ચડી ગયો. ક્રોધથી લાલચોળ નેત્રવાળો તે ધૃષ્ટદ્યુમ્ન જેવો દ્રોણાચાર્યના મસ્તકને કાપવાને તત્પર થયો, તેવામાં દ્રોણાચાર્ય એકદમ ટટાર થઈ ગયા. હે રાજન્! પોતાને મારી નાખવાની ઇચ્છાથી સમીપમાં આવી ઊભેલા એ ધૃષ્ટદ્યુમ્નને જોઈને તેમણે મોટા ટંકારવાળું એક મહાન ધનુષ્ય ઉઠાવ્યું અને નજીકમાં રહેલાને વીંધી નાખનારાં વૈતસ્તિક નામનાં બાણો મૂકીમૂકીને તેમણે ધૃષ્ટદ્યુમ્નને વીંધી નાખ્યો.[૫૮-૬૦] પુનઃ પણ તે આચાર્ય મહારથી ધૃષ્ટદ્યુમ્ન સામે યુદ્ધ કરવા સજ્જ થયા. હે રાજન્! તે સમયે દ્રોણાચાર્યે પાસે રહેલાઓ સાથે યુદ્ધ કરનારાં વૈતસ્તિક નામનાં જ બાણો છોડ્યાં હતાં તે બાણોએ ધૃષ્ટદ્યુમ્નને ઘાયલ કરી નાખ્યો હતો. મહાબળવાન ધૃષ્ટદ્યુમ્ન આમ જ્યારે તે અનેક બાણોથી વીંધાઈ ગયો, ત્યારે ભાંગી પડેલા વેગવાળો થઈને તે તત્કાળ દ્રોણાચાર્યના રથ પરથી કૂદી પડ્યો અને તરત જ પોતાના રથ પર ચડી જઈ તે વીરે હાથમાં મહાન ધનુષ્ય ગ્રહણ કર્યું.[૬૧-૬૩] હવે મહારથી ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યને રણમાં વીંધવા માંડ્યા. હે મહારાજ! ત્યારે દ્રોણાચાર્ય પણ બાણો મૂકી મૂકીને ધૃષ્ટદ્યુમ્નને વીંધી રહ્યા.[૬૪] પૂર્વે ત્રૈલોક્યના રાજ્યની ઇચ્છાવાળા ઇંદ્ર અને પ્રહ્લાદનું જેવું યુદ્ધ થયું હતું, તેવું જ દ્રોણાચાર્ય અને ધૃષ્ટદ્યુમ્નનું તે અદ્ભુત યુદ્ધ થઈ રહ્યું હતું.[૬૫] તે બન્ને જણા તરેહતરેહના યમક નામનાં તથા બીજી જાતનાં મંડળોમાં ઘૂમતા હતા અને બન્ને જણા યુદ્ધમાર્ગના જાણીતા હોઈને બાણો વડે અન્યોન્યને વીંધી નાખતા હતા.[૬૬] દ્રોણ અને ધૃષ્ટદ્યુમ્ન એ બન્ને જણા તે રણમાં યોદ્ધાઓનાં મનને મોહ પમાડતા હતા અને વર્ષાઋતુના બે મેઘોની પેઠે બાણોની વૃષ્ટિ છોડતા હતા.[૬૭] તે બન્ને મહાત્માઓ બાણો વડે આકાશને, દિશાઓને તથા પૃથ્વીને છાઈ દેતા હતા. તે બન્નેનાં એ અદ્ભુત યુદ્ધને સર્વ ભૂતસંઘો વખાણતા હતા.[૬૮] હે મહારાજ! ત્યાં એકઠા થયેલા ક્ષત્રિયો તેમ જ તમારા બીજા સૈનિકો પણ તેમની પ્રશંસા કરતા હતા. પેલી તરફથી પાંચાલયોદ્ધાઓ કોલાહલ કરી રહ્યા હતા કે, 'આજ ધૃષ્ટદ્યુમ્ન સાથે ભેરેલા દ્રોણાચાર્ય અવશ્ય આપણે સ્વાધીન થશે.' તેવામાં તો દ્રોણાચાર્યે તુરત જ ધૃષ્ટદ્યુમ્નના સારથિના મસ્તકને પાકેલા વૃક્ષના ફળની પેઠે ઉડાડી પાડ્યું. એટલે પછી હે રાજન! મહાત્મા ધૃષ્ટદ્યુમ્નના ઘોડાઓ રણમાંથી નાસવા લાગ્યા. તે ઘોડાઓ ત્યાંથી નાઠા, ત્યાં તો પરાક્રમી દ્રોણાચાર્ય ને રણમાં પાંચાલો તથા સૃંજયો સામે લડવા લાગ્યા.[૬૯-૭૨] ત્યારે શત્રુદમન પ્રતાપી દ્રોણાચાર્યે જોતજોતામાં પાંડવો અને પાંચાલોને હરાવ્યા અને પછી તે પુનઃ પોતાના વ્યૂહ પાસે આવીને ઊભા રહ્યા. હે પ્રભુ! ત્યારે પણ પાંડવો તેમને યુદ્ધમાં જીતવાનો

ઉત્સાહ કરી શક્યા નહિ.[૭૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દ્રોણાચાર્યનું પરાક્રમ' નામનો અધ્યાય ૧૨૨મો સમાપ્ત

## अध्याय १२३ मो

### દુઃશાસનનો પરાજય

॥ संजय उवाच ॥

**ततो दुःशासनो राजन् शैनेयं समुपाद्रवत् ।**
**किरन् शरसहस्राणि पर्जन्य इव वृष्टिमान् ॥ १ ॥**

સંજય બોલ્યો : હે રાજન્! તે પછી વૃષ્ટિવાળા મેઘની પેઠે હજારો બાણોને છોડતા દુઃશાસને સાત્યકિ સામે ધસારો કર્યો.[૧] તેણે સાત્યકિને સાઠ તથા સોળ બાણો વડે વીંધી નાખ્યો, છતાં પણ મૈનાકપર્વતની પેઠે રણમાં ઊભેલા તે સાત્યકિને તે કંપાવી શક્યો નહિ.[૨] શૂરા દુઃશાસને વળી પણ તેને બાણો વડે અત્યંત ઢાંકી દીધો અને અનેક દેશોમાં ઉત્પન્ન થયેલા મોટા રથસમુદાય વડે તેને ચારેબાજુથી ઘેરી લીધો.[૩] હવે હે ભરતશ્રેષ્ઠ! તેણે અનેક બાણો છોડવા માંડ્યાં અને મેઘની પેઠે ગર્જના કરીને દશે દિશાઓને ગજાવી મૂકી.[૪] આમ દુઃશાસનને પોતાની સામે યુદ્ધ કરવા ધસી આવતો જોઈને, મહાબાહુ સાત્યકિ એકદમ તેની સામે ધસી ગયો અને તેને બાણો વડે છાઈ દેવા લાગ્યો.[૫] દુઃશાસન આદિ તે યોદ્ધાઓ જ્યારે સંખ્યાબંધ બાણોથી ઢંકાઈ જવા લાગ્યા, ત્યારે તેઓ ભયભીત થઈને સર્વ સૈન્યોના દેખતાં નાસભાગ કરવા લાગ્યા.[૬] હે રાજેંદ્ર! તેઓ જ્યારે એ પ્રમાણે નાસાનાસ કરવા લાગ્યા, ત્યારે તમારો પુત્ર દુઃશાસન પોતે એકલો જ નિર્ભય થઈને રણમાં ઊભો રહ્યો. હે રાજન્! ત્યાં તે બાણો મૂકી મૂકીને સાત્યકિને પીડવા લાગ્યો.[૭] તેણે ચાર બાણોથી સાત્યકિના ઘોડાઓને, ત્રણ બાણોથી તેના સારથિને તથા સો બાણોથી સાત્યકિને પોતાને વીંધી નાખ્યો અને મોટી ગર્જના કરી મૂકી.[૮] એટલે પછી હે મહારાજ! સાત્યકિ કોપ્યો અને તેણે સીધી ગતિથી જનારાં કેટલાંએક બાણો છોડીને દુઃશાસનના રથને, સારથિને તથા ધ્વજને રણમાં અદૃશ્ય કરી દીધા.[૯] વળી કરોળિયો જેમ આવેલા મચ્છરને પોતાની જાળથી ઢાંકી દે, તેમ તે સાત્યકિએ બીજાં ઘણાં બાણો મૂકીને શૂરવીર દુઃશાસનને પણ પૂરો ઢાંકી દીધો.[૧૦] આમ શત્રુઓને જીતનારા સાત્યકિએ દુઃશાસનને બાણો વડે ઝટઝટ તદ્દન ઢાંકી દીધો, ત્યારે રાજા દુર્યોધને પોતાના એ ભાઈને સેંકડો બાણોથી ઢંકાઈ ગયેલો જોઈને ત્રિગર્તયોદ્ધાઓને સાત્યકિના રથ તરફ જવા માટે આજ્ઞા આપી. એટલે ક્રૂર કર્મ કરવાવાળા તે યોદ્ધાઓ ઝટપટ સાત્યકિના રથની સમીપમાં ધસી ગયા.[૧૧,૧૨] તે ત્રિગર્તયોદ્ધાઓમાં લગભગ ત્રણ હજારની સંખ્યામાં રથીયોદ્ધાઓ હતા અને તેઓ બધા યુદ્ધ કરવામાં ઘણા કુશળ હતા. તે બધાએ સાત્યકિને મોટા રથના સમુદાયથી યુદ્ધમાં ઘેરી લીધો. વળી યુદ્ધ કરવા માટે માંહોમાંહે સ્થિર નિશ્ચય કરીને સંશપ્તકયોદ્ધાઓ પણ ત્યાં બાણવૃષ્ટિ છોડતા છોડતા સાત્યકિ સામે રણને મોખરે ધસી આવ્યા હતા.[૧૩,૧૪] સાત્યકિએ તે બધાના સૈન્યના મોખરાના લગભગ પાંચસો મુખ્ય મુખ્ય યોદ્ધાઓને રણમાં રોળી નાખ્યા. સાત્યકિનાં બાણોથી મરણ પામેલા તે યોદ્ધાઓ મોટા વાયુના વેગથી ભાંગી પડેલાં વૃક્ષોની પેઠે રણભૂમિ પર ઢળી પડ્યા. હે પૃથ્વીપતિ! તે સમયે સાત્યકિનાં બાણોથી હાથીઓ કપાઈ પડ્યા હતા, ધ્વજો ઢળી પડ્યા હતા અને સુવર્ણની કલગીવાળા ઘોડાઓ છિન્નભિન્ન થઈને લોહીલુહાણ બની ગયા હતા. આથી હે મહારાજ! તે રણભૂમિ જાણે પુષ્પ ખીલેલા ખાખરાનાં વૃક્ષોથી શોભી રહી હતી. એ રણમાં સાત્યકિએ તમારા

પક્ષના તે યોદ્ધાઓને સખત ઝૂડવા માંડ્યા હતા અને તેથી તેઓ કાદવમાં ખૂંચી ગયેલા હાથીઓની પેઠે પોતાનું રક્ષણ કરનાર પુરુષને મેળવી શક્યા નહિ. આથી પક્ષીરાજ ગરુડના ભયથી મોટા મોટા સર્પો જેમ દરમાં પેસી જાય, તેમ તેઓ દ્રોણાચાર્યના રથ તરફ ચાલ્યા ગયા. આ પ્રમાણે સર્પ સમાન ઝેરી બાણો વડે પાંચસો યોદ્ધાઓને મારી નાખીને રણવીર સાત્યકિ ધીમે ધીમે ગાંડીવધારી અર્જુનના રથ સામે જવા લાગ્યો. આમ અર્જુન તરફ પ્રયાણ કરતા તે પુરુષશ્રેષ્ઠ સાત્યકિને તમારા પુત્ર દુઃશાસને નમેલાં પર્વવાળાં નવ બાણો મારીને તત્કાળ વીંધી નાખ્યો. એટલે મહાધનુર્ધર સાત્યકિએ પણ પાંચ તીક્ષ્ણ બાણો મૂકીને દુઃશાસનને સામેથી પ્રહાર કર્યો. સાત્યકિનાં તે પાંચેય બાણો સુવર્ણના મુખવાળાં, ગીધપક્ષીનાં પીછાં બાંધેલાં તથા સીધી ગતિએ જનારાં હતાં. હે ભારત ! મંદ મંદ હસતા દુઃશાસને પણ પ્રથમ ત્રણ બાણોથી સાત્યકિને વીંધી નાખીને તેને પુન પાંચ બાણોનો પ્રહાર કર્યો; એટલે શિનિકુમારે પણ તમારા પુત્રને પ્રહાર કરી એના ધનુષ્યના ટુકડા કરી નાખ્યા. હવે તેને વિસ્મય પમાડતો પમાડતો તે અર્જુન તરફ જવા લાગ્યો. ત્યાં ક્રોધાયમાન થયેલા દુઃશાસને અર્જુન તરફ જતા સાત્યકિને મારી નાખવાની ઇચ્છાથી તેના તરફ તદ્દન લોખંડની બનાવેલી એક શક્તિ ફેંકી. હે રાજન્! તમારા પુત્રની તે ઘોર શક્તિને સાત્યકિએ કંક પક્ષીનાં પીછાં બાંધેલાં તીક્ષ્ણ બાણો વડે સેંકડો ટુકડા કરીને કાપી નાખી. એ વેળા હે રાજન્! તમારા પુત્રે એક બીજું ધનુષ્ય ઉઠાવ્યું અને બાણો વડે સાત્યકિને વીંધી નાખીને સિંહનાદ કર્યો; ત્યારે સાત્યકિ પણ ક્રોધે ભરાયો અને તેણે તમારા પુત્રને મૂંઝવી નાખ્યો.[૧૫-૨૮] તે મહાભાગ્યવંતાએ અગ્નિની શિખા સમાન આકારવાળાં ત્રણ નમેલાં પર્વવાળાં બાણો મૂકીને દુઃશાસનને છાતીમાં વીંધી નાખ્યો.[૨૯] વળી તેણે તદ્દન લોખંડનાં બનાવેલાં અને ઝીણી ધારવાળાં આઠ બાણો વડે તેને પુનઃ પ્રહાર કર્યો એટલે દુઃશાસને સાત્યકિને વીસ બાણોનો સામો પ્રહાર કર્યો.[૩૦] ત્યારે હે મહારાજ ! મહાભાગ્યશાળી સાત્યકિએ પણ નમેલાં પર્વવાળાં ત્રણ બાણો મારીને દુઃશાસનને છાતીમાં વીંધી નાખ્યો.[૩૧] વળી મહારથી સાત્યકિએ બીજાં કેટલાંક તીક્ષ્ણ બાણો મારીને દુઃશાસનના ઘોડાઓને તથા નમેલાં પર્વવાળાં બાણો મારીને તેના સારથિને મારી નાખ્યો.[૩૨] પછી પરમ અસ્ત્રોને જાણનારા તે સાત્યકિએ એક ભલ્લજાતિનું બાણ મૂકીને તેના ધનુષ્યને, પાંચ બાણો મૂકીને તેના હાથે પહેરવાનાં મોજાંને અને ભલ્લજાતિનાં બે બાણો મૂકીને તેના ધ્વજને તથા રથશક્તિને કાપી નાખ્યાં.[૩૩] પછી તેણે કેટલાંએક તીક્ષ્ણ બાણોથી તેના બન્ને પૃષ્ઠરક્ષકોને પણ રણમાં રોળી નાખ્યા. એ રીતે દુઃશાસન ધનુષ્ય, ઘોડા, રથ અને સારથિ વિનાનો થઈ પડ્યો.[૩૪] એટલે ત્રિગર્તસેનાના નાયક રાજાએ તેને પોતાના રથમાં બેસાડીને રણમાંથી દૂર કર્યો. હે ભારત ! સાત્યકિ એક મુહૂર્ત કાળ સુધી તો એ દુઃશાસન સામે ધસી ગયો, પણ પછીથી તે મહાબાહુને ભીમસેનના પ્રતિજ્ઞાવચનનું સ્મરણ થયું. હે ભારત! પૂર્વે ભીમસેને સભાના મધ્યમાં તમારા સર્વ પુત્રોનો યુદ્ધમાં વધ કરવાની પ્રતિજ્ઞા કરી છે. (માટે સાત્યકિએ દુઃશાસનને માર્યો નહિ.) હે પ્રભુ ! એ રીતે દુઃશાસનનો પરાજય કરી સાત્યકિ જે તરફ અર્જુન હતો, તે તરફ ઉતાવળો ઉતાવળો ચાલ્યો ગયો.[૩૫-૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દુઃશાસનનો પરાજય' નામનો અધ્યાય ૧૨૩ મો સમાપ્ત

## अध्याय १२४मो

### તુમુલ યુદ્ધ!

॥ धृतराष्ट्र उवाच ॥

**किं तस्यां मम सेनायां नासन् केचिन्महारथाः।**
**ये तथा सात्यकिं यांतं नैवाघ्नन्नाप्यवारयन् ॥१॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : શું મારી તે સેનામાં તેવા કોઈ પણ મહારથીઓ ન હતા કે, તેઓ આમ નિર્ભય થઈને ચાલ્યા જતા તે સાત્યકિને મારી શક્યા નહિ કે અટકાવી પણ શક્યા નહિ?[૧] ઇંદ્ર જેમ દાનવોમાં પરાક્રમ કરી દેખાડે, તેમ જ ઇંદ્ર સમાન બળવાળા સત્યપરાક્રમી સાત્યકિએ તે યુદ્ધમાં પરાક્રમ કરી દેખાડ્યું હતું.[૨] અથવા તો સાત્યકિ જે માર્ગે પસાર થયો હતો, તે માર્ગ શૂન્ય જેવો હશે; અથવા ત્યાં ઘણાખરા યોદ્ધાઓ માર્યા ગયા હશે.[૩] હે સંજય! તું મને કહે છે, તે પ્રમાણે યાદવવીર સાત્યકિએ રણમાં જે પરાક્રમ કર્યું હતું, તે કરવાને ઇંદ્ર પણ ઉત્સાહ ન કરે.[૪] ખરેખર! યાદવોના તથા અંધકોના વીર તે સાત્યકિનું પરાક્રમ અચિંત્ય અને માન્યામાં ન આવે તેવું છે; તે સાંભળીને મારું મન ગભરાય છે.[૫] હે સંજય! તારા કહેવા પ્રમાણે તો હવે મને લાગે છે કે, મારા પુત્રો આ જગતમાં નથી જ; કારણ કે સત્યપરાક્રમી સાત્યકિએ એકલાએ મારી ઘણી સેનાઓનો સંહાર કરી નાખ્યો છે.[૬] પણ હે સંજય! આટલા બધા યોદ્ધાઓ ત્યાં યુદ્ધ કરતા હતા, છતાં એકલો સાત્યકિ તેમની વચ્ચેથી કેવી રીતે પસાર થઈ ગયો? આ તું મને કહે.[૭]

સંજય બોલ્યો : હે રાજન્! રથ, ઘોડા તથા પાળાવાળો તમારી સેનાનો સમુદાય તુમુલ હતો અને તેનો દેખાવ સાક્ષાત્ પ્રલયકાળ જેવો જ હતો.[૮] હે માનદાતા! તમારા સૈન્યના સમૂહોને તોડવામાં આવ્યા હતા, ત્યારે આ લોકમાં કોઈ પણ સમૂહ તેમના જેવો નહોતો, એમ મારું માનવું છે.[૯] અરે! ત્યાં એકઠા મળેલા દેવો અને ચારણો પણ કહેતા હતા કે, પૃથ્વીમાં હવે પછી ભવિષ્યમાં આવા સૈન્યસમૂહો જોવામાં આવશે નહિ.[૧૦] વળી હે રાજા! જયદ્રથના વધપ્રસંગે દ્રોણાચાર્યે જેવો વ્યૂહ રચ્યો હતો, તેવો કોઈ વ્યૂહ આ જગતમાં હજી સુધી રચાયો જ નથી.[૧૧] તે સમયે પ્રચંડ વાયુઓથી ખળભળી ઊઠેલા સમુદ્રોનો જેવો શબ્દ થાય, તેવો જ ત્યાં અન્યોન્ય સામે દોડી રહેલાં તે સૈન્યોનો શબ્દ થઈ રહ્યો હતો.[૧૨] હે નરોત્તમ! તમારાં સૈન્યોમાં તથા પાંડવોનાં સૈન્યોમાં અનેક હજારો અને સેંકડો રાજાઓ એકઠા થયા હતા.[૧૩] તેઓ કોપાયમાન થઈને યુદ્ધમાં દઢ કર્મો કરવાવાળા અને મહાવીરો હતા. તેમનો પણ ત્યાં સાંભળતાં રોમાંચ થઈ જાય તેવો તુમુલ શબ્દ થઈ રહ્યો હતો.[૧૪] તે વેળા હે રાજા! ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, નકુલ, સહદેવ અને પાંડવ ધર્મરાજા હાંક મારતા હતા:[૧૫] હે વીર યોદ્ધાઓ! આવો, જલદી દોડી આવો અને શત્રુઓના પર પ્રહાર કરો; કારણ કે વીર સાત્યકિ અને અર્જુન શત્રુઓની સેનામાં દાખલ થયા છે. તે બન્ને જણા જે રીતે જયદ્રથનો વધ કરવા માટે સુખપૂર્વક આગળ વધી શકે તે રીતે આપણે બધા ઉતાવળ કરો.' એ પ્રમાણે તેઓ પોતાનાં સૈન્યોને પ્રેરણા કરી રહ્યા હતા.[૧૬,૧૭] વળી તેઓ પોતાના સૈનિકોને કહેતા હતા કે, 'યાદ રાખો કે, જો તેઓ બન્ને (અર્જુન અને સાત્યકિ)નો યુદ્ધમાં નાશ થશે, તો કૌરવો જીત્યા છે અને આપણો પરાજય થયો છે, માટે મહાન વેગવાળા પવનો જેમ મહાસાગરને ખળભળાવી દે, તેમ તમે બધા એકસામટા થઈને આ કૌરવસૈન્યરૂપ સાગરને એકદમ ખળભળાવી દો.[૧૮] હે રાજન્! ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્ને એ રીતે પ્રેરેલા તે યોદ્ધા-

એ પોતાના પ્રિય પ્રાણોની પરવા પડતી મૂકીને કૌરવો સામે યુદ્ધ કરવા તૂટી પડ્યા. તે મહાતેજસ્વી યોદ્ધાઓ યુદ્ધમાં પોતાનું મરણ થાય એમ ઈચ્છતા હતા અને સ્વર્ગની ઈચ્છા કરીને તેઓ પોતાના મિત્રના કાર્યમાં પોતાનાં જીવતરને પણ અળખામણાં ગણતા હતા. તે જ પ્રમાણે તમારા પક્ષના યોદ્ધાઓ પણ મહાન યશની ઈચ્છા રાખીને તથા આર્યબુદ્ધિનો સ્વીકાર કરીને યુદ્ધ કરવા માટે જ સજ્જ થઈ ઊભા હતા. જ્યારે તે તુમુલ અને ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું, ત્યારે સાત્યકિ તમારાં સર્વ સૈન્યોને જીતીને અર્જુન તરફ જ વધ્યો જતો હતો. તે રણમાં સૂર્યનાં કિરણોથી ઝળકતી કવચોની પ્રભાઓ સૈનિકોની દૃષ્ટિઓને ચારેબાજુથી ઝાંખી કરી દેતી હતી. હે મહારાજ! મહાત્મા પાંડવો એ રીતે યુદ્ધમાં પ્રયત્ન કરી રહ્યા હતા, તેવામાં રાજા દુર્યોધને તેમના મહાન સૈન્યમાં ડૂબકી મારી. એટલે હે ભારત! ત્યાં પાંડવો અને તે દુર્યોધનની મહાતીવ્ર ઝપાઝપી ચાલી અને તેમાં સર્વ ભૂતોનો મહાન નાશ મંડાયો.[૧૯-૨૫]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સૂત! તે સૈન્યો જ્યારે એ પ્રમાણે ધસી ગયાં હતાં, ત્યારે દુર્યોધન પોતે ઘણો સંકટમાં આવી પડ્યો હશે? શું તેણે રણમાંથી પલાયન કર્યું નહોતું? કારણ કે એકલા મનુષ્યને ઘણાઓની સાથે યુદ્ધ કરવું પડે તે મહાસંકટભરેલું હોય છે; તેમાં વળી રાજાને માટે તો ખાસ કરીને તે વિષમ થઈ પડે, એમ મને લાગે છે. વળી તે દુર્યોધન તો આજ દિવસ સુધી સુખમાં જ ઊછરીને મોટો થયો છે અને સમગ્ર રાજ્યલક્ષ્મીનો તથા આ લોકનો તે રાજા છે. તો તે એકલો ઘણાઓની સામે ભેટીને શું વિમુખ થયો ન હતો?

સંજય બોલ્યો : હે ભારત! તમારા પુત્રનો એકલાનો પાંડવપક્ષના અનેક યોદ્ધાઓની સાથે ઘણો આશ્ચર્યજનક સંગ્રામ થયો હતો. તે હું તમને કહું છું, માટે સાંભળો. હાથી જેમ તળાવડીને ચારેબાજુથી ડહોળી નાખે, તેમ એ રણમાં દુર્યોધને પાંડવોની સેનાને ચારેબાજુથી ડહોળી નાખી હતી. એ પ્રમાણે હે રાજન્! જ્યારે તમારો પુત્ર તે સેનાનો નાશ કરવા લાગ્યો, ત્યારે ભીમસેન આદિ પાંચાલયોદ્ધાઓ તેની સામા ધસી આવ્યા. એટલે દુર્યોધને પાંડુપુત્ર ભીમસેનને દશ બાણો વડે વીંધી નાખ્યો અને ત્રણ બાણોથી નકુલને, ત્રણ બાણોથી સહદેવને, સાત બાણોથી ધર્મરાજાને, છ છ બાણોથી વિરાટ અને દ્રુપદરાજાને, સો બાણોથી શિખંડીને, વીસ બાણોથી ધૃષ્ટદ્યુમ્નને તથા ત્રણ ત્રણ બાણોથી દ્રૌપદીના પાંચેય પુત્રોને તેણે વીંધી નાખ્યા. વળી પ્રજાનો સંહાર કરતો ક્રોધાયમાન થયેલો જાણે બીજો કાળ હોય, તેમ તે બીજા સેંકડો યોદ્ધાઓને, હાથીઓને તથા રથોને ઉગ્ર બાણો મૂકી મૂકીને કાપવા જ મંડ્યો. તે દુર્યોધન ધનુષ્યમાં બાણ ક્યારે સાંધે છે અને ક્યારે છોડે છે તેની તો કોઈને ખબર જ પડતી ન હતી, માત્ર તેનું ધનુષ્ય જ ગોળાકારે ફરતું જોવામાં આવતું હતું.[૨૬-૩૫] ત્યારે તે પોતે પોતાના અસ્ત્રબળથી તથા યુદ્ધશિક્ષાથી શત્રુઓનો સંહાર કરી રહ્યો હતો, તે વેળા સુવર્ણની પીઠવાળા તેના મહાન ધનુષ્યને મનુષ્યો નિત્ય ગોળાકારે જોઈ રહ્યા હતા. તેવામાં હે કુરુવંશી! રાજા યુધિષ્ઠિરે ભલ્લજાતિનાં બે બાણો મૂકીને યુદ્ધમાં પ્રયત્ન કરી રહેલા તમારા તે પુત્રના ધનુષ્યને કડાક દઈને કાપી નાખ્યું. વળી ખરાબર તાકીને છોડેલાં ઉત્તમ દસ બાણો વડે તેમણે એને વીંધી નાખ્યો.[૩૬-૩૮] યુધિષ્ઠિરનાં એ બાણો તેના કવચને તોડી નાખીને પૃથ્વીમાં પેસી ગયાં. તે સમયે પાંડવો એકદમ હર્ષમાં આવી ગયા અને પૂર્વે વૃત્રાસુરના વધ પ્રસંગે દેવો તથા મહર્ષિઓ જેમ ઇંદ્રને વીંટાઈ

વળ્યા હતા, તેમ તેઓ રાજા યુધિષ્ઠિરને વીંટાઈ વળ્યા. પછી તમારા પ્રતાપી પુત્ર દુર્યોધને બીજું ધનુષ્ય લીધું.[૩૯,૪૦] ત્યાં 'ઊભો રહેજે, ઊભો રહેજે,' એમ બોલતાં બોલતાં તેણે યુધિષ્ઠિરરાજા સામે ધસારો કર્યો. તમારા પુત્રને આમ ધસારો કરતો જોઈને વિજયની ઇચ્છાવાળા પાંચાલ યોદ્ધાઓ બરાબર સજ્જ થઈ ગયા અને તેની સામા ચઢી આવ્યા. તે વખતે યુધિષ્ઠિરને પહોંચી વળવાની ઇચ્છાવાળા દ્રોણાચાર્ય તે બધાને અટકાવવા લાગ્યા.[૪૧,૪૨] જેમ કોઈ પર્વત પ્રચંડ વાયુથી ચઢી આવેલા મેઘોને રોકી રાખે, તેમ દ્રોણાચાર્યે તેમને આગળ વધતા રોકી નાખ્યા. હે રાજન્! તે વખતે ત્યાં જોતાં રૂંવાં ખડાં થઈ જાય તેવો મહાન સંગ્રામ થઈ રહ્યો હતો.[૪૩] હે મહાબાહુ! પાંડવો તથા તમારા પક્ષના તે યોદ્ધાઓ વચ્ચે ત્યાં રુદ્રદેવની ક્રીડાના જેવો સર્વ પ્રાણીઓનો સંહાર ચાલુ થયો હતો.[૪૪] એટલામાં હે પ્રભુ! જે તરફ અર્જુન હતો તે તરફ રોમાંચકારી અને સર્વ શબ્દોને ઢાંકી દેનારો મહાન શોર સંભળાવા લાગ્યો.[૪૫] હે મહાબાહુ! એ મહારણમાં ભારતી સૈન્યના મધ્યભાગમાં અર્જુન તથા શ્રીકૃષ્ણની સામે તમારા સર્વ ધનુર્ધરોનો તુમુલ પ્રહાર ચાલી રહ્યો હતો.[૪૬] આ તરફ સૈન્યના વ્યૂહના મોખરામાં દ્રોણાચાર્ય શત્રુઓ સાથે ઝૂઝવા મંડ્યા હતા. આમ હે રાજા! મહારથી અર્જુન, દ્રોણાચાર્ય અને સાત્યકિ જ્યારે કોપ્યા હતા, ત્યારે પૃથ્વી ઉપર એ સંહાર થઈ રહ્યો હતો.[૪૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૨૪મો સમાપ્ત

# अध्याय १२५मो

## દ્રોણાચાર્યનું પરાક્રમ-બૃહત્ક્ષત્ર, ધૃષ્ટકેતુ, જરાસંધનો પુત્ર તથા ક્ષત્રધર્મા પડ્યા!

॥ सजय उवाच ॥

**अपराह्णे महाराज संग्रामः सुमहानभूत् ।**
**पर्जन्यसमनिर्घोषः पुनर्द्रोणस्य सोमकैः ॥ १ ॥**

સંજય બોલ્યો: હે મહારાજ! તે દિવસે બરાબર દિવસના પાછલા ભાગમાં દ્રોણાચાર્ય અને સોમકયોદ્ધાઓ વચ્ચે મેઘ સમાન ગર્જનાઓવાળો અતિ મહાન સંગ્રામ થઈ રહ્યો હતો.[૧] ત્યાં બરાબર સજ્જ થયેલા નરવીર દ્રોણાચાર્ય લાલ રંગના ઘોડાઓવાળા રથમાં બેસીને તથા મધ્યમ વેગનો આશ્રય કરીને પાંડવો સામે યુદ્ધ કરવા દોડ્યા.[૨] હે ભારતરાજ! તમારું પ્રિય અને હિત કરવામાં જોડાયેલા, મહાધનુર્ધર, મહાબળવાન, પ્રતાપી અને કલશયોનિ એવા તે દ્રોણાચાર્ય અદ્ભુત પૂંખવાળાં તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને જાણે સારા સારા યોદ્ધાઓને વીણી લેતા હતા અને રણની અંદર ઘૂમતા હતા.[૩,૪] ત્યારે હે રાજા! પોતાના પાંચે ભાઈઓમાં શ્રેષ્ઠ અને યુદ્ધ કરવામાં કઠોર એવો કેકયોનો મહારથી બૃહત્ક્ષત્ર દ્રોણાચાર્ય પર ચઢી ગયો.[૫] જેમ મહામેઘ ગંધમાદન પર્વત પર વૃષ્ટિ કરી મૂકે, તેમ તે દ્રોણના ઉપર તીક્ષ્ણ બાણો વરસાવવા લાગ્યો અને તેમને અત્યંત પીડવા માંડ્યો.[૬] એટલે હે મહારાજ! કોપાયમાન થયેલા દ્રોણાચાર્યે પણ તેના તરફ પથ્થર પર ઘસીને તીક્ષ્ણ કરેલાં સુવર્ણની પૂંખવાળાં પંદર બાણો ફેંક્યાં.[૭] દ્રોણે છોડેલાં ક્રોધાયમાન સર્પના જેવા તે દરેક બાણને, આનંદમાં આવી ગયેલા રાજા બૃહત્ક્ષત્રે પાંચ પાંચ બાણો મૂકીને ટુકડા કરી નાખ્યા.[૮] તેની એ પ્રકારની હાથચાલાકી જોઈને બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણાચાર્ય હસ્યા અને તેમણે બીજાં

નમેલી પૂંખવાળાં આઠ બાણો છોડ્યાં.[૯] દ્રોણના ધનુષ્યમાંથી છૂટીને એકદમ પોતાના તરફ આવતાં તે બાણોને જોઈને બૃહત્ક્ષત્રે પણ સામેથી તેટલાં-જ બાણો મૂક્યાં અને તેમને ખાળી દીધાં.[૧૦] હે મહારાજ ! બૃહત્ક્ષત્રનું તે અતિ દુષ્કર કર્મ જોઈને તમારા સૈન્યમાં તો સર્વને આશ્ચર્ય જ થઈ રહ્યું હતું.[૧૧] પછી હે મહારાજ ! બૃહત્ક્ષત્રને એ રીતે યુદ્ધમાં વધી જતો જોઈને દ્રોણાચાર્યે દિવ્ય અને અતિ દુર્જય એવું બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું.[૧૨] આમ હે રાજેંદ્ર ! દ્રોણે સંગ્રામમાં તે બ્રહ્માસ્ત્ર છોડ્યું, તે જોઈને કૈકેયરાજે પણ બ્રહ્માસ્ત્ર પ્રકટાવ્યું અને તે વડે તેણે દ્રોણના બ્રહ્માસ્ત્રના ટુકડા કરી નાખ્યા.[૧૩] હે ભારત ! એ રીતે બ્રહ્માસ્ત્રનો નાશ કરીને બૃહત્ક્ષત્રે બ્રાહ્મણ દ્રોણાચાર્યને પથ્થર પર ઘસેલાં અને સુવર્ણની પૂંખવાળાં સાઠ બાણોથી વીંધી નાખ્યા. ત્યારે મનુષ્યશ્રેષ્ઠ દ્રોણાચાર્યે તેને એક નારાચબાણનો પ્રહાર કર્યો અને તે બૃહત્ક્ષત્રનું કવચ ભેદીને ધરતીના ઊંડાણમાં પેસી ગયું.[૧૪,૧૫] હે રાજશ્રેષ્ઠ ! છૂટા થયેલો કાળો સર્પ જેમ રાફડામાં પેસી જાય, તેમ દ્રોણાચાર્ય પાસેથી છૂટેલું તે બાણ બૃહત્ક્ષત્રને રણમાં ભેદીને પૃથ્વીમાં પેસી ગયું.[૧૬] આમ હે મહારાજ ! રાજા કૈકેય દ્રોણાચાર્યનાં બાણોથી જ્યારે અત્યંત વીંધાઈ ગયો, ત્યારે તે અત્યંત ક્રોધે ભરાયો અને તેણે પોતાનાં સુંદર નેત્રો ફાડીને સુવર્ણની પૂંખવાળાં પથ્થર પર ઘસેલાં સિત્તોતેર બાણો મારીને દ્રોણાચાર્યને વીંધી નાખ્યા. વળી બીજા એક બાણથી તેણે તેમના સારથિને પણ મર્મસ્થાનોમાં સખ્ત પ્રહાર કર્યો. હે રાજા ! એ પ્રમાણે બૃહત્ક્ષત્રનાં અનેક બાણોથી વીંધાયેલા એ દ્રોણાચાર્ય, કૈકેયરાજના રથ સામે તીક્ષ્ણ બાણો છોડવા લાગ્યા.[૧૭–૧૯] એતએતામાં તેમણે મહારથી બૃહત્ક્ષત્રને આકુળ વ્યાકુળ કરી નાખ્યો અને બીજાં ચાર બાણો મારીને તેના ચારેય ઘોડાઓને મારી નાખ્યા.[૨૦] પછી તેમણે એક બાણથી તેના સારથિને રથના માળામાંથી નીચે ગબડાવી દીધો; તેમજ બે બાણો વડે તેના ધ્વજને અને છત્રને કાપી નાખીને પૃથ્વી પર પાડી નાખ્યાં.[૨૧] વળી બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણાચાર્યે બરાબર તાકીને બીજું એક નારાચબાણ છોડ્યું અને બૃહત્ક્ષત્રને હૃદયમાં વીંધી નાખ્યો. આથી તેનું હૃદય ચિરાઈ ગયું અને તે પૃથ્વી પર ઢળી પડ્યો.[૨૨] આ પ્રમાણે હે રાજન્ ! કેકયોના મહારથી બૃહત્ક્ષત્ર જ્યારે મરણ પામ્યો ત્યારે અત્યંત કોપાયમાન થયેલા શિશુપાલપુત્રે પોતાના સારથિને આ પ્રમાણે કહ્યું :[૨૩] 'હે સારથિ ! ચાલ, આગળ ચાલ. જે સ્થળે આ ક્રોધી દ્રોણાચાર્ય કેકયોનો તથા પાંચાલોની સર્વ સેનાનો નાશ કરી રહ્યા છે, તે સ્થળે આપણા રથને તું લઈ જા.'[૨૪] તેનું એ વચન સાંભળીને તેનો સારથિ કાંબોજ દેશમાં જન્મેલા વેગવાળા ઘોડાઓને દોડાવીને રથીશ્રેષ્ઠ રાજાને દ્રોણ પાસે લઈ ગયો.[૨૫] એટલે પતંગિયું જેમ અગ્નિ સામે ધસે, તેમ ચેદિદેશનો અતિશય બળવાન મહારાજા ધૃષ્ટકેતુ દ્રોણ સામે ધસી ગયો.[૨૬] તુરત જ તેણે સાઠ બાણો છોડીને દ્રોણને, તેમના ઘોડાઓને, રથને તથા ધજાઓને વીંધી નાખ્યાં; એટલું જ નહિ પણ જેમ કોઈ સૂતેલા વાઘને અકસ્માત્ ખીજવે, તેમ તેણે બીજાં કેટલાંક તીક્ષ્ણ બાણો મારીને દ્રોણાચાર્યને ખિજાવી મૂક્યા.[૨૭] એટલે દ્રોણાચાર્યે ગીધપક્ષીનાં પીછાં બાંધેલું એક તીક્ષ્ણ ક્ષુરપ્રબાણ મૂક્યું અને યુદ્ધમાં પ્રયત્ન કરી રહેલા બલાઢ્ય ધૃષ્ટકેતુના ધનુષ્યને મધ્યપ્રદેશમાંથી કાપી નાખ્યું.[૨૮] એટલે શિશુપાલના મહારથી પુત્રે બીજું એક ધનુષ્ય લઈને કંકપક્ષીનાં પીછાંવાળાં બાણો વડે દ્રોણાચાર્યને વીંધી નાખ્યા.[૨૯] ત્યારે દ્રોણાચાર્યે પણ ચાર બાણો છોડીને તેના ચારેય ઘોડાઓને મારી

નાખ્યા અને હસતાં હસતાં તેના સારથિના મસ્તકને પણ શરીરથી જુદું પાડી દીધું.[૩૦] પછી તેમણે બીજાં પચીસ બાણોનો પ્રહાર કર્યો, એટલે એ ચેદિરાજ હાથમાં ગદા લઈને ઉતાવળો ઉતાવળો રથ પરથી નીચે કૂદી પડયો.[૩૧] ત્યાં તેણે કોપેલી નાગણના જેવી તે ગદાને દ્રોણની સામે ફેંકી. ઉદય પામેલી કાળરાત્રિ જેવી દેખાતી, સુવર્ણના અટાપટાથી શોભતી અને કેવળ લોખંડની બનાવેલી તે ભારે ગદાને પોતાની સામે ધસી આવતી જોઈને દ્રોણાચાર્યે તેને અનેક હજારો તીક્ષ્ણ બાણો મૂકીને કાપી નાખી.[૩૨,૩૩] હે કુરુરાજ ! એ રીતે દ્રોણાચાર્યે અનેક બાણો વડે છિન્નભિન્ન કરી નાખેલી તે ગદા પૃથ્વીતલને ગજાવી મૂકતી નીચે આવી પડી.[૩૪] પોતાની ગદાને આમ નષ્ટ થયેલી જોઈને ક્રોધાયમાન થયેલા વીર ધૃષ્ટકેતુએ એક તોમર તથા સુવર્ણ સમાન ઉજ્જવળ એવી એક શક્તિ દ્રોણાચાર્યની સામે ફેંકી. પણ આચાર્યે પાંચ બાણો મૂકીને તે તોમરના ટુકડા કરી નાખ્યા; તેમ જ બીજાં પાંચ બાણો છોડીને તે શક્તિને પણ તોડી નાખી. આથી તે બન્ને હથિયારો ગરુડે કાપી નાખેલા બે સર્પોની જેમ નીચે પૃથ્વી પર આવી પડયાં. પછી પોતાનો વધ કરવા ઇચ્છતા એ ધૃષ્ટકેતુનો વધ કરવા માટે પ્રતાપી દ્રોણાચાર્યે સંગ્રામમાં એક તીક્ષ્ણ બાણ છોડ્યું.[૩૫-૩૭] હંસ જેમ કમળવનમાં પેસી જાય, તેમ તે બાણ અમાપ તેજવાળા ધૃષ્ટકેતુના કવચને તથા હૃદયને તોડી નાખીને પૃથ્વીમાં પેસી ગયું.[૩૮] ભૂખ્યો થયેલો ચાસપક્ષી જેમ ક્ષુદ્ર પતંગિયાને ગળી જાય છે, તેમ શૂરવીર દ્રોણાચાર્ય એ મહારણમાં ધૃષ્ટકેતુને ગળી ગયા હતા.[૩૯] ચેદિરાજ ધૃષ્ટકેતુ એ પ્રમાણે જ્યારે માર્યો ગયો, ત્યારે પરમ દિવ્ય અસ્ત્રોને જાણનારો તેનો પુત્ર પોતાના પિતાના વચને લીધે ક્રોધવશ થઈ ગયો અને પોતાના પિતાના સૈન્યની ટુકડીનો અધિપતિ થયો;[૪૦] પરંતુ ઘોર જંગલમાં કોઈ એક બળવાન મહાવ્યાઘ્ર જેમ મૃગના બચ્ચાને મારી નાખે, તેમ દ્રોણાચાર્યે તેને પણ કેટલાંએક બાણો મારીને હસતાં હસતાં યમરાજને ઘેર વળાવી દીધો.[૪૧] હે ભારત ! એ પ્રમાણે જ્યારે પાંડવપક્ષના યોદ્ધાઓનો સંહાર થવા લાગ્યો, ત્યારે જરાસંધનો વીરપુત્ર પોતે દ્રોણાચાર્ય સામે ધસી આવ્યો.[૪૨] જેમ મેઘરાજ સૂર્યમંડળને અદૃશ્ય કરી દે છે, તેમ તે મહાબાહુએ બાણોની ધારાઓ વડે દ્રોણાચાર્યને રણમાં સત્વર અદૃશ્ય કરી દીધા.[૪૩] તેનો તે ઝપાટો જોઈને ક્ષત્રિયસંહારક દ્રોણે પણ સેંકડો અને હજારો બાણો તત્કાળ છોડવા માંડ્યાં.[૪૪] જોતજોતામાં તેમણે રથમાં બેઠેલા તે રથીશ્રેષ્ઠને રણમાં છાઈ દીધો અને સર્વ ધનુર્ધરોના દેખતાં જરાસંધના તે પુત્રને એકદમ મારી નાખ્યો.[૪૫] સમય પૂર્ણ થતાં કાળ જેમ સર્વ પ્રાણીઓનો નાશ કરી નાખે છે, તેમ દ્રોણાચાર્ય પણ કાળસ્વરૂપ ધારણ કરીને, જે જે યોદ્ધો પોતાની પાસે આવતો હતો, તેનો નાશ કરી નાખતા હતા.[૪૬] પછી હે મહારાજ ! દ્રોણાચાર્યે યુદ્ધમાં પોતાનું નામ વારંવાર લલકાર્યું અને અનેક હજારો બાણો મૂકીને પાંડવયોદ્ધાઓને છાઈ દીધા.[૪૭] નામવાળાં તથા ઘસેલાં બાણો છોડીને દ્રોણાચાર્યે રણમાં સેંકડો યોદ્ધાઓનો, હાથીઓનો તથા ઘોડાઓનો ઘાણ વાળી નાખ્યો હતો.[૪૮] ઇંદ્ર જેમ મહાસુરોનો વધ કરે, તેમ દ્રોણાચાર્ય પાંચાલયોદ્ધાઓનો વધ કરી રહ્યા હતા અને તેઓ ટાઢથી પીડાતી ગાયોની પેઠે થરથર કાંપતા હતા.[૪૯] હે ભરતશ્રેષ્ઠ ! દ્રોણાચાર્યે એ પ્રમાણે જ્યારે સંહાર કરવા માંડ્યો ત્યારે પાંડવોનાં સૈન્યોમાં દુઃખજનક ઘોર શબ્દો થવા લાગ્યા.[૫૦] એક તરફથી સૂર્યનો પ્રખર તાપ તપતો હતો

અને બીજી તરફથી દ્રોણાચાર્યનાં બાણોનો સખત મારો ચાલતો હતો. આથી તે સમગ્ર પાંચાલોનાં મન ગભરાઈ ગયાં હતાં.[૫૧] વળી દ્રોણાચાર્યે પાંચાલોના તે મહારથીઓને બાણજાળથી એટલા બધા મોહિત કર્યા હતા કે, તે બધાની સાથળો રણમાં જકડાઈ ગઈ હતી. ત્યાર પછી હે મહારાજ! ચેદીઓ, સૃંજયો, કાશી અને કોસલયોદ્ધાઓ હર્ષમાં આવી જઈને દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરવાની ઇચ્છાથી ધસી આવ્યા. એ ચેદિ, પાંચાલ અને સૃંજયયોદ્ધાઓ એકબીજાને કહેતા હતા કે, 'દ્રોણને મારો, દ્રોણને મારો.' આમ તેઓ દ્રોણની સામે ચડી આવ્યા.[૫૨-૫૪] રણમાં મહાતેજસ્વી દ્રોણાચાર્યને યમરાજાને ઘેર મોકલી દેવાની ઇચ્છાથી તે સર્વ પુરુષવ્યાઘ્રો પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કરીને પ્રયત્ન કરી રહ્યા હતા.[૫૫] પરંતુ પોતાની સામે પ્રયત્ન કરી રહેલા એ વીરોને દ્રોણાચાર્યે જ બાણો મૂકી મૂકીને યમને સોંપી દીધા. તેમાં ચેદિદેશના મુખ્ય મુખ્ય યોદ્ધાઓને તો વિશેષે કરીને તેમણે યમરાજને ત્યાં વળાવી દીધા.[૫૬] એ રીતે જ્યારે ચેદીયોદ્ધાઓમાંના મુખ્ય મુખ્યનો નાશ થવા લાગ્યો, ત્યારે દ્રોણાચાર્યનાં બાણોથી પીડાયેલા પાંચાલયોદ્ધાઓ કંપવા લાગ્યા.[૫૭] હે ભારત! હે રાજા! દ્રોણાચાર્યનાં તે પ્રકારનાં કર્મો જોઈને તેઓ ભીમસેનને તથા ધૃષ્ટદ્યુમ્નને બોલાવી રહ્યા હતા.[૫૮] વળી તેઓ માંહોમાંહે કહેતા હતા કે, 'અવશ્ય આ બ્રાહ્મણે મહાદુશ્ચર તપ તપ્યું છે; કારણ કે ક્રોધાયમાન થઈને તે યુદ્ધમાં સારા સારા ક્ષત્રિયને બાળીને ભસ્મ કરી નાખે છે.[૫૯] યુદ્ધ કરવું તે ક્ષત્રિયોનો ધર્મ છે અને ઉત્કૃષ્ટ તપ તપવું તે બ્રાહ્મણોનો ધર્મ છે. તેમાંય વળી તપસ્વી અને વિદ્વાન બ્રાહ્મણ તો માત્ર દૃષ્ટિ કરીને પણ બાળી નાખે.[૬૦] હે ભારતો! ઘણા મોટા મોટા ક્ષત્રિયો, અસ્ત્રોથી તીવ્ર સ્પર્શવાળા દ્રોણરૂપી દુસ્તર અને ઘોર અગ્નિમાં પ્રવેશ કરીને બળી મૂઆ છે.[૬૧] વળી મહાતેજસ્વી દ્રોણાચાર્ય પોતાનાં બળ, ઉત્સાહ અને ધૈર્ય પ્રમાણે સર્વ ભૂતોને મોહ પમાડી દઈને, આપણા સૈન્યનો નાશ કરી નાખે છે.' તેમનાં એ વચનને સાંભળીને મહાબળવાન ક્ષત્રધર્મા દ્રોણાચાર્યની સામે યુદ્ધ કરવા ઊભો રહ્યો. ક્રોધથી ઉદ્વિગ્ન મનવાળા એ મહાબળવાન ક્ષત્રધર્માએ એક અર્ધચંદ્રાકાર બાણ મૂકીને દ્રોણાચાર્યના ધનુષ્યના બાણ સહિત ટુકડા કરી નાખ્યા એટલે ક્ષત્રિયમર્દન દ્રોણાચાર્ય અત્યંત કોપ્યા. અતિશય વેગવાળું દેદીપ્યમાન ધનુષ્ય હાથમાં લઈને તેમણે શત્રુઓના સૈન્યનો નાશ કરી નાખે તેવું તીક્ષ્ણ બાણ સાંધ્યું.[૬૨-૬૫] પછી એ બળવાન આચાર્યે ધનુષ્યને કાન સુધી ખેંચીને તે બાણ છોડ્યું, એટલે તે ક્ષત્રધર્માનો નાશ કરીને પૃથ્વીમાં પેસી ગયું.[૬૬] ત્યાં હૃદય ચિરાઈ જવાથી ક્ષત્રધર્મા પૃથ્વી પર પછડાઈ પડ્યો. આમ ધૃષ્ટદ્યુમ્નના તે પુત્રનું મરણ થવાથી સૈન્યો કંપી ઊઠ્યાં. તે પછી મહાબળવાન ચેકિતાન દ્રોણાચાર્ય સામે ચઢી આવ્યો. આવતાવેંત જ તેણે આચાર્યને દશ બાણોનો પ્રહાર કરીને છાતીમાં વીંધી નાખ્યા. વળી બીજાં ચાર બાણોથી તેણે એમના સારથિને તથા ચાર બાણોથી એમના ચારેય અશ્વોને પણ વીંધી નાખ્યા. એટલે દ્રોણાચાર્યે ત્રણ બાણો મૂકીને તેના બે બાહુઓમાં તથા છાતીમાં પ્રહાર કર્યો.[૬૭-૬૯] વળી તેમણે પુનઃ સાત બાણો વડે તેની ધ્વજાને કાપી નાખી અને ત્રણ બાણો વડે તેના સારથિને પણ હણી નાખ્યો. હે રાજા! એ રીતે જ્યારે સારથિ મરણ પામ્યો ત્યારે દ્રોણનાં બાણોથી ઢંકાઈ ગયેલા ચેકિતાનના ઘોડાઓ ત્યાંથી પલાયન કરી ગયા. એ સમયે માર્યા

ગયેલા સારથિવાળા અને નાસભાગ કરતા ઘોડાઓ-વાળા ચેકિતાનના રથને જોઈને ચેદિ, પાંચાલ તથા સૃંજયયોદ્ધાઓ રણમાં શૂરા થઈને ત્યાં એકત્ર થઈ ગયા. પણ હે રાજા ! દ્રોણાચાર્યે તે બધા-ને હાંકી કાઢ્યા અને પોતે એકલા જ તે રણભૂમિ પર અત્યંત શોભાયમાન દેખાવા લાગ્યા.[૭૦-૭૨] કાન સુધી આવેલાં પળિયાંવાળા, શ્યામ વર્ણના અને પંચાશી વર્ષની વયના તે વૃદ્ધ દ્રોણાચાર્ય સોળ વર્ષની વયના તરુણ પુરુષની જેમ તે રણ-માં ચારે બાજુ ઘૂમતા હતા.[૭૩] હે મહારાજ ! એ રીતે નિર્ભયની પેઠે ઘૂમી રહેલા એ શત્રુનાશન દ્રોણાચાર્યને શત્રુઓ સાક્ષાત્ ઇંદ્ર સમાન માનતા હતા.[૭૪] તે સમયે હે રાજા ! મહાબાહુ બુદ્ધિમાન દ્રુપદરાજા કહેવા લાગ્યો કે, 'વાઘ જેમ ક્ષુદ્ર મૃગોને મારી નાખે, તેમ આ લોભી દ્રોણ ક્ષત્રિ-યોને મારી નાખે છે.[૭૫] ખરેખર, દુષ્ટ બુદ્ધિ-નો રાજા દુર્યોધન કષ્ટદાયક નરક આદિ લોકોને પામશે; કારણ કે તેના રાજ્યલોભથી જ આ રણમાં મોટા મોટા ક્ષત્રિયો માર્યા ગયા છે.[૭૬] અરે ! સેંકડો ક્ષત્રિયો કાપી નાખેલા આખલા-ઓની પેઠે આ રણભૂમિ પર શયન કરી રહ્યા છે. લોહીલુહાણ શરીરોવાળા કેટલાય ક્ષત્રિયો કૂતરાં તથા શિયાળવાંના ભક્ષ્યરૂપ થઈ પડ્યા છે.'[૭૭] હે મહારાજ ! એ પ્રમાણે કહીને એક અક્ષૌહિણી સેનાનો નાયક એ દ્રુપદરાજ પાંડવયોદ્ધાઓને આગળ કરીને સત્વર દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરવા માટે ધસી ગયો.[૭૮]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દ્રોણાચાર્યનું પરાક્રમ' નામનો અધ્યાય ૧૨૫મો સમાપ્ત

# अध्याय १२६ मो

## યુધિષ્ઠિરની ચિંતા

॥ संजय उवाच ॥

व्यूहेष्वालोड्यमानेषु पांडवानां ततस्ततः ।
सुदूरमन्वयुः पार्थाः पांचालाः सोमकैः सह ॥ १ ॥

સંજય બોલ્યો : આમ જ્યારે દ્રોણાચાર્ય પાંડવોના વ્યૂહોને આમતેમ ચારેબાજુથી મથવા માંડ્યા, ત્યારે પાંડવો, પાંચાલો અને સોમકો રણમાં અત્યંત દૂર નીકળી ગયા.[૧] હે ભારત ! તે સમયે ભયંકર અને રોમાંચકારી સંગ્રામ ચાલી રહ્યો હતો. ત્યાં જાણે પ્રલયકાળના જેવો જગતનો ઘોર સંહાર મંડાઈ રહ્યો હોય એવું જણાતું હતું. ત્યાં યુદ્ધમાં પરાક્રમ કરી રહેલા દ્રોણાચાર્ય ત્યાં વારંવાર ગર્જનાઓ કરી રહ્યા હતા અને પાંચાલો તથા પાંડવયોદ્ધાઓનો સંહાર થતો હોવાથી તેમની સંખ્યા ક્ષીણ થઈ જતી હતી. ત્યારે હે રાજેંદ્ર ! ધર્મરાજ યુધિષ્ઠિરને કશો આરો દેખાયો નહિ. તેમને ચિંતા થવા લાગી કે, 'આનું હવે શું થશે?'[૨-૪] યુધિષ્ઠિરે અર્જુનને જોવાની ઇચ્છાથી સર્વ દિશાઓમાં નજર નાખી, પણ હાય ! તેમને અર્જુન કે સાત્યકિમાંનો કોઈ પણ દેખાયો નહિ.[૫] આમ શ્રેષ્ઠ વાનરના ચિહ્નવાળા અર્જુનને નહિ જોઈને તથા તેના ગાંડીવધનુષ્યના ટંકારને ક્યાંય નહિ સાંભળીને તેમની ઇંદ્રિયો આકુળવ્યાકુળ થઈ ગઈ.[૬] વળી અધૂરામાં પૂરું તેમણે યાદવોના મહારથી સાત્યકિને જોયો નહિ. એટલે તો ધર્મ-રાજ યુધિષ્ઠિરના અંગેઅંગમાં ચિંતા ફરી વળી.[૭] તે સમયે એ બન્ને નરોત્તમોને નહિ જોતાં, તેમને લગારે શાંતિ વળી નહિ; કારણ કે મોટા મનવાળા તે ધર્મરાજ લોકાપવાદથી હંમેશાં ડરતા હતા.[૮] મહાબાહુ ધર્મરાજ સાત્યકિના સંબંધમાં વિચારવા લાગ્યા કે, 'મિત્રોને અભય આપનારા તથા દૃઢ પ્રતિજ્ઞાવાળા સાત્યકિને મેં પોતે જ આ મહા-

રણમાં અર્જુનના રથ સામે મોકલ્યો છે; તેથી પ્રથમ અર્જુનના વિષે એક જ ચિંતા હતી, તે હવે તો બે પ્રકારની થઈ પડી છે.[૯,૧૦] સાત્યકિની તપાસ કરવાની રહી તથા ધનંજય અર્જુનની પણ શોધ કરવી બાકી રહી. આ યુદ્ધમાં અર્જુનને પગલે સાત્યકિને મોકલ્યો, તો હવે સાત્યકિને પગલે બીજા કોને હું મોકલું ? વળી હું મારા ભાઈ અર્જુનનીજ ખોળ કરાવીશ અને સાત્યકિની શોધ નહિ કરાવું, તો લોકો મારી નિંદા કરશે. તેઓ કહેશે કે, 'જગતમાં ધર્મપુત્ર તરીકે કહેવાતા રાજા યુધિષ્ઠિરે પોતાના ભાઈની શોધ કરાવી; પણ સત્યપરાક્રમી યદુવંશી સાત્યકિનો પરિત્યાગ કર્યો.' આ રીતના લોકાપવાદના ભયથી ડરીને હું પૃથાપુત્ર ભીમસેનને મહાત્મા સાત્યકિને પગલે મોકલું તો સારું. શત્રુસંહારક અર્જુનના પર જેવી મને પ્રીતિ છે, તેવી જ યુદ્ધદુર્મદ યાદવવીર સાત્યકિ પર પણ મને પ્રીતિ છે. શિનિકુમાર સાત્યકિને મેં એક મહાન કાર્યમાં જોડ્યો છે.[૧૧-૧૬] પણ મગરમચ્છ જેમ સમુદ્રમાં પ્રવેશ કરે, તેમ મહાબળવાન સાત્યકિ તો મિત્રકાર્યને અનુસરીને તથા મારું માન રાખીને ભારતી સેનામાં પેઠો છે.[૧૭] આ તરફ યુદ્ધમાં પાછા નહિ હઠનારા શૂરાઓનો માંહોમાંહે શબ્દ સંભળાય છે. અવશ્ય તેઓ બધા બુદ્ધિમાન યદુવીર સાત્યકિ સામે યુદ્ધ કરી રહ્યા છે.[૧૮] માટે જે સ્થળે મહારથી અર્જુન તથા સાત્યકિ ગયા છે, તે સ્થળે ધનુર્ધર પાંડવ ભીમસેન જાય એ મને ગમે છે; તે જ મારો સમયોચિત અતિ દૃઢ નિશ્ચય છે. વળી ભીમસેનને આખી પૃથ્વીમાં કંઈ અસહ્ય હોય તેવું છે જ નહિ.[૧૯,૨૦] પૃથ્વીના સર્વ ધનુર્ધરોની સામે તે સાવધાન થઈને યુદ્ધ કરવામાં સમર્થ છે; એટલું જ નહિ પણ પોતાના બાહુબળનો આશ્રય કરીને તે અનાયાસે શત્રુઓની સામે મોરચો બાંધવા પણ શક્તિમાન છે.[૨૧] વળી તે મહાત્મા ભીમસેનના બાહુબળનો આશ્રય કરીને અમે વનવાસથી સુખરૂપ પાછા આવ્યા છીએ, તેમ જ કેટલાંએક યુદ્ધોમાં પરાજય પામ્યા નથી.[૨૨] આમ પાંડુપુત્ર ભીમસેન અહીંથી સાત્યકિ સામે જશે એટલે તુરત અર્જુન તથા સાત્યકિ સનાથ થશે.[૨૩] આમ તો અર્જુન તથા સાત્યકિના સંબંધમાં શોક કરવાનું જરા પણ કારણ નથી; કારણ કે શ્રીકૃષ્ણ તે બન્નેની રક્ષા કરે છે. વળી તેઓ પોતે પણ શસ્ત્રકુશળ છે, તોપણ મારે મારા પોતાના શોકનો વિનાશ અવશ્ય કરવો જોઈએ અને તે માટે જ ભીમસેનને સાત્યકિને પગલે મોકલીશ.[૨૪,૨૫] વળી તેમ કરવાથી જ સાત્યકિ માટે યોગ્ય ઉપાય થયેલો હું માનીશ.' ધર્મપુત્ર યુધિષ્ઠિરે મનમાં આવો નિશ્ચય કર્યો.[૨૬] પછી યુધિષ્ઠિરરાજે પોતાના સારથિને કહ્યું કે, 'મને તું ભીમસેન પ્રત્યે લઈને ચાલ.' ધર્મરાજાનું એ વચન સાંભળીને અશ્વકળામાં કુશળ એવો તે સારથિ ધર્મરાજના સુવર્ણથી મઢેલા રથને ભીમસેન પાસે લઈ ગયો. તે સમયે સમયોચિત કાર્યનું ચિંતન કરતા રાજા યુધિષ્ઠિર ભીમસેન પાસે આવીને ઘણા દુઃખમાં ડૂબી ગયા, તોપણ તેને આજ્ઞા કરવા લાગ્યા. દુઃખના આવેશવાળા તે રાજાએ ભીમસેનને હાંક મારીને બોલાવ્યો.[૨૭-૨૯] ત્યાં હે રાજન્! કુંતીપુત્ર યુધિષ્ઠિરે તેને આ વચન કહ્યું: 'હે ભીમસેન! તારા જે નાના ભાઈએ એક રથની જ સહાય લઈને, દેવો, ગંધર્વો તથા દૈત્યોને જીત્યા છે, તેનું જ નામનિશાન આજે મારા જોવામાં આવતું નથી.' એટલે દુઃખી સ્થિતિમાં આવેલા તે ધર્મરાજનું આ વચન સાંભળીને ભીમસેન બોલી ઊઠ્યો કે, 'હે રાજેંદ્ર! તમને આવું દુઃખ પૂર્વે કદી થયું હોય તેવું મારા જોવામાં આવ્યું નથી કે કદી મેં સાંભળ્યું પણ નથી. અરે! પૂર્વે જ્યારે

અમે બધા દુઃખથી ગભરાઈ ગયા હતા, ત્યારે તમે એક જ અમારા આધાર તરીકે રહ્યા હતા. માટે તમે ધીર થાઓ, ઊઠો અને મને આજ્ઞા કરો. હું તમારું કયું કામ કરું? હે માનદ રાજા! આ જગતમાં મને કંઈ અસાધ્ય કે અકાર્ય નથી.[૩૦-૩૩] માટે હે કુરુશ્રેષ્ઠ રાજા! મને આજ્ઞા કરો, તમારા મનને શોકમાં ન નાખો.' એટલે કાળા નાગની પેઠે ફૂંફાડા મારતા અને કરમાઈ ગયેલા મુખવાળા રાજા યુધિષ્ઠિર આંસુભર્યા કંઠે ભીમસેનને આ વાક્ય બોલ્યા: 'ઓ ભીમસેન! કોપાયમાન થયેલા યશસ્વી વાસુદેવે વગાડેલા આ પાંચજન્ય શંખનો શબ્દ જેવો સંભળાય છે, તેવો અર્જુનના શંખનો શબ્દ સંભળાતો નથી. માટે મને નિઃશંક લાગે છે કે, તારો ભાઈ અર્જુન આજે મરણ પામીને રણમાં શયન કરી ગયો છે.[૩૪-૩૬] ધનંજય હણાયો છે, તેથી જ એ જનાર્દન યુદ્ધ કરી રહ્યા છે. એ સત્ત્વવાન અર્જુનના પરાક્રમને લીધે પાંડવો જીવી રહ્યા છે અને ભયને પ્રસંગે દેવો પણ એ ઇંદ્ર સમાન અર્જુનને શરણે જાય છે. તે શૂરો અર્જુન જયદ્રથને પહોંચી વળવા માટે ભારતી સેનામાં ગયો છે.[૩૭,૩૮] હે ભીમસેન! તે સેનામાં ગયો છે એટલું જ આપણે બધા જાણીએ છીએ; પણ તેના પાછા ફર્યાની આપણને ખબર નથી. એ ગુડાકેશ શ્યામ વર્ણવાળો, યુવાન, દેખાવડો, વિશાળ છાતીવાળો, મહાબાહુ, મદોન્મત હાથી સમાન પરાક્રમી, ચકોર નેત્રવાળો, લાલ મુખવાળો અને શત્રુઓને ભય વધારનારો છે. હે શત્રુદમન ભીમસેન! તારું કલ્યાણ થાઓ. મારું શોકનું સ્થાન તે આ જ છે. હે મહાબાહુ! હવ્ય પદાર્થ હોમવાથી પ્રદીપ્ત થયેલો અગ્નિ જેમ પુનઃ પુનઃ વૃદ્ધિ પામે છે, તેમ મારો શોક પણ સાત્યકિ અને અર્જુનના કારણે વધે છે. એ અર્જુનનો ધ્વજ પણ મારા જોવામાં આવતો નથી, તેથી મને શોક થાય છે.[૩૯-૪૨] વળી પુરુષવ્યાઘ્ર મહારથી સાત્યકિના સંબંધમાં પણ તું આ જાણ. તે પણ તારા મહારથી ભાઈની પાછળ પાછળ ગયો છે. એ મહાબાહુને નહિ જોતાં મને કષ્ટ થાય છે. મને તો એમ જ લાગે છે કે, અર્જુન મરણ પામ્યો છે અને તે સાત્યકિ સેનાનો નાયક થઈને યુદ્ધ કરી રહ્યો છે.[૪૩,૪૪] એનો કોઈ સહાયક પણ નથી, તેથી મને ઘણું દુઃખ થાય છે. ખરેખર! અર્જુનનું મરણ થયેલું છે અને તેથી જ યુદ્ધકુશળ શ્રીકૃષ્ણ આ સમયે યુદ્ધ કરી રહ્યા છે.[૪૫] હે શત્રુતાપન ભીમસેન! તે બન્નેના સંબંધમાં મારું અંતઃકરણ શુદ્ધ રહેતું નથી. માટે હે કુંતાપુત્ર! જે સ્થળે તે અર્જુન ગયો છે તથા જે સ્થળે તે મહાવીર્યવાન સાત્યકિ ગયો છે, તે સ્થળે તું પણ જો મારા વચનને તારું કર્તવ્ય માનતો હોય તો જા. હે ધર્મજ્ઞ! હું તારો મોટો ભાઈ થાઉં છું, તો તારે મારું વચન પાળવું જ જોઈએ. તારે સાત્યકિને જેવો પ્રિય જાણવો જોઈએ તેવો અર્જુનને નહિ જાણવો જોઈએ (અર્થાત્ સાત્યકિને અર્જુન કરતાં પણ વિશેષ પ્રિય માનવો જોઈએ); કારણ કે હે પૃથાનંદન! તે સાત્યકિ મારું પ્રિય કરવાની ઇચ્છાથી અર્જુનને પગલે અકુશળ આત્માવાળા પુરુષોને અગમ્ય એવી આ ઘોર ભારતી સેનામાં દાખલ થયો છે. માટે હે પાંડવ! તું પણ ત્યાં જા અને શ્રીકૃષ્ણ, અર્જુન તથા સાત્યકિને કુશળ જોઈને તું મને સિંહનાદ કરીને ભાળ આપ.[૪૬-૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'યુધિષ્ઠિરની ચિંતા' નામનો અધ્યાય ૧૨૬ મો સમાપ્ત

# અધ્યાય ૧૨૭મો

## ભીમસેનનો કૌરવસેનામાં પ્રવેશ

॥ भीमसेन उवाच ॥

**ब्रह्मेशानेन्द्रवरुणानवहद्यः पुरा रथः ।**
**तमास्थाय गतौ कृष्णौ न तयोर्विद्यते भयम् ॥ १ ॥**

ભીમસેન બોલ્યો : પૂર્વે બ્રહ્મા, શંકર, ઇંદ્ર અને વરુણ યુદ્ધ સમયે જે રથમાં બેસતા હતા, તે રથમાં બેસીને અર્જુન તથા શ્રીકૃષ્ણ યુદ્ધ કરવા ગયા છે; માટે તે બન્નેને કોઈ જાતનો ભય હોય નહિ.[1] છતાં આપની આજ્ઞાને મસ્તકે ચડાવીને હું આ આવ્યો. તમે શોક મા કરો. તે પુરુષવ્યાઘ્રોને મળીને હું આપને તેમનો કુશળ સંદેશ આપીશ.[2]

સંજય બોલ્યો : એ પ્રમાણે કહીને બળવાન ભીમસેને ધૃષ્ટદ્યુમ્ન તથા બીજા કેટલાએક મિત્રોને ફરીફરીને યુધિષ્ઠિરરાજાનું રક્ષાકર્મ સોંપ્યું અને પછી પોતે શત્રુઓ સામે પ્રયાણ કરી ગયો.[3] ત્યાં મહાબળવાન ભીમસેને ધૃષ્ટદ્યુમ્નને આ પ્રમાણે કહ્યું કે, 'હે મહાબાહુ ! તમે જાણો છો કે, મહારથી દ્રોણાચાર્ય ધર્મરાજને પકડવા માટે સર્વ ઉપાયે મથે છે. હે પાર્ષત્ ! યુધિષ્ઠિરરાજનું રક્ષણ કરવામાં જેવું મારું આવશ્યક કર્તવ્ય રહ્યું છે, તેવું મારે અર્જુન પાસે જવામાં રહ્યું નથી. પૃથાનંદન યુધિષ્ઠિરે મને આ આજ્ઞા આપી છે અને હું તેને પાછી ઠેલવાની હામ ધરી શકતો નથી. આથી હું તો જ્યાં પેલો સિંધુરાજ મરણની ભોંય સૂંઘતો ઊભો છે ત્યાં જઈશ જ. મારે કોઈ જાતની શંકા કર્યા વિના ધર્મરાજાનું કહેલું માનવું જ જોઈએ.[4-7] હું મારા ભાઈ અર્જુન તથા બુદ્ધિમાન સાત્યકિને પગલે જાઉં છું. તમે આજના રણમાં બરાબર સાવધ થઈને રાજા યુધિષ્ઠિરનું રક્ષણ કરજો.[8] આ યુદ્ધમાં સર્વ કાર્યોમાંનું પરમ કર્તવ્ય કાર્ય આ જ છે.' હે મહારાજ ! ધૃષ્ટદ્યુમ્ને ભીમસેન પ્રત્યે કહ્યું.[9] 'હે પૃથાપુત્ર ! હું તમારું ઇચ્છિત પૂર્ણ કરીશ. તમે કોઈ જાતનો વિચાર કર્યા વિના સુખેથી જાઓ. આજના યુદ્ધમાં દ્રોણાચાર્ય ધૃષ્ટદ્યુમ્નને માર્યા વિના ધર્મરાજને સંગ્રામમાં કેદ પકડી શકશે જ નહિ.' આમ ભીમસેને યુધિષ્ઠિરરાજાને ધૃષ્ટદ્યુમ્નના રક્ષણ તળે મૂક્યા. પછી તે પોતાના મોટાભાઈને પ્રણામ કરીને, જે માર્ગે અર્જુન ગયો હતો તે માર્ગે પ્રયાણ કરી ગયો. હે ભારત ! તે સમયે ધર્મરાજાએ ભીમસેનને ભેટીને તથા તેનું મસ્તક સૂંઘીને શુભ આશીર્વાદ આપ્યા. ભીમસેને પણ બ્રાહ્મણોનું પૂજન કર્યું અને પ્રદક્ષિણા કરીને તે સર્વનાં મનને સંતુષ્ટ કર્યાં.[10-13] પછી આઠ મંગલ× પદાર્થોનો સ્પર્શ કરીને તથા કૈરાતક મધુનું પાન કરીને દ્વિગુણ ઉત્સાહને ધારણ કરનારો એ વીર ભીમસેન મદથી લાલચોળ કટાક્ષયુક્ત નેત્રવાળો દેખાવા લાગ્યો.[14] બ્રાહ્મણોએ જેને માટે સ્વસ્તિવાચન કર્યું છે તથા જેને પોતાના વિજયની ઉત્પત્તિ આગળથી જ સૂચિત થઈ છે, એવો તે ભીમસેન પોતાની બુદ્ધિને વિજયના આનંદથી ભરપૂર જોવા લાગ્યો.[15] હવે અનુકૂળ વાયુથી શીઘ્ર દેખાતા જયોદયવાળો એ મહાબાહુ ભીમસેન કવચ, સુંદર કુંડળો, બાજુબંધ તથા હાથનાં મોજાંઓને ધારણ કરીને પોતાના રથમાં બેઠો. તે સમયે તેણે કેવળ લોખંડનું બનાવેલુ તથા સુવર્ણ સમાન ચળકતું મહાઋદ્ધિમાન કવચ આખા શરીરે ધારણ કર્યું હતું. તેથી તે વીજળીઓના ઝબકારાવાળા મેઘ સરખો શોભતો હતો. તેણે પીળાં, લાલ, કાળાં તથા શ્વેત વર્ણનાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને કંઠત્રાણ

× अनलं गाहिरण्यं च दूर्वागोरोचनामृतम् ।
अक्षतं दधि चेत्यष्टौ मङ्गलानि प्रचक्षते ॥
અગ્નિ, ગાય, સોનું, દૂર્વા (ધરો), ગોરોચન, અમૃત, ચોખા અને દહીં—આ આઠ પદાર્થોને શાસ્ત્રકારો માંગલિક કહે છે. —નીલકંઠ

ધારણ કર્યું હતું; તેથી તે ઇંદ્રધનુષ્યવાળા મેઘ સરખો શોભતો હતો. હે પૃથ્વીનાથ! જ્યારે ભીમસેને યુદ્ધ કરવાની ઇચ્છાથી તમારા સૈન્ય તરફ પ્રયાણ કર્યું, ત્યારે પાંચજન્ય શંખનો ઘોર શબ્દ પુનઃ થવા લાગ્યો. ત્રણેય લોકને ત્રાસ પમાડનાર તે મહાઘોર નિનાદને સાંભળીને ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજ મહાબાહુ ભીમસેનને પુનઃ કહેવા લાગ્યા કે, 'ઓ ભીમ! જો, યાદવવીર શ્રીકૃષ્ણે ઘણા જોસથી આ શંખરાજ વગાડ્યો છે, અને તેથી તેમણે પૃથ્વી તથા આકાશને ગજાવી મૂક્યાં છે. અવશ્ય અર્જુન અતિ મહાન સંકટમાં આવી પડ્યો છે અને તેથી જ ચક્રગદાધારી શ્રીકૃષ્ણ સર્વ કૌરવો સાથે યુદ્ધ કરી રહ્યા છે. પૂજ્ય માતા કુંતાએ તથા બંધુઓની સાથે સુભદ્રા અને દ્રૌપદીએ પ્રથમથી જ કહ્યું હતું કે, આજનાં નિમિત્ત ઘણાં ભયંકર છે. માટે હે ભીમસેન! તું સત્વર અહીંથી જા અને જ્યાં અર્જુન છે ત્યાં પહોંચી જા.[૧૯-૨૪] હે પાર્થ! આજે અર્જુનને જોવાની ઇચ્છાથી તથા સાત્યકિના કારણથી સર્વ દિશાઓ અને વિદિશાઓ જાણે મોહ વડે ઢંકાઈ જતી હોય તેમ મને લાગે છે.[૨૫] માટે જા, જલદી જા.' મોટાભાઈની આ પ્રમાણે આજ્ઞા થતાં પ્રતાપી ભીમસેન એકાએક શત્રુઓ સામે ધસી ગયો. એ સમયે તેણે ચંદનઘોના ચામડાનું બનાવેલું હાથકવચ પહેર્યું હતું અને હાથમાં ધનુષ્ય ધારણ કર્યું હતું. મોટાભાઈની પ્રેરણાથી પોતાના ભાઈ અર્જુનનું પ્રિય કરનાર તે ભીમસેને દુંદુભિ વગાડીને શંખનાદ કરી મૂક્યો અને સિંહ સમાન ગર્જના કરીને તે ધનુષ્યની પણછને વારંવાર ખેંચવા લાગ્યો.[૨૬-૨૮] તે શબ્દથી વીરપુરુષોનાં મનનું ધૈર્ય ખૂટી ગયું. આમ ભીમસેને ઘોર સ્વરૂપ ધારણ કરીને શત્રુઓની સામે એકદમ ધસારો કર્યો.[૨૯] ત્યાં મન તથા વાયુ સમાન વેગવાળા અને મોટા હણહણાટ શબ્દ કરતા તેના ઉત્તમ ઘોડાઓ વિશોક નામના તેના સારથિની પ્રેરણાથી ભીમસેનને યુદ્ધમાં આગળ વહેતા હતા.[૩૦] કાપાકાપ કરતા, બાણો મૂકીને વીંધી નાખતા, ધનુષ્યની દોરીને વારંવાર ખેંચતા તથા હાથ વડે સારી રીતે ટંકારવ કરીને બાણોને ફેંકતા તે ભીમસેને જોતજોતામાં સેનાના અગ્રભાગને તોડી નાખ્યો.[૩૧] જે વેળા ભીમસેને પ્રયાણ કર્યું, તે વેળા દેવો જેમ ઇંદ્રની પાછળ જાય, તેમ શૂરા પાંચાલો અને સોમકો એ મહાબાહુની પાછળ પાછળ જતા હતા.[૩૨] હે મહારાજ! તમારા પુત્રો પણ તે સમયે એકત્ર થઈને ભીમસેનને ઘેરી વળ્યા હતા. આમ દુઃશલ, ચિત્રસેન, કુંડભેદી, વિવિંશતિ, દુર્મુખ, દુઃસહ, વિકર્ણ, શલ, વિંદ, અનુવિંદ, દીર્ઘબાહુ, સુદર્શન, વૃંદારક, સુહસ્ત, દીર્ઘલોચન, સુષેણ, અભય, રૌદ્રકર્મા, સુવર્મા અને દુર્વિમોચન વગેરે ઉજ્જ્વળ રથીશ્રેષ્ઠો પોતાનાં પાયદળ સૈન્યોને તથા અનુચરોને સાથે લઈને બરાબર સાવધાનીપૂર્વક ભીમની સામે ત્યાં યુદ્ધ કરવા ધસી આવ્યા. હવે મહારથી ભીમસેન તે શૂરાઓથી ચારેબાજુ યુદ્ધમાં ઘેરાઈ ગયો હતો. પણ સિંહ જેમ ક્ષુદ્ર મૃગો પર ચઢી જાય, તેમ એ પરાક્રમી કુંતાપુત્ર ભીમસેન તેમને જોઈને તેમના ઉપર વેગપૂર્વક ચઢી ગયો.[૩૩-૩૭] એટલે તે વીરો પણ પોતાનાં દિવ્ય મહાસ્ત્રોને ત્યાં દેખાડવા લાગ્યા અને મેઘો જેમ ઉદય પામેલા સૂર્યને છાઈ દે, તેમ તેઓ બાણો વડે ભીમસેનને છાઈ દેવા લાગ્યા. છતાં ભીમસેને તે બધાને વેગપૂર્વક હડાવી દીધા અને પોતે દ્રોણાચાર્યના સૈન્ય તરફ ધસી ગયો. ત્યાં આગળ ઊભેલા હસ્તિસૈન્યને તે બાણોનો વરસાદ વરસાવીને છાઈ દેવા લાગ્યો.[૩૮,૩૯] થોડા સમયમાં તો પવનપુત્ર ભીમસેને બાણો મૂકી

મૂકીને તે હસ્તિસૈન્યને સર્વ દિશાઓમાં વિખેરી નાખ્યું.[૪૦] જેમ શરભની ગર્જનાથી ત્રાસ પામેલાં મૃગો નાસી જાય, તેમ ત્યાં ભીમસેને ત્રાસ પમાડેલા હાથીઓ ભયંકર શબ્દો કરતા કરતા રણમાંથી નાસી ગયા.[૪૧] પછી ભીમસેને ઘણો વેગ કરીને દ્રોણાચાર્યના સૈન્ય સામે ધસારો કર્યો, એટલે કિનારો જેમ તુરત ઉછળતા સમુદ્રને અટકાવી રાખે, તેમ દ્રોણાચાર્યે એ ભીમને અટકાવી રાખ્યો.[૪૨] વળી તેમણે હસતાં હસતાં એક નારાચબાણ મૂકીને ભીમસેનને લલાટમાં પ્રહાર પણ કર્યો અને એથી પાંડુનંદન ભીમસેન ત્યાં ઊંચાં કિરણવાળા સૂર્ય સમાન શોભવા લાગ્યો. દ્રોણાચાર્ય માનતા હતા કે, 'અર્જુને જે રીતે મારી પૂજા કરી હતી, તે રીતે આ ભીમસેન પણ કરશે.' એથી તેમણે ભીમસેનને કહ્યું કે, 'હે મહાબળવાન ભીમસેન! આજે શત્રુ તરીકે સામા ઊભેલા મને યુદ્ધમાં જીત્યા વિના તારાથી શત્રુસેનામાં પ્રવેશ થઈ શકે તેમ નથી.[૪૩-૪૫] તારો નાનો ભાઈ અર્જુન પણ મારી સંમતિથી જ સેનામાં દાખલ થઈ શક્યો છે. માટે તું મને જીત્યા વિના મારા સૈન્યમાં પ્રવેશ કરી શકશે નહિ.'[૪૬] એ ગુરુવાક્ય સાંભળીને, નિર્ભય રહેલો તે ભીમસેન એકદમ ક્રોધાયમાન થઈ ગયો અને લાલચોળ આંખો કરીને તેણે દ્રોણને ઝટપટ ઉત્તર આપ્યો કે,[૪૭] 'ઓ નીચ બ્રાહ્મણ! અર્જુન કંઈ તારી સંમતિથી રણાંગણમાં પેઠો નથી. તે દુરાધર્ષ અર્જુન તો ઇંદ્રના સૈન્યમાં પણ પેસી શકે એમ છે.[૪૮] તેણે તારી પરમ પૂજા કરીને તારું માન જાળવ્યું છે; પણ હું કંઈ એ દયાળુ અર્જુન નથી, હું તો તારો શત્રુ ભીમસેન છું.[૪૯] આજ દિવસ સુધી તું અમારો પિતા, ગુરુ તથા બંધુ હતો, તેમ જ અમે તારા પુત્રો હતા અને એ રીતે જ અમે માનતા હતા. આથી અમે તને નમતા—ભજતા રહેતા હતા.[૫૦] પણ આજે તું આમ પોતાને શત્રુ તરીકે કહી સંભળાવે છે અને તારામાં અમારા તરફનું વિરુદ્ધ વર્તન સ્પષ્ટ દેખાય છે. જો તું તારા આત્માને અમારા શત્રુ તરીકે માને છે, તો ભલે અહીં તે પ્રમાણે જ હો.[૫૧] આ હું ભીમસેન પણ એક શત્રુને યોગ્ય એવું કર્મ કરી દેખાડું છું.' એ પ્રમાણે કહીને ભીમસેને કાળ જેમ કાળદંડને ફેરવે, તેમ ગદાને ફેરવીને દ્રોણ સામે ફેંકી. તે સમયે હે રાજન્! દ્રોણાચાર્ય રથ પરથી એકદમ કૂદી પડ્યા અને જોતજોતામાં તો તે ગદાએ ઘોડા, સારથિ તથા ધ્વજ સાથે દ્રોણાચાર્યના રથના ભુક્કા કરી નાખ્યા.[૫૨,૫૩] વળી વાયુ જેમ બળથી વૃક્ષોને ભાંગી નાખે, તેમ તે ગદાએ ત્યાં અનેક યોદ્ધાઓનો ઘાણ કાઢી નાખ્યો. તે પછી તમારા પુત્રો ફરી એ મહારથીની આસપાસ વીંટાઈ વળ્યા.[૫૪] એ ગાળામાં પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્ય પણ બીજા રથ પર બેસીને વ્યૂહના મોખરામાં આવી પહોંચ્યા અને યુદ્ધ કરવા સજ્જ થઈ રહ્યા.[૫૫] તે વેળા હે મહારાજ! પરાક્રમી ભીમસેન ઘણો ક્રોધે ભરાયો હતો, અને તેણે પોતાની આગળ ઊભેલા રથસૈન્યને બાણોનો વરસાદ વરસાવી છાઈ દીધું.[૫૬] તમારા મહારથી પુત્રો એ રીતે યુદ્ધમાં માર ખાતા હતા, છતાં પણ વિજયની ઇચ્છા રાખીને તથા ભયંકર બળ કરીને તેઓ ભીમ સામે યુદ્ધ કરી રહ્યા હતા.[૫૭] પછી દુઃશાસન એકદમ ક્રોધાયમાન થઈ ગયો. ભીમસેનને મારી નાખવાની ઇચ્છાથી તેણે તદ્દન લોખંડની બનાવેલી એક તીક્ષ્ણ રથશક્તિ તેના પર ફેંકી.[૫૮] તમારા પુત્રે છોડેલી તે મહાશક્તિને પોતાની સામે ધસી આવતી જોઈને ભીમસેને તેના બે ટુકડા કરી નાખ્યા, તે ઘણું આશ્ચર્યજનક દેખાતું હતું.[૫૯] પછી કોપાયમાન થયેલા

બળવાન ભીમસેને ત્રણ તીક્ષ્ણ બાણો મૂકીને કુંડભેદી, સુષેણ અને દીર્ઘનેત્રને મારી નાખ્યા.[૬૦] વળી યુદ્ધ કરી રહેલા તમારા એ વીરપુત્રોની સમક્ષ તેણે કૌરવોની કીર્તિ વધારનારા વીર વૃંદારકને પણ હણી નાખ્યો.[૬૧] ત્યાં અભય, રૌદ્રકર્મા અને દુર્વિમોચન નામના તમારા બીજા ત્રણ પુત્રોને પણ ભીમસેને ત્રણ બાણો મૂકીને મારી નાખ્યા.[૬૨] હે મહારાજ! બળવાન ભીમસેને એ રીતે જ્યારે તમારા પુત્રોને એક પછી એક મારવા માંડ્યા, ત્યારે તેમણે ચારે બાજુથી ભીમસેન સામે હલ્લો કર્યો.[૬૩] ગ્રીષ્મઋતુની આખરમાં ચારે બાજુથી ચડી આવેલા મેઘો, જેમ પર્વત પર ધારાઓથી વૃષ્ટિ કરી મૂકે, તેમ તે બધા યુદ્ધમાં ભયંકર કર્મ કરવાવાળા પાંડુપુત્ર ભીમસેન પર બાણોની વૃષ્ટિ કરી રહ્યા.[૬૪] પણ પથ્થરોની વૃષ્ટિને ઝીલી લેતો કોઈ એક પર્વત જેમ ડગે નહિ, તેમ તેમની બાણમય વૃષ્ટિને ઝીલી લેતો શત્રુસંહારક ભીમસેન પણ જરાય ડગ્યો નહિ.[૬૫] તેણે તો વિંદ, અનુવિંદ તથા સુવર્મા નામના તમારા પુત્રોને હસતાં હસતાં જ યમલોકમાં મોકલી દીધા.[૬૬] પછી હે ભરતશ્રેષ્ઠ! તેણે તમારા વીરપુત્ર સુદર્શનને યુદ્ધમાં એકદમ વીંધી નાખ્યો એટલે તે રણમાં ઢળી પડ્યો અને મરણ પામ્યો. પછી પાંડુનંદન ભીમસેને પળવારમાં તે રથસૈન્યને સર્વ દિશાઓમાં જોઈ લીધું અને તેણે બાણો છોડીને તેને તદ્દન વીંખી જ નાખ્યું.[૬૭,૬૮] એથી હે પૃથ્વીપતિ! સિંહની ગર્જના સાંભળીને જેમ મૃગોના ટોળામાં ભંગાણ પડે, તેમ ભીમસેનના રથઘોષને સાંભળીને તમારા પુત્રોના ટોળામાં પણ મોટું ભંગાણ પડ્યું.[૬૯] ભીમસેનના ભયથી વિહ્વળ થઈને તેઓ બધા એકાએક રણમાંથી નાસવા જ લાગ્યા, પણ કુંતાનો પુત્ર ભીમસેન તો તેમના મહાન સૈન્યની પાછળ પડ્યો.[૭૦] હે રાજન્! તે તો ચારેબાજુથી કૌરવોને વીંધવા જ લાગ્યો. હે મહારાજ! એ પ્રમાણે ભીમસેનનો માર ખાઈ રહેલા તમારા પુત્રો તેને ત્યાં જ પડતો મૂકીને પોતાના ઉત્તમ ઘોડાઓને દોડાવતા દોડાવતા રણમાંથી પલાયન કરી ગયા. એ રીતે મહાબળવાન ભીમસેન પણ તેમને જીતીને, સિંહનાદ તથા બાહુઓનો અવાજ કરવા લાગ્યો. વળી તેણે તાળીઓના અતિ મહાન શબ્દ કરીને રથસૈન્યને ત્રાસ પમાડ્યો. પછી મહાબળવાન ભીમસેને સારા સારા યોદ્ધાઓનો સંહાર કરીને તથા કેટલાએક રથીયોદ્ધાઓને ઓળંગી જઈને દ્રોણના સૈ॰ તરફ ધસારો કર્યો.[૭૧-૭૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમં 'ભીમસેનનો પ્રવેશ તથા તેનું પરાક્રમ' નામનો અધ્યાય ૧૨૭મો સમાપ્ત

## अध्याय १२८मो

### ભીમસેનનો કૌરવસૈન્યમાં પ્રવેશ અને યુધિષ્ઠિરનો હર્ષ

॥ संजय उवाच ॥

समुत्तीर्णं रथानीकं पांडवं विहसन् रणे।
विवारयिपुराचार्यः शरवर्षैरवाकिरत् ॥ १ ॥

સંજય બોલ્યો: આમ પાંડુપુત્ર ભીમસેન રથસૈન્યને વટાવીને આગળ વધી રહ્યો હતો, ત્યારે તેને અટકાવવાની ઇચ્છાથી દ્રોણાચાર્ય, હસતા હસતા બાણોની વૃષ્ટિ કરીને તેને રણમાં ઢાંકી દેવા લાગ્યા.[૧] પણ પોતાના બળની માયાથી કૌરવભાઈઓને મોહ પમાડતો તે ભીમસેન તો દ્રોણાચાર્યના ધનુષ્યમાંથી છૂટેલાં એ બાણોને જાણે પી જતો હોય એમ જણાતું હતું. તે સમયે તમારા પુત્રોની આજ્ઞા થતાં કેટલાએક પરમ ધનુર્ધર રાજાઓ રણમાં ઘણો વેગ કરીને ચારેબાજુથી તેને ઘેરી વળ્યા.[૨,૩] હે ભારત! ભીમસેન જ્યારે તે રાજાઓથી ઘેરાઈ ગયો, ત્યારે તેણે મંદ હાસ્ય

કરીને સિંહની પેઠે ગર્જના કરી અને તેમને માટે ઘોર ગદા ઊંચી કરી.[૪] ત્યાં તેણે શત્રુપક્ષનો વિનાશ કરનારી તે ગદાને વેગપૂર્વક ફેંકી. તે ગદા જાણે ઇંદ્રે સર્વ શક્તિને એકત્ર કરીને વજ્ર ફેંક્યું હોય તેવી જણાતી હતી. હે મહારાજ! તે ગદાએ તમારા ઘણા સૈનિકોને રણમાં છૂંદી જ નાખ્યા.[૫] હે રાજન્! મહાન ઘોષથી પૃથ્વીને ગજાવી મૂકતી તથા તેજથી ઝળહળ થતી તે ભયંકર ગદાએ તમારા પુત્રોને ત્રાસ વર્તાવી દીધો.[૬] મહાવેગથી પડતી અને તેજથી ચળકાટ કરતી તે ગદાને જોઈને તમારા પક્ષના સર્વ યોદ્ધાઓ ભયંકર શબ્દો કરતા કરતા રણમાંથી નાસાનાસ કરવા લાગ્યા.[૭] હે રાજા! તે ગદાના અસહ્ય શબ્દને સાંભળતાં જ કેટલાએક તો ધરણી પર ઢળી પડ્યા અને કેટલાએક રથીયોદ્ધાઓ રથ પરથી નીચે ગબડી પડ્યા. આમ ભીમસેન હાથમાં ગદા લઈને, તમારા યોદ્ધાઓનો સંહાર કરવા લાગ્યો અને જેમ વાઘની ગંધ આવતાં ભયભીત થયેલા મૃગો નાસી જાય, તેમ તેઓ ત્યાંથી પલાયન કરી જવા લાગ્યા.[૮] આ પ્રમાણે કુંતાપુત્ર ભીમસેને પોતાના દુર્જય શત્રુઓને રણમાંથી ભગાડ્યા અને પોતે પક્ષીરાજ ગરુડની પેઠે વેગપૂર્વક સેનાને ઓળંગી ગયો.[૯,૧૦] હે મહારાજ! રથસૈન્યના સેનાપતિનો પણ સેનાપતિ તે ભીમસેન જ્યારે આમ સૈનિકોનો નાશ કરી રહ્યો હતો, ત્યારે દ્રોણાચાર્ય તેની સામે ચઢી આવ્યા.[૧૧] તેમણે બાણોરૂપી તરંગથી ભીમસેનને આગળ વધતો અટકાવ્યો અને એકાએક પાંડવોને ભય ઉપજાવનારો તુમુલ સિંહનાદ કરી મૂક્યો.[૧૨] ત્યાં હે મહારાજ! દ્રોણાચાર્ય અને મહાત્મા ભીમસેન વચ્ચે, દેવો અને અસુરો વચ્ચે થયેલા યુદ્ધ જેવું અતિ મહાન ઘોર યુદ્ધ થયું હતું.[૧૩] ત્યાં દ્રોણાચાર્યના ધનુષ્યમાંથી છૂટેલાં તીક્ષ્ણ બાણોએ સેંકડો અને હજારો વીર પુરુષો સંહારવા માંડ્યા.[૧૪] એટલે ભીમસેન વેગપૂર્વક રથ પરથી નીચે કૂદી પડ્યો અને આંખો મીંચીને પગપાળો દ્રોણાચાર્યની સામે જવા લાગ્યો.[૧૫] એ વેળા ભીમસેને પોતાના મસ્તકને ખભા પર ટેકવ્યું હતું અને બન્ને હાથોને વક્ષઃસ્થળ પર સ્થિર કર્યા હતા. ત્યાં તે બળવાન ભીમસેન મન, વાયુ અને ગરુડ જેવો વેગ કરીને દ્રોણાચાર્યની સામે આગળ વધ્યે જતો હતો.[૧૬] જેમ કોઈ માતેલો આખલો વરસાદનાં ઝાપટાંને રમતમાત્રમાં ઝીલે છે, તેમ પુરુષવ્યાઘ્ર ભીમસેન પણ દ્રોણાચાર્યનાં બાણોની ઝડીને ઝીલ્યે જતો હતો. હે રાજા! આ પ્રમાણે માર પડતો હતો, છતાં તે મહાબળવાન ભીમસેન રણમાં દ્રોણાચાર્યના રથ પાસે પહોંચી ગયો. તુરત જ હાથ વડે તેમના રથને ઈષના ભાગમાં પકડીને તે પૃથ્વી પર ઝીંકવા લાગ્યો.[૧૭,૧૮] આમ હે રાજન્! ભીમસેને દ્રોણાચાર્યને રણમાં ઉછાળી નાખ્યા, એટલે તે સત્વર બીજા રથમાં બેસીને પુનઃ વ્યૂહના મોખરામાં આવી પહોંચ્યા. ભાંગી ગયેલા ઉત્સાહવાળા પોતાના ગુરુને આમ પાછા સામા આવતા જોઈને, ભીમસેન વેગપૂર્વક તેમની પાસે જઈ પહોંચ્યો અને અત્યંત ક્રોધ કરીને તેણે તે રથને પણ ધૂંસરીના ભાગમાંથી પકડીને પૃથ્વી પર પટકી નાખ્યો. સાથે સાથે ત્યાં ભીમસેને અતિરથી દ્રોણાચાર્યને પણ ઉછાળી નાખ્યા હતા. એ પ્રમાણે ભીમસેને રમત માત્રમાં દ્રોણાચાર્યના આઠ રથોને રણમાં ઉછાળી નાખ્યા હતા.[૧૯-૨૧] એક પલકારા જેટલી વારમાં તો તે પોતે પાછો પોતાના રથમાં બેસી ગયેલો દેખાતો હતો અને તમારા પક્ષના યોદ્ધાઓ તો આશ્ચર્યથી પ્રફુલ્લિત થયેલાં નેત્રે તે બધું જોયા જ કરતા હતા.[૨૨] હે કુરુવંશી રાજા! તે ક્ષણે ભીમસેનનો સારથિ પણ ઘોડાઓને એકદમ હંકારતો હતો, તે પણ અતિ અદ્ભુત જેવું લાગતું હતું.[૨૩] પછી

મહાબળવાન ભીમસેને પોતાના રથમાં બેસીને તમારા પુત્રની સેના તરફ વેગપૂર્વક ધસારો કર્યો.[૨૪] તોફાની વાયુ જેમ વૃક્ષોનો નાશ કરે છે, તેમ તે માર્ગમાં આવતા ક્ષત્રિયોનો નાશ કર્યે જતો હતો. નદીનો વેગ જેમ વૃક્ષોને વિદારી નાખે છે, તેમ તે પોતાની સામે આવતી સેનાને વિદારી રહ્યો હતો. આ પ્રમાણે સર્વનું વારણ કરતો કરતો તે આગળ વધી રહ્યો હતો.[૨૫] જોતજોતામાં તે વીર ભીમસેન કૃતવર્માના રક્ષણ તળે રહેલા ભોજ-સૈન્યની પાસે આવી પહોંચ્યો અને તે સૈન્યનું પણ બળપૂર્વક મંથન કરી નાખીને તે આગળ વધ્યો.[૨૬] માત્ર હથેળીના શબ્દથી સૈન્યોને ત્રાસ પમાડતા એ પાંડુપુત્ર ભીમસેને વ્યાઘ્ર જેમ ગાયો અને બળદોનો પરાજય કરે, તેમ સર્વ સૈન્યોનો પરાજય કરી નાખ્યો.[૨૭] એ પ્રમાણે ભોજરાજાના સૈન્યને વટાવીને તેણે દરદોની સેનાનો તથા બીજી કેટલીએક યુદ્ધકુશળ મ્લેચ્છ ટુકડીઓનો પણ પરાજય કર્યો.[૨૮] પછી જેવો તે આગળ ગયો કે તુરત ત્યાં યુદ્ધ કરતો મહારથી સાત્યકિ તેની નજરે પડ્યો. એટલે પછી હે મહારાજ! અર્જુનને જોવાની ઇચ્છાવાળો એ ભીમસેન બરાબર સાવધ થઈને વેગપૂર્વક રથને દોડાવીને ત્યાંથી પણ આગળ વધ્યો. પાંડુનંદન ભીમ રણમાં વચમાં ઊભેલા તમારા યોદ્ધાઓને તરી ગયો અને ત્યાં તેણે સિંધુરાજનો વધ કરવા માટે પરાક્રમ કરતા મહારથી અર્જુનને યુદ્ધ કરતો જોયો.[૨૯-૩૧] તેને જોતાં જ પુરુષવ્યાઘ્ર ભીમસેન વર્ષાકાળે ગર્જના કરતા મેઘની જેમ મોટી ગર્જના કરીને ગાજવા લાગ્યો.[૩૨] એ રીતે ગર્જના કરતા તે ભીમસેનના નિનાદને સાંભળીને અર્જુન તથા શ્રીકૃષ્ણ પણ ભીમસેનને જોવાની ઇચ્છાથી વારંવાર સામી ગર્જનાઓ કરવા લાગ્યા.[૩૩,૩૪] તે પછી હે મહારાજ! ગર્જનાઓ કરતા બે સાંઢની પેઠે વારંવાર સિંહનાદ કરતા અર્જુન તથા શ્રીકૃષ્ણ ત્યાં ભીમસેન પાસે આવી પહોંચ્યા.[૩૫] હે મહારાજ! ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિર ભીમસેનના તથા ધનુર્ધર અર્જુનના શબ્દને સાંભળીને ઘણા પ્રસન્ન થયા અને તે સમર્થ રાજા તે બન્નેની ગર્જનાઓના શબ્દો સાંભળીને શોકરહિત થયા અને યુદ્ધમાં અર્જુનના વિજયની આશા બાંધવા લાગ્યા.[૩૬,૩૭] આમ મહોત્કટ ભીમસેન જ્યારે ગાજી રહ્યો હતો, ત્યારે મહાબાહુ ધર્મપુત્ર યુધિષ્ઠિર મંદ હાસ્ય કરીને મનમાં ને મનમાં વિચારવા લાગ્યા: 'હે ભીમ! તેં મને શુભ સંદેશ આપ્યો છે તથા વડીલનું વચન પણ પાળ્યું છે.[૩૮,૩૯] હે પાંડુપુત્ર! તું જેમનો શત્રુ છે, તેમનો યુદ્ધમાં કદી પણ જય થતો નથી. આ સંગ્રામમાં અર્જુન હજી જીવે છે, તે એક સુદૈવ જ છે. વળી સત્યપરાક્રમી વીર સાત્યકિ કુશળ છે, તે પણ એક સુદૈવ જ છે. વળી વાસુદેવ અને અર્જુનને ગર્જનાઓ કરતા હું સાંભળું છું, તે પણ એક સુદૈવ જ છે.[૪૦,૪૧] જેણે રણમાં ઇંદ્રને જીતીને અગ્નિને તૃપ્ત કર્યો છે, તે શત્રુસંહારક અર્જુન યુદ્ધમાં હજી જીવતો છે, તે એક સુદૈવ જ છે. જેના બાહુબળનો આશ્રય કરીને અમે જીવ્યા છીએ, તે શત્રુસૈન્યોનો નાશ કરનાર અર્જુન જીવે છે, તે અમારું સુદૈવ જ છે. દેવોથી પણ અતિ દુર્જય એવા નિવાત-કવચ દાનવોને જેણે માત્ર એક ધનુષ્યની સહાયથી જ જીત્યા છે તે અર્જુન જીવે છે, તે એક સુદૈવ જ છે.[૪૨-૪૪] પૂર્વે વિરાટનગરમાં ગાયોને પકડવા માટે એકત્ર થઈને આવેલા સર્વ કૌરવોને જેણે જીત્યા છે, તે અર્જુન જીવે છે, તે એક સુદૈવ જ છે.[૪૫] જે અર્જુને પોતાના બાહુવીર્યથી ચૌદ હજાર કાલ-કેયરાક્ષસોનો મહારણમાં સંહાર કર્યો છે, તે અર્જુન જીવે છે, તે એક સુદૈવ જ છે.[૪૬] જેણે પૂર્વે દુર્યોધન માટે ગંધર્વોના રાજાને અસ્રોના

બળથી જીત્યો છે તે અર્જુન જીવે છે, તે એક સુદૈવ જ છે.[૪૭] કિરીટમાલી, બળવાન, શ્વેત ઘોડાઓવાળો અને કૃષ્ણસારથિ એવો મારો પ્રિય અર્જુન જીવે છે, તે એક સુદૈવ જ છે.[૪૮] પુત્રના શોકથી સંતપ્ત થઈને તેણે દુષ્કર કર્મ કરવાની ઇચ્છાથી જયદ્રથનો વધ કરવાની મહાન પ્રતિજ્ઞા લીધી છે.[૪૯] તો એ અર્જુન આજના યુદ્ધમાં જયદ્રથનો વધ કરશે કે શું? અને પ્રતિજ્ઞાની પાર ઊતરેલા તથા વાસુદેવના રક્ષણ તળે રહેલા એ અર્જુનને હું સૂર્યાસ્ત સમયે મળીશ કે શું? દુર્યોધનનું હિત કરવામાં આસક્ત રહેનારો જયદ્રથરાજા અર્જુનને હાથે મરણ પામીને પોતાના શત્રુઓને આનંદ પમાડશે કે શું? યુદ્ધમાં અર્જુન સિંધુરાજને મારી નાખશે, તે જોઈને રાજા દુર્યોધન અમારી સાથે સંધિ કરશે કે શું? આજના યુદ્ધમાં ભીમસેને મારી નાખેલા પોતાના ભાઈઓને જોઈને, મંદ બુદ્ધિનો દુર્યોધન અમારી સાથે સલાહસંપ કરશે કે શું?[૫૦-૫૩] વળી બીજા કેટલાએક મહાન યોદ્ધાઓને ધરણી પર ઢાળી પાડેલા જોઈને, મંદ બુદ્ધિનો દુર્યોધન અમારી આગળ પશ્ચાત્તાપ કરશે કે શું?[૫૪] એક ભીષ્મના નાશથી જ અમારું વેર શાંત થશે કે શું? અને બાકી રહેલાઓનું રક્ષણ કરવા માટે દુર્યોધન અમારી સાથે સંધિ કરશે કે શું?[૫૫] આ પ્રમાણે જ્યારે દયાથી વ્યાપ્ત થયેલા રાજા યુધિષ્ઠિર વિચાર કરી રહ્યા હતા, ત્યારે ત્યાં ઘોર યુદ્ધ મચી રહ્યું હતું.[૫૬]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'ભીમસેનનો કૌરવસેનામાં પ્રવેશ' નામનો અધ્યાય ૧૨૮મો સમાપ્ત

# अध्याय १२९ मो

## ભીમસેનનો કૌરવસૈન્યમાં પ્રવેશ અને કર્ણનો પરાજય

॥ धृतराष्ट्र उवाच ॥

तथा तु नर्दमानं तं भीमसेनं महाबलम् ।
मेघस्तनितनिर्घोषं के वीराः पर्यवारयन् ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : એ રીતે મેઘગર્જના સમાન ઘોષથી ગાજી રહેલા એ મહાબળવાન ભીમસેનને આપણા પક્ષના કયા વીરોએ આગળ વધતો અટકાવ્યો હતો?[૧] ક્રોધાયમાન થયેલા ભીમસેનની સામે રણમાં ઊભો રહે તેવો એક પણ પુરુષ મને ત્રણેય લોકમાં દેખાતો નથી.[૨] હે સંજય! ગદા લઈને યુદ્ધ કરવા ઇચ્છતા એ કાળ સમાન ભીમસેન આગળ ઊભો રહે તેવો એક પણ પુરુષ મારા જોવામાં આવતો નથી.[૩] જે ભીમસેન રથનો રથથી જ નાશ કરે છે અને હાથીનો હાથી વડે જ નાશ કરે છે, તે ભીમસેન સામે યુદ્ધમાં કયો પુરુષ પોતે સાક્ષાત્ ઇંદ્ર હોય તોપણ ઊભો રહી શકે? મારા પુત્રોને મારી નાખવાની ઇચ્છાથી ક્રોધાયમાન થયેલા એ ભીમસેન આગળ તે સમયે દુર્યોધનના હિતેચ્છુ કયા યોદ્ધાઓ ઊભા રહ્યા હતા? ત્યાં કયા પુરુષો તણખલા સમાન મારા પુત્રોને બાળી નાખવા ઇચ્છતા એ ભીમસેનરૂપ દાવાનળ સામે રણમાં ઊભા રહ્યા હતા? કાળ જેમ સર્વ પ્રજાઓને તગેડી મૂકે છે, તેમ ભીમસેન મારા પુત્રોને તગેડી રહ્યો હતો. તો તે જોઈને કયા વીર પુરુષોએ તેને ઘેરી લીધો હતો?[૪-૭] ખરેખર! મને જેવો ભીમસેનથી ભય થાય છે, તેવો ભય નથી થતો મને અર્જુનથી, નથી થતો શ્રીકૃષ્ણથી; અને નથી થતો અગ્નિમાંથી પ્રકટેલા ધૃષ્ટદ્યુમ્નથી.[૮] હે સંજય! મારા પુત્રોને બાળી નાખવાની ઇચ્છાથી ભડભડ થયેલા એ ભીમસેનરૂપી અગ્નિની આસપાસ કયા શૂરાઓ વીંટાઈ વળ્યા હતા? તે તું

મને કહે.[૯]

સંજય બોલ્યો : મહાબળવાન ભીમસેન જ્યારે તે પ્રમાણે ગર્જના કરી રહ્યો હતો, ત્યારે બળવાન કર્ણ પણ સામેથી તેવી જ તુમુલ ગર્જના કરીને, ભીમસેન સામે ચડી આવ્યો.[૧૦] પોતાના અતિમહાન ધનુષ્યને અત્યંત ખેંચતો તથા ઘણો જ ક્રોધાયમાન થયેલો તે કર્ણ રણસંગ્રામમાં પોતાનું બળ દર્શાવવા ઇચ્છતો હતો અને ભીમ સામે યુદ્ધ કરવાની આકાંક્ષા રાખતો હતો.[૧૧] વાયુના માર્ગને રોકનાર વૃક્ષની પેઠે તેણે એકદમ ભીમસેનના માર્ગને રોકી રાખ્યો, ત્યારે ભીમસેન પણ સત્વર પોતાની આગળ આવીને ઊભેલા કર્ણને જોઈને અત્યંત કોપાયમાન થઈ ગયો. ત્યાં વીર ભીમ પથ્થર પર ઘસીને તીક્ષ્ણ કરેલાં કેટલાંએક બાણો એ કર્ણ પર ફેંકવા લાગ્યો. એટલે કર્ણે પણ તેનાં બાણો ઝીલી લીધાં અને સામેથી પોતાનાં બાણો તેના પર ફેંક્યાં.[૧૨,૧૩] આમ જ્યારે કર્ણ અને ભીમસેનનો સમાગમ થયો, ત્યારે પ્રયત્નપૂર્વક જોઈ રહેલા બીજા સર્વ યોદ્ધાઓનાં ગાત્રો જાણે થરથર ધ્રૂજતાં હોય તેમ જણાતું હતું.[૧૪] તે બન્નેની તાળીઓના અવાજને સાંભળીને રથી-યોદ્ધાઓનાં તથા ઘોડેસવારોનાં ગાત્રો પણ લગભગ ઢીલાં થઈ ગયાં હતાં. એ રણાંગણમાં ભીમસેનની ઘોર ગર્જનાને સાંભળીને કેટલાએક સારા સારા ક્ષત્રિયો પણ આકાશ તથા પૃથ્વીને એક થયેલાં માનવા લાગ્યા. વળી મહાત્મા ભીમસેનના ઘોર નિનાદથી કેટલાએક યોદ્ધાઓના હાથમાંથી ધનુષ્યો પૃથ્વી પર પડી ગયાં. વળી ત્યારે બીજા કેટલાએક યોદ્ધાઓના હાથમાંથી શસ્ત્રો પણ પડી ગયાં અને કેટલાએકના તો પ્રાણો પણ નીકળી ગયા.[૧૫-૧૭] તે ગર્જનાથી ત્રાસ પામેલા હાથી તથા ઘોડા આદિ વાહનો તો મળમૂત્ર કરવા લાગ્યાં અને તે બધાંનાં મન તદ્દન પડી ગયાં.[૧૮] ત્યાં અનેક ઘોર નિમિત્તો પ્રકટ થવા લાગ્યાં અને જોતજોતામાં ગીધ, કંક તથા કાગડા આદિ માંસાહારી પક્ષીઓથી આકાશ ઢંકાઈ ગયું.[૧૯] હે રાજન્! કર્ણ અને ભીમના તે અતિ તુમુલ સમાગમ સમયે કર્ણે ભીમસેનને વીસ બાણોનો પ્રહાર કર્યો.[૨૦] વળી બીજાં પાંચ બાણો વડે તેણે તત્કાળ તેના સારથિને પણ વીંધી નાખ્યો. એટલે ભીમસેન પણ મંદ મંદ હસીને કર્ણ સામે યુદ્ધ કરવા ધસ્યો. હવે યુદ્ધમાં ઝપાટાબંધ કર્મ કરનારા એ મહાયશસ્વી ભીમસેને કર્ણને ચોસઠ બાણોનો માર માર્યો, ત્યારે મહાધનુર્ધર કર્ણે પણ સામેથી ચાર બાણો ફેંક્યાં. પણ હે રાજન્! ભીમસેને તે બાણોને પોતાની પાસે આવતાં પહેલાં જ નમેલાં પર્વવાળાં કેટલાંએક બાણો મૂકીને તથા પોતાના હાથની ચાલાકી દર્શાવીને વચમાંથી જ કાપી નાખ્યાં.[૨૧-૨૩] તે જોઈ કર્ણે અનેક બાણોની વૃષ્ટિ કરીને ભીમસેનને છાઈ દીધો. એ રીતે જ્યારે કર્ણે પાંડુપુત્રને છાઈ દીધો, ત્યારે તે મહારથીએ કર્ણના ધનુષ્યને મૂઠમાંથી કાપી નાખ્યું અને નમેલાં પર્વવાળાં અનેક બાણો મૂકીને એને પણ વીંધી નાખ્યો. પછી સૂતપુત્રે એક બીજું ધનુષ્ય હાથમાં લીધું અને તેનું સંધાન કરીને, તે ભયંકર કર્મ કરનારા મહારથીએ ભીમસેનને વીંધી નાખ્યો.[૨૪-૨૬] એટલે ભીમસેન અત્યંત કોપ્યો અને એકદમ તેણે વેગથી નમેલાં પર્વવાળાં ત્રણ બાણોને સૂતપુત્રની છાતીમાં ઘોંચી દીધાં.[૨૭] હે ભરતશ્રેષ્ઠ! ત્યારે વક્ષઃસ્થળના મધ્યમાં રહેલાં તે ત્રણ બાણોથી તે કર્ણ ત્રણ શિખરોવાળો ઊંચો પર્વત હોય તેમ શોભતો હતો.[૨૮] ધાતુના ઝરણને ઝરતા કોઈ એક પર્વતમાંથી જેમ ગેરુથી મિશ્ર થયેલી ધાતુઓ ઝરે, તેમ પરમ તીક્ષ્ણ બાણોથી વીંધાઈ ગયેલા એ એ કર્ણના શરીરમાંથી ત્યારે રુધિર ઝરવા લાગ્યું.[૨૯] આમ કર્ણ અતિ સખત પ્રહારથી પીડાઈને કંઈક

ડગમગી ગયો હતો, છતાં તેણે ધનુષ્યને કાન સુધી સંપૂર્ણ ખેંચીને કેટલાએક બાણો છોડયાં અને તેથી ભીમસેનને પ્રહાર કર્યો[२०] ઉપરાંત વળી તેણે મોટાં અને હજારો બાણો છોડવા માંડયાં એ પ્રમાણે જ્યારે મજબૂત ધનુષ્યવાળા કર્ણે બાણો મૂકી મૂકીને ભીમસેનને પીડવા માંડયો, ત્યારે ભીમસેને પણ એક અસ્ત્રાના આકારનું બાણ છોડીને કર્ણના ધનુષ્યની દોરીને સત્વર કાપી નાખી[२१] વળી બીજા એક ભલ્લજાતના બાણ વડે એ મહારથીએ એના સારથિને પણ રથની બેઠક પરથી નીચે પાડી દીધો અને તેના ચારેય ઘોડાઓને પણ પ્રાણરહિત કરી નાખ્યા[२२] હે પૃથ્વીનાથ! તે પછી કર્ણ માર્યા ગયેલા ઘોડાવાળા તે રથ પરથી નીચે કૂદી પડ્યો અને ભયને લીધે એકદમ વૃષસેનના રથ પર ચઢી ગયો[२३] એ પ્રમાણે કર્ણનો રણમાં પરાજય કરીને પ્રતાપી ભીમસેન મેઘગર્જનાની જેમ મોટેથી ગાજવા લાગ્યો.[२४] ત્યારે તેના તે શબ્દને સાંભળીને રાજા યુધિષ્ઠિર પણ અત્યંત આનંદિત થયા ત્યારે પાંડવપક્ષની સઘળી સેના પણ ભીમસેનને હાથે કર્ણનો રણમાં પરાજય થયો છે એમ માનીને, ચારે બાજુથી શંખોના ધ્વનિઓ કરવા લાગી એ પ્રમાણેનો શત્રુસેનાનો ધ્વનિ સાંભળીને તમારા પક્ષના યોદ્ધાઓ પણ મોટી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા[२५ २६] એ સમયે રાજા યુધિષ્ઠિરે પણ હર્ષને લીધે ફૂંકેલા શંખોના ધ્વનિઓથી, બાણોના ટંકારોથી તથા હર્ષના કોલાહલોથી પોતાની સેનાને વ્યાપ્ત કરી મૂકી[२७] આ તરફથી અર્જુન પોતાના ગાંડીવ ધનુષ્યનો ટંકાર કરવા લાગ્યો અને શ્રીકૃષ્ણ પોતાનો પાંચજન્ય શંખ વગાડવા લાગ્યા પરંતુ તે બન્ના શબ્દોને દાબી દઈને ગર્જના કરતા ભીમસેનનો ધ્વનિ જ સર્વ સૈન્યોમાં ઘણો દારુણ સંભળાતો હતો[२८] તે પછી તે બન્ને જણા જુદાં જુદાં સીધી ગતિનાં અસ્ત્રોથી એકબીજાને પ્રહાર કરવા મંડ્યા તેમાં પ્રથમ કર્ણે સૌમ્ય સ્વરૂપ ધારણ કર્યું હતું અને પાંડુપુત્ર ભીમસેને પ્રથમથી જ ક્રૂર સ્વરૂપ ધારણ કર્યું હતું[२९]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં ભીમસેનનો પ્રવેશ તથા કર્ણનો પરાજય' નામનો અધ્યાય ૧૨૯ મો સમાપ્ત

## अध्याय १३० मो

### दुर्योधननुं युद्ध

॥ संजय उवाच ॥

तस्मिन् विलुलिते सैन्ये सैंधवार्जुने गते।
सात्वते भीमसेने च पुत्रस्ते द्रोणमभ्ययात् ॥१॥

સંજય બોલ્યો તે સૈન્ય જ્યારે લગભગ વીખરાઈ ગયું અને અર્જુન, સાત્યકિ તથા ભીમસેન જ્યારે જયદ્રથ પાસે આવી પહોંચ્યા, ત્યારે તમારો પુત્ર દુર્યોધન દ્રોણાચાર્ય પાસે જવા લાગ્યો[१] કેવળ એક રથની જ સહાય લઈ તમારો પુત્ર દુર્યોધન પોતાને કરવાના ઘણા કાર્યોનો વિચાર કરતો કરતો ત્યાં આચાર્ય પાસે જવા લાગ્યો[२] મન અને વાયુ સમાન વેગવાળો દુર્યોધનનો રથ જોતજોતામાં ઘણી ઝડપથી દ્રોણાચાર્ય પાસે આવી પહોંચ્યો ત્યાં પ્રકોપથી લાલચોળ નેત્રવાળો તમારો એ પુત્ર ગભરાટભેર આચાર્યને કહેવા લાગ્યો[३] એ કુરુનંદને ત્યાં આ વચનો કહ્યાં 'અરે ઓ આચાર્ય! અર્જુન, ભીમસેન તથા અજિત સાત્યકિ—એ ત્રણેય મહારથીઓ આપણાં સર્વ અતિમહાન સૈન્યોનો પરાજય કરીને અને જરા પણ અટકયા વિના સિંધુરાજની સમીપમાં આવી પહોંચ્યા છે[४ ५] ત્યાં પણ તે બન્ના અજિતો પ્રહાર કરી રહ્યા છે આ રણમાં મહારથી અર્જુન તમને ઉલ્લંઘી આવ્યો તે તો કંઈક સમજ્યા, પણ હે માન આપનારા આચાર્ય! સાત્યકિ અને ભીમસેન પણ તમને કેમ કરી

ઉલ્લંઘી શક્યા ? આ સમુદ્ર સુકાયા જેવી વાત લોકમાં એક આશ્ચર્ય જેવી છે. હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! સાત્યકિ, અર્જુન અને ભીમસેનથી થયેલા તમારા પરાજયના સંબંધમાં લોકો ઘણી વાત કરી રહ્યા છે.[૬-૮] સર્વ યોદ્ધાઓ કહી રહ્યા છે કે, 'પાંડવોએ ધનુર્વેદના પારને પહોંચેલા દ્રોણાચાર્યને યુદ્ધમાં કેવી રીતે જીત્યા ?[૯] આ તો તમારે વિશે માનવામાં ન આવે એવી વાત છે. ખરેખર ! હવે મારો મંદભાગીનો આ રણમાં નાશ જ થવા આવ્યો છે; કારણ કે પુરુષોમાં વ્યાઘ્ર સરખા તમને પણ એ ત્રણ મહારથીઓ ઓળંગી આવ્યા છે. આ રીતના આ ભયંકર પ્રસંગે તમારે હવે જે કંઈ કહેવાનું હોય તે કહો. હે માન આપનારા આચાર્ય ! જે થયું તે થયું, પણ હવે શું કરવું તેનો તમે વિચાર કરો.[૧૦,૧૧] હે બ્રાહ્મણ ! હવે પછી સિંધુરાજના સંબંધમાં સમયોચિત શું કાર્ય કરવું ઘટે છે, તેનો બરાબર વિચાર કરીને સત્વર કહો; એટલે તે પ્રમાણે તત્કાળ કરવામાં આવે.'[૧૨]

દ્રોણ બોલ્યા : હે તાત ! આ સંબંધમાં અનેક પ્રકારનો વિચાર કરવો યોગ્ય છે; પણ હાલ તુરત જે કંઈ કરવું ઘટે છે, તે તું સાંભળ. પાંડવોના ત્રણ મહારથીઓ આપણી સેનાને પાર કરી ગયા છે.[૧૩] આથી તેમનો જેટલો પાછળથી ભય છે, તેટલો જ આ પાંચાલ આદિ યોદ્ધાઓનો આપણને આગળથી ભય રહેલો છે. છતાં જે સ્થળે કૃષ્ણ તથા અર્જુન ગયા છે, તે સ્થળે અતિ ભારે ભય રહ્યો છે, એમ મારું માનવું છે.[૧૪] આ આપણી ભારતી સેના આગળથી તેમ પાછળથી શત્રુઓ વડે ઘેરાઈ ચૂકી છે. માટે સિંધુરાજનું ગમે તે ઉપાયે પણ રક્ષણ કરવું જોઈએ, એમ હું માનું છું.[૧૫] હે તાત ! ક્રોધાયમાન થયેલા અર્જુનથી ભયભીત થયેલા સિંધુરાજનું આપણે અવશ્ય રક્ષણ કરવું જોઈએ. મહાભયંકર એવા સાત્યકિ અને ભીમસેન પણ સિંધુરાજની પાસે જઈ પહોંચ્યા છે.[૧૬] ખરેખર ! પૂર્વે શકુનિની બુદ્ધિમાંથી જે દ્યૂત ઉત્પન્ન થયું હતું, તેજ આ સમયે આવી પહોંચ્યું છે. તે સમયે સભામાં કોઈનો જય થયો ન હતો કે કોઈનો પરાજય પણ થયો ન હતો.[૧૭] પરંતુ આજના દ્યૂતમાં તો આપણ સર્વના જય કે પરાજયનો આધાર છે. તે વેળા કુરુસભામાં શકુનિ પાસા ખેલી રહ્યો હતો અને તેમને તે પાસા માનતો હતો; પણ ખરું જોતાં તે પાસા જ નહોતા, તે તો તમારાં શરીરોને ચીરી નાખનારાં બાણો જ હતાં. હે તાત ! જેમાં આ અનેક કુરુયોદ્ધાઓ ગોઠવાઈને ઊભા છે, તે આ સેનાને જ તારે જુગાર તરીકે સમજી લેવી. હે પૃથ્વીનાથ ! તેમાં જે આ બાણો ઊછળી રહ્યાં છે, તેને જ તારે પાસા સમજી લેવા. વળી હે રાજન્ ! તેની અંદર વચમાં ઊભેલા એ સિંધુરાજને જ તારે 'પણ' તરીકે જાણી લેવો. માટે ત્યાં જ ખરેખરો દ્યૂતનો દાવ છે.[૧૮-૨૦] અહીં સિંધુરાજને માટે જ શત્રુઓ જોડે મહાન દ્યૂત આવી લાગ્યું છે; માટે અહીં જ તમે બધા પોતાના જીવિતની પરવા કર્યા વિના સિંધુરાજનું રણમાં વિધિપૂર્વક રક્ષણ કરો; કારણ કે તે સ્થળે જ દ્યૂતમાં આપણ સર્વનો જય કે પરાજયનો નિશ્ચય અવશ્ય થશે.[૨૧,૨૨] આથી જે સ્થળે તે સર્વ મહાધનુર્ધરો સાવધ થઈને સિંધુરાજનું રક્ષણ કરે છે, તે સ્થળે જ તું ઝટપટ જા અને તે રક્ષકોની તું રક્ષા કર.[૨૩] હું તો હાલ અહીં જ રહીશ અને બીજાઓને ત્યાં મોકલીશ. હું અહીં પાંચાલો, પાંડવો તથા સૃંજયોને આગળ વધતા અટકાવીશ.[૨૪] એટલે દુર્યોધન આચાર્યની આજ્ઞા પ્રમાણે પોતાનું ઉગ્ર કર્મ બતાવવા માટે તૈયાર થઈને પોતાના અનુચરો સહિત શીઘ્ર ત્યાં જઈ પહોંચ્યો.[૨૫] એ ગાળામાં યુધામન્યુ અને ઉત્તમૌજા એ બે અર્જુન-

ના ચક્રરક્ષકો-બહારના ભાગમાંથી સેનામાં આવીને અર્જુન પાસે જતા હતા.[26] હે મહારાજ ! પ્રથમ જ્યારે અર્જુન યુદ્ધ કરવાની ઇચ્છાથી તમારા સૈન્યમાં દાખલ થયો હતો, ત્યારે તે બન્ને જણ પણ અર્જુનની પાછળ પાછળ જતા હતા. પણ હે રાજન્ ! કૃતવર્માએ તેમને અટકાવી રાખ્યા હતા.[27] તે બન્ને જણા કૌરવસેનાને એક બાજુમાંથી ભેદીને તમારી સેનામાં દાખલ થયા હતા અને સૈન્યની બાજુમાં થઈને અર્જુન પાસે આવતા હતા. ત્યાં તો તે બન્ને જણા કુરુરાજ દુર્યોધનના જોવામાં આવી ગયા.[28] એટલે પછી દુર્યોધને તે બન્નેની સાથે ઉત્તમ સંગ્રામ મચાવ્યો. હવે બળવાન ભારતરાજ દુર્યોધન ઉતાવળ કરતા તે બન્ને ભાઈઓ સામે સત્વર ધસી ગયો અને મહારથી તરીકે પ્રસિદ્ધ થયેલા તે બન્ને ક્ષત્રિય શ્રેષ્ઠો પણ ધનુષ્ય ઊંચાં કરીને યુદ્ધ કરવા સજ્જ થયા.[29,30] તેમાંથી યુધામન્યુએ કંકપક્ષીનાં પીછાંવાળાં ત્રીસ બાણો મૂકીને દુર્યોધનને વીંધી નાખ્યો અને બીજાં વીસ બાણોથી તેના સારથિને તથા ચાર બાણોથી તેના ઘોડાઓને પણ તેણે પ્રહાર કર્યો.[31] એટલે તમારા પુત્ર દુર્યોધને એક બાણ મારીને યુધામન્યુના ધ્વજને કાપી નાખ્યો અને બીજા એક બાણથી તેના ધનુષ્યને પણ કાપી નાખ્યું.[32] વળી ભલ્લજાતિના એક બાણથી તેણે એના સારથિને પણ રથની બેઠક પરથી ઢાળી પાડ્યો તથા બીજાં ચાર તીક્ષ્ણ બાણોથી તેના ચારેય ઘોડાઓને વીંધી નાખ્યા. હવે યુધામન્યુ ઘણો જ ક્રોધાયમાન થઈ ગયો. તેણે ઘણી ઝડપથી તમારા પુત્રની છાતીમાં ત્રીસ બાણોનો પ્રહાર કર્યો.[33,34] ત્યાં ઉત્તમૌજાએ પણ ક્રોધાયમાન થઈને સુવર્ણથી શોભતાં કેટલાંએક બાણો છોડ્યાં અને દુર્યોધનના સારથિને વીંધી નાખીને તેને યમલોકમાં મોકલી દીધો.[35] ત્યારે હે રાજેંદ્ર ! દુર્યોધને પણ પાંચાલવંશના તે ઉત્તમૌજાના ચારેય ઘોડાઓને મારી નાખ્યા અને તેના બે પૃષ્ઠરક્ષકોને તથા સારથિને પણ હણી નાખ્યા.[36] આમ જ્યારે ઉત્તમૌજાના ઘોડાઓ તથા સારથિ રણમાં માર્યા ગયા, ત્યારે તે એકદમ પોતાના ભાઈ યુધામન્યુના રથ પર ચઢી ગયો. એ રીતે પોતાના ભાઈના રથમાં આવીને તેણે દુર્યોધનના ઘોડાઓને બાણોથી મારવા માંડ્યા; એટલે તેઓ મરણ પામીને પૃથ્વી પર પડ્યા. જ્યારે દુર્યોધનના ઘોડાઓ રણમાં પડ્યા, ત્યારે યુધામન્યુએ એક પરમતીક્ષ્ણ બાણ સાંધીને એના ધનુષ્યના તથા ભાથાના પણ ટુકડા કરી નાખ્યા. એટલે દુર્યોધનરાજ મરણ પામેલા ઘોડાઓવાળા તથા માર્યા ગયેલા સારથિવાળા તે રથ પરથી નીચે ઊતરી પડ્યો અને હાથમાં ગદા લઈને પાંચાલ ભાઈઓ સામે દોડ્યો.[37-40] દુર્યોધનને આમ પગપાળો થઈને પોતાની સામે ધસી આવતો જોઈને, યુધામન્યુ તથા ઉત્તમૌજા પણ રથની બેઠક પરથી નીચે કૂદી પડ્યા.[41] હે રાજા ! તે પછી ક્રોધાયમાન થયેલા ગદાધારી દુર્યોધને ગદાનો પ્રહાર કર્યો અને તેથી સુવર્ણથી ચળકાટ કરતો તેમનો રથ ઘોડાઓ, સારથિ તથા ધ્વજ સાથે ભાંગીને ભુક્કો થઈ પડ્યો.[42] એ પ્રમાણે તેમના રથને રોટલો કરી નાખીને માર્યા ગયેલા ઘોડા અને સારથિવાળો તમારો શત્રુતાપન પુત્ર સત્વર મદ્રરાજના રથ પર ચડી ગયો.[43] ત્યારે પાંચાલોના તે બન્ને મુખ્ય મહારથી રાજપુત્રો પણ બીજા રથો પર બેસીને અર્જુન તરફ જવા લાગ્યા.[44]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દુર્યોધનનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૩૦ મો સમાપ્ત

# અધ્યાય ૧૩૧ મો

## કર્ણનો પરાજય

॥ संजय उवाच ॥

वर्तमाने महाराज संग्रामे लोमहर्षणे।
व्याकुलेषु च सर्वेषु पीड्यमानेषु सर्वशः ॥ १ ॥

સંજય બોલ્યો : આમ હે મહારાજ ! રૂંવાં ઊભાં કરી નાખે તેવો તે સંગ્રામ ચાલી રહ્યો હતો અને સર્વ યોદ્ધાઓ ચારેબાજુથી આકુળ વ્યાકુળ થઈને પીડાતા હતા. ત્યારે હે ભરતશ્રેષ્ઠ રાજા ! જેમ કોઈ એક વનની અંદર મદોન્મત્ત હાથી બીજા મદોન્મત્ત હાથી સામે ધસી જાય, તેમ રાધાપુત્ર કર્ણ ભીમસેન તરફ યુદ્ધ કરવા માટે ધસી ગયો.[1,2]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : કર્ણ તથા ભીમસેન એ મહાબળિયાઓ જ્યારે અર્જુનના રથની પાસે લડતા હતા, ત્યારે તે રણસંગ્રામ કેવો થયો હતો ? પ્રથમના રણમાં ભીમસેને કર્ણનો પરાજય કર્યો હતો, છતાં ફરીથી મહારથી કર્ણ ભીમ સામે કેવી રીતે યુદ્ધ કરવા આવ્યો હતો ?[3,4] અરે ! પણ પૃથ્વીમાં મહારથી તરીકે પ્રસિદ્ધ થયેલા એ શ્રેષ્ઠ રથીયોદ્ધા કર્ણ સામે ભીમસેન કેવી રીતે રણમાં ધસી ગયો હતો ?[5] ધર્મરાજ યુધિષ્ઠિરને, ભીષ્મ અને દ્રોણને છોડીને મહારથી કર્ણ સિવાય બીજા કોઈના તરફથી ભય નહોતો. અરે ! પણ મહાત્મા રાધાપુત્ર કર્ણના અતુલ પરાક્રમનું નિત્યનિત્ય ચિંતન કરી રહેલા યુધિષ્ઠિરરાજાને તેના ભયથી ઘણાં વર્ષ થયાં ઊંઘ પણ આવતી નથી ! વળી બ્રાહ્મણો પર નિત્ય પ્રેમ રાખનારા, વીર્યથી ભર્યા ભર્યા અને યુદ્ધમાં પીઠ ન બતાવનારા એ સૂતપુત્ર કર્ણ સામે ભીમસેન કેવી રીતે લડ્યો હતો ! કર્ણ તથા ભીમસેન એ બન્ને વીરો અર્જુનના રથની પાસે ભેટ્યા હતા, તો તે બન્ને મહાબળવાન પરાક્રમી યોદ્ધાઓ ત્યાં કેવી રીતે લડ્યા હતા ?[6-9] કર્ણને જણાયું હતું કે, પોતે પાંડવોનો ભાઈ હતો. તે સૂતપુત્ર દયાળુ હતો અને તેણે વચન આપ્યું હતું કે, તે ચાર ભાઈઓને મારશે નહિ. કર્ણ એ વચનનું સ્મરણ રાખતો હતો, છતાં તેણે ભીમસેન સાથે શા માટે યુદ્ધ કર્યું ?[10] વળી ભીમસેન સૂતપુત્ર સાથેના પોતાના પૂર્વ વૈરને ભૂલી ગયો ન હતો. તો એ શૂરો ભીમસેન કર્ણની સાથે કેમ લડ્યો ?[11] હે સૂત ! મારો પુત્ર દુર્યોધન સદા આશા રાખી બેઠો છે કે, 'સંગ્રામમાં કર્ણ સમગ્ર પાંડવોને જીતશે.'[12] આમ જેના પર મારા મંદભાગી પુત્રની રણમાં વિજયાશા બંધાઈ રહી છે, તે કર્ણ ભીમકર્મા ભીમસેન સામે કેવી રીતે લડ્યો હતો ? હે તાત ! જેનો આશ્રય કરીને મારા પુત્રોએ મોટા મહારથીઓ સાથે વેર કર્યું છે, તે સૂતપુત્ર કર્ણની સાથે ભીમસેને કેવી રીતનું યુદ્ધ કર્યું હતું ?[13,14] કર્ણે કરેલા અનેક અપકારોને મનમાં રાખી રહેલો એ ભીમસેન તેની સાથે કેવી રીતે લડ્યો હતો ?[15] જે વીર્યવાને એક રથની જ સહાયથી સમગ્ર પૃથ્વીને જીતી છે, તે સૂતપુત્ર કર્ણ સામે ભીમસેન કેવી રીતે યુદ્ધ કરી શક્યો ?[16] જે કર્ણ કવચ-કુંડળો સાથે જ જન્મ્યો હતો, તે સૂતપુત્ર કર્ણની સામે ભીમસેન કેવી રીતે લડાઈમાં લડ્યો હતો ?[17] હે સંજય ! તે બન્ને મહાબળવાનોનું જે પ્રમાણે યુદ્ધ થયું હોય અને તેમનામાંથી જે વિજયી થયો હોય, તે બધું તું મને જેવું હોય તેવું સત્ય કહે. ખરેખર, તું કથા કહેવામાં ઘણો કુશળ છે.[18]

સંજય બોલ્યો : ભીમસેન તો રથીશ્રેષ્ઠ કર્ણનો ત્યાગ કરીને જ્યાં શ્રીકૃષ્ણ અને અર્જુન એ બન્ને વીરો હતા, ત્યાં જવાની જ ઇચ્છા રાખી હતી.[19] પણ હે મહારાજ ! તેને તેમ જતો જોઈને રાધાપુત્ર કર્ણ તેની તરફ ધસી ગયો અને મેઘ જેમ પર્વત પર વૃષ્ટિ કરે, તેમ તેણે ભીમસેન પર

કંકપક્ષીનાં પીછાં બાંધેલાં બાણોની વૃષ્ટિ કરી મૂકી.[૨૦] તે સમયે પ્રફુલ્લ કમળ સમાન મુખથી હાસ્ય કરતા એ બળવાન અધિરથપુત્રે અર્જુન પાસે જતા તે ભીમસેનને રણસંગ્રામ માટે પડકાર આપ્યો.[૨૧]

કર્ણ બોલ્યો : અલ્યા ભીમસેન! તું શત્રુઓ સાથે યુદ્ધ કરે છે, એમ મને સ્વપ્નમાં પણ ખ્યાલ ન હતો, તો પછી આ સમયે તું અર્જુનને જોવાની ઇચ્છાથી કેમ પૂંઠ દેખાડે છે?[૨૨] હે પાંડવનંદન! કુંતીના પુત્રને આમ કરવું ઘટતું નથી. માટે મારી સામે ઊભો રહીને મારા પર બાણોનો વરસાદ વરસાવ.[૨૩]

કર્ણના યુદ્ધ માટેના આ પડકારને ભીમસેન સાંખી રહ્યો નહિ. અર્ધમંડળાકારે પાછો ફરીને તેણે કર્ણ સામે યુદ્ધ કરવાનો આરંભ કર્યો. મહાયશસ્વી ભીમસેને કવચ ધારણ કરીને દ્વંદ્વયુદ્ધ કરવા સજ્જ થયેલા સર્વશસ્ત્રકુશળ એ કર્ણ પર સીધાં જનારાં બાણોનો વરસાદ વરસાવવા માંડ્યો.[૨૪,૨૫] ચાલુ લડાઈનો અંત લાવવાની ઇચ્છાથી તથા કર્ણને મારી નાખવાની ઇચ્છાથી મહાબળવાન ભીમસેને તેના અનુચરોને પ્રથમ મારી નાખ્યા અને પછી તેને મારવાની ઇચ્છા કરી[૨૬] હે રાજા! તેથી શત્રુતાપન ભીમસેન ક્રોધભેર તે કર્ણ ઉપર અનેક જાતની ઉગ્ર બાણવૃષ્ટિઓ કરવા લાગ્યો.[૨૭] પરંતુ પરમ અસ્ત્રોને જાણનારો કર્ણ મદમત્ત હાથી સમાન ગમન કરનારા તે ભીમસેનની તે સર્વ બાણવૃષ્ટિઓને જાતજાતની અસ્ત્રમાયાઓથી ગળી જવા લાગ્યો.[૨૮] વિદ્યાથી પૂજાયેલો અને બળવાન એવો મહાબાહુ કર્ણ પોતે મહાધનુર્ધર હોઈને આચાર્યની પેઠે બરાબર રણમાં ધૂમવા લાગ્યો.[૨૯] હે રાજન્! કોપથી યુદ્ધ કરી રહેલા ભીમસેનની જાણે હાંસી કરતો હોય તેમ એ કર્ણ તે કુંતીનંદન વૃકોદર સામે યુદ્ધ કરતો હતો.[૩૦] પણ કુંતાપુત્ર ભીમસેન ચારે બાજુ યુદ્ધ કરતા વીરોના દેખતાં કર્ણે કરેલી પોતાની હાંસીને સાંખી રહ્યો નહિ.[૩૧] એથી અંકુશથી જેમ મહાન હાથીને વીંધી નાખે, તેમ તેણે પોતાની સામે આવેલા તે કર્ણને વત્સદંત બાણોથી ક્રોધપૂર્વક છાતીમાં વીંધી નાખ્યો.[૩૨] વળી પથ્થર પર ઘસેલાં, સુવર્ણનાં મોઢિયાંવાળાં અને બરાબર તાકીને છોડેલાં બીજાં એકવીસ બાણો મૂકીને તેણે વિચિત્ર કવચવાળા તે કર્ણને ભેદી નાખ્યો. એટલે પછી કર્ણે ભીમસેનના સોનેરી સાજથી ઢંકાયેલા અને વાયુ સમાન વેગવાળા ઘોડાઓને પાંચ પાંચ બાણો મારીને વીંધી નાખ્યા. વળી હે રાજન્! ત્યાં એક અરધા પલકારામાં તો કર્ણે ભીમસેનના રથ પ્રત્યે કરેલી યમબાણ જાળ સર્જેના જોવામાં આવી.[૩૩–૩૫] આમ હે મહારાજ! કર્ણના ધનુષ્યમાંથી છૂટેલાં એ બાણો વડે પાંડુપુત્ર ભીમસેન રથ, ધજા અને સારથિ સાથે ઢંકાઈ ગયો હતો.[૩૬] વળી ક્રોધાયમાન થયેલા કર્ણે ચોસઠ બાણો મારીને ભીમસેનના મજબૂત કવચને તોડી નાખ્યુ અને મર્મને ભેદી નાખનારાં કેટલાંએક નારાચબાણો મૂકીને તેને પ્રહાર કર્યો.[૩૭] ત્યારે કર્ણના ધનુષ્યમાંથી નીકળતાં તે બાણોને લેખામાં લીધા વિના જ નીડર મહાબાહુ ભીમસેન કર્ણની લગભગ જઈ પહોંચ્યો. હે મહારાજ! તે સમયે કર્ણના ધનુષ્યમાંથી છૂટી રહેલાં ઝેરી સર્પ સરખાં બાણોને ઝીલી રહેલો ભીમસેન રણમાં જરાય ગભરાયો ન હતો. તે પ્રતાપી ભીમસેને તો પાણીદાર અને તીક્ષ્ણ એવાં ભલ્લજાતિનાં બાણો મારીને કર્ણને યુદ્ધમાં વીંધી જ નાખ્યો[૩૮–૪૦] એટલે કર્ણે પણ જયદ્રથનો વધ કરવા ઇચ્છતા મહાબાહુ ભીમસેનને રમત વાતમાં અનેક બાણોથી ઢાંકી દીધો.[૪૧] એ યુદ્ધમાં કર્ણ પ્રથમથી જ સૌમ્ય સ્વરૂપ ધારણ કરીને લડતો

હતો અને પૂર્વના વેરનું સ્મરણ કરતો ભીમસેન પ્રથમથી જ ક્રૂર સ્વરૂપ ધારણ કરીને લડતો હતો.[૪૨] ક્રોધી અને શત્રુઓનો સંહાર કરનાર ભીમસેન પોતાના તે અપમાનને સહન કરી શક્યો નહિ. તેણે કર્ણ પ્રત્યે સત્વર બાણવૃષ્ટિ કરવા માંડી.[૪૩] એ રણમાં ભીમસેને છોડેલાં તે બાણો શબ્દ કરતાં પક્ષીઓની પેઠે ચારેબાજુથી વીર કર્ણ પર પડવા લાગ્યાં.[૪૪] ભીમસેનના ધનુષ્યમાંથી છૂટેલાં એ બાણોના અગ્રભાગો ઘણા ચકચકિત હતા અને તેમનાં મોઢિયાં તદ્દન સુવર્ણનાં હતાં. જેમ પતંગિયાં અગ્નિને ઢાંકી દે, તેમ તેમણે રાધાપુત્ર કર્ણને તદ્દન ઢાંકી દીધો હતો.[૪૫] હે ભરતવંશી રાજા ! તે રથીશ્રેષ્ઠ કર્ણ જ્યારે બાણોથી ચોમેર ઢંકાઈ ગયો, ત્યારે તેણે પણ બાણોના ઉગ્ર વરસાદો વરસાવવા માંડ્યા.[૪૬] વૃકોદર પણ રણને શોભાવનારા તે કર્ણનાં વજ્ર સમાન બાણોને પોતે છોડેલાં અનેક જાતનાં બાણોથી વચમાં જ કાપી નાખતો હતો.[૪૭] ત્યારે હે ભારત ! શત્રુઓને દમનારા સૂર્યપુત્ર કર્ણે બાણોનો વરસાદ વરસાવીને ભીમસેનને રણમાં છાઈ દીધો.[૪૮] તે વેળા હે ભારત ! શાહુડી જેમ પીછાંઓથી વ્યાપ્ત હોય છે, તેમ અમે ભીમસેનના શરીરને બાણોથી વ્યાપ્ત થયેલું જોઈ રહ્યા હતા.[૪૯] સૂર્ય જેમ પોતાનાં કિરણોને ધારણ કરે છે, તેમ તે વીર ભીમસેન કર્ણના ધનુષ્યમાંથી છૂટેલાં પથ્થર પર ઘસીને સાફ કરેલાં અને સુવર્ણની પૂંખવાળાં બાણોને ધારણ કરી રહ્યો હતો.[૫૦] તેનું શરીર સર્વ પ્રદેશમાં લોહીથી ખરડાઈ ગયું હતું, તેથી તે વસંતઋતુમાં ખીલેલાં પુષ્પોના મુકુટવાળા અશોકવૃક્ષની પેઠે રણમાં શોભતો હતો.[૫૧] પરંતુ મહાબાહુ ભીમસેન એ રણમાં મહાબાહુ કર્ણના તે કૌશલ્યને સહન કરી શક્યો નહિ. તેનાં નેત્ર ક્રોધથી ફાટી ગયાં.[૫૨] ઝેરથી ઉગ્ર એવા સર્પોથી જેમ કૈલાસપર્વતને ઢાંકી દેવામાં આવે, તેમ તેણે કર્ણને પચીસ નારાચબાણો વડે ઢાંકી દીધો.[૫૩] વળી તે દેવ સમાન પરાક્રમી ભીમે પ્રાણને હથેળીમાં રાખી, લડી રહેલા તે કર્ણને પ્રથમ છ અને પાછાં આઠ બાણો મારીને મર્મસ્થાનોમાં વીંધી નાખ્યો.[૫૪] પછી પ્રતાપી ભીમે બીજું એક બાણ મૂકીને કર્ણના ધનુષ્યને હસતાં હસતાં તત્કાળ કાપી નાખ્યું.[૫૫] વળી ઝપાટાબંધ બીજાં કેટલાંએક બાણો મૂકીને તેણે તેના ચારેય ઘોડાઓને તથા સારથિને પણ હણી નાખ્યા. ઉપરાંત સૂર્યનાં કિરણ સમાન ચળકતાં નારાચબાણો મૂકીને તેણે કર્ણને છાતીમાં ઘાયલ કર્યો.[૫૬] જેમ મેઘમંડળને સોંસરાં ભેદીને સૂર્યનાં કિરણો બહાર નીકળી આવે છે, તેમ ભીમનાં તે બાણો પણ કર્ણને ભેદીને તત્કાળ સોંસરાં બહાર નીકળી આવ્યાં અને પૃથ્વીમાં પેસી ગયાં.[૫૭] એટલે પછી કપાયેલા ધનુષ્યવાળો તથા બાણોથી ઘાયલ થયેલો તે પુરુષાભિમાની કર્ણ મહાન દુઃખ પામીને બીજા રથ સામે દોડી ગયો.[૫૮]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'કર્ણનો પરાજય' નામનો અધ્યાય ૧૩૧ મો સમાપ્ત

## अध्याय १३२ मो

### ભીમ અને કર્ણનું યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

स्वयं शिष्यो महेशस्य भृगूत्तमधनुर्धरः ।
शिष्यत्वं प्राप्तवान् कर्णस्तस्य तुल्योऽस्त्रविद्यया ॥१

ધૃતરાષ્ટ્ર બોલ્યો : મહેશ્વરના શિષ્ય અને ભૃગુઓના ઉત્તમ ધનુર્ધર એવા પરશુરામનો કર્ણ શિષ્ય છે અને અસ્ત્રવિદ્યામાં લગભગ તેના સરખો જ છે.[૧] અરે ! એ તો પરશુરામથી પણ કંઈક વિશેષ છે. એ કર્ણ પરશુરામનો પટ્ટશિષ્ય છે અને શિષ્યોના ગુણથી યુક્ત છે. આમ છતાં કુંતીપુત્ર ભીમસેને તેને લીલામાત્રમાં કેમ જીતી લીધો ?[૨] હે સંજય ! જે કર્ણ પર મારા પુત્રોની મહાન

વિજયાશા અવલંબી રહી છે, તે કર્ણને ભીમથી પરાજય પામેલો જોઈને દુર્યોધન શું બોલ્યો હતો ?[૩] હે તાત! વીર્યને વખાણનારો મહાબળવાન ભીમસેન કેવી રીતે લડયો હતો? પછી રણમાં બળતા અગ્નિ જેવા એ ભીમસેનને જોઈને કર્ણે શું કર્યું હતું ?[૪]

સંજય બોલ્યો: તે પછી કર્ણ શાસ્ત્રોક્ત વિધિએ સજ્જ કરેલા રથ પર બેઠો અને વાયુથી ઊછળતા સમુદ્રની પેઠે તે ભીમસેન સામે પુનઃ ચઢી આવ્યો.[૫] હે પૃથ્વીપતિ! તે સમયે કર્ણને ક્રોધાયમાન થયેલો જોઈને તમારા પુત્રો ભીમસેનને આગના જડબામાં પડેલો માનવા લાગ્યા.[૬] હવે રાધાપુત્ર કર્ણ ભયંકર ધનુષ્યનો ટંકાર કરીને તથા તાળીઓનો અવાજ કરીને ભીમસેનના રથ પ્રત્યે ધસ્યો. હે રાજન્! એ રીતે શૂરા સૂર્યપુત્રનો તથા મહાત્મા ભીમનો પુનઃ ઘોર સમાગમ થયો.[૭,૮] ત્યાં અન્યોન્ય ક્રોપાયમાન થયેલા તથા પરસ્પરનો વધ કરવા ઇચ્છતા તે બન્ને જણા જાણે નેત્રોથી અન્યોન્યને બાળી નાખતા હોય તેમ સામ સામે જોઈ રહ્યા હતા.[૯] તે બન્નેનાં નેત્રો ક્રોધથી લાલચોળ થઈ ગયાં હતાં, એ સર્પની પેઠે તે બન્ને જણા તીવ્ર નિઃશ્વાસ નાખતા હતા અને બન્ને શત્રુદમન વીરો અન્યોન્યની સામે આવી જઈને વીંધવા મંડ્યા હતા.[૧૦] જાણે ક્રોપાયમાન થયેલા બે વાઘો હોય, શીઘ્રગામી બે શકરા હોય અને ક્રોધાયમાન થયેલા બે શરભ હોય, તેમ તે બન્ને જણા સામસામું યુદ્ધ કરી રહ્યા હતા.[૧૧] તે વેળા અક્ષદ્યૂતમાં, વનમાં અને વિરાટનગરમાં પોતાને જે જે ક્લેશો તથા દુઃખો પ્રાપ્ત થયાં હતાં, તેનું શત્રુદમન ભીમસેન સ્મરણ કરવા લાગ્યો.[૧૨] તમારા પુત્રોએ રત્નોની સમૃદ્ધિવાળા તેમના દેશોનું હરણ કર્યું છે. પુત્ર સહિત તમે તેમને નિરંતર ક્લેશો આપ્યા છે.[૧૩] તમે નિરપરાધિની કુંતીને પુત્રો સહિત બાળી નાખવાની ઇચ્છા કરી હતી. વળી તમારા દુષ્ટાત્મા પુત્રોએ કૃષ્ણાને સભાની મધ્યમાં જ દુઃખ આપ્યું છે.[૧૪] હે ભારત! દુઃશાસને તેનો ચોટલો પકડીને અપમાન કર્યું છે અને કર્ણે તેને આવાં કઠોર વાક્યો કહ્યાં છે:[૧૫] 'હે દ્રૌપદી! હવે તું બીજા પતિને સ્વીકારી લે. તારા પૂર્વના પતિઓ હવે નથી જ એમ તું માની લે. તેલ વિનાના તલ સરખા એ સર્વ નપુંસક પાંડવો તો નરકમાં જ પડ્યા છે.'[૧૬] વળી હે કુરુવંશજ! ત્યારે તમારી સમક્ષ સર્વ કૌરવો પણ દુષ્ટ વચનો બોલ્યા હતા અને તમારા પુત્રો દ્રૌપદીને દાસીભાવે ભોગવવા ઇચ્છા રાખતા હતા.[૧૭] સભામાં તમારી સમક્ષ કર્ણે કાળા મૃગચર્મને ધારણ કરનારા તથા વનમાં ચાલ્યા જતા પાંડવોને ક્રૂર વચનો કહ્યાં છે.[૧૮] વળી સુખી સ્થિતિમાં રહેલો, ક્રોધી અને ભાન વિનાનો તમારો પુત્ર દુર્યોધન તે સમયે સંકટમાં આવી પડેલા તે પાંડવોને તૃણ તુલ્ય લેખીને તેમના તરફ જેમ આવે તેમ વર્ત્યો છે. આ બધાં દુઃખોનો તથા બાલ્યાવસ્થાથી આરંભીને પોતાને જે કંઈ દુઃખો થયાં હતાં તે બધાંનો શત્રુસંહારક ભીમસેન વિચાર કરવા લાગ્યો અને તે ધર્માત્મા પોતાના જીવિતથી તે સમયે વિરક્ત થયો.[૧૯,૨૦] પછી ભરતસિંહ ભીમે સુવર્ણની પીઠવાળા, દુઃસહ તથા અતિમહાન એવા ધનુષ્યનો ટંકારવ કર્યો અને પોતાના પ્રાણને આઘા રાખીને તે કર્ણ સામે ધસી ગયો. ત્યાં તે ભીમસેને કર્ણના રથ પ્રત્યે સરાણ પર ઘસેલાં અને ચકચકિત કિરણોવાળાં બાણોની જાળ પાથરી દઈને સૂર્યની પ્રભાને ઢાંકી દીધી. ત્યારે અધિરથપુત્ર કર્ણે પણ મોટું અટ્ટહાસ્ય કર્યું અને શિલાઓ પર તીક્ષ્ણ કરેલાં કેટલાંએક બાણો છોડીને ભીમસેનની તે બાણજાળને વિખેરી નાખી.[૨૧-૨૩] વળી મહાન

બળવાળા અને મહાન બાહુઓવાળા તે મહારથી કર્ણે નવ મોટાં તથા તીક્ષ્ણ બાણો મૂકીને ભીમસેનને વીંધી નાખ્યો.[૨૪] આમ અંકુશો મારીને જેમ હાથીને અટકાવવામાં આવે, તેમ કર્ણે બાણો મારીને ભીમસેનને અટકાવ્યો; છતાં વૃકોદર તો નિર્ભય થઈને તે સૂતપુત્ર સામે દોડ્યો. આમ પાંડવશ્રેષ્ઠ ભીમસેન વેગથી ઉતાવળો ઉતાવળો પોતાની સામે ધસી આવ્યો તે કર્ણે જોયું અને કોઈ મદોન્મત્ત હાથી જેમ બીજા મદોન્મત્ત હાથી સામે ધસારો કરે, તેમ તેણે યુદ્ધ માટે સામો ધસારો કર્યો.[૨૫,૨૬] પછી એકસો ભેરીઓ સમાન શબ્દ કરતા પોતાના શંખને હર્ષપૂર્વક વગાડીને કર્ણે ઊછળી રહેલા સમુદ્રની પેઠે ભીમસેનના સૈન્યને ખળભળાવી દીધું.[૨૭] હાથી, ઘોડા, રથ અને પાળાઓવાળા પોતાના સૈન્યને આમ ખળભળી ઊઠેલું જોઈને ભીમસેન કર્ણ પાસે આવ્યો અને તેને બાણો વડે છાઈ દેવા લાગ્યો.[૨૮] એ રણમાં કર્ણ બાણો મૂકીને ભીમસેનને છાઈ દેતો હતો અને તેણે પોતાના હંસ સમાન વર્ણવાળા ઉત્તમ ઘોડાઓની સામે ભીમસેનના રીંછ સમાન વર્ણના ઘોડાઓને ભેટાડી દીધા હતા. એ પ્રમાણે વાયુ સમાન વેગવાળા રીંછવર્ણા ઘોડાઓને શ્વેતવર્ણના ઘોડાઓ સામે ભેટાભેટી થઈ, તે જોઈને તમારા પુત્રોના સૈન્યમાં મોટો હાહાકાર થઈ રહ્યો. હે મહારાજ ! આકાશમાં એકઠા મળેલા કાળા-ધોળા મેઘો સરખા તે પવનવેગી ઘોડાઓ તે વેળા એકબીજા સામે અથડાઈને એકઠા થઈ ગયા હતા, તેથી તે બહુ શોભતા હતા.[૨૯-૩૧] વળી યુદ્ધ કરવા સજ્જ થયેલા તથા ક્રોધથી લાલચોળ નેત્રોવાળા એ કર્ણ અને ભીમસેનને જોઈને તમારા પુત્રોના પક્ષના મહારથીઓ ભયભીત થઈને કંપી ઊઠ્યા હતા.[૩૨] હે ભરતશ્રેષ્ઠ ! તે બન્નેનું તે યુદ્ધ યમરાષ્ટ્ર સમું ઘોર થઈ રહ્યું હતું અને પ્રેતરાજના નગરની જેમ દુષ્ટ દેખાવનું જણાતું હતું.[૩૩] જાણે મોટો સમાજ એકઠો મળ્યો હોય, તેમ સર્વ મહારથીઓ પ્રેક્ષક તરીકે એ અદ્‌ભુત યુદ્ધને જોઈ રહ્યા હતા. પણ એ મહારણમાં અમુક એકનો જય થશે, બીજાનો નહિ થાય, એ પ્રમાણેનો કોઈ પણ નિશ્ચય કરી શક્યા નહિ.[૩૪] હે પૃથ્વીપતિ રાજન્ ! પુત્ર સહિત એવા તમારા દુષ્ટ વિચારોના પરિણામે નીપજેલું તે બન્ને મહાન અસ્ત્રોવાળાઓનું હાથોહાથનું યુદ્ધ તદ્દન નજીકમાં થઈ રહ્યું હતું અને સર્વ પ્રેક્ષકો તેને જોઈ રહ્યા હતા.[૩૫] શત્રુઓનો સંહાર કરનારા તે બન્ને જણા તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને અન્યોન્યને ઢાંકી દેતા હતા અને પરસ્પર અદ્‌ભુત પરાક્રમ કરીને આકાશને બાણજાળથી છાઈ દેતા હતા.[૩૬] તે બન્ને મહારથીઓ તીક્ષ્ણ બાણો છોડી છોડીને એકબીજાને મારી નાખવા ઇચ્છતા હતા અને વૃષ્ટિવાળા બે મેઘોની પેઠે તેઓ અત્યંત જોવાયોગ્ય થઈ પડ્યા હતા.[૩૭] હે પ્રભુ ! સુવર્ણભૂષિત બાણોને છોડી રહેલા તે બન્ને શત્રુદમન વીરો મોટી ઉલ્કાઓની પેઠે આકાશને ઝગમગ કરી રહ્યા હતા.[૩૮] ત્યાં હે રાજન્ ! તે બન્નેએ છોડેલાં ગીધપક્ષીનાં પીછાંવાળાં બાણો જાણે શરદઋતુમાં મદમત્ત થયેલાં સારસ પક્ષીઓની હાર આકાશમાં બંધાઈ હોય તેમ શોભતાં હતાં.[૩૯] એ સમયે સૂતપુત્ર કર્ણનો ભેટો કરી રહેલા શત્રુદમન ભીમસેનને જોઈને શ્રીકૃષ્ણ અને અર્જુન ભીમસેન પર અતિશય ભાર આવી પડેલો માનવા લાગ્યા. ત્યાં કર્ણ અને ભીમસેને છોડેલાં બાણોથી અત્યંત હણાયેલા ઘોડાઓ, મનુષ્યો અને હાથીઓ બાણો પડવાના સ્થળને કૂદી જઈને પડવા લાગ્યા.[૪૦,૪૧] હે મહારાજ ! અનેક પડતા, પડેલા અને બીજા મરણ પામેલા એ અશ્વાદિકથી તમારા પુત્રોના માણસોનો સંહાર વધી ગયો હતો. ત્યાં હે

ભરતશ્રેષ્ઠ! જોતજોતામાં નિર્જીવ થયેલાં મનુષ્ય, હાથી અને ઘોડાઓનાં શરીરોથી આખી રણભૂમિ છવાઈ ગઈ હતી.[૪૨,૪૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'ભીમ અને કર્ણનું યુદ્ધ'નામનો અધ્યાય ૧૩૨ મો સમાપ્ત

## अध्याय १३३ मो

### ભીમ અને કર્ણનું યુદ્ધ (ચાલુ)

॥ धृतराष्ट्र उवाच ॥

**अत्यद्भूतमहं मन्ये भीमसेनस्य विक्रमम् ।**
**यत्कर्णं योधयामास समरे लघुविक्रमम् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : ભીમસેનનાં પરાક્રમને હું અતિ અદ્ભુત માનું છું; કારણ કે તેણે યુદ્ધમાં શીઘ્ર પરાક્રમી કર્ણની સામે અતિમહાન યુદ્ધ કર્યું હતું.[૧] અરે! યક્ષો, અસુરો અને મનુષ્યોની સાથે સર્વ શસ્ત્રોને ધારણ કરી સામા આવેલા દેવોને પણ કર્ણ રણમાં અટકાવી રાખે તેવો છે.[૨] તો હે સંજય! તે કર્ણ યુદ્ધમાં જાણે વિજયલક્ષ્મીથી પ્રકાશી રહેલા એ ભીમસેનને સંગ્રામમાં કેમ તરી ગયો નહિ? આ તું મને કહે.[૩] તે બન્નેના પ્રાણદ્યૂતમાં કેવી રીતનું યુદ્ધ થયું હતું? હું માનું છું કે, આ યુદ્ધમાં જ જય અથવા પરાજયનો મુખ્ય આધાર રહેલો છે.[૪] હે સૂત! મારો પુત્ર દુર્યોધન કર્ણને પોતાના પક્ષમાં લઈને ગોવિંદ અને સાત્યકિ સહિત પાંડવોને રણમાં જીતવાનો ઉત્સાહ ધરાવે છે.[૫] પણ ભીમકર્મા ભીમસેને કર્ણને યુદ્ધમાં વારંવાર પરાજય આપ્યો છે, તે સાંભળીને મને મૂંઝવણ થાય છે.[૬] અરેરે! મારા પુત્ર દુર્યોધનની દુષ્ટ નીતિને પરિણામે કૌરવોનો વિનાશ જ થઈ રહ્યો છે, એમ હું માનું છું. હે સંજય! કર્ણ મહાધનુર્ધર પાંડવોને કદી જીતી શકશે નહિ.[૭] પાંડવોની સાથે કર્ણે રણાંગણમાં જે જે યુદ્ધો કર્યાં છે, તે તે સર્વમાં પાંડવોએ કર્ણને હરાવ્યો છે.[૮] હે તાત! ઇંદ્ર સહિત દેવો પણ પાંડવોને કદી જીતી શકે તેમ નથી; પણ મારો મૂર્ખ પુત્ર દુર્યોધન એ વાતને સમજતો જ નથી.[૯] મારા એ પુત્રે કુબેરના ધન જેવું એ યુધિષ્ઠિરનું ધન હરી લીધું છે, પણ એ મૂર્ખ સમજ્યો જ નહિ કે, મધ મેળવવાની ઇચ્છા રાખનારની પેઠે મારો વિનાશ જ થશે.[૧૦] કપટબુદ્ધિનો દુર્યોધન મહાત્મા પાંડવોના રાજ્યને કપટથી છીનવી લઈને પોતે જીત્યો છે એમ માની બેઠો છે અને તે પાંડવોની અવગણના કરે છે.[૧૧] અરેરે! પુત્રના સ્નેહમાં પાયમાલ થયેલા મેં અકુશલાત્માએ પણ ધર્મમાં રહેલા મહાત્મા પાંડુનંદનોના ઘણા ઘણા અપરાધો કર્યા છે.[૧૨] દીર્ઘદર્શી યુધિષ્ઠિરને અને તેમના ભાઈઓને તો સલાહસંપ કરવાની જ ઇચ્છા હતી; પણ મારા પુત્રોએ તેને અશક્ત માનીને તેમનું અપમાન કર્યું છે.[૧૩] ખરેખર! તે બધાં દુઃખોને તથા તે બધા અપરાધોને મનમાં ઘૂંટી રાખીને જ મહાબાહુ ભીમસેન સૂતપુત્ર સાથે લડ્યો હશે.[૧૪] માટે હે સંજય! યુદ્ધ કરવામાં શ્રેષ્ઠ અને પરસ્પરનો વધ કરવા ઇચ્છતા તે કર્ણ અને ભીમસેન જે રીતે રણમાં લડ્યા હોય, તે બધું તું મને કહે.[૧૫]

સંજય બોલ્યો : હે રાજન્! પરસ્પર વધ કરવાની ઇચ્છાવાળા બે વનગજ જેવા તે કર્ણ અને ભીમસેન વચ્ચે જે પ્રમાણે સંગ્રામ થયો હતો, તે પ્રમાણે હું તમને કહું છું, માટે તમે તે સાંભળો.[૧૬] હે રાજન્! ક્રોધાયમાન થયેલા સૂર્યપુત્ર કર્ણે ક્રોધાયમાન થયેલા શત્રુદમન પરાક્રમી ભીમસેન સામે પરાક્રમ કરીને તેને ત્રીસ બાણોનો પ્રથમ પ્રહાર કર્યો હતો.[૧૭] વળી હે ભરતશ્રેષ્ઠ! તેણે મહાવેગવાળાં, પ્રકાશિત અગ્રભાગવાળાં અને સુવર્ણથી સુશોભિત એવાં બીજાં કેટલાંએક બાણો મૂકીને ભીમસેનને ઘા કર્યો હતો.[૧૮] ત્યાં એ રીતે બાણો ફેંકી રહેલા તે કર્ણના ધનુષ્યને

ભીમસેને ત્રણ તીક્ષ્ણ બાણો મૂકીને કાપી નાખ્યું અને બીજું એક ભલ્લ બાણ છોડીને તેના સારથિને પણ રથની બેઠક પરથી નીચે ઢાળી પાડ્યો. એટલે સૂતપુત્ર કર્ણે ભીમસેનનો તદ્દન નાશ કરવાની ઇચ્છા કરી અને તેણે સુવર્ણ તથા વૈડૂર્યમણિથી ચિત્રવિચિત્ર દાંડાવાળી એક શક્તિ ગ્રહણ કરી.[૧૯,૨૦] સાક્ષાત્ બીજી કાળશક્તિ હોય તેવી તે મહાશક્તિને હાથમાં ઊંચી કરીને મહાબળવાન રાધાનંદને તેને બરાબર સાંધી અને તેને ભીમસેન સામે ફેંકી.[૨૧] ઇંદ્ર જેમ વજ્ર ફેંકે, તેમ રાધાનંદને ભીમસેન ઉપર તે જીવલેણ શક્તિ ફેંકી. પછી મહાબળવાન સૂતપુત્રે મોટા શબ્દથી ગર્જના કરી અને તે સાંભળીને તમારા પુત્રો હર્ષમાં આવી ગયા. ત્યાં કર્ણના હાથમાંથી છૂટેલી તે સૂર્ય અને અગ્નિ સમાન પ્રભાવાળી શક્તિને ભીમસેને સાત બાણો છોડીને આકાશમાં જ કાપી નાખી.[૨૨-૨૪] હે રાજા! એ રીતે કાંચળી વિનાના સર્પ સમાન દેખાતી તે શક્તિને કાપી નાખીને ભીમસેન જાણે સૂતપુત્રના પ્રાણોને ખોળવા લાગ્યો.[૨૫] તે કોપાયમાન થઈને કર્ણ સામે મોરનાં પીંછાં બાંધેલાં, સુવર્ણની પૂંખવાળાં, સરાણ પર ઘસેલાં અને સાક્ષાત્ કાળદંડ સમાન તીક્ષ્ણ બાણોને યુદ્ધમાં છોડવા મંડ્યો.[૨૬] કર્ણે પણ તે સમયે સુવર્ણની પીઠવાળું બીજું દુરાસદ ધનુષ્ય ઉઠાવીને તથા તે મહાન ધનુષ્યને ખેંચીને ઘણાં બાણો છોડવા માંડ્યાં.[૨૭] પણ હે રાજન્! પાંડુપુત્ર ભીમસેને કર્ણે છોડેલાં તે મહાન બાણોને નમેલાં પર્વવાળાં નવ બાણો વડે કાપી નાખ્યાં અને સિંહની પેઠે એ ગર્જના કરવા લાગ્યો. એ રીતે તે બન્ને જણા ગાયોના મધ્યમાં ગર્જના કરતા બે બળવાન આખલાઓની પેઠે તથા માંસને માટે અન્યોન્ય સામે ત્રાડ નાખતા બે વ્યાઘ્રોની પેઠે ગાજી રહ્યા હતા અને અન્યોન્યને પ્રહાર કરીને એકબીજાનો દાવ વાળવા ઇચ્છતા હતા.[૨૮-૩૦] વાડામાં રહેલા બે સાંઢોની પેઠે તેઓ એકબીજાની સામે કતરાઈ કતરાઈને જોતા હતા અને તેઓ પરસ્પર સામસામા દંતશૂળો બરાવીને યુદ્ધ કરતા બે મોટા હાથીઓ સમાન દેખાતા હતા.[૩૧] હે મહારાજ! ધનુષ્યને કાન સુધી સંપૂર્ણ ખેંચીને છોડેલાં બાણો વડે તે બન્ને જણા એકબીજા સામે પ્રહાર કરી રહ્યા હતા અને શસ્ત્રવૃષ્ટિથી પરસ્પરને બાળી નાખતા હતા.[૩૨] તે બન્ને જણા ક્રોધથી ડોળાઓ ફાડી ફાડીને એકબીજા સામે જોતા હતા અને એકબીજા સામે હસી હસીને વારંવાર અન્યોન્યની સામે તર્જના કરતા હતા.[૩૩] વળી સમયે સમયે તેઓ શંખોનો શબ્દ કરતા કરતા એ રીતે પરસ્પર યુદ્ધ કરી રહ્યા હતા. તે પછી હે રાજા! ભીમસેને ફરીથી કર્ણના ધનુષ્યને મુષ્ટિપ્રદેશમાંથી કાપી નાખ્યું.[૩૪] તેણે કર્ણના શંખવર્ણા ઘોડાઓને મારી નાખીને યમલોકમાં મોકલી દીધા અને એના સારથિને પણ રથના માળામાંથી નીચે પાડી નાખ્યો.[૩૫] આમ સૂર્યપુત્ર કર્ણના ઘોડાઓ માર્યા ગયા હતા, તેનો સારથિ મરણ પામ્યો હતો અને પોતે પણ રણમાં બાણોથી તદ્દન ઢંકાઈ ગયો હતો. આથી તે અતિ ઊંડી ચિંતામાં પડી ગયો.[૩૬] બાણજાળથી તે ગભરાઈ ગયો હતો અને હવે શું કરવું તેની પણ તેને ખબર પડી નહિ. કર્ણને એ રીતે સંકટમાં આવી પડેલો જોઈને રાજા દુર્યોધન ક્રોધથી જાણે ધ્રૂજવા લાગ્યો અને પોતાના ભાઈ દુર્જયને આજ્ઞા કરવા લાગ્યો : 'અરે ઓ દુર્જય! જા, જલદી જા. જો પાંડુપુત્ર ભીમસેન આ રાધાપુત્ર કર્ણને ગળી જાય છે.[૩૭,૩૮] માટે કર્ણને કુમક આપીને તું તે નપુંસક ભીમસેનનો શીઘ્ર નાશ

કરી નાખ.' એ પ્રમાણે દુર્યોધને આજ્ઞા કરી, એટલે તમારા પુત્ર દુર્જયે તેને કહ્યું કે, 'બહુ સારું.'[૩૯] હવે એ દુર્જય કર્ણ સામે યુદ્ધ કરી રહેલા ભીમસેન સામે ધસ્યો અને બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. તેણે નવ બાણોથી ભીમને અને આઠ બાણોથી તેના ઘોડાઓને વીંધી નાખ્યા.[૪૦] વળી તેણે છ બાણોથી તેના સારથિને તથા ત્રણ બાણોથી તેના ધ્વજને પ્રહાર કર્યો અને પાછાં સાત બાણો ભીમસેનને માર્યાં. તે જોઈ ભીમસેન કોપ્યો. તેણે ઉપરાઉપરી બાણો મૂકીને દુર્જયના ઘોડાઓને તથા સારથિને મારી નાખ્યા અને તેનાં સર્વ મર્મસ્થાનોમાં ગાઢ પ્રહાર કરી તેને પોતાને પણ યમલોકમાં વિદાય કરી દીધો. તે સમયે સારી રીતે શણગારેલા તથા સર્પની પેઠે પૃથ્વી પર વારંવાર તરફડી રહેલા તે દુર્જયને જોઈને દુઃખી થયેલો દયાળુ કર્ણ રડી પડ્યો અને તેણે તમારા તે પુત્રની પ્રદક્ષિણા કરી. આ તરફ ભીમસેન તો પોતાના કટ્ટા શત્રુ કર્ણને રથ વિનાનો કરીને ઘણો ગર્વમાં આવી ગયો અને સંખ્યાબંધ બાણોથી, બંદૂકોથી તથા લોખંડી શંકુઓથી તેને છાઈ દેવા જ લાગ્યો. આમ અતિરથી કર્ણ અનેક બાણોથી ભેદાતો હતો, છતાં તે શત્રુતાપને ક્રોધાયમાન સ્વરૂપવાળા તે ભીમસેનનો રણમાં ત્યાગ કર્યો ન હતો.[૪૧-૪૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'ભીમ અને કર્ણનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૩૩ મો સમાપ્ત

## अध्याय १३४मो

### કર્ણનું રણમાંથી પલાયન

॥ સંજય ઉવાચ ॥

सर्वथा विरथः कर्णः पुनर्भीमेन निर्जितः ।
रथमन्यं समास्थाय पुनर्विव्याध पांडवम् ॥ १ ॥

સંજય બોલ્યો : હવે સર્વથા રથરહિત થયેલો અને ભીમસેનથી પરાજય પામેલો કર્ણ બીજા રથમાં બેસીને પુનઃ યુદ્ધ કરવા આવ્યો અને બાણો વડે ભીમસેનને વીંધવા લાગ્યો.[૧] જેમ બે મોટા હાથીઓ સામસામા આવી જઈને એકબીજાને દંતૂશળોથી પ્રહાર કરે, તેમ તે બન્ને જણા સંપૂર્ણ કાન સુધી ખેંચેલા ધનુષ્યમાંથી છૂટેલાં બાણો વડે અન્યોન્યને પ્રહાર કરવા લાગ્યા.[૨] તે પછી કર્ણે ભીમસેનને સંખ્યાબંધ બાણો માર્યાં અને મોટી ગર્જના કરીને તેને પુનઃ છાતીમાં વીંધી નાખ્યો.[૩] ત્યારે ભીમસેને સીધાં જનારાં દશ બાણો મૂકીને તેને સામેથી વીંધી નાખ્યો અને નમેલાં પર્વવાળાં સિત્તેર બાણોનો તેને પુનઃ પ્રહાર કર્યો.[૪] વળી હે રાજન્! ભીમસેને કર્ણને નવ બાણો વડે છાતીમાં વીંધી નાખ્યો અને બીજા એક તીક્ષ્ણ બાણથી તેના ધ્વજને પણ વીંધી નાખ્યો.[૫] પછી જેમ અંકુશોથી મોટા હાથીને પ્રહાર કરવામાં આવે અને જેમ ચાબુકોથી કોઈ એક ઘોડાને માર મારવામાં આવે, તેમ તેણે કર્ણને ત્રેસઠ બાણોનો માર માર્યો.[૬] હે મહારાજ! યશસ્વી ભીમસેને જ્યારે કર્ણને અત્યંત વીંધી નાખ્યો, ત્યારે તે વીર જીભ વડે પોતાનાં ગલોફાં ચાટવા લાગ્યો અને તેના નેત્રના ખૂણા ક્રોધથી લાલચોળ થઈ ગયા.[૭] પછી હે મહારાજ! ઇંદ્રે બલદૈત્ય સામે જેમ વજ્ર છોડ્યું હતું, તેમ તેણે આખા શરીરને ચીરી નાખે તેવું એક બાણ ભીમસેન સામે છોડ્યું.[૮] સૂતપુત્ર કર્ણના ધનુષ્યમાંથી છૂટેલું તે વિચિત્ર પીછાંવાળું બાણ ભીમસેનને વીંધી નાખીને પૃથ્વીમાં પેસી ગયું.[૯] આથી મહાબાહુ ભીમસેનનાં નેત્રો પણ ક્રોધથી લાલ બની ગયાં. તેણે સાક્ષાત્ વજ્ર સરખી, ચાર હાથના માપની, સુવર્ણની કળીઓવાળી તથા છ આરાઓવાળી એક ભારે ગદા વિચાર કર્યા વિના કર્ણના તરફ ફેંકી. વજ્રથી ઇંદ્ર જેમ અસુરોને મારી નાખે, તેમ ભરતવંશી ભીમસેને ક્રોધપૂર્વક તે ગદાને

ફેંકીને કર્ણના સુંદર ગતિના ઉત્તમ ઘોડાઓને મારી નાખ્યા. વળી હે ભરતશ્રેષ્ઠ ! મહાબાહુ ભીમસેને બે ક્ષુર જાતિનાં બાણો મૂકીને કર્ણના ધ્વજને કાપી નાખ્યો અને બીજાં કેટલાંએક બાણો વડે તેના સારથિને પણ મારી નાખ્યો. એટલે પછી હે ભારત ! માર્યા ગયેલા ઘોડા તથા સારથિવાળા તેમ જ પડી ગયેલી ધ્વજવાળા તે રથનો ત્યાગ કરીને કર્ણ ઉદાસ અને પોતાના ધનુષ્યનો ટંકાર કરતો પૃથ્વી પર ઊભો રહ્યો. તે વેળા અમે રાધાપુત્ર કર્ણનું અદ્ભુત પરાક્રમ જોયું.[૧૦–૧૪] કારણ કે તે રથીશ્રેષ્ઠ પોતે રથ વિનાનો થઈ ગયો હતો, છતાં પોતાના શત્રુને અટકાવી રહ્યો હતો. એ રણમાં રથરહિત થઈને ઊભેલા પુરુષશ્રેષ્ઠ કર્ણને જોઈને હે રાજન્ ! તમારા પુત્ર દુર્યોધને દુર્મુખને કહ્યું: 'અરે ઓ દુર્મુખ ! જો, આ કર્ણને ભીમસેને રથ વિનાનો કરી નાખ્યો છે.[૧૫,૧૬] માટે તે પુરુષશ્રેષ્ઠ મહારથીને તું એક રથ આપી આવ.' હે ભારત ! એ રીતનું દુર્યોધનનું વચન સાંભળીને દુર્મુખ સત્વર કર્ણની પાસે ગયો અને બાણો વડે ભીમસેનને અટકાવવા લાગ્યો. આમ દુર્મુખને સંગ્રામમાં કર્ણને પગલે આવેલો જોઈને વાયુપુત્ર ભીમસેન અત્યંત હર્ષમાં આવી ગયો અને ગલોફાં ચાટવા લાગ્યો. હે મહારાજ ! તે પાંડુપુત્રે બાણો મૂકીને કર્ણને અટકાવી રાખ્યો અને તત્કાળ દુર્મુખ તરફ પોતાના રથને હંકાર્યો. હે મહારાજ ! તે જ ક્ષણે નમેલા પર્વવાળાં નવ બાણો મારીને ભીમે દુર્મુખને યમલોકમાં મોકલી દીધો. એ રીતે હે રાજન્ ! જ્યારે દુર્મુખ મરણ પામ્યો, ત્યારે અધિરથપુત્ર કર્ણ તેના રથ પર જ ચઢી બેઠો અને પ્રદીપ્ત સૂર્ય સરખો શોભવા લાગ્યો. દુર્મુખ તો રણભૂમિ પર પોઢી ગયો હતો, તેનાં મર્મસ્થાનો છિન્નભિન્ન થઈ ગયાં હતાં અને તેનું આખું શરીર લોહીથી ખરડાઈ ગયું હતું. દુર્મુખને એ સ્થિતિમાં પડેલો જોઈને કર્ણનાં નેત્રો અશ્રુઓથી ભરાઈ આવ્યાં. એક મુહૂર્તકાળ સુધી તો તે સ્તબ્ધ થઈને જ ઊભો રહ્યો. પછી પ્રાણરહિત થયેલા તે દુર્મુખનું અતિક્રમણ કરીને કર્ણે તેની પ્રદક્ષિણા કરી.[૧૭–૨૩] લાંબો ઉષ્ણ નિઃશ્વાસ નાખીને એ વીર ક્ષણવાર વિચારવા લાગ્યો કે, 'હવે મારે શું કરવું ?' આમ ઘણો વિચાર કર્યા છતાં તેને કર્તવ્ય–કર્મનું ભાન આવ્યું નહિ. હે રાજન્ ! એ તકનો લાભ લઈને ભીમસેને ગીધનાં પીછાં બાંધેલાં ચૌદ નારાચબાણો મૂકીને કર્ણને પ્રહાર કર્યો. હે મહારાજ ! સુવર્ણની પૂંખવાળાં તે બાણોએ મહાતેજસ્વી કર્ણના કવચને તોડી નાખ્યું અને દશે દિશાઓને સુશોભિત કરી મૂકી. વળી રુધિરનું ભોજન કરનારાં તે બાણોએ સૂતપુત્રના રુધિરનું પાન પણ કર્યું.[૨૪–૨૬] હે માનવરાજ ! કાળે પ્રેરેલા ક્રોધી સર્પોની પેઠે પૃથ્વી પર પથરાયેલાં તે બાણો ઘણાં જ દેદીપ્યમાન જણાતાં હતાં અને તેઓ પૃથ્વીમાં સીધાં પેસી ગયાં હતાં, તેથી તે દરમાં અર્ધા પેઠેલા મહાન સર્પો જેવાં જણાતાં હતાં. તે પછી રાધાપુત્ર કર્ણે સુવર્ણથી વિભૂષિત એવાં અતિ ઉગ્ર ચૌદ નારાચબાણો વડે કોઈ જાતનો વિચાર કર્યા વિના સામો પ્રહાર કર્યો. તે બાણોએ ભીમસેનના ડાબા હાથને વીંધી નાખ્યો. ત્યાં પક્ષીઓ જેમ ક્રૌંચપર્વતમાં પ્રવેશ કરે, તેમ તે ભયંકર બાણો પૃથ્વીમાં પેસી ગયાં. ત્યારે પૃથ્વીમાં પ્રવેશ કરતાં એ નારાચબાણો સૂર્યાસ્ત સમયે દેદીપ્યમાન જણાતાં કિરણો સમાન શોભતાં હતાં. આમ રણમાં મર્મને વીંધી નાખનારાં કર્ણનાં બાણોથી ભીમસેન ચિરાઈ ગયો હતો; તેથી પર્વત જેમ પાણીના ઝરણને ઝરે, તેમ તે રુધિરને ઝરતો હતો. પછી ભીમસેને બરાબર સાવધ થઈને ત્રણ બાણો મૂક્યાં અને તે

પુત્રને વીંધી નાખ્યો. વળી ગરુડ સમાન વાળાં બીજાં સાત બાણો મારીને તેણે એના સારથિને પણ ઘાયલ કર્યો. હે મહારાજ! એટલે ભીમસેનના બાણપ્રહારથી વિહ્‌વળ થયેલો તે કર્ણ વેગવાળા ઘોડાઓ વડે મહાભયથી રણનો ત્યાગ કરીને નાસી ગયો; પણ અતિરથી ભીમસેન તો પોતાના ધનુષ્યનો ટંકારવ કરીને બળબળતા અગ્નિની પેઠે રણમાં ઊભો જ રહ્યો હતો.[૨૭–૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'કર્ણનું પલાયન' નામનો અધ્યાય ૧૩૪મો સમાપ્ત

## अध्याय १३५मो

### ધૃતરાષ્ટ્રના બળાપા

॥ ધૃતરાષ્ટ્ર ઉવાચ ॥

त्वमेव परं मन्ये धिक् पौरुषमनर्थकम्।
यत्राधिरथिरायत्तो नातरत् पांडवं रणे ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : મારે દૈવને જ સર્વોત્કૃષ્ટ માનવું પડે છે. પુરુષાર્થ તો નિષ્ફળ છે અને ધિક્કારવા યોગ્ય છે; કારણ કે રણમાં બરાબર સાવધ રહેલો અધિરથપુત્ર કર્ણ પણ પાંડુપુત્ર ભીમસેનને તરી શક્યો નહિ.[૧] મેં દુર્યોધનને વારંવાર આમ બોલતો સાંભળ્યો છે : 'આ રણસંગ્રામમાં કર્ણ ગોવિંદ સહિત પાંડવોને જીતવાનો ઉત્સાહ ધરાવે છે. કર્ણ સમાન બીજો કોઈ યોદ્ધો મારા જોવામાં આવતો નથી.' હે સૂત! મંદબુદ્ધિનો દુર્યોધન પ્રથમ મને કહેતો હતો કે, 'કર્ણ બળવાન, શૂરવીર, દૃઢ ધનુષ્યધારી અને યુદ્ધના શ્રમને જીતનારો છે. આ યુદ્ધમાં વસુષેણ(કર્ણ)ની મને સહાય છે, તેથી દેવો પણ મને જીતવા સમર્થ નથી. તો પછી હે રાજન્! સત્ત્વરહિત અને હૈયાફૂટ્યા આ પાંડવો તે કોણ માત્ર છે? આવા કર્ણને ઝેર વિનાના સર્પની પેઠે પરાજય પામેલો તથા યુદ્ધમાંથી પલાયન કરી ગયેલો રાજ્યમૂઢ થયેલા તે દુર્યોધનને યુદ્ધોમાં અકુશળ એવા મારા પુત્ર દુર્મુખ એકલાને પતંગિયાની પેઠે અગ્નિમાં હોમી દીધો છે! હે સંજય! ખરેખર, મને તો લાગે છે કે, અશ્વત્થામા, મદ્રરાજ, કૃપાચાર્ય અને કર્ણ એ બધા એકઠા મળીને ભીમસેનની સામે ઊભા રહેવાને શક્તિમાન નથી. તેઓ બધા આ ભીમસેનના દશ હજાર હાથી જેટલા મહાઘોર બળને તથા વાયુ સમાન તેજવાળા એ ભીમસેનના ક્રૂર વ્યવસાયને જાણે છે, તેથી યુગાંત સમયના કાળ જેવા ક્રૂરકર્મા ભીમસેનને તેઓ રણમાં શા માટે કોપાવે? તેઓ તો તેનાં બળ, કોપ અને વીર્યને બરાબર જાણે છે. એક મહાબાહુ કર્ણ જ પોતાના બાહુબળથી ગર્વિષ્ઠ થયેલા એ ભીમસેનનો અનાદર કરીને તેની સામે રણમાં યુદ્ધ કર્યું હશે! પણ દૈવયોગે ઇંદ્ર જેમ અસુરને જીતે તેમ તેણે કર્ણને જીત્યો છે.[૨–૧૧] તે પાંડુપુત્ર ભીમસેનને રણમાં કોઈ જીતી શકે તેમ નથી; કારણ કે તે એકલો દ્રોણને પણ મથી નાખીને મારી સેનામાં દાખલ થયો છે અને અર્જુનની શોધ કરી રહ્યો છે. જીવવાની ઇચ્છાવાળો કયો પુરુષ તે ભીમસેનની સામે જઈ શકે? હે સંજય! તે ભીમની આગળ ઊભા રહેવાનો પણ કોણ ઉત્સાહ કરી શકે?[૧૨,૧૩] કોઈ રાક્ષસ હાથમાં વજ્ર ઊંચું કરીને ઊભેલા ઇંદ્રની સામે ઊભો રહેવાનો ઉત્સાહ કરી શકતો નથી, તે જ પ્રમાણે મનુષ્ય પ્રેતરાજના નગરમાં પહોંચી જઈ પાછો ત્યાંથી અહીં આવી શકે, પણ ભીમસેનની આગળ જઈને તે કદી પાછો અહીં આવે જ નહિ. આ યુદ્ધમાં જે પુરુષો મોહિત થઈને ક્રોધાયમાન થયેલા ભીમસેન પાછળ દોડ્યા છે, તે અલ્પ ચેતનવાળા પુરુષો પતંગિયાની પેઠે અગ્નિમાં જ પેઠા છે. તે સમયે સભામાં સર્વ કૌરવોના સાંભળતાં ભીમસેને

વધના સંબંધમાં જે પ્રતિજ્ઞાવચન કહ્યું છે, તેનો વિચાર કરીને તથા કર્ણને ભીમે પરાજય પમાડ્યો છે એ જોઈ ને, દુઃશાસન ભયભીત થયો છે અને પોતાના મોટાભાઈ સહિત ભીમ સામે યુદ્ધ કરતાં જરૂર અટકી પડ્યો છે. હે સંજય! મારા દુર્બુદ્ધિ પુત્ર દુર્યોધને અગાઉ સભામાં વારંવાર કહ્યું હતું કે, 'કર્ણ, દુઃશાસન અને હું યુદ્ધમાં પાંડવોને જીતીશું.' તે મારો પુત્ર દુર્યોધન હવે ભીમે રથ-રહિત કરી પરાજય પમાડેલા કર્ણને જોઈ ને તથા સંધિ કરાવવા માટે આવેલા શ્રીકૃષ્ણના કરેલા અપમાનથી આ વેળા ઘણો જ પશ્ચાત્તાપ કરતો હશે! ભીમસેને પોતાના કવચધારી ભાઈઓને યુદ્ધમાં મારી નાખ્યા છે તે જોઈને, મારો પુત્ર ખરેખર પોતાના અતિમહાન અપરાધના સંબંધ-માં સંતાપ કરતો હશે! અરે! જીવનું જતન કરવા ઇચ્છતો કયો પુરુષ ક્રોધાયમાન થઈ ને સાક્ષાત્ કાળની પેઠે ઊભેલા એ ભયંકર આયુધ-ધારી પાંડુપુત્ર ભીમસેનની આડો જાય? વડ-વાગ્નિના મુખની મધ્યમાં આવેલો મનુષ્ય કદાચ મુક્ત થઈ શકે, પણ ભીમસેનના ઝપાટામાં આવેલો મનુષ્ય કદી મુક્ત થાય નહિ, એવો મારો નિશ્ચય છે. આ યુદ્ધમાં પાંડવો, પાંચાલો, કેશવ અને સાત્યકિ અત્યંત ક્રોધ્યા છે, તેઓ પોતાના જીવિત-નું રક્ષણ કરવા વિષે પણ ખેવના રાખતા નથી અને પ્રાણને બાધા રાખીને જ યુદ્ધ કરી રહ્યા છે. આથી હે સારથિ! મારા પુત્રોના પ્રાણ હવે તોળાઈ જ રહ્યા છે.[૧૪–૨૪]

સંજય બોલ્યો: હે કુરુવંશી રાજા! આ મહાભયંકર પ્રસંગ આવ્યો છે, ત્યારે તમે જે શોક કરો છો તે કેવળ વ્યર્થ છે. ખરું જોતાં આ જગતના વિનાશનું મૂળ તમે પોતે જ છો, એમાં જરાયે સંશય નથી.[૨૫] પ્રથમ પુત્રોનાં વચન પર આધાર રાખીને તમે પોતે જ આ મહાન વેર ઊભું કર્યું છે. તે સમયે તમને ઘણું ઘણું કહેવા-માં આવ્યું હતું, છતાં મરવા પડેલો માણસ જેમ પોતાને હિતકારક ઔષધનો અનાદર કરે છે, તેમ તમે તે વચનોનો અનાદર કર્યો હતો.[૨૬] હે નરો-ત્તમ! તમે પોતે જ પ્રથમ અતિ દુર્જર (પચા-વવાને અશક્ય) કાલકૂટ વિષનું પાન કર્યું છે, તેથી હવે તેનાં સંપૂર્ણ ફળને તમે પામો.[૨૭] આ સમયે તમે યથાશક્તિ યુદ્ધ કરનારા મહાબળવાન યોદ્ધાઓની નિંદા કરો છો, પરંતુ તે યુદ્ધ જે પ્રમાણે થયું હતું તે હું તમને કહું છું.[૨૮] હે ભારત! કર્ણને ભીમસેનથી પરાજય પામેલો જોઈ ને તમારા પુત્રોમાંના પાંચ મહાધનુર્ધર ભાઈ-ઓ તે સહન કરી શક્યા નહિ.[૨૯] ત્યાં દુર્મર્ષણ, દુઃસહ, દુર્મદ, દુર્ધર અને જય નામના તે પાંચેય ભાઈઓ તરેહતરેહનાં કવચો ધારણ કરીને પોતાના શત્રુ ભીમસેન સામે ધસી ગયા.[૩૦] તેમણે મહાબાહુ ભીમસેનને ચારેબાજુથી ઘેરી લીધો અને પતંગોના સમૂહની પેઠે બાણો વરસાવીને ભીમસેનની સર્વ દિશાઓને ઢાંકી દીધી. દેવ સમાન સ્વરૂપવાળા તે કુમારોને એકાએક પોતાની સામા આવતા જોઈ ને ભીમસેને હસતાં હસતાં તેમનો સ્વીકાર કર્યો.[૩૧,૩૨] એવામાં ભીમસેનની સામા ગયેલા તમારા પુત્રોને જોઈ ને રાધાપુત્ર મહાબળવાન ભીમસેન સામે યુદ્ધ કરવા પાછો ફર્યો.[૩૩] તે સુવર્ણની પૂંખવાળાં તથા પથ્થર પર ઘસી તીક્ષ્ણ કરેલાં કેટલાંએક બાણો છોડવા મંડ્યો. તે જોઈ ભીમસેન તમારા પુત્રોના અટ-કાવ્યા છતાં પણ સત્વર તેની સામે ધસી ગયો. તે સમયે કૌરવો ચારેબાજુથી કર્ણને વીંટાઈ વળ્યા અને ભીમસેન પર સંખ્યાબંધ નમેલાં પર્વવાળાં બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૩૪,૩૫] પણ હે રાજન્! ભીમસેને માત્ર પચીસ બાણો મૂક્યાં અને ભયંકર ધનુષ્યવાળા તે સર્વ પુરુષ-

શ્રેષ્ઠોને ઘોડાઓ અને સારથિઓ સહિત-યમલોકમાં મોકલી દીધા.[૩૬] એટલે વાયુએ ભાંગી નાંખેલાં વિચિત્ર પુષ્પોને ધારણ કરનારાં મોટાં વૃક્ષોની જેમ તેઓ પ્રાણરહિત થઈ ને પોતાના સારથિઓ સાથે રથ પરથી નીચે ગબડી પડ્યા. તે વેળા અમે ભીમસેનનું અદ્ભુત પરાક્રમ જોયું; કારણ કે તેણે કર્ણને બાણો વડે અટકાવી રાખીને તમારા પુત્રોને મારી નાખ્યા હતા.[૩૭,૩૮] હે મહારાજ! ભીમસેન જ્યારે તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને ચારેબાજુથી પોતાને અટકાવવા લાગ્યો હતો, ત્યારે સૂતપુત્ર કર્ણ ભીમસેન તરફ એકીટશે જોઈ રહ્યો હતો.[૩૯] ભીમસેન પણ ત્યારે પોતાનાં નેત્રોને ક્રોધથી લાલચોળ કરીને તથા પોતાના મહાન ધનુષ્યનો ટંકારવ કરીને વારંવાર કર્ણની સામે જોવા લાગ્યો હતો.[૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'ધૃતરાષ્ટ્રના બળાપા' નામનો અધ્યાય ૧૩૫ મો સમાપ્ત

## અધ્યાય ૧૩૬ મો

### ભીમસેનનું યુદ્ધ

॥ સંજય ઉવાચ ॥

**तवात्मजांस्तु पतितान् दृष्ट्वा कर्णः प्रतापवान् ।**
**क्रोधेन महताविष्टो निर्विण्णोऽभूत्स जीवितान् ॥ १**

સંજય બોલ્યો : તમારા પુત્રોને એ રીતે રણમાં પડેલા જોઈને પ્રતાપી કર્ણ મહાન ક્રોધાવેશમાં આવી ગયો અને પોતાના જીવિતથી લગભગ બેપરવા થઈ ગયો.[૧] તે સમયે કર્ણ પોતાના આત્માને એક અપરાધી તરીકે માનવા લાગ્યો; કારણ કે પોતાની સમક્ષ જ ભીમસેને તમારા પુત્રોને રણમાં મારી નાખ્યા હતા.[૨] તે પછી ક્રોધાયમાન થયેલા ભીમસેને કર્ણ સાથેના પોતાના પૂર્વના વેરને યાદ કરીને અને તેથી જ ઘણો ક્ષુબ્ધ થઈને કર્ણ ઉપર તીક્ષ્ણ બાણો છોડવા માંડ્યાં.[૩] એટલે રાધાપુત્ર કર્ણે પણ હસતો હોય તેમ ભીમસેનને પ્રથમ પાંચ બાણો વડે વીંધી નાખ્યો અને પુનઃ પથ્થર પર ઘસી તીક્ષ્ણ કરેલાં સુવર્ણપૂંખી સિત્તેર બાણોનો તેને પ્રહાર કર્યો.[૪] પરંતુ કર્ણે ફેંકેલાં તે બાણોને ભીમસેને ગણકાર્યાં નહિ અને સામેથી પોતે નમેલાં પર્વવાળાં સો બાણો મૂકીને એ રાધાપુત્રને રણમાં માર માર્યો.[૫] વળી હે રાજા! તેણે પાંચ તીક્ષ્ણ બાણો મૂકીને તેનાં મર્મસ્થાનોમાં પ્રહાર કર્યો અને બીજા એક ભલ્લજાતના બાણથી સૂતપુત્રના ધનુષ્યને કાપી નાખ્યું.[૬] આમ હે ભારત! પોતાનું ધનુષ્ય કપાઈ ગયું એટલે કર્ણનું મન ઘણું ઉદાસ થઈ ગયું. એ શત્રુતાપને તુરત જ બીજું ધનુષ્ય લીધું અને કેટલાંએક બાણો વડે ભીમસેનને છાઈ દીધો. એટલે ભીમસેને કર્ણના ઘોડાઓને તથા સારથિને મારી નાખ્યા અને પોતે બરાબર બદલો વાળીને મોટેથી ખડખડાટ હસવા માંડ્યું.[૭,૮] વળી હે મહારાજ! પુરુષશ્રેષ્ઠ ભીમસેને તેના ધનુષ્યને પણ કાપી નાખ્યું તેથી સોનાની પીઠવાળું તથા મોટા અવાજ કરનારું તે ધનુષ્ય રણભૂમિ પર આવી પડ્યું.[૯] તે પછી મહારથી કર્ણ પોતાના રથ પરથી નીચે કૂદી પડ્યો અને તેણે હાથમાં ગદા લઈ ને ક્રોધપૂર્વક ભીમ સામે ધા કર્યો. હે રાજન્! એ મહાગદાને પોતાની તરફ આવતી જોઈ ને ભીમસેને સર્વ સૈન્યના દેખતાં બાણો વડે તેનું વારણ કર્યું.[૧૦,૧૧] પછી કર્ણનો વધ કરવાની ઇચ્છા કરીને તે પરાક્રમી પાંડુનંદને સત્વર હજારો બાણો ફેંકવા માંડ્યાં.[૧૨] પણ કર્ણે એ મહારણમાં ભીમસેને છોડેલાં તે બાણોને પોતાનાં બાણોથી ખાળી દીધાં અને બીજાં કેટલાંએક બાણો મૂકીને તેણે ભીમસેનના કવચને ચીરી નાખ્યું.[૧૩] વળી કર્ણે સર્વ સૈન્યોનાં દેખતાં એને પચીસ બાણોનો પ્રહાર કર્યો, એ એક આશ્ચર્ય જેવું થયું હતું.[૧૪] પછી હે રાજા! મહાબાહુ ભીમસેન કોપાયમાન થયો અને તેણે સૂતપુત્ર

ઉપર નમેલાં પર્વવાળાં નવ બાણો મૂક્યાં.[૧૫] તે બાણોએ કર્ણના કવચને તથા જમણા બાહુને ચીરી નાખ્યો અને તીક્ષ્ણ સર્પો જેમ રાફડામાં પ્રવેશ કરે, તેમ તેઓ પૃથ્વીમાં પેસી ગયાં.[૧૬] આમ કર્ણ ભીમસેનના ધનુષ્યમાંથી છૂટેલાં બાણો વડે તદ્દન દટાઈ ગયો અને પુનઃ તે ભીમસેન સામેથી પાછો હઠી ગયો.[૧૭] એ રીતે રણમાં પાછા હઠતા તથા પગપાળા થયેલા સૂતપુત્રને ભીમસેનનાં બાણોથી દટાઈ ગયેલો જોઈને રાજા દુર્યોધને યોદ્ધાઓને કહ્યુ:[૧૮] 'અરે ઓ વીરપુરુષો ! ઉતાવળ કરો, ઉતાવળ કરો. બરાબર સજ્જ થઈને તમે બધા કર્ણના રથ સામે દોડી જાઓ.' હે રાજન્ ! પોતાના ભાઈનાં તે વચનને સાંભળીને રણમાં તરેહતરેહનાં યુદ્ધ કરનારા તે ચિત્ર, ઉપચિત્ર, ચિત્રાક્ષ, ચારુચિત્ર, શરાસન, ચિત્રાયુધ અને ચિત્રવર્મા નામના કૌરવભાઈઓ એકદમ ભીમસેનની સામા યુદ્ધ કરવા દોડી ગયા. જતાંવેંત જ તેઓ બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા. મહારથી ભીમસેને પોતાની સામા ધસી આવતા તે બધા તમારા પુત્રોને માત્ર એકેક બાણથી જ રણમાં પાડવા માંડ્યા; એટલે મોટા વાયુએ ભાંગી નાખેલાં વૃક્ષોની પેઠે તેઓ બધા મરણ પામીને ધરણી પર ઢળી પડ્યા.[૧૯-૨૨] હે રાજન્ ! તમારા મહારથી પુત્રોને એ રીતે મરણ પામેલા જોઈને કર્ણનું મુખ અશ્રુઓથી ભરાઈ ગયું અને તે સમયે તેને વિદુરનાં વચનોનું સ્મરણ થયું.[૨૩] પછી શાસ્ત્રોક્ત વિધિએ તૈયાર કરેલા બીજા રથ પર ફરીથી બેસીને પરાક્રમી કર્ણ ઉતાવળો ઉતાવળો ભીમસેન સામે યુદ્ધ કરવા ધસ્યો.[૨૪] એ વેળા તે બન્ને જણા સરાણ પર ઘસેલાં સુવર્ણની પૂંખવાળાં બાણો વડે અન્યોન્યને ભેદી નાખતા હતા અને સૂર્યનાં કિરણોથી મિશ્ર થયેલા બે મેઘોની પેઠે રણમાં શોભતા હતા.[૨૫] પછી કોપેલા પાંડવ ભીમસેને પાણીદાર અને તીક્ષ્ણ એવાં છત્રીસ ભલ્લજાતનાં બાણો મૂકીને સૂતપુત્રના કવચને છિન્નભિન્ન કરી નાખ્યું. એટલે મહાબાહુ સૂતપુત્રે પણ નમેલાં પર્વવાળાં પચાસ બાણો મૂકીને ભરતશ્રેષ્ઠ કુંતાપુત્રને વીંધી નાખ્યો.[૨૬] એ સમયે કર્ણ અને ભીમસેન એ બન્નેનાં શરીરો લોહીરૂપી રક્ત ચંદનથી ચર્ચાઈ ગયાં હતાં. તેમના બધા શરીરમાં બાણોના મોટા ઘાવ પડી ગયા હતા અને આખે શરીરે તેઓ લોહીલુહાણ થઈ ગયા હતા; આથી તેઓ ઉદય પામેલા ચંદ્ર-સૂર્ય સમાન શોભતા હતા.[૨૭,૨૮] વળી લોહીથી છંટાયેલાં ગાત્રોવાળા અને બાણોથી તદ્દન ઢંકાઈ ગયેલાં કવચોવાળા તે બન્ને જણા કાંચળી વિનાના બે સર્પોની પેઠે રણમાં શોભતા હતા.[૨૯] બે વાઘો જેમ દાઢોથી અન્યોન્યને પ્રહાર કરે, તેમ એ બન્ને પુરુષવ્યાઘ્રો બાણોની ધારાઓ છોડી છોડીને અન્યોન્યને પ્રહાર કરતા હતા. તેઓ બે મેઘોની પેઠે રણમાં શરવર્ષા વરસાવી રહ્યા હતા જેમ બે હાથીઓ સામસામે દંતૂશળો ભરાવીને એકબીજાના અવયવોને છિન્નભિન્ન કરી નાખે, તેમ તે શત્રુદમન વીરો પણ બાણો મૂકી મૂકીને પોતાનાં ગાત્રોને છિન્નભિન્ન કરી નાખતા હતા. રથસવારોમાં ઉત્તમ એવા તે બન્ને જણા હર્ષપૂર્વક સામસામી ગર્જનાઓ કરી રહ્યા હતા અને રથો વડે રણમાં તરેહતરેહનાં મંડળો રચી રચીને પરસ્પર ક્રીડા કરી રહ્યા હતા.[૩૦-૩૨] ત્યાં ગાયોની વચમાં ગર્જના કરતા બે બળવાન આખલાઓની પેઠે તે મહાબળવાન પુરુષસિંહો બે સિંહોની પેઠે પરાક્રમ કરી રહ્યા હતા.[૩૩] તેઓ ક્રોધથી રાતાંચોળ નેત્રો કરીને એકબીજાને જોઈ રહ્યા હતા અને તે બન્ને મહાવીર્યવાનો ઇંદ્ર અને બલિરાજાની પેઠે ત્યાં યુદ્ધ કરી રહ્યા હતા. પછી હે રાજન્ ! મહાબાહુ ભીમસેને બે હાથ વડે પોતાના ધનુષ્યને ઘુમાવ્યું એટલે વીજળીવાળા મેઘની પેઠે તે રણમાં

ાભવા લાગ્યો.[૩૪,૩૫] રથની નેમિના ઘોષરૂપ ર્જનાવાળા તથા ધનુષ્યરૂપ વીજળીના ઝબકારાાળા તે ભીમસેનરૂપ મહામેઘે બાણોરૂપ જળધારા રસાવીને કર્ણરૂપી પર્વતને ઢાંકી દીધો હતો.[૩૬] ો પછી હે ભારત! ભયંકર પરાક્રમ કરનાર પાંડુનંદન ભીમસેને સારી રીતે તાકી તાકીને હજારો માણો છોડયાં અને તે કર્ણ પર વૃષ્ટિ કરવા માંડ્યાં. તે સમયે તમારા પુત્રો ભીમસેનના પરાક્રમને નિહાળી રહ્યા હતા; કારણ કે તેણે સુંદર પૂંખવાળાં તથા કંક પક્ષીનાં પીછાં બાંધેલાં બાણો વડે કર્ણને તદ્દન દાટી દીધો હતો.[૩૭,૩૮] આમ ભીમસેન કર્ણ સામે યુદ્ધ કરતો હતો અને રણમાં અર્જુનને, યશસ્વી કેશવને, સાત્યકિને તથા અર્જુનના ચક્રરક્ષકો યુધામન્યુ તથા ઉત્તમૌજાને તે આનંદ ઉપજાવતો હતો.[૩૯] હે મહારાજ! તે આત્મવેત્તા ભીમસેનના પરાક્રમને, તેના બન્ને બાહુઓના વીર્યને અને ધૈર્યને નિહાળીને, તમારા પુત્રોનાં મન ઘણાં ઉદાસ થઈ ગયાં.[૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'ભીમસેનનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૩૬મો સમાપ્ત

## अध्याय १३७मो

### ભીમસેનનું યુદ્ધ (ચાલુ)

॥ संजय उवाच ॥

**भीमसेनस्य राधेयः श्रुत्वा ज्यातलनिःस्वनम्।**
**नामृष्यत यथा मत्तो गजः प्रीतिगजस्वनम् ॥ १ ॥**

સંજય બોલ્યો: જેમ કોઈએક મદગળ હાથી સામેથી બીજા હાથીની ગર્જનાને સાંખી રહે નહિ, તેમ રાધાપુત્ર કર્ણ ભીમસેનના ધનુષ્યની દોરીના ટંકારવને સાંખી રહ્યો નહિ.[૧] બે ઘડી સુધી તો તે ભીમસેનનાં બાણો પડવાના સ્થાનથી દૂર ખસી ગયો હતો; પણ તેવામાં ભીમે રણમાં પાડી નાખેલા તમારા પુત્રોને તેણે જોયા. હે પુરુષશ્રેષ્ઠ! તેમને જોઈને કર્ણનું મન તદ્દન ઉદાસ થઈ ગયું અને તેને ઘણું દુઃખ થયું. લાંબો ને ઉષ્ણ નિઃશ્વાસ નાખીને તે પુનઃ ભીમસેન સામે ગયો.[૨,૩] એ સમયે તેનાં નેત્રો ક્રોધથી લાલ બની ગયાં હતાં, તે મોટા સર્પની પેઠે નિઃશ્વાસ મૂકતો હતો અને બાણોને ફેંકી રહેલો તે કર્ણ કિરણોને ફેંકતા સૂર્યની જેમ દેદીપ્યમાન દેખાતો હતો.[૪] ત્યાં હે ભરતશ્રેષ્ઠ! સૂર્યનાં કિરણોથી જેમ પર્વત છવાઈ જાય, તેમ કર્ણના ધનુષ્યમાંથી છૂટેલાં બાણોથી ભીમસેન છવાઈ ગયો હતો.[૫] સાયંકાળે નિવાસ માટે ચારે બાજુથી આવેલાં પક્ષીઓ જેમ કોઈ એક વૃક્ષ ઉપર બેસે, તેમ કર્ણના ધનુષ્યમાંથી નીકળતાં મોરનાં પીછાંવાળાં તે બાણો ભીમસેન ઉપર બેસતાં હતાં.[૬] કર્ણનાં ધનુષ્યમાંથી નીકળીને એક પછી એક ભીમસેન પર પડતાં તે સુવર્ણપૂંખી બાણો હંસોની હારની જેમ શોભતાં હતાં.[૭] હે રાજન! કર્ણનાં બાણો, ધનુષ્ય, ધ્વજ, ઉપરકરો, છત્ર, રથની ઈસનો અગ્રભાગ અને ધૂંસરી આદિ સર્વ જગ્યાઓમાંથી જાણે નીકળતાં હોય, તેમ દેખાતાં હતાં.[૮] ત્યાં આકાશને તદ્દન પૂર્ણ કરી દેતો તે કર્ણ મહાવેગવાળાં, ગીધ પક્ષીનાં પીછાં બાંધેલાં તથા સુવર્ણથી સુશોભિત એવાં તરેહતરેહનાં આકાશગામી બાણો છોડી રહ્યો હતો.[૯] આમ પોતાના પ્રાણોને નચવી રહેલો એ કર્ણ સાક્ષાત્ કાળની પેઠે પ્રયાસ કરતો હતો અને સામા ધસી આવતા ભીમસેનનું ઉલ્લંઘન કરી જઈને, તે તીક્ષ્ણ બાણો વડે ભીમસેનને વીંધવા લાગ્યો.[૧૦] પછી વીર્યવાન પાંડવ ભીમસેને તે કર્ણનાં અસહ્ય વેગને જોઈને, તેનાં બાણોના મોટા ઢગોને અટકાવી દીધા.[૧૧] એ રીતે અધિરથપુત્ર કર્ણની બાણજાળોનો નાશ કરી નાખીને ભીમસેને કર્ણને વીસ બાણોથી વીંધી નાખ્યો. વળી બીજાં સરાણ પર ચઢાવેલાં કેટલાંક તીક્ષ્ણ બાણો મૂકી-

ને તેણે જે પ્રમાણે પોતાને કર્ણે બાણોથી છાઈ દીધો હતો; તે પ્રમાણે જ તેણે કર્ણને રણમાં છાઈ દીધો.[૧૨,૧૩] ત્યાં હે ભારત! ભીમસેનનું એ રીતનું યુદ્ધમાં પરાક્રમ જોઈને હર્ષ પામેલા ચારણો તથા તમારા પક્ષના યોદ્ધાઓ તેનાં વખાણ કર્યા વિના રહ્યા નહિ.[૧૪] ભૂરિશ્રવા, કૃપાચાર્ય, અશ્વત્થામા, મદ્રરાજ, જયદ્રથ, ઉત્તમૌજા, યુધામન્યુ, સાત્યકિ, કેશવ અને અર્જુન, એ દશ કૌરવ-પાંડવના ઉત્તમ મહારથીઓ 'વાહ, વાહ, ધન્ય, ધન્ય,' એ પ્રમાણે કહીને વેગપૂર્વક સિંહનાદો કરવા લાગ્યા.[૧૫,૧૬] ત્યાં સાંભળતાં રોમાંચ થઈ જાય તેવો તે તુમુલ શબ્દ થઈ રહ્યો. ત્યારે હે રાજન્! તમારો પુત્ર દુર્યોધન સર્વ રાજાઓને, રાજપુત્રોને તથા ખાસ કરીને પોતાના ભાઈઓને આ પ્રમાણે ઉતાવળો ઉતાવળો કહેવા લાગ્યો : 'હે મહાધનુર્ધર યોદ્ધાઓ! જાઓ, તમે કર્ણ પાસે જાઓ અને ભીમસેનથી તેનું રક્ષણ કરો. તમારું કલ્યાણ થાઓ. ભીમસેનના ધનુષ્યમાંથી છૂટેલાં બાણો રાધાપુત્રનો નાશ કરે, તે પહેલાં તમે સૂતપુત્રનું રક્ષણ કરવા પ્રયત્ન કરો.'[૧૭-૧૯] આમ હે ભારત! દુર્યોધનની આજ્ઞા થતાં તેના સાત નાના ભાઈઓ ક્રોધપૂર્વક ભીમસેન સામે ધસી ગયા અને તેને ઘેરી વળ્યા. વર્ષાકાળે મેઘો પાણીની ધારાઓથી જેમ પર્વતને ઢાંકી દે, તેમ તેઓ કુંતાપુત્ર પાસે આવીને બાણની વૃષ્ટિઓથી તેને ઢાંકી દેવા લાગ્યા.[૨૦,૨૧] હે રાજન્! પ્રજાઓના સંહારકાળે એકત્ર થયેલા સાત ગ્રહો જેમ ચંદ્રમાને પીડે, તેમ તે સાતેય મહારથીઓ ક્રોધાયમાન થઈને ભીમસેનને પીડવા લાગ્યા.[૨૨] પછી હે રાજન્! કુંતીનંદન ભીમે પોતાનાં સુશોભિત ધનુષ્યોને પોતાની દૃઢ મુઠ્ઠીથી વેગપૂર્વક પકડ્યાં.[૨૩] ત્યાં સમર્થ ભીમસેને મનુષ્યોનો નાશ કરનારી તે બાણોની યોગ્યતા સમજીને સૂર્યનાં કિરણસમાં સાત તેજસ્વી બાણો સાંધ્યાં અને તે પ્રયત્નપૂર્વક છોડવા માંડ્યાં.[૨૪] આમ હે મહારાજ! પૂર્વનું વેર સંભારીને ભીમસેન જાણે તમારા પુત્રોનાં શરીરોમાંથી તેમના પ્રાણોને અળગા કરવા મંડ્યો હતો.[૨૫] હે ભારત! ભીમસેને ફેંકેલાં, સુવર્ણનાં મુખવાળાં તથા સરાણ પર ચઢાવી તીક્ષ્ણ કરેલાં તે બાણો તે સાતેય ભરતવંશી કુમારોને ચીરી નાખીને આકાશમાં ઊડયાં.[૨૬] હે મહારાજ! તે સુવર્ણભૂષિત બાણો તે રાજકુમારોના ચેતનનો નાશ કરી નાખીને આકાશચારી ગરુડોની પેઠે શોભાયમાન જણાતાં હતાં.[૨૭] હે રાજેંદ્ર! તે સાતે બાણોનાં અગ્રભાગો તથા પીંછાંઓ લોહીથી ખરડાઈ ગયાં હતાં અને સુવર્ણથી સુશોભિત થયેલાં તે બાણો તમારા પુત્રોના રુધિરનું પાન કરીને જ ઊંચે ઊછળ્યાં હતાં.[૨૮] ત્યાં એ બાણોથી ભેદાઈ ગયેલાં મર્મસ્થાનોવાળા તે રાજકુમારો હાથીએ ભાંગી નાખેલાં પર્વત પરનાં મોટાં વૃક્ષોની પેઠે રથો પરથી નીચે પડયા.[૨૯] આમ ભીમસેને ત્યાં શત્રુંજય, શત્રુસહ, ચિત્ર, ચિત્રાયુધ, દૃઢ, ચિત્રસેન અને વિકર્ણ, એ સાત ભાઈઓને રણમાં મારી નાખ્યા.[૩૦] મરણ પામેલા તમારા બધા પુત્રોમાંના વિકર્ણનો ભીમસેન અત્યંત દુઃખપૂર્વક શોક કરવા લાગ્યો; કારણ કે તે વિકર્ણ ભીમસેનને ઘણો પ્રિય હતો.[૩૧] 'હાય! ઓ વિકર્ણ! મેં પ્રતિજ્ઞા કરી હતી કે, યુદ્ધમાં કૌરવભાઈઓને મારે મારવા. એ પ્રતિજ્ઞાના કારણથી જ મેં તને માર્યો છે અને મારી પ્રતિજ્ઞાનું મેં રક્ષણ કર્યું છે.[૩૨] હે વીર! ક્ષાત્રધર્મનું સ્મરણ કરી તું મારી સામે યુદ્ધ કરવા આવ્યો, તેથી મેં તને રણમાં માર્યો છે; કારણ કે યુદ્ધધર્મ ઘણો ક્રૂર છે.[૩૩] તું વિશેષે કરીને રાજા યુધિષ્ઠિરનું તથા અમારું હિત કરવામાં આસક્ત રહેનારો હતો,

છતાં ન્યાયથી કે અન્યાયથી મેં તને મારી નાખ્યો છે અને તું મહાતેજસ્વી આ સમયે રણભૂમિ પર પોઢી ગયો છે.[૩૪] અરે! અમે પૃથ્વીમાં સાક્ષાત્ બૃહસ્પતિ સમા અગાધ બુદ્ધિવાળા ગંગાપુત્ર ભીષ્મના પ્રાણોને પણ આ રણમાં લીધા છે, માટે ખરેખર યુદ્ધ અતિ નિષ્ઠુર છે.[૩૫]

સંજય બોલ્યો : એ રીતે મહાબાહુ પાંડુનંદન ભીમસેને રાધાપુત્રના દેખતાં તે સાતે ભાઈઓને મારી નાખીને ઘોર સિંહનાદ કર્યો.[૩૬] હે ભારત! તે શૂરવીર ભીમસેનની તે સિંહગર્જના ધર્મરાજાના વિજયને અને ભીમના મહાયુદ્ધને જણાવતી હોય તેવી રીતે ગાજી રહી.[૩૭] ધનુર્ધર ભીમસેનના તે મહાનાદને સાંભળીને બુદ્ધિમાન ધર્મરાજાને તે સમયે ઘણો હર્ષ થયો.[૩૮] એટલે હર્ષિત મનવાળા પાંડવ યુધિષ્ઠિરે પોતાના સૈન્યમાં વાદિત્રોના મોટા અવાજો કરાવ્યા અને પોતાના ભાઈના સિંહનાદના શબ્દને સામેથી ઝીલી લીધો. વળી મહાન હર્ષયુક્ત થઈને તથા ભીમસેનના તરફ પ્રતિધ્વનિ કરીને, સર્વ શસ્ત્રધરોમાં શ્રેષ્ઠ એવા તે યુધિષ્ઠિરરાજ દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરવા ચઢી ગયા.[૩૯,૪૦] એ રીતે હે મહારાજ! ભીમસેને પોતાના એકત્રીસ ભાઈઓને મારી નાખ્યા, તે જોઈને દુર્યોધન તે સમયે વિદુરનાં તે વચનોને સંભારવા લાગ્યો :[૪૧] 'વિદુરનાં તે સાચાં કલ્યાણકારી વચનોનો મેં જ અનાદર કર્યો હતો, તેનું આ ફળ પ્રાપ્ત થયું છે.' આવો વિચાર કરીને પણ તમારા પુત્રને હવે પછીના કર્તવ્યનું ભાન આવ્યું નહિ.[૪૨] તે સમયે જુગાર ખેલતી વેળા એ દુષ્ટ અને અલ્પબુદ્ધિના તમારા પુત્રે પાંચાલીને સભામાં તેડી મંગાવી હતી અને કર્ણને સાથે રાખીને તેને કઠોર વચનો કહ્યાં હતાં.[૪૩] હે પૃથ્વીપતિ! તમારી તથા પાંડુપુત્રોની સમક્ષમાં કર્ણે ભરીસભામાં કૃષ્ણાને આ કઠોર વચન કહ્યાં હતાં : 'ઓ કૃષ્ણા! પાંડવો તો હવે પરવારી ગયા છે અને નરકે ગયા છે; માટે તું બીજા વરને વર.' હે રાજેંદ્ર! તમે અને સર્વ કૌરવોએ શાંત બેસી રહીને આ વચનોને સાંભળ્યાં હતાં. હવે તેનું આ ફળ આવી પહોંચ્યું છે.[૪૪,૪૫] ત્યારે હાથે કરીને કોપ ચડાવનારા તમારા પુત્રોએ મહાત્મા પાંડવોને 'તેલ વિનાના તલ' આદિ કઠોર વચનો સંભળાવ્યાં હતાં. વળી તેથી પ્રદીપ્ત થયેલો તે ક્રોધરૂપ અગ્નિ તેર વર્ષ સુધી એમ ને એમ ધૂંધવાઈ રહ્યો હતો અને તે અગ્નિને આ સમયે ભીમસેને બહાર કાઢ્યો છે. આથી જ પાંડવ ભીમસેન તમારા પુત્રોનો નાશ કરી રહ્યો છે.[૪૬,૪૭] હે ભરતશ્રેષ્ઠ! અરે, બિચારા વિદુરે ઘણા ઘણા વિલાપ કરીને તમને સમજાવ્યા હતા; છતાં તમારામાં તેને શાંતિનો અંશ ન જ મળ્યો, તો હવે પોતાના પુત્ર સહિત તેના ફળોદયને ભોગવો. તમારા જેવા વૃદ્ધ, ધીર અને કાર્યના તત્ત્વાર્થને જોનારા પુરુષે પણ પોતાના સુહૃદોનાં વાક્યોને જો ન માન્યાં, તો તેમાં દૈવની જ તત્પરતા હશે. માટે હે પુરુષવ્યાઘ્ર! હવે શોક મા કરો. આમાં તમારી જ મોટી અનીતિ છે. મારું નિશ્ચય માનવું છે કે, તમારા પુત્રોના વિનાશનું કારણ તમે પોતે જ છો. હે રાજેંદ્ર! વિકર્ણ માર્યો ગયો, વીર્યવાન ચિત્રસેન માર્યો ગયો અને એ ઉપરાંત તમારા સારા સારા પુત્રો તથા બીજા કેટલાએક મહારથીઓ પણ માર્યા ગયા.[૪૮–૫૧] વળી હે મહારાજ! એ ઉપરાંત બીજા જેઓ પોતાની દૃષ્ટિમાં આવ્યા, તે તમારા પુત્રોને પણ ભીમસેને સત્વર મારી નાખ્યા. અરે! શ્રેષ્ઠ પાંડુપુત્ર ભીમસેને છોડેલાં હજારો બાણોથી કેવળ તમારે કારણે જ આખી સેનાનો સંહાર વળી ગયો, તે મેં નજરે જોયું છે.[૫૨,૫૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'ભીમનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૩૭મો સમાપ્ત

## अध्याय १३८मो

### ભીમ અને કર્ણનો પુનઃ સમાગમ

॥ धृतराष्ट्र उवाच ॥

**महानपनयः सूत ममैवात्र विशेषतः।**
**स इदानीमनुप्राप्तो मन्ये संजय शोचतः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સૂત! આમાં ખાસ કરીને મારો પોતાનો જ મહાન અન્યાય છે અને તેજ આ સમયે શોક કરતો મારી આગળ ખડો થયો છે, એમ હું માનું છું.[1] હવે તો મારા મનમાં એમ જ થઈ ગયું છે કે, જે થયું તે થયું! કેમ કે હે સંજય! હવે! આના સંબંધમાં હું શું કર્તવ્ય કરી શકું?[2] માટે હે સંજય! મારી અનીતિના મૂળ કારણે આ વીર પુરુષોનો જે સંહાર થયો છે, તે મને તું કહે. હું તે સાંભળવાને તત્પર થયો છું.[3]

સંજય બોલ્યો: હે મહારાજ! ત્યાં પરાક્રમી અને મહાબળવાન એવા એ કર્ણ તથા ભીમસેન બે વૃષ્ટિવાળા મેઘોની પેઠે બાણોના વરસાદ વરસાવી રહ્યા હતા.[4] સુવર્ણની પૂંખવાળાં તથા સરાણ પર ઘસી તીક્ષ્ણ કરેલાં ભીમસેનનાં નામવાળાં બાણો જાણે જીવિતનો નાશ કરી નાખતાં હોય, તેમ કર્ણને લાગીને તેને ધચોધચ ખૂંચી જતાં હતાં.[5] તેજ પ્રમાણે કર્ણે છોડેલાં મોરપીછ બાંધેલાં સેંકડો તથા હજારો બાણો વીર ભીમસેનને રણમાં દાટી દેતાં હતાં.[6] આમ હે મહારાજ! ચારેબાજુ તે બન્નેનાં બાણો પડી રહ્યાં હતાં, ત્યારે ત્યાં રહેલાં સૈન્યોમાં અતિમહાન ખળભળાટ થઈ રહ્યો હતો.[7] ત્યાં હે શત્રુદમન! ભીમસેનના ધનુષ્યમાંથી છૂટેલાં ઘોર સર્પ જેવાં બાણો તમારા સૈન્યને સંહારી રહ્યાં હતાં.[8] હે રાજન! જોતજોતામાં તો ત્યાં હાથી, ઘોડા તથા મનુષ્યો વાયુએ ભાંગી નાખેલાં મોટાં વૃક્ષોની પેઠે પડવા લાગ્યાં અને આખી રણભૂમિ તેથી છવાઈ ગયેલી દેખાવા માંડી.[9] એ રણમાં ભીમસેનના ધનુષ્યમાંથી છૂટેલાં બાણોનો માર પામતા તમારા પક્ષના યોદ્ધાઓ 'આ શું? આ શું?' એમ બોલતા હતા અને ત્યાંથી નાસાનાસ કરતા હતા.[10] કર્ણ અને પાંડવનાં મહા વેગવાળાં બાણોએ કરીને ત્યાં સિંધુ, સૌવીર તથા કૌરવસૈન્ય માર ખાઈને દૂર ખસી ગયું હતું.[11] તે સૈન્યના શૂરાઓના ઘોડાઓ, રથો અને હાથીઓ નાશ પામ્યા હતા. તેઓ પૂરા મરણતોલ થઈ ગયા હતા અને ભીમસેનને તથા કર્ણને ત્યજી દઈને તેઓ સર્વ દિશાઓમાં નાસાનાસ કરી રહ્યા હતા.[12] તેઓ માંહોમાંહે કહેતા હતા કે, 'નિશ્ચય, અર્જુનને માટે જ દેવો આપણને મોહિત કરે છે; કારણ કે કર્ણ અને ભીમસેનનાં બાણોથી આપણા સૈન્યનો પણ નાશ થઈ રહ્યો છે.'[13] આ પ્રમાણે બોલતા તમારા તે યોદ્ધાઓ ભયથી પીડિત થઈને બાણોને પડવાના સ્થાનનો ત્યાગ કરી ગયા અને યુદ્ધ જોવાની ઇચ્છાથી દૂર જઈ ઊભા રહ્યા.[14] તેવામાં તો ત્યાં રણાંગણમાં ભયંકર સ્વરૂપવાળી રુધિરની નદી ચાલુ થઈ. તે નદી શૂરાઓને હર્ષ ઉપજાવતી હતી અને કાયર પુરુષોને ભય વધારતી હતી.[15] હાથી, ઘોડા અને મનુષ્યોના રુધિરપ્રવાહમાંથી તે નદી ઉત્પન્ન થઈ હતી. નિર્જીવ થયેલા મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓથી તે નદી ભરપૂર હતી.[16] ત્યાં અનુકર્ષ સહિત પતાકાઓથી, હાથી, ઘોડા તથા રથનાં આભૂષણોથી, ભાંગીતૂટી ગયેલા રથોથી અને ભાંગી પડેલાં ચક્રો, ધૂંસરાં તથા ઊંટડાઓથી આખી પૃથ્વી ભરાઈ ગઈ હતી.[17] સુવર્ણથી સુશોભિત દેખાવનાં અતિમહાન શબ્દોવાળાં બાણોથી અને હજારો નારાચોથી તે જાણે ખીચોખીચ થઈ ગઈ હતી.[18] કર્ણ તથા ભીમસેને છોડેલાં કાંચળી વિનાના સર્પો જેવાં બાણોથી, ભાલાંથી, તોમરોના

સમૂહોથી, તલવારોથી અને ફરશીઓથી તે ભૂમિ વ્યાપી ગઈ હતી.[૧૯] સુવર્ણભૂષિત ગદાઓ, મુસલો તથા પટ્ટિશોથી, જુદા જુદા આકારના અનેક ધ્વજોથી, શક્તિઓથી અને પરિઘોથી તે મેદિની જાણે પથરાઈ ગઈ હતી.[૨૦] હે ભારત! ત્યાં તરેહતરેહની શતઘ્નીઓથી આખી પૃથ્વી છવાયેલી દીસવા લાગી. વળી હે રાજા! જ્યાં ત્યાં પડેલાં સુવર્ણના બાજુબંધો, હારો, કુંડળો મુકુટો, કડાંઓ, ભાંગીતૂટી ગયેલી વીંટીઓ, ચૂડામણિઓ, પાઘડીઓ, સુવર્ણના કંદોરાઓ, હાથનાં મોજાં સહિત કવચો, હારો, કંઠીઓ, વસ્ત્રો, છત્રો, છિન્નભિન્ન થઈ ગયેલાં ચામરો, પંખાઓ, ઘાયલ થયેલા હાથીઓ, ઘોડાઓ તથા મનુષ્યો અને લોહીલુહાણ થયેલાં બાણો રણભૂમિ પર છિન્નભિન્ન થઈને પડ્યાં હતાં. આથી હે ભારત! આકાશ જેમ ઉદય પામેલા ગ્રહોથી શોભે, તેમ તે ભૂમિ શોભતી હતી. તે સમયે કર્ણ તથા ભીમસેનનું મનુષ્યોથી ન બની શકે તેવું અદ્‌ભુત અને અચિંત્ય કૌશલ્ય જોઈને ચારણો તથા સિદ્ધોને પરમ આશ્ચર્ય થઈ ગયું. ઘાસની ગંજીમાં વાયુની સહાયતાવાળા અગ્નિની જે રીતની ગતિ હોય છે, તે રીતની જ ગતિ એ યુદ્ધમાં ભીમસેનની સહાયતાવાળા અધિરથપુત્ર કર્ણની જોવામાં આવતી હતી. એ કર્ણે આસપાસ ઘૂમીને અનેક ધ્વજો અને રથોને પટકી પાડ્યા હતા, તેમજ અનેક હાથીઓ, ઘોડાઓ અને મનુષ્યોનો સંહાર કરી નાખ્યો હતો.[૨૧-૨૭] હે નરપતિ! સામસામા ઝપાઝપી કરતા બે હાથીઓ નલ ઘાસના વનની જે દશા કરે, તે જ દશા તેમણે તમારા મેઘજાળસરખા સૈન્યની કરી. એ રણમાં કર્ણ અને ભીમસેનને લીધે મોટો દાટ વળી ગયો હતો.[૨૮,૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'ભીમ અને કર્ણનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૩૮ મો સમાપ્ત

# अध्याय १३९मो

## ભીમસેન અને કર્ણની ભયંકર ઝપાઝપી.

॥ संजय उवाच ॥

ततः कर्णो महाराज भीमं विद्‍ध्वा त्रिभिः शरैः।
मुमोच शरवर्षाणि विचित्राणि बहूनि च ॥ १ ॥

સંજય બોલ્યો: પછી હે મહારાજ! કર્ણે ભીમસેનને ત્રણ બાણોથી વીંધી નાખ્યો અને અનેક વિચિત્ર બાણોની વૃષ્ટિ છોડવા માંડી.[૧] સૂતપુત્રે આમ મહાબાહુ ભીમસેનને આટલો બધો માર માર્યો, છતાં પણ ભેદાતા પર્વતની પેઠે તે જરાયે વ્યથા પામ્યો નહિ.[૨] પછી હે રાજા! ભીમસેને તેલ પાયેલા પાણીદાર એક તીક્ષ્ણ કર્ણીકાર બાણ વડે કર્ણના કાન પર અતિ સખ્ત પ્રહાર કર્યો. હે મહારાજ! તે બાણે કર્ણના સુવર્ણમય સુંદર કુંડળને આકાશમાંથી ખરતા પ્રજ્વલિત નક્ષત્રની પેઠે પૃથ્વી પર પાડી દીધું. વળી અત્યંત ક્રોધાયમાન થયેલા ભીમસેને મંદ હાસ્ય કરીને એક બીજું ભલ્લબાણ છોડ્યું અને કર્ણને છાતીમાં સખ્ત પ્રહાર કર્યો.[૩-૫] પછી હે ભારત! મહાબાહુ ભીમે તેને કાંચળી વિનાના સર્પ સમાન દેખાવનાં દશ સખ્ત નારાચબાણોનો પ્રહાર કર્યો.[૬] સર્પો જેમ રાફડામાં પેસી જાય, તેમ ભીમે છોડેલાં તે બાણો કર્ણના લલાટને ચીરી નાખીને અંદર પેસી ગયાં.[૭] લલાટમાં રહેલાં તે બાણોએ કરીને સૂતપુત્ર જાણે પૂર્વની જેમ કાળાં કમળની માળાને ધારણ કરીને શોભી રહ્યો હતો.[૮] આમ બળવાન પાંડુપુત્ર ભીમસેને કર્ણને અત્યંત વીંધી નાખ્યો, ત્યારે તે રથનો ઊંટડો પકડીને આંખ મીંચી રહ્યો.[૯] એક મુહૂર્તકાળ પછી ફરી તેને ભાન આવ્યું. આખે શરીરે લોહીલુહાણ થયેલા તે શત્રુતાપન કર્ણને તે વેળા ઘણો જ ક્રોધ ચઢ્યો હતો.[૧૦] કેમ કે દૃઢ ધનુર્ધારી ભીમસેને તેને રણમાં ઘણો જ પીડ્યો હતો. પછી મહાવેગવાળા કર્ણે

ભીમસેનના રથ સામે ક્રોધપૂર્વક મોટો ધસારો શરૂ કર્યો.[૧૧] ત્યાં હે ભારત! અમર્ષી અને બળવાન કર્ણે તુરત જ ભીમસેન પ્રત્યે ગીધપક્ષીનાં પીંછાં બાંધેલાં સો બાણો છોડ્યાં.[૧૨] પણ પાંડુપુત્ર ભીમસેને રણમાં તેમને લેખ્યાં જ નહિ અને તેના વીર્યને ધ્યાનમાં લીધું જ નહિ. તેણે તો ઉગ્ર બાણવૃષ્ટિઓ જ કરવા માંડી. હવે હે શત્રુતાપન રાજા! કર્ણે ક્રોધ કરીને ક્રોધસ્વરૂપી ભીમસેનને છાતીમાં નવ બાણોનો પ્રહાર કર્યો. આમ યુદ્ધ કરી રહેલા તે બન્ને પુરુષવ્યાઘ્રો દાઢોવાળા બે વાઘોની પેઠે ક્રૂર દેખાતા હતા અને બે મેઘોની પેઠે એકબીજા ઉપર બાણોનો વરસાદ વરસાવી રહ્યા હતા.[૧૩-૧૫] તેઓ હસ્તતલના શબ્દથી પરસ્પર ત્રાસ પમાડતા હતા અને તરેહતરેહની બાણજાળોથી યુદ્ધમાં સર્વને ભયભીત કરતા હતા.[૧૬] વળી ક્રોધ કરીને તેઓ અન્યોન્યનો બદલો વાળવા ઇચ્છતા હતા. પછી હે ભારત! શત્રુવીરોનો સંહાર કરનારા મહાબાહુ ભીમસેને એક ક્ષુરપ્રબાણ મૂક્યું અને તેથી સૂતપુત્ર કર્ણના ધનુષ્યને કાપી નાખીને ગર્જના કરી મૂકી; એટલે સૂતપુત્ર મહારથી કર્ણે તે કપાયેલા ધનુષ્યને ફેંકી દીધું અને તેણે યુદ્ધના ભારનો નાશ કરનારું તથા અતિશય વેગવાળું બીજું એક ધનુષ્ય ઉઠાવ્યું, પણ ભીમસેને તો એક અર્ધી પલકમાં તે ધનુષ્યના પણ ટુકડા કરી નાખ્યા.[૧૭-૧૯] એ પ્રમાણે ત્રીજું, ચોથું, પાંચમું, છઠ્ઠું, સાતમું, આઠમું, નવમું, દશમું, અગિયારમું, બારમું, તેરમું, ચૌદમું, પંદરમું, સોળમું, સત્તરમું તથા અઢારમું—એમ ઘણાં ધનુષ્યોના ભીમસેને ટુકડા કરી નાખ્યા. પણ અર્ધા પલકારામાં તો કર્ણ હાથમાં બીજું ધનુષ્ય લઈને ઊભો જ રહેતો હતો. ત્યાં કુરુ, સૌવીર અને સિંધુદેશના વીરોના સૈન્યનો સંહાર થયેલો જોઈને, પડેલાં કવચો, ધજાઓ અને શસ્ત્રોથી ઢંકાઈ ગયેલી પૃથ્વીને જોઈને, તેમ જ સર્વ સ્થળે મરણ પામીને પડેલાં હાથીઓ, ઘોડાઓ અને મનુષ્યોનાં શરીરોને જોઈને સૂતપુત્ર કર્ણનું શરીર ક્રોધથી બળી ઊઠયું. તેણે પોતાના સુવર્ણભૂષિત ધનુષ્યનો ટંકાર કર્યો અને પોતાની સામા ઊભેલા ભયંકર સ્વરૂપધારી ભીમને ઘોર ચક્ષુથી એકીટશે જોઈ રહ્યો. પછી ક્રોધાયમાન થઈ બાણોને ફેંકી રહેલો તે કર્ણ શરદઋતુમાં દિવસના મધ્યભાગે આરૂઢ થયેલા પ્રચંડ કિરણોવાળા સૂર્યના સરખો શોભવા લાગ્યો. હે રાજન્! એ વેળા સેંકડો બાણોથી વ્યાપ્ત થયેલું કર્ણનું શરીર કિરણોથી વિકસિત થયેલા સૂર્યના મંડળ સરખું ઘોર થઈ રહ્યું હતું. બે હાથ વડે બાણોને ગ્રહણ કરતો, પુનઃ બાણોનુ સંધાન કરતો તથા ધનુષ્ય ખેંચીને બાણોને છોડતો, તે કર્ણ એ બધું ક્યારે કરે છે તે જોવામાં જ આવતું ન હતું. હે મહીપાલ! ડાબી અને જમણી બન્ને તરફ બાણોને ફેંકી રહેલા તે કર્ણનું ઘોર ધનુષ્ય અગ્નિના કૂંડાળાની જેમ કેવળ મંડળાકારે જણાતું હતું. ત્યારે હે મહારાજ! કર્ણના ધનુષ્યમાંથી છૂટેલાં સુવર્ણની પૂંખવાળાં અતિ તીક્ષ્ણ બાણોએ સર્વ દિશાઓને તથા સૂર્યની પ્રભાને તદ્દન ઢાંકી દીધી હતી. જ્યાં જોઈએ ત્યાં ધનુષ્યમાંથી છૂટેલાં, નમેલાં પર્વવાળાં અને સોનેરી મોઢિયાંવાળાં બાણો જ આકાશમાં બહુધા દષ્ટિએ પડતાં હતાં. તે સમયે હે રાજન્! અધિરથપુત્ર કર્ણના ધનુષ્યમાંથી એટલાં બધાં બાણો નીકળી રહ્યાં હતાં કે તે બાણો આકાશમાં હારબંધ ક્રૌંચ પક્ષીઓની પેઠે શોભતાં હતાં. કર્ણ ગીધપક્ષીનાં પીંછાં બાંધેલાં, પથ્થર પર ઘસેલાં, સુવર્ણથી શોભતાં અને મહાવેગવાળાં પ્રદીપ્ત બાણો ફેંકતો હતો. ત્યાં ધનુષ્યના બળ પ્રમાણે ઉછળેલાં તથા સુવર્ણથી પ્રકાશતાં તે બાણો ભીમસેનના રથ પ્રત્યે ધારાબંધ પડતાં હતાં. કર્ણે છોડેલાં તે બાણો

સુવર્ણના વિકારવાળાં હોઈને આકાશમાં હજારો તીડોનાં ટોળાંની પેઠે વિકસતાં હતાં. વળી કર્ણના ધનુષ્યમાંથી પડતાં તે બાણો આકાશમાં અત્યંત લાંબું થઈને રહેલું જાણે એક જ બાણ હોય તેમ શોભતાં હતાં. મેઘ જેમ જળધારાઓથી પર્વતને છાઈ દે છે, તેમ ક્રોધાયમાન થયેલા તે કર્ણે ભીમને બાણોની વૃષ્ટિ કરીને રણમાં છાઈ દીધો હતો. હે ભારત! તે સમયે સૈનિકો સહિત તમારા પુત્રો ભીમસેનના બળને, વીર્યને, પરાક્રમને તથા વ્યવસાયને નિહાળી જ રહ્યા હતા; કારણ કે સમુદ્રની પેઠે પોતાની સામે ઊછળી રહેલી તે બાણવૃષ્ટિને જરા પણ ગણતીમાં લીધા વિના ભીમસેન ત્યાં ક્રોધપૂર્વક કર્ણ સામે ધસ્યો હતો.[૨૦-૩૯] હે પૃથ્વીપતિ! તે સમયે સુવર્ણની પીઠવાળું ભીમસેનનું મહાન ધનુષ્ય આકર્ષણથી ગોળ મંડળાકારે થઈ રહ્યું હતું અને તેથી તે બીજા ઇંદ્રધનુષ્યના સરખું દેખાતું હતું.[૪૦] જાણે આકાશને ભરી દેતાં હોય, તેમ તે ધનુષ્યમાંથી બાણો પ્રકટ થઈ રહ્યાં હતાં.[૪૧] જોતજોતામાં તો ભીમસેને આકાશમાં સુવર્ણની પૂંખવાળાં તથા નમેલાં પર્વવાળાં બાણોની સોનેરી માળા રચી દીધી અને તે સમયે તે ઘણી પ્રકાશતી હતી.[૪૨] પછી આકાશમાં વિભાગપૂર્વક વ્યાપ્ત થયેલી કર્ણની તે બાણજાળો ભીમસેનનાં બાણો સાથે અથડાઈને વીખરાઈ ગઈ.[૪૩] ત્યાં કર્ણ અને ભીમસેન એ બન્નેની સંખ્યાબંધ બાણજાળોથી આકાશ ઢંકાઈ ગયું હતું. એ બાણોનો સ્પર્શ અગ્નિના તણખા સરખો હતો, તેમની ગતિ સડસડાટ હતી અને તે સુવર્ણપૂંખી હતાં. તે સમયે સૂર્ય પ્રકાશતો ન હતો અને વાયુ પણ વાતો ન હતો. આખું આકાશ ત્યારે બાણજાળોથી ઢંકાઈ ગયું હતું અને તેથી કંઈ જણાતું ન હતું. એ વેળા મહાત્મા ભીમસેનના શૌર્યનો અનાદર કરીને કર્ણ ભીમસેનને અનેક જાતનાં બાણોથી ઢાંકતો ઢાંકતો લગભગ પાસે પાસે આવ્યો. પછી હે રાજા! તે બન્નેએ બાણજાળો છોડવા માંડી અને તે એકમેકની સાથે અથડાઈને વાયુસ્વરૂપ જ દેખાતી હતી. હે ભરતશ્રેષ્ઠ! તે બન્ને મનુષ્યસિંહોનાં બાણોની અન્યોન્ય સાથેની અથડામણથી આકાશમાં તે સમયે અગ્નિ ઉત્પન્ન થયો હતો. હવે કોપેલા કર્ણે ભીમનો વધ કરવાની ઇચ્છાથી સરાણ પર ઘસીને સાફ કરેલાં તીક્ષ્ણ સુવર્ણજડિત બાણો છોડવા માંડ્યાં હતાં, પણ સૂતપુત્રનાથી પોતાની અધિકતા દર્શાવતા ભીમસેને આકાશમાં જ તે બધાં બાણોના ત્રણ ત્રણ ટુકડા કરી તેમનો નાશ કરી નાખ્યો હતો. વળી 'ઊભો રહેજે, ઊભો રહેજે,' એમ પડકાર કરીને પાંડવ ભીમસેને ફરીથી તીક્ષ્ણ બાણોના ઉગ્ર વરસાદો વરસાવવા માંડ્યા.[૪૪-૫૧] એ સમયે કોપેલો બળવાન ભીમસેન બાળી નાખવા ઇચ્છતા અગ્નિની પેઠે અમર્ષી થઈ ગયો હતો. તે વેળા તે બન્નેએ હાથમાં પહેરેલાં ચંદનઘોના ચામડાનાં બનાવેલાં મોજાંઓમાં ધનુષ્યની પ્રત્યંચાના આઘાતથી કડેડાટ શબ્દ થઈ રહ્યો હતો. તે ઉપરાંત અતિ મહાન હસ્તતલનો શબ્દ, ભયંકર સિંહનાદનો શબ્દ, રથની નેમિઓનો નિનાદ અને દારુણ પણછનો શબ્દ પણ ત્યાં સંભળાતો હતો.[૫૨,૫૩] હે રાજન્! પરસ્પર વધ કરવાની ઇચ્છાવાળા તે કર્ણ અને ભીમસેનનાં પરાક્રમને જોઈ રહેલા બીજા યોદ્ધાઓ તે સમયે યુદ્ધ કરતા અટકી પડ્યા હતા. તે વખતે દેવર્ષિઓ, સિદ્ધો અને ગંધર્વો 'ધન્ય, ધન્ય' એમ કહીને તે બન્નેની પ્રશંસા કરી રહ્યા હતા, તેમ જ વિદ્યાધરોના ગણો ત્યાં પુષ્પોની વૃષ્ટિ કરી રહ્યા હતા.[૫૪,૫૫] પછી કોપેલા દૃઢ પરાક્રમી મહાબાહુ ભીમસેને પોતાનાં અસ્ત્રોથી કર્ણનાં અસ્ત્રોનું વારણ કર્યું અને કેટલાંએક બાણો મૂકીને સૂતપુત્રને વીંધી

નાખ્યો. મહાબળવાન કર્ણે પણ ભીમસેનનાં બાણોનું નિવારણ કરીને સામેથી સર્પ સમાન ઝેરી નવ નારાચબાણો ફેંક્યાં.[૫૬,૫૭] એટલે ભીમસેને પણ સામેથી તેટલાં જ બાણો મૂકીને સૂતપુત્રનાં નારાચબાણોને કાપી નાખ્યાં અને 'ઊભો રહેજે, ઊભો રહેજે' એ પ્રમાણે કહ્યું.[૫૮] પછી મહાબાહુ વીર ભીમસેને કોપેલા કાળ સરખું અને સાક્ષાત્ બીજા યમદંડ સરખું એક બાણ કર્ણની તરફ છોડ્યું.[૫૯] પોતાની સામે આવતા પાંડુનંદનના તે બાણને પ્રતાપી રાધાનંદન કર્ણે હસતાં હસતાં ત્રણ બાણો વડે કાપી નાખ્યું.[૬૦] એટલે વળી પણ પાંડુપુત્ર ભીમસેને ઉગ્ર બાણવૃષ્ટિઓ કરવા માંડી અને કર્ણે તે સર્વ અસ્ત્રોને નિર્ભયની પેઠે ઝીલવા માંડ્યાં.[૬૧] એ રીતે ભીમસેન જ્યારે યુદ્ધ કરી રહ્યો હતો, ત્યારે સૂતપુત્રે મજબૂત ગાંઠાવાળાં કેટલાંએક બાણો મૂકીને તેના ભાથાને, ધનુષ્યની દોરીને, ઘોડાઓની લગામને તથા જોતરોને કાપી નાખ્યાં. વળી તે કોપેલા કર્ણે ભીમસેનના ઘોડાઓને પણ મારી નાખ્યા અને બીજાં પાંચ બાણો મૂકીને તેના સારથિને પણ વીંધી નાખ્યો; એટલે તે સારથિ ત્યાંથી ખસી જઈને એકદમ યુધામન્યુના રથ તરફ ચાલ્યો ગયો. વળી પ્રલયકાળના અગ્નિ સમી કાંતિવાળા તે રાધાપુત્રે ક્રોધપૂર્વક હાસ્ય કરીને ભીમસેનના ધ્વજને તથા પતાકાને પણ પાડી દીધાં. આ રીતે ધનુષ્યરહિત થયેલા મહાબાહુ ભીમસેને રથશક્તિ ગ્રહણ કરી અને ક્રોધાયમાન થઈને તે શક્તિ કર્ણના રથ સામે ફેંકી. પરંતુ યત્નશીલ અધિરથપુત્ર કર્ણે દશ બાણો મૂક્યાં અને બળતી ઉલ્કાની પેઠે પોતાની સામે આવતી તે સુવર્ણભૂષિત શક્તિને કાપી નાખી.[૬૨-૬૭] આમ મિત્રને માટે વિચિત્ર પ્રકારે લડી રહેલા સૂતપુત્ર કર્ણનાં તીક્ષ્ણ બાણોથી તે શક્તિના દશ ટુકડા થઈ પડ્યા. પછી મૃત્યુ અથવા વિજય એ બન્નેમાંથી ગમે તે એક મેળવવાની ઇચ્છાવાળા તે ભીમસેને સુવર્ણથી મઢેલી ઢાલ અને તલવાર હાથમાં લીધી. પણ હે ભારત! હસતો હોય તેવો દેખાવ કરી કર્ણે ક્રોધપૂર્વક અતિ ઉગ્ર બાણો મૂકી ભીમસેનની એ અતિ તેજસ્વી ઢાલના ટુકડા કરી નાખ્યા. હે મહારાજ! એ રીતે ઢાલનો નાશ થતાં તે પગપાળો ભીમસેન ક્રોધપૂર્ણ થઈ ગયો અને તેણે ઝટપટ કર્ણના રથ સામે તાકીને તલવાર ફેંકી. હે રાજેંદ્ર! એ મહાન તલવારે સૂતપુત્રના પ્રત્યંચા સહિત ધનુષ્યને કાપી નાખ્યું અને આકાશમાંથી કોપેલો સર્પ જેમ પૃથ્વી પર પડે, તેમ તે પૃથ્વી પર જઈ પડી. પછી અધિરથપુત્ર કર્ણે શત્રુઓનો નાશ કરી નાખે તેવું મજબૂત દોરીવાળું તથા અતિશય વેગવાળું બીજું એક ધનુષ્ય લીધું. હવે હે મહારાજ! ક્રોધપૂર્વક ફરીને તેણે ભીમસેનને મારી નાખવાની ઇચ્છાથી સોનેરી મોઢિયાંવાળાં અતિ તીક્ષ્ણ હજારો બાણો છોડવા માંડ્યાં. આમ બળવાન ભીમસેન કર્ણના ધનુષ્યમાંથી નીકળતાં બાણોથી જ્યારે ઘવાવા લાગ્યો, ત્યારે તે કર્ણના મનને વ્યથા પમાડતો રહ્યો અને તે આકાશમાર્ગે કૂદ્યો. સંગ્રામમાં વિજયેચ્છુ ભીમસેનનું એ કૌશલ્ય જોઈને રાધાપુત્ર કર્ણે પોતાનાં અંગોનો સંકોચ કર્યો અને રથમાં છુપાઈ જઈને ભીમસેનને છેતર્યો. આમ વ્યથિત ઇંદ્રિયોવાળા કર્ણને રથમાં ભરાઈ પેઠેલો જોઈને ભીમસેન એના ધ્વજની પાસે આવી પહોંચીને પૃથ્વી પર ઊભો રહ્યો. ભીમસેનના તે કર્મને સર્વ કૌરવો અને ચારણો વખાણવા લાગ્યા; કારણ કે ગરુડ જેમ સર્પને બહાર ખેંચી કાઢવા ઇચ્છે છે, તેમ ભીમસેન કર્ણને રથમાંથી બહાર ખેંચી કાઢવા ઇચ્છતો હતો. એ વેળા ભીમસેન ધનુષ્ય અને રથ વિનાનો થઈ ગયો હતો; છતાં તેણે ક્ષાત્રધર્મનું બરાબર પાલન કર્યું હતું.[૬૮-૭૮] પોતાના રથની

પાછળ રહીને પણ તે યુદ્ધ કરવા ઊભો રહ્યો હતો; પરંતુ ભીમસેનની તે વીરતાનો નાશ કરીને કર્ણ ક્રોધથી યુદ્ધ કરવા ઉપસ્થિત થયેલા એ ભીમસેન સામે ધસ્યો. ત્યાં હે મહારાજ! સામસામા આવીને સ્પર્ધા કરનારા તે બન્ને મહાબળવાન પુરુષશ્રેષ્ઠો ગ્રીષ્મની આખરે ગર્જના કરતા મેઘોની પેઠે ગાજવા લાગ્યા. યુદ્ધમાં અન્યોન્યને સહન નહિ કરનારા તે બન્ને પુરુષસિંહોનો દેવ અને દાનવ સરખો સંપ્રહાર થવા લાગ્યો. જ્યારે કર્ણે ધસારો કર્યો હતો, ત્યારે ભીમસેનની પાસે શસ્ત્રો ખૂટી પડ્યાં હતાં.[૭૯-૮૨] એવામાં અર્જુને મારી નાખેલા પર્વતો સરખા હાથીઓ તેના જોવામાં આવ્યા; એટલે હથિયાર વિનાનો તે ભીમસેન કર્ણના રથના માર્ગનો અટકાવ કરવા માટે હાથીઓના ઢગની વચ્ચે પેસી ગયો.[૮૩] એ રીતે હાથીઓના ઢગ પાસે આવીને તથા પોતાના સ્થરૂપ દુર્ગમાં પ્રવેશ કરીને જીવિતની ઇચ્છાવાળા પાંડવ ભીમસેને કર્ણ સામે હલ્લો કર્યો નહિ.[૮૪] પોતે ત્યાં બરાબર નિર્ભયતાથી ઊભો રહી શકે તે માટે શત્રુનગરોને જીતનારો તે ભીમસેન અર્જુનનાં બાણોથી મરણ પામેલા એક હાથીને ઊંચકીને ઊભો રહ્યો. આમ તે મહૌષધિઓથી ભરેલા કોઈ પર્વતને ઊંચકી રહેલા હનુમાનની પેઠે યુદ્ધમાં ઊભો રહ્યો હતો; પરંતુ કર્ણે બાણો મૂકીને તે હાથીને પણ કાપી નાખ્યો.[૮૫,૮૬] એટલે પછી પાંડુપુત્રે હાથીઓનાં અંગો, રથનાં ચક્રો, મરણ પામેલા ઘોડાઓ વગેરે જે જે કંઈ પૃથ્વી પર દેખ્યું, તે તે ઉપાડી ઉપાડીને ક્રોધપૂર્વક કર્ણ સામે ફેંકવા માંડ્યું. પણ ભીમે ફેંકેલા તે તે સર્વ પદાર્થોને કર્ણે તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને કાપી નાખ્યા.[૮૭,૮૮] પછી ભીમસેને વજ્ર સરખી અતિ દારુણ મુઠ્ઠી ઉગામીને સૂતપુત્રને મારી નાખવાની ઇચ્છા કરી. પણ તે સમયે તેને અર્જુનનું સ્મરણ થયું.[૮૯] આમ કર્ણને મારવા માટે અર્જુને કરેલી પ્રતિજ્ઞાનું રક્ષણ કરવા માટે કર્ણને મારી નાખવાને સમર્થ એવા શક્તિમાન પાંડુપુત્ર ભીમસેને કર્ણને માર્યો નહિ.[૯૦] હવે કર્ણે આકુળવ્યાકુળ થયેલા ભીમસેનને ઉપરાઉપરી તીક્ષ્ણ બાણો મારીને મૂર્ચ્છિત કરી દીધો.[૯૧] પણ એને હથિયાર વિનાનો જોઈને તથા કુંતીને આપેલા પોતાના વચનનું સ્મરણ કરીને, તેણે તેને મારી નાખ્યો નહિ. તેણે તો તેની પાસે જઈને ધનુષ્યના અગ્રભાગથી તેને સ્પર્શ કર્યો. આ રીતે ધનુષ્યનો સ્પર્શ થતાં જ, સર્પની પેઠે ફૂંફાડો મારીને ભીમ કોપી ઊઠ્યો. તેણે કર્ણના હાથમાંથી ધનુષ્ય છીનવી લીધું અને તેના મસ્તક પર સખ્ત પ્રહાર કર્યો. ભીમસેનના એ મારથી કર્ણનાં નેત્રો ક્રોધથી લાલચોળ બની ગયાં અને જાણે હસતો હોય તેમ તે રાધાપુત્ર આ વાક્ય બોલ્યો : 'અરે ઓ મૂછો વિનાના બાયલા! ઓ મૂર્ખ ખાઉધરા! તું અસ્ત્રવિદ્યામાં કુશળ નથી, તેમ સંગ્રામથી કાયર પણ છે. માટે ઓ છોકરા! તું યુદ્ધ ના કર.[૯૨-૯૫] ઓ દુષ્ટ બુદ્ધિના પાંડુપુત્ર! જે સ્થળે અનેક પ્રકારના ખાવાપીવાના પદાર્થો હોય, તે સ્થળે જ તું યોગ્ય છે; પણ યુદ્ધમાં તું કદી યોગ્ય નથી.[૯૬] ઓ ભીમ! વનમાં કંદમૂળ, પુષ્પો તથા ફળોનો આહાર કરીને અને વ્રત તથા નિયમો પાળીને રહેવાને જ તું યોગ્ય છે. તું યુદ્ધ માટે યોગ્ય નથી! અલ્યા ઓ વૃકોદર! ક્યાં આવું યુદ્ધ અને ક્યાં મુનિભાવ? માટે જા, તું વનમાં ચાલ્યો જા. બાપુ, તું યુદ્ધ માટે યોગ્ય નથી; માટે વનવાસમાં જ પ્રીતિ રાખ.[૯૭,૯૮] ઓ વૃકોદર! તું ઘેર રહીને રસોઇયાઓ તથા નોકરચાકરોને જ ક્રોધથી ખૂબ ધમકાવવાને અને તેમની પાસેથી ભોજન લેવા માટે તેમને માર મારવાને જ યોગ્ય છે![૯૯] અથવા હે દુર્મતિયા! તું મુનિ થઈને વનમાં

ચાલ્યો જા અને ત્યાં ફળમૂળ વીણ્યા કર; કારણ કે હે કુંતાપુત્ર ભીમ! તું યુદ્ધ કરવામાં કુશળ નથી.[૧૦૦] અલ્યા ઓ ભીમડા! ફળમૂળોનું ભક્ષણ કરવામાં તથા અતિથિઓનું પૂજન કરવામાં જ તારી શક્તિ રહેલી છે, પણ શસ્ત્રો ઉઠાવવામાં હું તને કુશળ માનતો નથી.[૧૦૧] હે પૃથ્વીપતિ! એ પ્રમાણે કુમારાવસ્થામાં જે જે બન્યાં હતાં, તે તે કઠોર અપ્રિયોને કર્ણે ભીમને બરાબર કહી સંભળાવ્યાં.[૧૦૨] વળી કર્ણે ત્યાં ભરાઈ પેઠેલા ભીમસેનને ધનુષ્યથી પુનઃસ્પર્શ કર્યો અને હસતાં હસતાં આ પ્રમાણેનું વાક્ય કહ્યું:[૧૦૩] 'અલ્યા ઓ! તારે જો યુદ્ધ કરવું હોય, તો બીજાઓની સાથે યુદ્ધ કરજે; પણ મારા જેવાઓની સાથે કદી યુદ્ધ કરીશ નહિ; કારણ કે મારા જેવાઓની સાથે લડનારાઓની આ અથવા આનાથી પણ માઠી દશા થાય છે.[૧૦૪] અથવા જ્યાં તે કૃષ્ણ અને અર્જુન છે, ત્યાં તું ચાલ્યો જા; કારણ કે તેઓ આ રણમાં તારું રક્ષણ કરશે. અથવા હે કુંતાપુત્ર! તું ઘેર જ ચાલ્યો જાને! તારા જેવા બાળકને આ યુદ્ધ કરવાથી શું ફળ છે?[૧૦૫] એ પ્રમાણે કર્ણનું અતિ દારુણ વચન સાંભળીને ભીમસેન સર્વના સાંભળતાં હસીને આ પ્રમાણે બોલ્યો:[૧૦૬] 'અરે ઓ દુષ્ટ! મેં તને વારંવાર હરાવ્યો છે, છતાં આમ પોતાની મેળે વ્યર્થ બડાઈ શા માટે મારે છે? લોકમાં અતિ પ્રાચીન ઋષિજનોએ સાક્ષાત્ મહેંદ્રનો પણ જય-પરાજય જોયો છે.[૧૦૭] આવ, ઓ દુષ્કુળમાં જન્મેલા! મારી સાથે મલ્લયુદ્ધ કર. મહાબળવાન અને મહાભોગી કીચકને મેં જે રીતે માર્યો હતો, તે રીતે જ હું આ બધા રાજાઓની સમક્ષ તને મારી નાખીશ.' બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ કર્ણ ભીમના તે નિશ્ચયને સમજી ગયો અને સર્વ ધનુર્ધરોના દેખતાં તે તેની પાસેથી ખસી ગયો. એ પ્રમાણે હે રાજન્! તે ભીમને રથ વિનાનો કરી નાખીને કર્ણ યાદવસિંહ શ્રીકૃષ્ણ તથા મહાત્મા અર્જુનની સમીપમાં તેનો તિરસ્કાર કરી રહ્યો હતો. આથી હે રાજન્! શ્રીકૃષ્ણની પ્રેરણાથી વાનરધ્વજ અર્જુને સૂતપુત્ર સામે સરાણ પર ઘસી સાફ કરેલાં બાણો ફેંકવા માંડ્યાં. જેમ હંસો ક્રૌંચપર્વત પ્રત્યે પ્રવેશ કરે, તેમ અર્જુનને હાથે ગાંડીવધનુષ્યમાંથી નીકળતાં તે સુવર્ણ-ભૂષિત બાણો કર્ણના શરીરમાં પેસવા લાગ્યાં. આમ ગાંડીવધનુષ્યમાંથી આવેશવાળા સર્પોની પેઠે નીકળેલાં એ બાણો વડે અર્જુને સૂતપુત્રને ભીમસેન પાસેથી દૂર કર્યો. ત્યાં ભીમસેને કાપી નાખેલાં ધનુષ્યોવાળો તથા અર્જુનનાં બાણોથી પ્રહાર પામેલો તે કર્ણ ઝટપટ પોતાના મોટા રથમાં બેસીને, ભીમસેન પાસેથી દૂર ચાલ્યો ગયો. ત્યારે પુરુષશ્રેષ્ઠ ભીમસેન પણ સાત્યકિના રથ પર બેસીને પોતાના ભાઈ પાંડુનંદન અર્જુનની પાછળ ગયો. તે વેળા જેમ યમરાજ મૃત્યુને મોકલે, તેમ યુદ્ધ માટે ઉતાવળા થયેલા અર્જુને ક્રોધથી નેત્રોને લાલચોળ કરીને, કર્ણને ઉદ્દેશીને કર્ણની સામે નારાચ નામનું બાણ મૂક્યું. એટલે જેમ કોઈ મહાન સર્પને પકડવાની ઇચ્છાવાળો ગરુડ આકાશમાં ઊડી જાય, તેમ ગાંડીવધનુષ્યમાંથી છૂટેલું તે નારાચબાણ તત્કાળ કર્ણના તરફ ઊડ્યું. એ સમયે મહારથી અશ્વત્થામાએ કર્ણનો અર્જુનના ભયમાંથી ઉદ્ધાર કર્યો હતો; કારણ કે તેણે અર્જુનના નારાચબાણને આકાશમાં જ બાણ વડે કાપી નાખ્યું. ત્યાં હે મહારાજ! કોપેલા અર્જુને ચોસઠ બાણો મૂકીને અશ્વત્થામાને વીંધી નાખ્યો અને વધારામાં 'ઊભો રહેજે, ત્યાંથી જઈશ નહિ,' એ પ્રમાણે તેને પડકાર આપ્યો; પરંતુ અશ્વત્થામા તો અર્જુનનાં બાણોથી વિહ્વળ જ થઈ ગયો હતો, તેથી તે મદોન્મત્ત

હાથીઓથી ભરેલા અને રથોથી વ્યાપ્ત થયેલા સૈન્યમાં એકદમ ધૂસી ગયો. ત્યાં બળવાન કુંતાપુત્ર અર્જુન રણમાં ટંકાર કરી રહેલાં સુવર્ણની પીઠવાળાં ધનુષ્યોના શબ્દને પોતાના ગાંડીવના ઘોષથી દાબી દેવા લાગ્યો. એ અરસામાં અશ્વત્થામા અર્જુનની પાછળથી આવીને યુદ્ધ કરવા ચઢી આવ્યો. એટલે અર્જુને તદ્દન સમીપના જ માર્ગમાં રહીને તેની સામે હુમલો કર્યો. જોતજોતામાં બાણો મૂકી મૂકીને અર્જુને અશ્વત્થામાના સૈન્યમાં ત્રાસ વર્તાવી દીધો અને મોરનાં પીછાંવાળાં નારાચબાણોથી એ અર્જુને મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓનાં શરીરોને ચીરી નાખ્યાં, તેમ જ સૈન્યને છિન્નભિન્ન કરી નાખ્યું. ત્યારે હે ભરતશ્રેષ્ઠ! અર્જુને બરાબર સાવધ રહીને ઘોડા, હાથી તથા મનુષ્યો સાથેનાં તે સૈન્યોનો સંહાર વાળી નાખ્યો હતો.[૧૦૮-૧૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'ભીમ અને કર્ણનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૩૯ મો સમાપ્ત

# अध्याय १४० मो
## અલંબુષનો વધ

॥ धृतराष्ट्र उवाच ॥

अहन्यहनि मे दीप्तं यशः पतति संजय।
हता मे बहवो योधा मन्ये कालस्य पर्ययम्॥ १॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! દિવસે દિવસે મારો ઉજ્જવળ યશ નાશ પામતો જાય છે અને મારા ઘણા યોદ્ધાઓ માર્યા ગયા છે. આથી હું માનું છું કે, મારો કાળ પલટાયો છે.[૧] આથી જ અશ્વત્થામા તથા કર્ણના રક્ષણ તળે રહેલા અને દેવોને પણ દુર્ગમ એવા મારા સૈન્યમાં અત્યંત ક્રોધાયમાન થયેલો અર્જુન પેસી ગયો છે.[૨] મહાઉત્કૃષ્ટ વીર્યવાળા શ્રીકૃષ્ણ, ભીમસેન અને સાત્યકિની સહાયથી જ્યારથી હું અર્જુનનું પરાક્રમ વૃદ્ધિ પામતું સાંભળું છું, ત્યારથી અગ્નિ જેમ કાષ્ઠને બાળી નાખે તેમ શોકાગ્નિ મને બાળી રહ્યો છે. ત્યારથી જયદ્રથ સહિત સર્વ રાજાઓને હું કાળે ગ્રસેલા જ જોઉં છું.[૩,૪] અર્જુનનું અતિમહાન અપ્રિય કરીને તેની નજરે ચઢેલો એ સિંધુરાજ હવે કેમ જીવશે ?[૫] હે સંજય ! હું અનુમાનથી જ જોઉં છું કે, સિંધુરાજા હવે આ જગતમાં નથી. છતાં તે યુદ્ધ જે પ્રમાણે થયું હોય તે પ્રમાણે તું મને યથાર્થ કહી સંભળાવ.[૬] વળી હાથી જેમ તળાવડીને ડહોળી નાખે, તેમ ક્રોધાયમાન થયેલો તે યાદવવીર સાત્યકિ કૌરવોની મહાન સેનાને વારંવાર ડહોળી નાખીને એકલો અંદર દાખલ થયો છે. તેનું અર્જુનને માટે જેવું યુદ્ધ થયું હોય, તેવું તું મને કહે. ખરેખર, હે સંજય ! તું ઘણો કુશળ છે.[૭,૮]

સંજય બોલ્યો : હે રાજન્! તે પ્રમાણે સૂર્યપુત્ર કર્ણથી પીડાઈને પુરુષવીર ભીમસેન જ્યારે પ્રયાણ કરી જતો હતો, ત્યારે તેને નરવીરોના મધ્યમાં રહેલો જોઈને શિનિવીર સાત્યકિ રથમાં બેસીને તેની પાછળ પાછળ જવા લાગ્યો. હવે ગ્રીષ્મઋતુની આખરના મેઘની પેઠે ગર્જના કરતો અને વર્ષાઋતુની આખરના સૂર્યની પેઠે પ્રકાશતો તે સાત્યકિ પોતાના દૃઢ ધનુષ્યથી શત્રુઓનો સંહાર કરવા લાગ્યો અને તમારા પુત્રની સેનાને કંપાવવા મંડ્યો.[૯,૧૦] હે ભારત ! મધુવંશમાં ઉત્તમ એવો તે મહાવીર સાત્યકિ પોતાના રૂપેરી રંગના ઘોડાઓને દોડાવતો દોડાવતો ગર્જનાપૂર્વક આગળ ધસ્યો જતો હતો, પણ તમારા પક્ષના સર્વ રથીયોદ્ધાઓ તેને અટકાવી શક્યા નહોતા.[૧૧] પરંતુ યુદ્ધમાં કદી પાછાં ડગ ન ભરનારો તથા સોનાના કવચને ધારણ કરનારો તે ધનુર્ધર રાજેંદ્ર અલંબુષ સાત્યકિને જોઈ ક્રોધિત થઈ ગયો અને માધવશ્રેષ્ઠ સાત્યકિ સામે આવીને તેને આગળ જતો અટકાવવા લાગ્યો.[૧૨] તે

સમયે હે ભારત! પૂર્વે કદી નહિ થયેલો તેવો તે બન્નેનો સંપ્રહાર ચાલુ થયો. આ વખતે તમારા પક્ષના તથા શત્રુપક્ષના સર્વ યોદ્ધાઓ રણને શોભાવનારા તે બન્નેના યુદ્ધને પ્રેક્ષક તરીકે જોઈ રહ્યા હતા.[૧૩] હવે રાજશ્રેષ્ઠ અલંબુષે સાત્યકિને દશ બાણોનો પ્રહાર કર્યો; પણ શિનિશ્રેષ્ઠ સાત્યકિએ તેનાં બાણો પોતાની પાસે આવે, તે પહેલાં જ તેને મધ્યમાંથી જ કાપી નાખ્યા.[૧૪] વળી પણ અલંબુષે ધનુષ્યને કાન સુધી સંપૂર્ણ ખેંચીને કેટલાંએક બાણો છોડ્યાં અને તે તીક્ષ્ણ પૂંખવાળાં અગ્નિ સરખાં બાણોએ સાત્યકિના કવચને વીંધી નાખીને તેના શરીરમાં પ્રવેશ કર્યો.[૧૫] આમ અલંબુષે અગ્નિ તથા અનિલ જેવા પ્રભાવવાળાં તે તીક્ષ્ણ તથા બળબળતાં બાણો મૂકીને સાત્યકિના શરીરને વીંધી નાખ્યું અને પછી બીજાં ચાર બાણો મૂકીને તેણે તેના રૂપેરી રંગના ઘોડાઓને પણ સખ્ત પ્રહાર કર્યો. એ રીતે જ્યારે અલંબુષે પોતાને પ્રહાર કર્યો, ત્યારે શ્રીકૃષ્ણ સમાન પ્રભાવવાળા તે બળવાન શિનિકુમારે ઉત્તમ વેગવાળાં ચાર બાણો મૂકીને અલંબુષના ઘોડાઓને મારી નાખ્યા.[૧૬,૧૭] વળી પ્રલયકાળના અગ્નિ જેવા ભલ્લજાતિના એક બાણથી તેણે એના સારથિના મસ્તકને કાપી નાખ્યું અને પૂર્ણચંદ્ર સમાન પ્રકાશવાળા, અતિ તેજસ્વી મુખવાળા તથા કુંડળો સહિત એવા તે અલંબુષના મુખને પણ તેના શરીરથી જુદું પાડ્યું.[૧૮] હે રાજન્! એ પ્રમાણે યદુશ્રેષ્ઠ વીર સાત્યકિએ એ રાજપુત્ર અને રાજપૌત્ર અલંબુષનો યુદ્ધમાં વધ કર્યો અને તમારાં સૈન્યોનું વારણ કરીને મથન કરતો કરતો તે અર્જુનની પાછળ જ જવા લાગ્યો.[૧૯] શત્રુઓના મધ્યમાં ઘૂમી ઘૂમીને વાયુ જેમ વાદળો ના સમૂહનો નાશ કરે, તેમ તે યાદવવીર બાણો વડે કૌરવોના સૈન્યનો નાશ કરતો હતો. એમ એ સાત્યકિને પોતાની પાછળ આવેલો જોઈને અર્જુનને આનંદ થયો.[૨૦] સાત્યકિના સારી રીતે કેળવાયેલા, ગાયનું દૂધ, ડોલર, ચંદ્ર તથા બરફ સમાન ઉજ્જ્વળ રંગના, સુવર્ણના સામાનથી ઢંકાયેલા અને સિંધુદેશમાં જન્મેલા ઉત્તમ ઘોડા એ પુરુષસિંહ સાત્યકિ જ્યાં જ્યાં જવા ઇચ્છતો હતો, ત્યાં ત્યાં તેને લઈ જતા હતા.[૨૧] એ વેળા હે ભારત! હે અજમીઢવંશી! તમારા બધા પુત્રો અને તમારા પક્ષના બીજા યોદ્ધાઓ યોદ્ધાઓમાં મુખ્ય એવા તમારા પુત્ર દુઃશાસનને આગળ કરીને સાત્યકિ સામા ચઢી આવ્યા.[૨૨] સૈન્યના મારાને સહન કરનારા તે યોદ્ધાઓએ શિનિકુમાર સાત્યકિને ચારેબાજુથી રણમાં ઘેરી લીધો અને તેઓ તેને પ્રહાર કરવા મંડી પડ્યા. ત્યાં સાત્વતશ્રેષ્ઠ વીર સાત્યકિ પણ બાણોની જાળ કરી દઈને તેમને અટકાવી રહ્યો હતો.[૨૩] આમ હે અજમીઢવંશી! અગ્નિ સરખાં તીક્ષ્ણ બાણોથી તેમને સત્વર અટકાવી દઈને, શત્રુઘાતી સાત્યકિએ ધનુષ્ય ઊંચું કર્યું અને દુઃશાસનના ઘોડાઓને મારી નાખ્યા. આમ પુરુષવીર સાત્યકિને ત્યાં આવેલો જોઈને ગાંડીવધારી વીર અર્જુન તથા શ્રીકૃષ્ણ બહુ હર્ષ પામ્યા.[૨૪,૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'અલંબુષનો વધ' નામનો અધ્યાય ૧૪૦મો સમાપ્ત

## अध्याय १४१ मो

### સાત્યકિને અર્જુનનાં દર્શન

॥ संजय उवाच ॥

तमुद्यतं महाबाहुं दुःशासनरथं प्रति।
त्वरितं त्वरणीयेषु धनंजयजयैषिणम् ॥ १ ॥

સંજય બોલ્યો: દુઃશાસનના રથ પ્રત્યે સજ્જ થયેલા, ઝડપથી કરવા યોગ્ય કાર્યોમાં ત્વરાવાળા અને અર્જુનના વિજયની ઇચ્છા રાખીને અનંત સેનાસમુદ્રમાં દાખલ થયેલા એ

મહાબાહુ સાત્યકિને જોઈને સુવર્ણભૂષિત ધ્વજવાળા મહાધનુર્ધર ત્રિગર્ત યોદ્ધાઓ તેને ઘેરી વળ્યા.[૧-૨] તેને મોટા રથસમુદાયથી ચારેબાજુથી ઘેરી લઈને, તે પરમ ધનુર્ધર યોદ્ધાઓ ક્રોધપૂર્વક સંખ્યાબંધ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૩] પણ સત્યપરાક્રમી સાત્યકિ એકલાએ મહારણમાં પ્રકાશતા પોતાના એ પચાસ રાજકુમાર શત્રુઓને જીતી લીધા હતા.[૪] તરવાના સાધનરહિત જળમાં મનુષ્ય જેમ પ્રવેશ કરે, તેમ તેણે તાળીઓના અવાજથી ગાઢ રહેલા અને તલવારો, શક્તિઓ તથા ગદાઓથી ભરેલા ભારતી સેનાના મધ્યભાગમાં પ્રવેશ કર્યો.[૫] એ રણમાં અમે શિનિપૂત્ર સાત્યકિનું અદ્‌ભુત રણકૌશલ્ય જોયું હતું; કારણ કે તે થોડી વારે પશ્ચિમ દિશામાં દેખાતો હતો, તો થોડી વારે તે વળી ઝડપથી પૂર્વમાં પણ ઘૂમી રહેલો દેખાતો હતો.[૬] વળી તે શૂરો સાત્યકિ ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ અને સર્વ વિદિશાઓમાં પણ જાણે નૃત્ય કરતો હતો અને સો રથોને લઈને ઘૂમાઘૂમ કરતો હતો.[૭] સિંહ સમી પરાક્રમી ગતિવાળા તે સાત્યકિની યુદ્ધકુશળતા જોઈને ત્રિગર્તયોદ્ધાઓ સંતપ્ત થઈને પોતાના સ્વજનો પ્રત્યે પાછા ફર્યા; એટલે અંકુશોથી જેમ મદમત્ત હાથીને અટકાવે, તેમ શૂરસેન દેશના બીજા શૂરા યોદ્ધાઓ અનેક બાણો મૂકી મૂકીને તે સાત્યકિને અટકાવવા લાગ્યા. ઉદારાત્મા સાત્યકિએ તો એક મુહૂર્તમાં જ તેમનો પરાજય કર્યો અને પછીથી અચિંત્ય બળપરાક્રમવાળો તે સાત્યકિ કલિંગોની સાથે યુદ્ધ કરવા લાગ્યો.[૮-૧૦] આમ તરી ન તરાય તેવી કલિંગોની સેનાને પણ વટાવી જઈને, મહાબાહુ સાત્યકિ થોડા જ વખતમાં પૃથાપુત્ર અર્જુન પાસે જઈ પહોંચ્યો. હવે જેમ જળની અંદર તરીને થાકેલો કોઈ પુરુષ સ્થળપ્રદેશમાં આવીને શાંત થાય, તેમ સાત્યકિ પુરુષવ્યાઘ્ર અર્જુનનાં દર્શન કરીને શાંત થયો.[૧૧-૧૨] તેને આવતો જોઈને કેશવ અર્જુનને કહેવા લાગ્યા: 'અરે ઓ પાર્થ ! આ શિનિકુમાર સાત્યકિ તારે પગલે પગલે અહીં આવે છે![૧૩] તારા એ સત્યપરાક્રમી શિષ્ય અને મિત્રે સર્વ યોદ્ધાઓને તરણખલાતોલ ગણીને જીતી લીધા છે.[૧૪] હે કિરીટી ! તને પ્રાણથી પણ અધિક પ્રિય એવો આ સાત્યકિ કૌરવયોદ્ધાઓને ઘોર ઉપદ્રવ કરીને તારી પાસે આવે છે.[૧૫] હે ફાલ્ગુન ! બાણો વડે દ્રોણાચાર્યને તથા ભોજ કૃતવર્માને નિરર્થક કરીને આ સાત્યકિ અહીં આવે છે.[૧૬] ધર્મરાજનું હમેશાં પ્રિય કરનારો આ શૂરો અને અસ્ત્રકુશળ સાત્યકિ સારા સારા યોદ્ધાઓનો નાશ કરી નાખીને આ તરફ ચાલ્યો આવે છે.[૧૭] હે પાંડુપુત્ર ! સૈન્યોના મધ્યમાં ઘણું દુષ્કર કર્મ કરીને તારા દર્શનની ઇચ્છાવાળો આ મહાબળવાન સાત્યકિ આપણી તરફ જ આવે છે.[૧૮] હે પાર્થ ! કેવળ એક રથની જ સહાય લઈને અને આચાર્ય આદિ અનેક મહારથીઓ સામે યુદ્ધ કરીને આ સાત્યકિ અહીં જ પ્રયાણ કરી આવે છે.[૧૯] ખરેખર ! આ સાત્યકિને ધર્મરાજાએ જ મોકલ્યો હશે અને તેથી જ પોતાના બાહુબળના આશ્રયથી આખી સેનાને ચીરી નાખીને તે આપણી તરફ આવે છે.[૨૦] હે કુંતીનંદન ! કૌરવોમાં એના જેવો એક પણ યોદ્ધો નથી. એવો આ યુદ્ધદુર્મદ સાત્યકિ અહીં તારી પાસે આવે છે.[૨૧] હે પાર્થ ! જાણે ગાયોના ટોળામાંથી મુક્ત થયેલો સિંહ હોય, તેમ કુરુસૈન્યમાંથી મુક્ત થયેલો આ સાત્યકિ ઘણી સેનાઓનો સંહાર કરી નાખીને આપણી પાસે આવે છે.[૨૨] હે પાર્થ ! આખી પૃથ્વીને હજારો રાજાઓનાં કમળ સરખાં મુખોથી ઢાંકી દઈને સાત્યકિ શીઘ્ર અહીં આવે છે.[૨૩] આ રણમાં દુર્યોધનનો તથા તેના ભાઈઓનો પરા-

જય કરીને અને જલસંધનો વધ કરીને આ સાત્યકિ ઉતાવળો ઉતાવળો આ તરફ આવે છે.[૨૪] વળી આ રણભૂમિ પર રુધિરના પ્રવાહવાળી તથા શોણિતના કાદવવાળી નદી ચલાવી મૂકીને તથા કૌરવયોદ્ધાઓને તરણાની પેઠે પરાજય આપીને આ સાત્યકિ ઝટપટ અહીં આવે છે.[૧૨૫] શ્રીકૃષ્ણનાં એ વચન સાંભળીને હર્ષ પામેલા અર્જુને કેશવને આ વાક્ય કહ્યું: 'હે મહાબાહુ! આ સમયે સાત્યકિ મારી પાસે આવે છે, તે મને લગારે પ્રિય નથી.[૨૬] કારણ કે હે કેશવ! ધર્મરાજાનું ત્યાં શું થયું હશે, તે હું જાણતો નથી. સાત્યકિ વિનાના થઈને તે જીવતા હશે કે મરણ પામ્યા હશે?[૨૭] હે મહાબાહુ! આ સાત્યકિએ ધર્મરાજનું રક્ષણ કરવું જોઈએ, છતાં શા માટે તેમનો ત્યાગ કરીને તે અહીં મારી પાછળ આવ્યો હશે?[૨૮] રાજા યુધિષ્ઠિરને દ્રોણ પાસે એકલા મૂક્યા છે, સિંધુરાજાને હજી માર્યો નથી અને આ તરફથી પેલો ભૂરિશ્રવા સાત્યકિ સામે યુદ્ધ કરવા ધસ્યો આવે છે.[૨૯] મેં આ અતિશય મોટો ભાર સિંધુરાજાને માટે ઉઠાવ્યો છે, તેવામાં તો વળી મારે રાજા યુધિષ્ઠિરનું વૃત્તાંત જાણવાનું રહ્યું અને સાત્યકિનું રક્ષણ કરવાનું પણ આવી પડ્યું.[૩૦] જયદ્રથને હજી મારવાનો છે અને આ સૂર્ય અસ્ત થવાની તૈયારી પર છે. આ તરફ જોતાં આ મહાબાહુ સાત્યકિ થાકેલો અને અલ્પ ચેતનવાળો જણાય છે.[૩૧] હે માધવ! તેના ઘોડાઓ અને સારથિ પણ થાકી ગયા છે. વળી હે કેશવ! આ ભૂરિશ્રવા સહાયસંપન્ન હોવાથી થાકેલો નથી.[૩૨] આ ભૂરિશ્રવાની સાથેના સમાગમમાં સાત્યકિ ક્ષેમકુશળ રહેશે? આમ તો સત્યપરાક્રમી સાત્યકિ મોટો સમુદ્ર તરી આવ્યો છે,[૩૩] તો હવે એ મહાતેજસ્વી સાત્યકિ ગાયના પગલા જેટલા ખાબોચિયામાં ડૂબી મરશે કે શું? કૌરવોના મુખ્ય અસ્ત્રકુશળ મહાત્મા ભૂરિશ્રવા સામે ભેટીને સાત્યકિ ક્ષેમકુશળ રહેશેને? હે કેશવ! હું માનું છું, સાત્યકિને અહીં મોકલીને તથા આચાર્યના ભયનો ત્યાગ કરીને ધર્મરાજાએ મોટી ભૂલ કરી છે; કારણ કે બાજપક્ષી જેમ માંસને માટે ટાંપી રહે છે, તેમ દ્રોણાચાર્ય ધર્મરાજાને કેદ પકડવા માટે નિત્ય ટાંપી રહ્યા છે. આથી રાજા કુશળક્ષેમ હશે કે નહિ, તે વિષેનો મને ખૂબ જ સંશય રહે છે.[૧૩૪-૩૭]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમા 'સાત્યકિને અર્જુનના દર્શન' નામનો અધ્યાય ૧૪૧મો સમાપ્ત

## अध्याय १४२ मो

### અર્જુને કરેલો ભૂરિશ્રવાનો બાહુચ્છેદ

॥ सजय उवाच ॥

**तमापतंतं संप्रेक्ष्य सात्त्वतं युद्धदुर्मदम् ।**
**क्रोधाद्भूरिश्रवा राजन् सहसा समुपाद्रवत् ॥१॥**

સંજય બોલ્યો: હે રાજન્! તે પછી યુદ્ધદુર્મદ સાત્યકિને ધસી આવતો જોઈ, ભૂરિશ્રવા ક્રોધપૂર્વક તે સામે એકાએક ધસી ગયો.[૧] હે મહારાજ! કુરુવંશી ભૂરિશ્રવા તે સમયે શિનિપુંગવ સાત્યકિને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'આજ તું મારી નજરે આવી ચઢ્યો છે, તે બહુ સારું થયું. આજના રણમાં હું લાંબા વખતથી ઇચ્છેલા મારા અભિલાષને સંપૂર્ણ કરીશ. આજે તું રણસંગ્રામનો જો ત્યાગ નહિ કરે, તો મારી પાસેથી જીવતો છૂટવાનો નથી.[૨,૩] અરે, ઓ યદુવંશી સાત્યકિ! તું નિત્ય તને પોતાને શૂરા તરીકે માને છે; પણ તને આજ યુદ્ધમાં હણી નાખીને હું કુરુરાજ દુર્યોધનને પ્રસન્ન કરીશ.[૪] આજે તું મારાં બાણોથી બળીને ધરણી પર ઢળી પડશે, તે રણમાં વીર ગણાતા કેશવ અને અર્જુન બન્ને જણા જોશે.[૫] જે રાજા ધર્મપુત્રે તને આ કૌરવસૈન્યમાં અર્જુનની ખબર લેવા મોકલ્યો છે

તે યુધિષ્ઠિર તને મારા હાથે મરણ પામેલો સાંભળીને તુરત શરમિંદો પડી જશે.[૬] લોહીથી છંટાયેલો તું મરણ પામીને આજે જ્યારે ભૂમિ પર સૂશે, ત્યારે કુંતાપુત્ર અર્જુન પણ મારાં પરાક્રમ જાણશે.[૭] પૂર્વે દેવાસુરોના યુદ્ધપ્રસંગે ઇંદ્રને જેમ બલિરાજા સાથે ભેટો કરવાની લાંબા સમયથી ઇચ્છા હતી, તેમ મને પણ તારો સમાગમ કરવાની ચિરકાળની ઇચ્છા હતી.[૮] હે સાત્વત! આજે હું તારી સામે મહાઘોર યુદ્ધ કરીશ, એટલે તને મારાં વીર્ય, બળ તથા પુરુષાર્થનું યથાર્થ જ્ઞાન થશે.[૯] જેમ પૂર્વે રામના નાના ભાઈ લક્ષ્મણે રાવણપુત્ર ઇંદ્રજિતને મારી નાખ્યો હતો અને તે યમપુરીમાં ગયો હતો, તેમ આજના રણમાં તું મારે હાથે મરણ પામશે અને યમપુરીમાં જશે.[૧૦] હે માધવ! આજે તારું મરણ થતાં કૃષ્ણ, અર્જુન તથા ધર્મરાજ નિરુત્સાહ થશે અને નિઃસંશય રણનો ત્યાગ કરશે.[૧૧] અલ્યા ઓ મધુવંશી! આજે હું તીક્ષ્ણ બાણોથી તારું પૂજન કરીશ અને તેં જેમને રણમાં મારી નાખ્યા છે, તેમની સ્ત્રીઓને આનંદ પમાડીશ.[૧૨] જેમ સિંહની નજરે ચડેલો ક્ષુદ્ર મૃગ છૂટવા ન પામે, તેમ મારી નજરે ચડેલો તું પણ આજે છૂટવા પામશે નહિ.'[૧૩] ત્યારે હે રાજન્! સાત્યકિએ તેને જાણે હસતાં હસતાં કહ્યુ: 'ઓ કુરુવંશી ભૂરિશ્રવા! મને રણસંગ્રામમાં કોઈના તરફથી ત્રાસ છે જ નહિ.[૧૪] મને કેવળ વાણીના બકવાદમાત્રથી કોઈ ડરાવી શકે તેમ નથી. જે પુરુષ સંગ્રામમાં મને હાથિયાર વિનાનો કરે છે, તે પુરુષ મને મારી શકે છે.[૧૫] પણ રણમાં મને મારતાં મારતાં તો પુરુષે પોતાના આયુષ્યના સઘળા સમયનો ભોગ આપવો પડે તેમ છે, તો નકામો ધોધમાર લવારો કરવાથી શું વળવાનું છે? તું બધું કર્મથી કરીજ બતાવને![૧૬] શરદઋતુના મેઘની ગર્જનાની પેઠે તારી આ ગર્જના પણ નિષ્ફળ જ છે. હે વીર! તારાં વ્યર્થ બણગાંની ગર્જના સાંભળીને મને હસવું જ આવે છે.[૧૭] માટે હે કૌરવ! તું આજે લોકમાં ઘણા સમયથી ઇચ્છેલા યુદ્ધને થવા દે. હે તાત! તારી સામે યુદ્ધ કરવાની ઇચ્છાવાળી મારી બુદ્ધિ ઉતાવળ કરી રહી છે.[૧૮] ઓ પુરુષાધમ! આજે તને માર્યા વિના હું નિવૃત્ત થઈશ નહિ.' એ પ્રમાણે તે બન્ને પુરુષશ્રેષ્ઠો એકબીજાને વાણીથી પ્રહાર કરવા લાગ્યા.[૧૯] તેઓ સામસામાને મારી નાખવાની ઇચ્છાથી પરમ ક્રોધાયમાન થયા અને યુદ્ધમાં સામસામા પ્રહાર કરવા લાગ્યા. બલાઢ્ય અને રણમાં પરસ્પરની સ્પર્ધા કરનારા તે બન્ને મહાન ધનુર્ધારીઓ હાથણીને માટે સામસામા ભેટેલા અને કોપમાં આવેલા બે મદમત્ત હાથીઓની પેઠે સામસામા ભેટ્યા હતા. ત્યાં રિપુઓને રોળનારા એ ભૂરિશ્રવા તથા સાત્યકિ ચઢી આવેલા બે મેઘોની પેઠે પરસ્પર ઘોર બાણવૃષ્ટિ વરસાવી રહ્યા. એ સમયે હે ભરતશ્રેષ્ઠ! ભૂરિશ્રવાએ તરત જ સાત્યકિને બાણોથી ઢાંકી દીધો અને મારી નાખવાની ઇચ્છાથી તેને તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરવા માંડ્યો. વળી ભૂરિશ્રવાએ દશ બાણોથી સાત્યકિને વીંધી નાખ્યો અને તેને હણી નાખવાની ઇચ્છાથી તેણે તેના ઉપર બીજાં તીક્ષ્ણ બાણો છોડયાં. પણ હે પૃથ્વીપતિ! ભૂરિશ્રવાનાં તે બાણોને સાત્યકિ પોતાની પાસે પહોંચવા જ દેતો નહોતો. હે પ્રભુ! એ તીક્ષ્ણ બાણોને તે આકાશમાં જ અસ્ત્રમાયાથી ગળી જતો હતો. કુરુ અને યાદવકુળની કીર્તિમાં વધારો કરનારા તે બન્ને ઉત્તમ કુલીન વીર પુરુષો જાતજાતનાં શસ્ત્રોની વૃષ્ટિ કરી પરસ્પર વરસી રહ્યા હતા. જેમ બે વાઘો સામસામે નખો ભરાવીને અન્યોન્યને ઘાયલ કરે તથા જેમ બે મહાગજો સામસામે દંતૂશળો ભરાવીને પરસ્પર પ્રહાર કરે, તેમ

તે બન્ને જણા રથશક્તિ અને બાણો વડે અન્યોન્યને ઘાયલ કરતા હતા. ત્યાં બન્નેએ એકબીજાનાં ગાત્રો તોડી નાખ્યાં હતાં, તેથી તેમાંથી લોહી વહેતું હતું.[૨૦–૨૭] આમ તે બન્ને પોતાના પ્રાણોને હોડમાં મૂકીને યુદ્ધરૂપ દ્યૂતને ખેલી રહ્યા હતા અને અન્યોન્યને સ્તબ્ધ કરી દેતા હતા. એ પ્રમાણે ઉત્તમ કર્મ કરી રહેલા કુરુ અને યાદવવંશની કીર્તિને વિસ્તારતા તે બન્ને જણા બે યૂથપતિ હાથીઓની પેઠે પરસ્પર યુદ્ધ કરતા હતા. બ્રહ્મલોકમાં પણ શ્રેષ્ઠ મનાયેલા તે બન્ને જણા જાણે તત્કાળ સ્વર્ગલોકમાં જવાની ઇચ્છા કરતા હતા અને અન્યોન્ય સામે ગર્જના કરતા હતા. તે વેળા હર્ષપૂર્વક જોઈ રહેલા સર્વ કૌરવોની સમક્ષ સાત્યકિ અને ભૂરિશ્રવા પરસ્પર બાણોનો વરસાદ વરસાવી રહ્યા હતા. કોઈ એક હાથણીને માટે યુદ્ધ કરી રહેલા બે યૂથપતિ હાથીઓની જેમ તે બન્ને મહાયોદ્ધાઓ પરસ્પર લડી રહ્યા હતા અને બીજા સર્વ યોદ્ધાઓ તેમને જોઈ રહ્યા હતા. જોતજોતામાં બન્નેએ એકબીજાના ઘોડાઓને મારી નાખ્યા તથા ધનુષ્યો કાપી નાખ્યાં; આથી તેઓ રથરહિત થઈ તલવારનું યુદ્ધ કરવા માટે સામસામા આવી ગયા. તેમણે બળદના ચામડાની બનાવેલી તરેહતરેહની સુંદર તથા મોટી બે ઢાલો હાથમાં લીધી અને તલવારોને મ્યાનમાંથી ખેંચી કાઢીને તેઓ રણમાં ઘૂમવા લાગ્યા. ત્યાં તેઓ અનેક પ્રકારના યુદ્ધમાર્ગોમાં તથા મંડળોમાં વિભાગપૂર્વક ઘૂમી રહ્યા.[૨૮–૩૪] તે બન્ને શત્રુદમન યોદ્ધાઓ ક્રોધાયમાન થઈને વારંવાર અન્યોન્યને [illegible]પ્રહાર કરતા હતા. ચિત્રવિચિત્ર કવચ, હાર અને બાજુબંધથી શોભી રહેલા તે બન્ને ખડ્ગધારી યશસ્વીઓ ભ્રાંત, ઉદ્‌ભ્રાંત, અવિદ્ધ, આપ્લુત, વિપ્લુત, સૃત, સંપાત અને સમુદીર્ણ નામના કેટલાએક યુદ્ધના પ્રકારો દર્શાવી દર્શાવીને રણમાં ઘૂમતા હતા.[૩૫,૩૬] તે બન્ને શત્રુદમન વીરો એક બીજાનાં છિદ્રો શોધી શોધીને તલવારોથી પરસ્પર પ્રહાર કરતા હતા અને અદ્‌ભુત રીતે યુદ્ધ ખેલતા હતા.[૩૭] એ બન્ને જણા યુદ્ધમાં પોતાની શિક્ષા, ચપળતા અને કુશળતાને દર્શાવતા હતા તથા એકમેકનું આકર્ષણ કરતા હતા. હે રાજેંદ્ર! એક મુહૂર્તકાળ સુધી એ રીતે પરસ્પર પ્રહાર કરીને તે બન્ને વીરો સર્વ સૈન્યોના દેખતાં પુનઃ વિશ્રાંતિ લેવા લાગ્યા.[૩૮,૩૯] પછી હે રાજા! સેંકડો ફૂદડીઓવાળી બન્ને ઢાલો જ્યારે તલવારોના પ્રહારથી કપાઈ પડી, ત્યારે તે પુરુષવ્યાઘ્રોએ બાહુયુદ્ધ કરવા માંડ્યું.[૪૦] વિશાળ વક્ષસ્થળ અને દીર્ઘ બાહુવાળા તે બન્ને યુદ્ધનિપુણ યોદ્ધાઓ લોખંડી ભોગળ જેવા મજબૂત બાહુઓથી લડતા હતા.[૪૧] હે રાજન્! યુદ્ધશિક્ષાના બળથી ઉત્પન્ન થયેલી તેમની બાહુસ્ફોટ, હસ્તધારણ અને ગળામાં હાથ નાખવો આદિ ક્રિયાઓને જોઈને સર્વ યોદ્ધાઓ ભારે હર્ષ પામતા હતા.[૪૨] ત્યારે હે રાજન્! યુદ્ધમાં લડી રહેલા તે બન્ને પુરુષવીરોનો વજ્રની સાથે અથડાતા તે પર્વતોના સરખો મહાભયંકર શબ્દ થઈ રહ્યો હતો.[૪૩] જેમ બે હાથીઓ સામસામે દંતૂશળોના અગ્રભાગો ભરાવીને યુદ્ધ કરે અને જેમ બે મોટા સાંઢો શિંગડાં ભરાવીને યુદ્ધ કરે તેમ તે બન્ને કુરુશ્રેષ્ઠ અને યાદવશ્રેષ્ઠ શૂરવીરો બાહુઓરૂપ પાશોને વીંટાળીને, મસ્તકો ભરાવીને, પગ ખેંચીને, પગમાં આંટીઓ નાખીને, સામસામે અથડાઈને, એકબીજાને ગોથાં ખવડાવી દઈને, સામસામા ઊછળીને, પગ અને ઉદરને એકમેક કરી દઈને, પૃથ્વી પર ઉદ્‌ભ્રમણ કરી કરીને, તેમ જ ગમન, પ્રત્યાગમન, ક્ષેપન, પાતન, ઉત્પાતન તથા મોટી છલંગો ભરી ભરીને યુદ્ધ કરતા હતા.[૪૪–૪૧] હે ભારત! ત્યાં બત્રીસ પ્રકારનાં જે મલ્લયુદ્ધો હોય છે, તે સર્વ મલ્-

યુદ્ધોને તે બન્ને મહાબળવાનોએ લડી બતાવ્યાં હતાં.[૪૭] એવામાં સાત્યકિનાં આયુધો ભૂટી પડ્યાં હતાં. આમ છતાં તે જ્યારે ત્યાં યુદ્ધ કરી રહ્યો હતો, ત્યારે શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યા : 'હે અર્જુન! તું આ તરફ દૃષ્ટિ કર. સર્વ ધનુર્ધરોમાં શ્રેષ્ઠ એવો આ સાત્યકિ રથ વિનાનો થયા છતાં પણ યુદ્ધ કરી રહ્યો છે. હે ભારત! ભારતી સેનાને ભેદી નાખીને તેણે તારી પાછળ પ્રવેશ કર્યો છે અને વળી તેણે મહાન વીર્યવાળા સર્વ ભારતયોદ્ધાઓ સાથે યુદ્ધ કર્યું છે.[૪૮,૪૯] યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ એવો તે સાત્યકિ લગભગ થાકી ગયો. ત્યાં તો હે અર્જુન! ઘણી દક્ષિણા આપનારો આ ભૂરિશ્રવા તેની સામે યુદ્ધ કરવાની ઇચ્છાથી આવી પહોંચ્યો છે, પણ આ બરાબર નથી.'[૫૦] એટલામાં હે રાજન્! એક મદોન્મત્ત હાથી જેમ બીજા મદમત્ત હાથીને પ્રહાર કરે, તેમ ક્રોધ પામેલા યુદ્ધદુર્મદ ભૂરિશ્રવાએ સાત્યકિને ઊંચકીને પૃથ્વી પર પછાડ્યો.[૫૧] હે રાજન્! તે વેળા રથમાં બેઠેલા યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ અને અર્જુન પણ ભૂરિશ્રવાના તે કર્મને ક્રોધપૂર્વક જોઈ રહ્યા હતા.[૫૨] હવે મહાબાહુ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું : 'ઓ અર્જુન! યાદવ અને અંધકકુળમાં વ્યાઘ્ર સમાન આ સાત્યકિને તો તું જો. આ સમયે તે ભૂરિશ્રવાને વશ થઈ ગયો છે. અતિ દુષ્કર કર્મ કરીને તે થાકી ગયો છે અને તેથી જ તે પૃથ્વી પર પછડાઈ પડ્યો છે, માટે તારા શિષ્ય એ વીર સાત્યકિનું તું રક્ષણ કર.[૫૩,૫૪] હે પુરુષવ્યાઘ્ર! હે સમર્થ અર્જુન! કેવળ તારે માટે અહીં સુધી આવેલો આ શ્રેષ્ઠ પુરુષ યજ્ઞશીલ ભૂરિશ્રવાને વશ ન થઈ જાય તેટલામાં તું કોઈ ઉપાય શીઘ્ર કર.'[૫૫] ત્યાં હર્ષ પામેલા મનવાળો અર્જુન વાસુદેવને કહેવા લાગ્યો : 'હે કૃષ્ણ! તમે જુઓ તો ખરા! જેમ યૂથપતિ સિંહ વનમાં મદોન્મત્ત મહાગજ સાથે ક્રીડા કરે છે, તેમ કુરુપુંગવ ભૂરિશ્રવા આ યાદવવીર સાત્યકિ સાથે ક્રીડા કરી રહ્યા છે.'

સંજય બોલ્યો : હે ભરતશ્રેષ્ઠ! પાંડુપુત્ર અર્જુન એ પ્રમાણે કહેતો હતો, તેવામાં સૈન્યોમાં મહાન હાહાકાર થઈ રહ્યો; કારણ કે પુષ્કળ દક્ષિણા આપનારા મહાબાહુ ભૂરિશ્રવાએ સાત્યકિને પૃથ્વી પર પટકી પાડ્યો હતો અને સિંહ જેમ હાથીને ઘસડે, તેમ તે તેને ઘસડી રહ્યો હતો. આમ તે કુરુશ્રેષ્ઠ ભૂરિશ્રવા સાત્વતશ્રેષ્ઠ સાત્યકિ સાથે રણ ખેલી રહ્યો હતો અને અત્યંત શોભતો હતો. પછી ભૂરિશ્રવાએ મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી અને સાત્યકિની ચોટલી પકડી તેને પગથી છાતીમાં પ્રહાર કર્યો.[૫૬-૬૦] હવે તેણે તેના કુંડળ સહિત મસ્તકને ધડથી જુદું કરવાનો આરંભ કર્યો, એટલે સાત્યકિ પણ વેગથી પોતાના મસ્તકને ધુણાવવા લાગ્યો.[૬૧] હે ભારત! કુંભાર જેમ દાંડા સાથેના ચાકળાને જોરથી ઘુમાવે, તેમ સાત્યકિ પોતાના કેશને પકડનાર ભૂરિશ્રવાના બાહુથી મસ્તકને ઘુમાવી રહ્યો.[૬૨] હે રાજન્! એ રીતે રણમાં પોતાના મસ્તકને ખેંચી રહેલા સાત્યકિને જોઈને શ્રીકૃષ્ણે ફરી પણ અર્જુનને કહ્યું :[૬૩] 'હે મહાબાહુ! જો તો, યાદવ અને અંધકકુળમાં વ્યાઘ્ર સમાન અને ધનુર્વિદ્યામાં તારાથી નહિ ઊતરતો આ તારો શિષ્ય સાત્યકિ લગભગ ભૂરિશ્રવાના તાબામાં આવી ગયો છે.[૬૪] હે પાર્થ! જ્યાં આ ભૂરિશ્રવા રણમાં સત્યપરાક્રમી યાદવ સાત્યકિના કરતાં અધિકતા દર્શાવી રહ્યો છે, ત્યાં આપણામાં જે પરાક્રમ છે તે અસત્ય ઠરે છે.'[૬૫] શ્રીકૃષ્ણે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે મહાબાહુ અર્જુન પોતાના મનમાં ભૂરિશ્રવાનાં વખાણ કરવા લાગ્યો કે,[૬૬] 'જાણે યુદ્ધમાં ક્રીડા કરતો હોય તેમ આ ભૂરિશ્રવા

યાદવશ્રેષ્ઠ સાત્યકિને ઘસડી રહ્યો છે. કૌરવોનો એ કીર્તિવર્ધન મને ઘણો હર્ષ ઉપજાવે છે.[૬૭] જોકે યાદવવીર સાત્યકિને એ મારી શકે તેમ નથી જ; તોપણ અરણ્યમાં સિંહ જેમ મહાન હાથીને ઘસડે, તેમ તે સાત્યકિને ઘસડી રહ્યો છે.[૬૮] હે રાજન્! એ પ્રમાણે મનમાં કૌરવ ભૂરિશ્રવાનાં વખાણ કરીને મહાબાહુ અર્જુન વાસુદેવ પ્રત્યે બોલ્યો: 'હે કૃષ્ણ! મારી દૃષ્ટિ સિંધુરાજમાં ચોંટી છે, તેથી હું સાત્યકિને જોઈ શકતો નથી, છતાં સાત્યકિને માટે હું કોઈનાથી ન બને તેવું પરાક્રમ કરી બતાવું છું.[૬૯,૭૦] એમ કહીને, વાસુદેવના વચનને માન્ય કરતા અર્જુને અસ્ત્રાની ધાર જેવું એક તીક્ષ્ણ બાણ ગાંડીવધનુષ્યમાં સાંધીને છોડ્યું.[૭૧] અર્જુનના હાથમાંથી આકાશમાંથી ખરતી મોટી ઉલ્કાની પેઠે છૂટેલા તે બાણે યજ્ઞશીલ ભૂરિશ્રવાના તલવાર અને બાજુબંધ સાથેના બાહુને કચ દઈને કાપી નાખ્યો.[૭૨]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમા 'ભૂરિશ્રવાનો બાહુચ્છેદ' નામનો અધ્યાય ૧૪૨ મો સમાપ્ત

## अध्याय १४३मो

### ભૂરિશ્રવાનો વધ

॥ सजय उवाच ॥

स बाहुर्न्यपतद्भूमौ सखड्गः सशुमांगदः।
आदधज्जीवलोकस्य दुःखमद्भुतमुत्तमः ॥१॥

સંજય બોલ્યો: ભૂરિશ્રવાનો તે ઉત્તમ હાથ તલવાર અને સુંદર બાજુબંધ સહિત પૃથ્વી પર પડ્યો, તે જોઈને પ્રાણી માત્ર અત્યંત ખિન્ન થઈ ગયાં. આમ સાત્યકિને પ્રહાર કરવા ઇચ્છતા તે હાથને અર્જુને અદૃશ્ય રહીને કાપી નાખ્યો, તેથી તે પાંચ મુખવાળા સર્પની પેઠે વેગપૂર્વક પૃથ્વી પર પડ્યો.[૧,૨] આ પ્રમાણે અર્જુને પોતાના શરીરને જગતનાં કામોમાં નકામું કરી નાખ્યું, તે જોઈને ભૂરિશ્રવા સાત્યકિનો ત્યાગ કરીને ક્રોધપૂર્વક પાંડુપુત્ર અર્જુનની નિંદા કરવા લાગ્યો.[૩]

ભૂરિશ્રવા બોલ્યો: હે કુંતાપુત્ર! ઘણી ખેદની વાત છે કે, તેં આ એક ક્રૂર કર્મ કર્યું છે, કારણ કે મારી નજર ન હતી અને હું બીજા કાર્યમાં આસક્ત હતો, ત્યારે તેં મારા બાહુને કાપી નાખ્યો છે.[૪] ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિરને તું શું કહીશ? શું તું એમ કહીશ કે, ભૂરિશ્રવા બીજા કાર્યમાં આસક્ત હતો, ત્યારે મેં તેને દગો કરીને રણમાં મારી નાખ્યો છે?[૫] હે પૃથાપુત્ર! આ પ્રમાણે અસ્ત્રનો પ્રયોગ કરવાનો ઉપદેશ તને પ્રત્યક્ષ મહાત્મા ઇંદ્રે આપ્યો છે કે રુદ્રે કે દ્રોણાચાર્યે આપ્યો છે?[૬] અરે! તું તો અસ્ત્રોના ધર્મને જાણનારો છે અને લોકમાં બીજાઓથી અધિક ગણાય છે, છતાં તારી સામે યુદ્ધ નહિ કરનારા મને તેં રણમાં કેમ પ્રહાર કર્યો?[૭] મનસ્વી પુરુષો પ્રમાદીને, ભયભીત થયેલાને, રથ વિનાના થઈ પડેલાને, શરણની યાચના કરનારાને તથા સંકટમાં આવી પડેલાને કદી મારતા નથી.[૮] આવું કર્મ તો નીચ પુરુષો જ આચરે છે અને દુષ્ટ પુરુષો જ સેવે છે. પણ હે પાર્થ! તેં આવું અતિ દુષ્કર પાપકર્મ કેમ આચર્યું?[૯] હે ધનંજય! આર્યપુરુષોના હાથે આર્યકર્મ સહજમાં થાય છે; પણ પૃથ્વી ઉપર આર્યોને હાથે અનાર્ય કર્મ અતિ દુષ્કર છે, એમ મહાત્માઓ કહે છે.[૧૦] હે પુરુષવ્યાઘ્ર! જગતમાં કહેવાય છે કે, મનુષ્ય જ્યાં જ્યાં શુભ-અશુભ કર્મોમાં અથવા સુજનદુર્જન મનુષ્યોમાં વસવાટ રાખે છે, ત્યાં ત્યાં તે તત્કાળ તેના સ્વભાવને પામે છે; તે આ કહેવત તારામાં પ્રત્યક્ષ દેખાય છે.[૧૧] જો એમ ન હોય, તો તું રાજવંશી થઈને અને ખાસ કરીને કુરુકુળમાં ઉત્પન્ન થઈને તેમ જ શ્રેષ્ઠ વર્તનવાળો સદાચારી થઈને ક્ષાત્રધર્મથી ભ્રષ્ટ કેમ થાય?[૧૨] સાત્યકિને માટે તેં આજે આ અતિ ક્ષુદ્ર કર્મ કર્યું છે,

તેમાં અવશ્ય વાસુદેવનો જ મત હોવો જોઈએ; કારણ કે તારામાં આવું નીચ કર્મ ઘટતું નથી.[૧૩] જે કૃષ્ણનો મિત્ર ન હોય તેવો કયો પુરુષ પ્રમાદી શત્રુ જોડે લડે અને તેને આવું કષ્ટ આપે?[૧૪] હે પાર્થ! યાદવ અને અંધકકુળના રાજાઓ સદા સંસ્કારહીન, દુષ્ટ કર્મો કરનારા અને સ્વભાવથી જ નિંદાયેલા છે; તો તેવાઓને તેં પ્રમાણરૂપ કેમ માન્યા છે?[૧૫] ભૂરિશ્રવાએ રણમાં એ પ્રમાણે કહ્યું, ત્યારે અર્જુને તેને આ પ્રમાણે ઉત્તર આપ્યો.

અર્જુન બોલ્યો : ખરેખર! મરણ પામતાં પુરુષની બુદ્ધિનો પણ નાશ થઈ જાય છે.[૧૬] હે રાજા! આ સમયે તેં જે કંઈ કહ્યું છે, તે બધું અનર્થક–અઘટિત છે. તું સંગ્રામોના ધર્મને જાણે છે અને સર્વ શાસ્ત્રોના અર્થોમાં તું પારંગત થયો છે. વળી તું મને પાંડવને અને શ્રીકૃષ્ણને પણ બરાબર જાણે છે. આમ છતાં તું કેમ નિંદા કરે છે? તું જાણે છે કે, 'હું અર્જુન કદી અધર્મ કરું નહિ' છતાં તું કેમ મોહવશ થાય છે?[૧૭,૧૮] હે રાજન્! પોતાના બાહુબળને આશ્રય કરનારા ક્ષત્રિય પુરુષો પોતપોતાના ભાઈઓ, પિતાઓ, પુત્રો, સંબંધીઓ, બાંધવો, વયસ્યો અને મિત્રોથી વીંટાઈને શત્રુઓ સામે યુદ્ધ કરે છે, તો તેજ ક્ષત્રિય હું, મારો શિષ્ય, સુખદાયી સંબંધી, અમારે માટે પોતાના પ્રિય પ્રાણોની પરવા વગર યુદ્ધ કરનાર અને રણમાં મારા જમણા બાહુ સમાન આ યુદ્ધદુર્મદ સાત્યકિની રક્ષા કેમ ન કરું?[૧૯–૨૧] હે રાજન્! એવો કંઈ નિયમ નથી કે, રણમાં રહેલા પુરુષે કેવળ પોતાના આત્માનું જ રક્ષણ કરવું. હે રાજા! તેણે તો પોતાના અર્થે જોડાયેલ પોતાના અનુયાયીનું પણ રક્ષણ કરવું જોઈએ.[૨૨] વળી રક્ષણ કરાતા તે સહાયકોએ પણ મહારણમાં પોતાના રક્ષક રાજાનું રક્ષણ કરવું જોઈએ. આ મહારણમાં જો હું સાત્યકિને મારી નજર આગળ મરણ પામતો જોઉં અને તેની રક્ષા ન કરું, તો તેના વિયોગથી મને વ્યર્થ પાપજ લાગે. આ કારણે મેં સાત્યકિની રક્ષા કરી છે. તો તેમાં તું મારા પર શા માટે ક્રોધ કરે છે?[૨૩,૨૪] વળી હે રાજન્! તું મારી નિંદા કરીને કહે છે કે, 'હું જ્યારે બીજાની સાથે યુદ્ધમાં જોડાયો હતો, ત્યારે તેં મને છેતરીને માર્યો છે.' પણ આમ કહેવામાં તારી બુદ્ધિની ભ્રાંતિ જ છે;[૨૫] કારણ કે મેં તને પ્રહાર કર્યો, ત્યારે તું કવચને ધુણાવતો હતો, રથ ઉપર ચડનો હતો અને ધનુષ્યની દોરીને ખેંચીને શત્રુઓ જોડે યુદ્ધ કરતો હતો. આમ રથો, ઘોડાઓ, હાથીઓ તથા પાળાઓથી ભરપૂર અને સિંહનાદોથી ઉદ્ધત શબ્દવાળા આ ગંભીર સૈન્યસાગરમાં જ મેં તને પ્રહાર કર્યો છે.[૨૬,૨૭] તો પોતાના તથા પારકા યોદ્ધાઓની સમક્ષ સાત્યકિ સાથેના ભેટામાં તારો એકલાનો જ એકલા સાત્યકિની સાથે સંગ્રામ થયો છે, એ વાત કેમ સંભવે?[૨૮] વળી સાત્યકિ અનેક યોદ્ધાઓની સાથે ભેટીને તથા કેટલાએક મહારથીઓને જીતીને થાકી ગયો હતો, તેના ઘોડાઓ પણ થાકી ગયા હતા અને શસ્ત્રોથી સુધ્ધાં તે ઘણો પીડાયો હતો. આથી તેનું મન પણ ઉદાસ થઈ ગયું હતું. આવી સ્થિતિમાં આવી પડેલા મહારથી સાત્યકિને રણમાં જીતીને તથા તેને પોતાના પરાક્રમના વશમાં આવેલો જોઈને શું તું તારી અધિકતા સમજતો હતો?[૨૯,૩૦] વળી વધારામાં તું તલવારથી તેનો શિરચ્છેદ કરવા ઇચ્છતો હતો. આવી રીતે સંકટમાં આવી પડેલા સાત્યકિને જોઈને તેના મિત્રપક્ષનો કયો પુરુષ સહન કરે?[૩૧] આ બાબતમાં તું તારી પોતાની જ નિંદા કર; કારણ કે તું તારું પોતાનું રક્ષણ કરી શક્યો નથી. હે વીર! જ્યારે તું આમ

તારું પોતાનું રક્ષણ કરી શક્યો નથી, ત્યારે જે મનુષ્ય તારો આશ્રય કરે, તેનું તો તું કેવી રીતે રક્ષણ કરી શકે?[૩૨]

સંજય બોલ્યો: અર્જુને એ પ્રમાણે કહ્યું, ત્યારે યજ્ઞસ્તંભના ચિહ્નવાળી ધજાવાળો મહાયશસ્વી મહાબાહુ ભૂરિશ્રવા સાત્યકિનો ત્યાગ કરીને રણમાં મરણ સુધીનું અનશનવ્રત સ્વીકારી બેઠો.[૩૩] પવિત્ર લક્ષણવાળા તે રાજાએ ડાબા હાથ વડે દર્ભો પાથરી અને તેના પર બેસીને બ્રહ્મલોકમાં પ્રયાણ કરવાની ઇચ્છા કરી. તેણે પોતાના પ્રાણોને વાયુઓમાં હોમ્યા.[૩૪] તેણે ચક્ષુઇંદ્રિયને સૂર્યમાં એકાગ્ર કરી અને નિષ્પાપ મનને જળમાં હોમ્યું. તે ભૂરિશ્રવા મહાઉપનિષદમાં કહેલા જ્ઞાનનું ચિંતન કરવા લાગ્યો. આમ તે યોગયુક્ત થઈને મુનિવ્રત સ્વીકારી બેઠો.[૩૫] તે વેળા સર્વ સેનામાં મનુષ્યો શ્રીકૃષ્ણ અને અર્જુનની નિંદા કરવા લાગ્યા અને તે પુરુષશ્રેષ્ઠની પ્રશંસા કરવા લાગ્યા.[૩૬] શ્રીકૃષ્ણ તથા અર્જુનની એ પ્રમાણે નિંદા થતી હતી, છતાં તેઓ લગારે અપ્રિય બોલ્યા નહિ, તેમજ યજ્ઞસ્તંભના ચિહ્નવાળી ધજાવાળો તે ભૂરિશ્રવા પોતાની પ્રશંસા થતી હતી છતાં તે લગારે હર્ષ પામ્યો નહિ.[૩૭] પણ હે રાજન્! તમારા પુત્રો જ્યારે એ રીતે નિંદાવચનો કહેવા લાગ્યા, ત્યારે ધનંજય તેમનાં તથા ભૂરિશ્રવાનાં વાક્યોને મનમાં સાંખી રહ્યો નહિ.[૩૮] હે ભારત! તેમની વાણીનું સ્મરણ કરતો હોય તેમ એ પાંડુનંદન શાંત ચિત્તે પણ આક્ષેપપૂર્વક બોલ્યો: 'સર્વ રાજાઓ મારા મહાન વ્રતને જાણેજ છે કે, જે કોઈ મારો માણસ મારા બાણના અનુસંધાનમાં હોય છે, તેને કોઈ મારવાને શક્તિમાન નથી. હે યૂપકેતુ ભૂરિશ્રવા! આમ વિચાર કરીને તારે મારી નિંદા કરવી યોગ્ય નથી. વળી પોતે ધર્મ સમજ્યા વિના બીજાની ધર્મ સંબંધી નિંદા કરવી તે પણ તને ઘટે નહિ.[૩૯-૪૧] તું હાથમાં હથિયાર લઈને યાદવવીરને મારી નાખવા ઇચ્છતો હતો, તે સમયે મેં જે તારો હાથ કાપી નાખ્યો છે, તે નિંદ્ય ધર્મ નથી.[૪૨] હે તાત! શસ્ત્રહીન થયેલા, રથરહિત થયેલા અને કવચ વિનાના થયેલા બાળક અભિમન્યુના વધને કયો ધાર્મિક પુરુષ ધર્મકૃત્ય માનીને પૂજે તેમ છે?'[૪૩] અર્જુનનાં એ વાક્યોને સાંભળીને ભૂરિશ્રવાએ મસ્તક વડે પૃથ્વીને સ્પર્શ કર્યો અને તેણે ડાબા હાથ વડે પોતાના કપાયેલા જમણા હાથને એ અર્જુનની સમીપમાં ફેંક્યો.[૪૪] હે મહારાજ! અર્જુનનાં એ પૂર્વોક્ત વચન સાંભળ્યા પછી, મહાતેજસ્વી યૂપકેતુ ભૂરિશ્રવા નીચું મુખ કરીને શાંત થઈ ગયો.[૪૫]

અર્જુન બોલ્યો: હે શલના મોટાભાઈ! મને ધર્મરાજ પર, બળવાનોમાં શ્રેષ્ઠ ભીમસેન પર, નકુલ પર તથા સહદેવ પર જે પ્રીતિ છે, તેજ પ્રીતિ તારા પર પણ છે. માટે, હું અને મહાત્મા શ્રીકૃષ્ણ તને અનુજ્ઞા આપીએ છીએ કે, ઉશીનરપુત્ર શિબિરાજ જે પ્રમાણે પુણ્યવાનોના લોકમાં ગયો છે, તે પ્રમાણે તું પણ તે પુણ્યવંતોના લોકોમાં જા.[૪૬,૪૭]

વાસુદેવ બોલ્યા: નિરંતર અગ્નિહોત્ર લઈને યજન કરનારા હે રાજા! બ્રહ્મા આદિ દેવવરો પણ મારા જે પ્રકાશવંતા નિર્મળ લોકોની નિત્ય ઇચ્છા રાખે છે, તે લોકોમાં તું શીઘ્ર જા અને મારી પેઠે ગરુડની પીઠ પર બેસીને તું ત્યાં વિચર.[૪૮]

સંજય બોલ્યો: તેવામાં ભૂરિશ્રવાએ છોડી દીધેલો તે શિનિકુમાર સાત્યકિ એકદમ ઊભો થયો અને તેણે હાથમાં તલવાર લઈને એ મહાત્માના મસ્તકને કાપી નાખવાની ઇચ્છા કરી.[૪૯] આમ પુષ્કળ દક્ષિણાઓ આપનારા તે શલનો નિષ્પાપ મોટા ભાઈ અર્જુનને હાથે લગભગ

હણાઈ ગયો હતો અને તે મુનિવ્રતરૂપી બીજા કાર્યમાં રોકાયો હતો, ત્યારે સાત્યકિ તેને મારવા તૈયાર થયો હતો.[૫૦] સૂંઢ કપાયેલા હાથીની પેઠે કપાયેલી ભુજાવાળા અને રણમાં અનશનવ્રતે બેઠેલા તે ભૂરિશ્રવાને મારી નાખવા ઇચ્છતા સાત્યકિની, સર્વ સૈન્યો મોટેથી નિંદા કરવા લાગ્યાં.[૫૧] વળી એ સાત્યકિને શ્રીકૃષ્ણે, મહાત્મા અર્જુને, ભીમસેને, યુધામન્યુએ, ઉત્તમૌજાએ, અશ્વત્થામાએ, કૃપાચાર્યે, કર્ણે, વૃષસેને તથા જયદ્રથે પણ ઘણો ઘણો વાર્યો, છતાં સાત્યકિએ સર્વ સૈન્યોના કોલાહલને લક્ષ્યમાં ન લેતાં અનશનવ્રત લઈને બેઠેલા તે ભૂરિશ્રવાને મારી નાખ્યો. આમ રણમાં અનશનવ્રતનો સ્વીકાર કરીને બેઠેલા તથા અર્જુને કાપી નાખેલી ભુજાવાળા કુરુવંશીય ભૂરિશ્રવાના મસ્તકને સાત્યકિએ તલવાર વડે કાપી નાખ્યું.[૫૨-૫૪] સૈન્યોએ સાત્યકિના તે કર્મને અભિનંદ્યું ન હતું; કારણ કે પ્રથમથી જ અર્જુને લગભગ મારી નાખેલા ભૂરિશ્રવાનો તેણે વધ કર્યો હતો.[૫૫] એ વેળા સિદ્ધો, ચારણો અને મનુષ્યો યુદ્ધમાં અનશનવ્રતનો સ્વીકાર કરીને બેઠેલા ઇંદ્ર સરખા ભૂરિશ્રવાને મરણ પામેલો જોઈને તેનાં કર્મોથી વિસ્મય પામ્યા અને તેની પ્રશંસા કરી રહ્યા. તે વખતે તમારા સૈનિકો અનેક જાતના પક્ષવાદો બોલી રહ્યા હતા.[૫૬,૫૭] તેઓ કહેતા હતા કે, 'આમાં સાત્યકિનો અપરાધ નથી; કારણ કે તે પ્રમાણેનું બનવાનું હશે અને તે બન્યું છે; માટે તમારે કોઈએ ક્રોધ ન કરવો જોઈએ. ક્રોધ મનુષ્યોને અતિશય દુઃખ આપનારો છે.[૫૮] વીરપુરુષે પોતાના શત્રુને હણી જ નાખવો જોઈએ; એમાં વિચાર કરવાની જરૂર જ નથી. વળી વિધાતાએ આ ભૂરિશ્રવાના મૃત્યુ તરીકે એ સાત્યકિને જ ઉત્પન્ન કર્યો હશે.[૫૯]

સાત્યકિ બોલ્યો: ધર્મની કાંચળી ધારણ કરનારા હે અધર્મિષ્ઠ કૌરવો! ધર્મના વાદવિવાદો ચલાવી ચલાવીને તમે મને આ સમયે કહી રહ્યા છો કે, 'ભૂરિશ્રવાનો વધ નહિ કરવો જોઈએ, નહિ કરવો જોઈએ.'[૬૦] પણ જે સમયે શસ્ત્રહીન કરેલા સુભદ્રાના બાળકપુત્ર અભિમન્યુને તમે બધાએ એકઠા મળીને મારી નાખ્યો હતો, તે સમયે તમારો ધર્મ ક્યાં ગયો હતો?[૬૧] બાકી મારી તો એ પ્રતિજ્ઞા છે કે, જે કોઈ મારો તિરસ્કાર કરીને મને રણમાં જીવતો દબાવી દે અને ક્રોધપૂર્વક મને પગની લાત મારે, તે મારા શત્રુને મારે મારવો જ. પછી ભલે તે મુનિવ્રતને સ્વીકારી બેઠો હોય! વળી બીજું હું ભૂરિશ્રવાને પ્રહાર કરવા માટે હાથ હલાવી હલાવીને પ્રયત્ન કરી રહ્યો હતો, ત્યારે તમે મને છતી આંખે મરણ પામેલો માની બેઠા હતા, તે એક તમારી બુદ્ધિની લઘુતા જ છે. માટે હે કુરુશ્રેષ્ઠો! મેં આને જે સામો પ્રહાર કરી મારી નાખ્યો છે, તે યોગ્ય જ છે.[૬૨-૬૪] મને સંકટમાં આવી પડેલો જોઈને પોતાની પ્રતિજ્ઞાનું રક્ષણ કરતા અર્જુને આ ભૂરિશ્રવાના તલવાર સાથેના બાહુને જે કાપી નાખ્યો છે, એથી ખરું જોતાં એણે મને ઠગ્યો જ છે.[૬૫] હશે! જે ભાવિ બનાવ બનવાનો હોય છે, તે બને જ છે. અરે! દૈવ જ તે કૃત્યમાં પ્રેરણા કરે છે. એ જ કારણથી આ લડાઈમાં ભૂરિશ્રવા માર્યો ગયો છે, તો એમાં અધર્મકૃત્ય શું છે?[૬૬] આ સંબંધમાં ઋષિ વાલ્મીકિએ પણ પૃથ્વી પર પૂર્વે આ શ્લોકનું ગાન કર્યું છે:

न हन्तव्याः स्त्रिय इति यद्ब्रवीषि प्लवंगम ।
सर्वकालं मनुष्येण व्यवसायवता सदा
पीडाकरममित्राणां यत्स्यात्कर्तव्यमेव तत् ॥

હે વાનર! તું કહે છે કે, સ્ત્રીઓ અવધ્ય છે, પરંતુ ઉદ્યોગી મનુષ્યોએ જે કાર્યથી પોતાના શત્રુને સર્વકાળ પીડા થયા કરે, તે કાર્ય અવશ્ય

કરવું જ જોઈએ.[૧૭,૧૮]

સંજય બોલ્યો : હે મહારાજ! સાત્યકિના એ કથન પર સારાયે કૌરવો કંઈ પણ બોલ્યા નહિ, પણ મનમાં તેની પ્રશંસા કરવા લાગ્યા.[૧૯] છતાં વૈદિક મંત્રોથી પવિત્ર થયેલા તથા મહાયજ્ઞોમાં પુષ્કળ દક્ષિણાઓ દેનારા તે યશસ્વી ભૂરિશ્રવાના વધને અરણ્યમાં રહેલા મુનિના વધની પેઠે કોઈ પણ અભિનંદન આપતો ન હતો.[૨૦] ત્યાં યાચકોના ઇચ્છિત વરોને આપનારા તે શૂરા ભૂરિશ્રવાનું સુંદર કાળા કેશવાળું તથા પારેવા સમાન લાલ નેત્રોવાળું મસ્તક યજ્ઞશાળાની વેદિકા પર સ્થાપેલા યજ્ઞીય અશ્વના મસ્તકની જેમ રણમાં શોભતું હતું.[૨૧] શસ્ત્રકૃત તેજથી પવિત્ર થયેલો, યાચકોના પ્રાર્થિત વરને આપનારો અને તેથી જ પોતે વર મેળવવાને યોગ્ય એવો તે ભૂરિશ્રવા ઉત્કૃષ્ટ ધર્મથી સ્વર્ગ તથા પૃથ્વીને વ્યાપ્ત કર્યા પછી જ એ મહારણમાં દેહત્યાગ કરી ઊર્ધ્વલોકમાં પ્રયાણ કરી ગયો હતો.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'ભૂરિશ્રવાનો વધ' નામનો અધ્યાય ૧૪૩મો સમાપ્ત

## अध्याय १४४मो

### ભૂરિશ્રવાની ઉત્પત્તિ અને સાત્યકિની પ્રશંસા

॥ धृतराष्ट्र उवाच ॥

अजितो द्रोणराधेयविकर्णकृतवर्मभिः ।
*तीर्णः सैन्यार्णवं वीरः प्रतिश्रुत्य युधिष्ठिरे ॥ १ ॥*

ધૃતરાષ્ટ્ર બોલ્યો : એ વીર સાત્યકિને દ્રોણ, કર્ણ, વિકર્ણ અને કૃતવર્મા સુદ્ધાં કોઈ જીતી શક્યા ન હતા અને યુધિષ્ઠિર આગળ પ્રતિજ્ઞા કરીને એ સૈન્યરૂપ મહાસાગરને તરી ગયો હતો. તો યુદ્ધમાં પાછી પાની નહિ કરનાર તે સાત્યકિને કુરુવંશી ભૂરિશ્રવાએ પોતાને તાબે કરીને કેમ બળાત્કારે પૃથ્વી પર પાડી દીધો હતો?[૧,૨]

સંજય બોલ્યો : હે રાજા! શિનિકુમાર સાત્યકિની તથા ભૂરિશ્રવાની ઉત્પત્તિ તમે પ્રથમ સાંભળો; એટલે હે રાજન્! તમારો સંશય દૂર થશે.[૩] પૂર્વે સોમ નામનો અત્રિનો પુત્ર હતો. તે સોમને બુધ નામનો પુત્ર થયો અને તે બુધને સાક્ષાત્ મહેંદ્ર સરખો પુરુરવા નામનો એક પુત્ર થયો હતો.[૪] પુરુરવાને આયુ, આયુને નહુષ અને નહુષને દેવર્ષિઓને પણ માન્ય એવો યયાતિરાજ નામનો પુત્ર થયો હતો. એ યયાતિને દેવયાની નામની પત્નીમાં યદુ નામનો પાટવી પુત્ર થયો. એ યદુના વંશમાં દેવમીઢ નામનો એક રાજા થઈ ગયો છે. તેનો યાદવવંશી શૂર નામનો પુત્ર ત્રણેય લોકમાં માનીતો ગણાતો હતો અને તે શૂરને ત્યાં મહાયશસ્વી પુરુષશ્રેષ્ઠ વસુદેવ નામનો પુત્ર જન્મ્યો.[૫-૭] વસુદેવ ધનુર્વિદ્યામાં એક્કો છે અને યુદ્ધમાં કાર્તવીર્ય સરખો શૂરવીર છે. હે રાજન્! તે જ યાદવવંશમાં એ વસુદેવ સમાન વીર્યવાળો શિનિ નામનો યાદવવીર જન્મ્યો.[૮] હે રાજન્! એક સમયે મહાત્મા દેવકરાજાની પુત્રીના સ્વયંવરમાં સર્વ ક્ષત્રિયોનું સંમેલન થયું હતું.[૯] તે મેળાવડામાં વસુદેવ અને શિનિ પણ ગયા હતા. ત્યાં શિનિએ સર્વ રાજાઓનો પરાજય કરીને વસુદેવને માટે રાજકન્યા દેવકીનું હરણ કરીને તેને પોતાના રથમાં બેસાડી દીધી.[૧૦] આમ હે પુરુષશ્રેષ્ઠ મહારાજા! દેવકીને શિનિના રથમાં બેઠેલી જોઈને મહાતેજસ્વી શૂરવીર સોમદત્ત તે સાંખી શક્યો નહિ.[૧૧] પછી હે રાજા! તે બન્ને વચ્ચે અર્ધો દિવસ સુધી આશ્ચર્યકારક યુદ્ધ ચાલ્યું. તે બન્ને અતિબળવાન હતા અને તે બન્ને વચ્ચે તે વેળા બાહુયુદ્ધ થઈ રહ્યું હતું. તેમાં શિનિએ પુરુષશ્રેષ્ઠ સોમદત્તને બળાત્કારે પૃથ્વી પર પટકી પાડ્યો. પ્રેક્ષક તરીકે જોઈ રહેલા હજારો રાજાઓની મધ્યમાં ચોટલી પકડીને, પગની લાત મારીને તથા મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢીને શિનિએ તેનો શિરચ્છેદ કરવાનો

વિચાર કર્યો. પરંતુ દયાને લીધે 'જા હું તને જીવતો છોડું છું' એમ કહીને તેણે સોમદત્તને છોડી મૂક્યો.[૧૨-૧૪] હે રાજા! રાજાઓના ભરમેળાવડામાં પોતાની આવી અવસ્થા થઈ, તેથી ક્રોધાધીન થયેલા સોમદત્તે તપ કરીને મહાદેવને પ્રસન્ન કર્યા.[૧૫] વરદાયી પ્રભુ મહાદેવ તેના પર પ્રસન્ન થયા અને તેને વર માગવા માટે કહેવા લાગ્યા. એટલે રાજા સોમદત્તે આ પ્રમાણે વર માગ્યો:[૧૬] 'હે ભગવન્! હું એક એવા પુત્રને ઇચ્છું છું કે, તે શિનિના પુત્રને હજારો રાજાના મધ્યમાં પૃથ્વી પર પાડી નાખે અને તેને પગની લાત મારે.'[૧૭] હે રાજા! સોમદત્તનું એ પ્રાર્થનાવચન સાંભળીને મહાદેવ 'તથાસ્તુ' એમ કહીને પછી અંતર્ધાન થઈ ગયા.[૧૮] મહાદેવના વરદાનથી પુષ્કળ દક્ષિણા દેનારો ભૂરિશ્રવા નામનો પુત્ર સોમદત્તને મળ્યો અને તેણે આ રણમાં શિનિપુત્ર સાત્યકિને સર્વ સૈન્યોની સમક્ષ પૃથ્વી પર પાડ્યો હતો અને પગની લાત મારી હતી. હે રાજા! જેના સંબંધમાં તમે મને પ્રશ્ન કર્યો હતો, તે મેં તમને કહ્યું.[૧૯,૨૦] એ જ કારણથી સાત્યકિને રણમાં ભૂરિશ્રવા જીતી ગયો હતો. બાકી જગતના ઉત્તમ નરવીરો પણ સાત્યકિને રણમાં જીતી શકે તેમ નથી; કારણ કે યાદવો નિશાન પાડવામાં એક્કા હોય છે, સંગ્રામમાં અનેક પ્રકારનાં ચિત્રવિચિત્ર યુદ્ધ કરનારા હોય છે, જરા પણ વિસ્મય પામ્યા વિના દેવો, દાનવો કે ગંધર્વોને પણ યુદ્ધમાં જીતનારા હોય છે અને પોતાના વીર્યથી જ વિજયથી યુક્ત થનારા હોય છે. આવા તે યાદવો કદી પણ શત્રુને અધીન થતા નથી.[૨૧,૨૨] હે ભરતશ્રેષ્ઠ રાજા! આ જગતમાં ભૂત, ભવિષ્ય કે વર્તમાન કોઈ પણ પ્રાણી બળમાં યાદવોની તુલના કરી શકે તેવું જોવામાં આવતું નથી.[૨૩] તેઓ જ્ઞાતિનું કદી અપમાન કરતા નથી અને વૃદ્ધોની આજ્ઞામાં આસક્ત રહે છે. દેવો, અસુરો, ગંધર્વો, યક્ષો, સર્પો કે રાક્ષસો પણ એ યાદવવીરોને જીતી શકે તેમ નથી; તો મનુષ્યો તે કોણ માત્ર? તેઓ કદી બ્રહ્મદ્રવ્ય, ગુરુદ્રવ્ય અને જ્ઞાતિદ્રવ્યનું ભક્ષણ કરતા નથી. વળી કોઈ પણ આપત્તિના પ્રસંગમાં જેઓ પોતાનું રક્ષણ કરનારા છે, તેમની તેઓ કદી પણ હિંસા કરતા નથી. તેઓ ધનવાન છે, છતાં ગર્વિષ્ઠ નથી. તેઓ બ્રાહ્મણોના ભક્ત છે અને સત્ય બોલનારા છે.[૨૪-૨૬] વળી તેઓ સમર્થ પુરુષોનું માન જાળવનાર છે, દીનોનો ઉદ્ધાર કરનારાં છે, નિત્ય દેવકાર્યોમાં તત્પર રહેનારા છે, ઇંદ્રિયોને જીતનારા છે, સર્વનું રક્ષણ કરનારા છે અને તેઓ આપવડાઈ કરતા નથી.[૨૭] આવાં કારણોથી યાદવવીરોનો પ્રતાપ કદી નષ્ટ થતો નથી. હે રાજા! કદાચ કોઈ સમર્થ વીર મેરુપર્વતને ઊંચકી જાય અથવા સમુદ્રને પણ તરી જાય, તથાપિ યાદવવીરોની સામે જઈને તેમના અંતને પામી શકે નહિ. હે પુરુષશ્રેષ્ઠ કુરુરાજ! તમને જે બાબતમાં સંશય હતો, તે બધું મેં તમને કહ્યું. બાકી ખરું જોતાં તમારો જ મહાન અન્યાય છે.[૨૮,૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'સાત્યકિની પ્રશંસા' નામનો અધ્યાય ૧૪૪મો સમાપ્ત

## अध्याय १४५मो

### સંકુલ યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

तदवस्थे हते तस्मिन् भूरिश्रवसि कौरवे ।
यथा भूयोऽभवद्युद्धं तन्ममाचक्ष्व संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યા : હે સંજય! જ્યારે તે કુરુવંશી ભૂરિશ્રવા એ અવસ્થામાં મરણ પામ્યો, ત્યારે પુનઃ જે પ્રમાણે ત્યાં યુદ્ધ થયું હોય, તે તું મને કહે.[૧]

સંજય બોલ્યો : હે ભારત! એ રીતે જ્યારે ભૂરિશ્રવા પરલોક પ્રયાણ કરી ગયો, ત્યારે મહા-

બાહુ અર્જુને વાસુદેવને કહ્યું :[૨] 'હે કૃષ્ણ! જે તરફ રાજા જયદ્રથ છે, તે તરફ આપણા ઘોડાઓને એકદમ હંકારો. હે પુંડરીકાક્ષ! જયદ્રથરાજા આ સમયે ત્રણ ધર્મોમાં આવી પડેલો સંભળાય છે. (તેમાં જો મારી સામે યુદ્ધ કરતાં કરતાં તે મરણ પામશે, તો સત્વર તેને સ્વર્ગપ્રાપ્તિ થશે. યુદ્ધમાંથી પલાયન કરતાં જો માર્યો જશે, તો તેને નરકની પ્રાપ્તિ થશે. મારા ભયથી તે પોતાના દેશ પ્રત્યે ચાલ્યો જશે, તો તેના યશરૂપી શરીરનો નાશ થતાં વાસ્તવિક નાશ થશે. આ રીતે તે ત્રણ ધર્મોમાં રહેલો છે.)[૩] હે નિર્દોષ કૃષ્ણ! જેમ બને તેમ મારી પ્રતિજ્ઞા સફળ કરવાને તમે યોગ્ય છો; કારણ કે હે મહાબાહુ! સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં છે.[૪] હે પુરુષવ્યાઘ્ર! આજે જયદ્રથનો વધ કરવારૂપ મહાન કાર્ય મેં ઉઠાવ્યું છે અને કુરુરાજાના મહારથીઓ એ જયદ્રથરાજાનું બરાબર રક્ષણ કરી રહ્યા છે. માટે હે કૃષ્ણ! સૂર્યનો અસ્ત થયા પહેલાં જે રીતે હું મારું વચન સત્ય કરું અને જયદ્રથનો જે રીતે વધ કરું, તે રીતે તમે એકદમ ઘોડાઓને આગળ ચલાવો.[૫,૬] તે સાંભળી અશ્વોના હૃદયને જાણનારા મહાબાહુ શ્રીકૃષ્ણે જયદ્રથવધને લક્ષ્યમાં રાખીને શ્વેત વર્ણના અર્જુનના અશ્વોને આગળ હાંક્યા.[૭] આમ હે મહારાજ! અર્જુનને વાયુવેગી ઘોડા વડે પ્રયાણ કરતો જોઈને તમારી સેનાના મુખ્ય મુખ્ય યોદ્ધાઓ ઉતાવળા ઉતાવળા અર્જુન તરફ ધસી ગયા.[૮] દુર્યોધન, કર્ણ, વૃષસેન, મદ્રરાજ, અશ્વત્થામા, કૃપાચાર્ય અને સિંધુરાજ પોતે અર્જુનની સામા થયા હતા.[૯] એ વેળા પાસે ઉપસ્થિત થયેલા સિંધુરાજને જોઈને અર્જુન ક્રોધપૂર્ણ નેત્રોથી જાણે બાળી નાખતો હોય તેમ તેને જોવા લાગ્યો.[૧૦] ત્યાં અર્જુનને જયદ્રથનો વધ કરવા માટે પ્રયાણ કરતો જોઈને દુર્યોધનરાજ કર્ણ પ્રત્યે એકદમ કહેવા લાગ્યો :[૧૧] 'હે સૂર્યપુત્ર! તારે માટે આ ખરેખર યુદ્ધકાળ આવ્યો છે. માટે હે મહાત્મન્! તું તારા બળને દર્શાવ. હે કર્ણ! અર્જુન જયદ્રથનો વધ ન કરી શકે તેવું તું કર.[૧૨] હે પુરુષવીર! દિવસ થોડો જ બાકી રહ્યો છે. માટે હે કર્ણ! તું બાણોના ઢગ છોડીને શત્રુને આજે મારી નાખ. હે નરવીર! આમ કરતાં કરતાં જો સૂર્યાસ્ત થઈ જશે, તો અવશ્ય આપણો વિજય જ થશે.[૧૩] સૂર્યાસ્ત થઈ જાય ત્યાં સુધી જો જયદ્રથનું રક્ષણ કરવામાં આવશે, તો અર્જુન પોતાની પ્રતિજ્ઞા મિથ્યા થતાં જરૂર અગ્નિમાં પ્રવેશ કરશે.[૧૪] પછી હે માનદાતા! પૃથ્વી અર્જુન વિનાની થશે એટલે તુરત જ એના સર્વ ભાઈઓ પોતાના અનુયાયીઓ સહિત એક મુહૂર્તકાળ પણ જીવવાનો ઉત્સાહ ધરાવશે નહિ.[૧૫] એ રીતે હે કર્ણ! પાંડવોનો વિનાશ થશે, એટલે આપણે પર્વતો, વનો અને અરણ્યો સાથેની આ સમગ્ર નિષ્કંટક પૃથ્વીને ભોગવીશું.[૧૬] હે માનદ! દૈવે અર્જુનને મોહિત કર્યો છે, એટલે તેની પ્રકૃતિમાં વિપરીત ભાવ દાખલ થયો છે, એમ મને લાગે છે; કારણ તે કાર્યાકાર્યનો વિચાર કર્યા વિના જ આજના રણમાં આવી ઘોર પ્રતિજ્ઞા લઈ બેઠો છે.[૧૭] હે કર્ણ! ખરેખર, પાંડવ અર્જુને પોતાનો વિનાશ કરવા માટે જ જયદ્રથનો વધ કરવાની આ દુસ્તર પ્રતિજ્ઞા કરી છે.[૧૮] કારણ કે હે રાધાપુત્ર! તું દુરાધર્ષ જ્યાં સુધી જીવતો છે, ત્યાં સુધી અર્જુન સૂર્યાસ્ત પહેલાં જયદ્રથરાજાનો વધ કેવી રીતે કરી શકશે?[૧૯] વળી મદ્રરાજ શલ્ય અને મહાત્મા કૃપાચાર્યના રક્ષણ તળે રહેલા જયદ્રથને અર્જુન રણમાં કેવી રીતે મારી શકશે?[૨૦] તેમ જ અશ્વત્થામા, હું અને દુઃશાસન જયદ્રથનું બરાબર રક્ષણ કરીશું; તેથી કાળની પ્રેરણાને પામેલો અર્જુન તેને કઈ રીતે પહોંચી વળશે?'[૨૧]

હે માનદાતા! અનેક શૂરાઓ યુદ્ધ કરી રહ્યા છે અને સૂર્ય નમી ગયો છે; તેથી મને તો શંકા જ છે કે, અર્જુન જયદ્રથને પહોંચી વળશે નહિ જ. માટે હે કર્ણ! તું મારી, અશ્વત્થામાની, મદ્રરાજની, કૃપાચાર્યની તથા બીજા શૂરા મહારથીઓની જોડમાં રહીને પરમ યત્નપૂર્વક અર્જુન સામે યુદ્ધ કર.' હે રાજા! તમારા પુત્ર દુર્યોધને રાધાનંદનને એ પ્રમાણે કહ્યું, ત્યારે તેણે એ કુરુત્તમને આ વાક્ય કહ્યું: 'હે માન આપનારા દુર્યોધનરાજ! દૃઢ પ્રહાર કરનારા ધનુર્ધર વીર ભીમસેને આજે સંગ્રામમાં અનેક બાણજાળોથી મારા શરીરને અત્યંત ઘાયલ કર્યું છે. રણમાં મારા જેવાએ ખાસ કરીને ઊભા રહેવું જોઈએ, એમ સમજીને જ હાલમાં હું અહીં ઊભો છું.[૨૨-૨૬] મોટાં મોટાં બાણોના પ્રહારથી મારું અંગ એટલું બધું તપે છે કે તેથી તે જરાયે કાર્ય કરી શકતું નથી. છતાં મારું જીવિત કેવળ તમારે માટે જ છે અને હું યથાશક્તિ યુદ્ધ કરીશ.[૨૭] આજે યુદ્ધ કરતાં કરતાં હું એવાં તીક્ષ્ણ બાણો ફેંકીશ કે તેથી પાંડવશ્રેષ્ઠ અર્જુન સિંધુરાજનો વધ કરી શકશે નહિ.[૨૮] અરે! સવ્યસાચી વીર અર્જુન જયદ્રથરાજાને પહોંચી શકશે પણ નહિ. હે કુરુવંશી રાજા! ભક્તિમાન અને નિરંતર હિતેચ્છુ એવા મનુષ્યે જે કરી બતાવવું જોઈએ, તે હું આજે કરી દેખાડીશ; તોપણ વિજય તો દૈવાધીન છે. હે મહારાજ! તમારું પ્રિય કરવા માટે હું આજના રણમાં જયદ્રથના રક્ષણના સંબંધમાં ઘણો પ્રયત્ન કરીશ, તોપણ વિજય તો દૈવાધીન છે. હે પુરુષવ્યાઘ્ર! હું મારા પુરુષાર્થનો આશ્રય કરીને તમારે માટે અર્જુન સામે આજે યુદ્ધ કરીશ, તોપણ વિજય તો દૈવાધીન છે. હે કુરુશ્રેષ્ઠ! મારાં અને અર્જુનનાં રોમાંચ ખડાં થઈ જાય તેવા દારુણ યુદ્ધને આજે સર્વ સૈન્યો ભલે જોઈ રહે.' કર્ણ અને કુરુરાજ એ પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા, તે વેળા અર્જુન તીક્ષ્ણ બાણો વડે તમારી સેનાનો સંહાર વાળી રહ્યો હતો. તે મહાબાહુ અર્જુને યુદ્ધમાં પાછા નહિ હઠનારા અનેક શૂરાઓના પરિઘ સરખા બાહુઓને, હાથીની સૂંઢ સરખા ઊરુઓને અને મસ્તકોને તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને છેદી નાખ્યાં હતાં.[૨૯-૩૫] વળી હાથીની સૂંઢોને, ઘોડાઓની ડોકોને તથા લોહીથી ખરડાયેલા અને ભાલા તથા તોમરોને હાથમાં પકડી પકડી સામા દોડી આવેલા ઘોડેસવારોને પણ તેણે કાપવા માંડ્યા હતા.[૩૬] તે ક્ષુરજાતનાં બાણો મૂકીમૂકીને, તે પ્રત્યેકના બબ્બે અને ત્રણ ત્રણ ટુકડાઓ કરી નાખતો હતો. એ વેળા ચારેબાજુ મરણ પામેલા ઘોડાઓ, મોટા મોટા હાથીઓ, ધ્વજો, છત્રો, ધનુષ્યો, ચામરો અને મસ્તકો રણભૂમિ પર ટપોટપ પડવા લાગ્યાં. પ્રજ્વલિત થયેલો અગ્નિ જેમ ઘાસને બાળી નાખે, તેમ અર્જુન તમારી સેનાને બાળી રહ્યો હતો. જોતજોતામાં અર્જુને રણભૂમિને લોહીથી ભરી દીધી.[૩૭,૩૮] આમ સત્યપરાક્રમી અને બળવાન દુરાધર્ષ અર્જુને તમારા સૈન્યના યોદ્ધાઓનો લગભગ સંહાર કરી નાખ્યો અને તે ભીમસેન તથા સાત્યકિના રક્ષણ તળે રહીને સિંધુરાજ પાસે આવી પહોંચ્યો. હે ભરતશ્રેષ્ઠ! એ વેળા તે બળતા અગ્નિ સરખો પ્રકાશતો હતો. વીર્યસંપત્તિથી ઝળહળી રહેલા તે અર્જુનને ત્યાં આવી ઊભેલો જોઈને, તમારા પક્ષના મહાધનુર્ધર પુરુષશ્રેષ્ઠો તેને સહન કરી શક્યાં નહિ. પછી દુર્યોધન, કર્ણ, વૃષસેન, મદ્રરાજ, અશ્વત્થામા, કૃપાચાર્ય અને સિંધુરાજા પોતે બરાબર સજ્જ થઈ ગયા અને સિંધુરાજને અર્થે તેઓ અર્જુનને ઘેરી વળ્યા.[૩૯-૪૩] ત્યાં યુદ્ધનિપુણ અર્જુન ધનુષ્ય તથા પણછનો ટંકાર કરીને રથના માર્ગોમાં જાણે નૃત્ય કરી

રહ્યો હતો અને તે સર્વ યુદ્ધકુશળ યોદ્ધાઓ વકાસેલા મોંવાળા કાળની જેમ તેને નિર્ભયતાથી વીંટાઈ વળ્યા હતા. એ વેળા સૂર્ય રક્તવર્ણો થતો હતો, એટલે તેઓ બધા સૂર્યાસ્ત થવાની ઉત્કંઠા રાખીને શ્રીકૃષ્ણને તથા અર્જુનને મારી નાખવા ઇચ્છતા હતા. સર્પના શરીર સમી પુષ્ટ ભુજાઓવાળા તે વીરોએ પોતાનાં ધનુષ્યોને નમાવ્યાં અને અર્જુન ઉપર સૂર્યનાં કિરણો સમાન ચળકતાં સેંકડો બાણો છોડવા માંડ્યાં. ત્યાં યુદ્ધદુર્મદ અર્જુને પોતાની સામે ફેંકાતાં તે બાણોને પ્રત્યેકના બે, ત્રણ અને આઠ ટુકડાઓ કરી નાખીને વચમાંથી જ કાપી નાખ્યાં અને તે મહારથીઓને વીંધી પણ નાખ્યા. હે રાજન્! એ સમયે સિંહના પૂંછડાના ચિહ્નવાળી ધજાવાળા કૃપાચાર્યે પોતાનું પરાક્રમ દર્શાવવા માંડ્યું હતું. તેમણે અર્જુનને અટકાવ્યો હતો અને દશ બાણોથી અર્જુનને તથા સાત બાણોથી વાસુદેવને વીંધી નાખ્યા હતા. વળી સિંધુરાજનું રક્ષણ કરતાં કરતાં તે રથના માર્ગોમાં આવીને ઊભા રહ્યા હતા. એ જોઈ પોતાના ધનુષ્યનો ટંકાર કરતા તથા બાણોને ફેંકતા કૌરવપક્ષના સર્વશ્રેષ્ઠ મહારથીઓ મોટા રથસમુદાય સાથે રાખીને એ કૃપાચાર્યની આસપાસ વીંટળાઈ વળ્યા.[૪૪-૫૧] આમ તેઓ તમારા પુત્રની આજ્ઞા પ્રમાણે સિંધુરાજનું રક્ષણ કરવા લાગ્યા. તે સમયે શૂરા અર્જુનના બાહુઓનું બળ, બાણોનું અક્ષયપણું તથા ગાંડીવધનુષ્યનું સામર્થ્ય ખરેખરું દેખાયું હતું. અર્જુને અશ્વત્થામા તથા કૃપાચાર્યનાં અસ્ત્રોનું સામેથી અસ્ત્રો મૂકીને નિવારણ કર્યું અને તે પ્રત્યેકને દશ દશ બાણોનો પ્રહાર કર્યો. એટલે અશ્વત્થામાએ પચીસ બાણોથી, વૃષસેને સાત બાણોથી, દુર્યોધને વીસ બાણોથી, કર્ણે ત્રણ બાણોથી અને શલ્યે પણ ત્રણ બાણોથી તે અર્જુનને વીંધી નાખ્યો. એ રીતે તેને વારંવાર વીંધી નાખીને, તે કૌરવયોદ્ધાઓ ગર્જનાઓ કરતા હતા તથા ધનુષ્યોને ધુણાવતા હતા, તેમ જ ચારેબાજુથી અર્જુનને ઘેરી વળ્યા હતા. તેમણે રથમંડળને ચારેબાજુથી અર્જુનની આસપાસ એકઠું કરી દીધું. ત્યાં સૂર્યાસ્તની ઇચ્છા રાખતા એ મહારથીઓ ઉતાવળ કરી રહ્યા હતા. મેઘો જેમ પર્વત પર જળધારાની વૃષ્ટિ કરે, તેમ તેઓ ગર્જનાઓ કરી કરીને તથા ધનુષ્યોને ધુણાવી ધુણાવીને તીક્ષ્ણ બાણોથી અર્જુનને વીંધવા લાગ્યા. હે રાજન્! પરિઘ સમાન બાહુઓવાળા તે શૂરાઓ અર્જુનનાં ગાત્રો પર દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ પણ કરી દેખાડતા હતા. પછી હે રાજન્! બળવાન, દુરાધર્ષ અને સત્યપરાક્રમી અર્જુન જ્યારે સૈન્યોના યોદ્ધાઓનો લગભગ સંહાર કરીને જયદ્રથ પર ચઢી આવ્યો, ત્યારે ભીમસેન અને સાત્યકિના દેખતાં કર્ણે બાણો મૂકીને એ અર્જુનને આગળ વધતો અટકાવ્યો. એટલે હે ભારત! મહાબાહુ અર્જુને સર્વ સૈન્યોનાં દેખતાં દશ બાણો વડે કર્ણને વીંધી નાખ્યો. ત્યારે હે રાજન્! સાત્યકિએ ત્રણ બાણોથી કર્ણને વીંધી નાખ્યો તથા ભીમસેને પણ ત્રણ બાણો વતી કર્ણને માર માર્યો. વળી અર્જુને પુનઃ સાત બાણોનો કર્ણને પ્રહાર કર્યો. પણ મહારથી કર્ણે તે બધાને સાઠ સાઠ બાણોથી સામા વીંધી નાખ્યા.[૫૨-૬૩] આમ હે રાજન્! ત્યાં કર્ણનું એકલાનું ઘણા જોડે તે યુદ્ધ થઈ રહ્યું હતું. પણ તે સમયનું સૂતપુત્રનું પરાક્રમ અમને અદ્ભુત દેખાયું; કારણ કે તેણે એકલાએ ક્રોધાયમાન થઈને ત્રણ મહારથીઓને રણમાં વધતા અટકાવ્યા હતા. પછી મહાબાહુ ફાલ્ગુને સૂર્યપુત્ર કર્ણને એ રણમાં સો બાણોથી સર્વ મર્મસ્થાનોમાં પ્રહાર કર્યો; એટલે સર્વાંગે રુધિર-

થી ખરડાયેલા તે પ્રતાપી વીર સૂતપુત્રે પચાસ-બાણો મૂકીને અર્જુનને સામો વીંધી નાખ્યો, પણ રણમાં કર્ણની એ રીતની તે ચતુરાઈ-ને અર્જુન સહન કરી શક્યો નહિ.[૬૪-૬૭] તેથી એકદમ નવ બાણો મૂકીને વીર અર્જુને તેના ધનુષ્યને કાપી નાખ્યું. અને વધારામાં એને છાતીમાં પણ વીંધી નાખ્યો.[૬૮] ત્યારે પ્રતાપી સૂતપુત્રે એક બીજું ધનુષ્ય લઈને આઠ હજાર બાણો મૂક્યાં અને પાંડુપુત્ર અર્જુનને રણમાં છાઈ દીધો.[૬૯] વાયુ જેમ વૃક્ષોની શાખાઓનો નાશ કરે, તેમ અર્જુને કર્ણના ધનુષ્યમાંથી નીકળેલી તે અતુલ બાણવૃષ્ટિનો કેટલાંએક બાણો વડે નાશ કરી નાખ્યો, તેમ જ સર્વ યોદ્ધાઓની સમક્ષ પોતાનું હસ્તકૌશલ્ય દર્શાવીને તેણે સંખ્યાબંધ બાણો છોડ્યાં અને કર્ણને રણમાં દાટી જ દીધો.[૭૦,૭૧] વળી એ શીઘ્રતાના સમયે તેણે યુદ્ધમાં એકદમ ઝડપથી એ કર્ણનો વધ કરવા માટે સૂર્ય સમાન પ્રભાવાળું એક બાણ ફેંક્યું.[૭૨] દ્રોણપુત્ર અશ્વત્થામાએ સડસડાટ આવતા તે બાણને તીક્ષ્ણ અર્ધચંદ્રાકાર બાણ વડે વચમાં થી જ કાપી નાખ્યું, એટલે તે છિન્નભિન્ન થઈને પૃથ્વી પર પડ્યું.[૭૩] તે પછી શત્રુઓને હણ-નારા કર્ણે પણ તેનો બદલો વાળવાની ઇચ્છાથી અનેક હજારો બાણો મૂકીને ફાલ્ગુનને તદ્દન છાઈ દીધો.[૭૪] પછી પુરુષોમાં સિંહ સરખા તે બન્ને મહારથીઓ મોટા બે આખલાઓની પેઠે ગાજવા લાગ્યા અને સરળગામી સંખ્યાબંધ બાણો છોડીને આકાશને ઢાંકી દેવા લાગ્યા.[૭૫] બાણોના ઢગોથી અદશ્ય થયેલા તથા અન્યોન્યને પ્રહાર કરતા તે બન્ને જણા એકબીજાને કહી રહ્યા હતા કે, 'હે કર્ણ ! ઊભો રહે, આ હું અર્જુન છું' અને 'હે અર્જુન ! ઊભો રહે, આ હું કર્ણ છું.'[૭૬] આમ તર્જના કરતા અને વાગ્બાણોથી અન્યોન્ય-ને વ્યથા પમાડતા એ બન્ને વીરો ત્યાં તરેહ-તરેહનું, સુંદર અને શીઘ્રતા ભરેલું યુદ્ધ કરી રહ્યા હતા.[૭૭] સર્વ યોદ્ધાઓના સમાગમ વખતે તે બન્ને વાસ્તવિક જોવા યોગ્ય થઈ પડ્યા હતા. સિદ્ધો, ચારણો અને પન્નગો પણ યુદ્ધમાં તેમની પ્રશંસા કરી રહ્યા હતા.[૭૮] હે મહારાજ ! એ રીતે પરસ્પરનો વધ કરવાની ઇચ્છાથી તે બન્ને જ્યારે યુદ્ધ કરી રહ્યા હતા, ત્યારે દુર્યોધને તમારા પક્ષના સર્વ યોદ્ધાઓને કહ્યુ :[૭૯] 'હે યોદ્ધાઓ ! તમે રાધાપુત્ર કર્ણનું યત્નપૂર્વક રક્ષણ કરજો. આજના રણમાં અર્જુનને માર્યા વિના રાધાપુત્ર પાછો ફરશે નહિ.' એમ હે મહાન પુરુષે મને કહ્યુ છે.[૮૦] દુર્યોધન એ પ્રમાણે કહી રહ્યો હતો, તેવામાં કર્ણના પરાક્રમને જોઈને શ્વેતવાહન અર્જુને બાણો મૂકી મૂકીને તેના ઘોડાઓને પ્રેત-લોકમાં મોકલી દીધા.[૮૧] વળી સારથિને પણ એક ભલ્લબાણ વડે રથના માળામાંથી નીચે ઢાળી પાડ્યો.[૮૨] વળી તેણે તે કર્ણને પણ તમારા પુત્રના દેખતાં બાણોથી છાઈ દીધો. આમ માર્યા ગયેલા ઘોડા અને સારથિવાળા કર્ણને અર્જુને રણમાં એવો દાટી દીધો અને બાણજાળથી એવો તો ગભરાવી દીધો કે હવે શું કરવું ? તેની તેને ગમ જ પડી નહિ. તે સમયે કર્ણને રથરહિત થયેલો જોઈને અશ્વત્થામાએ તેને રથમાં બેસાડી દીધો અને તેને ફરી પણ અર્જુન સામે યુદ્ધ કરવા સજ્જ કર્યો. પછી મદ્રરાજાએ કુંતાપુત્ર અર્જુનને ત્રીસ બાણોથી વીંધી નાખ્યો.[૮૩-૮૫] કૃપાચાર્યે ત્યાં વીસ બાણોથી વાસુદેવને પ્રહાર કર્યો તથા બાર બાણોથી અર્જુનને પ્રહાર કર્યો. વળી સિંધુરાજાએ ચાર બાણોથી તથા વૃષસેને સાત બાણોથી અર્જુનને વીંધી નાખ્યો. આમ હે મહારાજા ! તેઓ બધા પૃથક્ પૃથક્ અર્જુનને તથા શ્રીકૃષ્ણને વીંધવા લાગ્યા.[૮૬,૮૭] ત્યારે કુંતા-

પુત્ર અર્જુને પણ તે જ પ્રમાણે તે બધાને સામા વીંધી નાખ્યા હતા. તેણે દ્રોણપુત્રને ચોસઠ બાણોથી, મદ્રરાજને સો બાણોથી, સિંધુરાજને દશ બાણોથી, વૃષસેનને ત્રણ બાણોથી અને કૃપાચાર્યને વીસ બાણોથી વીંધી નાખીને ગર્જના કરી મૂકી.[૮૮,૮૯] તમારા પક્ષના યોદ્ધાઓ અર્જુનની પ્રતિજ્ઞાને હણવા જ ઇચ્છતા હતા; તેથી તેઓ બધા એકત્ર થઈને અર્જુન પર સત્વર તૂટી જ પડ્યા.[૯૦] હવે અર્જુને કૌરવોને ત્રાસ પમાડવા માટે સર્વ તરફ વારુણાસ્ત્ર પ્રકટ કર્યું; પણ કુરુપક્ષના યોદ્ધાઓ મહામૂલ્યવાન રથોમાં બેસી બેસીને અર્જુન સામા ધસી આવતા હતા અને બાણોના વરસાદો વરસાવતા હતા.[૯૧] હે ભારત ! આ તુમુલ અને અતિદારુણ પ્રકટેલો સંગ્રામ સર્વને મોહ ઉપજાવે તેવો જ હતો; છતાં તેમાં આવીને રાજપુત્ર અર્જુન મોહ પામ્યો ન હતો. તે તો બાણોના સમૂહોને છોડી જ રહ્યો હતો.[૯૨] વળી રાજ્ય મેળવવાની મનમાં ઇચ્છા રાખી તથા કૌરવોના સંબંધથી બાર વર્ષ સુધી થયેલા ક્લેશોનું સ્મરણ કરી, તે અપ્રમેય મહાત્મા અર્જુન ગાંડીવમાંથી છૂટેલાં બાણો વડે સર્વ દિશાઓને ઢાંકી દેવા લાગ્યો.[૯૩] તે સમયે આકાશ સગળતાં ઊંબાડિયાંવાળું થઈ ગયું હતું, રણમાં નિર્જીવ થઈને પડેલાં કલેવરો પર માંસાહારી પક્ષીઓ ઝડપ મારી પડતાં હતાં અને કોપેલો અર્જુન પિંગળી પણછવાળા ગાંડીવ ધનુષ્ય વડે સંહાર કરી રહ્યો હતો.[૯૪] ત્યાં મહાયશસ્વી અને શત્રુસેનાઓને જીતનારો કિરીટી અર્જુન પોતાના પ્રચંડ ધનુષ્ય વડે ચારેબાજુ બાણો ફેંકતો હતો અને મોટા મોટા ઘોડાઓ તથા ઉત્તમોત્તમ હાથીઓ પર આરૂઢ થયેલા કુરુવીરોને ટપોટપ રણમાં પાડતો હતો.[૯૫] એટલે ભયંકર દેખાવના કેટલાએક રાજાઓ મોટી ભારે ગદાઓ, નર્યાં લોખંડના પરિઘો, તલવારો, શક્તિઓ અને બીજાં મોટાં મોટાં શસ્ત્રોને હાથમાં લઈને એકાએક અર્જુન સામા ધસી આવ્યા.[૯૬] તે જોઈ અર્જુનને ઘણું જ હસવું આવ્યું. તમારા યોદ્ધાઓને રોકી રાખીને યમરાજના રાજ્યમાં વધારો કરનારો તે અર્જુન પ્રલયકાળના મેઘમંડળ સમાન શબ્દ કરતા મહેંદ્રના ધનુષ્ય સરખા પોતાના મહાન ગાંડીવ ધનુષ્યને તેણે બે હાથે ખેંચ્યું અને તેમની સામે આગળ વધવા લાગ્યો.[૯૭] એતજોતામાં તો મહાધનુર્ધર વીર અર્જુને રથ અને હાથીઓ પર બેસીને આવેલા તે ઉદ્ધત રાજાઓને તથા સંખ્યાબંધ પગપાળા યોદ્ધાઓને રણમાં સર્વ આયુધો વિનાના તથા જીવતર વિનાના કરી નાખ્યા અને તેમને યમરાજના રાજ્યમાં વધારો કરનારા કરી મૂક્યા.[૯૮]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૪૫મો સમાપ્ત

## अध्याय १४६ मो

### જયદ્રથનો વધ

॥ सजय उवाच ॥

श्रुत्वा निनादं धनुषश्च तस्य । विस्पष्टमुत्क्रुष्टमिवान्तकस्य । शक्राशनिस्फोटसमं सुघोरं विकृष्यमाणस्य धनंजयेन ॥ १ ॥

સંજય બોલ્યો : અર્જુને જ્યારે પોતાના ધનુષ્યને ખેંચ્યું હતું, ત્યારે તેનો ટંકારવ કાળની સ્પષ્ટ ગર્જના સરખો તથા ઇંદ્રના વજ્રના સ્ફોટ સરખો અતિઘોર સંભળાયો હતો.[૧] ત્યારે હે રાજા ! તમારું સૈન્ય ત્રાસથી ઉદ્વિગ્ન તથા ઉદ્ભ્રાંત થઈ ગયું હતું. પ્રલયકાળે વાયુથી ખળભળી ઊઠેલા, ઊછળતાં મોજાંઓથી તરંગિત થયેલા અને અંદર લીન થયેલાં માછલાં તથા મગરમચ્છવાળા સમુદ્રના સરખો તે સૈન્યનો દેખાવ જણાતો હતો. એ સમયે અર્જુન સર્વ દિશાઓમાં એકીસાથે સર્વ અસ્ત્રોનો પ્રયોગ કરી દેખાડતો હતો.

અને આસપાસ નિહાળતો નિહાળતો રણમાં ઘૂમતો હતો. હે મહારાજ! અર્જુન ચપળતાપૂર્વક બાણોને લઈને સાંધે છે ક્યારે, ખેંચે છે ક્યારે અને છોડે છે ક્યારે, તે અમારા જોવામાં આવતું ન હતું. પછી મહાબાહુ અર્જુન એકદમ ક્રોધે ભરાયો અને તેણે સર્વ ભારત યોદ્ધાઓને ત્રાસ પમાડવા માટે દુરાસદ ઐંદ્રાસ્ત્ર પ્રકટ કર્યું. એટલે ત્યાં તુરત જ દિવ્ય અસ્ત્રોથી મંત્રેલાં સેંકડો અને હજારો પ્રદીપ્ત બાણો પ્રકટ થવા લાગ્યાં.[૨-૬] અર્જુને ધનુષ્યને કાન સુધી ખેંચીને અગ્નિ તથા સૂર્યનાં કિરણો સરખાં સેંકડો ને હજારો બાણો છોડ્યાં, એટલે આકાશ જાણે ચોતરફ ઊંબાડિયાંથી ઢંકાઈ ગયું હોય તેમ દુષ્પ્રેક્ષ્ય થઈ પડ્યું. સામેથી કૌરવોએ પણ શસ્ત્રો મૂઠી મૂઠીને અંધકાર પ્રકટ કર્યો હતો.[૭,૮] તે અંધકાર બીજાઓને મનથી પણ સહન કરવો અશક્ય હતો, પણ ત્યાં ઘૂમી રહેલા અર્જુને દિવ્ય અસ્ત્રોથી મંત્રેલાં બાણો વડે પરાક્રમ કરીને તે અંધકારનો નાશ કરી નાખ્યો હતો.[૯] વળી જેમ સૂર્ય પ્રાતઃકાળમાં રાત્રિ સંબંધી અંધકારનો કિરણો દ્વારા નાશ કરીને પ્રકાશે છે, તેમ સત્વર અર્જુન પ્રકાશતો દેખાવા લાગ્યો. ત્યારે ગ્રીષ્મઋતુના સૂર્યભગવાન જેમ ખાબોચિયાના જળ પર પોતાનાં કિરણો ફેંકે, તેમ અર્જુન તમારા સૈન્ય પર પોતાનાં બાણોરૂપ પ્રદીપ્ત કિરણોને ફેંકી રહ્યો હતો. તે બાણોનાં કિરણો દિવ્ય અસ્ત્રોને જાણનારા તે અર્જુન પાસેથી છૂટતાં હતાં અને સૂર્યનાં કિરણો જેમ જગતને તરબોળ કરી દે છે, તેમ તે સૈન્યોને તરબોળ કરી દેતાં હતાં. વળી અર્જુને બીજાં ઘણાં તીક્ષ્ણ બાણો છોડ્યાં હતાં અને તેઓ વહાલા બંધુની પેઠે શત્રુવીરોના હૃદયમાં પેસી જતાં હતાં. પોતાના શૂરવીરપણાના અભિમાનને ધરાવનારા જે યોદ્ધાઓ એ અર્જુન સામે આવતા હતા, તેઓ સર્વે બળબળતા અગ્નિ સામે જતાં પતંગિયાંની જેમ નાશ પામતા હતા. એ રીતે અર્જુન શત્રુઓનાં જીવિતને તથા યશને ખૂંદી નાખતો હતો. તે જાણે સાક્ષાત મૃત્યુની પેઠે સંગ્રામમાં ઘૂમતો હતો. તેણે બાણો મારીમારીને કેટલાએકનાં મુકુટ સહિત મસ્તકોને, બાજુબંધ સહિત મોટા બાહુઓને તથા કુંડળો સહિત કાનોને કાપી નાખ્યાં હતાં. વળી તે પાંડુનંદને હાથી પર બેઠેલાઓના તોમર સહિત, ઘોડેસવારોના ભાલાઓ સહિત, પાળાઓના ઢાલો સહિત, રથીયોદ્ધાઓના ધનુષ્ય સહિત તથા સારથિઓના ચાબુક સહિત બાહુઓને પણ છેદી નાખ્યા હતા. એ મહારણમાં અર્જુન બળબળતા અગ્નિ સરખો શોભતો હતો. પ્રદીપ્ત ઉગ્ર બાણોરૂપ તેની જ્વાળાઓ હતી અને અસ્ત્રોરૂપ તણખાઓવાળી તેની અગ્રશિખાઓ હતી.[૧૦-૧૮] ત્યાં સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ અને સાક્ષાત્ ઇંદ્ર સરખો તે પુરુષશ્રેષ્ઠ અર્જુન એકીસાથે સર્વ દિશાઓમાં રથમાં બેઠેલો દેખાતો હતો.[૧૯] જે વેળા તે અર્જુન મહાસ્ત્રોને ફેંકતો હતો, તે વેળા તેનું સ્વરૂપ દર્શનીય જણાતું હતું. તે ધનુષ્યની પ્રત્યંચાનો શબ્દ કરીને રથના સર્વ માર્ગોમાં નૃત્ય કરી રહ્યો હતો.[૨૦] જેમ મનુષ્યો મધ્યબપોરે આકાશમાં તાતા તપતા સૂર્યને જોઈ શકતા નથી, તેમ રાજાઓ યત્ન કરતા છતાં તેને જોઈ શકતા ન હતા.[૨૧] પ્રદીપ્ત અને ઉગ્ર બાણોથી ભરેલો તે મુકુટધારી અર્જુન વર્ષાકાળે જળથી ભરેલા ઇંદ્રધનુષ્યવાળા મહામેઘ સરખો રણમાં વિરાજતો હતો.[૨૨] એ વેળા સંગ્રામમાં અર્જુને ચાલુ કરેલા મહાસ્ત્રોના અતિ દુસ્તર અને મહાઘોર પ્રવાહમાં મોટા મોટા યોદ્ધાઓ ડૂબી મરતા હતા.[૨૩] અર્જુનનું એ મહાન સમરાંગણ મૃત્યુની સંહારભૂમિ જેવું જણાતું હતું. તેમાં અનેક કલેવરોનાં મુખો કપાઈ ગયાં હતાં અને અનેક

કાયાના બાહુઓ છેદાઈ ગયા હતા. તેમાં ભુજાઓ હાથ વિનાની થઈ હતી અને હાથો આંગળીઓ વિનાના થયા હતા. તેમાં હાથીઓની સૂંઢોના અગ્રભાગો કપાઈ ગયા હતા અને મદમસ્ત માતંગોના દંતૂશળો વહેરાઈ ગયા હતા. તેમાં ઘોડાઓની ડોક ભાંગી ગઈ હતી અને રથો ભાંગીને ભૂકો થઈ ગયા હતા. વળી તેમાં આંતરડાં નીકળી પડ્યાં હતાં, પગો કપાઈ ગયા હતા અને સેંકડો ને હજારો અવયવો તરફડતા હતા તથા નિશ્ચેષ્ટ થઈ પડ્યા હતા. આથી હે મહીપતિ! અમે એ સમરાંગણને ભીરુઓને ભય વધારનારું જોયું. તે રણભૂમિ પૂર્વે પશુઓનો સંહાર કરનારા રુદ્રદેવનું જાણે ક્રીડાક્ષેત્ર હોય તેવી જણાતી હતી. ક્ષુર નામનાં બાણોથી કપાઈ પડેલી હાથીઓની સૂંઢોને લીધે તે ભૂમિ સર્વ સ્થળે સર્પોથી વ્યાપ્ત થઈ હોય તેવી દેખાતી હતી. કોઈ કોઈ સ્થળે મનુષ્યોનાં મુખકમળોથી વ્યાપ્ત થયેલી તે રણભૂમિ પુષ્પમાળાઓને ધારણ કરી રહી હોય તેવી શોભતી હતી. તરેહતરેહની પાઘડીઓ, મુકુટો, કેયૂરો, બાજુબંધો, કુંડળો, સુવર્ણનાં અદ્ભુત કવચો, હાથીઘોડાઓના અલંકારો અને સેંકડો કિરીટો તે રણક્ષેત્રમાં જ્યાં ત્યાં રખડતા દેખાતા હતા તેથી અદ્ભુત દેખાવની તે રણભૂમિ, જાણે નવી પરણેતર વધૂ હોય તેવી વિરાજતી હતી. જોતજોતામાં અર્જુને એ યુદ્ધક્ષેત્રમાં ભીરુ પુરુષોના ભયમાં વધારો કરનારી ઘોર નદી વહેવડાવી મૂકી. તે નદીમાં મજ્જા તથા મેદનો કાદવ જામ્યો હતો અને લોહીના ઓઘના તરંગો ઊછળી રહ્યા હતા. તે પ્રાણીઓનાં આંતરડાં તથા હાડકાંઓથી ઘણી અગાધ હતી અને કેશરૂપ શેવાળથી લીલી દેખાતી હતી. મસ્તકો તથા બાહુરૂપ પથ્થરો તે નદીને તટે પડ્યા હતા અને કપાયેલા ઘોડાઓનાં વક્ષઃસ્થળનાં હાડકાંઓથી તે ઘણી દુર્ગમ થઈ પડી હતી. તે જાતજાતની ધજાઓ તથા પતાકાઓથી વ્યાપ્ત હતી અને તેમાં છત્રો તથા ધનુષ્યોરૂપ તરંગમાળાઓ ઊછળતી હતી. તેમાં નિર્જીવ થયેલાં શબો રડવડતાં હતાં અને હાથીઓનાં કલેવરોથી તે ભરપૂર હતી. તેમાં રથોરૂપ સેંકડો મછવાઓ દેખાતા હતા અને મરણ પામેલા ઘોડાઓના ઢગોથી તેના કિનારા બંધાયા હતા. રથોનાં ચક્રો, ધૂંસરાં, ઇસો અને ઊંટડાઓથી તે અતિ દુર્ગમ થઈ ગઈ હતી. ભાલા, તલવારો, શક્તિઓ, ફરશીઓ અને બાણોરૂપ સર્પોથી તે ઘણી દુરાસદ હતી. તેમાં કાગડા તથા કંકપક્ષીઓરૂપ મોટાં માછલાં હતાં અને શિયાળવાંરૂપ મગરોથી તે ઘણી ઉત્કટ હતી. તેમાં ગીધડાંરૂપ મોટા ઝૂડો હતા અને રુદન કરતાં શિયાળોના શબ્દથી તે અતિ ભયંકર દીસતી હતી. નૃત્ય કરતાં હજારો પ્રેતો, પિશાચો અને ભૂતોથી તે નદી ભરાઈ ગઈ હતી. મરણ પામેલા યોદ્ધાઓનાં સેંકડો નિશ્ચેષ્ટ શરીરોને તે નદી તાણી જતી હતી અને પ્રેતલોકની વૈતરણી નદીની પેઠે તે મહાભયંકર, રૌદ્ર તથા ઘોરસ્વરૂપા જણાતી હતી. આમ મૂર્તિમાન કાળની પેઠે ઘૂમી રહેલા એ અર્જુનના પરાક્રમને જોઈને, કૌરવો પૂર્વે કદી નહિ જોયેલા એવા મોટા ભયમાં આવી પડ્યા. પછી, ભયંકર કર્મ કરવા તત્પર થયેલા અર્જુને પોતાનાં અસ્ત્રો વડે બીજા વીરપુરુષોનાં અસ્ત્રોને ઝીલી લીધાં અને તેમની સામે પોતાનું રૌદ્રસ્વરૂપ પ્રગટ કર્યું. ત્યાં હે રાજન્! અર્જુન મોટા મોટા મહારથીઓને વટાવી જઈને આગળ વધી રહ્યો હતો. જેમ સર્વ ભૂતો મધ્યાહ્નકાળે આકાશમાં પ્રખર તપતા સૂર્યને જોઈ શકતાં નથી, તેમ સર્વ સૈનિકો તેને ત્યારે જોઈ શકતા ન હતા.[૨૪–૪૧]

સંગ્રામમાં એ મહાત્માના ગાંડીવ ધનુષ્યમાંથી નીકળેલાં હજારો બાણો આકાશમાં હારદોર ઊડતી

હંસોની પંક્તિનાં જેવાં અમને દેખાતાં હતાં.[૪૨] ઉગ્ર કર્મ કરવા સજ્જ થયેલા અર્જુને પોતાનાં અસ્ત્રો વડે શત્રુવીરોનાં અસ્ત્રોનું ચારેય તરફથી વારણ કર્યું હતું અને તેણે પોતાના સ્વરૂપને એ વેળા ઉગ્ર દર્શાવ્યું હતું.[૪૩] હે રાજન્! નારાચ નામનાં બાણો મૂકી મૂકીને તે સર્વને જાણે મોહ ઉપજાવતો હતો અને જયદ્રથનો વધ કરવાની ઇચ્છાથી સર્વ મહારથીઓનું ઉલ્લંઘન કરી આગળ વધ્યે જતો હતો. તે વેળા તે કૃષ્ણસારથિ અર્જુન સર્વ દિશાઓમાં દેખાતો હતો.[૪૪] સુંદર દેખાવવાળો તે અર્જુન રથ સહિત અત્યંત ઘૂમી રહ્યો હતો. શૂરવીર મહાત્મા અર્જુનના સેંકડો અને હજારો બાણસમૂહો જાણે આકાશમાં રહીને જ ભમ્યા કરતા હોય તેમ દેખાતા હતા. મહાધનુર્ધર કુંતાપુત્ર અર્જુન તે સમયે બાણ ક્યારે લેતો હતો, ક્યારે સાંધતો હતો અને ક્યારે છોડતો હતો તે અમે જોઈ શકતા ન હતા. હે રાજન્! અર્જુન એ રણમાં સર્વ દિશાઓમાં ઊભેલા સર્વ મહારથીઓને કદંબનાં પુષ્પો સરખા ગણીને, જયદ્રથ તરફ ધસ્યો અને નમેલાં પર્વવાળાં ચોસઠ બાણો મૂકીને તેણે તેને વીંધી નાખ્યો.[૪૫–૪૮] આમ પાંડુપુત્ર અર્જુન જયદ્રથ સામે ગયો, તે જોઈને યોદ્ધાઓ તેના જીવિતને માટે નિરાશ થઈ ગયા અને રણમાંથી નિવૃત્ત થઈ પાછા ફર્યા.[૪૯] હે પ્રભુ! એ રણમાં તમારા પક્ષનો જે જે યોદ્ધો અર્જુન સામે યુદ્ધ કરવા જતો હતો, તેના તેના શરીર પર પ્રાણઘાતક બાણો પડતાં હતાં.[૫૦] વિજય કરનારાઓમાં શ્રેષ્ઠ એવા મહારથી અર્જુને અગ્નિના તણખા સરખાં બાણો મૂકી મૂકીને તમારા સૈન્યને કબંધો (મસ્તક વિનાનાં શરીરો)થી વ્યાપ્ત કરી દીધું.[૫૧] હે રાજેંદ્ર! એ પ્રમાણે તમારા ચતુરંગી સૈન્યને વ્યાકુળ કરી દઈને અર્જુન જયદ્રથની સામે ધસી ગયો.[૫૨] તેણે તુરત અશ્વત્થામાને પચાસ બાણોથી અને વૃષસેનને ત્રણ બાણોથી વીંધી નાખ્યા. વળી દયાળુ સ્વભાવના એ અર્જુને કૃપાચાર્યને નવ બાણોનો પ્રહાર કર્યો. પછી શલ્યને સોળ બાણોથી, કર્ણને બત્રીસ બાણોથી અને સિંધુરાજને ચોસઠ બાણોથી વીંધી નાખીને તેણે સિંહની પેઠે ગર્જના કરી.[૫૩,૫૪] જ્યારે ગાંડીવ ધનુર્ધારી અર્જુને એ પ્રમાણે સિંધુરાજને વીંધી નાખ્યો, ત્યારે તે અત્યંત ક્રોધાયમાન થઈ ગયો. અંકુશથી પ્રહાર કરેલા હાથીની પેઠે તે અર્જુનના તે બાણપ્રહારને સાંખી રહ્યો નહિ.[૫૫] વરાહના ચિહ્નવાળી ધજાવાળા એ રાજાએ ગીધપક્ષીનાં પીછાં બાંધેલાં, કોપેલા સર્પ સરખાં ઝેરી અને સરાણ પર ઘસીને સાફ કરેલાં સીધી ગતિનાં બાણો અર્જુનના રથ સામે ધનુષ્યને કાન સુધી ખેંચીખેંચીને ફેંકવા માંડ્યાં. તેણે ત્રણ બાણોથી ગોવિંદને વીંધી નાખ્યા અને નારાચ નામનાં બીજાં બાણોનો અર્જુનને પ્રહાર કર્યો. વળી તેણે બીજાં આઠ બાણો વડે તેના ઘોડાઓને વીંધી નાખ્યા અને એક બાણથી તેના ધ્વજમાં પણ પ્રહાર કર્યો, પણ અર્જુને તત્કાળ સિંધુરાજએ છોડેલાં તે બાણોને કાપી નાખ્યાં. તેણે એકીસાથે બે બાણો છોડ્યાં અને તેમાંથી એક બાણથી તેણે સિંધુરાજના સારથિના મસ્તકને શરીર પરથી છેદી નાખ્યું, તો બીજા બાણથી તેણે તેના સુશોભિત ધ્વજને પણ કાપી નાખ્યો. આમ ધનંજયના બાણનો પ્રહાર થતાની સાથે સિંધુરાજનો વરાહના ચિહ્નવાળો અને અગ્નિની શિખા સરખો મહાન ધ્વજ દાંડા પરથી કપાઈને પૃથ્વી પર આવી પડ્યો.[૫૬–૬૦] આ જ સમયે સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો. એટલે હે રાજન્! જનાર્દન શ્રીકૃષ્ણ એકદમ ત્વરાથી પાંડુપુત્ર અર્જુનને કહેવા લાગ્યા:[૬૧] 'હે પાર્થ! જીવિતની ઇચ્છાવાળા આ સિંધુરાજને કૌરવોના

છ વીર મહારથીઓએ પોતાની વચમાં રાખ્યો છે અને તે પણ ભયભીત થઈને મધ્યમાં જ ઊભો છે.[૬૨] હે પુરુષશ્રેષ્ઠ અર્જુન! આ છયે મહારથીઓને રણમાં પરાજય આપ્યા વિના નિષ્કપટ રીતે સિંધુરાજનો વધ થઈ શકશે નહિ.[૬૩] આથી હું અહીં સૂર્યનું આવરણ કરવા માટે યોગનું વિધાન કરીશ, એટલે તે સિંધુરાજ એકલો સ્પષ્ટ રીતે સૂર્યને અસ્ત પામેલો જોશે.[૬૪] પછી તે દુરાચારી હર્ષપૂર્વક પોતાના જીવિતની ઇચ્છા રાખી તારો વિનાશ કરવા માટે તૈયાર થઈ આવશે અને તે કોઈ રીતે પણ પોતાનું રક્ષણ કરવા યત્ન કરશે નહિ.[૬૫] તો હે કુરુશ્રેષ્ઠ! તું એ લાગ જોઈને એના પર પ્રહાર કરજે. પણ યાદ રાખજે કે, સૂર્ય અસ્ત થયો છે એમ માનીને તારે બેદરકાર રહેવું નહિ.'[૬૬] ત્યારે અર્જુને કેશવને કહ્યું: 'બહુ સારું, એમ થવા દો.' એટલે શ્રીકૃષ્ણે સૂર્યને ઢાંકી દેવા માટે અંધકાર પ્રકટ કર્યો.[૬૭] યોગીઓના ઈશ્વર અને યોગયુક્ત તે હરિએ એ વેળા યોગનો વિસ્તાર કર્યો. હે રાજા! કૃષ્ણે જે સમયે તે અંધકાર ઉત્પન્ન કર્યો, ત્યારે સૂર્યને અસ્ત પામેલો માનીને તમારા પક્ષના યોદ્ધાઓ 'હવે અર્જુનનો વિનાશ થશે' એમ માની હર્ષમાં આવી ગયા. હે રાજન્! તે સમયે હર્ષ પામેલા તે સૈનિકો તે સૂર્યને જોઈ શકતા ન હતા.[૬૮,૬૯] તેથી તેઓ બધા પોતાનાં મુખોને ઊંચાં કરી આકાશ ભણી જોઈ રહ્યા હતા અને રાજા જયદ્રથ પણ ઊંચું મુખ કરીને સૂર્યને નિહાળી રહ્યો હતો. આમ સિંધુરાજ જ્યારે સૂર્યને નિહાળતો હતો, ત્યારે શ્રીકૃષ્ણે પુનઃ અર્જુનને આ વચન કહ્યું કે, 'હે ભરતશ્રેષ્ઠ અર્જુન! જો, જો, પેલો વીર સિંધુરાજ તારા ભયનો ત્યાગ કરીને સૂર્ય સામે જોઈ રહ્યો છે. હે મહાબાહુ! એ દુરાત્માનો વધ કરવા માટે ખરેખરો આ જ સમય છે; માટે તું એના મસ્તકને શીઘ્ર કાપી નાખ અને તારી પ્રતિજ્ઞાને તું સફળ કર.' કેશવનાં એ વચન સાંભળી પ્રતાપી પાંડુપુત્ર અર્જુન સૂર્ય અને અગ્નિ સરખાં બાણો વડે તમારા સૈન્યનો નાશ કરવા લાગ્યો. તેણે કૃપાચાર્યને વીસ બાણોનો, કર્ણને પચાસ બાણોનો, શલ્ય તથા દુર્યોધનને છ છ બાણોનો, વૃષસેનને આઠ બાણોનો અને સિંધુરાજને સાઠ બાણોનો પ્રહાર કર્યો.[૭૦-૭૫] તેમજ હે રાજન્! મહાબાહુ પાંડુનંદને તમારા બીજા કેટલાએક યોદ્ધાઓને પણ બાણો વડે ગાઢ વીંધી નાખ્યા અને જયદ્રથ સામે ધસારો કર્યો; ત્યારે ભડભડાટ બળતા અગ્નિ સરખા તે અર્જુનને સમીપમાં આવી પહોંચેલો જોઈને જયદ્રથના રક્ષક યોદ્ધાઓ પરમ સંશયમાં આવી પડ્યા.[૭૬,૭૭] તે પછી હે મહારાજ! વિજયની ઇચ્છાવાળા તમારા સર્વ યોદ્ધાઓ બાણોની ધારાઓ વડે ઇંદ્રપુત્રને વીંધવા લાગ્યા.[૭૮] આ વખતે તે મહાબાહુ અજિત કુરુનંદન અનેક બાણજાળોથી દટાઈ ગયો અને તેથી તેને ઘણો ક્રોધ ચઢ્યો.[૭૯] હવે તે પુરુષવ્યાઘ્ર ઇંદ્રપુત્રે તમારાં સૈન્યોને હણી નાખવાની ઇચ્છાથી બાણોની તુમુલ જાળ છોડવા માંડી.[૮૦] હે રાજન્! જ્યારે એ વીરે તમારા સૈનિકોને એ પ્રમાણે મારવા માંડ્યા, ત્યારે તેઓ ભયભીત થઈને સિંધુરાજને રણમાં ત્યજી ગયા. એ વેળા તેઓ બે સાથે મળીને દોડતા પણ ન હતા.[૮૧] ખરેખર! તે સમયે કુંતીપુત્રનું પરાક્રમ અમને અદ્‌ભુત જણાયું હતું. મહાયશસ્વી અર્જુને તે વખતે જેવો સંગ્રામ મચાવ્યો હતો, તેવો હજી સુધી ક્યાંય થયો નથી અને થશે પણ નહિ.[૮૨] રુદ્ર જેમ પશુઓનો સંહાર કરે, તેમ તે અર્જુને હાથીઓનો, હાથીસવારોનો, ઘોડાઓનો, ઘોડેસવારોનો અને રથીયોદ્ધાઓનો સંહાર કરી નાખ્યો હતો.[૮૩] હે રાજા! તે રણમાં તેવો કોઈ હાથી,

કોઈ ઘોડો અથવા કોઈ પુરુષ મારો એવામાં આવતો ન હતો કે, જે અર્જુનનાં બાણોથી ઘવાયો ન હોય![૮૪] સર્વ યોદ્ધાઓનાં ચક્ષુઓ ધૂળ અને અંધકારથી ઢંકાઈ ગયાં હતાં; એટલે તેઓ ઘોર દુઃખમાં ગરકાવ થઈ ગયા હતા અને પરસ્પર એકબીજાને ઓળખતા પણ ન હતા.[૮૫] હે ભારત! અર્જુનનાં બાણોથી સૈનિકોનાં મર્મસ્થાનો ભેદાઈ ગયાં હતાં; તેથી તેઓ આમતેમ ભમતા હતા, ઠોકરો ખાતા હતા, પડતા હતા, પીડાતા હતા અને મ્લાન થઈ જતા હતા.[૮૬] જાણે પ્રજાઓનો સંહારકાળ ઉપસ્થિત થયો હોય, તેમ ત્યાં અતિભયાનક, દુષ્પાર અને અતિદારુણ એવો મહાન રણસંગ્રામ થઈ રહ્યો હતો. ત્યારે વાયુ શીઘ્ર ગતિથી વાતો હતો અને સર્વ પ્રદેશમાં લોહીનો છંટકાવ થઈ ગયો હતો. આથી લોહીલુહાણ થયેલી તે રણભૂમિ પર ઊડતી રજ શાંત થઈ ગઈ હતી.[૮૭,૮૮] ત્યાં રથોનાં પૈડાં ઠેઠ નાયડી (મધ્યભાગ) સુધી લોહીમાં ડૂબી જતાં હતાં. હે રાજન્! વેગવાન અર્જુને એ રણાંગણમાં તમારા હજારો હાથીઓને ચીરી નાખ્યા હતા અને તેમના મહાવતોને મારી નાખ્યા હતા. આથી તે હાથીઓ દુઃખના ભયંકર શબ્દો કરતા હતા અને પોતાનાં જ સૈન્યોને ખૂંદી નાખીને રણમાંથી નાસભાગ કરતા હતા. વળી ત્યાં હે નરપતિ! હે રાજન્! અર્જુનનાં બાણોથી પ્રહાર પામેલા અને માર્યા ગયેલા સવારોવાળા ઘોડાઓ તથા પાળાઓ પણ ભયથી નાસભાગ કરતા હતા.[૮૯-૯૧] ત્યાં કેટલાએક યોદ્ધાઓ કવચરહિત થઈને ઘાવમાંથી લોહીને ઝરતા છૂટાકેશે ત્રાસપૂર્વક રણાંગણને છોડી નાઠા હતા.[૯૨] કેટલાએક તો એ રણમાં પોતાની સાથળો જકડાઈ ગઈ હોય તેમ થંભી જ ગયા હતા, ત્યારે બીજા કેટલાએક તો મરણ પામેલા હાથીઓના મધ્યમાં જઈને છુપાઈ જતા હતા.[૯૩] હે રાજન્! એ પ્રમાણે તમારા સૈન્યને હાંકી કાઢીને અર્જુને ઘોર બાણો મૂક્યાં અને સિંધુરાજના રક્ષકોને મારી નાખ્યા.[૯૪] પછી એ પાંડુપુત્રે અશ્વત્થામા, કૃપાચાર્ય, કર્ણ, શલ્ય, વૃષસેન તથા દુર્યોધનને બાણોની તીવ્ર જાળથી ઢાંકી દીધા.[૯૫] હે રાજન્! અર્જુન એટલી બધી શીઘ્રતાથી અસ્ત્રો છોડતો હતો કે, તે ક્યારે બાણને લે છે, ક્યારે ધનુષ્યમાં ચઢાવી ખેંચે છે, ક્યારે સાંધે છે અને ક્યારે છોડે છે, તે કંઈ પણ દેખાતું ન હતું.[૯૬] કેવળ ગોળ મંડળાકારે વળેલું તેનું ધનુષ્ય જ દેખાતું હતું. તે અવિચ્છિન્ન રીતે બાણોને છોડતો દેખાતો હતો અને ચારેબાજુ નીકળતાં તેનાં બાણો દૃષ્ટિએ પડતાં હતાં.[૯૭] તેણે કર્ણના તથા વૃષસેનના ધનુષ્યને કાપી નાખ્યું અને શલ્યના સારથિને ભલ્લ બાણ મારીને રથના માળામાંથી નીચે ગબડાવી પાડ્યો.[૯૮] પછી પોતાના ભાણેજને તથા મામાને ગાઢ વીંધી નાખીને તે વિજયીશ્રેષ્ઠ અર્જુને કૃપાચાર્ય તથા અશ્વત્થામાને પણ રણમાં બાણો વડે પ્રહાર કર્યો.[૯૯] એ રીતે તમારા પક્ષના સર્વ મહારથીઓને વ્યાકુળ કરી દઈને પાંડુપુત્ર અર્જુને પોતાના ભાથામાંથી અગ્નિ સરખું એક ઘોર બાણ ખેંચી કાઢ્યું.[૧૦૦] તે બાણ ઇંદ્રના વજ્ર સરખું તીક્ષ્ણ હતું, દિવ્ય અસ્ત્રોથી મંત્રેલું હતું, યુદ્ધના સર્વ ભારને સહન કરે તેવું મહાન હતું અને નિરંતર ગંધ તથા માલાથી પૂજાયેલું હતું.[૧૦૧] કુરુપુત્ર અર્જુને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તે બાણને વજ્રાસ્ત્રથી સંયોજ્યું અને સત્વર પોતાના ગાંડીવ ધનુષ્યમાં સાંધવા માંડ્યું. હે રાજન્! તે અગ્નિ સરખું તેજસ્વી બાણ જ્યારે ધનુષ્યમાં સાંધવામાં આવતું હતું, ત્યારે અંતરિક્ષમાં રહેલાં પ્રાણીઓનો મહાન નિનાદ થવા લાગ્યો હતો.[૧૦૨,૧૦૩] એ વેળા જનાર્દન શ્રીકૃષ્ણ અર્જુનને પુનઃ એકદમ કહેવા લાગ્યા: 'હે

ધનંજય ! હવે આ દુરાત્મા સિંધુરાજના મસ્તકને તું એકદમ કાપી નાખ;[૧૦૪] કારણ કે સૂર્ય અસ્તાચળ પર્વત તરફ જવા ઇચ્છે છે. પણ જયદ્રથનો વધ કરવાના સંબંધમાં તું મારું આ એક વાક્ય સાંભળી લે.[૧૦૫] આ સિંધુરાજનો વૃદ્ધક્ષત્ર નામનો પિતા જગતમાં ઘણો પ્રસિદ્ધ છે. તેને લાંબે કાળે આ જયદ્રથ નામનો પુત્ર મળ્યો છે.[૧૦૬] શત્રુઓનો સંહાર કરનારો આ જયદ્રથ જે વેળા જન્મ્યો હતો, તે વેળા મેઘની ગર્જના સમાન ઘોષવાળાં દુંદુભિ નગારાં વાગ્યાં હતાં અને અંતર્હિત આકાશવાણીએ એના પિતાને આ પ્રમાણે કહ્યું હતું :[૧૦૭] 'હે મનુષ્યેંદ્ર ! હે વિભુ ! તારો આ પુત્ર કુળ, શીલ અને દમ આદિ ગુણોથી બન્ને વંશમાં ઘણો યોગ્ય થશે.[૧૦૮] જગતના સર્વ ક્ષત્રિયોમાં તે ઉત્તમ થશે અને શૂરવીર પુરુષો નિત્ય તેનું સન્માન કરશે; પરંતુ એક સમયે જ્યારે તે સંગ્રામમાં યુદ્ધ કરતો હશે, ત્યારે તેનો એક મહાન ક્ષત્રિય શત્રુ ક્રોધાયમાન થઈને તેનો અકસ્માત્ શિરચ્છેદ કરશે.' એ રીતની આકાશવાણી સાંભળ્યા પછી શત્રુદમન સિંધુરાજ વૃદ્ધક્ષત્ર ઘણો વિચારમાં પડી ગયો.[૧૦૯,૧૧૦] તેણે પોતાના પુત્રના સ્નેહથી પ્રેરાઈને પોતાના સર્વ જ્ઞાતિજનોની સમક્ષ આ વચન કહ્યું : 'સંગ્રામની મહાન ધુરાને ધારણ કરીને યુદ્ધ કરનાર આ મારા પુત્રના મસ્તકને જે પુરુષ પૃથ્વી પર પાડશે, તેના મસ્તકના પણ સો ટુકડા થઈ જશે; એમાં જરા પણ સંશય નથી.[૧૧૧,૧૨] આમ કહીને તેણે પોતાના પુત્ર જયદ્રથને રાજ્યગાદી પર બેસાડ્યો અને તે વૃદ્ધક્ષત્ર પોતે વનમાં જઈને ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યો.[૧૧૩] હે વાનરધ્વજ અર્જુન ! તે તેજસ્વી વૃદ્ધક્ષત્ર હાલમાં અહીં સમંતપંચકના બહારના પ્રદેશમાં ઘોર દુશ્ચર તપ તપી રહ્યો છે.[૧૧૪] માટે હે શત્રુનાશન ભારત ! આ મહારણમાં જયદ્રથના મસ્તકને કાપી નાખીને તું અદ્ભુત કર્મ કરનાર ઘોર દિવ્યાસ્ત્રથી તે મસ્તકને એમનું એમ કુંડળ સાથે અદ્ધર ઊંચકી લેજે અને ત્યાં તપશ્ચર્યા કરતા સિંધુરાજ વૃદ્ધક્ષત્રના ખોળામાં તેને પાડજે.[૧૧૫,૧૬] જો તું આ સિંધુરાજના મસ્તકને પૃથ્વી પર પાડીશ, તો તુરત તારા મસ્તકના પણ સો ટુકડા થઈ જશે, એમાં સંશય નથી.[૧૧૭] માટે હે કુરુશ્રેષ્ઠ ! દિવ્ય અસ્ત્રનો આશ્રય કરી તું એ પ્રમાણે આ કાર્ય કરી બતાવ કે, તેથી તપમાં બેઠેલા એ વૃદ્ધક્ષત્રને આ વાતની જાણ થાય નહિ.[૧૧૮] હે ઇંદ્રપુત્ર ! આ સમસ્ત ત્રણેય લોકમાં તેવું કોઈ પણ કાર્ય નથી કે જે તને અસાધ્ય હોય.[૧૧૯] શ્રીકૃષ્ણનાં એ વચન સાંભળીને અર્જુને ક્રોધને લીધે ગલોફાં ચાટવા માંડ્યાં અને તેણે ઇંદ્રના વજ્ર સમાન સ્પર્શવાળું, દિવ્ય મંત્રોથી મંત્રેલું, યુદ્ધના સર્વ ભારને સહન કરનારું, નિરંતર ગંધ અને માલ્યથી પૂજાયેલું તથા જયદ્રથનો વધ કરવા સાંધેલું તે બાણ સડસડાટ કરતું છોડ્યું. ગાંડીવમાંથી છૂટેલું તે બાણ સિંધુરાજના મસ્તકને કાપી નાખીને બાજપક્ષીની પેઠે તેના મસ્તકને સાથે સાથે લઈને જ ઊંચે આકાશમાં ઊડ્યું.[૧૨૦-૨૨] અર્જુનના શત્રુઓને ખેદ ઉપજાવવા માટે તથા મિત્રોને આનંદ ઉપજાવવા માટે તે બાણ સિંધુરાજના મસ્તકને આકાશમાં લઈને ચાલવા લાગ્યું.[૧૨૩] તે સમયે પાંડવ અર્જુન મહારથી જયદ્રથના તે છયે રક્ષકોને કદંબનાં પુષ્પો સમાન નિર્માલ્ય ગણીને તેમની સામે યુદ્ધ કરી રહ્યો હતો.[૧૨૪] હે ભારત ! તે પછી ત્યાં આ અતિ મહાન આશ્ચર્ય અમે જોયું. હે ભારત ! અર્જુનનું તે બાણ જયદ્રથના મસ્તકને સમંતપંચકની બહાર જ્યાં વૃદ્ધક્ષત્ર તપશ્ચર્યા કરતો હતો ત્યાં લઈ ગયું.[૧૨૫] એ જ સમયે હે રાજા ! તમારો

સંબંધી તેજસ્વી રાજા વૃદ્ધક્ષત્ર સાયંકાલીય સંધ્યાનું ઉપાસન કરતો બેઠો હતો.[૧૨૬] અર્જુનના બાણે સિંધુરાજનું કાળા કેશવાળું અને કુંડળવાળું તે મસ્તક સંધ્યોપાસન કરતા વૃદ્ધક્ષત્રના ખોળામાં ધીમે રહીને પાડ્યું.[૧૨૭] હે શત્રુદમન રાજા! એ સમયે પોતાના ખોળામાં પોતાના પુત્રનું સુંદર કુંડળવાળું મસ્તક આવી પડ્યું છે, એ વાતની રાજા વૃદ્ધક્ષત્રને જરાયે ખબર પડી નહિ.[૧૨૮] પણ હે ભારત! એ વૃદ્ધક્ષત્ર જેવો જપ જપીને ઊભો થયો કે તુરત એકાએક તે મસ્તક પૃથ્વી પર આવી પડ્યું.[૧૨૯] આમ હે રિપુદમન રાજા! પોતાના પુત્રનું એ મસ્તક જ્યારે પૃથ્વી પર પડ્યું, ત્યારે તે રાજાના મસ્તકના પણ સો ટુકડા થઈ ગયા.[૧૩૦] તે વેળા સર્વ સૈન્યો પરમ વિસ્મય પામ્યાં અને તેઓ વાસુદેવ શ્રીકૃષ્ણનાં તથા મહારથી અર્જુનનાં વખાણ કરવા લાગ્યાં.[૧૩૧] હે ભરતશ્રેષ્ઠ! એ પ્રમાણે કિરીટીએ જ્યારે સિંધુરાજનો વધ કર્યો, ત્યારે વાસુદેવે તે અંધકારને સમેટી લીધો. હે મહીપાલ! હે રાજશ્રેષ્ઠ! તે પછી જ તમારા પુત્રોના જાણવામાં આવ્યું કે, સૂર્યનો વાસ્તવિક અસ્ત થયો ન હતો, પણ એ તો શ્રીકૃષ્ણે રચેલી માયા જ હતી. હે રાજન્! અમાપ તેજવાળા અર્જુને આઠ અક્ષૌહિણી સેનાઓનો સંહાર કર્યા પછી જ તમારા જમાઈ સિંધુરાજને આ રીતે મારી નાખ્યો હતો.[૧૩૨–૧૩૪] હે નરપતિ! જયદ્રથને મરણ પામેલો જોઈને તમારા પુત્રો દુઃખનાં અશ્રુઓ વરસાવવા લાગ્યા અને વિજય મેળવવામાં તદ્દન નિરાશ થઈ ગયા.[૧૩૫] હે રાજન્! અર્જુને જ્યારે જયદ્રથને એ રીતે મારી નાખ્યો, ત્યારે મહાબાહુ કેશવે અને શત્રુતાપન અર્જુને પોતપોતાના દિવ્ય શંખો વગાડ્યા.[૧૩૬] વળી હે ભારત! ભીમસેને, યાદવસિંહ સાત્યકિએ, યુધામન્યુએ તથા પરાક્રમી ઉત્તમૌજાએ પણ પૃથક્ પૃથક્ શંખો વગાડવા માંડ્યા.[૧૩૭] તે તે મહાન શબ્દો સાંભળીને ધર્મરાજ યુધિષ્ઠિરે માની લીધું કે, મહાત્મા અર્જુને સિંધુરાજને માર્યો છે.[૧૩૮] તેણે પણ વાદિત્રો વગડાવીને પોતાના યોદ્ધાઓને હર્ષ ઉપજાવ્યો અને દ્રોણ સામે સંગ્રામ કરવાની ઇચ્છાથી તેના ઉપર ચઢાઈ કરી.[૧૩૯] ત્યાં હે રાજન! સૂર્ય અસ્તાચળ પ્રત્યે જવા બરાબર તૈયાર થયો હતો, તે સમયે દ્રોણાચાર્ય તથા સોમક યોદ્ધાઓનો રૂંવાં ઊભાં કરી નાખે તેવો ઘોર સંગ્રામ મચી રહ્યો. હે રાજન્! જે વખતે સિંધુરાજા મરણ પામ્યો, તે વખતે દ્રોણાચાર્યને મારી નાખવાની ઇચ્છાવાળા તે મહારથીઓ સર્વ પ્રયત્ને યુદ્ધ કરી રહ્યા હતા.[૧૪૦,૪૧] પાંડવો પણ રણમાં વિજય મેળવીને તથા જયદ્રથનો વધ કરીને મદોન્મત્ત બની દ્રોણ સામે લડતા હતા.[૧૪૨] મહાબાહુ અર્જુન પણ સિંધુરાજનો વધ કર્યા પછી તમારા પક્ષના સારા સારા મહારથી યોદ્ધાઓ જોડે લડી રહ્યો હતો.[૧૪૩] ઉદય પામેલો સૂર્ય જેમ અંધકારનો નાશ કરે તથા દેવોનો રાજા ઇંદ્ર જેમ પોતાના રાક્ષસશત્રુઓનો સંહાર કરે, તેમ પોતાની પ્રથમની પ્રતિજ્ઞાને સમાપ્ત કરીને વીર અર્જુન ચોતરફથી શત્રુઓનો સંહાર વાળી રહ્યો હતો.[૧૪૪]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમા 'જયદ્રથનો વધ' નામનો અધ્યાય ૧૪૬મો સમાપ્ત

## अध्याय १४७ मो

### કર્ણ અને સાત્યકિનું યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

तस्मिन् विनिहते वीरे सैंधवे सव्यसाचिना।
मामका यदकुर्वन्त तन्ममाचक्ष्व संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! સવ્યસાચી અર્જુને જ્યારે વીર સિંધુરાજને મારી નાખ્યો, ત્યારે મારા પુત્રોએ જે કર્યું હોય તે તું મને કહે.[૧]

સંજય બોલ્યો : હે ભારત ! સિંધુરાજને અર્જુને રણમાં મારી નાખેલો જોઈને શારદ્વત કૃપાચાર્ય ક્રોધવશ થઈ ગયા.[૨] તેમણે પાંડવ અર્જુન પર મોટી બાણવૃષ્ટિ કરી મૂકી. વળી હે રાજન્! ત્યારે દ્રોણપુત્ર અશ્વત્થામા પણ રથ પર બેસીને અર્જુન સામે ધસી આવ્યો હતો.[૩] તે બન્ને રથીશ્રેષ્ઠ મહારથીઓ રથસવાર થઈને બન્ને તરફથી તીક્ષ્ણ બાણો મૂકીને અર્જુન પર વરસાવવા લાગ્યા.[૪] આમ મહાન ભુજાવાળો મહારથી અર્જુન બન્ને તરફથી અતિમહાન બાણવૃષ્ટિથી પીડાવા લાગ્યો અને તે આ સમયે પરમ દુઃખને પામ્યો.[૫] છતાં પણ તેણે પોતાના ગુરુને તથા ગુરુના પુત્રને મારી નાખવાની ઇચ્છા કરી નહિ. ઊલટું કુંતીપુત્ર અર્જુને આ યુદ્ધમાં ગુરુનું સન્માન જ કર્યું.[૬] તેણે માત્ર પોતાનાં અસ્ત્રો વડે કૃપાચાર્ય તથા અશ્વત્થામાનાં અસ્ત્રોનું વારણ કર્યું અને તે બન્નેનો નાશ ન થાય એવી મનમાં ઇચ્છા રાખીને, તે તેમની તરફ મંદ વેગવાળાં બાણોને જ ફેંકતો હતો.[૭] છતાં અર્જુનનાં એ બાણોએ તેમને ઘણા ઘાયલ કરી નાખ્યા અને તેવાં ઘણાં બાણોના પ્રહારથી તે બન્નેને ઘણું દુઃખ થયું.[૮] હે રાજન્! એ રીતે અર્જુનનાં બાણોથી પીડાઈને શારદ્વત કૃપાચાર્યને તો તે સમયે મૂર્ચ્છા આવી ગઈ, તેથી તેઓ રથની બેસણી પર બેસી ગયા.[૯] પોતાના સ્વામીને એ પ્રમાણે બાણોથી પીડાઈને વિહ્વળ થઈ ગયેલા જોઈને કૃપાચાર્યનો સારથિ 'આમનું મરણ જ થયું છે' એમ સમજી જઈને તેમને રણમાંથી દૂર લઈ ગયો.[૧૦] હે મહારાજા ! એ રીતે જ્યારે શારદ્વત કૃપાચાર્ય યુદ્ધમાં ભાંગી પડ્યા, ત્યારે અશ્વત્થામા પણ અર્જુન પાસેથી દૂર ખસી જઈ બીજા રથીઓ પાસે ચાલ્યો ગયો.[૧૧] પછી કૃપાચાર્યને પોતાનાં બાણોથી મૂર્છિત થયેલા જોઈને મહાધનુર્ધર અર્જુન પોતાના રથમાંજ કરુણ વિલાપ કરવા લાગ્યો.[૧૨] અશ્રુપૂર્ણ મુખે તે દીનતાપૂર્વક આવું વચન બોલ્યો: 'મહાબુદ્ધિમાન વિદુરે પ્રથમથીજ આવું ભાવિફળ જોઈને રાજા ધૃતરાષ્ટ્રને કહ્યું હતું :[૧૩] 'આ પાપી દુર્યોધન કુરુકુળનો સંહાર કરનારો થશે, માટે હજી માત્ર તેનો જન્મ થયો છે, તેટલામાંજ એ કુલાંગારને પરલોકમાં મોકલી દો તો જ સારું છે; કારણ કે આ દુર્યોધનના સંબંધથી કુરુવંશના મુખ્ય મુખ્ય પુરુષોને મહાન ભય ઉપસ્થિત થશે.' સત્યવાદી વિદુરનું તે વચન જ આ સમયે સત્ય થયું છે.[૧૪,૧૫] ખરેખર ! કેવળ દુર્યોધનને કારણેજ આજે હું મારા ગુરુને બાણશય્યા પર પડેલા જોઉં છું. આ પરથી ક્ષત્રિયોના આચારને, બળને તથા પુરુષાર્થને ધિક્કાર હો.[૧૬] કારણ કે મારા સરખો બીજો કયો પુરુષ બ્રાહ્મણજાતિના પોતાના આચાર્યનો જ દ્રોહ કરે ? આ કૃપાચાર્ય ઋષિપુત્ર છે, મારા આચાર્ય છે અને દ્રોણગુરુના પરમ મિત્ર છે.[૧૭] તેજ કૃપાચાર્ય આ સમયે મારાં બાણોથી પીડાઈને રથની બેસણી પર શયન કરી ગયા છે. મારી ઇચ્છા ન હતી, છતાં મેં તેમને બાણો વડે ઘણા જ પીડ્યા છે.[૧૮] તે રથની બેઠક પર દુઃખ પામે છે અને મારા પ્રાણોને આકુળવ્યાકુળ કરી નાખે છે. અરેરે ! પુત્રના શોકથી સંતપ્ત થઈને મેં તેમને ઘણાં બાણોથી વારંવાર પ્રહાર કર્યો છે; પણ આ વેળા તેમને આવી દુરવસ્થામાં આવી પડેલા જોઈને મને મારા પુત્રના વધ કરતાં પણ અધિક શોક થાય છે.[૧૯,૨૦] અરે ઓ કૃષ્ણ ! જુઓ તો ખરા, આ કૃપાચાર્ય પોતાના રથમાં કેવા દીન થઈને મૂર્ચ્છિત અવસ્થામાં પડ્યા છે. અહો ! કેટલાએક ઉત્તમ નરો તો આચાર્યો પાસેથી વિદ્યાઓનું અધ્યયન કરીને તેમની ઇષ્ટ કામના-

ઓને પરિપૂર્ણ કરે છે અને તેઓ મરણ પછી પોતે દેવભાવને પામે છે. પણ મારા જેવા અધમ પુરુષો તો ગુરુઓ પાસેથી વિદ્યાઓનું પઠન કરીને તેમનો જ સંહાર કરે છે અને તે દુરાચારી પુરુષો જ મૂઆ પછી નરકે જાય છે. મેં પણ આજે કેવળ નરકમાં જવા માટેજ આ દુષ્ટ કૃત્ય કર્યું છે; કારણ કે મેં મારા આચાર્ય આ કૃપાચાર્યને રથમાં મૂર્છિત કરી નાખીને દુઃખ પમાડ્યું છે. પૂર્વે જે વેળા કૃપાચાર્ય મને અસ્ત્રોનું શિક્ષણ આપતા હતા, તે વેળા તેઓ મને કહેતા કે, 'હે કુરુવંશી અર્જુન! તારે કદી પણ પોતાના ગુરુ પર પ્રહાર કરવો નહિ.' તેજ આ મારા પૂજ્ય આચાર્ય મહાત્મા કૃપાચાર્યના વચનને મેં માન આપ્યું નથી અને તેમને પોતાનેજ મેં બાણોનો વરસાદ વરસાવી દુઃખી કર્યા છે. યુદ્ધમાં કદી પલાયન નહિ થનારા મારા અતિ પૂજ્ય તે ગૌતમ ગોત્રના કૃપાચાર્યને મારા ઘણા નમસ્કાર હો. હે યાદવવંશી શ્રીકૃષ્ણ! મને ધિક્કાર હજો, કારણ કે આજે હું આ મારા આચાર્યની ઉપર પણ પ્રહાર કરી રહ્યો છું.' અર્જુન આમ જ્યારે વિલાપ કરી રહ્યો હતો, ત્યારે સિંધુરાજને મરણ પામેલો જોઈ રાધાપુત્ર કર્ણ તેની સામે ધસી આવ્યો. આમ કર્ણને અર્જુનના રથ સામે ધસી આવતો જોઈને પાંચાલવંશના યુધામન્યુ તથા ઉત્તમૌજા સાત્યકિને આગળ કરી એકાએક તેની સામા ધસ્યા. તે સમયે પોતાની સામે આવતા રાધાપુત્ર કર્ણને જોઈને મહારથી અર્જુન દેવકીપુત્રને હસતાં હસતાં આ વચન કહેવા લાગ્યો: 'હે જનાર્દન! આ અધિરથપુત્ર કર્ણ સાત્યકિના રથ સામે ધસી જાય છે.[૨૧-૩૦] અવશ્ય, ભૂરિશ્રવા રણમાં હણાયો છે, તેને એ સહન કરી શકતો નથી. માટે હે જનાર્દન! એ કર્ણ જે તરફ જવા ધારે છે, તે તરફ આપણા ઘોડાઓને તમે હંકારો; એટલે તે મહાન પુરુષ સાત્યકિને ભૂરિશ્રવાની દશાએ ન પહોંચાડે.' અર્જુને આ પ્રમાણે કહ્યું, એટલે મહાતેજસ્વી મહાબાહુ કેશવ આ સમયોચિત વચન બોલ્યા: 'હે પાંડુપુત્ર! આ મહાબાહુ સાત્યકિ એકલો પણ કર્ણને પૂરો પડે તેમ છે, તો પછી દ્રુપદકુમાર યુધામન્યુ અને ઉત્તમૌજાની સહાયથી કર્ણને હંફાવે તેમાં કંઈ શંકા જેવું નથી. હે પાર્થ! આ સમયે તારે કર્ણની સાથે સંગ્રામ કરવો યોગ્ય નથી; કારણ કે તેની પાસે ઇંદ્રે આપેલી બળતી ઉલ્કા સરખી એક શક્તિ છે. હે શત્રુવીરોને હણનારા! એણે એ શક્તિને નિરંતર પૂજી છે અને એ તારે માટેજ રાખી મૂકી છે. આ સમયે તું કર્ણને સાત્યકિ તરફ જ જવા દે. હે કૌંતેય! એ દુરાત્માના કાળને હું તને જણાવી આપીશ, એટલે તે સમયે તું તીક્ષ્ણ બાણો મારીને એને પૃથ્વી પર પાડી દઈ શકશે.[૩૧-૩૬]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! જયદ્રથ જ્યારે માર્યો ગયો, ત્યારે યાદવવીર સાત્યકિનો કર્ણની સાથે સમાગમ થયો એમ તું કહે છે; પણ સાત્યકિ તો ભૂરિશ્રવાની સાથે યુદ્ધ કરતાં રથ વિનાનો થઈ ગયો હતો, તો તે કર્ણ સામે યુદ્ધ કરતી વેળા કયા રથમાં આરૂઢ થયો હતો! અને ચક્રરક્ષક પાંચાલપુત્રો પણ કયા રથમાં બેઠા હતા? આ તું મને કહે.[૩૭,૩૮]

સંજય બોલ્યો: એ મહારણમાં જે રીતનું વૃત્તાંત બન્યું હતું, તે સઘળું હું તમારી પાસે ઘણી ખુશીથી કહીશ, માટે હવે તમે સ્થિર થઈને તમારા દુષ્ટ આચરણના પરિણામરૂપ યુદ્ધને સાંભળો.[૩૯] હે પ્રભો! ભૂરિશ્રવા વીર સાત્યકિનો રણમાં પરાજય કરશે, એ વાત શ્રીકૃષ્ણને પ્રથમથીજ મનમાં આવી ગઈ હતી.[૪૦] હે રાજન્! ભૂત, ભવિષ્ય ને વર્તમાન એ ત્રણે કાળની ઘટના-

આને જનાર્દન જાણે જ છે; તેથી તેમણે પોતાના દારુકસારથિને બોલાવીને આજ્ઞા કરી હતી કે, 'પ્રાતઃકાળમાં આપણા રથને તું સજ્જ કરી રાખજે.' હે રાજન્! દેવો, ગંધર્વો, યક્ષો, સર્પો, રાક્ષસો કે મનુષ્યો શ્રીકૃષ્ણ અને અર્જુનને કદી જીતી શકે તેમ નથી. બ્રહ્મા આદિ દેવો અને સિદ્ધો તે શ્રીકૃષ્ણને યથાર્થ રીતે જાણે છે.[૪૧-૪૩] માટે તે બન્નેના અતુલ પ્રભાવને તથા તે યુદ્ધને તમે બરાબર સાંભળો. જ્યારે કર્ણ રણમાં સજ્જ થઈને ચઢી આવ્યો, ત્યારે સાત્યકિને રથ વિનાનો જોઈને શ્રીકૃષ્ણે મહાન શબ્દ કરનારા પોતાના શંખને ઋષભસ્વરે વગાડ્યો. તે શંખનો નાદ સાંભળીને સારથિ દારુક શ્રીકૃષ્ણના સંદેશાને સમજી ગયો અને તુરત ગરુડના ઊંચા નિશાનવાળી ધજાવાળા રથને તેણે શ્રીકૃષ્ણ પાસે લાવી મૂક્યો. એટલે શિનિપૌત્ર સાત્યકિ બળતા અગ્નિ સમાન કાંતિવાળા અને દારુકે સજ્જ કરેલા તે રથ પર શ્રીકૃષ્ણની સંમતિ મેળવીને ચઢી ગયો. મહાવેગવાળા અને ઇચ્છામાં આવે ત્યાં ગતિ કરી શકનારા શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક નામના ઉત્તમ ઘોડાઓને સુવર્ણના અલંકારોથી વિભૂષિત કરીને એ રથમાં જોડવામાં આવ્યા હતા. સાત્યકિ સાક્ષાત્ વિમાન સરખા તે રથમાં બેઠો અને અનેક જાતનાં બાણો ફેંકતો ફેંકતો કર્ણ સામે ધસી ગયો. તેની પાછળ ચક્રરક્ષક તરીકે રહીને યુધામન્યુ તથા ઉત્તમૌજા પણ અર્જુનના રથને છોડીને કર્ણ સામે દોડી ગયા. હે મહારાજ! તે સમયે રાધાપુત્ર કર્ણ પણ અતિ ક્રોધે ભરાઈને બાણોનો વરસાદ વરસાવતો વરસાવતો અસ્ખલિત પરાક્રમવાળા શિનિકુમાર સામે દોડી ગયો. પછી તે બન્ને વચ્ચે યુદ્ધ મચ્યું તેવું યુદ્ધ સ્વર્ગમાં કે આ પૃથ્વીમાં દેવોનું, ગંધર્વોનું, અસુરોનું કે રાક્ષસોનું પણ પૂર્વે થયું નથી. હે મહારાજ! રથો, ઘોડા, મનુષ્યો અને હાથીઓ સહિત તે સઘળું સૈન્ય એ વેળા યુદ્ધ કરતું અટકી પડ્યું હતું.[૪૪-૫૨] હે મહારાજ! તે બન્નેનાં કૌશલ્યને જોઈને સર્વ સૈનિકોનાં મન કેવળ મૂઢ બની ગયાં હતાં. હે રાજન્! તેઓ બધા એ બન્ને પુરુષશ્રેષ્ઠના અમાનુષ યુદ્ધને તથા દારુકના સારથિકર્મને એકીટશે જોઈ રહ્યા હતા. રથમાં બેઠેલા કાશ્યપગોત્રના સારથિ દારુકે કરેલાં ગમન, પ્રત્યાગમન, આવર્તન અને સંનિવર્તન આદિ રથનાં મંડળોને જોઈને આકાશમાં રહેલા દેવો, ગંધર્વો અને દાનવો પણ પરમ વિસ્મિત થયા.[૫૩-૫૫] વળી તેઓ કર્ણ અને સાત્યકિના યુદ્ધને જોવા માટે અત્યંત સાવધાન થઈ રહ્યા. દેવ સરખા તે કર્ણ અને સાત્યકિ રણમાં પરસ્પરની સ્પર્ધા કરીને પોતપોતાના મિત્રો માટે પરાક્રમ કરી રહ્યા હતા. હે મહારાજ! તેઓ અન્યોન્ય પર બાણોનો વરસાદ વરસાવી રહ્યા હતા.[૫૬,૫૭] કુરુવંશી ભૂરિશ્રવા અને જલસંધના વધને સહન નહિ કરનારા કર્ણે બાણોની વૃષ્ટિ કરીને શિનિપુત્રને પ્રહાર કરવા માંડ્યો હતો.[૫૮] એ વેળા તે કર્ણ, જયદ્રથ આદિ મહારથીઓના શોકથી આવિષ્ટ થઈને મહાન સર્પની પેઠે ફૂંફાડા મારતો હતો અને ક્રોધાયમાન થઈને નેત્રો વડે જાણે બાળી નાખતો હોય તેમ શિનિકુમાર સામે જોઈને વારંવાર વેગપૂર્વક તેની સામે દોડી જતો હતો. હે શત્રુદમન રાજા! એ રીતે તેને ક્રોધે ભરાયેલો જોઈને સાત્યકિ પણ એક હાથી જેમ બીજા હાથી સામે લડે, તેમ બાણોની વૃષ્ટિ કરતો લડી રહ્યો હતો. આમ બે મહાબળવાન વ્યાઘ્રોની પેઠે તે બન્ને પુરુષવ્યાઘ્રો સામસામા ભેટ્યા હતા.[૫૯-૬૧] તેઓ અનુપમ પરાક્રમ બતાવીને અન્યોન્યને રણમાં વીંધી નાખતા હતા. પછી હે શત્રુદમન રાજા! શિનિપુત્રે તદ્દન લોખંડનાં બનાવેલાં બાણો

વડે વારંવાર કર્ણનાં સર્વ ગાત્રોને ચીરી નાખવા માંડ્યાં. વળી બીજા એક ભલ્લજાતના બાણથી તેણે એના સારથિને રથના માળામાંથી નીચે ગબડાવી પાડ્યો તેમ જ તેના શ્વેત વર્ણના ચારે ઘોડાઓને તીક્ષ્ણ બાણો વડે મારી નાખ્યા. વધારામાં હે પુરુષશ્રેષ્ઠ! તેણે તેના ધ્વજના તથા રથના પણ સેંકડો ટુકડા કરી નાખ્યા.[૬૨-૬૪] એ પ્રમાણે હે રાજન્! સાત્યકિએ તમારા પુત્રના દેખતાં કર્ણને રથ વિનાનો કરી નાખ્યો. તેથી તમારા પક્ષના સર્વ મહારથીઓનાં મન ઉદાસ થઈ ગયાં. ત્યારે કર્ણપુત્ર વૃષસેન, શલ્ય અને દ્રોણપુત્ર અશ્વત્થામા એ ત્રણે મહારથીઓએ સર્વ તરફથી સાત્યકિને ઘેરી લીધો.[૬૫,૬૬] જોતજોતામાં ત્યાં ઊભેલું સર્વ સૈન્ય આકુળવ્યાકુળ થઈ ગયું. હે રાજન્! જ્યારે સાત્યકિએ વીર સૂતપુત્રને એ પ્રમાણે રથ વિનાનો કરી નાખ્યો, ત્યારે સર્વ સૈન્યોમાં મહાન હાહાકાર થઈ રહ્યો હતો. તે સમયે હે રાજન્! સાત્યકિનાં બાણોથી રથ વિનાનો થયેલો કર્ણ પણ નિઃશ્વાસ નાખીને સત્વર દુર્યોધનના રથ પર ચઢી ગયો. એ કર્ણ બાલ્યાવસ્થાથી તમારા પુત્ર સાથે થયેલી મૈત્રીને હૃદયપૂર્વક ઘણું માન આપતો હતો અને તેને રાજ્ય અપાવવાની પ્રતિજ્ઞાનું પાલન કરવા ઇચ્છતો હતો. હે રાજા! જિતેંદ્રિય સાત્યકિએ તે સમયે રથરહિત થયેલા કર્ણને તથા દુઃશાસન આદિ તમારા વીરપુત્રોને ખાસ જાણી જોઈને જ માર્યા ન હતા; કારણ કે ભીમસેને તથા અર્જુને તે બધાને મારવા માટે જે પ્રતિજ્ઞા કરી હતી, તેનું તેણે પાલન કર્યું હતું.[૬૭-૭૧] સાત્યકિએ તે બધાને રથરહિત કરી નાખી વિહ્વળ કરી મૂક્યા હતા, પણ પ્રાણરહિત કર્યા ન હતા; કારણ કે ભીમસેને તમારા પુત્રોનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી હતી તથા અર્જુને ફરી જુગાર ખેલતી વખતે કર્ણનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી હતી. કર્ણ આદિ મહારથીઓ તે સાત્યકિનો વધ કરવા માટે ઘણો ઘણો પ્રયત્ન કરતા હતા, તોપણ તેઓ સાત્યકિને હણી શક્યા નહિ. સાત્યકિએ કેવળ ધનુષ્યની જ સહાય લઈને અશ્વત્થામા, કૃતવર્મા તથા બીજા કેટલાએક મોટા મોટા સેંકડો મહારથી ક્ષત્રિયોનો તે રણમાં પરાજય કર્યો હતો. સાત્યકિને ધર્મરાજનું પ્રિય કરવાની તથા પુણ્યવંતોને મળતા દિવ્ય પરલોકની ઉત્કટ ઇચ્છા હતી. વળી શત્રુતાપન સાત્યકિ વીર્યમાં અર્જુન તથા શ્રીકૃષ્ણની તુલના કરી શકે તેવો હતો અને તેથી જ તેણે હસતાં હસતાં તમારાં સર્વ સૈન્યોને જીતી લીધાં હતાં. હે પુરુષવ્યાઘ્ર રાજા! આ જગતમાં શ્રીકૃષ્ણ, અર્જુન અને શિનિકુમાર સાત્યકિ એ ત્રણ જ ખરા ધનુર્ધરો છે, ચોથો એક પણ નથી.[૭૨-૭૭]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! યુદ્ધમાં શ્રીકૃષ્ણ સમાન પરાક્રમી તે સાત્યકિએ શ્રીકૃષ્ણના અજિત રથમાં આરૂઢ થઈ કર્ણને રથ વિનાનો કરી નાખ્યો, એ વૃત્તાંતને તો મેં સાંભળ્યું. પણ દારુક સારથિથી યુક્ત થયેલો તથા પોતાના બાહુબળથી ગર્વિષ્ઠ થયેલો તે શત્રુતાપન સાત્યકિ પાછળથી બીજા કોઈ રથમાં બેઠો હતો કે નહિ, તે સાંભળવાની મને ઇચ્છા છે. ખરેખર! તે સાત્યકિને યુદ્ધમાં હું અતિ અસહ્ય માનું છું, માટે તે વૃત્તાંતને તું મને કહે. કથા કહેવામાં તું ઘણો કુશળ છે.[૭૮-૮૦]

સંજય બોલ્યો : હે રાજન્! એ વૃત્તાંત જે પ્રમાણે બન્યું હતું, તે પ્રમાણે જ હું તમને કહું છું; માટે તમે તે સાંભળો. મહાબુદ્ધિમાન દારુકના નાનાભાઈએ શાસ્ત્રોક્ત કલ્પનાવિધિથી સજ્જ કરેલો એક બીજો રથ સાત્યકિને માટે ત્યાં આણ્યો હતો. એ રથના ઊંટડાને લોખંડના તથા સુવર્ણના પાટાઓ જડ્યા હતા. તે રથમાં હજારો ફૂદડીઓ જડેલી હતી. તેના પર સિંહના ચિહ્નવાળી ધ્વજા

અને પતાકા ફરકતી હતી. વાયુ સમાન વેગવાળા, સુવર્ણના અલંકારોથી શણગારેલા, ચંદ્ર સમાન ઉજ્જવળ વર્ણના, ચિત્રવિચિત્ર કવચો પહેરાવીને સજ્જ કરેલા અને સિંધુદેશમાં જન્મેલા ઉત્તમ, દૃઢ તથા સર્વ શબ્દોનું ઉલ્લંઘન કરનારા ઘોડાઓ તે રથમાં જોડ્યા હતા. હે પૃથ્વીપતિ! સેંકડો લટકતી ઘંટડીઓના શબ્દથી તે રથ ગર્જના કરતો હતો. શક્તિઓ અને તોમરોરૂપ તેમાં વીજળી ઝબકતી હતી, અનેક જાતનાં લડાયક શસ્ત્રો તથા દ્રવ્યોથી તે ભરપૂર હતો અને તે મેઘ સરખો ગંભીર શબ્દ કરતો હતો.[૮૧-૮૫] પોતાને માટે આણેલા તે રથ પર બેસીને શિનિપુત્ર સાત્યકિએ તમારા સૈન્ય સામે ધસારો કર્યો અને શ્રીકૃષ્ણનો સારથિ દારુક પણ પછી પોતાનો રથ પોતાની ઇચ્છા પ્રમાણે શ્રીકૃષ્ણ પાસે લઈ ગયો.[૮૬] હે રાજન્! પેલી તરફથી કર્ણને પણ આપણા યોદ્ધાઓએ એક રથ આણી આપ્યો હતો. તે શંખ અને ગાયના દૂધ સરખા શ્વેત વર્ણના તથા ચિત્રવિચિત્ર સોનેરી કવચોવાળા અતિશય વેગવાળા ઉત્તમ ઘોડાઓથી જોડેલો હતો. તેના પર સોનેરી પટાવાળી ધજા ઊડતી હતી. તેમાં ગોઠવેલા યંત્ર પર પતાકા ફરકતી હતી. અતિકુશળ સારથિ તે મહાન રથને હંકારતો હતો અને અનેક શસ્ત્રો તથા બીજા પરિચ્છેદો તેમાં ગોઠવ્યાં હતાં.[૮૭,૮૮] તે રથમાં બેસીને કર્ણે પણ શત્રુઓ સામે ધસારો કર્યો હતો. તમે મને જે પ્રશ્ન પૂછ્યો હતો, તે આ સર્વ મેં તમને કહી સંભળાવ્યું.[૮૯] વળી તમારી અનીતિને પરિણામે થયેલા તે ઘોર સંહારને તમે મારી પાસેથી સાંભળો. નિરંતર તેરહ-તેરહનાં યુદ્ધ કરનાર દુર્મુખ આદિ તમારા એકત્રીસ પુત્રોને ભીમસેને મારી નાખ્યા હતા. ઉપરાંત સાત્યકિએ તથા અર્જુને પણ તમારા સેંકડો શૂરા યોદ્ધાઓનો સંહાર કરી નાખ્યો હતો.[૯૦,૯૧] હે ભારત! તેમાં ભીષ્મ અને ભગદત્ત મુખ્ય હતા. હે રાજન્! એ પ્રમાણે તમારા દુષ્ટ વિચારોના પરિણામે આ ઘોર સંહાર થયો હતો.[૯૨]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'કર્ણ અને સાત્યકિનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૪૭મો સમાપ્ત

## अध्याय १४८ मो

### શ્રીકૃષ્ણે કરેલી અર્જુનની પ્રશંસા

॥ धृतराष्ट्र उवाच ॥

तथा गतेषु शूरेषु तेषां मम च संजय ।
किं वै भीमस्तदाऽकार्षीत्तन्ममाचक्ष्व संजय ॥१॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! તે પાંડવપક્ષના તથા મારા પક્ષના સર્વ શૂરાઓ જ્યારે તે રીતે જય-પરાજયના વાતાવરણમાં આવી પહોંચ્યા હતા, ત્યારે વીર ભીમસેને શું કર્યું હતું? તે મને કહે.[૧]

સંજય બોલ્યો : તે સમયે રથરહિત થયેલો ભીમસેન કર્ણની વાણીરૂપ શલ્યથી પીડાઈને ક્રોધવશ થઈ ગયો હતો અને તેણે અર્જુનને આ પ્રમાણે કહ્યું:[૨] 'હે ધનંજય! તારી સમક્ષ કર્ણે, 'હે દાઢીમૂછ વિનાના હીજડા! હે મૂઢ! હે ખાઉધરા! હે અસ્ત્રોમાં અકુશળ! હે બાળક! હે રણકાયર! તું યુદ્ધ કરવું રહેવા દે' ઇત્યાદિ વચનો કહ્યાં છે. હે ભારત! આમ બોલનારને મારે મારી જ નાખવો, એમ મેં પ્રથમ જ કહ્યું છે. હે મહાબાહુ! તેં જ્યારે એ પ્રમાણેનું વ્રત લીધું હતું, ત્યારે મેં પણ તારી સાથે એ વ્રત લીધું છે. હે કૌંતેય! જેવી તારી વ્રતનિષ્ઠા છે, તેવી જ મારી પણ છે, એમાં સંશય નથી. માટે હે પુરુષશ્રેષ્ઠ! એ કર્ણનો વધ કરવા માટે તું મારાં એ વચનોનું સ્મરણ કર. હે ધનંજય! તે જે રીત સત્ય થાય તે રીતે તું કરી દેખાડ.[૩-૬] ભીમસેનનાં એ વચન સાંભળીને અમાપ પરાક્રમવાળો અર્જુન કર્ણની સામે રણમાં આગળ ગયો અને તેણે તેને આ પ્રમાણે કહ્યું:[૭] 'ઓ મિથ્યા-

દષ્ટિ કર્ણ ! હે આત્મશ્લાઘી સૂતપુત્ર ! ઓ અધમ બુદ્ધિવાળા ! આ સમયે હું તને જે કહું છું, તે સાંભળી લે.[૮] શૂરા પુરુષોના યુદ્ધમાં જય અથવા પરાજય એ બે કર્મ હોય છે. હે રાધાપુત્ર ! યુદ્ધ કરનારા ઇંદ્રના પણ તે જય–પરાજય અનિત્ય હોય છે.[૯] તને જ્યારે સાત્યકિએ રથ વિનાનો કરી નાખ્યો, ત્યારે તું લગભગ મરણશરણ અને વિકળ ઇંદ્રિયોવાળો થઈ ગયો હતો; છતાં તારો વધ કરવાનો મેં નિશ્ચય કર્યો છે, એમ જાણીને સાત્યકિએ તારો વધ કર્યો નહિ અને કેવળ પરાજય કરીને જ તને જીવતો છોડ્યો છે.[૧૦] એના એ જ તેં પોતાની સામે યુદ્ધ કરતા મહાબળવાન ભીમસેનને કોઈ દૈવેચ્છાએ માંડ માંડ રથરહિત કરી નાખ્યો અને તેં એને કેટલાંએક કડવાં વચનો કહ્યાં છે.[૧૧] આ ઘણો મોટો અધર્મ છે અને તે એક અનાર્યપુરુષના જેવું કર્મ છે; કારણ કે શૂરા સત્પુરુષો પોતાના શત્રુનો પરાજય કરીને આત્મશ્લાઘા કરતા નથી, દુષ્ટ વચન બોલતા નથી અને કોઈની નિંદા પણ કરતા નથી. હે સૂતપુત્ર ! તું પ્રાકૃત મનુષ્યના જેવા જ્ઞાનવાળો છે, એટલે તેં ભીમસેન પ્રત્યે જે કંઈ કહ્યું છે તે ઘણું જ અસંબદ્ધ છે, કાનથી ન સંભળાય તેવું છે અને ચપળભાવને અંગે કેવળ અપરીક્ષિત છે. આર્યવ્રતમાં આસક્ત થઈને પરાક્રમપૂર્વક યુદ્ધ કરનારા શૂરા ભીમસેનને તેં જે અપ્રિય વચનો કહ્યાં છે, તે તદ્દન અસત્ય છે. વળી તે અપ્રિય વચનો તેં એક ભીમસેન જ સાંભળે તેમ કહ્યાં નથી, પણ શ્રીકેશવ અને મારી સમક્ષ સર્વ સૈન્યોના દેખતાં અને સાંભળતાં તું તે બોલ્યો છે.[૧૨–૧૫] અલ્યા ઓ ! ભીમસેને તો તને ઘણી વાર રથરહિત કરી નાખ્યો છે, છતાં તે પાંડુનંદને તને લગારે કઠોર વચન કહી સંભળાવ્યું નથી, ત્યારે તેં તો ભીમસેનને અનેક કડવાં વચનો કહી સંભળાવ્યાં છે ! વળી મારી ગેરહાજરીમાં તમે બધાએ એકઠા મળીને મારા પુત્ર અભિમન્યુને મારી નાખ્યો છે.[૧૬,૧૭] તે આ તારા ગર્વનું ફળ તને હવે તત્કાળ મળશે. ઓ દુષ્ટ બુદ્ધિના કર્ણ ! તેં તારો પોતાનો જ વિનાશ કરવા માટે અભિમન્યુના ધનુષ્યને કાપી નાખ્યું છે.[૧૮] માટે હે મૂઢ ! પુત્રો, બાંધવો અને અનુચરો સહિત હું તને હણી નાખીશ. હવે તું તારે કરવાનાં કૃત્યો સત્વર કરી લેજે. તારા પર મોટો ભય આવી પડ્યો છે.[૧૯] આ રણમાં તારા દેખતાં તારા પુત્ર વૃષસેનને હું મારી નાખીશ. વળી બુદ્ધિના મોહથી જે રાજાઓ તે તે સમયે વૃષસેનનું રક્ષણ કરવા આવશે, તે સર્વનો હું વિનાશ કરીશ. આ બધું હું મારા ધનુષ્યને હાથમાં લઈ સત્ય જ કહું છું. હે મૂઢ ! તું બુદ્ધિની અકુશળતાં છતાં અતિ અભિમાન ધરાવે છે, તેથી તને હું રણમાં પાડી નાખીશ. તે જોઈને મંદબુદ્ધિનો દુર્યોધન ઘણો જ સંતાપ પામશે.' એ રીતે અર્જુને કર્ણના પુત્રનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી.[૨૦–૨૨] તે વખતે સર્વ રથીયોદ્ધાઓમાં અતિ મહાન તુમુલ શબ્દ થઈ રહ્યો અને ત્યાં મહાભયંકર આકુલ સંગ્રામ ચાલુ થયો.[૨૩] જોતજોતામાં સૂર્ય મંદ કિરણોવાળો થઈને અસ્તાચળ પર્વત પાસે જતો રહ્યો. હવે હે રાજન્ ! પોતાની પ્રતિજ્ઞાને પહોંચી વળેલા અને સંગ્રામના મોખરામાં ઊભેલા તે અર્જુનને ભેટી પડીને શ્રીકૃષ્ણ તેને કહેવા લાગ્યા : 'હે જિષ્ણુ ! તેં તારી મહાન પ્રતિજ્ઞાને સંપૂર્ણ કરી તે ઘણું સારું થયું. તેં પાપી વૃદ્ધક્ષત્રને તેના પુત્ર સહિત મારી નાખ્યો, તે પણ બહુ ઠીક થયું. હે ભારત ! આ કૌરવસૈન્યની સામે આવીને દેવોની સેના પણ એક વખત હારી જાય, એમાં કાંઈ વિચારવા જેવું નથી. હે પુરુષવ્યાઘ્ર ! હું

ઘણો ઘણો વિચાર કરું છું, છતાં આ લોકમાં આ સૈન્ય સામે લડી શકે એવો એક તારા વિના બીજો એક પણ પુરુષ હું ક્યાંય જોતો નથી. આ સૈન્યમાં દુર્યોધનને માટે ઘણા રાજાઓ એકઠા થયા છે. તેઓ મહાન પ્રભાવવાળા છે અને તારી તુલના કરનારા અથવા તારાથી પણ અધિક છે. પણ તેઓ બધા કવચ પહેરીને અને ક્રોધપૂર્વક તારી સામે રણમાં આવીને વિજય મેળવી શક્યા નથી.[૨૪-૨૯] ખરેખર ! તારું પરાક્રમ અને બળ રુદ્ર, ઇંદ્ર અને કાળ સરખું છે; કારણ કે તારા સિવાય બીજો કયો પુરુષ રણમાં આવું પરાક્રમ કરવા શક્તિમાન થાય ?[૩૦] તેં એકલાએ શત્રુઓને તપાવીને આજે આવું કર્મ કર્યું છે અને આજે હું તને જે રીતે વધાવી રહ્યો છું, તે પ્રમાણે જ્યારે તું દુષ્ટાત્મા કર્ણનો તેના પરિવાર સાથે વધ કરશે, ત્યારે ફરી પણ શત્રુઓનો પરાજય કરનારા એવા તને શત્રુહંતાને હું વધાવી લઈશ.' શ્રીકૃષ્ણનાં એ વચનો સાંભળી અર્જુન બોલી ઊઠ્યો : 'હે માધવ ! આ મારી પ્રતિજ્ઞા દેવોને પણ દુસ્તર હતી, છતાં હું મારી પ્રતિજ્ઞાને સંપૂર્ણ કરી શક્યો છું, તેમાં તમારો જ પ્રસાદ હેતુરૂપ છે. હે કેશવ ! તમે જેમના નાથ છો તેમનો જ વિજય થાય, તેમાં કંઈ આશ્ચર્ય નથી. હે પ્રભુ ! તમારા પ્રસાદથી જ યુધિષ્ઠિરરાજાને આ સઘળી પૃથ્વી પ્રાપ્ત થશે. માટે હે યદુવંશી ! આમાં તમારો જ પ્રભાવ છે અને ખરું જોતાં તમારો જ વિજય છે.[૩૧-૩૪] હે મધુસૂદન ! અમે સદૈવ તમારા ઉત્તેજનને પાત્ર છીએ.' આમ અર્જુને આ વિનયવચનો કહ્યાં, ત્યાર પછી શ્રીકૃષ્ણે ધીમે ધીમે ઘોડાઓને છાવણી તરફ હાંકવા માંડ્યા અને તેને તે મહાન અને ક્રૂર રણક્ષેત્ર દેખાડવા લાગ્યા.[૩૫]

શ્રીકૃષ્ણ બોલ્યા : હે અર્જુન ! તું જો તો 'ખરો, આ યુદ્ધમાં વિજયની ઇચ્છા રાખનારા તથા જગપ્રસિદ્ધ મહાન યશની આશા રાખનારાં આ શૂરા રાજાઓ તારાં બાણોથી મરણ પામીને પૃથ્વી પર શયન કરી રહ્યા છે.[૩૬] તેમનાં શસ્ત્રો તથા આભરણો જ્યાં ત્યાં વીખરાઈ પડ્યાં છે; ઘોડાઓ, રથો અને હાથીઓનો વિનાશ થઈ ગયો છે; તેમનાં સર્વ મર્મસ્થાનો છિન્નભિન્ન થઈ ગયાં છે અને તેથી જ તેઓ પરમ વૈકલ્યને પામ્યા છે.[૩૭] આ બધા રાજાઓ એટલા બધા તેજસ્વી છે કે તેઓ સત્ત્વહીન થઈ ગયા છે, છતાં પણ જાણે સત્ત્વવાળા હોય તેવા દેખાય છે. તેઓ નિર્જીવ થઈને પડ્યા છે, છતાં જીવવાળા હોય તેવા જણાય છે.[૩૮] જો, જો ! તેઓનાં સુવર્ણપૂંખી બાણોથી, જાતજાતનાં તીક્ષ્ણ શસ્ત્રોથી અને વાહનો તથા આયુધોથી આખી પૃથ્વી સંપૂર્ણ ભરાઈ ગઈ છે.[૩૯] હે ભારત ! કવચો, ઢાલો, હારો, કુંડળવાળાં મસ્તકો, પાઘડીઓ, મુકુટો, માળાઓ, ચૂડામણિઓ, વસ્ત્રો, કંઠસૂત્રો, બાજુબંધો, ચળકતી કંઠીઓ અને બીજાં અદ્ભુત આભરણોથી આ રણભૂમિ શોભે છે.[૪૦,૪૧] વળી રથના નીચેના ભાગનાં કાષ્ઠોથી, ભાથાઓથી, પતાકાઓથી, ધજાઓથી, હાથીઓથી, ઘોડાઓનાં સામાનોથી, રથોનાં ચક્રોથી, ઇસોના દાંડાઓથી, છિન્નભિન્ન થયેલાં પૈડાંઓથી, પૈડાંઓની વચ્ચેનાં ઢીમચાંઓથી, ધૂંસરાંઓથી, ચોકડાંઓથી, અલંકારોથી, ધનુષ્યોથી, બાણોથી, ઝૂલોથી, હાથીઓને માથે ઓઢાડવાનાં આચ્છાદનોથી, લોખંડી લાકડીઓથી, અંકુશોથી, શક્તિઓથી, ભિંદિપાલોથી, ત્રિશૂળોથી, ફરસીઓથી, ભાલાઓથી, તોમરોથી, લાકડીઓથી, તોપોથી, ભુશુંડીઓથી, તલવારોથી, પરશુઓથી, મુસલોથી, મુદ્ગરોથી, ગદાઓથી, મુડદાંઓથી, સુવર્ણથી મઢેલી ચાબુકોથી, હાથીઓની ઘંટડીઓથી, અનેક જાત-

નાં આભરણોથી, માળાઓથી, અલંકારોથી અને છિન્નભિન્ન થયેલાં કિંમતી વસ્ત્રોથી રણભૂમિ ઉદય પામેલા ગ્રહમંડળથી શરદઋતુનું આકાશ જેમ શોભે, તેમ શોભી રહી છે, તે તું જો. હે ભરત-શ્રેષ્ઠ! આ બધા રાજાઓ પૃથ્વીને માટે મરણ પામીને નિદ્રામાં પોતાની પ્રિય કાંતાનું આલિંગન કરીને સૂતા હોય, તેમ પૃથ્વીનું પોતાનાં ગાત્રોથી આલિંગન કરીને સૂતા છે! વળી આ પર્વત સરખા મોટા હાથીઓ ઇંદ્રના ઐરાવત હાથીની ઉપમાને યોગ્ય છે. તેઓ બધા પણ શસ્ત્રોના ઘાવરૂપ ગુફાઓના મુખમાંથી પુષ્કળ લોહીને વહેવડાવે છે. તે હાથીઓ ગુફાઓમાંથી મિશ્ર એવા જળપ્રવાહોને ઝરતા મોટા પર્વતો હોય તેવા જણાય છે. હે વીર! જો, જો! બાણોના પ્રહારોથી તેઓ પૃથ્વી પર તરફડે છે અને સુવર્ણના અલંકારોથી શોભતા આ ઘોડાઓ પણ મરણ પામીને પડ્યા છે.[૪૨-૫૧] વળી ગંધર્વ-નગર સરખા આકારના આ રથોને પણ તું જો. તેમના સ્વામીઓ મરણ પામ્યા છે, તે રથોની ધ્વજાઓ, પતાકાઓ તથા પૈડાંના ભાગો છિન્ન-ભિન્ન થઈ પડ્યા છે. તેમાં કેટલાએક તો પૈડાં-રહિત થઈને પડ્યા છે અને તેમના સારથિઓ માર્યા ગયા છે.[૫૨] તેમનાં ઊંટડાઓ, ધૂંસરીઓ તથા ધ્રસો ભાંગી પડેલ છે. હે પાર્થ! હે સમર્થ! પૃથ્વી પર વિમાન સરખા દેખાવના આ યોદ્ધાઓ તથા સેંકડો અને હજારો માર્યા ગયેલા આ પાળાઓને પણ તું જો.[૫૩] હે વીર! આ તરફ પણ તું દૃષ્ટિ કર. હે મહાબાહુ! તારાં બાણોથી કપાઈ ગયેલાં શરીરોવાળા, ધૂળથી ભૂખરા થયેલા કેશોવાળા અને લોહીલુહાણ શરીરવાળા આ યોદ્ધાઓ હાથમાં ધનુષ્યને તથા ઢાલને ગ્રહણ કરીને સર્વાંગે પૃથ્વીનું આલિંગન કરી રણમાં શયન કરી ગયા છે.[૫૪,૫૫] હે નરવર! જો, જો! આ યુદ્ધભૂમિ જોવી પણ ન ગમે તેવી ભયંકર થઈ પડી છે. પતન પામેલા હાથીઓ, રથો અને ઘોડાઓથી તે વ્યાપ્ત થઈ ગઈ છે. એમાં લોહી, વસા અને માંસનો ગાઢ કીચડ જામ્યો છે. તે રાક્ષસો, કૂતરાંઓ, વરુઓ અને પિશાચોને આનંદ ઉપજાવનારી થઈ પડી છે![૫૬] હે સમર્થ અર્જુન! રણાંગણમાં યશની વૃદ્ધિ કરનારું આવું મહાન કર્મ તને જ ઘટે છે; અથવા મહારણમાં દૈત્યોનો તથા દાનવોનો સંહાર કરનારા દેવશ્રેષ્ઠ ઇંદ્રને વિષે જ તે સંભવી શકે છે. તે સિવાય બીજો કોઈ પુરુષ આવું વીરકર્મ કરવા શક્તિમાન નથી.[૫૭]

સંજય બોલ્યો: એ પ્રમાણે વર્ણન કરી કરીને શ્રીકૃષ્ણ અર્જુનને રણભૂમિ દેખાડતા હતા અને તેમણે એકત્ર થયેલા પોતાના સ્વજનો સાથે મળીને પોતાના પાંચજન્ય શંખને વગાડ્યો.[૫૮] હવે શત્રુસંહર્તા શ્રીકૃષ્ણ અર્જુનને તે યુદ્ધભૂમિ દેખાડતા દેખાડતા રાજા યુધિષ્ઠિર પાસે આવી પહોંચ્યા અને તેમને અર્જુને કરેલા જયદ્રથના વધનો વૃત્તાંત જણાવવા લાગ્યા.[૫૯]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'શ્રીકૃષ્ણે કરેલી અર્જુનની પ્રશંસા' નામનો અધ્યાય ૧૪૮ મો સમાપ્ત

## अध्याय १४९ मो
## યુધિષ્ઠિરનો આનંદ

॥ संजय उवाच ॥

**ततो राजानमभ्येत्य धर्मपुत्रं युधिष्ठिरम्।**
**ववंदे स प्रहृष्टात्मा हते पार्थेन सैंधवे ॥ १ ॥**

સંજય બોલ્યો: આમ અર્જુને સિંધુરાજનો વધ કર્યો, તે પછી મનમાં આનંદ પામેલા શ્રીકૃષ્ણ ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજ પાસે આવ્યા અને તેમને વંદન કરી બોલ્યા:[૧] 'હે રાજેંદ્ર! હું તમને આપણા સુદૈવની વધામણી આપું છું કે, આપણો શત્રુ રાજા જયદ્રથ આજે મરાયો છે. હે નરોત્તમ! તમારો નાનો ભાઈ અર્જુન પોતાની

પ્રતિજ્ઞાને તરી ગયો છે, આ પણ આપણું અહોભાગ્ય છે.' હે ભારત ! શ્રીકૃષ્ણે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે શત્રુનગરોના જેતા રાજા યુધિષ્ઠિર હર્ષમાં આવી ગયા અને એકદમ રથ પરથી નીચે કૂદી પડ્યા.[2,3] તે આનંદનાં અશ્રુઓથી રેબઝેબ થઈ ગયા અને શ્રીકૃષ્ણ તથા અર્જુનને ભેટી પડ્યા. પછી શુભ અને શ્વેત કમળ સમા ઉજ્જ્વળ એવા પોતાના મુખને લૂછી નાખીને તે વાસુદેવ શ્રીકૃષ્ણને તથા પાંડવ ધનંજયને આ પ્રમાણે કહેવા લાગ્યા : *'હે કમળનયન શ્રીકૃષ્ણ! તમારી* પાસેથી આ પ્રિય વધામણી સાંભળીને મને એટલો બધો હર્ષ થાય છે કે, સમુદ્રને તરવાની ઇચ્છાવાળો પુરુષ જેમ તેના પારને પામી શકતો નથી, તેમ હું પણ તે હર્ષના પારને પામી શકતો નથી. હે કૃષ્ણ ! બુદ્ધિમાન અર્જુને આ અતિ અદ્‌ભુત કર્મ કર્યું છે.[4-6] તમે બન્ને મહારથીઓને આ સંગ્રામના મોટા ભારને ઊંચકી આવેલા જોઉં છું, તે બહુ સારું થયું. પાપી પુરુષાધમ સિંધુરાજ મરણ પામ્યો, તે પણ ઠીક જ થયું છે.' હે કૃષ્ણ ! હે ગોવિંદ ! તમારા રક્ષણ તળે રહીને અર્જુને જયદ્રથનો વધ કરી મારી મહાન પ્રીતિ સંપાદન કરી છે, તે પણ એક સુદૈવ જ છે.[7,8] પરંતુ આમાં કંઈ અતિ આશ્ચર્ય જેવું નથી; કારણ કે જેમના તમે નાથ છો તે પુરુષોને આ ત્રણેય લોકમાં કંઈ દુઃસાધ્ય નથી. અમને વાસ્તવિક તમારો જ આશ્રય છે. હે મધુસૂદન ! તમે સર્વલોકના ગુરુ છો. હે ગોવિંદ ! તમે અમારા નાથ છો. તમારી કૃપાથી હજી પણ અમે અમારા શત્રુઓને જીતીશું.[9,10] તમે સર્વ પ્રકારે અમારું પ્રિય અને હિત કરવામાં નિત્ય તત્પર રહો છો અને તમારા આશ્રયથી જ અમે શત્રુઓ સામે શસ્ત્રો ઉગામ્યાં છે.[11] હે ઉપેંદ્ર ! અસુરોનો વધ કરવામાં દેવોને જેમ ઇંદ્રનો આધાર હોય છે, તેમ અમને 'આ શત્રુઓનો સંહાર કરવામાં તમારો જ મુખ્ય આધાર છે. હે જનાર્દન ! દેવોથી પણ ન થઈ શકે એવું આ કર્મ અર્જુને કર્યું છે, તેમાં તમારા જ બુદ્ધિબળના વીર્યનો પ્રભાવ છે. હે કૃષ્ણ ! બાલ્યાવસ્થાથી આરંભીને જ મેં તમારા અમાનુષ દિવ્ય મહાકર્મોનું અનેકધા શ્રવણ કર્યું છે અને તે સમયે જ મેં મારા શત્રુઓને મૂએલા માની લીધા છે; તેમ જ સઘળી પૃથ્વીને મારે ત્યાં આવેલી જાણી લીધી છે.[12-14] હે શત્રુસૂદન *શ્રીકૃષ્ણ ! ઇંદ્ર પણ તમારી કૃપાથી પ્રાપ્ત થયેલા* પરાક્રમ વડે હજારો દૈત્યોનો સંહાર કરીને દેવરાજપણાને પામ્યો છે.[15] હે હૃષીકેશ ! તમારા પ્રસાદથી સ્થાવરજંગમ આ સર્વ જગત પોતાના માર્ગમાં રહ્યું છે અને હે વીર ! તે જપ, હોમ આદિ કર્તવ્યકાર્યો કર્યા કરે છે.[16] હે મહાબાહુ ! પૂર્વે આ સર્વ દશ્યમાન પ્રપંચ કેવળ એક સમુદ્રમય અને અંધકારમય જ હતો. પણ હે નરોત્તમ ! પછીથી તમારી કૃપાથી તે જગતસ્વરૂપે સર્વની દૃષ્ટિએ પડ્યો છે.[17] જે પુરુષો તમને–હૃષીકેશને સર્વ લોકોના સ્રષ્ટા તરીકે તથા અવિનાશી પરમાત્મા તરીકે જુએ છે–જાણે છે, તેઓ કદી મોહ પામતા નથી.[18] વળી જેઓ તમને પરમ સનાતન, પુરાણપુરુષ અને દેવોના પણ ગુરુ માનીને શરણે આવે છે, તેઓ કદી મોહ પામતા નથી. હે હૃષીકેશ ! જે ભક્તપુરુષો આદિ તથા અંતથી રહિત, લોકના ઉત્પન્નકર્તા એવા તમને અવિનાશી દેવ તરીકે ભજે છે, તેઓ સર્વ કષ્ટોને તરી જાય છે.[19,20] વળી જે હિરણ્યગર્ભ આદિ પરમ દેવોથી પણ પર અને બુદ્ધિને અગોચર એવા તમને સર્વોત્કૃષ્ટ પુરાણપુરુષને શરણે આવે છે, તે પુરુષને મહાન ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. (અર્થાત્ 'एषास्य परमा संपत्' તત્ત્વજ્ઞાની પુરુષની એ જ પરમ સંપત્તિ છે' એ શ્રુતિપ્રસિદ્ધ

સ્વસંવેદ્ય પરમાનંદ તેને પ્રત્યક્ષ થાય છે.)[21] જેનું ચારે વેદો ગાન કર્યા કરે છે અને વેદોમાં જે નિત્ય ગવાય છે, તે મહાત્માને શરણે જઈને હું સર્વોત્તમ સમૃદ્ધિનો ઉપભોગ કરું છું.[22] હે પરમેશ! તમે પરેશ છો (અર્થાત સકળ ભોગ્ય સ્વરૂપ છો, છતાં અવિનાશી સ્વભાવના છો અને માયાના મિશ્રભાવને પામ્યા છો, તોપણ વિકારરહિત છો.), તમે સર્વ તિર્યંગોના નિયંતા છો અને સર્વ નરોના ઈશ્વર છો. હે સર્વ ઈશ્વરોના પણ ઈશ્વર! હે સર્વ નિયંતાઓના પણ નિયંતા! હે પુરુષોત્તમ! તમને મારા નમસ્કાર હો.[23] હે રુદ્ર આદિ ઈશ્વરોના પણ આરાધ્ય! તમે ધર્મના પ્રભુ છો. હે પ્રભુ! હે માધવ! તમે નિત્ય વૃદ્ધિ પામો. હે સર્વના ઉત્પત્તિ અને વિનાશના ક્ષેત્ર! હે વિશાળનેત્ર! તમે સર્વના આત્મા છો.[24] જે ભગવાન અર્જુનના મિત્ર છે, જે હંમેશાં અર્જુનનું હિત કરનારા છે અને જે નિત્ય અર્જુનના રક્ષક છે, તે શ્રીકૃષ્ણ પ્રભુને શરણે જનાર પુરુષને સુખ પ્રાપ્ત થાય છે.[25] હે નિર્દોષ કૃષ્ણ! તમારાં ચરિત્રોને જાણનારા પુરાણઋષિ માર્કંડેયમુનિએ તમારા માહાત્મ્યનું તથા પ્રભાવનું કીર્તન કર્યું છે.[26] અસિત, દેવલ, મહાતપસ્વી નારદ તથા મારા પિતામહ વ્યાસભગવાને તમને સર્વોત્તમ વિધાતા તરીકે વર્ણવ્યા છે.[27] તમે તેજસ્વરૂપ છો, પરબ્રહ્મ છો, સત્યસ્વરૂપ છો, મહાન તપસ્વરૂપ છો, કલ્યાણસ્વરૂપ છો અને જગતનું મુખ્ય કારણ છો. આ સ્થાવરજંગમ સર્વ જગતને તમે જ સરજ્યું છે અને પ્રલયકાળ પ્રાપ્ત થતાં પુનઃ તમારામાં જ તે પ્રવેશ કરી જાય છે.[28,29] હે જગતના પતિ! વેદોનું જ્ઞાન ધરાવનારા મનુષ્યો તમને આદિઅંતરહિત સર્વના વિધાતા, ઇંદ્રિયોથી અતીત તથા વિશ્વના નિયંતા દેવ તરીકે કહે છે.[30] સર્વ ભૂતોના આત્મા, અનંત, સર્વમુખ, શુદ્ધ, આદ્ય, જગતના પતિ, સર્વના ઈશ્વર તથા પરમાત્મા નારાયણસ્વરૂપ એવા તમને પરમ દેવને દેવો પણ જાણી શકતા નથી.[31] જ્ઞાનના કારણભૂત, હરિ, સર્વવ્યાપક, મુમુક્ષુપુરુષોના પરમ પ્રાપ્ય સ્થાનરૂપ અને પુરાણના પણ પુરાણરૂપ તે પરબ્રહ્મ તમે પોતે જ છો.[32] આ પ્રમાણે તમારાં કર્મો તથા ગુણો છે. તે ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં અવિચ્છિન્ન રહે છે અને તેની સ્વર્ગમાં અથવા આ પૃથ્વીમાં સંખ્યા જ નથી.[33] સર્વગુણસંપન્ન એવા તમને અમે અમારા સુહૃદ તરીકે સ્વીકાર્યા છે. ઇંદ્ર જેમ દેવોનું રક્ષણ કરે છે, તેમ તમે અમારું પણ સર્વ તરફથી રક્ષણ કરજો.'[34] ધર્મરાજાએ જ્યારે એ રીતે કહ્યું, ત્યારે મહાયશસ્વી શ્રીજનાર્દન આ સમયોચિત વચન બોલ્યા:[35] 'હે ધર્મપુત્ર! તમારા તપોબળથી, સર્વોત્કૃષ્ટ પરમધર્મથી, સૌજન્યથી તથા સરળતાથી પાપી જયદ્રથરાજા મરણ પામ્યો છે.[36] હે પુરુષવ્યાઘ્ર! તમારી કલ્યાણચિંતનાથી રક્ષાયેલા આ અર્જુને હજારો યોદ્ધાઓનો સંહાર કરીને જયદ્રથને મારી નાખ્યો છે.[37] કુશળતામાં, બાહુબળમાં, ધૈર્યમાં, શીઘ્રતામાં તથા અમોઘ બુદ્ધિમત્તામાં અર્જુન સરખો પુરુષ કોઈ સ્થળે નથી.[38] તેથી જ હે ભરતશ્રેષ્ઠ! તમારા ભાઈ અર્જુને આજના રણમાં સૈન્યોનો ક્ષય કરી નાખીને સિંધુરાજાના મસ્તકને ઉડાવી દીધું છે.'[39] પછી હે પૃથ્વીપતિ! સમર્થ રાજા ધર્મપુત્રે અર્જુનને આલિંગન કર્યું અને તેનું મુખ લૂછી નાખી આશ્વાસન કરતાં તે આ વચનો બોલ્યા:[40] 'હે અર્જુન! તેં અતિમહાન કર્મ કર્યું છે. ઇંદ્ર સહિત દેવોને પણ તે અસહ્ય અને અશક્ય હતું.[41] હે શત્રુહંતા અર્જુન! તું યુદ્ધના ભારથી મુક્ત થયો છે, તે બહુ સારું થયું. શત્રુ-
[illegible] વધ થયો છે

અને તારી પ્રતિજ્ઞા સત્ય થઈ છે, તે પણ ઘણું ઠીક થયું.[૪૨] અર્જુનને એ પ્રમાણે કહીને મહાયશસ્વી ધર્મરાજ પવિત્ર સુગંધવાળા પોતાના હાથ વડે અર્જુનની પીઠને પંપાળવા લાગ્યા.[૪૩] યુધિષ્ઠિર રાજાનાં એ રીતનાં વચન સાંભળ્યા પછી બન્ને મહાત્મા શ્રીકેશવ અને અર્જુન પૃથ્વીપતિ રાજા ધર્મપુત્રને કહેવા લાગ્યા કે,[૪૪] 'હે ભરતવંશી રાજા! પાપી જયદ્રથરાજા તમારા કોપરૂપ અગ્નિથી જ બળી ગયો છે અને આ રણમાં કૌરવોના અતિમહાન સૈન્યને પણ અમે જે ઉલ્લંઘી ગયા, તેમાં પણ આપની કૃપા જ મુખ્ય કારણભૂત છે.[૪૫] હે શત્રુસૂદન મહારાજ! તમારા ક્રોધને લીધે જ આ કૌરવો માર્યા ગયા છે, મરણ પામે છે અને હજી પણ મરણ પામશે. માત્ર દૃષ્ટિથી જ સંહાર કરી નાખનારા તમારા સરખા વીરને કોપાવીને દુર્મતિ દુર્યોધન આ યુદ્ધમાં પોતાના મિત્રો અને બાંધવો સહિત પ્રાણોનો ત્યાગ કરશે. અરે! જે પ્રથમ દેવોને પણ અતિ દુર્જય હતા, તે કુરુપિતામહ ભીષ્મ પણ તમારા ક્રોધથી દગ્ધ થઈને બાણશય્યા પર સૂતા છે.[૪૬-૪૮] હે પાંડવ! જેમના પર તમે કોપ્યા છો, તેમને સંગ્રામમાં વિજય મળવો દુર્લભ છે. પછી તેઓ ભલે શત્રુઓનો સંહાર કરી નાખે તેવા બળવાન હોય, તોપણ તેઓ અવશ્ય મૃત્યુને વશ થશે.[૪૯] હે માન આપનારા રાજા! જેમના પર તમે ક્રોધ કર્યો છે, તેમનાં રાજ્ય, પ્રાણ, લક્ષ્મી, પુત્રો અને વિવિધ પ્રકારનાં સુખોનો તત્કાળ વિનાશ થાય છે.[૫૦] હે શત્રુતાપન! રાજધર્મમાં પરાયણ રહેનારા એવા તમે જ્યારે કૌરવો પર ક્રોધે ભરાયા હતા, ત્યારે જ મેં કૌરવોને પુત્રો, બાંધવો અને પશુઓ સહિત નાશ પામેલા માની લીધા છે.'[૫૧] તેટલામાં બાણોના પ્રહારોથી ઘવાયેલા શરીરવાળા મહાબાહુ ભીમસેન તથા મહારથી સાત્યકિ પોતાના ગુરુ જેવા વડીલ યુધિષ્ઠિરને વંદન કરીને પાંચાલોથી વીંટાઈને પૃથ્વી પર બેઠા. પોતાની આગળ હાથ જોડીને બેઠેલા તથા આનંદપૂર્ણ દેખાતા તે વીર ભીમસેન અને સાત્યકિને જોઈને કુંતાપુત્ર યુધિષ્ઠિર તે બન્નેને અભિનંદન આપવા લાગ્યા: 'તમે બન્ને શૂરાઓને હું કૌરવોના સૈન્યરૂપ સાગરમાંથી મુક્ત થયેલા જોઉં છું, તે બહુ રૂડું થયું છે.[૫૨-૫૪] કારણ કે તે સૈન્યસાગર દ્રોણાચાર્યરૂપ ગ્રાહથી દુરાધર્ષ હતો અને કૃતવર્મારૂપ મગરમચ્છથી મહાભયંકર હતો. તમે આ યુદ્ધમાં પૃથ્વીના સર્વ રાજાઓનો પરાજય કર્યો, તે બહુ સારું કર્યું.[૫૫] તમને આ રણમાં વિજયી થયેલા જોઈને મને ઘણો આનંદ થાય છે અને દ્રોણાચાર્યને તથા મહાબળવાન કૃતવર્માને તમે જીત્યા તે પણ ઘણા હર્ષની વાત છે.[૫૬] હે પુરુષશ્રેષ્ઠો! તમે બન્ને એ રણમાં બાણો વડે કર્ણનો પરાજય કર્યો તથા શલ્યને પણ પાછો હઠાવ્યો, તે બહુ સારું થયું.[૫૭] વળી રથીઓમાં શ્રેષ્ઠ તથા યુદ્ધ કરવામાં ઘણા કુશળ એવા તમને બન્નેને સંગ્રામમાંથી કુશળક્ષેમ પાછા આવેલા જોઈ મને ઘણો આનંદ થાય છે.[૫૮] મારી આજ્ઞા પ્રમાણે વર્તનારા તથા મારું ગૌરવ વધારવામાં તત્પર થયેલા તમને બન્ને વીરોને કૌરવના સૈન્યસાગરને તરી આવેલા જોઈ હું ઘણો પ્રસન્ન થાઉં છું.[૫૯] યુદ્ધમાં વખણાયેલા તથા કદી પરાજય નહિ પામનારા તમને બન્ને વીરોને જોઈને મને પરમ હર્ષ થાય છે.[૬૦] હે રાજન્! એ પ્રમાણે કહીને પાંડુપુત્ર ધર્મરાજા પુરુષવ્યાઘ્ર ભીમસેનને તથા સાત્યકિને ભેટી પડ્યા અને હર્ષનાં અશ્રુઓ વરસાવવા લાગ્યા.[૬૧] હે પૃથ્વીપતિ! તે સમયે પાંડવોના સર્વ સૈન્યમાં હર્ષનાદ થઈ રહ્યો હતો અને વળી તે સૈન્યે હર્ષપૂર્વક યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો હતો.[૬૨]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમા 'યુધિષ્ઠિરનો હર્ષ' નામનો અધ્યાય ૧૪૯ મો સમાપ્ત

## अध्याय १५० मो

### દુર્યોધનનો પશ્ચાત્તાપ

॥ संजय उवाच ॥

सैन्धवे निहते राजन् पुत्रस्तव सुयोधनः ।
अश्रुपूर्णमुखो दीनो निरुत्साहो द्विषज्जये ॥ १ ॥

સંજય બોલ્યો : હે રાજન્ ! સિંધુરાજનું મરણ થતાં તમારો પુત્ર દુર્યોધન અશ્રુપૂર્ણ મુખવાળો, દીન અને શત્રુઓને પરાજય કરવામાં તદ્દન નિરુત્સાહ બની ગયો હતો.[૧] તેનું મન અતિ ઉદાસ થઈ ગયું. ભાંગી પડેલી દાઢવાળા સર્પની પેઠે તે નિઃશ્વાસ મૂકતો હતો. તમારો એ પુત્ર સર્વ લોકોનો અપરાધી થઈને પરમ દુઃખમાં આવી પડ્યો હતો.[૨] અર્જુન, ભીમસેન તથા સાત્યકિએ કરેલા પોતાના સૈન્યના મહાઘોર સંહારને જોઈને તેના શરીરનો વર્ણ ફિક્કો પડી ગયો હતો. તે શરીરે કૃશ થઈ ગયો હતો અને દીનતાને લીધે તેનાં નેત્રો અશ્રુઓથી ભરાઈ ગયાં હતાં. હે રાજા ! આખરે તેને માનવું પડ્યું હતું કે, 'આ પૃથ્વી પર અર્જુન સરખો બીજો કોઈ યોદ્ધો નથી. કોપેલા અર્જુનની સામે યુદ્ધમાં ટકવાને દ્રોણાચાર્ય, કર્ણ, અશ્વત્થામા કે કૃપાચાર્ય પણ સમર્થ નથી.[૩-૫] તે મનમાં કહેવા લાગ્યો કે, 'આજના યુદ્ધમાં આખરે અર્જુને સિંધુરાજને મારી નાખ્યો છે. મારો કોઈ યોદ્ધો તેને અટકાવી શક્યો નથી. ખરેખર ! કૌરવોનું આ મહાન સૈન્ય સર્વથા માર્યું જ ગયું છે. સાક્ષાત્ ઇંદ્ર પણ એનું રક્ષણ કરી શકે તેમ નથી જ.[૬,૭] અરેરે ! જેનો આશ્રય કરીને મેં આ સંગ્રામમાં શત્રુઓ સામે શસ્ત્રો ઉચક્યાં છે, તે કર્ણનો પણ અર્જુને પરાજય કર્યો છે અને યુદ્ધમાં તેણે જયદ્રથને મારી નાખ્યો છે.[૮] હાય ! જેના પરાક્રમ પર આધાર રાખીને સંધિની યાચના કરતા શ્રીકૃષ્ણને એક તણખલાના તોલના ગણી નાખ્યા હતા, તે કર્ણનો પણ યુદ્ધમાં અર્જુને પરાજય કર્યો છે.[૯] આમ હે ભરતશ્રેષ્ઠ રાજા ! ઉદાસ મનવાળો તથા સર્વ લોકનો અપરાધી થયેલો તમારો પુત્ર દુર્યોધન દ્રોણાચાર્યને મળવા માટે તેમની પાસે ગયો.[૧૦] ત્યાં જઈને તેણે તેમને સર્વ કૌરવોના મહાન સંહારની, શત્રુઓના વિજયની તથા પોતાના પરાજયની વાત કહેવા માંડી.[૧૧]

દુર્યોધન બોલ્યો : અરે ઓ આચાર્ય ! જુઓ, જુઓ ! મારા શરા પિતામહ ભીષ્મ આદિ મૂર્ધાભિષિક્ત રાજાઓનો મોટો સંહાર થઈ ગયો છે.[૧૨] તે ભીષ્મને મારી નાખીને મનમાં સંપૂર્ણ રીતે સંતુષ્ટ થયેલો ઘાતકી શિખંડી સર્વ પાંચાલ યોદ્ધાઓની સાથે સેનાના મોખરામાં ઊભો રહેલ છે.[૧૩] વળી બીજા તમારા દુરાધર્ષ શિષ્ય અર્જુને મારી સાત અક્ષૌહિણી સેનાનો સંહાર કરી નાખી રાજા જયદ્રથને મારી નાખ્યો છે.[૧૪] અરેરે ! મારો વિજય ઇચ્છનારા મારા ઉપકારી સુહૃદો યમસદનમાં પહોંચી ગયા છે ! હવે તેમના ઋણથી હું ક્યારે મુક્ત થઈશ ?[૧૫] જે ભૂપતિઓ મારે માટે પૃથ્વીની ઇચ્છા કરતા હતા, તેઓ જ પૃથ્વીના ઐશ્વર્યનો ત્યાગ કરી દઈને પૃથ્વી પર શયન કરી ગયા છે.[૧૬] અહો ! મિત્રોના આવા સંહારને લીધે મારા જેવો દુષ્ટ પુરુષ એક હજાર અશ્વમેધ યજ્ઞો કરે, તોપણ પોતાના આત્માને પવિત્ર કરવા ઉત્સાહ ધરી શકે તેમ નથી. લોભી, પાપી તથા ધર્મવિઘાતક એવા મારે માટે યુદ્ધ કરીને વિજયની ઇચ્છાવાળા આ રાજાઓ યમનિવાસમાં પહોંચી ગયા છે. અરે ! આચારવિચારથી ભ્રષ્ટ થયેલા તથા પૃથ્વીનો અને સુહૃદોનો દ્રોહ કરનારા મને તે સમયે રાજસભામાં પૃથ્વી કેમ માર્ગ ન આપી શકી ?[૧૭-૧૯] કારણ કે રાજાઓના મધ્યમાં લોહીલુહાણ અંગોવાળા થઈ-

ને રણમાં હણાયેલા અને શરશય્યામાં સૂતેલા પિતામહ ભીષ્મનું હું રક્ષણ કરી શક્યો નથી.[૨૦] ખરેખર! હું મિત્રોનો દ્રોહ કરનારો અધાર્મિક અનાર્ય પુરુષ છું. દિવ્ય પરલોકને જીતનારા તે દુરાધર્ષ ભીષ્મપિતામહ પરલોકમાં મને મળીને શું કહેશે?[૨૧] હે આચાર્ય! સાત્યકિએ મારી નાખેલા મહાધનુર્ધર જલસંધને જુઓ. એ શૂરો મહારથી પોતાના પ્રાણોની પણ પરવા આધી મૂકીને મારે માટે યુદ્ધ કરવા સજ્જ થયો હતો. હાય! કાંબોજરાજને, અલંબુષને અને બીજા અનેક સુહૃદોને મૂએલા જોઈને હવે મારે જીવીને શું કરવું છે?[૨૨,૨૩] જે શૂરાઓ યુદ્ધમાં પીઠ બતાવ્યા વિના મારે માટે લડતા હતા અને જેઓ મારા શત્રુઓને જીતવા માટે યથાશક્તિ પરમ યત્ન કરતા હતા, તેઓ બધા માર્યા ગયા છે.[૨૪] હે શત્રુતાપન આચાર્ય! હવે યમુનાનદીને તટે જઈ હું તેમને જળ વડે તૃપ્ત કરીશ અને મારી શક્તિ પ્રમાણે તેમના ઋણમાંથી મુક્ત થઈશ.[૨૫] હે સર્વશસ્ત્રધારીમાં શ્રેષ્ઠ! આ તમારી આગળ હું સત્ય પ્રતિજ્ઞા કરું છું. ઇષ્ટાપૂર્ત, મારાં પરાક્રમ અને પુત્રોના સોગંદ ખાઈને હું કહું છું કે, તે સર્વ પાંચાલો અને પાંડવોનો રણમાં નાશ કરીને જ હું જંપીશ. અથવા હું રણમાં જઈશ અને મારે માટે અર્જુન સાથે યુદ્ધ કરીને જ પુરુષશ્રેષ્ઠો મરણ પામ્યા છે તેમના લોકમાં જઈશ.[૨૬–૨૮] હે મહાબાહુ! મારા સહાયક યોદ્ધાઓ પણ અત્યારે તેમનો ઉપકાર (સત્કાર) નહિ થતો હોવાથી અમારું રક્ષણ કરવા ઇચ્છતા નથી. તેઓ પાંડવોને જેવા કલ્યાણકારક માને છે, તેવા આપણને માનતા નથી.[૨૯] સત્ય પ્રતિજ્ઞાવાળા ભીષ્મપિતામહે રણમાં પોતાની મેળે જ પોતાનું મૃત્યુ કર્યું છે અને તમે અર્જુનને પોતાના પટ્ટશિષ્ય તરીકે માનીને તેની ઉપેક્ષા કરો છો.[૩૦] આ કારણથી જ આપણો વિજય ઇચ્છનારા સર્વ યોદ્ધાઓ માર્યા ગયા છે. આ ઘડીએ એક કર્ણ જ અમારા વિજયને ઇચ્છનારો મને દેખાય છે.[૩૧] જે મંદબુદ્ધિ પુરુષ પોતાના મિત્રને યથાર્થ રીતે ઓળખતો નથી અને તેને મિત્રકાર્યમાં યોજે છે, તે પુરુષનું તે કાર્ય નાશ જ પામે છે.[૩૨] મોહથી લુબ્ધ થઈને ધનની ઇચ્છા રાખનારા, કુટિલ અને પાપી એવા મારા પોતાના કાર્યને અતિશય સુહૃદ ગણાતા (તમારા જેવા) પુરુષોએ જ બગાડ્યું છે.[૩૩] જયદ્રથરાજા માર્યો ગયો, વીર્યવાન ભૂરિશ્રવાની પણ એ જ દશા થઈ અને તે ઉપરાંત અભીષાહો, શૂરસેનો, શિબિઓ અને વસાતિયોદ્ધાઓ પણ મરણધર્મને પામી ગયા![૩૪] અર્જુન સાથે યુદ્ધ કરીને તેઓ બધા મારે માટે જ સંગ્રામમાં હણાયા છે; માટે હું પણ તે પુરુષશ્રેષ્ઠો જ્યાં ગયા છે ત્યાં હવે ચાલ્યો જઈશ.[૩૫] તે મહાન પુરુષો સિવાય હવે મારે જીવવાનું કંઈ પ્રયોજન નથી. તો હે પાંડુપુત્રોના આચાર્ય! આપ મને આજ્ઞા આપો.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દુર્યોધનનો અનુતાપ' નામનો અધ્યાય ૧૫૦ મો સમાપ્ત

## अध्याय १५१ मो

### દ્રોણાચાર્યનાં વચનો

॥ धृतराष्ट्र उवाच ॥

सिंधुराजे हते तात समरे सव्यसाचिना ।
तथैव भूरिश्रवसि किमासीद् वो मनस्तदा ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે તાત! એ રણમાં અર્જુને જ્યારે સિંધુરાજને મારી નાખ્યો અને જ્યારે ભૂરિશ્રવાનું મરણ થયું, ત્યારે તારા મનમાં શું શું થયું હતું?[૧] વળી હે સંજય! કુરુસભામાં દુર્યોધને દ્રોણાચાર્યને જ્યારે એ રીતે કહ્યું, ત્યારે તેમણે દુર્યોધનને શું કહ્યું હતું? આ તું મને કહે.[૨]

સંજય બોલ્યો: હે ભારત! સિંધુરાજને તથા ભૂરિશ્રવાને મરણ પામેલા જાણીને તમારાં સૈન્યોમાં મહાન ગભરાટનો કોલાહલ થઈ રહ્યો હતો.[૩] તે સર્વ સૈનિકો તમારા પુત્રના વિચારોની અવગણના કરવા લાગ્યા; કારણ કે તેના ભ્રષ્ટ વિચારના પરિણામેજ મોટા મોટા સેંકડો ક્ષત્રિયોનો સંહાર વળી ગયો હતો.[૪] વળી તમારા પુત્રનાં તે વચનો સાંભળીને દ્રોણાચાર્યનું મન ઘણુંજ દુભાયું હતું અને તે ઘણીજ વ્યથા પામ્યા હતા; છતાં એક મુહૂર્તભર વિચાર કરીને તે બોલ્યા.[૫]

દ્રોણ બોલ્યા: અરે ઓ દુર્યોધન! આ રીતનાં વાગ્બાણોથી વળી તું મને શા માટે વીંધી નાખે છે? હું તને નિરંતર કહ્યા કરું છું કે, અર્જુન કદી જિતાય તેમ નથી.[૬] હે કૌરવ! એ અર્જુનના રક્ષણ તળે રહીને શિખંડીએ ભીષ્મપિતામહનો વધ કર્યો, તે ઉપરથીજ તું કિરીટી અર્જુનને જાણી લે તોપણ પૂરતું છે.[૭] અરે! દેવો અને દાનવો પણ જેમનો રણમાં વધ કરવા સમર્થ ન હતા, તે ભીષ્મને રણમાં મરણ પામેલા જોઈને હું તેજ સમયે જાણી ગયો હતો કે, આ સઘળી ભારતીસેના હવે નથીજ.[૮] અરે! ત્રણેય લોકમાં જેમને આપણે પુરુષોમાં સર્વ કરતાં શ્રેષ્ઠ ને શૂરવીર માનતા હતા, તે જ્યારે રણમાં માર્યા ગયા છે, ત્યારે બાકીનાઓની તો શી આશા રાખવી?[૯] હે તાત! તે સમયે કુરુસભામાં શકુનિ જે પાસા નાખી રહ્યો હતો, તે ખરું જોતાં પાસા ન હતા, પણ શત્રુઓને તપાવનારાં તીક્ષ્ણ બાણો હતાં.[૧૦] તેજ અર્જુને પ્રેરેલાં બાણો આ સમયે આપણો નાશ કરી રહ્યાં છે. વિદુરે તે સમયેજ તને કહ્યુ હતું, પણ તું સમજ્યોજ નહિ.[૧૧] જે સમયે તું જુગારમાં જીત્યો, તે સમયે મહાત્મા ધીર વિદુરે તારા કલ્યાણને માટે તને ઘણાં ઘણાં વચનો કહ્યાં હતાં, પણ તેં તે સાંભળ્યાંજ નહિ. હે દુર્યોધન! કેવળ તારા હિત માટેજ કહેવાયેલાં વિદુરનાં તે વાક્યોનું અપમાન કરવાથી આપણો આ ઘોર સંહાર થઈ રહ્યો છે.[૧૨,૧૩] જે મૂઢ પુરુષ પોતાના હિતકારી સુહૃદોનાં હિતવચનોનો અનાદર કરે છે અને પોતાનુંજ ધાર્યું કરે છે, તે પુરુષ ટૂંક સમયમાં શોચનીય દશામાં આવી પડે છે.[૧૪] વળી બીજું ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી, સર્વ ધર્મોનું આચરણ કરનારી અને સભામાં લાવવાને માટે તદ્દન અયોગ્ય એવી કૃષ્ણાને તેં અમારા દેખતાં સભામાં ઘસડી મંગાવી હતી.[૧૫] હે ગાંધારીપુત્ર! તે અધર્મનું આ મહાન ફળ પ્રાપ્ત થયું છે. જો તને આટલું ફળ આ લોકમાંજ ન મળ્યું હોત, તો તને પરલોકમાં આનાથી પણ અધિક ફળ મળત.[૧૬] વળી કેવળ કપટ કરીને તેં પાંડવોને જુગારમાં જીત્યા હતા અને તેમને રુરુમૃગના ચામડાનાં વસ્ત્રો પહેરાવીને તે સમયે તેં જંગલમાં હાંકી કાઢ્યા હતા.[૧૭] અરે! મને પુત્રો સમાન પ્રિય તથા નિત્ય ધર્મનું આચરણ કરનારા તે પાંડવોનો આ લોકમાં મારા સિવાય બીજો કયો દુષ્ટ બ્રાહ્મણ દ્રોહ કરે?[૧૮] તેં કુરુસભામાં ધૃતરાષ્ટ્રરાજાની સંમતિ પ્રમાણે શકુનિને સાથે રાખીને પાંડવોના આ કોપને તારા પર વહોરી લીધો છે.[૧૯] પાછો દુઃશાસને તેને સાથ આપ્યો છે અને કર્ણે તેને વધાર્યો છે. વળી તેં વિદુરનાં વાક્યોનો અનાદર કરીને તે કોપાગ્નિને વારંવાર ઉશ્કેર્યો છે.[૨૦] પણ તમે બધા એકત્ર થઈને અર્જુનને ઘેરી વળ્યા હતા અને સિંધુરાજનો આશ્રય કરીને ઊભા હતા; છતાં અર્જુને તમારો પરાજય કેવી રીતે કર્યો? અને તમારા મધ્યમાં રહેલા તે જયદ્રથને તેણે કેવી રીતે મારી નાખ્યો?[૨૧] અરે! તું, કર્ણ, કૃપાચાર્ય, શલ્ય અને અશ્વત્થામા જીવતા હતા, છતાં

સિંધુરાજા કેમ માર્યો ગયો?[22] સર્વ રાજાઓ સિંધુરાજાનું રક્ષણ કરવા માટે તીક્ષ્ણ તેજનો આશ્રય કરી લડતા હતા; છતાં અર્જુન તમારી વચમાંથી તેને કેવી રીતે મારી ગયો?[23] હે દુર્યોધન! તે જયદ્રથરાજા ખાસ કરીને મારામાં તથા તારામાંજ અર્જુનથી પોતાના રક્ષણની આશા રાખતો હતો; છતાં પણ તેને અર્જુન સામે પોતાનો બચાવ મળ્યો નહિ, એટલે હવે મને આપણા જીવિતની સલામતી માટે કોઈ પણ સ્થાન દેખાતું નથી. વળી શિખંડી સહિત સર્વ પાંચાલયોદ્ધાઓને માર્યા વિના જ મારા આત્માને ધૃષ્ટદ્યુમ્નના પાપમાં જાણે ડૂબી જતો હોય તેવો હું દેખું છું.[24-26] માટે હે ભારત! સિંધુરાજાનું રક્ષણ કરવા માટે અશક્ત થયેલા અને તપી રહેલા એવા મને તું વાણીરૂપ બાણોથી શા માટે પીડે છે?[27] આ યુદ્ધમાં સત્ય પ્રતિજ્ઞાવાળા તથા અક્લિષ્ટકર્મા ભીષ્મપિતામહના સુવર્ણભૂષિત ધ્વજને નહિ દેખવા છતાં તું હવે વિજયની આશા કેમ રાખે છે?[28] મોટા મોટા મહારથીઓની મધ્યમાં પણ જ્યાં સિંધુરાજા અને ભૂરિશ્રવા માર્યા ગયા, ત્યાં બાકી રહે એવું તું શું જુએ છે?[29] હે રાજા! દુરાધર્ષ કૃપાચાર્ય હજી જીવતા છે અને તે હજી સિંધુરાજાને માર્ગે ગયા નથી, તેથી હું તેમની પ્રશંસા કરું છું.[30] હે કુરુરાજ! દુષ્કર કર્મ કરનારા ભીષ્મ સંગ્રામમાં ઇંદ્ર સહિત દેવોને પણ લગભગ અવધ્ય હતા. હે રાજન્! તેઓને પણ જ્યારે મેં તારા નાના ભાઈની આંખ આગળ મરણ પામેલા જોયા, ત્યારે જ મેં માની લીધું હતું કે, આ પૃથ્વી તારી નથી.[31,32] હે ભારત! જો, આ તરફ દૃષ્ટિ કર. હે ભારત! પાંડવોનાં તથા સૃંજયોનાં બધાં સૈન્યો એકત્ર થઈને મારી સામે ધસી આવે છે.[33] પણ હે ધૃતરાષ્ટ્રપુત્ર! આજના રણમાં હું તારું યોગ્ય હિત કરીશ અને સર્વ પાંચાલોનો નાશ કર્યા વિના હું મારું કવચ ઉતારીશ નહિ.[34] હે રાજન્! આજના સંગ્રામમાં મારા પુત્ર અશ્વત્થામાને તું કહેજે કે, 'તારા પોતાના જીવિતનું રક્ષણ કરીને તારે સોમકયોદ્ધાઓને છોડવા નહિ. તને તારા પિતાએ જે શિક્ષાવચનો કહ્યાં છે, તે તું બરાબર પાળજે. તું ક્રૂર થઈશ નહિ, ઇંદ્રિયનિગ્રહ કરજે અને સરળતામાં તથા સત્યમાં સ્થિર રહેજે.[35,36] વળી તું ધર્મ તથા અર્થને બાધ ન આવે, તે રીતે ધર્મ, અર્થ અને કામનું સેવન કરવામાં કુશળ થજે તથા મુખ્ય ધર્મકાર્યો જ વારંવાર તું કર્યા કરજે.[37] ચક્ષુ અને મનથી બ્રાહ્મણોને સંતોષ આપજે. તું શક્તિ પ્રમાણે તેમનું પૂજન કરજે, પણ તેમનું કદી અપ્રિય કરીશ નહિ; કારણ કે તેઓ અગ્નિની બળબળતી શિખા જેવા છે.'[38] હે રાજન્! તારાં વાગ્બાણોથી હું ઘણોજ પીડાયો છું. હે રિપુનાશન! આ હું મહાન રણસંગ્રામ કરવા માટે સૈન્યોમાં પ્રવેશ કરું છું.[39] હે દુર્યોધન! તારામાં જો શક્તિ હોય, તો તું આપણા સૈન્યનું આજે પાલન કરજે; કારણ કે કોપાવેશમાં આવી ગયેલા કૌરવો અને સૃંજયો આજે રાત્રિમાં પણ યુદ્ધ કરશે.[40] નક્ષત્રોના તેજને હરણ કરતા સૂર્યની પેઠે, ક્ષત્રિયોના તેજને હરણ કરતા તે દ્રોણાચાર્ય આમ કહીને પાંડવ અને સૃંજય યોદ્ધાઓ સામે ધસી ગયા.[41]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'દ્રોણનું વાક્ય' નામનો અધ્યાય ૧૫૧ મો સમાપ્ત

## अध्याय १५२मो

### પુનઃ યુદ્ધારંભ

॥ संजय उवाच ॥

ततो दुर्योधनो राजा द्रोणेनैवं प्रचोदितः ।
अमर्षवशमापन्नो युद्धायैव मनो दधे ॥ १ ॥

સંજય બોલ્યો: દ્રોણની આ પ્રમાણે આજ્ઞા થતાં રાજા દુર્યોધને ક્રોધવશ થઈને યુદ્ધ કરવાનું જ

મન કર્યું.[૧] તે સમયે તમારા પુત્ર દુર્યોધને કર્ણને આ પ્રમાણે કહ્યું : 'અરે ઓ કર્ણ ! જરા જો તો ખરો, કૃષ્ણની સહાયતાવાળા મુકુટધારી અર્જુને દેવોને પણ ભેદવાને અશક્ય એવા આચાર્ય દ્રોણે રચેલા વ્યૂહને તોડી નાખ્યો અને તું તથા મહાત્મા દ્રોણ યુદ્ધ કરતા હતા; છતાં તેણે સર્વ યોદ્ધાઓના દેખતાં સિંધુરાજને મારી નાખ્યો ! હે રાધાપુત્ર ! જો, આ તરફ નજર કર. સિંહ જેમ ઇતર મૃગોનો સંહાર કરી નાખે, તેમ એકલા અર્જુને મારી નાખેલા આ મોટા મોટા રાજાઓ યુદ્ધભૂમિ પર પડ્યા છે. હું અને મહાત્મા દ્રોણ લડી રહ્યા હતા, છતાં એ ઇંદ્રપુત્રે મારા સૈન્યને થોડું જ બાકી રહેવા દીધું છે. અરે ! પણ જો દ્રોણાચાર્ય બરાબર લક્ષ્ય દઈને યુદ્ધ કરે, તો અર્જુન યત્ન કરવા છતાં પણ તે દુર્ભેદ્ય વ્યૂહને કેમ તોડી શકે ? છતાં અર્જુન સિંધુરાજનો વધ કરીને પોતાની પ્રતિજ્ઞાના પારને પામી ગયો છે.[૨-૭] હે રાધાપુત્ર ! પૃથ્વી પર પાડી નાખવામાં આવેલા આ અનેક રાજાઓ તરફ તું દૃષ્ટિ કર. મહેંદ્ર સમાન પરાક્રમવાળા તે બધાને અર્જુને યુદ્ધમાં હણી નાખ્યા છે.[૮] હે વીર ! આ યુદ્ધમાં જો દ્રોણાચાર્યની ઇચ્છા જ હોય, તો પાંડુપુત્ર અર્જુન પ્રયત્ન કરનારા તે બળવાન આચાર્યના દુર્ભેદ્ય વ્યૂહને કેમ તોડી પાડે ?[૯] પણ મહાત્મા દ્રોણાચાર્યને અર્જુન નિત્ય પ્રિય છે. તેથી જ હે શત્રુનાશન ! તેમણે અર્જુન સામે યુદ્ધ કર્યા વિના વ્યૂહમાં પેસવાનો માર્ગ કરી આપ્યો હતો.[૧૦] અરે ! મારું દુર્ભાગ્ય તો તું જો. તે શત્રુતાપન દ્રોણે સિંધુરાજને અભય આપ્યું હતું, છતાં અર્જુનને વ્યૂહમાં દ્વાર કરી આપ્યું.[૧૧] અરે ! તે વેળા જો મેં સિંધુરાજને ઘેર જવાની રજા આપી હોત, તો આટલા બધા મનુષ્યોનો સંહાર થાત નહિ. પણ, હે મિત્ર ! મેં અનાર્યે દ્રોણ પાસેથી અભય મેળવીને જીવિતની ઇચ્છાથી ઘેર જતા એ જયદ્રથને અટકાવ્યો હતો. હાય ! આપણે દુરાત્માઓ જોઈ રહ્યા હતા, છતાં ચિત્રસેન આદિ મારા ભાઈઓ ભીમસેન સામે જઈને આજના યુદ્ધમાં માર્યા ગયા છે.[૧૨-૧૪]

કર્ણ બોલ્યો : તું દ્રોણાચાર્યની નિંદા ન કર; કારણ કે એ બ્રાહ્મણ પોતાની શક્તિ પ્રમાણે યુદ્ધ કર્યા કરે છે. તેમાં તે પોતાના જીવિતની પણ પરવા રાખતા નથી અને પોતાના ઉત્સાહ તથા બળ પ્રમાણે લડ્યા કરે છે.[૧૫] છતાં પણ શ્વેતવાહન અર્જુન આચાર્યને ઉલ્લંઘી જઈ સૈન્યમાં દાખલ થઈ ગયો, એમાં એમનો જરાયે દોષ નથી.[૧૬] અર્જુન ઘણો કુશળ છે, ચતુર છે, યુવાન છે, અસ્ત્રકુશળ છે, શીઘ્ર પરાક્રમ કરનારો છે, વીર્યવાન છે અને પોતાના બાહુઓરૂપી સંપત્તિથી ગર્વિષ્ઠ છે. તેથી દિવ્ય અસ્ત્રોથી ભરેલા વાનરના ચિહ્નવાળા અને કૃષ્ણે પકડેલી ઘોડાઓની લગામવાળા રથમાં બેસીને તથા અભેદ્ય કવચ પહેરીને અને અવિનાશી દિવ્ય ગાંડીવધનુષ્યને હાથમાં લઈને, તે તીક્ષ્ણ બાણો ફેંકતો ફેંકતો દ્રોણાચાર્ય પાસેથી આગળ વધી આવ્યો. અર્જુનને માટે એ યોગ્ય જ છે.[૧૭-૧૯] હે રાજન્ ! દ્રોણાચાર્ય હવે વૃદ્ધ થયા છે, તે ઝડપથી જવામાં હવે અસમર્થ છે અને બાહુઓને ઝટપટ શ્રમ આપવામાં પણ તે અશક્ત છે.[૨૦] તેથી જ શ્વેત ઘોડાઓવાળો કૃષ્ણસારથિ અર્જુન તેમને ઉલ્લંઘી આવ્યો છે. આવા કારણથી મને દ્રોણાચાર્યનો દોષ દેખાતો નથી.[૨૧] વળી હું માનું છું કે, દ્રોણાચાર્ય અસ્ત્રોનું સંપૂર્ણ જ્ઞાન ધરાવે છે, છતાં તે યુદ્ધમાં પાંડવોને જીતી શકે તેમ નથી, તેથી જ શ્વેતવાહન અર્જુન તેમને ઉલ્લંઘી ગયો હતો.[૨૨] વળી આજના આ યુદ્ધમાં આપણો જે પરાજય થયો છે, તે તો દૈવના આદેશથી જ થયો છે,

નહિ કે દ્રોણાચાર્યના અપરાધથી તે થયો છે. હે દુર્યોધન ! જો એમ ન હોય, તો આપણે બધા પરમ શક્તિપૂર્વક યુદ્ધ કરતા હતા; છતાં યુદ્ધમાં સિંધુરાજ કેમ માર્યો જાય ? માટે આ બાબતમાં દૈવને જ સર્વોત્કૃષ્ટ કહેવું પડે; કારણ કે રણાંગણમાં અમે બધા તારી સાથે રહીને પરમ યત્ન કરતા હતા, છતાં અર્જુને સિંધુરાજને મારી નાખ્યો. વળી આપણે કપટથી અને પરાક્રમથી નિરંતર પ્રયત્ન કરી રહ્યા છીએ, છતાં દૈવ આપણા પુરુષાર્થનો નાશ કરી નાખે છે ને આપણને તે પાછા પાડે છે.[૨૩-૨૫] દુર્દૈવથી ગ્રસ્ત થયેલો પુરુષ જે કોઈ સ્થળે જે કંઈ કર્મ કરે છે, તે સ્થળે તે કર્મનો નાશ તેનું દુર્દૈવ કરે છે.[૨૬] ઉદ્યોગી મનુષ્યે પોતાનું જે કર્તવ્યકર્મ હોય તેને નિઃશંક થઈને કર્યા જ કરવું. કર્મની સિદ્ધિ અથવા અસિદ્ધિ તો દૈવાધીન છે.[૨૭] હે ભારત ! આપણે પાંડવોને કપટ કરીને છેતર્યા હતા, વિષપ્રયોગોથી મારી નાખવા ધાર્યા હતા, લાક્ષાગૃહમાં બાળી મૂક્યા હતા, જુગારમાં હરાવ્યા હતા અને રાજનીતિનો આશ્રય કરી જંગલમાં પણ હાંકી કાઢ્યા હતા. છતાં યત્નપૂર્વક કરવામાં આવેલાં આપણાં તે તે કાર્યોનો દૈવે નાશ કર્યો છે.[૨૮,૨૯] માટે હવે તો દૈવની અવગણના કરીને તથા પ્રયત્ન ઉપર જ આધાર રાખીને તું યુદ્ધ કર. તું અથવા શત્રુઓ બન્નેમાંથી જે કોઈ અતિ દઢ યત્ન કરશે, તેના તે દઢ ઉદ્યમને લીધે દૈવ પણ અનુકૂળ માર્ગે જ આવી જશે.[૩૦] હે કુરૂદ્વહ ! તે પાંડવોએ ખાસ બુદ્ધિપૂર્વક પુણ્ય કર્યું હોય એવું મને કોઈ સ્થળે દેખાતું નથી; તેમ જ હે વીર ! બુદ્ધિનો ત્યાગ કરીને તેં કંઈ પાપ કર્યું હોય એવું પણ મને ક્યાંય જોવામાં આવતું નથી.[૩૧] સર્વ મનુષ્યને પુણ્ય અથવા પાપમાં દૈવ જ પ્રમાણભૂત છે. અરે ! ગાઢ ઊંઘમાં પડેલા પુરુષોનું દૈવ પણ હમેશાં જાગ્રત જ રહે છે. (અર્થાત્ બીજાઓએ નહિ કરેલું જે કર્મ તે જ દૈવ એવા નામથી ઓળખાય છે. દૈવ એ કોઈ જુદો પદાર્થ નથી; પરંતુ પોતે પ્રથમ કરેલું જે કર્મ તે જ દૈવ છે. જેમ ગઈ કાલે કરવામાં આવેલા દોષને આજે કરેલા કોઈ ગુણયુક્ત કાર્યથી દૂર કરી શકાય છે, તેમ દૈવને પણ અતિ યત્ન કરવાથી રોકી શકાય છે.)[૩૨] જે વેળા આ યુદ્ધનો આરંભ થયો, તે વેળા તમારાં સૈન્યો અને તમારા યોદ્ધાઓ જેટલા અધિક પ્રમાણમાં હતા, તેટલા પાંડવોના ન હતા.[૩૩] છતાં અલ્પ પ્રમાણના તે પાંડવોએ સચોટ પ્રહાર કરનારા આપણા ઘણાઓનો ક્ષય કરી નાખ્યો છે. આથી મને તો એ જ શંકા રહે છે કે, આપણા દુર્દૈવનું જ તે કર્મ છે. એ દુર્દૈવે જ આપણા પુરુષાર્થનો નાશ કર્યો છે.[૩૪]

સંજય બોલ્યો : હે રાજા ! એ પ્રમાણે કર્ણ અને દુર્યોધન આદિ કૌરવો માંહોમાંહે અનેક જાતની વાતો કરતા હતા, તેવામાં પાંડવોનાં સૈન્યો રણમાં દેખાયાં.[૩૫] પછી હે રાજન્ ! તમારા દુષ્ટ વિચારોના પરિણામે તમારા અને શત્રુયોદ્ધાઓ વચ્ચે રથો અને હાથીઓની સામસામેની અથડામણવાળું ઘોર યુદ્ધ ચાલુ થયું.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત જયદ્રથવધપર્વમાં 'પુનઃ યુદ્ધારંભ' નામનો અધ્યાય ૧૫૨ મો સમાપ્ત

## જયદ્રથવધપર્વ સમાપ્ત

# घटोत्कचवधपर्व

## अध्याय १५३ मो

### ચૌદમો દિવસ–યુધિષ્ઠિરથી દુર્યોધનનો પરાજય

॥ संजय उवाच ॥

तदुदीर्णं गजानीकं बलं तव जनाधिप ।
पांडुसेनामतिक्रम्य योधयामास सर्वतः ॥ १ ॥

સંજય બોલ્યો : હે ધૃતરાષ્ટ્રરાજ ! તે સમયે પ્રથમ હાથીઓનું સૈન્ય એકદમ ચઢી આવ્યું અને તે પાંડવસેનાનું ઉલ્લંઘન કરી જઈ ચોતરફથી યુદ્ધ કરવા મંડી પડ્યું. પાંચાલો અને કુરુઓ યમરાજના રાજ્યમાં મોટો વધારો કરવા માટે પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા અને પરલોકમાં પ્રયાણ કરવા માટે દીક્ષા લઈ બેઠા.[૧,૨] શૂરાઓ શૂરાઓ સામે ભેટીને બાણ, તોમર તથા શક્તિઓથી અન્યોન્યને વીંધવા લાગ્યા અને એકબીજાને યમનિવાસમાં મોકલી દેવા લાગ્યા.[૩] પરસ્પરને પ્રહાર કરનારા રથીયોદ્ધાઓનું સામા રથીયોદ્ધાઓ જોડે મહાન યુદ્ધ થઈ રહ્યું અને તેમાં દારુણ રુધિરસ્રાવ થતો હતો.[૪] હે મહારાજ ! મદોત્કટ હાથીઓ પરસ્પર ભેટીને તથા અત્યંત ક્રોધપૂર્વક દંતૂશળો ભરાવીને અન્યોન્યને ચીરી નાખવા લાગ્યા.[૫] એ તુમુલ યુદ્ધમાં મહાન યશની ઇચ્છા રાખનારા ઘોડેસવારો ભાલા, શક્તિઓ અને ફરશીઓના પ્રહારોથી શત્રુપક્ષના ઘોડેસવારોને ઘાયલ કરી નાખતા હતા.[૬] હે મહાબાહુ રાજન્ ! પરાક્રમ કરવા માટે નિત્ય સજ્જ રહેનારા સેંકડો પગપાળા યોદ્ધાઓ હાથમાં શસ્ત્રો લઈ લઈ ને અન્યોન્યને પીડવા લાગ્યા.[૭] હે રાજા ! ગોત્ર, નામ અને કુળનું શ્રવણ કરવાથી જ અમે કૌરવોની સાથે ભેટેલા પાંચાલોને જાણી શકતા હતા.[૮] એ રણમાં દશેય દિશાઓમાં નિર્ભયની પેઠે ઘૂમતા યોદ્ધાઓ બાણો, શક્તિઓ અને ફરશીઓના પ્રહાર કરી કરીને અન્યોન્યને પરલોકમાં વિદાય કરી દેતા હતા.[૯] હે રાજન્ ! તે યોદ્ધાઓનાં દશેય દિશાઓમાં છૂટેલાં હજારો બાણો તે સમયે સૂર્યનો અસ્ત થયો હોવાથી બરાબર પ્રકાશતાં ન હતાં.[૧૦] હે ભારત ! હે મહારાજ ! પાંડવપક્ષના યોદ્ધાઓ એ રીતે જ્યારે યુદ્ધ કરી રહ્યા હતા, ત્યારે દુર્યોધન તે સૈન્યમાં દાખલ થયો.[૧૧] સિંધુરાજનો વધ થવાથી તે ઘણો જ દુઃખયુક્ત થયો હતો અને 'હવે તો મરવું જ' એવો વિચાર કરીને જ તે શત્રુઓના સૈન્યમાં પેઠો હતો.[૧૨] ત્યાં રથના ઘોષથી સર્વ દિશાને ગજાવી મૂકતો તથા પૃથ્વીને કંપાવતો તમારો પુત્ર પાંડવોની સેના સામે ચઢી આવ્યો.[૧૩] હે ભારત ! તે વેળા દુર્યોધન અને તે પાંડવયોદ્ધાઓની તુમુલ ઝપાઝપી થઈ રહી અને તેમાં સર્વ સૈન્યોનો મહાન નાશ મંડાયો.[૧૪] જેમ દિવસના મધ્યમાં કિરણોથી પ્રખર તપતા સૂર્ય સામે લોકો જોઈ શકતા નથી, તેમ સૈન્યોના મધ્યમાં બાણોરૂપ જ્વાળાઓથી પ્રખર તપતા પોતાના પિત્રાઈ ભાઈ દુર્યોધનને તે પાંડવો યુદ્ધમાં જોઈ શકતા ન હતા. મહાત્મા દુર્યોધને પાંચાલયોદ્ધાઓને એવા તો મારવા માંડ્યા કે, તેઓ રણમાંથી પલાયન કરી જવા લાગ્યા. તેઓ શત્રુઓને જીતવામાં ઉત્સાહ રહિત થઈ ગયા અને આમતેમ દોડવા લાગ્યા. ત્યાં તમારો ધનુર્ધર પુત્ર ચળકતા અગ્રભાગવાળાં બાણો મૂકીને પ્રહાર કરવા લાગ્યો અને પાંડવ સૈનિકોને તત્કાળ પૃથ્વી પર પછાડવા મંડ્યો. હે રાજા ! તમારા પુત્ર રાજા દુર્યોધને એ યુદ્ધમાં જેવું કર્મ કર્યું હતું, તેવું તમારા પક્ષના કોઈ યોદ્ધાઓએ કર્યું ન હતું. ચારે બાજુથી પ્રફુલ્લિત કમળોવાળી તળાવડીને જેમ કોઈ હાથી ચારે બાજુથી ડહોળી

નાખે, તેમ તમારા પુત્રે પાંડવોની સેનાને રણમાં ચોતરફથી ડહોળી નાખી હતી. વાયુ અને સૂર્યે ચૂસી લીધેલા જળવાળી તળાવડી જેમ નિસ્તેજ થઈ રહે છે, તેમ તમારા પુત્રના તેજથી પાંડવોની સેના નિસ્તેજ થઈ રહી. હે ભારત ! એ પ્રમાણે તમારો પુત્ર પાંડવસેનાને સંહારી રહ્યો હતો, એ જોઈને ભીમસેન અને પાંચાલ યોદ્ધાઓ તેની સામે ધસી ગયા; એટલે તે દુર્યોધને ભીમસેનને દશ બાણોથી, નકુળ-સહદેવને ત્રણ ત્રણ બાણોથી, વિરાટ અને દ્રુપદને છ બાણોથી, શિખંડીને, સો બાણોથી, ધૃષ્ટદ્યુમ્નને સિત્તેર બાણોથી, ધર્મરાજને સાત બાણોથી, કેકયકુમારો અને ચેદિઓને અનેક તીક્ષ્ણ બાણોથી, સાત્યકિને પાંચ બાણોથી, દ્રૌપદીના પુત્રોને ત્રણ ત્રણ બાણોથી તથા ઘટોત્કચને પણ કેટલાંએક બાણોથી રણમાં વીંધી નાખ્યા અને સિંહની પેઠે ગર્જના કરી. વળી કોપેલો કાળ જેમ પ્રજાઓનો સંહાર કરી નાખે, તેમ તે દુર્યોધને બાણો મૂકી મૂકીને બીજા સેંકડો યોદ્ધાઓને હાથીઓ સહિત એ મહારણમાં કાપી નાખ્યા હતા. હે રાજા ! એ પ્રમાણે તમારો પુત્ર બાણો મૂકીને તે પાંડવસેનાને પ્રહાર કરી રહ્યો હતો, એટલે તે સેના સંગ્રામમાં નાસાનાસ કરવા લાગી. હે રાજન્ ! પાંડુપુત્રોના સૈનિકો એ મહારણમાં સૂર્યની પેઠે તપી રહેલા કુરુરાજ દુર્યોધનને જોવાને પણ સમર્થ થતા ન હતા. પછી હે રાજશ્રેષ્ઠ ! યુધિષ્ઠિરરાજ ક્રોધ કરીને તમારા પુત્રને મારી નાખવાની ઇચ્છાથી એકદમ દોડી ગયા, એટલે દુર્યોધન અને યુધિષ્ઠિર એ બન્ને શત્રુદમન કુરુવીરો પોતપોતાના સ્વાર્થના કારણથી સામસામા રણમાં ભેટ્યા અને પરાક્રમ કરવા લાગ્યા. પછી કોપેલા દુર્યોધને મજબૂત ગાંઠાવાળાં દશ બાણો મૂકીને યુધિષ્ઠિરને વીંધી નાખ્યા. વળી તેણે બીજા એક બાણથી તેમના ધ્વજને સત્વર કાપી નાખ્યો. હે રાજા ! તેણે ત્રણ બાણો વડે મહાત્મા યુધિષ્ઠિરના ઇંદ્રસેન નામના પ્રિય સારથિને લલાટમાં પ્રહાર કર્યો. વળી એ મહારથીએ બીજા એક બાણથી યુધિષ્ઠિરના ધનુષ્યને કાપી નાખ્યું અને ચાર બાણોથી એમના ચારેય ઘોડાઓને પણ વીંધી નાખ્યા. એટલે ક્રોધે ભરાયેલા યુધિષ્ઠિરે આંખના પલકારા જેટલા સમયમાં બીજું એક ધનુષ્ય હાથમાં લીધું અને તે વડે વેગપૂર્વક કુરુરાજાને આગળ વધતો અટકાવ્યો. ત્યાં હે રાજન્ ! પાંડવોના વડા યુધિષ્ઠિરે ભલ્લજાતનાં બે બાણો મૂક્યાં અને પાંડવસૈન્યનો સંહાર કરતા દુર્યોધનના સોનેરી પીઠવાળા ધનુષ્યના ત્રણ ટુકડા કરી નાખ્યા. વળી તેમણે બરાબર તાકીને મારેલાં દશ તીક્ષ્ણ બાણોથી એને વીંધી નાખ્યો. યુધિષ્ઠિરનાં તે બાણો દુર્યોધનનાં મર્મસ્થાનોમાં લાગ્યાં હતાં અને બરાબર તેને ભેદી નાખીને પૃથ્વીમાં પેસી ગયાં હતાં. વૃત્રાસુરનો વધ કરવા માટે દેવો જેમ ઇંદ્રની આસપાસ વીંટળાઈ વળ્યા હતા, તેમ એ વેળા પાંડવપક્ષના યોદ્ધાઓ રાજા યુધિષ્ઠિરની આસપાસ વીંટળાઈ વળ્યા હતા. પછી હે રાજા ! યુધિષ્ઠિરે 'હા, હવે તું મૂઓ છે' એમ કહીને સૂર્યનાં કિરણો સરખું અતિ ઉગ્ર અને વાયું ન વળે તેવું એક બાણ રાજા દુર્યોધન સામે છોડ્યું. ધનુષને કાન સુધી ખેંચીને છોડેલા તે બાણ વડે કુરુ રાજા ઘણો વીંધાઈ ગયો અને મૂર્ચ્છિત થઈ રથની બેઠક પર બેસી ગયો. હે રાજેંદ્ર ! દુર્યોધનને એ અવસ્થામાં આવી પડેલો જોઈને પાંચાલોની સેનામાં 'દુર્યોધનરાજા મૂઓ, દુર્યોધનરાજા મૂઓ !' એ પ્રમાણેનો મહાન હર્ષનાદ ચોતરફ થઈ રહ્યો. તે સ્થળે બાણોના ઉગ્ર શબ્દ સાથે પ્રાણીઓનો શબ્દ સંભળાવા લાગ્યો.[૧૫-૪૦] આ સમયે દ્રોણાચાર્ય રણમાં દેખાયા, તેથી દુર્યોધન પણ હર્ષમાં આવી જઈને

તથા હાથમાં દૃઢ ધનુષ્ય લઈ ને 'ઊભો રહેજે, ઊભો રહેજે !' એમ બોલતો રાજા યુધિષ્ઠિર સામે ધસ્યો. તે જોઈ વિજયની ઇચ્છાવાળા પાંચાલ-યોદ્ધાઓ ઉતાવળા ઉતાવળા તેની સામે ધસી ગયા.[૪૧,૪૨] એટલે પ્રચંડ વાયુના ઝપાટાની સાથે ચઢી આવેલા મેઘોનો નાશ કરનારા સૂર્યની પેઠે દ્રોણાચાર્ય કુરુરાજ દુર્યોધનનું રક્ષણ કરવા માટે તેમને પોતાની સામે ઝડપી લેવા લાગ્યા.[૪૩] પછી હે રાજન્! યુદ્ધ કરવાની ઇચ્છાથી સામસામા એકેલા તમારા અને શત્રુયોદ્ધાઓ વચ્ચે ભારે સંહાર કરનારો મહાન સંગ્રામ થઈ રહ્યો.[૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં દુર્યોધનનો પરાભવ' નામનો અધ્યાય ૧૫૮મો સમાપ્ત

## अध्याय १५९ मो
### ચૌદમો દિવસ–રાત્રિયુદ્ધની ભયંકરતા

॥ धृतराष्ट्र उवाच ॥

यत्तदा प्राविशत्पांडूनाचार्यः कुपितो बली ।
उक्त्वा दुर्योधनं मंदं मम शास्त्रातिगं सुतम् ॥१॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : ત્યારે કોપેલા બળવાન આચાર્ય શાસ્ત્રોનું ઉલ્લંઘન કરનારા મંદબુદ્ધિના મારા પુત્ર દુર્યોધનને કેટલાંએક હિતવચનો કહીને પાંડવસૈન્યમાં દાખલ થયા.[૧] આમ જ્યારે રથમાં બેઠેલા તે શૂરા દ્રોણાચાર્યે પ્રવેશ કરીને સૈન્યમાં ઘૂમવા માંડ્યું, ત્યારે પાંડવોએ તે મહાન ધનુર્ધરને કેવી રીતે અટકાવ્યા હતા ?[૨] તે મહારણમાં અનેક શત્રુઓનો સંહાર કરનારા તે આચાર્યના રથના જમણી તરફના ચક્રનું કોણ રક્ષણ કરતા હતા ? અને કોણ તેમની ડાબી તરફના ચક્રનું રક્ષણ કરતા હતા ?[૩] કયા વીરો એ વીર યોદ્ધાના પૃષ્ઠભાગમાં રહ્યા હતા ? કયા રથીશત્રુઓ તેમની સામા થયા હતા ?[૪] હું માનું છું કે, તે સમયે જેઓ દ્રોણાચાર્ય સામે આવીને યુદ્ધ કરવા સજ્જ થયા હશે, તેમને શિયાળાની ઋતુ નહિ હોવા છતાં સતત ટાઢ લાગી હશે. તેઓ તો શિશિરઋતુમાં જેમ ગાયો ધ્રૂજે, તેમ ધ્રૂજ્યા હશે ![૫] મહાધનુર્ધર, યુદ્ધમાં અજિત, રથના માર્ગોમાં નૃત્ય કરતા અને સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા તે આચાર્ય પાંચાલોમાં પેઠા હતા.[૬] કોપાયમાન થયેલા તે રથીશ્રેષ્ઠ ધૂમકેતુની પેઠે પાંચાલોની સેનાને સંહારી રહ્યા હતા, આમ છતાં તે મૃત્યુ કેમ પામ્યા ?[૭]

સંજય બોલ્યો : સાયંકાળે સિંધુરાજનો વધ કરી અર્જુન પ્રથમ રાજા યુધિષ્ઠિરને મળ્યો હતો અને પછીથી તે અર્જુન તથા મહાધનુર્ધર સાત્યકિ દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરવા ધસી ગયા હતા.[૮] વળી રાજા યુધિષ્ઠિર અને પાંડવ ભીમસેન પણ જુદી જુદી સેનાઓ સાથે સજ્જ થઈને દ્રોણાચાર્ય સામે જ ચઢી ગયા હતા.[૯] ત્યાં બુદ્ધિમાન નકુલ, અજિત સહદેવ, સૈન્ય સહિત ધૃષ્ટદ્યુમ્ન અને કેકયકુમારો સહિત વિરાટરાજ પણ આચાર્ય સામે જ સંગ્રામમાં ધાયા હતા.[૧૦] વળી મત્સ્યયોદ્ધાઓ અને પોતપોતાની સેના સહિત શાલ્વયોદ્ધાઓ પણ દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરી રહ્યા હતા. હે રાજન્! પાંચાલયોદ્ધાઓના રક્ષણ તળે રહેલા ધૃષ્ટદ્યુમ્નના પિતા રાજા દ્રુપદે પણ દ્રોણાચાર્ય સામે જ ધસારો કર્યો હતો અને દ્રૌપદીના મહાધનુર્ધર પુત્રો તથા રાક્ષસ ઘટોત્કચ પણ પોતાનાં સૈન્યોને સાથે રાખી મહાતેજસ્વી દ્રોણાચાર્ય તરફ જ પાછા ફર્યા હતા. ત્યાં હે ભરતશ્રેષ્ઠ ! સચોટ પ્રહાર કરનારા છ હજાર પાંચાલો તથા પ્રભદ્રકો પણ શિખંડીને આગળ કરી દ્રોણાચાર્ય સામા જ ચઢી આવ્યા હતા અને પાંડવોના વ્યાઘ્ર સરખા બીજા મહારથીઓ પણ એકત્ર થઈને બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણાચાર્ય તરફ જ ચઢાઈ કરી ગયા હતા. હે રાજન્! જ્યારે તે શૂરાઓ એ પ્રમાણે યુદ્ધ કરવા માટે જઈ પહોંચ્યા

હતા, ત્યારે ભીરુ પુરુષોના ભયમાં વધારો કરનારી ઘોર રાત્રિ થઈ ગઈ હતી. તે રાત્રિ યોદ્ધાઓને ઘણી અમાંગલિક, રૌદ્ર અને કાળ તરફ ગમન કરાવનારી હતી. વળી તે હાથી, ઘોડા અને મનુષ્યોના પ્રાણોનો અંત લાવનારી હતી. તે ઘોર રાત્રિમાં સર્વ તરફ શિયાળવીઓ રુદન કરતી હતી.[૧૧-૧૭] તે રાત્રિ બળબળતી જ્વાળાઓવાળાં મુખોથી ઘોર ભયને જણાવતી હતી. ખાસ કરીને કૌરવોની સેનામાં અતિ મહાન ભયને સૂચવનારાં મોટાં ઘુવડો દૃષ્ટિએ પડતાં હતાં. હે રાજેંદ્ર! સર્વ સૈન્યોમાં ભેરીઓના તથા મૃદંગોના મહાન શબ્દથી મિશ્ર થયેલો નિનાદ સંભળાવા લાગ્યો. હાથીઓની ગર્જનાઓથી, ઘોડાઓના હણહણાટથી તથા ઘોડાઓની ખરીઓના ખખખખાટથી સર્વ સ્થળે તુમુલ શબ્દ થવા લાગ્યો. હે મહારાજ! બરાબર સંધ્યાકાળે દ્રોણાચાર્ય અને સર્વ સૃંજયોનું અતિ દારુણ યુદ્ધ થઈ રહ્યું હતું. ત્યારે સઘળું જગત અંધકારથી છવાઈ ગયું હતું અને તેથી કંઈ જણાતું ન હતું.[૧૮-૨૨] ચોતરફ સૈન્યે ઉડાડેલી ધૂળની સાથે મનુષ્યો, ઘોડાઓ તથા હાથીઓનું રુધિર મિશ્ર થઈ ગયું હતું.[૨૩] અમે તે સમયે મૂર્ચ્છાવશ થઈ ગયા હતા, તેથી તે પૃથ્વીની રજને જોઈ શકતા ન હતા. જેમ પર્વતમાં સળગી ઊઠેલા વાંસોના વનમાં ઘોર ચટ ચટ શબ્દ થાય છે, તેમ ત્યાં ઉપરાઉપરી પડતાં શસ્ત્રોનો ઘોર ખણખણાટ થઈ રહ્યો હતો. મૃદંગો, આનકો, ઝાલરો તથા ડંકાઓના અવાજોથી અને ઘોડાઓના ફુત્કારો તથા હણહણાટોથી સર્વ આકુળવ્યાકુળ થયેલું દેખાતું હતું. હે રાજન્! અંધકારનો એ પિછોડો પથરાઈ રહેતાં પોતાનો કોણ અને પારકો કોણ તે કંઈ ઓળખી શકાતું ન હતું.[૨૪-૨૬] ત્યાં રાત્રિનો આરંભ થતાં સર્વ ઉન્મત્તના સરખું થઈ રહ્યું હતું. હે રાજેંદ્ર! જોતજોતામાં રુધિરે પૃથ્વીની ઊડેલી રજનો નાશ કરી નાખ્યો અને સુવર્ણભૂષિત કવચોથી તથા આભૂષણોથી અંધકાર ચાલ્યો ગયો. હે ભરતશ્રેષ્ઠ! મણિઓ અને સુવર્ણથી સુશોભિત થયેલી તે ભારતી સેના રાત્રિમાં ઉદય પામેલાં નક્ષત્રોથી શોભતા આકાશની જેમ શોભતી હતી. તે સર્વ સેના શિયાળવાંનાં ટોળાંઓથી ગાજી રહી હતી, શક્તિઓ અને ધજાઓથી સમાકુળ હતી હાથીઓના ચિત્કારોથી ઘોર જણાતી હતી અને સિંહનાદોની ગર્જનાઓથી ધ્રૂજી રહી હતી. ત્યાં રોમાંચ કરી નાખે તેવો મહાતુમુલ નાદ સંભળાતો હતો.[૨૭-૩૦] ઇંદ્રના વજ્ર સમાન તીક્ષ્ણ એવા તે શબ્દે સર્વ દિશાઓને ગજાવી મૂકી હતી. હે મહારાજ! મધ્યરાત્રે તે ભારતી સેના બાજુબંધોથી, કુંડળોથી, કંઠીઓથી તથા શસ્ત્રોથી ઝગઝગી રહી હતી. તે સેનામાં સુવર્ણથી શણગારેલા હાથીઓ અને રથો રાત્રિમાં વીજળીઓના ઝબકારાવાળા મેઘો સરખા દેખાતા હતા. ત્યાં ઋષ્ટિઓ, શક્તિઓ, ગદાઓ, બાણો, મુસલો, ભાલાઓ તથા પટ્ટિશો ઊછળતાં હતાં, તેથી જાણે અગ્નિઓ ભડભડ બળી રહ્યા હોય એવો દેખાવ થઈ રહ્યો હતો. ત્યાં યુદ્ધ કરવાની ઇચ્છાવાળા પુરુષોએ તે અતિ ભયંકર સેનામાં પ્રવેશ કર્યો. તે સેના દુર્યોધનરૂપ પૂર્વદિશાના પવનવાળી હતી અને રથો તથા હાથીઓરૂપ મેઘમંડળવાળી હતી. તે વાદિત્રોના ઘોષથી ગાજી રહી હતી, ધનુષ્યરૂપી વીજળીથી ઝબકારા મારતી હતી અને દ્રોણાચાર્ય તથા પાંડવોરૂપ મેઘવાળી હતી. તે તલવાર, શક્તિ તથા ગદાઓરૂપ વજ્રવાળી હતી, બાણોની ધારાઓ તથા અસ્રોરૂપ પવનના ઝપાટાવાળી હતી અને અતિશય ટાઢ તથા ગરમીથી ભિડાયેલી હતી. તે ઘોર હતી, વિસ્મય ઉપજાવનારી હતી અને ઉગ્ર હતી. તે જીવિતનો નાશ કરનારી હતી અને હોડી આદિ તરવાનાં સાધન વિનાની હતી.

મહાન શબ્દથી ગાજી રહેલો ને ઘોર રાત્રિનો આરંભ, ભીરુઓને ત્રાસ ઉપજાવનારો હતો અને શૂરાઓને હર્ષ વધારનારો હતો. ત્યારે અતિ દારુણ તથા મહાઘોર એવું રાત્રિયુદ્ધ ચાલી રહ્યું હતું.[૩૧-૩૮] તે જ સમયે ક્રોધાયમાન થયેલા પાંડવયોદ્ધાઓ તથા સૃંજયયોદ્ધાઓ એકત્ર થઈને દ્રોણાચાર્ય સામે ધસી ગયા હતા; પણ દ્રોણાચાર્યે જે જે મહારથીઓ પોતાની સામા ચઢી આવતા હતા, તે તે સર્વને પાછા હઠાવ્યા હતા અને તેમનામાંથી કેટલાએકને તો યમલોકમાં પણ મોકલી દીધા હતા. એ રાત્રિના આરંભમાં દ્રોણાચાર્યે એકલાએ જ નારાચ બાણો મૂકી મૂકીને હજાર હાથીઓને, દશહજાર રથોને દશ લાખ ઘોડાઓને અને એક અબજ× પાયદળોને કાપી નાંખ્યાં હતાં.[૩૯-૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધની બર્ણના' નામનો અધ્યાય ૧૫૪ મો સમાપ્ત

## अध्याय १५५मो
### ભીમસેનનું પરાક્રમ

॥ धृतराष्ट्र उवाच ॥

तस्मिन् प्रविष्टे दुर्धर्षे सृंजयानमितौजसि ।
अमृष्यमाणे संरब्धे का वोऽभूद्वै मतिस्तदा ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : દુરાધર્ષ અને અમાપ તેજવાળા તે દ્રોણાચાર્ય સૃંજયોને ન સાંખીને ક્રોધપૂર્વક સૈન્યમાં દાખલ થયા, ત્યારે તમારો બધાનો શો નિશ્ચય થયો હતો ?[૧] મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા મારા પુત્ર દુર્યોધનને તે સમયે કેટલાંએક હિતવચનો કહીને દ્રોણાચાર્ય જ્યારે સૈન્યમાં પેઠા, ત્યારે અમેયાત્મા અર્જુને શું કરવા ધાર્યું હતું ?[૨] સિંધુરાજ જયદ્રથ અને વીર ભૂરિશ્રવાનું મરણ થયા પછી, જ્યારે મહાતેજસ્વી અજિત દ્રોણાચાર્ય પાંચાલો સામે ચઢી ગયા અને તે દુરાધર્ષ તથા શત્રુતાપન આચાર્ય જ્યારે પાંડવસેનામાં પેઠા, ત્યારે દુર્યોધને કયું સમયોચિત કૃત્ય કરવું ધાર્યું હતું ?[૩,૪] કયા વીર પુરુષો વર આપનારા તે વીર બ્રાહ્મણવરની સહાય કરવા માટે તેમની પાછળ ગયા હતા ? કયા વીર પુરુષો યુદ્ધ કરતા એ શૂરવીરના પૃષ્ઠભાગમાં ચાલતા હતા ?[૫] શત્રુપક્ષના યોદ્ધાઓને હણતા કયા વીરો એમની આગળ હતા ? કયા યોદ્ધાઓ તેમની સામે ચઢી આવ્યા હતા ? હે સંજય ! હું તો માનું છું કે સર્વ પાંડવ યોદ્ધાઓ દ્રોણનાં બાણોથી વિહ્વળ થઈ ગયા હતા. હે સમર્થ ! શિશિરઋતુમાં ધ્રૂજતી ગાયોની પેઠે તેઓ કૃશ થઈને ધ્રૂજી રહ્યા હતા. આવા મહાનધનુર્ધર અને શત્રુમર્દન તે દ્રોણાચાર્ય પોતે પુરુષોમાં વ્યાઘ્ર સરખા હતા, છતાં તે પાંચાલોના મધ્યમાં પ્રવેશ કરી કેમ મરણ પામ્યા ?[૬,૭] રાત્રિમાં એકઠા થયેલા તે સર્વ યોદ્ધાઓમાંના મોટા મોટા રથીયોદ્ધાઓ સામસામા આવી જઈને જ્યારે જુદાં જુદાં સર્વ સૈન્યોને ડહોળી નાખવા લાગ્યા, ત્યારે તમારામાંના કયા પુરુષો સાવધ બુદ્ધિના હતા ?[૮] તું મારા પક્ષના રથીયોદ્ધાઓને વિરથ થયેલા, પરાજય પામેલા અને શત્રુઓ સાથે લડતાં મરણ પામેલા કહે છે.[૯] પરંતુ પાંડવોએ હેરાનહેરાન કરી નાખેલા, બેભાન થઈ ગયેલા અને ઘોર અંધકારમાં ખૂંચી પડેલા તે યોદ્ધાઓએ તે સમયે શો નિશ્ચય કર્યો હતો ?[૧૦] તું પાંડવોને હર્ષ પામેલા, સર્વથી ઉત્કૃષ્ટ તથા સંતુષ્ટ કહે છે અને મારા યોદ્ધાઓને શોકગ્રસ્ત તથા પરાજય પામેલા જણાવે છે.[૧૧] પણ હે સંજય ! તે રાત્રિના સમયમાં યુદ્ધમાં પાછા નહિ હઠનારા તે પાંડવોનું કુરુઓમાં કેમ પ્રકટ યુદ્ધ થયું હતું ?[૧૨]

સંજય બોલ્યો : હે રાજન્ ! તે સમયે જ્યારે અતિદારુણ રાત્રિયુદ્ધ થઈ રહ્યું હતું, ત્યારે સર્વ પાંડવો સોમકયોદ્ધાઓની સાથે દ્રોણાચાર્ય સામે

× આ સંખ્યા વાસ્તવિક લાગતી નથી; કારણ કે ગણનરી પ્રમાણે કૌરવપાંડવોનું કુલ સૈન્ય ૧૮ અક્ષૌહિણી એટલે આશરે ૪૦ લાખનું થાય છે.

ધસ્યા હતા. એ વેળા દ્રોણાચાર્યે શીઘ્રગામી બાણો મૂકીને કેકયકુમારોને તથા ધૃષ્ટદ્યુમ્નના સર્વ પુત્રોને પ્રેતલોકમાં મોકલી દીધા. હે ભારત! હે રાજન્! જે જે મહારથીઓ તેમની સામે ચઢી આવતા હતા, તેઓ સર્વને તેમણે પિતૃલોકમાં મોકલવા જ માંડ્યા.[૧૩-૧૫] એ પ્રમાણે મહારથી દ્રોણાચાર્ય વીરોનો સંહાર કરી રહ્યા હતા, ત્યારે તે પ્રતાપી શિબિરાજા ક્રોધ કરીને તેમની સામે ચઢી આવ્યો.[૧૬] પાંડવોના તે મહારથીને પોતાની સામે ધસી આવતો જોઈને દ્રોણાચાર્યે તેને કેવળ લોખંડનાં બનાવેલાં તીક્ષ્ણ દશ બાણોનો પ્રહાર કર્યો.[૧૭] એટલે શિબિએ પણ સામેથી ત્રીસ તીક્ષ્ણ બાણો વડે દ્રોણાચાર્યને વીંધી નાખ્યા અને જરા મંદ હસીને એક ભલ્લ બાણ વડે તેમના સારથિને રથ પરથી ઢાળી પાડ્યો. ત્યાં તો દ્રોણાચાર્યે તે શૂરવીરના ઘોડાઓને તથા સારથિને મારી નાખ્યા અને મસ્તકના ટોપ સાથેના એના માથાને પણ ધડ પરથી ઉડાડી નાખ્યું.[૧૮,૧૯] પછી દુર્યોધને તત્કાળ એક બીજો સારથિ દ્રોણાચાર્યના રથ માટે મોકલ્યો, એટલે તે સારથિએ ઘોડાઓની લગામ પકડી કે તુરત દ્રોણાચાર્ય પુનઃ શત્રુઓ સામે ધસ્યા.[૨૦] બીજી તરફથી, કલિંગરાજનો પુત્ર, પૂર્વે પોતાના પિતાનો ભીમસેને વધ કર્યો હોવાથી ક્રોધાયમાન થઈ ગયો હતો અને તે કલિંગયોદ્ધાઓનાં સૈન્ય સાથે રણમાં ભીમની સામે ધસી ગયો.[૨૧] તેણે ભીમસેનને પ્રથમ પાંચ બાણોથી વીંધી નાખી પુનઃ સાત બાણો માર્યાં. વળી તેણે બીજાં ત્રણ બાણો મૂકીને તેના વિશોક નામના સારથિને પણ માર માર્યો અને એક બાણથી તેના ધ્વજમાં પ્રહાર કર્યો.[૨૨] તે પ્રહારથી ભીમસેન ક્રોધે ભરાયો અને એકદમ પોતાના રથ પરથી ઊતરી પડી તેની સામે દોડી ગયો. ત્યાં તે મુષ્ટિના પ્રહાર કરી કરીને કલિંગોના તે શૂરા રાજાને મારવા લાગ્યો.[૨૩] આમ અતિ બળવાન પાંડુપુત્ર ભીમસેને સંગ્રામમાં મુષ્ટિપ્રહાર કર્યો, તેથી તે રાજાનાં સર્વ હાડકાંઓ એકદમ શિથિલ થઈ ગયાં.[૨૪] પણ હે શત્રુતાપન! તેના ભાઈઓ તથા કર્ણ આ સહન કરી શક્યા નહિ અને તેઓ બધા સર્પ સમાન ઝેરી નારાચબાણોથી ભીમસેનને વીંધવા લાગ્યા.[૨૫] એટલે પછી ભીમસેન કલિંગરાજના રથનો ત્યાગ કરીને તેના ભાઈ ધ્રુવના રથ તરફ ગયો અને પોતાની સામે અવિચ્છિન્ન બાણો છોડી રહેલા એ ધ્રુવને તેણે એક મુષ્ટીના પ્રહારથી ચૂંદી નાખ્યો.[૨૬] આથી તે ધ્રુવ પણ બળવાન પાંડુપુત્ર ભીમસેનને હાથે મરણ પામી ધરણી પર ઢળી પડ્યો. હે મહારાજ! એ રીતે તેને મારી નાખીને મહાબળવાન ભીમસેન જયરાતના રથ પાસે આવ્યો અને સિંહની પેઠે વારંવાર ગાજવા લાગ્યો. તેણે ગર્જના કરતાં કરતાં ડાબા હાથ વતી જયરાતને રથમાંથી ખેંચી કાઢ્યો અને માત્ર એક લપડાકના પ્રહારથી તેને મારી નાખ્યો. હવે તે કર્ણના રથની પાસે ઊભો રહ્યો. ત્યાં કર્ણે સુવર્ણથી મઢેલી એક શક્તિ ભીમસેન પર ફેંકી; પણ તે પાંડુનંદન વૃકોદરે હસતાં હસતાં તે શક્તિને હાથમાં પકડી લીધી અને તેને તે દુરાધર્ષ કર્ણ સામે જ ફેંકી.[૨૭-૩૦] તે શક્તિને ધસી આવતી જોઈને શકુનિએ તેલ પાયેલું એક બાણ મૂકી તેના ટુકડા કરી નાખ્યા. પછી અદ્ભુત પરાક્રમી ભીમસેન યુદ્ધમાં એ મહાન કર્મ કરીને પુનઃ પોતાના રથમાં બેસી ગયો અને તમારી સેના સામે દોડી ગયો. હે પૃથ્વીપતિ! કોપેલા કાળની પેઠે સંહાર કરવાની ઇચ્છાથી દોડી આવતા તે મહાબાહુ ભીમસેનને તમારા પુત્રોએ આગળ વધતો અટકાવ્યો અને તે મહારથીઓ મોટી બાણવૃષ્ટિ કરીને એ ભીમસેનને છાઈ દેવા લાગ્યા.[૩૧-૩૩] પછી જાણે હસતો હોય તેમ ભીમસેને તમારા પુત્ર દુર્મદના

સારથિને તેમ જ ઘોડાઓને બાણો વડે યમરાજના નિવાસમાં મોકલી દીધા.[૩૪] એટલે દુર્મદ પોતાના ભાઈ દુષ્કર્ણના રથ પર ચઢી ગયો. એ રીતે એક રથમાં આરૂઢ થયેલા તેઓ શત્રુતાપન બન્ને ભાઈઓ રણના મોખરાના મધ્યભાગમાં ઊભેલા ભીમસેનની સામે દોડી ગયા, ત્યારે તેઓ જાણે તારકાસુર દૈત્ય સામે દોડી ગયેલા મિત્રાવરણ દેવો હોય તેવા જણાતા હતા.[૩૫,૩૬] પછી દુર્મદ અને દુષ્કર્ણ નામના તમારા એ બન્ને પુત્રો એક જ રથમાં બેસીને બાણો વડે ભીમસેનને વીંધવા લાગ્યા.[૩૭] તે પછી કર્ણ, અશ્વત્થામા, દુર્યોધન, કૃપાચાર્ય, સોમદત્ત અને બાહ્લિક રાજાના દેખતાં તે રિપુદમન પાંડુનંદને એક પાટુનો પ્રહાર કર્યો અને તેથી તેણે દુર્મદના તથા વીર દુષ્કર્ણના તે રથને પૃથ્વીમાં પેસાડી દીધો.[૩૮,૩૯] આમ તેણે તમારા શૂરા બળવાન પુત્રોને મુષ્ટિના પ્રહારથી મારી નાખ્યા અને તે ત્યાં ક્રોધપૂર્વક ખૂંદવા લાગ્યો તથા ગર્જનાઓ કરવા લાગ્યો.[૪૦] તે સમયે સૈન્યોમાં હાહાકાર થઈ રહ્યો હતો અને સર્વ રાજાઓ ભીમસેનને જોઈને કહેવા લાગ્યા કે, 'આ તો સાક્ષાત્ રુદ્ર જ ભીમસેનનું સ્વરૂપ ધારણ કરીને કૌરવો સામે યુદ્ધ કરે છે.'[૪૧] હે ભારત! એમ કહીને તે સર્વ રાજાઓ ત્યાંથી પલાયન કરવા લાગ્યા અને બેભાન જેવા થઈ જઈને તેઓ પોતાના ઘોડાઓને રણમાંથી હંકારી ગયા. તેઓમાં બે જણા એકસાથે રહીને તો દોડતા જ ન હતા.[૪૨] એ રાત્રિના આરંભમાં ભીમસેને તમારા સૈન્યને અત્યંત ડહોળી નાખ્યું હતું. આથી મોટા મોટા રાજાઓ તેની પ્રશંસા કરતા હતા. આમ કમળ સમાન પ્રફુલ્લ નેત્રોવાળા તે બળવાન ભીમસેને પોતાનાં પરાક્રમ દ્વારા રાજા યુધિષ્ઠિરની યોગ્ય પૂજા કરી હતી.[૪૩] ત્યારે ભીમસેનના તે પરાક્રમને જોઈને નકુલ, સહદેવ, દ્રુપદ, વિરાટ, કેકયો અને રાજા યુધિષ્ઠિર પરમ હર્ષ પામ્યા હતા. અંધકાસુરના વધ સમયે દેવો જેમ શંકરની પૂજા કરતા હતા, તેમ તેઓ બધા ત્યારે ભીમસેનની પૂજા કરવા લાગ્યા.[૪૪] પછી વરુણપુત્ર ભૃગુ સમા પરાક્રમી એવા તમારા પુત્રો ક્રોધાયમાન થઈ ગયા અને તેઓ રથ, પાળા તથા હાથીઓને સાથે લઈને તેમ જ મહાત્મા ગુરુ દ્રોણાચાર્યને સાથે રાખીને યુદ્ધ કરવાની ઇચ્છાથી ભીમસેનને ચારેબાજુથી ઘેરી વળ્યા.[૪૫] એટલે હે મહારાજ! અંધકારથી ગાઢ ઢંકાઈ ગયેલા તે મહાભયંકર રાત્રિના આરંભમાં તે મહાત્માઓનું અતિદારણ અદ્ભુત યુદ્ધ ચાલુ થયું અને તેમાં વરુઓ, કાગડાઓ તથા ગીધોને પરમ આનંદ થતો હતો.[૪૬]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'ભીમસેનનું પરાક્રમ' નામનો અધ્યાય ૧૫૫ મો સમાપ્ત

## अध्याय १५६ मो

### મોટા મોટા મહારથીઓનું ઘમસાણ!

॥ संजय उवाच ॥

प्रायोपविष्टे तु हते पुत्रे सात्यकिना तदा ।
सोमदत्तो भृशं क्रुद्धः सात्यकिं वाक्यमब्रवीत् ॥१॥

સંજય બોલ્યો : સાત્યકિએ રણમાં અનશનવ્રતનો સ્વીકાર કરીને બેઠેલા સોમદત્તપુત્ર ભૂરિશ્રવાને મારી નાખ્યો હતો, તેથી સોમદત્ત અત્યંત ક્રોધે ભરાયો હતો અને તે સાત્યકિ પ્રત્યે આવું વાક્ય બોલ્યો :[૧] 'અલ્યા ઓ સાત્યકિ! મહાત્મા દેવોએ પણ જે પ્રાચીન ક્ષાત્રધર્મનો આચાર જાળવ્યો છે, તેનો ત્યાગ કરીને તું કેમ અનાર્ય પુરુષોએ આચરેલા ધર્મમાં આસક્ત થયો છે?[૨] ઓ સાત્યકિ! ક્ષાત્રધર્મમાં આસક્ત રહેનારો કયો બુદ્ધિમાન પુરુષ યુદ્ધમાંથી વિમુખ થઈ શસ્ત્રોનો ત્યાગ કરનારા એક દીન પુરુષને રણમાં પ્રહાર કરે?[૩] હે સાત્વત! યાદવોમાં યુદ્ધની અંદર

પ્રસિદ્ધ થયેલા બે મહારથીઓ છે: એક તો મહાબાહુ પ્રદ્યુમ્ન અને બીજો તું.[૪] તો અનશનવ્રતનો સ્વીકાર કરીને બેઠેલા તથા અર્જુને જેનો બાહુ કાપી નાખ્યો હતો તેવા ભૂરિશ્રવાનો વધ કરીને તેં અતિ ક્રૂર અને પાપભર્યું કૃત્ય કર્યું છે.[૫] ઓ દુરાચારી! તું આજના રણમાં તે કર્મનું ફળ પામીશ. હે મૂઢ! આજે હું બરાબર પરાક્રમ કરીને બાણ વડે તારું મસ્તક કાપી નાખીશ.[૬] હે સાત્વત! મારા પ્રિય પુત્રોના તથા ઇષ્ટપુણ્યના સોગંદ ખાઈને હું કહું છું કે, એક વીર તરીકેનું અભિમાન ધરાવનારા તને જો અર્જુન રક્ષે નહિ, તો હું તને આ રાત્રિની સમાપ્તિ સુધીમાં મારી નાખીશ. છતાં હે નીચ યદુવંશી! જો હું તને ન મારું તો હું ઘોર નરકમાં પડું.[૭,૮] એમ કહીને અતિ ક્રોધે ભરાયેલા મહાબળવાન સોમદત્તે અતિ ઉચ્ચસ્વરે શંખ વગાડ્યો અને સિંહનાદ સમી ગર્જના કરી.[૯] પછી કમળપત્રો સમાન નેત્રવાળા તથા સિંહ સમાન દાઢોવાળા દુરાસદ સાત્યકિએ ઘણા ક્રોધપૂર્વક તેને કહ્યું:[૧૦] 'હે કુરુવંશી સોમદત્ત! હું તારી સાથે અથવા બીજા કોઈ સાથે યુદ્ધ કરું, તોપણ મારા હૃદયમાં કોઈ જાતનો ત્રાસ થાય તેમ નથી. હે કુરુવંશી રાજા! તું સઘળા સૈન્યના રક્ષણ તળે રહીને મારી સામે યુદ્ધ કરીશ, તોપણ મને કોઈ જાતની વ્યથા થશે નહિ.[૧૧,૧૨] જેનાથી લડાઈ જ થાય તેવાં આ દુર્જનોએ માન્ય કરેલાં તારાં વાક્યોથી ક્ષત્રિયધર્મમાં રહેલા મને તું ડરાવી શકીશ નહિ.[૧૩] હે રાજા! તને મારી સામે આજે યુદ્ધ કરવાની જો ઇચ્છા છે, તો નિર્દય થઈને તીક્ષ્ણ બાણો વડે તું અને પ્રહાર કર અને હું પણ તને પ્રહાર કરીશ.[૧૪] હે મહારાજ! તારો મહારથી પુત્ર વીર ભૂરિશ્રવા અને પોતાના ભાઈના દુઃખથી દુઃખી થયેલો તારો પુત્ર શલ એ બન્ને યુદ્ધમાં માર્યા ગયા છે.[૧૫] વળી તને પણ હું પુત્રો અને બાંધવો સહિત આજે મારી નાખીશ, તો સાવધાન થઈને તું રણભૂમિમાં હવે ખડો રહેજે. યાદ રાખજે કે, તું કુરુવંશનો મહારથી છે.[૧૬] જેનામાં દાન, દમ, શૌચ, અહિંસા, લજ્જા, ધૃતિ અને ક્ષમા નિત્ય અક્ષય રહે છે અને જેનો ધ્વજ મૃદંગના ચિહ્નવાળો છે, તે રાજા યુધિષ્ઠિરના તેજથી તું પ્રથમથી જ મૂઓ પડ્યો છે; તોપણ તું આ યુદ્ધમાં કર્ણ અને શકુનિની સાથે વિનાશ પામશે.[૧૭,૧૮] શ્રીકૃષ્ણ અને અર્જુનના ચરણના તેમ જ વાવ, કૂવા, તળાવ આદિ ઇષ્ટાપૂર્તના સોગંદ ખાઈને હું કહું છું કે, હું આ યુદ્ધમાં ક્રોધાયમાન થઈને તને પાપીને તારા પુત્રો સાથે મારી નાખીશ.[૧૯] જો કદાચ તું રણનો ત્યાગ કરીને નાસી જઈશ, તો જ આજે મારા હાથમાંથી છૂટી શકીશ.' આમ કહ્યા પછી તે બન્ને પુરુષશ્રેષ્ઠો ક્રોધથી લાલચોળ નેત્રોવાળા થઈ ગયા અને અન્યોન્ય સામે બાણો ફેંકવા લાગ્યા. પછી એક હજાર રથીયોદ્ધાઓને તથા દશ હજાર હાથીઓને સાથે રાખીને દુર્યોધનરાજા સોમદત્તને ચારે બાજુથી વીંટી વળી ઊભો રહ્યો. વળી સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ, ઇંદ્ર સમાન પરાક્રમવાળા પુત્રો, પૌત્રો અને પોતાના ભાઈઓથી વીંટાયેલો, વજ્ર સમાન શરીરવાળો, મોટી ભુજાવાળો યુવાન એવો તમારો સાળો શકુનિ એક લાખ ઉપરની સંખ્યાવાળા ઘોડેસવારોને સાથે રાખી, તે મહાધનુર્ધર સોમદત્તની ચોતરફથી રક્ષા કરવા લાગ્યો.[૨૦-૨૪] એ પ્રમાણે બળવાન યોદ્ધાઓના રક્ષણ તળે રહીને સોમદત્ત સાત્યકિને બાણો વડે છાઈ દેવા લાગ્યો. ત્યાં નમેલાં પર્વવાળાં અનેક બાણોથી ઘવાયેલા સાત્યકિને જોઈને ધૃષ્ટદ્યુમ્ન ક્રોધી ઊઠ્યો અને મોટી સેનાને સાથે લઈ તે ક્રોધપૂર્વક સોમદત્ત સામે ચઢી આવ્યો. હે રાજન્! એ સમયે અન્યોન્ય

સામે પ્રહાર કરતા સૈન્યસમૂહોનો મહાધુમવાટ પ્રચંડ વાયુથી ક્ષુબ્ધ થતા સમુદ્ર સરખો સંભળાતો હતો. એ ગાળામાં સોમદત્તે સાત્યકિને નવ બાણોથી વીંધી નાખ્યો, એટલે સાત્યકિએ પણ સામેથી તેટલાં જ બાણો મૂકીને તે કુરુરાજને પ્રહાર કર્યો. તે બળવાન અને ધનુર્ધારી સાત્યકિના બાણપ્રહારથી સોમદત્ત ગાઢ વીંધાઈ ગયા અને રથની બેઠક પર બેભાન થઈને મૂર્છાવશ થઈ પડ્યો. એ રીતે મહારથી સોમદત્તને વિમૂઢ થયેલો જોઈને તેનો સારથિ એકદમ ત્વરાપૂર્વક તે વીરને રણમાંથી દૂર લઈ ગયો. ત્યાં સાત્યકિનાં બાણોથી પીડાઈને બેભાન થયેલા તે સોમદત્તને જોઈને દ્રોણાચાર્ય યદુવીર સાત્યકિને મારી નાખવાની ઇચ્છાથી ત્યાં આગળ ધસી આવ્યા. તેમને ધસી આવતા જોઈ યુધિષ્ઠિર આદિ યોદ્ધાઓ યદુવંશના ઉત્તમ વીર સાત્યકિનું રક્ષણ કરવાની ઇચ્છાથી તેને વીંટાઈ વળ્યા. એટલે પછી દ્રોણાચાર્યનું પાંડવોની સાથે યુદ્ધ ચાલુ થયું.[૧૫-૩૨] પૂર્વે ત્રૈલોક્યને જીતી લેવાની ઇચ્છાથી બલિરાજાનું દેવોની સાથે જેવું યુદ્ધ થયું હતું, તેવું જ દ્રોણાચાર્યનું પાંડવો સાથેનું આ યુદ્ધ જણાતું હતું. તેમાં મહાતેજસ્વી દ્રોણાચાર્યે બાણોની જાળ વડે પાંડવોના સૈન્યને ઢાંકી દીધું અને યુધિષ્ઠિરને વીંધી નાખ્યા. વળી તેમણે સાત્યકિને દશ બાણોથી, ધૃષ્ટદ્યુમ્નને વીસ બાણોથી, ભીમસેનને નવ બાણોથી, નકુલને પાંચ બાણોથી, સહદેવને આઠ બાણોથી, શિખંડીને સો બાણોથી, દ્રૌપદીના પુત્રોને પાંચ પાંચ બાણોથી, મત્સ્યદેશના રાજાને આઠ બાણોથી, દ્રુપદને દશ બાણોથી, યુધામન્યુને ત્રણ બાણોથી, ઉત્તમૌજાને છ બાણોથી તથા બીજા કેટલાએક સૈનિકોને પણ બાણો વડે વીંધી નાખ્યા અને તે પછી તે મહાબાહુ યુધિષ્ઠિર સામે ધસી ગયા.[૩૩-૩૭] હે રાજન્! જ્યારે દ્રોણાચાર્યે પાંડવોના સૈનિકોને એ રીતે મારવા માંડ્યા, ત્યારે તેઓ ભયને લીધે મોટી બૂમો પાડી પાડીને દશેય દિશાઓમાં નાસવા લાગ્યા.[૩૮] આમ દ્રોણાચાર્યે પોતાના સૈન્યને હાંકી કાઢવા માંડ્યું છે, તે જોઈને અર્જુનને જરા ક્રોધ ચઢ્યો અને તે તુરત પોતાના ગુરુ સામે ધસ્યો.[૩૯] ત્યારે રણમાં આચાર્યની સામે ધસી આવતા અર્જુનને જોઈને યુધિષ્ઠિરરાજાનું નાસભાગ કરતું સૈન્ય પુનઃ પાછું ફર્યું.[૪૦] આ પછી હે રાજન્! ફરીથી દ્રોણાચાર્યનું પાંડવો સાથે યુદ્ધ થવા લાગ્યું. એ સમયે તમારા પુત્રો ચોતરફથી દ્રોણાચાર્યને વીંટાઈ વળ્યા હતા.[૪૧] ત્યારે અગ્નિ જેમ રૂના ઢગલાનો નાશ કરે તેમ દ્રોણાચાર્ય પાંડવોના સૈન્યોનો નાશ કરી રહ્યા હતા. તે સૂર્યની પેઠે બળી રહ્યા હતા અને પ્રદીપ્ત અગ્નિની પેઠે ઝળહળી રહ્યા હતા.[૪૨] હે રાજન્! તે દ્રોણાચાર્ય મંડલાકારે ધનુષ્ય વાળીને બાણરૂપી જ્વાલાઓને સતત છોડતા હતા અને એમ સૂર્યની જેમ તપી રહ્યા હતા. આ પ્રમાણે તે સૈન્યમાં શત્રુઓને બાળી રહ્યા હતા, તોપણ તે જોઈને કોઈ પણ જણ તેમને ખાળી શકતું નહોતું. જે જે પુરુષ તેમની સામે આવીને ઊભો રહેતો હતો, તેના તેના મસ્તકને કાપી નાખીને દ્રોણાચાર્યનાં બાણો પૃથ્વીમાં પેસી જતાં હતાં. મહાત્મા દ્રોણગુરુએ એ પ્રમાણે જ્યારે સંહાર કરવા માંડ્યો, ત્યારે તે પાંડવસૈન્ય અર્જુનના દેખતાં પુનઃ નાસભાગ કરવા લાગ્યું. હે ભારત! એ રાત્રિમાં દ્રોણાચાર્યે પોતાના સૈન્યમાં ભંગાણ પાડ્યું, તે જોઈને અર્જુન ગોવિંદ પ્રત્યે કહેવા લાગ્યો : 'હે કૃષ્ણ! આપણા રથને દ્રોણાચાર્યના રથ સામે લઈ જાઓ.' એટલે શ્રીકૃષ્ણે ગાયનું દૂધ, ડોલરનાં ફૂલ અને ચંદ્ર સમાન પ્રભાવાળા અર્જુનના ઘોડાઓને દ્રોણાચાર્યના રથ સામે હાંક્યા. તે વેળા ભીમસેને પણ

પોતાના ભાઈ અર્જુનને દ્રોણાચાર્ય તરફ જતો જોઈ ને પોતાના સારથિને આ પ્રમાણે કહ્યું : 'હે સારથિ! મને તું દ્રોણાચાર્યના સૈન્ય સામે લઈ ચાલ.' ભીમસેનનાં એ વચન સાંભળીને તેના સારથિ વિશોકે સત્યપ્રતિજ્ઞાવાળા અર્જુનની પાછળ પાછળ ઘોડાઓને હંકાર્યા. આમ હે ભરતશ્રેષ્ઠ! તે બન્ને ભાઈ ઓ બરાબર સજ્જ થઈને દ્રોણાચાર્યના સૈન્ય સામે ધસ્યા. હે મહારાજ! તેમને જોઈને પાંચાલ, સૃંજય, મત્સ્ય, ચેદિ, કારૂષ અને કોસલયોદ્ધાઓ તેમ જ મહારથી કેકયો પણ તેમની પાછળ પાછળ દ્રોણાચાર્ય સામે જવા લાગ્યા.[૪૩-૫૧] હે રાજન્! ત્યાં તો જોનારનાં રોમાંચ ખડાં થઈ જાય તેવો ઘોર સંગ્રામ શરૂ થયો. અર્જુન અને ભીમસેને મોટા રથસમુદાય સાથે રાખીને તમારા સૈન્યની ઉત્તર તરફ તથા દક્ષિણ તરફ ઘેરો ઘાલ્યો. આમ હે રાજન્! પુરુષવ્યાઘ્ર ભીમસેન તથા અર્જુન ત્યાં લડતા હતા, તે જોઈ ને ધૃષ્ટદ્યુમ્ન તથા મહાબળવાન સાત્યકિ પણ તમારા સૈન્ય સામે ચઢી આવ્યા. હે રાજા! તે સમયે અન્યોન્યનો સંહાર કરતાં તે સૈન્યોની ટુકડીઓમાં જાણે પ્રચંડ વાયુથી ઊછળી રહેલા સમુદ્રોના સરખો ઘુઘવાટ થઈ રહ્યો હતો. હે રાજન્! તેવામાં દ્રોણપુત્ર અશ્વત્થામા સાત્યકિને ત્યાં યુદ્ધ કરતો જોઈ ને ભૂરિશ્રવાના વધનું સ્મરણ આવવાથી કોપી ઊઠ્યો અને તેનો વધ કરવાનો નિશ્ચય કરીને ધસી આવ્યો. તે અશ્વત્થામાને આ પ્રમાણે સાત્યકિના રથ સામે ધસી જતો જોઈને ભીમસેનનો પુત્ર ઘટોત્કચ અત્યંત ક્રોધે ભરાયો અને તેણે પોતાના શત્રુને આગળ જતો અટકાવ્યો. એ વેળા તે ઘટોત્કચ તદ્દન લોઢાના બનાવેલા મહા ઘોર રથમાં બેઠો હતો. રીંછના ચામડાથી એ રથને ચારેબાજુથી વીંટવામાં આવ્યો હતો. તેની લંબાઈ પહોળાઈ બાર* હજાર હાથની હતી, તેના પર યંત્રોની સામગ્રી ગોઠવી હતી અને તે મોટા મેઘમંડળ સમાન ગાજતો હતો.[૫૨-૫૮] નહિ હાથી તેમ નહિ ઘોડા, પણ લગભગ હાથીઓની આકૃતિને મળતા પિશાચો એ રથમાં જોડ્યા હતા. ઊંચા દાંડાવાળા તે રથના ધ્વજ પર પાંખો અને પગને વારંવાર ઉછાળતો તથા ડોળા ફાડીને શબ્દ કરતો ગીધપક્ષીઓનો રાજા (મોટું ગીધ) શોભતો હતો. તે રથ પર લોહીથી ભીની થયેલી પતાકા ફરકતી હતી અને તેને આંતરડાંની માળાઓથી શણગારવામાં આવ્યો હતો. વિશેષમાં તે રથને આઠ પૈડાં હતાં. આવા વિશાળ રથમાં બેસીને ઘટોત્કચ સૈન્ય સામે ધસી જતો હતો. તે ઘટોત્કચ મુદ્ગરો, પર્વતો અને વૃક્ષોરૂપ આયુધોને હાથમાં ધારણ કરનારા ઘોરસ્વરૂપી રાક્ષસોની એક અક્ષૌહિણી સેનાથી વીંટળાઈ વળ્યો હતો. પ્રલયકાળના સમયે દંડધારી કાળની પેઠે પોતાના મહાન ધનુષ્યને હાથમાં ઊંચું કરી ધસી આવેલા એ ઘટોત્કચને સૈન્યમાં આવી પહોંચેલો સાંભળી સર્વ રાજાઓ ગાભરા ગાભરા બની ગયા. તે પછી પર્વતના શિખર સમાન પ્રચંડ શરીરવાળા, ભયંકર સ્વરૂપને લીધે ભય ઉપજાવનારા, મોટી મોટી વિકરાળ દાઢો તથા ઉગ્ર મુખવાળા, શંકુ સમાન ઊંચા કાનવાળા, મોટી હડપચીવાળા, ઊભા કેશવાળા, વિકરાળ નેત્રોવાળા, પ્રદીપ્ત મોઢાવાળા, ઘણા ઊંડાણમાં ઊતરી ગયેલાં પેટવાળા, મોટા ખાડા સમાન ગળાના છિદ્રવાળા, મુકુટમાં ઢંકાયેલા કેશવાળા, વિકાસેલા મુખવાળા, કાળની પેઠે સર્વ ભૂતોને ત્રાસ પમાડનારા, શત્રુઓને ક્ષોભ કરનારા અને હાથમાં ધનુષ્ય ઊંચું કરીને ધસી

* અહીં મૂળમાં ત્રાસ નલ્વની તે રથની લંબાઈ-પહોળાઈ કહી છે. ચારસો હાથના માપને સંસ્કૃતમાં એક નલ્વ કહે છે. તેવા ત્રીસ નલ્વ પ્રમાણેનું માપ બાર હજાર હાથ હોઈ શકે.

આવેલા તે પ્રદીપ્ત રાક્ષસરાજ ઘટોત્કચને જોઈને તમારા પુત્રોની સેના ભયથી વિહ્વળ થઈને ખળભળી ઊઠી. ત્યારે તે સેના જાણે વાયુએ ખળભળાવેલી ધૂમરીઓવાળી તથા આકાશમાં ઊંચે ઊછળતા તરંગોવાળી ગંગા નદી હોય તેમ દેખાવા લાગી.[૫૯-૬૭] ત્યાં ઘટોત્કચે એક મોટો સિંહનાદ કરી મૂક્યો, એટલે ભયભીત થયેલા હાથીઓ મૂતરી જવા લાગ્યા અને મનુષ્યો બેબાકળા બની ગયા.[૬૮] ત્યાં તે સૈન્યના પર ચારે બાજુથી મોટા પથ્થરોની વૃષ્ટિ થવા લાગી. આ વેળા સંધ્યાકાળનો સમય હતો. તેથી અધિક બળવાન થયેલા રાક્ષસોએ એ વૃષ્ટિ કરી હતી.[૬૯] ત્યાં લોઢાનાં ચક્રો, ભુશુંડીઓ, ભાલાઓ, તોમરો, ત્રિશૂળો, તોપો તથા પટ્ટિશો એકધારાં રણભૂમિ પર પડવા લાગ્યાં.[૭૦] અતિ રૌદ્ર અને ઉગ્ર એવું તે યુદ્ધ જોઈને તમારા પુત્રો તથા કર્ણ બહાવરા બની જઈને જુદી જુદી દિશાઓમાં પલાયન જ કરી ગયા.[૭૧] માત્ર અસ્ત્રવિદ્યાના બળમાં વખણાયેલા તથા ખરેખરા માનનીય એવા દ્રોણપુત્ર અશ્વત્થામા એકલા જ તે રણભૂમિ પર જરાયે ગભરાયા વિના ઊભા રહ્યા. તેમણે પોતાનાં બાણો વડે ઘટોત્કચે રચેલી માયાનો નાશ કરી નાખ્યો. એ પ્રમાણે પોતાની માયાને નષ્ટ થયેલી જોઈને ક્રોધી ઘટોત્કચે ઘોર બાણો છોડવા માંડ્યાં અને તે અશ્વત્થામાના શરીરમાં પેસી જતાં હતાં.[૭૨,૭૩] ક્રોધપૂર્ણ થયેલા સર્પો જેમ વેગપૂર્વક રાફડામાં પેસી જાય, તેમ તે બાણો અશ્વત્થામાનું શરીર વીંધી નાખીને લોહીલુહાણ થઈ શીઘ્ર પૃથ્વીમાં ખૂંચી જતાં હતાં. તે સર્વ બાણોનાં મોઢિયાં તદ્દન સુવર્ણનાં હતાં અને સરાણ પર ઘસીને તે સર્વ બાણોને તીક્ષ્ણ કરવામાં આવ્યાં હતાં. તે પછી ઝડપદાર હાથવાળા પ્રતાપી અશ્વત્થામા કોપી ઊઠ્યા.[૭૪,૭૫] તેમણે પોતાની સામે કોપેલા ઘટોત્કચને દશ બાણો વડે ઘાયલ કરી નાખ્યો. આમ જ્યારે અશ્વત્થામાએ ઘટોત્કચને મર્મસ્થાનોમાં અત્યંત વીંધી નાખ્યો, ત્યારે તેને ઘણી વ્યથા થઈ હતી. તુરત તેણે એક લાખ આરાઓવાળું ચક્ર હાથમાં લીધું. તે ચક્રની અણી અસ્ત્રા સમાન તીક્ષ્ણ હતી, બાલસૂર્યની પેઠે તે ચળકતું હતું અને મણિ તથા હીરાઓથી તેને શણગાર્યું હતું. ભીમપુત્ર ઘટોત્કચે અશ્વત્થામાનો વિનાશ કરવા માટે તે ચક્ર તેમના પર ફેંક્યું. પણ દ્રોણપુત્ર અશ્વત્થામાએ મહાવેગે આવતા તે ચક્રનાં બાણો વતી ટુકડા કરી નાખ્યા, એટલે અભાગિયા પુરુષના સંકલ્પની પેઠે તે ચક્ર નિષ્ફળ થઈને પૃથ્વી પર પડ્યું. રાહુ જેમ સૂર્યને છાઈ દે, તેમ ઘટોત્કચ પોતાના ચક્રને એ રીતે વ્યર્થ થઈ પડેલું જોઈને, બાણો વડે અશ્વત્થામાને છાઈ દેવા લાગ્યો. તેવામાં વળી રાક્ષસરાજ ઘટોત્કચનો છિન્નભિન્ન થયેલા મોટા અંજનપર્વત સરખો પુત્ર અંજનપર્વા મોટો પર્વતરાજ જેમ વાયુને રોકી રાખે, તેમ રણમાં ધસી આવતા અશ્વત્થામાને રોકી રાખવા લાગ્યો. મેઘ જેમ ધારાઓ વડે મેરુપર્વતને ઢાંકી દે તેમ ભીમસેનના પૌત્ર એ અંજનપર્વાએ અશ્વત્થામાને ઢાંકી દીધા, તેથી તે ઘણા શોભવા લાગ્યા. રુદ્ર, ઉપેંદ્ર તથા ઇંદ્ર સમા પરાક્રમી તે અશ્વત્થામાએ લગારે ગભરાયા વિના એક તીક્ષ્ણ બાણથી અંજનપર્વાના ધ્વજને કાપી નાખ્યો. વળી બીજાં બે બાણોથી તેણે તેના સારથિને મારી નાખ્યો તથા એના ત્રિવેણુકને પણ કાપી નાખ્યો. વળી પાછું એક બાણ મૂકી તેણે તેના ધનુષ્યના ટુકડા કરી નાખ્યા. તેણે ચાર બાણોથી તેના ચારેય ઘોડાઓને મારી નાખ્યા. હવે રથરહિત થયેલા તે અંજનપર્વાના હાથમાં ઉગામાયેલા તથા સુવર્ણની ટીપકીઓવાળા ખડગને પણ તેણે તીક્ષ્ણ બાણ વડે બે કકડા કરી ભાંગી નાખ્યું.

પછી હે રાજન્ ! ઘટોત્કચના પુત્રે સુવર્ણની કડીઓ વાળી એક ગદા ઉઠાવી અને ઘણા વેગથી ફેરવીને અશ્વત્થામા તરફ ફેંકી, પરંતુ દ્રોણાચાર્યના પુત્રે બાણો મૂકીને તે ગદાના પણ ચૂરા કરી નાખ્યા, તેથી તે ગદા પણ નિષ્ફળ થઈને પૃથ્વી પર આવી પડી પછી કાળમેઘની પેઠે મોટી ગર્જના કરીને અંજનપર્વા આકાશમાં ઊડ્યો અને ત્યાંથી વૃક્ષોની વૃષ્ટિ કરવા લાગ્યો. સૂર્ય જેમ કિરણો વડે મેઘને વીંધી નાખે, તેમ અશ્વત્થામાએ તે ઘટોત્કચના માયાધારી પુત્રને, બાણો વડે આકાશમાં પણ વીંધી નાખ્યો, એટલે વળી પાછો તે પૃથ્વી પર ઊતરી આવ્યો અને સુવર્ણથી શોભતા રથમાં બેસીને અશ્વત્થામા આગળ આવી ઊભો [૭૬–૮૦] તે વેળા ઘટોત્કચનો પુત્ર અંજનપર્વા પૃથ્વી પર રહેલો અતિ ઉચ્ચ મોટો અંજનપર્વત હોય તેવો દેખાતો હતો. પછી મહેશ્વરે જેમ અંધકાસુરનો નાશ કર્યો હતો, તેમ દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાએ લોખંડી કવચને ધારણ કરનારા તે ઘટોત્કચના પુત્રનો નાશ કરી નાખ્યો એ રીતે જ્યારે પોતાના મહાબળવાન પુત્રને અશ્વત્થામાએ મારી નાખ્યો, ત્યારે ઘટોત્કચનાં અંગો રોષથી પ્રજ્વલિત થઈ ગયાં પ્રજ્વલિત થયેલો અગ્નિ જેમ વનને બાળે, તેમ તે અશ્વત્થામા પાંડવસૈન્યને બાળતા હતા તેમની સામે આવીને તે નિર્ભય થઈને આ પ્રમાણે કહેવા લાગ્યો

ઘટોત્કચ બોલ્યો આ દ્રોણપુત્ર ! ઊભો રહેજે, ઊભો રહેજે. હવે તુ અહીંથી જીવતો જઈશ નહિ અગ્નિના પુત્રે જેમ ક્રૌંચને મારી નાખ્યો હતો, તેમ આજે હું તને મારી નાખીશ.

અશ્વત્થામા બોલ્યા હે દેવ સરખા પરાક્રમી વત્સ ! તું અહીંથી ચાલ્યો જા, અને બીજા કોઈ સાથે યુદ્ધ કર. હે હિડિંબાનંદન ! પુત્ર પિતાને બાન કરે તે યોગ્ય કહેવાય નહિ. હે હિડિંબાસુત ! ખરેખર, મને તારા પર જરાયે રોષ નથી, કારણ કે રોષયુક્ત થયેલો મનુષ્ય પોતાના આત્માનો પણ નાશ કરી બેસે છે.*

સંજય બોલ્યો : અશ્વત્થામાનાં એ વચનને સાંભળી ઘટોત્કચનાં નેત્રો ક્રોધથી લાલચોળ થઈ ગયાં પોતાના પુત્રના શોકથી દુઃખિત થયેલા તે ઘટોત્કચે ક્રોધપૂર્વક અશ્વત્થામા પ્રત્યે કહ્યું 'હે દ્રોણપુત્ર ! મને તું રણમાં કાયર પુરુષ સમજે છે કે શું [૮૦–૮૬] એક સામાન્ય મનુષ્યને જેમ ડરાવવામાં આવે છે, તેમ તું મને માત્ર વાણીથી ડરાવવા ધારે છે, પણ તારું એ વાક્ચાતુર્ય તદ્દન અસ્થાને છે હું કુરુઓના વિશાળ કુળમાં ભીમસેનથી ઉત્પન્ન થયો છું. યુદ્ધમાં કદી પાછા નહિ હઠનારા પાંડવોનો હું પુત્ર છું. સર્વ રાક્ષસોનો હું રાજા છું અને બળમાં હું સાક્ષાત્ રાવણની બરોબરી કરનારો છું. [૮૭,૮૮] હે દ્રોણપુત્ર ! ઊભો રહે, ઊભો રહે હવે તું મારી આગળથી જીવતો જઈશ નહિ આજે હું તારી યુદ્ધમાંની શ્રદ્ધાને આ રણાંગણમાં જ દૂર કરીશ [૯૯] આમ કહીને ક્રોધથી લાલચોળ નેત્રોવાળો થયેલો અતિ મહાન બળવાન રાક્ષસ ઘટોત્કચ કોપેલો કેસરી જેમ કોઈ હાથી સામે ધસી જાય તેમ અશ્વત્થામા સામે ધસ્યો [૧૦૦] ત્યાં મેઘ જેમ ધારાઓની વૃષ્ટિ કરે, તેમ તે ઘટોત્કચ મહારથી અશ્વત્થામા પર રથનાં પૈડાં જેવડા બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. પરંતુ અશ્વત્થામા તે બાણવૃષ્ટિને પોતાની પાસે પહોંચતા પહેલાં જ કાપી નાખતા હતા, તેથી તે વેળા આકાશમાં બાણોનો જાણે બીજો સંગ્રામ મચ્યો હોય તેમ જણાતું હતું [૧૦૧,૧૦૨] આકાશ

* અશ્વત્થામાએ ઘટોત્કચને 'હે વત્સ' એવું સંબોધન કરીને સૂચવ્યું છે કે, ભીમસેનને અને મારે અન્યોન્ય ભાઈઓ જેટલો જ સંબંધ છે, તથા અમે બન્ને મારા પિતાની પાસે એકસાથે ભણ્યા છીએ, તેથી તું મારા પુત્ર સરખો છે

માં અસ્રોની પરસ્પર અથડામણથી તણખા કાઢતા હતા, તેથી તે રાત્રિના આરંભમાં આકાશ જાણે કાઢતાં પતંગિયાંઓથી ચિત્રવિચિત્ર થઈ શોભતું હતું.[૧૦૩] રણમાં અભિમાન ધરાવનારા અશ્વત્થામાએ પોતાની માયાનો નાશ કરી નાખ્યો તે જોઈને ઘટોત્કચ આકાશમાં અદૃશ્ય થઈ ગયો અને પુનઃ માયાને રચવા લાગ્યો.[૧૦૪] એટલામાં તે વૃક્ષોની ઝાડીઓવાળાં શિખરોથી અતિ ઊંચો દેખાતો મહાન પર્વત થઈ ગયો. એ પર્વતમાંથી જાણે ત્રિશૂળો, ભાલાઓ, તલવારો અને મુસલોરૂપ જળનાં ઝરણાં ઝરતાં હતાં.[૧૦૫] પણ સાક્ષાત્ અંજનગિરિ સરખા તે પર્વતને જોઈને તથા તેમાંથી નીકળતાં સંખ્યાબંધ શસ્રોને જોઈને અશ્વત્થામાને મૂંઝવણ થઈ નહિ.[૧૦૬] તેમણે મંદમંદ હસીને વજાસ્ત્ર પ્રકટ કર્યું અને તે અસ્ત્રે તુરત એ મહાન પર્વતને ઉછાળીને ચૂરેચૂરા કરી નાખ્યા.[૧૦૭] પછી તે ઘટોત્કચ ઇંદ્ર-ધનુષ્યવાળો અતિઉગ્ર એવો શ્યામ મેઘ થઈને આકાશમાં દેખાયો અને પથ્થરોની વૃષ્ટિ કરી અશ્વત્થામાને રણમાં દાટી દેવા લાગ્યો.[૧૦૮] પણ શ્રેષ્ઠ અસ્ત્રવેત્તા અશ્વત્થામાએ ત્યાં વાયવ્ય-અસ્ત્રનું સંધાન કર્યું અને પોતાની સામે ચઢી આવેલા તે શ્યામ મેઘને વીખેરી નાખ્યો.[૧૦૯] વળી માનવશ્રેષ્ઠ અશ્વત્થામાએ બીજાં કેટલાંક બાણો મૂકીને સર્વ દિશાઓને છાઈ દીધી અને એક લાખ રથીયોદ્ધાઓને હણી નાખ્યાં.[૧૧૦] ત્યાં તો તેમણે ઘટોત્કચને ફરી રણમાં ધસી આવતો જોયો. તે રાક્ષસ રથમાં બેઠો હતો અને એણે ધનુષ્યને કાન સુધી ખેંચ્યું હતું. તે નિર્ભયતાથી આવતો હતો અને અનેક રાક્ષસોથી વીંટળાયેલો હતો.[૧૧૧] એ રાક્ષસો સિંહ તથા વ્યાઘ્ર જેવા હતા અને પરાક્રમમાં તેઓ મદમસ્ત માતંગ જેવા હતા. તેમાંના કોઈ હાથી પર બેઠા હતા, કોઈ રથમાં બેઠેલા હતા તો કોઈ ઘોડાઓની પીઠ પર સવાર થયા હતા.[૧૧૨] હિડિમ્બાનંદનના એ અનુચરો જેવા એ રાક્ષસોનાં હાડકાં, મસ્તકો અને ગ્રીવાઓનું સ્વરૂપ ઘણું બેડોળ હતું. તેમનામાંના ઘણાખરા પુલસ્ત્યવંશમાં જન્મ્યા હતા. તેઓ તામસ પ્રકૃતિના હતા અને ઇંદ્ર સરખા પરાક્રમી હતા.[૧૧૩] તેઓ અનેક શસ્રોથી, જાતજાતનાં કવચોથી અને અલંકારોથી સજ્જ થયા હતા. તેઓ મહાબળવાન હતા, ભયંકર શબ્દો કરનારા હતા, અને કોપથી તેમના ડોળાઓ ફાટી ગયા હતા.[૧૧૪] યુદ્ધ કરવામાં મહોન્મત્ત એવા તે રાક્ષસો ઘટોત્કચની સાથે રહીને યુદ્ધ કરવા ઉપસ્થિત થયા હતા. એ રાક્ષસયોદ્ધાઓને જોઈ ને તમારો પુત્ર દુર્યોધન તો તદ્દન ખિન્ન જ થઈ ગયો, ત્યારે અશ્વત્થામાએ કહ્યું :[૧૧૫] 'હે દુર્યોધન ! તું ઊભો રહે. તારે જરાયે ગભરાવું નહિ. આજે આ વીર ભાઈઓને, ઇંદ્ર સરખા પરાક્રમી સર્વ રાજાઓને અને તારા બીજા સર્વ શત્રુઓને હું હણી નાખીશ. તારો પરાજય નથી. આ હું તારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરું છું. તું આપણી સેનાને ધીરજ આપ.[૧૧૬,૧૧૭]

દુર્યોધન બોલ્યો : તમારું મન આટલું બધું મોટું છે, તેમાં હું આશ્ચર્ય માનતો નથી. હે ગૌતમીપુત્ર ! હું જાણું જ છું કે, તમારી અમારા પર અથાગ ભક્તિ છે.[૧૧૮]

સંજય બોલ્યો : અશ્વત્થામાને એ પ્રમાણે કહીને, દુર્યોધન એક હજાર રથો અને રણને શોભાવે તેવા કેટલાએક ઘોડાઓથી વીંટાયેલા સુબલપુત્ર શકુનિને કહેવા લાગ્યો :[૧૧૯] 'હે મામા ! તમે સાઠ હજાર રથીયોદ્ધાઓને સાથે લઈ ને અર્જુન સામે ધસારો કરો. આ કર્ણ, વૃષસેન, કૃપાચાર્ય, નીલ, ઉત્તર તરફના યોદ્ધાઓ, કૃતવર્મા, પુરુમિત્ર, સુતાપન, દુઃશાસન, નિકુંભ, પરા-

ક્રમી કુંડભેદી, પુરંજય, દઢરથ, પતાકી, હેમકંપન, શલ્ય, અરણિ, ઇંદ્રસેન, સંજય, વિજય, જય, કમલાક્ષ, પરક્રાથી, જયવર્મા અને સુદર્શન એ સર્વ યોદ્ધાઓ તથા સાઠ હજાર પાળાઓ યુદ્ધમાં તમને સહાય કરવા માટે તમારી પાછળ પાછળ જ આવશે.[૧૨૦-૧૨૩] હે મામા ! ઇંદ્ર જેમ અસુરોનો નાશ કરે, તેમ તમે ભીમસેન, નકુલ, સહદેવ અને ધર્મરાજાનો નાશ કરી નાખજો. મારા વિજયની આશા તમારા પર જ આધાર રાખી રહી છે.[૧૨૪] આ દ્રોણપુત્ર અશ્વત્થામાએ બાણોના પ્રહારો કરીને કુંતાના પુત્રોને લગભગ ઘાયલ કરી નાખ્યા છે. હે મામા ! કાર્તિકસ્વામીએ જેમ અસુરોનો સંહાર કર્યો હતો, તેમ તમે હવે તેમને સંહારી નાખજો.[૧૨૫] હે રાજન્ ! તમારા પુત્રે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે સુબલપુત્ર શકુનિ તમારા પુત્રોને પ્રસન્ન કરવા માટે તથા પાંડવોનો સંહાર કરવા માટે ત્યાંથી ચાલી નીકળ્યો.[૧૨૬] આ તરફ બરાબર રાત્રિ થતાં એ રણક્ષેત્રમાં અશ્વત્થામા અને ઘટોત્કચનું ઇંદ્ર અને પ્રહ્‌લાદના સરખું અતિ તુમુલ યુદ્ધ ચાલ્યું હતું.[૧૨૭] તેમાં કોપાયમાન થયેલા ઘટોત્કચે અતિ દઢ અને ઝેરી અગ્નિ સરખાં દશ તીક્ષ્ણ બાણો મૂકીને અશ્વત્થામાની છાતીમાં પ્રહાર કર્યો.[૧૨૮] ભીમસેનના પુત્રે મારેલાં તે બાણોના ગાઢ પ્રહારથી અશ્વત્થામા વાયુએ હચમચાવેલા વૃક્ષની પેઠે રથના મધ્યમાં હચમચી ગયા.[૧૨૯] વળી ઘટોત્કચે એક અંજલિક નામનું બાણ મૂકીને અશ્વત્થામાના હાથમાં રહેલા મહાતેજસ્વી ધનુષ્યના ટુકડેટુકડા કરી નાખ્યા.[૧૩૦] એટલે અશ્વત્થામાએ યુદ્ધના ભારને સહન કરે તેવું એક મહાન ધનુષ્ય ઉઠાવ્યું અને મેઘ જેમ જળધારાની વૃષ્ટિ કરે, તેમ તેમણે તીક્ષ્ણ બાણો વરસાવવા માંડ્યાં.[૧૩૧] પછી હે ભારત ! શારદ્વતીના પુત્ર અશ્વત્થામાએ બીજાં કેટલાંએક સુવર્ણની પૂંખવાળાં તથા શત્રુઓનો નાશ કરી નાખે તેવાં સંખ્યાબંધ બાણો છોડવા માંડ્યા.[૧૩૨] તે બાણોએ વિશાળ વક્ષઃસ્થળવાળા રાક્ષસોનાં ટોળાંઓને ગભરાવી નાખ્યાં અને તેઓ જાણે સિંહોએ આકુળ કરેલા મદોન્મત્ત હાથીઓ હોય તેમ શોભવા લાગ્યા.[૧૩૩] પ્રલયકાળે ભગવાન અગ્નિદેવ જેમ સર્વ ભૂતોને બાળીને ભસ્મ કરે છે, તેમ અશ્વત્થામાએ ઘોડાઓ, સારથિઓ, રથો અને હાથીઓ સહિત સર્વ રાક્ષસોનો સંહાર કરી નાખ્યો.[૧૩૪] હે રાજા ! પૂર્વે ત્રિપુરાસુરને બાળી નાખી મહેશ્વર દેવ જેમ શોભતા હતા, તેમ બાણો વડે રાક્ષસોની એક અક્ષૌહિણી સેનાનો નાશ કરી નાખીને અશ્વત્થામા શોભાયમાન જણાતા હતા.[૧૩૫] યુગાંત સમયે સર્વ ભૂતોને બાળી નાખીને જેમ પ્રલયકાળનો અગ્નિ દીપી રહે, તેમ જયીશ્રેષ્ઠ દ્રોણપુત્ર તમારા શત્રુઓનો સંહાર કરીને દીપતા હતા.[૧૩૬] હવે ઘટોત્કચ કોપ્યો અને તેણે ભયંકર કર્મ કરવાવાળા રાક્ષસોની મહાન સેનાને આજ્ઞા કરી કે, 'અશ્વત્થામાને મારી નાખો, મારી નાખો.'[૧૩૭] ઘટોત્કચની તે આજ્ઞાનો સ્વીકાર કરીને ઉજ્જવળ દાઢોવાળા, વિશાળ મુખવાળા, ઘોર સ્વરૂપવાળા, ભયાનક દેખાવવાળા, પહોળાં કરેલાં મોઢાંવાળા, તીક્ષ્ણ જીભોવાળા અને ક્રોધથી રાતાંચોળ નેત્રોવાળા તે રાક્ષસો મોટા મોટા સિંહનાદોથી પૃથ્વીને ગજાવવા લાગ્યા.[૧૩૮,૧૩૯] તેઓ હાથમાં અનેક જાતનાં હથિયારો લઈ લઈને અશ્વત્થામાને મારી નાખવા માટે ધસી ગયા. ભયંકર કર્મ કરવાવાળા તે રાક્ષસો શક્તિઓ, શતઘ્નીઓ, પરિઘો, વજ્રો, ત્રિશૂળો, પટ્ટિશો, તલવારો, ગદાઓ, ભિંડીપાલો, મુસલો, ફરશીઓ, ભાલાઓ, તલવારો, તોમરો, કણપો, કંપનો, અણી બુઠ્ઠીઓ, પથ્થરો, ગદા-

ઓ, થાંભલાઓ તથા રણમાં શત્રુઓને ચીરી નાખે તેવા લોખંડી મુદ્દગરોને અશ્વત્થામાના મસ્તક પર તદ્દન નિર્ભય થઈને ફેંકવા લાગ્યા. ત્યાં ક્રોધથી લાલ આંખોવાળા તે રાક્ષસો સેંકડો અને હજારો હથિયારોને ફેંકી રહ્યા હતા. દ્રોણપુત્રના મસ્તક પર પડતી તે અતિમહાન બાણવૃષ્ટિને જોઈને તમારા યોદ્ધાઓ ગભરાઈ ગયા હતા.[૧૪૦-૧૪૪] પણ પરાક્રમી દ્રોણપુત્રે તો અતિ ઉત્કૃષ્ટ અને ઘોર એવી તે બાણવૃષ્ટિને સરાણ પર ઘસેલાં અને વજ્ર સમાન તીક્ષ્ણ એવાં બાણો મૂકી મૂકીને વિખેરી નાખી.[૧૪૫] હવે ઉદાર મનના અશ્વત્થામા સુવર્ણની પૂંખવાળાં બીજાં કેટલાંએક બાણોને દિવ્ય અસ્ત્રોથી મંત્રીને રાક્ષસોને સંહારવા મંડ્યા.[૧૪૬] તે બાણોથી વિહ્વળ થયેલું વિશાળ છાતીવાળું રાક્ષસોનું ટોળું સિંહોએ ગભરાવેલા મદમત્ત હાથીઓના ટોળા સરખું શોભતું હતું.[૧૪૭] પછી દ્રોણપુત્રના પ્રહારથી કોપેલા તે મહાબળવાન રાક્ષસો અશ્વત્થામાને મારી નાખવાની ઇચ્છાથી ઘણા જોસપૂર્વક ધસી ગયા.[૧૪૮] હે ભારત! તે સમયે અશ્વત્થામાએ એવું પરાક્રમ કરી બતાવ્યું કે, તે મનુષ્યોમાં બીજા કોઈથી બનવું અશક્ય હતું; કારણ કે પરમ અસ્ત્રોને જાણનારા એ દ્રોણનંદન પોતે એકલા હતા, છતાં તેમણે રાક્ષસરાજના દેખતાં બળબળતાં બાણો મૂકીને એક ક્ષણવારમાં રાક્ષસોની સેનાને બાળી મૂકી હતી.[૧૪૯,૧૫૦] એ રીતે રાક્ષસોના સૈન્યનો રણમાં સંહાર કરીને તે અશ્વત્થામા યુગાંત સમયે સર્વ ભૂતોને બાળી નાખી બળી રહેલા પ્રલયકાળના અગ્નિની પેઠે શોભતા હતા.[૧૫૧] હે ભારત! સર્પ સરખાં ઝેરી બાણો વડે સૈન્યોને બાળી રહેલા તે અશ્વત્થામાને ત્યાં ઊભેલા પાંડવપક્ષના હજારો રાજાઓમાંથી કોઈ પણ જોઈ શકતો ન હતો. એક માત્ર મહાબળવાન રાક્ષસરાજ વીર ઘટોત્કચ તેમની સામે જોઈ શકતો હતો.[૧૫૨,૧૫૩] હે ભરતશ્રેષ્ઠ! ક્રોધથી ચકરવકર થતાં નેત્રોવાળા તે ઘટોત્કચે તાળીઓ પાડીને તથા દાંત પીસીને પોતાના સારથિને કહ્યું:[૧૫૪] 'અલ્યા ઓ! તું મને અશ્વત્થામા પાસે લઈ જા.' એટલે તુરત જ તેના સારથિએ રથને હંકાર્યો અને જોતજોતામાં સુંદર પતાકાવાળા તથા ઘોર સ્વરૂપવાળા પ્રકાશિત રથમાં બેઠેલો શત્રુસૂદન ઘટોત્કચ દ્રોણપુત્ર સાથે દ્વંદ્વયુદ્ધ કરવા માટે પુનઃ જઈ પહોંચ્યો. ત્યાં ભયંકર પરાક્રમવાળા તે રાક્ષસે સિંહની પેઠે મહાન શબ્દ કરીને અશ્વત્થામા સામે તાકીને એક શક્તિ ફેંકી. એ શક્તિને ભગવાન શંકરે નિર્માણ કરી હતી, તેમાં આસપાસ આઠ ઘંટડીઓ લટકાવી હતી અને સંગ્રામમાં તે મહાઘોર કર્મ કરનારી હતી. પોતાની સામે આવતી તે શક્તિને જોઈને અશ્વત્થામા ધનુષ્યને રથમાં મૂકીને એકદમ નીચે ઊતરી પડ્યા અને તેમણે શંકરે બનાવેલી તે શક્તિને કૂદકો મારીને હાથમાં જ પકડી લીધી. આ પછી તે જ શક્તિને તેમણે ઘટોત્કચના રથ સામે ફેંકી. તે મહાતેજસ્વી અને અતિ દારુણ શક્તિ ઘોડા, સારથિ અને ધ્વજ સહિત ઘટોત્કચના રથને ભસ્મ કરી નાખી પૃથ્વી ફાડીને અંદર પેસી ગઈ. (પણ ઘટોત્કચ તે શક્તિ આવે તે પહેલાં રથ પરથી નીચે ઊતરી પડ્યો હતો અને તેથી જ તે બચી ગયો હતો.) એ વેળા અશ્વત્થામાના અદ્ભુત કાશલ્યની સર્વ મનુષ્યો પ્રશંસા કરતાં હતાં; કારણ કે તેમણે રથ પરથી કૂદી પડીને શંકરે બનાવેલી તે ઘોર શક્તિને હાથમાં પકડી લીધી હતી અને તે જ પાછી ફેંકી હતી.[૧૫૫-૧૬૦] તે પછી ભીમસેનનો પુત્ર ધૃષ્ટદ્યુમ્નના રથમાં બેસી ગયો અને ઇંદ્રના ધનુષ્ય સરખું મહાઘોર ધનુષ્ય હાથમાં લઈને અશ્વત્થામાની વિશાળ છાતીમાં

તીક્ષ્ણ બાણો છોડવા લાગ્યો.[૬૧] ધૃષ્ટદ્યુમ્ન પણ નિર્ભય થઈને સર્પ સરખાં ઝેરી અને સુવર્ણની પૂંખવાળાં બાણોને દ્રોણપુત્રની છાતીમાં ફેંકવા લાગ્યો,[૬૨] એટલે સામેથી અશ્વત્થામાએ હજારો નારાચબાણો છોડ્યાં, ત્યારે તેઓ બન્ને જણા પણ અગ્નિની શિખા સરખાં બાણો વડે તેમનાં બાણોને કાપી નાખતા હતા.[૬૩] ત્યાં હે ભરતશ્રેષ્ઠ! તે બન્ને પુરુષસિંહોનું તથા દ્રોણપુત્ર અશ્વત્થામાનું અતિ તીવ્ર મહાયુદ્ધ મચ્યું હતું અને તે જોઈને સર્વ યોદ્ધાઓ પ્રસન્ન થતા હતા.[૬૪] એ જ અરસામાં એક હજાર રથીયોદ્ધાઓ, ત્રણસો હાથીઓ તથા હજાર ઘોડેસવારોને સાથે લઈને ભીમસેન તે ભાગમાં આવી પહોંચ્યો. તે વેળા અક્લિષ્ટ પરાક્રમી ધર્માત્મા અશ્વત્થામા ભીમસેનના પુત્ર રાક્ષસ ઘટોત્કચ સામે તથા અનુયાયીઓ સહિત સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન સામે યુદ્ધ કરતા હતા. હે ભારત! અશ્વત્થામાએ ત્યારે અતિશય અદ્ભુત પરાક્રમ કરી દેખાડ્યું હતું અને તે સર્વ પ્રાણીઓમાં બીજાથી બનવું ઘણું અશક્ય હતું. તેમણે એક નિમેષ જેટલા સમયમાં ઘોડાઓ, સારથિઓ, રથો અને હાથીઓથી ભરપૂર એવી રાક્ષસોની અક્ષૌહિણી સેનાનો તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને નાશ કરી નાખ્યો હતો. તેમણે ભીમસેન, ઘટોત્કચ, ધૃષ્ટદ્યુમ્ન, નકુલ, સહદેવ, ધર્મરાજ, અર્જુન તથા શ્રીકૃષ્ણને જોતા છતાં આ નાશ કર્યો હતો.[૬૫-૬૯] વળી તેમણે સીધાં જનારાં નારાચબાણો મૂકીને હાથીઓને વીંધી નાખ્યા હતા અને તેઓ શિખરવાળા પર્વતોની પેઠે પૃથ્વી પર પડતા હતા.[૭૦] ત્યાં કાપી નાખેલી હાથીઓની સૂંઢો આમતેમ તરફડતી હતી; તેથી રણભૂમિ જાણે કાછળી રહેલા સર્પોથી છવાઈ ગઈ હોય તેવી શોભતી હતી.[૭૧] જ્યાં ત્યાં ઉડાડી નાખવામાં આવેલાં સુવર્ણના દાંડાવાળાં રાજછત્રોથી રણભૂમિ જાણે પ્રલયકાળે સૂર્ય અને ચંદ્રનો જેમાં ઉદય થયો છે તથા સમગ્ર ગ્રહો જેમાં ઊગી નીકળ્યા છે, તેવા આકાશની પેઠે શોભતી હતી.[૭૨] એ રણસંગ્રામમાં અશ્વત્થામાએ લોહીના પ્રવાહથી મહાઘોર જણાતી રુધિરની નદી ચલાવી મૂકી હતી. એ નદીમાં ધ્વજાઓરૂપી દેડકાં વધી પડ્યાં હતાં અને ભેરીઓરૂપ મોટા કાચબાઓ પહોળા થઈ થઈને પડ્યા હતા. છત્રોરૂપ હંસોની પંક્તિ એ નદીનું સેવન કરતી હતી અને તેમાં ચામરોરૂપ ફીણના ગોટેગોટા આવી રહ્યા હતા. તેમાં કંક અને ગીધ પક્ષીઓરૂપ મોટાં ગ્રૂડા ઘૂમી રહ્યાં હતાં અને અનેક જાતનાં આયુધોરૂપ માછલાં તે નદીમાં ફરકતાં હતાં. તેમાં મોટા મોટા હાથીઓરૂપ પથ્થરો પડ્યા હતા અને મરણ પામેલા ઘોડાઓરૂપ મગરમચ્છોથી તે નદી ભરપૂર હતી. તેમાં ભાંગી નાખેલા રથોરૂપ મોટા ખડકો દેખાતા હતા અને પતાકાઓરૂપ સુંદર વૃક્ષો તેને કાંઠે ઊગ્યાં હતાં. તેમાં બાણોરૂપી નાનાં માછલાં નજરે પડતાં હતાં અને તે નદીનું સ્વરૂપ દેખાવમાં મહારૌદ્ર હતું. તેમાં ભાલાં, શક્તિઓ અને ઋષ્ટિઓરૂપ જળસર્પો ઊછળતા હતા, મજ્જા અને માંસનો મોટો કાદવ જામ્યો હતો, તેમ જ મસ્તક વિનાનાં ધડોરૂપ મછવાઓથી તે નદી વ્યાપ્ત હતી. પ્રાણીઓના કેશોરૂપ શેવાળથી તે નદી વિચિત્ર વર્ણની દેખાતી હતી અને તે નદી જોવાથી બીકણ મનુષ્યોને દુઃખ ઉત્પન્ન થતું હતું. મોટા મોટા હાથીઓ, ઘોડાઓ અને યોદ્ધાઓનાં કલેવરોમાંથી તે નદી નીકળી હતી, યોદ્ધાઓના દુઃખી શબ્દોથી તે ગર્જના કરતી હતી અને તેમાં લોહીના તરંગો ઊછળી રહ્યા હતા. વળી શિકારી પશુઓનાં ટોળાંઓથી તેનું સ્વરૂપ મહાઘોર દેખાતું હતું. તેવી તે નદી જાણે યમરાજના રાજ્યનો મહાસાગર હોય, તેમ લાગતી હતી. અશ્વત્થામાએ ત્યાં આવી મહા-

ભયંકર નદી વહેવડાવી મૂકી હતી.[૧૭૩-૧૭૮] એ રીતે બાણો વડે રાક્ષસોનો સંહાર કરીને અશ્વત્થામા હિડિમ્બાના પુત્રને ગભરાવવા લાગ્યા. વળી અત્યંત ક્રોધાયમાન થઈને તે સમર્થે ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંડવયોદ્ધાઓને વીંધી નાખ્યા તેમ જ તેમણે દ્રુપદરાજાના સુરથ નામના પુત્રને મારી નાખ્યો.[૧૭૯,૧૮૦] વળી તેમણે દ્રુપદરાજાના શત્રુંજય, બલાનીક, જયાનીક અને જયાશ્વ નામના પુત્રોને પણ મારી નાખ્યા.[૧૮૧] વધારામાં, એ દ્રોણનંદને રાજા શ્રુતાહ્વયને પણ યમનિવાસમાં મોકલી દીધો. હે રાજા! તેમણે બીજાં તીક્ષ્ણ ત્રણ બાણો મૂકીને હેમમાલીને, પૃષધ્રને તથા ચંદ્રસેનને પણ હણી નાખ્યા. ત્યાં તેમણે કુંતિભોજના દશે પુત્રોને દશ બાણો મૂકીને રોળી નાખ્યા.[૧૮૨,૧૮૩] આ પછી અશ્વત્થામાએ અત્યંત ક્રોધ કરી સીધું જનારું ઉગ્ર બાણ ધનુષ્યમાં સાંધ્યું. તેમણે કાળના દંડ જેવા ઘોર એવા તે ઉત્તમ બાણને ધનુષ્યને કાન સુધી સંપૂર્ણપણે ખેંચી ઘટોત્કચને ઉદ્દેશી ફેંક્યું. હે પૃથ્વીપતિ! એ મહાન બાણ, રાક્ષસના હૃદયને ચીરી નાખી શીઘ્ર પૂંખ સહિત પૃથ્વીમાં પેસી ગયું. આથી ઘટોત્કચ રથમાં ઢળી પડ્યો. મહારથી ધૃષ્ટદ્યુમ્ન, એને મરણશરણ થઈ પડેલો જાણીને પોતાના ઉત્તમ રથને અશ્વત્થામા પાસેથી દૂર લઈ ગયો. હે રાજા! ધૃષ્ટદ્યુમ્ન ત્યાંથી દૂર થયો, એટલે તુરત જ સર્વ રાજાઓ પણ રણમાંથી પાછા હઠ્યા.[૧૮૪-૧૮૭] એ પ્રમાણે હે ભારત! યુધિષ્ઠિરરાજાના સૈન્યનો રણમાં પરાજય કરી વીર દ્રોણપુત્ર ગર્જના કરવા લાગ્યા. યુદ્ધમાં રહેલાં સર્વ પ્રાણીઓ તથા તમારા પુત્રો તેમની પ્રશંસા કરવા લાગ્યા.[૧૮૮] આમ અશ્વત્થામાનાં બાણોથી રાક્ષસોનાં શરીરો છિન્નભિન્ન થઈ ગયાં હતાં અને તેઓ મરણ પામીને ઢળી પડ્યા હતા. આથી રણભૂમિ જાણે ચારેબાજુ પડેલા એ પર્વતોનાં શિખરો વડે દુર્ગમ અને અતિરૌદ્ર થઈ ગઈ હતી.[૧૮૯] ત્યાં સિદ્ધો, ગંધર્વો, પિશાચો, સર્પો, ગરુડો, પિતરો, પક્ષીગણો, રાક્ષસો, ભૂતગણો, અપ્સરાઓ અને દેવો પણ તે અશ્વત્થામાની પ્રશંસા કરતા હતા.[૧૯૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધની ભયંકરતા' નામનો અધ્યાય ૧૫૬ મો સમાપ્ત

# અધ્યાય ૧૫૭મો

## સોમદત્ત, બાહ્લિક, નાગદત્ત આદિ કુરુઓનો વધ

॥संजय उवाच॥

द्रुपदस्यात्मजान् दृष्ट्वा कुंतिभोजसुतांस्तथा ।
द्रोणपुत्रेण निहतान् राक्षसांश्च सहस्रशः ॥ १ ॥

સંજય બોલ્યો: અશ્વત્થામાએ આ પ્રમાણે દ્રુપદરાજાના પુત્રોને, કુંતિભોજના પુત્રોને તથા હજારો રાક્ષસોને મારી નાખ્યા. તે જોઈને યુધિષ્ઠિર, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિ આદિ યોદ્ધાઓ સાવધાન થઈને યુદ્ધ કરવા માટે જ મનમાં નિશ્ચયવાળા થયા.[૧,૨] હે ભારત! સાત્યકિને એ યુદ્ધમાં ઘૂમી રહેલો જોઈને સોમદત્ત ફરીથી ક્રોધાયમાન થઈ ગયો અને તે તેને મોટી બાણવૃષ્ટિ કરીને રણમાં છાઈ દેવા લાગ્યો.[૩] તે સમયે વિજયની ઇચ્છાવાળા તમારા અને શત્રુયોદ્ધાઓનું અતિ ભયંકર ઘોર યુદ્ધ થઈ રહ્યું હતું.[૪] પછી સોમદત્તને સામે ધસી આવતો જોઈને ભીમસેન સાત્યકિને સહાય કરવા માટે સુવર્ણની પૂંખવાળાં અને સરાણ પર સજેલાં દશ બાણો વડે તેને વીંધવા લાગ્યો.[૫] એટલે સોમદત્તે પણ તે વીરને સો બાણોનો સામો પ્રહાર કર્યો. તે જોઈ સાત્યકિ કોપ્યો. પુત્રોના દુઃખથી પીડાયેલા તથા નહુષપુત્ર યયાતિની પેઠે મોટા મોટા ગુણોથી યુક્ત એવા એ વૃદ્ધ સોમદત્તને તેણે વજ્રના ધા સરખાં તીક્ષ્ણ દશ બાણો વડે વીંધી નાખ્યો.

વળી તેને એક શક્તિના પ્રહારથી ઘાયલ કરી નાખી તેણે તેને બીજાં સાત બાણોનો પુનઃ પ્રહાર કર્યો. બીજી તરફથી ભીમસેને પણ સાત્યકિને મદદ કરવા માટે સોમદત્તના મસ્તક પર મજબૂત, નવું અને ઘોર એવું પરિઘ માર્યું. ત્યાં સાત્યકિએ પણ ક્રોધે ભરાઈને અગ્નિ સરખું તેજસ્વી તથા સુંદર પીછાંવાળું મોટું તીક્ષ્ણ બાણ સોમદત્તને છાતીમાં માર્યું. હે વીર રાજા! ભીમસેનનું ઘોર પરિઘ તથા સાત્યકિનું ઘોર બાણ એ બન્ને સોમદત્તના શરીર પર એકીસાથે પડ્યાં; તેથી તે મહારથી ધરણી પર ઢળી પડ્યો. આમ પોતાનો પુત્ર જ્યારે બેભાન થયો, ત્યારે બાહ્‌લિક રાજા તે સાત્યકિ સામે ધસ્યો અને તે પ્રલયકાળે વરસતા મેઘની પેઠે બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. તે જોઈ ભીમસેન સાત્યકિને સહાય કરવા માટે નવ બાણો મૂકીને એ મહાત્માને રણના મોખરામાં વીંધી નાખવા લાગ્યો. એ વેળા પ્રાતિપેય બાહ્‌લિકને ઘણો જ ક્રોધ ચડ્યો. ઇંદ્ર જેમ વજ્રનો પ્રહાર કરે, તેમ તે મહાબાહુએ ભીમસેનની છાતીમાં શક્તિનો સખ્ત પ્રહાર કર્યો. એ પ્રહારથી ભીમસેન કંપાયમાન થઈ મૂર્છિત થઈ ગયો[૬-૧૪] પણ તે જ ક્ષણે ફરી ભાનમાં આવીને ભીમસેને બાહ્‌લિકના પર ગદાનો છૂટો ઘા કર્યો. તુરત જ તે ગદાએ બાહ્‌લિકરાજાનું મસ્તક ભાંગી નાખ્યું. એટલે જેમ વજ્રથી ભાંગી પડેલો મોટો પર્વત પડે, તેમ તે મરણ પામીને પૃથ્વી પર પછડાયો. હે પુરુષશ્રેષ્ઠ! એ પ્રમાણે જ્યારે વીર બાહ્‌લિકરાજા મરણ પામ્યો, ત્યારે સાક્ષાત્ રામચંદ્ર સરખા તમારા દશ પુત્રો ભીમસેન સામે ચઢી આવ્યા. આમ ત્યાં નાગદત્ત, દૃઢરથ, મહાબાહુ, અયોભુજ, દૃઢ, સુહસ્ત, વિરજા, પ્રમાથી, ઉગ્ર અને અનુયાયી, એ દશેય ભાઈઓ ભીમસેનને બાણો મારવા લાગ્યા. તેમને જોઈને ભીમસેન ક્રોધે ભરાયો. તેણે ભારે ઝીક લેનારાં બાણો લીધાં અને એકએકને તાકીને ઢાળી પાડ્યા. આમ તેણે તેમને મર્મભાગમાં વીંધી નાખ્યા. તેથી પ્રચંડ વાયુએ ભાંગી નાખેલાં વૃક્ષો જેમ પર્વતના શિખર પરથી પડે, તેમ તે સર્વ ભાઈઓ પ્રાણ અને તેજથી રહિત થઈને રથ પરથી પૃથ્વી પર ગબડી પડ્યા. આમ તમારા દશેય પુત્રોને દશ નારાચબાણોથી મારી નાખીને તે ભીમસેન કર્ણના પ્રિય પુત્ર વૃષસેન પર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. ત્યાં તો કર્ણનો પ્રસિદ્ધ ભાઈ વૃકરથ ભીમસેનને કેટલાંએક નારાચબાણો વડે પ્રહાર કરવા લાગ્યો, એટલે બળવાન ભીમસેન તેના તરફ પણ ધસ્યો. પછી હે ભારત! વીર ભીમસેને તમારા સાત મહારથી સાળાઓને રણમાં રોળી નાખ્યા અને કેટલાંએક નારાચબાણો મૂકીને તેણે શતચંદ્રને પણ મારી નાખ્યો. ત્યારે શકુનિના ગવાક્ષ, શરભ, વિભુ, સુભગ અને ભાનુદત્ત એ પાંચ વીર મહારથી ભાઈઓ ભીમસેન સામે ધસી ગયા અને તેને તીક્ષ્ણ બાણોથી પ્રહાર કરવા મચી પડ્યા. પર્વત પર જેમ અવિચ્છિન્ન વૃષ્ટિ કરવામાં આવે, તેમ ત્યાં ભીમસેન પર નારાચબાણોની સખ્ત ઝડી વરસી. ત્યારે તે બળવાન ભીમસેને માત્ર પાંચ બાણો મૂકીને તે પાંચેય અતિરથીઓને મારી નાખ્યા. એ રીતે તે વીરોને માર્યા ગયેલા જોઈને કૌરવપક્ષના મોટા મોટા રાજાઓ ખળભળી ઊઠ્યા.[૧૫-૨૬] તે પછી રાજા યુધિષ્ઠિરને ક્રોધ ચડ્યો અને તેમણે દ્રોણાચાર્ય અને તમારા પુત્રોના દેખતાં તમારા સૈન્યનો સંહાર કરવા માંડ્યો.[૨૭] એ યુદ્ધમાં કોપેલા યુધિષ્ઠિરે અંબષ્ઠો, માલવો, શૂરા ત્રિગર્તો અને શિબિઓને પણ મૃત્યુલોકમાં મોકલી દીધા.[૨૮] વળી રાજા યુધિષ્ઠિરે અભીષાહો, શૂરસેનો, બાહ્‌લિકો તથા વસાતિઓને પણ કાપી નાખીને રણભૂમિ પર લોહીનો કાદવ જમાવી

દીધો.[૨૯] હે રાજન્‌! યુધિષ્ઠિરે બાણોનો માર મારીને યુદ્ધકુશળ માલવોને તથા શૂરવીર મદ્રકયોદ્ધાઓની ટુકડીઓને યમલોકમાં વિદાય કરી દીધી.[૩૦] એ સમયે યુધિષ્ઠિરના રથ સામે 'મારો, ખેંચો, પકડો, વીંધી નાખો, કાપી નાખો!' એ પ્રમાણેનો તુમુલ શબ્દ થઈ રહ્યો હતો.[૩૧] આ રીતે યુધિષ્ઠિરરાજ સૈન્યોને રણમાંથી હાંકી કાઢતા હતા, તે જોઈને તમારા પુત્રે દ્રોણાચાર્યને પ્રેરણા કરી અને તુરત તેમણે બાણોની વૃષ્ટિ કરવા માંડી.[૩૨] પરમ ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્યે યુધિષ્ઠિરરાજને વાયવ્યાસ્ત્રથી વીંધી નાખ્યા, ત્યારે તેમણે પણ સામો અસ્ત્રપ્રયોગ કરી તે દિવ્ય અસ્ત્રનો નાશ કર્યો.[૩૩] આમ પોતાનું તે અસ્ત્ર જ્યારે નાશ પામ્યું, ત્યારે પરમ ક્રોધાયમાન થયેલા આચાર્યે પાંડુનંદન યુધિષ્ઠિરને મારી નાખવાની ઇચ્છાથી અનુક્રમે વારુણ, યામ્ય, આગ્નેય, ત્વાષ્ટ્ર અને સાવિત્ર નામનાં દિવ્ય અસ્ત્રો ફેંકવા માંડ્યાં. પણ મહાબાહુ ધર્મપુત્રે તે સર્વ ફેંકેલાં તથા ફેંકાતાં અસ્ત્રોનો લગારે ત્રાસ પામ્યા વિના નાશ કરી નાખ્યો. પછી હે ભારત! તમારા પુત્રનું હિત કરવામાં આસક્ત થયેલા અને પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવાને ઇચ્છતા તે કુંભસંભવ આચાર્યે ધર્મપુત્રને મારી નાખવાની ઇચ્છાથી ઇંદ્રાસ્ત્ર અને પ્રાજાપત્યાસ્ત્ર પ્રકટ કર્યું.[૩૪-૩૭] એટલે હાથી અને સિંહ સમાન ગતિ કરનારા, વિશાળ વક્ષઃસ્થળવાળા, મોટી મોટી લાલચોળ આંખોવાળા અને મહાતેજસ્વી એવા કુરુપતિ યુધિષ્ઠિરે માહેંદ્ર નામનું એક બીજું અસ્ત્ર પ્રકટ કર્યું અને તે અસ્ત્રથી તેમણે દ્રોણાચાર્યના ઇંદ્રાસ્ત્રનો નાશ કર્યો.[૩૮] આમ જ્યારે પોતાનાં સર્વ અસ્ત્રો નાશ પામવા માંડ્યાં, ત્યારે દ્રોણાચાર્ય ઘણા ખિજવાઈ ગયા. તેમણે યુધિષ્ઠિરરાજનો વધ કરવા માટે બ્રહ્માસ્ત્ર પ્રગટ કર્યું.[૩૯] હે રાજા! તે અસ્ત્રના પ્રગટ થવાને સમયે બધી રણભૂમિ ઘોર અંધકારથી છવાઈ ગઈ હતી, તેથી મારા જોવામાં કંઈ પણ આવી શક્યું નહિ. ત્યારે સર્વ ભૂતો મોટા ભયમાં આવી પડ્યાં હતાં.[૪૦] પછી હે રાજેંદ્ર! એ બ્રહ્માસ્ત્રને પોતાની સામે ઉદય પામેલું જોઈને કુંતીપુત્ર યુધિષ્ઠિરે પણ બ્રહ્માસ્ત્ર જ પ્રગટ કર્યું અને એમ તેમણે દ્રોણાચાર્યના બ્રહ્માસ્ત્રને અટકાવી દીધું.[૪૧] તે વેળા સૈન્યના મુખ્ય મુખ્ય યોદ્ધાઓ, દ્રોણ અને યુધિષ્ઠિર એ બન્ને પુરુષશ્રેષ્ઠનાં એકીઅવાજે વખાણ કરવા લાગ્યા કે, 'ખરેખર બન્ને જણા મહાધનુર્ધરો છે અને સર્વ જાતનાં યુદ્ધોમાં કુશળ છે.' તે પછી હે ભારત! દ્રોણાચાર્ય યુધિષ્ઠિરને છોડીને દ્રુપદરાજાની સેના તરફ ધસી ગયા અને ક્રોધથી લાલ નેત્રો કરીને તે વાયવ્યાસ્ત્ર વડે તે સેનાનો નાશ કરવા લાગ્યા. દ્રોણાચાર્યના પ્રહારથી વધ કરાતા પાંચાલયોદ્ધાઓ ભયભીત થઈને ભીમસેન અને અર્જુનના દેખતાં રણમાંથી નાસભાગ કરવા લાગ્યા.[૪૨-૪૪] એટલે અર્જુન તથા ભીમસેન મોટી રથીયોદ્ધાની ટુકડીઓને સાથે લઈને કૌરવસૈન્યને ઘેરી વળ્યા. અર્જુને દ્રોણાચાર્યની જમણી બાજુમાં તથા ભીમે તેમની ડાબી બાજુમાં આવીને દ્રોણ ઉપર સંખ્યાબંધ બાણોની મોટી વૃષ્ટિ કરવા માંડી. વળી હે મહારાજ! કેકયો, સૃંજયો, મહાતેજસ્વી પાંચાલો, મત્સ્યો અને યાદવો પણ ભીમ તથા અર્જુનને અનુસરી રહ્યા હતા.[૪૫-૪૭] એ રીતે અર્જુને તે ભારતી સેનાનો સંહાર કરવા માંડ્યો, ત્યારે અંધકાર અને નિદ્રાના આવેશને લીધે ફરી તેમાં ભંગાણ પડ્યું.[૪૮] હે મહારાજ! દ્રોણાચાર્ય તથા તમારા પુત્રે તમારા યોદ્ધાઓને યુદ્ધ માટે ઘણા ઘણા વાર્યા, પણ આખરે તેમને વારી શકાયા જ નહિ.[૪૯]

અધ્યાય ૧૫૭મો સમાપ્ત

## अध्याय १५८ मो

### કર્ણ અને કૃપાચાર્યનો વચનકલહ

॥ संजय उवाच ॥

उदीर्यमाणं तद्दृष्ट्वा पांडवानां महद्बलम् ।
अविषह्यं च मन्वानः कर्णं दुर્योधनोऽब्रवीत् ॥ १ ॥

સંજય બોલ્યો: પાંડવોના મહાન સૈન્યને આગળ વધતું જોઈને તથા તેને સહન કરવું અશક્ય માનીને, દુર્યોધને કર્ણને આ પ્રમાણે કહ્યું:[૧] 'હે મિત્રવત્સલ! મિત્રોને સહાય કરવાનો આ ખરો સમય આવી પહોંચ્યો છે. હે કર્ણ! આ યુદ્ધમાં આપણા સર્વ મહારથી યોદ્ધાઓનું હવે તું રક્ષણ કર.[૨] જો, જો! પાંચાલો, મત્સ્યો, કેકયો અને મહારથી પાંડવો છંછેડાયલા સર્પોની પેઠે ફૂંફાડા મારીને આપણા યોદ્ધાઓને ચોતરફથી ઘેરી વળ્યા છે.[૩] વળી આ પાંડવો રણમાં વિજયી બનીને હર્ષની ગર્જનાઓ કરે છે અને ઇંદ્ર સરખા બળિયા પાંચાલોના અનેક મહારથીઓ સિંહનાદો કરી રહ્યા છે.[૪]

કર્ણ બોલ્યો: આ રણમાં સાક્ષાત્ ઇંદ્રદેવ જો કદાચ અર્જુનનું રક્ષણ કરવા આવશે, તોપણ હું તેનો પરાજય કરીશ અને અર્જુનને શીઘ્ર હણી નાખીશ.[૫] હે ભારત! તું શાંત થા. આ તારી પાસે હું સત્ય પ્રતિજ્ઞા કરું છું કે, મારી સામે આવેલા પાંડુના પુત્રોને તથા સર્વ પાંચાલોને હું જરૂર મારીશ.[૬] હે રાજા! કાર્તિકસ્વામીએ જેમ ઇંદ્રને વિજય અપાવ્યો હતો, તેમ હું તને વિજય અપાવીશ. મારે તારું પ્રિય કરવું છે, એ કારણથી જ હું જીવી રહ્યો છું.[૭] પાંચેય પાંડવોમાં અર્જુન બધા કરતાં અધિક બળવાન છે, માટે તેની સામે હું ઇંદ્રે નિર્માણ કરેલી મારી આ અમોઘ શક્તિ ફેંકીશ.[૮] હે માનનીય રાજા! તે મહાન ધનુર્ધર અર્જુન મારી શક્તિના પ્રહારથી માર્યો જશે, એટલે તેના બીજા ભાઈઓ તારે વશ થશે અથવા ફરીથી વનમાં ચાલ્યા જશે.[૯] માટે હે કુરુરાજ! હું જ્યાં સુધી જીવતો છું, ત્યાં સુધી તારે જરા પણ ખેદ કરવો નહિ. હું એકત્ર થયેલા સર્વ પાંડવોને આ યુદ્ધમાં જીતીશ.[૧૦] વળી મારી સામે આવેલા પાંચાલો, કેકયો અને સર્વ યાદવોને પણ બાણસમૂહોથી કાપી નાખીશ અને આ ભૂમિ તને સોંપીશ.[૧૧]

સંજય બોલ્યો: કર્ણે એ પ્રમાણે જ્યારે કહ્યું, ત્યારે શારદ્વત મહાબાહુ કૃપાચાર્યે ટોળ કરીને કર્ણને હસતાં હસતાં કહ્યું:[૧૨] 'વાહ વાહ, અલ્યા કર્ણ! તેં બહુ ઠીક કહ્યું હો! આ બિચારો કુરુરાજ તારા વડેજ ધણિયાતો છે; પણ ઓ રાધાપુત્ર! તારા જેવા ધણીને આગળ કરી જો બોલવા માત્રથી જ કામ થઈ જતું હોય, તો તો શું જોઈએ?[૧૩] હે કર્ણ! તું આ કુરુરાજાની આગળ બડાઈઓ તો ઘણી મોટી મોટી હાંકે છે, પરંતુ તારું એવું કોઈ પરાક્રમ અથવા ફળ તો ક્યાંયે દેખાતું નથી.[૧૪] હે સૂતનંદન! અમે પાંડુના પુત્રોની સાથે તારો અનેક વાર ભેટો થયેલો જોયો છે, પણ તે સર્વ સમાગમોમાં પાંડવોએ તને હરાવ્યોજ છે.[૧૫] વળી ઓ કર્ણ! જ્યારે ગંધર્વો આ દુર્યોધનરાજાને બાંધી જકડીને ઉઠાવી જતા હતા, ત્યારે બિચારાં સર્વ સૈન્યોએ યુદ્ધ કર્યું હતું, પણ તું તો સૌની આગળ થઈને એકલોજ પલાયન કરી ગયો હતો![૧૬] વળી હે કર્ણ! વિરાટનગરમાં પણ સર્વ એકઠા મળેલા કૌરવોને અર્જુને જીતી લીધા હતા અને તારો પોતાનો પણ તારા ભાઈ સહિત યુદ્ધમાં પરાજય કર્યો હતો.[૧૭] અરે! તું અર્જુન એકલાની આગળ પણ રણાંગણમાં ઊભો રહેવાને સમર્થ નથી, તો કૃષ્ણ સહિત સર્વ પાંડવોને જીતવાનો તું કેમ ઉત્સાહ કરે છે![૧૮] માટે હે કર્ણ! કંઈ બોલ્યા વિના ચૂપચાપ યુદ્ધ કર્યા કર. હે સૂતપુત્ર! તું નકામા

બહુ બકવાદ શા માટે કરે છે? બહુ બોલ્યા વિના જે પરાક્રમ કરી દેખાડવું, તેજ ખરેખરું સત્પુરુષોનું વ્રત છે.[૧૯] હે સૂતપુત્ર! શરદઋતુના મેઘની પેઠે ઠાલો ગાજીને તું તદ્દન નકામો જ દેખાય છે. છતાં હે કર્ણ! રાજા દુર્યોધન તે કંઈ સમજતો નથી.[૨૦] હે કર્ણ! જ્યાં સુધી તને અર્જુનનાં દર્શન થયાં નથી, ત્યાં સુધી ગાજવું હોય તેટલું ગાજી લે; પણ અર્જુનને સમીપમાં જોઈને તારું ગાજવું દુર્લભ થઈ પડશે.[૨૧] જ્યાં સુધી તને અર્જુનનાં બાણોનો ભેટો થયો નથી, ત્યાં સુધી તું ગાજ્યા કર! પણ જ્યારે અર્જુનનાં બાણોથી તું વીંધાઈ જઈશ, ત્યારે તારું ગાજવું અશક્ય થઈ પડશે.[૨૨] ખરેખર! ક્ષત્રિયો! બાહુઓથી શૂરા કહેવાય છે, બ્રાહ્મણો વાણીથી શૂરા કહેવાય છે, અર્જુન ધનુષ્યથી શૂરો કહેવાય છે અને ઓ કર્ણ! તું તો માત્ર મનોરથોથી જ શૂરો છે.[૨૩] અરે, જરા તો વિચાર કર કે જેણે સાક્ષાત્ રુદ્રદેવને પણ યુદ્ધ આપી પ્રસન્ન કર્યા છે, તે અર્જુનને કોણ મારી શકે તેમ છે?' આમ એ કૃપાચાર્યે કર્ણને કોપાવ્યો, ત્યારે યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવો તે કર્ણ કૃપાચાર્ય પ્રત્યે બોલી ઊઠ્યો: 'વર્ષાઋતુમાં મેઘો જેવી ગર્જનાઓ કરે છે, તેવી શૂરા પુરુષો પણ નિત્ય ગર્જનાઓ કરે છે અને તે ઋતુમાં વાવેલું બીજ જેમ તત્કાળ ફળ આપે છે, તેમ શૂરાઓ પણ શીઘ્ર ફળ આપે છે. રણના મોખરામાં ઊભા રહીને તેઓ જે યુદ્ધના મહાન ભારને ઉઠાવતા હોય અને તેમાં જો તેઓ આત્મશ્લાઘા કરતા હોય, તો એ શૂરાઓ જરા પણ દોષપાત્ર નથી, એમ મને લાગે છે. પુરુષ જે ભારને ઉઠાવવા માટે મનમાં નિશ્ચય કરે છે, તેમાં તેને દૈવ અવશ્ય સહાય કરે છે. વળી હું તો ઉદ્યોગને સાથે રાખી આ ભારને ઉઠાવવા ધારું છું. હે બ્રાહ્મણ! હું સંગ્રામમાં સાત્યકિ તથા કૃષ્ણ સહિત પાંડવોનો નાશ કરીને જો ગર્જના કરું, તો તેમાં તમારું શું જાય છે?[૨૪-૨૯] જે પુરુષો શૂરા અને પંડિત છે, તેઓ શરદઋતુના મેઘોની પેઠે વૃથા ગર્જના કરતા નથી; પણ તેઓ પોતાનું સામર્થ્ય જાણ્યા પછી જ ગાજે છે.[૩૦] હે ગૌતમવંશી બ્રાહ્મણ! હું રણમાં સજ્જ થયેલા કૃષ્ણને તથા અર્જુનને જીતવાનો મનમાં ઉત્સાહ ધરાવું છું અને પછી જ આ પ્રમાણે ગાજું છું.[૩૧] હે બ્રાહ્મણ! મારી આ ગર્જનાનું ફળ તું જોજે. આ રણસંગ્રામમાં કૃષ્ણ, સાત્યકિ અને બીજા કેટલાએક અનુચરો સહિત પાંડવોનો નાશ કરી હું તદ્દન નિષ્કંટક થયેલી આ સઘળી પૃથ્વીને દુર્યોધનરાજાને સમર્પણ કરીશ.'

કૃપાચાર્ય બોલ્યા: હે સૂતપુત્ર! આ તારા મનોરથના બકવાદો મારા માન્યામાં આવતા નથી.[૩૨,૩૩] તું આ રીતે અર્જુન, શ્રીકૃષ્ણ અને પાંડુપુત્ર ધર્મરાજાને સદા આક્ષેપ કર્યા જ કરે છે. પણ તું સમજતો નથી કે, જે સ્થળે યુદ્ધકુશળ અર્જુન તથા શ્રીકૃષ્ણ હોય છે, તે સ્થળે વિજય અવશ્ય હોય છે.[૩૪] દેવો, ગંધર્વો, યક્ષો, મનુષ્યો, સર્પો અને રાક્ષસો સુદ્ધાં રણમાં કવચધારી થઈને આવ્યા હોય, તોપણ તેઓ શ્રીકૃષ્ણ અને અર્જુનને જીતી શકે તેમ નથી. વળી ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજ બ્રાહ્મણભક્ત, સત્યવચની, જિતેંદ્રિય, ગુરુદેવનો પૂજક, નિત્ય ધર્મપરાયણ વિશેષે કરી અસ્ત્રકુશળ, ધૈર્યવાન અને કૃતજ્ઞ છે. વળી તેના ભાઈઓ પણ બળવાન અને સર્વ અસ્ત્રોમાં પરિશ્રમ કરી ચૂકેલા છે. એટલું જ નહિ, તેઓ ગુરુસેવામાં તત્પર, બુદ્ધિમાન, નિત્ય ધર્માચરણી, યશસ્વી, અનેક સંબંધીવાળા, ઇંદ્ર સરખા પરાક્રમી, અતિ પ્રેમ ધરાવનારા અને યુદ્ધમાં સારી રીતે પ્રહાર કરનારા છે.[૩૫-૩૮] વળી ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, દૌર્મુખિ, જનમેજય, ચંદ્રસેન, રુદ્રસેન, કીર્તિધર્મા, ધ્રુવ, અધર, વસુચંદ્ર, દામચંદ્ર, સિંહચંદ્ર અને

## અધ્યાય ૧૫૮ મો

### કર્ણ અને કૃપાચાર્યનો વચનકલહ

॥ सञ्जय उवाच ॥

**उदीर्यमाणं तद्दृष्ट्वा पांडवानां महद्बलम् ।**
**अविषह्यं च मन्वानः कर्णं दुर्योधनोऽब्रवीत् ॥ १ ॥**

સંજય બોલ્યો: પાંડવોના મહાન સૈન્યને આગળ વધતું જોઈને તથા તેને સહન કરવું અશક્ય માનીને, દુર્યોધને કર્ણને આ પ્રમાણે કહ્યું:[1] 'હે મિત્રવત્સલ! મિત્રોને સહાય કરવાનો આ ખરો સમય આવી પહોંચ્યો છે. હે કર્ણ! આ યુદ્ધમાં આપણા સર્વ મહારથી યોદ્ધાઓનું હવે તું રક્ષણ કર.[2] જો, જો! પાંચાલો, મત્સ્યો, કેકયો અને મહારથી પાંડવો છંછેડાયલા સર્પોની પેઠે ફૂંફાડા મારીને આપણા યોદ્ધાઓને ચોતરફથી ઘેરી વળ્યા છે.[3] વળી આ પાંડવો રણમાં વિજયી બનીને હર્ષની ગર્જનાઓ કરે છે અને ઇંદ્ર સરખા બળિયા પાંચાલોના અનેક મહારથીઓ સિંહનાદો કરી રહ્યા છે.[4]

કર્ણ બોલ્યો: આ રણમાં સાક્ષાત્ ઇંદ્રદેવ જો કદાચ અર્જુનનું રક્ષણ કરવા આવશે, તોપણ હું તેનો પરાજય કરીશ અને અર્જુનને શીઘ્ર હણી નાખીશ.[5] હે ભારત! તું શાંત થા. આ તારી પાસે હું સત્ય પ્રતિજ્ઞા કરું છું કે, મારી સામે આવેલા પાંડુના પુત્રોને તથા સર્વ પાંચાલોને હું જરૂર મારીશ.[6] હે રાજા! કાર્તિકસ્વામીએ જેમ ઇંદ્રને વિજય અપાવ્યો હતો, તેમ હું તને વિજય અપાવીશ. મારે તારું પ્રિય કરવું છે, એ કારણથી જ હું જીવી રહ્યો છું.[7] પાંચેય પાંડવોમાં અર્જુન બધા કરતાં અધિક બળવાન છે, માટે તેની સામે હું ઇંદ્રે નિર્માણ કરેલી મારી આ અમોઘ શક્તિ ફેંકીશ.[8] હે માનનીય રાજા! તે મહાન ધનુર્ધર અર્જુન મારી શક્તિના પ્રહારથી માર્યો જશે, એટલે તેના બીજા ભાઈઓ તારે વશ થશે અથવા ફરીથી વનમાં ચાલ્યા જશે.[9] માટે હે કુરુરાજ! હું જ્યાં સુધી જીવતો છું, ત્યાં સુધી તારે જરા પણ ખેદ કરવો નહિ. હું એકત્ર થયેલા સર્વ પાંડવોને આ યુદ્ધમાં જીતીશ.[10] વળી મારી સામે આવેલા પાંચાલો, કેકયો અને સર્વ યાદવોને પણ બાણસમૂહોથી કાપી નાખીશ અને આ ભૂમિ તને સોંપીશ.[11]

સંજય બોલ્યો: કર્ણે એ પ્રમાણે જ્યારે કહ્યું, ત્યારે શારદ્વત મહાબાહુ કૃપાચાર્યે ટોળ કરીને કર્ણને હસતાં હસતાં કહ્યું:[12] 'વાહ વાહ, અલ્યા કર્ણ! તેં બહુ ઠીક કહ્યું હોં! આ બિચારો કુરુરાજ તારા વડે જ ધણિયાતો છે; પણ ઓ રાધાપુત્ર! તારા જેવા ધણીને આગળ કરી જો બોલવા માત્રથી જ કામ થઈ જતું હોય, તો તો શું જોઈએ?[13] હે કર્ણ! તું આ કુરુરાજની આગળ બડાઈઓ તો ઘણી મોટી મોટી હાંકે છે, પરંતુ તારું એવું કોઈ પરાક્રમ અથવા ફળ તો ક્યાંયે દેખાતું નથી.[14] હે સૂતનંદન! અમે પાંડુના પુત્રોની સાથે તારો અનેક વાર ભેટો થયેલો જોયો છે, પણ તે સર્વ સમાગમોમાં પાંડવોએ તને હરાવ્યો જ છે.[15] વળી ઓ કર્ણ! જ્યારે ગંધર્વો આ દુર્યોધનરાજાને બાંધી જકડીને ઉઠાવી જતા હતા, ત્યારે બિચારાં સર્વ સૈન્યોએ યુદ્ધ કર્યું હતું, પણ તું તો સૌની આગળ થઈને એકલો જ પલાયન કરી ગયો હતો![16] વળી હે કર્ણ! વિરાટનગરમાં પણ સર્વ એકઠા મળેલા કૌરવોને અર્જુને જીતી લીધા હતા અને તારો પોતાનો પણ તારા ભાઈ સહિત યુદ્ધમાં પરાજય કર્યો હતો.[17] અરે! તું અર્જુન એકલાની આગળ પણ રણાંગણમાં ઊભો રહેવાને સમર્થ નથી, તો કૃષ્ણ સહિત સર્વ પાંડવોને જીતવાનો તું કેમ ઉત્સાહ કરે છે?[18] માટે હે કર્ણ! કંઈ બોલ્યા વિના ચૂપચાપ યુદ્ધ કર્યા કર. હે સૂતપુત્ર! તું નકામા

બહુ બકવાદ શા માટે કરે છે? બહુ બોલ્યા વિના જે પરાક્રમ કરી દેખાડવું, તેજ ખરેખરું સત્પુરુષોનું વ્રત છે.[૧૯] હે સૂતપુત્ર! શરદઋતુના મેઘની પેઠે ઠાલો ગાજીને તું તદ્દન નકામો જ દેખાય છે. છતાં હે કર્ણ! રાજા દુર્યોધન તે કંઈ સમજતો નથી.[૨૦] હે કર્ણ! જ્યાં સુધી તને અર્જુનનાં દર્શન થયાં નથી, ત્યાં સુધી ગાજવું હોય તેટલું ગાજી લે; પણ અર્જુનને સમીપમાં જોઈને તારું ગાજવું દુર્લભ થઈ પડશે.[૨૧] જ્યાં સુધી તને અર્જુનનાં બાણોનો ભેટો થયો નથી, ત્યાં સુધી તું ગાજ્યા કર! પણ જ્યારે અર્જુનનાં બાણોથી તું વીંધાઈ જઈશ, ત્યારે તારું ગાજવું અશક્ય થઈ પડશે.[૨૨] ખરેખર! ક્ષત્રિયો! બાહુઓથી શૂરા કહેવાય છે, બ્રાહ્મણો વાણીથી શૂરા કહેવાય છે, અર્જુન ધનુષ્યથી શૂરો કહેવાય છે અને ઓ કર્ણ! તું તો માત્ર મનોરથોથી જ શૂરો છે.[૨૩] અરે, જરા તો વિચાર કર કે જેણે સાક્ષાત્ રુદ્રદેવને પણ યુદ્ધ આપી પ્રસન્ન કર્યા છે, તે અર્જુનને કોણ મારી શકે તેમ છે?' આમ એ કૃપાચાર્યે કર્ણને કોપાવ્યો, ત્યારે યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવો તે કર્ણ કૃપાચાર્ય પ્રત્યે બોલી ઊઠ્યો: 'વર્ષાઋતુમાં મેઘો જેવી ગર્જનાઓ કરે છે, તેવી શૂરા પુરુષો પણ નિત્ય ગર્જનાઓ કરે છે અને તે ઋતુમાં વાવેલું બીજ જેમ તત્કાળ ફળ આપે છે, તેમ શૂરાઓ પણ શીઘ્ર ફળ આપે છે. રણના મોખરામાં ઊભા રહીને તેઓ જો યુદ્ધના મહાન ભારને ઉઠાવતા હોય અને તેમાં જો તેઓ આત્મશ્લાઘા કરતા હોય, તો એ શૂરાઓ જરા પણ દોષપાત્ર નથી, એમ મને લાગે છે. પુરુષ જે ભારને ઉઠાવવા માટે મનમાં નિશ્ચય કરે છે, તેમાં તેને દૈવ અવશ્ય સહાય કરે છે. વળી હું તો ઉદ્યોગને સાથે રાખી આ ભારને ઉઠાવવા ધારું છું. હે બ્રાહ્મણ! હું સંગ્રામમાં સાત્યકિ તથા કૃષ્ણ સહિત પાંડવોનો નાશ કરીને જો ગર્જના કરું, તો તેમાં તમારું શું જાય છે?[૨૪-૨૯] જે પુરુષો શૂરા અને પંડિત છે, તેઓ શરદઋતુના મેઘોની પેઠે વૃથા ગર્જના કરતા નથી; પણ તેઓ પોતાનું સામર્થ્ય જાણ્યા પછી જ ગાજે છે.[૩૦] હે ગૌતમવંશી બ્રાહ્મણ! હું રણમાં સજ્જ થયેલા કૃષ્ણને તથા અર્જુનને જીતવાનો મનમાં ઉત્સાહ ધરાવું છું અને પછી જ આ પ્રમાણે ગાજું છું.[૩૧] હે બ્રાહ્મણ! મારી આ ગર્જનાનું ફળ તું જોજે. આ રણસંગ્રામમાં કૃષ્ણ, સાત્યકિ અને બીજા કેટલાએક અનુચરો સહિત પાંડવોનો નાશ કરી હું તદ્દન નિષ્કંટક થયેલી આ સઘળી પૃથ્વીને દુર્યોધનરાજાને સમર્પણ કરીશ.'

કૃપાચાર્ય બોલ્યા: હે સૂતપુત્ર! આ તારા મનોરથના બકવાદો મારા માન્યામાં આવતા નથી.[૩૨,૩૩] તું આ રીતે અર્જુન, શ્રીકૃષ્ણ અને પાંડુપુત્ર ધર્મરાજાને સદા આક્ષેપ કર્યા જ કરે છે. પણ તું સમજતો નથી કે, જે સ્થળે યુદ્ધકુશળ અર્જુન તથા શ્રીકૃષ્ણ હોય છે, તે સ્થળે વિજય અવશ્ય હોય છે.[૩૪] દેવો, ગંધર્વો, યક્ષો, મનુષ્યો, સર્પો અને રાક્ષસો સુદ્ધાં રણમાં કવચધારી થઈને આવ્યા હોય, તોપણ તેઓ શ્રીકૃષ્ણ અને અર્જુનને જીતી શકે તેમ નથી. વળી ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજ બ્રાહ્મણભક્ત, સત્યવચની, જિતેંદ્રિય, ગુરુદેવનો પૂજક, નિત્ય ધર્મપરાયણ વિશેષે કરી અસ્ત્રકુશળ, ધૈર્યવાન અને કૃતજ્ઞ છે. વળી તેના ભાઈઓ પણ બળવાન અને સર્વ અસ્ત્રોમાં પરિશ્રમ કરી ચૂકેલા છે. એટલું જ નહિ, તેઓ ગુરુસેવામાં તત્પર, બુદ્ધિમાન, નિત્ય ધર્માચરણી, યશસ્વી, અનેક સંબંધોવાળા, ઇંદ્ર સરખા પરાક્રમી, અતિ પ્રેમ ધરાવનારા અને યુદ્ધમાં સારી રીતે પ્રહાર કરનારા છે.[૩૫-૩૮] વળી ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, દૌર્મુખિ, જનમેજય, ચંદ્રસેન, રુદ્રસેન, કીર્તિધર્મા, ધ્રુવ, અધર, વસુચંદ્ર, દામચંદ્ર, સિંહચંદ્ર અને

સુતેજન આદિ દ્રુપદના પુત્રો તથા મોટાં મોટાં અસ્ત્રોને જાણનારો દ્રુપદરાજા પોતે પણ તે પાંડવો માટે યુદ્ધ કરવા સજ્જ થયા છે. વળી પુત્રો સહિત મત્સ્યરાજ (વિરાટ), શતાનીક, સૂર્યદત્ત, શ્રુતાનીક, શ્રુતધ્વજ, બલાનીક, જયાનીક, જયાશ્વ, રથવાહન, ચંદ્રોદય તથા સમરથ નામના વિરાટરાજાના સુંદર ભાઈઓ અને નકુળ, સહદેવ, દ્રૌપદીના પુત્રો તથા રાક્ષસ ઘટોત્કચ પણ તેમને માટે યુદ્ધ કરે છે. આ બધા જેમને માટે યુદ્ધ કરે છે, તેમનો કદી નાશ થવાનો નથી.[૩૯-૪૩] વળી આ ઉપરાંત બીજા ઘણા યોદ્ધાઓ યુધિષ્ઠિરરાજાની સહાયમાં છે. અરે! એકલા ભીમસેન અને અર્જુન જ જો ધારે, તો દેવો, અસુરો, મનુષ્યો, યક્ષો, રાક્ષસો, ભૂતગણો, સર્પો અને હાથીઓ સહિત આ સર્વ જગતનો પોતાનાં અસ્ત્રોના પરાક્રમથી સંહાર કરી શકે તેમ છે. વળી એકલા યુધિષ્ઠિરરાજા પણ પોતાની ઘોર દૃષ્ટિથી આ સમગ્ર પૃથ્વીને બાળી શકે તેમ છે. હે કર્ણ! અમાપ બળવાળા શ્રીકૃષ્ણ જેમને માટે કવચધારી થયા છે, તે તારા શત્રુઓનો તું કેમ રણમાં પરાજય કરવા માટે ઉત્સાહ ધરે છે? ઓ સૂતપુત્ર! તું આ રણમાં શ્રીકૃષ્ણની સાથે યુદ્ધ કરવા ઉત્સાહ રાખે છે, એ અવશ્ય તારી એક મોટી મૂર્ખતા-ભૂલ જ છે.[૪૪,૪૭]

સંજય બોલ્યો: હે ભરતશ્રેષ્ઠ! કૃપાચાર્યના એ કથન પર રાધાપુત્ર કર્ણ ખડખડાટ હસ્યો અને શારદ્વત ગુરુ કૃપાચાર્ય પ્રત્યે તે આ પ્રમાણે બોલ્યો: 'હે બ્રહ્મન્! પાંડવોને ઉદ્દેશીને તમે જે વચન કહ્યું છે તે સત્ય છે. ખરેખર! પાંડવોમાં તમારા કહેવા પ્રમાણેના ગુણો અને તેથી પણ અધિક ગુણો છે. વળી હું જાણું છું કે, ઇંદ્ર સહિત દેવો, દૈત્યો, યક્ષો, ગંધર્વો, પિશાચો, સર્પો કે રાક્ષસો પણ પાંડવોને યુદ્ધમાં જીતી શકે તેમ [illegible] આપેલી શક્તિથી હું પાંડવોને જીતીશ. હે બ્રાહ્મણ! આ અમોઘ શક્તિ મને ઇંદ્રે આપેલી છે. આ શક્તિથી હું અર્જુનનો વધ કરીશ.[૪૮-૫૨] આમ અર્જુન જયારે માર્યો જશે, ત્યારે એના બીજા ભાઈઓ અર્જુન વિનાના થઈને પૃથ્વીને ભોગવવા કદી સમર્થ થશે નહિ.[૫૩] પછી હે ગૌતમવંશી! તે સર્વનો વિનાશ થતાં સમુદ્ર પર્યંતની આ સઘળી પૃથ્વી વિનાપ્રયાસે કૌરવરાજને સ્વાધીન થઈ રહેશે.[૫૪] ઉત્તમ ઉપાયો યોજવાથી આ જગતમાં સર્વ અર્થો સિદ્ધ કરી શકાય છે, એમાં સંશય નથી. હે ગૌતમ! આ અર્થને બરાબર સમજીને જ હું ગર્જના કરું છું.[૫૫] વળી તમે બ્રાહ્મણ છો, હવે તો વૃદ્ધ થયા છો અને તેથી જ યુદ્ધ કરવામાં અશક્ત પણ છો. પાંડવો પરના સ્નેહની લાગણીથી કેવળ મોહવશ થઈને જ તમે મારું અપમાન કરો છો.[૫૬] પણ ઓ દુષ્ટબુદ્ધિના બ્રાહ્મણ! હવે જો તું ફરીથી મને આવું અપ્રિય વચન કહીશ, તો આ તલવારને ઊંચકીને તારી જીભ વાઢી લઈશ.[૫૭] ઓ દુર્મતિ વિપ્ર! આ રણમાં તું પાંડવોની સ્તુતિ કરવા ઇચ્છે છે અને કૌરવોનાં સર્વ સૈન્યોને ભયભીત કરી નાખે છે, પણ હે બ્રાહ્મણ! આ બાબતમાં પણ તને હું યથાર્થ વાક્ય કહું છું, તે તું સાંભળ. દુર્યોધન, દ્રોણાચાર્ય, શકુનિ, દુર્મુખ, જય, દુઃશાસન, વૃષસેન, મદ્રરાજા, તું, સોમદત્ત, ભૂરિ, અશ્વત્થામા અને વિવિંશતિ-આ સર્વ યુદ્ધકુશળ યોદ્ધાઓ કવચો ધારણ કરીને જ્યાં સજ્જ થઈ ઊભા રહે, ત્યાં ઇંદ્ર સરખો બળવાન એવો કયો નરશત્રુ તેમના ઉપર વિજય મેળવી શકે? એ સર્વ યોદ્ધાઓ શૂરા છે, અસ્ત્રકુશળ છે, બળવાન છે, સ્વર્ગને મેળવવા ઇચ્છે છે, ધર્મને સમજે છે અને યુદ્ધ કરવામાં પણ ઘણા નિપુણ છે. અરે! તેઓ જો કદાચ ધારે તો દેવોને પણ યુદ્ધમાં હણી શકે તેવા છે.[૫૮-૬૨] આ સર્વ યોદ્ધાઓ પાંડવોનો

વધ કરવાની ઇચ્છાથી તથા કુરુરાજાના વિજયની આકાંક્ષા રાખીને, કવચો પહેરી પહેરીને સંગ્રામ માં ઊભા રહેશે.[૬૩] છતાં હું માનું છું કે, અતિબળવાન પુરુષોનો પણ યુદ્ધમાં જય થવો તે તો દૈવાધીન છે, કારણ કે મહાબાહુ ભીષ્મ જેવા પણ સેંકડો બાણોથી વીંધાઈ જઈને રણમાં સૂતા છે વળી વિકર્ણ, ચિત્રસેન, બાહ્‌લિકરાજા, જયદ્રથ, ભૂરિશ્રવા, જય, જલસંધ, સુદક્ષિણ, રથીશ્રેષ્ઠ શલ અને વીર્યવાન ભગદત્ત—આ બધા રાજાઓ અને એ ઉપરાંતના બીજા મહારાજાઓ પણ સંગ્રામમાં પાંડવોને હાથે હણાયા છે. એ મહારાજાઓને દેવો પણ સહેજે જીતી શકે એમ નહોતું. તેઓ યુદ્ધમાં શૂરા હતા અને પાંડવો કરતાં પણ અતિશય બળવાન હતા તો ઓ અધમ પુરુષ! એમાં દૈવયોગ સિવાય બીજું તું શું માને છે? [૬૪-૬૭] વળી અધમ ઓ બ્રાહ્મણ! દુર્યોધનના જે શત્રુઓની તું સતત સ્તુતિ કર્યા કરે છે, તેમના પણ સેંકડો અને હજારો શૂરાઓ આ રણમાં હણાયા છે [૬૮] આ અત્યારે વર્તમાન કાળમાં પણ કુરુઓનાં તથા પાંડવોનાં સર્વ સૈન્યો નો સાથે જ ક્ષય થાય છે, તો તેમાં પાંડવોનો કોઈ જાતનો પ્રભાવ હોય એમ મને જરા પણ દેખાતું નથી [૬૯] છતાં ઓ નીચ બ્રાહ્મણ! તું જેમને નિત્ય બળવાન માને છે, તેમની સાથે જ રણમાં યુદ્ધ કરવા માટે હું યથાશક્તિ યત્ન કરીશ દુર્યોધનના હિતને માટે હું મારાથી બનતી કોશિશ કર્યા કરીશ, તોપણ જય તો દૈવાધીન જ છે [૭૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં કૃપાચાર્ય અને કર્ણના વાક્યો' નામનો અધ્યાય ૧૫૮મો સમાપ્ત

# अध्याय १५९मो

## કર્ણને પોતાના અભિમાનનું મળેલું ફળ

॥ सजय उवाच ॥

तथा परुषितं दृष्ट्वा सूतपुत्रेण मातुलम्।
खड्गमुद्यम्य वेगेन द्रौणिरभ्यपतद् द्रुतम् ॥ १ ॥

સંજય બોલ્યો સૂતપુત્ર કર્ણે આ પ્રમાણેનાં કઠોર વચનો કહીને પોતાના મામાનો તિરસ્કાર કર્યો, તે જોઈ અશ્વત્થામા હાથમાં તલવાર ઊંચી કરીને વેગપૂર્વક કર્ણ સામે ધસ્યા.[૧] જેમ કોઈએક સિંહ મદમત્ત હાથી સામે ચઢી જાય, તેમ પરમ કોપેલા અશ્વત્થામા કુરુરાજાના દેખતાં કર્ણ સામે ચઢી ગયા.[૨]

અશ્વત્થામા બોલ્યા ઓ નરાધમ! મારા શૂરા મામા અર્જુનના સત્ય ગુણોનું કથન કરે છે, ત્યારે હે સાવ દુર્મતિયા! તું દ્વેષને લીધે તેમનો તિરસ્કાર કરે છે.[૩] તું જાણે સર્વ લોકમાં એકમાત્ર ધનુર્ધર હોય તેમ શૂરવીરતાપૂર્વક બડાશ મારે છે, તને ગર્વનું ભૂત ભરાયું છે અને સંગ્રામમાં તું કોઈને ગણનામાં જ લેતો નથી [૪] પણ ગાંડીવધારી અર્જુને આજે યુદ્ધમાં તારો પરાજય કર્યો અને તારી જ સમક્ષ તેણે જયદ્રથરાજાને મારી નાખ્યો, ત્યારે તારાં પરાક્રમ અને અસ્ત્રો ક્યાં ઊંઘી ગયાં હતાં?[૫] ઓ અધમ સૂતપુત્ર! જેણે પૂર્વે સાક્ષાત્ મહાદેવની સાથે યુદ્ધ કર્યું છે, તે અર્જુનને તું કેવળ વૃથા મનોરથ માત્રથી જીતવા ઇચ્છે છે![૬] શ્રીકૃષ્ણની સાથે રહેલા અને સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા તે અર્જુનને ઇંદ્ર સહિત દેવો કે અસુરો પણ જીતવા સમર્થ નથી [૭] તો પછી હે દુષ્ટબુદ્ધિ કર્ણ! લોકમાં એક જ વીર ગણાતા તે અજિત અર્જુનને તું આ રાજાઓને સાથે રાખીને ક્યાંથી જીતશે?[૮] ઓ દુર્બુદ્ધિ નરાધમ! હવે તું ઊભો રહેજે અને જોજે. હે અવળમતિયા! હું પોતે જ આજે તારા

સૂતપુત્ર કર્ણ જરાયે ગભરાયો ન હતો, તેમ ત્રાસ પણ પામ્યો ન હતો. પણ હે ભરતશ્રેષ્ઠ ! સંગ્રામોમાં કદી પરાજય નહિ પામનારો, યુદ્ધમાં ઝડપથી કામ કરનારો અને મહાબળવાન એવો તે કર્ણ તમારા પુત્રોને પ્રસન્ન કરવાની ઇચ્છાથી સંખ્યાબંધ બાણો છોડવા લાગ્યો. પ્રલયકાળના સમુદ્રની પેઠે ઉછાળા મારતા તે અદ્ભુત સૈન્યસાગરને તે બળવાન આ પ્રમાણે ચોતરફથી અટકાવી રહ્યો. પછી શત્રુપક્ષના રાજાઓ પણ બાણોની વૃષ્ટિ કરીને એ કર્ણને ખાળવા લાગ્યા.[૨૬-૩૧] તે સેંકડો અને હજારો રાજાઓ પોતાનાં ધનુષ્યોને ધુણાવતા હતા અને દૈત્યગણો જેમ ઇંદ્ર સાથે યુદ્ધ કરે, તેમ તેઓ રાધાપુત્રની સાથે યુદ્ધ કરવા મચી પડ્યા.[૩૨] હે પ્રભુ ! રાજાઓએ પ્રકટ કરેલી બાણવૃષ્ટિને કર્ણે સામેથી બાણોનો તેવો જ મારો ચલાવીને ચારે તરફથી વીંખી નાખી હતી.[૩૩] પૂર્વે દેવાસુરયુદ્ધમાં ઇંદ્રનું દાનવો સાથે જેવું યુદ્ધ થયું હતું, તેવું જ સામસામા બદલો વાળવા ઇચ્છતા તે યોદ્ધાઓનું આ યુદ્ધ થઈ રહ્યું હતું.[૩૪] તે સમયે અમે સૂતપુત્ર કર્ણના હાથની અદ્ભુત ચાલાકી જોઈ હતી; કારણ કે સર્વ તરફથી સાવધાન રહેલા શત્રુયોદ્ધાઓ એને યુદ્ધમાં પહોંચી વળ્યા ન હતા.[૩૫] મહારથી રાધાનંદને રાજાઓનાં સંખ્યાબંધ બાણોને અટકાવી દીધાં હતાં અને તેણે તેમના રથોની ધૂંસરીઓમાં, ઇસોમાં, છત્રોમાં, ધજાઓમાં તથા ઘોડાઓમાં પોતાના નામના ચિહ્નવાળાં બાણો ઘોચવા માંડ્યાં હતાં. જોતજોતામાં તે સર્વ રાજાઓ કર્ણનાં બાણોથી પીડાઈને હાવરાબાવરા બની ગયા.[૩૬,૩૭] ટાઢથી ધ્રૂજતી ગાયોની જેમ તેઓ ત્યાં રણમાં જ આમતેમ ભમવા લાગ્યા. વળી કર્ણે મારી નાખેલા તથા તેનાથી મારી નખાતા જથ્થાબંધ ઘોડાઓ, હાથીઓ તથા રથીયોદ્ધાઓ જ્યાં ત્યાં અમારી દૃષ્ટિએ પડતા હતા. હે રાજન્ ! આખી રણભૂમિ યુદ્ધમાં પાછા નહિ હઠનારા શૂરાઓનાં રડવડતાં મસ્તકોથી અને બાહુઓથી ચારે બાજુ છવાઈ ગઈ હતી. મરણ પામેલા, મરણ પામતા અને આમતેમ નાસભાગ કરતા યોદ્ધાઓથી આખું રણક્ષેત્ર યમરાજના નગર સમું રૌદ્ર દેખાતું હતું. આ પ્રમાણેનું કર્ણનું પરાક્રમ જોઈને રાજા દુર્યોધન અશ્વત્થામા પાસે આવીને આ વાક્ય બોલ્યો : 'આ દંશીલો કર્ણ સર્વ રાજાઓની સાથે રણમાં યુદ્ધ કરી રહ્યો છે. જરા જુઓ તો ખરા ![૩૮-૪૨] જુઓ, કર્ણનાં બાણોથી વિહ્વળ થઈને આ પાંડવી સેના કેવી નાસભાગ કરી રહી છે ? ખરેખર ! કાર્તિકસ્વામીથી સંહાર કરાતી દાનવોની સેના સરખી જ આ સેના દેખાય છે.[૪૩] પણ જુઓ ! પેલો અર્જુન પોતાની સેનાનો બુદ્ધિમાન કર્ણે પરાજય કર્યો છે તે જોઈને, સૂતપુત્રનો વધ કરવાની ઇચ્છાથી સન્મુખ જ ધસ્યો આવે છે.[૪૪] માટે તે અર્જુન આપણા બધાના દેખતાં મહારથી કર્ણને યુદ્ધમાં મારી ન જાય તેવી યુક્તિ કરવી જોઈએ.'[૪૫] એટલે અશ્વત્થામા, કૃપાચાર્ય, શલ્ય અને મહારથી હાર્દિક્ય સૂતપુત્રનું રક્ષણ કરવાની ઇચ્છાથી અર્જુન સામે ધસી ગયા.[૪૬] આમ દૈત્યોની સેના સામે ચઢી આવતા ઇંદ્રની પેઠે કૌરવસેના સામે ચઢી આવતા એ અર્જુનને જોઈને તે યોદ્ધાઓ યુદ્ધ કરવા દોડ્યા હતા. હે રાજેંદ્ર ! અર્જુન પણ પાંચાલ રાજાઓથી વીંટાઈને ઇંદ્ર જેમ વૃત્રાસુર સામે ધસી ગયો હતો, તેમ કર્ણ સામે ધસી ગયો.[૪૭,૪૮]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! પ્રલયકાળના યમરાજની પેઠે કોપેલા એ અર્જુનને જોઈને સૂર્યપુત્ર કર્ણે શો ઉપાય લીધો હતો ? જે મહારથી કર્ણ અર્જુનની સાથે નિત્ય સ્પર્ધા કરે છે

અને જે યુદ્ધમાં અતિ દારુણ અર્જુનને જીતવાની આશા રાખે છે, તે સૂર્યપુત્ર કર્ણે પોતાની સામે એકાએક ધસી આવેલા પોતાના નિત્યના અત્યંત વેરી એવા અર્જુન સામે કયાં યોગ્ય પગલાં લીધાં હતાં ? આ તું મને કહે.[૪૯,૫૦]

સંજય બોલ્યો : હાથી સામે જેમ કોઈ હાથી ધસી આવે, તેમ પોતાની સામે ધસી આવેલા અર્જુનને જોઈને કર્ણ જરા પણ ગભરાયા વિના યુદ્ધ કરવા ધસી ગયો હતો. પોતાની સામે વેગથી ધસી આવતા કર્ણને અર્જુને સીધાં જનારાં બાણો મૂકી મૂકીને રણમાં છાઈ દીધો, ત્યારે કર્ણે પણ અર્જુનને તેવાં બાણો વડે ઢાંકી દીધો; એટલે વળી અર્જુને બાણોના સમૂહથી કર્ણને દાટી દીધો.[૫૧-૫૩] તે પછી અત્યંત કોપેલા કર્ણે ત્રણ બાણો મારી અર્જુનને વીંધી નાખ્યો; પણ મહાબળવાન અર્જુન કર્ણની તે ઝડપને સાંખી શક્યો નહિ.[૫૪] શત્રુતાપન અર્જુને તેના તરફ સરાણ પર ઘસી તીક્ષ્ણ કરેલાં, ચળકતા અગ્રભાગવાળાં અને સીધાં જનારાં ત્રણસો બાણો છોડ્યાં. વળી વીર્યવાન અને બળવાન તે અર્જુને હસતો હોય તેવો ડોળ કરીને ક્રોધપૂર્વક એક બાણ માર્યું અને કર્ણના ડાબા હાથના અગ્રભાગને વીંધી નાખ્યો.[૫૫,૫૬] એ રીતે વીંધાઈ જતાં કર્ણના હાથમાંથી ધનુષ્ય છટકી પડ્યું, તોપણ એક અર્ધા નિમેષ જેટલા સમયમાં તે મહાબળવાન કર્ણે એક બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું.[૫૭] એક ચાલાક હાથવાળાની પેઠે તેણે સંખ્યાબંધ બાણો છોડી અર્જુનને છાઈ દીધો. હે ભારત ! અર્જુને બાણોનો વરસાદ વરસાવી હસતાં હસતાં જ કર્ણે છોડેલી તે બાણવૃષ્ટિનો નાશ કરી નાખ્યો હતો. હે રાજા ! મહાધનુર્ધર એવા તે બન્ને જણા સામસામે બદલો લેવાની ઇચ્છાથી પરસ્પર ચઢી આવ્યા હતા અને આ પ્રમાણે બાણોની વૃષ્ટિ કરીને અન્યોન્યને રણમાં છાઈ દેતા હતા. જેમ કોઈ એક હાથણી માટે કોપેલા વનના બે હાથીઓનું મહાઅદ્ભુત યુદ્ધ થઈ રહે છે, તેમ તે કર્ણ અને અર્જુનનું પણ મહાઅદ્ભુત યુદ્ધ થઈ રહ્યું હતું. પછી મહાધનુર્ધર અર્જુને કર્ણનું તે પરાક્રમ જોઈને ચપળતાપૂર્વક કર્ણના ધનુષ્યને મુષ્ટિપ્રદેશમાંથી કાપી નાખ્યું. વળી તેણે ભલ્લજાતનાં બાણો મૂકીને તેના ચારેય ઘોડાને પણ યમસદનમાં પહોંચાડી દીધા.[૫૮-૬૨] વળી તે શત્રુતાપને કર્ણના સારથિના મસ્તકને પણ ધડથી જુદું પાડ્યું. વધુમાં તે પાંડુનંદન પૃથાપુત્રે બીજાં ચાર બાણો મૂક્યાં અને કપાયેલા ધનુષ્યવાળા, માર્યા ગયેલા ઘોડાઓવાળા તથા રોળાયેલા સારથિવાળા તે કર્ણને તેણે ઘાયલ કરી નાખ્યો. એટલે અર્જુનનાં બાણોથી પીડાયેલો તે પુરુષશ્રેષ્ઠ કર્ણ માર્યા ગયેલા ઘોડાઓવાળા રથમાંથી એકદમ કૂદી પડ્યો અને સત્વર કૃપાચાર્યના રથ પર ચઢી ગયો. શાહુડી જેમ પીંછાંઓથી ઢંકાયેલી હોય છે, તેમ ઘાયલ થયેલો તે કર્ણ અનેક બાણોથી તદ્દન ઢંકાઈ ગયો હતો. તેથી જ પોતાના જીવિતના રક્ષણ માટે તે કૃપાચાર્યના રથ પર ચઢી ગયો હતો. હે ભરતશ્રેષ્ઠ ! રાધાપુત્ર કર્ણને પરાજય પામેલો જોઈને તમારા પક્ષના સર્વ યોદ્ધાઓ અર્જુનનાં બાણોથી કાયર થઈને દશે દિશાઓમાં નાસભાગ કરી રહ્યા. હે રાજન્ ! પોતાના સૈનિકોને એ પ્રમાણે નાસભાગ કરતા જોઈને રાજા દુર્યોધન તેમને પાછા વાળવા લાગ્યો અને આ વચન બોલ્યો : 'હે શૂરા ક્ષત્રિયો ! તમે નાસો નહિ, નાસો નહિ. ઊભા રહો.[૬૩-૬૮] અર્જુનનો વધ કરવા માટે આ હું પોતે જ આ પગલે તેની સામે યુદ્ધ કરવા જાઉં છું. હું જ પાંડવોનો, પાંચાલોનો તથા સર્વ સોમકયોદ્ધાઓનો નાશ કરીશ.[૬૯] આજે હું ગાંડીવધનુર્ધર અર્જુન સાથે

યુદ્ધ કરીશ. તેથી પાંડવો પ્રલયસમયના કાળના જેવા મારા પરાક્રમને જોઈ રહેશે.[૭૦] આજે યોદ્ધાઓ રણમાં મારી હજારો બાણજાળોને પતંગોની પંક્તિની પેઠે છૂટેલી નિહાળશે.[૭૧] ગ્રીષ્મઋતુની આખરમાં મેઘરાજા જેમ જળમય વૃષ્ટિ કરે છે, તેમ આજે હાથમાં ધનુષ્ય ધારણ કરીને હું યુદ્ધમાં બાણમય વૃષ્ટિ વરસાવીશ, તે સર્વ સૈનિકો જોશે. નમેલાં પર્વવાળાં અનેક બાણો મૂકીને હું આજે અર્જુનને જીતીશ. માટે હે શૂરાઓ! ઊભા રહો, ઊભા રહો અને અર્જુનના ભયનો ત્યાગ કરો.[૭૨,૭૩] મગરમચ્છોનો નિવાસ ગણાતો મહાસાગર જેમ કાંઠા સામે આવીને અટકી રહે છે, તેમ અર્જુન આજે મારા પરાક્રમને સહન કરી શકશે નહિ.[૭૪] આમ કહીને દુરાધર્ષ રાજા દુર્યોધન મોટા સૈન્યને સાથે લઈને અર્જુન સામે ચઢી ગયો. તે સમયે તેનાં નેત્રો ક્રોધથી લાલચોળ દેખાતાં હતાં.[૭૫] મહાબાહુ દુર્યોધન આ પ્રમાણે અર્જુન સામે યુદ્ધ કરવા પ્રયાણ કરી ગયો, તે જોઈને કૃપાચાર્ય અશ્વત્થામા પાસે આવ્યા અને તેમને આ પ્રમાણે કહેવા લાગ્યા:[૭૬] 'આ મહાબાહુ દુર્યોધનરાજ આ સમયે ઘણો ક્રોધિત થયો છે અને ક્રોધથી બેભાન જેવો બની ગયો છે. તે કેવળ પતંગિયાની વૃત્તિનો આશ્રય કરીને અર્જુન સામે યુદ્ધ કરવા ઇચ્છે છે.[૭૭] પણ એ પુરુષવ્યાઘ્ર કૌરવરાજ અર્જુન સામે ભેટો કરીને આપણ સર્વનાં દેખતાં પોતાના પ્રાણનો ત્યાગ ન કરે તેટલામાં તું તેને અર્જુન સામે જતો અટકાવ.[૭૮] કુરુવંશનો એ વીર રાજા આજે આ અર્જુનનાં બાણોના સપાટામાં જ્યાં સુધીમાં ન આવી પડે, ત્યાં સુધીમાં તું એને રણમાં જતો અટકાવ.[૭૯] આ આપણો રાજા જેટલામાં કાંચળી વિનાના સર્પ સરખાં અર્જુનનાં ઘોર બાણોથી ભસ્મ ન થઈ જાય, તેટલામાં તું એને યુદ્ધમાંથી અટકાવ.[૮૦] હે માન આપનારા! આપણે જીવતા ઊભા છીએ અને આ દુર્યોધનરાજ કશી કુમક વિના અર્જુનની સામે યુદ્ધ કરવા માટે જાય તે મને અયોગ્ય સરખું જણાય છે.[૮૧] હું માનું છું કે, સિંહ સાથે યુદ્ધ કરનારા હાથીનું જીવતર જેમ દુર્લભ થઈ પડે છે, તેમ મુકુટધારી અર્જુન સાથે યુદ્ધ કરનારા આ કુરુરાજનું જીવતર પણ આજે દુર્લભ થઈ પડશે.[૮૨] પોતાના મામાનાં એ વચનો સાંભળીને શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા તે અશ્વત્થામા ઉતાવળા ઉતાવળા દુર્યોધનને આવું વાક્ય બોલ્યા:[૮૩] 'હે ગાંધારીપુત્ર! હું જ્યાં સુધી જીવતો છું, ત્યાં સુધી તમારે યુદ્ધ કરવા જવું યોગ્ય નથી. હે કુરુરાજ! હું તમારું નિત્ય હિત ઇચ્છું છું. મારો અનાદર કરી તમારે ભ્રાંતિમાં ન પડવું જોઈએ કે, 'આ યુદ્ધમાં અર્જુનનો વિજય થશે અને મારો પરાજય થશે.' હે દુર્યોધન! હું એકલો જ અર્જુનને આગળ વધતો અટકાવીશ. તમે અહીં ઊભા રહો.[૮૪,૮૫]

દુર્યોધન બોલ્યો: હે ઉત્તમ બ્રાહ્મણ! તમારા પિતા દ્રોણાચાર્ય પાંડવોની પુત્રોની પેઠે રક્ષા કરે છે અને તમે પોતે પણ નિત્ય તેમની ઉપેક્ષા કરો છો.[૮૬] આ યુદ્ધમાં તમારું પરાક્રમ મંદ દેખાય છે, તેમાં મારા ભાગ્યની મંદતા જ કારણભૂત છે અથવા ધર્મરાજનું પ્રિય કરવા માટે કે દ્રૌપદીને રૂડું મનાવવા માટે તમારું પરાક્રમ મંદ પડી ગયું છે કે શું? અમે તે કંઈ સમજી શકતા નથી.[૮૭] અરેરે! મને રાજ્યલોભીને ધિક્કાર હજો! મારે માટે મારા આ સર્વ બાંધવો, જેઓ હજુ કેવળ સુખચેનમાં જ દહાડા કાઢવાને યોગ્ય છે, તેઓ આજે રણમાં અજિત રહીને પણ પરમ દુઃખને પામી રહ્યા છે.[૮૮] એક માત્ર ગૌતમીના પુત્ર સિવાય સર્વ શસ્ત્રોને જાણનારાઓમાં શ્રેષ્ઠ તથા યુદ્ધમાં સાક્ષાત્ મહેશ્વર સરખો એવો બીજો કયો પુરુષ પોતે

સમર્થ હોવા છતાં પોતાના શત્રુઓનો સંહાર ન કરે?[૮૯] ઓ અશ્વત્થામા! તમે મારા પર હવે પ્રસન્ન થાઓ અને મારા આ શત્રુઓનો નાશ કરી નાખો. અરે! દેવો કે દાનવો સુદ્ધાં તમારાં અસ્ત્રોના માર્ગમાં ઊભા રહેવાને સમર્થ નથી. હે દ્રોણપુત્ર! તમે પાંચાલો અને સોમકોનો તેમના અનુચરો સહિત નાશ કરી નાખો. તે સિવાયના બાકી રહેલાઓનો તો અમે બધા જ આપના રક્ષણ તળે રહી સંહાર કરીશું.[૯૦,૯૧] હે બ્રાહ્મણ! જુઓ, આ સોમકો તથા યશસ્વી પાંચાલો ક્રોધાયમાન થઈને જાણે દાવાનળની જેમ મારાં સૈન્યોમાં ઘૂમી રહ્યા છે.[૯૨] હે મહાબાહુ નરોત્તમ! અર્જુનનાં રક્ષણ તળે રહેલા આ કેકયયોદ્ધાઓ મારા સૈન્યને તદ્દન મારી નાખે તે પહેલાં તમે તેમને અટકાવી દો.[૯૩] ઓ શત્રુદમન અશ્વત્થામા! તમે હવે ઉતાવળ કરો અને શીઘ્ર ત્યાં જાઓ. હે મહારાજ! તમારે જ પહેલાં કે પછી આ કાર્ય કરવાનું છે.[૯૪] હે મહાબાહુ! સર્વ પાંચાલોનો નાશ કરવા માટે જ તમે ઉત્પન્ન થયા છો. તમે જો બરાબર સજ્જ થશો તો જરૂર આ સર્વ જગતને પાંચાલો વિનાનું કરશો જ.[૯૫] સિદ્ધોએ પણ પૂર્વે આ પ્રમાણે જ કહ્યું છે અને તે પ્રમાણે જ અવશ્ય થશે. માટે હે પુરુષવ્યાઘ્ર! તમે તે સર્વ પાંચાલોનો અનુચરો સહિત નાશ કરી નાખો.[૯૬] ઇંદ્ર સહિત દેવો પણ તમારાં અસ્ત્રોના સપાટામાં ઊભા રહેવાને સમર્થ નથી, તો પાંડવો અને પાંચાલો તે કોણ માત્ર? આ હું તમને સત્ય જ કહું છું.[૯૭] હે વીર! આ પાંડવો તથા સોમકયોદ્ધાઓ તમારી સામે બળથી યુદ્ધ કરવા સમર્થ નથી. આ હું તમને સત્ય કહું છું.[૯૮] માટે હે મહાબાહુ! જાઓ, જાઓ. આપણે સમય ગાળવો યોગ્ય નથી. જુઓને, અર્જુનનાં બાણોથી પીડાયેલી આ આપણી સેના નાસભાગ કરી રહી છે.[૯૯] હે માન દેનારા મહાબાહુ! તમે તમારા દિવ્ય તેજથી પાંડવો તથા પાંચાલોને શિક્ષા કરવા સમર્થ છો.[૧૦૦]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાતર્ગત ઘટોત્કચવધપર્વમા 'રાત્રિયુદ્ધમા દુર્યોધનનું વાક્ય' નામનો અધ્યાય ૧૫૯મો સમાપ્ત

# અધ્યાય ૧૬૦ મો

## અશ્વત્થામાનું પરાક્રમ

॥ સંજય ઉવાચ ॥

दुर्योधनेनैवमुक्तो द्रोणिराहवदुर्मदः ।
चकारारिवधे यत्नमिन्द्रो दैत्यवधे यथा ॥ १ ॥

સંજય બોલ્યો : દુર્યોધને જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે ઇંદ્રે જેમ દૈત્યોનો વધ કરવા યત્ન કર્યો હતો, તેમ તે યુદ્ધદુર્મદ અશ્વત્થામાએ શત્રુઓનો વધ કરવા માટે યત્ન કરવા માંડ્યો. ત્યાં એ મહાબાહુએ દુર્યોધનને ઉદ્દેશીને આવાં વાક્યો કહ્યાં :[૧] 'હે કુરુરાજ! તું કહે છે તે સત્ય છે. મને તથા મારા પિતાને પાંડવો નિત્ય પ્રિય છે.[૨] તેમ જ હે કુરુદ્વહ! અમે બન્ને તે પાંડવોને પણ તેવા જ પ્રિય છીએ, છતાં યુદ્ધ કરતી વેળા અમે પરસ્પરની પ્રીતિ જાળવતા નથી. હે તાત! અમે બાણોની પરવા રાખ્યા વિના નિર્ભયની પેઠે અમારી શક્તિ અનુસાર યુદ્ધ કરીએ છીએ.[૩] હે મહારાજ! હું, કર્ણ, શલ્ય, કૃપાચાર્ય અને હાર્દિક્ય પાંડવોની સેનાને આંખના એક પલકારા જેટલા સમયમાં જ નાશ કરી નાખીએ તેમ છીએ.[૪] વળી હે મહાબાહુ! જો અમે આ યુદ્ધમાં ન હોઈએ તો તે પાંડવો પણ આપણી સેનાને એક અર્ધનિમેષ જેટલા સમયમાં જ સંહારી નાખે તેમ છે.[૫] હે ભારત! પાંડવો તથા અમે અમારી શક્તિ પ્રમાણે યુદ્ધ કર્યા કરીએ છીએ અને તેથી જ તેજ સામે તેજ આવીને શાંત થઈ જાય છે.[૬] આ વાત હું તમને સત્ય જ કહું છું કે,

જ્યાં સુધી પાંડવો જીવતા છે ત્યાં સુધી પાંડવી સેનાનો અતિબળથી પણ પરાજય કરી શકાય તેમ નથી.[7] સમર્થ એવા તે પાંડુપુત્રો કેવળ પોતાને માટે જ યુદ્ધ કરી રહ્યા છે, તેથી તે તારાં સૈન્યોનો સંહાર કેમ નહિ કરે?[8] હે કુરુરાજ! તું અતિશય લોભી છે અને કેવળ કપટને જ જાણે છે. તું સર્વના તરફ શંકા રાખે છે અને અભિમાની છે; આથી જ તું અમારા વિશે શંકા કરી રહ્યો છે.[9] હે રાજન્! વળી હું માનું છું કે, તું અતિનિંદ્ય, પાપાત્મા અને પાપી છે. આમ ઓ ક્ષુદ્ર રાજા! તું પોતે પાપની વાસનાઓથી ભરેલો હોઈને બીજાઓને વિશે શંકા રાખ્યા કરે છે.[10] છતાં હે કુરુનંદન! હું મારો બનતો પ્રયત્ન કરીશ અને તારે માટે મારા જીવિતનો પણ ત્યાગ કરવા તત્પર થઈશ. આ હું તારે માટે યુદ્ધ કરવા ઊપડું છું.[11] હું શત્રુઓ સાથે બરાબર યુદ્ધ કરીશ અને તેમના મુખ્ય મુખ્ય યોદ્ધાઓનો પરાજય કરીશ. હે શત્રુદમન રાજા! આ સંગ્રામમાં તારું પ્રિય કરવા માટે હું પાંચાલો, સોમકો, કેકયો તથા બીજા પાંડવયોદ્ધાઓ સાથે સારી રીતે યુદ્ધ કરીશ. આજના યુદ્ધમાં મારાં બાણોથી દાઝી ગયેલા પાંચાલો તથા સોમકો સિંહે ગભરાવી મૂકેલી ગાયોની પેઠે સર્વ દિશાઓમાં પલાયન કરી જશે. આજના યુદ્ધમાં મારા પરાક્રમને જોઈને ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજ તથા સર્વ સોમકો આ લોકને અશ્વત્થામામય બનેલો જોશે. હું સર્વ પાંચાલોને તથા સોમકોને યુદ્ધમાં મારી નાખીશ, તે જોઈને ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજ અત્યંત ખેદ પામશે. હે ભારત! આ યુદ્ધમાં જેઓ મારી સામે યુદ્ધ કરશે, તેમને હું હણી જ નાખીશ.[12-16] હે વીર! હું તને સત્ય કહું છું કે, મારા હાથના ઝપાટામાં આવેલા તેઓ કદી છૂટવાના નથી.' એ પ્રમાણે તમારા પુત્ર દુર્યોધનને કહીને મહાબાહુ અશ્વત્થામા સર્વ ધનુર્ધરોને ત્રાસ પમાડતા યુદ્ધ કરવા ચઢી ગયા; કારણ કે સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ તે અશ્વત્થામાને તમારા પુત્રોનું પ્રિય કરવાની ઉત્કટ ઇચ્છા હતી.[17,18] પછી ગૌતમીપુત્ર અશ્વત્થામાએ રણને મોખરે જઈ પાંચાલો અને કેકયોને ઉદ્દેશીને આ પ્રમાણે કહ્યું: 'હે મહારથો! તમે બધા મારા શરીર ઉપર પ્રહાર કરવા મંડી પડો અને બરાબર સ્થિર થઈ અસ્રો ફેંકવાના ચાતુર્યને દર્શાવવા સાથે મારી સામે યુદ્ધ કરો.' અશ્વત્થામાનાં એ વચનો સાંભળતાંવેંત જ તે સર્વ યોદ્ધાઓ તેમના પર શસ્રોની વૃષ્ટિઓ કરવા લાગ્યા.[19,20] હે મહારાજ! મેઘો જેમ જળધારાઓ છોડે, તેમ તે યોદ્ધાઓ બાણોની ધારાઓ છોડવા લાગ્યા; પણ દ્રોણાચાર્યના પુત્રે તે બાણોનો નાશ કરી નાખ્યો અને પાંડવો તથા ધૃષ્ટદ્યુમ્નની સમક્ષ જ તેણે તેમનામાંના દશ વીરોનો નાશ કરી નાખ્યો. આમ હે પ્રભુ! એ રણમાં અશ્વત્થામાએ સોમકોનો તથા પાંચાલોનો સંહાર કરવા માંડ્યો, ત્યારે તેઓ અશ્વત્થામાને યુદ્ધમાં ત્યજી દઈને દશેય દિશાઓમાં પલાયન કરી જવા લાગ્યા. હે મહારાજ! એ રીતે શૂરા પાંચાલો તથા સોમકોને રણમાંથી નાસભાગ કરતા જોઈને ધૃષ્ટદ્યુમ્ન અશ્વત્થામા સામે યુદ્ધ કરવા ધસ્યો. એ વેળા તે રણમાં કદી પાછા નહિ હઠનારા એકસો રથીયોદ્ધાઓથી વીંટાયેલો હતો. એ યોદ્ધાઓના રથો સુવર્ણથી અદ્ભુત શોભતા હતા અને જળવાળા મેઘ સમાન ગર્જના કરી રહ્યા હતા. પછી પોતાના યોદ્ધાઓને રણમાં પાડી નાખવામાં આવેલા જોઈને પાંચાલરાજનો મહારથી પુત્ર ધૃષ્ટદ્યુમ્ન અશ્વત્થામા પ્રત્યે આવું વાક્ય બોલ્યો: 'ઓ દુષ્ટબુદ્ધિના દ્રોણપુત્ર! બીજા સામાન્ય યોદ્ધાઓને મારી નાખવાથી તને શો લાભ થવાનો

છે?[૨૧-૨૬] પણ જો તું રણમાં શૂરો કહેવાતો હોય, તો આવ, મારી સામે યુદ્ધ કરવા તૈયાર થા. તું મારી આગળ આવીને ઊભો રહે. હમણાં જ હું તારો વધ કરીશ.[૨૭] આમ કહી, હે ભરતશ્રેષ્ઠ! પ્રતાપી ધૃષ્ટદ્યુમ્ને મર્મને ભેદી નાખનારાં તીક્ષ્ણ બાણો મૂકીને આચાર્યના પુત્રને પ્રહાર કર્યો.[૨૮] મધની ઇચ્છાવાળા ઉદ્દામ ભમરાઓ જેમ પુષ્પભરેલા વૃક્ષમાં પેસી જાય, તેમ સુવર્ણની પૂંખવાળાં, ચળકતા અગ્રભાગવાળાં અને સર્વ શરીરને ચીરી નાખનારાં તે બાણો એક પછી એક અશ્વત્થામાના શરીરમાં પેસી ગયાં; એટલે બાણપ્રહારથી અત્યંત વીંધાઈ ગયેલા અશ્વત્થામા પગ તળે કચરાયેલા સર્પની પેઠે એકદમ છંછેડાયા. ત્યાં જરા પણ નહિ ગભરાયેલા એ માની દ્રોણપુત્ર હાથમાં બાણો લઈ આ પ્રમાણે બોલ્યા: 'એ ધૃષ્ટદ્યુમ્ન! એક મુહૂર્તકાળ સ્થિર થઈ ને તું રાહ જોઈ લે, તેટલામાં તો તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરીને હું તને યમનિવાસમાં મોકલી દઉં છું.' આમ કહીને શત્રુવીરોનો સંહાર કરનારા અશ્વત્થામાએ ઝડપદાર હાથવાળા યોદ્ધાની પેઠે સંખ્યાબંધ બાણો મૂક્યાં અને ચારે બાજુથી ધૃષ્ટદ્યુમ્નને છાઈ દીધો અને તે દ્રોણપુત્ર તે યુદ્ધદુર્મદ ધૃષ્ટદ્યુમ્નને રણમાં પીડવા લાગ્યા.[૨૯-૩૩] પછી તે પાંચાલપુત્રે અશ્વત્થામાને તિરસ્કારી કહ્યું કે, 'હે બ્રાહ્મણ! તું મારી પ્રતિજ્ઞાને તથા ઉત્પત્તિને હજી જાણતો નથી. એ અતિશય દુષ્ટ બુદ્ધિના વિપ્ર! પ્રથમ તારા પિતા દ્રોણાચાર્યને મારી નાખી પાછળથી તને પણ હું મારી નાખીશ. આ રણમાં હજી દ્રોણાચાર્ય જીવતા છે, માટે હું તને આજે મારતો નથી. પણ હે દુર્મતિ! આ રાત્રિમાં જ પ્રભાત થયા પહેલાં હું તારા પિતાને મારી નાખીશ અને પછીથી તને પ્રેતલોકમાં મોકલી દઈશ. માટે તારા મનમાં પાંડવો તરફ જે દ્વેષ છે તથા કૌરવો તરફ જે ભક્તિ છે, તેને તું સ્થિર થઈને દેખાડી દે; કારણ કે હવે તું જીવતો છૂટવાનો નથી. વળી હે પુરુષાધમ! જે કોઈ બ્રાહ્મણ પોતાના બ્રાહ્મણધર્મનો ત્યાગ કરી ક્ષાત્રધર્મમાં આસક્ત થાય છે, તે સર્વ કોઈથી વધ કરવા યોગ્ય છે.' ધૃષ્ટદ્યુમ્ને એ રીતનાં કઠોર વાક્યો કહીને ટંકાર કરી.[૩૪-૩૯] એટલે બ્રાહ્મણોમાં ઉત્તમ એવા અશ્વત્થામાને અતિશય ક્રોધ પ્રકટ્યો. નેત્રોથી જાણે બાળી નાખતા હોય તેમ તે ધૃષ્ટદ્યુમ્ન સામે જોવા લાગ્યા અને તે બોલ્યા: 'ઊભો રહેજે, ઊભો રહેજે.[૪૦] પછી તે સર્પની પેઠે નિઃશ્વાસ નાખીને તેને બાણો વડે છાઈ દેવા લાગ્યા. હે મહારાજ! પાંચાલસેનાઓથી વીંટાયેલો તથા મોટી ભુજાવાળો મહારથી ધૃષ્ટદ્યુમ્ન આમ અશ્વત્થામાનાં બાણોથી તદ્દન છવાઈ ગયો, છતાં તે પોતાના પરાક્રમનો આશ્રય કરીને અચળ ઊભો રહ્યો. તેણે અશ્વત્થામા પર અનેક જાતનાં બાણો ફેંકવા માંડ્યાં. એ રીતે તે બન્ને જણા પોતાના પ્રાણોનું પણ લઈ યુદ્ધરૂપ દ્યૂત રમી રહ્યા.[૪૧-૪૩] પરસ્પર રોષમાં આવી જઈને તેઓ અનેક બાણો વડે એકમેકને ગભરાવતા હતા. ત્યાં તે બન્ને મહાધનુર્ધરો ચોતરફ બાણવૃષ્ટિ કરી રહ્યા હતા.[૪૪] એ વેળા ત્યાં એકઠા મળેલા સિદ્ધો, ચારણો અને વાયુગામી દેવતાઓ અશ્વત્થામા તથા ધૃષ્ટદ્યુમ્નના તે ઘોર સ્વરૂપવાળા ભયાનક યુદ્ધને જોઈને તેમની પ્રશંસા કરવા લાગ્યા.[૪૫] તેમણે બાણોના ઢગોથી આકાશ તથા દિશાઓને ભરી દીધી હતી અને બાણો વડે મોટો અંધકાર કરી દઈને રણમાં કોઈનાથી ન જોઈ શકાય તેમ તેઓ લડવા લાગ્યા. તેઓ ધનુષ્યને ગોળ મંડળાકારે વાળી દઈને જાણે રણભૂમિ પર નૃત્ય કરતા હતા અને અન્યોન્યનો વધ કરવા સજ્જ થયેલા તે બન્ને શૂરવીરો ત્યારે અતિ ભયંકર દેખાતા હતા.[૪૬-૪૭] વળી તે બન્ને મહાબાહુ

ઓ તરેહતરેહનું ગ્રડપદાર તથા સુંદર યુદ્ધ કરતા હતા, તેથી હજારો મુખ્ય મુખ્ય યોદ્ધાઓ તેમનાં વખાણ કરતા હતા.[૪૮] વનમાં સામસામે સાવધ થઈ ને યુદ્ધ કરતા બે વનગજોની પેઠે તેઓ રણમાં બરાબર સાવધ રહીને લડી રહ્યા હતા. તેઓ બન્નેને જોઈ ને બન્ને પક્ષની સેનાઓમાં તુમુલ હર્ષ થઈ રહ્યો.[૪૯] ત્યાં તેમની સેનાઓમાં સિંહનાદો થવા લાગ્યા, સર્વ સૈનિકો શંખનાદો કરવા લાગ્યા અને સેંકડો તથા હજારો વાદિત્રો વાગવા લાગ્યાં.[૫૦] એક મુહૂર્તકાળ સુધી તો ભીરુ પુરુષોને ભય વધારનારું તે તુમુલ યુદ્ધ લગભગ એકધારું જ થઈ રહ્યું હતું.[૫૧] પછી હે મહારાજ! અશ્વત્થામાએ મહાત્મા ધૃષ્ટદ્યુમ્નના ધ્વજને, ધનુષ્યને, છત્રને, બન્ને પૃષ્ઠરક્ષકોને, સારથિને તથા ચારેય ઘોડાઓને રણમાં રોળી નાખ્યા અને તેની સામે જોસભેર ધસારો કર્યો. વળી તે અમેયાત્માએ નમેલાં પર્વવાળાં સેંકડો અને હજારો બાણો મૂકી મૂકીને સર્વ પાંચાલયોદ્ધાઓને રણમાંથી નસાડી જ મૂક્યા. હે ભરતશ્રેષ્ઠ! એ વેળા પાંડવોની સેના ગભરાટમાં આવી પડી હતી. એ રણમાં અશ્વત્થામાનું ઇંદ્રના સરખું મહાન પરાક્રમ જોઈ ને પાંચાલોના મહારથી ધૃષ્ટદ્યુમ્ને સો બાણો વડે અશ્વત્થામાના સો અનુયાયીઓને મારી નાખ્યા અને બીજાં તીક્ષ્ણ ત્રણ બાણોથી મોટા મોટા ત્રણ મહારથીઓનો પણ નાશ કરી નાખ્યો. એટલે અશ્વત્થામાએ પણ પોતાની સામે ગોઠવાઈ ને ઊભેલા સર્વ પાંચાલયોદ્ધાઓનો નાશ કરી નાખ્યો. એ રીતે જ્યારે અશ્વત્થામાએ સંહાર કરવા માંડ્યો, ત્યારે પાંચાલો અને સૃંજયો અશ્વત્થામાને યુદ્ધમાં જ પડતા મૂકી નાઠા અને તેમના રથો તથા ધ્વજો છિન્નભિન્ન થઈ ગયા. એ રીતે શત્રુઓનો રણમાં પરાજય કરીને દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામા વર્ષાકાળના મેઘની પેઠે મોટા શબ્દથી ગર્જના કરવા લાગ્યા. તે સમયે તેમણે ઘણા શૂરાઓનો સંહાર કરી નાખ્યો હતો; તેથી યુગાંત સમયે સર્વ ભૂતોને ભસ્મ કરી નાખી કાળાગ્નિ જેમ પ્રકાશી રહે છે, તેમ તે સંગ્રામમાં પ્રકાશવા લાગ્યા.[૫૨-૫૯] એ યુદ્ધમાં હજારો શત્રુઓની ટુકડીઓનો પરાજય કરી કૌરવોનું સન્માન પામેલા પ્રતાપી અશ્વત્થામા શત્રુગણોનો વિનાશ કરી દેવેંદ્ર જેમ શોભે તેમ શોભવા લાગ્યા.[૬૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં અશ્વત્થામાનું પરાક્રમ' નામનો અધ્યાય ૧૬૦મો સમાપ્ત

## અધ્યાય ૧૬૧મો

### કાપાકાપી

॥ સંજય ઉવાચ ॥

ततो युधिष्ठिरश्चैव भीमसेनश्च पांडवः।
द्रोणपुत्रं महाराज समंतात् पर्यवारयन् ॥ १ ॥

સંજય બોલ્યો: હે મહારાજ! તે પછી યુધિષ્ઠિર અને પાંડવ ભીમસેન દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાની ચારેબાજુ વીંટાઈ વળ્યા.[૧] આ તરફથી દુર્યોધન રાજા પણ દ્રોણાચાર્યથી વીંટાઈ ને પાંડવો સામે ચઢી આવ્યો અને પછી તેમનું યુદ્ધ શરૂ થયું.[૨] હે મહારાજ! તે યુદ્ધ ભીરુ પુરુષોના ભયમાં વધારો કરનારું તથા ઘોર સ્વરૂપવાળું હતું. તેમાં કોપેલા ભીમસેને અંબષ્ઠો, માલવો, વંગો, ત્રિગર્તો, શિબિઓ અને બીજા કેટલાકએક યોદ્ધાઓની ટુકડીઓને મૃત્યુલોકમાં મોકલી દીધી હતી. વળી ભીમે અભીષાહો, શૂરસેનો તથા બીજા અનેક યુદ્ધદુર્મદ ક્ષત્રિયોને કાપી નાખી પૃથ્વીમાં લોહીનો કીચડ મચાવી દીધો હતો. ત્યાં હે રાજન્! અર્જુને પણ ડુંગરાળ પ્રદેશમાં જન્મેલા ભીલયોદ્ધાઓને, મદ્રકોને તથા માલવોને પણ તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરી પ્રેતલોક ભણી વિદાય કરી દીધા હતા. તેણે સરળગામી નારાચબાણોનો પ્રહાર

કરીને હાથીઓને પણ પીડવા માંડ્યા હતા, તેથી બે શિખરોવાળા પર્વતોની પેઠે તેઓ રણભૂમિ પર પછડાતા હતા. હાથીઓની કપાયેલી સૂંઢો જ્યાં ત્યાં તરફડતી હતી, તેથી તે રણભૂમિ ચારે બાજુ સર્પો ફરતા હોય તેમ શોભતી હતી. તે યુદ્ધમાં સુવર્ણભૂષિત કાંતિવાળાં રાજાઓનાં છત્રોને ઉછાળી નાખવામાં આવ્યાં હતાં, તેથી પ્રલયકાળે એકીસાથે ઊગેલા સૂર્ય, ચંદ્ર અને સર્વ ગ્રહમંડળ સાથેનું જાણે આકાશ હોય, તેમ તે ભૂમિ દીપતી હતી. એ વેળા દ્રોણાચાર્યના રથની આસપાસ 'મારો, મારો, નિર્ભય થઈને વીંધી નાખો, કાપી નાખો!' એ પ્રમાણેનો મોટો ઘોંઘાટ મચી રહ્યો હતો. તે જોઈ દ્રોણાચાર્યને ઘણો જ ક્રોધ ચડ્યો અને તેમણે સંગ્રામમાં વાયવ્યાસ્ત્રનું સંધાન કર્યું. પ્રચંડ વાયુ જેમ મેઘમંડળનો નાશ કરી નાખે, તેમ તેમણે ઘણા યોદ્ધાઓનો નાશ કરી નાખ્યો. આમ દ્રોણાચાર્યનો સખ્ત મારો ચાલુ થયો, એટલે ભીમસેન અને મહાત્મા અર્જુનના દેખતાં સર્વ પાંચાલયોદ્ધાઓ ભયને લીધે રણમાંથી નાસવા લાગ્યા. હવે મુકુટધારી અર્જુન તથા ભીમસેન એકાએક ચઢી આવ્યા.[૩-૧૨] મોટા રથીયોદ્ધાઓની ટુકડીઓને સાથે લઈને તે બન્નેએ તમારા સૈન્યને મોટો ઘેરો ઘાલ્યો, ત્યાં દક્ષિણ બાજુમાં અર્જુને તથા ઉત્તર બાજુમાં ભીમસેને ઊભા રહીને દ્રોણાચાર્ય પર સંખ્યાબંધ મોટાં મોટાં બાણોની વૃષ્ટિ કરવા માંડી. હવે હે મહારાજ! સંજયો, મહાતેજસ્વી પાંચાલો, મત્સ્યો અને સોમકયોદ્ધાઓ પણ તેમને અનુસરી રહ્યા. આ તરફ હે રાજન્! તમારા પુત્રના મહારથી યોદ્ધાઓ પણ મોટી સેનાને સાથે લઈને દ્રોણાચાર્યના રથ તરફ કુમકે જવા લાગ્યા. પણ અર્જુન તો તે ભારતી સેનાને સંહારી જ રહ્યો હતો, તેથી અંધકાર અને નિદ્રાના આવેશને લીધે તત્કાળ પુનઃ તે સેનામાં ભંગાણ પડ્યું. હે મહારાજ! દ્રોણાચાર્ય તથા તમારો પુત્ર નાસભાગ કરતા પોતાના યોદ્ધાઓને પાછા વાળવા માટે ઘણો ઘણો પ્રયાસ કરતા હતા, છતાં તેઓ તેમને આખરે ન જ વાળી શક્યા. તે વેળા સર્વ લોક અંધકારથી ઢંકાઈ ગયો હતો અને અર્જુનનાં બાણોથી છિન્નભિન્ન થયેલી તે મહાસેના સર્વ દિશાઓમાં નાસી રહી હતી. હે મહારાજ! તે સેનાના કેટલાએક રાજાઓ તો પોતાના સેંકડો ઘોડાઓને ત્યાં ને ત્યાં પડતા મૂકી ભયાવેષને લીધે ચોતરફ પલાયન જ કરી જતા હતા.[૧૩-૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૬૧ મો સમાપ્ત

## अध्याय १६२मो

### સાત્યકિનો ધસારો

॥ संजय उवाच ॥

सोमदत्तं तु संप्रेक्ष्य विधुन्वानं महद्धनुः ।
सात्यकिः प्राह यंतारं सोमदत्ताय मां वह ॥१॥

સંજય બોલ્યો : એ સમયે સોમદત્ત પોતાના મહાન ધનુષ્યને રણમાં ધુણાવી રહ્યો હતો. તે જોઈને સાત્યકિ પોતાના સારથિને કહેવા લાગ્યો : 'હે સારથિ! તું મને પેલા સોમદત્ત પાસે લઈ જા. આજે મારા મહાબળવાન શત્રુ સોમદત્તને રણમાં માર્યા વિના હું પાછો ફરીશ નહિ, એ મારો નિશ્ચય છે.' સાત્યકિનાં એ વચન સાંભળીને સારથિએ ઘોડાઓને આગળ હાંક્યા. તે ઘોડાઓ સિંધુદેશમાં જન્મ્યા હતા, મન સમાન વેગવાળા હતા, શંખ જેવા શ્વેત વર્ણવાળા અને રણમાં સર્વ શબ્દોનું ઉલ્લંઘન કરી શકે તેવા હતા.[૧-૩] હે રાજન્! પૂર્વે દૈત્યોનો વધ કરવા તત્પર થયેલા ઇંદ્રને જેમ તેના ઘોડાઓ રણમાં વહી જતા હતા, તેમ સોમદત્તનો વધ કરવા તૈયાર થયેલા સાત્યકિને તેના મન અને વાયુ

સમાન વેગવાળા આ ઘોડાઓ રણમાં વહી રહ્યા હતા.[૪] એ રણમાં પોતાની સામે ધસી આવતા સાત્યકિને જોઈને મહાબાહુ સોમદત્ત પણ ગભરાયા વિના સત્વર સાત્યકિ સામે ચડી આવ્યો.[૫] તેણે વૃષ્ટિવાળા મેઘની પેઠે બાણોની વૃષ્ટિ કરી અને મેઘ જેમ સૂર્યને ઢાંકી દે, તેમ તે સાત્યકિને ઢાંકી દેવા લાગ્યો.[૬] હે ભરતશ્રેષ્ઠ! સામેથી સાત્યકિએ પણ સંભ્રમમાં પડ્યા વિના અનેક બાણો મૂક્યાં અને કુરુશ્રેષ્ઠ સોમદત્તને ચારે તરફથી છાઈ દીધો.[૭] એટલે સોમદત્તે સાત્યકિની છાતીમાં સાઠ બાણોનો પ્રહાર કરી વીંધી નાખ્યો, ત્યારે સાત્યકિએ પણ તીક્ષ્ણ બાણોથી તેને ઘાયલ કર્યો.[૮] એ પ્રમાણે તે બન્ને પુરુષશ્રેષ્ઠો બાણોથી અન્યોન્યને ઘાયલ કરી રહ્યા અને વસંતઋતુમાં રાતાં પુષ્પોથી ખીલેલાં બે ખાખરાનાં વૃક્ષોની પેઠે રણમાં શોભવા લાગ્યા.[૯] તેમનાં સર્વ અંગો લોહીલુહાણ થઈ ગયાં હતાં. કુરુ તથા યદુવંશની કીર્તિ વધારનારા તે બન્ને જણા નેત્રોથી જાણે એકબીજાને બાળી નાખતા હોય તેમ પરસ્પર જોવા લાગ્યા.[૧૦] એ બન્ને શત્રુદમન વીરો રથોના જુદા જુદા મંડળમાર્ગોમાં ઘૂમતા હતા તથા વૃષ્ટિવાળા બે મેઘોની પેઠે ઘોરસ્વરૂપે થઈ રહ્યા હતા.[૧૧] હે રાજેંદ્ર! બાણોથી છિન્નભિન્ન થયેલાં ગાત્રોવાળા તે બન્ને જણા સર્વ અંગોમાં ચિરાઈ ગયા હતા અને બાણોના પ્રહારોથી ઘાયલ થઈ ગયા હતા. આથી તે બન્ને તે રણમાં બે શાહુડીઓના જેવા દેખાવા લાગ્યા.[૧૨] હે રાજન્! તેમનાં અંગોમાં સર્વ સ્થળે સુવર્ણપૂંખી બાણો ખૂંચી ગયાં હતાં, તેથી તેઓ વર્ષાઋતુમાં પતંગિયાંથી વ્યાપ્ત થયેલાં બે વૃક્ષોની પેઠે શોભતા હતા.[૧૩] તે બન્ને મહારથીઓનાં સર્વ અંગો બાણો વડે પ્રદીપ્ત થઈ ગયાં હતાં, તેથી તેઓ ઊંબાડિયાંઓથી ઘેરાયેલા બે હાથીઓની પેઠે રણમાં શોભવા લાગ્યા.[૧૪] પછી હે મહારાજ! મહારથી સોમદત્તે એક અર્ધ ચંદ્રાકાર બાણ વડે સાત્યકિના મોટા ધનુષ્યને કડાક દઈને કાપી નાખ્યું.[૧૫] વળી વધારામાં એણે પચીસ બાણોનો પ્રહાર કર્યો અને પુનઃ તેને દશ બાણોનો સત્વર માર માર્યો. એટલે સાત્યકિએ અતિશય વેગવાળું બીજું એક ધનુષ્ય હાથમાં લીધું અને પાંચ બાણો છોડીને સત્વર સોમદત્તને વીંધી નાખ્યો. હવે હે રાજન્! સાત્યકિએ બીજું એક ભલ્લબાણ મૂક્યું અને મંદ મંદ હસીને તેને બાહ્લિકરાજના સુવર્ણથી મઢેલા ધ્વજને રણમાં કાપી નાખ્યો.[૧૬–૧૮] છતાં સોમદત્ત ગભરાયો નહિ. પોતાના ધ્વજને પાડી નાખેલો જોઈને, તેણે સાત્યકિને પચીસ બાણોનો પ્રહાર કર્યો.[૧૯] ત્યાં સાત્યકિ પણ કોપી ઊઠ્યો અને તેણે એક ક્ષુરપ્રજાતિનું તીક્ષ્ણ ભલ્લબાણ મારીને ધનુર્ધર સોમદત્ત રાજાનું ધનુષ્ય કાપી નાખ્યું.[૨૦] પછી હે રાજન્! ભાંગેલી દાઢોવાળા હાથીને જેમ મારવામાં આવે, તેમ તેણે સુવર્ણની પૂંખવાળાં અને નમેલાં પર્વવાળાં સો બાણોનો પ્રહાર કર્યો.[૨૧] એટલે મહાબળવાન મહારથી સોમદત્તે એક બીજું ધનુષ્ય ઉઠાવીને બાણોની વૃષ્ટિ કરવા માંડી અને સાત્યકિને ઢાંકી દીધો.[૨૨] ત્યારે સાત્યકિએ પણ ક્રોધપૂર્વક સોમદત્તને વીંધી નાખ્યો. તે જોઈ સોમદત્તે પણ બાણોની જાળ પાથરીને સાત્યકિને ગભરાવી નાખ્યો. એટલામાં ત્યાં ભીમસેને આવી સાત્યકિને સહાય કરવા માટે સોમદત્તના પુત્રને દશ બાણોથી રથમાં ઠાર કર્યો. આથી સોમદત્ત જરાયે ગભરાયો નહિ, પણ ઊલટો તેણે ભીમસેનને તીક્ષ્ણ બાણોનો માર માર્યો.[૨૩,૨૪] હવે ભીમસેને એક નવું મજબૂત પરિઘ હાથમાં લીધું અને સાત્યકિને મદદ કરવા માટે તેણે એ ઘોર પરિઘ સોમદત્તની છાતી સામે ફેંક્યું.[૨૫] ઘોર

દેખાવના તે પરિઘને પોતાની સામે વેગપૂર્વક ધસી આવતું જોઈને, કુરુવંશી સોમદત્તે હસતાં હસતાં તેના બે ટુકડા કરી નાખ્યા. વજ્રથી તોડી પાડેલું પર્વતનું શિખર જેમ ગડગડાટ કરતું પૃથ્વી પર પડે, તેમ એ મહાન લોખંડી પરિઘ પણ બે ટુકડા થઈને પૃથ્વી પર પડ્યું.[26,27] હે રાજન્! તે પછી સાત્યકિએ એક ભલ્લબાણનો પ્રહાર કરી સોમદત્તનું ધનુષ્ય કાપી નાખ્યું અને બીજાં પાંચ બાણો વડે તેણે તેના હાથે પહેરવાનાં મોજાંને પણ ચીરી નાખ્યાં. વળી હે ભારત! તેણે ચાર બાણો છોડીને તેના ઉત્તમ ઘોડાઓને પ્રેતરાજની પાસે વિદાય કરી દીધા.[28,29] એટલું જ નહિ પણ પુરુષવ્યાઘ્ર શિનિકુમારે નમેલા પર્વવાળા એક ભલ્લબાણથી તેના સારથિના મસ્તકને પણ હસતાં હસતાં ધડથી જુદું પાડી દીધું.[30] પછી હે રાજન્! બળબળતા અગ્નિ સરખા મહાઘોર બાણનું સંધાન કરી સાત્યકિએ તે બાણ સોમદત્ત સામે ફેંક્યું. તે બાણ સુવર્ણના મોઢિયાવાળું તથા સરાણ પર ઘસી તીક્ષ્ણ કરેલું હતું. હે વિભુ! હે ભારત! બળવાન શિનિકુમાર પાસેથી છૂટતાંની સાથેજ એ ઘોર બાણ તત્કાળ સોમદત્તની છાતીમાં ચોટ્યું.[31,32] તેજ વખતે, હે મહારાજ! મહારથી સોમદત્ત એ બાણના પ્રહારથી અત્યંત ઘાયલ થઈ ગયો, રણભૂમિ પર ઢળી ગયો અને મરણને શરણ થયો.[33] એ રીતે સોમદત્તને મરણ પામેલો જોઈને આપણા પક્ષના સર્વ મહારથીઓ મોટી બાણવૃષ્ટિ કરતા કરતા સાત્યકિ સામે ધસ્યા અને બાણો મૂકી મૂકીને તેને છાઈ દેવા લાગ્યા. આમ હે મહારાજ! સાત્યકિને તેમનાં બાણોથી છવાઈ ગયેલો જોઈને, રાજા યુધિષ્ઠિર તથા બીજા કેટલાએક પાંડવયોદ્ધાઓ પ્રભદ્રકોની મોટી સેનાને સાથે લઈ દ્રોણાચાર્યના સૈન્ય તરફ ધસ્યા.[34,35] કોપેલા રાજા યુધિષ્ઠિરે જતાંવેંતજ તમારા પુત્રોના મહાસૈન્યને દ્રોણાચાર્યના દેખતાં નસાડી મૂક્યું.[36] યુધિષ્ઠિરને પોતાનાં સૈન્યોને નસાડી મૂકતા જોઈને, દ્રોણાચાર્ય વેગપૂર્વક તેમની સામે દોડી ગયા. ક્રોધથી નેત્રોને લાલ કરી તેમણે સાત તીક્ષ્ણ બાણો મૂકીને યુધિષ્ઠિરને વીંધી નાખ્યા. ત્યારે કોપેલા યુધિષ્ઠિરે પણ પાંચ બાણોનો સામો પ્રહાર કરીને દ્રોણાચાર્યને વીંધી નાખ્યા.[37,38] આમ યુધિષ્ઠિરે જ્યારે મહાબાહુ દ્રોણાચાર્યને અત્યંત વીંધી નાખ્યા, ત્યારે તેમણે પોતાનાં ગલોફાં ચાટતાં ચાટતાં યુધિષ્ઠિરના ધનુષ્યને તથા ધ્વજને કાપી નાખ્યો.[39] પોતાનું ધનુષ્ય કપાઈ જતાં રાજા યુધિષ્ઠિરે રણમાં એકદમ એક બીજું દૃઢ ધનુષ્ય ગ્રહણ કર્યું.[40] તે રાજાએ ત્યાં હજારો બાણો છોડીને દ્રોણાચાર્યને વીંધવા માંડ્યા. તેમણે તેમના ઘોડાઓને, ધ્વજને તથા સારથિને પણ વીંધી નાખ્યા હતા, એ ઘણું આશ્ચર્યજનક હતું.[41] હે ભરતશ્રેષ્ઠ! એ સમયે યુધિષ્ઠિરનાં બાણોથી દ્રોણાચાર્યને એટલી બધી વ્યથા થઈ હતી કે, એક મુહૂર્ત જેટલા સમય સુધી તો તેમને રથની બેઠક પર બેસી જ રહેવું પડ્યું.[42] એક મુહૂર્તકાળ પછી તેમને ભાન આવ્યું અને અતિ ક્રોધાવેશમાં આવી જઈ એ ઉત્તમ બ્રાહ્મણે યુધિષ્ઠિર સામે વાયવ્યાસ્ત્ર છોડ્યું.[43] આમ છતાં વીર્યવાન યુધિષ્ઠિરને જરા પણ ગભરાટ થયો નહિ. પછી હે ભારત! એ પૃથાપુત્રે પોતાના ધનુષ્ય પર ચઢાવી સામું તેજ અસ્ત્ર પ્રકટ કર્યું અને આચાર્યના વાયવ્યાસ્ત્રને અટકાવી દીધું.[44] વળી પાંડુપુત્ર યુધિષ્ઠિરે એ બ્રાહ્મણના લાંબા ધનુષ્યના ટુકડેટુકડા કરી નાખ્યા. આમ પોતાના ધનુષ્યનો નાશ થયો એટલે ક્ષત્રિયમર્દન ગુરુ દ્રોણાચાર્યે બીજું ધનુષ્ય હાથમાં લઈ બાણો મૂકવાની તૈયારી કરી.[45] પણ તેવામાં તે કુરુશ્રેષ્ઠ

રાજાએ તીક્ષ્ણ ભલ્લબાણો છોડીને દ્રોણાચાર્યના તે ધનુષ્યના પણ ટુકડા કરી નાખ્યા. તેવામાં વાસુદેવ શ્રીકૃષ્ણે કુંતીપુત્ર યુધિષ્ઠિરને કહ્યું કે, "'હે મહાબાહુ યુધિષ્ઠિરરાજ ! હું તમને જે કહું છું તે સાંભળો. હે ભરતશ્રેષ્ઠ ! મારા મત પ્રમાણે તમે દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરવું રહેવા દો.[૭] કારણ કે દ્રોણાચાર્ય તમને કેદ પકડવા માટે આ યુદ્ધમાં હમેશાં યત્ન કર્યા કરે છે. તેથી જ હું માનું છું કે, તમારે તેમની સામે યુદ્ધ કરવું યોગ્ય નથી.[૮] એમનો વિનાશ કરવા માટે જેને ઉત્પન્ન કરવામાં આવ્યો છે, તે જ એમનો વધ કરશે; માટે તમે દ્રોણગુરુનો ત્યાગ કરી જ્યાં દુર્યોધન છે ત્યાં યુદ્ધ માટે જાઓ. ખરું જોતાં રાજાએ રાજા સાથે જ યુદ્ધ કરવું જોઈએ, પણ બીજાઓની સાથે તેણે યુદ્ધ ન કરવું જોઈએ. માટે હે કુંતાપુત્ર ! હાથીઓ, ઘોડાઓ અને રથોને સાથે લઈ તમે ત્યાં જ જાઓ. જેટલામાં મારી સહાય લઈને અર્જુન તથા રથીશ્રેષ્ઠ ભીમસેન કૌરવો સાથે અહીં યુદ્ધ કરી રહ્યા છે, તેટલામાં તમે દુર્યોધન સામે ધસારો કરો.' વાસુદેવનાં એ વચન સાંભળીને ધર્મરાજ યુધિષ્ઠિર એક મુહૂર્ત કાળ સુધી વિચાર કરીને દારુણ રણસંગ્રામમાં શત્રુસંહારક ભીમસેન જ્યાં ઊભો હતો, ત્યાં એકદમ પ્રયાણ કરી ગયા. પહોળા કરેલા મુખવાળા કાળની પેઠે તમારા યોદ્ધાઓને સંહાર કરતા અને વર્ષાકાળના મેઘની જેમ દશેય દિશાઓને ગજાવી મૂકતા એ યુધિષ્ઠિરરાજ રથના મહાન ઘોષથી પૃથ્વીને ગજાવી મૂકતા મૂકતા ભીમસેન તરફ ગયા. ત્યાં તે શત્રુઓનો સંહાર કરી રહેલા ભીમસેનની બાજુમાં જઈ પહોંચ્યા. ત્યારે દ્રોણાચાર્ય પણ તે રાત્રિના આરંભમાં પાંડવો તથા પાંચાલયોદ્ધાઓનો વિનાશ કરવા લાગ્યા હતા.[૪૯-૫૫]

અધ્યાય ૧૬૨મો સમાપ્ત

# अध्याय १६३ मो

## રાત્રિયુદ્ધ ચાલુ–દીવા પ્રકટાવ્યા !

॥ संजय उवाच ॥

वर्तमाने तथा युद्धे घोररूपे भयावहे ।
तमसा संवृते लोके रजसा च महीपते ॥ १ ॥

સંજય બોલ્યોઃ હે મહીપતિ ! જ્યારે ભયકારી અને ઘોર સ્વરૂપનું એ યુદ્ધ ચાલી રહ્યું હતું, ત્યારે આ સર્વ લોક અંધકાર અને રજથી ઢંકાઈ ગયો હતો.[૧] રણમાં પરસ્પર ગોઠવાયેલા યોદ્ધાઓ એકમેકને જોઈ શકતા ન હતા, કેવળ અનુમાન અને નામોચ્ચારણ આદિ સંજ્ઞાઓને આધારે જ તે મહાન અને રોમાંચક યુદ્ધ વૃદ્ધિ પામ્યે જતું હતું. અનેક મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓનો તેમાં કચ્ચરઘાણ વળી ગયો હતો. હે મહારાજ ! આ તરફથી દ્રોણાચાર્ય, કર્ણ અને કૃપાચાર્ય, તથા પેલી તરફથી ભીમ, ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિ આ વીર યોદ્ધાઓ અન્યોન્યનાં સૈન્યોને ખળભળાવી રહ્યા હતા. તે મહારથીઓ ચોતરફથી સૈન્યોનો વિનાશ કરી રહ્યા હતા.[૨-૪] આથી તે અંધારા પ્રદેશમાં સૈનિકો નાસભાગ કરવા લાગ્યા. સર્વ તરફ પલાયન કરતા તે યોદ્ધાઓ અંધકારને લીધે લગભગ બેભાન જેવા થઈ ગયા હતા.[૫] નાસતા નાસતા પણ તેઓ સંગ્રામમાં માર્યા જતા હતા. હે મહારાજ ! તમારા પુત્રના દુષ્ટ વિચારોના પરિણામે તે ઘોર અંધકારમાં મૂઢ થયેલા હજારો મહારથીઓ અન્યોન્યનો સંહાર કરી રહ્યા હતા. હે ભારત ! પછી જોતજોતામાં તે સર્વ રણપ્રદેશ ઘોર અંધકારથી છવાઈ ગયો અને સર્વ સૈન્યો તથા સેનાપતિઓ મોટા ગભરાટમાં આવી પડ્યા.[૬,૭]

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ આપણા તે સૈનિકોને જ્યારે પાંડવોએ નિસ્તેજ કરી નાખ્યા તથા ચારે બાજુથી ડગમગાવી નાખ્યા, ત્યારે તે અંધકારમાં

બેભાન થયેલા તમારા બધાનું મન કઈ સ્થિતિમાં હતું ? શું તે તદ્દન કાયર થઈ ગયું હતું કે ઊલટું ક્રૂર બન્યું હતું ?[૮] વળી હે સંજય! જ્યારે સઘળું જગત અંધકારથી છવાઈ ગયું, ત્યારે તે પાંડવો અને મારા સૈન્યને અન્યોન્ય પ્રકાશ કેવી રીતે મળ્યો હતો ?[૯]

સંજય બોલ્યો : ત્યારે દ્રોણાચાર્યે મરણ પામતાં બાકી રહેલાં સર્વ સૈન્યો તથા સૈન્યરક્ષકોને બરાબર ગોઠવાઈ જવાની આજ્ઞા કરી અને સૈન્યોની પુનઃ વ્યૂહરચના ગોઠવી.[૧૦] હે રાજન્! એ વ્યૂહમાં દ્રોણાચાર્ય સૌથી આગળ ઊભા હતા અને મધ્યભાગમાં શલ્ય, અશ્વત્થામા, કૃતવર્મા તથા શકુનિ ઊભા હતા. રાજા દુર્યોધન પોતે બધાં સૈન્યોનું રાત્રિમાં રક્ષણ કરતો ચારેબાજુ ફરી રહ્યો હતો.[૧૧] પછી દુર્યોધને સર્વ રાજાઓને શાંત થવાની સૂચના કરી અને સર્વ પાયદળ યોદ્ધાઓને આજ્ઞા કરી કે, 'તમે બધા તમારાં આયુધોને હાલ છોડી દો અને હાથમાં પ્રજ્વલિત દીવા ગ્રહણ કરો.'[૧૨] એ પ્રમાણે પોતાના મહારાજાની આજ્ઞા થતાં તે યોદ્ધાઓ હર્ષમાં આવી ગયા અને હાથમાં દીવા લઈને સજ્જ થયા. તે વખતે આકાશમાં રહેલા દેવો, ઋષિઓ, ગંધર્વો, દેવર્ષિઓ, વિદ્યાધરો, અપ્સરાઓ, સર્પો, યક્ષો, ઉરગો અને કિન્નરોએ હર્ષ પામીને દીપક ઝાલ્યા. વળી ત્યાં અંતરિક્ષમાં રહીને આવેલા દેવોએ પણ સુગંધી તેલથી ભરેલા દીવાઓ સળગાવ્યા.[૧૩,૧૪] તે સર્વ દેવોને વિશેષે કરી નારદ અને પર્વતમુનિએ કુરુપાંડવોનો યુદ્ધોત્સવ જોવા બોલાવ્યા હતા. એ રાત્રિમાં સર્વ સ્થળે પ્રકટ થયેલી અગ્નિની કાંતિથી તે કૌરવી સેના વિભાગપુરસર પ્રકાશી રહી હતી. સ્થળે સ્થળે મહા કિંમતી આભરણો તથા ઊજળાં દિવ્ય શસ્ત્રો ઝળહળી રહ્યાં હતાં. તે સેનામાં પ્રત્યેક રથે પાંચ પાંચ દીવાઓ મૂકવામાં આવ્યા હતા અને પ્રત્યેક હાથી પાસે ત્રણ ત્રણ દીવાઓ ગોઠવ્યા હતા.[૧૫,૧૬] ત્યાં પ્રત્યેક ઘોડા આગળ એક એક મોટો દીવો કર્યો હતો. આમ કૌરવો તથા પાંડવોએ ત્યાં એક ક્ષણવારમાં તે સર્વ સ્થળે દીવાઓ પ્રકટાવી દીધા હતા. તેથી તે દીવાઓએ તમારી સેનાને ઝટ અજવાળી દીધી હતી.[૧૭] આમ સર્વ દિશાઓમાં અગ્નિ અને તેલને હાથમાં લઈ પદાતિઓ ઘૂમી રહ્યા હતા. જેમ આકાશમાં ઝબકતી વીજળીઓ મેઘોને પ્રકાશિત કરે છે, તેમ એ રાત્રિમાં સર્વ સ્થળે પ્રકટેલા દીવાઓ સર્વ યોદ્ધાઓને પ્રકાશમાન કરી રહ્યા હતા.[૧૮] એ રીતે ઝગહળાટ કરતી તે સેનામાં ગુરુ દ્રોણાચાર્ય સાક્ષાત્ અગ્નિની પેઠે ચોતરફથી તપી રહ્યા હતા. હે રાજેંદ્ર! તેમણે સુવર્ણજડિત કવચ પહેર્યું હતું, તેથી તેઓ કિરણમાલી સૂર્યની પેઠે શોભતા હતા. તે સમયે જ્યાં ત્યાં સુવર્ણનાં આભરણોમાં, મણિજડિત હારોમાં, તેજસ્વી ધનુષ્યોમાં તથા પાણીદાર શસ્ત્રોમાં અગ્નિની પ્રતિપ્રભાઓ (પ્રતિબિંબો) ઝબકતી હતી.[૧૯,૨૦] હે અજમીઢવંશી! રથોમાંનાં શીકાંઓ પર રહેલી ગદાઓમાં, પરિઘોમાં અને ઉજ્જ્વળ શક્તિઓમાં પડેલી અગ્નિની પ્રતિપ્રભાઓનાં કિરણો સર્વ સ્થળે વ્યાપ્ત થઈને પુનઃ પુનઃ અનેક દીવાઓનું ભાન કરાવતાં હતાં.[૨૧] તે સમયે રણમાં ઘૂમી રહેલા રાજાઓનાં છત્રો, ચામરો, મોટાં જીંજાડિયાં સમાન ઝળકતી તલવારો અને હાલકડોલક થતી સુવર્ણમાળાઓ વગેરે દીવાના પ્રકાશમાં ઝળહળતાં હતાં.[૨૨] હે રાજા! દીવાઓની પ્રભાને લીધે ચળકતાં શસ્ત્રોની કાંતિથી વિરાજતું તથા અલંકારોના ઝગઝગાટથી પ્રકાશતું તે સૈન્ય એ વેળા અતિશય પ્રકાશમાન થઈ રહ્યું હતું.[૨૩] વળી વર્ષાઋતુમાં આકાશમાં ઝબકતી વીજળીઓની પેઠે વીરોએ ઉછાળેલાં લોહીલુહાણ પાણીદાર શસ્ત્રો તથા યોદ્ધાઓએ ધારણ

કરેલાં ગળકનાં કવચો ને સેનામાં પ્રદીપ્ત પ્રભાને ફેલાવી રહ્યાં હતાં.[૨૪] ને રણાંગણમાં વેગપૂર્વક ધસી આવીને અન્યોન્યનો સંહાર કરતા તથા અન્યોન્યના આઘાતના વેગથી કંપાયમાન થયેલા યોદ્ધાઓનાં મુખો વાયુએ ડોલાવેલાં મોટાં કમળોની જેમ શોભતાં હતાં.[૨૫] હે ભારત ! પુષ્કળ લાકડાંઓથી બનેલું કોઈ એક જંગલ જ્યારે સળગી ઉઠે છે, ત્યારે તેની ઝળહળતી પ્રભા જેમ સૂર્યની પ્રભાને પણ ઝાંખી પાડી દે છે, તેમ દીવાઓની પ્રભાથી પ્રદીપ્ત થયેલી આપની સેના પણ મહાભયંકર અને બિહામણા સ્વરૂપવાળી થઈ રહી હતી.[૨૬] આપણા સૈન્યને એ પ્રમાણે પ્રકાશિત થયેલું જોઈને પાંડવોએ પણ પોતાના પદાતિઓને સર્વ સૈન્યોમાં દીવા પ્રકટાવવા માટે સત્વર આજ્ઞા આપી દીધી; એટલે તેઓએ પણ દીવા પ્રકટ કર્યા.[૨૭] તેમની સેનામાં હાથીએ હાથીએ સાત દીવાઓ ગોઠવ્યા હતા, રથે રથે દશ દશ દીવાઓ ગોઠવ્યા હતા અને ઘોડાઓની પીઠ પર બબ્બે તેમ જ ઉપર, પડખે, ધ્વજાઓ પર તથા પાછળના ભાગમાં પણ કેટલાએક દીવાઓ ગોઠવી દીધા હતા.[૨૮] વળી સર્વ સેનાઓના પડખાના ભાગમાં, પાછળના ભાગમાં, આગળના ભાગમાં તથા મધ્યભાગમાં એમ ચારેબાજુ પ્રજ્વલિત મસાલોને હાથમાં લઈ ઘૂમી રહેલા પદાતિઓએ પાંડુપુત્ર યુધિષ્ઠિરરાજની સેનાને ઝગઝગાટ કરી મૂકી.[૨૯] બીજા કેટલાએક પગપાળા પુરુષો બળબળતી મસાલો હાથમાં લઈને બન્ને સેનાઓની વચમાં પણ ફરતા હતા. આમ સર્વ સૈન્યોમાં પદાતિઓનાં ટોળેટોળાં હાથી, ઘોડા અને રથોના સમુદાયોમાં સેળભેળ થઈ ગયાં હતાં.[૩૦] તે પ્રકટ કરવામાં આવેલા દીવાઓએ જે પ્રમાણે તમારી સેનાને દિપાવી દીધી હતી, તે જ પ્રમાણે પાંડવોના સૈન્યને પણ તેમણે પ્રકાશમાન કરી દીધું હતું. જ્યારે પાંડવોનું સૈન્ય એ પ્રમાણે પ્રકાશિત થઈ રહ્યું, ત્યારે સાયંકાળે કિરણોના ઉત્પત્તિસ્થાનરૂપ સૂર્યના તેજના સંબંધથી જેમ અગ્નિ વિશેષ ઉજ્જ્વળ થઈ રહે છે, તેમ તમારું સૈન્ય પણ પ્રકાશના સંબંધથી અતિશય પ્રદીપ્ત થઈ રહ્યું હતું અને આ બન્ને સૈન્યોની એકત્ર થયેલી પ્રભાઓ પૃથ્વી તથા આકાશનું ઉલ્લંઘન કરી જઈ સર્વ દિશાઓમાં ફેલાઈ ગઈ હતી.[૩૧,૩૨] હે રાજન્! પાંડવોનું તથા કૌરવોનું સૈન્ય સર્વ સ્થળે ઝળહળતા પ્રકાશથી અતિશય પ્રકાશવાળું થઈ રહ્યું હતું. તે સેનાઓનો પ્રકાશ છેક સ્વર્ગ સુધી પહોંચ્યો હતો અને ત્યાં સર્વ દેવગણોને પણ તેણે આ સમાચાર જણાવી દીધા.[૩૩] આથી જ ગંધર્વો, યક્ષો, અસુરો, સિદ્ધો તથા સર્વ અપ્સરાઓનાં ટોળેટોળાં ત્યાં આવી પહોંચ્યાં હતાં. એકઠા મળેલા દેવો, ગંધર્વો, યક્ષો, અસુરો તથા અપ્સરાઓનાં ટોળાંઓથી તેમ જ મૃત્યુ પામીને સ્વર્ગે ચડતા શૂરાઓથી તે રણાંગણ જાણે દિવ્ય થઈ ગયું હતું. તે વેળા રથો, ઘોડાઓ તથા હાથીઓની ગોઠવણીવાળું કૌરવપાંડવનું તે મહાન સૈન્ય સાક્ષાત્ દેવ અને અસુરોના વ્યૂહ સરખું જ જણાતું હતું. રથો, ઘોડાઓ તથા હાથીઓનાં ટોળાંઓમાં મિશ્ર થયેલા દીવાઓથી તે સૈન્ય દીપતું હતું. સ્થળે સ્થળે ક્રોધે ભરાયેલા યોદ્ધાઓ ઘૂમતા હતા અને સંખ્યાબંધ ઘોડાઓ તેમાં મરણ પામ્યા હતા તથા નાસભાગ કરતા હતા. વળી શક્તિઓના સમુદાયોરૂપ પ્રચંડ વાયુથી તે આકુળ હતું. તેમાં મોટા મોટા રથોરૂપ વાદળાં દષ્ટિએ પડતાં હતાં અને ત્યાં હાથીઓની ચીસો તથા ઘોડાઓના હણહણાટોનો તીવ્ર ઘોષ કાને પડતો હતો.[૩૪-૩૬] તેમાં જથાબંધ બાણોની વૃષ્ટિ પડતી હતી અને રુધિરરૂપ જળધારાનો ત્યાં છંટકાવ થઈ રહ્યો હતો. ખરેખર!

તે સૈન્યમાં રાત્રિના સમયે પણ રથોના મોટા સમુદાયને લીધે દુર્દિનનો દેખાવ થઈ રહ્યો હતો. હે નરેંદ્ર! વર્ષાઋતુની આખરમાં કિરણોના મધ્યમાં રહેલો સૂર્ય જેમ સર્વ જગતને તપાવે છે, તેમ તે સૈન્યોની મધ્યમાં રહેલા બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણાચાર્ય ત્યાં પ્રજ્વલિત થયેલા મહાન અગ્નિની પેઠે પાંડવોને તપાવી રહ્યા હતા.[૩૭,૩૮]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાતર્ગત ઘટોત્કચવધપર્વમા 'રાત્રિયુદ્ધમા દીપમજ્વાલન' નામનો અધ્યાય ૧૬૩મો સમાપ્ત

## અધ્યાય ૧૬૪ મો

### સંકુલ યુદ્ધ

॥ સંજય ઉવાચ ॥

**प्रकाशिते तदालोके रजसा तमसा वृते ।**
**समाजग्मुरथो वीराः परस्परवधैषिणः ॥ १ ॥**

સંજય બોલ્યો : સર્વ સ્થળે દીવા પ્રકટાયા, એટલે તુરત અંધકાર અને રજથી છવાઈ ગયેલા આ લોકમાં પ્રકાશ પ્રકાશ થઈ રહ્યો. પછી પરસ્પર વધ કરવા ઇચ્છતા સર્વ યોદ્ધાઓ યુદ્ધ માટે સામસામા ભેટ્યા.[૧] હે રાજન્! ભાલાઓ, તલવારો વગેરે શસ્ત્રો લઈ લઈને તેઓ યુદ્ધમાં એકમેકની સામા આવ્યા હતા અને પરસ્પરનો અપરાધ કરી અન્યોન્યની સામે તાકી રહ્યા હતા.[૨] હે ભારત ! ત્યાં હજારો દીવાઓ ચારેબાજુ દીપી રહ્યા હતા. રત્નોથી જડેલી અને સુવર્ણના દાંડાવાળી મશાલોમાં સુગંધી તેલ પૂરીને દેવો અને ગંધર્વોએ પણ પોતાના દીવા પ્રકટાવ્યા હતા. તે બધા દીવાઓની એકત્ર થયેલી અધિક ઉજ્જવળ પ્રભાઓ વડે રણભૂમિ ઉદય પામેલા ગ્રહમંડળથી શોભતું આકાશ હોય તેમ શોભતી હતી.[૩,૪] સેંકડો ઊંબાડિયાં જાણે બળી રહ્યાં હોય, તેમ બળતા દીવાઓથી એ રણભૂમિ શોભતી હતી અને લોકોના વિનાશ સમયે બળી રહેલી પૃથ્વીના જેવી તે જણાતી હતી. વર્ષાઋતુની રાત્રિમાં જેમ પતંગિયાંથી વ્યાપ્ત થયેલાં વૃક્ષો શોભે છે, તેમ ચારેબાજુ ઝળહળી રહેલા દીવાઓથી સર્વ દિશાઓ દેદીપ્યમાન થઈને શોભી રહી હતી.[૫,૬] પછી એ ઘોર રાત્રિના આરંભમાં તમારા પુત્રની આજ્ઞાથી વીર યોદ્ધાઓ સામે ઊભેલા વીર યોદ્ધાઓ સામે જુદાં જુદાં યુદ્ધ કરવા મચી પડ્યા. હાથીસવારો હાથીસવારોની સાથે ભેટ્યા, ઘોડેસવારો ઘોડેસવારોની સામે આવી ગયા અને હર્ષમાં આવેલા રથીયોદ્ધાઓ રથીયોદ્ધાઓની સાથે લડવા લાગ્યા.[૭,૮] જોત જોતામાં ત્યાં ચતુરંગી સૈન્યનો મહાન સંહાર થવા લાગ્યો. એ સમયે હે મહારાજ! સર્વ રાજાઓનો સંહાર કરતો વેગવાન અર્જુન કૌરવોની સેનાને છિન્નભિન્ન કરવા મંડી પડ્યો.[૯]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! આપણી વ્યૂહરચનાને સહન નહિ કરીને કોપાયમાન થયેલો તે દુરાધર્ષ અર્જુન જ્યારે મારા પુત્રની સેનામાં દાખલ થયો, ત્યારે તમારા મનમાં શું થતું હતું ? શત્રુઓને પીડા કરનારો તે અર્જુન જ્યારે અંદર પેઠો, ત્યારે આપણાં સૈન્યોએ શું કર્યું હતું ? તે સમયે દુર્યોધને પણ શું યોગ્ય કર્તવ્ય માન્યું હતું ? વળી આપણા પક્ષના કયા શત્રુદમન યોદ્ધાઓ એ વીર અર્જુન સામે યુદ્ધ કરવા ધસ્યા હતા? શ્વેત ઘોડાઓવાળો અર્જુન ત્યાં દાખલ થયો, ત્યારે કયા વીરપુરુષો દ્રોણાચાર્યની રક્ષા કરતા હતા? કયા વીરો તેમના રથના જમણા ચક્રનું તથા ડાબા ચક્રનું રક્ષણ કરતા હતા?[૧૦–૧૩] ત્યારે કયા વીરયોદ્ધાઓ શત્રુઓનો સંહાર કરનારા તે દ્રોણાચાર્યની પાછળ ચાલતા હતા? અને કયા વીરો રણમાં શત્રુઓને મારતા મારતા તેમની આગળ જતા હતા?[૧૪] નરોમાં સિંહ જેવા, અનેક યુદ્ધોમાં અજિત રહેલા અને જાણે નૃત્ય કરતા હોય તેમ રથના માર્ગોમાં ઘૂમી રહેલા જે

વીર્યવાન મહાધનુર્ધર દ્રોણાચાર્ય પાંચાલોના મધ્યમાં પેઠા હતા, તેમ જ જે દ્રોણાચાર્યે અપેલા (?) ધૂમકેતુની પેઠે બાણો મૂકીને પાંચાલોના અનેક મહારથીઓને બાળી ભસ્મ કરી નાખ્યા હતા તે દ્રોણાચાર્યનું મૃત્યુ શી રીતે થયું ?[15,16] હે સૂત! તું મારા શત્રુઓને નિરંતર અભય, અજિત, હર્ષ પામેલા તથા સંગ્રામમાં આગળ વધતા કહે છે, પણ મારા પુત્રોને અને મારા યોદ્ધાઓને તો મરણ પામેલા, ધાયલ થયેલા, નાસી ગયેલા તથા યુદ્ધોમાં રથવાળાઓને રથ વિનાના કરાયેલા કહે છે, માટે તેમાં કારણ શું છે, તે મને કહે.[17,18]

સંજય બોલ્યા : હે મહારાજ! એ રાત્રિમાં યુદ્ધ કરવાની ઇચ્છાવાળા દ્રોણાચાર્યનો મત મેળવીને તમારા પુત્ર દુર્યોધને પોતાના આજ્ઞાકિંત બાંધવોને તથા કર્ણ, વૃષસેન, મદ્રરાજ તથા તેમને પગલે ચાલનારા બીજા કેટલાએક તેમના અનુયાયીઓને આ પ્રમાણે કહ્યું :[19,20] 'હે વીર યોદ્ધાઓ! તમે બધા બરાબર સાવધાન થઈ પરાક્રમ કરીને દ્રોણાચાર્યના પૃષ્ઠભાગના રક્ષા કરતા રહેજો. હાર્દિક્યરાજ તેમના રથના દક્ષિણચક્રની રક્ષા કરે તથા શલ્યરાજ તેમના રથના ઉત્તરચક્રની રક્ષા કરે. વળી ત્રિગર્તના બચેલા બધા ત્રિગર્ત મહારથીઓ દ્રોણાચાર્યના આગળના ભાગમાં રહી તેમનું રક્ષણ કરે.' વળી તમારા પુત્રે તે સર્વની સમક્ષ આજ્ઞા આપી:[21,22] 'દ્રોણાચાર્ય આજે બરાબર યુદ્ધ કરવા સજ્જ થયા છે, તેમ જ સામેથી પાંડવો પણ તેવા જ તૈયાર છે, માટે આચાર્ય રણમાં જે વેળા શત્રુઓનો સંહાર કરવા લાગી પડે, તે વેળા તમે બધા બરાબર સાવધાન થઈને તેમની રક્ષા કરજો.[23] દ્રોણાચાર્ય બળવાન છે, યુદ્ધમાં ચપળ હાથવાળા છે અને પ્રતાપી છે તે જો ધારે તો દેવોનો પણ પરાજય કરી શકે તેમ છે, તો પછી પાંડવો અને સોમકો તે કોણમાત્ર છે ?[24] માટે તમે સર્વ મહારથીઓએ એકત્ર થઈને ઘણી જ સાવધાની રાખી દ્રોણાચાર્યની રક્ષા કરવી અને તેમાં પણ પાંચાલવંશના મહારથી ધૃષ્ટદ્યુમ્નથી તેમનું ખાસ રક્ષણ કરવું. પાંડવોનાં સૈન્યોમાં ધૃષ્ટદ્યુમ્ન સિવાય તેવો બીજો એક પણ રાજા મને દેખાતો નથી કે, જે રણમાં સામો રહીને દ્રોણગુરુ સામે યુદ્ધ કરે. વળી હું માનું છું કે, આપણે સર્વ પ્રકારે દ્રોણાચાર્યનું જ રક્ષણ કરવું ઘટે છે, કારણ કે તેમની જો બરાબર રક્ષા કરવામાં આવશે, તો જરૂર તે એકલા જ પાંડવોનો, સૃંજયોનો અને સોમકોનો નાશ કરી નાખશે.[25-27] આમ જ્યારે સૈન્યના મોખરામાં રહેનારા સર્વ સૃંજયોનો નાશ થશે, ત્યારે દ્રોણપુત્ર અશ્વત્થામા ધૃષ્ટદ્યુમ્નનો વધ કરશે એમાં સંશય નથી.[28] ત્યાં મહારથી કર્ણ અર્જુનને મારી નાખશે અને આ યુદ્ધમાં દીક્ષા લઈ બેઠેલો હું પોતે ભીમસેનનો પરાજય કરીશ–નાશ કરીશ. પછી બાકી રહેલા તેજહીન પાંડવોનો તો મારા આપણા યોદ્ધાઓ જ ઝપાટાબંધ નાશ કરી નાખશે. આ પ્રમાણે મારો જ વિજય સ્પષ્ટ દેખાય છે અને તે ચિરકાળ સુધી ટકી રહેશે.[29,30] માટે જેમ બને તેમ તમે બધા મહારથી દ્રોણાચાર્યની જ સંગ્રામમાં રક્ષા કરો.' આમ કહીને હે ભરતશ્રેષ્ઠ! તમારા પુત્ર દુર્યોધને તે દારુણ અંધકારમાં સૈન્યને યુદ્ધ કરવાની આજ્ઞા કરી, એટલે તુરત તે રાત્રિયુદ્ધ ચાલુ થયું.[31,32] તે બન્ને સેનાઓને પરસ્પર વિજય મેળવવાની તીવ્ર ઇચ્છા હતી તેથી તે યુદ્ધ ઘણું ઘોર થયું હતું. ત્યાં અર્જુન જાતજાતના શસ્ત્રોથી કૌરવોનાં સૈન્યને પીડવા લાગ્યો, તેમ જ કૌરવો અનેક શસ્ત્રોથી અર્જુનને પીડવા લાગ્યા.[33] એ યુદ્ધમાં અશ્વત્થામા પાંચાલ રાજાને તથા દ્રોણાચાર્ય સૃંજયોને નમેલા પર્વવાળા બાણો મૂકી મૂકીને

છાઈ દેતા હતા. હે ભારત ! અન્યોન્યમાં જ્યારે સખ્ત મારો ચાલુ થયો, ત્યારે પાંડવો, પાંચાલો અને કૌરવોનાં સૈન્યોમાં દુઃખજનક ઘોર કિકિયારીઓ સંભળાતી હતી. એ યુદ્ધ અતિ રૌદ્ર અને ભયાનક હતું અને અમે પૂર્વે કદી એવું યુદ્ધ જોયું કે સાંભળ્યું પણ નથી.[૩૪]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમા 'રાત્રિયુદ્ધમા સ કુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૬૪મો સમાપ્ત

## अध्याय १६५मो

### યુધિષ્ઠિરનું પલાયન

॥ संजय उवाच ॥

**वर्तमाने तदा रौद्रे रात्रियुद्धे विशांपते ।**
**सर्वभूतक्षयकरे धर्मपुत्रो युधिष्ठिरः ॥ १ ॥**

સંજય બોલ્યો : ત્યાં હે પૃથ્વીપતિ ! સર્વ ભૂતોનો ક્ષય કરનારું તે રાત્રિયુદ્ધ જ્યારે ચાલુ થયું, ત્યારે ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજા સર્વ પાંડવો, પાંચાલો અને સોમકયોદ્ધાઓને કહેવા લાગ્યા : 'તમે બધા દ્રોણાચાર્યને જ મારી નાખવા માટે જોસભેર ધસારો કરો.[૧,૨] હે રાજન્ ! યુધિષ્ઠિરરાજાનાં એ વચનો સાંભળી તે સર્વ પાંચાલો તથા સૃંજયો ભયંકર શબ્દોથી ગર્જનાઓ કરતા કરતા દ્રોણાચાર્ય સામા જ ધસારો લઈ ગયા.[૩] એટલે પછી આપણા યોદ્ધાઓ પણ તેમની સામા ગર્જના કરવા મંડ્યા અને શક્તિ, ઉત્સાહ તથા ધૈર્ય પ્રમાણે ધસ્યા અને દ્રોણાચાર્યનું રક્ષણ કરતા ઊભા રહ્યા.[૪] મદમત્ત હાથી જેમ બીજા મદમત્ત હાથી સામે ધસી આવે, તેમ યુધિષ્ઠિર રાજા દ્રોણાચાર્ય સામે ધસી આવતા હતા. તે જોઈ હાર્દિક્ય કૃતવર્મા તેમની સામે યુદ્ધ કરવા દોડ્યો. હવે હે રાજન્ ! ચારેબાજુ બાણોની વૃષ્ટિને વરસાવી રહેલા શિનિપુત્ર સાત્યકિ સામે સંગ્રામના મોખરામાં કુરુવંશી ભૂરિ જઈ પહોંચ્યો.[૫,૬] ત્યાં સૂર્યપુત્ર કર્ણે દ્રોણાચાર્યને પહોંચવા માટે ધસી આવતા મહારથી સહદેવને આગળ જતો અટકાવ્યો. હવે વિકસેલા મુખવાળા, કાળની પેઠે ચઢી આવતા પોતાના મૃત્યુ સરખા શત્રુ ભીમસેન સામે રાજા દુર્યોધન પોતે યુદ્ધ માટે ગયો હતો. સર્વ જાતનાં યુદ્ધોમાં કુશળ તથા યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા નકુલને સુબલપુત્ર શકુનિએ સત્વર અટકાવ્યો. હે રાજન્ ! રથીશ્રેષ્ઠ શિખંડી રથમાં બેસીને યુદ્ધ કરવા ચઢી આવ્યો પણ શારદ્વત કૃપાચાર્યે ત્યાં તેને અટકાવ્યો.[૭-૧૦] હે મહારાજ ! મયૂર સમાન વર્ણના ઘોડાઓ જોડીને તથા બરાબર સજ્જ થઈને પ્રતિવિંધ્ય ધસ્યો આવતો હતો; પરંતુ અહીંથી સજ્જ થઈને ઊભેલા દુઃશાસને તેને આગળ જતો વાર્યો.[૧૧] હે મહારાજ ! તેવામાં સેંકડો માયાઓ રચવામાં કુશળ એવો ભીમસેનપુત્ર રાક્ષસ ઘટોત્કચ આવવા લાગ્યો અને અશ્વત્થામાએ તેને અટકાવ્યો.[૧૨] એ રણમાં દ્રોણાચાર્ય સામે ભેટો કરવાની ઇચ્છાથી પોતાના સૈન્ય તથા અનુયાયીઓ સાથે દોડી આવતા મહારથી દ્રુપદરાજાને વૃષસેને ખાળી રાખ્યા.[૧૩] હે ભારત ! બીજી તરફથી દ્રોણાચાર્યનો વિનાશ કરવા માટે વિરાટરાજા એકદમ ચઢી આવ્યો, પણ અત્યંત કોપેલા મદ્રરાજાએ તેને અટકાવ્યો.[૧૪] એવામાં ત્યાં નકુળપુત્ર શતાનીક ઘણી ઝડપથી ધસી આવતો હતો અને ચિત્રસેન તેને દ્રોણાચાર્યનું રક્ષણ કરવાની ઇચ્છાથી સત્વર બાણો મૂકી મૂકીને રોકવા લાગ્યો.[૧૫] હે મહારાજ ! યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ ! મહારથી અર્જુનને ધસી આવતો જોઈ રાક્ષસરાજ અલંબુષે તેને અટકાવ્યો.[૧૬] આ તરફથી હાથમાં મોટું ધનુષ્ય લઈને રણમાં શત્રુઓનો સંહાર કરતા તથા હર્ષિત સ્વરૂપવાળા દ્રોણાચાર્યને પાંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્ને અટકાવ્યા.[૧૭] વળી હે રાજા ! પાંડવપક્ષના બીજા કેટલાએક

મહારથીઓ ચઢી આવતા હતા, તેમને તમારા પક્ષના રથીયોદ્ધાઓ પૂર્ણ બળપૂર્વક અટકાવવા લાગ્યા.[૧૮] એ મહાયુદ્ધમાં હાથીસવારો હાથી-સવારો સામે ભેટંભેટા કરીને સેંકડો હજારો-ને છૂંદી નાખતા લડી રહ્યા હતા.[૧૯] હે રાજન્! બરાબર મધ્યરાત્રિ થતાં પાંખોવાળા પર્વતો સરખા ઘોડાઓ ઘણા વેગમાં આવી ગયેલા દેખાવા લાગ્યા અને એકબીજાને રણમાંથી નસાડી મૂકવા લાગ્યા.[૨૦] હે મહારાજ! ભાલા, શક્તિઓ તથા બેધારી તલવારોને હાથમાં લઈને જુદી જુદી ગર્જનાઓ કરતા ઘોડેસવારો ઘોડેસવારોની સામે આવી ગયા હતા.[૨૧] તે રણમાં અનેક પદાતિ યોદ્ધાઓ ગદાઓ, મુસલો તથા બીજાં અનેક જાતનાં શસ્ત્રો લઈ પરસ્પર પ્રહાર કરતા હતા.[૨૨] પછી કિનારો જેમ છલકાતા સમુદ્રને ખાળી રાખે, તેમ હાર્દિક્ય કૃતવર્માએ ધર્મપુત્ર યુધિષ્ઠિરને ક્રોધપૂર્વક ખાળી રાખ્યા.[૨૩] એટલે યુધિષ્ઠિરે પાંચ બાણો મારી હાર્દિક્યને વીંધી નાખ્યો અને બીજાં વીસ બાણોનો પ્રહાર કરી 'ઊભો રહે, ઊભો રહે' એ પ્રમાણે કહ્યું.[૨૪] ત્યાં હે રાજા! કૃતવર્માને ક્રોધ ચઢ્યો અને તેણે એક ભલ્લબાણનો પ્રહાર કરી ધર્મરાજાના ધનુષ્યના કકડેકકડા કરી નાખ્યા, તેમ જ તેમને બીજાં સાત બાણોનો પ્રહાર કર્યો.[૨૫] ત્યારે મહારથી ધર્મપુત્રે બીજું એક ધનુષ્ય લઈને દશ બાણો છોડ્યાં અને હાર્દિક્યની ભુજાઓમાં તથા છાતી-માં માર્યાં.[૨૬] આમ હે રાજા! એ યુદ્ધમાં ધર્મ-પુત્રે જ્યારે કૃતવર્માને વીંધી નાખ્યો, ત્યારે તે કોપને લીધે થરથર ધ્રૂજવા લાગ્યો; પણ પાછળ-થી તેણે ધર્મરાજાને સાત બાણો વડે માર માર્યો હતો.[૨૭] તેવામાં હે રાજન્! મહારથી યુધિષ્ઠિરે તેના ધનુષ્યના તથા હાથે પહેરવાનાં મોજાં-ઓના ટુકડેટુકડા કરી નાખ્યા અને તેના પર સરાણ પર ઘસેલાં પાંચ તીક્ષ્ણ બાણો ફેંક્યાં.[૨૮] એ બાણોએ કૃતવર્માના સુવર્ણજડિત મૂલ્યવાન કવચને ચીરી નાખ્યું અને પછીથી સર્પો જેમ રાફડામાં પેસી જાય, તેમ તે પૃથ્વીમાં પેસી ગયાં.[૨૯] ત્યાં આંખના પલકારા જેટલા સમયમાં કૃતવર્માએ બીજું એક ધનુષ્ય લીધું અને સાઠ બાણોથી યુધિષ્ઠિરને તથા નવ બાણોથી તેના સારથિને વીંધી નાખ્યા.[૩૦] પછી હે ભરતશ્રેષ્ઠ! અમેયાત્મા પાંડુપુત્રે પોતાના ધનુષ્યને રથમાં મૂક્યું અને તેમણે એક સર્પ સમી તીક્ષ્ણ શક્તિ તે કૃતવર્મા પર ફેંકી.[૩૧] સુવર્ણથી ચળકતી તે મહાન શક્તિ યુધિષ્ઠિરના હાથમાંથી છૂટીને કૃતવર્માના જમણા હાથ પર પડી અને તેને ચીરી નાખી પૃથ્વીમાં પેસી ગઈ.[૩૨] એ અરસામાં યુધિષ્ઠિરે પોતાના ધનુષ્યને પાછું ઉઠાવ્યું અને તેમણે નમેલાં પર્વવાળાં અનેક બાણો મૂકીને કૃતવર્માને છાઈ દીધો.[૩૩] પરંતુ રણશૂરા યાદવવીર કૃતવર્મા-એ તો આંખના અર્ધા પલકારામાં યુધિષ્ઠિરને ઘોડા, સારથિ અને રથથી રહિત કરી નાખ્યા.[૩૪] હવે પાંડવોના વડા રાજા યુધિષ્ઠિરે ઢાલ-તલ-વાર હાથમાં લીધી, એટલે કૃતવર્માએ તુરત તીક્ષ્ણ બાણો મારીને તે ઢાલતલવારના ટુકડેટુકડા કરી નાખ્યા.[૩૫] એટલે યુધિષ્ઠિરે સુવર્ણના દાંડાવાળું દુરાસદ તોમર હાથમાં લીધું અને તત્કાળ કૃત-વર્મા સામે ફેંક્યું.[૩૬] ધર્મરાજાના હાથમાંથી છૂટી-ને એકાએક ધસી આવતા તે તોમરને ચાલાક હાથવાળા કૃતવર્માએ હસતાં હસતાં જ વેરી નાખ્યું.[૩૭] પછી તેણે સેંકડો બાણો મૂકીને ધર્મ-રાજાને રણમાં છાઈ દીધા અને એકદમ ક્રોધમાં આવીને તીક્ષ્ણ બાણો મૂકીને તેણે તેમના કવચને પણ ચીરી નાખ્યું.[૩૮] આમ હે રાજન્! કૃત-વર્માનાં બાણો તે કિંમતી કવચ પર પડ્યાં, એટલે જેમ તારા આકાશમાંથી ખરી પડે, તેમ

તે કવચ પણ ધર્મરાજાના શરીર પરથી વિખેરાઈ ગયું.[૩૯] એ પ્રમાણે ધનુષ્ય કપાઈ ગયું, રથ ભાંગી પડ્યો અને કવચ પણ તૂટી ગયું, ત્યારે ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજ સત્વર રણમાંથી પલાયન કરી ગયા. આ રીતે ધર્માત્મા રાજા યુધિષ્ઠિરનો પરાજય કરી કૃતવર્મા ફરી પાછો મહાત્મા દ્રોણાચાર્યના રથચક્રની જ રક્ષા કરવા લાગ્યો.[૪૦,૪૧]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમા 'રાત્રિયુદ્ધમા યુધિષ્ઠિરનું પલાયન' નામનો અધ્યાય ૧૬૫ મો સમાપ્ત

## અધ્યાય ૧૬૬ મો
### ભીમ અને દુર્યોધનનું યુદ્ધ—દુર્યોધન નાઠો!

॥ સંજય ઉવાચ ॥

भूरिस्तु समरे राजन् शैनेयं रथिनां वरम्।
आपतंतमपासेधत् प्रपाणादिव कुंजरम् ॥ १ ॥

સંજય બોલ્યો: હે રાજન્! ઢાળવાળી જમીન પરથી દોડી આવતા હાથીને જેમ અટકાવવામાં આવે, તેમ એ યુદ્ધમાં ધસી આવતા મહારથી સાત્યકિને કૌરવ ભૂરિએ અટકાવ્યો હતો.[૧] તે વેળા ક્રોધે ભરાયેલા સાત્યકિએ પાંચ તીક્ષ્ણ બાણો મારી તેને હૃદયમાં વીંધી નાખ્યો, એટલે એ ભૂરિના હૃદયમાંથી લોહી વહેવા લાગ્યું.[૨] ત્યાં સામેથી કુરુવંશી ભૂરિએ પણ દશ તીક્ષ્ણ બાણો મૂકીને યુદ્ધદુર્મદ સાત્યકિને છાતીમાં ઘાયલ કર્યો.[૩] હે મહારાજ! તે બન્ને જણા સંખ્યાબંધ બાણો મૂકી મૂકીને અન્યોન્યને ઘાયલ કરતા હતા અને ક્રોધથી નેત્રોને લાલચોળ કરી ધનુષ્યોનો ટંકાર કરી બાણો ફેંકી રહ્યા હતા.[૪] હે રાજન્! કોપાયમાન થયેલા તે બન્ને એ રીતે જ્યારે બાણો મૂકતા હતા, ત્યારે તેઓ સાક્ષાત્ યમ અને અંતક સરખા જ ભાસતા હતા; તેમ જ તેમની શસ્ત્રવૃષ્ટિ પણ અતિ દારુણ થઈ રહી હતી.[૫] હે રાજન્! તેઓ બાણો વડે અન્યોન્યને ઢાંકી દઈને રણમાં ઊભા હતા, તેથી એક મુહૂર્ત જેટલા વખત સુધી તે યુદ્ધ એકધારું જ થઈ રહ્યું હતું.[૬] પછી હે મહારાજ! શિનિકુમાર સાત્યકિ કોપ્યો. તેણે હસતાં હસતાં કૌરવવીર ભૂરિના ધનુષ્યના એક ભલ્લબાણ વડે ટુકડા કરી નાખ્યા. વળી કપાયેલા ધનુષ્યવાળા તે ભૂરિને તેણે નવ તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરી હૃદયમાં વીંધી નાખ્યો અને ઉપરથી કહ્યું કે, 'હવે રણમાં ઊભો રહેજે, જોજે, નાસતો નહિ.' શત્રુતાપન ભૂરિ પોતાના બળવાન શત્રુના બાણપ્રહારથી અત્યંત વીંધાઈ ગયો હતો, છતાં પણ તુરત બીજું ધનુષ્ય લઈ તેણે સાત્યકિને સામો પ્રહાર કર્યો.[૭-૯] હે રાજન્! તેણે માત્ર ત્રણ બાણો વડે જ સાત્યકિને વીંધી નાખ્યો અને વધારામાં એક તીક્ષ્ણ ભલ્લબાણ છોડી હસતે મુખે તેના ધનુષ્યને પણ કાપી નાખ્યું.[૧૦] આમ હે મહારાજ! પોતાના ધનુષ્યનો છેદ થયો, એટલે સાત્યકિને અત્યંત ક્રોધ ચડ્યો. તેણે મહાન વેગવાળી એક શક્તિનો ભૂરિની છાતીમાં પ્રહાર કર્યો.[૧૧] તે શક્તિનો પ્રહાર થતાં તુરત જ ભૂરિનાં અંગો છિન્નભિન્ન થઈ ગયાં, ત્યાં દૈવેચ્છાએ આકાશમાંથી ખરી પડેલો પ્રદીપ્ત કિરણોવાળો મંગળનો તારો જેમ તૂટી પડે, તેમ તે ભૂરિ પણ પોતાના મહાન રથ પરથી રણભૂમિ પર ખરી જ પડ્યો.[૧૨] એ શૂર કૌરવને મરણ પામેલો જોઈ, મહારથી અશ્વત્થામા વેગપૂર્વક સાત્યકિ સામા યુદ્ધ કરવા ધસી ગયા.[૧૩] 'અલ્યા એ સાત્યકિ! ઊભો રહેજે, હવે નાસીશ નહિ,' એમ કહીને અશ્વત્થામા સાત્યકિ પર અસંખ્ય બાણો વરસાવવા લાગ્યા. માનો, મેઘરાજ મેરુપર્વત ઉપર વર્ષા કરવા મંડ્યા.[૧૪] હે રાજન્! ક્રોધે ભરાયેલા અશ્વત્થામાને આમ સાત્યકિના રથ સામે ધસી આવતા જોઈને મહારથી ઘટોત્કચ ઘોર સિંહનાદ કરીને

કહેવા લાગ્યો:[૧૫] 'અશ્વત્થામા ઓ દ્રોણપુત્ર! ક્યાં જાય છે? ઊભો રહે, ઊભો રહે. હવે તું મારી પાસેથી જીવતો જઈ શકીશ નહિ. પૂર્વે જેમ કાર્તિકસ્વામીએ મહિષાસુરને માર્યો હતો, તેમ હું તને આ પગલે મારી નાખું છું.[૧૬] આજે હું આ સમરાંગણમાં તારી યુદ્ધશ્રદ્ધાને દૂર કરીશ.' ક્રોધથી લાલચોળ આંખોવાળા શત્રુસંહારક રાક્ષસ ઘટોત્કચે આ પ્રમાણે કહ્યું.[૧૭] પછી કેસરી સિંહ જેમ કોઈ મોટા હાથી સામે ધસી જાય, તેમ ક્રોધે ભરાયેલો ઘટોત્કચ અશ્વત્થામા સામે ધસ્યો અને રથની ધરી જેવડાં મોટાં મોટાં બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો.[૧૮] મેઘ જેમ જળધારાની વૃષ્ટિ કરે, તેમ તેણે રથીશ્રેષ્ઠ અશ્વત્થામા પર બાણવૃષ્ટિ કરી મૂકી. પણ ખડખડાટ હસતા અશ્વત્થામાએ પોતાની સામે આવતી તે બાણવૃષ્ટિનો સર્પ સમાન તીક્ષ્ણ બાણો મૂકીને બળપૂર્વક ઝડપથી નાશ કરી નાખ્યો. વળી તેમણે મર્મને ભેદી નાખનારાં સો તીક્ષ્ણ બાણો મૂકીને શત્રુદમન રાક્ષસરાજ ઘટોત્કચને ઢાંકી દીધો. હે મહારાજ! અશ્વત્થામાએ રણના મોખરામાં ઊભા રહીને તે રાક્ષસને બાણો વડે એટલો બધો ઢાંકી દીધો કે, તે રાક્ષસ પીછાંઓથી વ્યાપ્ત થયેલી શાહુડીના જેવો શોભતો હતો. હવે પ્રતાપી ભીમપુત્ર ક્રોધાવેશમાં આવી ગયો.[૧૯-૨૦] તેણે ઇંદ્રના વજ્ર સમાન કાંતિવાળાં ઉગ્ર ક્ષુરપ્રબાણો મૂકીને અશ્વત્થામાને ઘાયલ કરી નાખ્યો. વળી અર્ધચંદ્રાકાર બાણોની, નારાચબાણોની, વરાહના કાન જેવા આકારનાં બાણોની, નળીના આકારનાં બાણોની તથા વિકર્ણ નામનાં બાણોની તે વૃષ્ટિ કરવા લાગ્યો. વજ્ર અને વીજળી સમાન શબ્દ કરતી તે અતુલ શસ્ત્રવૃષ્ટિને પોતાના પર પડતી જોઈને પણ અશ્વત્થામાની ઇંદ્રિયો વ્યથા પામી ન હતી. તેમણે તો દિવ્ય અસ્ત્રોથી મંત્રેલાં ઘોર બાણો મૂક્યાં અને વાયુ જેમ મેઘમંડળનો નાશ કરે, તેમ તે અતિ તેજસ્વીએ તે દુઃસહ શસ્ત્રવૃષ્ટિનો નાશ કરી નાખ્યો. તે સમયે આકાશમાં બાણોનો બીજો સંગ્રામ જ જાણે મચ્યો હોય, તેમ લાગતું હતું.[૨૩-૨૬] હે મહારાજ! તે યુદ્ધ ઘણું ઘોર હતું, છતાં યોદ્ધાઓને તો તે હર્ષવર્ધન થઈ પડ્યું હતું. હવે આકાશમાં અસ્ત્રોની સામસામી ઘસાઘસીને લીધે ચારેબાજુ તણખાઓ ઊછળતા હતા.[૨૭] તેથી એ રાત્રિના સમયમાં આકાશ જાણે પતંગિયાંઓથી ભરાઈ ગયું હોય તેવું દીપતું હતું. ત્યાં અશ્વત્થામાએ જથ્થાબંધ બાણો મૂકી મૂકીને દિશાઓને સર્વ તરફથી છાઈ દીધી.[૨૮] પછી દ્રોણનંદને તમારા પુત્રોનું પ્રિય કરવા માટે રાક્ષસને પણ બાણો વડે ઢાંકી દીધો. આમ પૂર્વે જેવું ઇંદ્ર અને પ્રહ્‌લાદનું યુદ્ધ થયું હતું, તેવું જ એ રણભૂમિ પર મધ્યરાત્રિને સમયે અશ્વત્થામા અને ઘટોત્કચનું યુદ્ધ ચાલતું હતું. તે પછી મહારણમાં ક્રોધે ભરાયેલા એ ઘટોત્કચે કાળ તથા અગ્નિ સરખાં દશ બાણો મૂક્યાં અને અશ્વત્થામાની છાતીમાં સખ્ત પ્રહાર કર્યો. આ પ્રમાણે રાક્ષસે મહાબળવાન અશ્વત્થામાને બાણો વડે અતિશય ઘાયલ કર્યા હતા. તેથી વાયુના ઝપાટાથી હચમચી ગયેલા વૃક્ષની પેઠે તે દ્રોણપુત્ર અશ્વત્થામા પણ રણમાં હચમચી ગયા. તે મૂર્છાવશ થઈ ગયા અને ધજાના દાંડાનો ટેકો લઈ બેસી ગયા.[૨૯-૩૨] હે પૃથ્વીપતિ! તે વેળા તમારા સૈન્યમાં મોટો હાહાકાર થઈ રહ્યો હતો અને તમારા પક્ષના સર્વ યોદ્ધાઓ અશ્વત્થામાને મરણ પામેલા જ માની બેઠા હતા.[૩૩] પેલી તરફથી પાંચાલો અને સંજયયોદ્ધાઓ અશ્વત્થામાની રણમાં આવી વલે થયેલી જોઈને સિંહનાદો કરી રહ્યા હતા.[૩૪] તેવામાં મહાબળવાન અશ્વત્થામાને ભાન આવ્યું. રિપુનાશન અશ્વત્થામાએ પોતાના

ડાબા હાથ વડે ધનુષ્યને મજબૂત પકડ્યું અને તેમણે તેને કાન સુધી સંપૂર્ણ ખેંચીને કાળના દંડ સરખું ઘોર એક ઉત્તમ બાણ ઘટોત્કચને ઉદ્દેશીને શીઘ્ર છોડ્યું.[૩૫,૩૬] હે પૃથ્વીપતિ! તે ઉગ્ર અને અતિ ઉત્તમ બાણ ઘટોત્કચના હૃદયને ચીરી નાખીને પૂંખ સહિત પૃથ્વીમાં પેસી ગયું.[૩૭] આમ હે મહારાજ! રણને શોભાવનારા અશ્વત્થામાએ એ અતિબળવાન રાક્ષસરાજને બાણ વડે અત્યંત વીંધી નાખ્યો, એટલે તેને રથની બેસણી પર બેસી જવું પડ્યું. હિડિમ્બાપુત્રને આ પ્રમાણે મૂર્છિત થયેલો જોઈને તેનો સારથિ અશ્વત્થામાથી ગભરાઈ જઈને તેને સત્વર રણાંગણમાંથી દૂર લઈ ગયો.[૩૮,૩૯] આમ એ રણમાં રાક્ષસરાજ ઘટોત્કચને વીંધી નાખીને મહારથી દ્રોણપુત્ર ઘણા મોટા શબ્દથી ગર્જના કરવા લાગ્યા.[૪૦] ત્યારે હે ભારત! તમારા પુત્રો તથા સર્વ યોદ્ધાઓ તેમની પ્રશંસા કરવા લાગ્યા અને તેમનું શરીર મધ્યાહ્નકાળના સૂર્યની પેઠે અત્યંત તેજસ્વી દેખાવા લાગ્યું.[૪૧] તે પછી દ્રોણના રથ સામે લડી રહેલા ભીમસેનને રાજા દુર્યોધને પોતે તીક્ષ્ણ બાણો છોડી છોડીને વીંધવા માંડ્યો.[૪૨] હે રાજા! ભીમસેને દુર્યોધનને દશ બાણોથી વીંધી નાખ્યો, એટલે દુર્યોધને પણ વીસ બાણોથી તેને સામો વીંધી નાખ્યો.[૪૩] આકાશમાં મેઘમંડળથી ઢંકાયેલા ચંદ્ર અને સૂર્યની પેઠે તે બન્ને જણા રણાંગણમાં બાણો વડે ઢંકાયેલા દેખાતા હતા.[૪૪] પછી હે ભરતશ્રેષ્ઠ! દુર્યોધને પાંચ બાણો મારીને ભીમસેનને વીંધી નાખ્યો અને 'ઊભો રહેજે, ઊભો રહેજે' એ પ્રમાણે વચન માર્યું.[૪૫] એટલે સામેથી ભીમસેને દશ બાણો મૂકી તેના ધનુષ્યને તથા ધ્વજને કાપી નાખ્યો અને વળી નમેલાં પર્વવાળાં નેવું બાણો મૂકીને એ કૌરવશ્રેષ્ઠને વીંધી નાખ્યો.[૪૬] પછી હે મહારાજ! દુર્યોધન ક્રોધ્યો. તેણે અતિશય મોટું એક બીજું ધનુષ્ય ઉઠાવ્યું અને તીક્ષ્ણ બાણો મૂકીને સર્વ ધનુર્ધરોના દેખતાં ભીમસેનને રણમોખરે પીડવા માંડ્યો.[૪૭] પણ ભીમસેને દુર્યોધનના ધનુષ્યમાંથી છૂટેલાં તે સર્વ બાણોનો વિનાશ કરી નાખ્યો અને કુરુરાજને પચીસ ક્ષુરપ્રબાણોનો પ્રહાર કર્યો.[૪૮] તે વેળા હે રાજા! ક્રોધાયમાન થયેલા દુર્યોધને અસ્ત્રાના આકારનું એક બાણ મૂકીને ભીમસેનના ધનુષ્યને કાપી નાખ્યું અને તેને બીજાં દશ બાણોનો પ્રહાર કર્યો.[૪૯] હવે મહાબળવાન ભીમસેને તુરત બીજું ધનુષ્ય હાથમાં લીધું અને રાજાને સત્વર સાત તીક્ષ્ણ બાણો માર્યાં.[૫૦] પછી ઝડપદાર હાથવાળાની પેઠે ઘણી ઝડપ કરીને દુર્યોધનરાજાએ ભીમસેનના તે ધનુષ્યના પણ કકડા કરી નાખ્યા; એટલું જ નહિ પણ બીજું, ત્રીજું, ચોથું તથા પાંચમું એમ જે જે ધનુષ્ય ભીમે હાથમાં લીધું, તેના તેના તમારા વિજયી અને મદોત્કટ પુત્રે ટુકડા કરી નાખ્યા.[૫૧] એ રીતે જ્યારે પોતાનાં ધનુષ્યો વારંવાર કપાવા માંડ્યાં, ત્યારે તે ભીમસેને તદ્દન લોખંડની બનાવેલી, સાક્ષાત્ મૃત્યુની બહેન સરખી, અગ્નિની શિખા સમાન બળબળતી, કાંતિમાં પણ અગ્નિની તુલના કરનારી અને આકાશમાં જાણે સેંથો પાડતી હોય તેવી જણાતી એક સુંદર શક્તિ દુર્યોધન સામે ફેંકી.[૫૨-૫૪] પણ તે શક્તિ હજી પોતાની પાસે આવી ન હતી, તેટલામાં તો કુરુવંશી દુર્યોધને સર્વ લોકના તથા મહાત્મા ભીમસેનના દેખતાં તેના ત્રણ ટુકડા કરી કાપી નાખી.[૫૫] પછી હે મહારાજ! ભીમસેને મહાતેજસ્વી અને અતિશય ભારે એવી એક ગદાને વેગપૂર્વક ઘુમાવી અને તે દુર્યોધનના રથ સામે ફેંકી.[૫૬] એ ગદાએ તમારા પુત્રના ઘોડાઓને, સારથિને તથા રથને તદ્દન કચરી જ નાખ્યા.[૫૭]

એ વેળા હે રાજેંદ્ર ! તમારો પુત્ર તો ભીમસેનથી ભયભીત થઈને ગુપચુપ નાઠો હતો અને મહાત્મા નંદકના રથ પર ચઢી ગયો હતો.[૯] એટલે તમારો મહારથી પુત્ર મરણ પામ્યો છે તેમ માનીને ભીમસેન મોટો સિંહનાદ કરીને સર્વ કૌરવોનો તિરસ્કાર કરવા લાગ્યો.[૧૦] તમારા સૈનિકો પણ પોતાના રાજાને મરણ પામેલા માનવા લાગ્યા અને સર્વ તરફ હાહાકારની કિકિયારીઓ કરવા લાગ્યા.[૧૧] હે રાજન્! ત્રાસ પામેલા તે સર્વ યોદ્ધાઓની બૂમાબૂમ સાંભળીને તથા મહાત્મા ભીમસેનના સિંહનાદને સાંભળીને રાજા યુધિષ્ઠિર પણ દુર્યોધનને મુએલો માનવા લાગ્યા અને ભીમસેન જ્યાં ઊભો હતો ત્યાં તેઓ વેગપૂર્વક દોડી ગયા.[૧૧,૧૨] આ વખતે હે પૃથ્વીપતિ ! પાંચાલો, કેકયો, મત્સ્યો અને સૃંજયો ત્વરાથી પ્રયત્ન કરીને દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરવાની ઇચ્છાથી ધસી ગયા.[૧૩] તે સમયે દ્રોણાચાર્યનું તથા તેમના શત્રુઓનું અતિમહાન યુદ્ધ થઈ રહ્યું હતું. તેઓ ઘના ઘોર અંધકારમાં મગ્ન થયા હતા અને અન્યોન્યનો સંહાર કરતા હતા.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં દુર્યોધનનું અપમાન' નામનો અધ્યાય ૧૬૬મો સમાપ્ત

## अध्याय १६७मो

### પાંડુપુત્ર સહદેવ તથા કૌરવપક્ષી રાક્ષસ અલંબુષ નાઠો !

॥ संजय उवाच ॥

सहदेवमथायान्तं द्रोणप्रेप्सुं विशांपते ।
कर्णो वैकर्तनो युद्धे वारयामास भारत ॥ १ ॥

સંજય બોલ્યો– હે પૃથ્વીપતિ ! હે ભારત ! ત્યાં સહદેવ દ્રોણાચાર્યને પહોંચી વળવા માટે યુદ્ધમાં ધસ્યો જતો હતો, પણ સૂર્યપુત્ર કર્ણે તેને અટકાવ્યો.[૧] એટલે સહદેવે રાધાપુત્રને નવ બાણોથી વીંધી નાખ્યો અને બીજાં દશ નમેલાં પર્વવાળાં બાણો મૂકીને પુનઃ તેને પ્રહાર કર્યો.[૨] તે જોઈ કર્ણે તેને નમેલાં પર્વવાળાં સો બાણોનો સામો પ્રહાર કર્યો અને હસ્તલાઘવ બતાવીને એના પણછવાળા ધનુષ્યને શીઘ્ર કાપી નાખ્યું.[૩] પછી પ્રતાપી માદ્રીના પુત્રે એક બીજું ધનુષ્ય લઈ કર્ણને વીસ બાણોનો માર માર્યો, તે આશ્ચર્યકારક હતું. પણ કર્ણે મજબૂત ગાંઠાવાળાં બાણો મૂકીને સહદેવના ઘોડાઓને મારી નાખ્યા, એટલું જ નહિ પણ બીજા એક ભલ્લબાણથી એના સારથિને તુરત યમલોકમાં વિદાય કરી દીધો.[૪,૫] એ રીતે રથરહિત થયેલા સહદેવે ઢાલ-તલવાર હાથમાં લીધી. કર્ણે તે ઢાલ-તલવારનો પણ બાણો વડે હસતાં હસતાં જ નાશ કરી નાખ્યો.[૬] પછી સહદેવે ક્રોધાયમાન થઈને સુવર્ણથી ચળકતી મહાઘોર એવી એક ભારે ગદા લીધી અને તે સૂર્યપુત્રના રથ સામે ફેંકી.[૭] પરંતુ સહદેવના હાથમાંથી છૂટીને એકાએક ધસી આવતી તે ગદાને કર્ણે બાણો વડે થંભાવીને પૃથ્વી પર પાડી દીધી.[૮] આમ ગદાને નિષ્ફળ થયેલી જોઈને સહદેવે ત્વરાથી કર્ણ સામે એક શક્તિ ફેંકી, પણ કર્ણે બાણો વડે તે શક્તિને પણ કાપી નાખી.[૯] હવે હે મહારાજ ! સહદેવ પોતાના મહાન રથ પરથી એકદમ સંભ્રમપૂર્વક નીચે કૂદી પડ્યો અને તેણે પોતાની સામે ઊભેલા કર્ણને જોઈને હાથમાં રથનું પૈડું લઈ કર્ણની સામે ફેંક્યું. તે પૈડું ઉદય પામેલા કાળચક્રની પેઠે એકાએક આવી પડતું હતું, ત્યાં હજારો બાણો મૂકીને સૂતપુત્રે તેના ટુકડા કરી નાખ્યા. એ રીતે જ્યારે પૈડાને પણ કર્ણે કાપી નાખ્યું, ત્યારે સહદેવે દાંડાઓ, જોતરો, જાતજાતનાં ધૂંસરાંઓ, હાથીનાં અંગો, મરેલા ઘોડા તથા મરણ પામેલા યોદ્ધાઓને

ઉપાડી ઉપાડીને કર્ણ સામે ફેંકવા માંડ્યાં. કર્ણ તેમનો પણ બાણો વડે નાશ જ કર્યે ગયો. પછી પોતાને હથિયારરહિત થયેલો સમજી તથા કર્ણનાં બાણોથી પોતાનું આગળ વધવું અટકી પડેલું જાણી, માદ્રીપુત્ર સહદેવે રણસંગ્રામનો ત્યાગ કર્યો. હે ભારતશ્રેષ્ઠ! રાધાપુત્ર કર્ણ એક મુહૂર્તકાળમાં તેની સામે ધસી ગયો. ત્યાં હે પૃથ્વીપતિ! મોટું અટ્ટહાસ્ય કરીને તે સહદેવને કહેવા લાગ્યો : 'અલ્યા ઓ અધીર! પોતાનાથી અધિક બળિયા રથીયોદ્ધાઓ સાથે તું કદી લડીશ નહિ. ઓ માદ્રીપુત્ર! પોતાના જેવા બળવાળા યોદ્ધાઓની સાથે જ હવે પછી તું યુદ્ધ કરજે. મારા વચન પર તું જરા પણ શંકા રાખીશ નહિ.' પછી ધનુષ્યના અગ્રભાગને તેના શરીરમાં ઘોંચી દઈને ફરીથી કર્ણ બોલ્યો :[૧૦-૧૭] 'અલ્યા ઓ માદ્રીપુત્ર! જો, આ તરફ નજર કર. તારો ભાઈ અર્જુન આ રણમાં કૌરવો સાથે પેલી તરફ લડી રહ્યો છે; માટે તું તેની પાસે જલદી દોડી જા, અથવા મરજીમાં આવે તો ઘેર ચાલ્યો જા.'[૧૮] સહદેવને આ પ્રમાણે કહીને રથીશ્રેષ્ઠ કર્ણ પોતાના રથમાં બેસીને પાંચાલ અને પાંડવોનાં સૈન્યને જાણે બાળી નાખવા ઇચ્છતો હોય તેમ તે તરફ પ્રયાણ કરી ગયો.[૧૯] આમ હે રાજન્! મહાયશસ્વી અને સત્યપ્રતિજ્ઞ એવા તે શત્રુસંહારક કર્ણે પોતે કુંતીને આપેલા વચનનું સ્મરણ કરીને હાથમાં આવેલા એ સહદેવને સંગ્રામમાં માર્યો નહોતો.[૨૦] તે વેળા હે રાજા! સહદેવ કર્ણનાં બાણોના પ્રહારથી પીડાયો હતો, તેનું મન ઉદાસ થઈ ગયું હતું અને કર્ણનાં વાગ્બાણોથી બળીને તેને જીવવા ઉપર કંટાળો આવી ગયો હતો.[૨૧] પછી મહારથી કર્ણ એકદમ ઉતાવળો ઉતાવળો મહાત્મા પાંચાલવંશી જનમેજયના રથ પર ચઢી ગયો.[૨૨] આ તરફ વિરાટરાજા સૈન્ય સાથે મોટું ધનુષ્ય હાથમાં લઈને એકદમ દ્રોણાચાર્ય પાસે ચઢી આવતો હતો, પણ મદ્રરાજાએ અનેક બાણો મૂકીને તેને છાઈ દીધો.[૨૩] હે રાજા! પૂર્વકાળમાં જંભાસુર તથા ઇંદ્રનું જેવું યુદ્ધ થયું હતું, તેવું જ રણમાં મજબૂત ધનુષ્યને ધારણ કરનારા એ બન્નેનું યુદ્ધ થવા લાગ્યું.[૨૪] હે મહારાજા! મદ્રરાજાએ સેનાપતિ વિરાટરાજાને ઝપાટાબંધ નમેલાં પર્વવાળાં સો બાણોનો પ્રહાર કર્યો.[૨૫] એટલે હે રાજન્! વિરાટરાજાએ પણ નવ તીક્ષ્ણ બાણો મારીને મદ્રરાજાને સામો વીંધી નાખ્યો અને વળી વધારામાં પ્રથમ તોંતેર બાણોનો પ્રહાર કરીને પુનઃ સો બાણોનો તેને માર માર્યો.[૨૬] ત્યારે મદ્રરાજાએ તેના ચારેય ઘોડાઓને મારી નાખ્યા અને બીજાં બે બાણો મૂકીને એના સારથિને તથા ધ્વજને પણ રણમાં ઢાળી પાડ્યા.[૨૭] પોતાના ઘોડાઓ માર્યા જતાં મહારથી વિરાટરાજા સત્વર રથ પરથી કૂદી પડ્યો અને તે ધનુષ્યનો ટંકાર કરી તીક્ષ્ણ બાણોને છોડતો ભૂમિ પર ઊભો રહ્યો.[૨૮] એવામાં તેના ભાઈ શતાનીકે ઘોડાઓરહિત થઈને પગપાળા થયેલા પોતાના ભાઈને જોયો, એટલે તુરત સર્વ લોકના દેખતાં તે ઉતાવળો ઉતાવળો રથ લઈને ત્યાં ચઢી આવ્યો.[૨૯] શતાનીકને રણમાં ધસી આવતો જોઈને મદ્રરાજાએ તેને અનેક બાણો મૂકી વીંધી નાખ્યો અને તેને યમલોકમાં મોકલી દીધો.[૩૦] આમ પોતાનો ભાઈ મરણ પામ્યો, ત્યારે મહારથી વીર વિરાટરાજા તત્કાળ તેજ ફરકતી ધજાવાળા રથમાં બેસી ગયો.[૩૧] પછી ડોળા ફાડીને ક્રોધને લીધે બમણું પરાક્રમ કરીને તેણે જથ્થાબંધ બાણો મૂકી મદ્રરાજાને એકદમ રણમાં દાટી દીધો.[૩૨] ત્યારે મદ્રરાજા પણ કોપ્યો અને મજબૂત ગાંઠાવાળું બાણ મૂકીને તેણે સેનાપતિ વિરાટરાજાને વક્ષઃસ્થળમાં દૃઢ પ્રહાર કર્યો.[૩૩]

હે મહારાજ! તે બાણપ્રહારથી વિરાટરાજ અત્યંત વીંધાઈ ગયા અને રથના હેઠા પર બેસી ગયા. હે ભરતશ્રેષ્ઠ! તેને તીવ્ર મૂર્છા આવી ગઈ.[૩૮] રણમાં બાણોથી ઘાયલ થયેલા એ વિરાટરાજને તેનો સારથિ એકદમ ત્યાંથી દૂર લઈ ગયો, એટલે હે ભારત! તેની મોટી સેના પણ તે રાત્રિયુદ્ધમાં પલાયન કરવા લાગી,[૩૯] કારણ કે રણને શોભાવનારો શલ્યરાજ સેંકડો બાણોથી તેનો સંહાર કરવા મચી પડ્યો હતો. હે રાજેન્દ્ર! એ પ્રમાણે વિરાટરાજની સેનાને પલાયન કરતી જોઈને શ્રીકૃષ્ણ અને અર્જુન જે સ્થળે શલ્યરાજ હતો, તે સ્થળે યુદ્ધ માટે ધસી ગયા. હે રાજન! તે બન્નેને ત્યાં પહોંચી આવેલા જોઈને રાક્ષસોનો રાજા અલંબુષ આઠ પૈડાંવાળા રથમાં બેસીને તેમને રોકવા લાગ્યો. હે રાજન! રાક્ષસરાજ અલંબુષના રથમાં ઘોડા સમાન મુખવાળા તથા ઘોર દેખાવના પિશાચો જોડવામાં આવ્યા હતા, તે રથ પર લોહીથી રેબઝેબ થયેલી પતાકા ફરકતી હતી, લાલ પુષ્પોની માળાઓથી તે રથને શણગાર્યો હતો, તે રથને કેવળ લોખંડથી જ બનાવવામાં આવ્યો હતો, તેને આરપાર રીંછના ચામડાના આવરણથી વીંટ્યો હતો અને તેના ઊંચા ધ્વજદંડ પર દેખાવમાં બિહામણું, ચિત્રવિચિત્ર પીંછાવાળું તથા ફાટેલી આંખોવાળું મોટું ગીધપક્ષી શબ્દ કરતું શોભી રહ્યું હતું.[૩૯-૪૦] હે રાજા! તે રાક્ષસ તૂટી પડેલા કાળા પર્વત સરખો દેખાતો હતો. જેમ કોઈ એક પર્વત પવનને રોકી રાખે, તેમ તેણે અર્જુનને આવતો રોકી રાખ્યો.[૪૧] હે રાજન! તેણે અર્જુન પર સેંકડો બાણોનો વરસાદ વરસાવવા માંડ્યો. તે સમયનું મનુષ્ય અને રાક્ષસ વચ્ચેનું એ મહાયુદ્ધ અતિ તીવ્ર હતું.[૪૨] હે ભારત! તે યુદ્ધ જોનાર સર્વ ભૂતોને એ પ્રીતિજનક થઈ પડ્યું હતું અને ગીધ, કાગડા, બલ, ભૂંડ, કંક તથા શિયાળવાં વગેરે માંસાહારી પ્રાણીઓને તે હર્ષજનક થઈ પડ્યું હતું.[૪૩] હે ભારત! એ યુદ્ધમાં અર્જુને તે રાક્ષસોને સો બાણોનો પ્રહાર કર્યો અને બીજાં નવ બાણો મારી તેની ધજા પણ કાપી નાખી.[૪૪] વળી તેણે ત્રણ બાણોથી તેના સારથિને મારી નાખ્યો, ત્રણ બાણોથી તેના રથના ત્રિવેણુકને કાપી નાખ્યો અને એક બાણથી તેનું ધનુષ્ય કાપી નાખી બીજાં ચાર બાણો વડે તેના ચારે ઘોડાઓનો પણ નાશ કરી નાખ્યો.[૪૫] તેણે પુન પ્રત્યંચા ચઢાવેલા તે રાક્ષસના બીજા ધનુષ્યના પણ બે કકડા કરી નાખ્યા. પછી રથરહિત થયેલા તે રાક્ષસની ઉગામેલી તલવારના પણ તેણે એક બાણ વડે બે ટુકડા કરી નાખ્યા.[૪૬] હે ભરતશ્રેષ્ઠ! આમ પૃથાપુત્ર અર્જુને ચાર તીક્ષ્ણ બાણો વડે રાક્ષસરાજને વીંધી નાખ્યો, ત્યારે ગાઢ વીંધાયેલો તે રાક્ષસ અર્જુનના ભયથી રણ છોડી નાસી ગયો.[૪૭] હે રાજન! એ રીતે રાક્ષસનો પરાજય કરીને અર્જુન એકદમ દ્રોણાચાર્ય સામે ચાલ્યો ગયો અને માર્ગમાં મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓ પર બાણોના ઢગલેઢગ છોડતો ગયો.[૪૮] હે મહારાજ! યશસ્વી પાંડવ અર્જુન જ્યારે તમારા સૈનિકો પર બાણોનો મારો ચલાવવા લાગ્યો, ત્યારે પવનના સપાટાથી ભાંગી પડેલાં વૃક્ષોની પેઠે તેઓ પૃથ્વી પર પડવા લાગ્યા.[૪૯] હે પૃથ્વીપતિ! જ્યારે મહાત્મા અર્જુન સૈનિકોનો સંહાર કરવા લાગ્યો, ત્યારે તમારા પુત્રોનું સર્વ સૈન્ય નાસભાગ કરવા લાગ્યું.[૫૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાન્તર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં અલંબુષનો પરાભવ' નામનો અધ્યાય ૧૬૭ મો સમાપ્ત

## અધ્યાય ૧૬૮મો

### નકુલપુત્ર શતાનીક વગેરે યોદ્ધાઓનું યુદ્ધ

॥ संजय उवाच ॥

**शतानीकं शरैस्तूर्णं निर्दहंतं चमूं तव।**
**चित्रसेनस्तव सुतो वारयामास भारत ॥ १ ॥**

સંજય બોલ્યો: હે ભારત ! નકુલનો પુત્ર શતાનીક બાણો મૂકી મૂકીને તમારી સેનાને સંહારી રહ્યો હતો, તે જોઈ તમારા પુત્ર ચિત્રસેને સત્વર તેને અટકાવ્યો.[૧] તે વેળા નકુલના પુત્રે પાંચ બાણો મારી ચિત્રસેનને વીંધી નાખ્યો; એટલે ચિત્રસેને તીક્ષ્ણ દશ બાણો મૂકી તેને સામો વીંધી નાખ્યો.[૨] વળી હે મહારાજ ! એ યુદ્ધમાં ચિત્રસેને તીક્ષ્ણ નવ બાણોનો શતાનીકની છાતીમાં પ્રહાર કર્યો.[૩] પછી નકુલના પુત્રે મજબૂત ગાંઠાવાળાં કેટલાંએક બાણો છોડીને ચિત્રસેનના કવચને તેનાં અંગો પરથી રણમાં પાડી દીધું. આ કર્મ સર્વને આશ્ચર્યજનક લાગ્યું હતું.[૪] ત્યારે હે રાજા ! ઊતરી ગયેલા કવચવાળો તમારો તે પુત્ર કાંચળી ઉતારીને ખુલ્લા થયેલા સર્પ સરખો શોભતો હતો.[૫] વળી હે મહારાજ ! નકુલપુત્ર શતાનીકે તીક્ષ્ણ બાણો મૂકીને ચિત્રસેનના ધ્વજને કાપી નાખ્યો અને યુદ્ધમાં યત્ન કરતા તે ચિત્રસેનના ધનુષ્યના પણ ટુકડા કરી નાખ્યા.[૬] આમ હે મહારાજ ! ધનુષ્ય કપાઈ ગયું અને કવચ પણ તૂટી પડ્યું, એટલે મહારથી ચિત્રસેને શત્રુઓને ચીરી નાખે તેવું એક બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું. પછી તુરત જ ક્રોધમાં આવી જઈને તે કૌરવમહારથીએ નવ બાણો છોડ્યાં અને શતાનીકને રણમાં વીંધી નાખ્યો. પુરુષોમાં ઉત્તમ એવા શતાનીકને પણ આથી ક્રોધ ચડ્યો અને તેણે પણ ચિત્રસેનના ચાર ઘોડાઓને તથા સારથિને મારી નાખ્યા.[૭-૯] હવે મહારથી ચિત્રસેન તે રથ પરથી કૂદી પડ્યો અને તેણે બળપૂર્વક શતાનીકને પચીસ બાણોનો પ્રહાર કર્યો.[૧૦] ચિત્રસેન એ પ્રમાણે રણમાં પ્રહાર કરી રહ્યો હતો, ત્યારે નકુલપુત્રે એક અર્ધચંદ્રાકાર બાણ મૂકીને તેના રત્નસુશોભિત ધનુષ્યના ટુકડા કરી નાખ્યા.[૧૧] આમ ધનુષ્ય કપાઈ જતાં તથા ઘોડાઓ અને સારથિનું મરણ થતાં રથરહિત થયેલો તે ચિત્રસેન મહાત્મા કૃતવર્માના રથ પર તત્કાળ ચઢી ગયો.[૧૨] મહારથી દ્રુપદરાજા સૈન્યને સાથે લઈ દ્રોણાચાર્ય સામે જતા હતા, તેવામાં સેંકડો બાણોને છોડતો કર્ણપુત્ર વૃષસેન તેમની સામે ચઢી આવ્યો.[૧૩] હે નિર્દોષ રાજા ! પોતાની સામે ચઢી આવેલા મહારથી કર્ણપુત્રને તે યજ્ઞસેને (દ્રુપદરાજાએ) સાઠ બાણો વડે બે બાહુઓમાં તથા છાતીમાં પ્રહાર કર્યો.[૧૪] આથી વૃષસેન કોપી ઊઠ્યો અને તેણે રથમાં બેઠેલા યજ્ઞસેનને અનેક તીક્ષ્ણ બાણો વડે છાતીમાં માર માર્યો.[૧૫] હે મહારાજ ! એ સમયે તે બન્નેનાં અંગો બાણોથી રંગાઈ ગયાં હતાં અને તેમનાં શરીરોમાં બાણોરૂપ કાંટા ભોંકાયા હતા. આથી તેઓ પીછાંઓવાળી બે શાહુડીની જેમ શોભતા હતા.[૧૬] સુવર્ણની પૂંખોવાળાં તથા ચળકતાં ફળાંવાળાં બાણોથી તેમનાં કવચો ઢંકાઈ ગયાં હતાં અને લોહીની ધારાઓથી રેબઝેબ થઈને તેઓ મહારણમાં પ્રકાશતા હતા.[૧૭] સુવર્ણ સરખાં બે અદ્ભુત કલ્પવૃક્ષો હોય અને રાતાં પુષ્પોથી પ્રફુલ્લિત થયેલાં ખાખરાનાં બે વૃક્ષો હોય, તેમ તેઓ રણાંગણમાં શોભતા હતા.[૧૮] પછી હે રાજન્ ! વૃષસેને નવ બાણોથી યજ્ઞસેનને વીંધી નાખ્યો અને પાછાં સિત્તેર બાણોનો પ્રહાર કરી તેણે તેને પુનઃ બીજાં છ બાણોનો પ્રહાર કર્યો.[૧૯] હે મહારાજ ! તે સમયે ઉપરાઉપરી હજારો બાણો છોડી રહેલો તે કર્ણપુત્ર વરસતા મેઘ સરખો દેખાતો હતો.[૨૦]

હવે દ્રુપદરાજાને ઘણો જ ક્રોધ ચઢ્યો. તેણે પાણીદાર અને તીક્ષ્ણ એવું ભલ્લ નામનું એક બાણ મૂકી વૃષસેનના ધનુષ્યના બે ટુકડા કરી નાખ્યા. એટલે વૃષસેને સુવર્ણથી મઢેલું અને મજબૂત એવું બીજું નવું ધનુષ્ય હાથમાં લીધું. તેણે પોતાના ભાથામાંથી ચળકતું, પાણીદાર, તીક્ષ્ણ તથા દૃઢ એવું એક ભલ્લબાણ ખેંચી કાઢ્યું. હવે તેણે તેને બરાબર સાંધ્યું અને ધનુષ્યને કાન સુધી ખેંચીને તે દ્રુપદરાજા સામે તાકીને જોસભેર માર્યું. આથી સર્વ સોમકયોદ્ધાઓને ત્રાસ ત્રાસ થઈ રહ્યો હતો.[૨૧-૨૩] તે બાણ દ્રુપદરાજાના હૃદયને ચીરી નાખીને પૃથ્વીમાં પેસી ગયું. આમ વૃષસેનના બાણથી તે ઘાયલ થઈને મૂર્છાવશ થયો.[૨૪] હવે હે રાજેંદ્ર! સારથિના કર્તવ્યને સમજનારો તેનો સારથિ તેના રથને રણમાંથી દૂર લઈ ગયો. હે રાજન્! એ પ્રમાણે પાંચાલોનો એ મહારથી ભાંગી પડ્યો, એટલે બાણોના પ્રહારોથી છિન્નભિન્ન કવચોવાળું થયેલું દ્રુપદરાજાનું સૈન્ય પણ તે ભયંકર મધ્યરાત્રિએ રણમાંથી નાઠું. હે રાજન્! એ વેળા જ્યાં ત્યાં ફેંકી દેવામાં આવેલા દીવાઓ ભડભડાટ બળી રહ્યા હતા; તેથી તે રણભૂમિ વાદળાંરહિત થયેલું આકાશ જેમ ગ્રહોથી શોભે તેમ શોભતી હતી.[૨૫-૨૭] તેમ જ ત્યાં હે મહારાજ! ઠેકઠેકાણે બાજુબંધો પડ્યા હતા, તેથી વર્ષાકાળે વીજળીઓથી જેવો મેઘ શોભે, તેવી તે રણભૂમિ શોભતી હતી.[૨૮] પૂર્વે તારકાસુર સાથેના સંગ્રામ સમયે ઇંદ્રના ભયથી ત્રાસ પામીને જેમ દાનવોએ નાસભાગ કરી હતી, તેમ ત્યાં કર્ણના પુત્રથી ત્રાસ પામીને સોમકયોદ્ધાઓ નાસભાગ કરી રહ્યા હતા.[૨૯] હે મહારાજા! કર્ણના પુત્રે હેરાન હેરાન કરેલા તે સોમકયોદ્ધાઓ જ્યારે નાસી જતા હતા, ત્યારે દીવાઓના પ્રકાશમાં તેઓ વિશેષ શોભતા હતા.[૩૦] હે ભારત! એ પ્રમાણે સોમકયોદ્ધાઓનો રણમાં પરાજય કરીને વૃષસેન દિવસના મધ્યમાં આરૂઢ થયેલા સૂર્યની પેઠે રણમાં પ્રકાશી રહ્યો હતો.[૩૧] ત્યાં તમારા તથા શત્રુપક્ષના હજારો રાજાઓમાં એક પ્રતાપી વૃષસેન જ અતિશય પ્રકાશિત ઊભો હતો.[૩૨] આમ એ રણમાં શૂરા સોમકમહારથીઓને જીતીને વૃષસેન ઉતાવળો ઉતાવળો જ્યાં યુધિષ્ઠિરરાજા યુદ્ધ કરતા હતા ત્યાં જઈ પહોંચ્યો.[૩૩] એ જ અરસામાં ક્રોધાયમાન થયેલો પ્રતિવિંધ્ય એ રણમાં શત્રુઓનો સંહાર કરી રહ્યો હતો. એટલે તમારો પુત્ર મહારથી દુઃશાસન તેની સામે યુદ્ધ કરવા ગયો.[૩૪] હે રાજન્! મેઘરહિત થયેલા આકાશમાં બુધ અને સૂર્યનો જેવો સમાગમ થાય, તેવો જ તે બન્નેનો એ રણમાં અદ્ભુત સ્વરૂપનો સમાગમ થયો હતો. પ્રતિવિંધ્ય રણમાં અતિ દુષ્કર કર્મ કરી રહ્યો હતો. તે જોઈને દુઃશાસને તેને ત્રણ બાણો વડે લલાટપ્રદેશમાં વીંધી નાખ્યો.[૩૫,૩૬] તમારા બળવાન અને મહાધનુર્ધર પુત્રે આમ અત્યંત વીંધી નાખેલો તે મહાબાહુ યુદ્ધમાં શિખરોવાળા પર્વત સરખો શોભી રહ્યો હતો.[૩૭] મહારથી પ્રતિવિંધ્યે નવ બાણો વડે દુઃશાસનને વીંધી નાખી તેને પુનઃ સાત બાણો વડે વીંધી નાખ્યો.[૩૮] હે ભારત! એ રણમાં તમારા પુત્રે ઘણું દુષ્કર કર્મ કર્યું હતું. તેણે ઉગ્ર બાણો મૂકીને પ્રતિવિંધ્યના ઘોડાઓને રોળી નાખ્યા હતા.[૩૯] વળી હે રાજન્! તેણે એક ભલ્લબાણથી તેના સારથિને ઢાળી પાડી તેના ધ્વજને પણ ઉડાડી પાડ્યો. હે રાજન્! તે ધનુર્ધર પ્રતિવિંધ્યના રથના પણ તેણે તલ તલ જેવડા ટુકડા કરી નાખ્યા.[૪૦] હે પ્રભુ! કોપેલા દુઃશાસને અનેક નમેલાં પર્વવાળાં બાણો મૂકીને પ્રતિવિંધ્યના રથની પતાકાઓના, તેના ભાથાના, ઘોડાઓની રાશોના અને જોતરોના સુદ્ધાં પણ તલ તલ જેવડા કટકા કરી નાખ્યા.[૪૧] ધર્માત્મા પ્રતિ-

વિંધ્ય રથ વિનાનો થઈ પડ્યો હતો, છતાં હાથમાં ધનુષ્ય લઈ તમારા પુત્ર સામે લડતો જ હતો અને સેંકડો બાણો ફેંક્યે જતો હતો. એવામાં વળી તમારા પુત્રે તેના ધનુષ્યને પણ કાપી નાખ્યું અને વધારામાં કપાયેલા ધનુષ્યવાળા તેને દશ બાણોનો પ્રહાર પણ કર્યો.[૪૨,૪૩] પ્રતિવિંધ્યને એ પ્રમાણે રથરહિત થયેલો જોઈને એના મહારથી ભાઈઓ મોટી સેનાને સાથે લઈ ત્યાં વેગપૂર્વક ધસી આવ્યા.[૪૪] એટલે હે મહારાજ! તુરત તે પ્રતિવિંધ્ય સુતસોમના રથ પર ચઢી ગયો અને હાથમાં ધનુષ્ય લઈ તમારા પુત્રને વીંધી નાખવા લાગ્યો.[૪૫] તે જોઈ તમારા પક્ષના યોદ્ધાઓ પણ દુઃશાસનની વહારે ચઢી આવ્યા. તેઓ બધાએ તમારા પુત્રને વીંધી નાખ્યો અને મોટી સેનાથી વીંટાઈને યુદ્ધ માટે ચઢાઈ કરી.[૪૬] પછી હે ભારત! બરાબર મધ્યરાત્રિના દારુણ સમયે તમારા યોદ્ધાઓનું તથા તે શત્રુયોદ્ધાઓનું યમરાજાના રાજ્યમાં વધારો કરનારું યુદ્ધ ચાલુ થયું.[૪૭]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં શતાનીક આદિનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૬૮મો સમાપ્ત

## अध्याय १६९ मो

### રાત્રિયુદ્ધનું રૌદ્ર સ્વરૂપ

॥ संजय उवाच ॥

नकुलं रभसं युद्धे निघ्नंतं वाहिनीं तव।
अभ्ययात् सौबलः क्रुद्धस्तिष्ठ तिष्ठेति चाब्रवीत् ॥१

સંજય બોલ્યો : એ યુદ્ધમાં નકુલ વેગપૂર્વક તમારી સેનાનો સંહાર કરી રહ્યો હતો. તે સમયે સુબલપુત્ર શકુનિ ક્રોધે ભરાઈને તેની સામે ધસ્યો અને તેને 'ઊભો રહેજે, ઊભો રહેજે' એમ કહેવા લાગ્યો.[૧] હવે એકબીજા સામે વેર બાંધી ચૂકેલા અને એકબીજાને મારવા ઇચ્છી રહેલા તે બન્ને વીરો ધનુષ્યને કાન સુધી સંપૂર્ણ ખેંચીને બાણો મૂકવા મંડ્યા અને એકબીજાને પ્રહાર કરવા લાગ્યા.[૨] હે રાજન્! જે પ્રમાણે નકુલ બાણોનો વરસાદ વરસાવતો હતો, તે પ્રમાણે પોતાની યુદ્ધશિક્ષાને દેખાડતો શકુનિ પણ બાણોનો વરસાદ વરસાવતો હતો.[૩] ત્યારે હે મહારાજ! એ બન્ને રણશૂરા વીરોને બાણોરૂપ કાંટાઓ ખૂબ ભોંકાયા હતા; તેથી તેઓ પીછાંઓવાળી બે શાહુડીઓની જેમ રણમાં શોભતા હતા.[૪] સુવર્ણનાં પૂખડાંવાળા તથા સીધી અણીવાળાં બાણોથી તેમનાં કવચો છિન્નભિન્ન થઈ ગયાં હતાં અને લોહીની ધારાઓથી રેબઝેબ થઈને તે બન્ને જણા એ મહારણમાં અતિશય દીપતા હતા.[૫] સુવર્ણ સમાન પ્રકાશતાં બે અદ્ભુત કલ્પવૃક્ષો હોય અને પુષ્પોથી પ્રફુલ્લ થયેલા બે ખાખરાઓ હોય, તેમ તે બન્ને જણા રણાંગણમાં પ્રકાશતા હતા.[૬] હે મહારાજ! એ બન્ને રણશૂરા યોદ્ધાઓ બાણો વડે સર્વ શરીરોમાં કંટકવાળા થઈ પડ્યા હતા, તેથી આ રણાંગણમાં ઊગેલાં કાંટાવાળાં બે શીમળાનાં વૃક્ષો હોય, તેમ તેઓ શોભતા હતા. હે રાજન્! ક્રોધથી લાલચોળ નેત્રોવાળા થયેલા તે બન્ને ડોળા ફાડી ફાડીને એકબીજા સામે તીણી નજરથી જોતા હતા અને જાણે પરસ્પરને બાળી નાખતા હતા.[૭,૮] પછી તમારો સાળો શકુનિ કોપી ઊઠ્યો. તે જાણે હસતો હોય તેવો ડોળ કરી તેણે એક કર્ણાકાર બાણ મૂક્યું અને માદ્રીના પુત્રનું હૃદય વીંધી નાખ્યું.[૯] આમ તમારા ધનુર્ધર સાળાએ નકુલને અત્યંત વીંધી નાખ્યો, એટલે તે રથની બેસણી ઉપર બેસી ગયો તેમ જ મોટી મૂર્ચ્છાને પામ્યો.[૧૦] હે રાજન્! પોતાના કટ્ટા શત્રુ નકુલને એ સ્થિતિમાં આવી પડેલો જોઈને, શકુનિ વર્ષાઋતુના મેઘની પેઠે ગર્જના કરવા લાગ્યો.[૧૧] થોડી વારે પાંડુપુત્ર નકુલને ભાન આવ્યું અને તે વિકાસેલા

મુખવાળા કાળની પેઠે ફરી શકુનિ સામે ધસ્યો. હે ભરતશ્રેષ્ઠ ! ક્રોધાયમાન થઈને તેણે શકુનિને સાઠ બાણો માર્યાં. વળી તેણે તેની છાતીમાં સો નારાચ બાણોનો માર માર્યો.[૧૨,૧૩] એટલું જ નહિ, તેણે તેના બાણ સહિત ધનુષ્યને પણ મુષ્ટિપ્રદેશમાંથી કાપી નાખ્યું અને તેની ફરકતી ધ્વજાના પણ ટુકડા કરી નાખી તેને રથ પરથી પૃથ્વી પર પાડી નાખી.[૧૪] વળી પાંડુપુત્ર નકુલે પાણી પાયેલું, સરાણ પર ઘસેલું અને તીક્ષ્ણ એવું બાણ મૂકીને શકુનિની સાથળોને ઘાયલ કરી.[૧૫] આકાશમાં બન્ને પાંખો વડે ડાબી-જમણી બાજુમાં ઊડી રહેલા બાજપક્ષીને જેમ કોઈ પારધી પાડી નાખે, તેમ તેણે તે બાણ મારીને શકુનિને ઊંધમૂંધ પાડી નાખ્યો. આમ હે મહારાજ ! શકુનિ ઘણો જ ઘાયલ થઈ ગયો. ત્યાં કામી પુરુષ જેમ સ્ત્રીનું આલિંગન કરીને બેસી રહે, તેમ તે ધ્વજાના દાંડાને પકડીને રથની બેઠક પર બેસી ગયો. હે નિર્દોષ રાજા ! એ રીતે તમારા સાળાને બેભાન પડેલો જોઈને તેનો સારથિ તેને સૈન્યના મોખરામાંથી દૂર લઈ ગયો. આ રીતે શકુનિને રણમાંથી પલાયન કરી જતો જોઈ પાંડવો તથા તેમના અનુયાયી યોદ્ધાઓ હર્ષના કોલાહલો કરવા લાગ્યા.[૧૬-૧૮] હવે શત્રુતાપન નકુલ એ રણમાં પોતાના શત્રુને જીતીને ક્રોધપૂર્વક સારથિને કહેવા લાગ્યો: 'અલ્યા એ ! ચાલ, તું મને દ્રોણાચાર્યના સૈન્ય સામે લઈ જા.'[૧૯] માદ્રીપુત્રના એ વચનને સાંભળી તેનો સારથિ દ્રોણાચાર્ય જ્યાં ઊભા હતા, ત્યાં તેને લઈ ગયો.[૨૦] હે રાજા ! એક તરફથી શિખંડી દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરવા માટે પસાર થઈ જતો હતો, તેવામાં બરાબર સજ્જ થઈને ઊભેલા કૃપાચાર્યે વેગપૂર્વક તેની સામે ધસારો કર્યો.[૨૧] ત્યાં શત્રુદમન કૃપાચાર્યને દ્રોણાચાર્યના સૈન્યમાંથી એકાએક ધસી આવતા જોઈને શિખંડી ખડખડાટ હસ્યો અને નવ ભલ્લ બાણો મૂકી તેમને વીંધી નાખ્યા.[૨૨] ત્યારે હે મહારાજ ! તમારા પુત્રનું પ્રિય કરનારા કૃપાચાર્યે પાંચ બાણો મારી શિખંડીને વીંધી નાખ્યો અને પુનઃ વીસ બાણોનો તેને પ્રહાર કર્યો.[૨૩] પૂર્વે દેવાસુરયુદ્ધપ્રસંગે શંબરાસુર અને ઇંદ્રનું જેવું ભયાનક યુદ્ધ થયું હતું, તેવું જ તે બન્નેનું મહાઘોર સ્વરૂપનું ભયાનક યુદ્ધ થઈ રહ્યું.[૨૪] ગ્રીષ્મઋતુની આખરમાં ચઢી આવેલા મેઘો જેમ સર્વ ભૂપ્રદેશને જળમય કરી દે છે, તેમ તે બન્ને યુદ્ધદુર્મદ વીર મહારથીઓએ આકાશને બાણોની જાળોથી ઢાંકી દીધું.[૨૫] હે ભરતશ્રેષ્ઠ ! તે સમયનું યુદ્ધ મૂળે જ ઘોર સ્વરૂપનું હતું; તેમાં વળી આ બન્ને વીરોનો ભેટો થતાં તે અતિશય ઘોર સ્વરૂપનું થઈ ગયું. તે દિવસની ભયાનક રાત્રિ સર્વ યુદ્ધશાળી યોદ્ધાઓને સાક્ષાત્ કાળરાત્રિ સરખી ઘોરસ્વરૂપા જણાતી હતી. હે મહારાજ ! એ ઝપાઝપીમાં શિખંડીએ અર્ધચંદ્રાકાર બાણ મૂકીને કૃપાચાર્યના મહાન ધનુષ્યને પણછ અને અંદર સાંધેલા બાણ સહિત કાપી નાખ્યું. પછી હે રાજન્ ! કૃપાચાર્ય કોપ્યા. તેમણે એક દારુણ શક્તિ ફેંકી. તે શક્તિનો દાંડો તદ્દન સુવર્ણનો હતો, તેની અણી અતિ તીક્ષ્ણ હતી અને શસ્ત્રો બનાવનારા કારીગરે તે શક્તિને બરાબર સંજીને સાફ કરી હતી. શિખંડીએ પોતાની સામે સણસણાટ કરતી આવતી તે શક્તિનાં ઘણાં બાણો મારીને ટુકડેટુકડા કર્યા. એટલે પૃથ્વીને પ્રકાશમાન કરતી તે મહાતેજસ્વી શક્તિ તુરત જ રણભૂમિ પર વીખરાઈ પડી. હવે હે મહારાજ ! રથીશ્રેષ્ઠ કૃપાચાર્યે બીજું એક ધનુષ્ય હાથમાં લીધું અને તેમણે તીક્ષ્ણ બાણો છોડીને શિખંડીને રણમાં દાટી જ દીધો. યશસ્વી કૃપાચાર્યે જ્યારે

શિખંડીને એ રીતે છાઈ દીધો, ત્યારે મહારથી શિખંડીને મૂર્ચ્છા આવી ગઈ અને તે રથની બેસણી પર બેસી ગયો. હે ભારત! શિખંડીને આ પ્રમાણે રણમાં ગળાતો જોઈને કૃપાચાર્યે તેને મારી જ નાખવાની ઇચ્છાથી તેને અનેક બાણો માર્યાં. પણ આસપાસ ઊભેલા પાંચાલો અને સોમકયોદ્ધાઓ યજ્ઞસેનના એ મહારથી પુત્ર શિખંડીને રણમાં બેભાન પડેલો જોઈને તેની આસપાસ વીંટાઈ વળ્યા. તે વખતે આ તરફથી તમારા પુત્રો પણ દ્વિજવર કૃપાચાર્યનું રક્ષણ કરવા માટે તેમની આજુબાજુ ઘેરાઈ વળ્યા. હે રાજન્! તે વખતે પરસ્પર મળેલી મોટી સેનાઓનું યુદ્ધ ચાલુ થયું. અન્યોન્ય સામે દોડી રહેલા રથોનો ગર્જના કરતો મેઘોના સરખો તુમુલ ગડગડાટ ત્યાં સંભળાવા લાગ્યો. હે પૃથ્વીપતિ રાજા! એ રણમાં ઘોડેસવારો તથા હાથીસવારો અન્યોન્ય સામે જોસભેર ધસારો કરતા હતા, તેથી તે રણક્ષેત્ર અતિ ક્રૂર દેખાતું હતું. હે મહારાજ! સામસામા દોડમદોડ કરતા પદાતિઓના પદાઘાતથી રણભૂમિ જાણે ત્રાસ પામેલી સ્ત્રીની પેઠે ધણધણાટ કરતી ધ્રૂજતી હતી. કેટલાએક રથીયોદ્ધાઓ પોતાના રથોમાં બેસીને અતિશય વેગપૂર્વક ધસી જતા હતા અને કાગડાઓ જેમ પતંગિયાંઓને પકડે, તેમ તેઓ અનેક યોદ્ધાઓને પકડી પાડતા હતા, તેમજ હે ભારત! મોટા મોટા મદોન્મત્ત હાથીઓ સામેથી મદઝરતા બીજા હાથીઓને તે પગલે જ સાવધાની-પૂર્વક શિક્ષા કરતા હતા. કોપેલા ઘોડેસવારો કોપેલા ઘોડેસવારો સામે અને ક્રોધે ભરાયેલા પાળાઓ ક્રોધે ભરાયેલા પાળાઓ સામે આવી ગયા હતા. આમ અન્યોન્યને ભેટીને તેઓ એક-બેકને ઉલ્લંઘી જઈ શકતા નહોતા. તે રણાંગણમાં આમતેમ દોડમદોડ કરતાં, સામસામે ધસારો કરતાં અને પુનઃ પાછાં ફરતાં એ સૈન્યોનો તે મધરાતે અતિ મહાન નાદ થઈ રહ્યો હતો. હે મહારાજ! રથો, હાથીઓ અને ઘોડાઓ પર ભડભડાટ બળી રહેલા દીવાઓ આકાશમાંથી ખરેલાં મોટાં ઊંબાડિયાં સરખા દેખાતા હતા. હે ભરતશ્રેષ્ઠ! તે દિવસની રાત્રિ દીવાઓથી એટલી બધી પ્રકાશિત થઈ રહી હતી કે, તેથી તે રણાંગણમાં જોનારાઓને તે દિવસ સરખી જ ભાસતી હતી. હે રાજન્! લોકની અંદર સૂર્યનો પ્રકાશ થતાં જેમ અંધકારનો નાશ થાય છે, તેમ આમતેમ ચારેબાજુ બળી રહેલા દીવાઓને લીધે ત્યાં રહેલા ઘોર અંધકારનો નાશ થઈ ગયો હતો. આકાશ, પૃથ્વી, દિશાઓ તથા વિદિશાઓ પ્રથમ ઊડતી ધૂળ અને અંધકારથી વ્યાપ્ત થયેલ હતી, તે જ પુનઃ પ્રભાને લીધે પાછી પ્રકાશમાન દીસતી હતી. મહાત્મા વીરપુરુષોએ ધારણ કરેલાં રણમાં ઊછળતાં અસ્ત્રો, કવચો તથા મણિઓની કાંતિઓ તે દીવાઓના પ્રકાશમાં છુપાઈ ગઈ હતી. હે ભારત! તે રાત્રિના આરંભમાં જ્યારે અતિમહાન કોલાહલવાળું તે યુદ્ધ મચી રહ્યું હતું, ત્યારે સર્વ કોઈ ભાનરહિત થઈ ગયા હતા. તેથી હે ભરતશ્રેષ્ઠ! તે યુદ્ધમાં પિતા પુત્રને મારી નાખતો હતો.[૨૬–૪૮] ત્યાં મોહને લીધે પુત્ર પિતાને મારી નાખતો હતો, મિત્ર મિત્રને સંહારતો હતો, મામો ભાણેજને રોળી નાખતો હતો અને ભાણેજ મામાને કાપી નાખતો હતો.[૪૯] અરે! ત્યાં પોતાના પક્ષના યોદ્ધાઓ પોતાના પક્ષનો જ સંહાર કરતા હતા. આમ રાત્રિએ નિર્મર્યાદ યુદ્ધ ચાલ્યું અને તે ભીરુ પુરુષોના ભયને વધારનારું થઈ પડ્યું હતું.[૫૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૬૩મો સમાપ્ત

# अध्याय १७०मो
## ધૃષ્ટદ્યુમ્નની દ્રોણાચાર્ય પર ચઢાઈ

॥ संजय उवाच ॥

तस्मिन् सुतुमुले युद्धे वर्तमाने भयावहे।
धृष्टद्युम्नो महाराज द्रोणमेवाभ्यवर्तत ॥ १ ॥

સંજય બોલ્યો : હે મહારાજ! આ પ્રમાણે જ્યારે તે મહાભયંકર તુમુલ યુદ્ધ થઈ રહ્યું હતું, ત્યારે ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્ય સામે જ ધસારો કર્યો હતો.[1] પોતાના શ્રેષ્ઠ ધનુષ્યનું સંધાન કરતો તથા ધનુષ્યની દોરીને વારંવાર ખેંચતો તે ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્યના સુવર્ણભૂષિત રથ સામે ધસ્યો હતો.[2] એ રીતે હે મહારાજ! દ્રોણાચાર્યનો નાશ કરવાની ઇચ્છાથી ધસી જતા એ ધૃષ્ટદ્યુમ્નની આસપાસ પાંચાલો તથા પાંડવયોદ્ધાઓ ચારેબાજુ વીંટાઈ વળ્યા હતા.[3] આચાર્યશ્રેષ્ઠ દ્રોણને આમ શત્રુઓથી ઘેરાયેલા જોઈને તમારા પુત્રો પણ બરાબર સાવધ થયા અને એ રણમાં દ્રોણગુરુની રક્ષા કરવા લાગ્યા.[4] જોતજોતામાં તે બન્ને તરફનાં સૈન્યો વાયુથી ઊછળી રહેલા તથા ખળભળી ઊઠેલા, જળજંતુઓવાળા બે ભયંકર મહાસાગરની જેમ તે રાત્રિમાં સામસામે ભેટ્યાં.[5] તે પછી હે મહારાજ! પાંચાલવંશના ધૃષ્ટદ્યુમ્ને પાંચ બાણો મારીને દ્રોણાચાર્યને હૃદયમાં વીંધી નાખ્યા અને સિંહની પેઠે મોટી ગર્જના કરી.[6] હે ભારત! એ રણમાં દ્રોણાચાર્યે પચીસ બાણો મારીને ધૃષ્ટદ્યુમ્નને વીંધી નાખ્યો અને એમણે બીજા એક ભલ્લબાણથી એના મોટા ટંકાર કરનારા ધનુષ્યને કાપી નાખ્યું.[7] હે ભરતશ્રેષ્ઠ! દ્રોણાચાર્યને હાથે આમ વીંધાઈ ગયેલા તે ધૃષ્ટદ્યુમ્ને હોઠ પીસીને તે કપાયેલું ધનુષ્ય ફેંકી દીધું.[8] હવે હે મહારાજ! ક્રોધાયમાન થયેલા પ્રતાપી ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યનો અંત લાવવાની ઇચ્છાથી બીજું શ્રેષ્ઠ ધનુષ્ય ગ્રહણ કર્યું.[9] શત્રુસંહારક ધૃષ્ટદ્યુમ્ને તે અદ્ભુત ધનુષ્યને કાન સુધી ખેંચ્યું અને તેણે દ્રોણાચાર્યનો નાશ કરે તેવું ઘોર બાણ ફેંક્યું. તે મહારણમાં જાણે સૂર્યનો ઉદય થયો હોય તેમ એ ઘોર બાણે બળવાન ધૃષ્ટદ્યુમ્નના હાથમાંથી છૂટીને તે સૈન્યને પ્રકાશિત કરી દીધું.[10,11] હે રાજન્! તે ઘોર બાણને જોઈને દેવો, ગંધર્વો અને મનુષ્યો 'આ રણમાં દ્રોણાચાર્યનું કલ્યાણ થાઓ' એમ કહેવા લાગ્યા.[12] ત્યાં આચાર્યના રથ સામે ધસી આવતા તે બાણને કર્ણે હસ્તકૌશલ્ય દર્શાવતાં વચમાંથી જ બાર ટુકડા કરી કાપી નાખ્યું.[13] હે રાજન્! ધનુર્ધર સૂતપુત્રે એ બાણના જ્યારે અનેક ટુકડા કરી નાખ્યા, ત્યારે ઝેર વિનાના સર્પની પેઠે તે પૃથ્વી પર જઈ પડ્યું.[14] પછી કર્ણે દશ બાણો મૂકીને ધૃષ્ટદ્યુમ્નને વીંધી નાખ્યો. વળી અશ્વત્થામાએ પાંચ બાણોથી, દ્રોણાચાર્યે સાત બાણોથી, શલ્યે દશ બાણોથી દુઃશાસને ત્રણ બાણોથી, દુર્યોધને વીસ બાણોથી અને શકુનિએ પાંચ બાણોથી ધૃષ્ટદ્યુમ્નને પ્રહાર કર્યો.[15,16] એ રીતે સર્વ મહારથીઓ ઘણી ઝડપથી પાંચાલપુત્રને વીંધી રહ્યા હતા. આમ એ મહારણમાં એકત્ર થયેલા સાત વીરોએ દ્રોણાચાર્યનું રક્ષણ કરવા માટે ધૃષ્ટદ્યુમ્નને વીંધી નાખ્યો હતો.[17] છતાં હે રાજન્! ધૃષ્ટદ્યુમ્ન જરાયે ગભરાયો ન હતો અને ઊલટો સર્વને ત્રણ ત્રણ બાણો મૂકીને વીંધી નાખતો હતો. આમ તેણે દ્રોણાચાર્યને, અશ્વત્થામાને, કર્ણને તથા તમારા પુત્રને સામો પ્રહાર કર્યો હતો.[18] એ પ્રમાણે ધનુર્ધર ધૃષ્ટદ્યુમ્ને ઘાયલ કરેલા તે સાતેય મહારથીઓએ, અનુક્રમે પાંચ પાંચ બાણો વડે ધૃષ્ટદ્યુમ્નને ઝટપટ વીંધી નાખ્યો.[19] હે રાજન્! તે અરસામાં દ્રુમસેન નામનો એક યોદ્ધો કોપી ઊઠ્યો. તેણે એક બાણ વડે ધૃષ્ટદ્યુમ્નને પ્રથમ પ્રહાર કર્યો અને પુનઃ ત્રણ બાણો મૂકી તેને વીંધી નાખ્યો. વળી 'ઊભો રહેજે, ઊભો રહેજે' એમ તેણે ટોણો માર્યો.[20]

એટલે ધૃષ્ટદ્યુમ્ને સુવર્ણની પૂંખવાળાં, સરાણ પર ઘસીને સજેલાં તથા યુદ્ધમાં પ્રાણનો અંત કરે તેવાં ત્રણ સીવાં જનારાં બાણો મૂકીને દ્રુમસેનને વીંધી નાખ્યો.[૨૧] વળી વીર્યવાન ધૃષ્ટદ્યુમ્ને બીજું એક ભલ્લબાણ મૂકીને સુવર્ણનાં ઉજ્જ્વળ કુંડલોવાળા દ્રુમસેનના મસ્તકને ધડ પરથી કાપી નાખ્યું.[૨૨] ત્યાં તો દંશેલા હોઠવાળું તે મસ્તક મહાપ્રચંડ વાયુએ ઉછાળી નાખેલા પરિપક્વ તાલફળની પેઠે રણભૂમિ પર પડ્યું.[૨૩] હવે વીર ધૃષ્ટદ્યુમ્ને કેટલાંએક બીજાં અતિ તીક્ષ્ણ બાણો મૂકીને તમારા ઘણા યોદ્ધાઓને વીંધવા માંડ્યા. વળી તેણે બીજાં કેટલાંએક ભલ્લબાણો મૂક્યાં અને અદ્ભુત રીતે યુદ્ધ કરી રહેલા રાધાપુત્રના ધનુષ્યને કાપી નાખ્યું.[૨૪] પણ જેમ કોઈ મહાન સિંહ પોતાના પૂંછડાની અતિ ઉગ્ર કાપણીને સહન કરે નહિ, તેમ કર્ણ પોતાના ધનુષ્યની તે કાપણીને સહન કરી શક્યો નહિ.[૨૫] તેનાં નેત્રો ક્રોધથી લાલચોળ થઈ ગયાં અને તેણે હાંફતાં હાંફતાં એક બીજું ધનુષ્ય હાથમાં લીધું. સંખ્યાબંધ બાણો છોડતો છોડતો તે મહાબળવાન ધૃષ્ટદ્યુમ્ન સામે ધસી ગયો.[૨૬] કોપેલા કર્ણને તે તરફ ધસી ગયેલો જોઈને બીજા છ વીર મહારથીઓ પણ ધૃષ્ટદ્યુમ્નને મારી નાખવાની ઇચ્છાથી તેની આસપાસ એકદમ ઘેરાઈ વળ્યા.[૨૭] એ વેળા તમારા છ મુખ્ય મહારથીઓના સપાટામાં આવેલા ધૃષ્ટદ્યુમ્નને અમે તો મૃત્યુના મુખમાં આવેલો જ માનતા હતા.[૨૮] પણ એ જ અરસામાં યાદવવંશી સાત્યકિ જથ્થાબંધ બાણો ફેંકતો ફેંકતો પરાક્રમી ધૃષ્ટદ્યુમ્નની મદદે આવી પહોંચ્યો.[૨૯] આમ મોટું ધનુષ્ય હાથમાં લઈને ધસી આવતા એ યુદ્ધદુર્મદ સાત્યકિને રાધાપુત્રે સરળગામી દશ બાણો વડે પ્રહાર કર્યો.[૩૦] એટલે હે મહારાજ! સાત્યકિએ પણ સામેથી દશ બાણો વડે કર્ણને વીંધી નાખ્યો અને સર્વ વીરોના દેખતાં તેને કહ્યું કે, 'અલ્યા ઓ! જોજ, હવે જતો નહિ; બરાબર વીર થઈને ઊભો રહેજે.'[૩૧] હે રાજા! તે વેળા બળવાન સાત્યકિનો તથા મહાત્મા કર્ણનો તે ભેટો પૂર્વે થયેલા બલિરાજના તથા ઇંદ્રના ભેટા સરખો તીવ્ર હતો. સર્વ ક્ષત્રિયોને પોતાના રથના ગડગડાટથી ત્રાસ પમાડતો તે મહાક્ષત્રિય સાત્યકિ ત્યાં કમળનેત્ર કર્ણને વીંધી રહ્યો હતો.[૩૨,૩૩] ત્યાં પોતાના ધનુષ્યના ટંકારવથી પૃથ્વીને જાણે કંપાવી દેતો હોય તેવો બળવાન સૂતપુત્ર કર્ણ પણ સાત્યકિ સામે બરાબર યુદ્ધ કરતો હતો.[૩૪] એ યુદ્ધમાં વિપાઠ, કર્ણિ, નારાચ, વત્સદંત તથા ક્ષુર આદિ સેંકડો બાણો મૂકીને કર્ણ સાત્યકિને વીંધી નાખતો હતો.[૩૫] ત્યારે યુદ્ધ કરતો યાદવશ્રેષ્ઠ સાત્યકિ પણ કર્ણ પર બાણોનો વરસાદ જ વરસાવી રહ્યો હતો. આ રીતે તે બન્નેનું યુદ્ધ લગભગ સરખું જ હતું.[૩૬] તેવામાં હે મહારાજ! તમારા પુત્રો તથા કર્ણનો દંશીલો પુત્ર ચારેબાજુથી તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને સાત્યકિને ઘણી ઝડપથી વીંધી નાખવા લાગ્યા.[૩૭] પણ હે વિભુ! સાત્યકિએ પોતાનાં અસ્ત્રો વાપરી વાપરીને આસપાસનાં તે યોદ્ધાઓનાં તથા કર્ણનાં અસ્ત્રોને અટકાવ્યાં અને એકદમ ક્રોધાયમાન થઈને તેણે વૃષસેનની છાતી વીંધી નાખી.[૩૮] હે રાજા! સાત્યકિના બાણપ્રહારથી વીર્યવાન વૃષસેન ઘણો ઘવાઈ ગયો અને બેભાન થઈને તે રથમાં ઢળી પડ્યો.[૩૯] પોતાના મહારથી પુત્ર વૃષસેનને મરણ પામેલો માનીને કર્ણને પુત્રના શોકથી ઘણો સંતાપ થવા લાગ્યો અને તે સંતાપમાં ને સંતાપમાં તેણે સાત્યકિને ખૂબ પીડવા માંડ્યો.[૪૦] આમ મહારથી સાત્યકિ કર્ણથી સખ્ત પીડાતો હતો, છતાં તેણે અનેક બાણો મૂકી મૂકીને કર્ણને વારંવાર વીંધવા જ માંડ્યો.[૪૧] સાત્યકિએ કર્ણને

દશ બાણોથી વીંધી નાખી વૃષસેનને પુનઃ સાત બાણોનો માર માર્યો; એટલું જ નહિ પણ તે બન્નેના હાથે પહેરવાનાં મોજાંઓ સહિત ધનુષ્યો-ના પણ તેણે ટુકડા કરી નાખ્યા.[૪૨] પછી તે પુત્ર તથા પિતાએ શત્રુઓને ભય કરનારાં બીજાં બે ધનુષ્યો સજ્જ કર્યાં અને ચોપાસથી તીક્ષ્ણ બાણો મારી મારીને તેઓ સાત્યકિને વીંધવા લાગ્યા.[૪૩] આમ હે રાજન્ ! તે સંગ્રામમાં મુખ્ય મુખ્ય વીરોનો સંહાર ચાલી રહ્યો હતો, ત્યારે ત્યાં ગાંડીવધનુષ્યનો અતિ મહાન શબ્દ સંભળાવા લાગ્યો.[૪૪] હે રાજન્ ! રથના ઘોષને તથા ગાંડીવધનુષ્યના તે શબ્દને સાંભળીને સૂત-પુત્ર કર્ણ દુર્યોધન પ્રત્યે આવું વચન બોલ્યો :[૪૫] 'ઓ દુર્યોધન ! જો, આ તરફ નજર કર. આ આપણી સર્વ સેનાનો, મુખ્ય મુખ્ય મહાપુરુષોનો, અને કેટલાએક પુરુષવંશના યોદ્ધાઓનો સંહાર કરીને અર્જુન પોતાના ઉત્તમ ધનુષ્યનો ટંકાર કરી રહ્યો છે.[૪૬] ખરેખર ! અર્જુન ત્યાં વિજય કરી રહ્યો છે; કારણ કે ગર્જના કરતા મેઘ સરખો ગાંડીવધનુષ્યનો મહાન ટંકારવ તથા રથનો ગડ-ગડાટ તે તરફથી સંભળાય છે.[૪૭] હે રાજન્ ! નક્કી પાંડવ અર્જુન આ સમયે પોતાને યોગ્ય કર્મ કરી રહ્યો છે. જો, જો, પેલી આ ભારતીય સેનામાં બહુધા ભંગાણ પડી ગયું છે.[૪૮] સૈનિકો-ની હાર છિન્નભિન્ન થઈ ગઈ છે અને કોઈ એક સ્થળે ઊભો પણ રહેતો નથી. વાયુએ ઉછાળેલા મેઘમંડળની પેઠે તે સૈન્ય સ્થળે સ્થળેથી વેરાઈ રહ્યું છે.[૪૯] મહાસાગરમાં આવીને ભાંગી પડેલી નાવની પેઠે આ કૌરવસેના અર્જુનનો ભેટો કરીને છિન્નભિન્ન થઈ ગઈ છે. યોદ્ધાઓ જેમ આવે તેમ નાસી રહ્યા છે. ઓ રાજા ! ગાંડીવ-ધનુષ્યમાંથી છૂટેલાં બાણોથી તેમનામાંના સેંકડો વીંધાઈ ગયા છે અને તેમનો આ મહાન આર્ત્ત-નાદ સંભળાય છે. જો, સાંભળ. હે રાજસિંહ ! આકાશમાં જેમ મેઘનો ધ્વનિ સંભળાય, તેમ આ મધ્યરાત્રિના સમયે અર્જુનના રથ સામે દુંદુભિઓનો ગડગડાટ સંભળાય છે. વળી અર્જુન-ના રથ સામે હાહાકારના શબ્દો, પુષ્કળ સિંહ-નાદો તથા બીજા અનેક જાતના કોલાહલો સંભ-ળાય છે, તે તું સાંભળ. આ તરફ આ યાદવ-શ્રેષ્ઠ સાત્યકિ આપણા બધાની મધ્યમાં આવી ઊભો છે; માટે જો કોઈ પણ ઉપાયે આ વખતે આ સાત્યકિનો નાશ કરવામાં આવે, તો અવશ્ય બાકી રહેલા સમગ્ર શત્રુઓનો આપણે પરાજય કરી શકીશું. જો, પાંચાલરાજાનો પુત્ર આ ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્ય સામે ભેટ્યો છે.[૫૦-૫૪] ચારેબાજુ-થી તે શૂરા મહારથીઓથી ઘેરાઈ ગયા છે. તો હે મહારાજ ! જો આપણે બધા એકઠા મળીને આ સાત્યકિને તથા ધૃષ્ટદ્યુમ્નને મારી નાખીએ, તો નિઃશંક આપણો જ વિજય થાય. માટે હે મહારાજ ! એકલા અભિમન્યુને જેમ આપણે બધા-એ એકઠા મળી મારી નાખ્યો હતો, તેમ આ વીર મહારથી સાત્યકિને તથા ધૃષ્ટદ્યુમ્નને પણ ચારેબાજુથી ઘેરી લઈ આપણે મારી નાખવા-નો યત્ન કરીએ. પરંતુ હે ભારત ! આ સાત્યકિને અનેક કૌરવ મહારથીઓ જોડે ભેટેલો જાણીને પેલો અર્જુન દ્રોણાચાર્યના સૈન્ય સામે ધસ્યો આવે છે. માટે જેટલામાં અર્જુન અનેક યોદ્ધા-ઓથી ઘેરાયેલા આ સાત્યકિને જાણી ન જાય, તેટલામાં સારા સારા ઘણા મહારથીઓ ત્યાં અર્જુન સામા ચઢી જાય. અહીં આપણે બધા શૂરાઓ બાણો છોડવાની ઉતાવળ કરો, એટલે આ સાત્યકિ પરલોક તરફ પ્રયાણ કરી જાય. હે મહારાજ ! આ મેં બતાવેલી યુક્તિનો જ તું આ સમયે યોગ્ય ઉપયોગ કર.[૫૫-૬૦] જેમ પૂર્વકાળના સંગ્રામ સમયે ઇંદ્રે યશસ્વી ઉપેંદ્ર

ભગવાનને કહ્યું હતું, તેમ તમારા પુત્રે કર્ણના એ મત પર આધાર રાખીને શકુનિને કહ્યું :[૬૧] 'ઓ મામા શકુનિ ! યુદ્ધમાંથી કદી પાછા નહિ હઠનારા દશ હજાર હાથીસવારોને તથા દશ હજાર રથીયોદ્ધાઓને સાથે લઈને તમે અર્જુન સામા ચઢી જાઓ.[૬૨] દુઃશાસન, દુર્વિષહ, સુબાહુ અને દુઃપ્રધર્ષણ–આ સર્વ યોદ્ધાઓ બીજા પદાતિ યોદ્ધાઓને સાથે લઈને તમારી પાછળ પાછળ આવશે.[૬૩] હે મહાબાહુ મામા ! અહીંથી જઈને તમે કૃષ્ણ, અર્જુન, ધર્મરાજા, નકુલ, સહદેવ અને ભીમસેનને હણી નાખો.[૬૪] પૂર્વે દેવાસુર-યુદ્ધ પ્રસંગે દેવોને જેમ દેવેંદ્ર પર પોતાના વિજયની આશા હતી, તેમ આ યુદ્ધમાં મારા વિજયની આશા પણ તમારા પર જ અવલંબી રહી છે. માટે હે મામા ! કાર્તિકસ્વામીએ જેમ અસુરોનો સંહાર કર્યો હતો, તેમ તમે પણ કુંતાના તે પુત્રોનો સંહાર કરી નાખો.'[૬૫] હે રાજન્ ! તમારા પુત્રના એ કથન પરથી સુબલ-પુત્ર શકુનિ મોટી સેનાને સાથે લઈને તથા તમારા બીજા પુત્રોથી રક્ષિત થઈને પાંડવો સામે પ્રયાણ કરી ગયો.[૬૬] તે શકુનિ તમારા પુત્રોનું પ્રિય કરવાને તથા પાંડુપુત્રોનો સંહાર કરવાને સજ્જ થયો હતો. એ પ્રમાણે હે રાજા ! સુબલ-પુત્ર શકુનિ પાંડવોની સેના તરફ જ્યારે પ્રયાણ કરી ગયો, ત્યારે તમારા પક્ષના મહારથીઓનું શત્રુઓ સાથેનું યુદ્ધ ચાલુ થયું. આ બાજુ મહાન બળશાળી સૂતપુત્ર અનેક સેંકડો બાણોને ફેંકતો ફેંકતો સાત્યકિ સામે યુદ્ધ કરવા ધસી ગયો; [તે]મ જ બીજા બધા રાજાઓ પણ સાત્યકિને [ઘે]રી વળ્યા.[૬૭-૬૯] બીજી તરફથી દ્રોણાચાર્ય [ધૃ]ષ્ટદ્યુમ્નના રથ સામે જઈ પહોંચ્યા, એટલે તુરત તે [રા]ત્રિમાં દ્રોણાચાર્યનું વીર ધૃષ્ટદ્યુમ્ન સાથે તથા [પ]ાંચાલયોદ્ધાઓ સાથે મહાઅદ્ભુત યુદ્ધ આરંભાયું.[૭૦]

અધ્યાય ૧૭૦ મો સમાપ્ત

# अध्याय १७१मो

## કચ્ચરઘાણ !

॥ संजय उवाच ॥

**ततस्ते प्राद्रवन् सर्वे त्वरिता युद्धदुर्मदाः ।**
**अमृष्यमाणाः संरब्धा युयुधानरथं प्रति ॥ १ ॥**

સંજય બોલ્યો : તે પછી યુદ્ધદુર્મદ તે સર્વ યોદ્ધાઓ પાંડવયોદ્ધાઓને નહિ ગણકારતાં ક્રોધ-પૂર્વક સાત્યકિના રથ સામે ધસી ગયા.[૧] હે રાજન્ ! બરાબર સજ્જ કરેલા તથા સોનારૂપાથી શોભતા રથો, ઘોડેસવારો તથા હાથીસવારોને સાથે લઈ તેમણે સાત્યકિને ચારે બાજુથી ઘેરી લીધો.[૨] એ પ્રમાણે સર્વ તરફથી ઘેરો ઘાલીને તે મહારથીઓ સિંહનાદો કરવા લાગ્યા અને સાત્યકિને તુચ્છકારવા લાગ્યા.[૩] સાત્યકિનો વધ કરવાની ઇચ્છાથી તે મહાવીરો ઉતાવળા થઈ ગયા હતા એટલે તેઓ એ સત્યપરાક્રમી સાત્યકિ પર તીક્ષ્ણ બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા.[૪] પોતાની સામે એકદમ ધસી આવેલા તે યોદ્ધાઓને જોઈને, શત્રુવીરોનો સંહારક મહાબાહુ શિનિપુત્ર અનેક બાણો છોડીને તેમની સામે ટક્કર ઝીલવા લાગ્યો.[૫] ત્યાં મહાધનુર્ધર અને યુદ્ધદુર્મદ વીર સાત્યકિએ મજબૂત ગાંઠાવાળાં ઉગ્ર બાણો મૂકી મૂકીને શત્રુઓનાં મસ્તકોને કચાકચ કાપવા માંડ્યાં.[૬] વળી તે યદુવંશીએ અસ્રાના આકારનાં કેટલાંએક બાણો છોડીને હાથીની સૂંઢોને, ઘોડાઓની ડોકોને અને આયુધોવાળા યોદ્ધાઓના બાહુઓને શચાભચ ભેદવા માંડ્યાં.[૭] હે પ્રભુ ! જોતજોતામાં ત્યાં ચામરો તથા ઉજ્જવળ છત્રો પડવા માંડ્યાં. આથી હે રાજન્ ! તે રણભૂમિ નક્ષત્રોથી જેમ આકાશ ભરાઈ જાય તેમ ભરાઈ ગઈ.[૮] હે ભારત ! એ યુદ્ધમાં સાત્યકિ સાથે યુદ્ધ કરતા યોદ્ધાઓ પ્રેતો-ની પેઠે બરાડા પાડતા હતા, તેથી ત્યાં તુમુલ શબ્દ થઈ રહ્યો હતો.[૯] એ તુમુલ શબ્દથી આખી

પ્રત્ની ગાઢ ગ્રી હતી અને ગતિમાં તેણે તીવ્ર અને ભય-ગ સ્વરૂપ પ-ડ્યુ હતુ [૧૦] કેવાં ખડા કરી નાખે તેવી એ નારભગને મા પતિના માણે ના માગથી તેનામાં જગા । પડ્યું તે જે ને તથા તે મહાનિપૂણ શબ્દને માનીને તમારા મ્રીચેષ પુત્ર પોતાના સારથિને કહ્યુ 'અરે ઓ સારથિ! જ્યાં આ તીવ્ર શબ્દ સભળાય છે ત્યા આ૫ ॥ ઘોડાઓને તુ હા- [૧૧ ૧૨] આ પ્રમાણે પ્રેરણા થતા જ દુર્યોધનના સારથિએ તેના ઉત્તમ ઘોડાઓને સાત્યકિના ર્થ સામે હાકયા [૧] પછી રોષાયમાન થયેલો, મજબૂત ધનુષ્યવાળો, યુદ્ધના શ્રમને નહિ ગણનારો, ઝડપદાર હાથવાળો તથા તન્દનગરનાં યુદ્ધોને લડી જાણનાર તે દુર્યોધન સાત્યકિ સામે ગયો અટલે સાત્યકિએ ધનુષ્યને કાન સુધી સપૂર્ણ ખેચીને બાર રક્તપિપાસુ બાણો છોડયા અને દુર્યોધનને વીધી નાખ્યો એ પ્રમાણે સાત્યકિએ જ્યારે પ્રથમ જ પ્રહાર કરી પોતાને પજ્યો, ત્યારે દુર્યોધને પણ ગેરે ભરાઈને સાત્યકિને દશ બાણોનો સામો પ્રહાર કર્યો [૧૪-૧૬] આ રીતે હે ભરતશ્રેષ્ઠ! ત્યા પાચાલયોદ્ધાઓનુ તથા સર્વ ભારતયોદ્ધાઓનુ અતિદારુણ તુમુલ યુદ્ધ થવા લાગ્યુ [૧૭] હે ભારત! એ રણમા સાત્યકિને ઘણો ક્રોધ ચઢ્યો હતો તેણે એંશી બાણોનો પ્રહાર કરી તમારા પુત્રની છાતી વીધી નાખી [૧૮] વળી બીજા કેટલાએક બાણોનો પ્રહાર કરી તેણે તેના ઘોડાઓને પણ મારી નાખ્યા અને એક બીજા બાણથી તેના સારથિને પણ રથ પરથી ગબડાવી પાડ્યો [૧] આમ હે પૃથ્વીપતિ! ઘોડાઓ માર્યા ગયા છતા રથમા બેસી રહેલો તમારો તે પુત્ર સાત્યકિના રથ સામે તીક્ષ્ણ બાણો છોડતો જ રહ્યો [૨૦] હે રાજન! એ રણમા સાત્યકિએ ઘણી હસ્તકુશળતાવાળા પુરુષની પેઠે ચાલાકી દર્શાવી અને તેણે તમારા પુત્ર કે કેટલા પાચસો બાણોને કાપી નાખ્યા હતાં [૨૧] વળી બીજું એક ભલ્લ જાતિનું બાણ છોડીને એ મહાવેગી સાત્યકિએ તમારા પુત્રના ધનુષ્યને મુષ્ટિપ્રદેશમાંથી કડાક દઈને કાપી નાખ્યું.[૨૨] એ પ્રમાણે સર્વ લોકોનો મહારાજા તે દુર્યોધન રથ તથા ધનુષ્ય વિનાનો થઈ પડ્યો અને તુરત જ કૃતવર્માના ઉજ્જ્વળ રથ પર ચઢી ગયો [૨૩] હે પૃથ્વીપતિ! જ્યારે દુર્યોધન એ રીતે પાછો હઠ્યો, ત્યારે શિનિપૌત્ર સાત્યકિ તે મધ્યાહ્નને સમયે બાણોનો પ્રહાર કરી કરીને તમારી સેનાને નસાડી નમ્વા લાગ્યો હે રાજન! બીજી તરફથી શકુનિએ અનેક હજાર રથો, હજારો હાથીઓ તથા હજારો ઘોડાઓને સાથે લઈને અર્જુનની આસપાસ ઘેરો ઘાલ્યો હતો તેણે અર્જુન ઉપર અનેક જાતના શસ્ત્રો ફેકવા માડ્યા હતા, તેમ જ તેના ઉપર બીજી જાતના મોટા અસ્ત્રોનો વરસાદ વરસાવવા માડ્યો હતો આ રીતે કાળે પ્રેરેલા તે ક્ષત્રિયો અર્જુન સામે લડી રહ્યા હતા પણ અર્જુને તે હજારો રથો, ઘોડાઓ તથા હાથીઓને પોતાની સામા આવતા અટકાવ્યા હતા, તેમ જ મહાપ્રયાસ કરીને તેમનો મોટો સહાર કર્યો હતો તે સમયે રણશૂર સુબલ પુત્ર શકુનિએ હસતો હોય તેવો દેખાવ કરીને અર્જુનને તીક્ષ્ણ બાણો મારવા માડ્યા, તેમ જ બીજા સો બાણો મારીને તેના મહાન રથને આગળ વધતો અટકાવ્યો [૨૪-૨૮] હે ભારત! એ યુદ્ધમા અર્જુને શકુનિને વીસ બાણોનો પ્રહાર કર્યો અને બીજા સર્વ મહાધનુર્ધરોને પણ ત્રણ ત્રણ બાણોથી વીધી નાખ્યા આમ હે રાજન! ઉપરા ઉપરી અનેક બાણો મૂકીને અર્જુને પ્રથમ શત્રુઓને આગળ વધતા અટકાવ્યા અને પછી ઇંદ્ર જેમ અસુરોનો સહાર કરે, તેમ તેણે તમારા યોદ્ધાઓનો સહાર કરવા માડ્યો [૩૦ ૩૧] હે મહીપાલ! થોડા સમયમા તો એ રણમા હાથીની

સૂંઢ સરખા બાહુઓ કપાઈ પડ્યા અને તે રણભૂમિ જાણે પાંચ મુખવાળા સર્પોથી છવાઈ ગઈ હોય તેવી દેખાવા લાગી.[૩૨] ત્યાં ઠેકઠેકાણે મુકુટોને ધારણ કરનારાં, સુંદર નાસિકાવાળાં, સુંદર કુંડળોવાળાં, પીસેલા હોઠોવાળાં અને ક્રોધથી ફાડેલા ડોળાઓવાળાં મસ્તકો રડવડવા લાગ્યાં.[૩૩] આખી રણભૂમિ કંઠીઓ તથા મુકુટોને ધારણ કરનારાં અને પ્રથમ પ્રિય વચનોને બોલનારાં ક્ષત્રિયોનાં મુખોવડે જાણે કમળવાળા પર્વતોની પેઠે શોભતી હતી.[૩૪] ઉગ્રપરાક્રમી અર્જુને તે રણમાં આવું ઉગ્ર કર્મ કરીને ફરીથી નમેલાં પર્વવાળાં પાંચ બાણો મૂક્યાં અને શકુનિને વીંધવા માંડ્યો.[૩૫] વળી તેણે બીજાં ત્રણ બાણો મૂકી શકુનિના પુત્ર ઉલૂકને પણ પ્રહાર કર્યો. આમ ઉલૂક પોતે વીંધાઈ ગયો, એટલે તે વાસુદેવ શ્રીકૃષ્ણને માર મારવા લાગ્યો.[૩૬] પૃથ્વીને જાણે ગજાવી મૂકતો હોય તેમ તે મોટા શબ્દે ગર્જના કરવા માંડ્યો. પછી અર્જુને કેટલાંએક બાણો મારીને શકુનિના ધનુષ્યને કાપી નાખ્યું.[૩૭] તેણે તેના ઘોડાઓને પણ યમરાજાને ઘેર મોકલી દીધા. હવે હે ભરતશ્રેષ્ઠ! શકુનિ તે રથ પરથી કૂદી પડ્યો.[૩૮] હે પૃથ્વીપતિ! આમ શકુનિ પોતાના પુત્ર ઉલૂકના રથ પર સત્વર ચઢી ગયો. પછી એક જ રથમાં બેઠેલા તે મહારથી પિતા-પુત્ર મેઘો જેમ પર્વત પર જળધારા સિંચે, તેમ અર્જુન પર બાણો ફેંકવા લાગ્યા. પણ હે મહારાજા! પાંડવવીર અર્જુને તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરી તે બન્નેને વીંધી નાખ્યા. વળી હે પૃથ્વીનાથ! તેણે બીજાં સેંકડો બાણો મૂકીને તમારી સેનામાં ભંગાણ પાડ્યું અને તે સેનાને ચારે બાજુ નસાડી મૂકી. હે રાજા! જેમ અતિપ્રચંડ વાયુ મેઘમંડળને ચારે બાજુથી છિન્નભિન્ન કરી નાખે છે, તેમ તે અર્જુને તમારાં સૈન્યોને પણ છિન્નભિન્ન કરી નાખ્યાં હતાં. હે ભરતશ્રેષ્ઠ! તે રાત્રિમાં અર્જુને તમારા સૈન્યનો સંહાર કરવા માંડ્યો હતો, એટલે તે સૈન્ય ભયથી વિહ્વલ થઈને વીખરાઈ ગયું. એ વેળા તે સૈન્યના કેટલાએક યોદ્ધાઓ પોતાના ઘોડાઓને રણમાં છોડીને જ દોડી ગયા હતા, ત્યારે બીજા કેટલાએક તો ગભરાટમાં ને ગભરાટમાં તે દારુણ અંધકારમાં પોતાનાં અંગોને છુપાવી દઈ નાઠા હતા. હે ભરતશ્રેષ્ઠ! આ રીતે તમારા યોદ્ધાઓનો રણમાં પરાજય કરીને હર્ષ પામેલા શ્રીકૃષ્ણ તથા અર્જુન શંખનાદ કરી રહ્યા હતા. હે મહારાજ! આ તરફથી ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યને ત્રણ બાણોથી વીંધી નાખ્યા અને એક તીક્ષ્ણ બાણ વડે તેમના ધનુષ્યની દોરીને પણ કાપી નાખી. એટલે ક્ષત્રિયમર્દન દ્રોણગુરુએ તે ધનુષ્યને પૃથ્વી પર મૂકી દીધું અને તેમણે બીજું અતિ ઘણા બળવાળું વેગવાન ધનુષ્ય હાથમાં લઈને ધૃષ્ટદ્યુમ્નને સાત બાણો વડે વીંધી નાખ્યો. વળી હે રાજન્! તે શૂરવીર દ્રોણાચાર્યે બીજાં પાંચ બાણો મારી તેના સારથિને પણ એ રણમાં માર માર્યો. ત્યાં તુરત મહારથી ધૃષ્ટદ્યુમ્ને કેટલાંએક બાણો મૂકીને આચાર્યનાં બાણોને અટકાવી દીધાં. પછી ઇંદ્ર જેમ આસુરી સેનાનો નાશ કરે, તેમ તે કૌરવી સેનાનો નાશ કરવા મંડી પડ્યો. હે રાજા! તમારા પુત્રના સૈન્યનો એ રીતે જ્યારે નાશ થવા લાગ્યો, ત્યારે તે રણક્ષેત્રમાં બન્ને સેનાની મધ્યમાં લોહીની ઘોર નદી ચાલુ થઈ. હે રાજન્! તે નદી લોહીના ઓઘના તરંગોવાળી હતી અને મનુષ્યો, ઘોડાઓ તથા હાથીઓને તાણી જતી હતી. તે જાણે યમરાજાની નગરી પ્રત્યે વહેતી સાક્ષાત્ વૈતરણી હતી. એ પ્રમાણે તમારા સૈન્યને હાંકી કાઢીને પ્રતાપી ધૃષ્ટદ્યુમ્ન ત્યાં દેવગણોમાં શોભી રહેલા તેજસ્વી ઇંદ્ર સરખો શોભતો હતો. આમ હે પૃથ્વીપતિ! જયથી શોભતા ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, નકુલ,

સહદેવ, સાત્યકિ અને ભીમસેન આદિ પાંડવ મહારથીઓએ તમારા હજારો રથીઓનો પરાજય કર્યો અને અતિ ઉન્મત્ત બની જઈને તેઓ તમારા પુત્ર દુર્યોધન, કર્ણ, દ્રોણાચાર્ય તથા શૂરવીર અશ્વત્થામાના દેખતાં પોતપોતાના શંખો વગાડવા લાગ્યા.[૬૮-૬૯]

ઇતિ શ્રીમદ્‌ભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિ સમયમાં સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૭૧ મો સમાપ્ત

# अध्याय १७२ मो

## દ્રોણાચાર્ય અને કર્ણનો પાંડવો પર હલ્લો

॥ सञ्जय उवाच ॥

**विद्रुतं स्वबलं दृष्ट्वा वध्यमानं महात्मभिः ।**
**क्रोधेन महताविष्टः पुत्रस्तव विशांपते ॥ १ ॥**

સંજય બોલ્યો : હે રાજન્‌! મહાત્મા પાંડવોના મારાથી પોતાના સૈન્યને નાસભાગ કરતું જોઈને તમારો પુત્ર મહાન ક્રોધાવેશમાં આવી ગયો.[૧] તે એકદમ વિજયીશ્રેષ્ઠ દ્રોણ તથા કર્ણ પાસે ગયો. ત્યાં અત્યંત ગુસ્સામાં આવેલો તથા વાક્યોને બોલી જાણનારો તે દુર્યોધન આવું વાક્ય બોલ્યો :[૨] 'અર્જુને આ યુદ્ધમાં સિંધુરાજને મારી નાખ્યો, તે જોઈને તમે બન્ને ક્રોધમાં આવી ગયા અને તમેજ આજની રાત્રિમાં સંગ્રામ ચાલુ કર્યો છે.[૩] છતાં આ સમયે જ્યારે પાંડવોનું સૈન્ય મારી સેનાનો સંહાર કરી રહ્યું છે, ત્યારે પાંડવો ઉપર વિજય મેળવવાને શક્તિમાન હોવા છતાં તમે બન્ને જાણે અશક્ત હો તેમ જોયા કરો છો.[૪] અરે ! ઓ માન આપનારા વીરો ! તમારે બન્નેએ જો આમ મારો ત્યાગ જ કરવો હતો, તો તે સમયે જ મને કહેવું હતું કે, 'આ યુદ્ધમાં અમે પાંડવોનો પરાજય કરી શકીશું નહિ.' એટલે તે સમયે જ તમારું વચન સાંભળીને તથા તમારી સંમતિ લઈને હું પાંડવો સાથે આવું યોદ્ધાઓનો વિનાશ કરનારું વેર કરત નહિ. હે પરાક્રમી મહાપુરુષો ! હજી પણ હું તમને બન્નેને કહું છું કે, જો તમારે મારો પરિત્યાગ ન કરવો હોય, તો તમે તમારું યોગ્ય પરાક્રમ દર્શાવીને બરાબર યુદ્ધ કરો.[૫-૭] તમારા પુત્ર દુર્યોધને આ પ્રમાણે તેઓના ચાબખા માર્યા, એટલે પગ તળે કચરાયેલા બે સર્પોની પેઠે તે બન્ને વીરો ક્રોધપૂર્વક સંગ્રામ કરવા સજ્જ થયા.[૮] પછી મહાન ધનુર્ધર અને રથીઓમાં શ્રેષ્ઠ એવા તે બન્ને જણા સાત્યકિ આદિ પાંડવયોદ્ધાઓ સામા યુદ્ધ કરવા ધસી ગયા.[૯] ત્યારે એકત્ર થયેલા પાંડવયોદ્ધાઓ પણ સર્વ સૈન્યને સાથે લઈ ને વારંવાર ગર્જનાઓ કરી રહ્યા અને તે બન્ને વીરો સામે ધસી ગયા.[૧૦] ત્યાં સર્વ શસ્ત્રધરોમાં શ્રેષ્ઠ એવા મહાધનુર્ધર દ્રોણાચાર્યે ક્રોધપૂર્વક દશ બાણો મારીને સાત્યકિને વીંધી નાખ્યો.[૧૧] ત્યારે કર્ણે પણ દશ બાણોથી, તમારા પુત્રે સાત બાણોથી, વૃષસેને દશ બાણોથી અને શકુનિએ પણ સાત બાણોથી સાત્યકિને માર માર્યો.[૧૨] આમ હે કુરુવંશી રાજા! એ યુદ્ધમાં તમારા પક્ષના સર્વ યોદ્ધાઓ સાત્યકિ પર બાણો છોડવા લાગ્યા. વળી દ્રોણાચાર્ય રણમાં પાંડવી સેનાનો સંહાર કરવા લાગ્યા. આ જોઈ સોમકયોદ્ધાઓ ચોતરફથી બાણોની વૃષ્ટિ કરવા મંડ્યા અને શત્રુઓને સત્વર વીંધવા લાગ્યા. હે પૃથ્વીપતિ રાજન્‌! ઉદય પામેલો સૂર્ય જેમ પોતાનાં કિરણો ફેંકી ચોપાસના અંધકારનો નાશ કરે છે, તેમ દ્રોણાચાર્ય પણ પોતાનાં બાણો ફેંકી ફેંકીને અનેક ક્ષત્રિયોના પ્રાણોને હરી લેતા હતા. હે પૃથ્વીનાથ! દ્રોણગુરુએ જ્યારે પાંચાલોનો સખ્ત સંહાર કરવા માંડ્યો, ત્યારે તે યોદ્ધાઓ અન્યોન્ય સામે બરાડા પાડવા લાગ્યા અને ત્યાં તેમનો તુમુલ શબ્દ સંભળાવા લાગ્યો. ત્યાં કેટલાએક પોતાના પુત્રોને, કેટલાએક પોતાના પિતાઓને, કેટલાએક પોતાના

ભાઈઓને, કેટલાએક પોતાના મામાઓને, કેટલાએક પોતાના ભાણેજોને, કેટલાએક પોતાના મિત્રોને, તો કેટલાએક પોતાના સંબંધીઓ તથા બાંધવોને રણમાં પડતા મૂકીને પોતાના જીવિતની જ માત્ર ઇચ્છા રાખી ઉતાવળા ઉતાવળા ત્યાંથી નાસી જતા હતા.[૧૩-૧૭] વળી કેટલાએક ભાન ખોઈ બેઠા હતા અને ઊલટા દ્રોણાચાર્ય સામા જ દોડી જતા હતા. ત્યાં બીજા કેટલાએક પાંડવયોદ્ધાઓ તો એ રણમાં પરલોક ભણી જ પ્રયાણ કરી ગયા.[૧૮] આમ હે રાજન્! તે મહાભાગ દ્રોણાચાર્યે પાંડવી સેનાને પીડા પામતી કરી મૂકી, એટલે તે રાત્રિમાં હજારો દીવાઓને ત્યાં ફેંકી દઈને તે નાસાનાસ કરવા લાગી.[૧૯] આ નાસભાગ ભીમસેન, અર્જુન, શ્રીકૃષ્ણ, નકુલ, સહદેવ, ધર્મરાજ તથા ધૃષ્ટદ્યુમ્નની આંખ આગળ જ ચાલી રહી હતી.[૨૦] તે વેળા સર્વ લોક અંધકારથી ઢંકાઈ ગયો હતો, તેથી કંઈ પણ જણાતું ન હતું. માત્ર ત્યાં કૌરવોના પ્રકાશને લીધે નાસભાગ કરતા શત્રુઓ જ દેખાતા હતા.[૨૧] હે રાજા! મહારથી દ્રોણાચાર્ય તથા કર્ણ નાસભાગ કરતા તે પાંડવસૈન્યની પાછળ પડ્યા અને અનેકાનેક બાણો ફેંકીને તેને માર્યા જ કર્યું.[૨૨] આમ જ્યારે પાંચાલયોદ્ધાઓમાં ભંગાણ પડ્યું અને તેઓ ચોબાજુથી ખપી જવા લાગ્યા, ત્યારે શ્રીકૃષ્ણનું મન ઉદાસ થઈ ગયું અને તેમણે અર્જુન પ્રત્યે આ પ્રમાણે કહ્યું:[૨૩] 'ઓ કુંતાપુત્ર! આ મહાધનુર્ધર દ્રોણાચાર્ય અને કર્ણ ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ તથા સર્વ પાંચાલોને બાણો વતી સખત પ્રહાર કરે છે.[૨૪] તે બન્નેની બાણવૃષ્ટિથી આપણા મહારથીઓમાં ભંગાણ પડ્યું છે. હે કુન્તીનંદન! એ સઘળી સેના વાર્યા છતાં પણ વળતી નથી.'[૨૫] પછી અર્જુન તથા શ્રીકૃષ્ણ પોતે તે પલાયન કરતી સેનાને ઉદ્દેશીને કહેવા લાગ્યા: 'અરે ઓ પાંડવયોદ્ધાઓ! આમ ત્રાસ પામીને તમે નાસો મા, નાસો મા. ભયનો ત્યાગ કરી ઊભા રહો.[૨૬] આ પગલે અમે બન્ને જણા ઊંચાં કરેલાં આયુધોવાળાં સર્વ સૈન્યોને વ્યૂહાકારે બરાબર ગોઠવી દઈ દ્રોણાચાર્યનો અને કર્ણનો પરાજય કરવા પ્રયત્ન કરીએ છીએ.'[૨૭] હવે શ્રીકૃષ્ણ અર્જુનને ઉદ્દેશીને બોલ્યા: 'હે અર્જુન! દ્રોણાચાર્ય અને કર્ણ બન્ને બળવાન છે, શૂરા છે, અસ્ત્રકુશળ છે અને વિજયવંતા છે. માટે તું જો તેમની ઉપેક્ષા કરીશ, તો આજની રાત્રિમાં જ તેઓ તારા સૈન્યનો નાશ કરી નાખશે.'[૨૮] તેઓ બન્ને જણા આમ વાર્તાલાપ કરતા હતા, તેવામાં ભયંકર કર્મ કરનારો મહાબળવાન ભીમસેન સેનાને પાછી વાળી શીઘ્ર તે તરફ ધસી આવ્યો.[૨૯] હે રાજન્! ભીમસેનને ત્યાં ધસી આવતો જોઈને જનાર્દન શ્રીકૃષ્ણ અર્જુનને હર્ષ પમાડતા ફરી પણ બોલ્યા: 'હે પાંડુનંદન! હે રણમાં વખણાયેલા અર્જુન! જો આ ભીમસેન સોમકો અને પાંડવોથી વીંટાઈને વેગપૂર્વક મહારથી કર્ણ તથા દ્રોણાચાર્ય સામે ચઢી જાય છે; માટે તું પણ તે ભીમસેનની તથા મહારથી પાંચાલયોદ્ધાઓની સાથમાં રહીને સર્વ સૈન્યોને ધીરજ આપવા માટે યુદ્ધ કર.'[૩૦-૩૨] પછી શ્રીકૃષ્ણ અને અર્જુન એ બન્ને નરશ્રેષ્ઠો દ્રોણાચાર્ય અને કર્ણ પાસે પહોંચી જઈ રણના મોખરામાં ઊભા રહ્યા.[૩૩]

સંજય બોલ્યો: ત્યાં તો યુધિષ્ઠિરરાજાનું તે મહાન સૈન્ય પણ પુનઃ પાછું ફર્યું પણ દ્રોણાચાર્ય અને કર્ણ તો એ યુદ્ધમાં શત્રુઓનો ઘાણ વાળ્યે જ જતા હતા.[૩૪] પછી હે રાજા! ચંદ્રનો ઉદય થતાં વૃદ્ધિ પામેલા બે મહાસાગરોની પેઠે તે બન્ને સૈન્યોનો તુમુલ પ્રહાર એ રાત્રિમાં ચાલુ થયો.[૩૫] તમારી સેના પણ જાણે ઉન્મત્ત બની ગઈ હોય, તેમ હાથમાંથી દીવાઓ ફેંકી

હઈને નિર્ભયતાથી પાંડવો સામે યુદ્ધ કરવા મચી પડી હતી.[૩૫] એ વેળા સર્વ સ્થળે ધૂળ અને અંધકાર છવાઈ ગયાં હતાં અને અનિવાર્ય યુદ્ધ થઈ રહ્યું હતું. વિજયની ઇચ્છાવાળા તે સર્વ યોદ્ધાઓ પોતાનાં નામ અને ગોત્રનો ઉચ્ચાર કરીને જ લડતા હતા. હે મહારાજ! સ્વયંવરમાં જેમ એકબીજાનાં નામોનું શ્રવણ કરવામાં આવે છે, તેમ એ મહારણમાં પણ એકબીજાનાં નામોનું શ્રવણ કરાવી કરાવીને જ રાજાઓ અન્યોન્યને પ્રહાર કરતા હતા.[૩૭,૩૮] વળી થોડા સમય તો ત્યાં કોઈ જાતનો શબ્દ પણ સંભળાતો ન હતો અને પુનઃ એકાએક મહાન શબ્દ સંભળાતો પણ હતો. તે સર્વ યોદ્ધાઓ અત્યંત ક્રોધે ભરાઈને લડી રહ્યા હતા, તેમાં કેટલાએક પરાજય પામતા હતા, તો કેટલાએક વિજયી પણ થતા હતા.[૩૯] હે કુરુશ્રેષ્ઠ રાજા! જે જે સ્થળે દીવાઓ દેખાતા હતા, તે તે સ્થળે પતંગની પેઠે શૂરાઓ પડતા હતા.[૪૦] હે રાજેન્દ્ર! આ રીતે કૌરવો તથા પાંડવો જ્યારે લડી રહ્યા હતા, ત્યારે તે મહારાત્રિ અતિગાઢ થઈ હતી.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાન્તર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિમાં સંકુલયુદ્ધ' નામનો અધ્યાય ૧૭૨ મો સમાપ્ત

## अध्याय १७३ मो

### ઘટોત્કચનું પ્રોત્સાહન

॥ संजय उवाच ॥

ततः कर्णो रणे दृष्ट्वा पार्षतं परवीरहा।
आजघानोरसि शरैर्दशभिर्मर्मभेदिभिः॥१॥

સંજય બોલ્યા: તે પછી શત્રુવીરોનો સંહાર કરનાર કર્ણે ધૃષ્ટદ્યુમ્નને રણમાં જોઈને મર્મને ભેદી નાખે તેવાં દશ બાણો છોડ્યાં અને તેના વક્ષઃસ્થળમાં પ્રહાર કર્યો.[૧] હે રાજા! ત્યારે ધૃષ્ટદ્યુમ્ને પણ હર્ષમાં આવી જઈને સામેથી તેટલાં જ બાણો મૂકી કર્ણને વીંધી નાખ્યો અને 'હવે ઊભો રહેજે, ઊભો રહેજે' એમ કહ્યું.[૨] પછી તે બન્ને ઘણાં બાણો વડે અન્યોન્યને ઢાંકી દેવા લાગ્યા અને વળી વળીને ધનુષ્યને કાન સુધી ખેંચીને એકબીજાને જોરજોરથી વીંધવા મંડ્યા.[૩] ત્યાં કર્ણે પાંચાલોમાં મુખ્ય ગણાતા ધૃષ્ટદ્યુમ્નના સારથિને તથા તેના ચારેય ઘોડાઓને બાણો વડે રણમાં વીંધી નાખ્યા.[૪] વળી બીજાં તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરી તેણે તેના મહાન ધનુષ્યને કાપી નાખ્યું તથા એક ભલ્લજાતના બાણ વડે સારથિને પણ રથના માળામાંથી ઢાળી પાડ્યો.[૫] ધૃષ્ટદ્યુમ્ન એ રીતે રથ વિનાનો થઈ ગયો અને તેના ઘોડાઓ તથા સારથિ પણ મરણ પામ્યા. એટલે તેણે એક ઘોર પરિઘ હાથમાં લઈ ઠેક્યું અને કર્ણના ઘોડાઓને છૂંદી નાખ્યા.[૬] ત્યાં તો હે રાજા! કર્ણે તેને સર્પ જેવાં અનેક તીક્ષ્ણ બાણો મારી સખત વીંધી નાખ્યો હતો, એટલે તે પગપાળો થઈને જ યુધિષ્ઠિરના સૈન્યમાં જઈ પહોંચ્યો અને સહદેવના રથ પર ચઢી ગયો. પછી તેણે કર્ણ સામે યુદ્ધ કરવા જવાની ઇચ્છા દર્શાવી, પરંતુ યુધિષ્ઠિરે તેને અટકાવ્યો.[૭,૮] મહાતેજસ્વી કર્ણ તો સિંહનાદો સાથે ધનુષ્યનો ટંકાર કરવા લાગ્યો અને પોતાના વિજયને સૂચવનાર શંખને મોટેથી વગાડવા લાગ્યો.[૯] એ યુદ્ધમાં કર્ણે ધૃષ્ટદ્યુમ્નને પરાજય આપ્યો, તે જોઈને એ પાંચાલો અને સોમકમહારથીઓ ઘણા જ ક્રોધવશ થઈ ગયા.[૧૦] તેઓ સર્વે કર્ણનો વધ કરવા માટે શસ્ત્રો લઈ લઈને તથા 'મારવું કે મરવું' એવો નિશ્ચય કરીને કર્ણ સામે યુદ્ધ માટે જઈ પહોંચ્યા.[૧૧] આ તરફ કર્ણના રથમાં પણ સારથિએ બીજા ઘોડાઓ જોડી દીધા હતા. તે ઘોડાઓનો રંગ શંખના સરખો ઉજ્જ્વળ હતો, તેમનો વેગ પણ ઘણો જ અધિક હતો અને તેઓ સિંધુદેશમાં જન્મેલા હોઈને ગતિમાં પણ ઉત્તમ હતા.[૧૨] હવે રાધા-

પુત્ર કર્ણ બરાબર તાકી તાકીને પ્રયત્નપૂર્વક બાણો છોડવા મંડ્યો. મેઘ જેમ પર્વત પર વૃષ્ટિ કરે, તેમ તે પાંચાલોના મહારથો પર વૃષ્ટિ કરી તેમને પીડવા લાગ્યો. પાંચાલોની તે મહાસેનાને કર્ણે ઘણી જ ગભરાવી મૂકી, તેથી સિંહથી ભય પામેલી મૃગલીની પેઠે તે સેના પણ કર્ણથી ભયભીત થઈને નાસભાગ કરવા લાગી.[૧૩,૧૪] જ્યાં ત્યાં કોઈ સ્થળે ઘોડાઓ પરથી પડી ગયેલા, કોઈ સ્થળે ઘોડાઓ પરથી પછડાયેલા અને કોઈ સ્થળે રથો પરથી ગબડી પડેલા યોદ્ધાઓ ઝટ નજરે આવતા હતા.[૧૫] એ મહારણમાં જે કોઈ યોદ્ધો દોડી જતો હતો, તેના બે બાહુઓને તથા કુંડળ સહિત મસ્તકને કર્ણ ક્ષુરપ્રબાણો મૂકી છેદી જ નાખતો હતો.[૧૬] વળી હે પૃથ્વીપાલ રાજા! હાથી પર બેઠેલા, ઘોડા પર સવાર થયેલા અને ભોંય ઉપર રહેલા યોદ્ધાઓની સાથળોને તેણે કાપી જ નાખી હતી.[૧૭] રણમાં નાસભાગ કરી રહેલા ઘણા મહારથીઓ ગભરાટમાં ને ગભરાટમાં છિન્નભિન્ન થયેલાં પોતાનાં અંગોને અથવા વાહનોને પણ જાણી શકતા ન હતા. (અર્થાત્ શરીરની પીડાને તથા પોતાનાં વાહનોને પણ ભૂલી જઈ પલાયન જ કરતા હતા.)[૧૮] કર્ણે એ યુદ્ધમાં પાંચાલો અને સૃંજયોને સખત ઝીકવા માંડ્યા હતા, તેથી તેઓ એક તણખલાને પણ હાલતું સાંભળીને કર્ણને જ પોતાની પાસે આવેલો માની બેસતા હતા.[૧૯] અરે! પોતાના પક્ષના યોદ્ધાને પણ બેભાનપણે દોડી જતો જોઈ તેઓ તો એમ જ માની લેતા હતા કે, આ કર્ણ જ દોડી આવે છે! પછી તેઓ ત્યાંથી નાસી જતા હતા.[૨૦] આમ હે ભારત! તે સૈન્યો હરોળમાંથી છૂટાં પડીને નાસભાગ કરી રહ્યાં હતાં, ત્યારે પણ કર્ણે તેમનો પીછો લીધો હતો અને તે તેમના ઉપર પાછળથી બાણો વેરી રહ્યો હતો.[૨૧] આ પ્રમાણે મહાત્મા કર્ણે પાંડવ સૈનિકોને હાંકી કાઢ્યા હતા, એટલે તેઓ અન્યોન્ય સામે જોઈ જોઈને કેવળ મૂઢદશામાં અથવા બેભાનમાં જ દોડ્યા જતા હતા અને ઊભા રહેવાને જરાયે સમર્થ ન થયા.[૨૨] હે રાજન્! મોટાં મોટાં બાણોનો માર મારી કર્ણે તથા દ્રોણાચાર્યે પાંચાલોને કાયર કાયર કરી મૂક્યા હતા અને તેથી જ તેઓ સર્વ દિશાઓમાં જોતા જોતા ત્યાંથી નાસી જવા લાગ્યા.[૨૩] આમ પોતાના સૈન્યને નાસભાગ કરતું જોઈને રાજા યુધિષ્ઠિરનું મન પણ પલાયન કરવામાં જ તત્પર થઈ ગયું. તેમણે અર્જુનને કહ્યું:[૨૪] 'અરે ઓ અર્જુન! જો, આ તરફ તો જો. આ મહાધનુર્ધર કર્ણ આ દારુણ મધ્યરાત્રિના સમયે પ્રખર તપતા સૂર્યની પેઠે હાથમાં ધનુષ્ય લઈ ઊભો છે.[૨૫] આ તારા બંધુઓ કર્ણનાં બાણોથી વીંધાઈ જઈને અનાથની પેઠે બરાડા પાડી રહ્યા છે. જો, સાંભળ. તેમનો આ આર્તનાદ અહીં સંભળાય છે.[૨૬] આ કર્ણ ધનુષ્યમાં બાણોનું સંધાન ક્યારે કરે છે અને પાછાં તે છોડે છે ક્યારે, તેની મને કંઈ પણ ખબર પડતી નથી. હે અર્જુન! મને તો લાગે છે કે, કર્ણ જરૂર આપણ સૌને મારી નાખશે.[૨૭] હે ધનંજય! આવી સ્થિતિમાં કર્ણનો નાશ કરવાના સંબંધમાં તને જે કાર્ય સમયોચિત દેખાય તે તું કર.'[૨૮] હે મહારાજ! યુધિષ્ઠિરરાજનાં એ વચનો સાંભળીને અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યો: 'હે શ્રીકૃષ્ણ! કર્ણે કરેલા આજના પરાક્રમથી રાજા યુધિષ્ઠિર ડરી ગયા છે, માટે આ સમયે કયું કાર્ય આપણે કરવું ઘરે છે, તેનો તમે જલદી વિચાર કરો. જુઓ, આપણી સેના પણ નાસભાગ કરી રહી છે.[૨૯,૩૦] હે મધુસૂદન! દ્રોણાચાર્યનાં બાણોથી વીંધાઈ જઈને નિરુત્સાહ થયેલા આપણા યોદ્ધાઓને કર્ણે

એટલા બધા ત્રાસિત કરી મૂકયા છે કે, તેમને ઊભા રહેવાનું સ્થળ પણ જણાતું નથી.[૩૧] વળી મને પેલો કર્ણ નિર્ભયની પેઠે રણમાં ઘૂમી રહેલો દેખાય છે. જુઓ, તે નાસભાગ કરતા મહારથીઓની પાછળ પડી તીક્ષ્ણ બાણો ફેંકી રહ્યો છે. હે યાદવસિંહ શ્રીકૃષ્ણ! જેમ કોઈ સર્પ પાદપ્રહારને સહન કરી શકતો નથી, તેમ હું પણ મારી પ્રત્યક્ષ આ રીતે રણમાં ઘૂમી રહેલા કર્ણને સહન કરી શકતો નથી.[૩૨,૩૩] માટે જે સ્થળે તે મહારથી કર્ણ ત્રાસ વર્તાવી રહ્યો છે, ત્યાં તમે ચાલો. હે મધુસૂદન! આજના યુદ્ધમાં જોઈએ તો હું તેને મારી નાખીશ અથવા તે મને મારી નાખશે.[૩૪]

વાસુદેવ બોલ્યા: હે ધનંજય! આ મહારણમાં ઘૂમી રહેલો કર્ણ, જાણે બીજો દેવરાજ ઇંદ્ર હોય તેવો જ મને દેખાય છે. ખરેખર! તેનું પરાક્રમ અલૌકિક છે.[૩૫] હે પુરુષવ્યાઘ્ર! આ કર્ણની સામે જઈને સંગ્રામમાં યુદ્ધ કરે તેવો બીજો કોઈ પુરુષ નથી. હે ધનંજય! માત્ર તું અથવા રાક્ષસ ઘટોત્કચ તેની સામે લડી શકે તેમ છે.[૩૬] પણ હે નિર્દોષ અર્જુન! આ સમયે તે કર્ણની સાથે તારો યુદ્ધસમાગમ થાય એ સમયોચિત નથી, એમ હું માનું છું.[૩૭] કારણ કે હે મહાબાહુ! તેની પાસે એક મહાશક્તિ હજી મોજૂદ છે. તે શક્તિ મોટા ઊંબાડિયાની પેઠે દેદીપ્યમાન છે, ઇંદ્રે તેને આપેલી છે અને ખાસ તારે માટે જ તેણે તે પોતાની પાસે સંઘરી રાખી છે. કર્ણ તે શક્તિનું ખાસ તારે માટે જ રક્ષણ કરી રહ્યો છે અને તેથી જ તે આવું રૌદ્ર સ્વરૂપ ધારી રહ્યો છે. માટે આ સમયે તો મહાબળવાન રાક્ષસ ઘટોત્કચને જ તેની સામે ધસી જવા દે.[૩૮,૩૯] કારણ કે તે ઘટોત્કચ બળવાન ભીમસેનથી ઉત્પન્ન થયો છે અને સાક્ષાત્ દેવ સરખો પરાક્રમી છે. વળી તેની પાસે દિવ્ય, આસુરી અને રાક્ષસી એમ ત્રણેય જાતનાં અસ્ત્રો છે.[૪૦] એ ઘટોત્કચ નિત્ય આપણા પર પ્રેમ રાખે છે અને આપણો હિતૈષી છે. તે કર્ણનો રણમાં પરાજય કરશે, એમાં જરા પણ સંશય નથી.[૪૧] જ્યારે શ્રીકૃષ્ણે કમળનેત્ર મહાબાહુ અર્જુનને એ પ્રમાણે કહ્યું, ત્યારે તેણે રાક્ષસ ઘટોત્કચને બોલાવ્યો; એટલે તે તરત જ અર્જુન આગળ આવ્યો.[૪૨] હે પૃથ્વીપતિ! કવચ, બાણ, ધનુષ્ય અને તલવારને ધારણ કરનારા તે ઘટોત્કચે શ્રીકૃષ્ણ અને અર્જુનને પ્રણામ કર્યા.[૪૩] પછી તે શ્રીકૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યો: 'આ હું આપની પાસે હાજર થયો છું. બોલો, મને આજ્ઞા કરો.' એટલે યદુવંશી વાસુદેવ મંદમંદ હસ્યા અને મેઘ સમાન કાંતિવાળા તથા દેદીપ્યમાન કુંડળોવાળા તે ઘટોત્કચને કહેવા લાગ્યા: 'હે પુત્ર ઘટોત્કચ! હું તને કહું છું તે સાંભળ. તારે જ પરાક્રમ કરી દેખાડવાનો આ સમય આવી પહોંચ્યો છે; બીજા કોઈનું આ વખતે ચાલે તેમ નથી.[૪૪,૪૫] માટે તું આ કૌરવસાગરમાં ડૂબી જતા બંધુઓ માટે વહાણરૂપ થા અને તેમને તાર. તારી પાસે અનેક જાતનાં શસ્ત્રો છે અને વધારામાં રાક્ષસી માયા પણ છે.[૪૬] હે હિડિમ્બાનંદન! આ જો, ગોવાળ જેમ ગાયોને હાંકી કાઢે છે, તેમ કર્ણ પાંડવોની સેનાને હાંકી રહ્યો છે.[૪૭] આ મહાધનુર્ધર, બુદ્ધિમાન અને દૃઢપરાક્રમી કર્ણ પાંડવોનાં સૈન્યમાંના મોટા મોટા ક્ષત્રિયોનો સંહાર કરી રહ્યો છે.[૪૮] જોકે આપણા પક્ષના દૃઢ ધનુષ્યવાળા યોદ્ધાઓ પણ મોટી મોટી બાણવૃષ્ટિઓ વરસાવી રહ્યા છે, તોપણ તેઓ કર્ણનાં બાણોરૂપ જ્વાળાથી પીડાય છે અને તેની સામે ઊભા રહેવાને શક્તિમાન નથી.[૪૯] બરાબર મધ્યરાત્રિના સમયથી કર્ણ બાણોનો વરસાદ વરસાવી પીડી

-રહ્યો છે, તેથી આ પાંચાલયોદ્ધાઓ સિંહથી ભય પામેલાં મૃગલાંની પેઠે રણમાંથી નાસે છે.[૫૦] આમ હે ભયંકર પરાક્રમી ઘટોત્કચ! કર્ણ આ યુદ્ધમાં આટલો બધો વધ્યે જાય છે અને માત્ર તારા સિવાય બીજો કોઈ પણ તેને અટકાવી શકે એમ નથી.[૫૧] માટે હે મહાબાહુ! તને પોતાને તથા તારા મામાઓ અને કાકાઓના તેજને તથા અસ્ત્રબળને છાજે તેવું કર્મ તું આજના યુદ્ધમાં કરી દેખાડ.[૫૨] હે હિડિમ્બાપુત્ર! પુત્રો અમને દુઃખમાંથી તારશે, એવી ઇચ્છા રાખીને જ જગતમાં મનુષ્યો પુત્રોની વાંછના કરે છે; માટે તું પણ તારા પિતાઓને આ સમયે તાર.[૫૩] હે ઘટોત્કચ! પિતાઓ પોતાના સ્વાર્થને માટે જ પુત્રોની ઇચ્છા કરે છે. તેમના મનમાં સદા એમ જ હોય છે કે, 'અમારા હિતૈષી પુત્રો આ લોક અને પરલોકથી અમને તારશે.'[૫૪] વળી હે ભીમનંદન! તું સંગ્રામમાં નિત્ય યુદ્ધ કરનારો છે, તારી પાસે અસ્ત્રોનું મહાભયંકર બળ છે અને તારી માયાઓ પણ ઘણી દુસ્તર છે.[૫૫] આમ હે શત્રુતાપન! આ રાત્રિમાં કર્ણે બાણો મૂકી મૂકીને પાંડવોમાં ભંગાણ પાડ્યું છે, તેથી તેઓ કૌરવોમાં ડૂબી ગયા છે. તો તું તેમને પારરૂપ થા.[૫૬] વળી રાક્ષસો રાત્રિના સમયમાં ઘણા અમાપ પરાક્રમવાળા, બળવાન, અતિ દુરાધર્ષ, શૂરા અને પરાક્રમી ગતિવાળા થાય છે.[૫૭] તેથી આ મધ્યરાત્રિને સમયે તું પોતાની અનેક માયાઓ દર્શાવીને મહાધનુર્ધર કર્ણનો રણમાં નાશ કરી નાખ અને પછી દ્રોણાચાર્યનો વધ તો ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંડવયોદ્ધાઓ કરશે.[૫૮]

સંજય બોલ્યો: હે કુરુરાજ! કેશવનાં વચન સાંભળ્યા પછી અર્જુન પણ શત્રુદમન રાક્ષસ ઘટોત્કચને કહેવા લાગ્યો: 'હે ઘટોત્કચ! આપણાં આ સર્વ સૈન્યોમાં એક તું, મહાબાહુ સાત્યકિ અને પાંડુપુત્ર ભીમસેન આ ત્રણ યોદ્ધાઓને હું માનદષ્ટિથી જોઉં છું.[૫૯,૬૦] માટે તું આજે કર્ણ સામે જઈને દ્વંદ્વયુદ્ધ કર. મહારથી સાત્યકિ તારો પૃષ્ઠરક્ષક થશે. પૂર્વે કાર્તિકસ્વામીની સહાય લઈ ઇંદ્રે જેમ તારકાસુરને માર્યો હતો, તેમ તું પણ શિનિશ્રેષ્ઠ સાત્યકિની સહાય લઈને રણશૂરા કર્ણને મારી નાખ.'[૬૧,૬૨]

ઘટોત્કચ બોલ્યો: હે ભારત! કર્ણ, દ્રોણાચાર્ય અથવા બીજા સર્વ અસ્ત્રકુશળ ક્ષત્રિય શૂરવીરોને હું એકલો જ પૂરો પડું તેમ છું.[૬૩] આજની રાત્રિમાં હું કર્ણને એવો સંગ્રામ આપીશ, કે તેને મનુષ્યો આ પૃથ્વીની સ્થિરતા સુધી ગાયા કરશે. આજના યુદ્ધમાં હું કોઈ શૂરાઓને છોડીશ નહિ, કોઈ ભયભીત થયેલાઓને છોડીશ નહિ, કોઈ શરણે આવેલાઓને પણ છોડીશ નહિ; પરંતુ રાક્ષસધર્મનો આશ્રય કરી હું સર્વનો વિનાશ જ કરીશ.[૬૪,૬૫]

સંજય બોલ્યો: એમ કહીને શત્રુવીરોનો સંહાર કરનાર એ મહાબાહુ હિડિમ્બાપુત્ર, તમારા સૈન્યને બિવડાવતો બિવડાવતો કર્ણ સામે યુદ્ધ કરવા ધસી ગયો.[૬૬] પુરુષવ્યાઘ્ર કર્ણ પણ ક્રોધ કરી પોતાની સામે ધસી આવતા, બળબળતા મુખવાળા અને પ્રદીપ્ત કેશવાળા એ ઘટોત્કચ સામે હસતાં હસતાં ટક્કર ઝીલવા લાગ્યો. પછી હે રાજસિંહ! અન્યોન્ય સામે ગર્જના કરતા તે કર્ણ અને રાક્ષસ ઘટોત્કચ વચ્ચે ઇંદ્ર અને પ્રહ્લાદ વચ્ચેના જેવું યુદ્ધ થવા લાગ્યું.[૬૭,૬૮]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'ઘટોત્કચનું પ્રોત્સાહન' નામનો અધ્યાય ૧૭૩ મો સમાપ્ત

## अध्याय १७४ मो
## અલંબુષનો વધ–રાક્ષસે રાક્ષસને માર્યો

॥ संजय उवाच ॥

दृष्ट्वा घटोत्कचं राजन् सूतपुत्ररथं प्रति।
आयान्तं तु तथायुक्तं जिघांसुं कर्णमाहवे ॥ १ ॥

સંજય બોલ્યો : આમ હે રાજન્! રણમાં કર્ણનો વધ કરવાની ઇચ્છાથી સજ્જ થયેલો ઘટોત્કચ એ સૂતપુત્રના રથ તરફ ધસી આવતો હતો, તે જોઈને તમારા પુત્ર દુર્યોધને દુઃશાસન પ્રત્યે આવું વચન કહ્યું : 'અરે ઓ દુઃશાસન! આ રાક્ષસ ઘટોત્કચ રણમાં કર્ણનું પરાક્રમ જોઈને ઉતાવળો ઉતાવળો ધસી આવે છે. માટે જા, એ મહારથીને તું અટકાવ. સૂર્યપુત્ર મહાબળવાન કર્ણ જ્યાં રાક્ષસ સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે, ત્યાં તું મોટી સેનાને સાથે લઈ જલદી જા. હે માન આપનારા દુઃશાસન! તું મોટા સૈન્યથી વીંટાઈને બરાબર સાવધાન થઈને કર્ણની રક્ષા કર. જોજે, આ ઘોર રાક્ષસ પ્રમાદમાં આવીને કર્ણનો નાશ ન કરી જાય.' તેવામાં હે રાજન્! જટાસુરનો બળવાન પુત્ર રાક્ષસ અલંબુષ દુર્યોધન પાસે આવી પહોંચ્યો. યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા તેણે દુર્યોધનને કહ્યું : 'હે દુર્યોધન! જો તમારી આજ્ઞા હોય તો હું ઇચ્છું છું, કે તમારા શત્રુઓ તરીકે પ્રખ્યાત થયેલા યુદ્ધદુર્મદ પાંડવોનો તેમના અનુચરો સહિત હું એકલો જ વિનાશ કરીશ. કારણ કે, પૂર્વે રાક્ષસોમાં અગ્રગણ્ય એવા મારા પિતા જટાસુરને તે ક્ષુદ્ર પાંડવોએ રાક્ષસોનો વિનાશ કરે તેવા વૈદિક કર્મનું અનુષ્ઠાન કરી મારી નાખ્યા છે. હું તેનો બદલો લેવા ઇચ્છું છું. મારા એ શત્રુઓના લોહીથી હું મારા મૃત પિતાની પૂજા કરવા ઇચ્છું છું. હું તેમના માંસ વડે મારા પિતાને બલિદાન આપવા ઇચ્છું છું; માટે હે રાજેંદ્ર! તમે મને અનુજ્ઞા આપવા કૃપા કરો.'[૨-૮] એટલે પ્રસન્ન થયેલા રાજા દુર્યોધને કહ્યું : 'જો કે હું પોતે જ દ્રોણાચાર્ય અને કર્ણ આદિની સાથે રહીને મારા શત્રુઓનો વધ કરવા સમર્થ છું; તોપણ મારી આજ્ઞાથી તું યુદ્ધ કરવા જા અને તે ઘટોત્કચનો યુદ્ધમાં નાશ કરી નાખ. એ રાક્ષસ ક્રૂર કર્મો કરનારો છે, રાક્ષસ અને મનુષ્ય એમ બન્ને જાતિથી ઉત્પન્ન થયો છે, તેમ જ પાંડવોનું નિત્ય હિત કરનારો છે. તેણે આપણા હાથી, ઘોડા અને રથોનો ઘાણ કાઢી નાખ્યો છે. વળી તે આકાશમાં ગતિ કરનારો પણ છે. માટે તું તેને યમલોકમાં મોકલી દે.'[૯-૧૧] 'સારું' એમ કહીને પ્રચંડ શરીરવાળા જટાસુરપુત્ર અલંબુષે ભીમપુત્ર ઘટોત્કચને રણમાં આહ્વાન આપ્યું અને તે ઘટોત્કચને અનેક શસ્ત્રો વડે ઢાંકી દેવા લાગ્યો.[૧૨] પરંતુ મહાવાયુ જેમ મેઘોને હચમચાવી દે, તેમ હિડિમ્બાપુત્ર એકલો જ અલંબુષ, કર્ણ અને આખા કૌરવસૈન્યને હંફાવવા લાગ્યો. ઘટોત્કચનું એ પ્રમાણેનું માયાબળ જોઈને રાક્ષસ અલંબુષ અનેક જાતનાં બાણોના સમુદાયો વડે તેને ઝટપટ પ્રહાર કરવા લાગ્યો.[૧૩,૧૪] તે મહાબળવાન અલંબુષે બાણોના ઢગ છોડીને ઘટોત્કચને વીંધી નાખ્યો અને તેણે બીજાં સંખ્યાબંધ બાણો મૂકીને પાંડવોની સેનાને પણ ત્યાંથી હાંકી કાઢી.[૧૫] હે ભારત! વાયુનો આઘાત થતાં જેમ મેઘમંડળ વીખરાઈ જાય, તેમ તે મધ્યરાત્રિને સમયે અલંબુષે નસાડી મૂકેલાં પાંડવસૈન્યો ચારે બાજુ વીખરાઈ ગયાં હતાં.[૧૬] હે રાજન્! તે જ પ્રમાણે તમારી સેના પણ ઘટોત્કચનાં બાણોથી ખળભળી ઊઠી અને હજારો દીવાઓને જેમતેમ ફેંકી દઈને રણમાંથી નાસી ગઈ.[૧૭] પછી અંકુશો વડે જેમ હાથીને મારે, તેમ ક્રોધાયમાન થયેલા અલંબુષે દશ બાણો વડે ઘટોત્કચને માર માર્યો.[૧૮] તે જોઈ ઘટોત્કચે અતિ દારુણ ગર્જના કરી અને

અલંબુષના રથના, સારથિના તથા સર્વ આયુધો-ના તેણે તલતલ જેવડા ટુકડા કરી નાખ્યા.[૧૯] વળી મેઘ જેમ મેરુ પર્વત પર વૃષ્ટિ કરે, તેમ તેણે કર્ણ, અલંબુષ અને બીજા હજારો કૌરવયોદ્ધાઓ પર બાણોની વૃષ્ટિ કરી મૂકી.[૨૦] એ વેળા રાક્ષસ-થી પીડાયેલા કૌરવસૈન્યમાં મોટો ખળભળાટ થઈ રહ્યો. ત્યાં આખું ચતુરંગી સૈન્ય એકમેક પર પડીને અન્યોન્યને કચરી નાખતું હતું.[૨૧] હે મહારાજ! તે પછી રથ અને સારથિ વિનાનો થઈ પડેલો અલંબુષ ક્રોધથી ધૂંધવાઈ ગયો અને તેણે ઘટોત્કચને મુષ્ટિનો દૃઢ પ્રહાર કર્યો.[૨૨] ભૂકંપ વખતે આખો પર્વત જેમ વૃક્ષો, ઘાસ અને લતાઓ સહિત કંપી ઊઠે છે, તેમ તે મુષ્ટિનો પ્રહાર થતાં ઘટોત્કચ કંપી ઊઠ્યો.[૨૩] એ ભીમનંદને પણ મોટા પરિઘ સરખા તથા શત્રુઓના સમુદાય-નો નાશ કરનારા પોતાના બાહુની મુષ્ટિથી અલંબુષ-ને સખ્ત પ્રહાર કર્યો.[૨૪] વળી ક્રોપેલ હિડિમ્બા-પુત્રે ઇંદ્રધ્વજ સરખા પોતાના બે હાથ વડે અલં-બુષને ઉથલાવી દીધો, તેને પૃથ્વી પર પટક્યો અને તેને સારી રીતે રગદોળ્યો.[૨૫] એટલે અલંબુષે પણ પોતાને ઘટોત્કચ પાસેથી છોડાવ્યો અને પુનઃ વેગપૂર્વક ઊભો થઈને તેણે તેની સામે ધસારો કર્યો.[૨૬] રોષપૂર્વક તેણે ઘટોત્કચ રાક્ષસને ઉછાળી દીધો અને તેને પૃથ્વી પર ફેંકીને તે તેને એકદમ રગડવા મંડ્યો.[૨૭] આમ તે બન્નેનું યુદ્ધ રોમાં-ચક અને તુમુલ થઈ રહ્યું હતું. તે બન્નેનાં શરીરો મહાપ્રચંડ હતાં અને તે બન્ને જણા સામસામા ગર્જનાઓ કરી રહ્યા હતા.[૨૮] તે મહાવીર્યવાન અતિ માયાવીઓ પરસ્પર માયાઓ રચીને એકમેક-ને ટપી જતા હતા અને ઇંદ્ર તથા બલિરાજાની પેઠે સામસામા લડી રહ્યા હતા.[૨૯] તેઓ થોડી વારમાં અગ્નિ અને સમુદ્ર થઈ જતા હતા, થોડી વારમાં ગરુડ અને તક્ષક બની જતા હતા, થોડી વારમાં મેઘ અને વાયુસ્વરૂપ થઈ જતા હતા, તો થોડી વારમાં વળી વજ્ર અને મહાન પર્વત બની જતા હતા.[૩૦] વળી તેઓ હાથી, સિંહ, રાહુ અને સૂર્ય થઈને સામસામા લડતા હતા. આમ અનેક માયાઓ રચી રચીને તેઓ અન્યોન્યનો વધ કરવા ઇચ્છતા હતા.[૩૧] તે અલંબુષ અને ઘટોત્કચ ઘણું વિચિત્ર યુદ્ધ કરતા હતા. તેઓ પરિઘો, ગદાઓ, ભાલાઓ, મુદ્‌ગરો, પટ્ટિશો મુસલો અને પર્વતનાં શિખરો વગેરે હાથમાં લઈ લઈને અન્યોન્યને મારતા હતા. વળી તે મહામાયાવી રાક્ષસો ઘોડે-સવાર થઈને, હાથીસવાર થઈને, રથસવાર થઈને તથા પદાતિઓ થઈને પણ લડતા હતા. પછી હે રાજન્! અલંબુષનો વધ કરવાની ઇચ્છાથી ઘટો-ત્કચ એકદમ આકાશમાં ઊડ્યો અને ક્રોધપૂર્વક પાછો બાજપક્ષીની પેઠે ત્યાંથી નીચે ઊતર્યો. ત્યાં ઘટોત્કચે મહાપ્રચંડ શરીરવાળા રાક્ષસરાજ અલંબુષને પકડ્યો અને વિષ્ણુએ જેમ મય-દાનવને પછાડ્યો હતો, તેમ તેણે તેને પૃથ્વી પર પછાડ્યો. હવે ઘટોત્કચે અદ્‌ભુત દેખાવની તલ-વારને મ્યાનમાંથી ખેંચી કાઢી. ત્યાં રણમાં કૂદી રહેલા તથા અતિ ભયંકર રીતે ગાજી રહેલા પોતાના રૌદ્ર શત્રુ અલંબુષના વિકૃત દેખાવના ભયંકર મસ્તકને તેણે ધડ પરથી કાપી નાખ્યું. હે મહારાજ! આ પછી અમાપ પરાક્રમવાળો તે ઘટોત્કચ લોહીલુહાણ થયેલા તે મસ્તકને ચોટલી-થી પકડીને ઉતાવળો ઉતાવળો દુર્યોધનના રથ તરફ દોડી ગયો. ત્યાં જઈને મોટી ભુજાવાળો તે રાક્ષસ ખડખડાટ હસ્યો. ભયંકર દેખાવના મુખ-વાળા તથા વીખરાયેલા કેશવાળા તે મસ્તકને તેણે દુર્યોધનના રથમાં ફેંક્યું અને તે વર્ષાકાળના મેઘની પેઠે ભયંકર નાદે ગાજતો કહેવા લાગ્યો કે, 'હે રાજા દુર્યોધન! આ તારા બંધુનું પરાક્રમ તેં જોયું હતું. મેં એને મારી નાખ્યો છે. વળી

તારી અને કર્ણની પણ આ જ વલે થયેલી તું જોશે. 'જે પુરુષને ધર્મ, અર્થ અને કામની ઇચ્છા છે, તેણે રાજા, બ્રાહ્મણ અથવા સ્ત્રીનાં ખાલી હાથે દર્શન ન કરવાં.' આથી મેં તારી પાસે આ મસ્તકરૂપ ભેટ મૂકી છે. હવે પ્રસન્ન થઈને અહીં ઊભો રહેજે, એટલામાં તો હું કર્ણનો વધ કરું છું.[૩૨-૪૩] આમ કહીને, હે રાજા! તે ઘટોત્કચ તીક્ષ્ણ બાણો છોડતો છોડતો કર્ણ સામે ચાલ્યો ગયો. પછી હે મહારાજ! તે બન્ને નર અને રાક્ષસનું વિસ્મયજનક તથા ઘોર સ્વરૂપવાળું ભયાનક યુદ્ધ થવા લાગ્યું.[૪૪,૪૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં અલંબુષનો વધ' નામનો અધ્યાય ૧૭૪મો સમાપ્ત

## अध्याय १७५मो

### રાક્ષસ ઘટોત્કચનું યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

**यत्तद्वैकर्तनः कर्णो राक्षसश्च घटोत्कचः।**
**निशीथे समसज्जेतां तद्युद्धमभवत्कथम् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : તે મધ્યરાત્રિને સમયે સૂર્યપુત્ર કર્ણ અને રાક્ષસ ઘટોત્કચ સામસામા ભેટ્યા, ત્યારે તેમનું કેવું યુદ્ધ થયું હતું ?[૧] વળી તે ઘોર રાક્ષસનું સ્વરૂપ કેવું હતું ? તેનાં રથ, ઘોડા અને સર્વ આયુધો કેવાં હતાં ? તેના ઘોડાઓનું માપ કેવડું હતું ? તેના રથની ધજા, ધનુષ્ય, કવચ અને મસ્તકનો ટોપ એ બધાં કેવાં હતાં ? હે સંજય ! હું તને આ પૂછું છું, તેનો યથાર્થ ઉત્તર આપ. તું ઘણો કુશળ છે.[૨,૩]

સંજય બોલ્યો : ઘટોત્કચનાં નેત્રો લાલ રંગનાં હતાં, તેનું શરીર અતિ પ્રચંડ હતું, તેનું મુખ તામ્રવર્ણું હતું અને તેનું પેટ ઘણું ઊંડું હતું.[૪] તેનાં રૂંવાં ઊભાં હતાં, તેની દાઢી તથા મૂછ પિંગળી હતી, તેના કાન શંકુના આકારે હતા, તેની હડપચી ઘણી મોટી હતી, તેનું મુખ છેક કાન સુધી ફાટેલું હતું અને તેની દાઢ ઘણી તીક્ષ્ણ હતી.[૫] તેના આગળના ચાર દાંતો ઉન્નત હતા, તેની જીભ તથા તેના હોઠ ઘણાં લાંબાં તેમ જ તામ્રવર્ણાં હતાં, તેની ભ્રમર ઘણી લાંબી હતી અને તેની નાસિકા સ્થૂળ હતી. તેનું અંગ તદ્દન શ્યામ હતું, તેની ડોકનો ભાગ રતાશ પડતો હતો અને તેનું શરીર મોટા પર્વત જેવું ભયંકર હતું. વળી તે શરીરે મોટો, મોટી ભુજાઓવાળો, મહાબળિયો, દેખાવમાં બિહામણો, કઠોર સ્પર્શવાળો, મસ્તકે વાળથી ભરેલો અને દૃઢ અવયવોવાળો હતો.[૬,૭] તેના નિતંબો ઘણા સ્થૂળ હતા, તેનો નાભિનો ભાગ ઘણો ઊંડો હતો અને તેના નિતંબો માંસભર્યા હોવાને લીધે શિથિલ હતા. કદમાં તે ઘણો મોટો હતો, હાથમાં તેણે અલંકારો ધારણ કર્યા હતા, મોટી મોટી માયાઓને તે રચી જાણતો હતો અને બાહુઓમાં તેણે બાજૂબંધો પહેર્યા હતા.[૮] જાણે અગ્નિમાળાને ધારણ કરનારો પર્વત હોય; તેમ તેણે વક્ષઃસ્થળે સુવર્ણની સુંદરમાળા ધારણ કરી હતી. તેના મસ્તક પર તદ્દન સુવર્ણનો, અદ્ભુત, અનેક સ્વરૂપી અંગોથી શોભતો, તોરણના આકારનો તથા શુભ્રવર્ણો મુકુટ શોભી રહ્યો હતો અને તેણે બાલસૂર્ય સમાન કાંતિવાળાં બે કુંડળો કાને પહેર્યાં હતાં. શરીર પર કાંસાનું બનાવેલું મહાતેજસ્વી અને વિશાળ એવું કવચ તેણે પહેર્યું હતું. તેનો મહારથ ચારસો હાથ લાંબોપહોળો હતો, તેને રીંછના ચામડાથી આસપાસ વીંટ્યો હતો અને તેના પર લાલ રંગની ધ્વજાપતાકા ફરકતી હતી. તેમાં સેંકડો ઘૂઘરીઓનો ઝણઝણાટ થતો હતો અને તેમાં સર્વ જાતનાં ઉત્તમ આયુધો ભર્યાં હતાં. વળી તેની આસપાસ ધજાઓ બાંધી હતી.[૯-૧૨] તે રથને આઠ પૈડાં હતાં અને તેનો મેઘના સરખો ગંભીર શબ્દ થતો હતો. મદમત્ત હાથી સરખા, લાલચોળ આંખોવાળા દેખાવમાં

બિહામણા, ઇચ્છાનુસાર વર્ણ તથા વેગવાળા, બળવાન કેશવાળીવાળા અને યુદ્ધના શ્રમને નહિ ગણનારા સો ઘોડાઓ તે ઘોર રાક્ષસને રણમાં વહી રહ્યા હતા.[૧૩,૧૪] તે ઘોડાઓ પોતાની મોટી કેશવાળી ધુણાવીને વારંવાર હણહણાટ કરતા હતા. ઘટોત્કચનો સારથિ વિરૂપાક્ષ નામનો એક રાક્ષસ હતો. તેનું મુખ પ્રદીપ્ત હતું, તેનાં કુંડળો દેદીપ્યમાન હતાં અને તેણે સૂર્યનાં કિરણો સમાન કાંતિવાળી લગામ હાથમાં લઈ ઘોડાઓને પકડી રાખ્યા હતા. સૂર્ય જેમ અરુણ નામના સારથિ સાથે રથમાં બેસે છે, તેમ તે ઘટોત્કચ પોતાના વિરૂપાક્ષ નામના સારથિ સાથે રથમાં બેઠો હતો.[૧૫,૧૬] જેમ કોઈ મહાન પર્વત મોટા વાદળનો સંબંધ કરી રહેલો હોય છે, તેમ છેક આકાશમાં અડકતી અતિમહાન પતાકા એના રથ પર ફરકતી હતી.[૧૭] વળી તે ધજામાં લાલ રંગના મસ્તકવાળો, માંસાહારી મોટો ભયંકર ગીધપક્ષી ચિત્રાકારે બેઠો હતો. તે ઘટોત્કચ ઇંદ્રના વજ્ર સમાન ઘોષ કરનારું, મજબૂત પ્રત્યંચાવાળું, બરાબર એક હાથ જેટલી પહોળાઈવાળું અને બાર અરત્નિ* જેટલી લંબાઈવાળું ધનુષ્ય હાથમાં લઈને ટંકાર કરતો હતો. રથની ધરી જેવડાં મોટાં મોટાં બાણો મૂકીને તે સર્વ દિશાઓને છાઈ દેતો હતો.[૧૮] આ પ્રમાણે તે ઘટોત્કચ વીરોનો સંહાર કરનારી તે રાત્રિમાં કર્ણ સામે ધસ્યો હતો. ટેક લઈને રથમાં બેઠેલો તે રાક્ષસ જ્યારે ધનુષ્યનો ટંકારવ કરતો હતો, ત્યારે તેના ધનુષ્યનો ઘોષ વજ્રના કડાકા સરખો સંભળાતો હતો. હે ભારત! તમારાં સૈન્યોમાં તેણે એટલો બધો ત્રાસ વર્તાવ્યો હતો કે, તે સર્વ સૈન્યો મહાસાગરના તરંગોની પેઠે કંપતાં હતાં. બેડોળ આંખોવાળા અને અત્યંત બિહામણા તે રાક્ષસને પોતાની સામે ધસી આવતો જોઈને અભિમાની કર્ણ પણ ઉતાવળો ઉતાવળો તેને અટકાવવા લાગ્યો. જેમ કોઈ મહાન હાથી બીજા યૂથપતિ હાથી સામે ધસી જાય, તેમ તે પણ સમીપમાં રહી બાણોને ફેંકી રહેલા તે રાક્ષસ સામે બાણો ફેંકતો ફેંકતો ધસી ગયો. હે પૃથ્વીપતિ! પૂર્વે ઇંદ્ર અને શંબરાસુરનો જેવો તુમુલ ધસારો થયો હતો, તેવો જ રાક્ષસ ઘટોત્કચ અને કર્ણનો આ સામસામે તુમુલ ધસારો થયો. પછી હે રાજન્! તે બન્ને જણા મહાન વેગવાળાં તથા ભયંકર શબ્દ કરનારાં ધનુષ્યો હાથમાં લઈ મોટાં મોટાં બાણો મૂકીને અન્યોન્યને ઘાયલ કરી છાઈ દેવા લાગ્યા. તેમણે ધનુષ્યને કાન સુધી સંપૂર્ણપણે ખેંચ્યાં અને નમેલાં પર્વવાળાં બાણો છોડીને મારો ચલાવ્યો. વળી તેઓ એકબીજાનાં કાંસ્ય (કાંસાના બનાવેલાં) કવચોને તોડી નાખીને અન્યોન્ય એકબીજાને આગળ વધતા અટકાવતા હતા. જેમ બે વાઘો નખોના પ્રહારથી અન્યોન્યને ઘાયલ કરે અને જેમ બે મહાગજો દંતૂશળો ભરાવીને અન્યોન્યને ઘાયલ કરે, તેમ તે બન્ને જણા રથશક્તિઓ તથા બાણો વડે પરસ્પરને ઘાયલ કરતા હતા. બાણોનું સંધાન કરી કરીને એકબીજાના અવયવોને કાપી નાખતા તથા બાણોરૂપ ઉંબાડિયાંથી પરસ્પર બાળી મૂકતા તે બન્ને જણાને રણમાંનો કોઈ પણ યોદ્ધો એકીટશે જોઈ શકતો ન હતો. તેમનાં શરીરોમાંથી રુધિરની ધારાઓ વહી રહી હતી અને તેમનાં સર્વ અંગો ઘાયલ ઘાયલ થઈ ગયાં હતાં.[૧૯-૨૮] આથી તેઓ ગેરુથી ભિન્ન ઝરણાંઓને ઝરતા બે પર્વતો સરખા શોભતા હતા. તે મહાતેજસ્વી એ બાણોની અણીઓથી અન્યોન્યનાં અંગોને વીંધી રહ્યા હતા તથા યત્ન કરીને પરસ્પરને.

* કોણી નીચેનો ચોવીસ આંગળનો ભાગ મૂઠી વાળેલો 'રત્નિ' કહેવાય છે અને તેનો જ ભાગ ટચલી આંગળી લાંબી કરી રાખતાં 'અરત્નિ' કહેવાય છે.

ઘાયલ કરતા હતા; છતાં કોઈ કોઈને કંપાવી શક્યા ન હતા. આમ હે રાજન્! એ કર્ણ અને ઘટોત્કચ કાં તો મારવું કે મરવું, એવું પણ લઈને યુદ્ધરૂપ દ્યૂત ખેલી રહ્યા હતા. તે યુદ્ધ લાંબા સમય સુધી તો લગભગ સરખું જ ચાલી રહ્યું હતું. તેમાં ઘટોત્કચ અવિચ્છિન્ન રીતે તીક્ષ્ણ બાણોનું સંધાન કરતો હતો. તે વખતે તેના ધનુષ્યના ઘોષથી શત્રુપક્ષના તથા મિત્રપક્ષના સર્વ યોદ્ધાઓ ભયભીત થઈ ગયા હતા. આ પછી હે રાજા! આમ યુદ્ધ કરતાં કરતાં પણ જ્યારે કર્ણ ઘટોત્કચને હંફાવી શક્યો નહિ, ત્યારે અસ્ત્રોનું જ્ઞાન ધરાવનારા તેણે દિવ્ય અસ્ત્ર પ્રકટ કર્યું. કર્ણે સાધેલા તે દિવ્ય અસ્ત્રને જોઈને પાંડુપુત્ર ઘટોત્કચે પણ સામેથી રાક્ષસી મહા માયા પ્રકટ કરી. જોતજોતામાં તો ત્રિશૂળો અને મુદ્ગરોને ધારણ કરનારી તથા પર્વતો અને વૃક્ષોને હાથમાં ગ્રહણ કરનારી ઘોર સ્વરૂપવાળા રાક્ષસોની મહાન સેનાથી તે વીંટાયેલો દેખાયો. તે સમયે ઉગ્ર કાળદંડને ધારણ કરનારા ભૂતસંહારક કાળની પેઠે હાથમાં ધનુષ્ય ઉગામીને ધસી આવતા તે ઘટોત્કચને જોઈને રાજાઓ ગભરાટમાં પડી ગયા. વળી તે વેળા ઘટોત્કચે એક મોટો સિંહનાદ કર્યો હતો અને તે સાંભળીને ભયભીત થયેલા હાથીઓનાં મૂત્ર છૂટી ગયાં. તેમ જ સર્વ યોદ્ધાઓ તદ્દન બેભાન જેવા થઈ ગયા. પછી તે મધ્યરાત્રિમાં અધિક બળવાન થયેલા રાક્ષસોનાં સૈન્યોએ ચોતરફ અતિ ઉગ્ર મહાન પથ્થરવૃષ્ટિ કરી મૂકી. ત્યાં સમસ્ત રણક્ષેત્રમાં લોખંડી ચક્રો, ભુશુંડીઓ, શક્તિઓ, તોમરો, ત્રિશૂળો, શતઘ્નીઓ તથા પટ્ટિશો અવિચ્છિન્ન રીતે પડવા લાગ્યાં. હે રાજા! આ રીતે અતિ રૌદ્ર અને ઉગ્ર એ યુદ્ધને જોઈને તમારા પુત્રો તથા સર્વ યોદ્ધાઓ ભયભીત થઈ ગયા અને ત્યાંથી પલાયન જ કરી ગયા. માત્ર અસ્ત્રબળમાં વખણાયેલો એક માની કર્ણ ત્યાં ગભરાયો નહોતો.[૩૦-૪૨] તેણે અનેક બાણો મારીને ઘટોત્કચે રચેલી માયાનો નાશ કરી નાખ્યો. આમ પોતાની માયાનો વિનાશ થયેલો જોઈને ઘટોત્કચ કોપ્યો. તેણે ઘોર બાણો ફેંકવા માંડ્યાં અને તે બાણો કર્ણને વીંધી નાખી લોહીલુહાણ થઈ કોપેલા સર્પોની પેઠે પૃથ્વીમાં પેસી ગયાં. આથી પ્રતાપી અને હસ્તકૌશલ્યવાળા કર્ણને પણ ક્રોધ ચઢ્યો. ત્યાં તેણે ઘટોત્કચથી વધી જઈને તેને દશ બાણો વડે ઘાયલ કર્યો. આ પ્રમાણે સૂતપુત્રે ઘટોત્કચને મર્મભાગોમાં વીંધી નાખ્યો.[૪૩-૪૫] આથી ઘટોત્કચને અત્યંત પીડા થઈ અને તેણે એક દિવ્ય ચક્ર હાથમાં લીધું. તે ચક્રને એક હજાર આરાઓ હતા, તેની ધારા અસ્ત્રાના સરખી તીક્ષ્ણ હતી, કાંતિમાં તે બાલસૂર્યની તુલના કરતું હતું અને મણિ તથા રત્નો વડે તેને વિભૂષિત કર્યું હતું. ઘટોત્કચે કર્ણને મારી નાખવાની ઇચ્છાથી તે ચક્રને કર્ણના રથ સામે ફેંક્યું. પણ તે ચક્રને કર્ણનાં બાણોએ અતિ વેગપૂર્વક ઉછાળી નાખ્યું. એટલે તે ચક્ર ભાગ્યહીન પુરુષના સંકલ્પની પેઠે નિષ્ફળ થઈ પૃથ્વી પર આવી પડ્યું. પોતાના ચક્રને એ રીતે પાડી નાખવામાં આવ્યું, તે જોઈને ઘટોત્કચ અત્યંત કોપી ઊઠ્યો. હવે રાહુ જેમ સૂર્યને ઢાંકી દે છે, તેમ તેણે બાણો વડે કર્ણને ઢાંકી દીધો. છતાં રુદ્ર, ઉપેંદ્ર અને ઇંદ્ર સમો પરાક્રમી તે સૂતપુત્ર ગભરાયો નહિ.[૪૬-૪૯] તે તો ઊલટો બાણોનો વરસાદ વરસાવીને તત્કાળ ઘટોત્કચના રથને છાઈ દેવા લાગ્યો. પછી કોપેલા ઘટોત્કચે સુવર્ણના પટાવાળી ગદાને જોસભેર ફેરવીને કર્ણ સામે ફેંકી. પરંતુ કર્ણે તે ગદાનો પણ નાશ કરી નાખ્યો; તેથી તે પૃથ્વી પર જઈ પડી. તે જોઈ પ્રલયકાળના મેઘની પેઠે ગર્જના કરતો પ્રચંડ

શરીરવાળો તે ઘટોત્કચ આકાશમાં ઊડ્યો અને આકાશતળમાંથી વૃક્ષોની વૃષ્ટિ કરવા લાગ્યો. તે વેળા સૂર્ય જેમ કિરણો વડે મેઘમંડળને વીંધી નાખે છે, તેમ આકાશમાં રહેલા એ માયાવી ભીમપુત્રને કર્ણ બાણો વડે વીંધવા લાગ્યો. વળી વૃષ્ટિવાળા મેઘની પેઠે બાણોનો વરસાદ વરસાવીને કર્ણે તેના બધા ઘોડાઓને મારી નાખ્યા અને તેના રથના પણ સેંકડો ટુકડા કરી નાખ્યા. તે સમયે ઘટોત્કચનાં અંગોમાં બે આંગળ જેટલી જગ્યા પણ ઘાવ વિનાની રહી નહોતી.[૫૦-૫૪] એક મહૂર્તકાળમાં તો તે પીંછાથી વ્યાપ્ત થયેલી શાહુડીના સરખો દેખાવા લાગ્યો. એ રણમાં બાણોના ઢગો એટલા બધા છવાઈ ગયા હતા કે, તે ઘટોત્કચના ઘોડા, રથ, ધજા કે તેને પોતાને પણ અમે જોઈ શકતા ન હતા. પછી તે માયાવી ઘટોત્કચે કર્ણના દિવ્ય અસ્ત્રનો પોતાના અસ્ત્રથી નાશ કરી નાખ્યો.[૫૫,૫૬] માયાવી ઘટોત્કચ સૂતપુત્ર સાથે માયાયુદ્ધથી લડતો હતો. તે વખતે તે કર્ણની સાથે ઘણી ચતુરાઈપૂર્વક માયાઓ રચી યુદ્ધ કરતો હતો.[૫૭] ત્યારે તે કોઈના જોવામાં ન આવે તેમ આકાશમાંથી સંખ્યાબંધ બાણો ફેંકવા લાગ્યો. હે કુરુશ્રેષ્ઠ ભારત ! મહામાયાવી તે ભીમસેનનો પુત્ર સર્વને જાણે મોહ પમાડતો હતો અને માયા રચીને પોતાનું શરીર પ્રચંડ કરી રણમાં ઘૂમતો હતો. બેડોળ અને અશુભ એવાં કેટલાંયે મુખો કરીને તે માયાના પ્રભાવથી સૂતપુત્રનાં દિવ્ય અસ્ત્રોને ગળી જવા લાગ્યો. વળી મહા ઉગ્ર શરીર ધારણ કરીને, તે જાણે સેંકડો ટુકડા થઈને કપાઈ ગયો હોય તેવો દેખાવ કરતો અને પ્રાણ તથા ઉત્સાહ વિનાનો થઈ જઈને આકાશમાંથી જાણે પડી ગયેલો દેખાતો હતો. તે વખતે કૌરવપક્ષના સર્વ યોદ્ધાઓ તેને મરણ પામેલો માનીને મોટા મોટા સિંહનાદો કરવા લાગ્યા; તેવામાં તો તે બીજાં નવાં શરીરો ધારણ કરીને સર્વ દિશાઓમાં દેખાવા લાગ્યો. ત્યાં તે જાણે મૈનાક પર્વત* હોય તેવું મહાપ્રચંડ શરીર ધારણ કરીને સો મસ્તકોવાળો, સો ઉદરોવાળો તથા લાંબી લાંબી ભુજાઓવાળો દેખાવા લાગ્યો. વળી તે માત્ર અંગૂઠા જેવડા આકારનો થઈ ને પુનઃ રાક્ષસસ્વરૂપે પ્રકટ થયો.[૫૮-૬૩] આ પછી તે પાછો સમુદ્રના તરંગની પેઠે આડો અને ઊંચો ઊછળવા લાગ્યો, તેમ જ પૃથ્વીને ફાડીને પાણીની અંદર ગળકિયાં ખાવા લાગ્યો.[૬૪] વળી ફરી તેમાંથી બહાર નીકળીને તે બીજે સ્થળે જ્યાં ત્યાં દેખાવા લાગ્યો. આમ માયાના પ્રભાવથી પૃથ્વી, આકાશ તથા સર્વ દિશાઓમાં ઘૂમી રહ્યા પછી તે નીચે ઊતર્યો અને સુવર્ણથી શોભતા રથમાં બેઠો. હવે હે પૃથ્વીપતિ ! કુંડળધારી મુખવાળો તે ઘટોત્કચ કર્ણ પાસે ગયો અને જરા પણ ગભરાયા વિના સૂતપુત્ર પ્રત્યે આવું વાક્ય બોલ્યો : 'અલ્યા ઓ સૂતપુત્ર ! હવે તું બરાબર ઊભો રહેજે; કારણ કે મારી પાસેથી તું જીવતો ક્યાં જવાનો છે ?[૬૫-૬૭] આજે હું આ રણાંગણમાં તારી યુદ્ધશ્રદ્ધાને દૂર કરીશ.' આમ કહીને તે રાક્ષસ ખડખડાટ હસવા લાગ્યો અને આકાશમાં ઊડ્યો. પછી સિંહ જેમ ગજેન્દ્રને મારે, તેમ તે ક્રોધથી લાલચોળ આંખોવાળા અને ક્રૂર પરાક્રમવાળા કર્ણને હણવા લાગ્યો.[૬૮,૬૯] મેઘ જેમ જળધારાનો વરસાદ વરસાવે, તેમ રાક્ષસ ઘટોત્કચ રથીશ્રેષ્ઠ કર્ણ પર રથની ધરી જેવડાં મોટાં બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો.[૭૦] પણ કર્ણે દૂરથી આવતી તે બાણવૃષ્ટિનો નાશ કરી નાખ્યો. આમ હે ભરતશ્રેષ્ઠ ! પોતાની તે માયાનો કર્ણે વિનાશ કરી નાખ્યો, તે જોઈને ઘટોત્કચ પુન'

* મૈનાક પર્વતને સો શિખરો છે અને તે શિખરોને મૈનાકનાં માથાં તરીકે વર્ણવ્યાં છે.

અદૃશ્ય થઈ ગયો અને બીજી માયાને ઉત્પન્ન કરવા લાગ્યો. થોડા સમયમાં તો તે એક મોટો પર્વત થઈ ગયો. અત્યંત ઊંચો તથા વૃક્ષોથી ભરેલાં શિખરોવાળો મહાન પર્વત ત્રિશળ, ભાલાં, તલવારો અને મુસલોરૂપ જલપ્રવાહને વહેવડાવી રહ્યો હતો. કાજળના ઢગ સરખા તથા ઉગ્ર આયુધોને વહેવડાવી રહેલા તે પર્વતને જોઈને કર્ણ ગભરાયો નહિ, પણ હસતો હોય તેવો દેખાવ કરી તેણે દિવ્યાસ્ત્ર પ્રકટ કર્યું.[૭૧-૭૪] તે અસ્ત્રના પ્રભાવથી સામે દેખાતો તે માયાપર્વત છિન્નભિન્ન થઈ નષ્ટ થઈ ગયો, એટલે તે ઘટોત્કચ ઇંદ્રધનુષ્યના દેખાવવાળો કાળો મેઘ થઈને આકાશમાં દેખાયો. હવે તે પથ્થરોની વૃષ્ટિ કરીને સૂતપુત્રને છાઈ દેવા લાગ્યો. પણ અસ્ત્રો જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા સૂર્યપુત્ર કર્ણે વાયવ્યાસ્ત્રનું સંધાન કરી તે કાળમેઘને પણ વિખેરી નાખ્યો. વળી હે મહારાજ! ઘટોત્કચે સંખ્યાબંધ બાણો મૂકીને સર્વ દિશાઓને ઢાંકી દીધી અને પ્રકટ કરેલા અસ્ત્રનો પણ નાશ કરી નાખ્યો. પછી પોતાના અસ્ત્રનો નાશ થયેલો જોઈને મહાબળવાન ભીમનંદન મહારથી કર્ણ પ્રત્યે મહામાયા પ્રકટ કરવા લાગ્યો. તે રથીશ્રેષ્ઠ રાક્ષસ અનેક રાક્ષસોથી વીંટાઈને પુનઃ રથમાં બેસી નિર્ભયપણે કર્ણ સામે આવતો દેખાયો. તેની સાથે રહેલા સર્વ રાક્ષસો સિંહ તથા વ્યાઘ્ર સરખા આકારના હતા અને મદમત્ત હાથી સમાન પરાક્રમી હતા. તેઓમાંના કોઈ હાથી પર બેઠા હતા, કોઈ રથમાં બેઠા હતા, તો બીજા કેટલાએક ઘોડાઓની પીઠ પર સવાર થયા હતા. વળી તેમણે અનેક જાતનાં શસ્ત્રો ધારણ કર્યાં હતાં, જાતજાતનાં કવચો તથા આભૂષણો પહેર્યાં હતાં અને તેઓ દેખાવમાં અતિભયંકર જણાતા હતા. દેવગણોથી વીંટાયેલા ઇંદ્રની પેઠે ઘટોત્કચ તે ક્રૂર રાક્ષસોથી વીંટાયેલો હતો. તેને જોઈને મહાધનુર્ધર કર્ણ તેની સામે યુદ્ધ કરવા મચી પડ્યો.[૭૫-૮૨] તે જ અરસામાં ઘટોત્કચે કર્ણને પાંચ બાણોથી વીંધી નાખ્યો અને તેણે સર્વ રાજાઓને બિવડાવતાં ભયંકર ગર્જના કરી મૂકી.[૮૩] વળી રાક્ષસ ઘટોત્કચે બીજા એક અંજલિક નામના બાણ વડે કર્ણના હાથમાં રહેલા મહાન ધનુષ્યના બાણો સહિત ટુકડા કરી નાખ્યા.[૮૪] ત્યારે કર્ણે બીજું, બોજને સહન કરનારું મોટું અને મજબૂત ધનુષ્ય હાથમાં લીધું તેમ જ ઉત્કૃષ્ટ ઇંદ્રાયુધ સરખા તે ધનુષ્યને તેણે બળપૂર્વક ખેંચવા માંડયું.[૮૫] પછી હે મહારાજ! કર્ણે સુવર્ણની પૂંખવાળાં તથા શત્રુઓનો નાશ કરી નાખે તેવાં કેટલાંએક બાણો તે આકાશચારી રાક્ષસો સામે ફેંકવા માંડ્યાં.[૮૬] તે બાણોના પ્રહારથી વિશાળ વક્ષઃસ્થળવાળા રાક્ષસોનું ટોળું હાવરુંબહાવરું બની ગયું અને સિંહથી ભયભીત થયેલા વનના હાથીઓની પેઠે તે આકુળવ્યાકુળ થઈ ગયું.[૮૭] એ પ્રમાણે તે મહાસમર્થ કર્ણે ઘોડાઓ, હાથીઓ અને સારથિઓ સહિત તે રાક્ષસોનો બાણો વડે નાશ કરી નાખ્યો. પ્રલયકાળે જેમ ભગવાન અગ્નિદેવ સર્વ ભૂતોને બાળી નાખે છે, તેમ તેણે સર્વને બાળી મૂક્યા.[૮૮] આમ રાક્ષસોની સેનાનો સંહાર કર્યા પછી તે સૂતનંદન રણભૂમિ ઉપર ત્રિપુરાસુરને બાળી નાખી સ્વર્ગમાં શોભી રહેલા મહેશ્વર દેવ સરખો શોભતો હતો.[૮૯] ત્યારે હે રાજા! તે રણમાં ઊભેલા પાંડવપક્ષના હજારો રાજાઓમાં કોઈ પણ રાજા એ કર્ણ સામે જોવાને લેશ પણ શક્તિમાન થયો ન હતો.[૯૦] માત્ર હે રાજન્! ભીમસેનના વીર્ય અને બળથી યુક્ત થયેલો અને કાળની પેઠે કોપાયમાન થયેલો મહાબળવાન રાક્ષસરાજ ઘટોત્કચ ત્યારે એ કર્ણ સામે ધસી રહ્યો હતો.[૯૧] એ વેળા હે રાજન્! બળબળતાં સાલવૃક્ષનાં ઊંબાડિયાંમાંથી જેમ

જ્વાળાઓવાળા રસનાં ટીપાં ઝરે છે, તેમ ક્રોધાયમાન થયેલા તે ઘટોત્કચનાં બન્ને નેત્રોમાંથી અગ્નિના તણખાઓ ઝરી રહ્યા હતા.[૯૨] ઘટોત્કચ ક્રોધને લીધે બન્ને હાથની હથેળીઓને સામસામી અફાળતો હતો તથા હોઠને દાંતો વતી પીસતો હતો. ત્યારે તે પોતાની માયાથી બનાવેલા રથમાં પુનઃ આરૂઢ થયો હતો.[૯૩] તે રથને કદમાં હાથી જેવાં અને મોંમાં પિશાચ જેવાં ખચ્ચરો જોડેલાં હતાં. ક્રોધે ભરાયેલા ઘટોત્કચે ત્યાં પોતાના સારથિને કહ્યું: 'ઓ સારથિ! તું મને કર્ણ પાસે લઈ જા.'[૯૪] આમ હે પૃથ્વીપતિ! તે રથીશ્રેષ્ઠ ઘટોત્કચ ઘોર સ્વરૂપવાળા રથમાં બેસીને પુનઃ કર્ણ સામે દ્વંદ્વયુદ્ધ કરવા ધસી ગયો.[૯૫] ક્રોધે ભરાયેલા તે રાક્ષસે ત્યાં જતાંવેંત જ ભગવાન રુદ્રદેવે બનાવેલી આઠ ચક્રોવાળી મહાઘોર અશનિ (શક્તિ) કર્ણ સામે ફેંકી.[૯૬] તે લોખંડી શક્તિ લગભગ બે યોજન જેટલી ઊંચી હતી, એક યોજન જેટલી લાંબી પહોળી હતી અને કદંબના પુષ્પમાં રહેલાં કેસરાંઓની પેઠે તેની ચોપાસ તીક્ષ્ણ શૂળો જડી હતી.[૯૭] આવી પ્રચંડ શક્તિને કર્ણે પોતાના ધનુષ્યને રથમાં મૂકીને કૂદકો મારી પકડી લીધી અને તેની તે જ શક્તિને તેણે પાછી ઘટોત્કચના રથ સામે ફેંકી. એટલે ઘટોત્કચ પોતાના રથ પરથી નીચે કૂદી પડ્યો.[૯૮] ત્યાં પેલી મહાતેજસ્વી શક્તિ ઘોડા, સારથિ તથા ધ્વજ-સહિત રથને ભસ્મ કરી નાખીને પૃથ્વીને ફાડીને અંદર પેસી ગઈ. આથી દેવો પણ આશ્ચર્ય પામ્યા.[૯૯] સર્વ પ્રાણીઓ કર્ણની પ્રશંસા કરવા લાગ્યાં; કારણ કે તેણે દેવનિર્મિત મહાશક્તિને ઉછાળો મારીને હાથમાં પકડી લીધી હતી.[૧૦૦] હે શત્રુતાપન! સૂતપુત્ર કર્ણ રણમાં એવું અદ્ભુત કર્મ કરીને પુનઃ પોતાના રથ પર ચઢી ગયો અને નારાચ નામનાં બાણો છોડવા મંડ્યો.[૧૦૧] હે માનદાતા! એ ભયંકર દેખાવના સંગ્રામમાં કર્ણે જેવું પરાક્રમ કરી દેખાડ્યું હતું, તેવું જગતનાં સર્વ ભૂતોમાં બીજો કોઈપણ કરી દેખાડવા શક્તિમાન નથી.[૧૦૨] પર્વત પર જેમ ધારાઓ પડે, તેમ કર્ણ ઘટોત્કચ ઉપર નારાચબાણો વરસાવીને તેને મારવા લાગ્યો. ત્યારે ગંધર્વનગર સમાન આકારવાળો તે રાક્ષસ ફરી અદૃશ્ય થઈ ગયો.[૧૦૩] આમ મહાન કાયાવાળો શત્રુસૂદન ઘટોત્કચ માયાથી અને ચાલાકીથી કર્ણનાં તે દિવ્ય અસ્ત્રોનો નાશ કરવા લાગ્યો.[૧૦૪] તે રાક્ષસે પોતાનાં સર્વ અસ્ત્રોનો માયાથી નાશ કરી નાખ્યો છતાં કર્ણને ગભરામણ થઈ નહિ, તે તો નિર્ભય થઈને તે રાક્ષસ સામે લડવા જ મંડ્યો.[૧૦૫] પછી હે મહારાજ! મહાબળવાન ભીમપુત્ર કોપી ઊઠ્યો અને ત્યાં ઊભેલા સર્વ મહારથીઓને બિવરાવવા માટે તેણે પોતાનાં અનેક સ્વરૂપો પ્રકટ કરવા માંડ્યાં.[૧૦૬] જોતજોતામાં ત્યાં સર્વ દિશાઓમાંથી સિંહો, વ્યાઘ્રો, રીંછો, અગ્નિ સમાન જીભવાળા સર્પો અને લોખંડના જેવા મુખોવાળા પક્ષીઓ રણભૂમિમાં ધસી આવવા લાગ્યાં.[૧૦૭] ત્યારે ઘટોત્કચ તો કર્ણના ધનુષ્યમાંથી છૂટેલાં બાણો વડે છવાઈ જઈને ગરુડની પેઠે દુષ્પ્રેક્ષ્ય થઈ ત્યાં ને ત્યાં જ અંતર્હિત થઈ ગયો.[૧૦૮] ત્યાં રાક્ષસો, પિશાચો, યાતુધાનો, કૂતરાઓ તથા વિકૃત મુખવાળા અનેક નહારો કર્ણને ભરખી જવાની ઇચ્છાથી સર્વ તરફથી ધસી આવવા લાગ્યા. તેઓ ઉગ્ર વાણી બોલીને તથા લોહીથી ખરડાયેલાં આયુધોવાળા ઘોર બાહુઓને ઊંચા કરીને કર્ણને ત્રાસ પમાડવા લાગ્યા. પરંતુ કર્ણ અનેક બાણો મૂકી મૂકીને તેઓમાંના એકેકને વીંધવા લાગ્યો, તેમ જ દિવ્ય અસ્ત્ર પ્રકટ કરીને તે રાક્ષસી માયાનો નાશ કરવા લાગ્યો. વળી તેણે મજબૂત ગાંઠાવાળાં બીજાં કેટલાંએક બાણો મૂકીને ઘટોત્કચના ઘોડાઓને પણ મારી નાખ્યા.[૧૦૯-૧૧૨] એટલે તે

ઘોડાઓની પીઠ બાણોથી ચિરાઈ ગઈ, તેમનાં સર્વ અંગો ઘાયલ થઈ ગયાં અને તેઓ ઘટોત્કચ રાક્ષસના દેખતાં જ મરણ પામીને પૃથ્વી પર પડ્યા.[૧૧૩] પોતાની માયાનો એ રીતે વિનાશ થતાં હિડિમ્બાપુત્ર ઘટોત્કચ 'આ પગલે હું તને મારી નાખું છું' એ પ્રમાણે કર્ણને કહીને અદશ્ય થઈ ગયો.

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાક્ષસ ઘટોત્કચનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૭૫ મો સમાપ્ત

## अध्याय १७६ मो

### દુર્યોધન તરફથી રાક્ષસ અલાયુધનું રણે ચઢવું

॥ સંજય ઉવાચ ॥

तस्मिंस्तथा वर्तमाने कर्णराक्षसयोर्मृधे।
अलायुधो राक्षसेन्द्रो वीर्यवानभ्यवर्तत ॥ १ ॥

સંજય બોલ્યો : કર્ણ અને રાક્ષસ ઘટોત્કચનું એ પ્રમાણે યુદ્ધ થતું હતું, તેવામાં વીર્યવાન રાક્ષસરાજ અલાયુધ મોટી સેનાને સાથે લઈને દુર્યોધન પાસે આવ્યો. એ વેળા બેડોળ આંખોવાળા તથા અનેક રૂપો ધારણ કરનારા હજારો વીર રાક્ષસો તેની આસપાસ વીંટળાયેલા હતા. આ રાત્રિયુદ્ધની જાણ થતાં તે પોતાના પૂર્વવેરનું સ્મરણ કરીને ભીમસેનને મારી નાખવાની ઇચ્છાથી અહીં યુદ્ધ કરવા આવ્યો હતો; કારણ કે ભીમસેને તેની જ્ઞાતિના મહાપરાક્રમી અને બ્રાહ્મણભક્ષક એવા બકાસુર નામના રાક્ષસને પ્રથમ મારી નાખ્યો હતો. વળી મહાતેજસ્વી કિર્મીર નામના રાક્ષસને તથા પોતાના મિત્ર હિડિમ્બાસુરને પણ ભીમે મારી નાખ્યા હતા. આમ તે લાંબા કાળના જામેલા પૂર્વવેરનું સ્મરણ કરી તે યુદ્ધ કરવા આવ્યો. મદમત્ત હાથીની પેઠે તથા વિકરાળ સર્પની પેઠે કોપેલા તે રાક્ષસે દુર્યોધનને યુદ્ધ કરવાની લાલસાથી આ વાક્ય કહ્યું : 'હે મહારાજ! તમને જાણ છે કે, પૂર્વે ભીમસેને હિડિમ્બ, બક અને કિર્મીર નામના મારા બાંધવ રાક્ષસોને મારી નાખ્યા છે અને અમારા કુળની હિડિમ્બા નામની કન્યાને ભ્રષ્ટ કરી છે.[૧-૭] અરે! આનાથી વિશેષ બીજું શું હોય? તેણે અમારા બધાનો તથા બીજા કેટલાએક રાક્ષસોનો આ રીતે પરાભવ કર્યો છે. માટે હે રાજન્! હાથી, ઘોડા, રથ અને બીજા પરિવાર સહિત તે ભીમસેનનો તથા અમાત્યો સહિત હિડિમ્બાપુત્ર ઘટોત્કચનો નાશ કરવા હું જાતે જ અહીં આવ્યો છું. આજના યુદ્ધમાં હું વાસુદેવ સહિત સર્વ પાંડવોનો તેમના અનુચરોની સાથે નાશ કરીશ અને તેમને ખાઈ જઈશ. તમે તમારા સર્વ સૈન્યને પાછું વાળી લો. અમે પોતે જ પાંડવો સામે યુદ્ધ કરીશું.' રાક્ષસ અલાયુધનું એ વચન સાંભળી દુર્યોધન ખુશ ખુશ થઈ ગયો. તેની એ વાતનો સ્વીકાર કરી, પોતાના ભાઈઓથી વીંટાઈ વળીને તે આ પ્રમાણે કહેવા લાગ્યો:[૮-૧૧] 'તારા પરિવાર સહિત તને આગળ કરીને અમે શત્રુઓ સામે યુદ્ધ કરીશું; કારણ કે વેરનો અંત લાવવાના મનવાળા મારા સૈનિકો કદી બેસી રહે તેમ નથી.' 'બહુ સારું, એમ કરો.' એમ દુર્યોધન રાજાને કહીને રાક્ષસશ્રેષ્ઠ અલાયુધ મનુષ્યાહારી રાક્ષસોને સાથે લઈ ઉતાવળો ઉતાવળો ઘટોત્કચ સામે ધસી ગયો.[૧૨,૧૩] હે રાજેંદ્ર! ઘટોત્કચનું શરીર જેવું પ્રદીપ્ત હતું તેવું જ રાક્ષસ અલાયુધનું શરીર પણ હતું અને ઘટોત્કચનો રથ જેવો સૂર્ય સમાન તેજસ્વી હતો, તેવો જ અલાયુધનો રથ પણ હતો. અલાયુધનો મહારથ પણ અતુલ ઘોષવાળો, અનેક તોરણોથી અદ્ભુત, રીંછના ચામડાથી વીંટેલો અને ચારસો હાથ લાંબોપહોળો હતો.[૧૪,૧૫] તેના રથમાં પણ ઉતાવળા ચાલના સો ઘોડાઓ જોડ્યા હતા. તેઓ હાથી સમાન પ્રચંડ શરીરવાળા હતા, મહાકઠોર શબ્દ કરનારા હતા, કદમાં ઘણા મોટા

હતા અને માંસ તથા લોહીનો આહાર કરનારા હતા. તેના રથનો ગડગડાટ પણ મેઘની ગર્જના સમાન મહાગંભીર હતો અને તેનું મહાન ધનુષ્ય પણ દૃઢ પ્રત્યંચાવાળું હોઈ સુવર્ણ સરખું ઉજ્જ્વલ હતું.[૧૬,૧૭] તેનાં બાણો પણ પૈડાંની ધરી જેવડા પ્રમાણનાં, સુવર્ણની પૂંખવાળાં અને સરાણે ઘસી તીક્ષ્ણ કરેલાં હતાં. ઘટોત્કચ જેવો વીર અને મહાબાહુ હતો, તેવો જ તે અલાયુધરાક્ષસ પણ વીર અને મહાબાહુ હતો.[૧૮] તેની ધજા પણ શિયાળવાંનાં ટોળાંઓથી રક્ષાયેલી હતી અને બળતા અગ્નિ તથા સૂર્ય સરખી હતી. રૂપમાં પણ તે અલાયુધ ઘટોત્કચ સરખો જ અતિશય શોભાયમાન હતો અને તેનું મુખ પણ ક્રોધાકુળ હોવા છતાં પ્રદીપ્ત હતું.[૧૯] તેણે તેજસ્વી બાજૂબંધો પહેર્યા હતા, ચળકતી મુકુટમાળા ધારણ કરી હતી, પુષ્પમાળા પહેરી હતી, માથે પાઘડી બાંધી હતી, કેડે તલવાર લટકાવી હતી અને ગદા, ભુશુંડી, મુસલ, હલ તથા ધનુષ્યને પણ ધારણ કર્યાં હતાં. વળી તેનું શરીર પણ હાથીના સરખું જ બળવાન અને મોટું હતું.[૨૦] તે વેળા તે અગ્નિ સમાન તેજસ્વી રથમાં બેસીને આવ્યો હતો અને તેણે પાંડવોની સેનાને રણભૂમિ પરથી હાંકી કાઢી હતી. રણમાં ઘૂમી રહેલો તે અલાયુધ એ સમયે આકાશમાં ઘૂમતા અને વીજળીઓના ઝબકારાવાળા મેઘ સરખો શોભવા લાગ્યો હતો.[૨૧] ત્યાં હે રાજન્! યોદ્ધાઓમાં શ્રેષ્ઠ, મહાબળવાન અને સર્વોત્તમ એવા પાંડવપક્ષના રાજાઓ પણ ઢાલકવચ ધારણ કરીને હર્ષભેર તેની સામે લડવા લાગ્યા.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં અલાયુધનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૭૬ મો સમાપ્ત

## अध्याय १७७ मो

### રાક્ષસ અલાયુધનું યુદ્ધ

॥ संजय उवाच ॥

**तमागतमभिप्रेक्ष्य भीमकर्माणमाहवे ।**
**हर्षमाहारयाञ्चक्रुः कुरवः सर्व एव ते ॥ १ ॥**

સંજય બોલ્યો : યુદ્ધમાં ભયંકર કર્મ કરનારા રાક્ષસ એ અલાયુધને રણમાં આવી પહોંચેલો જોઈને કૌરવપક્ષના સર્વ યોદ્ધાઓ આનંદિત થઈ ગયા.[૧] વળી મહાસાગરને તરવાની ઇચ્છાવાળા છતાં તરાપા વિનાના માણસોને તરાપો મળે, તેમ દુર્યોધન આદિ તમારા પુત્રોને તેથી જાણે તરાપો મળ્યો.[૨] તે પુરુષશ્રેષ્ઠો પોતાને નવે અવતારે આવેલા માનવા લાગ્યા અને રાક્ષસરાજ અલાયુધનું સ્વાગતવચનોથી સન્માન કરવા લાગ્યા. તે રાત્રિમાં કર્ણ તથા રાક્ષસ ઘટોત્કચ વચ્ચે મહાભયંકર અને દારુણ દેખાવનું એ અમાનુષ યુદ્ધ ચાલી રહ્યું હતું.[૩,૪] તે વેળા હે રાજન્! સર્વ રાજાઓ અને પાંચાલયોદ્ધાઓ આશ્ચર્યની સાથે તે જોઈ રહ્યા હતા, તેમ જ તમારા પક્ષના યોદ્ધાઓ પણ હાવરાબાવરા બની જઈને આમતેમ નિહાળી રહ્યા હતા.[૫] દ્રોણાચાર્ય, અશ્વત્થામા અને કૃપાચાર્ય આદિ વીર પુરુષો પણ એ રણસંગ્રામમાં હિડિમ્બાનંદનનું તે પરાક્રમ જોઈને ગભરાટમાં પડી ગયા અને દુઃખજનક શબ્દો કહેતા હતા કે, 'આજે આપણું આ સૈન્ય નથી જ.'[૬] હે મહારાજ! તમારું સર્વ સૈન્ય ખિન્ન થઈ રહ્યું હતું, તેમાં સર્વ સ્થળે હાહાકાર થઈ રહ્યો હતો, કોઈને ભાન રહ્યું ન હતું અને સર્વને કર્ણની જિંદગી માટે નિરાશા જ દેખાતી હતી.[૭] એ સમયે કર્ણને પરમ સંકટમાં આવી ગયેલો જોઈને દુર્યોધને રાક્ષસરાજ અલાયુધને બોલાવ્યો અને તેને આ પ્રમાણે કહ્યું :[૮] 'હે અલાયુધ! જો, આ તરફ દૃષ્ટિ કર. આ સૂર્યપુત્ર કર્ણ આ સમયે ઘટોત્કચ

સામે ભેટ્યો છે અને તેને છાજે તેવું અતિ મહાન કર્મ કરી રહ્યો છે.[૯] વળી અહીં જો, ભીમસેનપુત્રે આ શૂરાઓને મારી નાખ્યા છે. અરે ! હાથી જેમ વૃક્ષોને ભાંગી નાખે છે, તેમ એ ઘટોત્કચે જાતજાતનાં શસ્ત્રોથી તેમને કાપી નાખ્યા છે.[૧૦] હે વીર ! તારી સંમતિથી મેં આ રણમાં તારો પણ અમુક ભાગ સર્વ રાજાઓના મધ્યમાં કાઢ્યો છે. માટે ખરેખરું પરાક્રમ કરીને તું તે ઘટોત્કચનો નાશ કરી નાખ.[૧૧] આ પાપી ઘટોત્કચ માયાના બળનો આશ્રય કરી પ્રથમથી જ સૂર્યપુત્ર કર્ણને હેરાન કરી રહ્યો છે. માટે હે શત્રુકર્ષણ ! તું એને મારી નાખ.'[૧૨] દુર્યોધનરાજાએ એ પ્રમાણે કહ્યું, એટલે ભયંકર પરાક્રમવાળો તે મહાબાહુ રાક્ષસ 'બહુ સારું' એમ કહીને ઘટોત્કચ સામે ધસી ગયો. ત્યારે હે પ્રભુ! ઘટોત્કચ પણ પોતાની સામે ધસી આવતા તે શત્રુને જોઈને કર્ણને છોડી દઈ બાણો વડે તેને જ પ્રહાર કરવા લાગી પડ્યો. પછી વનમાં એક હાથણી માટે જેમ બે મદમત્ત હાથીઓનું યુદ્ધ થાય, તેમ ત્યાં ક્રોધાયમાન થયેલા તે બન્ને રાક્ષસરાજાઓનું યુદ્ધ થવા લાગ્યું. હવે રથીશ્રેષ્ઠ કર્ણ પણ રાક્ષસથી છૂટો થઈને પોતાના સૂર્ય સમાન તેજસ્વી રથને દોડાવતો દોડાવતો ભીમસેન સામે ધાઈ ગયો.[૧૩–૧૬] પરંતુ વીરશ્રેષ્ઠ ભીમસેને પોતાની સામે આવતા તે કર્ણને લેખામાં જ લીધો નહિ. ત્યાં તો તેણે ઘટોત્કચને સિંહના હાથમાં સપડાયેલા આખલાની પેઠે અલાયુધના હાથમાં સપડાયેલો જોયો.[૧૭] એટલે પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવો તે ભીમ પોતાના સૂર્ય સરખા તેજસ્વી રથમાં બેસીને બાણોના ઢગો છોડતો છોડતો અલાયુધના રથ સામે ચાલ્યો ગયો. હે પ્રભુ ! તે સમયે ભીમસેનને પોતાની સામે દોડી આવતો જોઈને અલાયુધે પણ ઘટોત્કચને પડતો મૂક્યો અને ભીમસેનને જ લડવા માટે બોલાવ્યો.[૧૮,૧૯] ત્યારે હે પ્રભુ ! રાક્ષસોનો અંત આણનારો ભીમસેન પણ એકાએક તેની સામે ચઢી ગયો અને તે રાક્ષસરાજાને પરિવાર સહિત બાણોનો વરસાદ વરસાવી વધાવવા લાગ્યો તેમ જ હે શત્રુદમન રાજા ! રાક્ષસ અલાયુધ પણ સરાણ પર ઘસેલાં ચીરાં જનારાં તીક્ષ્ણ બાણો વડે ભીમસેન પર વારંવાર વૃષ્ટિ કરવા લાગ્યો.[૨૦,૨૧] વળી બીજા સર્વ રાક્ષસો પણ તમારા પુત્રોના વિજયની ઇચ્છાથી જાતજાતનાં શસ્ત્રો હાથમાં લઈ ભીમસેન પર તૂટી જ પડ્યા. એ રીતે જ્યારે અનેક જણા એકઠા મળીને બાણોનો સખત મારો ચલાવવા લાગ્યા, ત્યારે મહાબળવાન ભીમસેન પણ તે બધાને પાંચ પાંચ તીક્ષ્ણ બાણો મારી વીંધવા લાગ્યો.[૨૨,૨૩] એટલે ભીમસેનને હાથે વીંધાયેલા તે ક્રૂર બુદ્ધિના રાક્ષસો તુમુલ શબ્દોની ગર્જનાઓ કરી દશે દિશાઓમાં નાસી જવા લાગ્યા.[૨૪] આમ ભીમ રાક્ષસોના તે મહાન સૈન્યને ત્રાસ પમાડી રહ્યો હતો, તે જોઈને અલાયુધ વેગપૂર્વક ધસ્યો અને ભીમસેનને બાણો વડે ઢાંકી દેવા લાગ્યો.[૨૫] એટલે ભીમસેન પણ તીક્ષ્ણ અણિયાળાં બાણો મૂકીને તેને પ્રહાર કરવા મંડી પડ્યો. એ રણમાં ભીમસેને જેટલાં જેટલાં બાણો ફેંક્યાં, તેમાંનાં કેટલાંએકને અલાયુધે કાપી નાખ્યાં અને કેટલાંએકને તો ત્વરાપૂર્વક પકડી લીધાં. તે રાક્ષસને આવું અદ્ભુત કર્મ કરતો જોઈને ભયંકર પરાક્રમી ભીમસેને વજ્રપાત સરખી એક ગદા વેગપૂર્વક તેની સામે ફેંકી. જ્વાળાઓથી ભરેલી તે ગદા જોસભેર ધસી આવતી હતી, પણ અલાયુધે સામો ગદાનો જ પ્રહાર કરીને તે ગદાને ભીમસેન તરફ જ પાછી વાળી. પછી કુંતાપુત્ર ભીમસેન બાણોની વૃષ્ટિ કરી રાક્ષસરાજાને દાટી દેવા લાગ્યો; પરંતુ તે બાણોને પણ રાક્ષસે તીક્ષ્ણ બાણો મૂકીને વ્યર્થ કર્યાં. રાત્રિમાં ભયંકર સ્વરૂપ-

વાળા થયેલા તે સર્વ રાક્ષસો પણ રાક્ષસરાજ અલાયુધની આજ્ઞા થતાં પાંડવસૈન્યના રથો અને હાથીઓનો ઘાણ કાઢવા લાગ્યા. તે રાત્રિમાં પાંચાલો, સૃંજયો અને તેમના ઘોડાઓ તેમ જ મોટા મોટા હાથીઓને રાક્ષસોએ અત્યંત પજવ્યા હતા; તેથી તેમને જરા પણ શાંતિ મળી નહિ. આમ મહાઘોર સ્થિતિએ આવી રહેલા એ મહારણને જોઈને શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા : 'હે પાંડુપુત્ર અર્જુન ! જો, જો; મહાબાહુ ભીમસેન રાક્ષસરાજના હાથમાં બરાબર સપડાયો છે. આ સમયે તું એને સહાય કરવા જા, જરા પણ વિચાર ન કર. ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, યુધામન્યુ, ઉત્તમૌજા અને દ્રૌપદીના પુત્રાદિ મહારથીઓને તું કર્ણ સામે ધસારો કરવા દે. વળી નકુલ, સહદેવ અને વીર્યવાન સાત્યકિને તું આજ્ઞા કરી દે, એટલે તેઓ બીજા સર્વ રાક્ષસોનો સંહાર કરે. હે મહાબાહુ ! તું પણ દ્રોણાચાર્યની આગેવાનીવાળી આ સેનાને આગળ વધતી અટકાવી દે. હે પુરુષવ્યાઘ્ર ! ખરેખર, આ વખતે આપણે મહાન ભયમાં આવી પડ્યા છીએ.' શ્રીકૃષ્ણના એ કથન પરથી પૂર્વોક્ત સર્વ મહારથીઓ સૂર્યપુત્ર કર્ણ સામે અને બીજા બધા રાક્ષસો સામે યુદ્ધ કરવા દોડી ગયા. હવે આ તરફ પ્રતાપી રાક્ષસ અલાયુધે ધનુષ્યને કાન સુધી સંપૂર્ણ ખેંચી સર્પ સરખાં તીક્ષ્ણ બાણો છોડીને ભીમસેનના ધનુષ્યને કાપી નાખ્યું. વળી તે મહાબળવાન રાક્ષસે ભીમસેનના દેખતાં તીક્ષ્ણ બાણો મૂકીને એના ઘોડાઓને તથા સારથિને પણ હણી નાખ્યા. આમ ઘોડાઓ ને સારથિનું મરણ થતાં ભીમસેન રથ પરથી ઊતરી પડ્યો અને મોટી ગર્જના કરીને તેણે એક ઘોર તથા વજનદાર ગદા અલાયુધ સામે ફેંકી. ભયંકર ઘોષ કરનારી તે મહાગદા પોતાની સામે ધસી આવતી હતી તે જોઈને, રાક્ષસે સામો ગદાનો પ્રહાર કર્યો અને તે ગદાનો નાશ કરી નાખી મોટી ગર્જના કરી. રાક્ષસરાજનું તે ઘોર અને ભયંકર કર્મ જોઈને ભીમસેનનું મન હર્ષિત થયું. તેણે તુરત બીજી ગદા હાથમાં લીધી અને તુરત જ તે બન્ને મનુષ્ય અને રાક્ષસ વચ્ચે તુમુલ યુદ્ધ થવા લાગ્યું.[२९-४३] તેઓ પરસ્પર મહાપ્રહારના ધબાકાઓથી પૃથ્વીને અત્યંત કંપાવી દેતા હતા. પછી તે ગદાયુદ્ધથી મુક્ત થઈને તેઓ એકબીજા સાથે બાથંબાથી કરતા હતા. ત્યાં તેઓ અન્યોન્યને વજ્ર સમાન શબ્દ કરનારી મુક્કીઓથી પ્રહાર કરવા મંડી પડ્યા. એ વેળા તેઓ ક્રોધે ભરાઈને પાસે પડેલી ગમે તે વસ્તુ ઉપાડીને પ્રહાર કરતા હતા. આમ તેઓ રથોનાં પૈડાં, ધૂંસરાં, ધરીઓ અને રથની નીચેના ભાગનાં લાકડાંઓ ઉઠાવીને એકમેકને મારવા લાગ્યા. આ પ્રમાણે સામસામા લડીને તે બન્ને જણા લોહીલુહાણ થઈ ગયા હતા; છતાં બે મદમત્ત મહાગજોની પેઠે વારંવાર પરસ્પર ખેંચાખેંચ કરતા હતા. હવે નિરંતર પાંડવોનું હિત કરવામાં પરાયણ રહેલા શ્રીકૃષ્ણે આ જોયું અને તેમણે ભીમસેનની રક્ષા કરવા માટે ઘટોત્કચને પ્રેરણા કરી.[४४-४८]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં અલાયુધનું યુદ્ધ' નામનો અધ્યાય ૧૭૭ મો સમાપ્ત

## अध्याय १७८ मो

### અલાયુધનો નાશ

॥ संजय उवाच ॥

**संदृश्य समरे भीमं राक्षसा ग्रस्तमंतिकात् ।**
**वासुदेवोऽब्रवीद्राजन् घटोत्कचमिदं वचः ॥१॥**

સંજય બોલ્યો : હે રાજન્ ! રણસંગ્રામમાં ભીમસેનને રાક્ષસ અલાયુધના હાથમાં સપડાયેલો જોઈને વાસુદેવે ઘટોત્કચને આ વચન કહ્યું : 'હે મહાબાહુ ઘટોત્કચ ! હે મહાતેજસ્વી ! તું જો, આ તરફ નજર કર. તારા દેખતાં ભીમસેન અને સર્વ

સૈન્યો રાક્ષસનો ત્રાસ થઈ પડ્યાં છે.[૧,૨] માટે હે મહાબાહુ! હાલ તો તું કર્ણને છોડી દઈ એકદમ અલાયુધ રાક્ષસને મારી નાખ. કર્ણને તો તું પાછળથી પણ મારી શકશે.[૩] શ્રીકૃષ્ણનાં એ વચનો સાંભળીને વીર્યવાન ઘટોત્કચે કર્ણને પડતો મૂક્યો અને તેણે બકાસુરના ભાઈ રાક્ષસરાજ અલાયુધ સાથે લડવા માંડ્યું.[૪] હે ભારત! તે પછી એ રાત્રિને સમયે રાક્ષસ અલાયુધનું તથા ઘટોત્કચનું અતિ તુમુલ ઉગ્ર યુદ્ધ થવા લાગ્યું.[૫] બીજી તરફ ભયંકર દેખાવના અલાયુધના શૂરવીર રાક્ષસયોદ્ધાઓ હાથમાં ધનુષ્ય લઈ લઈને વેગથી ધસી આવતા હતા. પણ મહારથી સાત્યકિ, નકુલ અને સહદેવ હાથમાં આયુધો લઈને તથા તીક્ષ્ણ બાણો મૂકીને તેમને કાપી નાખવા લાગ્યા.[૬,૭] હે રાજન્! અર્જુન પણ બીજા સર્વ મોટા મોટા ક્ષત્રિયોને સર્વ તરફથી બાણો ફેંકીને મારવા લાગ્યો.[૮] ત્યારે હે રાજન્! કર્ણ પણ ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી આદિ પાંચાલોના મહારથી રાજાઓને રણમાંથી નસાડી મૂકતો હતો.[૯] પાંચાલોનો એ રીતે નાશ થતો જોઈને ભયંકરપરાક્રમી ભીમસેન ત્વરાપૂર્વક બાણોની વૃષ્ટિ કરતો કર્ણ સામે ધસી ગયો.[૧૦] વળી નકુલ, સહદેવ અને મહારથી સાત્યકિ પણ તે રાક્ષસોનો સંહાર કરીને જ્યાં કર્ણ લડતો હતો ત્યાં આવી પહોંચ્યા.[૧૧] તેઓ બધા કર્ણ સામે યુદ્ધ કરતા હતા અને પાંચાલયોદ્ધાઓ દ્રોણાચાર્ય સામે જ લડી રહ્યા હતા. તે અરસામાં ક્રોધાયમાન થયેલા અલાયુધે શત્રુદમન રાક્ષસ ઘટોત્કચને મહાપ્રચંડ પરિઘ વડે મસ્તકમાં પ્રહાર કર્યો.[૧૨] તે પ્રહાર થતાં મહાબળવાન ભીમપુત્ર જરા મૂર્છિત થઈ ગયો, પણ પોતે વીર્યવાન હોવાથી શરીરને તેમનું તેમ ટકાર ટકવી રહ્યો. પછી તેણે બળબળતા અગ્નિ સરખી, સો ઘંટડીઓથી શોભીતી અને સુવર્ણથી શણગારેલી એક ગદા-તે અલાયુધ સામે ફેંકી.[૧૩,૧૪] ભયંકર કર્મ કરનારા ઘટોત્કચના હાથમાં છૂટીને મહાશબ્દ કરતી તે ગદા અલાયુધના રથ પર પડી અને તેણે ઘોડા, રથ તથા સારથિના ચૂરા કરી નાખ્યા.[૧૫] આમ રથનાં પૈડાં, ધૂંસરી, ધ્વજ અને ઊંટડા સુદ્ધાંનો ભૂકો થઈ ગયો, એટલે રાક્ષસ અલાયુધ તુરત પોતાની રાક્ષસી માયાનો આશ્રય કરી સડસડાટ કરતો રથમાંથી ઊડી ગયો. ત્યાં તે માયાનો વિસ્તાર કરીને ધારાબંધ લોહી વરસવા લાગ્યો. જોતજોતામાં આકાશમાં વીજળીઓના ઝબકારા થવા લાગ્યા અને સર્વ આકાશપ્રદેશ મોટા મોટા મેઘોથી ભરાઈ ગયો.[૧૬,૧૭] અશનિઓ તથા મેઘોની ગર્જનાઓ સાથે વજ્રના જેવા કડાકા થવા લાગ્યા અને તે મહારણમાં મહાન ચટચટ શબ્દ થઈ રહ્યો.[૧૮] રાક્ષસ અલાયુધની તે મહામાયાને જોઈને રાક્ષસ ઘટોત્કચ ઊંચે ઊડ્યો અને તેણે પોતાની બળવાન માયા પ્રકટ કરી તે માયાનો નાશ કરી નાખ્યો.[૧૯] આમ પોતાની માયાને નષ્ટ થયેલી જોઈને માયાવી અલાયુધ સામી માયા રચીને ઘટોત્કચ પર પથ્થરની અતિ તુમુલ વૃષ્ટિ કરવા લાગ્યો.[૨૦] પણ વીર્યવાન ઘટોત્કચે બાણોનો વરસાદ વરસાવીને તે ઘોર પથ્થરવૃષ્ટિનો સર્વ દિશાઓમાં વિનાશ કરી નાખ્યો, તે ઘણું આશ્ચર્યજનક જણાતું હતું.[૨૧] પછી તે બન્ને જણા જાતજાતનાં આયુધોની પરસ્પર વૃષ્ટિ કરવા લાગ્યા. લોખંડી પરિઘો, ત્રિશૂળો, ગદાઓ, મુસળો, મુદ્‌ગરો, ધનુષ્યો, તલવારો, તોમરો, કંપનો, નારાચો, તીક્ષ્ણ ભાલાઓ, બાણો, ચક્રો, ફરશીઓ, લોઢાની લાકડીઓ, ભિંદિપાલો, ગોફણો અને ખાંડણીઓથી તેઓ સામસામા પ્રહાર કરવા લાગ્યા. વળી હે ભારત! તેઓ ખીજડી, પીલુ, કદંબ, ચંપો, ઇંગોળી, બોરડી, કોવિદાર, ખીલેલાં પુષ્પવાળો ખાખરો, દુર્ગંધી

ખેર, પીપળો, વડ અને પીપર આદિ મૂળમાંથી ઉખેડી નાખેલાં વૃક્ષો વડે તેમ જ અનેક પ્રકારની ધાતુઓથી વ્યાપ્ત એવાં મોટાં મોટાં પર્વતોનાં શિખરોથી એકબીજાને મારવા લાગ્યા. હે રાજા! તેમણે વરસાવેલા તે સર્વ પદાર્થો સામસામે અફળાતાં વજ્રોના સરખો મહાન શબ્દ થઈ રહ્યો હતો. હે રાજન્! પૂર્વે વાલી અને સુગ્રીવ એ બે વાનરરાજોનું જેવું યુદ્ધ થયું હતું, તેવું જ તે ઘટોત્કચ અને અલાયુધનું ઘોર યુદ્ધ થઈ રહ્યું હતું. એ પ્રમાણે જાતજાતનાં ઘોર આયુધોથી તથા બાણોથી યુદ્ધ કરી રહ્યા પછી, તેઓ હાથમાં તીક્ષ્ણ તલવારો લઈને એકબીજા સામે ધસ્યા. હવે તેઓ બન્ને જણા એકબીજા સામે દોડી જઈને ચોટલીઓ પકડી પકડી લડવા લાગ્યા. વળી મહાપ્રચંડ શરીરવાળા તથા મહાબળવાન એવા તે બન્ને જણા એકબીજાની ભુજાઓ પકડીને મલ્લયુદ્ધ પણ કરવા લાગ્યા.[૨૨-૨૯] હે રાજા! તે સમયે તેમનાં અંગો પરસેવાથી ભરાઈ ગયાં હતાં અને અતિવૃષ્ટિસમયના બે મેઘોની પેઠે તેઓ શરીરમાંથી પરસેવો તથા લોહીને વહેવડાવતા હતા.[૩૦] પછી હિડિમ્બાપુત્ર ઘટોત્કચ વેગથી અલાયુધ સામે ધસી ગયો. તેણે તે રાક્ષસને બરાબર પકડીને જોસથી ફેરવ્યો અને પૃથ્વી પર પછાડીને તેના મોટા મસ્તકને કાપી નાખ્યું.[૩૧] એ પ્રમાણે તે રાક્ષસના કુંડળભૂષિત મસ્તકને કાપી નાખીને તે મહાબળવાન ઘટોત્કચ અતિતુમુલ શબ્દે ગાજવા લાગ્યો. પાંચાલો અને પાંડવો પણ શત્રુઓનું દમન કરનારા, મહાપ્રચંડ શરીરવાળા અને બકાસુરના ભાઈ એવા તે અલાયુધને મરણ પામેલો જોઈ સિંહનાદો કરવા લાગ્યા.[૩૨,૩૩] તે યુદ્ધમાં રાક્ષસ અલાયુધનું મરણ થતાં પાંડવપક્ષના યોદ્ધાઓ હજારો ભેરીઓ તથા હજારો શંખો વગાડવા લાગ્યા.[૩૪] તે દિવસની રાત્રિ પાંડવસૈનિકોને અત્યંત વિજયપ્રદ થઈ પડી હતી અને સર્વ સ્થળે પ્રકટેલી દીપમાળાઓને લીધે ચારે બાજુથી ઝળહળી રહી હતી.[૩૫] પછી મહાબળવાન ભીમપુત્રે રાક્ષસ અલાયુધના મસ્તકને ઉછાળ્યું અને તે લગભગ બેભાન થયેલા દુર્યોધનની આગળ ફેંક્યું.[૩૬] અલાયુધને મરણ પામેલો જોઈને, રાજા દુર્યોધન તથા તેનાં સર્વ સૈન્યો તુરત જ પરમ ઉદ્વિગ્ન થઈ ગયાં.[૩૭] આમ હે ભારત! રાક્ષસે જાતે આવીને પ્રતિજ્ઞા કરી હતી કે, 'હું યુદ્ધમાં ભીમસેનને મારીશ તથા મારા પૂર્વવેરનું વેર વાળીશ.'[૩૮] તેના વચન પર વિશ્વાસ રાખીને રાજા દુર્યોધન માની બેઠો હતો કે, 'અલાયુધ ભીમસેનને જરૂર મારશે.' વળી પોતાના ભાઈઓના જીવિતને પણ તે ચિરકાળ રહેનારું માનતો હતો.[૩૯] હવે તે રાક્ષસ અલાયુધને ઘટોત્કચે મારી નાખ્યો, તે જોઈને દુર્યોધન પોતાના ભાઈઓના વધ સંબંધની ભીમસેનની પ્રતિજ્ઞાને પૂર્ણ થયેલી જ માનવા લાગ્યો.[૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'અલાયુધનો નાશ' નામનો અધ્યાય ૧૭૮મો સમાપ્ત

## अध्याय १७९ मो

### ઘટોત્કચનો વધ

॥ સંજય ઉવાચ ॥

निहत्यालायुधं रक्षः प्रहृष्टात्मा घटोत्कचः।
ननाद विविधान्नादान् वाहिन्याः प्रमुखे तव॥ १॥

સંજય બોલ્યો : અલાયુધનો નાશ કરી રાક્ષસ ઘટોત્કચનું મન પ્રસન્ન થયું અને તે તમારી સેનાના મોખરામાં રહી વિવિધ ગર્જનાઓ કરવા લાગ્યો.[૧] હે મહારાજ! હાથીઓને પણ કંપાવી નાખનારા તેના તુમુલ શબ્દને સાંભળીને તમારા યોદ્ધાઓને અતિ દારુણ ભય થવા લાગ્યો.[૨] જે વેળા મહાબળવાન ભીમસેનનો પુત્ર અલાયુધ સામે યુદ્ધ કરવામાં આસક્ત થયો હતો, તે વેળા મહાબાહુ કર્ણ પાંચાલો સામે ધસી ગયો હતો.[૩]

ધનુષ્યને પૂરું ખેંચીને તેણે નમેલાં પર્વવાળાં દશ દશ બાણોનો પ્રહાર કર્યો હતો અને ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડીને ઘાયલ કર્યા હતા. વળી મોટાં મોટાં નારાચબાણો મૂકીને તેણે યુધામન્યુ, ઉત્તમૌજ અને મહારથી સાત્યકિને પણ કંપાવી દીધા હતા.[૬,૫] તે વખતે હે રાજા ! એ પાંડવયોદ્ધાઓ પણ ડાબી-જમણી બાજુથી બાણો ફેંકી રહ્યા હતા, તેથી તેમનાં ધનુષ્યો કેવળ મંડળાકારે જ દેખાતાં હતાં. તેમની પણછનો શબ્દ તથા રથોનાં પૈડાંનો ગડગડાટ વર્ષાઋતુના મેઘો સરખો તુમુલ સંભળાતો હતો.[૬,૭] હે રાજન્ ! તે સંગ્રામરૂપ મેઘધનુષ્યની દોરીઓ તથા રથચક્રોના ઘોષરૂપ ગર્જનાઓ કરી રહ્યો હતો, ધનુષ્યોરૂપ વીજળીઓના ઝબકારાવાળો હતો, ચારે તરફ ફરકતી ધ્વજાઓરૂપ પર્વત શિખરોથી સંયુક્ત થયો હતો અને બાણોના ઢગોરૂપ આકુળ વૃષ્ટિ વરસાવી રહ્યો હતો.[૮] ત્યાં અતિ આશ્ચર્યની વાત તો એ જ હતી કે, શત્રુ-ગણોનું મર્દન કરનારો તથા મહાન પર્વત સમાન દૃઢતાવાળો સૂર્યપુત્ર કર્ણ કોઈએક પર્વતની પેઠે અડગ ઊભો રહી શત્રુઓની બાણવૃષ્ટિનો યુદ્ધમાં નાશ કરી રહ્યો હતો.[૯] વળી તમારા પુત્રનું હિત કરવામાં ગૂંથાયેલો તે મહાત્મા સૂર્ય-પુત્ર વજ્રપાત સરખાં તથા સુવર્ણની અદ્‌ભુત પૂંખવાળાં તીક્ષ્ણ અતુલ બાણો મૂકી શત્રુઓને હાંકી કાઢતો હતો.[૧૦] વળી તે કર્ણે કેટલાએક શત્રુઓના ધ્વજોને છિન્નભિન્ન કરી નાખ્યા, કેટલા-એકનાં શરીરોને બાણો વડે ચીરી નાખ્યાં, કેટલા-એકને સારથિ વિનાના કરી મૂક્યા અને કેટલા-એકને વળી ઘોડાઓથી રહિત કરી નાખ્યા.[૧૧] આમ કર્ણના મારાથી તેમને જ્યારે રણમાં શાંતિ ન મળી, ત્યારે તે પાંડવયોદ્ધાઓ યુધિષ્ઠિરરાજાના સૈન્યનું શરણ લેવા નાસી ગયા. આ રીતે પોતાના સૈનિકોને નાસભાગ કરી રહેલા તથા રણમાંથી પાછા હટેલા જોઈ ઘટોત્કચને ઘણો જ ક્રોધ ચઢ્યો.[૧૨] ત્યાં તે સુવર્ણ તથા રત્નોથી ઝળહળતા ઉત્તમ રથમાં બેસીને સિંહની પેઠે ગર્જના કરવા મંડ્યો અને તુરત કર્ણ પાસે જઈને તેને વજ્ર સરખાં બાણો વડે વીંધવા લાગ્યો.[૧૩] પછી તે બન્ને જણા કર્ણિ, નારાચ, શિલીમુખ, નાલીક, દંડાસન, વત્સદંત, વરાહકર્ણ, વિપાઠ, શૃંગ તથા ક્ષુરપ્ર નામનાં બાણોની વૃષ્ટિ કરી આકાશને ગજાવી મૂકવા લાગ્યા.[૧૪] તે વેળા બાણોની ધારાઓથી છવાઈ ગયેલું આકાશ તીરછી ગતિ કરનારી, સુવર્ણની પૂંખોથી પ્રજ્વલિત કાંતિવાળી અને વિચિત્ર પુષ્પોને ધારણ કરનારી એક જાતની નવી પ્રજાઓથી જાણે ભરાઈ ગયું હોય તેવું શોભતું હતું.[૧૫] તે બન્ને મહાવીરો બરાબર સાવધ રહીને તથા પોતપોતાનો ઉત્તમ પ્રભાવ દર્શાવીને ઉત્તમ અસ્ત્રો વડે અન્યોન્યને પ્રહાર કરતા હતા; તેથી તે રણમાંનો કોઈ યોદ્ધો તે બન્નેની અધિકતાને જોઈ શકતો ન હતો.[૧૬] આકાશમાં રાહુ અને સૂર્યનું જેવું પ્રમત્ત અને ઘોર યુદ્ધ થાય છે, તેવું જ તે સૂર્યપુત્ર અને ભીમપુત્રનું અતિ અદ્‌ભુત, અસાધારણ, શસ્ત્રોના પડવાથી ઘોર અને સમાકુલ યુદ્ધ થઈ રહ્યું હતું.[૧૭]

સંજય બોલ્યો : હે રાજા ! એ રીતે યુદ્ધ કરતાં કર્ણ જ્યારે ઘટોત્કચને દબાવી શક્યો નહિ, ત્યારે પોતે અસ્ત્રો જાણનારાઓમાં ઉત્તમ હોવાથી ઉગ્ર અસ્ત્ર પ્રકટ કર્યું.[૧૮] તેણે તે અસ્ત્રના બળથી ઘટોત્કચના રથ, સારથિ અને ઘોડાઓનો નાશ કરી નાખ્યો, એટલે તુરત જ રથરહિત થતાં ઘટોત્કચ અંતર્ધાન થઈ ગયો.[૧૯]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! માયાઓ રચીને કૂટ યુદ્ધ કરનાર તે રાક્ષસ જ્યારે અંતર્હિત થઈ ગયો, ત્યારે મારા મહારથીઓએ શો વિચાર કર્યો હતો તે મને કહે.[૨૦]

સંજય બોલ્યો: એ પ્રમાણે રાક્ષસરાજાને અંતર્હિત થયેલો જાણી સર્વ કૌરવયોદ્ધાઓ પોકારી રહ્યા કે, 'આ કૂટ યુદ્ધ કરનારો રાક્ષસ રણમાં પ્રત્યક્ષ થઈને કર્ણને કેમ મારતો નહિ હોય?'[૨૧] તેવામાં ઝપાટાબંધ તરેહતરેહનાં અસ્ત્રયુદ્ધ કરનાર કર્ણે બાણોની જાળ પાથરી દઈને આકાશને ઢાંકી દીધું, પણ બાણોથી અંધકારમય થઈ ગયેલા આકાશમાં કોઈ પણ પ્રાણી ત્યાં પડતું જણાયું નહિ.[૨૨] છતાં કર્ણ તો બાણો મૂકી મૂકીને સર્વ આકાશને છાઈ જ દેવા લાગ્યો. એ સમયે સૂતપુત્ર ક્યારે બાણ લે છે, ક્યારે સાંધે છે અને ક્યારે ભાથામાંથી ખેંચી કાઢે છે, તે દેખાતું ન હતું.[૨૩] તે અરસામાં રાક્ષસે રચેલી અને દારુણ એવી માયા આકાશમાં જોઈ. તે માયા લાલ રંગના વાદળ સમાન પ્રકાશતી હતી, અગ્નિની શિખાની પેઠે ઉગ્ર લાગતી હતી અને દેખાવમાં ઘણી ભયંકર તથા ઘોર હતી.[૨૪] હે કૌરવરાજ! જોતજોતામાં તેમાં વીજળીઓ ઝબકવા લાગી, બળબળતી ઉલ્કાઓ ઝળકવા લાગી અને તેનો અતિ ઘોર કડાક શબ્દ સંભળાવા લાગ્યો. ત્યાં હજારો દુંદુભિઓ ગડગડવા લાગ્યાં અને સુવર્ણની પૂંખવાળાં સંખ્યાબંધ બાણો તેમાંથી પડવા લાગ્યાં. વળી શક્તિઓ, બેધારી તલવારો, ભાલાઓ, મુસલો, ફરશીઓ, તેલ પાયેલી તલવારો, ચળકતાં અણિયાળાં તોમરો, પટ્ટિશો, પ્રકાશિત કિરણોવાળા પરિઘો, લોખંડી પટ્ટાઓવાળી ગદાઓ, તરેહતરેહનાં તીક્ષ્ણ ધારવાળાં ત્રિશૂળો, સોનેરી બાંધકામવાળી વજનદાર ગદાઓ અને તોપો વગેરે આયુધો પણ તેમાંથી પડવા લાગ્યાં.[૨૫-૨૭] તેમ જ ત્યાંથી મોટા મોટા પથ્થરો, કડાકભડાક કરતાં હજારો વજ્રો અને અનેક તીક્ષ્ણ ધારવાળાં તથા બળબળતા અગ્નિ સરખાં ચક્રો પણ પડવા લાગ્યાં.[૨૮] શક્તિ, પથ્થર, ફરશી, ભાલા, તલવાર, વજ્ર, અશનિ તથા મુદ્‌ગરોની તે વિશાળ અને જાજ્વલ્યમાન મહાવૃષ્ટિ અવિચ્છિન્ન રીતે પડતી હતી. તે વેળા કર્ણ બાણોનો ઢગ છોડીને પણ તેનો નાશ કરી શક્યો નહિ.[૨૯] અનેક ઘોડાઓ બાણોથી માર્યા ગયા, અનેક હાથીઓ વજ્રોથી હણાઈ ગયા અને અનેક મોટા મોટા રથો પથ્થરોથી ભાંગી પડ્યા. તેઓ જ્યારે રણમાં કચડાઈ પડતા હતા, ત્યારે મહાન કડકડાટીનો શબ્દ સંભળાતો હતો.[૩૦] આમ ઘટોત્કચે અતિભયંકર જાતજાતનાં શસ્ત્રો પાડી પાડીને દુર્યોધનના સૈન્યનો ચોતરફથી ઘાણ કાઢી નાખ્યો હતો. તે સર્વ સૈન્યનું સ્વરૂપ હાવરુંબાવરું દેખાતું હતું અને તેના સર્વ સૈનિકો આમતેમ દોડમદોડ કરતા ભમતા હતા.[૩૧] ત્યાં સર્વ સ્થળે હાહાકાર થઈ રહ્યો હતો. તેઓ સર્વે જ્યાં ત્યાં ભમી ભમીને ભરાઈ પેસતા હતા અને તેમનો દેખાવ પણ ખિન્ન થયેલો જણાતો હતો. છતાં તે વીર પુરુષો પોતાના આર્યત્વને વળગી રહી તે સમયે રણમાંથી નાસી ગયા ન હતા.[૩૨] આ અતિઘોર અને ભયંકર સ્વરૂપવાળી રાક્ષસી શસ્ત્રમય મહાવૃષ્ટિને પડતી જોઈને તથા સંખ્યાબંધ સૈનિકોને રણમાં રોળાતા જોઈને, તમારા પુત્રોના મનમાં ભયનો મહાન પેસારો થઈ ગયો. ત્યાં અગ્નિ સમાન પ્રદીપ્ત જીભોવાળી સેંકડો શિયાળવીઓ અતિ ભયંકર નાદે રડતી હતી અને રાક્ષસોનાં ટોળેટોળાં ગર્જનાઓ કરી રહ્યાં હતાં. તે સાંભળીને મોટા મોટા રાજવંશી યોદ્ધાઓ પણ ગભરાટમાં પડી ગયા હતા. બળબળતી જીભોવાળા, અગ્નિ સરખી તીક્ષ્ણ દાઢોવાળા અને મોટા પર્વતો સમાન પ્રચંડ શરીરોવાળા તે બિહામણા રાક્ષસો હાથમાં શક્તિઓ ધારણ કરીને તથા આકાશમાં જ રહીને મેઘોની પેઠે ઉગ્ર શસ્ત્રવૃષ્ટિ વરસાવી રહ્યા હતા.[૩૩-૩૫] તેઓ બાણો, શક્તિઓ, ત્રિશૂળો, ગદાઓ, ઉગ્ર પરિઘો, દેદીપ્યમાન વજ્રો, પિનાકો,

અશનિઓ, શતઘ્નીઓ અને ચક્ર આદિ અસ્ત્રોથી કુરુયોદ્ધાઓ પર પ્રહાર કરી રહ્યા હતા; તેથી તેઓ ટુકડેટુકડા થઈ રણમાં વીખરાઈ પડતા હતા.[36] વળી તે રાક્ષસો ત્રિશૂળો, ભુશુંડીઓ, પથ્થરના ગોળાઓ તથા લોખંડના પટ્ટાઓથી બાંધેલી મોટી મોટી તોપોને તમારા પુત્રના યુદ્ધમાં ફેંકી રહ્યા હતા, તેથી તે સૈન્યને ભયંકર મૂર્ચ્છા આવી ગઈ હતી.[37] તે સમયે ઘણા શૂરાઓનાં આંતરડાંઓ બહાર નીકળી પડ્યાં હતાં, ઘણાનાં માથાં ફૂટી ગયાં હતાં, ઘણાઓનાં અંગો છિન્નભિન્ન થઈ ગયાં હતાં અને તેઓ બધા રણમાં શયન કરી ગયા હતા. ત્યાં મોટી મોટી શિલાઓ પડવાથી ઘોડાઓ કપાઈ ગયા હતા, હાથીઓ છુંદાઈ ગયા હતા અને રથો પણ ભાંગીને ભુક્કો થઈ ગયા હતા.[38] આ રીતે ઘટોત્કચે માયાથી બનાવેલા તે ઘોરસ્વરૂપી રાક્ષસો પૃથ્વી પર શસ્ત્રોની પ્રચંડ વૃષ્ટિ વરસાવી રહ્યા હતા અને શરણે આવેલા અથવા ભયભીત થયેલા એક પણ યોદ્ધાને તેઓ જીવતો છોડતા ન હતા.[39] આ પ્રમાણે કાળે રચેલો તથા ક્ષત્રિયોનો નાશ દર્શાવનારો કુરુવીરોનો તે ઘોર સંહાર થઈ રહ્યો હતો, ત્યારે અવશેષ રહેલા સર્વ કૌરવો નિરુત્સાહ થઈને એકદમ નાસવા લાગ્યા તેમજ મોટી મોટી બૂમો પાડવા લાગ્યા કે,[40] 'હે કુરુઓ ! નાસો, નાસો; હવે આપણું સૈન્ય બચવાનું નથી, કારણ કે ઇંદ્ર સહિત દેવતાઓ જ પાંડવો માટે આપણો સંહાર કરે છે.' આમ સંકટસાગરમાં ડૂબી મરતા તે કૌરવોને સૂતપુત્ર કર્ણ જ એ વેળા દ્વીપની પેઠે આશ્રયરૂપ થયો હતો.[41] જ્યારે તે તુમુલ સંહાર ચાલી રહ્યો હતો, ત્યારે કૌરવોના સૈન્યમાં ભંગાણ પડ્યું હતું અને તે સૈન્ય માંહોમાંહે ભરાઈ જતું હતું, તેથી સૈન્યોનો વિભાગ સ્ફુટ હતો, છતાં કૌરવો કયા અને પાંડવો કયા એની સમજણ પડતી ન હતી.[42] હે રાજન્! જ્યારે મર્યાદા વિનાની તે ઘોર નાસભાગ થઈ રહી હતી, ત્યારે તે કુરુસૈનિકો સર્વ દિશાઓને શૂન્ય નિહાળી રહ્યા હતા. માત્ર તેઓ તે શસ્ત્રવૃષ્ટિમાં છાતી કાઢીને પ્રવેશ કરતા એક કર્ણને જોતા હતા.[43] તે કર્ણ રાક્ષસની દિવ્ય માયા પ્રત્યે યુદ્ધ કરી રહ્યો હતો. તેણે બાણો મૂકી મૂકીને સર્વ આકાશપ્રદેશને ઢાંકી દીધો હતો. તે લજ્જાળુ સૂતપુત્ર દુષ્કર આર્યકર્મ કરતો રણમાં જરા પણ મૂંઝાયો ન હતો.[44] હે રાજા ! સૈંધવ અને બાહ્લિક આદિ સર્વ ધીર પુરુષો પોતે ભયભીત થઈને કર્ણ સામે જોઈ રહ્યા હતા અને રાક્ષસોનો વિજય જોઈ રહી તેઓ કર્ણની યુદ્ધમાંની નિર્ભયતાનાં વખાણ કરતા હતા.[45] તેવામાં રાક્ષસ ઘટોત્કચે શતઘ્ની નામનું ચક્રયુક્ત અસ્ત્ર ફેંક્યું અને તેણે કર્ણના ચારેય ઘોડાઓને મારી નાખ્યા. એ શતઘ્નીનો પ્રહાર થતાં તે ઘોડાઓનાં દાંત, આંખો અને જીભ બહાર નીકળી પડ્યાં તેમ જ તેઓ પોતે પણ પ્રાણરહિત થઈને ઢીંચણભેર પૃથ્વી પર પડ્યા.[46] ઘોડાઓ મરણ પામ્યા એટલે કર્ણ મનમાં ખિન્ન થઈ રથ પરથી ઊતરી પડ્યો. એ વેળા કૌરવો પલાયન કરી જતા હતા અને પોતાના દિવ્ય અસ્ત્રનો માયાથી નાશ થતો હતો, છતાં તે કર્ણ ગભરાયો નહિ. તે તો સમયોચિત કાર્યનો વિચાર કરવા લાગ્યો.[47] ત્યાં માયાનું ઘોર સ્વરૂપ વધ્યે જતું હતું, તે જોઈને સર્વ કૌરવો એકી અવાજે કર્ણને કહેવા લાગ્યા : 'હે કર્ણ ! આજે તારી શક્તિનો ઉપયોગ કરી આ રાક્ષસને તું જલદી મારી નાખ. અરે ! જો તો ખરો. ધૃતરાષ્ટ્રપક્ષના આ સર્વ કૌરવોનો વિનાશ થઈ રહ્યો છે. અરે ! પેલો ભીમસેન તથા અર્જુન આપણને શું કરી નાખવાના છે ? પણ આ મધ્યરાત્રિના સમયે આપણ સૌને તપાવી રહેલા

આ પાપી રાક્ષસને જ તું હણી નાખ. અરે! આ ઘોરસ્વરૂપવાળા સંગ્રામમાંથી આપણામાંનો જે કોઈ બચશે, તે જ સૈન્ય સહિત પાંડવો સામે યુદ્ધ કરશે.[૪૮,૪૯] માટે આ રૌદ્રસ્વરૂપી રાક્ષસને તું ઇંદ્રે આપેલી શક્તિથી મારી નાખ. ઓ કર્ણ! આ રાત્રિયુદ્ધમાં, ઇંદ્ર સરખા પ્રતાપી એવા સર્વ કૌરવો યોદ્ધાઓ સહિત નાશ ન પામે તેવું તું કર.[૫૦] હે રાજન્! એ પ્રમાણે કૌરવોનો મહાન કોલાહલ સાંભળીને, રાક્ષસે સૈન્યને ત્રાસ પમાડેલું જોઈને અને પોતાને પણ મધ્યરાત્રિના સમયે રાક્ષસ પ્રહાર કરી રહ્યો છે એનો વિચાર કરીને, તે કર્ણે શક્તિને છૂટી મૂકવાનો નિશ્ચય કર્યો.[૫૧] હવે સિંહની પેઠે કોપેલો તે કર્ણ અમર્ષમાં આવી ગયો અને રણમાં શત્રુના પ્રતિઘાતને સહન કરી શક્યો નહિ. તેથી ઘટોત્કચનો વધ કરવા ઇચ્છીને તેણે વૈજયન્તી નામની સર્વોત્તમ અને અતિ અસહ્ય શક્તિને હાથમાં લીધી.[૫૨] હે રાજન્! તે શક્તિને કર્ણે ખાસ અર્જુનનો જ રણમાં વધ કરવા માટે વર્ષોનાં વર્ષો સુધી પૂજીને રાખી મૂકી હતી અને ઇંદ્રે પોતે એ ઉત્તમ શક્તિને બે કુંડળોના બદલામાં કર્ણને આપી હતી. ત્યાં કર્ણે કાળની જીભ સમાન લહલહાટ કરતી, પાશોથી યુક્ત, મૃત્યુની સાક્ષાત બહેન સરખી અને ઊંબાડિયાંની પેઠે બળતી તે પ્રદીપ્ત શક્તિને રાક્ષસ સામે ફેંકી.[૫૩,૫૪] હે રાજન્! શત્રુઓની કાયાને ચીરી નાખનારી તે પ્રજ્વલિત શક્તિને કર્ણના હાથમાં રહેલી જોઈને રાક્ષસ ઘટોત્કચ ભયભીત થઈ ગયો અને પોતાના શરીરને વિંધ્યાચળ સરખું મોટું કરીને ત્યાંથી નાસવા લાગ્યો.[૫૫] વળી હે નરેંદ્ર! તે શક્તિને કર્ણના હાથમાં રહેલી જોઈને અંતરિક્ષમાં રહેલાં સર્વ ભૂતો પણ ભયથી બુમરાણ કરવા લાગ્યાં. હે રાજન્! ત્યારે મહાપ્રચંડ વાયરા વાવા લાગ્યા અને કડકડાટ કરતી અશનિ પૃથ્વી પર પડવા લાગી.[૫૬] તે બળબળતી શક્તિએ રાક્ષસી માયાને ભસ્મ કરી નાખી અને રાક્ષસના હૃદયને ગાઢ ચીરી નાખ્યું. પછી રાત્રિમાં ભડભડતી તે શક્તિ ઊંચે ચાલી ગઈ અને નક્ષત્રોની મધ્યમાં દાખલ થઈ ગઈ.[૫૭] રાક્ષસ ઘટોત્કચ અનેક અસ્ત્રોથી ઘાયલ થયો હતો તેમ જ પૂર્વે દેવતાઓ, હાથીઓ, મનુષ્યો અને રાક્ષસોની સામે લડી લડીને ઘણો જ ઘવાઈ ગયો હતો. તેના તે જ ભયંકર શબ્દોથી ગર્જના કરતા એ રાક્ષસના પ્રિય પ્રાણોને ઇંદ્રની શક્તિએ હરી લીધા. હે રાજન્! મરતાં મરતાં પણ એ રાક્ષસે શત્રુઓનો ક્ષય કરવા માટે અદ્ભુત અને આશ્ચર્યરૂપ બીજું એક કર્મ કર્યું હતું. જ્યારે શક્તિના પ્રહારથી પોતાનાં મર્મસ્થાનો ભેદાઈ ગયાં, ત્યારે તે મોટા પર્વત સરખો અને મેઘ સરખો ભાસવા લાગ્યો. પછી છિન્નભિન્ન થયેલા શરીરવાળો તે રાક્ષસરાજ પોતાનું મહાન સ્વરૂપ કરીને પ્રાણરહિત થઈ પૃથ્વી પર પડ્યો. એ વેળા તેનું મસ્તક ઊંધું પડ્યું હતું, સર્વ ગાત્રો સ્તબ્ધ થઈ ગયાં હતાં તથા જીભ બહાર નીકળી પડી હતી.[૫૮-૬૦] હે રાજન્! ભયંકર કર્મો કરનારો એ ભીમસેનપુત્ર આવું ભયંકર સ્વરૂપ ધારણ કરીને પૃથ્વી પર પડ્યો અને મરતાં મરતાં પણ તેણે પોતાના શરીર વડે આપણા સૈન્યના થોડાઘણા ભાગનો કચરીને છૂંદો કરી નાખ્યો.[૬૧] તે રાક્ષસે પડતાં પડતાં પોતાના શરીરને અતિ પ્રમાણમાં વધારી દીધું અને પાંડવોનું પ્રિય કરનારા તે રાક્ષસે મરતાં મરતાં પણ તમારી એક અક્ષૌહિણી સેનાનો તત્કાળ નાશ કરી નાખ્યો હતો.[૬૨] આ રીતે રાક્ષસી માયાને ભસ્મ થયેલી જોઈને તેમ જ તે રાક્ષસને પોતાને મરણ પામેલો જોઈને કૌરવયોદ્ધાઓ હર્ષમાં આવી ગયા અને મોટી મોટી ગર્જનાઓ કરવા

લાગ્યા. વળી તેઓ સિંહનાદોની સાથે ભેરીઓ, શંખો, મુરજો અને આનકો આદિ રણવાદિત્રો વગાડવા લાગ્યા.[૬૩] પૂર્વે વૃત્રાસુરના વધ પ્રસંગે સર્વ દેવોએ જેમ ઇંદ્રનું સન્માન કર્યું હતું, તેમ એ સમયે સર્વ કૌરવો પણ કર્ણનું સન્માન કરવા લાગ્યા. આ પછી તે કર્ણ પણ હર્ષપૂર્વક તમારા પુત્રના રથ પર ચડી જઈને પોતાના સૈન્યમાં દાખલ થયો.[૬૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં ઘટોત્કચનો વધ' નામનો અધ્યાય ૧૭૯ મો સમાપ્ત

## અધ્યાય ૧૮૦મો

### પાંડવો શોકમાં ત્યારે શ્રીકૃષ્ણ આનંદમાં !

॥ संजय उवाच ॥

**हैडिंबिं निहतं दृष्ट्वा विशीर्णमिवपर्वतम् ।**
**बभूवुः पांडवाः सर्वे शोकबाष्पाकुलेक्षणाः ॥ १ ॥**

સંજય બોલ્યો : તૂટી પડેલા પર્વતની પેઠે મરણ પામેલા એ હિડિમ્બાનંદનને જોઈને સર્વ પાંડવો શોકાશ્રુથી આકુળ નેત્રોવાળા થઈ ગયા.[૧] પણ તે જ સમયે શ્રીકૃષ્ણ તો મોટા હર્ષથી છલકાઈ જવા લાગ્યા, સિંહનાદ કરવા લાગ્યા અને અર્જુનને ભેટી પડ્યા.[૨] વળી તેમણે હર્ષાવેશમાં આવી જઈને મોટા શબ્દથી ગર્જના કરી અને ઘોડાઓની લગામ હાથમાં પકડીને વાયુથી નાચતા વૃક્ષની પેઠે નાચવા માંડ્યું.[૩] તે બુદ્ધિમાન શ્રીકૃષ્ણ પુનઃ અર્જુનને ભેટી પડ્યા અને વારંવાર અર્જુનને થાબડીને રથની બેસણી પર રહીને પુનઃ ગર્જના કરવા લાગ્યા.[૪] આ રીતે હે રાજા ! વાસુદેવને હર્ષિત મનવાળા જાણીને મહાબળવાન અર્જુન મનમાં અતિ ઉદાસ થઈ ગયો અને તેમને કહેવા લાગ્યો : 'હે મધુસૂદન ! આજે ઘટોત્કચના મરણથી આપણે શોક પામ્યા છીએ, તે વખતે તમે અતિ હર્ષ કરો તે અસ્થાને છે.[૫,૬] ઘટોત્કચને મરણ પામેલો જોઈને આપણાં સર્વ સૈન્યો રણમાંથી વિમુખ થયાં છે અને અમે પોતે પણ ઘટોત્કચના મરણથી અતિ ઉદ્વેગ પામ્યા છીએ.[૭] હે જનાર્દન ! આમાં કંઈ નાનુંસૂનું કારણ નહિ હોય. માટે હે સત્યવાદીઓમાં શ્રેષ્ઠ ! હું તમને પૂછું છું, તો જે સત્ય હોય તે હમણાં જ મને કહો.[૮] હે શત્રુદમન શ્રીકૃષ્ણ ! જો તે વાત છાની રાખવા જેવી ન હોય તો તે મને કહેવી ઘટે છે. માટે હે મધુસૂદન ! અમારા ધૈર્યનો નાશ કરનાર તે શું છે તે તમે હમણાં જ કહો.[૯] હે જનાર્દન ! તમારું આજનું વર્તન મને સમુદ્રના શોષણ જેવું અને મેરુપર્વતના ચળવા જેવું આશ્ચર્યકારક લાગે છે.[૧૦]

વાસુદેવ બોલ્યા : હે ધનંજય ! મને આજે અત્યંત હર્ષ થયો છે, તેનું કારણ તું સાંભળ. તે કારણ મારા મનને અતિ પ્રસન્ન કરનારું છે અને ઉત્તમ પણ છે.[૧૧] હે મહાતેજસ્વી અર્જુન ! ઘટોત્કચે આજે એ શક્તિને કર્ણ પાસેથી ભ્રષ્ટ કરાવીને તે કર્ણને જ રણમાં મારી નાખ્યો છે, એમ તારે સમજવું.[૧૨] કાર્તિકસ્વામીની જેમ તે શક્તિને હાથમાં લઈ ઊભેલા એ કર્ણ સામે આ લોકમાં કયો પુરુષ યુદ્ધમાં ઊભો રહી શકે ?[૧૩] તે કર્ણ પાસેથી ઇંદ્રે કવચ તથા કુંડળોનું હરણ કર્યું છે, તે બહુ ઠીક થયું છે. આ સમયે તે અમોઘ શક્તિ ઘટોત્કચ પર વપરાઈ ગઈ છે તે પણ બહુ સારું થયું છે.[૧૪] જો તે કર્ણ તે કવચ અને કુંડળોને ધારણ કરી યુદ્ધ કરવા સજ્જ થાય, તો તે એકલો જ ઇંદ્ર સહિત ત્રણે લોકોને રણમાં જીતે ![૧૫] અરે ! ઇંદ્ર, કુબેર અથવા જળનો રાજા વરુણદેવ અને યમ પણ એ વેળા કર્ણ સામે યુદ્ધ કરવા ઉત્સાહ ન કરે.[૧૬] વળી તું ગાંડીવધનુષ્યે ઉગામે અને હું સુદર્શનચક્ર હાથમાં લઉં, તોપણ આપણે તે કવચકુંડળધારી પુરુષશ્રેષ્ઠ કર્ણને રણમાં

જીતી શકીએ નહિ.[૧૭] માટે જ ઇંદ્રે તારું હિત કરવા માટે શત્રુઓનાં નગરોને જીતનારા કર્ણનાં કુંડળોનું માયાથી હરણ કર્યું છે તેમ જ તેને કવચરહિત કર્યો છે.[૧૮] કર્ણે પોતાના શરીર પરથી ઊતરડીને કવચ તથા નિર્મળ કુંડળોનું ઇંદ્રને દાન કર્યું છે, માટે જ જગતમાં તે 'વૈકર્તન' કહેવાયો છે.[૧૯] મંત્રના તેજથી કેવળ બગાસાં જ ખાતો કોપેલો સર્પ હોય અથવા શાંત પડેલી જ્વાળાઓવાળો અગ્નિ હોય, તેમ આ કર્ણ આજે મને શક્તિહીન થયેલો દેખાય છે.[૨૦] હે મહાબાહુ! આ જે શક્તિ ઘટોત્કચ ઉપર આજે વપરાઈ છે, તે મહાત્મા ઇંદ્રે ત્યારથી કર્ણને આપી હતી.[૨૧] પૂર્વે કુંડળો તથા દિવ્ય કવચના બદલામાં કર્ણે તે મેળવી હતી. ધર્મપ્રધાન કર્ણ એ શક્તિને પોતાની પાસે રાખી મૂકીને તને રણમાં નિત્ય મૂએલો જ માનતો હતો. આ રીતે હે નિષ્પાપ! કર્ણ શક્તિરહિત થઈ ગયો છે; તોપણ હે પુરુષવ્યાઘ્ર! એક તારા વિના બીજો કોઈ પુરુષ તેને મારી શકે તેમ નથી, એ હું તને સત્યપૂર્વક સોગંદ ખાઈને કહું છું.[૨૨,૨૩] કર્ણ બ્રાહ્મણભક્ત છે, સત્યવાદી છે, તપસ્વી છે, નિયમિત વ્રતવાળો છે અને શત્રુઓ પર પણ દયાળુ છે; માટે જ તેને ધર્મપ્રધાન કહે છે.[૨૪] એ કર્ણ યુદ્ધકુશળ, મોટી ભુજાવાળો અને નિત્ય ધનુષ્યને ઊંચકનારો છે. વનમાંના કેસરીસિંહની પેઠે તે રણના મોખરામાં ગર્જના કરે છે. હાથી જેમ યૂથપતિ બીજા હાથીઓને મદરહિત કરે છે, તેમ તે મોટા મોટા મહારથીઓને મદરહિત કરે છે. હે પુરુષવ્યાઘ્ર! તારા પક્ષના મુખ્ય મુખ્ય મહાન યોદ્ધાઓ પણ મધ્યબપોરના સૂર્ય જેવા એ કર્ણની સામે સુદ્ધાં જોઈ શકે એમ નથી. શરદઋતુમાં સૂર્ય જેમ હજારો કિરણોવાળો હોય છે, તેમ તે કર્ણ પણ બાણજાળરૂપ હજારો કિરણોવાળો છે.[૨૫-૨૭] વર્ષાઋતુમાં મેઘ જેમ જળધારાઓ છોડે છે, તેમ કર્ણ વારંવાર બાણોની ધારાઓને છોડી મૂકે છે અને વૃષ્ટિવાળા મેઘની પેઠે દિવ્યાસ્ત્રોનો મેઘ વરસાવે છે.[૨૮] અરે! સાક્ષાત્ દેવો પણ ચોતરફથી બાણવૃષ્ટિ કરી મૂકે અને સર્વ દૈત્યો પણ ચારે બાજુ માંસ અને રુધિરનો સ્રાવ કરી મૂકે તોપણ એ કર્ણને કોઈ જીતી શકે નહિ.[૨૯] હે પાંડવ! કવચ અને કુંડળોથી રહિત થયેલો અને વળી ઇંદ્રે આપેલી શક્તિથી રહિત થયેલો તે કર્ણ આજે સામાન્ય મનુષ્ય થઈ ગયો છે.[૩૦] છતાં એનો વધ કરવા માટે એક જ ઉપાય છે. યુદ્ધ કરતાં કરતાં તે જ્યારે બરાબર સંકટમાં આવી પડશે, ત્યારે તેના રથનું પૈડું પૃથ્વીમાં પેસી જશે અને તે પોતે પણ એ વેળા પ્રમાદી થઈ જશે. એ સમયનો લાભ લઈ તું બરાબર સાવધ થજે અને પ્રથમથી જ મેં કરેલા ઇશારાનો વિચાર કરી એને મારી નાખજે.[૩૧] બાકી અન્ય પ્રસંગે તો યુદ્ધમાં તે અજિત જ છે. અરે! જે વેળા તે અસ્ત્ર ઉગામીને ઊભો હોય, તે વેળા ત્રણ લોકમાં વીર ગણાતો વજ્રધારી ઇંદ્ર પણ એને મારી શકે નહિ. ખરેખર! તારું હિત કરવા માટે મેં પોતે જ તે તે ઉપાયો દ્વારા જરાસંધ, શિશુપાલ અને મહાબાહુ મહાત્મા એકલવ્ય નિષાદ આદિ સર્વને એક પછી એક મારી નાખ્યા છે. વળી હિડિમ્બ, કિર્મીર, બક, શત્રુદળનું મર્દન કરનાર અલાયુધ અને ઉગ્ર કર્મ કરનાર બલિષ્ઠ ઘટોત્કચ આદિ બીજા મોટા મોટા રાક્ષસોને પણ મેં જ મારી નાખ્યા છે, એમ તું સમજ.[૩૨,૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધ
પર્વમાં 'પાંડવો શોકમાં અને શ્રીકૃષ્ણ આનંદ
માં' નામનો અધ્યાય ૧૮૦ મો સમાપ્ત

# अध्याय १८१ मो

## અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણનાં વચન

॥ अर्जुन उवाच ॥

**कथमस्मद्धितार्थं ते कैश्च योगैर्जनार्दन।**
**जरासंघप्रभृतयो घातिताः पृथिवीश्वराः॥ १॥**

અર્જુન બોલ્યો : હે જનાર્દન ! તમે કયા કયા ઉપાયો દ્વારા જરાસંધ આદિ રાજાઓને અમારું હિત કરવા માટે મારી નખાવ્યા છે ?[1]

વાસુદેવ બોલ્યા : જરાસંધ, શિશુપાલ અને મહાબળવાન એકલવ્ય ભિલ્લરાજ જો પ્રથમ માર્યા ગયા ન હોત, તો અવશ્ય તેઓ આ સમયે ભયંકર થઈ પડત.[2] જરૂર દુર્યોધન આ સમયે તે મહારથીઓને પોતાના પક્ષમાં લેત અને આપણા પર નિત્ય દ્વેષ રાખનારા તેઓ પણ કૌરવોનો આશ્રય કરત.[3] તે વીર પુરુષો મહાધનુર્ધર હતા, અસ્ત્રકુશળ હતા અને દૃઢ યુદ્ધ કરનારા હતા. સાક્ષાત્ દેવોની પેઠે તેઓ આ સમગ્ર કૌરવસેનાનું રક્ષણ કરત.[4] કર્ણ, જરાસંધ, શિશુપાલ અને ભિલ્લરાજ એકલવ્ય દુર્યોધનનો આશ્રય કરીને આ સઘળી પૃથ્વીનો પણ જય કરી શકત.[5] હે ધનંજય ! તેમને મેં જે જે ઉપાયોથી મારી નાખ્યા છે, તે ઉપાયો તું સાંભળ. ઉપાયો વિના તો દેવો પણ તેમને રણમાં જીતી શકે તેમ ન હતા.[6] તેમનામાંનો એક એક જુદો રહીને પણ લોકપાલોના રક્ષણ તળે રહેલી સમગ્ર દેવસેના સાથે યુદ્ધ કરી શકે તેવો બળિયો હતો.[7] એક સમયે એવું બન્યું કે, રોહિણીપુત્ર બલરામે જરાસંધને બરાબર ઝાટક્યો, તેથી ક્રોધાયમાન થઈ તેણે અમારો વિનાશ કરવા માટે સર્વનો ઘાત કરનારી એક ગદા ફેંકી.[8] આકાશમાં જાણે સેંથો પાડતી હોય તેમ ધસી આવતી તે અગ્નિ સમાન પ્રભાવવાળી ગદા ઇંદ્રે ફેંકેલા વજ્રની પેઠે અમારા પર પડતી દેખાઈ. એકાએક આમ ધસી આવતી તે ગદાને જોઈ ને રોહિણીનંદન બલદેવે તેને તોડી પાડવા માટે સ્થૂણાકર્ણ નામનું એક અસ્ત્ર ફેંક્યું.[9,10] તે અસ્ત્રના વેગ સામે અથડાઈ ને તે ગદા પૃથ્વી પર પડી. જાણે પૃથ્વીને ફાડી નાખતી હોય અને પર્વતોને કંપાવી દેતી હોય તેમ તે ગદા તીવ્ર શબ્દ કરીને ધરણી પર ઢળી પડી.[11] હવે તે જ સ્થળે જરા નામની અતિ પરાક્રમવાળી ઘોર રાક્ષસી રહેતી હતી. તે રાક્ષસીએ જ શત્રુદમન જરાસંધરાજાને જન્મકાળે સાંધ્યો હતો.[12] જરાસંધ બે માતાઓથી ઉત્પન્ન થયો હતો. તે જ્યારે જન્મ્યો, ત્યારે તેના શરીરના જુદા જુદા બે અર્ધા અર્ધા ટુકડા હતા અને તે ટુકડાઓને જરા રાક્ષસીએ સાંધ્યા હતા. આથી તે 'જરાસંધ' એવા નામથી પ્રસિદ્ધ થયો હતો.[13] હે પાર્થ ! તે જરા રાક્ષસીને સ્થૂણાકર્ણ અસ્ત્રથી તૂટી પડેલી તે ગદાએ પુત્રો અને બાંધવો સહિત છૂંદી નાખી.[14] આમ હે ધનંજય ! તે મહારણમાં જરાસંધ ગદા તથા જરા રાક્ષસી એ બન્નેથી રહિત થઈ પડ્યો. આ પછી જ પાછળથી ભીમસેને તારા દેખતાં જરાસંધને માર્યો છે.[15] હે નરોત્તમ ! પ્રતાપી જરાસંધ હાથમાં ગદા લઈ ને ઊભો હોય, ત્યારે ઇંદ્ર સહિત દેવો પણ યુદ્ધમાં તેનો નાશ કરવા સમર્થ ન હતા.[16] વળી તારું હિત કરવા માટે કપટ કરીને મેં દ્રોણાચાર્યને એકલવ્ય ભિલ્લના ગુરુ કર્યા હતા. પાછળથી દ્રોણાચાર્યે તે સત્યપરાક્રમી ભિલ્લપુત્રને અંગૂઠા વિનાનો કર્યો હતો.[17] દૃઢ પરાક્રમી તે ભિલ્લપુત્ર અતિ અભિમાની હતો અને હાથે ચામડાનાં મોજાં બાંધીને વનમાં ફર્યા કરતો હતો. આ વેળા બીજા પરશુરામની પેઠે તે ભાસતો હતો.[18] હે પાર્થ ! એકલવ્યનો અંગૂઠો જો એમ ને એમ રહ્યો હોત, તો દેવો, દાનવો, રાક્ષસો કે સર્પો પણ તેનો યુદ્ધમાં કદી પરાજય

કરી શકતો નહિ.[૧૯] તો પછી એક મનુષ્યમાત્ર તેની સામે જોવાને પણ કેમ શક્તિમાન બની શકે ? આવા પ્રકારવાળા કુશળ, મજબૂત મૂઠ-વાળા અને રાતદિવસ બાણો ફેંકવાના અભ્યાસી તે એકલવ્યને તારું હિત કરવા માટે જ મેં રણ-ના મોખરામાં પ્રથમથી જ મારી નાખ્યો છે. વળી પરાક્રમી શિશુપાલને તો તારી નજર આગળ જ મેં મારી નાખ્યો છે.[૨૦,૨૧] તે પણ સર્વ દેવો કે અસુરોથી સંગ્રામમાં જીતી શકાય તેવો ન હતો. તેનો તથા બીજા દેવોનો દ્વેષ કરનારા રાક્ષસોનો વધ કરવા માટે જ મેં તને સાથે રાખી જન્મ લીધો છે.[૨૨] લોકોનું હિત કરવાની ઇચ્છાથી મેં પોતે જ ભીમસેન દ્વારા હિડિંબ, બક, કિર્મીર આદિનો નાશ કરાવ્યો છે.[૨૩] તેઓ બધા રાવણ સમાન બળિયા હતા અને બ્રાહ્મણો તથા યજ્ઞોનો વિનાશ કરનારા હતા. માયાવી અલાયુધને પણ મેં જ ઘટોત્કચ દ્વારા મરાવ્યો છે.[૨૪] વળી એ ઘટોત્કચને પણ કર્ણ દ્વારા યુક્તિથી શક્તિનો ઉપયોગ કરાવી મેં જ હણાવ્યો છે. આ મહા-યુદ્ધમાં કર્ણે શક્તિનો ઉપયોગ કરીને ઘટોત્કચને ન માર્યો હોત, તો હું પોતે જ ભીમસેનના પુત્ર ઘટોત્કચને મારી નાખત. તમારું પ્રિય કરવા-ની ઇચ્છાથી જ મેં તેને આજ દિવસ સુધી માર્યો ન હતો.[૨૫,૨૬] એ ઘટોત્કચ રાક્ષસ બ્રાહ્મણોનો તથા યજ્ઞોનો દ્વેષ કરનાર હતો અને ધર્મનો લોપ કરનાર હતો, તેથી જ એ પાપાત્માને મેં મારી નખાવ્યો છે.[૨૭] હે નિર્દોષ અર્જુન ! સાથે સાથે મેં યુક્તિપૂર્વક કર્ણની ઇંદ્રદત્ત શક્તિને પણ વાપરી નખાવી છે. હે પાંડુપુત્ર ! જેઓ ધર્મનો નાશ કરનારા છે, તેમને ધર્મનું સ્થાપન કરવા માટે મારે મારી જ નાખવા, એવી મારી શાશ્વતી પ્રતિજ્ઞા છે. તારી પાસે હું સત્યપૂર્વક સોગંદ ખાઈને કહું છું કે, જે સ્થળે બ્રહ્મચર્ય છે, સત્ય છે, ઇંદ્રિયનિગ્રહ છે, બાહ્યાભ્યંતર પવિત્રતા છે, ધર્મ છે, નમ્રતા છે, લક્ષ્મી છે, ધૈર્ય છે અને ક્ષમા છે, તે સ્થળે હું નિત્ય રમણ કરું છું. હવે સૂર્યપુત્ર કર્ણને માટે તારે જરાયે મનમાં મૂંઝાવું નહિ.[૨૮–૩૦] હું તને ઉપાય બતાવીશ, એટલે તેથી તું એનો વધ કરી શકીશ. હે પાંડુપુત્ર ! ભીમસેન દુર્યોધનનો યુદ્ધમાં વધ કરશે. તેના નાશ-નો ઉપાય પણ હું તને કહીશ. પણ અત્યારે તો શત્રુઓની સેના પ્રત્યે આ તુમુલ શબ્દ વધતો જાય છે, તારાં સૈન્યો દશેય દિશાઓમાં નાસી રહ્યાં છે અને આ સર્વ કૌરવ યોદ્ધાઓ બરાબર લાગ જોઈ જોઈને સેનાનો સંહાર કરી રહ્યાં છે. વળી યોદ્ધાઓમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય તમારાં સૈન્યોને બાળી રહ્યા છે, તો તેનો જ તું ઉપાય કર.[૩૧–૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધ-પર્વમાં 'રાત્રિયુદ્ધમાં શ્રીકૃષ્ણનું વાક્ય' નામનો અધ્યાય ૧૮૧ મો સમાપ્ત

## અધ્યાય ૧૮૨ મો

### કર્ણે ઇંદ્રની શક્તિનો દુરુપયોગ કર્યો તેનું કારણ શું ?

॥ धृतराष्ट्र उवाच ॥

एकवीरवधे मोघा शक्तिः सूतात्मजे यदा ।
कस्मात्सर्वान् समुत्सृज्य स तां पार्थेन मुक्तवान् ॥१

ધૃતરાષ્ટ્ર બોલ્યો : કર્ણ પાસે રહેલી શક્તિ એક જ વીરનો વધ કરી નિષ્ફળ થનારી હતી, એમ તે પોતે જાણતો હતો; છતાં તેણે બીજા બધાને છોડીને માત્ર અર્જુન પર જ તે શક્તિ કેમ ન ફેંકી ?[૧] કારણ કે તે અર્જુનનું મરણ થતાં સર્વ પાંડવો તથા સંજયો તો મૂવા જ પડ્યા હતા, તો એક જ વીરનો વધ કરી કર્ણે યુદ્ધમાં વિજય કેમ ન કર્યો ?[૨] હે સંજય ! અર્જુનનું તો એવું મહાવ્રત જ છે કે, 'મને કોઈ યુદ્ધ કરવા બોલાવે તો મારે પાછા ફરવું નહિ ' આવા વ્રતવાળા અર્જુન પાસે કર્ણે પોતે યુદ્ધની

માગણી કરવી હતી અને પછીથી તેને દ્વંદ્વ-યુદ્ધમાં લાવીને ઇંદ્રે આપેલી શક્તિ વડે અર્જુનને મારી નાખવો હતો. છતાં આમ નહિ કરીને ધર્મપ્રધાન કર્ણે અર્જુનને કેમ ન માર્યો, તે મને કહે.[3,4] ખરેખર! મારો પુત્ર જ બુદ્ધિહીન છે અને સહાય વિનાનો હોઈ ને શત્રુઓથી છેતરાયો છે. એ પાપી દુર્યોધન શત્રુઓને કેવી રીતે જીતી શકે?[5] અરેરે! જે શક્તિ કર્ણની પરમ શક્તિરૂપ હતી તથા વિજયનું પરમ આશ્રયસ્થાન હતી, તે શક્તિને ઘટોત્કચ પર વપરાવી વાસુદેવે નિષ્ફળ કરી![6] જેમ કોઈ ઠૂંઠા માણસના હાથમાં રહેલા ફળને બીજો બળવાન માણસ ઝૂંટવી લે છે, તેમ કર્ણના હાથમાં આવેલી અમોઘ શક્તિને ઘટોત્કચ પર વપરાવી નાખી વાસુદેવે ઝુંટાવી લીધી છે.[7] હે વિદ્વન્! જેમ ભૂંડ અને કૂતરાની લડાઈમાં તે બન્નેનો આખર વિનાશ થાય છે અને ચાંડાલને લાભ થઈ જાય છે, તેમ આ કર્ણ અને ઘટોત્કચની લડાઈમાં વાસુદેવને લાભ થયો છે, એમ હું માનું છું.[8] વળી 'જો કદાચ કર્ણને ઘટોત્કચ મારી નાખશે, તોપણ પાંડવોને ઉત્કૃષ્ટ લાભ થશે અને કર્ણ જો કદાચ ઘટોત્કચને મારશે, તોપણ તેની શક્તિનો વિનાશ થતાં પાંડવોનું કામ થઈ જશે.' આવો બુદ્ધિપૂર્વક વિચાર કરીને જ બુદ્ધિમાન પુરુષસિંહ વાસુદેવે પાંડવોનું પ્રિય તથા હિત કરવા માટે કર્ણ દ્વારા ઘટોત્કચનો વિનાશ કરાવ્યો અને સાથે સાથે ઇંદ્રની શક્તિનો પણ વિનાશ કરાવ્યો.[9,10]

સંજય બોલ્યો: 'ઇંદ્રે આપેલી શક્તિથી અર્જુનને મારવો છે.' એવી કર્ણની ઇચ્છાને જાણી લઈ ને જ મધુસૂદને રાક્ષસરાજ ઘટોત્કચને દ્વંદ્વયુદ્ધમાં યોજ્યો હતો.[11] આમ હે રાજન્! અમોઘ શક્તિનો નાશ કરવા માટે મહાબુદ્ધિમાન શ્રીકૃષ્ણે મહાવીર્યવાન ઘટોત્કચને તમારા દુષ્ટ વિચારોને પરિણામે મરાવી નખાવ્યો છે.[12] હે કુરુવંશી રાજા! મહારથી કર્ણથી શ્રીકૃષ્ણ અર્જુનની રક્ષા ન કરે, તો તે સમયે આપણું કાર્ય પરિપૂર્ણ થઈ જાય.[13] હે ધૃતરાષ્ટ્ર-રાજ યોગેશ્વર! જનાર્દન વિના તો અર્જુન ઘોડા, ધ્વજ અને રથ સહિત યુદ્ધભૂમિ પર ઢળી જ પડે.[14] હે રાજા! શ્રીકૃષ્ણ અનેક ઉપાયોથી અર્જુનની રક્ષા કર્યા કરે છે અને શ્રીકૃષ્ણના રક્ષણ તળે રહીને જ અર્જુન શત્રુઓની સન્મુખ ઊભો રહીને તેમને જીતે છે.[15] તેમાં પણ કર્ણની અમોઘ શક્તિથી તો ખાસ કરીને શ્રીકૃષ્ણે અર્જુનની રક્ષા કરી છે; નહિ તો તત્કાળ વજ્ર જેમ વૃક્ષનો નાશ કરે, તેમ તે શક્તિ અર્જુનનો નાશ કરી નાખત.[16]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: મારો પુત્ર બુદ્ધિહીન સલાહકારોને પાસે રાખીને સર્વની સાથે વિરોધ કરી બેઠો છે. પોતાનામાં બુદ્ધિ નથી, છતાં તે પોતે બુદ્ધિમાન હોવાનો ફાંકો ધરાવે છે. તેની બુદ્ધિહીનતાને પરિણામે જ અર્જુનનો વધ કરવા માટેનો ખરેખરો ઉપાય તેની નજર આગળથી પસાર થઈ ગયો છે.[17] અરે! પણ મહાબુદ્ધિમાન તથા સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા કર્ણે જ તે અમોઘ શક્તિને અર્જુન પર કેમ ન ફેંકી![18] વળી ઓ ગાવલ્ગણ સંજય! તું પણ એ વાતને કેમ ભૂલી ગયો? હે મહાબુદ્ધિમાન! તેં પોતે જ એ વાતની કર્ણને કેમ સમજ ન પાડી?[19]

સંજય બોલ્યો: અરે! દુર્યોધન, શકુનિ, હું તથા દુઃશાસન દર રાત્રિએ કર્ણ પાસે નિત્ય જ આ પ્રાર્થના કર્યા કરતા હતા:[20] 'હે કર્ણ! આવતી કાલે તું સર્વ સૈન્યોને પડતાં મૂકી અર્જુનને જ મારી નાખજે, એટલે તે માર્યો જતાં પાંડવો તથા પાંચાલોનો અનુચરોની પેઠે આપણે ઉપયોગ કરીશું.[21] અથવા જો કદાચ અર્જુનના મરણ પછી પાંડવોમાંના કોઈ એકને

કૃષ્ણ મુખ્ય કરી સ્થાપશે એવી આપણને શંકા રહેતી હોય તો આ શક્તિથી તે કૃષ્ણને જ તું મારી નાખજે.[૨૨] કારણ કે પાંડવોનું મૂળ કહીએ તો તે કૃષ્ણ જ છે. અર્જુન એક થડ તરીકે ઉત્પન્ન થયો છે, બીજા પાંડવો ડાળીઓ તરીકે નીપજ્યા છે અને પાંચાલો પાંદડાં તરીકે છે, માટે પાંડવોને કૃષ્ણનો જ આશ્રય છે, કૃષ્ણનું જ બળ છે અને કૃષ્ણ જ તેમનો નાથ છે. નક્ષત્રોને જેમ ચંદ્રમા પરમ આશ્રયસ્થાન હોય છે, તેમ એ પાંડવોને કૃષ્ણ જ પરમ આશ્રયસ્થાન છે.[૨૩,૨૪] તેથી હે કર્ણ! પાંદડાં, શાખાઓ તથા થડનો પરિત્યાગ કરી કૃષ્ણને જ પાંડવોના મૂળ તરીકે તું સર્વદા સર્વ સ્થળે જાણ.'[૨૫] હે ધૃતરાષ્ટ્રરાજ! જો કદાચ કર્ણ દાશાર્હવંશના યાદવનંદન શ્રીકૃષ્ણને મારી નાખે, તો આ સમગ્ર પૃથ્વી તેના તાબામાં આવી જાય, એમાં સંશય નથી.[૨૬] હે નરેંદ્ર! જો કદાચ મહાત્મા કૃષ્ણ મરણ પામીને ભૂમિ પર શયન કરી જાય, તો પર્વતો, સમુદ્રો અને વનો સહિત આ સર્વ પૃથ્વી તમારે તાબે થઈ જાય.[૨૭] કર્ણે પણ તે બાબતનો મનમાં દૃઢ નિશ્ચય કર્યો હતો, છતાં યુદ્ધકાળ ઉપસ્થિત થતાં દેવેશ્વર અને અપ્રમેય એવા શ્રીકૃષ્ણની ત્યાં હયાતી છતાં કર્ણને તે બાબતનું કંઈ ભાન જ રહ્યું ન હતું.[૨૮] વળી એ કેશવ પણ રાધાપુત્ર કર્ણથી અર્જુનની સદા રક્ષા કર્યા જ કરે છે અને તે શક્તિના કારણથી કર્ણ સામે યુદ્ધમાં અર્જુનને ઊભો રાખવા કૃષ્ણને ઇચ્છા થતી ન હતી.[૨૯] હે રાજા! 'કર્ણની પાસે રહેલી અમોઘ શક્તિને કેવી રીતે હું નિષ્ફળ કરું?' આવા વિચારોને મનમાં ધોળી રાખીને કૃષ્ણ મોટા મોટા બીજા મહારથીઓને કર્ણ સામે યુદ્ધમાં મોકલતા હતા.[૩૦] હે રાજન્! ઉદાર મનવાળા પુરુષોત્તમ શ્રીકૃષ્ણ આ રીતે કર્ણથી અર્જુનની રક્ષા કર્યા કરે છે, તો પોતે પોતાની રક્ષા કેમ ન કરે?[૩૧] ચક્રના આયુધવાળા શત્રુદમન શ્રીકૃષ્ણના સંબંધમાં વિચાર કરતાં મને તો એમ જ દેખાય છે કે, આ ત્રણેય જગતમાં તેવો એક પણ પુરુષ નથી, જે જનાર્દનનો યુદ્ધમાં પરાજય કરે.[૩૨]

સંજય બોલ્યો : હે રાજા ધૃતરાષ્ટ્ર! ઘટોત્કચનો વધ થઈ ગયા પછી રથીયોદ્ધાઓમાં સિંહ સરખા સત્યપરાક્રમી મહારથી સાત્યકિએ મહાબાહુ શ્રીકૃષ્ણને કર્ણના સંબંધમાં આવો પ્રશ્ન પૂછયો હતો:[૩૩] 'હે શ્રીકૃષ્ણ! આ વાત નિઃશંક છે કે, કર્ણની પાસે અમાપ પરાક્રમ કરનારી અમોઘ શક્તિ હતી, છતાં તેણે અર્જુનના પર તે શક્તિને કેમ ન ફેંકી?'[૩૪]

વાસુદેવ બોલ્યા: દુઃશાસન, કર્ણ, શકુનિ તથા જયદ્રથરાજા દુર્યોધનની આગળ બેસી નિરંતર આ વિષયની મસલત ચલાવ્યા કરતા.[૩૫] તે બધા કર્ણને કહેતા હતા કે, 'હે મોટા ધનુર્ધારી અમાપ પરાક્રમવાળા કર્ણ! હે જય કરનારાઓમાં શ્રેષ્ઠ! પાંડવો સામેના યુદ્ધ પ્રસંગે બીજા કોઈના પર તારે આ શક્તિ ફેંકવી નહિ.[૩૬] હે કર્ણ! માત્ર કુંતીના મહારથી પુત્ર અર્જુનના પર જ તારે આ શક્તિ ફેંકવી; કારણ કે દેવોમાં જેમ ઇંદ્ર અતિ યશસ્વી છે, તેમ પાંડવોમાં તે અર્જુન અતિ યશસ્વી છે.[૩૭] જો કોઈ રીતે અર્જુનનું જ યુદ્ધમાં મરણ થશે, તો અગ્નિરહિત થયેલા દેવોની પેઠે બાકી રહેલા પાંડવો તથા સૃંજયો તો અવશ્ય પ્રાણહીન થઈ જશે.' હે શિનિશ્રેષ્ઠ! દુર્યોધન આદિનાં તે વચનો સાંભળીને કર્ણે પણ 'તથાસ્તુ' એમ પ્રતિજ્ઞા કરી હતી અને તે સમયથી આરંભી કર્ણના હૃદયમાં નિત્ય ગાંડીવધનુર્ધર અર્જુનનો વધ પ્રત્યક્ષ દેખાયા કરતો હતો. પણ હે યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ સાત્યકિ! રાધાપુત્ર કર્ણને હું જ

મોહ પમાડી દઉં છું અને તેથી જ તેણે શ્વેત ઘોડાઓવાળા અર્જુન પર શક્તિ ફેંકી ન હતી. હે સાત્યકિ! કર્ણ પાસે રહેલી શક્તિ અર્જુનના મૃત્યુરૂપ છે, આવો નિરંતર વિચાર કરતાં મને નિદ્રા પણ આવી નહિ, તેમ કોઈ જાતનો હર્ષ પણ થયો નહિ.[૩૮-૪૧] પરંતુ હે શિનિપુંગવ! આ સમયે ઘટોત્કચ પર તે શક્તિને વપરાઈ ગયેલી જોઈ, આજે અર્જુનને મૃત્યુના મુખમાંથી છૂટી ગયેલો હું જોઉં છું.[૪૨] યુદ્ધના પ્રસંગોમાં અર્જુનને બચાવી લેવાની જેટલી મને કાળજી રહે છે, તેટલી પિતા, માતા, તમે, ભાઈઓ તથા મારા પ્રાણોને પણ બચાવી લેવા મને રહેતી નથી.[૪૩] હે યદુવંશી સાત્યકિ! તને વધારે શું કહું? પણ ત્રૈલોક્યના રાજ્ય કરતાં એ અતિ દુર્લભ બીજી હરકોઈ વસ્તુને કુંતાપુત્ર અર્જુન વિના હું ન જ ઇચ્છું.[૪૪] હે યુયુધાન! મરણ પામીને જાણે પાછો આવ્યો હોય તેવા અર્જુનને જોઈને આજે મને અતિ મહાન હર્ષ થઈ રહ્યો છે.[૪૫] અર્જુનની રક્ષા કરવાના કારણથી જ મેં આજની રાત્રિમાં રાક્ષસ ઘટોત્કચને કર્ણ સામે યુદ્ધ કરવા મોકલ્યો હતો. આ સિવાય તેમાં એક બીજું કારણ પણ હતું કે કર્ણને બરાબર હંફાવવા માટે એ રાક્ષસ વિના બીજો કોઈ સમર્થ ન હતો.[૪૬]

સંજય બોલ્યો: આ પ્રમાણે નિત્ય અર્જુનનું હિત કરવામાં યુક્ત રહેલા તથા તેનું પ્રિય કરવામાં સદા આસક્ત રહેલા દેવકીનંદન શ્રીકૃષ્ણે તે સમયે સાત્યકિને કહ્યું હતું.[૪૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં શ્રીકૃષ્ણનું વાક્ય' નામનો અધ્યાય ૧૮૨ મો સમાપ્ત

# અધ્યાય ૧૮૩ મો
## યુધિષ્ઠિરનો કોપ અને વ્યાસનાં સાંત્વનાવચનો

॥ धृतराष्ट्र उवाच ॥

कर्णदुर्योधनादीनां शकुनेः सौबलस्य च ।
अपनीतं महत्तात तव चैव विशेषतः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો: તે શક્તિના દુરુપયોગના સંબંધમાં કર્ણ, દુર્યોધન અને સુબલપુત્ર શકુનિ આદિ સર્વનો મહાન અપરાધ છે. તેમાં વળી તારો તો ખાસ અપરાધ ગણાય.[૧] તમે બધા જાણતા જ હતા કે, રણમાં ઇંદ્ર સહિત દેવોથી પણ વારી ન વરે તેવી તે અસહ્ય શક્તિ માત્ર એક જ વીરનો નાશ કરનારી હતી.[૨] છતાં રણ-સંગ્રામની શરૂઆતમાં પ્રથમ જ કર્ણે તે શક્તિને અર્જુન અથવા શ્રીકૃષ્ણ પર કેમ ન ફેંકી?[૩]

સંજય બોલ્યો: હે કુરુકુળના શ્રેષ્ઠ રાજા! પ્રતિદિન સંગ્રામમાંથી પાછા ફર્યા પછી અમારા બધાની એ જ મસલત થયા કરતી કે, 'હે કર્ણ! ઓ કર્ણ! કાલે પ્રભાત થતાં જ તારે કેશવ અથવા અર્જુન પર આ શક્તિ ફેંકવી.' આવો નિત્ય વિચાર કર્યા છતાં પ્રભાત સમયે કર્ણની તથા બીજા સર્વ યોદ્ધાઓની બુદ્ધિને દેવો નાશ કરી નાખતા હતા.[૪-૬] માટે એ બાબતમાં હું તો દૈવને જ સર્વોત્કૃષ્ટ કારણ માનું છું; કારણ કે તેવી અતુલ પ્રભાવશાળી શક્તિ પોતાના હાથમાં હતી, છતાં કર્ણ અર્જુનને અથવા શ્રીકૃષ્ણને રણ-માં મારી શક્યો નહિ.[૭] ઉદય પામેલી કાળરાત્રિ સરખી તે મહાશક્તિ પોતાના હાથમાં હતી, છતાં કર્ણે દૈવી માયાથી મોહિત થઈને અથવા દૈવે નષ્ટ કરેલી બુદ્ધિને અધીન થઈને શ્રીકૃષ્ણ અથવા અર્જુનના પર તેનો પ્રયોગ કર્યો નહિ.[૮,૯]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: ખરેખર! તમને દૈવે જ મારી નાખ્યા છે અથવા કેશવની બુદ્ધિથી કે

તમારી પોતાની બુદ્ધિથી તમે માર્યા ગયા છો. એક તૃણ સરખા ક્ષુદ્ર ઘટોત્કચનો વિનાશ કરી તે ઐંદ્રી શક્તિ ચાલી ગઈ છે.[૧૦] ખરેખર તે જ દુર્નીતિને પરિણામે કર્ણ, મારા પુત્રો તથા બીજા સર્વ રાજાઓ યમલોકમાં ચાલ્યા ગયા છે.[૧૧] હવે તે સમયે ઘટોત્કચનો વધ થયા પછી કૌરવો અને પાંડવોનું ફરીથી જે પ્રમાણે યુદ્ધ થયું હતું તે જ મને કહે. પોતપોતાનાં સૈન્યોને ગોઠવી દઈ તે સૃંજયો તથા પાંચાલયોદ્ધાઓ દ્રોણાચાર્ય સામે જ્યારે ધસી ગયા હતા, ત્યારે તેઓએ કેવી રીતે રણસંગ્રામ કર્યો હતો ?[૧૨,૧૩] તેમ જ ભૂરિશ્રવા અને જયદ્રથરાજાના વધથી થયેલા કોપને લીધે પોતાના જીવિતની પણ દરકાર કર્યા વિના બગાસાં ખાતા વાઘની પેઠે તથા વિકાસેલા મુખવાળા કાળની પેઠે સેનામાં પ્રવેશ કરીને બાણો ફેંકી રહેલા દ્રોણાચાર્ય સામે પાંડવો અને સૃંજયો કેવી રીતે ધસી ગયા હતા ?[૧૪,૧૫] વળી એ રણમાં અશ્વત્થામા, કર્ણ, કૃપાચાર્ય તથા દુર્યોધન આદિ જે જે યોદ્ધાઓ આચાર્યનું રક્ષણ કરતા હતા, તેમણે શું શું પરાક્રમ કર્યું હતું ?[૧૬] તેમ જ હે સંજય! દ્રોણાચાર્યને મારી નાખવા ઇચ્છતા અર્જુન તથા ભીમસેન પર મારા યોદ્ધાઓ કેવી રીતે તૂટી પડ્યા હતા ? તે મને કહે.[૧૭] સિંધુરાજાના વધથી કોપેલા કૌરવોએ તથા ઘટોત્કચના વધથી કોપેલા પાંડવોએ એ રાત્રિમાં કેવો રંગ મચાવ્યો હતો-તે મને યથાર્થ કહે.[૧૮]

સંજય બોલ્યો : હે રાજન્! એ રાત્રિમાં કર્ણે રાક્ષસ ઘટોત્કચને જ્યારે મારી નાખ્યો, ત્યારે હર્ષમાં આવી ગયેલા તમારા યોદ્ધાઓ યુદ્ધ કરવાની ઇચ્છાથી ગર્જનાઓ કરી રહ્યા.[૧૯] પછી જ્યારે પાંડવો વેગપૂર્વક ધસી આવ્યા, ત્યારે પોતાના સૈન્યનો નાશ થઈ રહેલો જોઈને એ ગાઢ રાત્રિમાં રાજા યુધિષ્ઠિર પરમ દીન થઈ ગયા.[૨૦] મહાબાહુ ભીમસેન પ્રત્યે તે કહેવા લાગ્યા કે, 'હે મહાબાહુ ! આ કૌરવી સેનાને હવે તું જ અટકાવજે.[૨૧] ઘટોત્કચના મરણથી મને તો મહાન શોક થઈ રહ્યો છે.' આમ આજ્ઞા કરીને યુધિષ્ઠિર પોતાના રથમાં બેસી રહ્યા.[૨૨] એ વેળા યુધિષ્ઠિરરાજાનું મુખ અશ્રુઓથી ભરાઈ ગયું હતું અને તે વારંવાર નિસાસા નાખવા લાગ્યા. ત્યારે કર્ણના ઘોર પરાક્રમને જોઈને તે ગભરાટમાં પડી ગયા હતા.[૨૩] તેમને આમ ગભરાયેલા જોઈને શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું : 'હે કુંતીપુત્ર! તમે ગભરાઓ નહિ. હે ભરતશ્રેષ્ઠ! તમારા જેવા મહાન પુરુષોને સામાન્ય મનુષ્યના જેવી આ વિકળતા છાજતી નથી; માટે હે સમર્થ રાજા! ઊઠો, ઊભા થાઓ, બરાબર યુદ્ધ કરો અને આ મોટી ધુરાને ઉઠાવી લો. તમે પોતે જ ઊઠીને આમ જ્યારે ગભરાટમાં પડી જશો, તો જરૂર આપણા વિજયમાં સંશય આવી પડશે.' શ્રીકૃષ્ણનાં એ વચનો સાંભળીને ધર્મરાજા યુધિષ્ઠિરે બે હાથ વતી નેત્રોને લૂછી નાખ્યાં અને તે તેમના પ્રત્યે આ વચન બોલ્યા : 'હે મહાભુજ! ધર્મોની પરમ ગતિ મારા જાણવામાં છે.[૨૪-૨૭] જે પુરુષ પોતાના પર કરેલા ઉપકારોને સમજતો નથી તેને બ્રહ્મહત્યા કરવા જેટલું દુષ્ટ ફળ પ્રાપ્ત થાય છે. હે જનાર્દન! અમે જ્યારે વનવાસમાં હતા, ત્યારે આ મહાત્મા ઘટોત્કચે પોતે બાળક હતો છતાં અમને ઘણી ઘણી સહાય કરી છે. શ્વેતવાહન અર્જુન અસ્ત્ર મેળવવા માટે ગયો છે, એમ જાણીને તે મોટા ધનુષ્યવાળો ઘટોત્કચ કામ્યકવનમાં મારી પાસે આવ્યો હતો અને અર્જુન આવ્યો ત્યાં સુધી અમારી સાથે રહ્યો હતો.[૨૮-૩૦] અમારી ગંધમાદન તરફની યાત્રા વેળાએ પણ તેણે અમને સંકટોમાંથી ઉગાર્યા છે. તે વેળા જ્યારે દ્રૌપદી થાકી ગઈ હતી, ત્યારે એ મહાત્માએ તેને પોતાની

પીઠ પર બેસાડી દીધી હતી.[૩૧] વળી હે પ્રભુ! આ મહાયુદ્ધમાં આરંભથી જ દરેક યુદ્ધમાં તેણે મારે માટે દુષ્કર કર્મ કર્યું છે.[૩૨] હે જનાર્દન! સહદેવ પર મને જે સ્વાભાવિક પ્રીતિ છે, તે જ પરમ પ્રીતિ રાક્ષસરાજ ઘટોત્કચ પર મને હતી. એ મહાબાહુ મારો ભક્ત હતો. હું એને પરમ પ્રિય હતો અને તે મને પણ પરમ પ્રિય હતો. તે કારણથી હે યદુવંશી કૃષ્ણ! મને શોકથી સંતાપ થાય છે તથા ગભરામણ થઈ જાય છે.[૩૩,૩૪] વળી હે વૃષ્ણિનંદન! આમ જુઓને, કૌરવો મારાં સૈન્યોને કેવા નસાડી રહ્યા છે? મહારથી દ્રોણાચાર્ય અને કર્ણ તો યુદ્ધમાં કેડ બાંધીને તૂટી પડ્યા છે.[૩૫] આ મધ્યરાત્રિને સમયે તેઓ બન્નેનાં સૈન્યોએ પાંડવોના સૈન્યને તૂટી જ નાખ્યું છે. મદમત્ત બે મહાગજો જેમ નલ ઘાસના મોટા વનને ખૂંદી નાખે, તેમ તેઓ બન્ને જણા મારાં સૈન્યોને ખૂંદી નાખે છે.[૩૬] હે માધવ! પેલા કૌરવો પણ ભીમસેનના બન્ને બાહુઓના બળનો તથા અર્જુનનાં જાતજાતનાં અસ્ત્રોનો અનાદર કરીને કેવા પરાક્રમ કરી રહ્યા છે![૩૭] આ દ્રોણાચાર્ય, કર્ણ તથા રાજા દુર્યોધન યુદ્ધમાં રાક્ષસને મારી નાખી હર્ષની ગર્જનાઓ કરી રહ્યા છે.[૩૮] હે જનાર્દન! અમે અને તમે બધા જીવતા હતા, છતાં કર્ણની સામે બેટા કરી ઘટોત્કચ મૃત્યુને કેમ પામ્યો?[૩૯] ખરેખર! આપણા બધાને તુચ્છ ગણી કાઢીને અને અર્જુનના દેખતાં આ ભીમપુત્ર રાક્ષસ ઘટોત્કચ રણમાં મરાયો છે.[૪૦] હે કૃષ્ણ! જે વેળા દુરાત્મા કૌરવોએ અભિમન્યુને મારી નાખ્યો, તે વેળા તો મહારથી અર્જુન તે યુદ્ધમાં ન હતો. વળી અમને બધાને પણ દુરાત્મા જયદ્રથે અટકાવી દીધા હતા. તમે મને એ ખરું પૂછતા હો તો તે અભિમન્યુના વધરૂપ કર્મમાં પુત્ર સહિત દ્રોણાચાર્ય જ નિમિત્તરૂપ થયા હતા.[૪૧,૪૨] અમારા એ ગુરુએ પોતે જ કર્ણને અભિમન્યુના વધનો ઉપાય બતાવ્યો હતો, તેથી કર્ણે તલવાર વતી લડી રહેલા તે અભિમન્યુના ખડ્ગને બે ટુકડા કરી કાપી નાખ્યું હતું. પછી જ્યારે અભિમન્યુ સંકટમાં આવી પડ્યો, ત્યારે કૃતવર્માએ એક ઘાતકી મનુષ્યની પેઠે તેના ઘોડાઓને, તેના બન્ને પૃષ્ઠરક્ષકોને તેમ જ તેના સારથિને એકાએક મારી નાખ્યા હતા.[૪૩,૪૪] પછી બીજા મોટા ધનુર્ધરોએ એકઠા મળીને એ સુભદ્રાનંદનને યુદ્ધમાં પાડ્યો હતો. આથી હે કૃષ્ણ! ગાંડીવધનુર્ધર અર્જુને એક અલ્પ કારણ માટે સિંધુરાજાને મારી નાખ્યો છે. હે યદુવર! આ મને અતિ પ્રિય નથી જ. પાંડવોએ શત્રુઓનો વધ કરવો જો યોગ્ય જ હોય, તો કર્ણ અને દ્રોણાચાર્યને જ રણમાં પ્રથમ મારી નાખવા જોઈએ, એવું મારું માનવું છે; કારણ કે હે પુરુષશ્રેષ્ઠ! અમારા પર પડેલાં સર્વ દુઃખોનું મૂળ કારણ તો તે બન્ને જ છે.[૪૫-૪૭] વળી તેઓ બન્નેને આ યુદ્ધમાં મેળવીને જ દુર્યોધન નિરાંતે મહાલી રહ્યો છે. જ્યાં દ્રોણાચાર્ય અને કર્ણને જ પરિવાર સહિત મારી નાખવા જોઈએ, ત્યાં મહાબાહુ અર્જુન દૂર વસતા સિંધુરાજાને મારી બેઠો છે! હવે હું પોતે જ કર્ણને અવશ્ય શિક્ષા કરીશ.[૪૮,૪૯] હે વીર! હું જાતે કર્ણનો નાશ કરવા સારુ અત્યારે જ જાઉં છું. મહાબાહુ ભીમસેન દ્રોણાચાર્યના સૈન્ય સાથે લડી રહ્યો છે.[૫૦] આમ કહીને રાજા યુધિષ્ઠિર પોતાના મહાન ધનુષ્યનો ટંકારવ કર્યો અને ભયંકર શંખનાદ કરતા કરતા, તે ઉતાવળા ઉતાવળા એકદમ ચાલ્યા ગયા.[૫૧] એટલે એકહજાર રથો, ત્રણસો હાથીઓ, પાંચ હજાર ઘોડેસવારો તેમ જ બીજા કેટલાએક પાંચાલો અને પ્રભદ્રક યોદ્ધાઓને સાથે લઈને શિખંડી રાજા યુધિષ્ઠિરની પાછળ ઝપાટાબંધ ચાલી નીકળ્યો. તે સમયે

યુધિષ્ઠિરની આગેવાની હેઠળ રહેલા પાંડવો તથા કવચધારી પાંચાલો ભેરીઓ વગાડવા લાગ્યા અને શંખ ફૂંકવા લાગ્યા. ત્યારે મહાબાહુ વાસુદેવ અર્જુનને કહેવા લાગ્યા.[૫૨-૫૪] 'ક્રોધાવેશમાં આવી ગયેલા આ યુધિષ્ઠિર ઉતાવળા ઉતાવળા કર્ણનો વધ કરવા માટે ધસ્યા જાય છે, માટે તેમની ઉપેક્ષા કરવી યોગ્ય નથી.[૫૫] આમ કહીને શ્રીકૃષ્ણે ઘોડાઓને વેગથી દોડાવ્યા અને દૂર નીકળી ગયેલા રાજા યુધિષ્ઠિરની પાછળ તે જઈ પહોંચ્યા.[૫૬] આમ કર્ણનો નાશ કરવાની ઇચ્છાથી યુધિષ્ઠિર એકાએક ધસી જતા હતા. તે અગ્નિથી જાણે બળતા હતા અને શોકથી તેમનો સંકલ્પ નાશ પામ્યો હતો, એવા એ ધર્મપુત્ર યુધિષ્ઠિરને જોઈને ભગવાન વેદવ્યાસ તેમની પાસે આવ્યા.

વ્યાસ બોલ્યા : હે યુધિષ્ઠિરરાજ ! આ સંગ્રામમાં કર્ણ સામે ભેટો કરીને પણ અર્જુન હજી જીવે છે, તે એક સુદૈવની વાત છે; કારણ કે તે કર્ણે અર્જુનના વધની આકાંક્ષા રાખીને જ આજ દિવસ સુધી તે શક્તિને પોતાની પાસે રાખી મૂકી હતી. વળી આજની રાત્રિના મહારણમાં અર્જુન કર્ણ સામે દ્વંદ્વયુદ્ધ કરવા ન ગયો તે પણ તમારાં અહોભાગ્ય જ સમજવાં; કારણ કે અન્યોન્યની નિત્ય સ્પર્ધા કરનારા તે બન્ને જણા જો આજે ભેટ્યા હોત, તો અન્યોન્ય સામે દિવ્ય અસ્ત્રો છોડત. આમ પોતાનાં સર્વ અસ્ત્રોનો નાશ થઈ જતાં કર્ણ સંકટમાં આવી પડ્યો હોત અને તે અર્જુન પર તે ઐંદ્રી શક્તિ જરૂર ફેંકત. પરિણામે હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર ! તમારા પર ઘોર સંકટ આવી પડત.[૫૭-૬૧] માટે હે માન આપનારા રાજા ! કર્ણે શક્તિનો ઉપયોગ કરીને યુદ્ધમાં રાક્ષસ ઘટોત્કચને મારી નાખ્યો છે, તે ઊલટું સારું જ થયું છે. વળી તે ઘટોત્કચ પણ ઇંદ્રની શક્તિના કારણે જ કાળે કરી વિનાશ પામ્યો છે.[૬૨] હે તાત ! તમારા કારણે જ તે રાક્ષસ રણમાં માર્યો ગયો છે. માટે હે ભરતશ્રેષ્ઠ ! ક્રોધ ન કરો અને મનમાં શોક પણ ન કરો.[૬૩] કારણ કે જગતનાં સર્વ પ્રાણીઓની આખરે આ જ સ્થિતિ છે. આથી હે ભારતરાજ ! તમે તમારા મહાત્મા ભાઈઓ તથા સર્વ રાજાઓની સાથમાં રહીને કૌરવો સામે યુદ્ધ કર્યા કરો. હે તાત ! આજથી પાંચમે દિવસે આ પૃથ્વી તમારી થશે.[૬૪,૬૫] હે પુરુષવ્યાઘ્ર પાંડુપુત્ર ! તમે નિત્ય ધર્મનું જ ચિંતન કર્યા કરો અને પરમ પ્રસન્ન થઈ દયા, તપ, દાન, ક્ષમા તથા સત્યનું જ સેવન કરો. નક્કી 'यतो धर्मस्ततो जय । જ્યાં ધર્મ છે ત્યાં જય છે.' ભગવાન વેદવ્યાસ પાંડવ યુધિષ્ઠિરરાજાને આ પ્રમાણે કહીને ત્યાં જ અદૃશ્ય થઈ ગયા.[૬૬,૬૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત ઘટોત્કચવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં વ્યાસનાં વચનો' નામનો અધ્યાય ૧૮૩ મો સમાપ્ત

ઘટોત્કચવધપર્વ સમાપ્ત

# द्रोणवधपर्व

## અધ્યાય ૧૮૪ મો

### બન્ને પક્ષનાં સૈન્યો રણમાં જ નિદ્રામાં !

॥ सञ्जय उवाच ॥

व्यासेनैवमथोक्तस्तु धर्मराजो युधिष्ठिरः ।
स्वयं कर्णवधाद्वीरो निवृत्तो भरतर्षभ ॥ १ ॥

સંજય બોલ્યો : હે ભરતશ્રેષ્ઠ ! વ્યાસ ભગવાને એ પ્રમાણે કહ્યું, એટલે વીર ધર્મરાજ યુધિષ્ઠિર પોતે કર્ણનો વધ કરવા જતા અટકી પડ્યા.[૧] પણ કર્ણે ઘટોત્કચને મારી નાખ્યો હતો, તેથી એ રાત્રિમાં ધર્મરાજ યુધિષ્ઠિર દુઃખ તથા ક્રોધને વશ થઈ ગયા હતા.[૨] તેથી ભીમસેનને એકલાને તમારી મોટી સેનાને અટકાવી રહેલો જોઈને તેમણે ધૃષ્ટદ્યુમ્નને કહ્યું : 'ઓ ધૃષ્ટદ્યુમ્ન ! તું કુંભયોનિ દ્રોણાચાર્યને અટકાવી દે.[૩] તું શત્રુતાપન

ખાસ દ્રોણાચાર્યનો નાશ કરવા માટે જ બાણ, કવચ, તલવાર અને ધનુષ્ય સાથે અગ્નિમાંથી ઉત્પન્ન થયો છે.[૪] માટે તું હર્ષભેર દ્રોણાચાર્ય સામે રણમાં ધસી જા. તું જરા પણ ભય રાખીશ મા. જનમેજય, શિખંડી અને દુર્મુખનો પુત્ર યશોધર આદિ યોદ્ધાઓ પણ ચારે બાજુથી દ્રોણાચાર્ય સામા જ હર્ષપૂર્વક ધસારો કરી જાઓ. વળી નકુલ, સહદેવ, દ્રૌપદીના પુત્રો, પ્રભદ્રકો, પુત્રો તથા ભાઈઓ સહિત દ્રુપદ અને વિરાટરાજા, સાત્યકિ, કેકયો તથા પાંડવ અર્જુન સુદ્ધાં એકલા દ્રોણાચાર્યનો જ વધ કરવાની ઇચ્છાથી વેગપૂર્વક ધસી જાઓ. તેમ જ બીજા સર્વ રથીયોદ્ધાઓ, હાથીસવારો, ઘોડેસવારો તથા પદાતિઓ પણ મહારથી દ્રોણાચાર્યને જ રણમાં પાડી નાખે તેમ કરો.' આ રીતે મહાત્મા યુધિષ્ઠિરની આજ્ઞા થતાં જ તે સર્વ પાંડવયોદ્ધાઓ દ્રોણાચાર્યનો વધ કરવાની ઇચ્છાથી વેગપૂર્વક ધસી ગયા. તે પાંડવ સૈનિકોને સર્વોયોગથી પોતાની સામા ચઢી આવતા જોઈને શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્યે પણ તેમને યુદ્ધમાં વધાવી લીધા. હવે રાજા દુર્યોધન પણ મનમાં દ્રોણાચાર્યના જીવિતની ઇચ્છા રાખીને સર્વ યુદ્ધસામગ્રીથી સજ્જ થઈ ક્રોધપૂર્વક પાંડવો સામે ચઢી આવ્યો. પછી તુરત જ અન્યોન્ય સામે ગર્જનાઓ કરતા પાંડવો અને કૌરવોનું યુદ્ધ ચાલુ થયું. એ વેળા સૈન્યોમાંનાં સર્વ વાહનો તથા સૈનિકો થાકીને લોથ થઈ ગયા હતા હે મહારાજ ! તેઓ બધા નિદ્રાને લીધે આંધળા-ભીંત થઈ ગયા હતા અને અત્યંત થાકી ગયા હતા, તેથી તેઓમાંના મોટા મોટા મહારથીઓ પણ રણમાં પોતાનું કર્તવ્યકર્મ કરી શકતા ન હતા. એ ઘોર સ્વરૂપવાળી ભયાનક રાત્રિ આમ તો ત્રણ પ્રહર જેટલી જ હતી, છતાં સર્વના પ્રાણ હરનારી તે રાત્રિ સર્વને એક હજાર પ્રહર જેવડી થઈ પડી હતી. તેમાં પણ જેઓ એ રણમાં કપાઈ ગયા હતા તથા ઘાયલ થઈ પડ્યા હતા, તેમને તો વિશેષે કરી રાત્રિ લાંબી થઈ પડી હતી.[૫-૧૫] જોતજોતામાં મધ્યરાત્રિનો સમય થઈ ગયો હતો. સર્વ ક્ષત્રિયો નિદ્રાથી અંધ બની ગયા હતા, તેઓ બધા યુદ્ધ કરવામાં ઉત્સાહરહિત બની ગયા હતા અને તેમનાં મન પણ દીન થઈ ગયાં હતાં.[૧૬] તમારા તથા શત્રુઓના સર્વ સૈનિકો અસ્ત્રોરહિત થઈ પડ્યા હતા અને બાણોથી પણ ખાલી થઈ ગયા હતા; છતાં 'યુદ્ધમાંથી નાસવું તે એક શરમભર્યું કૃત્ય છે' એવી માન્યતાથી તેઓ ત્યારે પોતાના ક્ષાત્રધર્મની દૃષ્ટિએ લડ્યા કરતા હતા અને પોતાની સેનાનો ત્યાગ કરતા નહોતા. છતાં કેટલાએક યોદ્ધાઓ તો નિદ્રાથી અંધ બની જઈને અસ્ત્રોને જ્યાં ત્યાં પડતાં મૂકી સૂઈ ગયા હતા. હે નરપતિ ! કેટલાએક રથો પર, કેટલાએક હાથીઓ પર, ત્યારે કેટલાએક ઘોડાઓ પર શયન કરી ગયા હતા અને નિદ્રાધો પોતાનું કશું કર્તવ્ય પણ સમજી શકતા ન હતા.[૧૭-૧૯] શત્રુપક્ષના યોદ્ધાઓ એ રીતે ઊંઘી રહેલા તે યોદ્ધાઓને યમલોકમાં મોકલી દેતા હતા; ત્યારે અતિ બેભાન થયેલા બીજા કેટલાએકને સ્વપ્નાવસ્થામાં જ બીજા મારી નાખતા હતા.[૨૦] એ રણમાં કેટલાએક તો પોતાનો પણ નાશ કરી નાખતા હતા અને વળી બીજા કેટલાએક સ્વપક્ષના તથા પરપક્ષના યોદ્ધાઓનો પણ ઘાણ કાઢી નાખતા હતા. નિદ્રાને અધીન થયેલા કેટલાએક તો એ મહાયુદ્ધમાં પડ્યા-પડ્યા તરેહ-તરેહના બકવાસ કરી રહ્યા હતા.[૨૧] હે મહારાજ ! આપણામાંના તથા શત્રુઓમાંના ઘણા યોદ્ધાઓની આંખો નિદ્રાથી લાલચોળ થઈ રહી હતી; છતાં તેઓ 'યુદ્ધ જ કરવું છે' આવો નિશ્ચય કરીને ઊભા રહ્યા હતા તે દારુણ અંધકારમાં કેટલાએક

રણશૂરા યોદ્ધાઓ નિદ્રાથી અંધ થઈ જઈને પણ રણમાં ઘૂમતા હતા અને બીજા યોદ્ધાઓનો નાશ કરી નાખતા હતા.[૨૨,૨૩] તેઓ બધા નિદ્રાથી એટલા બધા મોહિત થઈ ગયા હતા, કે શત્રુઓથી વધ કરાતા પોતાના આત્માને પણ તેઓ જાણી શકતા ન હતા.[૨૪] તે સર્વની આવી બેભાન સ્થિતિ જાણી જઈને પુરુષશ્રેષ્ઠ અર્જુન ઉચ્ચ સ્વરે દિશાઓને ગજાવી મૂકતો આ પ્રમાણે કહેવા લાગ્યો:[૨૫] 'હે યોદ્ધાઓ! તમે બધા થાકી ગયા છો અને નિદ્રાથી અંધ બની ગયા છો. વળી તમારાં સર્વનાં વાહનોની પણ તે જ સ્થિતિ થઈ ગઈ છે. સર્વ સ્થળે અંધકાર છવાઈ ગયો છે અને સૈન્યો પણ રજ અને અંધકારને લીધે ઢંકાઈ ગયાં છે. માટે જો તમે માનતા હો તો હવે ક્ષણભર વિરામ લો અને આ રણભૂમિ પર જ એક મુહૂર્ત જેટલો કાળ નિદ્રા લઈ લો.[૨૬,૨૭] પછી ચંદ્રમાનો જ્યારે ઉદય થાય, એટલે નિદ્રા અને શ્રમથી રહિત થઈને પુનઃ તમે બન્ને પક્ષના યોદ્ધાઓ સંગ્રામ કરી શકશો.'[૨૮] હે પૃથ્વીપતિ! ધર્મજ્ઞ સર્વ પુરુષોને ધર્મનિષ્ઠ અર્જુનનાં તે વચનો ગમ્યાં; તેથી તેઓ સર્વ માંહોમાંહે કહેવા લાગ્યા:[૨૯] 'ઓ કર્ણ! અરે ઓ કર્ણ! યુદ્ધમાંથી હવે વિરામ લો. હે દુર્યોધન! જુઓ, આ પાંડવોની સેના યુદ્ધ કરતી વિરમી છે.'[૩૦] આ પ્રમાણે સર્વ કોઈના કહેવાથી તથા અર્જુનની પ્રેરણાથી તે બન્ને પક્ષની સેનાઓ યુદ્ધ કરતી અટકી પડી.[૩૧] એ વેળા દેવો તથા ઋષિઓ મહાત્મા અર્જુનની તે ઉદાર વાણીનાં એકે અવાજે વખાણ કરવા લાગ્યા; તેમ જ આનંદિત થયેલાં સર્વ સૈન્યો પણ તેની પ્રશંસા કરવા લાગ્યાં.[૩૨] પછી હે ભારત! સર્વ સૈન્યો અર્જુનનાં તે ઉદાર વચનોની પ્રશંસા કરી રહ્યાં. હે ભરતશ્રેષ્ઠ રાજન્! ત્યાં તે સર્વ સૈન્યો થાકને લીધે એક મુહૂર્ત જેટલો સમય સૂઈ ગયાં.[૩૩] હે ભારત! તમારી સેનાને અર્જુનનાં વચન પરથી વિશ્રાંતિ તથા સુખ મળ્યું; તેથી તેઓ સર્વે વીર અર્જુનનાં વખાણ કરવા લાગ્યા:[૩૪] 'હે મોટી ભુજાવાળા નિર્દોષ અર્જુન! સર્વ વેદો, અસ્ત્રો, બુદ્ધિ, પરાક્રમ, ધર્મ તથા ભૂતદયા તારામાં જ વાસો કરીને રહ્યાં છે. આ સમયે વિશ્રાંતિ લઈને અમે તને આશીર્વાદ આપીએ છીએ કે, હે પાર્થ! તારું કલ્યાણ થાઓ. તું તારી ઇચ્છિત વસ્તુઓને શીઘ્ર પામ.'[૩૫,૩૬] આ રીતે હે પૃથ્વીનાથ! પુરુષવ્યાઘ્ર અર્જુનની પ્રશંસા કરતા કરતા તે સર્વ મહારથીઓ નિદ્રાવશ થઈ ગયા અને શાંતિ પામ્યા.[૩૭] એ વેળા કેટલાએક ઘોડાઓની પીઠ પર સૂઈ રહ્યા, તો કેટલાએક રથોના માળામાં, કેટલાએક હાથીઓની ખાંધ પર અને કેટલાએક તો પૃથ્વી પર જ શયન કરી ગયા.[૩૮] જાતજાતનાં અસ્ત્રો, ગદાઓ, તલવારો, ફરશીઓ, ભાલાઓ તથા કવચોને એમ ને એમ ધારણ કરીને જ સર્વ યોદ્ધાઓ જુદા જુદા સૂઈ રહ્યા હતા.[૩૯] ત્યારે નિદ્રાથી અંધ બનેલા હાથીઓ પણ સર્પના શરીર સરખી વિશાળ તથા ધૂળધૂળ ભરેલી સૂંઢો વડે નાસિકા દ્વારા નિઃશ્વાસ મૂકતા હતા અને રણભૂમિને શીતળ કરતા હતા.[૪૦] પૃથ્વીતલ પર સૂઈ રહેલા તથા મોટા મોટા નિઃશ્વાસ મૂકતા તે હાથીઓ જાણે ફૂંફાડા મારતા મોટા સર્પોવાળા છૂટાછવાયા પર્વતો હોય, તેમ ત્યાં શોભતા હતા.[૪૧] ત્યાં કેશવાળી પર લટકતાં ધૂંસરાંવાળા અને સોનેરી જોતરોવાળા સૈન્યના ઘોડાઓ પગની ખરીના અગ્રભાગને પછાડી પછાડીને પૃથ્વીને ખાડાખડબાંવાળી બેડોળ બનાવતા હતા.[૪૨] હે રાજેંદ્ર! તેઓ રથોમાં જોડાઈ રહીને જ નિદ્રાવશ થઈ ગયા. હે ભરતશ્રેષ્ઠ! એ પ્રમાણે મહાન શ્રમથી થાકી ગયેલા ઘોડાઓ, હાથીઓ તથા સર્વ યોદ્ધાઓ યુદ્ધમાંથી વિરામ પામી નિદ્રાધીન થયા હતા.[૪૩] તે સર્વ સૈન્ય ગાઢ નિદ્રામાં મગ્ન થઈ ગયું અને

કેવળ બેભાન થઈ સારી પેઠે ઊંઘવા લાગ્યું, તે જાણે કુશળ ચિત્રકારોએ ચિત્રપટમાં ચીતરેલું અદ્ભુત ચિત્ર હોય તેવું દેખાતું હતું.[૪૪] કુંડળોને ધારણ કરનારા યુવાન ક્ષત્રિયો પરસ્પરના બાણ-પ્રહારોથી ઘાયલ શરીરે હાથીઓનાં ગંડસ્થળોમાં ભરાઈ જઈને સૂતા હતા, આથી જાણે તેઓ કામિનીઓનાં સ્તનમંડળોમાં વળગી પડ્યા હોય તેમ દેખાતું હતું.[૪૫] પછી કામિનીના કપોલ જેવા ઉજ્જ્વળ વર્ણવાળો અને જોનારનાં નેત્રોને આનંદ ઉપજાવનારો કુમુદનાથ ચંદ્ર પૂર્વદિશાને શોભાવવા લાગ્યો.[૪૬] આમ કિરણોરૂપ કેશવાળી-થી દીપતો, પિંજરવર્ણો અને અંધકારરૂપ હાથી-ઓનાં ટોળાંનો નાશ કરનાર ઉદયાચળ પર્વતનો કેસરીસિંહ ચંદ્રમા ઇંદ્રની દિશારૂપ ગુફામાંથી નીકળીને બહાર ઉદય પામ્યો.[૪૭] ત્યાં શંકરના વાહનરૂપ વૃષભનાં ઉત્તમ ગાત્રો સમાન કાંતિવાળો, કામદેવના ધનુષ્ય સમાન પૂર્ણ પ્રભાવાળો અને નવવધૂના સ્મિત સમો સુંદર તથા મનહર કુમુદા-કાર બંધુ ચંદ્રમા પોતાનાં કિરણોને જગતમાં ફેલાવી રહ્યો.[૪૮] એક મુહૂર્તકાળમાં તો મૃગલાંછન સમર્થ ચંદ્ર ભગવાને નક્ષત્રોની પ્રભાને નિસ્તેજ કરી નાખી અને જગતને પોતાના અરુણ પ્રકાશ-નાં દર્શન દીધાં.[૪૯] ભગવાન ચંદ્રમાએ તે અરુણ પ્રકાશને દેખાડ્યા પછી સુવર્ણ સમાન પ્રભા-વાળું પોતાનું મહાન કિરણમંડળ ધીમે ધીમે જગતમાં ફેલાવવા માંડ્યું.[૫૦] તે ચંદ્ર–કિરણો પોતાના પ્રભાવથી અંધકારને દૂર કરી દઈ ધીમે ધીમે દિશાઓ, આકાશ તથા પૃથ્વીમાં પથરાઈ ગયાં.[૫૧] આ પછી એક મુહૂર્તમાં તો આખું ભુવન કેવળ જ્યોતિઃસ્વરૂપ જ થઈ ગયું અને અંધારું નામશેષ થઈ ક્યાંનું ક્યાંય અદૃશ્ય થઈ ગયું.[૫૨] આમ હે રાજન્! લોકમાં જ્યારે સર્વ સ્થળે પ્રકાશ થઈ રહ્યો અને ચંદ્ર લગભગ દિવસ જેવો ઊગી નીકળ્યો, ત્યારે રાત્રિમાં ફરનારા રાક્ષસો ક્યાંક ક્યાંક સંચાર કરતા હતા અને ક્યાંક ક્યાંક સંચાર નહોતા કરતા.[૫૩] પછી હે રાજન્! સૂર્યનાં કિરણોનો સંબંધ થતાં જ જેમ કમળવન ખીલી નીકળે છે, તેમ ચંદ્રનાં કિરણોનો સંબંધ થતાં સર્વ સૈન્ય જાગી ઊઠ્યું.[૫૪] જેમ ચંદ્રોદય થતાં ઉછાળા મારતો મહાસાગર ખળભળી ઊઠે છે, તેમ તે સૈન્યરૂપ મહાસાગર પણ ચંદ્રનો ઉદય થતાં ઉછાળા મારવા લાગ્યો.[૫૫] હવે હે પૃથ્વીપતિ! પરલોકની ઇચ્છાવાળા તે યોદ્ધાઓનું લોકનો વિનાશ કરવા માટેનું તે યુદ્ધ ફરી ચાલુ થયું.[૫૬]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં સૈન્યોની નિદ્રા' નામનો અધ્યાય ૧૮૪મો સમાપ્ત

## અધ્યાય ૧૮૫મો

### દ્રોણાચાર્ય અને દુર્યોધનની વાતચીત

॥ सजय उवाच ॥

**ततो दुर्योधनो द्रोणमभिगम्याब्रवीदिदम् ।**
**अमर्षवशमापन्नो जनयन् हर्षतेजसी ॥ १ ॥**

સંજય બોલ્યો : ત્યારે ક્રોધવશ થયેલો દુર્યોધન દ્રોણાચાર્ય પાસે ગયો અને તેમના હર્ષને તથા તેજને ઉત્પન્ન કરતો તે આ પ્રમાણે બોલ્યો.[૧]

દુર્યોધન બોલ્યો : હે આચાર્ય! સંગ્રામમાં વિશ્રાંતિ લેતા શત્રુઓને હવે તમારે સહન ન કરવા જોઈએ. તેઓ હવે થાક્યા છે, તેમનાં મન પણ હવે પડી ભાંગ્યાં છે અને ખાસ કરીને તેઓ આ સમયે બરાબર લાગમાં આવ્યા છે.[૨] આજ દિવસ સુધી અમે જે જે સહન કર્યું છે, તે તમને પ્રિય થઈ પડે તેવી ઇચ્છાથી જ; પણ હવે અમારા-થી સહન નથી થતું. પાંડવો જોકે અતિશય બળવાન છે, તોપણ આ સમયે તેઓ વિશ્રાંતિ લીધા છતાં સર્વથા તેજ અને બળથી હીન થયા છે. તમે તેમનું વારંવાર રક્ષણ કરો છો, તેથી જ તેઓ આગળ વધ્યે જાય છે.[૩,૪] એ બ્રહ્માસ્ત્ર આદિ

રણશૂરા યોદ્ધાઓ નિદ્રાથી અંધ થઈ જઈને પણ રણમાં ઘૂમતા હતા અને બીજા યોદ્ધાઓનો નાશ કરી નાખતા હતા.[૨૨,૨૩] તેઓ બધા નિદ્રાથી એટલા બધા મોહિત થઈ ગયા હતા, કે શત્રુઓથી વધ કરાતા પોતાના આત્માને પણ તેઓ જાણી શકતા ન હતા.[૨૪] તે સર્વની આવી બેભાન સ્થિતિ જાણી જઈને પુરુષશ્રેષ્ઠ અર્જુન ઉચ્ચ સ્વરે દિશાઓને ગજાવી મૂકતો આ પ્રમાણે કહેવા લાગ્યો :[૨૫] 'હે યોદ્ધાઓ ! તમે બધા થાકી ગયા છો અને નિદ્રાથી અંધ બની ગયા છો. વળી તમારાં સર્વનાં વાહનોની પણ તે જ સ્થિતિ થઈ ગઈ છે. સર્વ સ્થળે અંધકાર છવાઈ ગયો છે અને સૈન્યો પણ રજ અને અંધકારને લીધે ઢંકાઈ ગયાં છે. માટે જો તમે માનતા હો તો હવે ક્ષણભર વિરામ લો અને આ રણભૂમિ પર જ એક મુહૂર્ત જેટલો કાળ નિદ્રા લઈ લો.[૨૬,૨૭] પછી ચંદ્રમાનો જ્યારે ઉદય થાય, એટલે નિદ્રા અને શ્રમથી રહિત થઈને પુનઃ તમે બન્ને પક્ષના યોદ્ધાઓ સંગ્રામ કરી શકશો.'[૨૮] હે પૃથ્વીપતિ ! ધર્મજ્ઞ સર્વ પુરુષોને ધર્મનિષ્ઠ અર્જુનનાં તે વચનો ગમ્યાં; તેથી તેઓ સર્વ માંહોમાંહે કહેવા લાગ્યા :[૨૯] 'ઓ કર્ણ ! અરે ઓ કર્ણ ! યુદ્ધમાંથી હવે વિરામ લો. હે દુર્યોધન ! જુઓ, આ પાંડવોની સેના યુદ્ધ કરતી વિરમી છે.'[૩૦] આ પ્રમાણે સર્વ કોઈના કહેવાથી તથા અર્જુનની પ્રેરણાથી તે બન્ને પક્ષની સેનાઓ યુદ્ધ કરતી અટકી પડી.[૩૧] એ વેળા દેવો તથા ઋષિઓ મહાત્મા અર્જુનની તે ઉદાર વાણીનાં એક અવાજે વખાણ કરવા લાગ્યા; તેમ જ આનંદિત થયેલાં સર્વ સૈન્યો પણ તેની પ્રશંસા કરવા લાગ્યાં.[૩૨] પછી હે ભારત ! સર્વ સૈન્યો અર્જુનનાં તે ઉદાર વચનોની પ્રશંસા કરી રહ્યાં. હે ભરતશ્રેષ્ઠ રાજન્ ! ત્યાં તે સર્વ સૈન્યો થાકને લીધે એક મુહૂર્ત જેટલો સમય સૂઈ ગયાં.[૩૩] હે ભારત ! તમારી સેનાને અર્જુનનાં વચન પરથી વિશ્રાંતિ તથા સુખ મળ્યું; તેથી તેઓ સર્વે વીર અર્જુનનાં વખાણ કરવા લાગ્યા :[૩૪] 'હે મોટી ભુજાવાળા નિર્દોષ અર્જુન ! સર્વ વેદો, અસ્ત્રો, બુદ્ધિ, પરાક્રમ, ધર્મ તથા ભૂતદયા તારામાં જ વાસો કરીને રહ્યાં છે. આ સમયે વિશ્રાંતિ લઈને અમે તને આશીર્વાદ આપીએ છીએ કે, હે પાર્થ ! તારું કલ્યાણ થાઓ. તું તારી ઇચ્છિત વસ્તુઓને શીઘ્ર પામ.'[૩૫,૩૬] આ રીતે હે પૃથ્વીનાથ ! પુરુષવ્યાઘ્ર અર્જુનની પ્રશંસા કરતા કરતા તે સર્વ મહારથીઓ નિદ્રાવશ થઈ ગયા અને શાંતિ પામ્યા.[૩૭] એ વેળા કેટલાએક ઘોડાઓની પીઠ પર સૂઈ રહ્યા, તો કેટલાએક રથોના માળામાં, કેટલાએક હાથીઓની ખાંધ પર અને કેટલાએક તો પૃથ્વી પર જ શયન કરી ગયા.[૩૮] જાતજાતનાં અસ્ત્રો, ગદાઓ, તલવારો, ફરશીઓ, ભાલાઓ તથા કવચોને એમ ને એમ ધારણ કરીને જ સર્વ યોદ્ધાઓ જુદા જુદા સૂઈ રહ્યા હતા.[૩૯] ત્યારે નિદ્રાથી અંધ બનેલા હાથીઓ પણ સર્પના શરીર સરખી વિશાળ તથા ધૂળધૂળ ભરેલી સૂંઢો વડે નાસિકા દ્વારા નિઃશ્વાસ મૂકતા હતા અને રણભૂમિને શીતળ કરતા હતા.[૪૦] પૃથ્વીતલ પર સૂઈ રહેલા તથા મોટા મોટા નિઃશ્વાસ મૂકતા તે હાથીઓ જાણે ફૂંફાડા મારતા મોટા સર્પોવાળા છૂટાછવાયા પર્વતો હોય, તેમ ત્યાં શોભતા હતા.[૪૧] ત્યાં કેશવાળી પર લટકતાં ધૂંસરાંવાળા અને સોનેરી જોતરોવાળા સૈન્યના ઘોડાઓ પગની ખરીના અગ્રભાગને પછાડી પછાડીને પૃથ્વીને ખાડાખડબાંવાળી બેડોળ બનાવતા હતા.[૪૨] હે રાજેંદ્ર ! તેઓ રથોમાં જોડાઈ રહીને જ નિદ્રાવશ થઈ ગયા. હે ભરતશ્રેષ્ઠ ! એ પ્રમાણે મહાન શ્રમથી થાકી ગયેલા ઘોડાઓ, હાથીઓ તથા સર્વ યોદ્ધાઓ યુદ્ધમાંથી વિરામ પામી નિદ્રાધીન થયા હતા.[૪૩] તે સર્વ સૈન્ય ગાઢ નિદ્રામાં મગ્ન થઈ ગયું અને

કેવળ બેભાન થઈ સારી પેઠે ઊંઘવા લાગ્યું, તે જાણે કુશળ ચિત્રકારોએ ચિત્રપટમાં ચીતરેલું અદ્દભુત ચિત્ર હોય તેવું દેખાતું હતું.[૪૪] કુંડળોને ધારણ કરનારા યુવાન ક્ષત્રિયો પરસ્પરના બાણપ્રહારોથી ઘાયલ શરીરે હાથીઓનાં ગંડસ્થળોમાં ભરાઈ જઈને સૂતા હતા, આથી જાણે તેઓ કામિનીઓનાં સ્તનમંડળોમાં વળગી પડ્યા હોય તેમ દેખાતું હતું.[૪૫] પછી કામિનીના કપોલ જેવા ઉજ્જવળ વર્ણવાળો અને જોનારનાં નેત્રોને આનંદ ઉપજાવનારો કુમુદનાથ ચંદ્ર પૂર્વદિશાને શોભાવવા લાગ્યો.[૪૬] આમ કિરણોરૂપ કેશવાળીથી દીપતો, પિંજરવર્ણો અને અંધકારરૂપ હાથીઓનાં ટોળાંનો નાશ કરનાર ઉદયાચળ પર્વતનો કેસરીસિંહ ચંદ્રમા ઇંદ્રની દિશારૂપ ગુફામાંથી નીકળીને બહાર ઉદય પામ્યો.[૪૭] ત્યાં શંકરના વાહનરૂપ વૃષભનાં ઉત્તમ ગાત્રો સમાન કાંતિવાળો, કામદેવના ધનુષ્ય સમાન પૂર્ણ પ્રભાવાળો અને નવવધૂના સ્મિત સમો સુંદર તથા મનહર કુમુદાકાર બંધુ ચંદ્રમા પોતાનાં કિરણોને જગતમાં ફેલાવી રહ્યો.[૪૮] એક મુહૂર્તકાળમાં તો મૃગલાંછન સમર્થ ચંદ્ર ભગવાને નક્ષત્રોની પ્રભાને નિસ્તેજ કરી નાખી અને જગતને પોતાના અરણ પ્રકાશનાં દર્શન દીધાં.[૪૯] ભગવાન ચંદ્રમાએ તે અરણ પ્રકાશને દેખાડ્યા પછી સુવર્ણ સમાન પ્રભાવાળું પોતાનું મહાન કિરણમંડળ ધીમે ધીમે જગતમાં ફેલાવવા માંડ્યું.[૫૦] તે ચંદ્ર-કિરણો પોતાના પ્રભાવથી અંધકારને દૂર કરી દઈ ધીમે ધીમે દિશાઓ, આકાશ તથા પૃથ્વીમાં પથરાઈ ગયાં.[૫૧] આ પછી એક મુહૂર્તમાં તો આખું ભુવન કેવળ જ્યોતિઃસ્વરૂપ જ થઈ ગયું અને અંધારું નામશેષ થઈ ક્યાંનું ક્યાંય અદશ્ય થઈ ગયું.[૫૨] આમ હે રાજન્! લોકમાં જ્યારે સર્વ સ્થળે પ્રકાશ થઈ રહ્યો અને ચંદ્ર લગભગ દિવસ જેવો ઊગી નીકળ્યો, ત્યારે રાત્રિમાં ફરનારા રાક્ષસો ક્યાંક ક્યાંક સંચાર કરતા હતા અને ક્યાંક ક્યાંક સંચાર નહોતા કરતા.[૫૩] પછી હે રાજન્! સૂર્યનાં કિરણોનો સંબંધ થતાં જ જેમ કમળવન ખીલી નીકળે છે, તેમ ચંદ્રનાં કિરણોનો સંબંધ થતાં સર્વ સૈન્ય જાગી ઊઠ્યું.[૫૪] જેમ ચંદ્રોદય થતાં ઉછાળા મારતો મહાસાગર ખળભળી ઊઠે છે, તેમ તે સૈન્યરૂપ મહાસાગર પણ ચંદ્રનો ઉદય થતાં ઉછાળા મારવા લાગ્યો.[૫૫] હવે હે પૃથ્વીપતિ! પરલોકની ઇચ્છાવાળા તે યોદ્ધાઓનું લોકનો વિનાશ કરવા માટેનું તે યુદ્ધ ફરી ચાલુ થયું.[૫૬]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણવધપર્વમાં 'રાત્રિયુદ્ધમાં સૈન્યોની નિદ્રા' નામનો અધ્યાય ૧૮૪મો સમાપ્ત

## अध्याय १८५मो

### દ્રોણાચાર્ય અને દુર્યોધનની વાતચીત

॥ सजय उवाच ॥

**ततो दुर्योधनो द्रोणमभिगम्याब्रवीदिदम् ।**
**अमर्षवशमापन्नो जनयन् हर्षतेजसी ॥ १ ॥**

સંજય બોલ્યો : ત્યારે ક્રોધવશ થયેલો દુર્યોધન દ્રોણાચાર્ય પાસે ગયો અને તેમના હર્ષને તથા તેજને ઉત્પન્ન કરતો તે આ પ્રમાણે બોલ્યો.[૧]

દુર્યોધન બોલ્યો : હે આચાર્ય! સંગ્રામમાં વિશ્રાંતિ લેતા શત્રુઓને હવે તમારે સહન ન કરવા જોઈએ. તેઓ હવે થાકયા છે, તેમનાં મન પણ હવે પડી ભાંગ્યાં છે અને ખાસ કરીને તેઓ આ સમયે બરાબર લાગમાં આવ્યા છે.[૨] આજ દિવસ સુધી અમે જે જે સહન કર્યું છે, તે તમને પ્રિય થઈ પડે તેવી ઇચ્છાથી જ; પણ હવે અમારાથી સહન નથી થતું. પાંડવો જોકે અતિશય બળવાન છે, તોપણ આ સમયે તેઓ વિશ્રાંતિ લીધા છતાં સર્વથા તેજ અને બળથી હીન થયા છે. તમે તેમનું વારંવાર રક્ષણ કરો છો, તેથી જ તેઓ આગળ વધ્યે જાય છે.[૩,૪] એ બ્રહ્માસ્ત્ર આદિ

જે જે દિવ્ય અસ્ત્રો જગતમાં છે તેઓ સર્વે તમારામાં વિશેષતાથી રહેલાં છે, હું આપને સત્ય જ કહું છું કે, પાંડવો અમે અથવા લોકમાંના બીજા સર્વ ધનુર્ધરો પણ યુદ્ધમાં તમારી તુલના કરી શકે તેમ નથી.[૫,૬] હે ઉત્તમ બ્રાહ્મણ! સર્વ અસ્ત્રોને જાણનારા તમે જો ધારો તો દિવ્ય અસ્ત્રો મૂકી મૂકીને દેવો, દૈત્યો અને ગંધર્વો સહિત આ સર્વ લોકોનો સંહાર કરી શકો છો, એમાં સંશય નથી, એવા તમે વિશેષે કરી તમારાથી ભયભીત થયેલા એ પાંડવોને સહન કરી રહ્યા છો, તેમાં કારણ તરીકે તો તેમના પ્રત્યે તમારો શિષ્યો તરીકેનો પ્રેમ અથવા તો મારી મંદભાગ્યતા જ હોઈ શકે![૭,૮]

સંજય બોલ્યો: એ પ્રમાણે કહીને તમારા પુત્રે દ્રોણાચાર્યને હર્ષ ઉપજાવ્યો તથા કોપાવ્યા પણ ખરા. હે રાજન્! તેમણે પછી ક્રોધપૂર્વક દુર્યોધનને આ વચન કહ્યું:[૯] 'હે દુર્યોધન! હવે હું વૃદ્ધ થયો છું; છતાં મારી શક્તિ પ્રમાણે રણમાં ઘટતું કર્યે જાઉં છું; તોપણ હજી વિજયની લાલસા રાખી મારે એક ક્ષુદ્ર કાર્ય કરવાનું બાકી રહ્યું.[૧૦] તે એ કે અસ્ત્રોને નહિ જાણનારા આ સર્વ લોકોનો અસ્ત્રોને જાણનારા એવા મારે સંહાર કરી નાખવો. અરે! શુભ અથવા અશુભ હરકોઈ કાર્યને તું મારે માટે કર્તવ્ય માને, તો તે કાર્યને પણ હું તારા વચન પરથી કરીશ; પણ હે કુરુવંશી રાજા! અન્યથા તેવું કાર્ય હું ન જ કરું. હે રાજન્! આજે તારી પાસે આ મારા ધનુષ્યને હાથમાં લઈ હું સત્ય કહું છું કે, યુદ્ધમાં સર્વ પાંચાલોનો સંહાર કરી પરાક્રમ કરીને જ આ મારું કવચ હું ઉતારીશ. હે મહાબાહુ કૌરવ! તું કુંતાપુત્ર અર્જુનને રણમાં થાકી ગયેલો માને છે.[૧૧-૧૩] પણ હું તને તેનું વીર્ય યથાર્થ કહું છું તે સાંભળ. દેવો, દાનવો, ગંધર્વો કે યક્ષો પણ રણમાં કોપેલા અર્જુનને જીતવા માટે ઉત્સાહ કરી શકતા નથી. એ અર્જુને ખાંડવવનના દાહ સમયે ભગવાન દેવેંદ્ર સામે યુદ્ધ કર્યું છે. વળી તે મહાત્માએ મુસળધાર વરસતા તે ઇંદ્રને બાણો વડે વાર્યો પણ હતો. પુરુષોમાં ઇંદ્ર સરખા તે અર્જુને બળથી ગર્વિષ્ઠ થયેલા યક્ષો, સર્પો, દૈત્યો અને તે ઉપરાંત બીજા કેટલાએકને મારી નાખ્યા છે, તે તારા જાણવામાં જ છે. વળી દૃઢ ધનુષ્યધારી અર્જુને તે સમયે ઘોષયાત્રામાં ચિત્રસેન આદિ ગંધર્વોનો પરાજય કર્યો હતો અને તેઓથી હરણ કરાતા તમને પણ તેણે છોડાવ્યા હતા. દેવો પણ નિવાતકવચ આદિ પોતાના શત્રુઓને મારી શકતા ન હતા, પણ તેમને વીર અર્જુને સંગ્રામમાં જીત્યા છે. જે પુરુષવ્યાઘ્રે હિરણ્યપુરમાં વસતા હજારો દાનવોનો પણ પરાજય કર્યો છે, તે અર્જુનને મનુષ્યો કેમ જીતી શકે! વળી હે રાજા! આ વેળા પણ આપણે બધા યુદ્ધ કરી રહ્યા હતા અને તું પણ જોઈ રહ્યો હતો. છતાં અર્જુને તારા આ સર્વ સૈન્યને મારી નાખ્યું છે.'

સંજય બોલ્યો: હે રાજન્! દ્રોણાચાર્ય એ પ્રમાણે અર્જુનની પ્રશંસા કરતા હતા, તે સાંભળી તમારો પુત્ર દુર્યોધન કોપથી ધૂંધવાઈ ઊઠ્યો અને પુનઃ દ્રોણાચાર્યને કહેવા લાગ્યો: 'અરે! તમે જોયા કરો ને! આજના યુદ્ધમાં આ ભારતી સેનાને બે ભાગમાં વહેંચી નાખીને હું, દુઃશાસન, કર્ણ તથા મારો મામો શકુનિ ચારેય જણા એકઠા મળીને અર્જુનને મારી નાખીશું.' તેનાં આ વચનો સાંભળીને દ્રોણાચાર્યને હસવું જ આવ્યું.[૧૮-૨૧] પછી પુનઃ તેઓ પોતાના રાજાને કહેવા લાગ્યા: 'વાહ, વાહ! ઠીક કહ્યું રે! તારું કલ્યાણ થજો. અરે! પણ તેં કંઈ વિચાર કર્યો? જાણે તેજથી ઝગમગતો સવ્યસાચી એ ગાંડીવધનુર્ધર અર્જુન અવિનાશી જેવો છે અને તેને કોઈ ક્ષત્રિય મારી

શકે તેમ છે? સાક્ષાત્ કુબેર, ઇંદ્ર, યમ, વરુણ, અસુરો, સર્પો કે રાક્ષસો પણ તે આયુધધારી અર્જુનને મારી શકે તેમ નથી. ખરેખર, હે ભારત! તું જે આ વચનો બોલી રહ્યો છે, તે કેવળ મૂઢ મનુષ્યોનો જ બકવાદ છે. તારે નિશ્ચય સમજવું કે, યુદ્ધમાં અર્જુન સામે ભેટીને કયો પુરુષ ક્ષેમકુશળ પાછો ઘેર જાય? અને ખરું બોલાવે તો, તું તો સર્વના તરફ શંકા રાખનારો, ક્રૂર અને પાપી નિશ્ચયવાળો છે.[૨૪–૨૭] કારણ કે જેઓ તારું શ્રેય અને હિત કરવામાં જોડાયા છે, તેમને પણ તું નહિ કહેવાના બોલ કહેવા ઇચ્છે છે. અરેરે! પણ એમ જ કરને કે, તું પોતે જ અર્જુન સામે યુદ્ધ કરવા જા અને તારા સ્વાર્થ માટે તેને મારી નાખ. વાર શા માટે લગાડે છે?[૨૮] તું પણ એક કુળવાન ક્ષત્રિય છે અને યુદ્ધ કરવાની ઇચ્છા પણ રાખે છે, તો આ નિરપરાધી સર્વ ક્ષત્રિયોનો શા માટે ઘાત કરાવે છે? વળી તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં આ વેરનું મૂળ કારણ તું જ છે; માટે જા, અને અર્જુન સામે પહોંચ; અથવા ઓ ગાંધારીપુત્ર! આ તારો મામો શકુનિ તમારી દૃષ્ટિએ ઘણો બુદ્ધિમાન તથા ક્ષાત્રધર્મને અનુસરનારો કહેવાય છે. એ દુષ્ટ જુગાર ખેલનારને જ અર્જુન સામે યુદ્ધ કરવા જવા દેને![૨૯–૩૧] એ તારો મામો પાસા નાખવામાં કુશળ છે, કપટી છે, જુગારી છે, ઘાતકી છે અને શઠ પણ છે; કપટકુશળ હોઈને તે જ યુદ્ધમાં જુગાર ખેલશે અને પાંડવોને જીતશે! વળી તેં પૂર્વે કર્ણની સાથે રહી ધૃતરાષ્ટ્રના સાંભળતાં મોહથી શૂન્ય થયો હોય તેમ વારંવાર બડાઈ મારી છે કે, 'હે તાત! હું, કર્ણ તથા મારો ભાઈ દુઃશાસન ત્રણેય એકત્ર થઈ પાંડવોને રણમાં મારી નાખીશું,' આમ સભામાં તું શેખી કરતો હતો તે અમે સાંભળ્યું છે.[૩૨–૩૪] હવે તું તારી એ પ્રતિજ્ઞાને આચરી દેખાડ અને તે કર્ણ આદિને સાથમાં લઈ તારી વાણીને 'સત્ય કર. જો, આ તારો શત્રુ પાંડુપુત્ર તો મોખરામાં જ નિઃશંક થઈને ઊભો છે.[૩૫] તું ક્ષાત્રધર્મ તરફ દૃષ્ટિ કર. યુદ્ધમાં તારો વધ થાય તે તારા વિજય કરતાં પણ શ્લાઘ્ય છે. તેં ઘણુંયે દાન આપ્યું છે, ભોગો ભોગવ્યા છે, અધ્યયન કર્યું છે અને ઇચ્છિત ઐશ્વર્ય મેળવી લીધું છે.[૩૬] તું સર્વ કૃત્યોને કરી ચૂક્યો છે અને સર્વના ઋણોથી પણ મુક્ત થઈ ચૂક્યો છે. જા, ડરીશ નહિ. તું અર્જુન સામે યુદ્ધ કર.' આમ કહીને દ્રોણાચાર્ય જે સ્થળે પોતાના શત્રુઓ ઊભા હતા તે તરફ વળ્યા. તેમણે પોતાની સેનાને બે વિભાગમાં વહેંચી નાખી અને તુરત ત્યાં યુદ્ધનો આરંભ થયો.[૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણવધપર્વમાં 'દ્રોણ અને દુર્યોધનનું સંભાષણ' નામનો અધ્યાય ૧૮૫ મો સમાપ્ત

## અધ્યાય ૧૮૬ મો

### પંદરમો દિવસ-દ્રોણાચાર્યનો હલ્લો-વિરાટ, દ્રુપદ વગેરેનું મરણ

॥ સંજય ઉવાચ ॥

त्रिभागमात्रशेषायां रात्र्यां युद्धमवर्तत ।
कुरूणां पांडवानां च संहृष्टानां विशांपते ॥ १ ॥

સંજય બોલ્યો : હે પૃથ્વીપતિ! જ્યારે માત્ર ત્રણ મુહૂર્ત જેટલી રાત્રિ બાકી રહી હતી, ત્યારે પુનઃ હર્ષમાં આવેલા કૌરવો તથા પાંડવોનું તે યુદ્ધ થઈ રહ્યું હતું.[૧] પછી ત્યાં સૂર્યની આગળ રહીને ચંદ્રની પ્રભાને ઝાંખી પાડતો તથા આકાશને લાલવર્ણું કરતો અરુણ ઉદય પામ્યો.[૨] પૂર્વદિશામાં અરુણના પ્રકાશથી કંઈક રતાશપડતું સૂર્યમંડળ સુવર્ણના ચક્રની પેઠે પ્રકાશવા લાગ્યું. એટલે તુરત પોતાના રથ, ઘોડા અને પાલખીઓ આદિનો ત્યાગ કરી સર્વ કૌરવ-પાંડવ યોદ્ધાઓ સૂર્યની સામા ઊભા રહી, હાથ જોડીને સંધ્યોપાસનપૂર્વક જપ જપવા લાગ્યા. એ પ્રાતઃ-

કાલિક ક્રિયાની સમાપ્તિ થઈ એટલે દુર્યોધનની પાસે રહી દ્રોણાચાર્ય સૈન્યને બે વિભાગમાં વહેંચી દઈને સોમક, પાંડવ અને પાંચાલો સામે ધસ્યા.[૪,૫] કૌરવોને એ પ્રમાણે બે ભાગમાં વહેંચાઈ ગયેલા જોઈને શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું: 'હે અર્જુન! શત્રુઓને ડાબી તરફ કરી તું આ જમણી તરફ આવી જા.' શ્રીકૃષ્ણના એ વાક્યને સાંભળી, 'બહુ સારું, તેમ કરો.' એમ કહીને અર્જુન, મહાધનુર્ધર કર્ણ તથા દ્રોણાચાર્યને ડાબી તરફ રાખી ઘૂમવા લાગ્યો. એ વેળા શ્રીકૃષ્ણના અભિપ્રાયને સમજી જઈ શત્રુઓનાં નગરોને જીતનારો ભીમસેન રણના મોખરામાં ગયેલા અર્જુનને આ પ્રમાણે કહેવા લાગ્યો:[૬-૮] 'હે અર્જુન! ઓ અર્જુન! મારું આ વચન તું સાંભળ. ક્ષત્રિયાણી જે માટે પુત્રને ઉત્પન્ન કરે છે, તેનો આ સમય આવી પહોંચ્યો છે.[૯] આ હાથ આવેલા સમયે જો તું કલ્યાણને નહિ પામી શકે, તો તું અપ્રતિષ્ઠિત અથવા અપમાનિત સ્થિતિએ આવી પડીશ અને અતિ ક્રૂર અથવા ઘાતકી કર્મ કરનારો મનાઈશ.[૧૦] માટે હે શૂરશ્રેષ્ઠ! હે અર્જુન! આ સમયે પરાક્રમ કરીને તું સત્ય, લક્ષ્મી, ધર્મ તથા યશના ઋણમાંથી મુક્ત થા અને આ શત્રુઓના સૈન્યને ભેદી નાખી તેમને તું ડાબી તરફ કરી નાખ.[૧૧]

સંજય બોલ્યો : આ રીતે ભીમસેન તથા શ્રીકૃષ્ણની પ્રેરણા થતાં અર્જુન કર્ણ તથા દ્રોણાચાર્યનું ઉલ્લંઘન કરી જઈ ચારે બાજુથી તેમને ઘેરી વળ્યો. તે રણના મોખરામાં આવીને મોટા મોટા ક્ષત્રિયોનો સંહાર કરવા લાગ્યો અને પરાક્રમ કરી બતાવવા લાગ્યો. તે અગ્નિની જેમ બળી રહ્યો હતો અને કૌરવપક્ષના ક્ષત્રિયશ્રેષ્ઠો પરાક્રમ કરવા છતાં તેને અટકાવી શક્યા નહિ. ત્યારે દુર્યોધન, કર્ણ તથા સુબલપુત્ર શકુનિ બાણોના ઢગો છોડી છોડીને કુંતીપુત્ર અર્જુન પર વૃષ્ટિ કરવા લાગ્યા. પણ હે રાજેંદ્ર! ઉત્તમ અસ્ત્રવેત્તા અર્જુન તે સર્વનાં અસ્ત્રો તુચ્છ ગણી કાઢીને સૈન્યને બાણોની વૃષ્ટિથી છાઈ દેવા લાગ્યો. ચાલાક હાથવાળો તથા જિતેંદ્રિય એવો તે અર્જુન પોતાનાં અસ્ત્રો વડે તેમનાં અસ્ત્રોનું વારણ કરવા લાગ્યો અને દશ દશ તીક્ષ્ણ બાણો મૂકીને તેમને વીંધવા મંડી પડ્યો. એતએતામાં તો સર્વ સ્થળે ધૂળની વૃષ્ટિ સાથે બાણોની વૃષ્ટિ થઈ રહી.[૧૨-૧૭] જ્યાં ત્યાં અંધકાર છવાઈ ગયો અને તે સમયે મહાન ઘોર શબ્દ પણ ત્યાં સંભળાવા લાગ્યો. તે ભયંકર ધમાચકડીમાં આકાશ, પૃથ્વી કે દિશાઓ જણાતી ન હતી.[૧૮] સૈન્યે ઉડાડી મૂકેલી ધૂળથી જાણે સૌ કોઈ મોહિત બની ગયા હતા અને જાણે આંધળાભીંત બની ગયા. હે રાજન્! ત્યારે તેઓ કે અમે પરસ્પરને જાણી કે ઓળખી શકતા ન હતા.[૧૯] સર્વ રાજાઓ અન્યોન્યના નામોચ્ચારથી પરસ્પર લડી રહ્યા હતા. હે રાજન્! રથરહિત થયેલા કેટલાએક રથીયોદ્ધાઓ સામસામા આવી જઈને ચોટલીઓ, કવચો કે ભુજાઓ પકડી પકડીને લડવા લાગ્યા. ત્યાં મરણ પામેલા ઘોડાઓવાળા તથા માર્યા ગયેલા સારથિઓવાળા રથીયોદ્ધાઓ બેભાન થઈ પડ્યા હતા અને કેટલાએક તો મરણને શરણ પણ થઈ ગયા હતા.[૨૦,૨૧] રણભૂમિ પર પડેલા તે યોદ્ધાઓ જાણે જીવતા હોય તથા ભયથી વિહ્વળ થયા હોય તેમ દેખાતા હતા. ત્યાં ઘોડાઓ અને ઘોડેસવારો મરણ પામીને પડેલા મોટા પર્વત જેવડા હાથીઓને વળગી રહીને સત્ત્વહીન થયેલા દેખાતા હતા. તે પછી દ્રોણાચાર્ય તે સંગ્રામમાં થઈને ઉત્તર દિશા તરફ ચાલી ગયા અને નિર્ધૂમ અગ્નિની પેઠે ત્યાં ઝળહળવા લાગ્યા. હે ભૂમીપતિ! દ્રોણાચાર્યને રણના મોખરામાંથી એકદમ દૂર ખસી ગયેલા જોઈને પાંડવોનાં સૈન્યોને તો ધ્રુજારી વછૂટી અને હે ભારત!

જાણે તેજથી બળતા અને શોભાથી ઝળહળતા એ દ્રોણાચાર્યને જોઈને કેટલાએક યોદ્ધાઓ ત્રાસ પામી ગયા, કેટલાએક બેભાન થઈ ધૂમવા લાગ્યા અને બીજા કેટલાએક તો તદ્દન ચિમળાઈ ગયા. મદગળ માતંગની જેમ શત્રુઓનાં સૈન્યોને યુદ્ધ માટે આહ્વાન કરીરહેલા એ દ્રોણાચાર્યને જીતવા માટે પાંડવયોદ્ધાઓ ઉત્સાહ કરી શક્યા નહિ. દાનવો જેમ ઇંદ્રને જોઈને ઉત્સાહરહિત થાય છે તેમ કેટલાએક તો તેમને જોતાંવેંત જ ઉત્સાહ-રહિત થઈ ગયા. કેટલાએક શૂરાઓ ક્રોધાયમાન થઈ ગયા, તો બીજા કેટલાએક આશ્ચર્યમાં જ ગરકાવ થઈ ગયા અને ધીમે ધીમે અમર્ષમાં આવવા લાગ્યા. વળી કેટલાએક રાજાઓ તો હાથે હાથ ઘસવા લાગ્યા, કેટલાએક દાંતો વતી હોઠ પીસવા લાગ્યા અને ક્રોધપૂર્ણ થયેલા બીજાઓ તો દાંતકચડિયાં કરવા લાગ્યા. ત્યાં કેટલાક યોદ્ધાઓ પોતાનાં આયુધોને ઉછાળવા લાગ્યા, કેટલાએક ભુજાઓને ઠોકવા લાગ્યા અને બીજા કેટલાએક મહાતેજસ્વી યોદ્ધાઓ પ્રાણોની દરકાર કર્યા વિના જ દ્રોણાચાર્ય સામે ધસી જવા લાગ્યા. હે રાજેંદ્ર! તેમાં વિશેષે કરીને પાંચાલયોદ્ધાઓ દ્રોણાચાર્યનાં બાણો વડે આકુળવ્યાકુળ થઈ જતા હતા. આમ જ્યારે તેઓ ભેટ્યા, ત્યારે દ્રોણાચાર્યનાં બાણો વાગવાથી તેમને અત્યંત વેદના થતી હતી. તે પછી વિરાટરાજ તથા દ્રુપદરાજ એ દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરવા ધસ્યા.[૨૨-૩૧] હે પૃથ્વીપતિ! સંગ્રામમાં ઘૂમી રહેલા તે રણદુર્જય દ્રોણાચાર્ય સામા દ્રુપદરાજાના ત્રણ પૌત્રો તથા મહાધનુર્ધર ચેદિ યોદ્ધાઓ પણ યુદ્ધ માટે ધસી ગયા; પણ દ્રોણાચાર્યે ત્રણ તીક્ષ્ણ બાણો મૂકીને દ્રુપદરાજાના ત્રણ પૌત્રોના પ્રાણોને તો તુરત જ હરી લીધા અને તેઓ મરણને શરણ થઈ પૃથ્વી પર પડ્યા. પછી તે ભરદ્વાજ દ્રોણાચાર્યે ચેદિ, કૈકેય, સૃંજય, મત્સ્ય આદિ સમગ્ર મહારથીઓનો તે યુદ્ધમાં પરાજય કર્યો, એટલે દ્રુપદરાજ ત્યાં ક્રોધપૂર્વક બાણવૃષ્ટિ કરવા લાગ્યો.[૩૨-૩૫] ત્યારે હે મહારાજ! વિરાટ-રાજા પણ દ્રોણાચાર્ય સામે બાણવૃષ્ટિ છોડવા લાગ્યો; પરંતુ ક્ષત્રિયમર્દન દ્રોણાચાર્યે તેમની બાણ-વૃષ્ટિનો નાશ કરી નાખ્યો.[૩૬] એટલું જ નહિ, તેમણે બાણસમૂહો છોડીને વિરાટ તથા દ્રુપદ એ બન્નેને તદ્દન છાઈ જ દીધા. આમ જ્યારે રણના મોખરામાં જ આચાર્યે તેમને બાણોથી છાઈ દીધા, ત્યારે તે બન્ને જણા ક્રોધથી ફફડી ઊઠ્યા. તેમણે પરમ ક્રોધમાં આવીને દ્રોણાચાર્યને બાણો મૂકીને વીંધવા માંડ્યા. પછી હે મહારાજ! દ્રોણાચાર્યને પણ ક્રોધ તથા અમર્ષ વ્યાપી ગયો.[૩૭,૩૮] તેમણે અતિ તીક્ષ્ણ ભલ્લ બાણો મૂકીને તે બન્નેનાં ધનુષ્યોને કાપી નાખ્યાં. એટલે કોપાયમાન થયેલા વિરાટરાજાએ દ્રોણાચાર્યનો વધ કરવાની આકાંક્ષાથી દશ બાણો તેમ જ દશ તોમરો ફેંક્યાં. વળી ત્યારે દ્રુપદરાજાએ પણ ક્રોધાયમાન થઈને સાક્ષાત્ મોટા સર્પ સરખી ઘોર તથા સુવર્ણથી ભૂષિત થયેલી એક લોખંડી શક્તિ દ્રોણાચાર્યના રથ સામે ફેંકી. પણ શત્રુ-દમન દ્રોણગુરુએ ભલ્લ જાતનાં અતિ તીક્ષ્ણ બાણો મૂકીને વિરાટનાં દશેય તોમરોને કાપી નાખ્યાં.[૩૯-૪૧] પછી તેમણે કેટલાંક બાણો મૂક્યાં અને સુવર્ણ તથા વૈડૂર્યમણિથી જડેલી દ્રુપદની શક્તિના ટુકડા કરી નાખ્યા. હવે અરિનાશન દ્રોણે સારી પેઠે પાણી પાયેલાં બે ભલ્લ બાણો મૂકીને દ્રુપદ અને વિરાટરાજાને મૃત્યુ પાસે વિદાય કરી દીધા. આ રીતે વિરાટ, દ્રુપદ, કૈકેયો, ચેદિ, મત્સ્યો, પાંચાલો તથા દ્રુપદના ત્રણ વીર પૌત્રો જ્યારે માર્યા ગયા, ત્યારે દ્રોણાચાર્યના તે ઘાતકી કર્મને જોઈને ઉદાર મનના મહારથી ધૃષ્ટદ્યુમ્નને ઘણું દુઃખ થયું. તેને રૂંવે રૂંવે ક્રોધ વ્યાપી ગયો.

તેણે સર્વ મહારથીઓના મધ્યમાં શપથ લીધા કે, 'આજના યુદ્ધમાં દ્રોણાચાર્ય જો મારા હાથમાંથી જીવતો જાય અથવા જો મારો પરાભવ કરી જાય, તો મારા યાગ-હોમાદિ તથા બંધાવેલાં વાવકૂવાદિ નાશ પામજો. ત્યારે દ્રુપદરાજના કુળમાં જન્મીને મેળવેલા મારા ક્ષાત્રભાવથી તથા બ્રાહ્મણસ્વરૂપ અગ્નિથી જન્મીને પ્રાપ્ત કરેલા મારા બ્રાહ્મણભાવથી પણ હું ભ્રષ્ટ થાઉં.'[૪૨-૪૬] આ પ્રમાણે તે સર્વ ધનુર્ધરોના મધ્યમાં પ્રતિજ્ઞા કરીને શત્રુવીરોનો સંહાર કરનાર ધૃષ્ટદ્યુમ્ન સૈન્યને સાથે લઈ દ્રોણાચાર્ય તરફ આવી પહોંચ્યો.[૪૭] તે વેળા જ્યારે એક બાજુથી પાંડવોની સાથે રહીને પાંચાલ યોદ્ધાઓ દ્રોણાચાર્યને પ્રહાર કરી રહ્યા હતા, ત્યારે બીજી તરફથી દુર્યોધન, કર્ણ, સુબલપુત્ર શકુનિ તથા મુખ્ય મુખ્ય કૌરવભાઈઓ દ્રોણાચાર્યનું રક્ષણ કરી રહ્યા હતા. તે સર્વ મહારથીઓ દ્રોણાચાર્યની એટલી બધી રક્ષા કરતા હતા કે પાંચાલયોદ્ધાઓ યત્ન કરતા છતાં દ્રોણાચાર્ય સામે જોઈ શકતા પણ ન હતા. હે રાજા! તે સમયે પુરુષશ્રેષ્ઠ ભીમસેન ધૃષ્ટદ્યુમ્નના પર ક્રોધે ભરાઈ ગયો અને ઉગ્ર વાણીથી તેને વીંધવા લાગ્યો.

ભીમસેન બોલ્યો : દ્રુપદરાજના કુળમાં જન્મેલો અને સર્વ જાતિનાં અસ્ત્રોમાં અતિશય કુશળ તારા સરખો બીજો કયો ક્ષત્રિયજાતિના માનવાળો પુરુષ પોતાની સામે ઊભેલા શત્રુને આમ જોઈ રહે? પોતાના પિતાનો નાશ થયો, પુત્રો પણ માર્યા ગયા; છતાં તારા સરખો બીજો કયો ક્ષત્રિય પોતાના શત્રુને સહન કરે? વિશેષમાં વળી તેં તો રાજાઓની સભામાં શપથ પણ લઈ લીધા છે, તો હવે ક્યાં સુધી શત્રુને આગળ વધે જવા દેવો છે? એને, પ્રજ્વલિત અગ્નિની પેઠે પોતાના તેજથી બળી રહેલો અને બાણો તથા ધનુષ્યરૂપ ઇંધણાંવાળો આ દ્રોણાચાર્ય ક્ષત્રિયોને બાળી રહ્યો છે. પાંડવોની આ સમગ્ર સેનાનો તે વિનાશ ન કરી નાખે તે પહેલાં જ તમે બધા ઊભા ઊભા મારું પરાક્રમ જ જોયા કરો. હું હવે દ્રોણાચાર્યની સામે જ જાઉં છું.' આમ કહીને ક્રોધાયમાન થયેલો તે ભીમસેન દ્રોણાચાર્યના સૈન્યમાં દાખલ થયો.[૪૮-૫૫] તેણે ધનુષ્યને કાન સુધી સંપૂર્ણ ખેંચીને બાણો છોડ્યાં અને તમારી સેનાને નસાડી મૂકી. પાછળથી પાંચાલવંશી ધૃષ્ટદ્યુમ્ન પણ તમારી મહાસેનામાં પેઠો.[૫૬] તે દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરવા જઈ પહોંચ્યો એટલે તુરત મહાતુમુલ યુદ્ધ થવા લાગ્યું. તેવું યુદ્ધ અમે કદી જોયું નથી કે સાંભળ્યુંયે નથી. હે રાજન્! સૂર્યોદય સમયના આકાશની પેઠે તે સર્વ રણપ્રદેશ લાલ લાલ થઈ રહ્યો હતો. હે રાજા! જ્યાં ત્યાં રથોનાં ટોળેટોળાં અન્યોન્ય સામે ભરાયાં હતાં અને મનુષ્યોનાં નિર્જીવ થયેલાં શરીરો આડાંઅવળાં રડવડતાં હતાં. યુદ્ધ કરતા કેટલાએક યોદ્ધાઓ પોતે ધારેલાં કોઈ બીજે સ્થળે જતાં હતાં. તેવામાં રસ્તામાં જ બીજાઓ તેઓની સામે ધસી જતા હતા.[૫૭-૫૮] કેટલાએક રણમાંથી નાસી જતા હતા, ત્યારે બીજા તેમના શત્રુઓ પાછળથી તથા આજુબાજુથી તેમને પ્રહાર કરતા હતા. આ રીતે માંહોમાંહે તે યુદ્ધ જ્યારે અતિદારુણ થઈ રહ્યું હતું, ત્યારે રાત્રિ તથા દિવસની સંધિમાં આવેલો સૂર્ય એક ક્ષણવારમાં પૂરેપૂરો ઊગી નીકળ્યો.[૬૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણવધપર્વમાં 'સંકુલયુદ્ધ' નામનો અધ્યાય ૧૮૬ મો સમાપ્ત

## अध्याय १८७मो

### નકુલનું યુદ્ધ

॥ संजय उवाच ॥

तं तथैव महाराज दंशिता रणमूर्धनि ।
संध्यागतं सहस्रांशुमादित्यमुपतस्थिरे ॥ १ ॥

સંજય બોલ્યો : આમ હે મહારાજ! તે સર્વ યોદ્ધાઓ બખ્તરો પહેરીને રણને મોખરે ઊભા

રહ્યા અને હજારો કિરણોને ફેલાવીને ઉદય પામેલા સૂર્યનું ઉપસ્થાન કરવા લાગ્યા.[૧] હજારો કિરણો-વાળો તથા તપાવેલા સુવર્ણ સમાન પ્રભાવાળો સૂર્ય જ્યારે સંપૂર્ણ ઉદય પામ્યો તથા લોકમાં પ્રકાશ પ્રકાશ થઈ રહ્યો, ત્યારે પુન: યુદ્ધનો આરંભ થયો.[૨] હે ભારત! સૂર્યોદયની પહેલાં રાત્રિને સમયે જે બબ્બે યોદ્ધાઓ સામસામા ભેટ્યા હતા, તેના તે જ યોદ્ધાઓ સૂર્યોદય થયા પછી પણ સામસામા ભેટ્યા.[૩] રથીઓની સાથે ઘોડેસવારો, ઘોડેસવારોની સાથે હાથીસવારો, પદાતિઓની સાથે હાથીસવારો, ઘોડેસવારોની સાથે ઘોડેસવારો તથા પાળાઓ ની સાથે પાળાઓ યુદ્ધ કરવા ભેટ્યા.[૪] તેમ જ હે ભરતશ્રેષ્ઠ! રથીઓની સામે રથીઓ તથા હાથી સવારોની સામે હાથીસવારો યુદ્ધ કરવા મચી પડ્યા અને કેટલાએક યોદ્ધાઓ તો અંદરઅંદર-થી છૂટા પડી જઈને તથા મિશ્ર થઈજઈને રણમાં ઘૂમવા લાગ્યા.[૫] તેઓ બધાએ રાત્રિમાં સારી રીતે યુદ્ધ કર્યું હતું, તેથી દિવસે સૂર્યના તાપથી તેઓ થાકી ગયા હતા અને ક્ષુધા—તૃષાથી વ્યાપ્ત થઈ બેભાન જેવા થઈ ગયા હતા.[૬] રણના આરંભમાં શંખ, ભેરી, મૃદંગ આદિ વાદિત્રોનો, ગર્જનાઓ કરતા હાથીઓનો તથા ખેંચીખેંચીને ટંકાર કરતાં ધનુષ્યોનો મહાન શબ્દ થવા લાગ્યો અને તે છેક આકાશમાં અથડાયો હતો. ઠેકઠેકાણે ઘોડાઓ હણહણવા લાગ્યા, રથો આમતેમ ઘૂમવા લાગ્યા અને હાથીઓ મોટી મોટી ગર્જનાઓ કરી બરાડા પાડવા લાગ્યા; તેથી ત્યાં મહાન તુમુલ ઘોંઘાટ થઈ રહ્યો.[૭-૯] તે તુમુલ શબ્દ વધી વધીને ઠેઠ આકાશમાં પહોંચી ગાજવા લાગ્યો. વળી અનેક જાતનાં આયુધોથી કપાઈ જઈ તરફડિયાં મારતા અનેક યોદ્ધાઓનો મહાઆતુર શબ્દ રણભૂમિ પર સંભળાતો હતો; તેથી તે સમયે ત્યાં અતિ કરુણાજનક દેખાવ થઈ રહ્યો હતો.

પછી તે સર્વ સૈન્યો અનેક રીતે જ્યારે સેળભેળ થઈ ગયાં, ત્યારે રણમાં પડતા અને પાડવામાં આવતા પદાતિઓ, ઘોડાઓ, રથો તથા હાથીઓના મધ્યમાં ઘૂમી રહેલા કૌરવયોદ્ધાઓ પોતાના જ પક્ષના યોદ્ધાઓને મારી નાખવા લાગ્યા. વળી પાંડવયોદ્ધાઓ પણ પોતાના જ પક્ષના યોદ્ધા-ઓનો નાશ કરવા લાગ્યા. પાંડવોના મધ્યમાં ઘૂમી રહેલા પોતાના જ યોદ્ધાઓને કૌરવો મારવા લાગ્યા અને કૌરવોનાં મધ્યમાં ઘૂમી રહેલા પોતાના જ યોદ્ધાઓને પાંડવો મારવા લાગ્યા.[૧૦-૧૨] વીરપુરુષોના બાહુઓમાં ફરી રહેલી તલવારો જ્યારે યોદ્ધાઓ તથા હાથીઓ પર પડતી હતી, ત્યારે તે વસ્ત્રો ધોવાના ઘાટ પર પડેલા વસ્ત્રોના મોટા ઢગોના જેવી દેખાતી હતી.[૧૩] તે ઉગામેલી તલ-વારો વીર પુરુષોના બાહુઓની ઘૂમાઘૂમીથી સામસામી અફળાઈને જ્યારે ભાંગીતૂટી જતી હતી, ત્યારે પણ ધોતી વખતે ઘાટ પર પછાડ-વામાં આવેલાં વસ્ત્રોના સરખો જ શબ્દ થઈ રહ્યો હતો.[૧૪] એકધારી તલવારો, ખડ્ગો, તોમરો, અને ફરશીઓ આદિ શસ્ત્રો લઈ લઈને સર્વ સૈનિકો હાથોહાથનું યુદ્ધ કરી રહ્યા હતા; તેથી અન્યોન્યની કાપાકાપીમાં મહાદારુણ દેખાવ થઈ રહ્યો હતો.[૧૫] જોતજોતામાં તે વીર પુરુષોએ પરલોક તરફ ગમન કરનારી એક ઘોર નદી ત્યાં ચાલુ કરી દીધી. એ નદી હાથીઓ, ઘોડાઓ અને મનુષ્યોનાં શરીરોમાંથી નીકળી હતી, તેમાં અનેક મૃતશરીરો વહેતાં હતાં, તે શસ્ત્રોરૂપ માછલાંથી ભરપૂર હતી, તેમાં માંસ અને લોહીનો કાદવ જામ્યો હતો, દુ:ખના પોકારોરૂપ તેનો ગર્જનારવ થતો હતો અને પતાકાઓ તથા શસ્ત્રોરૂપ તેમાં ફીણ આવી રહ્યાં હતાં.[૧૬,૧૭] વળી બાણો તથા શક્તિઓના પ્રહારોથી દુ:ખી દુ:ખી થઈ ગયેલા તથા આગલી રાત્રિમાં થયેલા

ગભરાટને લીધે બેભાન જેવા થઈ ગયેલા ઘણા જ દીનમુખા હાથીઓ તથા ઘોડાઓ પોતાના સર્વ અંગોને સંકોચી રણમાં ઊભા હતા. સર્વ રણપ્રદેશમા પણ જ્યાં જોઈએ ત્યાં કપાયેલા બાહુઓ, તરેહતરેહનાં કવચો, સુંદર કુંડળોને ધારણ કરી રહેલાં મસ્તકો તથા બીજાં કેટલાંએક યુદ્ધ કરવાના સાધનો દૃષ્ટિએ પડતાં હતાં [૧૮,૧૯] આખું રણક્ષેત્ર માંસાહારી ભૂતગણોથી તથા મરણ પામેલા અને અર્ધમૂઆ થયેલા યોદ્ધાઓથી ભરાઈ ગયું હતું, તેથી ત્યા રથોને ચાલવાનો માર્ગ પણ રહ્યો ન હતો [૨૦] રથોનાં પૈડાં માંસ તથા રુધિરના જામેલા કીચડમા ખૂચી જતાં હતા, તેથી કુળવાન, સત્ત્વવાન, બળવાન અને મોટા હાથીઓ સરખા ઘોડાઓ બાણોના પ્રહારથી થતી વેદનાના થરથરાટને લીધે તથા પૂર્વરાત્રિના થાકને લીધે ઘણું જોસ કરીને માંડ માડ રથોને ખેંચી જતા હતા હે ભારત ! તે સમયે માત્ર દ્રોણાચાર્ય અને અર્જુન સિવાય સર્વ સૈન્ય વિહ્વળ ભ્રમિત, ભયભીત તથા આતુર થઈ ગયુ હતુ કેવળ તે બન્ને જણા જ પોતાના દુ ખી યોદ્ધાઓના દુ ખનુ તથા ભયનું વારણ કરનારા અને આશ્રયભૂત હતા છતાં શત્રુપક્ષના યોદ્ધાઓ તો એ જ બન્ને વીરોનો ભેટો કરી યમલોક ભણી જ જતા હતા એક તરફથી કૌરવોનું સર્વ મહાસૈન્ય ત્રાસ પામી ગયુ હતુ, ત્યારે બીજી તરફથી અંદર અંદર ભેળભેળ થયેલુ પાંચાલોનુ સૈન્ય ગભરાટમા આવી પડ્યુ હતુ. એ સમયે કોઈને કઈ પણ ખબર પડતી ન હતી સર્વ પ્રદેશ કાળના ક્રીડાસ્થળ સમાન ભાસતો હતો અને તે ભીરુઓને ભય વધારનો હતો [૨૧-૨૫] આમ પૃથ્વીના રાજનગીઓનો તે મહા ક્ષય મંડાયો હતો, ત્યારે અમે કર્ણને, દ્રોણાચાર્યને, યુધિષ્ઠિરને, ભીમસેનને, નકુળને, સહદેવને, ધૃષ્ટદ્યુમ્નને, સાત્યકિને, દુ શાસનને, અશ્વત્થામાને, દુર્યોધનને શકુનિને, કૃપાચાર્યને, મદ્રરાજ શલ્યને, કૃતવર્માને કે બીજા કોઈ યોદ્ધાઓને જોઈ શકતા ન હતા. ત્યારે પૃથ્વી કે દિશાઓ એમાંનું કંઈ જ દેખાતું ન હતુ અરે ! ઓ રાજન્ ! ત્યારે હુ મને પોતાને પણ દેખી શકતો ન હતો, કારણ કે સૈન્યે ઉડાડેલી રજથી સર્વ કંઈ ઢંકાઈ ગયું હતું અને ત્યાં ભ્રાંતિ ઉપજાવે તેવો તુમુલ તથા ઘોર રજરૂપ મેઘ ચઢી આવ્યો હતો ત્યા જાણે બીજી રાત્રિ જ થઈ હોય, તેમ સર્વ કોઈ માનવા લાગ્યા હતા કૌરવો, પાંચાલો કે પાંડવો દૃષ્ટિએ પડતા ન હતા, એટલુ જ નહિ પણ દિશાઓ, આકાશ, પૃથ્વી, ઊંચુ, નીચુ, સપાટ વગેરે કંઈ પણ જોવામા આવતુ ન હતું માત્ર ત્યારે વિજયેચ્છુ પુરુષો હાથોહાથનો સ્પર્શ કરીને જ પોતાના અથવા પારકા યોદ્ધાઓને યુદ્ધમા મારી રહ્યા હતા. પછી તે ધૂળ જ્યારે ખૂબ ઊંચે ઊડી ગઈ અને સર્વ સ્થળે લોહીનો છટકાવ તથા પવનની સુસવાટી વધી પડી, ત્યારે જ તે ઊડેલી રજ શાંત પડી હવે લોહીલુહાણ થઈ રહેલા હાથીઓ, ઘોડાઓ, યોદ્ધાઓ, રથો અને પાળાઓ કલ્પવૃક્ષોના વનોની પેઠે ત્યા શોભવા લાગ્યા ત્યાં દુર્યોધન, કર્ણ, દ્રોણાચાર્ય તથા દુ શાસન આ ચાર મહારથીઓ પાંડવપક્ષના ચાર મહા રથીઓ સામે યુદ્ધ કરવા લાગ્યા આમ દુર્યોધન અને દુ શાસન, એ બન્ને નકુલ તથા સહદેવ એ બન્ને ભાઈઓ સાથે લડવા લાગ્યા [૨૬-૩૪] ત્યાં રાધાપુત્ર કર્ણ ભીમસેન સામે લડવા લાગ્યો અને દ્રોણાચાર્ય અર્જુન સામે લડવા લાગ્યા તેમના એ ઘોર તથા મહાઆશ્ચર્યજનક દ્વંદ્વ યુદ્ધોને સર્વ યોદ્ધાઓ ચોતરફથી જોઈ રહ્યા હતા ત્યા ઊભેલા સર્વ રથીયોદ્ધા રથીઓમાં શ્રેષ્ઠ એવા તે ઉગ્ર યોદ્ધાઓના અમાનુષી યુદ્ધને જો

રહ્યા હતા. જાતજાતનું યુદ્ધ કરી જાણનારા તે વીરો તે તે વિચિત્ર રથમાર્ગોમાં ઘૂમી રહ્યા હતા; તેથી તેમનું યુદ્ધ પણ તરેહતરેહની રથગતિથી યુક્ત હોઈને ઘણું વિચિત્ર જણાતું હતું. તેઓ પરસ્પરને જીતવાની ઇચ્છાથી પરાક્રમપૂર્વક યત્ન કરતા હતા અને વર્ષાઋતુના મેઘોની પેઠે બાણોની વૃષ્ટિ કરીને અન્યોન્યને ઢાંકી દેતા હતા. તે નરવરો સૂર્ય સરખા દેદીપ્યમાન રથોમાં બેઠા હતા, તેથી તેઓ વીજળીના ઝબકારાવાળા શરદઋતુના મેઘો સરખા શોભતા હતા. હે મહારાજ! ક્રોધ અને અમર્ષમાં આવી ગયેલા તે યોદ્ધાઓ અન્યોન્યની ચડસાચડસી કરતા હતા અને મોટાં ધનુષ્યો હાથમાં લઈ ને તેઓ યત્નપૂર્વક સામસામા આવી ગયા હતા! આથી તેઓ જાણે મદમત્ત હાથીઓ હોય અથવા મોટા સાંઢ હોય તેવા જણાતા હતા.[૩૫–૪૧]

હે રાજન્! ખરેખર, જ્યાં સુધી કાળ ન આવ્યો હોય ત્યાં સુધી કોઈનાં શરીર પડતાં નથી. એ કારણથી જ તે સર્વ મહારથીઓ એકીસાથે કપાઈ મરતા ન હતા.[૪૨] છતાં તે આખું રણક્ષેત્ર બાહુઓથી, ચરણોથી, કપાયેલાં કુંડળધારી મસ્તકોથી, ધનુષ્યોથી, બાણોથી, ભાલાઓથી, ફરશીઓથી અને પટ્ટિશોથી ભરાઈ ગયું હતું. વળી તે બંદૂકોથી, ક્ષુરપ્રોથી, નારાચોથી, વાઘનખોથી, શક્તિઓથી, તોમરોથી અને બીજાં કેટલાંએક વિવિધ જાતનાં પાણી પાયેલાં ઉત્તમ હથિયારોથી વ્યાપી ગયું હતું. ત્યાં વિચિત્ર તરેહતરેહનાં આકારનાં કવચો, ભાંગી પડેલા વિચિત્ર રથો તેમ જ મરણ પામેલા હાથીઓ તથા ઘોડાઓ ઉભરાઈ રહ્યા હતા. તેમાં પર્વત સરખા રથો, યોદ્ધાઓ તથા ધ્વજાઓ નાશ પામવાથી ખાલી પડ્યા હતા અને સવાર વિનાના થયેલા તથા અત્યંત ત્રાસ પામેલા ઘોડાઓ તેમને આમતેમ તાણી જતા હતા. વળી એ રણભૂમિ હણાઈ ગયેલા વીરોવાળા પવનવેગી તથા અલંકૃત ઘોડાઓથી, પાડી નાખવામાં આવેલા પંખાઓથી, કવચોથી, ધ્વજાઓથી, છત્રોથી, અલંકારોથી, વસ્ત્રોથી, સુગંધીથી, પુષ્પમાળાઓથી, હારોથી, મુકુટોથી, પાઘડીઓથી, ઘૂઘરીઓથી, છાતી પર ધારણ કરવાની મણિમય કંઠીઓથી અને શિરપેચોથી ભરાઈ ગયું હતું. આમ ભરાઈ ગયેલું તે રણક્ષેત્ર જાણે તારાગણોથી ભરાઈ ગયેલું આકાશ હોય તેમ દેખાતું હતું.[૪૩–૪૯] તે પછી દુર્યોધન અને નકુલની ભેટંભેટા થઈ. તેઓ બન્ને યોદ્ધાઓ ક્રોધ અને અમર્ષમાં આવી ગયા હતા.[૫૦] હે મહારાજ! હર્ષમાં આવી ગયેલા માદ્રીના પુત્રે સેંકડો બાણો મૂકીને તમારા પુત્રને ડાબી તરફ લાવી મૂક્યો, એટલે ત્યાં ઊભેલાં સૈન્યોમાં મોટો કોલાહલ થઈ રહ્યો.[૫૧] આમ પોતાના કાકાના છોકરાએ પોતાને યુદ્ધમાં ડાબી તરફ કરી મૂક્યો, તે દુર્યોધનથી સહન થયું નહિ. તેથી હે મહારાજ! તમારો પુત્ર પણ ક્રોધમાં આવી જઈને તે નકુલને પણ ડાબી તરફ મૂકવાને શીઘ્ર ઉપાયો કરવા લાગ્યો; પરંતુ જાતજાતની યુદ્ધની રીતિઓને જાણનારો તેજસ્વી નકુલ પોતાને ડાબી તરફ લઈ જવા ઉપાય કરી રહેલા તમારા પુત્રને બાણો મૂકીમૂકીને સર્વ તરફથી અટકાવવા લાગ્યો તથા પીડવા લાગ્યો. થોડો સમય જતાં તો નકુલે દુર્યોધનને રણમાંથી હાંકી જ કાઢ્યો. તે જોઈ સર્વ સૈન્યો નકુલનાં વખાણ કરવા લાગ્યાં. એ વેળા પોતાનાં સર્વ દુઃખોનું સ્મરણ કરી નકુલે તમારા પુત્રને કહ્યું કે, 'અલ્યા ઓ દુર્યોધન! ઊભો રહે, ઊભો રહે, નાસે છે ક્યાં?' હે રાજા! ખરું જોતાં તમારા દુષ્ટ વિચારોને પરિણામે જ આ સમય આવી પહોંચ્યો છે.[૫૨–૫૫]

## अध्याय १८८मो

### મોટા મોટા યોદ્ધાઓની ભેટ

॥ संजय उवाच ॥

**ततो दुःशासनः क्रुद्धः सहदेवमुपाद्रवत् ।**
**रथवेगेन तीव्रेण कंपयन्निव मेदिनीम् ॥ १ ॥**

સંજય બોલ્યો : તે પછી ક્રોધે ભરાયેલો દુઃશાસન રથના તીવ્ર વેગથી પૃથ્વીને કંપાવતો કંપાવતો સહદેવ સામે ધસ્યો.[1] એટલે તરત જ શત્રુકર્ષણ સહદેવે એક ભલ્લબાણ મૂક્યું અને તેના સારથિના મસ્તકને ઉપરના ટોપની સાથે છેદી નાખ્યું.[2] એ વેળા સહદેવે એ કાર્ય એટલી બધી ઝડપથી કર્યું હતું કે, દુઃશાસન અથવા કોઈ સૈનિકને પણ તે સારથિના શિરચ્છેદની ખબર પડી નહિ.[3] પરંતુ જ્યારે છૂટી લગામવાળા ઘોડાઓ પોતાને ફાવે તેમ જવા લાગ્યા, ત્યારે દુઃશાસનને જાણ્યું કે, સારથિ મરણ પામ્યો છે. હવે દુઃશાસને પોતે જ ઘોડાઓની લગામ હાથમાં લીધી અને અશ્વશિક્ષામાં કુશળ એવો તે મહારથી ઝપાટાબંધ સુંદર તથા અદ્દભુત યુદ્ધ કરવા લાગ્યો.[4,5] ત્યારે સ્વપક્ષના યોદ્ધાઓ તથા શત્રુઓ સુદ્ધાં દુઃશાસનના તે કર્મનાં વખાણ કરવા લાગ્યા; કારણ કે સારથિ મરણ પામ્યો હતો, છતાં તે નિર્ભયની પેઠે રથમાં બેસીને રણમાં ઘૂમતો હતો.[6] પેલી તરફથી સહદેવ તો તીક્ષ્ણ બાણો મૂકીમૂકીને દુઃશાસનના ઘોડાઓને છાઈ જ દેતો હતો; એટલે બાણોથી પીડાયેલા તે ઘોડાઓ ઉતાવળા ચોતરફ નાસવા લાગ્યા.[7] આથી દુઃશાસને ધનુષ્યને પડતું મૂક્યું અને ઘોડાઓની લગામ હાથમાં લીધી. આમ વારંવાર ધનુષ્ય લઈને પરાક્રમ કરતો તથા પુનઃ ધનુષ્ય છોડી દઈ ઘોડાઓની લગામ હાથમાં પકડતો દુઃશાસન લડ્યે જતો હતો. તે વખતે માદ્રીપુત્ર સહદેવ સમયનો લાભ લઈને સંખ્યાબંધ બાણો મૂકતો હતો અને તેને ઢાંકી દઈ રહ્યો હતો. ત્યાં કર્ણ તમારા પુત્રનું રક્ષણ કરવાની ઇચ્છાથી આવી પહોંચ્યો. એટલે પેલી તરફથી ભીમસેન પણ ત્યાં આવી પહોંચ્યો. તેણે ધનુષ્યને કાન સુધી ખેંચીને ત્રણ બાણો મૂક્યાં અને કર્ણની છાતીમાં તથા બન્ને બાહુઓમાં પ્રહાર કરી ગર્જના કરી.[8-10] તે પ્રહારની સાથે જ કર્ણ માર મારેલા સર્પની પેઠે ભીમસેન તરફ ફર્યો અને તેને તીક્ષ્ણ બાણો મૂકીને અટકાવવા લાગ્યો.[11] હવે ભીમ તથા કર્ણનું તુમુલ યુદ્ધ થવા લાગ્યું. તે બન્ને મોટા આખલાની પેઠે ગર્જનાઓ કરતા હતા અને ડોળા ફાડીફાડીને એકમેકને જોઈ રહ્યા હતા.[12] જબરો ધસારો કરીને તેઓ ક્રોધપૂર્વક એકબીજા ઉપર તૂટી પડતા હતા. સામસામા બાઝેલા તે યુદ્ધકુશળ યોદ્ધાઓને જ્યારે બાણોની ખોટ પડી, ત્યારે તેમનું ગદાયુદ્ધ ચાલુ થયું. હે રાજન્! ત્યાં ભીમસેને ગદાનો પ્રહાર કરી કર્ણના રથ, ઊંટડા વગેરેના સેંકડો ટુકડા કરી નાખ્યા, તે એક આશ્ચર્ય જેવું બન્યું હતું. હવે વીર્યવાન રાધાપુત્રે ભીમસેનની ગદાનો નાશ કરી તેના રથ પર સામો ગદાનો પ્રહાર કર્યો અને ભીમસેનની ગદાને ભાંગી પણ નાખી. એટલે ભીમસેને પુનઃ વજનદાર એવી એક બીજી ગદા કર્ણ તરફ ફેંકી.[13-16] કર્ણે તે ગદાને પણ અનેક સુંદર પૂંખવાળાં પીછાં બાંધેલાં બાણો વડે પાછી ધકેલી દીધી, એટલે તે ગદા ભીમસેન તરફ પાછી ફરી.[17] મંત્રોથી હણાયેલી જાણે નાગણ હોય તેમ કર્ણનાં બાણોથી ધકેલાયેલી તે ગદા ભીમસેન તરફ ધસી, એટલે તેના પ્રહારથી ભીમસેનનો મહાન ધ્વજ કડડડ કરતો પૃથ્વી પર આવી પડ્યો અને તેનો સારથિ મૂર્છાથી બેભાન થઈ ઢળી પડ્યો. પછી મહાબળવાન ભીમસેને ક્રોધપૂર્ણ થઈ કર્ણને આઠ બાણો માર્યાં. વળી હે ભારત! શત્રુવીરોનો નાશ કરનારા તે ભીમે બીજાં તીખાં

બાણો મૂક્યાં અને દસનો દોય નેવો ટોળ કરીને તેણે કર્ણના ધ્વજ, ધનુષ્યો તથા ભાથાના કકડા કરી નાખ્યા. ત્યાં હે ભારત ! કર્ણે પણ સોનેરી પીઠવાળું બીજું એક દુરાસદ ધનુષ્ય હાથમાં લીધું.[૧૮-૨૧] હવે રાધાનંદન કર્ણે રથની ધરી જેવડાં મોટાં બાણો ફેંકીને ભીમસેનના રીંછવર્ણા ઘોડાઓને તથા બન્ને પૃષ્ઠરક્ષકો સાથે સારથિને ઝડપથી મારી નાખ્યા.[૨૨] પોતાના રથનો એ રીતે વિનાશ થયો, એટલે સિંહ જેમ પર્વતના શિખર પર ચઢી જાય, તેમ રથરહિત થયેલો શત્રુદમન ભીમસેન નકુલના રથ પર ચઢી ગયો.[૨૩] આ બાજુ બીજી તરફ મહારથી દ્રોણાચાર્ય અને અર્જુન અદ્ભુત યુદ્ધ કરી રહ્યા હતા. હે રાજેંદ્ર ! ને બન્ને આચાર્ય-શિષ્ય યુદ્ધમાં અન્યોન્યના પર પ્રહાર કરી રહ્યા હતા. ઝડપથી બાણોનું સંધાન કરીને ઉતાવળા ઉતાવળા બાણોને ફેંકીને અને રથોને અનેક માર્ગોમાં ઘુમાવીને તે બન્ને જણા મનુષ્યોનાં નેત્રોને તથા મનને મોહિત કરી નાખતા હતા. હે ભરતશ્રેષ્ઠ! તે વેળા સર્વ યોદ્ધાઓ યુદ્ધ કરતા અટકી પડ્યા હતા અને તેઓ પૂર્વે કદી નહિ જોયેલું ગુરુ-શિષ્યનું એ યુદ્ધ નિહાળવા લાગ્યા.[૨૪-૨૬] તે બન્ને વીરો સેનાના મધ્યમાં જાતજાતના રથ-માર્ગો પ્રકટ કરતા હતા અને એકમેકને ડાબી બાજુ લાવવા મથતા હતા.[૨૭] સર્વ યોદ્ધાઓ અત્યંત આશ્ચર્યચકિત થઈને તેમનું પરાક્રમ જોઈ રહ્યા હતા હે મહારાજ! જેમ કોઈ એક માંસના ટુકડા માટે આકાશમાં બે બાજપક્ષીઓનું યુદ્ધ થાય, તેમ તે અર્જુન તથા દ્રોણાચાર્યનું મહાન યુદ્ધ થઈ રહ્યું હતું. અર્જુનનો પરાજય કરવા માટે દ્રોણાચાર્ય જે જે કર્મ કરી રહ્યા હતા, તેનો તેનો પાંડુપુત્ર અર્જુન તત્કાળ વિનાશ કરી નાખતો હતો. આમ યુદ્ધની એક જ અવસ્થામાં દ્રોણાચાર્ય જ્યારે અર્જુનથી વધી શક્યા નહિ, ત્યારે અસ્ત્ર-માર્ગોમાં કુશળ એવા તે આચાર્યે દિવ્ય અસ્ત્રો પ્રકટ કરવા માંડ્યાં. દ્રોણાચાર્યના ધનુષ્યમાંથી ઐંદ્ર, પાશુપત, ત્વાષ્ટ્ર, વાયવ્ય અને વારુણ આદિ જે જે અસ્ત્ર છૂટતું હતું, તેનો અર્જુન નાશ કર્યે જતો હતો. આ રીતે પાંડુપુત્ર અર્જુન તેમનાં સર્વ અસ્ત્રોનો વિધિપૂર્વક અસ્ત્રો મૂકીને નાશ કરવા લાગ્યો; ત્યારે દ્રોણગુરુ એથી પણ અધિક પરાક્રમ-વાળાં પરમ દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરી અર્જુનને છાઈ દેવા લાગ્યા. જય મેળવવાની ઇચ્છાથી દ્રોણા-ચાર્ય અર્જુન પર જે જે અસ્ત્રોનો પ્રયોગ કરતા હતા, તે અસ્ત્રનો વિઘાત કરવા માટે અર્જુન પણ સામો તે જ અસ્ત્ર પ્રકટ કરતો હતો. આમ અર્જુને પોતાનાં સર્વ દિવ્ય અસ્ત્રોનો વિધિસર નાશ કરવા માંડ્યો, ત્યારે આચાર્ય દ્રોણ મનમાં ને મનમાં જ અર્જુનની પ્રશંસા કરવા લાગ્યા. હે ભારત! તે શત્રુતાપન દ્રોણગુરુ ત્યાં સર્વ શસ્ત્રવેત્તાઓમાં અગ્રગણ્ય થયેલા તે શિષ્ય વડે પોતાને પૃથ્વીમાં સર્વોત્કૃષ્ટ માનવા લાગ્યા. અર્જુન સર્વ મહાત્મા વીરપુરુષોની વચ્ચે દ્રોણા-ચાર્યનું વારણ કરી રહ્યો હતો, છતાં પ્રયત્ન કરી રહેલા તે આચાર્ય મંદ મંદ હસીને પ્રીતિપૂર્વક અર્જુનને અટકાવવા લાગ્યા. તે વેળા હજારો દેવો, ગંધર્વો, ઋષિઓ અને ઘણા સિદ્ધોના સંઘો દ્રોણાચાર્ય અને અર્જુનના તે યુદ્ધને જોવાને આકાશમાં આવીને ઊભા રહ્યા હતા. ત્યારે અપ્સરાઓ, યક્ષો તથા ગંધર્વોથી ખીચોખીચ ભરાઈ ગયેલું આકાશ જાણે મેઘમંડળથી છવાઈ ગયું હોય તેવું શોભાયમાન લાગતું હતું. ત્યાં હે રાજા ! આકાશમાં દ્રોણાચાર્ય તથા અર્જુનની સ્તુતિરૂપ અંતર્હિત વાણીઓ વારંવાર સંભળાઈ રહી હતી. દરેક દિશાઓને જાજ્વલ્યમાન કરતાં તે દિવ્ય અસ્ત્રો જ્યારે સામસામાં છૂટી રહ્યાં હતાં, ત્યારે એકઠા મળેલા સિદ્ધો તથા ઋષિઓ

એકે અવાજે કહેતા હતા કે, 'ખરેખર! આ યુદ્ધને માનુષ, આસુર, રાક્ષસી, દૈવી કે ગાંધર્વી કહી શકાય તેમ નથી; પણ આ તો બ્રાહ્મયુદ્ધ જ ગણાય. આવું વિચિત્ર તથા આશ્ચર્યજનક યુદ્ધ આપણે કદી જોયું નથી કે સાંભળ્યું નથી. જુઓને, થોડીવારમાં દ્રોણાચાર્ય અર્જુન કરતાં વધી જાય છે અને થોડીવારમાં અર્જુન દ્રોણાચાર્ય કરતાં વધી જાય છે. આપણે પોતે જો આ બન્નેમાં અંતર જોઈ શકતા નથી, તો બીજો કોઈ સામાન્ય વર્ગનો પ્રાણી તો આમાં અંતર ક્યાંથી જોઈ શકે! જો કદાચ રુદ્રદેવ પોતે પોતાનાં બે સ્વરૂપો કરી આમ યુદ્ધ કરે, તો જ આ યુદ્ધની ઉપમા મળી શકે તેમ છે. બાકી અન્ય સ્થળે તો આ યુદ્ધ માટે ઉપમા જ નથી. આચાર્ય દ્રોણમાં એકલું જ્ઞાન જ રહ્યું છે, ત્યારે પાંડવ અર્જુનમાં જ્ઞાન તથા યોગ બન્ને રહ્યાં છે. વળી આચાર્યની અંદર એકલું શૌર્ય જ રહેલું છે, ત્યારે પાંડવ અર્જુનમાં શૌર્ય અને બળ બન્ને રહેલાં છે. આ બન્ને મહાધનુર્ધર યોદ્ધાઓને બીજા શત્રુઓ કદી પણ યુદ્ધમાં મારી શકે તેમ નથી. છતાં આ બન્ને કદાચ ધારે તો દેવો સહિત સર્વ જગતનો પણ સંહાર કરી નાખે તેમ છે.[૨૮–૪૬] આમ હે મહારાજ! પ્રકટ તથા અપ્રકટ રહેલાં સર્વ ભૂતો એ તે બન્ને પુરુષસિંહોને જોઈને કહ્યું. તેવામાં તો મહાબુદ્ધિમાન દ્રોણાચાર્યે બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું. આથી તે રણમાંનાં સર્વ ભૂતોને તથા આકાશમાં અંતર્હિત રહેલાં દિવ્ય ભૂતોને પણ સંતાપ સંતાપ થઈ રહ્યો.[૪૭,૪૮] તેથી પર્વતો, વનો તથા વૃક્ષો સહિત સમગ્ર પૃથ્વી કંપાયમાન થઈ રહી, વાયુ તીક્ષ્ણ વાવા લાગ્યો અને સાગરો ખળભળી ઊઠ્યા. જ્યારે તે મહાત્માએ બ્રહ્માસ્ત્રને ઉગામ્યું ત્યારે પાંડવકૌરવોની બન્ને સેનાઓમાં સર્વ પ્રાણીઓમાં મોટો ત્રાસ વર્તાઈ રહ્યો.[૪૯,૫૦] આમ છતાં હે રાજેંદ્ર! અર્જુન ગભરાયો નહિ. તેણે તો સામું બ્રહ્માસ્ત્ર જ પ્રકટ કરીને દ્રોણાચાર્યના અસ્ત્રનો નાશ કર્યો તેમ જ સર્વ શાંત કર્યું.[૫૧] આ પ્રમાણે જ્યારે તે બન્નેના યુદ્ધનો કોઈ રીતે પાર આવ્યો નહિ, ત્યારે ફરી સંકુલ યુદ્ધનો આરંભ થયો. તેથી તે યુદ્ધ એટલું બધું વ્યાકુળ થઈ ગયું કે, ત્યાં કંઈ જોવામાં પણ ન આવ્યું. આમ હે પૃથ્વીપતિ! દ્રોણાચાર્ય તથા અર્જુનનું તે તુમુલ યુદ્ધ ચાલુ થયું, ત્યારે આકાશ જાણે મેઘમંડળથી ઢંકાઈ ગયું હોય તેમ બાણજાળોથી ભરાઈ ગયું. તે સમયે કોઈ પણ આકાશચારી પ્રાણી ત્યાં આવ–જા કરતું ન હતું.[૫૨–૫૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણવધપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૮૮મો સમાપ્ત

## अध्याय १८९ मो

### સંકુલ યુદ્ધ

॥ संजय उवाच ॥

तस्मिंस्तथा वर्तमाने गजाश्वनरसंक्षये ।
दुःशासनो महाराज धृष्टद्युम्नमयोधयत् ॥ १ ॥

સંજય બોલ્યો : હે મહારાજ! જ્યારે હાથીઓ, ઘોડાઓ તથા મનુષ્યોનો એ રીતે ઘોર સંહાર ચાલી રહ્યો હતો, ત્યારે દુઃશાસન ધૃષ્ટદ્યુમ્ન સામે લડી રહ્યો હતો.[૧] ત્યાં સુવર્ણજડિત રથમાં બેઠેલો તે ધૃષ્ટદ્યુમ્ન પણ દુઃશાસનનાં બાણોથી અકળાઈ જઈને કોપી ઊઠ્યો અને તેણે તમારા પુત્રના ઘોડાઓને બાણો વડે ઢાંકી દીધા. હે મહારાજ! ધૃષ્ટદ્યુમ્નનાં બાણો વડે છુંદાઈ ગયેલો દુઃશાસનનો રથ એક ક્ષણવારમાં તો ધ્વજ અને સારથિ સહિત દેખાતો બંધ થયો.[૨,૩] હે રાજેંદ્ર! મહાત્મા ધૃષ્ટદ્યુમ્નની બાણજાળોથી દુઃશાસનને એટલી બધી પીડા થવા લાગી કે, તેનામાં તેની સામે ઊભા રહેવાને પણ શક્તિ રહી નહિ. આ પ્રમાણે ધૃષ્ટદ્યુમ્ને દુઃશાસનને બાણો મારી મારીને રણમાંથી

નસાડી મૂક્યો અને પછી પોતે હજારો બાણો ફેંકતો ફેંકતો દ્રોણાચાર્ય સામે જ યુદ્ધ કરવા ચાલ્યો ગયો.[૫] ત્યારે આગળ જતાં હાર્દિક્યવંશનો કૃતવર્મા તથા તેના ત્રણ ભાઈઓ તેની સામે ચઢી આવ્યા અને એ ધૃષ્ટદ્યુમ્નને આગળ જતો અટકાવવા લાગ્યા. એ વેળા પુરુષશ્રેષ્ઠ નકુલ તથા સહદેવ બળતા અગ્નિની પેઠે પ્રદીપ્ત થઈ દ્રોણાચાર્ય સામે જતા એ ધૃષ્ટદ્યુમ્નના પૃષ્ઠરક્ષક તરીકે પાછળ પાછળ જવા લાગ્યા.[૬,૭] હવે તે સર્વ મોટા મોટા મહારથીઓ (કૃતવર્મા, તેના ત્રણ ભાઈઓ, ધૃષ્ટદ્યુમ્ન નકુલ અને સહદેવ) રોષમાં આવીને, ધૈર્ય રાખીને અને મરણને આગળું કરીને સામસામા પ્રહાર કરવા મંડી પડ્યા.[૮] હે રાજન્! તે સર્વનો આત્મા શુદ્ધ હતો, તેમનુ વર્તન શુદ્ધ હતું અને સ્વર્ગમાં જવાનું રહેવા દઈને તેઓ પરસ્પર વિજયની ઇચ્છાથી ખરેખરું આર્યયુદ્ધ કરી રહ્યા હતા.[૯] હે રાજા! શુદ્ધ વંશમાં જન્મેલા તથા શુદ્ધ કર્મોને કરનારા તે વીરપુરુષો ઉત્તમ ગતિને પામવા માટે તે વેળા બરાબર ધર્મયુદ્ધથી જ લડી રહ્યા હતા.[૧૦] તે સાતે યોદ્ધાઓમાં કોઈ અધર્મિષ્ઠ ન હતો, તેમ તેમનુ યુદ્ધ પણ જરાય નિંદ્ય ન હતું. એ યુદ્ધમાં કર્ણી, નાલીક, ઝેર ચોપડેલું બસ્તિક, સૂચી, કપીશ કે વાંદરાનાં હાડકાંમાંથી બનેલું બાણ અથવા ગાય કે હાથીનાં હાડકાંમાંથી બનાવેલું બાણ, બે અણિયાળું, મલિન અણીવાળું અથવા વક્ર ગતિનું બાણ એક પણ વપરાતું ન હતું.[૧૧,૧૨] તે સર્વ યોદ્ધાઓએ શુદ્ધ અને સરળગામી શસ્ત્રો જ ધારણ કર્યાં હતાં અને તેઓ નીતિમય તથા શુદ્ધ યુદ્ધ કરીને ઉત્કૃષ્ટ લોક તથા કીર્તિને મેળવવાની ઇચ્છાથી જ લડી રહ્યા હતા. એ પ્રમાણે હે રાજા! તમારા પક્ષના ચાર યોદ્ધાઓનું પાંડવપક્ષના ત્રણ યોદ્ધાઓ સાથેનું તે તુમુલ યુદ્ધ સર્વ જાતના દોષોથી રહિત હતું.

પછી હે રાજન્! કૃતવર્મા આદિ તમારા તે ચારે મહારથીઓને નકુલ તથા સહદેવે અટકાવી દીધા, એટલે તે જોઈને ઝડપથી અસ્ત્રો મૂકનારો ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્ય સામે ધસી ગયો.[૧૩-૧૫] આમ સિંહ જેવા નકુલ અને સહદેવે જ્યારે એ ચારેય વીરોને અટકાવી દીધા, ત્યારે બે પર્વતો પર જેમ વાયુઓ તૂટી પડે, તેમ તે ચારેય જણા એ બન્નેના પર તૂટી જ પડ્યા.[૧૬] આથી રથીશ્રેષ્ઠ નકુલ તથા સહદેવ તેમનામાંના બબ્બે મહારથીઓ સામે યુદ્ધ કરવા લાગ્યા, એટલે તુરત જ ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્ય સામે વળ્યો. હવે હે મહારાજ! આથી યુદ્ધદુર્મદ ધૃષ્ટદ્યુમ્નને દ્રોણાચાર્ય સામે ધસી જતો જોઈને તેમ જ પોતાના ચાર મહારથીઓ નકુલ તથા સહદેવ સામા લડવામાં રોકાયા છે તે બધું જોઈને, દુર્યોધન રુધિરનું પાન કરનારાં બાણો ફેંકતો ફેંકતો ધૃષ્ટદ્યુમ્નના માર્ગ વચ્ચે ધસી ગયો, પણ ત્યાં તો સાત્યકિ તુરત ચઢી આવ્યો.[૧૭-૧૮] આમ તે બન્ને કુરુ તથા માધવવંશના પુરુષવ્યાઘ્રો નિર્ભય થઈને પરસ્પર સમીપમાં આવી ગયા અને હસતા હસતા યુદ્ધ માટે ભેટ્યા.[૨૦] એ વેળા તે બન્ને પોતાની બાલ્યાવસ્થાનાં ચરિત્રોનો વિચાર કરીને પ્રસન્ન થઈ રહ્યા હતા અને વારવાર મુખ મલકાવીને એકબીજા સામે જોતા હતા.[૨૧] પછી દુર્યોધનરાજા પોતાના પ્રિય મિત્ર સાત્યકિને પોતાના વર્તનથી નિંદા કરતો કરતો કહેવા લાગ્યો:[૨૨] 'હે મિત્ર! ક્રોધ, લોભ, મોહ, અમર્ષ, ક્ષાત્રધર્મ તથા ઔરસબળને ધિક્કાર હજો[૨૩] આથી જ હે શિનિપુંગવ! તું મારી સામે યુદ્ધ કરવા ખડો થયો છે અને હું તારી સામે યુદ્ધ કરવા ખડો થયો છું. છતાં તું મને મારા પ્રાણો કરતાંયે અધિક પ્રિય છે. એટલું જ નહિ પણ મારી માલિકીના જે જે ભોગો છે તે અને હું પોતે પણ સદાને માટે

તારા છીએ.[24] આપણા ભૂતકાળમાં જે જે બાળચરિત્રો થયાં છે, તે તે બધાં આ સમયે મને સાંભરી આવે છે. પણ હાય! આ રણાંગણમાં સામસામા આવતાં આપણાં તે સર્વ બાળચરિત્રો ખરી ગયાં છે.[25] હે સાત્વત! ક્રોધ અને લોભથી બીજું શું ફળ આવે? તેના ફળરૂપે આજ આપણી વચ્ચે આ યુદ્ધ ઉપસ્થિત થયું છે.' દુર્યોધને રણભૂમિ પર આ રીતે કહ્યું, ત્યારે પરમ અસ્ત્રોને જાણનારો સાત્યકિ તીક્ષ્ણ બાણો ઉગામીને હસતો હસતો બોલ્યો: 'હે રાજપુત્ર! આ કંઈ રાજસભા નથી અથવા આચાર્યનું ઘર નથી કે, ત્યાં એકઠા મળીને આપણે તે સમયના જેવી રમતગમતો કરી શકીએ!'

દુર્યોધન બોલ્યો: હે શિનિપુંગવ! આપણી બાલ્યાવસ્થાની તે રમતગમત ક્યાં ચાલી ગઈ અને આ યુદ્ધ વળી ક્યાંથી ઉપસ્થિત થયું? આ બધો વિચાર કરતાં જણાય છે કે, કાળની ગતિ અકળ છે. અરેરે! ધન મેળવીને અથવા ધન મેળવવાની ઇચ્છા કરીને આપણે શું કરવાનું છે? કેમ કે અહીં એકઠા મળેલા આપણે બધા કેવળ ધનના લોભથી જ લડી રહ્યા છીએ!

સંજય બોલ્યો: રાજા દુર્યોધન જ્યારે આ પ્રમાણે કહી રહ્યો હતો, ત્યારે સાત્યકિ પુનઃ કહેવા લાગ્યો કે,[26-30] 'ક્ષત્રિયોનો આચાર સદાકાળ આવો જ હોય છે. પ્રસંગ આવતાં તે ગુરુઓ સામે પણ લડે છે. માટે હે રાજા! હું તને જો ખરેખરો પ્રિય હોઉં તો તું મને મારી નાખ. લે, વિલંબ ન કર. એટલે હે ભરતશ્રેષ્ઠ! તારે લીધે હું પુણ્યવંતોના દિવ્ય લોકમાં જાઉં. તારામાં જેટલી શક્તિ અને જેટલું બળ હોય, તેને તુરત મારા પર આજ દેખાડી દે.[31,32] મિત્રો પર આવનારા મહાન સંકટને જોવાની મારી ઇચ્છા નથી.' આ પ્રમાણે ખુલ્લેખુલ્લું કહીને સાત્યકિએ ઉત્તર આપ્યો અને અવ્યગ્ર થઈને તે તત્કાળ દુર્યોધન સામે આવી ખડો થયો. તેણે પોતાના પર જરાયે દયા કરી નહિ, ત્યારે તમારા પુત્રે પણ પોતાની સામે આવેલા તે મહાબાહુને યુદ્ધ માટે સ્વીકારી લીધો.[33,34] હે રાજન્! તમારા પુત્રે બાણો મૂકીને તે સાત્યકિને વધાવી લીધો. હવે ક્રોધાયમાન થયેલા હાથી અને સિંહનું જેવું ઘોર યુદ્ધ થાય છે, તેવું જ કુરુ તથા માધવવંશમાં સિંહ સમાન તે બન્નેનું ઘોર યુદ્ધ ચાલુ થયું. કોપેલા દુર્યોધને ધનુષ્યને કાન સુધી લાંબું ખેંચીને દશ બાણો છોડ્યાં અને યુદ્ધદુર્મદ સાત્યકિને વીંધી નાખ્યો, એટલે સાત્યકિએ પણ બાણો વડે તેને સામો વીંધી નાખી બીજાં કેટલાંએક બાણોથી છાઈ દીધો. એટલું જ નહિ પણ તેણે પુનઃ પચાસ બાણો મારીને દુર્યોધનને બીજાં ચાળીસ બાણોનો માર માર્યો. હે રાજા! રણમાં સાત્યકિનો આવો ઝપાટો જોઈને તમારો પુત્ર ખડખડાટ હસ્યો અને ધનુષ્યને કાન સુધી ખેંચી છોડવામાં આવેલાં તીક્ષ્ણ ત્રીસ બાણો મારી તેણે તેને વીંધી નાખ્યો. વળી તેણે ક્ષુરપ્રબાણ મૂકી તેના ધનુષ્યના બે કકડા કરી નાખ્યા.[35-39] ત્યાં ઝડપી હાથવાળા તે સાત્યકિએ તુરત બીજું દૃઢ ધનુષ્ય હાથમાં લીધું અને તમારા પુત્ર પર બાણો છોડવા માંડ્યાં.[40] પોતાનો વિનાશ કરવાની ઇચ્છાથી આમ એકાએક પડતી તે બાણપંક્તિને રાજા દુર્યોધને કટકેકટકા કરી નાખી. આ જોઈ મનુષ્યો કોલાહલ મચાવી રહ્યા.[41] વળી, તેણે વેગપૂર્વક તોંતેર બાણો મૂકીને સાત્યકિને ખૂબ પીડવા માંડ્યો. તે સર્વ બાણો સુવર્ણની પૂંખવાળાં હતાં, શરાણ પર ઘસેલાં હતાં અને તે કાન સુધી ખેંચેલા ધનુષ્યમાંથી જોસભેર નીકળ્યાં હતાં.[42] દુર્યોધન વળી પાછો બાણોનું સંધાન કરતો હતો, તેવામાં તો

સાત્યકિએ તેના ધનુષ્યને કાપી નાખ્યું ને વધારામાં ત્રપાટાબંધ બાણો મૂકી તેને વીંધી નાખ્યો. હે મહારાજ! સાત્યકિના તે છેલ્લા પ્રહારથી દુર્યોધન ગાઢ વીંધાઈ ગયો, તેથી તેનાં બાણો વડે વ્યથિત અને પીડિત થઈને તે બીજા રથી સામે દૂર ચાલ્યો ગયો.[૪૩,૪૪] પછી થોડી વિશ્રાંતિ લઈ તે ફરી સાત્યકિ સામે ચઢી આવ્યો અને તેના રથ સામે જથ્થાબંધ બાણો ફેંકવા લાગ્યો.[૪૫] ત્યારે સાત્યકિ પણ દુર્યોધનના રથ સામે બાણો છોડવા લાગ્યો. હે રાજન્! આ રીતે તે સંકુલ યુદ્ધ થઈ રહ્યું હતું.[૪૬] તે વેળા ફેંકવામાં આવેલાં એ બાણો જ્યારે પ્રાણીઓ પર પડતાં હતાં, ત્યારે ત્યાં મોટી ઘાસની ગંજીઓમાં સળગી રહેલા અગ્નિના જેવો મહાન કડકડાટ શબ્દ થઈ રહ્યો હતો.[૪૭] તે બન્ને વીર પુરુષોનાં હજારો બાણોથી પૃથ્વીતલ ઢંકાઈ ગયું હતું અને આકાશ પણ અગમ્યસ્વરૂપ થઈ પડ્યું હતું.[૪૮] યુદ્ધમાં રથીશ્રેષ્ઠ સાત્યકિને દુર્યોધનના કરતાં ચડિયાતો જોઈને કર્ણ ઉતાવળો ઉતાવળો તમારા પુત્રની રક્ષા કરવા માટે ત્યાં ચઢી આવ્યો.[૪૯] પણ બીજી તરફ ઊભેલો મહાબળવાન ભીમસેન તેને સાંખી શક્યો નહિ અને તે પણ ઉતાવળો ઉતાવળો કર્ણ સામે ધાયો તેમ જ ઘણાં બાણો ફેંકવા લાગ્યો.[૫૦] ત્યાં કર્ણે હસતાં હસતાં તેનાં તીક્ષ્ણ બાણોનો વિનાશ કરી નાખ્યો અને તેના ધનુષ્યનાં તથા સાંધેલાં બાણોના કટકેકટકા કરી નાખ્યા વળી તેણે તેના સારથિને પણ મારી નાખ્યો.[૫૧] આથી પાંડુપુત્ર ભીમસેનને અત્યંત ક્રોધ ચઢી આવ્યો. તેણે ગદા લીધી અને પોતાના શત્રુ કર્ણના ધ્વજ, ધનુષ્ય તથા સારથિને રણમાં રોળી નાખ્યાં.[૫૨] વળી મહાબળવાન ભીમસેને કર્ણના રથનું એક પૈડું પણ ભાંગી નાખ્યું. આમ પોતાના રથનું પૈડું ભાંગી પડ્યું, છતાં કર્ણ લગારે કંપ્યો નહિ, પણ મોટા પર્વતની પેઠે અડગ ઊભો રહ્યો.[૫૩] સૂર્યના એક પૈડાવાળા રથને જેમ તેના સાતેય ઘોડાઓ ખેંચે છે, તેમ કર્ણના એક પૈડાવાળા રથને તેના ઘોડાઓ ઘણા વખત સુધી આગળ ને આગળ ખેંચી જતા હતા.[૫૪] કર્ણથી આ સહ્યું ગયું નહિ, એટલે તે તરેહતરેહની બાણજાળો મૂકીને તથા જાતજાતનાં શસ્ત્રો વાપરીને ભીમસેન સામે લડવા લાગ્યો;[૫૫] તે વખતે ભીમસેન પણ ક્રોધાયમાન થઈને તેની સામે બરાબર રીતે લડી રહ્યો હતો. એ પ્રમાણે જ્યારે તેમનું યુદ્ધ ચાલી રહ્યું હતું, ત્યારે ક્રોધાયમાન થયેલા ધર્મપુત્ર યુધિષ્ઠિરે પુરુષોમાં વ્યાઘ્ર સરખા પાંચાલો પ્રત્યે તથા પુરુષોમાં શ્રેષ્ઠ મત્સ્ય યોદ્ધાઓ પ્રત્યે આ પ્રમાણે કહ્યુ: 'અરે ઓ યોદ્ધાઓ! જુઓ, જેઓ આપણા બહારના પ્રાણરૂપ છે અને જેઓ આપણા મસ્તકરૂપ છે, તે આ પુરુષશ્રેષ્ઠ મહારથી યોદ્ધાઓ કૌરવ યોદ્ધાઓ સામે લડી રહ્યા છે. તો પછી તમે બધા મૂઢ અને બેભાન જેવા થઈને અહીં શું ઊભા રહ્યા છો?[૫૬-૫૮] જ્યાં એ આપણા મહારથીઓ લડી રહ્યા છે, ત્યાં તમે પણ ક્ષાત્રધર્મને આગળ કરી, ભયરહિત થઈને જાઓ અને યુદ્ધ કરો.[૫૯] લડતાં લડતાં તમે જો માર્યા જશો તો તમે ઇષ્ટ ગતિને પામશો અને જો વિજય મેળવશો તોપણ પુષ્કળ દક્ષિણાઓવાળા ઘણા યજ્ઞો—યજન કરીને ઇષ્ટ ગતિ મેળવશો.[૬૦] અથવા તો કદાચ માર્યા જ જશો તોપણ દેવોને સ્વરૂપે થઈ તમે પુષ્કળ દિવ્ય લોકોને પામશો.' રાજા યુધિષ્ઠિરની એ પ્રેરણા થતાં તે સર્વ વીર મહારથીઓ યુદ્ધ કરવા સજ્જ થયા અને ક્ષાત્રધર્મને આગળ કરી ઉતાવળા ઉતાવળા દ્રોણાચાર્ય સામે ધસી ગયા. પછી એકત્ર થયેલા તે પાંચાલયોદ્ધાઓ જ્યારે એક તરફથી દ્રોણાચાર્ય પર તીક્ષ્ણ બાણોનો મારો ચલાવવા લાગ્યા, ત્યારે બીજી તરફથી

ભીમસેન આદિ મહારથીઓ તેમને આસપાસથી ઘેરી વળ્યા. એ વેળા પાંડુપુત્રોમાંના ત્રણ કુટિલ યુદ્ધ કરનારા મહારથીઓ ત્યાં દ્રોણાચાર્ય સામે હતા. ત્યાં નકુલ, સહદેવ અને ભીમસેન એ ત્રણેય જણા મોટી બૂમો પાડી પાડીને અર્જુનને કહેવા લાગ્યા: 'અરે ઓ અર્જુન! તું જલદી આ તરફ ધસારો કર અને અહીં ઊભેલા કૌરવોને દ્રોણાચાર્ય પાસેથી દૂર હાંકી કાઢ; એટલે પાંચાલો રક્ષકારહિત થયેલા દ્રોણાચાર્યને નિર્વિઘ્ન મારી શકે.' તે સાંભળી અર્જુને એકાએક કૌરવો સામે ધસારો કર્યો.[૧૧-૧૫] પણ હે ભારત! એ પંદરમે દિવસે વીર દ્રોણાચાર્ય તો એ ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંચાલોનો જ બળપૂર્વક નાશ કરી રહ્યા હતા.[૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણવધપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૮૯ મો સમાપ્ત

## अध्याय १९० मो

### દ્રોણાચાર્યને અશ્વત્થામાના વધની શંકા

॥ सजय उवाच ॥

**पंचालानां ततो द्रोणोऽप्यकरोत्कदनं महत् ।**
**यथा क्रुद्धो रणे शक्रो दानवानां क्षयं पुरा ॥ १ ॥**

સંજય બોલ્યો: જેમ પૂર્વે દેવાસુરના રણમાં ક્રોધાયમાન થયેલા ઇંદ્રે દાનવોનો મહાન ક્ષય કરી નાખ્યો હતો, તેમ ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્યે પણ પાંચાલોનો મહાન ક્ષય કરી નાખ્યો.[૧] હે મહારાજ! તે યુદ્ધમાં દ્રોણાચાર્યના અસ્ત્રથી યોદ્ધાઓનો સંહાર થઈ જતો હતો, છતાં કેટલાએક રણધીર મહારથીઓ દ્રોણાચાર્યથી ત્રાસ પામતા ન હતા.[૨] તે સર્વ મહારથી પાંચાલો તથા સૃંજયો તો યુદ્ધ કરતા કરતા દ્રોણાચાર્ય સામે જ યુદ્ધ માટે ધસ્યા જતા હતા.[૩] તે સર્વ પાંચાલો જ્યારે બાણોની વૃષ્ટિઓથી ચારે બાજુ ઢંકાઈ જતા હતા અને કુટાઈ જતા હતા, ત્યારે તેમનો ભયંકર નાદ ત્યાં સંભળાતો હતો.[૪] મહાત્મા દ્રોણાચાર્યે જ્યારે પાંચાલોનો સંહાર કરવા માંડ્યો અને જ્યારે તેમનાં અસ્ત્રો સંગ્રામમાં પ્રકટ થવા લાગ્યાં, ત્યારે પાંડવોમાં પણ ભયનો પેસારો દાખલ થયો.[૫] હે મહારાજ! જ્યારે પાંડવોએ તે યુદ્ધમાં પોતાના ઘોડાઓનો, હાથીઓનો તથા યોદ્ધાઓનો મોટો સંહાર થઈ રહેલો જોયો, ત્યારે તેમની વિજયની આશા પણ નિરાશામાં બદલાઈ ગઈ.[૬] ત્યારે બુદ્ધિમાન શ્રીકૃષ્ણ મનમાં વિચાર કરવા લાગ્યા: 'શિશિરઋતુની આખરે પ્રદીપ્ત થયેલો અગ્નિ જેમ ઘાસની ગંજીને બાળી મૂકે છે, તેમ પરમ અસ્ત્રોને જાણનારા આ દ્રોણાચાર્ય શું અમને બધાને તો નહિ ખપાવી નાખે? કોઈ પણ યોદ્ધો આ દ્રોણાચાર્યની સામે યુદ્ધમાં એકીટસે જોવાને પણ સમર્થ નથી, તો તેમની સામે યુદ્ધ કરવા તો ક્યાંથી જ સમર્થ હોય? વળી આ ધર્મવેત્તા અર્જુન તો તેમની સામે કદી લડે તેમ નથી જ.[૭,૮] ત્યાં દ્રોણાચાર્યનાં બાણોથી પીડિત થયેલા પાંડવોને જોઈને તેમના કલ્યાણમાં નિત્ય તત્પર રહેનારા કેશવે અર્જુનને કહ્યું:[૯] 'ધનુર્ધરોમાં શ્રેષ્ઠ એવા આ દ્રોણાચાર્યના હાથમાં જ્યાં સુધી ધનુષ્ય છે, ત્યાં સુધી ઇંદ્ર સહિત દેવો પણ સંગ્રામમાં તેમને જીતી શકે તેમ નથી.[૧૦] બાકી જો તેમને સંગ્રામમાં શસ્ત્રહીન કરવામાં આવે, તો મનુષ્યો પણ તેમનો નાશ કરવા શક્તિમાન થઈ શકે. માટે હે પાંડવ! આ સમયે ધર્મને પડતો મૂકીને જય મેળવવાનો કોઈ ઉપાય શોધી કાઢ.[૧૧] એટલે સુવર્ણના રથવાળા આ દ્રોણાચાર્ય આપણા સર્વનો રણમાં નાશ ન કરી નાખે. હું ધારું છું કે, અશ્વત્થામાનું મરણ થતાં આ દ્રોણાચાર્ય કદી યુદ્ધ નહિ કરે.[૧૨] એ માટે આપણામાંનો કોઈ માણસ 'અશ્વત્થામા રણમાં મરી ગયો' એમ તે આચાર્યને કહો.' શ્રીકૃષ્ણની આ યુક્તિને અર્જુને પસંદ કરી નહિ.[૧૩] બાકીના સર્વ યોદ્ધાઓને તો એ

યુક્તિ ગમી ગઈ અને રાજા યુધિષ્ઠિરે પણ માંડ માંડ એ વાત સ્વીકારી. પછી હે રાજા! મહાબાહુ ભીમસેને પોતાના સૈન્યમાં રહેલા અશ્વત્થામા નામના એક મહાન હાથીને ગદા વડે મારી નાખ્યો. તે હાથી માલવ દેશના ઇંદ્રવર્મા નામના એક રાજાનો હતો અને શત્રુઓનો વિનાશ કરવામાં તે અતિ ઘોરકર્મી હતો. તે પછી ભીમસેન શરમાતો શરમાતો દ્રોણાચાર્ય પાસે રણક્ષેત્રમાં આવ્યો અને 'અશ્વત્થામા હણાયો, અશ્વત્થામા હણાયો' એમ મોટેથી બૂમો પાડવા લાગ્યો.[૧૪–૧૬] વાસ્તવિક રીતે તો 'અશ્વત્થામા નામનો હાથી જ હણાયો છે,' આવું મનમાં સમજીને પણ ભીમસેન તે સમયે અસત્ય વચન બોલ્યો હતો.[૧૭] તે અતિ અપ્રિય ભીમસેનનાં વચન સાંભળીને દ્રોણાચાર્યને મનમાં ઘણો ખેદ થયો અને જળમાં પડેલી માટીની પેઠે તેમનાં ગાત્રો ઢીલાં પડી ગયાં.[૧૮] પણ તેમને પોતાના પુત્રના વીર્યની બરાબર ખબર હતી, તેથી તેમને ભીમસેનનાં વચન અસત્ય હોવાની શંકા થઈ અને માત્ર 'અશ્વત્થામા હણાયો' એ વચન સાંભળવાથી તેમની ધીરજ છૂટી ગઈ નહિ.[૧૯] પછી એક ક્ષણવારમાં પુનઃ ભાનમાં આવીને તેમણે હામ ધરી અને મનમાં વિચાર કર્યો કે, 'મારો પુત્ર શત્રુઓથી અસહ્ય છે.[૨૦] આવો વિચાર કરી બરાબર સ્વસ્થ થઈ તે દ્રોણાચાર્ય પોતાના કાળસ્વરૂપ ધૃષ્ટદ્યુમ્નને મારી નાખવાની ઇચ્છાથી આગળ ધસ્યા અને તેમણે કંકપક્ષીનાં પીછાં બાંધેલાં એકહજાર તીક્ષ્ણ બાણોની તેના પર વૃષ્ટિ કરી.[૨૧] સામેથી પાંચાલોના વીસહજાર શૂરા યોદ્ધાઓ પણ સંગ્રામમાં એ રીતે ઘૂમી રહેલા દ્રોણાચાર્ય પર સર્વ તરફથી બાણવૃષ્ટિ કરવા લાગ્યા.[૨૨] હે રાજા! જેમ મેઘમંડળથી ઘેરાયેલા સૂર્યને વર્ષાઋતુમાં જોઈ શકાતો નથી, તેમ બાણોના ઢગ તળે દટાઈ ગયેલા એ મહારથી દ્રોણાચાર્યને પણ ત્યારે અમે જોઈ શકતા ન હતા.[૨૩] પરંતુ મહારથી શત્રુતાપન દ્રોણાચાર્યે તો પાંચાલોનાં તે સર્વ બાણોનો નાશ કરી નાખ્યો અને અમર્ષમાં આવી જઈ તેમણે તે શૂરા પાંચાલોનો સંહાર કરી નાખવા માટે બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું. એ વેળા એ અસ્ત્રથી સર્વ સૈનિકોનો સંહાર કરતા તે દ્રોણાચાર્ય અતિશય તેજસ્વી દેખાવા લાગ્યા.[૨૪,૨૫] તેઓ અનેક પાંચાલયોદ્ધાઓનાં મસ્તકોને એ મહારણમાં પાડવા લાગ્યા. તેમણે મોટા મોટા પરિઘ સરખા અને સુવર્ણના અલંકારોથી શોભી રહેલા સંખ્યાબંધ બાહુઓને કાપવા માંડ્યા.[૨૬] આમ દ્રોણાચાર્યે મારી નાખેલા ઘણા રાજાઓ પવનથી તૂટી પડેલાં વૃક્ષોની પેઠે રણભૂમિ પર પછડાવા લાગ્યા.[૨૭] ત્યાં હે ભારત! ઘણા હાથીઓ તથા સંખ્યાબંધ ઘોડાઓ ટપોટપ પડતા હતા, તેથી પૃથ્વી માંસ તથા લોહીના કાદવવાળી થઈ ગઈ તેમ જ જવાઆવવાને માટે અયોગ્ય થઈ પડી. જોતજોતામાં પાંચાલોના વીસહજાર રથીયોદ્ધાઓને મારી નાખ્યા અને પોતે ધુમાડા વિનાના બળતા અગ્નિની પેઠે તેજોમય જણાતા રણમાં ઊભા રહ્યા. વળી ક્રોધાયમાન થયેલા પ્રતાપી દ્રોણાચાર્યે એક ભલ્લ જાતનું બાણ મૂકી વસુદાનના મસ્તકને ધડ પરથી જુદું પાડ્યું. તેમણે ત્યાં પાંચસો મત્સ્યયોદ્ધાઓનો, છ હજાર સૃંજયયોદ્ધાઓનો, દશ હજાર હાથીઓનો તથા દશ હજાર ઘોડાઓનો ઘાણ કાઢી નાખ્યો.[૨૮–૩૧] આમ, દ્રોણાચાર્ય ક્ષત્રિયોનો મૂળથી ઘાણ કાઢી નાખવા માટે તૈયાર થયા હતા, એ જોઈને હવ્યવાહ આદિ ઋષિઓ ઉતાવળા ઉતાવળા ત્યાં આવી પહોંચ્યા.[૩૨] વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, વસિષ્ઠ, કશ્યપ, અત્રિ, સિક્ત, પૃશ્નિ, ગર્ગ, વાલખિલ્ય, મરીચિપ, ભૃગુ, અંગિરા અને સૂક્ષ્મ તથા બીજા કેટલાએક મહર્ષિઓ દ્રોણાચાર્યને બ્રહ્મલોક-

આં લઈ જવાની ઇચ્છાથી ત્યાં આવી પહોંચ્યા. તેઓ બધા રણને શોભાવનાર એ દ્રોણાચાર્યને ઉદ્દેશીને કહેવા લાગ્યા : 'હે દ્રોણ ! તેં અધર્મથી યુદ્ધ કર્યું છે. હવે તારા મરણનો સમય સમીપ જ છે.[૩૩-૩૫] માટે હવે તું રણમાં આયુધનો ત્યાગ કર. આ અમે ઊભા છીએ તેમને તું જો. હવે ફરી આવું ક્રૂર કર્મ કરવું તને યોગ્ય નથી. તું વેદો તથા વેદોનાં અંગોને યથાર્થ જાણે છે, સત્ય ધર્મમાં આસક્ત રહેનારો છે અને વિશેષે કરી તું બ્રાહ્મણ છે. માટે તને આવું ક્રૂર કર્મ ઘટતું નથી.[૩૬,૩૭] ઓ અમોઘ બાણોવાળા દ્રોણાચાર્ય ! હવે આયુધને ફેંકી દે અને શાશ્વત માર્ગમાં સ્થિર થા. આ મનુષ્યલોકમાં રહેવાને માટેનો તારો સમય હવે પૂરો થયો છે.[૩૮] તેં અસ્ત્રને નહિ જાણનારા સંખ્યાબંધ પુરુષોને બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરી તે રણભૂમિ પર બાળી નાખ્યા છે; પણ હે બ્રાહ્મણ ! તેં આ જે કર્મ કર્યું છે, તે ઉત્તમ નથી.[૩૯] માટે હે દ્રોણ બ્રાહ્મણ ! હવે તું આયુધને રણમાં ફેંકી દે, તું વિલંબ મા કર. હે દ્વિજ ! ફરીવાર તું આવું પાપિષ્ઠ કર્મ કરીશ મા.[૪૦] એ મહર્ષિઓનાં તે વચનો સાંભળી, ભીમસેનના વચનનો વિચાર કરી અને પોતાના કાળસ્વરૂપ ધૃષ્ટદ્યુમ્નને સામે ઊભેલો જોઈ દ્રોણાચાર્યનું મન યુદ્ધ માટે ઊતરી ગયું.[૪૧] પોતાના પુત્રના મરણ સંબંધમાં તેમને મનમાં સંદેહ રહ્યો, તેમને ઘણી ગભરામણ થવા લાગી અને તેમણે કુંતીપુત્ર યુધિષ્ઠિરને પૂછ્યું કે, 'શું અશ્વત્થામા હણાયો ?'[૪૨] દ્રોણાચાર્યને મનમાં દૃઢ નિશ્ચય હતો કે, પૃથાપુત્ર યુધિષ્ઠિર ત્રણેય લોકોના ઐશ્વર્ય માટે પણ કદી અસત્ય બોલશે નહિ.[૪૩] આ કારણથી જ તે દ્વિજશ્રેષ્ઠે બીજા કોઈને ન પૂછતાં યુધિષ્ઠિરરાજને જ પૂછ્યું હતું. યુધિષ્ઠિરરાજા બાળક હતા ત્યારથી જ દ્રોણાચાર્યને તેમને વિશે સત્યવાદી તરીકે અટલ શ્રદ્ધા હતી.[૪૪] પછી પૃથ્વીને પાંડવોરહિત કરવાની ઇચ્છાવાળા સેનાપતિ દ્રોણાચાર્યના એ અભિપ્રાયને મનમાં સમજી જઈને ગોવિંદ ગભરાયા, એટલે તેમણે ધર્મરાજને આ પ્રમાણે કહ્યું :[૪૫] 'આ દ્રોણાચાર્ય જો ક્રોધાયમાન થઈને આજે અર્ધો દિવસ જ યુદ્ધ કરશે, તો નિશ્ચય માનજો કે, આ તમારી સેના વિનાશ પામશે, આ હું સત્ય કહું છું.[૪૬] માટે આ સમયે તમે થોડું અસત્ય બોલીને અમારી રક્ષા કરો; કારણ કે કોઈ કોઈ પ્રસંગે સત્યના કરતાં અસત્ય વચન પણ અતિ ઉત્તમ મનાય છે. પોતાના જીવિતને માટે અસત્ય બોલનાર મનુષ્યને પાપ લાગતું નથી.'[૪૭] આ પ્રમાણે તે બન્ને જણા વાતચીત કરતા હતા, તે વેળા ભીમસેન વચમાં જ બોલી ઊઠ્યો : 'હે મહારાજ ! મહાત્મા દ્રોણાચાર્યના વધનો ઉપાય સાંભળ્યા પછી મેં તમારી સેનામાં પ્રવેશ કરતા માલવના રાજા ઇંદ્રવર્માના અશ્વત્થામા નામના ઐરાવત હાથી સરખા એક હાથીને યુદ્ધમાં પરાક્રમ કરીને મારી નાખ્યો છે. એ હાથીને માર્યા પછી મેં દ્રોણાચાર્ય પાસે જઈને કહ્યું કે, 'હે બ્રહ્મન્ ! અશ્વત્થામા રણમાં હણાયો છે, માટે તમે યુદ્ધમાંથી નિવૃત્ત થાઓ; પણ આ મારાં વાક્યોને એ નરશ્રેષ્ઠે જરાયે માન્યાં નથી.[૪૮-૫૧] માટે હે રાજન્ ! આપણા વિજયની ઇચ્છા રાખનારા ગોવિંદનાં વાક્યોને તમે માનો અને દ્રોણાચાર્યને કહો કે, 'અશ્વત્થામા હણાયો છે.'[૫૨] હે રાજા ! તમે જો એ પ્રમાણે કહેશો તો તે બ્રાહ્મણવર કદી યુદ્ધ નહિ કરે; કારણ કે તમે એક સત્યવચની તરીકે આ ત્રણેય લોકમાં પ્રસિદ્ધ થયા છો.'[૫૩] હે મહારાજ ! ભીમસેનનાં તે વચન સાંભળીને તથા શ્રીકૃષ્ણનાં વાક્યોથી પ્રેરાઈને રાજા યુધિષ્ઠિર ભાવિ ભાવને વશ થઈ તેવું અસત્ય બોલવાને પણ તૈયાર થયા.[૫૪] તે સમયે યુધિષ્ઠિર-

રાજા અસત્યના ભયમાં ડૂબી ગયા હતા, તેમ જ જયની આસક્તિમાં ખૂંપી રહ્યા હતા. આથી હે રાજન્! તે દ્રોણાચાર્ય સાંભળે તેમ મોટા સ્વરથી બોલ્યા: 'અશ્વત્થામા હણાયો છે' પણ બહુ ધીમેથી અસ્પષ્ટ રીતે બોલ્યા: 'હાથી હણાયો છે.'[૫૫] હે રાજન્! રાજા યુધિષ્ઠિરનો રથ પ્રથમ સત્યના પ્રભાવથી પૃથ્વીથી ચાર આંગળ ઊંચો રહી ચાલતો હતો; પણ તેમણે જ્યાં તે અસત્ય વચન કહ્યું ત્યાં તરત તેમનો રથ પૃથ્વીનો સ્પર્શ કરી રહ્યો અને તેમના ઘોડાઓ પણ પૃથ્વીનો સ્પર્શ કરી રહ્યા.[૫૬] યુધિષ્ઠિરને મોઢે આવું વાક્ય સાંભળીને મહારથી દ્રોણાચાર્ય પુત્રના દુઃખને લીધે સંતાપ પામ્યા અને પોતાના જીવિતને વિશે પણ તે નિરાશ થયા.[૫૭] વળી આકાશમાં ઋષિઓના વાક્ય પરથી પોતે પોતાના આત્માને મહાત્મા પાંડવોના અપરાધી તરીકે માનવા લાગ્યા. આમ પુત્રને મરણ પામેલો સાંભળી તેમનું ચિત્ત ઘણું ઉદાસ થઈ ગયું. ત્યાં હે રાજન્! શત્રુદમન દ્રોણાચાર્ય એટલા બધા ઉદ્વિગ્ન થઈ ગયા કે, ધૃષ્ટદ્યુમ્નને સામે ઊભેલો જોઈને પણ તે પ્રથમની પેઠે યુદ્ધ કરી શક્યા નહિ.[૫૮,૫૯]

ઇતિ શ્રીમહાભારતમા દ્રોણપર્વાંતર્ગત દ્રોણવધપર્વમા 'યુધિષ્ઠિરનું અસત્ય વચન' નામનો અધ્યાય ૧૯૦ મો સમાપ્ત

## अध्याय १९१मो

### દ્રોણાચાર્યનું અંતિમ પરાક્રમ

॥ सजय उवाच ॥

**तं दृष्ट्वा परमोद्विग्नं शोकोपहतचेतसम् ।**
**पंचालराजस्य सुतो धृष्टद्युम्नः समाद्रवत् ॥ १ ॥**

સંજય બોલ્યો: દ્રોણાચાર્યને પરમ ઉદ્વેગ પામેલા અને શોકથી ખિન્ન થયેલા મનવાળા જોઈને, પાંચાલરાજનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન તેમની સામે ધસ્યો.[૧] ધૃષ્ટદ્યુમ્નને રાજા દ્રુપદે મહાયજ્ઞમાં દેવોને હવિર્ભાગનું અર્પણ કરીને દ્રોણાચાર્યનો વિનાશ કરવા માટે પ્રદીપ્ત અગ્નિ પાસેથી મેળવ્યો હતો.[૨] એ ધૃષ્ટદ્યુમ્ને મેઘ સમાન ગંભીર શબ્દને કરનારું તથા મજબૂત દોરીવાળું જયશીલ ઘોર ધનુષ્ય હાથમાં લીધું અને તે ધનુષ્યમાં અગ્નિની પેઠે ચળકતું અને સર્પની પેઠે ઝેરી એવું દિવ્ય અજર બાણ સાંધ્યું. ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યનો વધ કરવાની ઇચ્છાથી જ અગ્નિ સમાન મોટી જ્વાળાઓવાળું તે બાણ ધનુષ્યમાં સાંધ્યું હતું.[૩,૪] એ ચેલા ધનુષ્યની દોરીના મંડળમાં રહેલા તે બાણનું તે સમયનું સ્વરૂપ વર્ષાઋતુની આખરમાં પરિવેષ-(સૂર્યની આસપાસ થયેલા મંડળ)ના મધ્યમાં પ્રકાશી રહેલા સૂર્ય સરખું દેખાતું હતું.[૫] ધૃષ્ટદ્યુમ્ને જ્યારે પોતાના બળબળતા ધનુષ્યને હાથમાં લીધુ, ત્યારે સર્વ સૈનિકો જગતના પ્રલયકાળને જ આવી પહોંચેલો માનવા લાગ્યા.[૬] તે ધનુષ્યમાં ધૃષ્ટદ્યુમ્ને સાંધેલા એ દિવ્ય બાણને જોઈને પ્રતાપી દ્રોણાચાર્ય પોતાના શરીરનો અંત આવેલો જ માનવા લાગ્યા.[૭] છતાં હે રાજેંદ્ર! આચાર્ય તેનું વારણ કરવા માટે પોતાનો બનતો પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ એ મહાત્માનાં દિવ્ય અસ્ત્રો એ વેળા પ્રકટ થયાં નહિ.[૮] દ્રોણાચાર્યને લડતાં લડતાં ચાર દિવસ તથા એક રાત્રિ વીતી ગઈ હતી, પણ તે પાંચમા દિવસનો ત્રણ મુહૂર્ત જેટલો કાળ વ્યતીત થયો હતો, તેવામાં તેમનાં બાણો પણ ખૂટી પડ્યાં. આમ બાણોની ખોટ પડવાથી અને તરેહતરેહનાં દિવ્ય અસ્ત્રોની પણ અપ્રાપ્તિથી પુત્રશોકથી પીડાયેલા તે આચાર્ય ઋષિઓના વાક્યથી પ્રેરાઈને શસ્ત્રોનો ત્યાગ કરવા ઇચ્છતા હતા અને તેથી જ પ્રથમની પેઠે તેજોમય થઈ લડતા ન હતા.[૯-૧૧] તોપણ તેમણે ફરીથી દિવ્ય અંગિરસ ધનુષ્ય તથા સાક્ષાત્ બ્રહ્મદંડ સરખાં બાણો ઉઠાવ્યાં અને ધૃષ્ટદ્યુમ્ન સામે લડવા માંડ્યું.[૧૨] તેમણે ક્રોધપૂર્વક બાણોનો મોટો વરસાદ વરસાવ્યો અને

ધૃષ્ટદ્યુમ્નને ઢાંકી દીધો તેમ જ તેના બાણના પણ ટુકડા કરી નાખ્યા.[13] વળી દ્રોણાચાર્યે બીજાં કેટલાંએક તીક્ષ્ણ બાણો મૂકીને તેનાં બાણો, ધજા તથા ધનુષ્યને કાપી નાખ્યાં અને તેના સારથિને પણ ઢોળી પાડ્યો.[14] તે જોઈ ધૃષ્ટદ્યુમ્ન હસ્યો, તેણે એક બીજું ધનુષ્ય હાથમાં લઈને એક તીક્ષ્ણ બાણ મૂક્યું અને આચાર્યની છાતી વીંધી નાખી.[15] મહાધનુર્ધર દ્રોણાચાર્ય ધૃષ્ટદ્યુમ્નના એ બાણપ્રહારથી અત્યંત વીંધાઈ ગયા; છતાં જાણે ગભરાયા ન હોય તેમ રણમાં અડગ ઊભા રહ્યા. તેમણે પાછું એક તીક્ષ્ણ ધારવાળું ભલ્લ બાણ મૂકીને ધૃષ્ટદ્યુમ્નના ધનુષ્યને ફરી કાપી નાખ્યું. હે રાજા ! ધૃષ્ટદ્યુમ્નની પાસે જે જે બાણો, ભાથાઓ, ધનુષ્યો આદિ હથિયારો હતાં, તે સર્વને દુરાધર્ષ દ્રોણાચાર્યે કાપી નાખ્યાં હતાં. માત્ર ગદા અને તલવાર જ તેની પાસે બાકી રહી હતી.[16,17] વળી તે શત્રુતાપન આચાર્યે કોપાયમાન થઈ ધૃષ્ટદ્યુમ્નના જીવિતનો અંત આણવા માટે ક્રોધપૂર્વક નવ બાણો મૂક્યાં અને તેને વીંધી નાખ્યો.[18] પછી મહારથી ધૃષ્ટદ્યુમ્ને તેમના ઘોડાઓને પોતાના ઘોડાઓ સામે ભરાવી દીધા અને તે અમેયાત્માએ બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું.[19] હે ભરતશ્રેષ્ઠ! એ સમયે માંહોમાંહે મિશ્ર થયેલા અને વાયુ સમાન વેગવાળા ધૃષ્ટદ્યુમ્નના કબૂતરી રંગના ઘોડાઓ તથા દ્રોણાચાર્યના લાલ રંગના ઘોડાઓ ઘણા જ શોભવા લાગ્યા.[20] હે મહારાજ! વર્ષાઋતુ આવતાં ગર્જના કરી રહેલા વીજળીઓવાળા મેઘોની પેઠે તે ઘોડાઓ રણમાં મિશ્ર થઈને શોભી રહ્યા હતા.[21] તેવામાં અમેયાત્મા બ્રાહ્મણ દ્રોણાચાર્યે ધૃષ્ટદ્યુમ્નના રથના ઈસના બંધને, ચક્રોના બંધને તથા તે રથના બંધને પણ કાપી નાખ્યા.[22] આમ પોતાનાં ધનુષ્ય, ધ્વજ તથા સારથિનો વિનાશ થયો, ત્યારે વીર પાંચાલે મોટા સંકટમાં આવી જઈને ગદા હાથમાં લીધી અને દ્રોણાચાર્ય સામે ફેંકી. પણ સત્યપરાક્રમી મહારથી દ્રોણાચાર્યે તીક્ષ્ણ બાણો છોડીને તે ફેંકેલી ગદાનો નાશ કરી નાખ્યો. દ્રોણાચાર્યે પોતાની ગદાનો નાશ કરી નાખ્યો છે એ જોઈને નરશ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ને સો ફૂદડીઓવાળી એક ચળકતી તલવાર હાથમાં ગ્રહણ કરી.[23-25] આમ તલવાર હાથમાં લઈને પાંચાલ ધૃષ્ટદ્યુમ્ન આચાર્યવરના વધ માટે આ જ નિઃસંશય સમય છે, એમ માનવા લાગ્યો.[26] પછી પોતાના રથની ઈસ પર થઈને તે સો ફૂદડીઓવાળી ચળકતી તલવારને ઉગામીને રથના માળામાં બેઠેલા દ્રોણાચાર્યની સામે જવા લાગ્યો.[27] ખરેખર! તે સમયે ધૃષ્ટદ્યુમ્નને સંગ્રામમાં દુષ્કર કર્મ કરવાની ઇચ્છા હતી. તેણે દ્રોણાચાર્યની છાતી ચીરી નાખવાનો મનમાં સંકલ્પ કર્યો હતો.[28] એ વેળા તે ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્યના રથની ધૂંસરીના બંધ પર થઈને તેના મધ્યભાગમાં પહોંચી ગયો હતો અને તેમના ઘોડાઓની પીઠ પરના અર્ધભાગ પર પગ ટકવીને ઊભો રહ્યો હતો. તે જોઈ સર્વ સૈન્યો તેની પ્રશંસા કરવા લાગ્યાં.[29] ધૃષ્ટદ્યુમ્ન છેક પોતાના રથની ધૂંસરીની પાળ પર તથા પોતાના લાલ રંગના ઘોડાઓની પીઠ પર આવીને ઊભો રહ્યો હતો; છતાં દ્રોણાચાર્ય તેને મારવાનો લાગ જોઈ શક્યા નહિ, એ એક અદ્ભુત જેવું હતું.[30] જેમ માંસની લાલસાથી સામસામા ઘૂમી રહેલા બે બાજ પક્ષીઓનો ઘસારો થાય છે, તેમ રણમાં ઘૂમી રહેલા દ્રોણાચાર્ય તથા ધૃષ્ટદ્યુમ્નનો તે સમયે ઘસારો થયો હતો.[31] પછી દ્રોણાચાર્યે એક રથશક્તિ ફેંકીને ધૃષ્ટદ્યુમ્નના કબૂતરી રંગના ઘોડાઓને એક પછી એક મારી નાખ્યા અને પોતાના લાલ ઘોડાઓને યુક્તિથી બચાવી લીધા.[32] હે રાજા! ધૃષ્ટદ્યુમ્નના મરણ પામેલા તે ઘોડાઓ રણભૂમિ પર પડ્યા અને દ્રોણાચાર્યના લાલ

ઘોડાઓ રથના બંધથી છૂટા થઈ ગયા.[૩૩] દ્વિજશ્રેષ્ઠ દ્રોણાચાર્યે આમ પોતાના ઘોડાઓને મારી નાખ્યા તે યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા મહારથી દ્રુપદપુત્રથી સાંખ્યું ગયું નહિ.[૩૪] તેથી હે રાજન્! તે તુરત રથ પરથી ઊતરી પડ્યો, તેણે હાથમાં તલવાર લીધી અને ગરુડ જેમ સર્પ સામે ધસી જાય તેમ તે દ્રોણાચાર્ય સામે ધસી ગયો.[૩૫] ત્યારે હે રાજન્! દ્રોણાચાર્યને મારી નાખવાની ઇચ્છાવાળા તે ધૃષ્ટદ્યુમ્નનું સ્વરૂપ પૂર્વે હિરણ્યકશિપુના વધ-પ્રસંગે નૃસિંહ અવતારને ધારણ કરનારા વિષ્ણુ ભગવાન સરખું જણાતું હતું.[૩૬] હે કુરુવંશી રાજા! તે સમયે રણમાં ઘૂમી રહેલા ધૃષ્ટદ્યુમ્ને ખડ્ગયુદ્ધના સારા સારા એકવીસ પ્રકારો કરી દેખાડ્યા હતા.[૩૭] પોતાની યુદ્ધશિક્ષાની રીતિ પ્રમાણે હાથમાં ઢાલ–તલવાર ધારણ કરીને એ પૃષતપુત્રે ભ્રાંત,* ઉદ્‌ભ્રાંત, આવિદ્ધ, આપ્લુત, પ્રસૃત, સૃત, પરિવૃત્ત, નિવૃત્ત, સંપાત, સમુદીર્ણ, ભારત, કૌશિક, સાત્વત આદિ તેર પ્રકારની યુક્તિઓ કરી બતાવી. આમ દ્રોણાચાર્યનો વધ કરવાની ઇચ્છાથી ધૃષ્ટદ્યુમ્ન રણમાં ઘૂમવા લાગ્યો. તે જ્યારે હાથમાં ઢાલતલવાર પકડીને તરેહ-તરેહના અટાપટા ખેલી રહ્યો હતો, ત્યારે રણમાં ઊભેલા સર્વ યોદ્ધાઓ તથા ત્યાં એકઠા મળેલા સર્વ દેવો વિસ્મય પામી ગયા હતા. પણ તે જ અરસામાં બ્રાહ્મણ દ્રોણાચાર્યે એક હજાર વૈતસ્તિક બાણો મૂકીને ધૃષ્ટદ્યુમ્નની સો ફૂદડીઓવાળી તલવારના તથા ઢાલના ટુકડા કરી નાખ્યા હે ભારત! તે વૈતસ્તિક (એક વેંત લંબાઈનાં) બાણો તદ્દન પાસે આવેલા શત્રુને પ્રહાર કરવામાં ઉપયોગી હોય છે. એ બાણો બીજા કોઈની પાસે હાલમાં નથી. માત્ર હે ભારત! દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અર્જુન, અશ્વત્થામા, કર્ણ, પ્રદ્યુમ્ન, સાત્યકિ અને અભિમન્યુ, આ આઠ મહારથીઓ પાસે જ તે છે. પછી પોતાના પુત્ર તુલ્ય શિષ્યને મારી નાખવાની ઇચ્છાથી આચાર્યે પોતાને પરમ સંમત એવું એક દૃઢ બાણ ધનુષ્યમાં સાંધ્યું. પણ સાત્યકિએ તીક્ષ્ણ દશ બાણો મૂકીને તે બાણને વચમાંથી જ કાપી નાખ્યું અને તેણે તમારા પુત્રના તથા મહાત્મા કર્ણના દેખતાં દ્રોણાચાર્યના હાથમાં સપડાયેલા ધૃષ્ટદ્યુમ્નને છોડાવ્યો. આમ હે ભારત! સત્યપરાક્રમી સાત્યકિ દ્રોણાચાર્ય, કર્ણ તથા કૃપાચાર્ય જેવા મહારથીઓની વચ્ચે રથમાર્ગોમાં ઘૂમી રહ્યો હતો, તે મહાત્મા શ્રીકૃષ્ણ તથા અર્જુને

* मण्डलाकारतः खड्गभ्रामणं भ्रान्तमुच्यते ।
तदेव बाहुमुद्यम्य कृतमुद्भ्रान्तमीरितम् ॥ १ ॥
भ्रामणं स्वस्य परितः खड्गस्याविद्धमुच्यते ।
परप्रयुक्तशस्त्रस्य वारणार्थमिदं त्रयम् ॥ २ ॥
शत्रोराक्रमणार्थाय गमनं स्यादाप्लुतं मतम् ।
खड्गस्याग्रेण तद्देहस्पर्शनं प्रसृतं मतम् ॥ ३ ॥
वञ्चयित्वा रिपौ शस्त्रपातनं गदितं सृतम् ।
परिवृत्तं भवेच्छत्रोर्वामदक्षिणभागतः ॥ ४ ॥
पश्चात्पदापसरणं निवृत्तं सम्प्रचक्षते ।
अन्योन्यताडनं प्राहुः संपातमुभयोरपि ॥ ५ ॥
आधिक्यमात्मनो यत्तत्समुदीर्णमुदीरितम् ।
अङ्गप्रत्यङ्गदेशेषु भ्रामणं भारतं स्मृतम् ॥ ६ ॥
विचित्रखड्गसंचारदर्शनं कौशिकं स्मृतम् ।
निलीय चर्मणि क्षेपो यदसेः सात्वतं हि तत् ॥ ७ ॥

(૧) તલવારને મંડળાકારે ફેરવવી તે ભ્રાંત, (૨) હાથ ઊંચો કરીને ફેરવવી તે ઉદ્‌ભ્રાંત, (૩) પોતાની આસપાસ ફેરવવી તે આવિદ્ધ (આ ત્રણ રીતો શત્રુએ મારેલા શસ્ત્રનો અટકાવ કરવા માટે છે) (૪) શત્રુ પર આક્રમણ કરવા માટે તલવાર લઈ કૂદી જવું તે આપ્લુત, (૫) તલવારની અણી વડે શત્રુના શરીરનો સ્પર્શ કરવો તે પ્રસૃત, (૬) શત્રુને છેતરીને તલવારનો ઘા કરવો તે સૃત, (૭) શત્રુના ડાબાજમણા ભાગમાં ફરવું તે પરિવૃત્ત, (૮) પાછા પગે ખસી જવું તે નિવૃત્ત, (૯) અન્યોન્યને વારંવાર પ્રહાર કરવો તે સંપાત, (૧૦) શત્રુ કરતાં પોતે અધિક થઈ જવું તે સમુદીર્ણ, (૧૧) અંગ તથા પ્રત્યંગમાં તલવાર ફેરવવી તે ભારત, (૧૨) વિચિત્ર રીતે તલવાર ફેરવવી તે કૌશિક અને (૧૩) છુપાઈને ઘા કરવો તે સાત્વત કહેવાય છે–નીલકંઠ

જોયું. ત્યાં એ અડોલ યદુવંશી સામી સેનામાં ધસી જઈને સંગ્રામમાં સર્વનાં દિવ્ય અસ્ત્રોને કાપી રહ્યો હતો. એ જોઈને શ્રીકૃષ્ણે તથા અર્જુને તેને 'શાબાશ' 'શાબાશ' કહી અભિનંદન આપ્યાં. હવે અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું : 'હે કેશવ ! જુઓ, શત્રુવીરોને સંહારનારો આ યદુવંશી ધુરંધર સાત્યકિ આચાર્ય આદિ મુખ્ય મહારથીઓની મધ્યમાં ઘૂમી રહ્યો છે. ખરેખર ! એ સાત્યકિ મને, નકુલને, સહદેવને, ભીમસેનને તથા રાજા યુધિષ્ઠિરને ઘણો જ આનંદ ઉપજાવી રહ્યો છે.[૩૮-૫૧] કારણ કે યુદ્ધશિક્ષાને અનુસરીને અને ઉદ્ધતાઈનો ત્યાગ કરીને એ સાત્યકિ રણમાં ઘૂમે છે. વળી યાદવોનો એ કીર્તિવર્ધન મોટા મોટા મહારથીઓને પણ રણમાં રમાડે છે.[૫૨] જુઓ, જુઓ, આકાશમાં રહેલા સિદ્ધો તથા વિસ્મય પામેલાં સૈન્યો પણ એ સાત્યકિને રણમાં અજિત જોઈને 'ધન્ય ધન્ય' કહીને તેને અભિનંદે છે. અરે ! આ બન્ને પક્ષના સર્વ યોદ્ધાઓ તેના કર્મની પ્રશંસા કરી રહ્યા છે.[૫૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણવધપર્વમાં 'સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૧૯૧ મો સમાપ્ત

## अध्याय १९२ मो

### દ્રોણાચાર્યનો વધ

॥ संजय उवाच ॥

**सात्वतस्य तु तत्कर्म दृष्ट्वा दुर्योधनादयः ।**
**शैनेयं सर्वतः क्रुद्धा वारयामासुरंजसा ॥ १ ॥**

સંજય બોલ્યો: શિનિપૌત્ર સાત્યકિના તે કર્મને જોઈને દુર્યોધન આદિ યોદ્ધાઓ ક્રોધે ભરાયા અને તેને સર્વ તરફથી ચપચપ અટકાવવા લાગ્યા.[૧] હે રાજા ! કૃપાચાર્ય, કર્ણ તથા તમારા બધા પુત્રો ઉતાવળા ચઢી આવીને સાત્યકિને તીક્ષ્ણ બાણો વડે મારવા લાગ્યા.[૨] એટલે રાજા યુધિષ્ઠિર, પાંડવ નકુલ, સહદેવ તથા બળવાન ભીમસેન સાત્યકિની આસપાસ વીંટાઈ વળ્યા.[૩] પછી મહારથી કર્ણ, કૃપાચાર્ય તથા દુર્યોધન આદિ તમારા પુત્રો બાણોનો વરસાદ વરસાવીને સાત્યકિને ઘેરી વળ્યા.[૪] પણ હે રાજન્ ! તે મહારથીઓ સામે યુદ્ધ કરતાં કરતાં સાત્યકિએ એકાએક ઉદય પામેલી તે ઘોર સ્વરૂપવાળી બાણવૃષ્ટિને અટકાવી દીધી.[૫] તેણે તે શૂરવીરોએ પ્રયોજેલાં દિવ્ય અસ્ત્રોનો પણ સામેથી વિધિવત્ દિવ્ય અસ્ત્રો મૂકીને અટકાવ કરી દીધો.[૬] ત્યાં તે સર્વ રાજાઓનો સમાગમ થતાં રણક્ષેત્ર એટલું બધું ક્રૂર થઈ ગયું હતું કે, તે જાણે પૂર્વે પશુઓનો સંહાર કરતી વેળા કોપાયમાન થયેલા રુદ્રદેવનું ક્રીડાક્ષેત્ર હોય તેવું જણાવા લાગ્યું. તે રણાંગણમાં જ્યાં જોઈએ ત્યાં હાથો, મસ્તકો, ધનુષ્યો, છત્રો તથા છિન્નભિન્ન થયેલાં ચામરોના મોટા મોટા ઢગો દેખાતા હતા. ભાંગી પડેલાં પૈડાંવાળા રથો, પાડી નાખવામાં આવેલા મોટા ધ્વજો તથા મરણ પામેલા શૂરા ઘોડેસવારોથી આખી રણભૂમિ છવાઈ ગઈ હતી. હે કુરુશ્રેષ્ઠ રાજા ! એ મહારણમાં બાણપ્રહારોથી કપાયેલા ઘણા યોદ્ધાઓ વિવિધ પ્રકારની ચેષ્ટાઓ કરતા તરફડિયાં મારતા દેખાતા હતા. દેવાસુર સરખું આવું ઘોર યુદ્ધ જ્યારે ચાલી રહ્યું હતું, ત્યારે ધર્મરાજા યુધિષ્ઠિરે પોતાના ક્ષત્રિય યોદ્ધાઓને ઉદ્દેશીને આ પ્રમાણે કહ્યું : 'હે મહારથી ક્ષત્રિયો ! તમે બધા બરાબર સુસજ્જ થઈને દ્રોણાચાર્ય સામે ધસારો કરો; કારણ કે આ વીર ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્ય સાથે યુદ્ધ કરી રહ્યો છે અને આચાર્યનો નાશ કરવા માટે યથાશક્તિ પ્રયાસ પણ કરે છે.[૭-૧૩] આજના મહારણમાં એ ધૃષ્ટદ્યુમ્નનું જે સ્વરૂપ દેખાય છે, તે જોતાં અવશ્ય ક્રોધાયમાન થયેલા તે ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્યનો રણમાં નાશ કરશે જ.[૧૪] માટે તમે બધા એકત્ર થઈને દ્રોણાચાર્ય સામા જ યુદ્ધ કરો.' યુધિષ્ઠિરની આવી આજ્ઞા થતાં સંજયોના તે મહા-

રથીઓ દ્રોણાચાર્યનો વિનાશ કરવા માટે સુસજ્જ થઈને તેમની સામા ધસી ગયા. મહારથી દ્રોણાચાર્ય પણ પોતાની સામા ધસી આવતા તે સર્વ મહારથીઓ સામે હવે તો મરવું જ છે એવો નિશ્ચય કરી વેગપૂર્વક ચઢી ગયા. સત્ય પ્રતિજ્ઞાવાળા તે દ્રોણાચાર્યે એ સંજયયોદ્ધાઓ સામે જ્યારે ચઢાઈ કરી, ત્યારે પૃથ્વી કંપવા લાગી.[15-17] ત્યારે સેનાને ત્રાસ ઉપજાવે તેવા કડાકાભડાકા સાથે પવન ફૂંકાવા લાગ્યો. ત્યાં મોટાં મોટાં ઉંબાડિયાં પડવા લાગ્યાં અને તે બધાં જાણે સૂર્યમાંથી નીકળીને ખરતાં હોય તેવું જણાવા લાગ્યું.[18] વળી તે ઉંબાડિયાં બન્ને સેનાઓને પ્રકાશમાન કરી દેતાં હતાં અને મહાન ભયને સૂચવતાં હતાં. હે રાજા! જ્યાં જોઈએ ત્યાં દ્રોણાચાર્યનાં શસ્ત્રો પ્રકાશવા લાગ્યાં હતાં.[19] ત્યાં રથોના ગડગડાટો સંભળાવા લાગ્યા, ઘોડાઓ અશ્રુપાત કરવા લાગ્યા અને મહારથી દ્રોણાચાર્ય પણ નિસ્તેજ જેવા જણાવા લાગ્યા. તેમનું ડાબું નેત્ર ફરકવા લાગ્યું, તેમનો ડાબો બાહુ ફરકવા લાગ્યો અને ધૃષ્ટદ્યુમ્નને પોતાની આગળ જોઈને તેમનું મન ખિન્ન થઈ ગયું.[20,21] તેમણે પોતાના સ્વર્ગગમન સંબંધી ઋષિઓનાં વચનોને લક્ષમાં રાખીને સારી પેઠે યુદ્ધ કરીને જ પ્રાણોનો ત્યાગ કરવા તૈયારી કરી.[22] હવે દ્રુપદ રાજાનાં સૈન્યોથી ચારે બાજુથી ઘેરાઈ ગયેલા એ દ્રોણાચાર્ય રણમાં ઘૂમવા લાગ્યા અને ક્ષત્રિયોનાં ટોળેટોળાંનો સંહાર કરવા મચી પડ્યા.[23] શત્રુદમન દ્રોણાચાર્યે બરાબર વીસ હજાર ક્ષત્રિયોનો વિનાશ કરી નાખ્યો અને તીક્ષ્ણ બાણો વડે એક લાખ હાથીઓનો ઘાણ કાઢી દીધો.[24] વળી બ્રહ્માસ્ત્ર સાથે ઊભેલા એ આચાર્ય ત્યાં સંગ્રામમાં ધુમાડા વિનાના અગ્નિની જેમ પ્રજળી રહ્યા હતા અને જાણે ક્ષત્રિયોનું નામ સુદ્ધાં ઉખેડી નાખવા માટે સજ્જ થયા હતા.[25] એ અરસામાં મહાત્મા ધૃષ્ટદ્યુમ્ન રથરહિત થઈને ખિન્નવદને રણમાં ઊભો હતો અને તેનાં સર્વ આયુધોનો નાશ થઈ ગયો હતો. એ જોઈને બળવાન ભીમસેન ઉતાવળો ઉતાવળો ત્યાં દોડી આવ્યો.[26] શત્રુદમન ભીમસેને તેને પોતાના રથમાં બેસાડી દીધો. પછી દ્રોણાચાર્યને બાણો ફેંકી રહેલા જોઈને ધૃષ્ટદ્યુમ્ન પ્રત્યે તે આ રીતે બોલ્યો:[27] 'ઓ ધૃષ્ટદ્યુમ્ન! તારા સિવાય બીજો એક પણ પુરુષ દ્રોણાચાર્ય સામે લડવાને ઉત્સાહ કરી શકે તેમ નથી, માટે તું જ પ્રથમ તેનો વધ કરવા માટે ઉતાવળ કર; કારણ કે દ્રોણાચાર્યનો વધ કરવારૂપ ભારમાત્ર તારા પર જ રહ્યો છે.'[28] ભીમસેને જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે એ મહાબાહુએ યુદ્ધના સર્વ ભારને સહન કરી શકે તેવું ઉત્તમ અને મજબૂત ધનુષ્ય હાથમાં લીધું અને બાણો ફેંકતો ફેંકતો તે ક્રોધપૂર્વક રણદુર્વાર દ્રોણાચાર્ય સામે ધસ્યો; આમ આચાર્યને આગળ વધતા અટકાવવા માટે તે બાણોની વૃષ્ટિ કરીને તેમને ઢાંકી દેવા લાગ્યો.[29,30] પછી યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ તથા રણસંગ્રામને શોભાવનારા તે બન્ને જણા બ્રહ્માસ્ત્ર આદિ અનેક દિવ્ય અસ્ત્રોને પ્રકટ કરવા લાગ્યા.[31] હે મહારાજ! એ રણમાં ધૃષ્ટદ્યુમ્ને અનેક મોટાં મોટાં અસ્ત્રો મૂકીને દ્રોણાચાર્યને હાટી દીધા તથા તેમનાં સર્વ અસ્ત્રોનો પણ નાશ કરી નાખ્યો.[32] વળી અસ્ખલિત પરાક્રમવાળો તે ધૃષ્ટદ્યુમ્ન સંગ્રામમાં દ્રોણાચાર્યનું રક્ષણ કરવા ઇચ્છતા વસાતિ, શિબિ, બાહ્લિક તથા કૌરવો સુદ્ધાંનો નાશ કરવા લાગ્યો.[33] હે રાજન્! સૂર્ય જેમ કિરણો વડે સર્વ દિશાઓને ઢાંકી દે છે, તેમ ધૃષ્ટદ્યુમ્ન બાણોની જાળોથી સર્વ દિશાઓને ઢાંકી દેતો હતો અને સાક્ષાત્ સૂર્યની જેમ રણમાં શોભતો હતો.[34] ત્યાં દ્રોણાચાર્યે ધૃષ્ટદ્યુમ્નના તે ધનુષ્યને પણ કાપી નાખ્યું અને ફરીથી તેનાં સર્વ મર્મસ્થાનોમાં

બાણોનો સખ્ત પ્રહાર કર્યો, એટલે ધૃષ્ટદ્યુમ્નને અનહદ વ્યથા થવા લાગી.[૩૫] હવે હે રાજેંદ્ર ! ભીમસેનને અત્યંત ક્રોધ ચઢ્યો. તે છેક દ્રોણાચાર્યના રથ પાસે જઈ પહોંચ્યો અને ધીમે ધીમે તેમને આ પ્રમાણે બોલ્યો :[૩૬] 'તમારા જેવા નીચ બ્રાહ્મણો સારા શિક્ષિત થયા છતાં અને પોતાનાં કર્મોથી ભ્રષ્ટ થયા છતાં પણ જો આ રીતે યુદ્ધ કરતા ન હોય તો બિચારા ક્ષત્રિયોનો સંહાર થાય નહિ.[૩૭] અરે ઓ આચાર્ય ! વિદ્વાનો સર્વ ભૂતોની અહિંસાને જ અતિ પ્રશસ્ત ધર્મ કહે છે અને તેવા અહિંસામય ધર્મનું વાસ્તવિક મૂળ બ્રાહ્મણ છે. આપ તો અતિશય વેદવેત્તા બ્રાહ્મણ છો.[૩૮] તો હે બ્રહ્મન્ ! એક ચાંડાલની પેઠે અસંખ્ય મ્લેચ્છોનો સંહાર કરીને આપ અજ્ઞાનથી મૂઢની પેઠે પુત્ર, સ્ત્રી તથા ધનની ઇચ્છા રાખીને જુદી જુદી જાતનાં અનેક પ્રાણીઓનો પણ વિનાશ કરી રહ્યા છો, તે શું યોગ્ય છે ?[૩૯] કેવળ એક જ પુત્રને માટે સ્વકર્મથી ભ્રષ્ટ થઈને અને અધર્મવિદ્યાનો આશ્રય કરીને તમને સ્વકર્મ કરનારાં અનેક મનુષ્યોનો સંહાર કરતાં લાજ કેમ નથી આવતી ?[૪૦] અરે ! જેને માટે તમે શસ્ત્રો હાથમાં લીધાં છે અને જીવી રહ્યા છો, તે તમારો પુત્ર તો તમારી પાછળ જ રણમાં લાંબો થઈ સૂઈ ગયો છે, એ વાત તો તમને જાણે કરવામાં આવી ન હોય તેમ લાગે છે ![૪૧] ધર્મરાજાએ તમને તમારા પુત્રના મરણ વિષે જે વાક્ય કહ્યું છે તે સત્ય છે; તેમાં શંકા કરવી તે યોગ્ય નથી.' ભીમસેનનાં એ વચનો સાંભળીને દ્રોણાચાર્યે ધનુષ્યને ફેંકી દીધું. પછી બીજાં સર્વ અસ્ત્રોનો ત્યાગ કરવાની ઇચ્છાથી તે ધર્માત્મા પુરુષ આ પ્રમાણે બોલી ઊઠ્યા : 'અરે કર્ણ ! ઓ કર્ણ ! હે મહાધનુર્ધર કૃપાચાર્ય ! ઓ દુર્યોધન ! હું તમને ફરી ફરીને કહું છું કે, સંગ્રામમાં બરાબર યત્ન કરજો. પાંડવો તરફથી તમારું કલ્યાણ થાઓ. હું હવે શસ્ત્રોનો ત્યાગ કરું છું.[૪૨-૪૪] આમ કહીને હે મહારાજ ! તેમણે પોતાનાં સર્વ શસ્ત્રોનો ત્યાગ કર્યો અને તેઓ અશ્વત્થામાને જ મોટેથી બોલાવવા લાગ્યા. પછી છેવટે યોગધારણાનો આશ્રય કરી તે રથની બેઠક પર બેસી ગયા અને તેમણે સર્વને અભય આપ્યું. આ તકનો લાભ લઈ પ્રતાપી ધૃષ્ટદ્યુમ્ન બાણ સાથેના તે પોતાના ધનુષ્યને રથમાં મૂકી દઈને એકદમ નીચે ઊતર્યો અને હાથમાં તલવાર લઈને દ્રોણાચાર્યની સામે ધસી ગયો.[૪૫-૪૭] આમ યોગનિષ્ઠ દ્રોણાચાર્યને ધૃષ્ટદ્યુમ્નના સપાટામાં આવેલા જોઈને માનુષી ને દૈવી આદિ સર્વ પ્રાણીઓ હાહાકાર કરવા લાગ્યાં.[૪૮] તેઓ બધાં કારમી ચિચિયારીઓ પાડી રહ્યાં અને કહેવા લાગ્યાં કે, 'અરે ! ધિક્કાર હો !' એ જ સમયે દ્રોણાચાર્ય પણ શસ્ત્રોનો ત્યાગ કરી પરમ જ્ઞાનનિષ્ઠામાં સ્થિત થયા.[૪૯] 'તથાસ્તુ' કહીને મહાતપસ્વી દ્રોણાચાર્ય જ્યોતિઃસ્વરૂપ થયા અને તેમણે યોગમાર્ગનો આશ્રય કરી મનમાં પુરાણ પુરુષોત્તમ વિષ્ણુનું શરણ લીધું.[૫૦] મુખને લગાર ઊંચું રાખી અને વક્ષઃસ્થળને આગળ હડપચીના ભાગમાં સ્થિર કરી તેમણે વિષયોના સ્મરણને હૃદયમાંથી દૂર ફેંકી દીધા તેમ જ નેત્રો બંધ કરી તે સત્ત્વગુણમાં સ્થિર થયા.[૫૧] આ પ્રમાણે સત્ત્વગુણમાં સ્થિર થઈને તે મહાતપસ્વી ૐકારસ્વરૂપ, દેવના દેવ, અવિનાશી અને પરમપ્રભુ એવા પરબ્રહ્મ વાસુદેવનું સ્મરણ કરીને કેવળ જ્યોતિઃસ્વરૂપ થયા હતા.[૫૨] આમ દ્રોણાચાર્ય મનુષ્યોને પણ અતિ દુર્લભ એવા સ્વર્ગમાં પધારી ગયા. તે જ્યારે આ પ્રમાણે સ્વર્ગે ગયા, ત્યારે આકાશમાં જાણે બે સૂર્ય ઊગ્યા હોય તેમ અમને લાગ્યું

હતું.[૫૩] જે વેળા સૂર્ય સમાન કાંતિવાળા દ્રોણાચાર્યરૂપી સૂર્ય સ્વર્ગે જતા હતા, તે વેળા આખું આકાશ જાણે કેવળ જ્યોતિઃસ્વરૂપ થઈ ગયું હતું અને તેજથી એકાકાર થઈ રહ્યું હતું.[૫૪] એક નિમેષ જેટલા કાળમાં તો તે જ્યોતિ ત્યાં અદૃશ્ય થઈ ગઈ અને ત્યાં તુરત હર્ષિત થયેલા દેવતાઓનો કિલકિલાટ શબ્દ સંભળાવા લાગ્યો. દ્રોણાચાર્ય બ્રહ્મલોકમાં ગયા અને ધૃષ્ટદ્યુમ્ન કેવળ મૂઢ થઈ ઊભો હતો, તે સમયે અમે પાંચ જ મનુષ્યો પરમ ગતિએ જતા યોગયુક્ત મહાત્મા દ્રોણાચાર્યને જોઈ શક્યા હતા. હે મહારાજ! હું, કુંતીપુત્ર અર્જુન, દ્રોણપુત્ર અશ્વત્થામા, યદુવંશી શ્રીકૃષ્ણ તથા ધર્મપુત્ર પાંડવ યુધિષ્ઠિર એમ પાંચ જ જણાઓ યોગયુક્ત થઈ બ્રહ્મલોક ભણી જતા બુદ્ધિમાન દ્રોણાચાર્યના મહિમાને જોઈ શક્યા હતા; બાકીના બીજા સર્વ યોદ્ધાઓ તેમને જોઈ શક્યા ન હતા; કારણ કે બ્રહ્મલોક મહાદિવ્ય છે, દેવોમાં પણ ગુહ્ય છે તથા સર્વ લોકથી પર રહેલો છે. આથી જ મહર્ષિઓની સાથે તે પરમ સ્થાનમાં જતા દ્રોણાચાર્યને બીજા કોઈ મનુષ્યો જાણી શક્યા ન હતા તેમ જોઈ શક્યા પણ ન હતા.[૫૫-૬૦] હવે યોગનો આશ્રય કરી બ્રહ્મલોકમાં પધારી ગયેલા એ શત્રુદમન દ્રોણાચાર્યનું શરીર બાણોના ઘાથી છિન્નભિન્ન થઈ ગયું હતું, શસ્ત્રોનો ત્યાગ કરી રથમાં બેસી રહ્યું હતું, લોહી વહેવડાવતું હતું અને નિર્જીવ થયું હતું. સર્વ ભૂતોથી ધિક્કારાયેલા ધૃષ્ટદ્યુમ્ને તેને પકડ્યું અને ચૂપચાપ બેસી રહેલા તે શરીરની ચોટલી પકડીને તેના મસ્તકને તલવાર વતી જુદું કર્યું, એટલે તુરત મસ્તકહીન થયેલું તે ધડ રણભૂમિ પર ગબડી પડ્યું. આ રીતે દ્રોણાચાર્યનો વિનાશ કરી ધૃષ્ટદ્યુમ્ન મોટા હર્ષમાં આવી ગયો અને રણમાં તલવાર ઘુમાવતો ઘુમાવતો ઉપરાઉપરી સિંહનાદો કરવા લાગ્યો. હે રાજા! દ્રોણાચાર્યની ઉંમર પંચાશી વર્ષની હતી, તેમને કાન સુધી પળિયાં આવી ગયાં હતાં અને તેઓ રંગે શ્યામ હતા. છતાં તે આચાર્યે તમારે માટે સોળ વર્ષના તરુણની પેઠે યુદ્ધમાં ધૂમાધૂમ કરી હતી. જે વેળા ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્યનું મસ્તક કાપવા જતો હતો તે વેળા મહાબાહુ કુંતીનંદન અર્જુને તેને કહ્યું હતું કે, 'ઓ દ્રુપદપુત્ર! તું આચાર્યને મારીશ મા; પણ તેમને જીવતા જ અહીં લાવજે.' તે વખતે સૈનિકો પણ મોટી બૂમો પાડીને ધૃષ્ટદ્યુમ્નને કહી રહ્યા હતા કે, 'આચાર્યને ન મારશો, ન મારશો.' અરે! શોકયુક્ત થયેલો અર્જુન તો બૂમો પાડતો પાડતો ધૃષ્ટદ્યુમ્નની પાછળ દોડ્યો પણ હતો, છતાં અર્જુન તથા બીજા સર્વ રાજાઓ બૂમો પાડતા જ રહ્યા અને ધૃષ્ટદ્યુમ્ને એ નરશ્રેષ્ઠને રણશય્યામાં મારી જ નાખ્યા. એટલે લોહીથી રેબઝેબ થયેલા તે દ્રોણાચાર્ય રથ પરથી પૃથ્વી પર પડ્યા. ત્યારે તે આકાશમાંથી ખરેલા મંગળના તારાની પેઠે અથવા સૂર્યનારાયણની પેઠે દુરાધર્ષ જણાતા હતા. એ રીતે મરણ પામેલા દ્રોણાચાર્યને સર્વ સૈનિકો ત્યાં યુદ્ધક્ષેત્ર પર જોઈ રહ્યા હતા.[૬૧-૬૯]

પછી હે રાજન્! મહાન ધનુર્ધારી ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યના મસ્તકને પોતાના હાથમાં લીધું અને તમારા મહારથી પુત્રો સામે ફેંક્યું.[૭૦] હે રાજન્! દ્રોણાચાર્યના મસ્તકને આમ આવી પડેલું જોઈને તમારા યોદ્ધાઓ નાસભાગ કરવામાં જ લાગી ગયા અને કેટલાએક તો સર્વ દિશાઓમાં નાસી પણ ગયા.[૭૧] દ્રોણાચાર્ય તો સ્વર્ગમાં થઈને નક્ષત્રમાર્ગમાં દાખલ થઈ ગયા હતા. હે રાજા! આ બધું સત્યવતીના પુત્ર ભગવાન વ્યાસઋષિની કૃપાથી મેં નજરોનજર

જોયું હતું. તે મહાતેજસ્વી આચાર્ય જ્યારે આકાશને સ્તબ્ધ કરી દઈ જતા હતા, ત્યારે બળબળતું ધુમાડા વિનાનું ઊંબાડિયું જાણે પૃથ્વી પરથી ઊંચે ચઢી જતું હોય તેમ અમને દેખાયું હતું. દ્રોણાચાર્યનું મરણ થતાં કૌરવો, પાંડવો અને સંજયો તદ્દન નિરુત્સાહ થઈ ગયા અને મોટા વેગ કરી ચારેબાજુ દોડી ગયા. આથી સૈન્યમાં ભંગાણ પડ્યું. એ સંગ્રામમાં ઘણા યોદ્ધાઓનો તીક્ષ્ણ બાણોથી ઘાણ વળી ગયો હતો અને ઘણા ઘાયલ થયા હતા. આમ દ્રોણાચાર્યનો નાશ થતાં તમારા પક્ષના યોદ્ધાઓના જીવ જ જાણે કે ઊડી ગયા. તેમને રણમાં સખ્ત પરાજય મળ્યો હતો અને પલાયન કરતાં પણ તેમને પરલોક તરફનો મહાન ભય હતો. આમ તેઓ બેઉ રીતે ભ્રષ્ટ થયા હતા, એટલે ધૈર્યને ધારણ કરી શક્યા નહિ. તે સર્વ રાજાઓએ હે મહારાજ ! દ્રોણાચાર્યના શરીરને મેળવવા માટે ઘણો ઘણો પ્રયાસ કર્યો; પણ રણક્ષેત્ર મરણ પામેલાં હજારો શરીરોથી ભરાઈ ગયું હતું, તેથી તેમને દ્રોણાચાર્યનું શરીર મળ્યું નહિ. પેલી તરફ પાંડવયોદ્ધાઓ તો રણમાં વિજય તથા મહાન યશ મેળવીને બાણો અને શંખોના શબ્દો કરવા લાગ્યા, તેમ જ પુષ્કળ સિંહનાદોથી ગાજવા મંડ્યા. ત્યાં હે રાજન્ ! ભીમસેન અને ધૃષ્ટદ્યુમ્ન તો અન્યોન્યને ભેટીને સેનાના મધ્યમાં નાચવા જ મંડી પડ્યા હતા. તે સમયે ભીમસેને શત્રુતાપન ધૃષ્ટદ્યુમ્નને આ પ્રમાણે કહ્યું :[૭૨-૮૦] 'હે ધૃષ્ટદ્યુમ્ન ! આ સમયે જેવા આનંદથી હું તને ભેટી રહ્યો છું, તેવા જ આનંદથી ફરી પણ જ્યારે પાપી દુર્યોધન તથા કર્ણ રણમાં હણાશે, ત્યારે તને વિજયવંતાને હું ભેટીશ.'[૮૧] આમ કહીને પાંડુપુત્ર ભીમસેન અતીવ હર્ષમાં આવી ગયો અને ભુજાઓ ઠોકીને પૃથ્વીને કંપાવવા લાગ્યો.[૮૨] તે સાંભળીને યુદ્ધમાં ઊભેલા તમારા યોદ્ધાઓ ત્રાસ પામી ગયા અને તેઓ ક્ષાત્રધર્મનો ત્યાગ કરી પલાયન કરવા તત્પર થઈ ગયા.[૮૩] હે પૃથ્વીપતિ ! પાંડવયોદ્ધાઓ તો તે સંગ્રામમાં જય મેળવીને તથા શત્રુઓનો સંહાર કરીને હર્ષિત થયા અને સુખ પામ્યા.[૮૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત દ્રોણવધપર્વમાં 'દ્રોણનો વધ' નામનો અધ્યાય ૧૯૨ મો સમાપ્ત

### દ્રોણવધપર્વ સમાપ્ત

# नारायणास्त्रमोक्षपर्व

## अध्याय १९३ मो

### દ્રોણાચાર્યના વધના વૃત્તાંતનું અશ્વત્થામાને નિવેદન

॥ सजय उवाच ॥

**ततो द्रोणे हते राजन् कुरवः शस्त्रपीडिताः ।**
**हतप्रवीरा विध्वस्ता भृशं शोकपरायणाः ॥ १ ॥**

સંજય બોલ્યો : હે રાજન્ ! આમ દ્રોણાચાર્યનું મરણ થતાં શસ્ત્રથી પીડાયેલા કૌરવો અત્યંત શોકપરાયણ થઈ ગયા. તેમના ઘણા યોદ્ધાઓનો સંહાર થઈ ગયો હતો અને તેઓ પોતે પણ અત્યંત ઘાયલ થઈ ગયા હતા.[૧] હે પૃથ્વીનાથ ! શત્રુઓને પ્રતિદિન ચઢતીમાં આવતા જોઈને તેઓ વારંવાર કંપવા લાગ્યા, તેમનાં નેત્રો અશ્રુઓથી ઊભરાઈ જવા લાગ્યાં અને ત્રાસી ઊઠીને દીન થઈ ગયા.[૨] તેમનું ભાન ચાલ્યું ગયું, તેમનો ઉત્સાહ નાશ પામ્યો, શોકને લીધે તેમનું તેજ હણાઈ ગયું અને કારમી કિકિયારીઓ પાડીને તેઓ બધા તમારા પુત્રની આસપાસ વીંટાઈ વળ્યા.[૩] પૂર્વે જેમ હિરણ્યાક્ષનું મરણ થતાં દૈત્યોના કંઠો અશ્રુઓથી ભરાઈ ગયા હતા, તેમ જ અત્યારે દ્રોણાચાર્યનો વધ થતાં કૌરવોના કંઠો અશ્રુઓથી ગળગળા થઈ ગયા હતા. તેઓ બધા ધૂળથી ભરાઈ ગયા હતા, થરથર ધ્રૂજતા હતા

અને દશેય દિશાઓને નિહાળી રહ્યા હતા.[૪] આ રીતે તમારો પુત્ર રાજા દુર્યોધન જાણે ત્રાસ પામેલાં મૃગોનાં ટોળાંથી વીંટાઈ ગયો હતો અને ત્યાં ઊભો રહેવાને પણ અશક્ત થઈ નાસી જવા તત્પર થયો.[૫] હે ભારત! ભૂખ અને તૃષાથી લોથ-પોથ થયેલા તમારા યોદ્ધાઓ જાણે સૂર્યના તાપથી તપી ગયા હોય તેમ ખિન્ન મનવાળા થઈ ગયા.[૬] હે રાજન્! સૂર્યનું પતન, સમુદ્રનું શોષણ, મેરુ પર્વતનું ચલન તથા ઇંદ્રનો પરાજય જેવો અસહ્ય છે, તેવો જ અસહ્ય દ્રોણાચાર્યનો વધ જોઈને કૌરવો અતિશય ભયભીત સ્વરૂપવાળા થઈ ગયા અને ભયથી પલાયન કરવા લાગ્યા.[૭,૮] નિત્ય સુવર્ણના રથમાં બેસનારા દ્રોણાચાર્યને હણાયેલા સાંભળીને, ભયભીત થયેલો ગાંધારરાજ શકુનિ અતિશય ત્રાસ પામેલા પોતાના રથીયોદ્ધાઓની સાથે નાસવા લાગ્યો.[૯] ત્યારે સૂતપુત્ર કર્ણ પણ પતાકાઓ ફરકાવતી પોતાની વેગવાળી મહાસેનાને સાથે લઈને ભયથી ભાગવા લાગ્યો.[૧૦] ત્યાં મદ્રરાજ શલ્ય રથો, હાથીઓ તથા ઘોડાઓથી ભરપૂર એવી પોતાની સેનાને આગળ કરીને ભયને લીધે આસપાસ જોતો રણમાંથી નાસી જવા લાગ્યો.[૧૧] ધ્વજ–પતાકાઓને ધારણ કરનારા તથા લગભગ માર્યા ગયેલા યોદ્ધાઓને સાથે લઈને શારદ્વત કૃપાચાર્ય પણ 'હાય! અરે!' એમ બોલતા બોલતા નાસી જવા લાગ્યા.[૧૨] હે રાજન્! મરણ પામતાં બાકી રહેલા ભોજસૈન્યને તેમ જ કલિંગ, આરટ્ટ તથા બાહ્લિક યોદ્ધાઓને સાથે લઈને કૃતવર્મા પણ પોતાના અતિ વેગવાળા ઘોડાઓ દોડાવીને રણમાંથી પોબારા ગણી ગયો હતો.[૧૩] વળી હે રાજન્! અનેક પદાતિયોદ્ધાઓની સાથમાં રહેલો અને ત્રાસ પામેલો ઉલૂકરાજા પણ દ્રોણાચાર્યને રણમાં મારી નાખવામાં આવેલા જોઈને ભયભીત થઈ ગચ્છંતિ કરી ગયો હતો.[૧૪] દેખાવડો, જુવાન અને શૌર્યથી પંકાયેલો દુઃશાસન પણ અત્યંત ઉદ્વેગ પામીને હાથીસૈન્ય સાથે પલાયન કરી જતો હતો.[૧૫] દશ હજાર રથી-યોદ્ધાઓ તથા ત્રણ હજાર હાથીઓને આગળ કરી વૃષસેન પણ દ્રોણાચાર્યને મારી નાખેલા જોઈ ઉતાવળો ઉતાવળો દોડી જતો હતો.[૧૬] હે મહારાજ! હાથીઓ, ઘોડાઓ, રથો અને પાળાઓથી વીંટાયેલો મહારથી દુર્યોધન પણ ત્યાંથી પ્રયાણ કરી જતો હતો.[૧૭] હે રાજન્! અર્જુનના મારામાંથી બચી ગયેલા સંશપ્તક યોદ્ધાઓને સાથે લઈ સુશર્મા પણ દ્રોણાચાર્યને મરણ પામેલા જોઈ નાઠો હતો.[૧૮] આ ઉપરાંત બીજા કેટલાએક યોદ્ધાઓ હાથીઓ પર બેસીને, કેટલાએક રથ પર બેસીને તથા કેટલાએક ઘોડાઓ પર બેસીને સર્વ તરફથી નાસભાગ કરતા હતા.[૧૯] એ રણમાં દ્રોણાચાર્યને હણાયેલા જોઈ કેટલાએક કૌરવો પોતાના પિતાઓને ઉતાવળ કરાવતા, કેટલા-એક ભાઈઓને ઉતાવળ કરાવતા, કેટલાએક મામાઓને ઉતાવળ કરાવતા, કેટલાએક પુત્રોને ઉતાવળ કરાવતા, કેટલાએક સૈન્યોને હાંકો મારતા, કેટલાએક ભાણેજોને બૂમો પાડતા અને બીજા કેટલાએક પોતાના સંબંધીઓને ઉતાવળ કરવાને કહેતા દશે દિશાઓમાં નાસભાગ કરતા હતા.[૨૦,૨૧] તે સર્વ યોદ્ધાઓના વાળ વીખરાઈ ગયા હતા અને તેઓ એટલા બધા છૂટાછૂટા પડી ગયા હતા કે, બે જણા સાથે રહીને તો દોડતા જ ન હતા. નાશ પામેલા ઉત્સાહવાળા તથા હણાયેલા ઓજસ-વાળા તે કૌરવો 'હવે આપણું સૈન્ય બચવાનું નથી' એમ માની બેઠા હતા.[૨૨] હે વિભુ! તમારા કેટલાએક યોદ્ધાઓ તો પોતાનાં કવચો ફેંકી ફેંકીને નાસી જતા હતા, ત્યારે બીજા કેટલાએક સૈનિકો માંહોમાંહે બૂમો પાડતા હતા કે, 'અલ્યા, ઊભો રહે, ઊભો રહે!' આમ છતાં તેઓ ત્યાં

ઊભા રહેતા ન હતા. હે ભરતશ્રેષ્ઠ! કેટલાએક સૈનિકો માર્યા ગયેલા સારથિવાળા રથમાંથી સુંદર અલંકારોવાળા ઘોડાઓને છોડી નાખી, તેમના પર સવાર થઈ ગયા હતા અને પગની એડીઓ મારી ઘોડાઓને જલદી મારી મૂકતા હતા.[૨૩,૨૪] આમ જ્યારે સૈન્ય નાસી રહ્યું હતું અને તેનો દેખાવ ભયભીત તથા નિસ્તેજ થઈ ગયો હતો, ત્યારે ઝૂડ જેમ પ્રવાહ સામે જાય તેમ દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામા શત્રુઓ સામે ગયા હતા.[૨૫] ત્યાં તેમને શિખંડી આદિ પાંચાલો, પ્રભદ્રકો, ચેદિઓ તથા કેકયોની સાથે મહાન યુદ્ધ થયું હતું.[૨૬] યુદ્ધદુર્મદ અને મદમત્ત હાથી સમાન પરાક્રમી તે અશ્વત્થામા પાંડવોની અનેક સેનાઓનો સંહાર કરી માંડ માંડ યુદ્ધમાંથી મુક્ત થયા હતા.[૨૭] પરંતુ ત્યાં અશ્વત્થામાએ પલાયન કરવામાં ઉત્સાહવાળા કૌરવસૈન્યને નાસભાગ કરતું જોયું, એટલે તેમણે એકદમ દુર્યોધન પાસે આવીને આ પ્રમાણે કહ્યું:[૨૮] 'હે ભારત! ભયભીત દેખાવની આ સેના આજે કેમ નાસભાગ કરે છે? હે રાજેંદ્ર! તે આમ નાસભાગ કરી રહી છે, છતાં તમે એને કેમ રણમાં સ્થિર કરતા નથી?[૨૯] હે નરપતિ! તમે પોતે પણ આજે પૂર્વની પેઠે મૂળ-સ્વભાવમાં કેમ દેખાતા નથી? હે રાજા! આ કર્ણ વગેરે યોદ્ધાઓ કેમ ઊભા રહેતા નથી?[૩૦] હે મહાબાહુ! બીજાં ઘણાં યુદ્ધોમાં સેનાએ આ રીતે નાસભાગ કદી કરી નથી, તો હે ભારત! તમારું સૈન્ય કુશળક્ષેમ છેને?[૩૧] હે રાજન્! કયો રથીસિંહ યોદ્ધો મરણ પામતાં તમારું સૈન્ય આ અવસ્થાએ આવી પહોંચ્યું છે? હે કૌરવ! આ બધાનો તમે મને ઉત્તર આપો.[૩૨] અશ્વત્થામાનાં એ વાક્યો સાંભળી રાજશ્રેષ્ઠ દુર્યોધન દ્રોણાચાર્યના મરણરૂપ ઘોર અપ્રિય કહેવાને સમર્થ થયો નહિ. ભાંગી પડેલી નૌકાની જેમ તે મહાશોકના મહાસાગરમાં ડૂબી ગયો અને પોતાની સામે રથમાં બેઠેલા દ્રોણપુત્રને જોઈને તે આંસુથી અંતરાઈ ગયો.[૩૩,૩૪] પછી રાજા દુર્યોધને શરમાતાં શરમાતાં કૃપાચાર્યને આ પ્રમાણે કહ્યું: 'આ સૈન્ય કેમ નાસભાગ કરે છે, તે તમે પોતે જ અશ્વત્થામાને કહી સંભળાવો. તમારું કલ્યાણ થાઓ!' એટલે હે રાજન્! વારંવાર ખિન્ન થતા તે કૃપાચાર્ય દ્રોણાચાર્યને કેવી રીતે મારી નાખવામાં આવ્યા તે સર્વ વૃત્તાંત અશ્વત્થામા પ્રત્યે કહેવા લાગ્યા.[૩૫,૩૬]

કૃપ બોલ્યા : અમે બધા આજે પૃથ્વીશ્રેષ્ઠ મહારથી દ્રોણાચાર્યને આગળ કરી કેવળ પાંચાલોની સાથે જ યુદ્ધ કરતા હતા.[૩૭] તેમાં પ્રથમ જ શરૂઆતમાં કૌરવો અને સોમકો અંદર અંદર સેળભેળ થઈ ગયા તથા અન્યોન્ય સામે ગર્જનાઓ કરી, શસ્ત્રો વડે શરીરોને પાડવા લાગ્યા.[૩૮] એ રીતે યુદ્ધ ચાલુ થતાં કૌરવ સૈનિકોનો રણમાં ઘણો જ સંહાર થવા લાગ્યો. તે જોઈ કોપી ઊઠેલા તમારા પિતાએ બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું.[૩૯] પુરુષશ્રેષ્ઠ દ્રોણાચાર્યે તે અસ્ત્રને પ્રકટ કરીને ભલ્લ બાણો છોડ્યાં અને સેંકડો તથા હજારો શત્રુઓનો સંહાર વાળી નાખ્યો.[૪૦] ત્યાં પાંડવો, મત્સ્યો અને વિશેષે કરી પાંચાલો કાળથી પ્રેરાઈને દ્રોણાચાર્યના રથ સામે આવતા હતા અને યુદ્ધમાં નાશ પામતા હતા.[૪૧] દ્રોણાચાર્યે એ બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરી સિંહ સરખા એક હજાર પુરુષોને તથા બે હજાર હાથીઓને મૃત્યુ પાસે મોકલી દીધા.[૪૨] કાન સુધી આવેલાં પળિયાંવાળા, રંગે શ્યામ તથા અવસ્થાએ પંચાશી વર્ષના તે વૃદ્ધ આચાર્ય ત્યારે સોળ વર્ષના એક તરુણની પેઠે રણમાં ઘૂમી રહ્યા હતા.[૪૩] આમ જ્યારે સૈન્યો દુઃખી દુઃખી થઈ ગયાં અને જ્યારે મોટા મોટા રાજાઓનો સંહાર થવા લાગ્યો, ત્યારે અમર્ષવશ થયેલા પાંચાલ

યોદ્ધાઓ રણમાંથી વિમુખ થઈ ગયા.[૪૪] તેમનામાં થોડું થોડું ભંગાણ પડ્યું અને સૈનિકો નાસ ભાગ કરવા લાગ્યા, એટલે શત્રુજેતા દ્રોણાચાર્ય દિવ્ય અસ્ત્રને પ્રકટ કરીને ઉદય પામેલા સૂર્યની પેઠે શોભવા લાગ્યા.[૪૫] પાંડવયોદ્ધાઓની મધ્યમાં જઈને બાણોરૂપી કિરણોવાળા તમારા પ્રતાપી પિતા જાણે મધ્યાકાશમાં આવેલા સૂર્ય હોય તેમ દુષ્પ્રેક્ષ્ય થઈ પડ્યા હતા.[૪૬] આમ સૂર્યની પેઠે પ્રકાશી રહેલા દ્રોણાચાર્ય તે શત્રુઓને બાળી નાખતા હતા અને તેથી તેઓ દગ્ધવીર્ય, નિરુત્સાહ અને બેભાન જેવા જ થઈ ગયા હતા.[૪૭] આ પ્રમાણે દ્રોણાચાર્યે તેમને બાણો વડે ગભરાવી નાખ્યા તે જોઈને પાંડવોનો વિજય ઇચ્છનારા મધુસૂદને આ વચન કહ્યું :[૪૮] 'શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ તથા રથપતિઓના પણ અધિપતિ એવા આ દ્રોણાચાર્યને સાક્ષાત્ ઇંદ્ર પણ યુદ્ધમાં જીતી શકે તેમ નથી, તો આપણે મનુષ્યો તો ક્યાંથી જ જીતવાના છીએ ? માટે હે પાંડવો ! આ વેળા ધર્મનો ત્યાગ કરી તમે વિજયની રક્ષા કરો. એટલે સોનેરી રથવાળા આ દ્રોણાચાર્ય આપણ બધાનો રણમાં વિનાશ ન કરી નાખે.[૪૯,૫૦] હું ધારું છું કે, આ દ્રોણાચાર્ય અશ્વત્થામાનું મૃત્યુ સાંભળી કદી યુદ્ધ કરશે નહિ; માટે આપણા માંહેનો કોઈ પુરુષ અશ્વત્થામા રણમાં મરણ પામ્યા છે, આવું ખોટું ખોટું પણ તે દ્રોણાચાર્ય પાસે કહો.'[૫૧] શ્રીકૃષ્ણનાં આ વાક્યો કુંતાપુત્ર અર્જુનને ગમ્યાં નહિ; પણ બાકીના બીજા સૌને એ વાત ગમી અને ધર્મરાજ યુધિષ્ઠિરે સુદ્ધાં માંડ માંડ તેમ કરવા સ્વીકાર્યું. પછી ભીમસેને તમારા પિતાની પાસે જઈને શરમાતાં શરમાતાં આ પ્રમાણે કહ્યું : 'અશ્વત્થામા હણાયો, અશ્વત્થામા હણાયો,' પણ તમારા પિતાએ ભીમસેનનાં આ વચનોને માન્યાં નહિ, તેમને આ વાત ખોટી હોવાની શંકા પડી.

હવે તમારા પુત્રપ્રેમી પિતાએ ધર્મરાજને પૂછી જોયું કે, 'અશ્વત્થામા રણમાં હણાયો છે કે જીવતો છે ?'[૫૨–૫૪] એટલે ધર્મરાજ એક બાજુ અસત્ય વચનના ભયમાં ડૂબી ગયા, તો બીજી બાજુ તેમને જયની આસક્તિ ચોંટી રહી. હવે ભીમસેને પ્રથમથી જ માલવરાજ ઇંદ્રવર્માના અશ્વત્થામા નામના એક પર્વતકાય હાથીને રણમાં મારી નાખ્યો હતો. તેથી જ એ મહાન હાથીને મનમાં રાખીને યુધિષ્ઠિર એટલું પણ અસત્ય બોલવા તૈયાર થયા હતા. વળી પાછો પણ ભીમસેન તમારા પિતા પાસે જઈને તે સમયે આ પ્રમાણે કહેવા લાગ્યો :[૫૫,૫૬] 'જેને માટે તમે શસ્ત્રો હાથમાં લીધાં છે અને જેને જોઈને તમે જીવી રહ્યા છો, તે તમારા પ્રિય પુત્ર અશ્વત્થામાને નિત્યને માટે રણમાં પાડી નાખ્યો છે.[૫૭] વનમાં મરણ પામેલા સિંહશિશુની પેઠે તે મરણ પામીને રણભૂમિ પર સૂઈ રહ્યો છે.'[૫૮] ભીમસેને આમ કહ્યું હતું અને અસત્ય ભાષણના દોષોને જાણનાર યુધિષ્ઠિરરાજે પણ બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણાચાર્યને ધીમેથી અસ્પષ્ટ રીતે તેમાં ઉમેર્યું હતું : 'અશ્વત્થામા હાથી હણાયો છે.'[૫૯] ધર્મરાજના વાક્ય પરથી તમને યુદ્ધમાં મરણ પામેલા સાંભળીને તમારા પિતા સંતાપથી તપી ગયા અને તે દિવ્યાસ્ત્રોનો ત્યાગ કરી પૂર્વની પેઠે લડતા બંધ થયા.[૬૦] એ પ્રમાણે દ્રોણાચાર્યને પરમ ઉદ્વિગ્ન, શોકાતુર અને બેભાન થયેલા જોઈને પાંચાલરાજનો ક્રૂરકર્મી પુત્ર ધૃષ્ટદ્યુમ્ન તેમની સામે ધસી ગયો.[૬૧] લોકપ્રસિદ્ધ દ્રોણાચાર્યે પણ પોતાના મૃત્યુરૂપે જ ઉત્પન્ન થયેલા તે ધૃષ્ટદ્યુમ્નને જોઈને દિવ્ય અસ્ત્રોનો ત્યાગ કર્યો અને રણમાં જ અનશનવ્રત લઈને બેસી ગયા.[૬૨] પછી ધૃષ્ટદ્યુમ્ને ડાબે હાથે તેમની ચોટલી પકડી અને વીર પુરુષોના કોલાહલ વચ્ચે જ તેણે તેમનું મસ્તક કાપી નાખ્યું.[૬૩] તે વેળા સર્વ યોદ્ધાઓ કહી રહ્યા

હતા કે, 'અરે, આચાર્યને ન મરાય, ન મરાય,' ત્યારે ધર્મજ્ઞ અર્જુન પણ રથ પરથી ઊતરી પડી એ ધૃષ્ટદ્યુમ્નની પાછળ દોડ્યો હતો અને હાથ ઊંચો કરી ઉતાવળો ઉતાવળો કહી રહ્યો હતો કે, 'તું આચાર્યને જીવતા જ પકડી લાવજે; પણ એમને મારીશ નહિ.'[૬૪,૬૫] આમ હે નરસિંહ! કૌરવોએ તથા અર્જુને તેને વાર્યો હતો, છતાં તે ક્રૂરે તમારા પિતાને મારી જ નાખ્યા.[૬૬] હે નિર્દોષ! તમારા પિતાનું એ પ્રમાણે મૃત્યુ થયું, એટલે ભયાકુલ થયેલા સર્વ સૈનિકો નાસવા લાગ્યા અને અમે બધા પણ નિરુત્સાહ થઈ ગયા.[૬૭]

સંજય બોલ્યો: પોતાના પિતાનું આવું મરણ સાંભળીને અશ્વત્થામા પગથી પછડાયેલા સર્પની પેઠે તીવ્ર ક્રોધમાં આવી ગયા.[૬૮] હે રાજા! ઈંધણાંના ઢગમાં અગ્નિ જેમ ભડભડાટ સળગી ઊઠે છે, તેમ અશ્વત્થામા પોતાના પિતાના મરણ-સમાચાર સાંભળી ક્રોધને લીધે રણમાં અત્યંત બળવા લાગ્યા.[૬૯] ત્યારે હાથે હાથ ઘસીને તથા દાંત કચકચાવીને તે સર્પની પેઠે ફૂંફાડા મારવા લાગ્યા અને તેમની આંખ લાલચોળ થઈ ગઈ.[૭૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત નારાયણાસ્ત્રમોક્ષપર્વમાં 'અશ્વત્થામાને નિવેદન' નામનો અધ્યાય ૧૯૩મો સમાપ્ત

## अध्याय १९४ मो

### ધૃતરાષ્ટ્રનો પ્રશ્ન

॥ धृतराष्ट्र उवाच ॥

**अधर्मेण हतं श्रुत्वा धृष्टद्युम्नेन संजय।**
**ब्राह्मणं पितरं वृद्धमश्वत्थामा किमब्रवीत् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! પોતાના વૃદ્ધ બ્રાહ્મણ પિતાને ધૃષ્ટદ્યુમ્ને અધર્મથી મારી નાખ્યા તે સાંભળીને અશ્વત્થામા શું બોલ્યા હતા?[૧] જેમની પાસે માનવ, વારુણ, આગ્નેય, ઐંદ્ર અને નારાયણ આદિ દિવ્ય અસ્ત્રો નિત્ય રહેતાં હતાં, તે પોતાના ધર્મિષ્ઠ આચાર્યને ધૃષ્ટદ્યુમ્ને અધર્મથી રણમાં મારી નાખ્યા, એ સાંભળીને તે અશ્વત્થામાએ શું કહ્યું હતું?[૨,૩] એ મહાત્માએ પરશુરામ પાસેથી સંપૂર્ણ ધનુર્વેદનો અભ્યાસ કર્યો હતો અને પોતાના તુલ્ય ગુણોની આકાંક્ષાથી તેમણે પોતાના પુત્રને દિવ્ય અસ્ત્રો શીખવ્યાં હતાં.[૪] ખરેખર! આ જગતમાં પુરુષો એક પોતાના પુત્રને વિશે જ ઇચ્છે છે કે તે પોતા કરતાં સવાયો થાય, બાકી બીજા કોઈને વિશે તેઓ એવું ઇચ્છતા નથી.[૫] આથી મહાત્મા આચાર્યો પાસે જે જે કંઈ રહસ્યો હોય છે, તે તે બધાં તેઓ પોતાના પુત્રને અથવા પોતાને અનુસરી ચાલનાર સુપાત્ર શિષ્યને આપે છે.[૬] હે સંજય! અશ્વત્થામા દ્રોણાચાર્યના પુત્ર તો છે જ; પણ એક ઉત્તમ શિષ્ય પણ છે. એ અશ્વત્થામાએ વિશેષે કરી સર્વ રહસ્ય તેમની પાસેથી સંપાદન કર્યું છે, તેથી જ તે શૂરવીર શારદ્વતીપુત્ર રણમાં દ્રોણાચાર્યની પછી આવે છે.[૭] એ દ્રોણાચાર્ય શસ્ત્રોમાં રામ સરખા હતા, યુદ્ધમાં ઇંદ્ર સમાન હતા, વીર્યમાં કાર્તવીર્ય સમાન હતા અને બુદ્ધિમાં બૃહસ્પતિ સરખા હતા.[૮] સ્થૈર્યમાં તે પર્વત સરખા હતા, તેજમાં તે અગ્નિ સમાન હતા અને તે યુવાન હતા. તે ગાંભીર્યમાં સમુદ્ર સમાન હતા અને ક્રોધમાં કાળા નાગ સરખા હતા.[૯] તે જગતમાં પ્રથમ રથી હતા, દૃઢ ધનુર્ધારી હતા, યુદ્ધના શ્રમને જીતનારા હતા, ઝડપથી અસ્ત્રો ફેંકનારા હતા, યુદ્ધમાં વાયુની પેઠે ઘૂમનારા હતા અને સંગ્રામમાં કોપેલા કાળ સમા હતા.[૧૦] સંગ્રામમાં શસ્ત્રો ફેંકી ફેંકીને તેમણે આખી પૃથ્વીને પીડિત કરી છે. વળી તે સત્યપરાક્રમી વીર સંગ્રામમાં કદી વ્યથા પામતા ન હતા.[૧૧] તે વેદસ્નાત, વ્રતસ્નાત અને ધનુર્વેદના પારંગત એવા તે દ્રોણાચાર્ય મહાસાગરની પેઠે અક્ષોભ્ય હતા તેમ જ દશરથપુત્ર રામચંદ્રના જેવા પરાક્રમી હતા.[૧૨] તે

પોતાના ધર્મિષ્ઠ આચાર્યને ધૃષ્ટદ્યુમ્ને અધર્મથી રણમાં મારી નાખ્યા છે, એવું સાંભળીને અશ્વત્થામાએ શું કહ્યું હતું?[૧૩] જેમ યજ્ઞસેનનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્યના મૃત્યુરૂપે ઉત્પન્ન થયો હતો, તેમ મહાત્મા દ્રોણાચાર્યે અશ્વત્થામાને ધૃષ્ટદ્યુમ્નના મૃત્યુરૂપે ઉત્પન્ન કર્યા છે; તો ઘાતકી, ક્રૂર, પાપી અને ટૂંકી દૃષ્ટિના ધૃષ્ટદ્યુમ્નના હાથે આચાર્યને મરણ પામેલા સાંભળીને તે અશ્વત્થામા શું બોલ્યા હતા?[૧૪,૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત નારાયણાસ્ત્રમોક્ષપર્વમાં 'ધૃતરાષ્ટ્રપ્રશ્ન' નામનો અધ્યાય ૧૯૪મો સમાપ્ત

# अध्याय १९५मो

## અશ્વત્થામાનો ક્રોધ

॥ સંજય ઉવાચ ॥

छद्मना निहतं श्रुत्वा पितरं पापकर्मणा ।
बाष्पेणापूर्यत द्रोणी रोषेण च नरर्षभ ॥ १ ॥

સંજય બોલ્યો: હે પુરુષશ્રેષ્ઠ! પાપકર્મી ધૃષ્ટદ્યુમ્ને પોતાના પિતાને કપટથી મારી નાખ્યા છે, એ સાંભળીને અશ્વત્થામાનાં નેત્રો અશ્રુઓથી ભરાઈ ગયાં અને તે ક્રોધથી ધૂંધવાઈ ઊઠ્યા.[૧] ત્યારે હે રાજેંદ્ર! ક્રોધાયમાન થયેલા અશ્વત્થામાનુ શરીર પ્રલયકાળે સર્વ ભૂતોનો સંહાર કરવા ઇચ્છતા કાળના જેવું પ્રદીપ્ત દેખાતું હતું.[૨] પછી આંસુવહેતી પોતાની બન્ને આંખોને વારંવાર લૂછીને અશ્વત્થામાએ ક્રોધભેર નિઃશ્વાસો નાખ્યા અને દુર્યોધનને આ પ્રમાણે કહ્યું.[૩] 'મારા ક્ષુદ્ર શત્રુઓએ શસ્ત્રહીન થયેલા મારા પિતાને જે રીતે મારી નાખ્યા છે તથા ધર્મનું મહોરું ઢૂંકું ગણાતા યુધિષ્ઠિરે જે પાપ કર્યું છે, તે બધું મારા જાણવામાં આવ્યું છે.[૪] ધર્મપુત્ર યુધિષ્ઠિરનું નીચ પુરુષને યોગ્ય એવું ક્રૂર કર્મ પણ મારા સાંભળવામાં આવ્યું. હે રાજન્! યુદ્ધમાં મચેલા પુરુષોનો જય અથવા પરાજય અવશ્ય નક્કી હોય છે; પરંતુ યુદ્ધ કરતાં જે મરણ થાય છે તે એ બન્નેના કરતાં વિશેષ પ્રશંસાપાત્ર છે. જો સંગ્રામમાં યુદ્ધ કરનાર પુરુષનો ન્યાયપૂર્વક વધ થાય, તો તેના સંબંધીઓને દુઃખ થતું નથી, આમ વિદ્વાનો કહે છે. મારા પિતા અવશ્ય વીરલોકમાં (સ્વર્ગમાં) જ સિધાવ્યા છે, એમાં સંશય નથી.[૫-૭] હે નરસિંહ! એ મરણ પામ્યા તેનો શોક કરવાનો ન હોય; પરંતુ એ નિત્ય ધર્મમાં વર્તનારા હતા છતાં એમના કેશ પકડવામાં આવ્યા![૮] હાય! મારા જેવો પુત્ર હજી જીવતો બેઠો છે, છતાં સર્વ સૈન્યોના દેખતાં મારા પિતાની ચોટલી પકડવામાં આવી એ મારા મર્મોને કાપી નાખે છે.[૯] હવે જગતમાં પુત્રવાળા ગણાતા બીજા પિતાઓ પોતાના પુત્રો પાસેથી કઈ સ્પૃહા રાખી શકશે? આ જગતમાં કામથી, ક્રોધથી, અજ્ઞાનથી, હર્ષથી અથવા બાલભાવથી લોકો જે કંઈ અધર્મકૃત્યો કરે છે અથવા બીજાઓનું જે કંઈ અપમાન કરે છે, તે મહાન અધર્મકૃત્ય ધૃષ્ટદ્યુમ્ને આ રણમાં કર્યું છે. ખરેખર! એ ઘાતકી દુરાત્માએ મારું અપમાન કર્યું છે. તેથી એ ધૃષ્ટદ્યુમ્ન એ અધર્મકૃત્યના અતિ દારુણ પરિણામને જોશે. પાંડુપુત્ર ધર્મરાજાએ પણ પરમ અકાર્ય કૃત્ય કર્યું છે. તેણે કપટપૂર્વક અસત્ય ભાષણ કરીને પોતાના આચાર્યને અણીને સમયે શસ્ત્રો છોડાવ્યાં છે, માટે રણભૂમિ આજે તે ધર્મરાજાના રુધિરનું પણ પાન કરશે. હે કુરુવંશી રાજા! હું તારી પાસે સત્યના, યજ્ઞયાગાદિના તથા વાવ, કૂવા, તળાવ આદિના સોગંદ ખાઈને કહું છું કે, સર્વ પાંચાલોનો સંહાર કર્યા વિના હવે હું કોઈ પણ રીતે જીવવા ઇચ્છતો નથી. પાંચાલોનો વધ કરવાનો હું ગમે તે ઉપાયે યત્ન કરીશ.[૧૦-૧૫] પાપકર્મી ધૃષ્ટદ્યુમ્નને તો હું રણમાં જ મારી નાખીશ અને કોમળ અથવા તીક્ષ્ણ કર્મો દ્વારા બીજા સર્વ પાંચાલોનો પણ વિનાશ

કરીશ એ પછી જ હુ શાંતિ મેળવીશ હે પુરુષવ્યાઘ્ર! જગતના મનુષ્યો આટલા માટે જ પુત્રો મેળવવાની ઇચ્છા રાખે છે કે, 'આ લોકમા તથા પરલોકમા આવી પડેલા મહાન ભયમાથી આપણા પુત્રો આપણને બચાવશે' પણ અરેરે! મારા પિતાની દશા તો એક વાંઝિયા મનુષ્યના જેવી થઈ છે [૧૫-૧૮] અને તે પણ મોટા પર્વત સરખો એક પુત્ર અથવા શિષ્ય એવો હુ જીવતા હતો, છતા ધિક્કાર છે મારા દિવ્ય અસ્ત્રોને! ધિક્કાર છે મારા બન્ને બાહુઓને અને ધિક્કાર છે મારા પરાક્રમને પણ! કેમ કે મને પુત્ર તરીકે પામ્યા છતા દ્રોણાચાર્ય મરણસમયે કેશગ્રહણ પામ્યા! હે ભરતશ્રેષ્ઠ! હુ હવે એવુ કર્મ કરી દેખાડીશ કે મારા પિતા પરલોકમા ચાલ્યા ગયા છે, છતા હુ તેમના ઋણમાથી મુક્ત થઈશ જો કે આર્યપુરુષે પોતાની સ્તુતિ કરવી જોઈએ નહિ, તોપણ આ સમયે હુ મારા પિતાના વધને સહન કરી શકતો નથી, તેથી મારા પુરુષાર્થને કહી સભળાવુ છુ હુ પ્રલયકાળની પેઠે રણમા કર્મ કરીને જ્યારે સર્વ સૈન્યોને મસળી નાખીશ, ત્યારે મારા તે વીર્યને કૃષ્ણની સાથે રહેલા પાડવો જોયા કરશે આજે હુ રથમા બેસીને રણમા જઈશ, ત્યારે દેવો, ગધર્વો, અસુરો, રાક્ષસો કે મોટા મોટા નરશ્રેષ્ઠો પણ મને જીતવાને સમર્થ થશે નહિ આ સમગ્ર જગતમા મારા સરખો કે અર્જુનના સરખો બીજો અસ્ત્રવેત્તા ક્યાય છે જ નહિ [૧૯-૨૪] કિરણોના મધ્યમા જેમ સૂર્ય તેજસ્વી છે, તેમ તેજસ્વી પુરુષોના મધ્યમા હુ તેજસ્વી છુ વળી હુ સેનાની મધ્યમા રહીને દેવનિર્મિત અસ્ત્રોનો પ્રયોગ કરી શકુ છુ [૨૫] આજના મહાયુદ્ધમા મારા ધનુષ્યમાથી સડસડાટ છૂટેલા બાણો પોતાના વીર્યને દર્શાવશે અને પાડવોનો સહાર કરી નાખશે હે રાજન! આજે પાડવો સર્વ દિશાઓને મારા તીક્ષ્ણ બાણોથી જળધારાઓની જેમ ઢકાયેલી જોશે મહાન વાયુ જેમ વૃક્ષોને તોડી પાડે છે, તેમ હુ સર્વ તરફ ભયકર શબ્દ કરનારી બાણોની જાળો પાથરી દઈને, શત્રુઓને રણમા પાડીશ [૨૬-૨૮] હે કુરુવંશી રાજા! મારી પાસે દિવ્ય નારાયણાસ્ત્ર છે હુ તેના પ્રયોગને તથા ઉપસહારને બરાબર જાણુ છુ અર્જુન, કૃષ્ણ, ભીમસેન, નકુલ, સહદેવ, રાજા યુધિષ્ઠિર, દુરાત્મા ધૃષ્ટદ્યુમ્ન, શિખડી કે સાત્યકિ કોઈ પણ તે અસ્ત્રને જાણતા નથી [૨૯]

પૂર્વે ભગવાન નારાયણને વિધિવત્ પ્રણામ કરીને મારા પિતાએ વૈદિક મત્રોથી સ્તુતિ કરી હતી અને તે સ્તુતિરૂપ જ તેમને ઉપહારનુ સમર્પણ કર્યુ હતુ [૩૧] આથી પ્રસન્ન થઈ તે નારાયણ ભગવાને પોતે જ મારા પિતાને વર માગવા કહ્યુ, એટલે મારા પિતાએ નારાયણ નામનુ પરમ દિવ્ય અસ્ત્ર તેમની પાસે માગ્યુ [૩૨] ત્યા હે રાજન! તે દેવશ્રેષ્ઠ ભગવાને મારા પિતાને કહ્યુ કે, 'યુદ્ધમા તારી બરોબરી કરે એવો બીજો કોઈ પુરુષ થશે નહિ [૩૩] પણ હે બ્રહ્મન્! આ અસ્ત્રનો જેમ તેમ અથવા જ્યારે ત્યારે વિચાર કર્યા વિના પ્રયોગ કરશો નહિ કારણ કે આ અસ્ત્ર શત્રુનો વધ કર્યા વિના કદી પાછુ ફરતુ નથી હે સમર્થ બ્રાહ્મણ! આ અસ્ત્ર કોનો વધ નહિ કરે, એ જાણી શકાતુ નથી તે અવધ્યનો પણ કદાચ વધ કરી નાખે, માટે બને ત્યા સુધી આનો પ્રયોગ જ ન કરવો હે શત્રુતાપન! આ મહાસ્ત્રને શાત કરવાના આટલા ઉપાયો છે—યુદ્ધમા રથોનો તથા શસ્ત્રોનો ત્યાગ કરનારાઓને, શરણ માગનારા શત્રુઓને તથા 'હે મહાસ્ત્ર! તુ જ અમારુ શરણ છે,' એમ કહેનારાઓને આ અસ્ત્ર બાધ કરતુ નથી, પણ ત્યા તે શાત થઈ જાય છે પરતુ આની સામે બીજા શસ્ત્રોનો પ્રયોગ કરવામા આવે અને જો શસ્ત્રો વડે આને અટકાવવામા આવે, તો તે યુદ્ધમા

સર્વથા અવધ્યોનો પણ વધ કરી નાખે છે.' આમ કહેતા તે નારાયણ ભગવાન પાસેથી મારા પિતાએ તે અસ્ત્ર ગ્રહણ કર્યું હતું અને તેનો તેમણે મને ઉપદેશ કર્યો હતો. વળી પ્રભુ નારાયણે મારા પિતાને કહ્યું હતું કે, 'આ અસ્ત્રના પ્રભાવથી તમે સંગ્રામમાં સર્વ જાતની શસ્ત્રવૃષ્ટિઓનો નાશ કરી શકશો અને તેજથી ઝળહળી ઊઠશો.' આમ કહીને પ્રભુનારાયણ ભગવાન સ્વર્ગ તરફ ચાલ્યા ગયા હતા.[૩૪-૩૯] એ નારાયણઅસ્ત્રને મેં મારા પિતા પાસેથી મેળવ્યું છે. માટે ઇંદ્ર જેમ અસુરોને હાંકી કાઢે, તેમ તે અસ્ત્રનો પ્રયોગ કરી હું પાંડવો, પાંચાલો, મત્સ્યો અને કેકયોને રણમાંથી હાંકી કાઢીશ. હે ભારત! હું જેવી જેવી ઇચ્છા કરીશ તેવા તેવા આકારનાં મારાં બાણો થઈ જશે અને તે સામે પરાક્રમ કરતા શત્રુઓ પર પડશે. મારી ઇચ્છામાં આવશે તેમ રણમાં ઊભો રહીને હું પથ્થરોની વૃષ્ટિ વરસાવીશ, લોખંડી મુખવાળાં પક્ષીઓ પ્રકટ કરી મહારથીઓને નસાડી મૂકીશ અથવા જરૂર પડશે તો તીક્ષ્ણ ફરશીઓને છોડી મૂકીશ.[૪૦-૪૩] આ મહાન નારાયણાસ્ત્રનો પ્રયોગ કરી હું શત્રુઓને તપાવીશ તથા પાંડવોને તુચ્છ ગણી કાઢી તેમનો સંહાર કરીશ.[૪૪] મિત્રોનો, બ્રાહ્મણોનો તથા ગુરુનો દ્રોહ કરનાર તે નીચ અને અતિ નિંદ્ય ધૃષ્ટદ્યુમ્ન આજ મારી આગળથી જીવતો નહિ છૂટે'[૪૫] દ્રોણપુત્રનાં તે વચનો સાંભળીને સર્વ સેના પાછી ફરી. પછી સર્વ મહાપુરુષો મોટા મોટા શંખનાદો કરવા લાગ્યા અને હર્ષમાં આવી જઈ હજારો ભેરીઓ તથા ડિંડિમો વગાડવા લાગ્યા. ઘોડાઓની ખરીઓના આઘાતથી તથા રથોનાં પૈડાંના ગડગડાટથી ઘણીવણી ભીડેલી પૃથ્વી ગાજવા લાગી.[૪૬,૪૭] એકત્ર થયેલા તે તુમુલ શબ્દો આકાશ, સ્વર્ગ તથા આખી પૃથ્વીને ગજાવી મૂકી. મેઘના ગડગડાટ સરખા તે શબ્દને સાંભળીને રથીશ્રેષ્ઠ પાંડવો એક સ્થળે એકઠા મળીને તે ગર્જનાના સંબંધમાં વિચાર કરવા લાગ્યા. હે ભારત! તે જ સમયે દ્રોણપુત્ર અશ્વત્થામાએ જળ વડે મંત્રાચમન કરીને તે દિવ્ય નારાયણાસ્ત્ર પ્રકટ કર્યું.[૪૮-૫૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત નારાયણાસ્ત્રમોક્ષપર્વમાં 'અશ્વત્થામાનો ક્રોધ' નામનો અધ્યાય ૧૯૫ મો સમાપ્ત

# અધ્યાય ૧૯૬ મો

## અર્જુનનાં વચનો

॥ सञ्जय उवाच ॥

**प्रादुर्भूते ततस्तस्मिन्नस्त्रे नारायणे प्रभो ।**
**प्रावात्सपृषतो वायुरनभ्रे स्तनयित्नुमान् ॥ १ ॥**

સંજય બોલ્યો: આમ હે પ્રભુ! જ્યારે તે નારાયણાસ્ત્ર પ્રકટ થયું, ત્યારે મેઘવિહીન આકાશમાં જાણે મેઘગર્જના કરતો વાયુ જળબિંદુઓ સહિત વાવા લાગ્યો.[૧] ત્યારે પૃથ્વી પણ કંપવા લાગી, મહાસાગર પણ ખળભળી ઊઠ્યો અને સમુદ્ર તરફ વહેતી નદીઓ પણ ઊલટે પ્રવાહે વહેવા લાગી.[૨] ત્યાં હે ભારત! પર્વતોનાં શિખરો છિન્નભિન્ન થઈ પડવા લાગ્યાં અને મૃગલાંઓ પાંડવસેનાની ડાબી બાજુ થઈને જવા લાગ્યાં.[૩] ત્યારે જ્યાંત્યાં અંધકાર છવાઈ ગયો, સૂર્ય નિસ્તેજ થઈ ગયો અને માંસાહારી પ્રાણીવર્ગ હર્ષમાં આવી જઈને ઝડપિયાં નાખવા લાગ્યો.[૪] ત્યારે હે પૃથ્વીપતિ! દેવો, દાનવો તથા ગંધર્વો સુદ્ધાં ભયભીત થઈ ગયા અને તેઓ આ મહાન ખળભળાટ જોઈને 'હવે શું કરવું, હવે શું કરવું' એવો તીવ્ર કોલાહલ કરી રહ્યા.[૫] હે પૃથ્વીનાથ! અશ્વત્થામાનું તે ભયંકર અને ઘોર દેખાવનું અસ્ત્ર જોઈને સર્વ રાજાઓ ગભરાટમાં પડી ગયા તથા ત્રાહ્ય ત્રાહ્ય પોકારવા લાગ્યા.[૬]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે સંજય! દ્રોણપુત્ર અશ્વત્થામાએ જ્યારે સર્વ સૈન્યોને યુદ્ધ માટે પાછાં

વાળ્યાં અને જ્યારે શોકથી અત્યંત તપી જઈને તેમણે પોતાના પિતાના વધને સહન ન કર્યો, ત્યારે સર્વ કૌરવો ધૃષ્ટદ્યુમ્નને મારી નાખવા ધસી ગયા હતા. તો એ જોઈને પાંડવોમાં ધૃષ્ટદ્યુમ્નનો બચાવ કરવા માટે શો વિચાર થઈ રહ્યો હતો તે તું મને કહે.[૭,૮]

સંજય બોલ્યો : રાજા યુધિષ્ઠિરે પ્રથમથી જ સર્વ કૌરવોને પલાયન કરી જતા જોયા હતા, તેમાં પાછો તેમણે તુમુલ શબ્દ સાંભળ્યો હતો. આથી તેમણે અર્જુનને આ પ્રમાણે કહ્યું.[૯]

યુધિષ્ઠિર બોલ્યા : હે ધનંજય! વજ્રધારી ઇંદ્રે જેમ વૃત્રાસુરનો નાશ કર્યો હતો, તેમ ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યનો નાશ કર્યો હતો. ત્યારે કૌરવો યુદ્ધમાં વિજય મેળવવા વિષે નિરાશ થઈ ગયા હતા અને દીનચિત્ત થઈ તેઓ પોતાનું રક્ષણ કરવાનો જ નિશ્ચય કરીને રણમાંથી નાસી ગયા હતા.[૧૦,૧૧] તેઓ જ્યારે રણમાંથી નાસતા હતા, ત્યારે કેટલાએક રાજાઓ તો કેવળ ભાન વિનાના થઈ ગયા હતા, કેટલાક ઊંધમૂંધ પડેલા રથોમાં બેસી ગયા હતા, કેટલાક છિન્નભિન્ન થયેલા રથોમાં બેસી ગયા હતા, કેટલાક માર્યા ગયેલા પૃષ્ઠરક્ષકોવાળા તથા મરણ પામેલા સારથિઓવાળા રથોમાં બેસી ગયા હતા, કેટલાક પતાકા, ધ્વજા અને છત્રો વિનાના થયેલા રથોમાં બેસી ગયા હતા અને કેટલાક ભાંગી ગયેલા ઊંટડાવાળા, ભાંગી ગયેલા માળાવાળા તથા આકુળવ્યાકુળ થયેલા ઘોડાઓવાળા રથોમાં બેસી ગયા હતા. આમ તેઓ રણમાંથી નાસી જતા હતા. વળી કેટલાએક ભયભીત થયેલા રાજાઓ તો પગ વતી ઘોડાઓને મારતા મારતા નાઠા હતા, કેટલાએક જાતે જ રથોને દોડાવતા દોડાવતા રણમાંથી નાઠા હતા અને કેટલાક ચારે બાજુ પડેલા ભાંગી પડેલાં ધૂંસરાં તથા પૈડાંવાળા રથોમાં બેસી જઈને પણ નાસી ગયા હતા, ત્યારે કેટલાએક તો છિન્નભિન્ન થયેલા રથોને ત્યાં પડતા મૂકીને જ પગપાળા નાઠા હતા. બીજા કેટલાએક તો ઘોડાઓની પીઠ પર બેસી ગયા હતા અને અર્ધા આસનો ખસી ગયાં હતાં, છતાં પણ નાસતા હતા. આપણાં નારાચબાણોથી કેટલાકનાં આસન ચલિત થઈ ગયાં હતાં અને તેઓ હાથીઓની ખાંધ ઉપર વળગી રહ્યા હતા; તેમ જ શસ્ત્રોથી પીડાઈને પલાયન કરતા તે હાથીઓ તેમને દશેય દિશાઓમાં લઈ જતા હતા. કેટલાએક મહાપુરુષો શસ્ત્રો તથા કવચોથી રહિત થઈને વાહનો પરથી પૃથ્વી પર પડી જતા હતા, તેમ જ રથોનાં પૈડાંઓ તળે તથા હાથીઘોડાઓના પગ તળે કચડાઈ છૂંદાઈ જતા હતા. કેટલાએક વીરો 'ઓ બાપા, ઓ પુત્ર' આવી બૂમો પાડતા ભયથી નાસી જતા હતા. તેઓ બધા દુઃખથી એટલા બધા નિસ્તેજ થઈ ગયા હતા કે, તેઓ એકબીજાને ઓળખતા પણ ન હતા. કેટલાએક શૂરાઓ અત્યંત ઘાયલ થયેલા પોતાના પુત્રોને, પિતાઓને, મિત્રોને તથા ભાઈઓને ખાંધ પર ઊંચકી ઊંચકીને રણમાંથી દૂર લઈ જતા હતા અને તેમનાં કવચો ઉતારી નાખી જળસિંચન કરતા હતા. દ્રોણાચાર્યનો નાશ થતાં કૌરવોનું સૈન્ય આવી અવસ્થાને પામ્યું હતું અને નાઠું હતું.[૧૨-૧૯] પણ તે સૈન્યને પાછું કોણે વાળ્યું, તે તું જાણતો હોય તો મને કહે. જો, રથોનાં પૈડાંઓના ગડગડાટ સાથે ઘોડાઓનો હણહણાટ તથા હાથીઓની ગર્જનાઓ સંભળાય છે! કૌરવોની સેનારૂપ મહાસાગરમાં એ શબ્દો અત્યંત તીવ્ર રીતે ઊઠ્યા છે.[૨૦,૨૧] એ શબ્દો વારંવાર ગાજી રહ્યા છે અને તેથી મારા સૈનિકો ધ્રુજી ઊઠે છે! રૂવાં ઊભાં કરી નાખે તેવો આ જે તુમુલ શબ્દ સંભળાય છે, તે ઇંદ્ર સહિત ત્રણે લોકોને પણ ગળી જાય એમ છે, એમ મને લાગે છે! હું તો એમ

જ માનું છું કે, આ ભયંકર શબ્દ વગાડનારી ઇંદ્રનો જ હોવો જોઈએ.[૨૨,૨૩] જરૂર તે ઇંદ્ર જ દ્રોણાચાર્યનો વધ થતાં કૌરવોને માટે ચઢી આવે છે. હે ધનંજય! આ અતિ ભયંકર મહાન શબ્દને સાંભળી આપણા સારા સારા રથીઓ પણ ઉદ્વિગ્ન થઈ ગયા છે અને તેમનાં રોમાંચ ખડાં થઈ ગયાં છે; તો દેવેશ્વર જેવો એ કયો મહારથી છે કે, જેણે પલાયન કરી જતા કૌરવોને ધીરજ આપી પુનઃ યુદ્ધ માટે પાછા વાળ્યા છે?

અર્જુન બોલ્યો : હે રાજન્! તમને સંશય થયો છે કે, શસ્ત્રસંન્યાસ લીધેલા દ્રોણગુરુનું મૃત્યુ થયું છે, છતાં આ કયો પુરુષ કૌરવોને શાંત પાડી ગાજી રહ્યો છે? તમે તે પુરુષને જાણવા માગો છો, તો તે પુરુષ બીજો કોઈ નથી; પણ નમ્ર સ્વભાવનો, મોટી ભુજાવાળો, વ્યાઘ્ર સરખા મુખવાળો, મદમત્ત હાથી સમાન ગતિવાળો, ઉગ્રકર્મ કરવાવાળો અને કુરુઓને નિર્ભય કરનારો અશ્વત્થામા છે. એના પરાક્રમનો આશ્રય કરી આ કૌરવો ઉગ્ર કર્મ કરવા માટે સજ્જ થયા છે અને શંખનાદો કરી રહ્યા છે; એના જન્મ સમયે દ્રોણાચાર્યે મહાપવિત્ર બ્રાહ્મણોને એક હજાર ગાયોનું દાન કર્યું હતું. એ અશ્વત્થામા જ આ સમયે ગાજી રહ્યો છે. એ વીર પુરુષે જન્મ ધરીને તુરત જ ઉચ્ચૈઃશ્રવા ઘોડાની પેઠે હણહણાટ કર્યો હતો અને સમગ્ર પૃથ્વી તથા ત્રણેય લોકોને કંપાવી દીધા હતા. તે સમયના તેના હણહણાટને સાંભળીને કોઈ અદૃશ્ય રહેલા પ્રાણીએ એનું 'અશ્વત્થામા' નામ પાડ્યું છે. એ જ શૂરવીર આ વેળા ગાજી રહ્યો છે. હે પાંડુપુત્ર! પાર્ષત ધૃષ્ટદ્યુમ્ને ઘાતકી કર્મ કરીને, કેશ ખેંચીને જેમને અનાથની પેઠે મારી નાખ્યા છે, તે આચાર્યના નાથ તરીકેનો પોતાનો અધિકાર ધરાવી- અશ્વત્થામા સજ્જ થયો છે. પાંચાલ ધૃષ્ટદ્યુમ્ને મારા ગુરુની ચોટલી પકડી જે ભયંકર અપમાન કર્યું છે, તેને પોતાના પુરુષાર્થને જાણનારો અશ્વત્થામા કદી સહન નહિ કરે. અરે! ધર્મને સમજનારા તમે પોતે પણ રાજ્યના લોભથી ગુરુ આગળ મિથ્યા ભાષણ કર્યું છે, તે અતિ મહાન અધર્મ કર્યો છે. આ તમારી અપકીર્તિ સચરાચર ત્રણે લોકમાં ચિરકાળ પર્યંત રહેશે.[૨૪-૩૫] વાલિનો વધ કરવાથી રામની જેવી અપકીર્તિ થઈ રહી છે, તેવી જ અપકીર્તિ દ્રોણગુરુનો નાશ કરાવીને તમારી પણ થઈ રહેશે. 'આ મારો પાંડુપુત્ર યુધિષ્ઠિર શિષ્ય સર્વ ધર્મોથી સંપન્ન છે, તેથી તે અસત્ય ભાષણ કદી નહિ કરે,' આવો તેમણે તમારા પર વિશ્વાસ રાખ્યો; છતાં સત્યના આભાસરૂપ નર્યા અસત્યમાં પ્રવેશ કરી, તમે અશ્વત્થામા નામના હાથીના વધને મનમાં રાખીને આચાર્ય આગળ અસત્ય ભાષણ જ કર્યું છે. આથી જ તે સમર્થ ગુરુ મમતા અને ચેતનથી રહિત થઈ, શસ્ત્રોનો ત્યાગ કરી અતિ વિહ્વલ થઈ ગયા હતા! હે રાજન્! આ તમે તમારી નજરે જોયું છે. આમ શોકાવિષ્ટ થયેલા અને યુદ્ધ કરતાં અટકી પડેલા પુત્રવત્સલ ગુરુનો તમે પોતે જ શાશ્વતધર્મનો ત્યાગ કરી શસ્ત્ર દ્વારા ઘાત કરાવ્યો છે. શસ્ત્રહીન થયેલા ગુરુનો અધર્મથી ઘાત કરાવી હવે તમારામાં જો શક્તિ હોય, તો તમે મંત્રીઓને સાથમાં રાખી ધૃષ્ટદ્યુમ્નની રક્ષા કરજો. જેના પિતા મરણ પામ્યા છે, એવા ક્રોધાયમાન થયેલા આચાર્યપુત્રના હાથમાં સપડાયેલા ધૃષ્ટદ્યુમ્નને અમે બધા બચાવી શકીએ તેમ નથી. અશ્વત્થામા સર્વ ભૂતોને વિશે પ્રેમદૃષ્ટિથી જુએ છે અને મનુષ્યોના કરતાં અધિક છે. આજે તે પોતાના પિતાની ચોટલી પકડ્યાના ભયંકર અપમાનને સાંભળીને આપણને બધાને રણમાં બાળી નાખશે.[૩૬-૪૨] અરેરે! આચાર્ય પરના પ્રેમને લીધે હું મોટી મોટી બૂમો પાડીને તેમને

જીવતા પકડી લેવા કહી રહ્યો હતો; છતાં એક શિષ્યે જાતે જ ધર્મને લાત મારી પોતાના ગુરુનો વધ કર્યો છે.[૪૩] ખરેખર! આપણાં ઘણાં વર્ષો વહી ગયાં છે અને હવે થોડાં જ કાઢવાનાં રહ્યાં છે. તેથી જ આપણામાં અત્યારે આ વિકાર પેઠો છે. રે હાય! જે આપણા પર નિત્ય પિતાની પેઠે પ્રેમ રાખતા હતા અને ધર્મદૃષ્ટિએ જ આપણા પિતા તુલ્ય હતા, તે ગુરુને આપણે ચાર દિવસના રાજ્યને કારણે મરાવી નાખ્યા છે.[૪૪,૪૫] હે પૃથ્વીનાથ! ધૃતરાષ્ટ્રે ભીષ્મ અને દ્રોણાચાર્યને આજ્ઞામાં તત્પર રહેનારા પોતાના પુત્રો સહિત સમગ્ર પૃથ્વી સોંપી દીધી હતી.[૪૬] આટલા બધા માનને પ્રાપ્ત કર્યા છતાં અને શત્રુઓના સતત સત્કારને પામ્યા છતાં, તે દ્રોણગુરુ મને એકલાને જ પોતાના પુત્રથી પણ અધિક ગણતા હતા.[૪૭] તે જ ગુરુ યુદ્ધમાં તમારા તરફ તથા મારા તરફ દૃષ્ટિ કરતા કરતા અસ્ત્રોનો ત્યાગ કરી બેઠા હતા, છતાં તે મરાયા છે. પણ તેમણે જો પૂર્વની પેઠે લડ્યા જ કર્યું હોત, તો ઇંદ્ર પણ તેમને મારી શકે તેમ ન હતો. અરેરે! રાજ્યમાં લોભી મન કરીને આપણે અનાર્યોએ નિત્ય ઉપકારી એવા એ વૃદ્ધ આચાર્યનો મહાન દ્રોહ કર્યો છે.[૪૮,૪૯] હાય! હાય! આપણે મહાપાપ કર્યું છે, આપણે અત્યંત દારુણ કર્મ કર્યું છે; કેમ કે રાજ્ય અને સુખના લોભમાં તણાઈને આપણે અધર્મથી આ દ્રોણગુરુનો ઘાત કરાવ્યો છે.[૫૦] અહો! મારા ગુરુ જાણતા હતા કે ઇંદ્રપુત્ર અર્જુન મારા પરના પ્રેમને અર્થે પુત્રો, ભાઈઓ, પિતાઓ, સ્ત્રીઓ અને જીવિત સુદ્ધાં સર્વનો ત્યાગ કરે તેવો છે.[૫૧] પણ હાય! હે રાજા! તે જ રાજ્યલોભી મેં, એ ગુરુના વધની ઉપેક્ષા કરી છે; આથી હે પ્રભુ! હું તો નરકમાં જઈને ઊંધે માથે લટકીશ.[૫૨] બ્રાહ્મણજાતિનો અને વૃદ્ધ વયના પોતાના આચાર્યનો—અરે! શસ્ત્રહીન થયેલા એ મહાન મુનિનો રાજ્યને માટે ઘાત કરાવીને આજે મરી જવું તે જ શ્રેયસ્કર છે, પણ જીવવું તો હવે વ્યર્થ જ છે.[૫૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત નારાયણાસ્ત્રમોક્ષપર્વ-માં 'અર્જુનવાક્ય' નામનો અધ્યાય ૧૯૬ મો સમાપ્ત

## अध्याय १९७मो

### ભીમસેન અને ધૃષ્ટદ્યુમ્નનાં અર્જુન પ્રત્યે વચનો

॥ संजय उवाच ॥

**अर्जुनस्य वचः श्रुत्वा नोचूस्तत्र महारथाः ।**
**अप्रियं वा प्रियं वाऽपि महाराज धनंजयम् ॥१॥**

સંજય બોલ્યો: હે મહારાજ! અર્જુનનાં એ વચનો સાંભળીને ત્યાં રહેલા સર્વ મહારથી-ઓએ અર્જુનને પ્રિય કે અપ્રિય કશું જ સામું કહ્યું નહિ.[૧] પણ હે ભરતશ્રેષ્ઠ! મહાબાહુ ભીમસેન એ વચન સાંભળીને કોપી ઊઠ્યો અને કુંતાપુત્ર અર્જુનની જાણે નિંદા કરતો હોય તેમ બોલી ઊઠ્યો:[૨] 'અરે પાર્થ! આ તો તું અરણ્યવાસી મુનિના જેવું તથા દંડત્યાગી તીક્ષ્ણ વ્રતને આચરતા બ્રાહ્મણના જેવું ધર્મવચન કહે છે![૩] પણ ક્ષત્રિયો તો સર્વ કોઈનું રખવાળું કરે છે, તે પર જ જીવે છે અને સ્ત્રીઓ તથા સત્પુરુષોને ક્ષમા આપે છે, તેઓ તો તત્કાળ જ પૃથ્વી, ધર્મ, યશ અને લક્ષ્મી મેળવે છે.[૪] તું ક્ષત્રિયજાતિના સર્વ ગુણો-થી યુક્ત છે અને આપણા કુળમાં ધુરંધર છે; છતાં તું આમ અજ્ઞાનીની પેઠે બોલે છે, તે આજે તને જરા પણ શોભતું નથી.[૫] હે કૌંતેય! તારું પરાક્રમ શચીપતિ ઇંદ્રના જેવું જ છે. વળી મહાસાગર જેમ મર્યાદા મૂકતો નથી, તેમ તું પણ કદી ધર્મનું ઉલ્લંઘન કરતો નથી.[૬] ખરેખર, આ જગતમાં કયો પુરુષ તારી પૂજા નહિ કરે! કારણ કે તેર વર્ષના ક્રોધ અને દુઃખને અંતે પણ તું આજે હજી ધર્મની જ અભિકાંક્ષા રાખે છે.[૭]

હે તાત ! હે અચ્યુત ! તારું મન હજી પણ સ્વધર્મને અનુસરી રહ્યું છે અને તારી બુદ્ધિ નિરંતર દયાભર્યાં ઉત્તમ કૃત્યો કરવામાંજ આસક્ત રહે છે, તે બહુ સારી વાત છે.[૮] પણ શત્રુઓએ ધર્મનિત્ય ધર્મરાજના રાજ્યને અધર્મથી પડાવી લીધું હતું અને દ્રૌપદીને સભામાં ઘસડી આણીને અપમાનિત કરી હતી.[૯] વળી, એ શત્રુઓએ આપણને વલ્કલવસ્ત્રો પહેરાવીને તેર વરસ વનમાં હાંકી કાઢ્યા હતા. બાકી આપણે એ વનવાસને માટે તદ્દન અયોગ્યજ હતા. હે નિર્દોષ અર્જુન ! આ બધાં અમર્ષકારણો મેં ઘણા કાળ સુધી શાંતપણે સહ્યાં છે અને બધું ક્ષાત્રધર્મમાં આસક્ત રહી હું આચરી ચૂક્યો છું. પણ હવે પરાકાષ્ઠાએ પહોંચેલા તે અધર્મને ધૂટી રાખીને હુ તારી સહાય પામીને તે ક્ષુદ્ર રાજ્યલૂંટારાઓને સપરિવાર સંહાર કરી નાખીશ[૧૦–૧૨] અરે ! તેં પોતેજ પ્રથમ કહ્યુ છે કે, 'આપણે બધા અહીં યુદ્ધ માટે એકત્ર થયા છીએ, તેથી સૌ સૌની શક્તિ પ્રમાણે આપણે સૌ યુદ્ધ માટે પ્રયત્ન કરીશુ.' તે તુંજ અત્યારે અમારી નિંદા કરે છે![૧૩] વળી તું ધર્મનું નિરૂપણ કરવા પણ ઇચ્છે છે, પરંતુ તારુ પ્રથમનું વચન તો આમ કહેવા માત્રથીજ અસત્ય ઠરે છે. અરે ! અમે બધા ભયથી વિહ્વલ થયા છીએ, છતાં તું તીક્ષ્ણ વાણી સંભળાવીને અમારાં મર્મસ્થાનોને કાપી નાખે છે.[૧૪] આ શત્રુ સંહારક અર્જુન ! આ તો તું ઘા ઉપર લૂણ ભભરાવે છેં. આ તારા એક વાણીરૂપી શલ્યથી મને પીડા થઈ રહી છે અને મારું હૃદય ચિરાઈ જાય છે.[૧૫] અરે ! ધાર્મિક પુરુષ થઈને પણ તું આ મહાન અધર્મને સમજતો નથી અને તું પ્રશંસાપાત્ર એવા પોતાના આત્માની તથા અમારા બંનાની પ્રશંસા સુદ્ધાં કરતો નથી.[૧૬] આ વાસુદેવ પાસેજ ઊભા છે, છતાં તું દ્રોણપુત્ર અશ્વત્થામાની પ્રશંસા કરે છે. હે ધનંજય ! આ અશ્વત્થામા તો તારી સોળમી કળાને પણ યોગ્ય નથી.[૧૭] છતાં જાતે થઈને પોતાના દોષોનું વર્ણન કરતાં તું કેમ લાજતો નથી ? જો, હું એકલોજ ક્રોધ કરીને પૃથ્વીને ફાડી નાખું તેમ છું અને પર્વતોને પણ ચીરી નાખું તેમ છું.[૧૮] વળી સુવર્ણની માળાવાળી આ ભયંકર વજનદાર ગદાને જોસથી ફેરવીને હું મોટા પર્વતો સરખાં વૃક્ષોને પણ વાયુની પેઠે ભાંગી નાખું તેમ છું.[૧૯] ઓ પાર્થ ! મારી સામા આવેલા ઇંદ્ર સહિત દેવોને પણ હું બાણોની વૃષ્ટિ કરીને રણમાંથી નસાડી મૂકું, તેમજ રાક્ષસો, અસુરો, સર્પો કે મનુષ્યોને પણ હાંકી કાઢું.[૨૦] હે પુરુષશ્રેષ્ઠ ! તું મને—તારા ભાઈને આવો બરાબર જાણે છે, તો પછી હે અમાપ પરાક્રમી ! તારે દ્રોણાચાર્યના પુત્રથી ભયભીત થવું યોગ્ય નથી.[૨૧] અથવા હે અર્જુન ! તું આપણા બધા ભાઈઓની સાથે ઊભો રહે. હું એકલોજ હાથમાં ગદા લઈને એ અશ્વત્થામાને રણમાં જીતી લઈશ.' પછી હિરણ્યકશિપુ જેમ ક્રોધથી ગર્જના કરતા વિષ્ણુ પ્રત્યે બોલ્યો હતો, તેમ પાંચાલરાજનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન ત્યાં અર્જુનને નીચે પ્રમાણે બોલ્યો.

ધૃષ્ટદ્યુમ્ન બોલ્યો· હે અર્જુન ! યાજન (બીજાઓ પાસે યજ્ઞો કરાવવા), અધ્યાપન (બીજાઓને ભણાવવા), દાન, યજ્ઞ, પ્રતિગ્રહ અને છઠ્ઠું અધ્યયન આ છ બ્રાહ્મણોનાં પ્રસિદ્ધ કર્મો છે, એમ પ્રાચીન પંડિતો કહે છે. તે માંહેના કયા કર્મમાં દ્રોણાચાર્યની નિયત સ્થિતિ હતી ? હે પાર્થ ! આવા દ્રોણને મેં મારી નાખ્યા, તેમાં તું શા માટે મારી નિંદા કરે છે ?[૨૨–૨૫] એ દ્રોણ તો પોતાના બ્રાહ્મણધર્મથી ભ્રષ્ટ થયા હતા અને ક્ષત્રિયોના ધર્મને સ્વીકારી બેઠા હતા. ક્ષુદ્રકર્મ કરનારા તે દ્રોણ દિવ્ય અસ્ત્રો વડે આપણો સંહાર

કરતા હતા.[૨૬] વળી તે માયા રચતા હતા અને અસહ્ય હતા. હે પાર્થ! કોઈ પુરુષ એ નીચ બ્રાહ્મણને કપટ કરીને જ મારી નાખે, તેમાં અયોગ્ય શું છે?[૨૭] મેં દ્રોણને ખરેખરી યોગ્ય જ શિક્ષા કરી છે, છતાં તેમનો પુત્ર અશ્વત્થામા ક્રોધથી ભયંકર ગર્જના કરી રહ્યો છે, તેમાં મારું શું લુંટાઈ જવાનું છે?[૨૮] હું તો માનું છું કે, આ અશ્વત્થામા કૌરવોનું રક્ષણ કરવા અશક્ત જ છે, છતાં તે યુદ્ધ દ્વારા તેમનો વ્યર્થ ઘાત કરાવશે, એ કંઈ આશ્ચર્ય નથી.[૨૯] આ તું ધાર્મિક પુરુષ થઈને મને ગુરુઘાતી કહે છે; પરંતુ આ હું દ્રુપદરાજનો પુત્ર એમનો ઘાત કરવા માટેજ અગ્નિમાંથી ઉત્પન્ન થયો છું.[૩૦] હે ધનંજય! હું તને પૂછું છું કે, જે પુરુષને રણમાં યુદ્ધ કરતાં કાર્ય અને અકાર્ય બન્ને સરખું જ છે, તે પુરુષને તું બ્રાહ્મણ કહીશ કે ક્ષત્રિય કહીશ? વળી જે પુરુષ ક્રોધથી ધૂંધવાઈ જાય અને બ્રહ્માસ્ત્ર આદિ દિવ્ય અસ્ત્રોને નહિ જાણનારા સામાન્ય યોદ્ધાઓ પર બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરી તેમનો સંહાર કરે, તે મહાપુરુષને સર્વ કોઈ ઉપાયો દ્વારા કેમ મારી નાખવો ન જોઈએ?[૩૧,૩૨] હે ધર્મના તત્ત્વાર્થને સમજનારા! ધર્મવેત્તાઓએ કહ્યું છે કે, વિધર્મી પુરુષ ધર્મયુક્ત પુરુષને ઝેર સરખો છે. હે અર્જુન! તું આમ સમજે છે, છતાં મને કેમ નિંદે છે?[૩૩] હે અર્જુન! મેં તે ક્રૂર આચાર્યને બરાબર દબાવીને રથમાં જ મારી નાખ્યા છે, તો મને અનિંદ્યને તું અભિનંદન કેમ આપતો નથી? હે પાર્થ! સાક્ષાત્ પ્રલયાગ્નિ સરખું, બળબળતા સૂર્ય સમું અને ઝેર સરખું દ્રોણાચાર્યનું તે ભયંકર મસ્તક મેં કાપી નાખ્યું છે, તો તે માટે તું કેમ મારી પ્રશંસા કરતો નથી? જેણે બીજા કોઈના નહિ પણ મારા જ અનેક બાંધવોને યુદ્ધમાં મારી નાખ્યા હતા, તે મારા શત્રુનો શિરચ્છેદ કરીને પણ હજી સુધી મારો સંતાપ દૂર થતો નથી. હજી પણ એક વાત તો મારાં મર્મસ્થાનોમાં ભોંકાયા જ કરે છે કે, જયદ્રથના મસ્તકની જેમ મેં પણ તે દ્રોણના મસ્તકને નિષાદોના પ્રદેશમાં કેમ ફેંકી ન દીધું?[૩૪-૩૭] હે અર્જુન! યુદ્ધમાં શત્રુઓનો વધ ન કરવો, તે ક્ષત્રિયને માટે અધર્મરૂપ છે. ક્ષત્રિયોનો તો એ જ ધર્મ છે કે, તે યુદ્ધમાં મરે અથવા મારે. આ પ્રમાણે શાસ્ત્રોમાં આપણે સાંભળીએ છીએ.[૩૮] હે પાંડુપુત્ર! તેં જેમ તારા પોતાના મિત્ર શૂરવીર ભગદત્તને મારી નાખ્યો છે, તેમ મેં પણ મારા એ શત્રુને રણમાં મારી નાખ્યો છે.[૩૯] તું જો પિતામહ ભીષ્મને રણમાં મારી નાખીને પોતાને ધાર્મિક માને છે, તો મેં તે પાપી શત્રુને મારી નાખ્યો તેમાં તું અધર્મ કેમ જુએ છે?[૪૦] હે પાર્થ! હાથી જેમ નીચે બેસીને આપણે માટે ઉપર ચઢવા પોતાના શરીરથી પગથિયાં કરી દે છે, તેમ અન્યોન્યના આપણા સંબંધથી જ હું નમ્ર થઈ રહ્યો છું. એવા મને આવાં તું તીક્ષ્ણ વચનો કહેવાને યોગ્ય નથી! હે અર્જુન! દ્રૌપદી અને દ્રૌપદીના પુત્રોના કારણને લીધે જ હું તારાં આ સર્વ સિદ્ધ વચનોને સાંખી રહ્યો છું. આમાં બીજું કંઈ કારણ નથી. આચાર્યની સાથે મારા કુળને પેઢીઉતાર વેર ચાલ્યું જ આવે છે એ જાણીતું છે. સર્વ લોક આ વાત જાણે છે, પણ તમને પાંડુનંદનોને તેની માહિતી નથી. માટે હે અર્જુન! તારા મોટા ભાઈ ધર્મરાજ અસત્યભાષી નથી, તેમ હું અધાર્મિક પણ નથી. એ શિષ્યદ્રોહી પાપી દ્રોણ માર્યા ગયા છે, માટે હવે તું યુદ્ધ કર. અંતે વિજય તારો જ છે.[૪૧-૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત નારાયણાસ્ત્રમોક્ષપર્વમાં 'ધૃષ્ટદ્યુમ્નનાં વચનો' નામનો અધ્યાય ૧૯૭મો સમાપ્ત

# अध्याय १९८ मो

## ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિની અન્યોન્યને ધમકી

॥ धृतराष्ट्र उवाच ।

**सांगा वेदा यथान्यायं येनाधीता महात्मना ।**
**यस्मिन् साक्षाद्धनुर्वेदो ह्रीनिषेवे प्रतिष्ठितः ॥१॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય ! જે મહાત્માએ અંગો સહિત વેદોનો યથાયોગ્ય અભ્યાસ કર્યો હતો, સાક્ષાત્ ધનુર્વેદે જે વિનયશીલ આચાર્યનો આશ્રય કર્યો હતો અને જેમની કૃપાથી નરસિંહો મહારણમાં દેવોથી સહેજે પણ ન બની શકે તેવાં અમાનુષ કર્મો કરી રહ્યા છે, તે જ દ્રોણાચાર્ય જ્યારે આંખ આગળ આક્રોશ ( શોરબકોર ) કરી રહ્યા હતા, ત્યારે પાપકર્મી, નીચાત્મા, ઘાતકી અને ક્ષુદ્ર ધૃષ્ટદ્યુમ્ને પોતાના એ ગુરુનો ઘાત કર્યો છે.[१-३] અરે ! તે સમયે કોઈ ક્ષત્રિયે ક્રોધ જ ન કર્યો ! ધિક્કાર છે તે ક્ષત્રિયોને અને તેમના અમર્ષને ! હે સંજય ! આ સમયે ધૃષ્ટદ્યુમ્નનાં વચનો સાંભળીને પાંડવો બીજા સર્વ રાજાઓ તથા પૃથ્વીમાંના સર્વ ધનુર્ધરોએ તે ધૃષ્ટદ્યુમ્નને શું કહ્યું હતું, એ મને કહે.

સંજય બોલ્યો : હે રાજા ! ક્રૂરકર્મી દ્રુપદપુત્રની તે વાણી સાંભળીને ત્યાં બેઠેલા સર્વ રાજાઓ ચૂપચાપ થઈ ને જ બેસી રહ્યા હતા. અર્જુન તો કટાક્ષપૂર્વક વક્રદૃષ્ટિ કરી ધૃષ્ટદ્યુમ્નને તાકી રહ્યો હતો.[૪-૬] તે આંસુભેર નિસાસા નાખવા લાગ્યો અને 'ધિક્કાર ! ધિક્કાર !' એટલું જ માત્ર બોલ્યો. ત્યારે યુધિષ્ઠિર, ભીમસેન, નકુલ, સહદેવ, શ્રીકૃષ્ણ અને બીજા બધા રાજાઓ તો અત્યંત શરમાઈ ગયા હતા; પણ હે રાજન્ ! ત્યાં સાત્યકિ આ પ્રમાણે બોલી ઊઠ્યો : 'શું અહીં એવો કોઈ પુરુષ નથી કે, તે આવું અમાંગલિક બોલી રહેલા આ પાપી નરાધમ પુરુષને સત્વર મારી નાખે ? ઓ ધૃષ્ટદ્યુમ્ન ! આ સર્વ પાંડવો તારી દુષ્ટતાને જાણવાથી મનમાં તારી નિંદા જ કરી રહ્યા છે. બ્રાહ્મણો જેમ ચાંડાલની નિંદા કરે છે, તેમ તારા એ દુષ્કર્મને લીધે તું સર્વ સત્પુરુષોમાં ફિટકારાઈ રહ્યો છે, જો આવું તેં મહાન પાપ કર્યું છે, છતાં આવી સુંદર સભામાં બેસીને તું બોલતાંયે કેમ શરમાતો નથી ? તારી જીભના સેંકડો ટુકડા કેમ થઈ જતા નથી ? કેમ તારું મસ્તક ફાટી જતું નથી ?[૭-૧૧] ઓ ક્ષુદ્ર ! તું ગુરુની નિંદા કરતાં અધર્મને લીધે પતિત થતો નથી કેમ ? પાંડવો, સર્વ અંધકો અને યાદવોએ અવશ્ય તારી નિંદા જ કરવી જોઈએ.[૧૨] વાહ ! આવું મોટું કામ કરીને તું જનસભામાં તારી વડાઈ હાંકે છે. વળી ગુરુવધનું આવું અકાર્ય કરીને તું પાછો ગુરુ પર આક્ષેપ કરે છે ![૧૩] તને તો મારી જ નાખવો જોઈએ. બે ઘડી પણ તને જીવતો રાખવામાં કંઈ અર્થ નથી. ઓ નરાધમ ! તારા સિવાય બીજો કયો આર્ય આવું અધમ કામ કરવા તત્પર થાય ?[૧૪] ધર્માત્મા અને સજ્જન એવા પોતાના ગુરુને તેં ચોટલી પકડીને મારી નાખ્યા છે, તેથી તારી આગલીપાછલી સાત પેઢીના પુરુષો નરકમાં ડૂબી ચૂક્યા છે.[૧૫] અરે ! તને કુલાંગારને પામીને તે સર્વ પુરુષો કીર્તિને ખોઈ બેઠા છે. ઓ મહાપુરુષ ! તેં ભીષ્મપિતામહના વધ સંબંધમાં અર્જુન પર આક્ષેપ મૂક્યો ખરો, પરંતુ તે મહાત્માએ પોતે જ પોતાનો નાશ કર્યો છે અને તેમને મારનારો પણ તારો જ પાપિષ્ઠ ભાઈ શિખંડી છે.[૧૬,૧૭] આ પૃથ્વીમાં પાંચાલવંશના પુત્રો સિવાય બીજો કોઈ પાપકર્મ કરનારો જ નથી. તે શિખંડીને પણ તારા પિતાએ ભીષ્મના કાળ તરીકે ઉત્પન્ન કર્યો હતો. તારા પિતાએ એ શિખંડીને એ મહાત્માના

મૃત્યુ તરીકે જ રાખી મૂક્યો હતો. આમ સર્વ સત્પુરુષોએ ધિક્કારેલા તને તથા તારા ભાઈને પામીને પાંચાલવંશના સર્વ રાજાઓ ધર્મથી ભ્રષ્ટ છે, ક્ષુદ્ર છે અને મિત્રો તથા ગુરુઓનો દ્રોહ કરનારા છે. હવે જો તું મારી આગળ આવી વાણી ફરી બોલીશ, તો હું આ વજ્ર જેવી ગદાથી તારું માથું ભાંગી નાખીશ. તેં બ્રહ્મહત્યારૂપ પાપ કર્યું છે, તેથી તને બ્રહ્મહત્યારાને જોઈને મનુષ્યો પોતાના પ્રાયશ્ચિત્તને માટે સૂર્યનાં દર્શન કરે છે. ઓ અતિ દુરાચારી પાંચાલપુત્ર! મારા જ ગુરુની આગળ મારા પોતાના જ ગુરુના ગુરુની વારંવાર નિંદા કરતાં તું લજવાતો નથી? ઊભો રહે! ઊભો રહે! આ મારી ગદાના એક જ પ્રહારને તું સહન કરી લે અને હું પણ તારી ગદાના અનેક પ્રહારોને સહન કરીશ.' આ પ્રમાણે સાત્યકિએ કઠોર વચનોથી ધૃષ્ટદ્યુમ્નનો તિરસ્કાર કર્યો.[૧૮-૨૪] એટલે કોપાયમાન થયા છતાં હસતો હોય તેવો દેખાવ કરીને, તેણે પોતાની સામે ધૂરકી રહેલા સાત્યકિને કહ્યું: 'અલ્યા ઓ માધવ! સાંભળ્યું! સાંભળ્યું! બેસ, હવે બહુ થયું! તારા આ અવિનયને માટે હું ક્ષમા આપું છું.[૨૫] અનાર્ય પુરુષ સદા પોતે સારો થઈને સત્પુરુષનો તિરસ્કાર કરવા ઇચ્છે છે. લોકમાં ક્ષમા, એ પ્રશંસનીય ગુણ કહેવાય છે, પણ પાપી મનુષ્ય તે ક્ષમાને યોગ્ય નથી;[૨૬] કારણ કે તે પાપાત્મા પુરુષ પણ ક્ષમાવાન સત્પુરુષને પોતાનાથી પરાજય પામેલો માને છે. ઓ સાત્યકિ! તું પોતે જ ક્ષુદ્ર આચરણવાળો, નીચાત્મા અને પાપી નિશ્ચયવાળો છે.[૨૭] તું પોતે જ માથાના વાળથી માંડીને છેક નખની અણી સુધી પાપથી ભરપૂર છે, માટે ઠપકાપાત્ર તો તું જ છે; છતાં તું મને ઠપકો આપવા ઇચ્છે છે! અરે! પેલા ભૂરિશ્રવાની ભુજા કપાઈ ગઈ હતી, તે અનશનવ્રત લઈને બેઠો હતો અને તને બધાએ અટકાવ્યો હતો, છતાં તેં તેને મારી નાખ્યો હતો, તો તેથી અધિક પાપ કર્યું? ઓ ક્રૂર સાત્યકિ! દ્રોણાચાર્ય તો દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરી આપણી સેનામાં દાખલ થયા હતા અને તેમણે શસ્ત્રોનો ત્યાગ તો પાછળથી કર્યો હતો. તો મેં તેમને મારી નાખ્યા, તેમાં પાપકર્મ શું છે? હે સાત્યકિ! પારકાને હાથે કપાઈ ગયેલા હાથવાળા, રણમાં યુદ્ધ ન કરતા અને અનશનવ્રતમાં રહેલા મુનિને જે પુરુષ મારી નાખે, તે પાપી પુરુષ બીજાને કયે મોઢે કહી શકે તેમ છે? તે વીર્યવાન ભૂરિશ્રવા જ્યારે પગની લાત મારીને તને પૃથ્વી પર ઘસડી રહ્યો હતો, ત્યારે જ મોટા મહાપુરુષ થઈને તેં એને કેમ નહોતો માર્યો? પણ જ્યારે અર્જુને તે પ્રતાપી શૂરવીર ભૂરિશ્રવાને હરાવી દીધો, ત્યારે જ તેં અનાર્ય પુરુષે તેને મારી નાખ્યો. બાકી હું તો દ્રોણાચાર્ય પાંડવોની સેનાને જ્યાંજ્યાં હાંકી કાઢતા હતા, ત્યાંત્યાં હજારો બાણોને ફેંકતો ફેંકતો ચાલ્યો જતો હતો. આમ તેં પોતે જ આવું ચાંડાલના જેવું કામ કર્યું છે, તેથી તને જ જે કહેવું હોય તે કહી શકાય તેમ છે. છતાં તું મને આવાં કઠોર વાક્યો કેમ કહી શકે! ઓ યાદવકુળના અધમ સાત્યકિ! ભૂરિશ્રવાના વધ જેવા કર્મને તો તું જ કરી શકે! હું તો તેવાં કર્મ કરું નહિ. તું જ સર્વ પાપકર્મોનું ધામ છે, એટલે હવે ફરીથી બોલીશ નહિ. તું ચૂપ થઈને બેસી રહેજે. હવે મને કંઈ વધારે કહીશ નહિ.[૨૮-૩૧] તું મને કહેવાને તારી જે યોગ્યતા માની રહ્યો છે, તે ઉલટી વિરુદ્ધ છે, માટે હવે તું મૂર્ખાઈથી જો આવું કઠોર વચન બોલીશ, તો હું તને આ યુદ્ધમાં જ બાણો દ્વારા યમલોકમાં મોકલી દઈશ. ઓ મૂરખા! કેવળ ધર્મને જ અનુસરી યુદ્ધમાં વિજય મેળવી શકાતો નથી.[૩૭,૩૮] તે કૌરવોને

પણ અધર્મકૃત્યો કર્યાં છે, તે તું સાંભળ. તેમણે પ્રથમ દ્યૂત રમાડીને પાંડુપુત્ર યુધિષ્ઠિરને અધર્મથી છેતર્યા હતા. હે સાત્યકિ! તેમણે દ્રૌપદીને અધર્મથી જ હેરાન કરી હતી. વળી તેમણે સર્વ પાંડવોને દ્રૌપદીની સાથે વનમાં હાંકી કાઢ્યા હતા, તે પણ અધર્મથી જ હતું.[૩૯,૪૦] ઓ મૂર્ખ સાત્યકિ! તેમણે પાંડવો પાસેથી અધર્મથી જ સર્વસ્વ છીનવી લીધું હતું. મદ્રરાજ શલ્ય પ્રથમ પાંડવપક્ષમાં આવતો હતો, છતાં શત્રુઓથી પ્રેરાઈને તે કૌરવ તરફ ખેંચાયો, તેમાં પણ અધર્મ જ કારણરૂપ હતો.[૪૧] અધર્મથી જ તેમણે બાળક અભિમન્યુને મારી નાખ્યો હતો. આ બાજુ શત્રુઓના નગરોને જીતનારા ભીષ્મપિતામહને અધર્મથી જ મારવામાં આવ્યા છે.[૪૨] તેં મોટા ધર્મધુરંધરે પણ અધર્મથી જ ભૂરિશ્રવાને મારી નાખ્યો છે. આમ કૌરવોએ તથા પાંડવોએ આ યુદ્ધમાં અધર્મ-આચરણ કર્યાં જ છે.[૪૩] હે સાત્વત! તે સર્વ વીર પુરુષો ધર્મજ્ઞ છે, છતાં પોતાના વિજયની રક્ષા કરવા માટે તેમણે તે તે કૃત્યો કર્યાં છે. માટે ધર્મ અને અધર્મનું સ્વરૂપ જાણવું અતિ કઠિન છે. અમુક એક ધર્મ અને અમુક એક અધર્મ, આવો નિશ્ચય કરી લેવો તે શક્ય નથી. એટલે ચૂપચાપ કૌરવો સાથે યુદ્ધ કર્યા કર. વ્યર્થ યમસદનમાં ન જા.'

સંજય બોલ્યો: આ પ્રમાણે જ્યારે ધૃષ્ટદ્યુમ્ને શ્રીમાન સાત્યકિને ક્રૂર અને કઠોર વાક્યો સંભળાવ્યાં, ત્યારે તે પગથી માથા સુધી કંપી ઊઠ્યો. આ વાક્યો સાંભળીને સાત્યકિનાં નેત્રો ક્રોધથી લાલચોળ થઈ ગયાં. તેણે પોતાના ધનુષ્યને રથમાં મૂકી દીધું અને સર્પની પેઠે ફૂંફાડા મારી ગદા હાથમાં લીધી. તે એકદમ ધૃષ્ટદ્યુમ્ન સામે ધસી ગયો અને આવેશમાં આવી જઈને આ પ્રમાણે બોલ્યો:[૪૪-૪૭] 'હવે તને હું એક પણ કઠોર વાક્ય કહીશ નહિ, પણ મારી નાખવા યોગ્ય એવા તને મારી જ નાખીશ.' આમ કહી તે એકાએક ધસવા લાગ્યો. ધૃષ્ટદ્યુમ્નના પર કાળની પેઠે કોપેલા તે મહાબળવાન, અમર્ષણ અને સાક્ષાત્ કાળ સરખા સાત્યકિને જોઈને મહાબળવાન ભીમસેન શ્રીકૃષ્ણની પ્રેરણાથી રથ પરથી કૂદી પડ્યો અને તેણે તેને બે બાહુઓ વતી તત્કાળ રોકી રાખ્યો. એ બળવાન પાંડવે ક્રોધપૂર્વક દોડી ગયેલા અને ક્રોધથી થરથરાટ ધ્રૂજતા બળવાન સાત્યકિને પકડીને જોરપૂર્વક ત્યાંથી દૂર કર્યો. મહાબળવાન ભીમસેને પૃથ્વી પર પગ ટેકવીને બરાબર છઠ્ઠે પગલે તે સાત્યકિને જોરપૂર્વક પકડી પાડ્યો હતો, અને રથ પરથી કૂદી પડી જેમતેમ ઝાલી રાખ્યો હતો.[૪૮-૫૨] હે રાજા! તે સમયે સહદેવે મધુર વાણીથી સાત્યકિને કહ્યું: 'હે પુરુષવ્યાઘ્ર સાત્યકિ! અમારે અંધકો, યાદવો તથા પાંચાલોથી ઉત્કૃષ્ટ એવા બીજા કોઈ પણ મિત્રો નથી. વળી હે રાજા! અંધકો, યાદવો તથા શ્રીકૃષ્ણને અમારાથી બીજા વિશેષ મિત્રો નથી. હે યદુવંશી સાત્યકિ! ભલેને સમુદ્ર સુધી પૃથ્વીમાં શોધ કરે, તોપણ પાંચાલોને પાંડવો અને યાદવો સમાન ઉત્તમ મિત્ર એક પણ મળશે નહિ. આમ તમે ધૃષ્ટદ્યુમ્નને તેનો ઉત્તમ મિત્ર માનો છો અને તે પણ તમને તેવા જ મિત્ર માને છે.[૫૩-૫૬] તમે જેમ અમારા મિત્ર છો અને અમે જેમ તમારા મિત્ર છીએ, તેમ જ તમે અને ધૃષ્ટદ્યુમ્ન પરસ્પર મિત્ર છો. માટે સર્વ ધર્મોને સમજનારા હે શિનિપુંગવ! તમે મિત્રધર્મને ધ્યાનમાં લો, તમે ધૃષ્ટદ્યુમ્નથી ઊપજેલા ક્રોધને સમાવો, તમે શાંત થાઓ, તમે ધૃષ્ટદ્યુમ્નને ક્ષમા આપો અને ધૃષ્ટદ્યુમ્ન તમને ક્ષમા આપે.[૫૭,૫૮] અમે તમને બન્નેને ક્ષમા અપાવીએ છીએ; કારણ કે ક્ષમાથી બીજું શું ઉત્તમ હોઈ શકે!' હે ધૃતરાષ્ટ્રરાજા! સહદેવ જ્યારે એ પ્રમાણે સાત્યકિ-

ને શાંત પાડી રહ્યો હતો, ત્યારે પાંચાલરાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન હસતો હસતો બોલી ઊઠ્યો: 'ઓ ભીમસેન! તમે યુદ્ધના મદથી છકી ગયેલા એ સાત્યકિને છોડી દો.[૫૯,૬૦] વાયુ જેમ પર્વત સામે આવે, તેમ એ ભલે મારી સામે આવે. હે કૌંતેય! એટલામાં તો હું તીક્ષ્ણ બાણો મારીને તેના કોપને, યુદ્ધ કરવાની તેની શ્રદ્ધાને અને તેના જીવિતને પણ આ રણમાં દૂર કરી નાખું. મેં આ જે પાંડવોનું અતિ મહાન કાર્ય માથે ઉઠાવ્યું છે, તે શું બનવું શક્ય છે? કારણ કે આ તરફથી પેલા કૌરવો ચઢી આવે છે અને અહીં પણ મારે રોકાવું પડશે; અથવા અર્જુન જ તે બધાને યુદ્ધમાં અટકાવી રાખશે.[૬૧-૬૩] તેટલામાં હું પણ આ સાત્યકિના મસ્તકને બાણો વડે પાડી નાખીશ. આ સાત્યકિ મને રણમાં કપાઈ ગયેલા હાથવાળો ભૂરિશ્રવા માને છે![૬૪] માટે તમે એને છોડી દો. હું એને મારીશ અથવા એને હાથે મરીશ.' ધૃષ્ટદ્યુમ્નનાં એ વાક્યો સાંભળીને સાત્યકિ સર્પની પેઠે ફૂંફાડા મારવા લાગ્યો.[૬૫] તે ભીમસેનના બે બાહુઓમાંથી છૂટવા માટે વારંવાર બળપૂર્વક ખેંચાખેંચ કરવા લાગ્યો. ત્યાં તે બન્ને બળવાન વીરો બે આખલાઓની પેઠે ગર્જનાઓ કરવા લાગ્યા.[૬૬] પછી હે રાજા! વાસુદેવ અને ધર્મરાજાએ એકદમ ઘણો પ્રયત્ન કરી તે બન્નેને યુદ્ધ કરતાં અટકાવ્યા.[૬૭] આમ કોપથી લાલચોળ નેત્રોવાળા તે બન્ને મહાધનુર્ધરોને યુદ્ધ કરવાની ઇચ્છાથી માંડમાંડ વારીને, સર્વ ક્ષત્રિયવીરો શત્રુઓ સામે યુદ્ધ કરવા ચાલી નીકળ્યા.[૬૮]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત નારાયણાસ્ત્રમોક્ષ પર્વમાં 'ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિનો ક્રોધ' નામનો અધ્યાય ૧૯૮મો સમાપ્ત

# अध्याय १९९ मो

## નારાયણાસ્ત્રનો પ્રયોગ

॥ संजय उवाच ॥

ततः स कदनं चक्रे रिपूणां द्रोणनंदनः।
युगांते सर्वभूतानां कालसृष्ट इवांतकः॥ १॥

સંજય બોલ્યો: પછી કાળથી સરજાયેલો યમ જેમ પ્રલયકાળે સર્વ ભૂતોનો સંહાર કરે, તેમ દ્રોણપુત્ર અશ્વત્થામા શત્રુઓનો સંહાર કરવા લાગ્યા.[૧] તેમણે ભલ્લજાતિનાં બાણો મૂકી મૂકીને શત્રુઓને મારી મારીને મડદાંનો મોટો પહાડ ખડો કર્યો. તે પર્વત ધ્વજાઓરૂપી વૃક્ષોથી ભરેલો હતો, હણાયેલા હાથીઓરૂપી મહાન શીલાઓથી ભરપૂર હતો, ઘોડાઓરૂપી ગંધર્વોથી વ્યાપ્ત હતો, ધનુષ્યોરૂપી લતાઓથી છવાયેલો હતો, માંસાહારી પક્ષીઓના કલ્લોલથી ગાજી રહ્યો હતો અને ભૂતો તથા યક્ષોનાં ટોળાંથી ઊભરાતો હતો.[૨-૩] પછી પુરુષશ્રેષ્ઠ અશ્વત્થામાએ જોશથી મોટી ગર્જના કરી અને પોતાની પ્રતિજ્ઞાનું તમારા પુત્રને પુનઃ શ્રવણ કરાવ્યું:[૪] 'ધર્મનો ડોળ ઘાલી રહેલા કુંતીપુત્ર યુધિષ્ઠિરે રણમાં લડી રહેલા મારા પિતા દ્રોણાચાર્યને 'અશ્વત્થામા હણાયો છે, માટે તમે શસ્ત્રનો ત્યાગ કરો' એવું કહ્યું હતું.[૫] તો તેની નજર આગળ જ હું આ સર્વ સેનાને નસાડી મૂકીશ. હું સર્વને ભગાડી દઈશ અને પેલા નીચ ધૃષ્ટદ્યુમ્નને તો જરૂર મારી નાખીશ.[૬] આ સર્વ સૈનિકો જો મારી સામે યુદ્ધ કરશે, તો હું તેમને પણ ઠાર કરી નાખીશ. આ તારી પાસે હું સત્ય પ્રતિજ્ઞા કરું છું. માટે આપણી સેનાને તું પાછી વાળ.[૭] આ સાંભળીને તમારા પુત્રે મોટો સિંહનાદ કર્યો અને અતિ મહાન ભયનો ત્યાગ કરી તેણે સર્વ સેનાને પાછી આણી.[૮] એટલે હે રાજન! જેમ બે ભરપૂર મહાસાગરનો સમાગમ થાય, તેમ તે બન્ને કૌરવ-પાંડવોની સેનાઓનો પુન તીવ્ર

ભેટા થયો.[૯] સર્વ કૌરવો દ્રોણપુત્ર અશ્વત્થામાની આગેવાની હેઠળ સજ્જ થઈને ઊભા રહ્યા અને દ્રોણાચાર્યના મરણથી ઉગ્ર થયેલા પાંડવો તથા પાંચાલો પણ ત્યાં સ્થિર થઈને આગળ ઊભા રહ્યા. હવે હે રાજા! પરમ હર્ષમાં આવી ગયેલા અને પોતપોતાના પક્ષના વિજયને જોઈ રહેલા તે સર્વ આવેશવાળા યોદ્ધાઓનો મહાન વેગ ચાલુ થયો. હે રાજેંદ્ર! મોટા પર્વત સામે જેમ બીજા પર્વતનો પ્રત્યાઘાત થાય તથા મોટા સમુદ્રોની સાથે જેમ બીજા સમુદ્રનો પ્રત્યાઘાત થાય, તેમ તે કૌરવો તથા પાંડવોનો અન્યોન્ય પ્રત્યાઘાત થઈ રહ્યો.[૧૦-૧૨] પછી એકદમ ખુશખુશાલ થયેલા કૌરવ તથા પાંડવ સૈનિકો હજારો શંખો તથા હજારો ભેરીઓને વગાડવા લાગ્યા.[૧૩] ત્યાં વલોવાતા મહાસાગરનો જેવો અતિ મહાન શબ્દ થાય, તેવો જ અદ્ભુત અતિ મહાન શબ્દ તમારા સૈન્યમાં થઈ રહ્યો[૧૪] તે સમયે દ્રોણપુત્ર અશ્વત્થામાએ પાંડવો તથા પાંચાલોની સેના સામે તાકીને નારાયણાસ્ત્ર પ્રકટ કર્યું.[૧૫] એટલે તુરત તેમાંથી ચળકાટ કરતાં અણિયાળાં હજારો બાણો આકાશમાં પ્રકટ થયાં. તે બાણો જાણે પાંડવોને ટાળી નાખવા ધારતા પ્રદીપ્ત મુખવાળા સર્પો હોય તેવાં દેખાતાં હતાં.[૧૬] હે રાજન્! સૂર્યનાં કિરણો જેમ લોકમાં તત્કાળ ફેલાઈ જાય છે, તેમ તે બાણો પણ એક મુહૂર્ત જેટલા સમયમાં દિશાઓ, આકાશ તથા એ મહારણમાં ઊભેલાં સર્વ સૈન્યોને ઢાંકી દેવા લાગ્યાં.[૧૭] વળી કેટલાંએક પ્રકાશમાન બાણો તો આકાશમાં નક્ષત્ર સરખાં ભાસવા લાગ્યાં. હે મહારાજ! જોતજોતામાં તો તદ્દન લોખંડના ગોળાઓ, ચતુશ્ચક્ર, દ્વિચક્ર, શતઘ્નીઓ, ગદાઓ તથા સૂર્યના મંડળ સરખાં તીક્ષ્ણ છેડાવાળાં ચક્રો પણ તે અસ્ત્રમાંથી પ્રકટ થયાં.[૧૮,૧૯] આમ હે પુરુષશ્રેષ્ઠ! તે અસંખ્ય અસ્ત્રાકાર બાણોથી આકાશને અત્યંત ઊભરાઈ રહેલું જોઈને પાંડવો, પાંચાલો તથા સૃંજયો ગભરામણમાં પડી ગયા.[૨૦] હે રાજા! પાંડવોના મહારથીઓ જેમ જેમ તે અસ્ત્ર સામે યુદ્ધ કરવા લાગ્યા, તેમ તેમ તે અસ્ત્ર વૃદ્ધિ પામતું ગયું.[૨૧] તે નારાયણાસ્ત્રે સર્વ તરફથી સૈનિકોનો સંહાર કરવા માંડ્યો, એટલે તેઓ બધા જાણે અગ્નિથી બળતા હોય તેમ રણમાં ત્રાહ ત્રાહ થઈ ગયા.[૨૨] હે રાજા! શિશિરઋતુની આખરમાં જેમ અકસ્માત્ સળગી ઊઠેલો અગ્નિ ઘાસને બાળી ભસ્મ કરી નાખે છે, તેમ તે નારાયણાસ્ત્ર પાંડવોની સેનાને બાળી ભસ્મ કરવા લાગ્યું.[૨૩] હે પ્રભુ! આ રીતે તે અસ્ત્ર સર્વ સૈન્યમાં ફેલાઈ ગયું અને સૈન્યનો નાશ થવા લાગ્યો, ત્યારે ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિર ઘણો ત્રાસ પામ્યા. પોતાનું સૈન્ય ભાન ખોઈ બેઠું હતું અને નાસભાગ કરી રહ્યું હતું; છતાં અર્જુન ઊભો રહ્યો હતો, એ જોઈને ધર્મપુત્ર આ પ્રમાણે તટસ્થની જેમ કહેવા લાગ્યા- 'ઓ ધૃષ્ટદ્યુમ્ન! તું સર્વ પાંચાલ સેનાને સાથે લઈ અહીંથી નાસી જા. ઓ સાત્યકિ! તું પણ અંધક અને યાદવ યોદ્ધાઓથી વીંટાઈને અહીંથી ચાલ્યો જા. ધર્માત્મા વાસુદેવ પણ પોતાની યોગ્ય વ્યવસ્થા કરી લેશે, કેમ કે એ વાસુદેવ સર્વ જગતને કલ્યાણ ઉપદેશે છે, તો પછી પોતાનું કલ્યાણ કેમ નહિ સાધી શકે? હું સર્વ સૈન્યોને કહું છું કે, હવે તમારે સંગ્રામ નહિ કરવો; કારણ કે હું હવે મારા ભાઈઓની સાથે અગ્નિમાં જ પ્રવેશ કરીશ.[૨૪-૨૮] ભીરુ પુરુષોને અતિ દુસ્તર એવા આ સંગ્રામમાં હું ભીષ્મ તથા દ્રોણરૂપ સમુદ્રને તો તરી ગયો; પણ હવે આ અશ્વત્થામારૂપ ગાયના પગ જેટલા છબછબિયામાં હું પરિવાર સહિત ડૂબી મરીશ. આ અર્જુનની અમારા પ્રત્યે જે ઇચ્છા છે, તે ભલે ઝટ પૂરી થાઓ; કારણ કે શુભ વૃત્તિવાળા દ્રોણાચાર્યને

કૌરવો તથા પાંડવોના દેખતાં એ અસ્ત્ર સામે યુદ્ધ કરીશ.[૫૧] હે અર્જુન! ઓ અર્જુન! અલ્યા ઓ બીભત્સુ! જોજે, તારા ગાંડીવધનુષ્યને 'તું' છોડતો નહિ! જોજે! ચંદ્રના કલંકની જેમ એ તારી નિર્મળતાને ધોઈ નાખશે.[૫૨]

અર્જુન બોલ્યો : 'હે ભીમસેન! મારું તો એ ઉત્તમ મત છે કે, નારાયણાસ્ત્ર, ગાય અને બ્રાહ્મણો સામે મારે ગાંડીવધનુષ્યનો ત્યાગ કરવો.' અર્જુને જ્યારે ભીમસેનને એ પ્રમાણે કહ્યું, ત્યારે મેઘ સમાન ગર્જના કરતા અને સૂર્ય સમાન તેજસ્વી એવા રથમાં બેસીને ભીમસેન શત્રુદમન દ્રોણાચાર્યના પુત્ર સામે ચાલ્યો. એક નિમેષ જેટલા વખતમાં તો તે શીઘ્રપરાક્રમી કુંતીનંદન અશ્વત્થામા પાસે પહોંચી ગયો અને ઝડપથી બાણો મૂકીને તેના પર વૃષ્ટિ કરવા લાગ્યો. ત્યારે અશ્વત્થામા પણ પોતાની સામે ધસી આવતા તે ભીમસેન સામે હસ્યા અને કેટલીએક વાતચીત કરીને તેને પ્રદીપ્ત મુખવાળાં મંત્રેલાં બાણોથી છાઈ દેવા લાગ્યા. રણમાં અગ્નિઝરતા પ્રદીપ્ત મુખવાળા સર્પો જેવાં તથા તપાવેલા સુવર્ણના જાણે તણખા સરખાં એ બાણોથી ભીમસેન ત્યાં તદ્દન ઢંકાઈ ગયો.[૫૩-૫૭] હે રાજન્! એ યુદ્ધમાં ભીમસેનનું સ્વરૂપ સાયંકાળે પતંગિયાથી છવાઈ ગયેલા કોઈએક પર્વત જેવું થઈ રહ્યું હતું.[૫૮] હે મહારાજ! ભીમસેન જેમ જેમ અશ્વત્થામાના અસ્ત્ર સામે બાણો ફેંકવા લાગ્યો, તેમ તેમ તે અસ્ત્ર પવનથી ફૂંકાયેલા અગ્નિની પેઠે વધવા લાગ્યું.[૫૯] ભયંકર પરાક્રમવાળા તે અસ્ત્રને આમ વધતું જોઈને એક ભીમસેન સિવાય બીજા સર્વ પાંડવસૈનિકોમાં મહાભય પેસી ગયો.[૬૦] એ બધાઓએ પોતપોતાનાં શસ્ત્રો પૃથ્વી પર મૂકી દીધાં અને રથ, હાથી તથા ઘોડા આદિ વાહનો પરથી સર્વશઃ નીચે ઊતરી પડ્યા.[૬૧] આમ જ્યારે તે બધાએ શસ્ત્રોનો ત્યાગ કર્યો તથા તેઓ બધા વાહનો પરથી ઊતરી પડ્યા, ત્યારે એકત્ર થયેલું તે વિશાળ અસ્ત્રવીર્ય ભીમસેનના મસ્તક પર પડવા માંડ્યું. હવે ભીમસેન એ મંડળમાં તદ્દન અદૃશ્ય થઈ ગયો, એટલે સર્વ પ્રાણીઓ તથા વિશેષે કરી પાંડવો હાહાકાર કરવા લાગ્યા.[૬૨,૬૩]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત નારાયણાસ્ત્રમોક્ષપર્વમાં 'નારાયણાસ્ત્રનો પ્રયોગ' નામનો અધ્યાય ૧૯૯મો સમાપ્ત

## अध्याय २००मो
### નારાયણાસ્ત્રની શાંતિ અને અશ્વત્થામાનું પરાક્રમ

॥ सञ्जय उवाच ॥

**भीमसेनं समाकीर्णं दृष्ट्वाऽस्त्रेण धनंजय ।**
**तेजसः प्रतिघाताय वारुणेन समावृणोत् ॥ १ ॥**

સંજય બોલ્યો : ભીમસેનને નારાયણાસ્ત્રથી ઢંકાઈ ગયેલો જોઈ અર્જુને તે અસ્ત્રના તેજનો વિનાશ કરવા માટે તેને વારુણાસ્ત્રથી ઢાંકી દીધો. પણ અર્જુનનું તે વારુણાસ્ત્ર પેલા અસ્ત્ર કરતાં નાનું હતું અને ભીમસેન તેજમાં તદ્દન દટાઈ ગયો હતો, તેથી રણમાં કોઈને ખબર પડી નહિ કે, અર્જુને ભીમસેનને વારુણાસ્ત્રથી ઢાંકી દીધો છે.[૧,૨] ઘોડા, સારથિ અને રથ સાથે ભીમસેન અશ્વત્થામાના અસ્ત્રમાં ઢંકાઈ ગયો હતો. અગ્નિમાં નાખેલા અગ્નિ પેઠે તે જ્વાળાઓની માળાથી તદ્દન અદૃશ્ય થઈ ગયો હતો.[૩] હે રાજન્! રાત્રિના અંતસમયે જેમ સર્વ જ્યોતિષો અસ્તાચલ પર્વત પ્રત્યે ધસી જાય છે, તેમ સંખ્યાબંધ બાણો ભીમસેનના રથ સામે ધસ્યાં જતાં હતાં.[૪] અશ્વત્થામાએ ભીમસેનને, તેના રથને, તેના ઘોડાને તથા તેના સારથિને ઢાંકી દીધા હતી, તેથી તેઓ અગ્નિમાં અંતર્ગત થઈ ગયા હોય તેમ જણાતા હતા.[૫] પ્રલયસમયે જેમ અગ્નિ સચરાચર જગતનું ભક્ષણ કરીને નારાયણ પ્રભુના મુખમાં પ્રવેશ

કરે છે, તેમ તે નારાયણાસ્ત્ર પણ ભીમસેનને છાઈ દેવા લાગ્યું હતું.[6] સૂર્યમાં પેઠેલો અગ્નિ જેમ એકાકાર થઈ જાય છે અને અગ્નિમાં પેઠેલો સૂર્ય જેમ એકસ્વરૂપ થઈ જાય છે, તેમ ભીમસેન પ્રત્યે દાખલ થયેલું તે અસ્ત્રતેજ એકસ્વરૂપ થઈ ગયું હતું. તેથી ત્યાં કંઈ જણાવામાં આવતું ન હતું.[7] આમ તે અસ્ત્ર ભીમસેનના રથ ઉપર એકીસાથે તૂટી પડ્યું હતું અને રણમાં અજોડ એવા અશ્વત્થામા ગર્વથી અધિક થતા હતા. વળી પાંડવોનું સર્વ સૈન્ય બેભાન તથા શસ્ત્રહીન થયું હતું અને યુધિષ્ઠિર આદિ મહારથીઓ પણ રણમાંથી વિમુખ થયા હતા. આ બધું જોઈને મહાતેજસ્વી વીર અર્જુન તથા વાસુદેવ એકદમ રથ પરથી કૂદી પડ્યા અને ભીમસેન તરફ દોડી ગયા.[8-10] ત્યાં જઈને તે બન્ને અતિ બળવાનોએ અશ્વત્થામાના અસ્ત્રબળથી ઉત્પન્ન થયેલા તેજમાં તુરત માયાથી પ્રવેશ કર્યો હતો.[11] તે સમયે અર્જુન તથા શ્રીકૃષ્ણ શસ્ત્રહીન હતા. તેમણે વારુણાસ્ત્રનો પ્રયોગ કર્યો હતો અને તેઓ વીર્યવાન હતા. આથી તે અસ્ત્રથી ઉત્પન્ન થયેલા અગ્નિએ તેમને બાળ્યા નહિ,[12] પછી તે નરનારાયણે નારાયણાસ્ત્રની શાંતિ માટે બળપૂર્વક ભીમસેનને તથા તેનાં સર્વ આયુધોને ખેંચવા માંડ્યાં. પણ તે બન્ને

અમે બધા તારા પક્ષના યોદ્ધાઓ રથો પરથી ઊતરી પડ્યા છીએ, માટે તું પણ સત્વર રથ પરથી નીચે ઊતરી પડ.[17] આમ કહીને શ્રીકૃષ્ણે તેને રથ પરથી નીચે ઉતારી પાડ્યો. સર્પની પેઠે ફૂંફાડા મારતા ને ક્રોધથી લાલચોળ નેત્રોવાળા તે ભીમસેનને જ્યારે આમ રથ પરથી ઉતારી પાડ્યો અને જ્યારે તેનાં સર્વ આયુધો છોડાવી દીધાં, ત્યારે શત્રુઓને તપાવનારું તે નારાયણાસ્ત્ર તુરત શાંત થઈ ગયું.[18,19]

સંજય બોલ્યો: આ વિધિએ તે દુઃસહ તેજની શાંતિ થઈ, એટલે સર્વ દિશાઓ અને વિદિશાઓ સ્વચ્છ થઈ ગઈ.[20] આ પ્રમાણે તે અતિ દુર્જય અસ્ત્ર શાંત થયું, ત્યારે ત્યાં કલ્યાણકારી વાયરા વાવા લાગ્યા, મૃગો તથા પક્ષીઓ શાંત થવા લાગ્યાં અને સર્વ વાહનો પણ હર્ષમાં આવેલાં દેખાવા લાગ્યાં.[21] હવે હે ભારત! તે ઘોર તેજ રણમાંથી દૂર થયું, એટલે બુદ્ધિમાન ભીમસેન પ્રાતઃકાળે ઉદય પામેલા સૂર્યની પેઠે શોભવા લાગ્યો.[22] મરણ પામતાં બાકી રહેલું પાંડવોનું સૈન્ય તે અસ્ત્રની શાંતિ થતાં આનંદમાં આવી ગયું અને તમારા પુત્રોનો વિનાશ કરવાની ઇચ્છાથી તે પાછું યુદ્ધ કરવા માટે આવી રહ્યું.[23] હે મહારાજ! નારાયણાસ્ત્ર વિનાશ પામ્યું

જરૂર પાછું વળે અને પ્રયોગ કરનાર પર જ તૂટી પડે હે રાજા! વાસુદેવે એ અસ્ત્રનો નાશ કર્યો છે નહિ તો યુદ્ધમા એણે શત્રુઓનો વધ જ કર્યો હોત [૨૮] પરાજય અને મૃત્યુ એ બેમા પરાજય નહિ પણ મૃત્યુ અતિ શ્રેયસ્કર છે આ શત્રુઓએ શસ્ત્રોનો ત્યાગ કર્યો છે, તેથી તેઓ પરાજય પામ્યા છે અને તેથી તેઓ લગભગ મરી ગયા જેવા જ છે'

દુર્યોધન બોલ્યો હે આચાર્યપુત્ર! હે અસ્ત્રવેત્તાઓમા શ્રેષ્ઠ! જો આ નારાયણાસ્ત્રનો બે વખત પ્રયોગ ન થઈ શકે, તો તમે બીજા અસ્ત્રોનો પ્રયોગ કરી એ ગુરુહત્યારાઓને મારી નાખો તમારામા અને અમાપ તેજસ્વી શકરમા જ સર્વ દિવ્ય અસ્ત્રો નિવાસ કરીને રહ્યા છે તમે જો ધારો તો ક્રોધાયમાન થયેલા ઇન્દ્રને પણ છોડો તેમ નથી [૨૯-૩૧]

ધૃતરાષ્ટ્ર બોલ્યો હે સજય! જ્યારે તે નારાયણાસ્ત્રનો વિનાશ થયો, દ્રોણાચાર્ય કપટથી માર્યા ગયા અને દુર્યોધનને આ પ્રમાણે કહ્યુ, ત્યારે અશ્વત્થામાએ સગ્રામમા યુદ્ધ માટે ઉપસ્થિત થયેલા અને નારાયણાસ્ત્રથી મુક્ત થઈ સેનાના મોખરામા ઘૂમી રહેલા પાડવોને જોઈને શુ કર્યું હતુ [૩૨ ૩૩]

સજય બોલ્યો જેમના ધ્વજમા સિહના પૂછડાનુ ચિહ્ન છે, એવા અશ્વત્થામા પોતાના પિતાના મરણને મનમા રાખી, ભયનો ત્યાગ કરી ક્રોધપૂર્વક ધૃષ્ટદ્યુમ્ન સામા ધસી ગયા [૩૪] આમ હે પુરુષશ્રેષ્ઠ! ધસી જઈને તેમણે ધૃષ્ટદ્યુમ્નને વીસ ક્ષુરપ્રબાણોનો પ્રથમ પ્રહાર કર્યો, તેમ જ બીજા પાચ બાણો મૂકી તેને અતિ વેગપૂર્વક વીધી નાખ્યો [૩૫] ત્યારે હે રાજન્! એ દ્રોણપુત્ર અગ્નિની જેમ બળબળી રહ્યા હતા ત્યા હે રાજન્! તેમને ધૃષ્ટદ્યુમ્ને ત્રેસઠ બાણોનો સામો પ્રહાર કર્યો [૩૬] વળી સુવર્ણની પૂખવાળા તથા સરાણ પર ઘસેલા વીસ બાણો મારી તેણે તેમના સારથિને ઘાયલ કર્યો, તેમ જ બીજા ચાર તીક્ષ્ણ બાણો મૂકીને તેમના ચારેય ઘોડાઓને પણ વીધી નાખ્યા [૩૭] આમ અશ્વત્થામાને ઉપરાઉપરી વીધી નાખી ધૃષ્ટદ્યુમ્ન, જાણે પૃથ્વીને કપાવી દેતો હોય અને એ મહાયુદ્ધમા સર્વના પ્રાણોને હરી લેતો હોય, તેમ જોરથી ગર્જના કરવા લાગ્યો [૩૮] હે રાજન્! ધૃષ્ટદ્યુમ્ન અસ્ત્રકુશળ હતો અને એકનિશ્ચયી હતો તેણે મૃત્યુ થાય તોપણ પાછા ન હઠવુ, એવો નિર્ધાર કરીને જ અશ્વત્થામા સામે પ્રસારો કર્યો હતો [૩૯] હવે રથીઓમા શ્રેષ્ઠ એવો તે અમેયાત્મા પાચાલપુત્ર અશ્વત્થામાના મસ્તક ઉપર બાણમય વૃષ્ટિ વરસાવી રહ્યો હતો [૪૦] આ પ્રમાણે રણમા કોપાયમાન થયેલા તે ધૃષ્ટદ્યુમ્નને અશ્વત્થામાએ પણ બાણો મૂકીને છાઈ દીધો અને પોતાના પિતાના વધનુ સ્મરણ કરી તેમણે તેને બીજા દશ બાણો વડે વીધી નાખ્યો [૪૧] વળી એ દ્રોણપુત્રે ક્ષુર જાતના બે બાણો બરાબર તાકીને માર્યા અને પાચાલ રાજાના ધ્વજને તથા ધનુષ્યને કાપી નાખ્યુ વધારામા તેમણે બીજા કેટલાએક બાણો મારી તેને પીડવા માડ્યો આમ અશ્વત્થામાએ ધૃષ્ટદ્યુમ્નને રણમા ઘોડા, સારથિ તથા રથ વિનાનો કરી મૂક્યો વળી તેમણે ક્રોધાયમાન થઈને તેના સર્વ અનુચરોને પણ બાણો મારી મારીને નસાડી મૂક્યા [૪૨ ૪૩] તેથી હે પૃથ્વીપતિ! પાચાલોનુ સૈન્ય ગભરાટભર્યું તથા દુ:ખભર્યું થઈ ગયુ અને તે પલાયન કરવા લાગ્યુ તેમાના સૈનિકો નાસભાગ કરતી વેળા એકમેક સામે જોતા પણ ન હતા [૪૪] આમ સર્વ યોદ્ધાઓને રણમા વિમુખ થયેલા જોઈને અને ધૃષ્ટદ્યુમ્નને પીડિત થયેલો જોઈને સાત્યકિએ પોતાના રથને ઝપાટાબધ અશ્વત્થામાના રથ સામે હાક્યો [૪૫] તુરત જ તેણે જાત જાતના આઠ તીક્ષ્ણ બાણો મૂકીને અશ્વત્થામાને

માર માર્યો વળી અમર્ષમા આવેલા તે સાત્યકિએ બીજા વીસ બાણો મૂકી તેમને ફરી ઝપેટ્યા તેણે તેમના સારથિને તથા ચારેય ઘોડાઓને પણ વીંધી નાખ્યા તેમ જ વળી હાથની ચાલાકી બતાવતા તેણે બરાબર સાવધ રહીને તેમના ધનુષ્યના તથા ધ્વજના ટુકડા કરી નાખ્યા અને ! તેણે સુવર્ણથી મઢેલા તેમના રથનો પણ ઘોડાઓ ની સાથે નાશ કરી નાખ્યો અને સગ્રામમા ત્રીસ બાણો મૂકીને તેમની છાતીમા પણ સખ્ત પ્રહાર કર્યો આમ હે રાજન્! મહાબળવાન અશ્વત્થામા સાત્યકિની બાણજાળોથી પીડાઈને તદ્દન હેઠાઈ ગયા અને 'હવે શુ કરવુ' તેની પણ તેમને ગમ રહી નહોતી પોતાના ગુરુપુત્રની આવી દશા થયેલી જોઈને તમારો મહારથી પુત્ર દુર્યોધન કૃપાચાર્ય તથા કર્ણ આદિને સાથે લઈ, સાત્યકિના પર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો ૪૯-૫૦ દુર્યોધને વીસ બાણોથી, કૃપાચાર્યે ત્રણ બાણોથી, કૃતવર્માએ દશ બાણોથી, કર્ણે પચાસ બાણોથી, દુશાસને સો બાણોથી અને વૃષસેને સાત બાણોથી સાત્યકિને વીંધી નાખ્યો વળી તેઓ બીજા ઘણા તીક્ષ્ણ બાણો મૂકી સાત્યકિને ચોતરફથી મારવા લાગ્યા ૫૧ ૫૨ પણ હે રાજન્! સાત્યકિએ તે સર્વ મહારથીઓને એક ક્ષણવારમા જ રથરહિત કરી નાખ્યા, તેમ જ હે રાજા ! તેમને રણમાથી નસાડી મૂક્યા ૫૩ પછી હે ભરતશ્રેષ્ઠ ! અશ્વત્થામા ને ભાન આવ્યુ તે દુ ખથી વિહ્વળ થઈ, વાર વાર નિ શ્વાસ નાખી વિચારમા પડી ગયા ૫૪ હવે શત્રુતાપન અશ્વત્થામા એક બીજા રથમા બેઠા અને અનેક સેકડો બાણોનો વરસાદ વરસાવી સાત્યકિને અટકાવવા લાગ્યા ૫૫ આમ દ્રોણપુત્ર પુન યુદ્ધ કરવા ધસી આવ્યા, તે જોઈ મહારથી સાત્યકિએ તેમને ફરી પણ રથ વિનાના કરી દઈ રણવિમુખ કરી નાખ્યા ૫૬ હે રાજન્! સાત્યકિનુ આવુ અદ્ભુત પરાક્રમ જોઈને સર્વ પાડવયોદ્ધાઓ મોટા મોટા શખનાદો કરવા મડ્યા અને સિહગર્જનાઓ ગજવવા લાગ્યા ૫૭ અશ્વત્થામાને એ પ્રમાણે રથ વિનાના કરી નાખ્યા પછી સત્યપરાક્રમી સાત્યકિએ વૃષસેનના ત્રણ હજાર મહારથીઓને મારી નાખ્યા ૫૮ તેણે કૃપાચાર્યના પદરસો હાથીનો ઘાણ કાઢી નાખ્યો તથા શકુનિના પચાસ હજાર ઘોડાઓનો સહાર કરી નાખ્યો ૫ પછી હે મહારાજ ! વીર્યવાન અશ્વત્થામા બીજા રથમા બેઠા અને સાત્યકિનો વધ કરવાની ઇચ્છાથી ક્રોધપૂર્વક તેની સામા ધસી ગયા ૬૦ આમ હે શત્રુદમન ! તે અશ્વત્થામા ને વળી પોતાની સામા યુદ્ધ કરવા આવેલા જોઈને શિનિપુત્ર સાત્યકિ તેમને અતિશય ક્રૂર એવા તીક્ષ્ણ બાણો વડે ઘાયલ કરવા લાગ્યો ૬૧ જ્યારે મહાધનુર્ધર દ્રોણપુત્ર જાતજાતના બાણો વડે અત્યત વીંધાઈ જવા લાગ્યા, ત્યારે તેમણે હસતા હસતા સાત્યકિને કહ્યુ ૬૨ 'ઓ શિનિ પુત્ર! આચાર્યઘાતી પેલા ધૃષ્ટદ્યુમ્નને માટે તને કેટલી બધી લાગણી છે, તે હુ જાણુ છુ, છતા મારી ઝડપમા આવેલા ધૃષ્ટદ્યુમ્નને તથા તારી પોતાની જાતને તુ બચાવી શકશે જ નહિ ૬૩ આ સાત્યકિ! હુ સત્યના તથા તપના સોગદ ખાઈને કહુ છુ કે, હુ સર્વ પાચાલોનો સહાર કર્યા વિના કદી શાતિ પામીશ નહિ ૬૪ પાડવોનુ તથા યાદવોનુ જે બળ હોય તે સર્વ અજમાવી નાખજે, પણ હુ તે સોમકોને જરૂર મારી નાખીશ ૬૫ દ્રોણપુત્રે આ પ્રમાણે કહ્યુ અને ઇદ્રે જેમ વૃત્રાસુર પર વજ્ર છોડ્યુ હતુ, તેમ તેમણે સૂર્યના કિરણો સરખુ પ્રકાશિત એક તીક્ષ્ણ ઉત્તમ બાણ સાત્યકિ પર છોડ્યુ ૬૬ તેમણે ફેકેલા તે બાણે સાત્યકિના કવચને ચીરી નાખી તેના શરીરને પણ ઘાયલ કર્યુ પછી ફૂફાડા મારનો

સર્પ જેમ પોતાના દરમાં પેસી જાય, તેમ પૃથ્વી-ને ફાડીને તે અંદર પેસી ગયું.[૬૭] શૂરવીર સાત્યકિ-નું કવચ તૂટી ગયું, તેના શરીરમાંના ઘાવમાંથી રુધિર વહેવા લાગ્યું અને અંકુશથી પીડાયેલા હાથીની પેઠે દુઃખ પામી તેણે ધનુષ્યબાણ મૂકી દીધાં.[૬૮] હવે લોહીલુહાણ થયેલો તે સાત્યકિ ગળાવા લાગ્યો અને પોતાના રથની બેસણી પર બેસી ગયો. એટલે તુરત જ તેનો સારથિ તેને અશ્વત્થામા પાસેથી બીજી તરફ લઈ ગયો.[૬૯] પછી શત્રુતાપન અશ્વત્થામાએ સુંદર પૂંખના નમેલાં પર્વવાળા એક બીજા બાણ વડે ધૃષ્ટદ્યુમ્નને બે ભ્રમર વચ્ચે પ્રહાર કર્યો.[૭૦] પ્રથમથી જ અત્યંત ઘાયલ થયેલો એ પાંચાલવંશી અશ્વત્થામાના આ છેલ્લા પ્રહારથી અત્યંત પીડાયો અને ધ્વજનો ટેકો લઈ તે રથમાં બેસી ગયો.[૭૧] હે રાજન્! સિંહે પીડિત કરેલા હાથી સરખા તે ધૃષ્ટદ્યુમ્નને આમ બાણપ્રહારથી વિહ્વળ થયેલો જોઈ ને પાંડવ પક્ષના પાંચ શૂરા મહારથીઓ વેગપૂર્વક ત્યાં ધસી આવ્યા.[૭૨] અર્જુન, ભીમસેન, પુરુવંશનો વૃદ્ધક્ષત્ર, ચેદિ દેશનો યુવરાજ અને માળવાનો રાજા સુદર્શન એ પાંચ વીરો 'હા, હા, હા, હા,' શબ્દો કરીને તથા હાથમાં ધનુષ્યો લઈને વીર અશ્વત્થામાને આસપાસ ઘેરી વળ્યા.[૭૩,૭૪] વીસ પગલાં જેટલા દૂર રહેલા કોપાયમાન ગુરુપુત્રને તેઓ પાંચ પાંચ બાણો મૂકીને એકીસાથે સર્વ તરફથી મારવા લાગ્યા.[૭૫] પરંતુ દ્રોણપુત્રે એકસાથે સર્પ સરખાં પચીસ તીક્ષ્ણ બાણો મારીને તે મહારથીઓનાં પચીસે બાણો કાપી નાખ્યાં.[૭૬] વળી તેમણે સાત તીક્ષ્ણ બાણોથી પૌરવક્ષત્રને, ત્રણ બાણો વડે માલવરાજ સુદર્શનને, એક બાણ વડે અર્જુનને અને છ બાણો વડે ભીમસેનને પ્રહાર કર્યો.[૭૭] એટલે હે રાજન્! સુવર્ણની પૂંખવાળાં તથા પથ્થર પર ઘસી તીક્ષ્ણ કરેલાં ઘણાં બાણો મૂકીને તે સર્વ મહારથીઓ અશ્વત્થામાને એકીસાથે અને જુદા જુદા વીંધવા લાગ્યા.[૭૮] ત્યાં ચેદિઓના યુવરાજે વીસ બાણોથી, અર્જુને આઠ બાણોથી તથા બીજા સર્વ યોદ્ધાઓએ ત્રણ ત્રણ બાણોથી અશ્વત્થામાને વીંધી નાખ્યા.[૭૯] પછી અશ્વત્થામા-એ અર્જુનને છ બાણો વડે, શ્રીકૃષ્ણને દશ બાણો વડે, ભીમસેનને પાંચ બાણો વડે, ચેદિના યુવ-રાજને ચાર બાણો વડે તથા માલવ અને પૌરવ-રાજને બબ્બે બાણો વડે પ્રહાર કર્યો.[૮૦] વળી તેમણે છ બાણો મારી ભીમસેનના સારથિને વીંધી નાખ્યો અને બીજાં બે બાણોથી તેના ધનુષ્યને તથા ધ્વજને પણ વીંધી નાખ્યા, તેમ જ દ્રોણપુત્રે પુનઃ બાણોની વૃષ્ટિ કરી મૂકીને અર્જુનને વીંધી નાખ્યો અને ઘોર સિંહનાદની ગર્જના કરી મૂકી.[૮૧] તે અશ્વત્થામા જ્યારે પાણીદાર ધારવાળાં તીક્ષ્ણ બાણોને આગળથી અને પાછળથી ફેંકવા લાગ્યા, ત્યારે તે ઘોરસ્વરૂપ બાણોથી પૃથ્વી, આકાશ, સ્વર્ગ, દિશાઓ અને વિદિશાઓ ઢંકાઈ ગયાં હતાં.[૮૨] વળી ઇંદ્ર સમાન વીર્યવાળા તે અશ્વત્થામાએ પોતાનું તીવ્ર તેજ પ્રકટ કર્યું અને રથમાં બેઠેલા રાજા સુદર્શનના ઇંદ્રકેતુ સરખા બન્ને બાહુઓને તથા તેના મસ્તકને ત્રણ બાણો વડે એકીસાથે કાપી નાખ્યાં.[૮૩] એટલું જ નહિ તેમણે એક રથશક્તિનો પ્રહાર કરી પૌરવરાજાને પણ મારી નાખ્યો અને કેટલાંએક બાણો મૂકી તેના રથના પણ તલ તલ જેવડા ટુકડા કરી નાખ્યા. તેમણે સુંદર ચંદનથી ચર્ચાયેલા તેના બન્ને બાહુઓને કાપી નાખ્યા અને એક ભલ્લ-બાણ વડે તેના મસ્તકને પણ ધડ પરથી કાપી નાખ્યું.[૮૪] વળી અતિશય ઝડપદાર હાથવાળા તે અશ્વત્થામાએ ચેદિઓના તરુણ અને કમળની માળા સમાન વર્ણવાળા યુવરાજને પણ બળબળતા અગ્નિ સરખાં બાણો માર્યાં અને તેને ઘોડા તથા

સારથિ સાથે મૃત્યુદેવને સોંપી દીધો. આમ દ્રોણપુત્રે પોતાની આંખ આગળ માલવ, પૌરવ તથા યુવરાજ ચેદિરાજને મારી નાખ્યા, તે જોઈને પાંડુપુત્ર ભીમસેનને અત્યંત ક્રોધ ચઢ્યો. તે શત્રુતાપન મહાબાહુ સર્પ સમાન તીક્ષ્ણ સેંકડો બાણો છોડીને દ્રોણપુત્રને રણમાં દાટી દેવા લાગ્યો; પરંતુ મહાતેજસ્વી દ્રોણપુત્રે ભીમસેનની તે બાણવૃષ્ટિનો નાશ કરી નાખ્યો.[૮૫-૮૮] વળી તેમણે અમર્ષમાં આવી જઈ ભીમસેનને તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યો. એટલે મોટી ભુજાવાળા મહાબળવાન ભીમસેને એ યુદ્ધમાં અશ્વત્થામાના ધનુષ્યને કાપી નાખ્યું અને એક ક્ષુરપ્રબાણ મારી તેમને વીંધી નાખ્યા. ત્યારે મોટા મનના દ્રોણપુત્રે પોતાના કપાયેલા ધનુષ્યને ફેંકી દઈ એક બીજું ધનુષ્ય હાથમાં લીધું અને કેટલાંએક બાણો મૂકીને ભીમસેનને વીંધવા માંડ્યો. આમ એ મહારણમાં પરાક્રમ કરી રહેલા અશ્વત્થામા અને ભીમસેન એ બે મહાબળિયાઓ બે વૃષ્ટિવાળા મેઘોની પેઠે એકબીજા પર બાણવૃષ્ટિ કરી રહ્યા હતા. મેઘમંડળ જેમ સૂર્યને ઢાંકી દે છે, તેમ ભીમસેનનાં નામાંકિત, સુવર્ણપૂંખી અને તીક્ષ્ણ બાણો અશ્વત્થામાને રણમાં ઢાંકી દેતાં હતાં. તે જ પ્રમાણે અશ્વત્થામાએ છોડેલાં નમેલાં પર્વવાળાં સેંકડો અને હજારો બાણોથી ભીમસેન પણ તત્કાળ છવાઈ જતો હતો. હે મહારાજ! રણશાળી અશ્વત્થામાએ ભીમસેનને રણમાં તદ્દન ઢાંકી દીધો હતો; છતાં તે જરા પણ વ્યથા પામ્યો નહોતો, એ એક અદ્ભુત જેવું હતું. પછી મહાબાહુ ભીમસેને સુવર્ણથી શોભી રહેલાં, યમદંડ સરખાં અને તીક્ષ્ણ એવાં દશ નારાચબાણો ફેંક્યાં. હે રાજા! તે બાણો સર્પો જેમ રાફડામાં પેસી જાય, તેમ અશ્વત્થામાની હાંસડીના ભાગને ફાડી નાખી, એકદમ અંદર પેસી ગયાં. મહાત્મા પાંડુનંદને તે બાણપ્રહારથી અશ્વત્થામાને અત્યંત વીંધી નાખ્યા હતા; તેથી ધ્વજદંડને પકડી રાખી તેમણે બન્ને આંખો મીંચી દીધી હતી. હે રાજા! એક મુહૂર્ત જેટલા સમય પછી દ્રોણપુત્રને ફરી ભાન આવ્યું. ત્યારે તેમનું શરીર સંગ્રામમાં લોહીલુહાણ થઈ ગયું હતું અને મહાત્મા ભીમસેને તેમને દૃઢ પ્રહાર કર્યો હતો, તેથી તેમને અત્યારે અતિશય ક્રોધ ચઢી ગયો હતો.[૮૯-૯૯] હવે મોટી ભુજાઓવાળા અશ્વત્થામાએ ભીમસેનના રથ સામે વેગપૂર્વક ધસારો કર્યો અને ધનુષ્યને કાન સુધી સંપૂર્ણ ખેંચીને તીક્ષ્ણ તેજવાળાં તથા સર્પ સરખાં સો ઝેરી બાણો તેની સામાં છોડી મૂક્યાં. હે ભારત! રણસંગ્રામમાં વખણાયેલો ભીમસેન પણ અશ્વત્થામાના તે વીર્યને જોઈ ક્ષણભર વિચારમાં પડી ગયો.[૧૦૦,૧૦૧] પરંતુ એ પાંડુપુત્રે પછીથી ઉગ્ર બાણવૃષ્ટિઓ છોડવા માંડી. આથી હે મહારાજ! ક્રોધાયમાન થયેલા અશ્વત્થામાએ ઉપરાઉપરી બાણો મૂક્યાં અને ભીમસેનના ધનુષ્યને કાપી નાખ્યું; તેમ જ તીક્ષ્ણ બાણોથી તેની છાતીમાં પ્રહાર પણ કર્યો. હવે અમર્ષી ભીમસેને તુરત બીજું ધનુષ્ય ઉઠાવ્યું અને પાંચ તીક્ષ્ણ બાણો વડે અશ્વત્થામાને વીંધી નાખ્યા. આ પ્રમાણે વર્ષાકાળના બે મેઘોની પેઠે તે બન્ને બાણોના ઓઘને વરસી રહ્યા. તેમની આંખો ક્રોધથી લાલ લાલ થઈ રહી અને તે બન્ને જણા અન્યોન્યને રણમાં છાઈ દેવા લાગ્યા. તેઓ હસ્તતલના ઘોર શબ્દથી પરસ્પરને ત્રાસ પમાડવા લાગ્યા અને એકમેકને વેરનો બદલો લેવાની ઇચ્છાથી તેઓ આવેશમાં આવી જઈ લડવા લાગ્યા. પછી દ્રોણનંદને સુવર્ણથી મઢેલા પોતાના અતિ મહાન ધનુષ્યનો ટંકાર કર્યો અને તે પોતાની સમીપમાં બાણોને છોડી રહેલા ભીમસેન સામે એકીટસે જોઈ રહ્યા. તે સમયે તેમનું સ્વરૂપ શરદઋતુના દિવસના મધ્યાહ્નકાળે પ્રદીપ્ત કિરણોવાળા સૂર્ય-

ના જેવું થઈ રહ્યું હતું.[૧૦૨-૧૦૭] અશ્વત્થામા બાણોને ક્યારે લે છે, ક્યારે ધનુષ્યમાં સાંધે છે, ધનુષ્યને ક્યારે ખેંચે છે તથા તે બાણોને ક્યારે ફેંકે છે, તેમાંનું કંઈ પણ યોદ્ધાઓ જોઈ શકતા ન હતા.[૧૦૮] હે મહારાજ! જ્યારે તે બાણોને ફેંકી રહ્યા હતા ત્યારે ગોળ ઊંબાડિયાં સરખું અને મંડળાકારે વળેલું માત્ર તેમનું ધનુષ્ય જ દેખાતું હતું.[૧૦૯] હે મહારાજ! તેમના ધનુષ્યમાંથી છૂટેલાં સેંકડો અને હજારો બાણો આકાશમાં ઊડી રહેલી તીડોની પંક્તિ સરખાં દેખાતાં હતાં.[૧૧૦] એ અશ્વત્થામાએ જે જે સુવર્ણભૂષિત ઘોર બાણો છોડ્યાં હતાં, તે બધાં અવિચ્છિન્નપણે ભીમસેનના રથ સામે પડ્યે જતાં હતાં.[૧૧૧] પણ હે ભારત! તે વેળા ભીમસેનનાં પરાક્રમ, બળ, વીર્ય, પ્રભાવ અને વ્યવસાય અમને અદ્દભુત સરખાં દેખાતાં હતાં. ભીમસેને ચોતરફથી થઈ રહેલી તે બાણ વૃષ્ટિને વર્ષાઋતુમાં મેઘમંડળમાંથી ઉત્પન્ન થયેલી મહાઘોર જળવૃષ્ટિ હોય તેવી માની.[૧૧૨,૧૧૩] એટલે દ્રોણપુત્રનો વધ કરવા ઇચ્છતા તે ભયંકર પરાક્રમી ભીમસેને વર્ષાકાળના મેઘની પેઠે બાણોનો વરસાદ વરસાવવા માંડ્યો.[૧૧૪] એ મહારણમાં સુવર્ણની પીઠવાળું ભીમસેનનું ઘોર ધનુષ્ય જ્યારે આકર્ષાતું હતું, ત્યારે તે બીજા ઇંદ્રધનુષ્ય ના સરખું જ શોભતું હતું.[૧૧૫] તેમાંથી સેંકડો ને હજારો બાણો પ્રકટ થતાં હતાં અને તેઓ રણને શોભાવનારા અશ્વત્થામાને રણમાં છાઈ દેતાં હતાં.[૧૧૬] આમ હે રાજા! તે બન્ને જણા બાણજાળો છોડી રહ્યા હતા, ત્યારે હે રાજન્! વચમાંથી વાયુનો સંચાર પણ થઈ શકતો ન હતો.[૧૧૭] પછી હે મહારાજ! ભીમસેનને મારી નાખવાની આકાંક્ષાથી અશ્વત્થામાએ તેલ પાયેલાં તથા ચળકતી અણીવાળાં સુવર્ણભૂષિત ઘણાં બાણો છોડવા માંડ્યાં.[૧૧૮] પરંતુ તે સર્વ બાણો પોતાની પાસે આવે તે પહેલાં જ ભીમસેને વચમાં જ બાણો મારી મારીને તેમને ત્રણ ત્રણ ભાગમાં કાપી નાખવા માંડ્યાં. વળી દ્રોણપુત્રથી યુદ્ધમાં વધી જઈને તેણે અશ્વત્થામાને 'અલ્યા ઊભો રહેજે, ઊભો રહેજે,' એમ પડકાર કર્યો.[૧૧૯] વધુમાં કોપાયમાન થયેલા તે બળવાન પાંડુપુત્રે અશ્વત્થામાને મારી નાખવાની ઇચ્છાથી ઘોર અને ઉગ્ર બાણવૃષ્ટિ છોડવા માંડી.[૧૨૦] પછી મહાન અસ્ત્રવેત્તા અશ્વત્થામાએ ભીમસેનની તે બાણવૃષ્ટિને અસ્ત્રોની માયાથી અટકાવી દીધી અને ભીમસેનનું ધનુષ્ય કાપી નાખ્યું.[૧૨૧] વળી ક્રોધમાં આવીને તેમણે બીજાં અનેક બાણો મારી એને રણમાં ઘાયલ કરવા માંડ્યો. આમ બળવાન ભીમસેનનું ધનુષ્ય કપાઈ ગયું, એટલે તેણે અતિ દારુણ એક રથશક્તિ અશ્વત્થામાના રથ સામે વેગપૂર્વક ફેંકી. પણ પોતાના હસ્તલાઘવને દર્શાવતા અશ્વત્થામાએ તીક્ષ્ણ બાણો મૂક્યાં અને મોટી ઉલ્કાની પેઠે એકાએક ધસી આવતી તે રથશક્તિના ટુકડે-ટુકડા કરી નાખ્યા. એ જ અરસામાં ભીમસેને બીજું એક મજબૂત ધનુષ્ય હાથમાં લીધું. હવે વૃકોદરે મંદ મંદ હસીને અશ્વત્થામાને બાણો વડે વીંધવા માંડ્યા. પછી હે મહારાજ! દ્રોણ-પુત્ર અશ્વત્થામાએ ભીમસેનના સારથિને લલાટમાં નમેલા પર્વવાળું એક બાણ મારી ઘાયલ કર્યો. આમ હે રાજન્! બળવાન દ્રોણપુત્રના હાથે અત્યંત ઘાયલ થવાથી તે સારથિ મૂર્ચ્છિત થઈ પડ્યો. અને તેના હાથમાંથી ઘોડાઓની લગામ છૂટી પડી. હે રાજેંદ્ર! આ રીતે રથ હાંકનારો સારથિ બેભાન થઈ ગયો, ત્યારે ભીમસેનના ઘોડાઓ સર્વ ધનુર્ધરોના દેખતાં રણમાંથી એકદમ નાઠા. આ પ્રમાણે રણાંગણમાંથી નાસી જતા ઘોડાઓને લીધે ભીમસેન દૂર ચાલ્યો ગયો. તે જોઈને અજિત અશ્વત્થામાએ હર્ષમાં આવીને પોતાનો શંખ

વગાડવા માંડ્યો. તે વેળા સર્વ પાંચાલયોદ્ધાઓ અને પાંડુપુત્ર ભીમસેન સુદ્ધાં ભયને લીધે ધૃષ્ટદ્યુમ્નના રથને છોડી ગયા અને ચારે દિશાઓમાં નાસવા લાગ્યા. તેઓ આ પ્રમાણે ભાગી જતા હતા, ત્યારે દ્રોણપુત્ર અશ્વત્થામા તેમની પાછળ પડીને તેમના ઉપર બાણો ફેંકવા લાગ્યા અને પાંડવસેનાને રણમાંથી હાંકી કાઢી વેગપૂર્વક તેમની સામે ધસ્યા જ ગયા.[૨૨-૩૦] આમ હે રાજન્! એ યુદ્ધમાં દ્રોણપુત્ર અશ્વત્થામાએ તે સર્વ રાજાઓને માર મારવા માંડ્યો, એટલે તે સર્વ તેમના ભયથી ચારેકોર ગગડતી કરી ગયા.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત નારાયણાસ્ત્રમોક્ષપર્વમાં 'અશ્વત્થામાનું પરાક્રમ' નામનો અધ્યાય ૨૦૦મો સમાપ્ત

## अध्याय २०१मो

### અશ્વત્થામાનું આગ્નેયાસ્ત્ર અને તેની નિષ્ફળતાના અંતમાં રણમાં વ્યાસ ભગવાન (શતરુદ્રિય સ્તોત્રારંભ)

॥ संजय उवाच ॥

ततस्तद्भग्नं बलं दृष्ट्वा कुंतीपुत्रो धनंजय ।
न्यवारयदमेयात्मा द्रोणपुत्रजयेप्सया ॥ १ ॥

સંજય બોલ્યો : પોતાના સૈન્યમાં એ પ્રમાણે ભંગાણ પડેલું જોઈને કુંતીપુત્ર અર્જુન અશ્વત્થામાનો પરાજય કરવાની ઇચ્છાથી પોતાના સૈન્યને પાછું વાળવા લાગ્યો.[૧] આમ હે રાજન્! વાસુદેવ તથા અર્જુન સર્વ સૈનિકોને ઊભા રાખવા પ્રયત્ન કરતા હતા; છતાં તેઓ રણમાં ઊભા જ રહ્યા નહિ.[૨] પછી એકલો અર્જુન જ માંડલિક સોમક રાજાઓ, મત્સ્ય રાજાઓ અને બીજા કેટલાએક મુખ્ય મુખ્ય યોદ્ધાઓને સાથે લઈને કૌરવો તરફ ધસ્યો.[૩] સવ્યસાચી અર્જુન જોતજોતામાં સિંહના પૂંછડાના ચિહ્નયુક્ત ધજાવાળા અશ્વત્થામાની પાસે શીઘ્ર પહોંચી ગયો અને તેમને કહેવા લાગ્યો :[૪]

'અરે ઓ અશ્વત્થામા! તારામાં જે શક્તિ હોય, જે વિજ્ઞાન હોય, જે વીર્ય હોય, જે પુરુષાર્થ હોય, તને કૌરવો તરફ પ્રેમ હોય, તને અમારા પર જે દ્વેષ હોય અને તારામાં જે કંઈ અતિ બહુ તેજ હોય, તે બધું આ સમયે તું મારી આગળ દેખાડી દે. જેણે દ્રોણાચાર્યનો વધ કર્યો છે, તે જ ધૃષ્ટદ્યુમ્ન તારા ગર્વનો નાશ કરશે. આમ તું સાક્ષાત્ પ્રલયકાળના અગ્નિ સરખા અને શત્રુઓને કાળ સરખા તે ધૃષ્ટદ્યુમ્ન સામે, મારી સામે અથવા કેશવની સામે યુદ્ધ કરવા આવી જા. તું અત્યંત છકી ગયો છે અને હું આજના યુદ્ધમાં તારા ગર્વનો નાશ કરીશ.[૫-૭]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સંજય! આચાર્યપુત્ર બળવાન છે અને માનપાત્ર છે, તેને અર્જુન પર પ્રેમ છે અને મહાત્મા અર્જુનને પણ તે સદા પ્રિય છે.[૮] અર્જુને પૂર્વે કદી પણ આવાં કઠોર વાક્યો અશ્વત્થામાને કહ્યાં નથી, તો તે કુંતાપુત્રે ત્યારે પોતાના એ મિત્રને એ કઠોર વાક્યો કેમ કહી સંભળાવ્યાં?[૯]

સંજય બોલ્યો : અશ્વત્થામાએ ચેદિના યુવરાજને, પૌરવ વૃદ્ધક્ષત્રને તથા શસ્ત્રાસ્ત્રોની વિધિથી સંપન્ન એવા માલવરાજ સુદર્શનને મારી નાખ્યા. તેણે ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ અને ભીમસેનનો પણ રણમાં પરાજય કર્યો. વળી ત્યારે યુધિષ્ઠિરરાજનાં તે વાક્યોથી અર્જુનનાં મર્મસ્થાનોમાં આઘાત થયો અને તેનું હૃદય વિકલિત થઈ ગયું, ત્યારે તેને પોતાના પુત્ર આદિનો વધ પણ સાંભરી આવ્યો અને તેને દુઃખ થઈ આવ્યું. આથી હે રાજા! અર્જુનને તે સર્વ દુઃખોને કારણે પૂર્વે કદી નહિ થયેલો કોપ થયો હતો.[૧૦-૧૨] આથી જ માન્ય એવા તે આચાર્યપુત્ર અશ્વત્થામાને અર્જુને અયોગ્ય, અશ્લીલ, અપ્રિય, રુક્ષ અને ન કહેવા જેવાં વચનો કહી સંભળાવ્યાં હતાં.[૧૩]

આમ હે રાજા ! અર્જુને જ્યારે સર્વ મર્મસ્થાનોને કાપી નાખે તેવી વાણીથી ને કઠોર વાક્યો કહી સંભળાવ્યાં, ત્યારે ધનુર્ધરોમાં અત્યુત્તમ એવા ને અશ્વત્થામા ક્રોધથી ફૂંફાડા મારવા લાગ્યા. તેમને અર્જુન ઉપર અને વિશેષે કરી કૃષ્ણ ઉપર ઘણો જ ક્રોધ ચઢ્યો. હવે વીર્યવાન અશ્વત્થામા બરાબર સાવધ થઈ રથમાં બેસી ગયા અને તેમણે જળથી મંત્રાચમન કરીને દેવોને પણ અતિ દુરાધર્ષ એવું આગ્નેયાસ્ત્ર ગ્રહણ કર્યું. ત્યાં શત્રુવીરોને હણનારા એ આચાર્યપુત્રે સર્વ દૃશ્ય તથા અદૃશ્ય શત્રુગણોને ઉદ્દેશીને ધુમાડા વિનાના અગ્નિ જેવા એક પ્રદીપ્ત બાણને તે અસ્ત્રના સંધાનપૂર્વક મંત્ર્યું અને તેને ક્રોધાવેશમાં આવીને ફેંક્યું.[૧૪–૧૭] એટલે તુરત જ આકાશમાં તુમુલ બાણવૃષ્ટિ થવા લાગી અને અગ્નિની જ્વાળાઓથી વ્યાપ્ત થયેલું તે અસ્ત્ર અર્જુન પર તૂટી પડ્યું.[૧૮] આકાશમાંથી બળબળતાં ઉંબાડિયાં પડવા લાગ્યાં, દિશાઓ મલિન થઈ ગઈ અને એકાએક તે સેના પર ઘોર અંધકાર ઊતરવા લાગ્યો.[૧૯] ત્યારે મોટાં મોટાં ટોળાંમાં એકઠા થયેલા રાક્ષસો તથા પિશાચો ગર્જનાઓ કરવા લાગ્યા, ગરમાગરમ વાયરા વાવા લાગ્યા અને સૂર્ય પણ નિસ્તેજ થઈ ગયો.[૨૦] તે વખતે સર્વ દિશાઓમાં કાગડાઓ ભયંકર શબ્દોથી આક્રંદ કરવા લાગ્યા અને આકાશમાં ચઢી આવેલા મેઘો રુધિરની વૃષ્ટિ કરતા ગાજવા લાગ્યા.[૨૧] ત્યાં પક્ષીઓ, પશુઓ તથા ગાયો મોટા મોટા બરાડા પાડવા લાગ્યાં અને જિતેંદ્રિય યોગીઓ પણ શાંતિ પામી શક્યા નહિ.[૨૨] ત્યારે સર્વ મહાભૂતો જાણે ભ્રમિત થઈ ગયાં હોય, સૂર્ય જાણે પુનરાવર્તન કરીને પાછો ફરતો હોય અને આખું વિશ્વ જાણે ભમતું હોય, તેમ જણાવા લાગ્યું. ત્રણેય લોક જાણે તાવ ભરાવાથી ચોતરફ કકડી રહ્યા હતા.[૨૩] અસ્ત્રના તેજથી દાઝી ગયેલા પૃથ્વીશાયી સર્પો પણ ઘોર ફૂંફાડા મારવા લાગ્યા અને તેઓ પૃથ્વીમાંથી બહાર ઊછળી આવવા લાગ્યા.[૨૪] હે ભારત ! સર્વ જળાશયો પણ તપી ઊઠ્યાં, તેથી જલચર પ્રાણીઓ બળી જવા લાગ્યાં અને તેઓ શાંતિ પામી શક્યાં નહિ.[૨૫] ત્યાં દિશાઓ, વિદિશાઓ, આકાશ અને પૃથ્વી આદિ સર્વ પ્રદેશમાંથી નાનીમોટી બાણવૃષ્ટિઓ ગરુડ તથા વાયુ સમાન વેગવાળી થવા લાગી. દ્રોણપુત્રનાં તે વજ્રવેગી બાણોથી શત્રુઓ માર્યા ગયા અને અગ્નિથી બળી ગયેલાં વૃક્ષોની પેઠે દગ્ધ થઈ પૃથ્વી પર પડવા લાગ્યા. વળી તેથી મોટા મોટા હાથીઓ બળી રહ્યા અને ચારે બાજુ પૃથ્વી પર પડવા લાગ્યા, તેમ જ મેઘ સમાન ભયંકર શબ્દોથી ગર્જના કરવા લાગ્યા. હે પૃથ્વીપતિ ! કેટલાએક હાથીઓ તો ભયભીત થઈને જુદી જુદી દિશાઓમાં નાસી જવા લાગ્યા અને જાણે વનમાં દાવાનળથી ઘેરાઈ ગયા હોય તેવા જણાતા હતા.[૨૬–૨૯] હે રાજા ! હે ભારત ! ત્યાં ઘોડાઓ તથા રથોના સમૂહો જાણે દાવાનળથી બળી ગયેલાં ઝાડનાં શિખરો હોય તેવા દેખાતા હતા.[૩૦] હજારો રથસમુદાયો ત્યાં કડકડાટ કરતા પડવા લાગ્યા. હે ભારત ! પ્રલયકાળે સંવર્તક અગ્નિ જેમ સર્વ ભૂતોને બાળી ભસ્મ કરે છે, તેમ અશ્વત્થામાનું તે આગ્નેયાસ્ત્ર ભયથી વ્યાકુળ થયેલી પાંડવસેનાને યુદ્ધમાં બાળી નાખવા લાગ્યું. આમ હે રાજન્ ! પાંડવોની સેનાને મહારણમાં બળી જતી જોઈને તમારા સૈનિકો અત્યંત હર્ષમાં આવી ગયા અને સિંહનાદ ગજવવા લાગ્યા. વળી હે ભારત ! વિજયથી શોભી રહેલા તમારા તે યોદ્ધાઓ જાતજાતનાં હજારો વાદિત્રોને હર્ષપૂર્વક વગાડવા લાગ્યા. હે રાજન્ ! એ મહારણમાં તે સમયે સમગ્ર લોક અંધકારથી ઢંકાઈ ગયો હતો, તેથી સમગ્ર અક્ષૌહિણી સેના તથા સવ્યસાચી અર્જુન

માયા દ્વારા જગતમાં ક્રીડા કરનારા, મહાત્મા, ભૂતગણોથી વીંટાયેલા, અજન્મા, સર્વના નિયંતા, અવ્યક્તસ્વરૂપ, કારણાત્મા, અચ્યુત, રુદ્ર અને અંધકાસુરનો નાશ કરનારા વિરૂપાક્ષ ભગવાનને વંદન કરી કમલનયન નારાયણ ભક્તિપૂર્વક તેમની સ્તુતિ કરવા લાગ્યા.[૬૯-૭૧]

શ્રીનારાયણ બોલ્યા : હે આદિ દેવ! આ ત્રિભુવનનું રક્ષણ કરનારા સર્વ પ્રજાપતિઓ આપનાથી જ ઉત્પન્ન થયા છે. હે વરેણ્ય! હે દેવ! તે પ્રજાપતિઓ આ પૃથ્વીમાં પ્રવેશ કરી આપની પુરાણી સૃષ્ટિનું રક્ષણ કરી રહ્યા છે.[૭૨] વળી દેવો, અસુરો, સર્પો, રાક્ષસો, પિશાચો, મનુષ્યો, ગરુડો, ગંધર્વો, યક્ષો અને તે ઉપરાંત અનેક જાતના સર્વ ભૂતગણો આપનાથી જ ઉત્પન્ન થયા છે, તે અમે જાણીએ છીએ. ઇંદ્રદેવતા, વરુણદેવતા, કુબેરદેવતા, પિતૃદેવતા, વિશ્વકર્માદેવતા અને ચંદ્રદેવતા સંબંધી જે જે કર્મ કરવામાં આવે છે, તે બધું કેવળ આપને માટે જ કરવામાં આવે છે. (અર્થાત્ સર્વ દેવોના નામથી આપની જ તૃપ્તિ કરવાની હોય છે.)[૭૩] રૂપ, તેજ, શબ્દ, આકાશ, વાયુ, સ્પર્શ, રસ, જળ, ગંધ, પૃથ્વી, કાળ, બ્રહ્મા, વેદો, યજ્ઞો, બ્રાહ્મણો અને તે ઉપરાંત આ જે સ્થાવરજંગમ ભૂતવર્ગ છે, તે બધો આપનાથી ઉત્પન્ન થયો છે.[૭૪] જેમ એક મોટા જળાશયમાંથી નાના નાના અનેક પ્રવાહો ઉત્પન્ન થાય છે અને આખરે પાછા તે બધા એક જ સ્થળે એકત્ર થાય છે, તેમ આ સર્વ સ્થાવરજંગમ ભૂતસમુદાય આપનાથી ઉત્પન્ન થયો છે અને અંતે આપનામાં જ વિલીન થાય છે. જે પુરુષ ભૂતો સંબંધી આવું તાત્ત્વિક જ્ઞાન ધરાવે છે, તે આપના સાયુજ્યને પામે છે.[૭૫] હૃદયાકાશમાં રહેનારા શુદ્ધ, અશુદ્ધ, સત્ત્વગુણપ્રધાન, માયા તથા અવિદ્યા નામની મૂળપ્રકૃતિમાં ચિત્પ્રતિબિંબભૂત અને આવરણયુક્ત એવા ઈશ્વર તથા જીવસંજ્ઞક બે માનસ પક્ષીઓ મનની અંદર જ શાસ્તા અને શાસ્ય ભાવથી સ્પષ્ટ જણાય છે અને પક્ષીની પેઠે ઉપાધિના સંબંધવાળા છે. તેઓ મહત્તત્ત્વ, અંધકાર અને પંચતન્માત્રાઓરૂપ સાત પિપ્પલવૃક્ષો વાણીમાત્રથી જ વિસ્તૃત થયાં છે, વાસ્તવિક રીતે અસત્ય જ છે અને પૂર્વોક્ત ઈશ્વર તથા જીવસંજ્ઞક પક્ષીઓના અધિષ્ઠેય છે. તેઓ અને દશ બીજી ઇંદ્રિયો કે જેઓ પાંચભૌતિક શરીરરૂપ નગરને ધારણ કરે છે, તે આ સર્વ તત્ત્વોને આપે જ સરજ્યાં છે, પરંતુ પરમાત્માસ્વરૂપ આપ તો તેમનાથી પર છો; ભિન્ન જ છો. ભૂત, વર્તમાન અને અતર્ક્ય ભવિષ્ય તે આપ જ છો. આ સમગ્ર ભુવનો આપનાથી જ ઉત્પન્ન થયાં છે. હે પ્રભુ! હું આપનો ભક્ત છું, નિત્ય આપનું ભજન કર્યા કરું છું; માટે મારી ઇષ્ટ કામનાઓ પૂરી કરીને આપ મારું રક્ષણ કરો. આપ કામાદિ દુષ્ટ વાસનાઓનો મારા ચિત્તમાં પ્રવેશ કરાવી મારો નાશ કરશો નહિ. હે દેવવર્ય! આપ આત્માના પણ આત્મા (ઉપાધિવાળા જીવાત્માથી પર એવા નિરુપાધિસ્વરૂપ પ્રત્યગાત્મા છો) અને તેથી જ આપને વિશે અહંકારાદિનો લેશમાત્ર પણ બોધ થતો નથી. આપ આવા પરમાત્મસ્વરૂપ છો અને આપનું તાત્ત્વિક જ્ઞાન ધરાવનારો પુરુષ ઉપાધિનો ત્યાગ કરી ઉપાધિના સંબંધથી રહિત એવા નિર્લેપ બ્રહ્મને પામે છે; પરંતુ હું તો અહંકારથી યુક્ત છું અને આપ શંભુનું અર્ચન કરવા ઇચ્છું છું, માટે જ સ્તુતિ કરવા યોગ્ય એવા આપને હું સર્વ સ્થળે શોધી રહ્યો છું, તેથી હે દેવ! મેં આપની યથાશક્તિ સ્તુતિ કરી છે. તે પર લક્ષ આપી આપ મને ઇષ્ટ વરદાનો આપો, પણ વિશ્વમાં આપે જે માયાનો વિસ્તાર કર્યો છે, તેનો મારા પર વિસ્તાર ન કરશો–મને તો માયાથી

મુક્ત જ કરશે.[૭૧-૭૮]

વ્યાસ બોલ્યા : એ પ્રમાણે નારાયણ ઋષિએ સ્તુતિ કરી, ત્યારે પિનાકધારી અચિંત્યાત્મા નીલકંઠ ભગવાન દેવોમાં મુખ્ય અને વર આપવા યોગ્ય તે નારાયણને વરદાન આપવા લાગ્યા.[૭૯]

શ્રીભગવાન બોલ્યા : હે નારાયણ! મારા પ્રસાદથી તમે મનુષ્યો, દેવો તથા ગંધર્વોમાં અમાપ બળવાળા થશો.[૮૦] દેવો, અસુરો, મોટા સર્પો, પિશાચો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો, ગરુડો, નાગો તથા જગતમાંના સિંહ, વ્યાઘ્ર આદિ ઇતર પ્રાણીઓ તમને સહન કરી શકશે નહિ. કોઈ દેવ પણ શસ્ત્ર, વજ્ર, અગ્નિ, વાયુ, આર્દ્ર, શુષ્ક, જંગમ કે સ્થાવર સાધનથી યુક્ત થઈ તમને રણમાં જીતી શકશે નહિ.[૮૧-૮૩] મારા પ્રસાદથી કોઈ પણ ભૂતવર્ગ તમને બાધા કરી શકશે નહિ. રણમાં જઈને તમે મારાથી પણ અધિક થશો.[૮૪] હે અશ્વત્થામા! શ્રીકૃષ્ણે પ્રથમથી જ એ વરદાનો મેળવ્યાં છે, એમ તારે સમજવું. તે જ એ નારાયણદેવ માયાથી સર્વ જગતને મોહ ઉપજાવતા પૃથ્વી પર ફર્યા કરે છે.[૮૫] વળી આ અર્જુન પણ તે નારાયણના તેજથી જ ઉત્પન્ન થયેલો નર નામનો મહામુનિ છે. તેને પણ એ નારાયણ દેવ સરખો જ તારે જાણવો.[૮૬] તે આ બન્ને શ્રીકૃષ્ણ તથા અર્જુન બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર—એ કુરુદેવોના મધ્યમાં વિષ્ણુસ્વરૂપ નરનારાયણ ઋષિ છે. અને પુષ્કળ તપસમૃદ્ધિથી સંપન્ન છે. લોકોનું રક્ષણ કરવાના કાર્ય માટે તે બન્ને જણા યુગે યુગે અવતાર ધારણ કરે છે.[૮૭] હે મહા બુદ્ધિમાન અશ્વત્થામા! તે જ પ્રમાણે તું પણ મહાન તપ તથા કર્માનુષ્ઠાનના પ્રભાવથી તેજ અને કોપને ધારણ કરનારો રુદ્રાવતારી ઉત્પન્ન થયો છે.[૮૮] તું દેવના સરખો બુદ્ધિમાન છે અને તેં પણ તારા પૂર્વજન્મમાં આ જગતને શંકરસ્વરૂપ જાણીને તેમને પ્રસન્ન કરવાની ઇચ્છાથી તારાં શરીરને અત્યંત કૃશ કર્યું હતું.[૮૯] હે માનદ! પ્રદીપ્ત હવ્ય તૈયાર કરીને જપ, હોમ અને ઉપહારો દ્વારા તેં એ મહાપુરુષ શંકરની મૂર્તિનું પૂર્વે પૂજન કર્યું હતું.[૯૦] હે વિદ્વાન! એ પ્રમાણે પૂજન કરતાં તે ભગવાન પૂર્વશરીરકાળે જ તારા પર પ્રસન્ન થયા હતા અને તેમણે તારા મનમાં રહેલા પુષ્કળ વરો તને આપ્યા હતા.[૯૧] તારા તથા તે અર્જુન અને શ્રીકૃષ્ણનાં જન્મ, કર્મ, તપ અને યોગો પુષ્કળ છે. માત્ર ભિન્નતા એટલી જ છે કે, પ્રત્યેક યુગે તે બન્નેએ શંકરની લિંગપૂજા કરી છે અને તેં પ્રતિમાપૂજા કરી છે.[૯૨] જે પુરુષ પ્રભુ મહેશ્વરને સર્વસ્વરૂપ જાણીને લિંગની અંદર (સૂક્ષ્મ શરીરને વિશે) પૂજે છે, તે પુરુષની અંદર સર્વ આત્મયોગો તથા સર્વ શાસ્ત્રયોગો શાશ્વત સ્થિતિ કરે છે.[૯૩] દેવો, સિદ્ધો તથા પરમ ઋષિઓ પણ મહેશ્વરની લિંગપૂજા જ કરે છે, તેમ જ લોકમાં સર્વથી પર રહેલા તે એક સ્થાણુદેવની નિત્ય પ્રાર્થના કર્યા કરે છે; કારણ કે તે મહેશ્વર જ સર્વના સ્રષ્ટા છે.[૯૪] તે આ કેશવ પણ શંકરના ભક્ત છે; એટલું જ નહિ પણ તે શંકરથી જ ઉત્પન્ન થયેલ છે; માટે તે સનાતન શ્રીકૃષ્ણનું જ સર્વ યજ્ઞો દ્વારા યજન કરવું.[૯૫] વળી જે પુરુષ પ્રભુ મહેશ્વરના લિંગને સર્વ ભૂતોના ઉત્પત્તિક્ષેત્રરૂપ જાણીને પૂજે છે, તે પુરુષના પર વૃષભધ્વજ શંકર અધિક પ્રીતિ કરે છે.[૯૬]

સંજય બોલ્યો : વ્યાસ ભગવાનનાં તે વચન સાંભળીને મહારથી દ્રોણપુત્રે શંકરને નમસ્કાર કર્યા તથા શ્રીકૃષ્ણને સર્વથી અધિક માન્યા.[૯૭] વળી વ્યાસ ભગવાનની તે અદ્ભુત વાણી સાંભળીને જિતેંદ્રિય અશ્વત્થામાને રોમાંચ થઈ ગયાં. તેમણે મહર્ષિને વંદન કર્યું ને પછી સેના સામે જોઈને છાવણી તરફ પાછા ફરવાની આજ્ઞા કરી.[૯૮] પછી

હે રાજા ! તે દિવસના યુદ્ધમાં દ્રોણાચાર્યનું મરણ થતાં દીન થઈ ગયેલા કૌરવો તથા પાંડવો છાવણી તરફ પાછા ફર્યા.[૯૯] આમ હે રાજન્! પાંચ દિવસ યુદ્ધ કરીને વેદપારંગત દ્રોણાચાર્ય સેનાનો સંહાર કરી બ્રહ્મલોકમાં ગયા હતા.[૧૦૦]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત નારાયણાસ્ત્રમોક્ષપર્વમાં 'વ્યાસનું વાક્ય' નામનો અધ્યાય ૨૦૧ મો સમાપ્ત

## अध्याय २०२मो

### શ્રીશંકરમાહાત્મ્ય—વ્યાસ અને અર્જુન

॥ धृतराष्ट्र उवाच ॥

तस्मिन्नतिरथे द्रोणे निहते पार्षतेन वै ।
मामका पांडवाश्चैव किमकुर्वन्नतःपरम् ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યા : ધૃષ્ટદ્યુમ્ને અતિરથી દ્રોણાચાર્યને મારી નાખ્યા, તે પછી કૌરવો અને પાંડવોએ શું કર્યું હતું ?[૧]

તમે મને કહો, તે મહાપુરુષ કોણ હતા? મેં તેમને ત્રિશૂળધારી જોયા હતા અને તેજમાં તે સૂર્ય સરખા હતા.[૭] તે પૃથ્વીને પગ અડાડતા નહોતા, તેમ ત્રિશૂળને હાથમાંથી છોડતા ન હતા. તે મહાપુરુષના તેજને લીધે એક ત્રિશૂળમાંથી હજારો ત્રિશૂળો નીકળતાં હતાં.[૮]

વ્યાસ બોલ્યા : હે પૃથ્વીનંદન ! એ તેં શંકરને જ જોયા હતા. તે પ્રજાપતિઓના આદિ, સર્વના અંતર્યામી, સ્વર્ગ, પૃથ્વી ને આકાશસ્વરૂપ તથા સર્વ લોકના ઈશ્વર અને પ્રભુ છે; તે વરદાયી અને સર્વના નિયંતા છે. માટે ભુવનના ઈશ્વર તે વરદ દેવને તું શરણે જા.[૯-૧૩] તે શ્રીશંકર મહાન દેવ છે, મહાન આત્મા છે, સર્વના નિયંતા છે, જટાધારી છે, સર્વવ્યાપક છે, ત્રિનેત્રધારી છે, મોટી ભુજવાળા છે, રુદ્રસ્વરૂપ છે, શિખાધારી છે અને

છે, ભયંકર સ્વરૂપી છે અને ચંદ્રને મુકુટમાં ધારણ કરનારા છે.[૧૬] તે સનાતન છે, પૃથ્વીને ધારી રાખનારા છે, દિવ્ય છે, સર્વ વાણીઓના ઈશ્વરના પણ ઈશ્વર છે, અધિકારરહિત પુરુષોથી અત્યંત દુષ્પ્રાપ્ય છે, જગતના નાથ છે અને જન્મ, મૃત્યુ તથા જરાને ઉલ્લંઘી ગયા છે;[૧૭] તે જ્ઞાનસ્વરૂપ છે, જ્ઞાનથી પ્રાપ્ત કરવા યોગ્ય છે, ચિન્માત્રસ્વરૂપ જ્ઞાનથી જ અતિ પ્રશસ્ય છે અને તેથી જ અતિ દુર્જ્ઞેય છે. વળી તે પોતાના પરમ ભક્તોને કૃપા કરીને ઇચ્છિત વરો આપનારા છે.[૧૮] હે પૃથાપુત્ર! એ પ્રભુના પાર્ષદો પણ અનેક પ્રકારનાં દિવ્ય સ્વરૂપોવાળા છે. તેઓમાં કેટલાએક વામણા છે, જટાધારી છે, બોડકા છે, નીચી ડોકવાળા છે, મોટા પેટવાળા છે, પ્રચંડ શરીરવાળા છે, મોટા ઉત્સાહવાળા છે અને મોટા કાનવાળા છે; ત્યારે બીજા કેટલાએક કદ્રૂપા પગવાળા અને બેડોળ વેષવાળા પણ છે. આવા પાર્ષદો તે મહાદેવ મહેશ્વરની પૂજા કર્યા કરે છે. હે તાત! તે જ તેજસ્વી શ્રીશંકર તારા પરની કૃપાને લીધે તારી આગળ આગળ ચાલે છે. હે પાર્થ! એ ઘોર અને રોમાંચકારી સંગ્રામમાં અશ્વત્થામા, કૃપાચાર્ય તથા કર્ણ આદિ મહાન ધનુર્ધારીઓના રક્ષણ તળે રહેલી કૌરવી સેનાનો મનથી પણ કોણ પરાભવ કરી શકે તેમ છે! એક માત્ર મહાધનુર્ધર અને અનેક રૂપવાળા દેવ મહેશ્વર જ તે સેનાનો નાશ કરી શકે; કારણ કે તે પ્રભુ જ્યારે આગળ ઊભા હોય, ત્યારે કોઈ પણ પુરુષ તેમની સામે ટકી શકે નહિ. ત્રણેય લોકમાં એક પણ પ્રાણી તેમની બરાબરીનું નથી. સંગ્રામમાં કોપાયમાન થયેલા તે મહેશ્વરના ગંધમાત્રથી જ શત્રુઓ બેભાન થઈ જાય છે, લગભગ મરણશરણ થઈ જાય છે, થરથરી ઊઠે છે અને પૃથ્વી પર પછડાઈ પડે છે.[૧૯–૨૫] દેવો પણ તેમને નમસ્કાર કરતાં જ સ્વર્ગમાં રહી શકે છે. વળી આ લોકમાં રહેલા સ્વર્ગજેતા બીજા મનુષ્યો પણ તે દેવાધિદેવને નમન કર્યા કરે છે.[૨૬] જે ભક્તપુરુષો વરદ, રુદ્ર, ઉમાપતિ અને સર્વના ઈશ તે શંકરદેવને અનન્ય ભાવથી સદા ઉપાસે છે, તેઓ આ લોકમાં પરમ સુખ પામીને અંતે પરમ ગતિને પામે છે; માટે હે કુંતાપુત્ર! તું એ શાંત દેવને નમસ્કાર કર.[૨૭,૨૮] નમન હો તે રુદ્રને, નીલકંઠને, સૂક્ષ્મસ્વરૂપને, અતિશય તેજસ્વીને, જટાજૂટધારીને, કરાલ સ્વરૂપને અને કુબેરને વર આપનારાને.[૨૯] નમન હો તે કાલમૂર્તિને, માયા વડે વિચિત્ર પ્રકારના અવતારો ધરનારને, સદાચારી ભક્તને સુખ કરનારાને, કામના કરવા યોગ્યને, નીલ નેત્રવાળાને, અચળ સ્વભાવવાળાને અને પરમ પુરુષસ્વરૂપને. નમસ્કાર હો તે શ્યામ કેશવાળાને, મુંડ–યજમાન મૂર્તિને, તપશ્ચર્યામાં જ એકનિષ્ઠાવાળા હોવાથી કૃશ થયેલાને, સંસારથી તારનારાને, પ્રદીપ્તસ્વરૂપને, ઉત્તમ તીર્થસ્વરૂપને, દેવોના પણ દેવને અને વેગવાળાને.[૩૦,૩૧] નમસ્કાર હો તે અનેકસ્વરૂપીને, સર્વ શુભાવહ વિધિઓ જેમને પ્રિય છે એવાને, ચંદ્રને પ્રિય કરનારને, મસ્તકે મુકુટ ધરનારાને, સુંદર મુખવાળાને, હજારો નેત્રોવાળાને અને વૃષ્ટિ કરનારાને.[૩૨] હે રાજન્! તે કૈલાસ પર્વતમાં નિવાસ કરનારને, શાંતસ્વરૂપને, સર્વના પાલકને, વલ્કલવસ્ત્ર પહેરનારાને, સુવર્ણના અલંકારોથી શોભાયમાન બાહુઓવાળાને, ઉગ્રસ્વરૂપને અને દિશાઓના પતિને નમન હો.[૩૩] મેઘરાજના પતિને અને સર્વ ભૂતોના પતિને આપણા નમસ્કાર હજો. તે વૃક્ષોના પતિને અને સર્વ વાણીઓના પતિને આપણા નમસ્કાર હજો. નમન હો તે મુંડમાળથી ઢંકાયેલા શરીરવાળાને, દેવોની સેનાઓના નેતાને, સર્વના અંતર્યામીને, હાથમાં સ્રુવને ધારણ કરનારા અધ્વર્યુ સ્વરૂપને, દિવ્યસ્વરૂપને ધનુર્ધરને અને પરશુરામસ્વરૂપને. તે અનેક સ્વરૂપને ધારણ કરના-

રાને, જગતના પતિને, મુંજનાં વસ્ત્રોને પહેરનારાને, હજાર મસ્તકોવાળાને અને હજારો નેત્રોવાળાને નમન હો. નમન હો તે હજારો બાહુઓવાળાને અને હજારો ચરણોવાળાને. હે કુંતીનંદન! તું તે વરદાયી ભુવનેશ્વરને શરણે જા.[૩૪-૩૭] તે ઉમાપતિ છે, વિરૂપ નેત્રોવાળા છે, દક્ષ પ્રજાપતિના યજ્ઞનો નાશ કરનારા છે, પ્રજાપતિઓના પતિ છે, અવ્યગ્ર છે, ભૂતોના પતિ છે અને અવિકારી છે.[૩૮] તે જટાજૂટવાળા છે, તે બ્રહ્મા આદિક મહાન દેવોને પણ માયા વડે ભમાવી દેનાર છે, સર્વ લોકોના આશ્રયસ્થાનરૂપ નાભિવાળા છે, નંદિકેશ્વર પર બેસનારા છે, ત્રણેય લોકોને સંહારી શકે એવા અહંકારવાળા છે, ધર્મના સંરક્ષક છે, ધર્મને જ સર્વોત્કૃષ્ટ માનનારા છે અને કર્મોનાં ફળને આપનારા ઇંદ્રાદિ દેવોમાં પણ શ્રેષ્ઠ છે.[૩૯] તેમની ધ્વજામાં પોઠિયાનું ચિહ્ન છે. ધર્મથી પ્રકાશમાન થયેલા પુરુષોને તે અનંત ફળ આપે છે, ધર્મથી જ તેમનો સાક્ષાત્કાર થઈ શકે છે; અને યોગધર્મથી જ તે પ્રાપ્ત કરવા યોગ્ય છે. તે વૃષભ સમાન વિશાળ નેત્રોવાળા છે, શ્રેષ્ઠ આયુધવાળા છે, વિષ્ણુરૂપી બાણવાળા છે, ધર્મમૂર્તિ છે અને દક્ષના યજ્ઞના નિયંતા છે.[૪૦] તે મહાન ઉદરવાળા, પ્રચંડ શરીરવાળા, વ્યાઘ્રાંબરને ધારણ કરનારા, સર્વ લોકના નિયંતા, ભક્તોના ઇષ્ટ વરોને આપનારા, યજમાનમૂર્તિ, બ્રાહ્મણોના શરણરૂપ અને બ્રાહ્મણોને પ્રિય છે. તે હાથમાં ત્રિશૂળને ધારણ કરનારા છે, વરદ છે, ઢાલ–તલવારને ધારણ કરનારા છે, સર્વના પ્રભુ છે, પિનાક ધનુષ્યને ધારણ કરનારા છે ખડ્ગને ધારણ કરનારા છે, લોકોના પતિ છે અને લોકોના ઈશ્વર છે.[૪૧,૪૨] વલ્કલવસ્ત્રોને ધારણ કરનારા તે શંકરદેવને હું શરણે જાઉં છું. કુબેર જેમનો મિત્ર છે એવા તે સુરેશને અમારા નમસ્કાર હજો.[૪૩] નમસ્કાર હો તે શંકર ભગવાનને જેમને સુંદર વસ્ત્રો પહેરનારા, સુંદર વ્રતવાળા તથા સુંદર ધનુષ્ય ધારણ કરનારા પાર્ષદો છે, જે પોતે ધનુર્ધર છે, ધનુષ્ય પર પ્રીતિ રાખનારા છે અને ધનુષ્યથી પ્રેરાતા બાણસ્વરૂપ છે. ધનુષ્યના મધ્યમાં રહેનાર પણછસ્વરૂપને, ધનુષ્યસ્વરૂપને અને તે ધનુર્વેદના આચાર્યને અમારા નમસ્કાર હો. નમસ્કાર હો તે ઉગ્ર આયુધોવાળાને. દેવોમાં શ્રેષ્ઠ તે અનેક સ્વરૂપ દેવને અને તે મહાધનુર્ધરને નમસ્કાર હો. તે નિત્યઅચળસ્વરૂપને નમસ્કાર હો અને તે સદા તપસ્વીને નમસ્કાર હો.[૪૪-૪૬] સ્વર્ગમાં રહેલાં ત્રણ નગરોના નાશનને નમસ્કાર હો, ભગદેવનાં નેત્રોના હણનારને નમસ્કાર; વનસ્પતિના પતિને, સર્વ પુરુષોના પતિને નમસ્કાર.[૪૭] સર્વ માતૃકાઓના પતિ, ગણોના પતિ ને સર્વ વાચાઓના પતિ અને સર્વ યજ્ઞોના પતિ એ શંકરને નમસ્કાર[૪૮] સર્વ જળોના પતિ અને સર્વ દેવોના પતિ એ ભગવાનને નમસ્કાર. પૂષાદેવના દાંતો પાડી નાખનારા, ત્રણ નેત્રોવાળા, વરદાન દેનારા, શ્યામ કંઠવાળા, પિંગટ કેશવાળા અને સુવર્ણ સરખા પ્રદીપ્ત કેશવાળા તે મહાન પ્રભુને નમસ્કાર હો. હે અર્જુન! તે બુદ્ધિમાન મહાદેવનાં જે જે દિવ્ય કર્મો છે, તે હું તને મારી બુદ્ધિ પ્રમાણે તથા મેં જે રીતે સાંભળ્યાં છે તે પ્રમાણે કહું છું તે તું સાંભળ. તે ભગવાન જ્યારે કોપાયમાન થાય છે, ત્યારે ગુફામાં ભરાઈ પેઠેલા દેવો, અસુરો, ગંધર્વો કે રાક્ષસોને પણ આ લોકમાં કોઈ સ્થળે સુખ થતું નથી. પૂર્વે યજમાન દક્ષપ્રજાપતિએ વેદોક્ત વિધિ પ્રમાણે એક યજ્ઞ આરંભ્યો હતો અને ક્રોધાયમાન થયેલા શંકરે તેના યજ્ઞનો પણ નાશ કર્યો હતો. તે સમયે એ ભગવાન અત્યંત નિર્દય થઈ ગયા હતા. તેમણે ધનુષ્યમાંથી બાણ છોડીને મોટા ઊંચા સ્વરથી એવી તો ગર્જના કરી હતી કે, તેથી દેવોને પણ

કોઈ સ્થળેથી શાંતિ કે સુખ મળ્યું ન હતું. આમ મહેશ્વર કોપ્યા હતા, ત્યારે યજ્ઞનો એકાએક નાશ થયો હતો.[૪૯–૫૪] ત્યારે તેમના ધનુષ્યની પણછના ટંકારવથી સર્વ લોક ખળભળી ઊઠ્યા હતા. ત્યારે હે અર્જુન! સર્વ ભૂતગણો તેમને વશ થઈ ગયા હતા અને સર્વ સુરાસુરો સ્વર્ગમાંથી નીચે પડવા લાગ્યા હતા.[૫૫] સર્વ જળાશયો ત્યારે ખળભળી ઊઠ્યાં હતાં, પૃથ્વી કંપી ઊઠી હતી, પર્વતો તૂટી પડ્યા હતા અને દિશાઓના હાથીઓ ગભરાટમાં પડી ગયા હતા.[૫૬] ત્યારે સર્વ સ્થળે અંધકાર છવાઈ ગયો હતો, તેથી લોકો બરાબર પ્રકાશતા પણ ન હતા. વળી તેમણે ત્યારે સૂર્ય સહિત સર્વ નક્ષત્રોની કાંતિનો નાશ કરી નાખ્યો હતો.[૫૭] સર્વ ઋષિઓ પોતાને તથા સર્વ ભૂતોને સુખ થાય એ ઇચ્છાથી શાંતિ કરવા લાગ્યા છતાં તેઓ ભયભીત થઈને ક્ષુબ્ધ થઈ ગયા હતા. એ સમયે ભગવાન શંકર મોટું અટ્ટહાસ્ય કરીને પૂષાદેવ સામે ધસી ગયા હતા. એ પૂષા તે સમયે પુરોડાશનું ભક્ષણ કરતો હતો અને તે જોઈ તે ભગવાને તેના દાંત ખેંચી કાઢ્યા હતા. તે પછી થરથરી રહેલા સર્વ દેવતાઓ ચૂપચાપ સંતાઈને તે યજ્ઞમાંથી દૂર નાસી જવા લાગ્યા. એટલે મહાદેવે તે દેવોનો વધ કરવા માટે તીક્ષ્ણ અને પ્રદીપ્ત બાણો સાંધવા માંડ્યાં.[૫૮–૬૦] તે સર્વ બાણોમાંથી ધુમાડા નીકળતા હતા, તણખા ઝરતા હતા અને તેઓ વીજળી તથા મેઘ જેવાં હતાં. આવા તે મહેશ્વરને જોઈને સર્વ દેવો તુરત જ તેમને નમી પડ્યા. એટલું જ નહિ પણ તે દિવસથી તેમણે હે રાજન્! સર્વ યજ્ઞોમાં રુદ્રદેવનો સર્વોત્કૃષ્ટ યજ્ઞભાગ કાઢવા માંડ્યો. આમ ભયભીત થયેલા દેવતાઓ તેમને શરણે ગયા.[૬૧,૬૨] એટલે અત્યંત કોપવાળા તે રુદ્રે પોતે જ દક્ષપ્રજાપતિના યજ્ઞને પરિપૂર્ણ કર્યો હતો. તે સમયે દેવતાઓ એટલા બધા ભયભગ્ન થઈ ગયા હતા કે, હજી સુધી પણ તેમને મહેશ્વરનો ભય રહ્યા જ કરે છે.[૬૩] વળી પૂર્વકાળમાં અતિશય વીર્યવાળા અસુરોનાં ત્રણ નગરો આવેલાં હતાં. તેઓ આકાશના મધ્યભાગમાં હતાં. તેમાં એક તદ્દન લોખંડનું, બીજું તદ્દન રૂપાનું અને ત્રીજું તદ્દન સુવર્ણનું હતું. તેમાંથી સુવર્ણનું નગર કમલાક્ષ નામના અસુરનું હતું, રૂપાનું નગર તારકાક્ષ નામના અસુરનું હતું અને લોખંડનું નગર વિદ્યુન્માલી નામના અસુરનું હતું.[૬૪,૬૫] તે નગરોને તોડી પાડવા માટે ઇંદ્ર સર્વ જાતનાં આયુધો લઈને ખૂબ મથ્યો, પણ તે તેમને તોડી જ શક્યો નહિ. એટલે ગભરાટમાં પડી ગયેલા સર્વ દેવો રુદ્રને શરણે ગયા.[૬૬] ત્યાં જઈને ઇંદ્ર સહિત સર્વ દેવો તે મહાત્માને કહેવા લાગ્યા : 'હે ભગવન્! આ ત્રિપુરનિવાસી ઘોર રાક્ષસોને બ્રહ્મદેવે વરદાન આપ્યાં છે.[૬૭] તેઓ એ વરદાનોથી ફાટી જઈ લોકોને ઘણું દુઃખ દઈ રહ્યા છે. હે દેવદેવેશ! આપના સિવાય બીજો કોઈ દેવ તેમનો નાશ કરવા સમર્થ નથી; માટે હે મહાદેવ! આપ તેમને મારી નાખો. હે રુદ્ર! દેવોનો દ્વેષ કરનારા તે રાક્ષસો સર્વ કર્મોમાં રૌદ્ર પશુરૂપ થશે. માટે હે ભુવનેશ્વર! આપ તે અસુરોનો અવશ્ય નાશ કરશો જ.' આ પ્રમાણે દેવોએ જ્યારે પ્રાર્થના કરી, ત્યારે ભગવાન હરે 'તથાસ્તુ' કહ્યું. હવે દેવોનું હિત કરવાની ઇચ્છાથી ભગવાન શંકરે સમુદ્રો અને વનો સાથેની આખી પૃથ્વીને જ પોતાના રથરૂપ બનાવી. એ રથમાં ગંધમાદન તથા વિંધ્યાચળ પર્વતના બે નાના નાના પાસે ફરકતા ધ્વજ બનાવ્યા.[૬૮–૭૧] ભગવાન ત્રિલોચને નાગરાજ શેષને રથના ધૂંસરારૂપ બનાવ્યો, વળી એ દેવાધિદેવ પિનાકપાણિએ ચંદ્રસૂર્યને રથનાં પૈડાં બનાવ્યાં.[૭૨] ત્યારે એ ત્ર્યંબકે ઐલપુત્ર તથા

પુષ્પદંત નામના બે સર્પોને ધૂંસરીના છેડાનાં બંધન બનાવ્યાં, મલયાચળ પર્વતને રથનો યૂપ બનાવ્યો અને તક્ષકનાગને રથના ત્રિવેણુને બાંધવાની દોરી બનાવી.[73] એ પ્રતાપી શર્વે જલ અને પર્વત આદિનાં પ્રાણીઓને સાજ બનાવ્યો. વળી એ મહેશ્વરે ચાર વેદોને ચાર ઘોડા બનાવ્યા. ત્રિલોકના નાથ એ મહેશ્વરે ત્યારે ઉપવેદોને ઘોડાઓનાં ચોકડાં બનાવ્યાં, અને ગાયત્રી તથા સાવિત્રીને ઘોડાઓની લગામ બનાવી.[75] તેમણે ૐકારને ચાબુક બનાવ્યો, બ્રહ્માને સારથિ બનાવ્યા, મંદરાચળને ગાંડીવધનુષ્ય બનાવ્યો અને વાસુકિનાગને ધનુષ્યની દોરી બનાવ્યો.[76] વિષ્ણુને તેમણે ઉત્તમ બાણ બનાવ્યા, અગ્નિને તેમને બાણનું ફળું બનાવ્યો, વાયુને તેમણે બાણનાં પીછાં બનાવ્યો અને યમરાજને તેમણે બાણની પૂંખ બનાવ્યો.[77] વીજળીને તેમણે બાણની તીક્ષ્ણ અણી બનાવી તથા મેરુપર્વતને તેમણે રથ ઉપરનો મહાન ધ્વજ બનાવ્યો. આવા દિવ્ય અને સર્વ દેવમય એવા રથમાં એ ભગવાન શિવ બિરાજ્યા.[78] આમ યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા તે સ્થાણુ શંકર ભગવાન ત્રિપુરનો નાશ કરવા ચાલી નીકળ્યા હતા. ત્યારે દેવો તથા તપોધન મહર્ષિઓ અસુરોનો સંહાર કરનાર અને અતુલ પરાક્રમવાળા એ શ્રીમાન દેવની સ્તુતિ કરતા હતા. હે અર્જુન! પ્રભુ મહેશ્વરે તે સમયે માહેશ્વર નામનો અપ્રતિમ દિવ્ય વ્યૂહ રચ્યો હતો અને એક હજાર વર્ષ સુધી ત્યાં અચળ ઊભા રહ્યા હતા. જ્યારે તે ત્રણેય નગરો અમુક સંયોગે આકાશમાં એકત્ર થયાં, ત્યારે તેમણે ત્રણ પર્વવાળા અને ત્રણ ફળાંવાળા એક જ બાણથી તે ત્રણેય નગરોને તોડી પાડ્યાં હતાં. ભગવાન શંકરે જ્યારે વિષ્ણુ તથા ચંદ્રથી યુક્ત અને સાક્ષાત્ કાળાગ્નિસંપન્ન એવું તે એક જ બાણ છોડ્યું હતું, ત્યારે રાક્ષસો તેની સામે જોવાને પણ શક્તિમાન થયા ન હતા. જે વેળા ભગવાન શંકર એ નગરોને બાળી રહ્યા હતા, તે વેળા ઉમાદેવી પાંચ શિખાઓવાળા એક બાળકને ખોળામાં બેસાડીને પોતે જાતે જ તે જોવાને ત્યાં પધાર્યાં હતાં. કાંઈક વિશેષ જાણવાની ઇચ્છાથી દેવીએ ત્યાં ઊભેલા દેવોને પ્રશ્ન કર્યો કે, 'આ કોણ છે?'[79-84] તે સાંભળી શંકર પરની અસૂયાને લીધે ઇંદ્ર હાથમાં વજ્ર લઈ પ્રહાર કરવા સજ્જ થયો. એટલે તુરત સર્વ લોકના ઈશ્વર પ્રભુ મહેશ્વર મંદ મંદ હસ્યા અને કોપાયમાન થયેલા તે ઇંદ્રના વજ્ર સહિત બાહુને થંભાવી દીધો. એ રીતે પોતાની ભુજા થંભી ગઈ, ત્યારે દેવગણોથી વીંટાયેલો તે ઇંદ્ર ઉતાવળો ઉતાવળો અવિનાશી પ્રભુ બ્રહ્મદેવની પાસે ગયો. ત્યાં સર્વ દેવોએ મસ્તકથી પ્રણામ કરી હાથ જોડીને બ્રહ્મદેવને પૂછ્યું :[85-87] 'હે બ્રહ્મન્! પાર્વતીના ખોળામાં કોઈ અદ્ભુત બાળક બેઠો હતો, તેનું બાલસ્વરૂપ જોઈને અમે ઓળખી શક્યા નહિ.[88] માટે અમે આપને પૂછીએ છીએ કે, જે બાળકે યુદ્ધ કર્યા વિના જ એક રમતમાત્રમાં ઇંદ્ર સહિત સર્વ દેવોનો પરાજય કર્યો છે, તે બાળક કોણ છે?'[89] દેવોનું તે વચન સાંભળી બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા બ્રહ્મા અમાપ તેજવાળા તે બાળશંભુના સંબંધમાં ધ્યાન ધરવા લાગ્યા. આમ ધ્યાન દ્વારા તે બાળકનું યથાર્થ સ્વરૂપ જાણી લઈ તે ઇંદ્ર આદિ દેવવરો પ્રત્યે બોલ્યા : 'હે દેવો! ઉમાદેવીની સાથે રહેલા અમાપ તેજસ્વી જે બાળકનાં તમને દર્શન થયાં હતાં, તે આ ચરાચર જગતના પ્રભુ ભગવાન શંકર છે. એ મહેશ્વરથી અતિશય ઉત્તમ એવો કોઈ પણ નથી. પાર્વતીને માટે જ તે સર્વેશ્વરે પોતાનું બાળસ્વરૂપ ધારણ કર્યું છે; માટે તમે બધા મારી સાથે તેમને જ શરણે ચાલો.[90-93] એ જ પ્રભુ સર્વ લોકના ઈશ્વર,

દેવ અને ભગવાન છે. ભુવનના ઈશ્વર એવા તે ભગવાનને દેવો જાણી શક્યા નથી.[૯૪] પછી પ્રજાપતિઓ તથા સર્વ દેવોને સાથે લઈ બ્રહ્મા તે મહેશ્વર દેવ પાસે ગયા અને બાલસૂર્ય સમાન કાંતિવાળા એ પ્રભુનાં તેમણે દર્શન કર્યાં.[૯૫] વળી 'આજ સર્વોત્તમ દેવ છે' એમ સમજીને પિતામહે તેમને વંદન કર્યું.

બ્રહ્મા બોલ્યા : હે પ્રભુ! તમે જ આ ત્રિભુવનના પાલક છો, યજ્ઞસ્વરૂપ છો, જગતના લયસ્થાન છો, ઉત્પત્તિકારણ છો, મહાન દેવ છો, પરમ ધામ છો અને સર્વને પરમ પ્રાપ્ય સ્થાન છો. તમારા વડે આ સર્વ સ્થાવરજંગમ જગત વ્યાપ્ત છે.[૯૬,૯૭] હે ભગવન્! હે ભૂતભવ્યના ઈશ! હે લોકના નાથ! હે જગતપતિ! આપના ક્રોધથી દુઃખી થયેલા આ ઇંદ્ર પર કૃપા કરો.[૯૮]

વ્યાસ બોલ્યા: બ્રહ્મદેવનાં વચન સાંભળી ભગવાન મહેશ્વર પ્રસન્ન થયા અને પ્રસાદાભિમુખ થઈ ખડખડાટ હસવા લાગ્યા.[૯૯] પછી ઇંદ્ર આદિ સર્વ દેવોએ, દેવી ઉમાને તથા ભગવાન રુદ્રને પ્રસન્ન કર્યાં, એટલે ઇંદ્રનો બાહુ તેની મૂળ સ્થિતિ પર આવી ગયો.[૧૦૦] આમ ભગવાન વૃષભધ્વજ ઉમા દેવી સાથે તે દેવોના પર પ્રસન્ન થયા. એ ભગવાનેજ સર્વ દેવોમાં પોતાની ઉત્તમત્તા દર્શાવીને દક્ષપ્રજાપતિના યજ્ઞનો વિનાશ કર્યો હતો.[૧૦૧] તે ભગવાન જ રુદ્રસ્વરૂપ છે, શિવસ્વરૂપ છે, અગ્નિસ્વરૂપ છે, સર્વસ્વરૂપ છે અને સર્વવેત્તા છે; એજ ઇંદ્રસ્વરૂપ છે, વાયુસ્વરૂપ છે, અશ્વિનીકુમારસ્વરૂપ છે અને વીજળીસ્વરૂપ છે.[૧૦૨] એ જ ભવસ્વરૂપ છે અને મેઘસ્વરૂપ છે. એ જ સનાતન મહાદેવ ચંદ્રસ્વરૂપ છે, સર્વના નિયંતા છે, સૂર્યસ્વરૂપ છે અને વરુણસ્વરૂપ છે.[૧૦૩] તે જ કાલ છે, તે જ અંતક છે, તે જ મૃત્યુ છે, તે જ યમ છે, તે જ રાત્રિ છે, તે જ દિવસ છે, તે જ માસ છે, તે જ અર્ધમાસ છે, તે જ ઋતુઓ છે, તે જ બન્ને સંધ્યાઓ છે અને તે જ સંવત્સર છે.[૧૦૪] ધાતા તથા વિધાતા એ જ છે, વિશ્વાત્મા અને વિશ્વરૂપ કર્મને કરનાર એ જ છે. તે જ ભગવાન પોતે શરીરધર્મથી રહિત છે, છતાં માયા દ્વારા સર્વ દેવોનાં અને સર્વ ભૂતોનાં શરીરો ધારણ કરે છે. સર્વ દેવો એ મહાદેવની સ્તુતિ કરે છે અને તે જ દેવાધિદેવ એક, અનેક, સેંકડો, હજારો તથા લાખો સ્વરૂપી બને છે.[૧૦૫,૧૦૬] તે મહેશ્વર દેવની બે તનુઓ છે, એમ વેદજ્ઞ બ્રાહ્મણો યથાર્થ સમજે છે, તે એક ઘોરા છે અને બીજી શિવા છે. વળી આ બે તનુઓ પણ અનેક પ્રકારની બને છે.[૧૦૭] તેમાં જે ઘોરા તનુ છે, તે રાક્ષસોની ઉપાસ્ય છે અને અગ્નિ, વિષ્ણુ તથા સૂર્યસ્વરૂપ છે. એમની જે શિવા તનુ છે, તે જળ, નક્ષત્રો અને ચંદ્રસ્વરૂપ છે.[૧૦૮] વેદો, વેદોનાં અંગો, ઉપનિષદો તથા આધ્યાત્મિક નિશ્ચયનું દૃઢ પ્રતિપાદન કરનારા જે કોઈ અન્ય ગ્રંથો છે અને તેઓ સર્વની અંદર જે કંઈ પરમગુહ્ય રહસ્ય રહેલું છે, તે સર્વ દેવ મહેશ્વરજ છે.[૧૦૯] આવા સ્વરૂપના ભગવાન મહાદેવ અજન્મા છે એટલું જ નહિ; પરંતુ મેં પ્રથમ વર્ણવેલા ગુણો કરતાં અધિક ગુણવાન છે. તે ભગવાનના સર્વ ગુણોનું મારાથી કથન થઈ શકે તેમ નથી જ.[૧૧૦] હે પાંડુનંદન! હજાર વર્ષ સુધી હું આ રીતે તેમના ગુણો નિરંતર ગાયા કરું, તોપણ તેનો પાર આવે નહિ. એ શરણે આવેલા ભક્તજનો પર કૃપા કરનાર તે પરમેશ્વર પ્રસન્ન થાય, તો સર્વ ક્રૂર ગ્રહોના પંજામાં સપડાયેલ અને સર્વ જાતનાં પાપોથી યુક્ત એવા પોતાના શરણાગત ભક્તોને મુક્ત કરે છે. તે જ પ્રભુ મનુષ્યોને આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય, ધન અને બીજા સર્વ પુષ્કળ અભિલાષો આપે છે અને તે જ જો ક્રોધાયમાન થાય તો પાછા છીનવી પણ

લે છે. ઇંદ્ર આદિ દેવોની અંદર તેમનું જ ઐશ્વર્ય છે એમ કહેવાય છે.[૧૧૧-૧૧૩] તે લોકમાં મનુષ્યોનાં શુભઅશુભ સર્વ કર્મોમાં વ્યાપ્ત થઈને રહેલા છે. તે ભગવાન પોતાના ઐશ્વર્યના પ્રભાવથી સર્વ જાતના અભિલાષોને પૂર્ણ કરી શકે છે, માટે જ તે ઈશ્વર કહેવાય છે.[૧૧૪] તે દેવ મહાન ભૂતોના ઈશ્વર છે, માટે મહેશ્વર કહેવાય છે; એટલું જ નહિ તે અનેક સ્વરૂપોવાળાં પોતાનાં અનેક રૂપો કરીને સમગ્ર જગતમાં વ્યાપી રહ્યા છે.[૧૧૫] તે દેવનું એક મુખ સમુદ્રમાં અધિષ્ઠિત થયું છે અને તેનું વડવામુખ નામ પ્રસિદ્ધ છે, તે જળમય હવ્યનું પાન કર્યા કરે છે.[૧૧૬] વળી એ મહાદેવ નિત્ય શ્મશાનોમાં જ વસે છે, તેથી વીર પુરુષો તે વીર સ્થાનમાં એ મહેશ્વરની નિત્ય પૂજા કરે છે.[૧૧૭] વળી એમનાં બીજાં અનેક ઘોર તથા અઘોર પ્રદીપ્ત સ્વરૂપો છે અને મનુષ્યો આ લોકમાં એ રૂપોની પૂજા કરે છે તથા તેમનું નિત્ય ગુણકીર્તન કરે છે.[૧૧૮] એ ભગવાનનાં ગુણકર્મો ઘણાં મોટાં અને વ્યાપક છે. તેથી આ લોકમાં યથાર્થ વ્યુત્પત્તિથી અર્થવાળાં બનેલાં તેમનાં ઘણાં નામો વર્ણવાય છે.[૧૧૯] વેદમાં પણ એ ભગવાનની શતરુદ્રિય તથા અનંતરુદ્રિય નામની ઉપાસનાને મહાસ્તોત્રમાં ગાયેલી છે.[૧૨૦] એ દેવ સર્વ કામનાઓના પ્રભુ છે. ભલે પછી તે કામનાઓ દિવ્ય હો અથવા માનુષ હો. વળી એ વ્યાપક દેવ સર્વના પ્રભુ હોઈને આ મહાન વિશ્વમાં વ્યાપી રહ્યા છે.[૧૨૧] એ ભગવાન સર્વ દેવોમાં પ્રથમ છે અને તેમના મુખમાંથી અગ્નિ ઉત્પન્ન થયો છે; માટે બ્રાહ્મણો અને મુનિઓ તેમને જ્યેષ્ઠભૂત કહે છે.[૧૨૨] વળી તે પ્રભુ આ વિશ્વના સર્વ પશુઓનું (જીવોનું) પાલન કરે છે, તેમની સાથે માયા દ્વારા ક્રીડા કરે છે અને તેમના પોતે અધિપતિ છે, માટે તેમને પશુપતિ કહે છે.[૧૨૩] વળી બ્રહ્મચર્યના પ્રભાવથી પોતે દિવ્યસ્વરૂપ તથા મૂળ સ્થિતિમાં જ રહે છે; માટે તેમને લિંગમ્ એ નામથી પણ વેદમાં વર્ણવ્યા છે. વળી પોતે લોકોને એકદમ મોટાઈ આપી દે છે, માટે તે મહેશ્વર કહેવાય છે.[૧૨૪] ઋષિઓ, દેવો, ગંધર્વો તથા અપ્સરાઓ એમના લિંગનું નિત્ય પૂજન કર્યા કરે છે; કારણ કે તે જગતમાં સર્વોત્કૃષ્ટ છે.[૧૨૫] તેમના લિંગનું પૂજન કરવાથી તે મહેશ્વર શંકરદેવ સુખી થાય છે.[૧૨૬] આ જગતમાં તેમનાં ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળમાં સ્થાવરજંગમ અનેક સ્વરૂપો છે; માટે તે બહુરૂપ કહેવાય છે.[૧૨૭] તેમનું એક અગ્નિમય નેત્ર ક્રોધને લીધે નિત્ય જાજ્વલ્યમાન રહે છે, તેઓ સર્વ તરફથી નેત્રોમય છે અને સર્વ લોકોમાં પ્રવેશ કરીને રહ્યા છે, માટે તેમને સર્વ કહે છે.[૧૨૮] તેમનું સ્વરૂપ નિત્ય ક્રોધાયમાન રહે છે, માટે તેમને ધૂર્જટિ કહે છે. વળી તેમનામાં સર્વ દેવો નિવાસ કરીને રહ્યા છે, માટે તેઓ વિશ્વરૂપ કહેવાય છે.[૧૨૯] એ ભુવનેશ્વર ભગવાન ત્રણ દેવીઓ, સ્વર્ગ, પાતાળ અને પૃથ્વી એ ત્રણ લોકોનું પાલન કરે છે, માટે ત્ર્યંબક કહેવાય છે.[૧૩૦] તેઓ મનુષ્યોનું કલ્યાણ ઇચ્છે છે અને સર્વ કર્મોમાં સર્વ જાતના અર્થોની નિત્ય વૃદ્ધિ કર્યા કરે છે, માટે તેઓ શિવ કહેવાય છે. તેમને હજારો અથવા લાખો નેત્રો છે, અથવા તેઓ સર્વતઃ નેત્રમય છે, તેમ જ આ મહાન વિશ્વનું તેઓ પાલન કરે છે, માટે મહાદેવ કહેવાય છે. વળી તેમની મહત્તત્ત્વ પહેલાંની સ્થિતિ છે, તે પ્રાણીની ઉત્પત્તિ–સ્થિતિના કારણભૂત છે તથા તેમનું સ્વરૂપ સદા અવિક્રિય–અચલ રહે છે, માટે તેમને સ્થાણુ કહે છે.[૧૩૧-૩૩] સૂર્ય, ચંદ્ર, અગ્નિ તથા લોકમાં જે બીજી જ્યોતિઓ પ્રકાશી રહી છે, તે સર્વ કેશ નામે પ્રસિદ્ધ છે, તેમ જ તે બધાં ત્રિનેત્ર શ્રીશંકર ભગવાનમાં નિવાસ કરી રહ્યાં છે, માટે તે ભગવાન વ્યોમકેશ કહેવાય છે.[૧૩૪] ભૂતકાળનું,

ભવિષ્યકાળનું તથા વર્તમાનકાળનું સર્વ સમગ્ર જગત તેમનાથી ઉત્પન્ન થાય છે, માટે તેઓ ભવ કહેવાય છે.[૧૩૫] कपि શબ્દ શ્રેષ્ઠ અર્થને સૂચવે છે તથા वृष શબ્દ ધર્મનો વાચક છે. દેવના દેવ તે ભગવાન શ્રેષ્ઠ ધર્મસ્વરૂપ છે, માટે वृषाकपि કહેવાય છે.[૧૩૬] બ્રહ્મા, ઇંદ્ર, વરુણ, યમ અને કુબેર સુદ્ધાંને તેઓ મહાપ્રલયકાળે પકડી પાડીને સંહારી નાખે છે, માટે તેમને हर કહે છે.[૧૩૭] દેવ મહેશ્વરે પોતાનાં બન્ને નેત્રોને મીંચી દઈને બળાત્કારે એક ત્રીજું નેત્ર લલાટમાં ઉત્પન્ન કર્યું છે, માટે તેઓ त्र्यक्ष કહેવાય છે.[૧૩૮] સર્વ શરીરોમાં તેઓ દશ ઇંદ્રિયોરૂપ વિષમ સ્વરૂપમાં રહેલા છે, દેહાભિમાની સર્વ પ્રાણીઓને તેઓ પ્રિય હોવાથી સમસ્વરૂપે રહેલા છે અને પુણ્યશાળી તથા પાપી સર્વ શરીરોમાં પ્રાણ, અપાન આદિ વાયુસ્વરૂપે પણ રહેલા છે.[૧૩૯] જે પુરુષ તે મહાત્માની મૂર્તિની અથવા લિંગની પૂજા કરે છે, તે લક્ષ્મીવાન થાય છે. તેમાં પણ જે પુરુષ તેમના લિંગનું પૂજન કરે છે, તે નિત્ય મહાન લક્ષ્મીને સંપાદન કરે છે.[૧૪૦] તેમના શરીરમાં બન્ને ઊરુઓથી નીચેનો અર્ધભાગ તે आग्नेय શરીર કહેવાય છે તથા તે બન્ને ઊરુઓથી ઉપરનો ભાગ તે સોમા નામની તેમની શિવા તનુ કહેવાય છે. તેમના શરીરનો નીચેનો અર્ધભાગ અગ્નિસ્વરૂપ છે તથા ઉપરનો અર્ધભાગ સોમ-ચંદ્રસ્વરૂપ છે.[૧૪૧] એમની ઉપરની અર્ધી મહાપ્રદીપ્ત શિવા નામની તનુ દેવોને માટે છે તથા નીચેની અગ્નિસ્વરૂપ ઘોરા તનુ મનુષ્યો માટે છે.[૧૪૨] એમની જે શિવા તનુ છે, તે વડે મનુષ્ય બ્રહ્મચર્ય પાળે છે. (કારણ કે તે તનુ દૈવીસંપત્ છે અને શમદમાદિસ્વરૂપ છે.) તેમની જે ઘોરતરા તનુ છે, તેથી મનુષ્ય સર્વનું ભક્ષણ કરી જાય છે. (અર્થાત્ કામક્રોધાદિરૂપ શિવની મૂર્તિનો આશ્રય કરનાર પુરુષ તેના આવેશથી યુક્ત થઈ પિતા આદિનો પણ સંહાર કરી નાખે છે. આવા સ્વરૂપના છતાં તે ઈશ્વર છે)[૧૪૩] વળી તે શંકર ભગવાન અગ્નિની પેઠે સર્વને બાળી ભસ્મ કરી નાખે છે, શસ્ત્રની પેઠે તીક્ષ્ણ છે, યમની પેઠે ઉગ્ર છે, સૂર્યની પેઠે પ્રતાપી છે અને માંસ, રુધિર તથા મજ્જાનું ભક્ષણ કરનારા છે; માટે તે रुद्र કહેવાય છે.[૧૪૪] હે અર્જુન! તેજ એ મહાદેવને તેં સંગ્રામમાં તારી આગળ આગળ ચાલતા અને હાથમાં પિનાક ધનુષ્ય ધારણ કરી શત્રુઓને સંહાર કરતા જોયા હતા. હે નિર્દોષ અર્જુન! તેં જ્યારે સિંધુરાજનો વધ કરવા માટે પ્રતિજ્ઞા કરી હતી, ત્યારે સ્વપ્નમાં શ્રીકૃષ્ણે તને કૈલાસપર્વતની ટેકરી પર જેમનાં દર્શન કરાવ્યાં હતાં, તેજ એ ભગવાન મહેશ્વર દેવ હતા. તે જ સંગ્રામમાં તારી આગળ આગળ ચાલે છે અને તેમણે આપેલાં દિવ્ય અસ્ત્રો વડે તેં દાનવોનો સંહાર કર્યો છે.[૧૪૬,૧૪૭] હે અર્જુન! દેવના દેવ તે મહાદેવનું આ शतरुद्रिय નામનું સ્તોત્ર મેં તને કહ્યું છે. તે સ્તોત્ર ધન, યશ અને આયુષ્યને આપનારું છે તથા વેદ તુલ્ય પવિત્ર છે.[૧૪૮] વળી આ સ્તોત્ર સર્વ અર્થોને સિદ્ધ કરનારું છે, પવિત્ર છે, સર્વ પાપોનો નાશ કરનારું છે, સર્વ પાપોની શાંતિ કરનારું છે તથા સર્વ દુઃખો અને ભયનો વિનાશ કરનારું છે. જે પુરુષ આ ચતુર્વિધ સ્તોત્રને સાંભળે છે, તે પુરુષ પોતાના સર્વ શત્રુઓનો પરાજય કરી અંતે રુદ્રલોકમાં પૂજાય છે.[૧૪૯,૧૫૦] મહાત્મા શંકરનું આ યુદ્ધ સંબંધી ચરિત્ર અહીં કહેવામાં આવ્યું છે. જે પુરુષ નિત્ય પ્રાતઃકાળે ઊઠીને આ શતરુદ્રિયનું પઠન તથા શ્રવણ કરે છે, તેમ જ એ વિશ્વેશ્વર દેવની ભક્તિ કરે છે, તે એ ત્રિનેત્ર દેવને પ્રસન્ન કરી મનુષ્યોમાં સર્વ ઇષ્ટ કામોને મેળવે છે.[૧૫૧,૧૫૨] હે કુંતાપુત્ર

અર્જુન ! હવે તું જા અને યુદ્ધ કર. તારો કદી પણ પરાજય નથી જ; કારણ કે જનાર્દન શ્રીકૃષ્ણ તારા મંત્રી તથા રક્ષક તરીકે પાસે જ રહે છે.[૧૫૩]

સંજય બોલ્યો : હે ભરતશ્રેષ્ઠ ! હે શત્રુદમન ! પરાશરપુત્ર વ્યાસ ભગવાન એ રણમાં અર્જુનને આમ કહીને જેમ આવ્યા હતા તેમ ગયા.[૧૫૪] હે રાજન્ ! પાંચ દિવસ મહાઘોર યુદ્ધ કરીને મહાબળવાન બ્રાહ્મણ દ્રોણાચાર્ય મરણ પામીને બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા હતા.[૧૫૫]

વિધિવત્ વેદાધ્યયન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે જ ફળ આ પર્વના અધ્યયનથી પણ પ્રાપ્ત થાય છે. આ પર્વમાં રણશૂરા ક્ષત્રિયોને મહાન યશ વર્ણવવામાં આવ્યો છે.[૧૫૬] જે પુરુષ આ પર્વનું નિત્ય પઠન કરે છે, તે પુરુષ મહાન પાપો તથા મહાન ઘોર કૃત્યોથી મુક્ત થાય છે.[૧૫૭] આ પર્વના પઠનથી બ્રાહ્મણને યજ્ઞફળની પ્રાપ્તિ થાય છે, ક્ષત્રિયોને ઘોર યુદ્ધમાં નિત્ય યશ મળે છે અને બાકી રહેલા બે વર્ણોને ઇષ્ટકામ, પુત્રો તથા ઇષ્ટ પૌત્રોનો લાભ થાય છે.[૧૫૮]

ઇતિ શ્રીમહાભારતમાં દ્રોણપર્વાંતર્ગત નારાયણાસ્ત્રમોક્ષ પર્વમાં 'શ્રીશંકરમાહાત્મ્ય' નામનો અધ્યાય ૨૦૨મો સમાપ્ત



'સસ્તુ' સાહિત્ય એટલે ઊચામા ઊચુ' સાહિત્ય'

# કેટલાંક ઉપયોગી પુસ્તકો

## ધર્મ'ગ્ર'થો

રૂ ન પૈ

તુલસીકૃત રામાયણ–બે ગ્રથો, ૩૬ ચિત્રો સાથે ૧૦–૦
વાલ્મીકિ રામાયણ–બે ગ્ર થો, ૩૦ ચિત્રો સાથે ૧૧–૦
ગિરધરકૃત રામાયણ–મોટા અક્ષરોમા ૪–૫૦
શ્રીરામચરિતમાનસ–મૂળ પાઠ, મોટા અક્ષરોમા ૨–૦
શ્રીશિવમહાપુરાણ બે ગ્ર થોમા, ૯ ચિત્રો સાથે ૧૨–૦
મહાભારત–સ પૂર્ણ સરળ ભાષાતર સાત દળદાર ગ્ર થોમા, ૨૭ ચિત્રો પૃ ૫૧૮૮ ૫૨ ૦
શ્રીમદ્ ભાગવત–સચિત્ર અક્ષરશ ભાષાતર, બે ગ્ર થોમા ૧૦ ૦
શ્રી ભગવતી (દેવી) ભાગવત–દેવીના મહિમાનુ વર્ણ'ન ૬–૫૦
એકાદશ સ્ક'ધ (એકનાથી ભા ગવત) એકાદશ સ્ક ધ ઉપરની મહાત્મા એકનાથની ટીકા, મૂળ શ્લોકો તથા ભાષાતર સાથે ૬ ૦
એકાદશ સ્ક ધ–મૂળ સહિત ભાષાતર ૨ ૫૦

### ઉપનિષદો

એકાદશ ઉપનિષદ–મૂળ સહિત સરળ ભાષાતર ૩ ૦
બૃહદારણ્યક ઉપનિષદ–મૂળ સાથે ભાષાતર ૨–૦
સો ઉપનિષદો પ્રથમ ૨૩ ઉપનિષદો મૂળ શ્લોકો અને સરલાનુવાદ સાથે, બાકીના જુજ્જુ માત્ર ભાષાતર સારરૂપે ૫–૦

### શ્રીમત્ શ કરાચાર્ય'ના ગ્ર થો

મોહમુદ્ગર ને બીજા' દશ રત્નો ૧–૦
શતશ્લોકી અને બીજા' ચાર રત્નો ૦–૬૫
સ્તોત્રસ ગ્રહ–ભક્તિ ને વેદાતસ્તોત્રો ૦ ૬૨
સર્વ'વેદાતસિદ્ધાત–સારસ ગ્રહ ૧–૨૫
વિવેકચૂડામણિ ૧–૦

### શ્રીમદ્ ભગવદ્ગીતાઓ

ભગવદ્ગીતા–મૂળ શ્લોકો, પદચ્છેદ અને અર્થ', પ શ્રી સાતવલેકરજીની પુરુષાર્થ'બોધિની ટીકા સાથે બે ગ્ર થોમા ૧૨–૫૦
શ્રીમદ્ ભગવદ્ગીતા શાંકરભાષ્ય–ભગવાન શ કરાચાર્ય'ની વિસ્તૃત ટીકાનો સરળ અનુવાદ મૂળ શ્લોકો તથા તેના અર્થ' સાથે ૪–૦
શ્રીમદ્ ભગવદ્ગીતા–નીલક ઠી ટીકા સાથે મૂળ શ્લોકો તથા તેના અર્થ ૩–૦
જ્ઞાનસત્રગીતા–મૂળ શ્લોકો પદચ્છેદ ને શબ્દાર્થ' ૧–૨૫
અવધૂતગીતા–ભગવાન દત્તાત્રેય પ્રણીત ૧–૨૫
અષ્ટાવક્રગીતા–મૂળ સાથે સરળ ભાષાતર ૦–૫૦
શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા 'ભાવાર્થ'દીપિકા' ૪–૫૦
શ્રીમદ્ ભગવદ્ગીતા–મોટા અક્ષરોમા ૦–૭૫
, (ગુટકો) ૨૬ મી કાચી ૦–૩૭

## નીતિગ્ર'થો

બાલવિલાસ (મ ન દ્વિવેદીકૃત) રોજના વ્યવહારમા ધર્મ' અને નીતિના તત્ત્વો માણસને કઈ રીતે ઉપયોગી થાય તે સમજાવતુ પુસ્તક ૧ ૫૦
હિ'દુ ધર્મ'ની બાળપોથી–હિ દુ ધર્મ' વિષેની અનેક બાબતો સરળ ભાષામા સમજાવતુ પુસ્તક ૧–૨૫
મનુષ્યધર્મ'–ઈશ્વર, ધર્મ', મુક્તિ અને ઉચ્ચ જીવનના મહાન પ્રશ્નોનો મહાત્માજી, સ તો, કવિવર ટાગોર તથા ગીતા ઉપનિષદોના વચનોમા ઉકેલ ૨ ૦
આર્ય'ધર્મ'નીતિ અને ચાણક્ય નીતિસાર–સદાચાર અને નીતિના શ્લોકો અર્થ' સાથે ૦–૭૫
મનુસ્મૃતિ–આર્ય' પ્રણાલિકાનો મહાન ન્યાયગ્ર થ ૪–૫૦
સુભાષિતરત્ન–ભાડાગાર ૬૩૪૨ સુભાષિતોનો મૂળ સાથે સરળ અનુવાદ ૧૦ ૦
સુભાષિત નીતિમ'જરી સુભાષિતો ૧ ૫૦
વ્યવહારમાળા–વ્યવહારમા ઉપયોગી હિતવચનો ૦ ૫૦

## વેદાત–તત્ત્વજ્ઞાન

યોગવાસિષ્ઠ મહારામાયણ–બે ગ્ર થોમા, વેદાતના આધ્યાત્મિક સિદ્ધાતો ૧૪ ૦
પક્ષપાતરહિત અનુભવપ્રકાશ–જેમા વેદો, શાસ્ત્રો પુરાણોની તાત્ત્વિક વસ્તુઓને આધ્યાત્મિક અર્થ'મા ઘટાવી તેનુ સ્પષ્ટ વર્ણ'ન આપ્યુ છે ૫ ૦
વિચારસાગર નિશ્ચલદાસજીકૃત, મૂળ સાથે ભાષાતર ૩ ૦
પ'ચદશી–મૂળ સાથે ૪ ૫૦
શ્રીસુદરવિલાસ–શ્રી સુદરદાસજી વિરચિત વેદાતનો અમૂલો ગ્ર થ મૂળ દોહા સાથે ભાષાતર ૩–૦
પ'ચીકરણ મુમુક્ષુઓના આત્મબોધ માટે વેદાતનો સર્વોત્તમ ગ્ર થ ૨ ૦
યુક્તિપ્રકાશ–વેદાતના સિદ્ધાતોનુ યુક્તિઓ દ્વારા સ્પષ્ટીકરણ અને પ્રતિપાદન ૧–૫૦
તત્ત્વાનુસ'ધાન જીવ–બ્રહ્મની એકતા બતાવતો વેદાતનો મહાન ગ્ર થ ૩–૦
સનાતન ધર્મ'–મણિલાલ ન દ્વિવેદીકૃત પ્રશ્નોત્તરી, જેમા ૫૦૦ ધર્મ'સૂત્રો ભાષાતર સાથે ૧–૦
મહાવાક્યરત્નાવલિ–ઉપનિષદોમાથી ચૂટેલા બ્રહ્મબોધના વચનોનો સ ગ્રહ મૂળ સાથે ૦–૭૫
સૂર્ય'કાત–વેદાન્તની સરળ વાતો ૨–૦

**આત્મસાક્ષાત્કારની કસોટી**–લે૦ સ્વામી સ્વયંજ્યોતિતીર્થ ૧–૨૫

**જીવન્મુક્તિવિવેક**–સ્વામી વિદ્યારણ્યકૃત, વાસના ક્ષય મનોનાશ અને જીવન્મુક્તિનું વિવરણ ૧ ૨૫

**પાતંજલ યોગસૂત્ર**–શરીર, મન અને આત્માની ઉન્નતિ માટે ઉપયોગી પુસ્તક ૨–૦

**કપિલ અને દેવહૂતિ**–સાંખ્યશાસ્ત્રના પ્રણેતા ભગવાન કપિલદેવ અને તેમના માતા વચ્ચેનો પ્રેરક વાર્તાલાપ ૦–૬૨

**વેદાંત–રસબિંદુ**–સંત મગનલાલકૃત વેદાંતબોધ ૦–૭૫

**શ્રી વેદાંતમાર્ગદર્શિની** વિચારસાગર, પંચી કરણ વગેરે ગ્રંથો ઉપરથી વેદાંતના ફૂટ પ્રશ્નોનો ગુરુ–શિષ્યના સંવાદરૂપે સરળ ઉકેલ ૧ ૫૦

**બળવાન બનો !**–યજુર્વેદનો ઉપદેશ ૦–૭૫

**સ્વરૂપવિચાર** ગુરુશિષ્યના સંવાદરૂપે તત્ત્વોપદેશ ૦–૬૨

**જ્ઞાનલહરી** વેદાંતવિષયક અનેક ફૂટ પ્રશ્નોત્તરો ૦ ૫૦

**વિચારમાળા** અનાથદાસજી કૃત અદ્વૈત વેદાંતનું પુસ્તક, મૂળ શ્લોકો તથા સરલાનુવાદ સાથે ૦–૫૦

**જીવનસંગ્રામ**–કર્મ અને યુદ્ધની મીમાંસા કરતો વિચારાત્મક અને મનનીય ઉપદેશ ૦–૫૦

**ભક્તિયોગ**–(સ્વામી વિવેકાનંદ) આવૃત્તિ રજી ૨–૦

**મનોબોધ**–સમર્થ રામદાસ સ્વામીકૃત 'મનાચે શ્લોક'નું મૂળ સાથે ભાષાંતર .. ૦ ૫૦

## ધર્મકથા–પ્રાર્થના

**શ્રીચંડીપાઠ**–પાઠવિધિ સહિત મૂળ સાથે સરળ ભાષાંતર ૧–૨૫

**પુરુષોત્તમમાસમાહાત્મ્ય**–અધિકમાસની કથા, મૂળ સાથે સરળ ભાષાંતર .. ૨–૫૦

**શ્રી સત્યનારાયણની કથા**–મૂળ સાથે સરળ ભાષાંતર તથા વિષ્ણુસહસ્રનામાવલિ સાથે ૦–૬૨

**નિત્યપાઠ**–રોજ બોલવા માટે રુચે એવા પ્રાર્થના, સ્તુતિ સ્તોત્રો અને ભજનોનો સંગ્રહ ૦–૭૫

**એકાદશીમાહાત્મ્ય**–(કવિ ભટ્ટકૃત) વ્રતકથાઓ અને વ્રતવિધિ પદ્યમાં ૧–૫૦

**સંતોની અનુભવ–વાણી**–સંતોની અનુભવવાણી માંથી સંગ્રહેલા સંસાર તરવાના ઉપાયો ૧–૫૦

**જપ અને નામસ્મરણ**–મંત્રજપ ગાયત્રી, ૐકાર, અજપાજપ અને નામજપનો વિધિ ૧–૦

**શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ**–(પુસ્તક ૧લું)–ગૂઢ તત્ત્વજ્ઞાન સરળ રીતે સમજાવતી બોધક વાતો તથા પ્રસંગો, બે ભાગ સાથે ૨–૫૦

**શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ**–(પુસ્તક ૨જું)–'રામ કૃષ્ણ કથામૃત' ભાગ ૫ માનો અનુવાદ ૨–૦

**વાર્તાલાપ**–સ્વામી મહારાજ ને સ્વામી નિત્યાનંદજી વચ્ચેનો પ્રાસંગિક વાર્તાલાપ ૩–૦

**તુકારામગાથા**–સંત તુકારામના ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ અભંગોનું બે ગ્રંથોમાં સરળ ભાષાંતર ૬–૦

**ધર્મજ્યોતિ**–(સ્વામી પ્રકાશાનંદજી) અધ્યાત્મ વિદ્યાના અભ્યાસી માટે ૧ ૫૦

**ઉપદેશસારસંગ્રહ** તિરુવલ્લુવરનો વેદ તુલ્ય બોધ ૧ ૫૦

**આપણો ધર્મ**–સ્વામીશ્રી પ્રકાશાનંદજી સાથેનો વાર્તાલાપ ૨–૦

**સુબોધરત્નાકર**–ધર્મનીતિપ્રેરક ૧૦૫૯ કાવ્ય દૃષ્ટાંતો ૧–૫૦

**સંત–ગુરુનો પરિચય**–ગુરુ–શિષ્યના જ્ઞાનપ્રદેશની માન્યતા એ દર્શાવતું પુસ્તક ૨–૦

**સદ્બોધચંદ્રિકા** ધર્મનીતિના પંથે ચાલીને સાચી શાંતિ અને સુખને પામવા માર્ગ દર્શન આપતું પુસ્તક ૨–૫૦

**સંતની વાતો**–ધર્મ, નીતિ વગેરેના દૃષ્ટાંતો સાથે ૧–૫૦

**ધર્મકથાઓ**–લે૦ શ્રી વામનરાવ મા. પટેલ ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન સમજાવતી વાતો ૧–૫૦

**સુબોધક કથાવાર્તાઓ**–જ્ઞાન, ભક્તિ અને નીતિ ધર્મના ૭૦ દૃષ્ટાંતો ૧–૫૦

**બોધકથાઓ**–૭૭ બોધદાયક કથાઓનો સંગ્રહ ૧–૨૫

**સંતોની ફૂલવાડી**–સંત–મહાત્માઓના જીવનના રસમય અને પ્રેરક પ્રસંગોનો સંગ્રહ ૦–૫૦

**પ્રભુમય જીવન**–સુખી થવાના સરળ ઉપાયો ૦–૭૫

**પ્રભુમય જીવનનું રહસ્ય**–સદુપદેશ, ભજનો ૪૦ ૧–૦

## સંતવાણી–ભજનો

**ભજનસાગર**–ભા. ૧–૨ ૧૮૨ ભક્તોનાં ૧૨૯૩ ભજનોનો મોટો છતાં સસ્તો સંગ્રહ ૩ ૫૦

**ભજનસાગર ભા. ૩જો**–ભા. ૧ માં નહિ આવેલા અકારાદિ ક્રમ પ્રમાણે પછી દ સુધીના આદ્યાક્ષરવાળા સંત–કવિઓનાં ૬૦૨ ભજનોનો સંગ્રહ ૨–૦

**મીરાંબાઈનાં ભજનો**–૨૨૭ ભજનોનો સંગ્રહ ૦–૭૫

**ભજનસંગ્રહ**–જુદા જુદા ૩૩૬ ભજનોનો સંગ્રહ ૧–૦

**પરિચિત પદસંગ્રહ**–૧૦૭ પદો–ભજનોનો સંગ્રહ ૧–૭૫

**અખાની વાણી**–નવી આવૃત્તિ, અઘરા શબ્દોના અર્થ સાથે ભાવવાહી પદો અને ભજનો ૩–૦

**પ્રીતમદાસની વાણી**–ભજનો, થાળ ઇત્યાદિ ૩–૦

**દલપતરામની કવિતા** કવિશ્રી દલપતરામની ચૂંટેલી ૮૯ બોધદાયક કવિતાઓનો સંગ્રહ ૦–૬૨

**શામળના છપ્પા** (સં. કે. કા. શાસ્ત્રી) શામળ ભટ્ટના છપ્પા તથા કવિત આ પ્રમાણેનો સંગ્રહ ૦ ૭૫

**અખાના છપ્પા**–'અખાની વાણી'માંથી વિદ્યાર્થીઓને વાચન પુસ્તક માટે ઉપયોગી ૧–૦

## સ્ત્રી તથા બાળોપયોગી સાહિત્ય

**કન્યાવાચનમાળા**–કન્યાઓને ગૃહજીવનમા ઉપયોગી જ્ઞાન–માહિતી આપતા ૧૦૫ પાઠો ૨–૦

**ભારતનાં સ્ત્રીરત્નો**–વેદકાળના તેમજ મધ્યયુગના ૩૫ સ્ત્રીરત્નોનો પરિચય ૩–૦

**મહાસતી વૃંદા** (જલધર–આખ્યાન) ૧–૦

**નળાખ્યાન**–મોટા અક્ષરોમા ૧–૦

**શ્રીશારદામણિદેવી** શ્રીરામકૃષ્ણ પરમહંસના પત્નીનુ પ્રેરણાદાયી ચરિત્ર ૦ ૫૦

**ગૃહજીવનનાં દૃશ્યો** સસારની ઘૂપછાવમા માર્ગદર્શક સુદર વાર્તાઓ ૦ ૭૫

**ગૃહિણી** સ્ત્રીઓને જન્મથી લઈને ઘડપણ સુધીના જીવનમા ઉચ્ચ ભાવનાનુ માર્ગદર્શન આપતુ વ્યાવહારિક પુસ્તક ૧ ૦

**વિદ્યાર્થી બહેનોને**–વિવિધ ઉપયોગી વિષયો દ્વારા સાચા જીવનનુ દર્શન કરાવતુ પુસ્તક ૦ ૫૦

**સુખી જીવનની પગદંડી**–ગૃહજીવનમા આનંદ અને માધુર્ય રેલાવવા માર્ગદર્શન આપતુ પુસ્તક ૧ ૫૦

**કલ્યાણમયી સ્ત્રીસમાજની સેવા કરનારી** યુવતીની બોધક નવલકથા સ્ત્રીઓના દર્દોની માહિતી દવાઓના પરિશિષ્ટ સાથે ૧ ૫૦

**પાકશાસ્ત્ર**–મિષ્ટાન્ન, ફરસાણ શાકભાજી, ચટણી, રાયતા, પાપડ, વડી, અથાણા, મુરબ્બા અને રોજના ભોજનની વાનીઓ બનાવવાની રીત ૧ ૭૫

**શકુંતલા**–કાલિદાસની મહાન કૃતિનુ ગુજરાતીમા વાર્તારૂપે આલેખન ૦ ૬૨

**બાળક**–અનુ૦ શ્રી કુસુમબહેન ચીનુભાઈ શાહ બાળજીવનના વિવિધ પાસાઓ ઉપર ૧૩ નિબંધો ૧–૨૫

**ગૃહજીવનની કલા**–લે૦ શ્રીસમાજશાસ્ત્રી ઘરમા સુખ ને સપથી કેમ રહી શકાય તેના સૂચનો ૦–૭૫

**જીવનની કલા** લે૦ શ્રી રવિશકર મહેતા જીવનની સફળતા માટેનુ માર્ગદર્શન ૦–૭૫

**રાખની ઢગલી**–લે૦ 'સૌજન્ય' સામાજિક પાચ પ્રસગચિત્રો ૦–૭૫

**દૃષ્ટાંતશતક**–બોધપ્રદ સો નીતિ–દૃષ્ટાંતો ૧ ૨૫

**બાલરામાયણ**–બાળકો માટે રામાયણની સમગ્ર કથા ૭ ચિત્રો સાથે સરળ ભાષામા ૧ ૦

**બાલભારત** (સચિત્ર)–બાલોપયોગી સક્ષિપ્ત મહાભારત મોટા અક્ષરોમા ૧ ૫૦

**બાલસદ્બોધ** વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ૦ ૫૦

**વિદ્યાર્થી**–શાળા–મહાશાળામા ન મળતુ જ્ઞાન રસિક રીતે આ પુસ્તકમા અપાયુ છે ૦–૫૦

**સુબોધક નીતિકથાઓ**–બાળકો માટે ૧૫૨ નીતિકથાઓનો સગ્રહ ૧–૦

**ધર્મની બાળપોથી** બાળપણથીજ ધર્મના સસ્કારો દૃઢ કરાવતી રંગીન સચિત્ર પુસ્તિકા ૦–૩૭

**વાચો, વિચારો અને અનુસરો** ૮૨ બોધક રસપ્રદ ટૂકી વાર્તાઓ ૦–૭૫

**બોધક જીવનપ્રસંગો**–મહાપુરુષોના જીવનમાથી ચૂટેલા ૩૧ સચિત્ર પ્રસગો ૦–૫૦

**કુમાર કથાઓ**–બોધક ૩૫ સચિત્ર વાતો ૦–૫૦

**નાની નાની વાતો**–બોધક ૧૦૮ વાર્તાઓ ૧–૨૫

**વડીલોની વાતો**–રમૂજી બાળવાર્તાઓ ૦–૭૫

**સદ્ગુણી બાળકો** બાળઘડતરમા ઉપયોગી થાય તેવા ૬૯ દૃષ્ટાંતો ૦–૭૫

**ચમત્કારી વાતો**–જ્ઞાનપ્રદ ને મનોરંજક વાતો ૧–૫૦

**ઠંડા પહોરની વાતો**–રમૂજ સાથે જ્ઞાન આપતી સચિત્ર પ્રાણીકથાઓ ૦–૭૫

**ઈસપની બાલવાર્તાઓ** ૪૦ પ્રસગચિત્રો સાથેની ૧૧૪ ઉત્તમ વાતો ૧–૨૫

**મહાભારતની નીતિકથાઓ** મહાભારતમા આવતી વાર્તાઓનો સગ્રહ ૧–૨૫

**આદર્શ દૃષ્ટાંતમાળા** (બે ગ્રંથોમા)– મહાપુરુષોના જીવનપ્રસગોના ૬૧૯ દૃષ્ટાંતો ૫–૦

**સાહસકથાઓ**–હૃદયની વૃત્તિઓને ઉન્નત કરતી આઠ કથાઓ ૦–૭૫

**ભીમના પરાક્રમો** લે૦ શ્રી માધવજી ગો પટેલ ભીમસેનના જીવનનું સુંદર ને રમૂજી આલેખન ૧–૫૦

**ગદાધારી ભીમ**–લે૦ માધવજી ગો પટેલ 'ભીમના પરાક્રમો'ના અનુસંધાનમા રમૂજી આલેખન ૨–૨૫

**જગતમા જાણવા જેવું**–(સચિત્ર) લે૦ શ્રી છોટાલાલ કામદાર ઉપયોગી માહિતી ૦–૭૫

**હાસ્યતરંગ**–(સચિત્ર) લે૦ શ્રી જ્યોતીન્દ્ર દવે કટાક્ષ લેખો ૦–૭૫

**પ્રકાશના પગલા**–(સચિત્ર) લે૦ શ્રી કરસનદાસ માણેક જગતના ભિન્નભિન્ન ધર્મોની કથાઓ ૦–૭૫

**હિતોપદેશ**–સ૦ શ્રી સીતારામ શર્મા કથારસ સાથે નીતિજ્ઞાનની કથાઓ ૧–૨૫

**તંત્રકથા** (સચિત્ર) પચતત્રની બોધક વાર્તાઓ ૧–૨૫

**પૃથ્વીની કથા**–લે૦ શ્રી ચદ્રભાઈ કા ભટ્ટ પૃથ્વીની ઉત્પત્તિથી માંડીને આજ સુધીની કથા ૦–૭૫

**રસપોળી**–બાળકો હોશેહોશે ગાઈ શકે તેવા ૧૯ સચિત્ર બાળગીતો ૦ ૨૫

**બુદ્ધિ કોના બાપની ?**–બાળકોને ગમી જાય તેવી સચિત્ર વાર્તા ૦–૭૫

**કાકાનો સજય** પ્રાચીન મિસરની સસ્કૃતિનો પરિચય ૫૧ ચિત્રો સાથે મોટા અક્ષરોમા ૧–૭૫

**રાજર્ષિ**–શ્રી રવીન્દ્રનાથ ટાગોરકૃત નવલકથા ૨–૦

**કુણાલ**–અશોકપુત્ર વીર કુણાલની રસભરી વાર્તા ૦–૫૦